# નર્મકોશ

## (NARMA KOSHA)

(અ થી મ સુધી)

લેખક :

કવિશ્રી નર્મદાશંકર લાલશંકર

પ્રકાશક :

'ગુજરાતી' પ્રિન્ટીંગ પ્રેસ—મુંબઈ

# NARMA KOSHA

## A Collection of Gujarati Words

with their meanings

FIRST PART

( अ to ज्ञ )

SECOND EDITION

COMPILED BY

LATE KAVISHREE NARMADASHANKER LALSHANKER

EDITED BY

LATE ITCHARAM SURYARAM DESAI

Editor: "The Gujarati". Author of Chandrakant: Vivarana on Panchadashi Shivaji-ni Surat-ni Loot; Ganga, Delhi-par Hallo, etc.

Published by

THE "GUJARATI" PRESS, BOMBAY

V. S. 1997 A. D. 1941

Rs. 4

A

# નર્મકોશ

## ગુજરાતી શબ્દાર્થ સઙ્ગ્રહ

(પ્રથમ ભાગ-અ થી ગ સુધી)

દ્વિતીયાવૃત્તિ




રચનાર

કવિશ્રી નર્મદાશઙ્કર લાલશઙ્કર

સુધારો વધારો કરનાર

સ્વ. ઈચ્છારામ સૂર્યરામ દેશાઈ

"ગુજરાતી" પત્રના આદ્યતંત્રી, ચન્દ્રકાન્ત ઇત્યાદિના કર્તા



પ્રકાશક

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ-મુંબઈ

વિ. સં. ૧૯૯૭] [ઈ. સ. ૧૯૪૧

મૂલ્ય રૂ. ૪-૦-૦

પ્રાપ્તિસ્થાન :-
"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,
સાસુન બિલ્ડીંગ્સ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ-મુંબઈ

પ્રથમાવૃત્તિ-ઇ. સ. ૧૮૭૩
દ્વિતીયાવૃત્તિ-ઇ. સ. ૧૯૪૧
નકલ-૧૫[illegible]૦-૫-૧૯૪૧





મુદ્રક અને પ્રકાશક :-નટવરલાલ ઇચ્છારામ દેસાઇ, બી. એ.
મુદ્રણસ્થાન :-"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ
સાસુન બિલ્ડીંગ્સ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ-મુંબઈ

# અ નુ ક્ર મ ણિ કા





—:૦:—

# ગુજરાતીઓનું રાષ્ટ્રગીત

॥ गुजराती भाषाना जयश्रीरङ्ग विराजो ॥

## જય જય ગરવી ગુજરાત !*

જય જય ગરવી ગુજરાત,
દીપે અરુણું પરભાત,
ધ્વજ પ્રકાશશે ઝળળળળ કુસુમ્બી, પ્રેમશૌર્ય અંકીત,
તું ભણવ ભણવ નિજ સન્તતિ સઉને, પ્રેમભક્તિની રીત—
ઉંચી તુજ સુન્દર જાત,
જય જય ગરવી ગુજરાત.—૧

ઉત્તરમાં અમ્બા માત,
પૂરવમાં કાળી માત,
છે દક્ષિણ દેશમાં કરન્ત રક્ષા, કુન્તેશ્વર મહાદેવ,
ને સોમનાથ ને દ્વારકેશ એ, પશ્ચિમ કેરા દેવ—
છે સહાયમાં સાક્ષાત,
જય જય ગરવી ગુજરાત.—૨

નદી તાપી નર્મદા જોય,
મહી ને બીજી પણ જોય,
વળી જોય સુભટના જુદ્ધરમણને, રત્નાગર સાગર,
પર્વત ઉપરથી વીર પૂર્વજો, દે આશિષ્ જયકર—
સમ્પે સોયે સઉ જાત,
જય જય ગરવી ગુજરાત.—૩

તે અન્હિલવાડના રઙ્ગ,
તે સિદ્ધરાજ જયસિઙ્ગ,
તે રઙ્ગથકી પણ અધિક સરસ રઙ્ગ, થશે સત્વરે માત,
શુભ શકુન દીસે મધ્યાન્હ શોભશે, વીતી ગઈ છે રાત—
જન ઘૂમે નર્મદા સાથ,
જય જય ગરવી ગુજરાત.—૪

---

* આ લોકપ્રિય કાવ્ય ગુજરાતનું રાષ્ટ્રગીત નિર્માણ થઇ ચૂક્યું છે. ( સમ્પાદક ન. ઈ. દે. )

## પ્રશ્ન :- કોની કોની છે ગુજરાત ?

કોની કોની છે ગુજરાત !

ઉગ્રસેન રામ કૃષ્ણ સાત્યકી યાદવ, જ્યાં સહુ વિરાજતા,
જ્યાં બ્રાહ્મણ ને રજપુત ઝાલા ઈશ્વને અર્થે ઝૂઝ્યા હતા,

ત્યાંના લોકતણી શું કેવી ?
નાના નારે નથી તેની.
ત્યારે કોની છે ગુજરાત ?—૧

બુદ્ધ જૈનના ધુમ્યા વાદ જ્યાં, મ્લેચ્છસું શિલાદિત્ય લઢ્યો,
ભૂવડસું વળી જયશિખરી જ્યાં બુદ્ધ પરાક્રમ દાખી પડ્યો,

ત્યાંના લોકતણી શું કેવી !
નાના નારે નથી તેની.
ત્યારે કોની છે ગુજરાત ?—૨

વળી રાજ્યનો રઙ્ગધ્વજ જ્યાં છશેંક વર્ષ લગી ઉડ્યો,-
સરસ્વતી ને સેનાનીએ રઙ્ગ દાખવ્યો છે રૂડો,

ત્યાંના લોકતણી શું કેવી ?
નાના નારે નથી તેની.
ત્યારે કોની છે ગુજરાત ?—૩

કરયું ધામ જ્યાં મુસલમાને નીજ રાજ્યનું વળી વડું,-
મધ્યે આવ્યાને બાને ને માની લેછે માન વડું,

ત્યાંના લોકતણી શું કેવી ?
નાના નારે નથી તેની.
ત્યારે કોની છે ગુજરાત ?—૪

જે જ્યાં કીધો કોપ કાળાએ રાજ્ય થયું ખણ્ડેર ભુંડું,
વળી રાજ્ય જ્યાં દખણીકેરું ઠાઠે દીપે કંઇક રુડું,

ત્યાંના લોકતણી શું કેવી ?
નાના નારે નથી તેની.
ત્યારે કોની છે ગુજરાત ?—૫

વળી પુરાતન પ્રસિદ્ધ જગમાં ભૃગુનો આશ્રમ જ્યાં જોયો,
વળી રઙ્ગ જ્યાં જનવરતુનો બન્દરને નાકે સોયો,

ત્યાંના લોકતણી શું કેવી ?
નાના નારે નથી તેની.
ત્યારે કોની છે ગુજરાત ?—૬

છે અઙ્ગરેજી રાજ્યતણું જે ધામ મુખ્ય પશ્ચિમ ભણી,
જ્યાં ગુજરાતતણા જન વસિયા કો રે વેળા થોડી ઘણી,

ત્યાંના લોકતણી શું કેવી ?
નાના નારે નથી તેની.
ત્યારે કોની છે ગુજરાત ?—૭

જ્યાં રેવામહિકાંઠા શોભે હિન્દુ મુસલમાન રાજ્યકે,
વળી રાજ્ય રણની પેલીગમ જોય સિન્ધની લગોલગે

ત્યાંના લોકતણી શું કેવી ?
નાના નારે નથી તેની.
ત્યારે કોની છે ગુજરાત ?—૮

વૃદ્ધનગર જેણે જોયાં સહુ ચડતા પડતા રાજ્ય કરી,
હજી જીવે છે શું જોવાને પ્રજાતણા ઢઙ્ગ રઙ્ગ વળી,

ત્યાંના લોકતણી શું કેવી ?
નાના નારે નથી તેની.
ત્યારે કોની છે ગુજરાત ?—૯

શું બ્રાહ્મણ ને વાણિયા કેરી ? શ્રાવક ને ભાટિયા કેરી ?
ક્ષત્રી રજપુત કણબી કેરી ? ભીલ અને કોળી કેરી ?

બીજા શુદ્રતણી શું કેવી ?
નાના નારે નથી તેની.
ત્યારે કોની છે ગુજરાત ?—૧૦

## ઉત્તર :- તેની તેની છે ગુજરાત ?

પૂર્વજ જેના જે વળી આજે જન્મથકી ગુજરાતી વધ્યા,
કોઇ રીતની તોપણ ને વળી આર્યધર્મને રાખી રહ્યા,
તેની તેની છે ગુજરાત,
પછી હોય ગમે તે જાત.
તેની તેની છે ગુજરાત ! —૧૧

વળી પરદેશી બીજા જેને ભૂમિયે પાળી મોટ કર્યા,
પરધર્મી પણ હિત ઇચ્છનારા માતતણું તે ભાઈ ઠર્યા,
તેની તેની છે ગુજરાત,
પછી હોય ગમે તે જાત.
તેની તેની છે ગુજરાત !—૧૨

નર્મદ કે ગુજરાતી ભાઇઓ ! માતને અર્થે સમ્પ ધરો,
ખન્તે બન્ધન તોડી રણે સહુ ઝુઝી જયસુખ જમે ભરો,
પ્રેમશૌર્યને કરી પ્રખ્યાત,
તે તે સહુની છે ગુજરાત.
તે તે સહુની છે ગુજરાત !—૧૩

# પ્રકાશકોનું નિવેદન

પરમ કૃપાળુ ભગવાનની શી ઇચ્છા હશે કે, નર્મકોશની બીજી આવૃત્તિ કરવાનો શુભ યોગ અમારે હાથે આવ્યો છે! જે કોશ છાપતાં કવિશ્રી જેવા સમર્થ સાહિત્યકાર અને ભાષાશાસ્ત્રીને તેર વર્ષો લાગ્યાં, તે કોશની બીજી આવૃત્તિ કાઢવાને, તેની અનેકવાર માગણી થવા છતાં, આજે ઘણા વર્ષ લાગ્યાં છે અને તેયે અપૂર્ણ. પણ સુભાગ્યે તેની તાણ અને અગત્યને લીધે બીજા સાહસિક લેખકોને ગુજરાતી ભાષાની અભિવૃદ્ધિ કરવાની અનેક તકો મળી છે, એટલે દિલ્લીની ખોટ આગ્રાથી પૂરાયલી માનવાને હરકત નથી. જો કવિશ્રીના જીવનની ઉત્તરકાળની નાણા સંબંધી સ્થિતિ સારી હતે તો કવિશ્રીએ પોતે જ તેની બીજી આવૃત્તિ કાઢી હતે; કારણ કે તેમના લખેલા કાગળો અને પત્રવહેવાર તપાસતાં એમ જણાયું છે કે, તે માટે તેમણે સંપૂર્ણ તૈયારી કરી રાખેલી; એક નર્મપર્યાયકોશ અને બીજો નર્મધાતુકોશ છાપવા માટે સાહિત્ય સામગ્રી એકઠી કરેલી. પણ કવિશ્રીના જીવનની દોરી અકસ્માત્ ઇ. સ. ૧૮૮૬ માં કપાઇ તેથી પ્રસ્તુત કામ આરંભી શકાયું જ નહિ, અને તેમના પછી તેમના કીશોરવયના પુત્ર ભાઈ જયશંકર અને ગં. સ્વ. ડાહીગવરીએ કોઇની સહાયતા નહિ હોવાથી તેમણે બીજી આવૃત્તિ કાઢવાનો વિચાર માંડી વાળ્યો હતો. ઇ. સ. ૧૮૯૬ માં "ગુજરાતી" પત્રના આદ્યતંત્રી અને સ્થાપક અને અમારા પૂજ્ય પિતાશ્રી સ્વ. ઇચ્છારામ સાથે તેમણે એક કરાર કર્યો અને બીજી આવૃત્તિ કાઢવાનું કામ સર્વ હક્ક-ઇલાકા સાથે તેઓએ સ્વ. ઇચ્છારામને સોંપ્યું. પણ 'આદર્યાં અધુરાં રહે અને હરિ કરે તે થાય.' એ ન્યાયે મુંબઇમાં મરકીનું જોર ફાટી નીકળ્યું, તેથી કાર્ય અપૂર્ણ રહ્યું. તે પછી યુવાન જયશંકર ઇ. સ. ૧૯૦૮ માં ગતઃપ્રાણ થયા, એટલે ભાઇ જયશંકરના ટ્રસ્ટીઓના હાથમાં સર્વ વાત ગઇ. છતાં તે સંબંધી કરાર પાકો થશે, એ આશાએ સ્વ. ઇચ્છારામે નર્મકોશ છાપવાનું કામ આરંભી દીધેલું, પણ અનેક વ્યવસાયને અંગે તેઓ પૂર્ણ કરી શક્યા નહિ. દરમ્યાન કવિશ્રીના અને તેમના પુત્ર ભાઇ જયશંકરના ટ્રસ્ટીઓએ કવિશ્રીના તમામ ગ્રન્થો છાપવા છપાવવાના હક્ક ઇલાકા સ્વ. ઇચ્છારામને અને 'ગુજરાતી' પ્રેસને ઇ. સ. ૧૯૦૯ માં આપી દીધાં, પણ કોશ પૂરો થાય તે પહેલાં શ્રી ઇચ્છારામ ઇ. સ. ૧૯૧૨ ની આખરે ગોવિંદશરણ થયા અને કોશનું કામ તે પછી થોડુંક ચાલીને અટક્યું તે અટક્યું, તે આજની ઘડી સુધી. તે પછી ઇ. સ. ૧૯૧૪ માં જગદ્વ્યાપી મહાયુદ્ધ ફાટી નીકળ્યું, કાગળો વગેરેના ભાવ અતિ ઘણા વધી ગયા અને અપૂર્ણ રહેલા કોશનું છપાવવાનું કામ સ્વ. ઇચ્છારામના પુત્રોમાંથી કોઇ આગળ ચલાવી શક્યું નહિ. એક તો ઘણા નાના મોટા વિવિધ કોશો બીજાઓ તરફથી છપાઇ બહાર પડી ચૂક્યા હતા. બીજું કવિશ્રીએ સ્વીકારેલી અક્ષરજોડણી અથવા વર્ણાનુપૂર્વી, જો કે શુદ્ધ હતી, તો પણ તે સર્વમાન્ય થઈ નહોતી. સરકારી પાઠ્ય પુસ્તકોની જોડણી લોકપ્રચલિત થઇ હતી; અને કોશનો થોડોક ભાગ કવિશિષ્ય સ્વ. ઇચ્છારામે કવિશ્રીની જોડણી પ્રમાણે, તેમની સૂચના પ્રમાણે થોડોક સુધારોવધારો અને ઉમેરણ કરી છાપ્યો હતો, તેજ પ્રમાણે કામ આગળ ચાલુ રાખવું કે કેમ તે વિશે જૂદા જૂદા વિદ્વાનોને પૂછવામાં આવતાં વિવિધ અભિપ્રાયો મળ્યા હતા, તેથી આગળ છાપવાને માટે મન ડામાડોળ થઇ ગયું હતું. એટલામાં ઇ. સ. ૧૯૩૩ માં ગુણજ્ઞ ગુજરાતી પ્રજાએ કવિશ્રીની જન્મશતાબ્દી ઉજવી ત્યારે અમારા તરફથી જેટલો ભાગ છપાઇ ગયો છે તેટલો ભાગ ૧ લા તરીકે પ્રકટ કરવાનો વિચાર થયો અને તે પ્રમાણે એક જાહેર ખબર "ગુજરાતી" પત્રમાં છાપવામાં આવી હતી. તે સમયે એ કાર્ય પણ થઇ શક્યું નહિ. પણ આજે હવે સ્વર વિભાગ, ક વર્ગના અને ખ વર્ગના શબ્દોવાળો ભાગ પ્રકટ થાય છે, તે માટે તે પરમ કૃપાળુ પરમેશ્વરનો જ આભાર માનીએ છીએ, કારણ કે તેની ઇચ્છા વિના આ દુનિયામાં કશું પણ થઇ શકતું નથી.

આ ભાગ સાથે પહેલી આવૃત્તિમાં જેટલા શબ્દો ન હતા તે સર્વ શબ્દોમાંથી યોગ્ય લાગ્યા તે કવિએ નોંધી રાખેલા તે અને પરિશિષ્ટમાં વધારેલા શબ્દો, તથા અત્યાર સુધીમાં છપાયલા શબ્દકોશોમાંથી જે શબ્દો યોગ્ય લાગ્યા

તે શબ્દોનો સંગ્રહ આમાં કરવામાં આવેલો છે. જે શબ્દો આ કોશમાં નથી લેવાયા તેથી કશી હાનિ થઇ નથી, કારણ કે કવિએ સમ્પ્રસારણના નિયમે ઘણા શબ્દો, અને પ્રાંતભેદના અને વર્ણ અથવા જાતિભેદના ઘણા મળતા આવતા પણ ઉપલા નિયમને લીધે બગડેલા કેટલાક શબ્દો ત્યાજ્ય ગણ્યા છે, તે આ આવૃત્તિમાં લીધેલા નથી; પણ ગુજરાતી ભાષાનું કલેવર દિન પ્રતિદિન ઘડાતું જાય છે, અને રોજ નવનવા શબ્દો ઘડાતા જાય છે એટલે ગમે તેટલો કોશ સંપૂર્ણ કરવાનું મથન કરવામાં આવે તે છતાં લોકોમાં વપરાતાં યાવત્પ્રાપ્ય શબ્દોનો એમાં સમાવેશ કરવો મુશ્કેલ છે: તે જ પ્રમાણે પ્રાચીન ગુજરાતી સાહિત્ય પણ એટલું વિપુલ બહાર પડતું જાય છે કે તે સર્વનો અભ્યાસ કરી નવા શબ્દો ચૂંટી કાઢવા અને તે કોશમાં દાખલ કરવા મુશ્કેલ છે. આ સર્વ વિચાર કરતાં જેટલી સામગ્રી આજે અમારી પાસે તૈયાર છે તેટલી રજુ કરી દેવાના વિચારે અને કવિનો અમૂલ્ય મુખમુદ્રા, ગુજરાતી ભાષા વિષયનો નિબંધ એ વગેરે લોકોપયોગી તેમ જ વિદ્વાનોને પણ ઉપયોગી હોવાથી તે ગુજરાતી પ્રજાને અર્પવાના વિચારે આ અપૂર્ણ કોશ પ્રજા સમક્ષ સાદર રજુ થાય છે, અને તેનો સત્કાર થશે એવી આશા છે.

આ આવૃત્તિ છાપતી વખતે અમે ઉપર જણાવ્યો તે સિવાય બીજો કશો ફેરફાર કર્યો નથી; પણ કેટલુંક ઉમેરણ કર્યું છે તે અત્રે સુજ્ઞ વાચકોની જાણ માટે દર્શાવીએ છીએ. કવિશ્રીની લખેલી નર્મકોશની મુખમુદ્રા અને ગુજરાતી ભાષાનો અમુલ્ય નિબંધ તો યથાવત્ રાખ્યા છે; પણ ગુજરાતી ભાષાના નિબંધમાં કવિશ્રીએ જે જે કવિઓનાં ઉદાહરણો ઉતાર્યાં છે, તે કોનાં કોનાં છે તે જ્યાં સુધી જડ્યાં ત્યાં સુધી ત્યાં આગળ દર્શાવ્યાં છે. તે ઉપરાંત કવિએ લખેલો "જૂની ગુજરાતી ભાષા" વિષયનો એક નિબંધ તેમના હાથે લખેલી પ્રત શોધી કાઢીને છાપ્યો છે. કવિશ્રીએ કોશમાં કયા કયા પ્રાચીન અને અર્વાચીન કવિઓ લેખકો, અને ગ્રન્થકારોનાં અવતરણો લીધેલાં છે તેની, એક યાદી કરેલી તે મળી આવતાં ઉપયોગી લાગવાથી તે પણ છાપી છે; કવિશ્રીએ ગુજરાતી ભાષાના જૂના કવિઓ વિશે જે એક સુંદરીની કલ્પના કરી રૂપક બાંધ્યું છે અને જે ગુજરાતી ભાષાના નિબંધમાં વાપર્યું છે, તે વિશે તેમણે સૈકાવાર મુખ્ય કવિઓ સંબંધમાં કોઠા વાર ટીપ્પણ કરી રાખેલું તે પણ જીર્ણ થઇ જતાં કાગળોના ઢગલામાંથી હાથ લાગતાં છાપ્યું છે. અક્ષર જોડણી અથવા વર્ણાનુપૂર્વિ સંબંધી કવિના વિચારો કોશનું કામ આરંભ્યું ત્યારે કેવા હતા તે પણ છાપ્યું છે. આટલું ઉમેરણ ગુજરાતના વિદ્વાનોને ઉપયોગી થઇ પડશે એવી અમને આશા છે.

કવિશ્રી નર્મદાશંકરે શબ્દજ્ઞાન મેળવવા માટે અને કોશ બનાવવા માટે અથાક પરિશ્રમ લીધેલો છે. જે જમાનામાં છાપેલાં કોઇ પણ સાધનો પૂરેપૂરા મળતાં નહિ, અને મળતાં તે મોટે ભાગે અશુદ્ધ હતા, તે જમાનામાં પ્રાચીન હસ્તલિખિત ગ્રન્થો મેળવવા, તે વાંચી જવામાં સમયનો ભોગ આપવો, તેમ એનું તારણ કાઢવું, લોકમાં બોલાતી ભાષાના શબ્દો એકઠાં કરવાં, વિચારવાં, વ્યુત્પત્તિ શોધી કાઢવી અને નિયમો બાંધવા અને તે સર્વ કલેશદાયક કામ એકલે હાથે અને એકલી બુદ્ધિએ કરવું, એ કાંઇ જેવો તેવો સ્વાર્થત્યાગ અને ભોગ ન કહેવાય. નર્મ કવિતામાં આવતા શબ્દોના અર્થો સમજાવવાનું કામ કરવા માંડતાં આખી ગુજરાતી ભાષાનાં તમામ અંગો પરિપુષ્ટ કરવાનો વિચાર કરવો અને તે કામ પાછળ એકદમ આજીવન મંડ્યા રહેવું, એ વિષયનો ખ્યાલ તો જેમણે આ દિશામાં, (કોઇ પણ પૂર્વ સાધનો નહિ હોય તે સમયે કરવું, અને ગુજરાતી ભાષાને અંગ્રેજી ભાષા જેવી સમૃદ્ધ કરવી) કામ કર્યું હોય તેને જ આવી શકે. કોઇએ કામ આરંભ કર્યું હોય તો તેને ચીલે ચાલી, તેમાં સુધારોવધારો કરી કામ પૂરૂં કરવું સહેલું છે, પણ જ્યાં ક્ષેત્ર ઉજ્જડ વેરાણ હોય ત્યાં લીલીછમ જેવી વાડી પહેલવહેલી ઉભી કરવી એ સહેલું નથી. કવિશ્રીએ આ કોશ તૈયાર કરતાં જેમ જૂની ગુજરાતી ભાષાના જૂના હાથે લખેલા ગ્રન્થો ઉપરથી અભ્યાસ કર્યો છે, તેમ ગુજરાતી ભાષાની ઉત્પત્તિ, વ્યુત્પત્તિ જાણવા માટે સિદ્ધહેમ વ્યાકરણ અને વરરૂચીના પ્રાકૃત પ્રકાશનો પણ ઉંડો અભ્યાસ કર્યો હતો, અને તે સમજવા માટે પ્રાકૃત પ્રકાશનું તો જાતે ગુજરાતી ભાષામાં ભાષાંતર પણ કર્યું હતું. (આ પ્રાકૃતપ્રકાશનું ભાષાંતરનું પુસ્તક છપાયું નથી). ઇ. સ. ૧૮૭૩ માં નર્મકોશ છપાઇ ગયા પછી તેમણે જીવનની અનેક મુશ્કેલીઓ અને દ્રવ્યની સંકડામણ છતાં અભ્યાસ ચાલુ ને ચાલુ રાખ્યો હતો અને ૧૮૮૨ માં જૂની ગુજરાતી ભાષાના કેટલાક નિયમો અને વાક્યો તારવી કાઢી, લખી કાઢ્યા હતા. આ સર્વ તે સમય અને પરિસ્થિતિ વિચારતાં શું આપણને આશ્ચર્યજનક નથી લાગતું? અને કવિશ્રી માટે ધન્યવાદનો ઉચ્ચાર આપણા અંતઃકરણથી સહજ નથી નીકળી આવતો? જો પરમેશ્વરે કવિશ્રીને થોડુંક પણ લાંબું આયુષ્ય આપ્યું હોત અને આર્થિક મુંઝવણ ઉભી થઇ નહિ હોત, તેમજ સરકાર દરબાર-

માંથી તથા શ્રીમંતો અને દેશી રાજા રજવાડાઓ તરફથી સારો આસરો મળ્યો હોત તો તેઓ ગુજરાતી ભાષા માટે અપૂર્વ સમૃદ્ધિ મૂકી જાત, અસ્તુ. હવે એ વિશે શોચ કરવો નકામો છે.

હવે તો આપણા ગુજરાતી વિદ્વાનોએ કવિએ અપૂર્ણ મુકેલું કાર્ય પૂર્ણ કરવાનું છે. આજે સર્વાંગ સંપૂર્ણ, શુદ્ધ લક્ષણ અને વ્યાખ્યાવાળો, વ્યુત્પત્તિદર્શક અને ઉપયોગી અવતરણોવાળો, સમજુતીવાળો સચિત્ર કોશ કાઢવાની જરૂર ઉભી થઇ છે. એ કાર્ય એકલે હાથે હવે બની શકવું અશક્ય જ છે. ઘણા જ્ઞાતા વિદ્વાનોનો સમુદાય એક સ્થળે એકઠો થાય, નિત્ય શાસ્ત્રીય ચર્ચા ચલાવનારી તેઓની પરિષદ્ મળે, વિચારો ચાલે, ઊહાપોહ થાય, સારાં સાધનોવાળું છાપખાનું અને બીબાં બનાવવાનું યંત્ર સેવામાં તત્પર હોય તો સુંદર કોશ રચાય, એવી જે કવિશ્રીની ઇચ્છા હતી તે પાર પડે.

કવિશ્રીની એક ઇચ્છા હતી કે જોડણી ઐચ્છિક રાખવી, પણ ઘણા વિદ્વાનો જે જોડણી વાપરતા થાય તે સ્વીકારવી. તે જ પ્રમાણે ભાષાના લખાણમાં વિભક્તિના પ્રત્યયો નામાદિથી પૃથક્ પાડવા નહિ, હોવું, થવું વગેરે સહાયકારી ક્રિયાપદો પણ આગલા કૃદંતાદિની સાથે લખવા. મહાપ્રાણ હ ના ઉચ્ચાર અને લેખમાં પ્રદર્શન સંબંધમાં કવિએ આ કોશમાં તો આગલા અક્ષરની નીચે ફારસી ભાષાની પદ્ધતિ પ્રમાણે નુકતો (ટપકું) મુકવાનું સુચવ્યું હતું, પણ તે પદ્ધતિ તો ગુજરાતી વિદ્વાનોમાં સ્વીકારાઇ નથી. કેટલાકોએ મહાપ્રાણ હ માટે અંગ્રેજીમાં વપરાતું ઉપરનું વિરામ ચિન્હ ' (એપોસ્ટ્રોફી) વાપરવા માંડ્યું હતું; પણ તે પણ લોકપ્રચલિત થઇ શક્યું નથી, અને આજે તો જેને જેમ ફાવે તેમ મહાપ્રાણ હ શબ્દોમાં વાપરે લખે છે; એનું કશું ધોરણ રહ્યું નથી. અંગ્રેજી ભાષાના મૂળાક્ષરોમાંના છેલ્લા ઝેડનો ઉચ્ચાર બતાવવા માટે પ્રચલિત જના મોઢામાં આમ ટપકું ઝ઼ મુકવાનો રિવાજ પડ્યો છે, પણ તેનો જોઇએ તેવો યથાસ્થિત ઉપયોગ થતો નથી; અને ઘણીવાર બીબાં ગોઠવનાર જ્યારે બીબાંઓના ખાનામાં ચાલુ ઝ ખૂટી પડે છે ત્યારે નુકતાવાળો આવો ઝ઼ વાપરે છે; અને તે સુધારવાનું ધ્યાન બહાર રહી જાય છે. આવું ચાલુ કોશમાં પણ બન્યું છે; ત્યાં આગળ સુજ્ઞ વાચકોને તે સુધારી લેવાની વિનતિ છે. અક્ષર નીચેના આ નૂકતા(ટપકું)નો ઉપયોગ હાલમાં ડ અને ઢ ના કાઠિયાવાડી ડ અને ઢ ના ઉચ્ચાર માટે આ પ્રમાણે (ડ઼ અને ઢ઼) વપરાય છે. અનુસ્વારના ઉપયોગ સંબંધમાં પણ એકસરખું ધોરણ રહ્યું નથી. સંસ્કૃત ભાષા જાણનારાઓ અર્ધ અનુનાસિકોનો સંસ્કૃત ભાષાની પ્રમાણે ઉપયોગ કરે છે, જ્યારે સામાન્ય માણસો તે અનુસ્વાર (માથે મીંડુ, શૂન્ય)થી ચલાવે છે; જ્યારે બીજાઓ શુદ્ધ અનુસ્વાર માટે માથે મીંડુ વાપરે છે, અને પરસવર્ણ–અર્ધ અનુનાસિક માટે માથે પોલું મીંડુ વાપરે છે અને વાપરવાની ભલામણ કરે છે. હ્રસ્વ ઇકાર અને દીર્ઘ ઈકાર માટે હવે ઘણાઓ સંસ્કૃત ભાષાને અનુસરે છે; છતાં તેમાં તકરારનો અંત આવ્યો નથી. હ્રસ્વ ઉકાર અને દીર્ઘ ઉકાર માટે તેવો જ મતભેદ ચાલુ છે; પણ કેટલાક વિદ્વાનો તમામ ઉકારાંત અનુસ્વારવાળા શબ્દોમાં દીર્ઘ ઉકાર વાપરે છે; પણ તેમાં આ દીર્ઘ ઉકારનું ચિહ્ન અક્ષરની બહાર બીબાંમાં અદ્ધર લટકતું રહેતું હોવાથી છાપતી વખતે ભાંગી જાય છે, ત્યારે તે ચિહ્ન દીર્ઘ હતું કે હ્રસ્વ હતું તે સમજી શકાતું નથી, તેથી વર્તમાનપત્રવાળાઓ દીર્ઘ ઉકારનો સદંતર બહિષ્કાર કરી સર્વત્ર હ્રસ્વ ઉકાર જ યોજે છે, અને સમર્થનમાં જણાવે છે કે જ્યાં સુધી વાંચનારાને શુદ્ધ અર્થજ્ઞાન થતું હોય ત્યાં એમ વાપરવામાં હરકત નથી. કેટલાક વર્તમાન પત્રકારોએ તો હ્રસ્વ ઇકારનું છુટું બીબાંનું ચિહ્ન છાપતાં ભાંગી જતું હોવાથી સર્વત્ર દીર્ઘ ઇકાર જ યોજે છે; તે જ પ્રમાણે માથે બે માત્રાવાળા શબ્દોમાં તેમ નહિ વાપરતા સ્વરના ગુણ વૃદ્ધિ અથવા તો જૂની ભાષામાં વપરાતાં સ્વરયુગ્મો વાપર્યા જાય છે. માથાનો રફાર પણ છાપતાં ભાંગી જતો હોવાથી કેટલાકો શબ્દની આગળ અર્ધો કે ખોડો રફાર વાપરવાની સૂચના કરે છે. તે જ પ્રમાણે એકાર અને ઓકારના ઉચ્ચારમાં ફરક આવવાથી કે પહોળા અને સાંકડા (વિવૃત્ત અને સંવૃત્ત) એકાર અને ઓકારવાળા શબ્દો માટે આવી ⌣ ⌣ ⌣ માથે અવળી માત્રાઓ વાપરવાની સૂચના થઇ છે, અને ઘણાઓ વાપરે પણ છે. કેટલાકો તેને બદલે હિન્દી ભાષામાં વપરાય છે તેમ માથે આવું ˘ અર્ધ ચન્દ્રવાળું ચિહ્ન વાપરે છે. વળી તેમાં હમણાં કેટલાકો તરફથી અવ્યાપારેષુ વ્યાપારની માફક નવી જ લિપિ બનાવવાની સૂચનાઓ થાય છે, ગુજરાતી સરળ લિપિ કાઢી નાખીને કેવળ દેવનાગરી, બાળબોધ લિપિ અથવા ખોડી બાળબોધ—નાગરી લિપિ વાપરવાની ભલામણ થાય છે. આ ગરબડમાં અને મતવૈવિધ્યમાં અક્ષરને માથે જે અનુસ્વારનું મીંડુ અને માથે રફાર મુકવાનું, તો બીબાં ગોઠવનારની સગવડ માટે અને એ ચિહ્નને બીબાંઓ છાપતાં ભાંગી જાય નહિ તે માટે, આવ

નીકળી ગયાં છે અને ડીઓના (વેલાટીના) ચિહ્નોને બદલે અખંડ માથે મીંડુ અને રેફ અક્ષરની બાજુમાં મુકાય છે, અને તેનાથી આંખો વાંચવામાં એવી ટેવાઇ ગઇ છે કે અનુસ્વારનું મીંડુ અને રેફ અક્ષરની બરોબર માથે નથી આવતા તો પણ વાંચનારને તે અશુદ્ધ લાગતું નથી. તે જ પ્રમાણે બીજા પણ આવા ઘણાક સુધારાઓ જોડણીમાં અને બીબાં ગોઠવવાની ક્રિયામાં થઇ ચૂક્યા છે. આ સર્વ મતભેદનું મૂળ કારણ ગુજરાતી ભાષાનો કુમળો ઉચ્ચાર છે. પણ આ સર્વ ઉચ્ચાર–મતભેદનું એકીકરણ કે સમીકરણ કે સમન્વય કરવું મુશ્કેલ છે, અને તેને લીધે કેટલાક શબ્દો નકામા વધી ગયા છે. આ સર્વનો વિચાર કરી શકે, નિર્ણય કરી શકે એવી ગુજરાતી ભાષાની સઘન વિદ્વત્સમાજ ન બંધાય અને તેને પણ રાજતરફનો ટેકો ન હોય ત્યાં સુધી કશું થઇ શકે નહિ, અને આજે જે અનવસ્થા પ્રવર્તે છે તે ચાલુ રહેશે. કવિશ્રીએ પોતાના જમાનામાં પ્રાપ્ત સાધનો પ્રમાણે વિચાર કરેલો છે અને તે જણાવ્યા છે. પણ આજે તેમાં કેટલોક ફેરફાર થઇ ગયો છે.

આ કોશ સુધારવામાં સ્વ. ઇચ્છારામને રા. મણિલાલ છબારામ ભટ્ટ, સ્વ. શાસ્ત્રી પ્રાણજીવન હરિહર, રા. રા. જગજીવનદાસ દયાળદાસ મોદી, અને રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની–એઓએ મદદ કરેલી, માટે તેઓ સર્વેનો અમે આભાર માનીએ છીએ. હવે પછીના શબ્દોના કોશનું કામ નવું ધોરણ બાંધ્યા સિવાય આગળ ચલાવી પૂર્ણ કરી શકાય તેમ નથી; એટલે આ કોશનો શેષ ભાગ ધીમે ધીમે હફતે હફતે સમય અને આર્થિક સ્થિતિ અને પ્રજાની સહાયતાના પ્રમાણમાં અમે પૂર્ણ કરવાની આશા રાખીએ છીએ, તે પૂર્ણ કરાવવી પરમેશ્વરના હાથમાં છે. પરમેશ્વર ગુજરાતી ભાષાની દિનપ્રતિદિન સંવૃદ્ધિ કરો એવી પ્રાર્થના કરી કવિશ્રીના પવિત્ર આત્માને પ્રણામ કરીને અત્ર વિરમીશું.

મુંબઈ.<br>'ગુજરાતી' પ્રેસ<br>કાર્યાલય<br>સં. ૧૯૯૭<br>વૈશાખી પૂર્ણિમા

નટવરલાલ ઇચ્છારામ દેશાઈ

# મુખમુદ્રા

જે કોશ શબ્દનો અર્થ ગાઉ થાયછે તે ક્રોશનો અને જે કોશ શબ્દનો અર્થ નરાજ થાયછે તે કુશીનો અપભ્રંશ છે; પણ બીજા સઘળા અર્થવાળો કોશ શબ્દ શુદ્ધ સંસ્કૃતજ છે. કોશ શબ્દ સંસ્કૃત ધાતુ કુશ્ ઉપરથી થયો છે ને કુશ ધાતુ આશ્રય તથા આશ્રયી એ બેના સમ્બન્ધસૂચક અર્થમાં પ્રવર્ત્તેછે; તો એ ઉપરથી, જેની માંય એકાદો પદાર્થ રખાય-રે તે કોશ ને એમાં એના સઘળા અર્થનો સમાવેશ થાયછે. રાજકોશ એટલે સકળ રાજ્યની સમૃદ્ધિનું સત્વ જે ભણ્ડારમાં ભરયું હોય તે; તેમ જે ગ્રન્થમાં ભાષાની સમૃદ્ધિનું સત્ત્વ ભરયું હોય તે ભાષાકોશ. ભાષાની સમૃદ્ધિ, શબ્દાર્થ તથા તેના પ્રયોગ એરૂપે રઈ શોભેછે તો તેઓનાં રક્ષણને માટે અને તેઓના જ્ઞાનોપયોગને માટે કોશગ્રન્થો છે. રાજનગરની સ્થિતિસમૃદ્ધિ ઉપરથી આખા રાજ્યની સ્થિતિસમૃદ્ધિ વિષે થોડું ઘણું જાણી શકાયછે, પણ કોશગ્રન્થઉપરથી તો પ્રત્યેક ભાષાનું ઐશ્વર્ય સહજ જણાઈ આવેછે. જેમ કોશ વિના રાજ્ય બળહીન અને કમળકોશ વિના સરોવર શોભાહીન છે, તેમ ભાષાકોશ વિના દેશભાષાની રાજ્યસત્તા છૂટાં છૂટાં ને વિખરાયલાં પડેલાં અનેક અઙ્ગ તથા એઓની અવ્યવસ્થા એથી સમગ્ર એકસ્વરૂપે ન હોવાથી સ્થાયી બળિષ્ઠ નથી અને શાસ્ત્રીય સંસ્કાર વિના સુન્દર શોભતી નથી. કોશ વડેજ ભાષા સંસ્કારી થઈ તેજબળમાં વૃદ્ધિ પામેછે. ભાષાનો કોશ એ, ભાષા બોલનારા લોકની સ્થિતિનાં સ્વરૂપનું પ્રતિબિમ્બ છે ને તેઓનાં જ્ઞાનૈશ્વર્યને દર્શાવનારો જયધ્વજ છે.

સંસ્કૃત ભાષામાં નાના મોટા મળીને બાવન કોશ છે ને તેમાં અમરકોશ, મેદિનીકોશ ને અભિધાનચિન્તામણિ એ ત્રણ બીજા સઉથી શ્રેષ્ઠ ગણાયાછે. એ સઘળા કોશની શબ્દાવળી વર્ણાનુક્રમમાં નથી પણ શબ્દજાતિ અથવા અર્થજાતિ પ્રમાણે વર્ગોમાં પડીને રચાયલીછે. યુરોપિયન લોકે સંસ્કૃત ભાષાનું જ્ઞાન પ્રાપ્ત કરવાને સંસ્કૃત-ઇઙ્ગ્લિશ, ઇઙ્ગ્લિશ-સંસ્કૃત, સંસ્કૃત-ફ્રેન્ચ, સંસ્કૃત-જર્મન એવી રીતના વર્ણાનુક્રમે શબ્દાવળી રચી અનેક કોશગ્રન્થ કર્યાછે. આ દેશની પૂર્વની પ્રાકૃતભાષા માત્ર લોકવ્યવહારભાષા હતી, પણ્ડિતોની નોતી; પણ પછવાડેથી તેનાં વ્યાકરણ થયાં હતાં ને તે થોડોક સંસ્કાર પામી હતી-સંસ્કૃત નાટકોના ગ્રન્થમાં ને બૌદ્ધ જૈનનાં ધર્મપુસ્તકોમાં સારીપઠે વપરાઇ હતી-અને વળી જેમ સંસ્કૃતભાષા સર્વ પ્રદેશના વિદ્વાનોની એક સામાન્યભાષા હતી તેમ ચારમાંની એક પ્રાકૃત સર્વ પ્રદેશના લોકની એક સામાન્ય જેવી વ્યવહારભાષા મનાઈ હતી. પછી રાજ્યોની અવ્યવસ્થાને લીધે ને હૂનાદિ મ્લેચ્છ લોકના પ્રવેશને લીધે સામાન્ય જેવી મનાતી પ્રાકૃત ભાષા પ્રદેશપ્રદેશમાં જૂદેજૂદે રૂપે બોલાવા લાગી ને કેટલેક કાળે તે કેવળ જૂદી પડી ગઈ. મુસલમાની રાજ્યમાં વિદ્વાનોની સામાન્યસંસ્કૃતભાષાનું બળતેજ ઘટયું ને જૂદીજૂદી પ્રાકૃતમાં ગ્રન્થ લખાવા માંડ્યા. કબીરે ૧૩-૧૬ સંવત સૈકામાં, નામદેવે ચૌદમા સૈકામાં ને નરસિંહે પન્દરમા સૈકાના અન્તમાં પોતપોતાની ભાષામાં ભક્તિબોધવાણી ગાઇ. મુગલાઇ રાજમાં ગુજરાતી, મરેઠી, હિન્દી, બઙ્ગાળી પદ્યભાષા વધારે વધારે સંસ્કારને પાત્ર થતી ચાલી. અઙ્ગ્રેજી રાજ્ય થયા પછી ભાષામાં કેટલોએક ફેરફાર થયો છે ને થાય છે, તોપણ ગદ્યના ગ્રન્થો લખાવાથી તે નિયમમાં પડી રૂડો સંસ્કાર પામેછે ને આશા છે કે અવે પ્રત્યેક ભાષા થોડા કાળમાં પોતપોતાનાં સંસ્કૃત રૂપમાં વિરાજશે. અઙ્ગ્રેજી શબ્દના પ્રાકૃતમાં અર્થ ને પ્રાકૃત શબ્દના અઙ્ગ્રેજીમાં અર્થ એવા ઘણાએક નાના મોટા કોશ હિન્દી મરેઠી બઙ્ગાળી ગુજરાતીમાં થયાછે*; પણ પ્રાકૃત શબ્દના પ્રાકૃતમાંજ અર્થ એવા કોશ જે પ્રત્યેક ભાષાની જયશ્રી

---

*ગુજરાતીઅઙ્ગ્રેજી કોશ (પન્દરહજાર શબ્દનો) પ્રથમ ૧૯૦૨ માં નિકળ્યો. એ કોશ, સુરતના રેનાર ને માસ્તરની અટકથી ઓળખાતા દલપતરામ ભગુભાઈના રચેલા (પણ છપાયલા નહિ એવા) શબ્દાર્થસઙ્ગ્રહ ઉપરથી મિરજા મહમદ કાજીમ તથા નવરોજી ફરદુનજી એઓએ રચી છપાવ્યો હતો. કરસનદાસ મુળજીનો ૧૯૧૮ માં એક ને શાપુરજી એદલજીનો ૧૯૧૯ માં બીજો એવા બે કોશ નિકળ્યા હતા. કરસનદાસના કોશની બીજી આવૃત્તિ ૧૯૨૪ માં થઇછે. અઙ્ગ્રેજી ગુજરાતીકોશ મોટો એનો એક અઙ્ક અરદેશર ફરામજી મૂસ તથા નાનાભાઈ રૂસ્તમજી રાણીના એઓએ ૧૯૧૩ માં કાડ્યો, ને બીજા ત્રણ અઙ્ક (એચ અક્ષરના શબ્દ પૂરા થયા ત્યાંલગી) ૧૯૧૭ સુધીમાં કાડ્યા. ૧૯૧૮ માં એ બે જણાએ ને મેં સાથે મળીને એક નાનો કોશ રચી પ્રસિદ્ધ કીધો. તેમ તેજ વર્ષમાં ઝવેરીલાલ ઉમિયાશંકર, ત્રિભોવનદાસ દ્વારકાદાસ ને મોતીરામ ત્રિકમદાસ એ ત્રણે જણે મળી એક બીજો નાનો કોશ રચી છપાવ્યો. એ બે કોશને એકઠા મેળવી દઇ સુધારો વધારો કરી અરદેશર તથા ઝવેરીલાલ એઓએ ૧૯૨૭ માં બીજી આવૃત્તિરૂપે અઙ્ગ્રેજીગુજરાતી કોશ છપાવ્યો છે [ગુજરાતી કોશ ભૂલી હીરાચન્દે ૧૯૯૫ માં કાડી હતી].

દેખાડે છે તે (જેવા જોઇએ તેવા ઉતમ પ્રકારના તો નહિ તોપણ) હિન્દી મરેઠી બઙ્ગાળી ભાષાના, ઘણાં વર્ષ ઉપર છપાઈ પ્રગટ થયાછે. હિન્દીકોશ વિસહજાર શબ્દનો બનારસના રેવરન્ડ આડમે રચી સંવત ૧૮૮૫ માં, મહારાષ્ટ્રભાષાનો કોશ પચ્ચિસ છવિસહજાર શબ્દનો મુમ્બઇની શિક્ષામણ્ડળીએ પાંચ પણ્ડિતો પાસે રચાવેલો તે તેજ વર્ષમાં અને બઙ્ગાળીકોશ—શબ્દામ્બુધિ છુતરીસહજાર શબ્દનો પૂર્ણચન્દ્રોદય નામના વર્તમાન પત્રના અધિપતિયે રચી સંવત ૧૯૦૯ માં પ્રસિદ્ધ કીધો. હવે આ ગુજરાતી કોશના ઉદ્ભવ વિષે આ પ્રમાણે છેઃ—*

મુમ્બઈમાં ગુજરાતી અઙ્ગરેજી નિશાળોમાં ભણનારાઓને નર્મકવિતામાંના ઘણાક શબ્દાર્થ સમજવા સુલભ નોતા પડતા તે જોઈ હું તેવા શબ્દાર્થનો એક નાનો કોશ કરતો હતો પણ તે સઙ્ગ્રહ બહુ મોટો થઈ ગયલો જોઈ મને સુઝ્યું કે આમો ને આમો મ્યાયમળતા બીજા શબ્દો વધારી મોટોજ કોશ કરવો કે તે સઘળા લોકના ઉપયોગમાં આવે. એ વિચાર દૃઢ થયો ને મેં સંવત ૧૯૧૭ ના કારતક સુદ છઠ રવેઉ—સને ૧૮૬૦ ના નવેમ્બરની અઠ્ઠાવિસમિયે બીજો નવો શબ્દસઙ્ગ્રહ કરવાનો આરમ્ભ કર્યો. નર્મકવિતામાંના સ્વરાદિશબ્દોમાં નવા વધારાના સ્વરાદિશબ્દો મેળવી ગોઠવી મેં અર્થ લખવા માંડ્યા. અ-આ—ના શબ્દાર્થ લખાયા કે તે મેં છાપવા આપ્યા ને પછી એક પાસથી નવું લખતાં ને બીજી પાસથી પ્રૂફ તપાસતાં સ્વરવર્ગનો ૧૦૨ પૃષ્ઠનો અઙ્ક સંવત ૧૯૧૮ ના કારતકમાં—સને ૧૮૬૧ ના નવેમ્બરમાં પ્રસિદ્ધ કીધો. સને ૧૮૬૨ ના મે મહિનામાં મેં ક આદિ અક્ષરોના અર્થ લખવા માંડ્યા ને ડિસેમ્બરમાં ૫૮ પૃષ્ઠનો બીજો અઙ્ક કાઢ્યો. સને ૧૮૬૪ ના સપટેમ્બરમાં ૧૪૦ પૃષ્ઠનો ત્રીજો અઙ્ક ઘરાકોને વેંચ્યો ને પછી ૪૦ પૃષ્ઠનો ચોથો અઙ્ક સને ૧૮૬૬ ના આગષ્ટમાં છપાઈ તૈયાર થયો. પણ તે મેં બાર કાઢ્યો નહિ. એ ચાર અઙ્કમાં અ થી તે તગારું લગીના શબ્દાર્થ લખાયા હતા. સને ૧૮૬૮ માં મેં નવું લખવાનો આરમ્ભ કર્યો ને આગષ્ટની ૧૧ મીએ—સંવત ૧૯૨૪ ના શ્રાવણ વદ આઠેમ ને ભોમવારે રાતે સમાપ્તિ કરી.

સને ૧૮૬૯ ને અન્તે મેં કોશને પાછો પ્રથમથી છપાવવાનો ને તેમ કરવાની પેલાં શબ્દોની સઙ્ખ્યામાં વધઘટ, વર્ણશુદ્ધિમાં ફેરફાર ને વ્યાખ્યાર્થમાં સુધારો કરતાં જઈ છપાવતાં જવું એવો નિશ્ચય કર્યો. સને ૧૮૭૦ ના જાનેવારીથી કોશ નવેસરથી ભાવનગરમાં છપાવા માંડ્યો તે ત અક્ષર પૂરો થયો ત્યાં સુધી છપાયો. પછી આ ચાલતા વર્ષના જુલાઈ મહિનાની ૧૮ મીએ અહિં સુરતમાં મિશનપ્રેસમાં બાકીનો કોશ છપાવવાની ગોઠવણ કરી. આગષ્ટથી ધમધોકારે કામ ચાલ્યું તે આ માસમાં પૂરું થયું છે ને હવે પુસ્તક બન્ધાઈ આવતા માસમાં કોશ બાર પડશે. શબ્દ ગોઠવવાનું ને પ્રૂફ જોવાનું કામ આરમ્ભથી તે અન્તલગી મારા સહાયક નરભેરામ પ્રાણશઙ્કરે કર્યું છે.

ગ્રંથોમાંથી જૂદા પાડી, પૂછપાછ કરી કરાવી અને એમ કરતાં નવા સુઝતા તે ઝડપી લેઈ શબ્દસઙ્ગ્રહ કર્યો છે અને બીજા કોશગ્રન્થોનીસહાયતાથી, ચર્ચા કરી શઙ્કા મટાડ્યાથી, તર્ક તથા વિચાર પૂરા ઉપયોગમાં આણ્યાથી અને વાંચેલું સાંભળેલું તત્કાળ સ્મરણ આવેથી વ્યાખ્યા અર્થ દૃષ્ટાન્ત ૯૦ સઉ લખાયું છે.†

પ્રવૃત્તિવાળી સ્થિતિમાં તથા આશ્રયવિનાની સ્થિતિમાં પણ ઉત્સાહવાળા ઉદ્યુક્તપણા વડે આ કોશ રચાયો છે ને છપાયો છે ‡

---

* એ પ્રકરણ સવિસ્તર ભરતાં અતિ લમ્બાણ થાય—પ્રધાન વિષયનો પ્રસઙ્ગરઙ્ગ ઝાંખો પડે ને કેટલુંક અમઙ્ગળ કથન પણ કરવું પડે, વળી મઙ્ગળ કાર્યની સમાપ્તિને ટાણે અમઙ્ગળ કથન કરવું એ મારા રસવિવેકને દુઃખ કરે તેવું છે માટે ટુંકામાંજ આટોપ્યું છે. તોપણ કોશસમ્બન્ધી યથેતિવૃત્તાન્ત (અમઙ્ગળ કથન સહિત) લોકની વર્તમાન સ્થિતિનું એક પ્રકારનું સહાનું શિક્ષણીય દર્શન થઇ રે તેવું છે, તેટલાસારુ તે હું બીજે પ્રસઙ્ગે યથાસ્થિત જણાવીશ.

† સંસ્કૃતઅઙ્ગ્રેજી કોશ તથા મરેઠી અઙ્ગ્રેજી કોશ એમાંથી ગુજરાતીમાં વપરાતા સંસ્કૃત શબ્દો તથા બીજા સુઝી આવતા તે ચાલુ શબ્દ મેં જૂદા પાડ્યા હતા ને છપાયલાં પુસ્તકોમાંથી કાડવાને પ્રથમ ત્રણેક જણને રાખ્યા હતા તેમાં એક ચોરવાડનો બ્રાહ્મણ હતો. જુનાગઢ તથા ભાવનગરથી મિત્રોએ શબ્દો લખી મોકલ્યા હતા. મેમદાવાદ, નડિયાદ ને અમદાવાદના કેટલાક જણ પાસેથી શબ્દ મળ્યા હતા. જૂના ગ્રન્થોમાંથી પણ શબ્દનું મોટું ભરણું થયું હતું. અર્થ લખતી વેળા ઉવેબ્સ્ટરનો અઙ્ગ્રેજી કોશ તથા મરેઠીઅઙ્ગ્રેજી એ બે ઉપયોગી પડ્યા હતા. પણ મારે ત્યાં ઠામઠામના લોકનું આવવું થવું—એ સમ્બન્ધથી શઙ્કાનિવારણનું ને નવું જાણી લેવાનું મને ઘણું સુતરું થઈ પડ્યું હતું.

‡ કોશ લખી રાખવો પણ તરત છપાવવો નહિ એ વિચાર નિવૃત્ત ને અનુકૂળ સ્થિતિ વિના પાર પડે તેવો નહિ જ, તેમ આ કાળમાં લખી રાખેલા ગ્રન્થની પછવાડેથી વ્યવસ્થા થવાનો સમ્ભવ ઓછો જ, ને હાથના લખેલા કાગળોમાં સુધારો વધારો કરવો તેના કરતાં છપાયલા કાગળોમાં તેમ કરવું એ મને વધારે સેલું ને સારું પડવાથી મેં એક પાસથી લખવાનું ને બીજી પાસથી છપાવવાનું કામ સાથે ચલાવ્યું હતું વળી આરમ્ભ કર્યો તે સમયે કોશ કરવો મેં સેહેલો જાણ્યો

હવે શબ્દસઙ્ગ્રહ તથા તેની વ્યવસ્થા વિષે જણાવવાને મુખ્ય ત્રણ પ્રકરણ બાંધું છઉં–શબ્દાવળી, વ્યાકરણ અને વ્યાખ્યાન; શબ્દાવળી વિષયમાં સઙ્ગ્રહ તથા જાતિ, સમ્પ્રસારણ, ઉચ્ચારણ એ ભેદ, વ્યાકરણ વિષયમાં જાતિ, લેખનશુદ્ધિ ને વ્યુત્પત્તિ એ ભેદ અને વ્યાખ્યાનવિષયમાં અર્થનિરૂપણ, રૂઢિપ્રયોગ, દેશીકથન ને ગ્રન્થાન્તરપ્રમાણવાક્ય એ ભેદ પાડું છઉં.

૧ શબ્દાવળીમાં ૨૫૨૬૮ શબ્દ અને અર્થની સાથે પેટામાં મુકેલા થોડાએક બીજા તથા સંયુક્ત-ક્રિયાવાળા શબ્દ એ સઉ મળીને ૨૫૮૫૫ થી થોડીક વધારે એટલી સઙ્ખ્યા થાય છે. એમાં જૂદી જૂદી રીતે બોલાતા અપભ્રંશ શબ્દ તથા ક્રિયાભેદે રૂપાન્તર પામેલા શબ્દ ઘણામાં ઘણા ત્રણેક હજાર હશે. એવા શબ્દો હિન્દી–મરેઠી કોશમાં ઘણા છે પણ મેં ચાલુ ભાષામાં વપરાતામાંના મુખ્ય મુખ્ય અને જૂના ગ્રન્થમાં વપરાયલામાંના મુખ્ય મુખ્ય રાખ્યા છે; તેમ ક્રિયાભેદનાં કેટલાંક રૂપાન્તર જે બહુવ્યાપક અથવા મૂળક્રિયાથી વિશેષ અર્થમાં વપરાતાં જાણ્યાં તે પણ રાખ્યાં છે.* હજાર ઉપરની સઙ્ખ્યાવાળા શબ્દ અ, ક, પ, મ, વ, સ એથી અને પાંચસેંથી વધારેની સઙ્ખ્યાવાળા આ, ઉ, ખ, ગ, ચ, જ, ત, દ, ન, બ, ભ, ર, લ, હ એથી આરમ્ભાતા છે.

(અ) સઙ્ગ્રહમાં સાવ સંસ્કૃત તથા સ્વલ્પરૂપાન્તરવાળા † એવા શબ્દો ૫૮૩૧, અપભ્રંશ તથા બીજા રૂઢ ૧૭૦૬૬ અને પરભાષાના ‡ ૨૯૫૮ છે. એ ગણતરી તથા એ ઉપજાવતાં વચમાં વચમાં જે પેટાગણતરી કરેલી તે સન્ધાની સરાસરી જોતાં સેંકડે એટલે ૧૦૦ ગુજરાતી શબ્દોમાં ૨૩ સંસ્કૃત, ૬૬ અપભ્રંશ ને ૧૧ પરભાષાના આવે છે.

(ઈ) સંસ્કૃત કોશમાં ને બીજા પ્રાકૃત કોશમાં પુરાણોક્ત જનબોધક તથા સ્થળબોધક શબ્દો હોય છે, પણ આ સઙ્ગ્રહમાં વિશેષનામવાચક શબ્દો સમૂળગા મેં લીધા જ નથી; પ્રાણીવર્ગ તથા વનસ્પતિવર્ગ માંયના શબ્દો છેકજ ઓછા આવ્યા છે; શાસ્ત્રકળાવિષયના પણ બહુ ઓછા છે; તોપણ સામાન્યલોકવ્યવહારમાં વપરાતા ને ખેતીખેડુતના સમ્બન્ધમાં આવતા શબ્દોનું આ સઙ્ગ્રહમાં વિશેષે મોટું ભરણું છે–જૂના પુસ્તકોમાંના શબ્દો ઘણાખરા આવેલા છે. દેશગામજાતિપરત્વે ત્યાંજ ને તેમાંજ વપરાતા વિશેષ શબ્દોને માટે કહિં કહિં જણાવ્યું છે, પણ એ ભેદ માનવો ઉચિત નથી એમ વિચારી સર્વત્ર તેમ દેખડાવ્યું નથી. ગમે તેના ને ગમે ત્યાંના પણ ગુજરાતી શબ્દ યોગ્ય જાણ્યા તેને દાખલ કર્યા છે. છેકજ ગામડિયા ને છેકજ વિકૃત થયલા શબ્દો આ સઙ્ગ્રહમાં માત્ર વાનગીદાખલ કોઇ કોઇજ લીધા છે. સંસ્કૃત શબ્દોનું ભરણું પણ વર્ત્તમાન કાળમ-વપરાતા ને ભૂતમાં વપરાયલા એવાજ શબ્દોનું છે ને સાધિત શબ્દ જેટલા બહુ વ્યાપક જણાયા તેટલાજ રાખ્યા છે; તેમ અપભ્રંશ ગુજરાતી શબ્દોમાં ક્રિયાપદનાં રૂપભેદ, વિભક્તિનાં રૂપભેદ અને સાધિત શબ્દ એ સઉ બહુ વાપરમાં છતે ઘણાકને ટાળી યોગ્ય જણાયા તેજ રાખી સિદ્ધરૂપે વપરાતા શબ્દનું વિશેષે ભરણું કરયું છે. ફારસી આરબી અઙ્ગ્રેજી શબ્દ પણ જે બહુજ વપરાતા તેજ રાખ્યા છે.

૨ સમ્પ્રસારણ શબ્દ (વિશેષ અર્થમાં) સંસ્કૃત વ્યાકરણમાં ઈ ને ય, ઉ ને વ, ઋ ને ર, લૃ ને લ એ ર્ણો જે પરસ્પર એક બીજાની વતીના વપરાય તેને માટે છે. વળી ર ને લ, જ ને ય, બ ને વ, શ ને સ,

---

હતો–શબ્દ એકઠા કરી ગોઠવી અર્થ લખવા એમાં શું શ્રમ પડવાનો છે એમ હું જાણતો પણ કામ ચાલ્યા પછી મને ઘણુંજ દોહ્યલું જણાયું હતું. કોશનું કામ કરવા બેસતાં મને કણ્ટાળો આવતો પણ બેઠા પછી ધીરજથી વિચાર કરતાં ને જાણવા લખવાનો આનંદ માણતાં હું ઠરીને કામ કરતો. વ્યવસાયમાં ને પૂરતાં સાધન વિના ગાળે ગાળે કામ કર્યું છે તેથી આટલાં આટલાં વાનાં આવી આવી રીતે કોશમાં આવવાં જોઇએ એ વિષે જે નક્કી કર્યું હતું તે તે સન્ધું અથથી તે ઈતિ સુધી આવી શક્યું નથી.

* રૂપાન્તર શબ્દો પ્રત્યેક ભાષામાં હોય છે. પૂર્ણ સંસ્કાર પામેલી એવી જે સંસ્કૃત ભાષા તેમાં પણ ઘણા છે ને રૂપમાં થોડોક જ અન્તર એવા કેટલાક ધાતુઓ પણ છે તો પ્રાકૃત ભાષાના કોશમાં રૂપાન્તરો શા માટે ન આવવાં જોઈએ? ભાષામાં જેટલા શબ્દ, રૂપાન્તર પામેલા જાણ્યામાં આવે તેટલા બધાએ ગામગામના ને જાતજાતના કોઈ પણ ભાષાના પ્રથમ કોશમાં અવશ્ય રાખવા, પછી નવી નવી આવૃત્તિમાં થોડે થોડે ઘટાડો કર્યા કરવો એવો મારો વિચાર છે ને તે પ્રમાણે મેં પૂર્વે છપાયલા અઙ્કોમાં શબ્દો રાખ્યા હતા, પણ ગ્રન્થનો અતિ વિસ્તાર થવાને લીધે ઘણાક કાઢી નાંખી થોડાએક આ ગ્રંથમાં રાખ્યા છે.

† એ વિષે 'લેખનશુદ્ધિ' પ્રકરણમાં સ્પષ્ટ કરવામાં આવશે.

‡ ફારસી આરબી અઙ્ગરેજી હિન્દી મરેઠી ઇ૦ શબ્દ અને એ જાતના શબ્દ સંસ્કૃત–ગુજરાતી શબ્દસાથે અખણ્ડ અથવા પ્રત્યયરૂપે સંયુક્ત થયા હોય તે સઉ પરભાષાના જાણવા. સો ગુજરાતી શબ્દે ૧૧ પરભાષાના લેઇએ તો ૮ ફારસી આરબી, ૧ અઙ્ગરેજીને ૨ હિન્દી મરેઠી તથા બીજી કોઇના આવે.

મ ને ન, એનો એકમેકની વતી ઉપયોગ કરવાની છૂટ છે; તેમ વળી છેલ્લું વિસર્ગ કદાપિ ન લખ્યું તો ચાલે–એને પણ (સામાન્ય અર્થમાં) સમ્પ્રસારણ કહિયે તો તે ખોટું નથી. એ પ્રકાર કેટલાક ગુજરાતી વર્ણોમાં પણ પરસ્પર જોવામાં આવે છે, આ* રીતે:–

અ અને આ; ઈ; ઉ; એ; ઓ; ઔ; વ; હ.=અટોપવું–આટોપવું; શકોરું–શિકોરું; અપાસરું–ઉપાસરું, અડબઙ્ગ–ઉડબઙ્ગ; અકેક–એકેક; અચરબો–ઓચરબો; કવચ–કૌવચ; કુંઅર–કુંવર; અધોક–હુગોક, અઝામ–હુજામ.

આ અને ઉ; એ; ઐ; ઓ.=ફાટફૂટ–ફુટાફુટ, કાંગરો–કુંગરો; આમ–એમ, ધરાણે–ધરેણે; ત્રિપાગો–ત્રિપૈગો; ખરાખર–ખરેખર.

ઈ અને ઉ; એ; ઐ; ઓ; ય; ળી.=કામઠી–કામઠું; ઈ–એ, ઈકોતેર–એકોતેર; છીએ–છૈયે, જઈ–જૈ, પઈડું–પૈડું; વારી–વારો; આદિ–આદ્ય, રાઈતું–રાયતું; કેશવાઈ–કેશવાળી.

ઉ અને ઓ; ઔ; વ અથવા અવ.=અતુલ–અતોલ; કુવત–કૌવત; ઉઠવું–વુઠવું (વરસાદે); કુણ–કવણ.

એ અને ઐ; ઓ; અય; ઈય; ય; વ.=ચેતન–ચૈતન; ખરેખર–ખરોખર, ભમ્ભેરવું–ઝમ્ભોરવું; સમે–સમય, ઉદે–ઉદય; એળ–ઇયળ; ઘાએલ–ઘાયલ; ઘુએડ–ઘુવડ.

ઓ અને ઔ; અય; આવ.=કોતુક–કૌતુક; છપ્પો–છપય; ઢાળો–ઢાળાવ.

ક અને ખ; ગ; ચ; ટ; ડ; પ; લ; વ; સ.=કબુતર–ખબુતર, કુરબાન–ખુરબાન; કાક–કાગ, ઉપલક–ઉપલગ; કાંઝીડો–કાચણ્ડો, કેમ (ચ્યમ); કોપરું–ટોપરું; કકો–કડકો; હૂક–હૂપ; કીકો–કીલો; નાળકું–નાળવું; ઓસીકું–ઓસીસું.

ખ અને ષ; સ; ક્ષ.=આખાડ–આષાઢ; ઓખડ–ઓસડ; અખેર–અક્ષર, ખણિક–ક્ષણિક.

ગ અને ઘ; જ; ન; ય.=સગળું–સઘળું; ગિંગોડું–જિંગોડું; ખાગું–ખાનું; સાગર–સાયર, નગરી–નયરી.

ઘ અને ઝ; ત; હ.=ઘી–ઝી, ઘિમેલ–ઝિમેલ; અઘાત–અતાગ; મેઘ–મેહ.

ચ અને જ; ડ; ત.=ખિચગાહલું–ખિજગાહલું; ચગળવું–ડગળવું; પોચવું–પોતવું.

છ અને જ; ત; સ.=છોછ–છોજ–છોત; આછોપાલવ–આસોપાલવ, છેલાની–સેલાની.

જ અને ઝ; દ; ન; ય; સ.=ઉજવવું–ઉઝવવું; ખિજમત–ખિદમત; પાંજર–પાદર; ભિજવું–ભિનવું; જજમાન–યજમાન; ખરજવું–ખરસવું.

ઝ અને મ.=ઝગઝગ–ઝગમગ.

ટ અને ઠ; ડ; ત; સ; ળ.=કળોટી–કસોઠી; ટગુમગુ–ડગુમગુ, ઓટકાર–ઓડકાર; ટબલું–તબલું; ભુરાટ–ભુરાસ; ચાકટ–ચાકળ.

ઠ અને ઢ; થ; લ; સ.=અઠેલવું–અઢેલવું; ઠિગડું–થિગડું; ઠોળિયાં–લોળિયાં; ગાંઠડી–ગાંસડી.

ડ અને ઢ; ણ; દ; બ; ય; ર; લ; વ; ળ.=ગડ–ગઢ; સાંડસી–સાણસી; ડંશ–દંશ; ડીબો–બીબો; હૈડું–હૈયું; કડચલી–કરચલી; પાટડી–પાટલી, નાગડું–નાગલું; જગાડવું–જગાવવું, લગાડવું–લગાવવું; ચિમડાવું–ચિમળાવું.

ઢ અને ધ.=એઢાણી–એધાણી.

ણ અને ન; ય; ર; લ.=કણસારી–કનસારી; ચાંદણું–ચાંદયણું–રણું; ટાકણી–ટાંકલી.

ત અને થ; દ; ધ.=ભત્તું–ભથ્થું; કુતકારો–કુદકારો, મદત–મદદ; ધોત–ધોધ, માવત–માવધ.

થ અને હ.=ગલથુથી–ગલહુતી, કથવું–કહેવું–કેવું. [બાહલું.

દ અને ધ; ન; પ; બ; લ.=ગીદ–ગીધ; પાંદડું–પાનડું, વાંદર–વાનર; દડિયો–પડિયો; દૂજું–બીજું; બાદલું–

ન અને મ; ર; લ.=નનઘોર–ઘમઘોર; પન્નાળ–પરનાળ; બદનામ–બદલામ, નીલું–લીલું, નાખવું–લાખવું.

પ અને ફ; બ; વ; સ.=કપરૂં–કફરૂં; જવાપ–જવાબ, ગપાગપ–ગબાગબ, તાપ–તાવ, દીપાળી–દીવાળી; [પેંથી–સેંથી.

બ અને ભ; મ; વ.=ઉબેળવું–ઉભેળવું; ઉબડિયું–ઉમડિયું; જબાપ–જવાબ.

ભ અને મ; વ; હ.=સાંભે–સામે; ગંદભ–ગંધર્વ; શોભવું–સોહવું.

---

* જે બે વર્ણનો પરસ્પર સમ્બન્ધ એક વાર દેખાડ્યો છે, તે બીજી વાર ક્રમાન્તરપરત્વે દેખાડ્યો નથી; તેમ કીઆ વર્ણનો પ્રચાર ભાષાના શબ્દોમાં વિશેષે છે તે અમણાં નક્કી કરી દેખાડાતી શકાય તેમ નથી.

મ અને ઝ; ર; વ.=ખમચાવું-ખઝૂચાવું; ધીમું-ધીરું; દિમેટી-દીવેટી.

ય અને ઈય; ર; વ.=યાદી-ઇયાદી; કોયડો-કોરડો; ઘાય-ઘાવ, રાય-રાવ. [ખળાત્રાડ.

ર અને લ; વ; ળ.=મરગલી-મલમરી, પ્રારબ્ધ-પ્રાલબ્ધ; રેંગણુ-વેંગણુ, પતરાળી-પતવાળી; ખરાત્રાડ-

લ અને સ; ળ.=ખિલકોડી-ખિસખોલી; કલિંગડું-કાળિંગડું.

વ અને હ.=બાવલું-બાહુલું.

સ અને શ; ળ.=સૈકો-શૈકો; નિકસવું-નિકળવું.

૩. ઉચ્ચારણ ગુજરાતી વર્ણોનું મૂળ સંસ્કૃત વર્ણોના જેવું જ થાય છે, પણ ભાષાની ઘટનાપરત્વે, ભૂમિપ્રદેશ તથા લોકજાતિપરત્વે અને લોકમાં વિદ્યાભ્યાસ ઓછો તેથી કેટલોએક અન્તર પડ્યો છે. ઘણોક અન્તર તો વિદ્યાના સામાન્ય પ્રસારથી ટળી જશે પણ ભાષાના બન્ધારણપરત્વે જે ઉચ્ચારણ સંસ્કૃતથી જૂદાં પડે છે તે સમ્બન્ધી વિશેષ જાણવા જેવું આ છેઃ-

(અ) શુદ્ધ સંસ્કૃત શબ્દોમાં અનુસ્વારના ઉચ્ચારણ બે પ્રકારનાં છે-એક શુદ્ધ અનુસ્વારનું પોતાનુંજ અને બીજું પાસેનો અક્ષર જે સ્થાનથી બોલાતો હોય તેના સરખું છે. અપભ્રંશ શબ્દોમાં અનુસ્વારનું જે ઉચ્ચારણ છે તે પેલા પ્રકારના સંસ્કૃત ઉચ્ચારણના કરતાં કાંઇક ચપટો ને આછો ધ્વનિ કરે છે-આંક, ઈંટ, ઊંટ, એંટ, કરવું ઇ૦. ક્રિયાપદના વું માંના અનુસ્વારનું ઉચ્ચારણ અમદાવાદ તરફના કેટલાક લોક કરતાજ નથી, ને સુરતના બહુ તીણું કરે છે પણ એથી કંઇએક ઘોરકરતા ધ્વનિનું (ઉત્તરગુજરાતમાં ગગણતું થાય છે તેવું નહિ) થવું જોઇએ એમ હું સમજું છઉં.

(ઈ) પ્રત્યેક શબ્દમાંના ક્રમે બીજા એવા અકારાન્ત અક્ષરનું ઉચ્ચારણ વ્યઞ્જનના ઉચ્ચારણથી વધારે ને સ્વરના ઉચ્ચારણથી ઓછું કરવામાં આવે છે-હ્રસ્વ સ્વરની એક માત્રા ને વ્યઞ્જનની અડધી માત્રા ગણાય છે તો ઉપર કયલા અક્ષરની પોણી માત્રા જાણવી—આવ, બેસ, કુતરો, ભુસકો, ગોરસિયું, અફળાવું ઇ૦. કર્યો, ભણ્યો, જમ્યો ઇ૦ શબ્દોમાં ર, ણ, મ, એનું ઉચ્ચારણ વ્યઞ્જનથી વિશેષ માત્રાનું છે-જૂનાં પુસ્તકોમાં કરઓ, ભણઓ, ભમઓ એમ શબ્દ લખેલા છે. કેટલાક લોક આવ્ય, રમ્ય, કસ્ય, બેશ્ય, ઇ૦માં પેલા અક્ષરો ઉપર વિશેષ ભાર મૂકી હ્રસ્વના દીર્ઘ ને દીર્ઘના પ્લુત સ્વર બોલે છે.

(ઉ) ડ નું ઉચ્ચારણ એક તો સંસ્કૃત શબ્દોમાં છે તેવુંજ છે ને બીજું પૂર્વવર્ણના સમ્બન્ધમાં લગારેક પોળું લીસું એવું છે. શબ્દને આરમ્ભે ડનું જે ઉચ્ચારણ છે તે શુદ્ધ સંસ્કૃત છે ને શબ્દની વચમાં તથા અન્તે જે છે તે શુદ્ધ પ્રાકૃત છે. એ પ્રાકૃત ઉચ્ચારણ અડવું, ચડવું, વડકણું, બડબડવું, ઝાડ, કડા, ઝડી; વડું, હરડે, પડો ઇ૦ માં છે.

(ઋ) હનું ઉચ્ચારણ બે પ્રકારનું છે-એક તો સંસ્કૃતમાં છે તેજ, અને બીજું પૂર્વ વર્ણમાં ભેળાયલું એવું છે. એ બીજા પ્રકારના ઉચ્ચારણમાં પૂર્ણ હકારના ½ જેટલું ઉચ્ચારણ પૂર્વવર્ણના ½ જેટલા ઉચ્ચારણમાં મળેલું છે; જેમકે અ્હલેતું, અ્હારો, ઉ્હનાળો, એ્હસી, એ્હાણ, કે્હવું, રે્હવું ઇ૦. એ ઉચ્ચારણ વ્યઞ્જન હ થી કંઇક ઓછું છે. એ ઉચ્ચારણ પાસેના ડ વર્ણના સમ્બન્ધમાં આવેછે ત્યારે તેને દેખાડવાને ઢ નો ઉચ્ચાર પણ કેટલાક જણ કરે છે જેમકે લડાઇ-લઢાઇ, ઓડણી-ઓઢણી ઇ. પણ એ વિષે વળી પાછું લેખનશુદ્ધિપ્રકરણમાં લખવામાં આવશે.*

(ૠ) ળ એ વર્ણ મૂર્દ્ધસ્થાની એટલે ઋ, ટ, ઠ, ડ, ઢ, ણ, ર, ષ, એ વર્ણોની જાતનો છે તથાપિ તે બીજા બધાથી જૂદો પડે છે. એ સંસ્કૃતમાં નથી-વેદની ભાષા જેને મૂળસંસ્કૃત કહિયે તેમાં છે. જેમ હમણાં લખાય છે તેમ જૂના ગુજરાતી પુસ્તકોમાં ળ લખાયલો જોવામાં નથી, સર્વત્ર લ જ લખાયલો છે. તોપણ લ ઉપરથી લ અથવા ળ નું ઉચ્ચારણ લોક સહજ જૂદુંજ કરતા એમ કેટલાએક જીવતા વૃદ્ધના બોલવાથી સમજાય છે.

---

* હ નું ઉચ્ચારણ એક વળી બીજા પ્રકારનું આવી રીતનું છે કે શ-સ ને બદલે હ નું જરાક ઉચ્ચારણ થતાંમાંજ તત્કાળ વર્ણમાંનો સ્વર પોળો થઈ રહે છે. શું નું હું, સુપડું નું હુપડું, સારું નું હારું ઇ૦ (એ ઉચ્ચારણ ઘણાખરા ગ્રામવાસી ને કેટલાક નગરવાસી જન પણ કરે છે). સુરત ભરૂચના સ, અમદાવાદ તરફના શ, ને કાઠિયાવાડ તરફના શ-ષ વિશેષે વાપરે છે.

(ખ) એકારાન્તથી તથા એકારાન્ત વર્ણુથી તેમ ઓકારથી ને ઓકારાન્ત વર્ણુથી આરમ્ભાતા શબ્દ માંના કેટલાકના ઉચ્ચાર એ-ઓ પરત્વે કાંઇએક ચમ્પાયલા પોળા જેવા થાય છે. આ કોશમાં એના સઘળા શબ્દની સઙ્ખ્યાનો આઠમો ભાગ પોળા એનો છે ને પોળા એની સઙ્ખ્યાનો ચોથો ભાગ ફારસી આદિ પરભાષાના શબ્દોનો છે; તેમ ઓના શબ્દનો સાતમો ભાગ પોળા ઓનો છે ને પોળા ઓના ચૌદમા ભાગ જેટલા પરભાષાના શબ્દો છે. એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે પોળા એ-ઓ ના ખરેખરા ગુજરાતી શબ્દો (પરભાષાના ને બીજા સંયુક્ત વ.જે કરતાં) ઘણાજ થોડા છે. એ શબ્દોમાંના કેટલાકનાં પૂર્વ કાળનાં રૂપાન્તરોમાં હ વર્ણ જૂદો લખેલો છે તે કાઢી નાંખતાં એ પોળો બોલાયો છે એમ જણાય છે. પોળા ઉચ્ચારણનું બીજું કારણ વધારે સરળતાનું પણ છે. એ ઉચ્ચારણ ફારબી આરબી ઉચ્ચારણને કંઇક મળતું લાગે છે પણ વસ્તુતઃ જૂદુંજ છે.* એ શબ્દો ઘણાખરા આ છેઃ—

એડ, એદી, એમ, એરુ, એવા, એળે; કેડ, કેડિયું, કેણીગમ, કેમ, કેર, કેરડો, કેરબો, કેરાં, કેરી; ખે, ખેન, ખેળ; ગેબી, ગેન; ઘેન, ઘેર, ઘેરું, ઘેલું; ચેણ, ચે, ચેન, ચેળ; છે; જેજેવન્તી, જેણીગમ, જેમ; ઝેર; ટેલ; ઠેલ; તેમ; દેણ; ધેણ, ધેન; નેણ, નેમ, નેમી, નેળ; પેજણ, પેડુ, પેઠે, પેંડો, પેણી, પેણ્ડો, પેદ, પેર, પેસવું, પેલ; ફેણ, ફેલ, ફેલવું, ફેસલો; બે, બેચારેક, બેઠક, બેલ, બેસવું; બેન, બેરું; ભે, ભેળું, ભેરવ, ભેરો; મેડક, મેઢો, મેદી, મેદો, મેના, મેમાન, મેર, મેલ, મેળે; રેણ, રેણુ; લે, લેકો, લેણુ, લેર, લેલીન, લેલો, લેવું; વે, વેણુ, વેણા, વેણી, વેણું, વેર, વેરાગ, વેરાડી, વેરે; શેણ; સેણ, સેણિયું, સેલ, સેજ, સેવું, શેહેર, હેડ, હેવા; ઇ૦.

ઓખર, ઓખાંગવું, ઓગણ્યાં, ઓગલો, ઓગળવું, ઓગાળ, ઓચર, ઓચરવું, ઓચિન્તું, ઓચ્છવ, ઓછાડ, ઓઝટ, ઓઝલ, ઓઠું, ઓડાવું, ઓતલવું, ઓથાર, ઓધાન, ઓધાર, ઓર, ઓરતો, ઓરમાઇ, ઓરિયો, ઓલ, ઓલિયું, ઓશઙ્કાવું, ઓશિઙ્કળ, ઓસરવું; કોએલ, કોએલો, કોગળિયું, કોગળો, કોચલું, કોઠ, કોઠું, કોડાં, કોડિયું, કોડી, કોણ, કોદાળી, કોદાળો, કોદી, કોદું, કોલસો, કોલો, કોષ્ટક, કોસણવું, કોસર, કોસલું, કોળ, કોળિયો, કોળો; ખોતરું, ખોરું, ખોળ, ખોળો; ગોખલો, ગોજું, ગોઠો, ગોડ, ગોણ્ણી, ગોતર, ગોતું, ગોર, ગોરવ, ગોળ, ગોળિયો; ઘોણ, ઘોણિયું; ચોક, ચોકઠું, ચોકડી, ચોકડું, ચોકવું, ચોકસ, ચોકી, ચોકો, ચોખણ્ડું, ચોખાની, ચોખુંટ, ચોખુણ, ચોગડો, ચોગમ, ચોઘડિયું, ચોડ, ચોડવવું, ચોડાણ, ચોડું, ચોડો, ચોતરફ, ચોતરીસ, ચોતરો ચોતાર, ચોતાલ, ચોથ, ચોથું, ચોધરી, ચોધારૂ. ચોપ, ચોપગું, ચોપડી, ચોપડો, ચોપદાર, ચોપાઇ, ચોપાનિયુ, ચોપાસ, ચોપાળો, ચોફાળ, ચોમાસું, ચોમેર, ચોરસ, ચોરસું, ચોરો, ચોર્યાસી, ચોલાઇ, ચોવડું, ચોવાટે, ચોવાડો, ચોવીસ, ચોસેટ, ચોસર, ચોસલું, ચોળી; છો, છોડ, છોતરું, છોલ, છોભાં, છોળ; જોળ, ઝોડ; ટોળ, ટોળી; ઠોર, ઠોલિયું; ડોળ; ઢોલ; તો, તોફે, તોપણ, તોર, તોરડી; દોઙ્ગાઇ, દોડ, દોલો; ધોખો, ધોતાળ, ધોરિયો, ધોલ, ધોળ, ધોળવું, ધોળું; નોખું, નોધ, નોધારું, નોબત, નોમ, નોય (ન હોય), નોર, નોરતું, નોળિયો; પો, પોણ, પોણિસો, પોણોસો, પોણું, પોબાર, પોર, પોશ, પોળ, પોળિયો, પોળું; ફોત, ફોતરું, ફોમ, ફોર, ફોરાં; બોરું; ભો; મોખરે, મોગ, મોઘવારી. મોઘું, મોઠી, મોડા, મોડું, મોડું, મોણ, મોણેમોણે, મોર, મોવાળો, મોસાળ, મોળ, મોળવું, મોળિયું, મોળી, મોળું, મોળી; રોણ; લોડી, લોણ્ડી; વોરતિયો, વોરવું; સોડ, સોડિયો, સોડે, સોત, સોદાઇ, સોયો, સોરવવું, સોળ; હોનાર, હોય, ઇ૦.

એ સઘળામાં **કેળ** (વાગેથી કળ ચડવી તે), **ઓસરવું** (સઙ્કોચાવું), **કોઠી** (કોઠનું ઝાળ), **કોળ** (નાનો કોળો), **ગોળ** (ખાવાનો), **ચોપડો** (હિસાબનો), **ચોળી** (સિંગ), **છોડ** (સુકાઈ ગયલો ગર્ભ), **ટોળી** (ટોળ-મજાક કરનાર), **મોર** (આંબાનો), **રોપ** (ભપકો), એ શબ્દો જ્યારે પોતાના બીજા અર્થમાં વપરાય છે ત્યારે પોળે ઉચ્ચારે નહિ પણ મૂળ ઉચ્ચારેજ બોલાય છે. વળી પ્રેમ શબ્દમાંનો એ પોળો નથી પણ પ્રેમકોરમાં છે.

૧૦ વ્યાકરણ પ્રમાણે શબ્દભેદ પાડતાં નામાર્થબોધકશબ્દો રૂપાન્તર સહિત ૨૧૧૪૭) છે—તેમાં સિદ્ધ, પ્રત્યયસાધિત ને સંયુક્ત નામ મળીને ૧૭૩૫૦), સર્વનામ ૪૭), અને ગુણ તથા સઙ્ખ્યાવિશેષણ ૩૭૪૬) છે. અવ્યયબોધક ૧૩૩૮) છે. ક્રિયાબોધક ૨૭૮૭) તેમાં ૨૨૧૮) ક્રિયાપદ ને ૫૬૯) ધાતુસાધિત (કૃદન્ત) વિશેષણ, છે. એ સઘળાની ચાળવણી કરવાને ઘણો કાળ જોઇયે તો પણ તે કરવી સુલભ શી રીતે પડે તે જાણી લેવાને ધાતુવિષે થોડુંક નક્કી કર્યું છેઃ

---

* એ ઉચ્ચારણ સુરતના નાગર બ્રાહ્મણો લેશ પણ કરતા નથી, ભાવનગર તરફના કેટલાએક, ક્વચિત કરે છે.

૨૨૧૮) માંથી વર્ણરૂપાન્તરમાંના ન લેવા જેવા તે અને ક્રિયારૂપાન્તરના અને ક્રિયાને પુષ્ટિ આપનારાં તથા નામ વિશેષણને ક્રિયારૂપ કરનારાં ક્રિયાપદો એ સઉ શબ્દોને ઊંચા મુકતાં ગુજરાતી ધાતુ ૧૪૦૦) સેંક થાયછે ને એમાં ઘણામાં ઘણા પચ્ચિસેક પરભાષાના* હશે. એ ધાતુઓના ત્રણ મોટા વર્ગ પડી શકેછે— જે ધાતુ, મૂળ સંસ્કૃત ધાતુનેજ સ્વરૂપે રયાછે તે, જે ધાતુ સંસ્કૃત નામને સ્વરૂપે રયા છે તે અને જે એ એની વિકૃતિથી થયલા છે તે. ગુજરાતી ધાતુવર્ગમાં અપભ્રંશધાતુ વર્જ કરતાં ધાતુધાતુ ને નામધાતુ ઘણાખરા આ છે:—

અડ (લાગુ રે), અર્ઘ, અર્ચ, અર્પ, કથ, કલ (ળ), કવ, કષ (સ), ખન (ણ), ખા [દ્], ખેલ, ગણ, ગર્જ, ગલ (ળ), ગા, ઘુટ (ઘુંટ), ચડ (ચિડ), ચર, ચર્ચ, ચલ(ળ), ચિત (ચિંત), ચિત્ર (ચિતર), ચુટ (ચુંટ), ચુષ (સ), છેદ, જન (ણ), જપ, જમ, જલ્પ, જીવ, ઢુંઢ, તપ, તર્ક, તુટ, તૂણ, ત્રુટ, દંશ, દણ્ડ, દમ, દલ (ળ), દહ, દીપ, દુઃખ (દુખ), ધણ (ધણધણ), ધમ (ધમધમ), ધૂ [ન] (ણ), ધૂપ, નાથ, પચ, પલ (ળ), પાલ (ળ), પિંજ (પિંજ), પિટ, પિષ (સ), પી, પીડ, પૂજ, પૂણ, પૂર, ફલ (ળ), ફુલ્લ (લ), ફેલ, બદ, ભજ, ભણ, ભષ (સ), ભાજ, ભાસ, ભ્રમ (ભમ), મથ, મા, માન, મિલ (મળ), મુડ, મૂત્ર, યજ, યાચ, રક્ષ, રચ, રઞ્જ, રટ, રમ, રસ, રાજ, રુચ, લક્ષ, લલ (ળ), લસ, લાજ, લાભ, લિખ (લખ), લિપ, લુટ–લુંટ, લેટ, લેપ, લોટ, લોપ, વટ (વિંટ), વદ, વન (ણ), વર, વર્ણ, વર્ષ (વરસ), વલ (ળ), વસ, વાઞ્છ (વાઞ્છ), વાસ, વિજ, વિદ (ત), વીજ (વિંજ), વ્રજ, શક, શમ, શેવ (સેવ), શ્રમ, સર, સૃજ, હઠ, હન (ણ), હલ (ળ), હસ, હિડ (હિંડ), હિલ, ઈ૰.

અઙ્ગાર, અનુભવ, અનુસર [ણ], અન્તર (આ), અલ્પ (આ), અવગાહ, અવતર [ણ], અવધાર [ણ], અવલોક [ન], આકર્ષ [ણ], આચર [ણ], આદર, આનન્દ, આરમ્ભ, આરાધ [ન], આરોપ, આલાપ, આલોચ [ન], આવર [ણ], આશ્વાસ, ઉચ્ચાર, ઉચ્છેદ, ઉદ્ધર [ણ], ઉપાસ [ન], ઉલ્લઙ્ઘ [ન], ઉલ્લાસ, ઉલ્લેખ, કર [ણ], કલ્પ, કષ્ટ [આ], ખણ્ડ [ન], ગન્ધ (ન્ધા), ગ્રાસ, ઘોર, જન્મ, જિત, તન્ત્ર, તર [ણ], તપ [ણ], તરકર, તાડ [ન], તાપ, તુચ્છકાર, તોલ [ન], ત્રાસ, દર્શ [ન], ધર [ણ], નિકન્દ [ન], નિવાર [ણ], નિ [:], સર [ણ]–(નિસર), નિસ્તર [ણ], પરિભવ, પ્રણામ (પ્રણમ), પ્રતિબોધ, પ્રમાણ, પ્રવર્ત્ત [ન], પ્રસર[ણ], પ્રકાશ, પ્રચાર, પ્રસર[ણ], (પસર), પ્રાર્થ, પ્રાશ[ન], પ્રેર[ણ], ફુત્કાર, બોધ, ભર[ણ], ભાવ, મણ્ડણ[ન], માર, મેલ(ળ)[ન], મોદ, મોહ[ન], યોજ[ન], રઙ્ગ, રોપ[ણ], લુબ્ધ (આ), લોપ[ન], લોભ, વર્જ[ન], વન્દ[ન], વાચ[ન], (વાંચ), વાર [ણ], વિકસ [ન], વિકાસ, વિચર [ણ], વિચાર, વિરાજ, વિસ્તાર, વેધ, વ્યાપ [ન], શૃઙ્ગાર, શોધ [ન], શોષ [ણ], સંહાર, સઙ્કોચ, સઞ્ચ [યનમ્], સમ્પાદ [ન], સ્મર [ણ], સમર્પ [ણ], સાધ [ન], સ્તવ, સ્ફુર [ણ], સ્વીકાર, હર, હોમ, ઈ૰.

ત્રીજા વર્ગના એટલે અપભ્રંશ ધાતુઓમાં કેટલાએક, ઉપસર્ગ–ગુણ–વૃદ્ધિ–વર્ણવિકાર પામેલા મૂળ ધાતુને રૂપે છે, કેટલાએક નામ–કૃદન્તનાં થોડી અથવા ઘણી વિકૃતિ થયલી એવે રૂપે છે અને કેટલાએક ઠામઠામના લોકના ઉચ્ચારણથી ઘડાયલાં એવે રૂપે છે. એ ત્રણ ઉપવર્ગમાંના નીચે લખેલા ધાતુ (અને થોડાક બીજા હશે), બીજા ધાતુઓ સાથે જોડાઈ મુખ્ય ક્રિયાને પૂર્ણ તથા પુષ્ટ કરે છે અથવા નામવિશેષણ સાથે જોડાઈ એના અર્થને ક્રિયામાં ઉતારે છે અથવા લક્ષણાવાળા નવા અર્થને સૂચવે છે.

આપ, આવ, ઊઠ, ઉતર, કર, કાડ, કાપ, કૂટ, ખા, ઘાલ, ચડ, ચાલ, ચુક, છૂટ, છાંડ, જા, જો, થા, દે, નાખ, નિકળ, પડ, ફર, ફુટ, બાંધ, બેસ, ભર, ભાંગ, મર, માર, મૂક, રાખ, રે, લાગ, લાવ, લે, વળ.†

૨ લેખનશુદ્ધિ વિષે જ્યારથી મેં, ગ્રન્થ લખવા માંડ્યા ત્યારથી જ બોલવું તેવું જ લખવું એજ વિચારને મૂળ ધોરણ માનતો આવ્યો છઉં. બે ત્રણ વાર નિયમો પણ બાંધ્યા હતા પણ તે પ્રમાણે સર્વત્ર વર્ત્તવા વિષે મેં સ્પૃહા રાખી નથી.‡ ત્રણેક વર્ષ થયાં જૂના પુસ્તકો વાંચવામાં ને શબ્દોની વ્યુત્પત્તિ શોધવામાં

* અઙ્ગ્રેજી એક પણ શબ્દ હું પ્રત્યયની સાથે મળીને ક્રિયાપદરૂપે ગુજરાતીમાં વપરાયો નથી.

† એ ધાતુઓને આ કોશમાં એ ધાતુના ક્રિયાપદમાંના કેટલાકના અર્થપ્રકરણમાં ને એ ક્રિયાપદો જે શબ્દો સાથે જોડાય છે તે શબ્દોના અર્થપ્રકરણમાં યથાસ્થિત યોજી દેખાડ્યા છે.

‡ જ્યાંસુધી પરસ્પર સઙ્ગતિવ્યવહાર વધ્યો નથી, ઘણા ગ્રન્થકારો થયા નથી, અનેક કોશગ્રન્થ થયા નથી. જ્યાંસુધી પ્રદેશપ્રદેશની ભાષા સમ્મિશ્રણે એકરૂપ થઈ નથી ત્યાંસુધી લેખનશુદ્ધિ વિષે અવિચળ નિયમ બન્ધાવા દુર્લભ છે. અમણાં નિયમ બાંધવા તે માત્ર એવિષે લક્ષ તથા ચર્ચા કરાવવાને અને નિશાળમાં ભણનારાં યથેચ્છ વર્ત્તે તેને અટકાવવાને અર્થે રાખવાને માટે છે.

મેં આનન્દ માન્યો છે તે ઉપરથી પણ મારા પ્રથમ વિચારને પુષ્ટિ મળી છે, કે બોલવું તેવુંજ લખવું પછી રૂપાન્તર મૂળને મળતું આવતું હોય કે ન હોય. જે ભાષા પૂર્ણ સંસ્કારી થઈ હોય ને પછી વિકૃતિને પામી હોય ને એને પાછી સ્વચ્છ કરવી હોય તો વિકૃત રૂપાન્તર તથા વિકૃત ઉચ્ચારણ એ બન્નેને મૂળસ્વરૂપઉપર લક્ષ રાખતાં રહી થોડે થોડે ફેરવ્યાં કરવાં. પણ જે ભાષા નવી વ્યવહારમાં આવ્યા પછી એક્કો વાર પૂરેપુરો સંસ્કાર પામી નથી, પણ પામવાને પાત્ર થતી જાય છે, તે ભાષાને શુદ્ધ સુન્દર કરવામાં મૂળના સમ્બન્ધનો વિચાર કરવો અવશ્ય નથી. ગુજરાતી ભાષાના શબ્દોનાં કાળકાળનાં રૂપાન્તર જોવાથી સ્પષ્ટ જણાય છે, કે ભાષા ઉત્તરોત્તર સુધરતી આવીછે. અમણાની ભાષામાં કેટલાક શબ્દ એવા છે કે જે પોતાની છેલ્લી ને ઉત્તમ સ્થિતિમાં આવી રયાછે, અને કેટલાએક રૂડો સંસ્કાર પામતા જાયછે.*—જુઓ.

અચરિજ, અચરજ, આશ્રજ, અચરત.
અઢી, હડી, અડી. વરાઢા, વઢવાઢિયા, વડ્વડિયા, વઢકણા, વડકણા. ઢુઢ, ડોઢ, દોઢ, દોહોડ, દહોડ, દોડ. ગરઢુ, ઘરઢુ.
અણ, વણ, વના, વિના. અણઅણ, અણવણ, અડવાણું, અડવું.
અનઈ, અને, ને.
અશું-સું, એસું, એહવું, એહેવું, એવું. કીસું, કેસું, કેવું. જઇસું, જસું, જેવું.
અહીકણ, અહીંકને.
ઇક, એક. ઇમ, એમ. કિમ, ક્યમ, કેમ. જિમિ, જિમ, જેમ. કીજઇ, કીજીએ. ઇતરઇ, એતલે, એટલે. જીવારે, જેવારે. જારે, જ્યારે. મઈ, મે, મેં.
ઇહાં, અહીં, અહિયાં. કિહાં, ક્યાં. ત્રિણિ, ત્રણ, તિણિ, તેણે. કરઇ, કરે. રમઇ, રમે. કિણ, કિણિ, કુણી, કોણ. કેઇ, કઇ. છિઇ, છઇ, છે.
ઉતરડવું, ઉત્રેડવું, ઉતરેડવું, ઉતડવું, ઉતેડવું. ત્રચોડવું, ત્રછોડવું, તરછોડવું, તછોડવું.
ઉતરણિયો, ઉરણિયો, ઓરણીઓ, અરૂણીઓ, અરૂણી, અઋણી.
ઉલ્હાદ, ઓહોલાદ, આહ્લાદ.

એગુણી, ઓગણી, ઉગણીસ, ઓગણીસ.
કજ્જ, કાજ.
કવણ, કુણ, કાણ, કોણ.
કુંઅરી, કુયરી, કુવરી, કુંવેર, કુંઆરી, કુંવારી, કુમારી.
કોલ્લિયડો, કોળિયો. રૂઅડલું, રૂયડુ, રૂડેરૂં, રૂડુ. ગિરૂઉ, ગુરુઉં, ગરઉ.
ગાડરી, ગૌડિયા, ગારૂડી. [મરવું.
ગોષ્ઠડી, ગોઠી, ગોઠડી. ગોઠ.
ચિહુદિસ, ચુહુદિસ, ચિહોદિસ, ચોહોદિસ, ચોદીસ, ચોદીસ.
જગાવિયો, જગાડીઓ, જગાડ્યો.
જઇ, જો. જઈ, જદીએ, જદાદી, જેવારે, જારે, જ્યારે.
જાણીવઉ, જાણીવું, જાણવું.
જીભ્યા, જીભ.
જુબ્વણ, જોબન.
જોવો, જુઓ.
તુમ્હને, તમ્હને, તમને. તુમ્હારૂં, તમારું. તસ, તેનું. અસ, એનું.
તાઢિ, ટાઢ, ટાહાડ, ટાડ.
તુહ્ને, તુ-તુને, તેને, તને. તેહનઉ, તેહેનો, તેનો.
દામિણું, દામણું, દયામણું.
દિઠ્ઠી દીઠી. પઇઠી, પેઠી.
દુહ્વું (દુહઇ), દુહવું, દુભવું. દુહ્વણ, દુભવણ, દુભણ.

દુહિલ્લું, દોહિલું, દોહેલું, દોયલું
દેસોટૈં, દેશવટો.
દોઇ, બીજી. દૂજું, બીજું.
નવિ, નવ્ય, નવ, નહીં, નહિં, નહિ.
નિઠુર, નિઠોર, નઠોર, નઠારૂં. (નકારૂં).
નુતરવું, નોતરવું, નોતરવું.
પૈહરણ, પેહેરણ, પેરણ.
બઇહુ, બેઠો. બિહુ, બેહુ, બેહો, બેઉ, બેઓ, બન્ને.
મણુહ, મનખ, મનીસ, મનુસ મનુષ્ય, માણસ.
મુઝનિ, મુહુને, મુને, મને, મને,
રયણ, રએણ, રયણી, રજની.
લીગાર, લીગારેક, લગરી, લગાર.
વહિલઉ, વેહલો, વેહેલો, વેલો.
વિહાણું, વાહાણું, વેહેણું, વહાણું, વાણું.
સય, સુ, સત, સો.
સવિ, સાવ, સહુ, સૌ, સઉ, સઉ.
સીયલ, શીતળ.
સોનઉ, સુનું, સોવાણ, સોવણ, સુવણ, સુન્નું, સોનું.
હવઇ, હવિ, હવે, અવે.
હિવડાં, હવડાં, હમણાં, હવણાં, હવડે, અમણાં.
હઇયડું, હીયડુ, હૈડુ, હઇયું-ડું, હૈયું.
હોસી, હોસે, હસે. થશે, થાશે.

ભાષા કેળવાઇને ઘટ તથા સુંદર થતી જાય છે ને તેવી તે વેલી થાય એ આપણો ઉદ્દેશ છે માટે એ ઉપર અને વર્ત્તમાનભાષાની સત્તા પૂર્વભાષાની સત્તા કરતાં વિશેષ પ્રબળ છે ને સઉને માન્ય છે માટે વર્ત્તમાન ઉચ્ચારણ પ્રમાણેજ લખવા ઉપર લક્ષ રાખેથી લેખનશુદ્ધિ પોતાની મેળેજ યથાસ્થિત થશે. આ શબ્દરૂપાન્તર શુદ્ધ છે ને તે અશુદ્ધ છે એ કેવું યોગ્ય નથી. કાળપરત્વે ઓછું વધતુ સુન્દર છે એમ ભણવું યથાર્થ છે.

---

* આ કોશના પ્રત્યેક ગુજરાતી શબ્દનાં કાળાન્તરપરત્વે પ્રથમથી તે આજપર્યન્ત જે જે રૂપાન્તર થયાં છે તે સર્વને નિયમમાં દેખાડવાના હેતુથી જૂદાં પડાવ્યાં છે પણ તેને વર્ણાનુક્રમ પ્રમાણે ગોઠવતાં બહુ વિલમ્બ થવા લાગ્યો તેથી તે અહીં મૂકી શકાયાં નથી.

આ કોશને માટે નક્કી કરેલા સામાન્ય નિયમ નીચે પ્રમાણે છેઃ—

પરભાષાના શબ્દને મૂળનાંજ ઉચ્ચારણપ્રમાણે નહિ, પણ મૂળનાં ઉચ્ચારણને અનુસરતાં રઇ, લોકમાં* જે ઉચ્ચારણ રૂડું મનાય તેનું વિવેચન કરીને લખવા–જૂઓઃ

અક્કલ†–અકલ, અજમાસ–અજમાએશ (અઝમાએશ નહિ), આકીન–એકીન, આતશબાજી (આતસબાજી નહિ), ઇકરાર–એકરાર, ઇનસાફ (ઈં–ઇન્સાફ નહિ), ઇલમ (ઇલ્મ નહિ), ઇશક (ઇશ્ક, ઇસક, અશક, એશક નહિ), ઉમર–ઉમ્મર, ઉસ્તાદ (ઉ–વુ–ઓસતાદ નહિ), કમખરચ (કમ્ખર્ચ નહિ), કાયદો (કાએદો નહિ), ખુશબો (ખશબો, ખસબો, ખુસબો નહિ), તનદુરસ્ત (તં–તન્દુરસ્ત નહિ), દસકત (દસ્તખત નહિ), મુગલાઈ, મોગલ, યાદી (ઇઆદી નહિ), શેહેર (શહર, શહેર, સેહેર નહિ), શાહજાદો (શ–શા–સાહજાદો નહિ), (લખવાની) સાહી (શા–સહી નહિ), સાહેબ (શાહેબ, સાહિબ નહિ), હજામ (અઝામ નહિ), અઙ્ગ્રેજી–ઇઙ્ગ્લિશ (ઇઙ્ગરેજી નહિ), બેતર, મરાઠી–મરેઠી ઇ૦.‡

સંસ્કૃતશબ્દો–(અન્ત્યના અનુસ્વાર–વિસર્ગ સહિત અથવા રહિત) પોતાને શુદ્ધસ્વરૂપે જ હોવા જોઇએ ને તેમ આ કોશમાં છે; વિશેષ આ છે કે પાસેના અક્ષરને ચમ્પાઇને બોલાતાં અનુસ્વાર જેમ હિન્દી બઙ્ગાળી ભાષામાં લખાયલાં છપાયલાં પુસ્તકોમાં હોયછે તેમ વ્યઞ્જનરૂપે જોડેલા છે. લોકને વાચતાં અઘરૂં§ પડશે માટે અનુસ્વારને વ્યઞ્જનરૂપે ન લખવું એનાં કરતાં, તેને તેના બીજાં ઉચ્ચારણથી જૂદું પાડી દેખાડવાને વ્યઞ્જનરૂપેજ લખવું ને અભ્યાસથી અઘરાંને સેલું કરી નાખવું એજ ઉત્તમ પક્ષ છે. સંસ્કૃતનું સ્વલ્પરૂપાન્તર થયલું એવા શબ્દોમાંથી કેટલાએક મૂળસ્વરૂપેજ રાખવાજોગ છે ને કેટલાએક અપભ્રંશજાતિમાં ગણવાજોગ છે. સંસ્કૃતશબ્દમાંના એકાદા વર્ણની પાસેના વિસર્ગ જઇને, વર્ણમાં ભળેલી ઈ જઇને, એકાદો વર્ણ જઇને અથવા તેનું અઘટિતમિશ્રણ થઇને, સંયુક્ત વર્ણ છૂટા પડી જઇને, શ–ષ–સ નો ભેદ ન રઇને, લ નો ળ થઇને, વળી સંસ્કૃતશબ્દમાં એકાદો નવો વર્ણ વધીને જે ગુજરાતી શબ્દ થયા હોય તે સઉ સંસ્કૃતના સ્વલ્પરૂપાન્તર છે.

(અ) મૂળસ્વરૂપે રેવાજોગઃ દખ–દુખ (દુઃખ); અદ્યાપ, વના (અદ્યાપિ, વિના); નૂન (ન્યૂન); પ્રાક્રમ (પરાક્રમ); પરતક્ષ–પરકાશ–પરણામ–પદમ–અતરે–માતરે–ગરવ–વરણ–સરવ (પ્રત્યક્ષ–પ્રકાશ–પ્રણામ–પદ્મ–અત્ર–માત્ર–ગર્વ–વર્ણ–સર્વ); નાગપાસ, દાશી (નાગપાશ, દાસી); અળંકાર–કળત્ર (અલઙ્કાર–કલત્ર); અસ્ત્રી–અશ્લેપ (સ્ત્રી–શ્લેપ); ઇ૦.

(ઇ) અપભ્રંશમાં ગણવાજોગ આ–અગન, અચળિત, અજીરણ, અધરમ, અમરત, કરતાર, કાળ, ગામ, તન, તરવાર, તલ, ભરમ, મગન, માગ, મારગ, લગન, વરસ, શુકન ઇ૦.

આ કોશમાં સ્વલ્પરૂપાન્તરવાળા શબ્દોનાં કેટલાંક રૂપાન્તર કાડી નાખી કોઇ કોઇ રાખ્યાં છે. એ સ્વલ્પરૂપાન્તરના બીજા પ્રકારના કેટલાએક શબ્દો ઘણાજ વપરાતા છે તથા ભણેલા લોક વાપરેછે ને હજી પણ વાપરશે. મગન, લગન એ ઉચ્ચારણમાં જે વિશેષ અર્થ રસ રયો છે તે મગ્ન, લગ્નમાં નથી રયો. તરવારને તરવારિ અને તલને તિલ એમ બોલવાનો સંભવ ઓછો છે ને એ કારણો ઉપરથી એ શબ્દો સંસ્કૃતના સ્વલ્પરૂપાન્તર છતે અપભ્રંશજાતિના શબ્દમાં ગણ્યા છે.

* સ્થળજાતિ પ્રમાણે ભિન્નપણું છે. ત્યારે કીઉં ઉચ્ચારણ તે સઉનું કેવાય? ઉત્તમ મધ્યમ કનિષ્ઠ એ પ્રમાણે લોકની સ્થિતિ કેવાય છે ને મનાય છે, તો એ ક્રમ પ્રમાણે તે તે વર્ગના લોકનું સર્વસ્વ સમજવું ને એટલે તેઓની ભાષા પણ સમજવી. વળી પ્રત્યેક કાળની ભાષા તે તે કાળના ગ્રન્થકારો પોતપોતાની સ્થિતિ પ્રમાણે સુન્દર કરી દેખડાવી જાય છે ને એટલા માટે એ ગ્રન્થકારોના પુસ્તકની ભાષાની પણ ઉત્તમ મધ્યમ સ્થિતિ હોય છે. વર્તમાનકાળમાં સામાન્યે વપરાતા શબ્દનું ઉચ્ચારણ જે પ્રકારે ઉપલા વર્ગના લોક કરતા હોય તેજ પ્રમાણ છે. તેમ અમુક વિષયના શબ્દને માટે તે વિષયની સાથે વિશેષ પ્રસઙ્ગ રાખનારા લોકનું ઉચ્ચારણ (પણ સામાન્ય રૂઢિમાં આવી શકે તેવી રીતનું) માન્ય કરવાજોગ છે.

† ફારસી મૂળાક્ષરની ઓળખ તેના શુદ્ધ ઉચ્ચારસાથેની મેં એક મુનશી રાખી કરી લીધી હતી અને તે વડે શેકસપીઅરની હિન્દુસ્થાની અઙ્ગરેજી તથા મોલ્સવર્થની મરેઠી અઙ્ગરેજી એ ડિક્ષનેરીઓમાં તે લિપિમાં લખાયલા શબ્દો વાંચી હું મારાં કામને માટે શુદ્ધ ઉચ્ચાર સમજી શક્યો છઉં.

‡ કૌંસમાં લખેલાં રૂપાન્તર તથા તેવાં બીજાં જે રાખવા જેવાં નથી તેમાંના કોઈ કોઈ, ભેદ દેખડાવાને ને થોડોક કાળ હજી જોઇયે એમ જાણી કોશમાં રાખ્યાંછે.

§ નિશાળોમાં ચાલતી ચોપડીઓમાં લેખનશુદ્ધિનો પ્રકાર સઘળા વર્ગના લોકને સુતરપડવાને બહુ સરળ રાખ્યોછે પણ તેમ રાખતાં ભાષાનું તેજ–બળ ઘટતું જાયછે; વળી દેવનાગરી લિપિમાં પુસ્તક લખાતાં બન્ધ પડવાથી પણ વિદ્યાવૃદ્ધિને અટકાવ પોંચે છે;–એ વિષે હવે વિચાર કરવા અવશ્ય છે.

અપભ્રંશ શબ્દજાતિમાં (એકથી વધારે રૂપાન્તરો વર્જ કરતાં) કેટલાએક શબ્દ સામાન્યવ્યવહારના છે અને કેટલાએક સ્થળ તથા જનવર્ગ પરત્વે જૂદા જૂદા છે. એ સામાન્ય તથા વિશેષ શબ્દો કોશમાં હોવા જોઇએ પણ એ શબ્દોનાં રૂપાન્તરમાંથી કીઆં લેવાં ને કીઆં વરજવાં તે સમ્બન્ધી જ્ઞાન પામવાને સર્વે રૂપાન્તરોનું એકવારકી પણ પ્રત્યક્ષ દર્શન હોવું અવશ્ય છે. એ દર્શન થવાને પ્રદેશ પ્રદેશના વિશેષ વિશેષ શબ્દની કોશાવળીઓ અવશ્ય છે. પણ એ સઉ દુર્લભ હોવાથી લેખનશુદ્ધિના અચળ નિયમ બન્ધાઇ શકાતા નથી. તોપણ તે કેટલાએક હાલમાં આ પ્રમાણે રેં તો સારું ને આ ગ્રંથમાં છે.

(અ) અનુસ્વાર.

કેટલાંએક, આંક, ઈંધણું, ઉંઘ, ઑંટ, ચુંધળું, પાંચ, પેંઠ, સિંચવું, સુંઘવું. ઇ૦ એવા છે.

કેટલાંએક, અઙ્ગરખો, પશ્ચાત, કણ્ટાળો, પન્દર, ચમ્મુ ઇ૦.

કેટલાંએક, લુટ-લુંટ, લુછવું-લુંછવું (નુછવું નહિ), છીક-છીંક, ઇટ-ઇંટ એમ વિકલ્પે રાખવાં.

કેટલાંએક, ણ-ન કારને યોગે નવાં ઉપજી તે વર્ણનું ઉચ્ચારણ આછું કરેછે માટે તે અવશ્ય રાખવાં-કાંણ, કાંન, પાંન, ગાંન, ઘાંણ ઇ૦. (એ નિયમ કોશમાં ઘણો ઓછો પ્રવર્ત્યો છે). મને યોગે પણ નવું ઉપજેછે પણ તે તેટલું બળવત્તર રેંતું નથી માટે તેવે ઠામે રાખવાં નહિ. કામ, પામવું, જમવું ઇ૦,

કેટલાંએક પાસેના સકારને યોગે વ્યઞ્જનથી વધારે એવા નનું ઉચ્ચારણ રાખેછે.-કંસારો, ઠંસાવું. ક્રાંસ એવા થોડાક શબ્દો છે-એને એમજ અથવા કનસારો, ઠનસાવું, ક્રાનસ એમ લખવા.

કેટલાંએક, ઉંકારાન્ત નપુંસક નામ-વિશેષણના પ્રત્યયરૂપે છે તે અને કેટલાક ધાતુના મુખ્ય પ્રત્યય વું રૂપે છે તે એક સરખીજ રીતે બોલાયછે પણ વું છે તેનું ઉચ્ચારણ કંઇક વિશેષ સ્પષ્ટ ને કિઞ્ચિત લમ્બાતું ભણાશે એમ મને ભાષાનું વલણ અને હું, શું નું ઉચ્ચારણ જોતાં ને શબ્દની વ્યુત્પત્તિ જોતાં જણાયછે.

(ઇ) હ્રસ્વદીર્ઘસંયુક્તવર્ણ સમ્બન્ધી.-

એક અક્ષરના ઈકારાન્ત શબ્દ (સાનુસ્વાર ને નિરનુસ્વાર) તે દીર્ઘજ છે-ઈં, ચીં, ઘી, જી, દી ઇ૦ પણ નિરનુસ્વાર ઊકારાન્ત જૂ, રૂ, લૂ શબ્દ તે દીર્ઘ ને સાનુસ્વાર હું, શું તે હ્રસ્વજ તેમ ધ્વનિવાચક ઊં, ચૂં, ફૂં તે દીર્ઘજ રાખવા.

બે અક્ષરના શબ્દમાં અન્ત્ય ઇ દીર્ઘ ને અન્ત્ય ઉ હ્રસ્વજ રાખવાં; તેમ પ્રથમ વર્ણમાં ઈ-ઉ હોય તો તે દીર્ઘજ જાણવાં; વળી પ્રથમ ઉ ને અન્ત્યે ઓ હોય તો વિકલ્પે હ્રસ્વ ઉ ને વો થાય. અજી, વડી, જાઇ, એસી, ઓછી, અહીં, તહીં, નહીં ઇ૦ ને કડુ, ચરુ, સારું, કરવું ઇ૦; તેમ કીડી, પીળી, તીણી ઇ૦ ને ઊંડ-ઊંટ, લૂણ, ઇ૦; વળી કૂઓ-કુવો, જૂઓ-જુવો ઇ૦.

બેથી વધારે અક્ષરના શબ્દમાં પ્રથમ વર્ણ ઇ-ઉ હોય અથવા એ સ્વરવાળા હોય તો તે હ્રસ્વજ* જાણવા. ઇઝ-જરાવું, ઉભળવું, કુહવું, કુમકુ, ફુટડું, સુંવાળું, શિખવું, ગુજરાતી ઇ૦.

દીર્ઘ ઈ-ઊથી આરમ્ભાતા શબ્દ બીજા શબ્દ સાથે જોડાય તો તે હ્રસ્વ થાયછે.-કીડી પણ કિડિયારું, દૂધ પણ દુધભાઇ, કૂઓ પણ કુએતર અથવા કુવો તથા કુવેતર થાયછે, તેમ ઇકારાન્ત શબ્દને એ, ઓ પ્રત્યય લાગેથી હ્રસ્વ ઇ તથા યે-યો એમ પણ રૂપ થાયછે.-બારીઓ અથવા બારિયો, નદીઓ અથવા નદિયો.

સંયુક્ત વર્ણોચ્ચારણને સંયુક્તવર્ણ લખી જણાવવું-ચીઠી નહિ પણ ચિઠ્ઠી, મછર નહિ પણ મચ્છર ઇ૦. ભણ્યો, કર્યો, ભમ્યો, ઇ૦ શબ્દોમાંના સંયુક્તવર્ણ છે તે વ્યઞ્જન નથી એમ મેં પાછળ કહ્યું છે પણ લખવામાં તો જેમ જોડાયછે તેમજ રાખવા. કર્યોમાંનો ર વ્યઞ્જન નથી માટે તેને રેફ રૂપે યોજવો નહિ.

(ઉ) વર્ણ સમ્પ્રસારણ કેટલાં છે, એથી ઘડાયલાં રૂપાન્તરો કેટલાં છે, એમાંથી વિસર્જન કરવાનાં તે વર્ત્તમાનમાં અને માટે રાખવાનાં કેટલાં છે એ જાણ્યા પછી રાખેલાંમાંયની વર્ણજાળને શુદ્ધ લખવામાં શી

---

* સંસ્કૃત શબ્દ પ્રાકૃતમાં ઉતરતાં તેમાંનો સંયુક્તાદ્યવર્ણ દીર્ઘ થાયછે એ ઉપરથી નિશાળોમાં ચાલતી ચોપડીઓમાં દીર્ઘ ઈ-ઊ લખાયછે અને ઉચ્ચારણ પણ તેવુંજ થાય છે એમ પણ કેટલાક કેછે અને કેટલાક કેછે કે ઉચ્ચારણ તો હ્રસ્વ થાયછે પણ વર્ણ લખવો તે દીર્ઘજ. એ વિષે વાદ લખવો આ ઠેકાણે અનુકૂળ આવતો નથી, તોપણ હ્રસ્વ દીર્ઘ ઉચ્ચારણનું (માત્ર પોતાનુંજ નહિ પણ ઘણાજણનું) માત્રાને ધોરણે વિવેચન કરતાં અને સર્વપ્રાકૃતભાષાનો નિયમ કે પ્રથમ વર્ણ કંઇક જોરવાળો ને ઝપાટાથી ઉતાવળો બોલાયછે તે ઉપર લક્ષ રાખતાં સ્પષ્ટ સમજાશે કે ઉચ્ચારણ હ્રસ્વજ છે ને હ્રસ્વ છે તો તેમજ લખવું.

રીતે લેવી એ અહીં જણાવવાને પુરતી સામગ્રી નથી. તો પણ આ કોશમાં બહુવ્યાપક ચાર પાંચ નિયમ ઘણું કરીને સહજ જોવામાં આવશે. *

અઇ, આઈ, ઐ ના સમ્પ્રસારણવાળાં રૂપાન્તરોમાં નામબોધક ઘણાએક ઐ વાળાંને વધારે માન્યાં છે અને કેટલાંક અઈ ને તેથી થોડાં આઈ વાળાં એમ ક્રમે લખવામાં રાખવાં. મકૈ-મકઇ-મકાઇ, પૈ-પઇ-પાઇ, અભરૈ-અભરઇ-અભરાઈ ઇ૦ કેટલેક ઠેકાણે ઇ-ય ના તથા ડ-ર ના સમ્પ્રસારણ થઈ ચાર રૂપાન્તર થાયછે-બૈરી-બઇરી-બાઇડી-બાયડી. કેટલેક ઠેકાણે અઈ (મુમ્બઈ મુમ્બૈ) એમ રાખવું વધારે ગોઠેછે. કેટલાંકમાં હવૈ-હવાઈ, મલૈ-મલાઈ એ બેજ રાખવાં એ રૂડું છે. ક્રિયાનાં તથા અવ્યયનાં રૂપાન્તરમાં અઈનુજ પ્રબળ છે-કહીએ, લઇએ, જહીં, નહીં, ઇ૦ (કૈયે, લૈયે, જૈં, નૈં ન રાખવાં). કેટલાક શબ્દમાં બેજ રૂપાન્તર હોય છે-જેવાં કે પૈસો-પઇસો, હૈયું-હઈયું, વૈતરૂં-વઇતરું ઇ૦.

અઉ, ઔ, એ બેઓના પ્રચારમાં અઉ-ઔ એ બેજ રાખવાં ને તે વાપરવા વિષે સમ્બન્ધી શબ્દોચ્ચારની તોલના કરવી-વર્તમાનમાં અઉનું પ્રબળ વિશેષ દેખાય છે. સઉ-સૌ, પઉંવા-પૌંઆ, ચઉટું-ચૌટું, મઉ-મૌ ઇ૦

ઈ-ય ને એ-ય ના પ્રચારમાં ઈ વાળો ને ય વાળો વિશેષ માન્ય છે. રાયતું-રાઇતું, ભાયડો-ભાઇડો, પોયણ-પોએણ, સોયક-સોએક ઇ૦.

આ-એ ના અને આ-એ-ઉ ના પ્રચારમાં ઘરેણું-ઘરાણું, મઠેરવું-મઠારવું, મઝે-મઝા ઇ૦ છે. પરાણી-(પરોણી) પરેણી-પરૂણી, કોણે-(કાણે)-કેણે-કુણે, એઠાં-એઠ-એઠું, (કરાંછાં)-કરે છે-કરુંછું ઇ૦ એ ભેદ ક્રિયાનાં તથા અવ્યયનાં રૂપાન્તરોમાં બહુ જોવામાં આવેછે.

ડ-ઢ ના સમ્પ્રસારણમાં અઢાર-અરાડ-અડાર-અરાડ એવાં રૂપાન્તરો થાયછે.

ર-લ ની સાથે ડ-ણ આવેથી ર-લ ઉડીને પાસેનાં વ્યઞ્જન વર્ણનું દ્વિત્વ કરેછે ને પછી એ દ્વિત્વમાંના પ્રથમ વ્યઞ્જનનો ય થાયછે. બરણી-બણ્ણી-બયણી, ગળણું-ગણ્ણું-ગયણું, ચાળણી-ચારણી-ચાણ્ણી-ચાયણી, કોરડો-કોડ્ડો-કોયડો, પરડો-પડ્ડો-પયડો ઇ૦.

હકાર સંસ્કૃત શબ્દમાંનો અથવા ખ-ઘ-થ-ધ-ભ-લ-ષ-સ એ વર્ણનો પ્રાકૃતમાં થયલો હ એ ઉડી જઇ પૂર્વવર્ણમાં ભળેલો હોય તેવા નીચે લખેલા શબ્દો પોતપોતાના અનેક રૂપાન્તરો સાથે ભાષામાં ધુમેછે-એ શબ્દો ઓળખાવવાને આ કોશમાં શબ્દના પ્રથમ વર્ણની નીચે બિન્દુ મૂક્યું છે. એ ઉચ્ચારણ પણ બે પ્રકારનું છે. કેટલાક શબ્દમાં હ નું ઉચ્ચારણ માત્ર ભાસેછે ને ઘણાએકમાં સ્પષ્ટ જણાઈ પડેછે.† ભાસમાન હ નું ઉચ્ચારણ ઘ, ઝ, ઠ, ઢ, ધ, ફ, ફ, બ, ભ એ વર્ણ પાસે હોયછે ત્યારે થાય છે. તેમ સ્પષ્ટ ઉચ્ચારણ વેળા આ, ઈ, ઊ, ઓ, ચ, ઞ, ટ, ડ, ણ, ત, ન, બ, મ, ય, ર, લ, વ, સ, ળ એમાંના પાસે હોય છે. વળી એ શબ્દોમાં એકાક્ષરી ધાતુ કે, કો, ખો, ગ્રે, ચા, છા, છૂ છો, ટો, ડો, દો, ના, બી, મો, રે, લા, લે, લો, વા, વે, સા, સે, સો, એ છે.

અથવું, અધરું, અદેલવું; આંધળું, આંધી, આંફ, આંફવું, આંભોઇ, આધું, આધ, આભ; ઈંઢાળવું, ઈંઢાળો, ઈઝડો, ઈઝરાવું, ઇઢોણી, ઈંધણ-ણું; ઊંફાળું, ઊધ, ઊધું, ઊંફ; એધાણ-ણી, એંધી, એંઝક; ઓંધરાળો, ઓંઝટ, ઓંઝલ, ઓંઝાડ; ખૂંધ, ખૂંધું; ચિભડુ, ચોંધરો, ચોધારું; ડાધ, ડાઘી, ડાધું, ડાઘો, ડાભ, ડુધો; ત્રેપન, થાંભ-ભલું-લો, થોભ, થોભણ, થોભવું, થોભિયો, થોભો; દઝાડવું, દઝોડિયું, દાઝ, દાઝણું, દાઝવું, દાભ-ડો, દાભડી, દુઝણ, દુઝણું, દુઝવું, દુઝાણું, દુભણ, દુભવવું, દુભવું, દુભાવો, દોબડું; નધરોળ; બાઝણડું, બાઝવું; માઝમ, મોખરે, મોધમ, મોંઘવારી, મોઘું; રઝળવું, રઝળાટ; રાંધણછઠ, રાંધણિયું,

* એ રૂપાન્તરોનું વિવેચન કરવામાં મૂળ સંસ્કૃતરૂપ જે નિયમે પ્રાકૃતમાં ઉતર્યું હોય તે નિયમોનો ઉપયોગ યથાસ્થિત કરવો પણ લેખનશુદ્ધિ તો યથાઉચ્ચારણજ રાખવી. એ નિયમ અને કાળકાળના ઉપનિયમ એ સમ્બન્ધી એક જૂદોજ ગ્રન્થ થવો યોગ્ય છે માટે અહીં તે લખવાનું પ્રયોજન નથી-એ નિયમમાંના કેટલાએક સમ્પ્રસારણ વિષયમાં આવી ગયાછે.

† અંકાર (અહંકાર), અત્રાડો (આહાત્ર), આરો (આહાર), લેર (લહર), નોર (નખરનું નહર ને પછી એનાં રૂપાન્તર), મે-મેહ (મેઘ), કેવું (કથતિ-કહઈ ને પછી રૂપાન્તર), બેરો (બધિરઃનું બહિરઅ ને પછી રૂપાન્તર), બીવું (ભી-બહુઈ), લાવો (લાભ), ઊનું (ઉષ્ણું), અમ-મે (અસ્મત્) ઈ૦, કેટલાક શબ્દમાં એ ઉચ્ચારણ, અભ્યાસને લીધે અને નાસિકા-મૂર્દ્ધસ્થાની વર્ણ પાસે હોય છે તેને લીધે પણ થયાંછે.

શાંધણિયો, શાંધણી, શાધણું, શાધવું, શાક્ડો, શાંભો; રિજવું, રીઝ, રુઝવું, રુઝ, રેઠાણ, રોઝ, રોષ, રોધવું; લાજે, લાંભું, લેંધાતું, લેંઘી, લેંઘો, લેંજે, લોખણ્ડ; વધાર, વધારણી, વધારવું; વાંઝ, વાંઝણી, વાંઝણું, વાઝોડું; વાધણી, વાધરી, વિંધું, વિંધોટી; વિંજ–ઝણો, વિંઝવું; વેપાર.

અક્કાર.
અડી.
અમે.
અશાડ.
અલેતું.
અવરાઇ.
અવળે.
અવાડું.
અવાડો.
અવેરું.
આં.
આડ.
આડત.
આડિયો.
આર.
આરવે.
આરેડું.
આરો.
આલાલીલું.
આવરો.
આવું.
આવે.

———

ઇચકો.
ઇચવું.
ઇડવું.
ઇડાળો.
ઇસવું.
ઇસારો.
ઇકળ.

———

ઊનાળો.
ઊનું.
ઊલકું.
ઉલાવવું.
ઉલેચવું.
ઉલ્લાસ.

———

એંસી.
એં’ડ.
એડ.
એડકી.
એડિયો.
એં’બક.
એ’રણ.
એરો.
એ’રો.
એલી.
એલીવાર.
એલો.
એ’વા.
એ’વાતણુ–ન.
એત્રું.
એળવણી.
એળવવું.
એળવું.
ઓડવું.
ઓડી.
ઓડો
ઓ’લ્યુ.
ઓણણી.
ઓર
ઓરું.
ઓરો.
ઓ’રો.
ઓલાણ.
ઓલાવું.
ઓળવું.
ઓળી.

———

કડા–ઈ.
કડાયું.
કડી
કનૈયો.
કર્યું.
કરઝાળી.
કરાંજવું.
કરાંઠી.
કરેડું.
કરો.
કલ્લઈ.
કસાર.
કલિયાર.
કલેડી.
કલેડું.
કલૈ.
કલૈયો.
કાંરે.
કાડ.
કાડવું.
કાડો.
કાણ.
કાણી.
કાન–તુડો.
કાનડો.
કાનો.
કાર.
કારવો.
કારે.
કાલું.
કાવો.
કિયું.
કી.
કુડવું.
કુડાપો.
કુડ્ડી.
કુડ્ડું.
કુલ્લું.
કુવાડી-ડી.
કુવાડો–ડો.
કે’તી.
કે’નું.
કે’ર.
કે’વત.
કેવારે.
કે’વું.
કોં’ટી.
કોં’ટું.
કો’
કો’ટું.
કો’ડ.
કોડ.
કો’ડારું.
કો’ડિયું.
કો’ડૂડો.
કો’ણી.
કો’યડો.
કો’યલું
કો’યું.
કોલું.
કોલુ.
કો’ત્રાણ.
કો’વું.
કોળી.
કોળું.
ક્યારે.

———

ખરેટી.
ખરેટું.
ખરેટો.
ખરેડો.
ખલેડી.
ખવળવું.
ખવિસ.
ખસખસ.
ખસવું.
ખસિયાણું.
ખસી.
ખસોટી.
ખળી–ળું.
ખાંસી.
ખાઈ.
ખાઉધર.
ખાયો.
ખાવરું
ખાવો.
ખાસ.
ખિલોડી.
ખિસકોલી.
ખિસર.
ખિસું.
ખુરસી.
ખુવાર.
ખુંસરો.
ખુસિયો.
ખેસ.
ખો.
ખો’.
ખોઈ.
ખોય.
ખોવું.
ખોસવું.

———

ગ્રે’વું.

———

ચકડું.
ચડઉતર.
ચડણ.
ચડવું.
ચડભડવું
ચડાઈ.
ચડાઉ.
ચડાણ.
ચડાચડી.
ચડાવ.
ચડાવો.
ચડિયાતું.
ચડેલ.
ચભડવું.
ચા.
ચાય.
ચાયના.
ચાવું.
ચિડવું.
ચિડિયું.
ચીડ.
ચીલો.
ચુવડી–લી,
ચૂલ–લો.
ચે’ન.
ચે’નકાં.
ચે’નબાજી.
ચે’રવું.
ચે’રો.
ચોં’ટ
ચોં’ટવું.
ચોં’ટિયાં.
ચોં’ટી.
ચોં’ડવું
ચો’સટ–સેટ.
ચો’ટવું.

———

છજી.
છજું.
છાંય–ડી
છાંયડો–યો.
છાજ.
છાજલી.
છાજવું.
છાજિયું.
છાજું.
છાયા.
છાર.
છારવું.
છારી.
છારું.
છાવણ.
છાવણી.
છાવરવું.
છાવું.
છાસટ–સેટ.
છુંતું.
છેતાળી–સ.
છેડ–ણી.
છેડવું.
છેડાછેડી.
છેડો.
છેર.
છેરણટો.
છેરવું.
છેરાટો–રો.
છે’લ.
છે’લકડી.
છે’લછબિલું.
છે’લપડી.
છે’લાઈ.
છે’લાણી–ણી.
છેલું–લ્લું.
છેલ્લે.
છેવટ.
છેત્રાડું–ડું.
છેત્રાવું.
છોલવું.
છોવું.

———

ટાઈ.
ટાડ.
ટાડક–ડેક.
ટાડા.
ટાડી.
ટાઢીશિયળ-શી- [ળી.
ટાડું.
ટાડકિયું.
ટાવલું.
ટે’લ.
ટે’લભટ.
ટે’લિયો.
ટેયો.
ટોવું.

———

ઠાંસો.
ઠેસ.
ઠોંસવું.
ઠોંસો.

———

ડાક.
ડાડી.
ડાડો.
ડાપણ.
ડામ.
ડામવું.
ડાચું.
ડુઓ.
ડુમી.
ડુમો
ડેરો.
ડે’લું.
ડે’લો.
ડો’ડ.
ડો’ડિયું.
ડો’ળું-વીનાખવું
ડો’ળવું.

———

તગં,
તરે.
તાં.
તાડ.
તારપછી.
તારે.
તેંતાળી–સ.
તે’સેટ.
તે’પન.
તે’વાર.
તેવું.
તેત્રે.
તે’સટ–સેટ.
તોતેર.
ત્યારે.

ત્યાસી.

———

થડ-ડિયું.
થડું.
થુએર વેર-એ-
રિયો-વેરિયો.
થોર-રિયો.

———

દરાજ-ઝ
દરાજિયું.
દરો.
દહીં-ઈં.
દહીંતરું.
દડ.
દડમ.
દાડમ-ડેમ.
દાડમી-ડેમડી-
ડેમી.
દાઢી
દાડો.
દાયકો.
દેરાસર.
દેરી.
દેરું.
દેલી.
દેલું.
દેલો.
દો'ડ.
દો'ડડાયું.
દો'ડિયું.
દો'ડું.
દો'ણી.
દો'ણું.
દોયલું.
દો'રો.
દોવું.

———

નરાણી-રેણી.
નવેણ.
નસાણું.
નાણ.
નાણું.
નાતીધોતી.
નાનકડું.
નાનું.
નાનુંસુનું.
નાનેરું.
નારખું.
નારી.
નારુ.
નાલ.
નાવણ.
નાવું.
નાસરી.
નાસવું.
નેરું.
નૈયું.
નાંય.
નો'તર.
નો'તરવું.
નો'તરિયો.
નો'તરું.
નો'ર.
નો'રવું.
નો'રિયું.
ન્યા.
ન્યાલ.
ન્યાળવું.

———

પગ-જમાગ.
પગ-જાળી.
પગ જો-ગજો.
પગ-ઝેટલું.
પગ-ઝેટી.
પડધી.
પડઘો.
પડમિતિયું.
પણે.
પનો.
પનોતી.
પનોતું.
પરાણે.
પરાણો.
પરે.
પરેજ.
પરેજી.
પરોડ-ડિયું.
પરોણાગત.
પરોણો.
પલળવું.
પાં.
પાંચી.
પાડ.
પાડી.
પાડો.
પાણ ણો.
પાણિયારું.
પાણી.
પાની.
પાનો.
પિયર-યેર.
પિયળ-યેળ.
પિયો.
પેડી.
પેડુ.
પે'રણ.
પે'રણું.
પે'રવું.
પે'રવેશ.
પે'રામણી.
પે'રાવવું.
પે'રેગીર.
પે'રો.
પે'લ.
પે'લવાન.
પે'લાં.
પેલું.
પોકિયું.
પોંચ.
પોંચવું.
પોંચી.
પોંચું.
પોંચેલું.
પોંચો.
પોંતવું.
પો'.
પોડવું.
પો'તું.
પો'ર.
પો'રેગીર.
પો'રો.
પો'ળાઈ.
પો'ળિયું.
પો'ળું.
પોવા.

———

ફરસબન્ધી.
ફરસાટ.
ફરસી.
ફરસીપુરી.
ફરસું.
ફરાળ.
ફરેકાળ.
ફરેડી.
ફરો.
ફવારો.
ફસકવું.
ફસલ.
ફસવું.
ફળિયું.
ફાંસ.
ફાંસવું.
ફાંસિયું.
ફાંસી.
ફાંસો.
ફાસફૂસ.
ફુઆરો-વારો.
ફુએડ-વેડ.
ફુસફાસ.

———

બનેવી.
બરાડવું.
બરાડો.
બરો.
બલે.
બલૈયાં.
બલૈયાંખેંચવાં.
બલોયું.
બવાડું.
બરીં-લેં.
બળઈ-ળે.
બળી.
બાંય
બાંયધર.
બાંયધરી.
બાંયું-બાયું.
બાંડુવાં.
બાનું.
બામણ.
બામણી.
બાર.
બારણિયો.
બારવટિયો.
બારવટું.
બારવાસિયો.
બારવું.
બારશેં-સેં.
બારું.
બારૈયો.
બારોટ.
બાલ.
બાવરૂ.
બાવલું.
બિઠણ-ણું.
બિયામણું.
બીક.
બીલું.
બુડિયો.
બેંતાળ.
બેંતાળી-સ.
બેઉ.
બે'કવું.
બે'ડું.
બે'તર.
બે'ન.
બે'નડ-ડી.
બે'નપણી.
બે'ની.
બે'બાકળું.
બે'ર.
બે'રખ.
બે'રખી.
બે'રખો.
બે'રિયું.
બે'રું.
બો'ણવું.
બો'ણી.
બો'તેર.
બોયું.
બો'ળું.
મડવું.
મડી.
મડુલી.
મરઘું.
મરડી.
મરેઠી.
મલાર.
મલાવવું.
મલાવડો-વો.
માંયેમાંય.
માંય.
માડ.
માત.
માવમ.
મામેરૂ.
માયરૂ.
માલ.
માલવું.
માવઠું.
માવત-ય.
માવરો.
મુરત.
મુરતી.
મૂડ.
મૂડો.
મે.
મે'ણું.
મે'તર.
મે'તાજી.
મે'તો.
મે'ર.
મે'લ.
મેલવું.
મે'લો-મે'લો.
મો.
મોકણ-કાણ.
મો'જોણું.
મો.
મોકળ.
મોટ.
મોટપ-મ.
મોટાઈ.
મોટું.
મોટેરૂ.
મોડ.
મોડવું.
મો'ઢિયું.
મો'ડું.
મો'ડો-ફો.
મોંત.
મોંતિયું.
મોંમાગ્યું.
મો'યડી.
મો'યડો.
મો'ર.
મો'રખું.
મો'રી.
મો'રું.
મો'રો.
મો'લ.
મો'લો.
મોવણ.
મો'વાસો.
મોવું.
મોસમ.
મોસલ.
મો'ળાઈ.
મોવડું.
મોવડો.
મોવર-વેર.

———

રૂડ.
રાડ.
રાળ.
રીડ.
રોડું.
રૂમડી.
રેંકળો.
રેંટ.
રેંટમાળ.
રેંઢિયો.
રેંઢુડો.
રેંઢવું.
રેણ.
રે'કળો.
રે'ણ.
રે'ણી.
રે'વાસી.

રે'વું.
રેંચું.
રેંડો ઢો.
રે'ડ.
રે'ણ.
રે'યણ-યેણી-[ણી.
રેયલી
———
લડધું.
લાણ.
લાણી.
લાંણું.
લાઈ.
લાઉલશ્કર.
લાણી.
લાય.
લાયરી.
લાર.
લારૂં.
લારો.
લાવ-વો.
લાવલશ્કર.
લાવું.
લાવો.
લાળો.

લુછણિયું.
લુછવું.
લુટફાટ.
લુટવું.
લુટાઉ.
લુટારો.
લુવાર
લુટ.
લેંકો.
લેંચી.
લે'.
લે'કો.
લે'ણાદેણી
લે'ણું.
લે'ર.
લે'રિયું.
લે'રી.
લે'લુટ.
લે'વું.
લેયો.
લો.
લોઈ.
લોઇયું.

લોઠી.
લોઢું.
લોયું.
લોતું.
લોવો.
———
વઈ.
વઉ-આરું.
વંડકણું
વડવાડ.
વડવાડિયું.
વડવું.
વાણુયર-યેર.
વત્તું.
વરડું.
વરવું.
વરિયાળી.
વરેઠી-શેઠી.
વલોરવું.
વવાવું.
વાડ
વાડવું.
વાડિયો.
વાડી.
વાણુ.

વાણુવટી.
વાણું.
વાર.
વાલ.
વાલમ.
વાલું.
વાલોળ.
વાવું.
વિલું-વીલું.
વીવા.
વેંચણ.
વેંચવું.
વેંત.
વે.
વેડ.
વેડમી.
વે'લુક.
વે'તુ.
વે'મ.
વે'રવું.
વે'રો.
વે'લ.
વેલા.

વે'લું.
વેવણ-વાણ.
વેવરાવું.
વેવા.
વેવાઇ.
વે'વાર.
વે'વું.
વૈ.
વૈતરું.
વૈવટ.
વો'.
વો'ણ.
વો'ણું.
વો'રવું.
વો'રો.
———
શાણું.
———
સઈ-ઘર.
સડ.
સડવું.
સડિયો.
સડ્ડો-રડો.
સરડવું.

સરાઠ-સ.
સરૂ.
સવાર.
સવારૂ.
સવાલું.
સાંડ.
સા.
સાઉ.
સાઉટાર.
સાએલી.
સાજોગ.
સાણકું.
સાણુપણ.
સામસામા.
સામે.
સાયો.
સારવું.
સાવું.
સિઆડી.
સિઆરવું.
સિરોઈ.
સીરી.
સીરો.
સુડ.

સુંવાળી.
સુંવાળું.
સૂમ.
સેં.
સેંકડો.
સે'.
સેડો.
સે'ર.
સે'રો.
સેલ.
સેલું.
સેવું.
સૈ.
સૈયડ.
સૈયર.
સૈયારૂ.
સોંડવું.
સો'ડિયું.
સોયલું.
સોરવું.
સોવાસેણ.
સોવું.
સોળું.
સોળેયો.

જે નામ લિઙ્ગપરત્વે મૂળ શબ્દથી જૂદાંપડેછે તેને મેં ગુજરાતીમાં વપરાતા લિઙ્ગેજ દરસાવ્યાં છે-જન્મ, વય, તરુ, વૃક્ષ, દેવતા ઇ૦ એ સંસ્કૃતમાં ન૦, ન૦, પુ૦, પુ૦, સ્ત્રી૦ છે ને તેને મે પુ૦, ન૦-સ્ત્રી૦, પુ૦-ન૦, ન૦, પુ૦, ઇ૦. તેમ ત્રણે લિઙ્ગે વપરાતા વિશેષણજાતિના શબ્દોને મેં નપુંસકલિઙ્ગનેજ રૂપે ઓળખાવ્યા છે.-પેલું, ઉતાવળું, બાવરું, નાનું, મોટું ઇ૦.

૩. વ્યુત્પત્તિ શબ્દનો અર્થ કોશના સમ્બન્ધમાં આટલો છે કે શબ્દના મૂળ ધાતુ, તેની ઘટના ને તેનો પ્રથમ નિપજેલો શબ્દ એ દેખડાવવાં. એ અર્થમાં એક રીતે જોતાં મેં આ કોશમાં કંઇજ કીધું નથી ને બીજીરીતે જોતાં કેટલુંક કર્યુંછે એમ પણ છે. સંસ્કૃત. અપભ્રંશ ને પરભાષાના એમ શબ્દોની જાતિ પાડી, પરભાષાના સમ્બન્ધનો વિષય અમણાં પડતોમુકી સંસ્કૃત તથા અપભ્રંશવિષે આ પ્રમાણે કર્યુંછેઃ-સંસ્કૃત અને સંસ્કૃતના પ્રાકૃત એમ બે પ્રકારના શબ્દો મળીને ગુજરાતી શબ્દો થયાછે અને સંસ્કૃતશબ્દની વ્યુત્પતિ સંસ્કૃતભાષાના કોશમાં દેખડાવવી અવશ્ય છે-ગુજરાતીકોશમાં નહિ એમ જાણી સંસ્કૃતશબ્દોની વ્યુત્પત્તિવિષે મેં ઘણુંજ થોડું જણાવ્યું છે-અંશ, અક્ષય, અઙ્ક એ શબ્દોમાં જેવી વ્યુત્પત્તિ દેખડાવીછે તેવી બીજા માત્ર સવાસોએક શબ્દની દેખાડી છે. સંસ્કૃતના પ્રાકૃત અથવા અપભ્રંશ એમાંના કેટલાએકના શુદ્ધસંસ્કૃતશબ્દ દેખાડ્યાછે-એવા શબ્દો આ કોશમાં ૧૩૩૯ સઙ્ગ્રહ ને ઉપસઙ્ગ્રહ બન્નેના મળીને છે.*

---

* ગુજરાતી અપભ્રંશ શબ્દોની વ્યુત્પત્તિનું શોધન, સંસ્કૃતનું થોડુંઘણું, જૂની પ્રાકૃતનું વિશેષે, મરેઠી હિન્દીનું થોડું-એક અને ગુજરાતી શબ્દરૂપાન્તરોનું પુરેપુરૂં જ્ઞાન હોય તોજ સુલભ થાય.-રૂપાન્તરનું રૂપ જોઈ તેઉપરથી તર્ક કરતાં, તર્ક કરી સમાન અર્થના સંસ્કૃત પર્યાય શબ્દ ખોળતાં, એકાદો વીણીકાડી એને પાછો પ્રાકૃતનિયમ પ્રમાણે છે કે નહિ તે નક્કી કરતાં અને એ સન્ધાને માટે અનેક ગ્રન્થ જોતાં સો શબ્દના શ્રમના અવેજમાં ૫૦)ની વ્યુત્પત્તિ સિદ્ધ થવી દુર્લભ છે. વિક્રમના કાળની પ્રાકૃત ભાષાના શબ્દનો અથવા અપભ્રંશ ભાષાના શબ્દોનો કોશ પ્રથમ થવો અગત્ય છે; એ અને વરરુચિનો પ્રાકૃતપ્રકાશ અથવા હેમચન્દ્રનું અપભ્રંશ ભાષાનું વ્યાકરણ એ વડે વ્યુત્પત્તિ શોધન બહુજ સરળ થશે.

વ્યાખ્યાન વિષયમાં—

પરભાષાના શબ્દના અર્થને માટે તો ઘણુંકરીને પર્યાય શબ્દોજ આપ્યા છે; સંસ્કૃત શબ્દમાંના કેટલાએકના અર્થને માટે જે શબ્દો અપભ્રંશરૂપે વિશેષ વપરાય છે તે શબ્દના અર્થ જોવાની સૂચના કરી છે, કેટલાક જે પોતાના બીજા પર્યાય અપભ્રંશ કરતાં ભાષામાં વિશેષ વપરાયછે તેઓના અર્થ કરી દેખાડ્યા છે અને કેટલાકના અર્થને માટે પર્યાય શબ્દો આપ્યા છે. સંસ્કૃત શબ્દના અર્થ મૂળ ભાષામાં ઘણા છતે તેમાંના જેટલા ગુજરાતીમાં વપરાયલા તેજ અર્થ આ કોશમાં રાખ્યા છે પણ વળી કેટલેક ઠેકાણે, મૂળ અર્થોમાંથી રૂડા ને અવશ્ય લેવા જાણ્યા તે લઇને શબ્દના અર્થની સઙ્ખ્યામાં વધારો કર્યોછે.

અપભ્રંશ શબ્દોમાં જે મુખ્ય મુખ્ય રૂપાન્તરો છે તેના અર્થ તો અવશ્ય કર્યા છે ને બીજાઓને માટે પર્યાય શબ્દો આપ્યા છે અથવા અમુક શબ્દ જોવા એમ જણાવ્યુંછે. એ નિયમ રાખ્યા છતાં કોશના ઉપયોગ કરનારને સુલભ પડે માટે ઘણાક શબ્દોના અર્થ તે શબ્દોની પાસેજ કર્યાછે.

**૧. અર્થનિરૂપણ,** કેટલાએકનું, ઓળખાવી, સમજાવી, વર્ણવી કર્યુંછે; અને કેટલાએકનું, વ્યાખ્યા કરી (શબ્દના અનેક અર્થ જોતાં તેનો પ્રસાર કેટલો છે તે ધ્યાનમાં લઇ અર્થનું સ્વરૂપ ટુંકાં કથનમાં બાંધી દેખાડવી), પછી અક્કેકા અર્થવિષે બોલી, એ અક્કેકો અર્થ વ્યવહારમાં કેવી કેવી રીતે વપરાયછે તે અને તેના સમ્બન્ધમાં દેશી કેવતો તથા પ્રમાણ વાક્ય કીઆં છે તે જણાવી, કર્યુંછે. કોશ જોનારે અર્થદર્શનનાં લખાણમાં જે-તે એ શબ્દો ઉપર વિશેષ ધ્યાન રાખવું કેમકે એ ઉપર અર્થનો ભાર રયો હોયછે. (કેટલેક ઠેકાણે ભૂલ છે).

**૨. રૂઢિપ્રયોગ,** કેટલાક-ઘણાએક મૂળ અર્થના સમ્બન્ધમાં લક્ષણાવાળા છે ને કેટલાક નવા અથવા વિશેષ સઙ્કેતવાળા છે-એ રૂઢિપ્રયોગ ઘણુંકરીને નામની સાથે ક્રિયાપદ જોડ્યાથી અથવા મુખ્ય ક્રિયાને બીજી સહાય ક્રિયા જોડ્યાથી થાયછે. એ પ્રયોગોમાં ભાષાનું પોતાનુંજ કેવાતું એવું પ્રબળ સૌંદર્ય રયલુંછે.

**૩-૪. દેશીકથન** (કેવતો) આ કોશમાં ૩૪૨ અને જૂના પુસ્તકમાંના **પ્રમાણવાક્ય** સઉ મળીને ૫૫૬ છે. જૂનાં પુસ્તકોમાંના કેટલાક શબ્દના અર્થ નક્કી કર્યાછે તે આમ-એક શબ્દ એક ગ્રન્થકારે પોતાના ગ્રન્થમાં તેનાતેજ કે જૂદા અર્થમાં અને બીજા ગ્રન્થકારે પણ તેજ કે જૂદા અર્થમાં વાપર્યોછે એ જાણીલઈ અર્થ લખ્યા છે-એમાંના કેટલાક મને બહુ રુડા લાગેલા પણ અર્થને માટે મારી પૂરી ખાતરી નહિ તેથી તેને કોશમાં દાખલ કરતાં હું ખચ-ચાયો હતો પણ શબ્દ, કોશમાં પડી પ્રસિદ્ધિ પામશે તો અર્થ વિષે કોઈ દાડો પણ નક્કી થશે એમ માની તે શબ્દોને તેઓનાં વાક્ય સહિત રાખ્યાછે.

એ પ્રમાણે આ કોશની સમૃદ્ધિની વ્યવસ્થા છે-શબ્દસઙ્ગ્રહ પૂરો નથી, અર્થ લખ્યાછે તે તેની વ્યાપ્તિના પ્રમાણને વિચારે બહુધા છે.-મૂળના અર્થ ઉપરથી ઉત્તરોત્તર બીજા અર્થ થતા ગયલા તે ધોરણે યથાસ્થિતક્રમમાં નથી-(વળી તે વેળાએ ખોટા પણ હશેજ), ગ્રન્થરચનાવિષે સર્વત્ર એકસરખા નિયમો રયલા નથી ઈત્યાદિ દોષ આ કોશમાં છે ને તે હું જાણું છઉં ને ગ્લાનિ પામુંછઉં કે બારવર્ષે કોશ પ્રસિદ્ધ કરતાં અજી પણ તે સદોષ છે! પણ પાછો એકરીતે સન્તોષ માનુંછઉં કે બારે વર્ષે પણ ગુજરાતી ભાષાના થોડા-ઘણા શબ્દોની ઐક્યશોભા લોકને જોવાનો સમય આવ્યો; વ્યવહારપક્ષે જો કે હું મારી બાહ્યસ્થિતિપરત્વે કાંઇએક સંકોચિત છઉં તોપણ આન્તરસ્થિતિપરત્વે વિદ્યાર્થીના મહેચ્છાનન્દનો ને તરુણ યોદ્ધાના પ્રફુલ્લ આનંદનો લાભ પામ્યો છઉં.-કોશ કેમ કરવો, કોશમાં દોષ ગુણ તે કોને કેવા, ગુજરાતી ભાષાનો ઉત્તમ કોશ તે કેવો થવો જોઇએ એ મેં જાણ્યુંછે અને ગ્રન્થ પ્રગટ કરવાના માર્ગમાં નડતાં વિઘ્નો સાહસબુદ્ધિયે તોડી ઘણેકાળે પણ આ લીટીઓ લખવાનો રૂડો દાડો જોઉંછઉં! આ કોશ જેવો જોઇયે તેવો નથી જ પણ અવે એ અથવા બીજો કોઇ મનમાનતો ઉત્તમપ્રકારે રચવો એ બીજાઓનો ઉદ્દેશ હોવો જોઇએ. વર્ત્તમાનમાં ગુજરાતી કોશ સમ્બન્ધી મારી આશા આટલી છે કે ગુજરાતી ભાષાની જયશ્રીદર્શાવનારો પૂર્ણ બળસૌંદર્યે ઝળાંઝળાં કરી રયલો **એવો કોશ, સરસ્વતીને પ્રસાદે** એકવાર જોઉં-એ ઈચ્છા પુરીપાડવાને તે દેવી પૂર્ણ સ્વતંત્ર, રૂડી ભકતવત્સલ ને પરમ ઉદાર છે.

સુરત-આમલીરાન
સરસ્વતીમન્દિર,
સં॰ ૧૯૨૯, પોષ શુદ ૬ શનેઉ.

નર્મદાશઙ્કર લાલશઙ્કર.

## આ કોશ જોવાની રીત.

પ્રથમ તો, જે શબ્દનો અર્થ જોવો હોયે તે શબ્દના પેલા બે અક્ષર જે પૃષ્ઠ ઉપર હોય તે પૃષ્ઠ શોધવું; પછી તે પૃષ્ઠમાં તે શબ્દ શોધવો. શબ્દ વેલો જડીઆવે તેને સારુ શબ્દ ગોઠવવાનો આ અનુક્રમ ધ્યાનમાં રાખવો—

૧ સાનુસ્વારવર્ણ, ૨ સવિસર્ગવર્ણ, ૩ સ્વરવર્ણ, ૪ વ્યઞ્જનવર્ણ, ૫ વ્યઞ્જનની એકાદશાક્ષરીમાંનોવર્ણ, ક્રમ પ્રમાણે, ૬ સંયુક્તવર્ણ. ક્ષ ને જ્ઞ એ સંયુક્તાક્ષર છે. ક્ષ એ ક્ ષ્ ને અ મળી તેમ જ્ઞ એ જ્ ઞ્ ને અ મળી થયો છે માટે ક્ષને કના અને જ્ઞને જના સંયુક્તાક્ષરમાં જોવા.

### ઉપર લખેલી શબ્દ ગોઠવણનો દાખલો

અંશ, ઓઃહો, અકડબાજ, અકાજ, અકીક, અકૃત્રિમ, અકોટી, અકકડ, અકકેક, અક્રોધ, અકલેશ ને અક્ષ. એ પ્રમાણે અખ, અગ આદિ શબ્દો વિષે અને વ્યઞ્જનના શબ્દો વિષે જાણવું.

### સઙ્કેતના વર્ણ

સં૦–સંસકૃત, ફા૦–ફારસી, આ૦–આરબી, અ–અં૦–અઙ્ગરેજી, હિ૦–હિન્દી, મ૦–મરેઠી, પુ૦–નામ પુલિઙ્ગે, સ્રી૦–નામ સ્રીલિઙ્ગે, ન૦–નામ નપુંસકલિઙ્ગે, સ૦–સર્વનામ, વિ૦–વિશેષણ, વિ૦ ધા૦–વિશેષણ ધાતુસાધિત (કૃદન્ત), ક્રિ૦–ક્રિયાપદ, ક્રિ૦ અ૦–ક્રિયાપદ અકર્મક, ક્રિ૦ સ૦–ક્રિયાપદ સકર્મક, અ૦–અવ્યય, ઉ૦–ઉપસર્ગ.

*============*

# ગુજરાતીભાષા

-❧-

મુખમુદ્રાના સમ્બન્ધમાં ગુજરાતી ભાષાવિષે નિબન્ધ રચી અહીં જો સાથે મૂકયો હોય તો આ કોશને વિશેષ શોભા મળે, પણ પુરતાં સાહિત્ય ન મળવાથી તથા મળ્યાંછે તેટલાંઉપર પુરતો વિચાર કરવાને સમો અનુકૂળ ન હોવાથી તે નિબન્ધ મારી ઇચ્છા છતે પણ લખીશકાતો નથી. તોપણ અવે પછી મારા ને બીજાઓના શોધને સહાય થઇપડે તેવું થોડુંએક નોંધી રાખુંછઉં:-

ગુજરાતીભાષા એટલે ગુજરાતના લોકની ભાષા. કાળેકાળે ગુજરાતમાં નવાં નવાં રાજ્યો થયાં ને લય પામ્યાં. રાજ્યની સીમામાં વધઘટ થવાથી ગુજરાતી કેવાતા લોકની સઙ્ખ્યામાં પણ વધઘટ થયાંકીધી. વળી અનેક ધર્મના લોક અનેક પ્રકારની બોલીયો બોલ્યાછે-'બાર ગાઉએ બોલી ફરે' એવી કેવત પણ છે; તો, ગુજરાતી ભાષા તે કેટલા પ્રદેશના કીયા ધર્મને માનનારા લોકની સમજવી જોઇએ?-એકાદા મોટા પ્રદેશમાં જૂદાં જૂદાં ઠેકાણાંના ને જૂદાજૂદા વર્ગના લોક પોતાના સામાન્ય વ્યવહારને અર્થે ઘણુંકરીને એકસરખા રીતે બોલેછે ને એ સામાન્ય ભાષા તે, તેટલા પ્રદેશનાં નામ ઉપરથી ઓળખાયછે. વળી પ્રદેશનાં નામ લોકઉપરથી પડેછે પણ પાછા લોક, પ્રદેશનાં નામથી ઓળખાયછે, એવો પરસ્પર સમ્બન્ધ છે-તેટલામાટે, ગુજરાત એ નામ મૂળે અમુક બોલી બોલનારા લોકના ઉપરથી પડ્યું જોઇયે. એ લોક કોણ હતા ને કેવી બોલી બોલતા? અમણાં આપણે બોલિયે છૈયે તેવી કે જૂદી રીતની તે જાણવું પ્રથમ અવશ્ય છે.

ગુજરાત એ શબ્દ સંસ્કૃતપુસ્તકોમાં ગુજર્જરદેશ લખાયોછે. ગુર્જરનો દેશ એમ અર્થ છે તો ગુર્જરલોક* તે કોણ એમ પૃચ્છા નિકળે. એવિષે અદ્યાપિ આપણને ખરેખરી જાણ થઇ નથી. પૂર્વ વૃત્તાન્ત જેટલું જાણ્યામાં આવ્યુંછે તેટલાઉપરથી કેવાઇ શકેછે કે એ શબ્દ પઞ્ચાસરનું રાજ્ય સ્થપાયા પછી પ્રસિદ્ધ પડ્યોછે ને એ રાજ્યના લોકની ભાષા તે ગુજરાતી ભાષા કેવાય.

એ ભાષા કેવી હતી તે જોવાને કોઇ ગ્રન્થ અજી હાથ લાગ્યો નથી, પણ સાડીત્રણસો વર્ષ પછી ગુજરાતના સર્વોપરિ ઉત્કર્ષકાળમાં ભાષાનું જે સ્વરૂપ હતું તેની ઝાંખી ગુજરાતનાજ ને તેજ કાળના પણ્ડિત હેમચન્દ્રે અપભ્રંશભાષાના વ્યાકરણમાં કરાવીછે.† તે કાળના વિદ્વાનો સંસ્કૃતમાં જ પુસ્તક લખતા એટલે લોકભાષા ઝાઝી

---

* ગુર્જરાષ્ટ્ર (ગુર્જરો શોભા પામ્યા જ્યાં તે) અથવા ગુર્જરત્રા (ગુર્જરોએ રક્ષણકરેલી એવી તે) એ શબ્દો કોઈ કોઈ મણ્ડળમાં સાંભળવાંમાં આવેછે. સંસ્કૃત શબ્દોના અર્થ પ્રમાણે ગુર્જર કેવાતા લોકોની પૃથ્વી તે ગુજરાત છે. ગૂર્ ધાતુ, ભક્ષણ-ઉદ્યમ; હિંસા-ગતિ એ અર્થને વિષે પ્રવર્તેછે ને એમાંથી ઉદ્યમ-હિંસાના અર્થ ગુજરાતના લોકને લાગુ પાડતાં હિંસા કરનારા ને ખેતી વણજવેપાર એ ઉદ્યમ કરનારા લોક તે ગુર્જર એમ અર્થ કરાય, અને એ અર્થ ગુજરાતની પેલી વસ્તી ભીલ કોળીની કેવાયછે તેને તથા ગુજરાતના લોકના જે ઉદ્યમ તેને લાગુ પડેછે.-વળી ફળદ્રુપ દેશ તથા પશ્ચિમે સમુદ્ર છે એ જોતાં ગુજરાતના લોક ખેતી વેપારના જ ઉદ્યમ પરમ્પરાથી કરતા આવ્યાછે એમ સિદ્ધ થાયછે. એક શાસ્ત્રીએ ગૄ ધાતુ ઉપરથી 'ગીર્યતે તદ્ ગુઃ, ગુરઞ્જરતિ યસ્મિન્' એમ વ્યુત્પત્તિ કરીને જે દેશને વિષે ઉચ્ચારણ છિન્નભિન્નરૂપે રયાં હોય તે, એમ અર્થ કરયો ને એક શ્લોક ભણ્યો—'गुर्जराणां मुखं भ्रष्टं, शिवोपि शवतां गतः; तुलसी तलसी जाता, मुकुन्दोपि मकन्दताम्.' 'ગુજરાતીઓનું મુખ ભ્રષ્ટ છે કે શિવને શવ, તુલસીને તળસી, મુકુન્દને મકન્દ કેછે.' એ શ્લોક ગુજરાતીઓનું હાસ્ય કરવાને કોઇએ જોડ્યો હોય એમ જણાયછે, તોપણ તેમાં કયલું તે કેવળ અસત્ય નથી. વિન્ધ્યાચળની ઉત્તરે વાસ કરનારા પાંચદેશના બ્રાહ્મણો તે ગોડ ને દક્ષિણે વાસ કરનારા પાંચ દેશના બ્રાહ્મણ તે દ્રાવિડ કેવાયછે ને એ પાંચ દ્રાવિડમાં ગુજરાતી બ્રાહ્મણોની ગણના થઈછે અને ગુજરાતી બ્રાહ્મણો યજુર્વેદી છે એવું चर्णव्यूह નામના ગ્રન્થમાં લખ્યું છે. ગુર્જર શબ્દ વિષે કેટલુંક નર્મગદ્યમાં ગુજરાતીઓની સ્થિતિ વિષેના નિબન્ધમાં છે.

† સંવત ૧૧૯૮ માં--એ ઝાંખીની ઝળપઝળપ શાસ્ત્રી વ્રજલાલના "ગુજરાતીભાષાના નિબન્ધમાં" છે.

હેમચન્દ્રે પોતાના ગુર્જરદેશની જ ભાષાને અપભ્રંશ નથી કઈ પણ તે કાળના બીજાપણ કેટલાક દેશની લોકભાષાને અપભ્રંશ એવું નામ આપ્યુંછે. તે કેછે કે સંસ્કૃતના અતિભ્રષ્ટ રૂપાન્તર થઈ જે ભાષા બોલાયછે તે અપભ્રંશભાષા, અને એ બે પ્રકારની છે. એકનો સમ્બન્ધ વિશેષે પ્રાકૃત સાથે ને બીજીનો વિશેષે શૌરસેની સાથે છે. અમણાની ભાષાઓ પણ પ્રાકૃત કેવાયછે. પ્રાકૃત એ શબ્દ લોકમાં તો સરળ અર્થમાં વપરાયછે કે શુદ્ધ-સંસ્કૃત નહિ તે પ્રાકૃત-પોતે જે બોલેછે તે પ્રાકૃત છે એમ તેઓ સમજેછે. વળી જૂદાજૂદા પ્રદેશના લોકે જૂદેજૂદે કાળે જૂદુંજૂદું પ્રાકૃત ભણેલું તે સમ્બન્ધી કાળકાળના પણ્ડિતોએ કેટલુંએક લખ્યુંછે. માટે, પ્રાકૃતવિષે થોડુંક લખાણ કરૂંછઉં.—

કેળવાયલી નજ હોય તોપણ રાજ્યના ઉત્કર્ષનો અંશ તેમાં પણ આવેલો હોવો જોઇએ ને તે ભાટ ચારણાદિ માગણોએ લખેલા રાસાઓમાં દેખાયછે. અપભ્રંશભાષા* અથવા સંવતશૈકા બારમાં ગુજરાતના લોક જે ભાષા બોલતા તે એકવડી, કઠણ કાઠીની ને તે પ્રમાણેજ લામ્બી, કંઇએક થડુાયલી તથા ઠેકાઢેયાવાળી પણ વળી કહીં-કહીં કુમળી તથા સરળ, વર્ણે સામળી અને કુળમર્જાદ સાચવતાં સ્વતન્ત્ર વર્ત્તનારી એવી,

ભિલ્લરાજકુંઅરી સરિખી સોહઈ.

"ચન્દન સરિખા સીયલા, જઇસી નમણી કેલિ; પરદુખ્ખે જે દુખ્ખિયા, સહિ તે સજ્જન મેલ્લિ."

"પડિવજ્જઇ દર્દુર ભલા, પડિવન્નં પાલંતિ; મેઘ મરંતઈ તે મરઇ, જીવંતઇ જીવંતિ."

"ઢોલ્લા મઈં તુહું વારિયા, મા કુરુ દીહ માણુ; નિદ્દએ ગમિહિ રત્તડી, દડવડ હોહિ વિહાણુ."

'કોઠકુસુંભો કૃપણધન, એ તીણિ એક સભાવ; તો રસ મૂકઇ અપ્પણો, જો ગલ દીજઇ પાવ.'

"અટ્ઠોતરસુ ભુદ્દડી, રાવણતણઇ કપાલિ; એકૂ બુદ્ધિ ન સાંપડી, લંકા ભંજણકાલિ."

"મોર ભણઇ અમ્હ પીંછડાં, મઈં મેલ્હીઆં વણેઇ; હું અજિ અગાસો વિહવિણુ, તે સિરિ રાય વહેઇ."†

---

—"એક અઙ્ગ્રેજી પુસ્તકમાં લખ્યુંછે કે 'હિન્દુસ્થાનમાં ઇ૦ સનના આરમ્ભમાં પ્રદેશપ્રદેશમાં જૂદીજૂદી ભાષા બોલાતી અને તે ભાષાઓ કાળાન્તરે બદલાઇ આજની પ્રાકૃતભાષાઓ થઇછે"—"પછી સંસ્કૃત નાટકોમાં લખાયલી પ્રાકૃતભાષા બોલાતી"—"અને એ, જેમ પોતાથી અગાડીની પ્રાકૃતના શબ્દ અપભ્રંશ થઇને ઘડાઇ હતી તેમ અમણાની હિન્દી મરેઠી સઉ સંસ્કૃત નાટકોમાં ભણાયલી પ્રાકૃતભાષામાંથી નિપજીછે." એક બીજાં અઙ્ગ્રેજી પુસ્તકમાં લખ્યુંછે કે "જે કાળે સંસ્કૃત-વિદ્યાનો ઉત્કર્ષ હતો તે કાળમાં લોક જે ભાષા બોલતા તે પ્રાકૃત કે'વાતી; એ ભાષા સંસ્કૃતશબ્દના અપભ્રંશ બોલાયાથી થઇછે"—"મગધદેશની (બઙ્ગાળાની પાસે બાર નામનો પ્રાન્ત છે તેનો દક્ષિણ પ્રદેશ) તે માગધી અને દિલ્હી આગરાના પ્રદેશની તે શૌરસેની કે'વાતી"—"પઞ્જાબી, હિન્દી, બઙ્ગાળી, સિન્ધી, મરેઠી, ગુજરાતી એ સઉ શૌરસેનીમાંથી નિકળીછે." દેશીગ્રન્થકારમાંનો એક જણ કે'છે કે "પશ્ચિમસમુદ્રને લગતા પ્રદેશમાં રે'નારા આભિરાદિ લોકની ભાષા તે અપભ્રંશ"

જયી આર્યજનોના સમ્બન્ધથી પ્રદેશપ્રદેશની પ્રજા પોતપોતાના શબ્દો ટાળતીગઇ ને સંસ્કૃતશબ્દોને અપભ્રંશ કરી કરી પોતાના ઉચ્ચારણમાં લેતીગઇ; અને જયી લોકપણ વ્યવહારકાર્ય સરળ કરવાને પોતાના સંસ્કૃતને ભ્રષ્ટ ઉચ્ચારણે બોલતા થયા. એ મિશ્રણપ્રકારે પ્રદેશપ્રદેશની પ્રાકૃતભાષાઓ ઉત્પન્ન થઈ. વિશેષે મૂળ પ્રકૃતિ-સંસ્કૃત ઉપરથી થઈ માટે પ્રાકૃત કે'વાઇ. મૂળના વાસ્તવ્ય લોકની જે ભાષા તેને પ્રાકૃત શબ્દ લાગે નહિ-તે લોકની ભાષાના કેટલાક શબ્દપ્રયોગ પ્રથમના પ્રાકૃતમાં આવેલા ખરા.

એ પ્રાકૃતભાષાઓમાંથી ચારને બોળી વપરાતી જાણી વરરુચિયે તેના નિયમવિષે વ્યાકરણ રચી દેખાડ્યુંછે કે તે ચારે ઘણુંકરીને એકસરખે નિયમેજ થઇછે. બીજી ત્રણ કરતાં વિશેષે બોળી વપરાયલી પ્રાકૃત જે મહારાષ્ટ્રી અથવા પ્રાકૃત (વિશેષ અર્થમાં) કે'વાતી તેનેમાટે ૪૨૪) નિયમ છે ને તે બીજી ત્રણને માટે પણ છે પણ શૌરસેનીને ૩૨), માગધીને ૧૭) અને પૈશાચિકીને ૧૪) નિયમો પોતપોતાના વિશેષ છે. એ પ્રાકૃતશબ્દનાં સ્વરૂપ જોવાને શાકુન્તલ વિક્રમોર્વશી નાટકમાંના થોડાક શબ્દ આ છે-**અજ્જા** [આર્યાઃ-આર્યજનો], **અત્થિ** [અસ્તિ-છે], **અદ્ધ** [અર્ધ], **અદ્ધવધ** [અર્ધપથ-અધવચ], **આણ** [આજ્ઞા], **ઇસાણીયે દિસાએ** [ઐશાન્યાદિશા-ઇશાન દિશાએ], **કુસમાઇં** [કુસુમાનિ-કુસુમ (અનેકવચને)], **કેણાપિ** [કેનાપિ-કોઇએક; કોઇપણ], **ગદી** [ગતિ], **ગમિસ્સે** [ગમિષ્યે-હું જઇશ], **ગાઇસ્સં** [ગાસ્યામિ-હું ગાઇશ], **ગાયતિ** [ગાયતિ-ગાયછે], **ચિત્તલેખા** [ચિત્રલેખા-ચિત્રલેહા], **ચુંબિઆઇં** [ચુમ્બિતાનિ-ચુમ્બન કરેલું એવાં], **જસ્સ** [યસ્ય-જેનું], **ણકિંપિ** [નકિમપિ-કંઇપણ નહિ], **તવો** [તપઃ-તપ], **તહઇતિ** [તથેતિ-તેપ્રમાણે], **દયમાણો** [દયમાનઃ-દામણો, દયામણો], **દલે** [તલે-તળે], **દાવ** [તાવત્-તેમ-તેપ્રકારે], **દુદિઆ** [દ્વિતીયા-બીજી], **પખ્ખવાદી** [પક્ષપાતી], **પરિત્તાઅધ** [પરિત્રાયધ્વં-પરિત્રાણ-રક્ષણ કરો], **પિઅ** [પ્રિય], **પઓઓ** [પ્રયોગ], **ભમરેહિં** [ભ્રમરૈઃ-ભમરાઓએ], **ઉદુ** [ઋતુ-ઋતુ, રત], **સગ્ગસ્સ** [સ્વર્ગસ્ય-સ્વર્ગનું], **સરિસં** [સદૃશં-સરીખું, સરખું; યોગ્ય, ઘટતું], **સહી** [સખી-સહી], **સુઉમાર** [સુકુમાર], **સુણાદુ** [શૃણોતુ-સાંભળ, સૂણ], **હાઇસ્સદિ** [હાસ્યતે-હસેછે] ઈ૦.

એ પ્રાકૃત દેશકાળ પરત્વે પોતાનું રૂપ પાલટતાં પાલટતાં અગિયારસેં વર્ષે નવાં રૂપમાં અપભ્રંશ એવે નામે ઓળખાઈ. પ્રાકૃત તથા અપભ્રંશ એ બેનું સ્વરૂપ જોતાં જણાયછે કે પ્રાકૃતમાંના કેટલાક શબ્દ શુદ્ધસંસ્કૃત રૂપેજ વપરાતા થઇને, કેટલાક નિજરૂપેજ રઇને, કેટલાએક ભ્રષ્ટરૂપાન્તરોમાં ઉતરીને ને કેટલાએક સંસ્કૃત તથા દેશીશબ્દ નવા વધીને અપભ્રંશભાષા થઇ હોય એમ જણાયછે. અમણાંની પ્રાકૃતભાષાઓ અપભ્રંશમાંથી ઉત્પન્ન થઇછે. દક્ષણી ને ગુજરાતી એ બે, મુખ્યપ્રાકૃત-મહારાષ્ટ્રી અને એના અપભ્રંશ એઉપરથી અને હિન્દી, મુખ્યપ્રાકૃત તથા શૌરસેની અને એના અપભ્રંશ એઉપરથી ઘડાઇછે.

* વલ્લભીપુરનાં રાજ્યમાં બૌદ્ધ જૈન લોક હતા, ગુજરાતમાં ને સમ્બન્ધી પ્રદેશોમાં જૈનની બોળી વસ્તી હતી અને બૌદ્ધ જૈન ઉપાધ્યાઓની બોધભાષા ઘણું કરીને સર્વત્ર સરખી જ હતી. વળી ગુજરાતના રાજ્યને દિલ્હી કનોજના ને બીજા રાજ્યો સાથે સમ્બન્ધ હતો. એ સન્ધાં ઉપરથી જણાયછે કે ગુજરાતની અપભ્રંશમાં માગધી તથા શૌરસેનીનો લેશ હશે જ. વળી ગુજરાતના મૂળ વાસ્તવ્ય લોકના ને ગુજરાતની રીતભાત વસ્તુના કેટલાક દેશી કે'વાતા શબ્દો પણ હશે જ. માગધી શૌરસેની દેશ્ય એ શબ્દોની નિશાનીઓ (વર્ત્તમાન ગુજરાતીમાં) શબ્દની વ્યુત્પત્તિ શોધાશે ત્યારે સ્પષ્ટ જણાશે.

† "ગુજરાતી ભાષાના નિબન્ધ"માંથી. (શાસ્ત્રી વ્રજલાલ કાળિદાસકૃત)

સિદ્ધરાજના કાળમાં ગુર્જર દેશની લોકભાષા જે અપભ્રંશમાં ગણાતી તેણે પછવાડેથી નવું રૂપ ધારણ કરવા માંડ્યું ને તે મુસલમાની રાજ્યમાં ગુજરાતી ભાષા એ નામે ઓળખાઇ. તેરમાથી તે સોળમા શૈકાના અન્તલગીના કાળ.માં ગુજરાતી લોકની સ્થિતિ ઠરેલી નોતી. અમદાવાદ ને સુરત વસ્યાં પણ પાટણ ને ચાંપાનેર ખરવાં અને જુનાગઢ ભખળ્યું. નિરાશ્રિત થયલા બ્રાહ્મણ તથા જૈન ઉપાધ્યા પોતાની નિવૃત્તિમાં પોતપોતાના પ્રદેશના લોકને કંઇ કંઇ કથી લખી રિઝવતા. મુસલમાની રાજના ઉત્કર્ષકાળમાં ગુજરાતી ભાષા પ્રસરિત અડ્ગની, ઠાવકી, લાડકી, કુમળી ને વર્ણે ભ્વરી લીસીતેજીમારતી જેવી

ગુરુઅણુકુંયરી રૂઅડલી સોહી હરિગુણ ગાતી પ્રભાત સમે.

—"પાડલીપુરનગર તિહાં નંદનઉ શત્રુ ચન્દ્રગુપ્ત રાજા તેહનઉ પ્રધાન ચાણિક્ય પ્રતિબિંબથકઉ રાજ્ય ભોગવઇ; પરંભંડારિ દ્રવ્ય નહીં તેહભણી, દેવતા આરાધી પાસા પામી સ્વર્ણથાલ ભરી જુવટઇ બઇઠુ: જે કે, મઝનઇ જીપઇ તે થાલ સોનેઇએ ભરિઉં દ્રિઉ અનઇ તુમ્હે હારઉ તુ એક દીનાર દિઉ. એમ દેવતાદત્ત પાસે કરી જીપવા લાગઉ કિંવા હરઇ કોઇ દેવતાદત્ત પાસે હુ તે જીપઇ પણિ માનવજન્મ હારવિઉ દોહિલઉ પામઇ." ૧

—"ઢમઢમ વાજઇં ઢોલ અસંખ, બોલઇં મંગળ
વાજઇં સંખ;
રેણુ સરણાઇ વાજઇં તૂર, મિલિયા સુભટ ગહગહિયા સૂર
ઘોડા સરસા ઘો.ડા ભિડઇં, પાયક પાયક સરિસો ભિડઇ;
રથસેતી રથ જુડઇં અપાર, હથિયારે લાગિ હથિયાર.
ઉડિયા લોહ જાઇં એક કોસ, ઝુઝઇં રાઉતિ પૂરઇં રોસ;
કાયર ત્રાસઈં સૂરા ધસઇં, રિણ દેખી તે સાહમાં હસઇં.
ખાંડા ઝલકઇ વીજલી જસા, સુહડાતણા મન તવ ઉધસા
તેજી તુરિ ન સાહયા રહઇં, પરદળ દેખી તે ગહગહઇં.
રુધિર પૂરિ રથ તાણ્યા જાઇ, સિર તૂટઇં ધડ ધસમસ ધાઇં;
દોઇ પહર હુયો સંગ્રામ, પાપબુદ્ધિ રાય હાર્યો તામ."૨

—"કૃષ્ણરૂપે ગોકુલિ અવતરીયો, ગોવરધનપર્વત કરિ
ધરીયો, વરીયુ ગોપી ગોવ્યંદો.
સરવરૂપિ હરિ રંગિ રાચિ, વૃંદાવન ગોપીમધ્ય નાચિ,
સાચિ સોહિ બ્રહ્મચારી."

—"દુહવ્યો બોલિ આત્મા, સુણિ પરમાત્મા તાત;
તૂઝ સમીપ છંડાવીયું, માહરુ શુ અપરાધ.
ઘરસુખ કાંઇ વીસારીયું, ભૂલવ્યો કાયાવનમાહિ;
કેતલું કાલ વિડંબીયુ, શત્રુ કામાદિક હાથિ.
એણિ વનિ લોભચી દવ બલિ, વિલસિ પારધી કાલ;
માયા મુકી હરણિલી, માડીયૂં કર્મની જાલ.
જાલ પડયુ હોઉ આકલુ, મોહિયુ જીવ અચેત;
પાછલી આગિલી સુધિ નહીં, નહીં એહનિ આપણૂં ચેત."

—"પરબ્રહ્મ પદ્મનાભ, પરશોતમ પિઢિ નહી એ;
અવિગત ગોવિંદ ચંદ્ર, સાર કરુ શ્રીપતિ ધણીએ.
ચત્રભુજ સામલવર્ણ, સારંગધર સોહામણો એ;
અનિ રૂઅડલો વૈકુંઠનાથ, દુકીત હરણ દામોદર એ.
નિરંજન નિરાકારિ, નિકલંક પુરુષ આરાહીઇએ;
ગાઇત્ર દ્વારિકારાયુ, સામલવર્ણ સોહામણો એ.
સદા વૈષ્ણવ મનિ ઉછાહ, આનંદ અંગિ ઉલટિ એ;
ભલિઆ વિક પરબ્રહ્મરાય, પીંડારા માહિ પરવરયુ એ."૩

—અનેક જૂગ વીત્યા રે, પંથે ચાલતાં રે; તોયે અંતર રહ્યા રે લગાર;
પ્રભુજી છે પાસે રે, હરી નથી વેગળા રે; આડડો ને પડ્યો છે ઓંકાર. અનેક૦
દીનકર રૂંધ્યો રે, જેમ કાંઇ વાદળે રે; થયું અજવાળું મટ્યો અંધકાર;
વાદળુંને મટ્યું રે, લાગ્યું જેમ દીસવા રે; ભાનુ કાંઈ દેખાયો તેવાર. અનેક૦
લોકડીયાની લાજ રે, બાઈ મેં તો નાણીયો રે; મેહેલી કાંઈ કુળતણી વળી લાજ;
જાદવાને માથે રે, છેડો લઈ નાખીયો રે; તારે પ્રભુવર પામી છોં આજ. અનેક૦
નાવને સ્વરૂપે રે, બાઈ એનું નામ છે રે; માલમી છે વળી સરજનહાર;
[4]નરસઈંઆનો સ્વામી રે, જે કોઈ અનુભવે રે; તે તારી ઉતારે ભવપાર. અનેક૦૪

---

૧ માગધી ગાથાબન્ધ ને ગુજરાતી વ્યાખ્યા એવું "પુષ્પમાળ પ્રકરણ" ઉપાધ્યાય મેરૂ સુન્દરે રચેલું તેમાંથી ઉપલું ગદ્ય લીધું છે-(પ્રતનું વરસ સંવત ૧૫૨૯).

૨ "ગજસિંહ રાજાનો રાસ" એમાંથી લીધું છે-(પ્રત ૧૫૫૬ ની).

૩ ઘણાંએક નાના પ્રકરણોનો સંગ્રહ એવો એક વૈષ્ણવ ગ્રન્થ છે તેમાંથી ઉપલા ત્રણ કકડા લીધા છે. કોઈ કોઈ પ્રકરણમાં 'પદ્મનાભ' એમ લખ્યું છે તે ઉપરથી તે નામવાળો કોઈ તેનો કર્તા હશે. વિષય ને ભાષા જોતાં તે ગ્રન્થ ૧૫-૧૬ સૈકામાં રચાયો હોય એમ લાગે છે-(પ્રત ૧૭૧૫ નીમાંથી).

૪ નરસૈં મેતાની કવિતા તેનાજ કાળની ભાષામાં મળવી દુર્લભ છે.

સત્તરમા શૈકામાં ભાષા, ભક્તિ તથા ચરિત્રકથનમાં કેળવાઇ પણ તે પોતાનું સમગ્રસૌન્દર્ય તેજ શૈકામાં દેખડાવી શકી નહિ. એ સૌન્દર્યનો (વિષ્ણુદાસ, ભાલણ, વસતો, નાકર, આધારભટ ઇત્યાદિ સુઉના રંગનો) ઘણોખરો ભાસ પ્રેમાનંદે અ઼ઢારમાં શૈકામાં યથેચ્છ કરાવ્યો. એ શૈકામાં સમયસુન્દર, ઉદયરત્ન ઇ૦ ગોરજી-ઓએ રઙ્ગથી રાસા લખ્યા પણ તેમાં ૧૫-૧૬ મા શૈકાની નિશાનીઓ થોડી ઘણી જોવામાં આવે છે. એ જૈનભાષા, ઉત્સાહમાં આવેલા વાણિયા બ્રાહ્મણની ભાષાના તેજમાં અઞ્જાઇ. ભાવસાર રત્નાએ ખેડામાં પોતાના મણ્ડળમાં થોડાંએક લલિતગીત ગાયાં. એ અ઼ઢારમાં શૈકામાં ભાષાએ નવા વિષયો કથવાનો સમર્થ આરમ્ભ કર્યો. અખો-સામળ-વલ્લભ એઓએ પોતપોતાના વિષય ગાયા. પ્રેમાનંદે વર્ત્તમાનભાષા ભૂતર-ઙ્ગને અનુકૂળ કરી, અખાએ વર્ત્તમાનરઙ્ગ હસીકાઓને એક બ્રહ્મનો બોધ કર્યો. સામળે ભૂતને દૃષ્ટાન્તે ઉદ્યમસાહસ વર્ણી "જીવે તેને જોખ" કહ્યું અને વલ્લભે બહુચરાને ગાઇ. મુગલાઇના ઉત્કર્ષકાળમાં ભાષા, એકવડી પણ ભરાવ, પણ કહીં કુમળી ને કહીં કઠણ એવી કાઠીની, ઘીંવરણી કંઇક તેજસ્વી એવી, ઉજમાળી ને હોંસિલી, શકે વિપ્રતનયા મગ્ન રસમાં, કથા કેહેતી સોહંત.

[1]"જાદવ સ્ત્રી તાળી દઈ હસે, ધંન જાહાં આ નર વસે;
કીધાં હશે તપ વ્રત અપાર, તે સ્ત્રી પામી આ ભરથાર.
કો કેહે ઈન્દ્રને કો કેહે કામ, એને રૂપે હારે કેશવ રામ;
બાઈ પતીવ્રતાનાં મોહોશે મંન, મર્મવચન બોલે સ્ત્રીજંન.
કોઇ કેહે હાઉ આવ્યો વિકાળ, દેખાડો રોતાં રેહેશે બાળ."
[2]"આવ્યા વર્ષાકાળના દીન, ગાજી વરસે છે પરજન્ય;
વીજળી થાએ આભમાં પૂરી, બોલે કોકીલા શબ્દ મધુરી.
માહા તાપસનાં મન ડોલે, દાદુર મોર પપઇઆ બોલે;
માળતળે રત્નાગર ગાજે, ઓખા અંગે નવસત સાજે."
[3]"અનિરૂદ્ધ બાંધ્યો પ્રેમને પાશે, મોહ્યો મોહ્યો ચંદનને વાસે;
મોહ્યો મોહ્યો સ્નેહને સંધે, મોહ્યો મોહ્યો હાર ગળુ બંધે.
મોહ્યો મોહ્યો હસ્તકમળે, મોહ્યો મોહ્યો ઉરગળસ્થળે;
મોહ્યો મોહ્યો અલકાલટે, મોહ્યો મોહ્યો કેસરી કટે."
[4]"કડાજુડ કટક બે થયાં, ઉઘાડાં આઉધ કરમાં ગ્રહ્યાં;
ખખડે ખેડાં ને ફરે તરવાર, કો કાઢે શર ભાથા બહાર.
તોમર ત્રિસુળ ધરયાં મુસળ, ગાજ્યા રામ ધરી કરહળ;
છપંન કોડ જાદવ ગડગડ્યા, દાનવ ઉપર તુટી પડ્યા."
[5]"એવું જાણી મારા નાથજી, કરો દાસીની સંભાળ રે;
હો વિહંગમ વેવાસાળીઆ, મૂને મૂકી નળ ભૂપાળ રે.
હો વજાવતી મારી માવડી, મારું દાંક ઉઘાડું ગાત્ર રે;
હો ભીમક મારા તાતજી, શોધી મનાવો જામાત્ર રે.
હો નઇશદ દેશના રાજીઆ, અણચિંતું દીઓ દરશંન રે;
રૂપ ભુપને જઉં ભામણે હો, સલુણા સ્વામીંન રે."
[6]"હુતું વઇકુંઠ ગોકળ ગામ રે, હવે નેસડો ફરી થયું નામ રે,
જસોદા કેમ બાહાર નીસરસે રે, વંઝા કહી લોક પાછાં ફરશે રે;
અમો માણસમાંથી ટાળ્યાં રે, દીકરો થઇ કાળજ બાળ્યાં રે;
અમો ભુલ્યાં આશા આણી રે, પારકી થાપણ નવ જાણી રે
વાયસ થઇ વાંછળ કીધું રે, ફરી કોએલે બચડું લીધું રે;
વીપ્ર પ્રભુ પરમેશ્વર રે, માહારૂં ફરી વસાવો ઘર રે."
[7]"કોમળ શીતળ નીર્મળ સુખકર દુખહર હરીનું નામ
પ્રેમાનંદ પવીત્ર થાવા, ગાઓ રાજીવલોચનરામ.
એ મરણ પગલાં હેડ છે, ફરે સીંચાણો કાળ;
હીંડતાં ફરતાં કારજ કરતાં, ભજો શ્રીગોપાળ."
[8]"ગુરૂ થૈ બેઠા હોંસે કરી, કંડે પાણ શકે ક્યમ તરી;
જ્યમ નાર નાનડી હવું પ્રસૂત, વળતી વાધે નૈં અદ્ભુત.
શિષ્યને ભારે ભારેં રહ્યો, અખા તેમ મુલગેથો ગયો."
[9]"જાંહાં સુધી છે ખંડીત ગ્યાંન, અખંડાનંદનું નોહે વીગ્યાન;
તેહેનું પાત્ર થાવા કારણ્ય, મહામુનીએ કહ્યું પંચીકરણ,
ત્રીતીયેં સાંખ્ય કપીલે કહ્યું એહ, ભણે શુણે તે થાય વીદેહ.
જીવનમુક્તિ તે એહેનું નામ, જેણે જાણ્યું કૈવલપદધામ.
[10]"પંડિત આગળ મૂઢ, હંસ આગળ જ્યમ બગ્ગા;
પંડિત આગળ મૂઢ, કોકિલા આગળ કગ્ગા;
પંડિત આગળ મૂઢ, રાય આગળ જ્યમ રાંકાં;
પંડિત આગળ મૂઢ, સિંધુ આગળ જ્યમ ટાંકાં;
છે પંડિતમાં પ્રાક્રમ ઘણાં, પંડિત સહુ શિર મોર છે;
શામળ કેહે પંડિત આગળે, મૂઢ તો ચાકર ચોર છે."
[11]" અરે ઇશ્વરી અંબિકા, કોડે ટાળે કષ્ટ;
સફલ જનમ તેનો હશે, માધવ દેખે દ્રષ્ટ;
જે દેશ માધવ ગયો, તે દેશનો વાઓ વાએ;
અડે લ્હેર મુજ અંગમાં, સફલ જનમારો થાય."
[12]"રમઝમ કરતી રાજરી, ઝમઝમ વાગે ઝેર;
ધમધમ વાગે ઘુઘરા, મદનતણી સમશેર.
હસતી રમતી હેતથી, કરતી વિવિધ વિલાસ;
ચાલી ચતુરા ચમકતી, પોપટકેરી પાસ."
[13]"ગંગોદક નિરમળ જશું, સદા પવિત્ર જ સાર;
તેહેવું કુળ હોય માહરૂં, તો પડ પાસા પોબાર.
સીંહમૂછ ભોરંગમણી, કરપીધન સતિનાર;
જીવ ગએ પર કર ચહડે, પડ પાસા પોબાર."
[14]" તોતળા મુખતંન, તોતોતો કહે મા;
અર્ભક માગે અન્ન, નિજ માતા મન લેમા.
નહિ સવ્ય અપસવ્ય, કહીં કાંઇ જાણું મા;
કળી કહાવા કવ્ય, મન મિથ્યા આણું મા.
કુળજ કુપાત્ર કુશીલ, કર્મ અકર્મ ભર્યો મા;
મૂરખમાં અણમીલ, રસ રટવા વિચર્યો મા.
પ્રાક્રમ પરમ પ્રચંડ, પ્રબળ ન પળ પ્રીછું મા;
પૂરણ પ્રગટ અખંડ, અનાથકો ઇચ્છું મા."

---

૧ પેલી કોલમમાંના ઉતારાઆ પ્રેમાનંદ કવિના છે. સુદામાચરિત્ર. ૨-૩-૪ ઓખાહરણ. ૫ નળાખ્યાન. ૬-૭ દશમસ્કંધ. ૮-૯ અખાના છપ્પા અને પંચીકરણ. ૧૦ શામળના છપ્પા. ૧૧ શામળ-માધવાનલ. ૧૨-૧૩ શામળ-નંદબત્રીસી. ૧૪ વલ્લભના ગરબા.

ઓગણીસમા શૈકામાં પ્રદેશપ્રદેશની ગીતકવિતાની ભાષા, ટીકાભાષા ને પાછલા શૈકામાં થયલા ગ્રન્થોની પ્રતભાષા એ જોવામાં આવેછે. આખ્યાનવાણી વસાવડના કાળીદાસે, વેદાંતવિષયની પ્રીતમ તથા ધીરાએ, શૃઙ્ગારભક્તિની દયારામે ને વિરાગની સ્વામીનારાયણવાળાઓએ દેખાડીછે. એ શૈકાની ભાષા, એકવડી કાઠીની પણ જરા હંસાયલી, ભરેલી, કુમળી, ઘઊંવર્ણું કરતાં કંઇક વધારે ઉજળી ને થોડાક નાજુક ઘરેણાંથી સજેલી જેની–

ગાતી પરબ્રહ્મ શ્યામને, કન્યા નાગરી શોભે.

[૧]“જોતાં કડડડ થંભ ફાટો કારમોરે, પ્રભુ પ્રગટીયા નર-
હરીરૂપ, રાજાદૈવસું જગાડયું જુદ્ધ દાનવેરે–
પ્રભુભ્રગુટી કોટીકબીહામણી રે, દીસે નયણામાં પાવકની
જ્વાળ, રા૦
નાસીકાનો તે ઘોર ઘણું ગાજતો રે, તેણે ડોલવા લાગાછે
દિગપાળ, રા૦”

[૨]“આસાડે અમરિતતણા, વરસ્યા વરસાદ;
હરિહરિ સઘળે થઇ રહ્યું, થાવરજંગમ જાત. સાંભળ શુદ્ધ
ચિત્તે કરી.
ચિત્ત ચાતક રંગે રટે, બોલે મન મોર;
જ્યાંત્યાં ચૈતન બ્રહ્મનાં, ઉગતાં અંકોર–સાંભળ૦
સુખસાગર સેહેજે ઉલટયો, સલિતા શુભસાર;
બ્રહ્મ નિરંતર જળ ભર્યાં, કોઇ પામે ન પાર–સાં૦”

[૩]“ખબરદાર મનસુબાજી, ખાંડાની ધારે ચહડવું છે,
હિંમત હથિયાર બાંધી રે, સત્ય લડાઇએ લડવું છે–
એક ઉમરાવ ને બાર પટાવત, એક એક નીચે ત્રીસ ત્રીસ;
એકધણીને એક ધણીયાણીરે, એમ વિગતે સાતસે ને વીસ
સો સરદારે ગઢ ઘેર્યો રે, તેને જીતી પાર પડવું છે.”

[૪]“પ્રગટ પુરૂષોતમ દેહ, રાજે ગઢપુરમાં શ્રીહરિ જો,
જેને નિગમ નેતિ ગાય, નીજ ઇચ્છાએ દેહ ધરી જો;
અક્ષરપતી અવિનાશ, આવ્યા કરુણા કરી અતિ જો;
કીધો ગઢપુર નિવાસ, વર્ણે વૈશ્ય નૈષ્ઠિક જતી જો.”

[૫]“ફાગણ કેસુ ફુલ્યાં, હું કરમાણી રે રસીયાજી;
આ વનમાળી પિયુ સીંચ્યું ન પૂરૂં પાણી હો, રંગરસીયાજી.
વસંતરૂતુ તો સહુને વાહાલી લાગે રે–રસી૦
આ તમ પાખે મુને બાણ રૂદેમાં વાગે હો, રંગર૦”

–“પ્રીતડીની રીત અતિ અટપટી, ઓધવજી છે પ્રીતડી-
ની રીત અતિ અટપટી;
થાવાનો ઉપાય પણ જાવાનો જડે નહીં, વજ્ર રહેણે
જટી તે જટી.”

[૬]“નંદલાલ સાથે લાગ્યું છે લગંન જો, ઘેલી કીધી મને
ગોવાળીએ જો–
એની કટાક્ષ કોરયું છે મારૂં કાળજું જો, કામણગારા
રસિક રતનમે લોચંન જો.”

[૭]“શ્રી વલ્લભવિઠ્ઠલ શ્રીજી સ્વામી, સામળીયા વાહાલા;
સઘળું સમજોછો અંતરજામી નંદલાલા રે–
ભય તો લાગેછે મુજને ભારી સા૦; અંતકાળે શી વલે
માહારી–નં૦
સેવાસમરણ ભાવે ના કીધું, સા૦; રંક સાધુને દુખ દીધું.
ય નં૦

“પૂર્વે અવંતી નગ્રનો રાજા ચંદ્રસેન્ય તેને પુત્રી ચંદ્રમુખી નામે તેને પિતાયે કહ્યું તારો સ્વયંવર કરીયે. ના પિતા હુતો દેવાંશીવર ઇછુછું. રાજા કેહે આપણ મનુષ્યને ઘેર દેવ વરવા કેમ આવે એ મનોર્થ તે મિથ્યા ધરવો. કન્યા કેહે એટલો પોણ જેણે કનકપુરી જોઈ હોએ તેને હું વરૂં. રાજા કેહે તેની ભાલ કેમ જણાશે. કન્યા કેહે પુરમાં પાટ ફેરવો. ત્યારે રાજાએ પડો વજડાવ્યો. જેણે કનકપુરી જોઇ હોએ તે રાજાની પુત્રી પર્ણવા આવજો. એવે તે નગ્રમાં દુર્બલ બ્રાહ્મણ એકાકી રેહેતો, શક્તિદેવ નામે. તેની ટોળ કરીને લોકે સીખવ્યું, તુ જઇને કેહેની જે કનકપુરી મેં જોઇછે, તને રાજપુત્રિ મળશે, આ દરિદ્રતાનું દુખ જશે. એમ ભંભેરાયો બ્રાહ્મણ રાજ્યસભામાં ગયો. કહ્યું મેં કનકપૂરિ જોઇછે. રાજાએ પૂત્રિને મેહેલે મોકલ્યો. તેણે ચક લાખી નીસાની પુછવા માંડી ત્યારે બ્રાહ્મણ કેહે કનકપુરી તે કનકની છે, કનકનાં મંદિર છે. હસી કન્યા કેહે કીયે માર્ગ થઇ ગયાતા. માહાવનમાં જતાં દીઠી. કન્યાયે લબાડ કહી કાહાડી મેહેલ્યો.”

[૮]“લલિત કેહેતાં મનોહર એહેવી જે લવિંગની લતા જે વેલ તેનું જે શૈવવું, તે લતાનાં નિકુંજ ગૃહને આછાદી રેહેછે તેનો કોમળ કેહેતાં અતિ મધૂર વાસ છે ને મલયાચલના મંદસુગંધ સુશિતલ વાયુ વેહેછે ને તે વન કેહેવું છે જે ભ્રમરના સમૂહ તે ગુંજારવ કરેછે ને તે મધ્યે કોકલા સ્વર કરેછે તે બહુએક સ્વર થાય છે તેણે કરી કુંજકુટીર જે લતાગૃહ શ્રીકૃષ્ણ રાધાનું વિલાસસ્થાન તેને વિષે શ્રીમદન ગોપાલ વિલાશ કરેછે.”

[૯]“એક મનોહરાનામા ગોપીજનછે તેહેને મંદિર કોઇ. એક સ્ત્રીનેં ત્યાં રાત્ય રમીનેં પ્રભુ પધાર્યા તે અન્ય સ્ત્રી સંબંધનાં ચિન્હ જોઇનેં તે સ્ત્રી કહેંછે જે હે નાથ પર જે બીજી ત્હેની પલકા જે સજજયા ત્યાંહાં પોંહોડવાના અલિક કેં૦ જૂઠા સોંહ જે સમ તે ક્યાંહાં ખાઓછો એટલે શું કરવા ખાઓછોં જો નાં માંનો તો દરપણ લેઇનેં જુઓં કેં ત્હમારા પલ કે૦ આંખ્યોનાં પોપચાં તે પીક જે તાંબોળનો રંગ ત્હેમાં પગ્યા કે૦ પચીરહ્યાં છે નીક કેં૦ સારી પેંઠેં તેશી મેં જાણ્યું તો ખરૂં । ત્યારેં । તમેં જૂંઠું શીદ બોલોછો પ્રાતઃકાલમાં તો કાઇ સાચું બોલો.’

સંસ્કારકાળનું પ્રભાત સંવત ૧૮૮૦ પછી થવા માંડ્યું–૧૮૮૪માં ‘ઇસપનીતિ.’ ૧૮૮૬માં વિદ્યાના ઉદ્દેશ લાભ ને સન્તોષ અને ૧૮૮૯માં ‘બાળામિત્ર’ (પ્રથમ ભાગ) એ પુસ્તકો નિકળ્યાં.

---

૧ વસાવડના કાળિદાસના પ્રહ્લાદ–આખ્યાનમાંથી. ૨ પ્રીતમદાસ. ૩ ધીરા ભક્તના કાફી. ૪ સ્વામીનારાયણ સંપ્રદાયની કવિતામાંથી. ૫ ખેડાના રત્ના ભાવસારના બાર માસમાંથી. ૬–૭ દયારામ. ૮ ગીતગોવિંદની ટીકામાંથી. ૯ દયારામની સતસૈયાની ટીકામાંથી.

એ પ્રમાણે ગુજરાતીભાષાનો ઉદ્ભવ તથા સ્થિતિ છે.–(સંસ્કૃત)–પ્રાકૃત–અપભ્રંશ–અપભ્રંશ ગુજરાતી–ગુજરાતી, એ પ્રમાણે ક્રમ છે. એ સ્થિતિક્રમ અને વર્તમાનસ્થિતિ એ જોતાં જણાય છે કે ભાષા અઙ્ગકાઠિયે એકવડી હતી ને છે, કોમળ હતી ને છે, થોડા વિષયમાં ને વિશેષે કવિતામાં રમતી તે આજ વધારે ને વિશેષ ગદ્યમાં ઘુમેછે. ભાષા, અર્થઘટ ને ઘાટીલી–સુન્દર થતી આવી છે ને થાય છે. ભાષા પોતાના પ્રાકૃતકોમળપણાવડે કોઇ પણ મોટા અર્થને યથાસ્થિત સુન્દર દર્શાવવાને સત્વરે વળી શકે તેવી છે પણ કેળવણીની અછતમાં તે પોતાનું ઉત્કૃષ્ટસ્વરૂપ દર્શાવી શકતી નથી.*

ભાષા હિન્દી મરેઠી કરતાં ગાત્રે વધારે લલિત છે ને તેથી તે કોમળ સૌન્દર્યમાં વધારે આગળ પડે છે, પણ મોટા મોટા અર્થ સમાવી કઠિણ સૌન્દર્ય દેખાડે ને વળી કોમળ કઠિણ બન્ને સૌન્દર્યનાં સમ્મિશ્રણે એક નવુંજ ઉત્તમ સૌન્દર્ય પ્રકાશે એવી થવાને તેને કેળવણી મળવી જોઇએ. શબ્દભણ્ડોલ વધારવાને અને અનેક વિષય સેહેલથી લખાતા થાય તેને માટે સારા સારા ગ્રન્થકારો થવા જોઇએ. એઓ પોતાના કાર્યનેમાટે સરળતાથી નવા શબ્દો જોડશે, પરભાષાના † યોગ્ય જણાશે તે સઙ્ઘરશે અને રૂડી રીતે યોજી વપરાતા કરશે. નવા નવા ગ્રન્થોવડે ભણ્ડોલ વધારવો ને કોશવ્યાકરણોવડે ભાષાને શુદ્ધ રાખ્યાં કરવી એજ પ્રકાર ભાષાની કેળવણીના છે.‡

પૂર્વવર્ણનમાં પ્રદેશપ્રદેશની ને જાતજાતની ભાષાને ગુજરાતી ભાષા કહીછે પણ વર્ત્તમાનભાષા વિષે તેમ સામાનીકરણ કરવાનું નથી. વર્ત્તમાનભાષા તો આગગાડીવડે ને છાપખાનાંવડે ગુજરાતના ગુજરાતી બોલનારા સકળજનની ખરેખરી થઇછે–સુરતની, અમદાવાદની, કાઠિયાવાડની એમ અમણાં કેવાય છે તે ચાલતેદાડે નહીં કેવાય. સુરતની ભાષા કદે કંઇક ઠિંગણી નાજુક ને કુમળી છે, અમદાવાદની કંઇક ઉંચી ને

---

* દ્રવિડ પણ્ડિત વ્યંકાટાધ્વરીના વિશ્વગુણાદર્શનામના ગ્રન્થમાં ગુજરાતીભાષાને અમૃત જેવી મીઠી કહી છે. મને સાંભરે છે કે ખમ્ભાતવિષે એક ગવર્મેંટરેકાર્ડમાં મેં વાંચ્યું છે કે ખમ્ભાતના કોઇ કલ્યાણરાય નામના લાડવાણિયાના કાળમાં 'ગુજરાતીભાષા સુન્દર કેવાતી.' (એણે ખમ્ભાતમાં પારસીઓનાં વધી ગયલાં જોરને તોડયું હતું). જયદેવકવિયે અષ્ટપદીમાં ગુર્જરીરાગને પણ માન સાથે ગણનામાં લીધો છે. 'સોરઠ મીઠી રાગણી' એમ કઞ્ચનીઓ ગાય છે. ગરબી–ગરબાની વાણી ગુજરાતીનીજ છે ને વખણાય છે. હવે બીજે પક્ષ ગુજરાતી તે શુંશાંની, ગુજરાતીનું ગાણું તે રોણું જ, સઘળી પ્રાકૃતનો કુઓ તે ગુજરાતી, ગુજરાતી તે પોચી–બાયલી ને હિન્દી તે મરદાની, ગુજરાતીમાં તે વળી કવિતા શી?–એનાતો રાસડાજ–કવિતા તે ભાષાની, 'અબેતબેકા એક રૂપૈયા, અઠે કઠે આણાબાર; ઈકડુન તિકડુન આણે આઠ ને શું સું–ચાર' એમ પણ કેતી કહીંકહીં છે. એ નિન્દાવાક્યો ગુજરાતી ઉચ્ચારણ અતિ કુમળું છે તે ઉપરથી બોલાયાં છે. હિન્દી મરેઠી ગુજરાતી ભાષા એ એક માની જણેલી બેનો છે-શબ્દ મળતા આવે છે, સંસ્કૃતવર્ણના ઉચ્ચાર ત્રણેમાં સમાન છે પણ સર્વનામ–વિભક્તિપ્રત્યય–ક્રિયાપદના પ્રત્યય એ ત્રણ પરત્વે ને કોઇકોઇ જૂદાં ઉચ્ચારણને લીધે તે છેટની સગી મનાયછે. બીજી બધી વાત પડતીમુકી ક્રિયાપદના પ્રત્યય જોઇએ તોજ સ્પષ્ટ દેખાય છે કે ગુજરાતી પ્રત્યય અતિશય કુમળો છે. પૂર્વે કહ્યું છે કે સંસ્કૃતધાતુ અથવા સંસ્કૃતનામ એ ઉપરથી આપણા પ્રાકૃતધાતુ થયાછે તે સ્મરણ કરતાં જણાયછે કે 'કરણમ્' એ ઉપરથી 'કરના,' 'કરણેં' 'કરઉં–વું' એમ પ્રાકૃતરૂપ થયાંછે. આ, એ, ઉ, એ ભેદ પરત્વે હિન્દુસ્થાની, મરેઠી, ગુજરાતી લોક કેવા હતા ને છે તે વિષે અને એ ત્રણ ભાષામાંથી કઈ બેનો પરસ્પર સમ્બન્ધ વિશેષ છે ( ગુજરાતીને હિન્દુસ્થાની સાથે વિશેષ સમ્બન્ધ છે એમ કેવાયછે પણ દક્ષણી સાથે વિશેષછે એમ મને કેટલીક વાતે જણાયછે) એવિષે અને દક્ષણી ગુજરાતી આર્ય ને હિન્દુસ્થાની આર્ય ક્યારે ને કીએ કાળે જૂદા પડ્યા એવિષે મનમાન્યા શોધ સાધન હોય તો થઈ શકે તેમ છે. ડનું બન્ને પ્રકારનું ઉચ્ચારણ હિન્દી મરેઠી ગુજરાતીમાં સરખુંજ છે, જેમ દક્ષણીમાં 'च 'ज 'झ એ ઉચ્ચારણ છે તેવું હિન્દીમાં નથી પણ આપણા ચરોતરનો ચ તેને કંઇક મળતો આવેછે. જૂની ગુજરાતીમાં ષષ્ઠીનો પ્રત્યય કહીં કહીં ચા–ચી લખાયાંછે. એ–ઓનાં પોળાં ઉચ્ચારણ મારા જાણવા પ્રમાણે દક્ષણીમાં નથી, 'રેવું' 'રાહાણે,' 'રહના,' એ ત્રણ રૂપ જોતાં હનું ટુંકું થઈ જતું ઉચ્ચારણ જેમ ગુજરાતી દક્ષણીમાં થાયછે તેમ હિન્દીમાં થતું નથી–દક્ષણી કરતાં ગુજરાતીમાં વિશેષ ટુંકું થાયછે ને એઉપરથી ને પાછળ આપેલા દાખલાઓ ઉપરથી જણાયછે કે ગુજરાતી ઉચ્ચારણનું વલણ શબ્દને સઙ્કોચવાભણી છે ને સઙ્કોચ થયેથીજ પસરેલું કોમળ અઙ્ગ, ઘટ તથા બળિષ્ઠ બનશે. અનુસ્વારનું ઉચ્ચારણ આપણામાં જેવું વિલક્ષણ છે તેવું બીજી ભાષામાં નથી.

† અર્થજ્ઞાન વધે તેમ તેને ક્ષેમ રાખવાને યોગ્યપાત્ર જોઇએ માટે ભાષામાં શબ્દનું ભરણું તો કરવુંજ પણ પરભાષાના લેવા કે ન લેવા? સંસ્કૃતમાં કેટલાએક પરભાષાના શબ્દો છેજ (ને મેં એક ઠેકાણે વાંચ્યું છે કે મૂર્દ્ધાસ્થાનીવર્ણોથી આરમ્ભાતા શબ્દો મૂળ વાસ્તવ્ય લોકના છે) અને ગુજરાતીમાં કેટલાક ફારસી આરબી એવાતો રૂઢ થઈ ગયાછે કે તે કદાપિ ટાળ્યા ટળવાના નથી. જૂનામાંથી શોધી, પરભાષામાંથી લઈ, નવા જોડી પણ યોગ્ય જાણીને યોગ્ય રીતે શબ્દ વાપરી ભણ્ડોલ વધારવું.

‡ દેવનાગરીલિપિમાં પુસ્તક લખાઈ છપાતાં થાય તો ભાષાની ક્ષેત્રસીમા વધે ને વિશેષ ઉત્પન્ન થાય. હાલમાં કોઇના દ્રવ્યની સહાયતાથી ગ્રન્થ રચાયછે તેથી સારા ગ્રન્થો થતા નથી ને ભાષાની કેળવણીને સ્થાઈ ઉત્તેજન મળતું નથી.

કહણુ છે, કાઠિયાવાડની જાડી છે ને શબ્દેશબ્દે ભારસાથે છૂટી બોલાયછે.* પણ એ ત્રણુનું મિશ્રણુ થવા માંડયુંછે ને રૂડુ થશે. સમ્પ્રસારણુ ઉચ્ચારણુ પરત્વે પ્રદેશપ્રદેશમાં ભેદ છે તે ટળી જશે. ચરોતરના દન્તતાલુસ્થાની ચનું ઉચ્ચારણુ તે તરફના ગ્રન્થકારો પણ વાપરતા નથી, પ્રદેશપ્રદેશમાં ઇ-એ ના ભેદ રૂપાન્તરો છે તેમાં પણ કેટલુંક નક્કી થતું જાયછે-બહુજણુ લાખવું બોલેછે પણ એ શબ્દ પુસ્તકોમાં વપરાતો બન્ધ થયોછે. લેખનશુદ્ધિ વ્યુત્પત્તિ એ વિષયોમાં પણ સુધારો થતો જાયછે.†

હિન્દુસ્થાનમાં વર્ત્તમાનકાળમાં પ્રદેશપ્રદેશની જેટલી પ્રાકૃત ભાષાઓ ‡ છે ને તેમાં જેની જણુતી સંસ્કૃત છે, તેમાં ગુજરાતી ભાષા સ્થિતિપરત્વે કેવું દર્શન દેછે તે જાણિયે-એ ભાષા બોલનારા લોકની સઙ્ખ્યા સાઠલાખ કેવાયછે ને એ રીતે, ક્રમ માંડતાં તે નીચે ઉતરે છે-(હિન્દીના બોલનારા ૪) કરોડ, બઙ્ગાળીના ૩) કરોડ, પઞ્જાબીના ૧) કરોડ ને મરેઠીના ૧) કરોડ છે). કેળવણી પ્રમાણે ક્રમ આપીએ તો મારા જાણ્યા પ્રમાણે તે માત્ર પઞ્જાબીથી ઉપર આવે, પણ પશ્ચિમહિન્દુસ્થાનના ઘણું કરીને સઘળા દેશી વેપારીઓની અને હિન્દુસ્થાન દેશના દેશી વેપારીઓમાંના શ્રેષ્ઠ વેપારીઓની ભાષાદાખલ તે પેલી પ્રતિની શોભેછે. એ શોભા, ભાષા કેળવાયાથી અને છે તેથી વધારે જણુાના બોલવામાં આવતી થયેથી ઘણી ઘણી સતેજ થશે એમ બોલવામાં કંઇ જ બાધ નથી.

માટે અવે, ભૂતસ્થિતિનો જ અથવા ઉત્તમ ભાવિસ્થિતિનો જ વિચાર કર્યાં કરવાનું પ્રયોજન નથી. ભૂતભાવિ ઉપર અતિશય મોહ રાખતાં જો વર્ત્તમાન સચવાય નહિ તો તે મોહ કેવળ જડપણું છે અથવા ઘેલાપણું છે. ભૂત ઉપરથી વિવેક જાણી ભાવિની આશાએ હોંસીલા થઇ એ બેવડે આપણે આપણી શક્તિ વધારીશું તો ભાષાનું બળ પણ વધશે ને સૌંદર્ય પણ વધશે. દ્રવ્યને ઉદ્દેશી નહિ પણ માનને અથવા આનંદને અથવા વસ્તુને જ અથવા પરોપકારને ઉદ્દેશી જ્યારે કેટલાક જણુ હોંસઆગ્રહથી પોતાની વિદ્યા વધારશે ને

---

* વળી સન્ધિપ્રદેશની ભાષામાં સમ્બન્ધી પ્રદેશની ભાષાનો પાશ બેઠો હોયછે. બગવાડામાં મરેઠીનો, દાહોદમાં માળવીનો, સામળાજીતરફ મેવાડીનો, ડીસાતરફ મારવાડીનો અને પશ્ચિમે કચ્છી સિન્ધીનો પાશ છે, (સાંઈ-ડુ એ સિન્ધી છે). એ પરભાષાનો પાશ કેટલો કેટલો છે તે નક્કી કરવાનો છે. મેવાડીશબ્દ આ રીતના છે-કેતા (કેટલા), તીહાં (ત્યાં), કહેછે (કેછે), તીણારા-તીણાંદા નામ (તેઓનાં નામ), તીણુમાંહે (તેમાં), જણીથી (જેનાથી), જણીમાંહિ (જેનામાં), આરદસાકું ચાલી, ઓર (બીજા), તાકો (તેનો), સદાકીરાણી (સદાની રાણી), હુવા (થયા), કુણકુણ (કોણકોણ), બ્રહ્મારો મરીચિ (બ્રહ્માનો મરીચી), તીન (ત્રણ), ઈકગુણો દાન દસગુણો પુન, ખાતો (ખાતું), હોસી (થાશે).

† સંસ્કૃત ષ-સને બદલે આપણામાં છ વપરાતો એવા થોડાક શબ્દ છે, કોળી ઘેડા સને ઠેકાણે છ સર્વત્ર બોલે, પારસીઓમાં વપરાતા કેટલાક શબ્દ બી (અપિ), માય (માત), વેક (વેગ), પેવસ (પ્રવેશ), સોજ્જું (શુચિઃ), બુક (કવલ) ઇ૦ સંસ્કૃતના અપભ્રંશ છે ને તે આપણામાં કેટલાક અતિભ્રષ્ટ રૂપાન્તરો છે તેવા નહિ પણ મૂળની પાસેના છે. કેટલાક પારસીશબ્દ આપણાં જૂનાં પુસ્તકોમાં છે તેજ છે પણ ઉચ્ચારણફેર છે. હોરાઓ મિલવું, આવો વગેરે બોલેછે તે જૂનાગ્રન્થોમાં છે. સુરતના વડનગરાઓમાં ફૂર, મોગ, પાગ, જાસક, ઈ૦ વપરાયછે તે ખોટા નથી. કાઠિયાવાડના નાગરો ઘ્રોડવું, ધ્રાવું એમ રકાર ભળેલું ઉચ્ચારણ કરેછે તેવાં રૂપો જૂનાં પુસ્તકોમાં છે. એ દાખલાઓથી પણ જણાયછે કે મૂળને મળતાં રૂપાન્તર રાખવાની વાત છોડી દઈ વર્ત્તમાનવ્યવહારનાંનેજ લખવામાં લેવાં.

‡ કોઈ કાળે છપ્પનદેશની છપ્પનભાષા આ પ્રમાણે ગણાઇછે-અઙ્ગ, વઙ્ગ, કલિઙ્ગ, કામ્બોજ, કાશ્મિર, સૌવીર, સૌરાષ્ટ્ર, માગધ, માલવ, મહારાષ્ટ્ર, નેપાળ, કેરળ, ચોળ, પાઞ્ચાળ, ગૌડ, મલ્લાળ, સિંહલ, વડચ, દ્રવિડ, કર્નાટક, મરહટ, પાનાઢ, પાંડચ, પુલિન્દ, આન્ધ્ર, કનોજ, યાવન, જલાન્ધ, શલભ, સિન્ધુ, અવન્તી, કન્નડ, હૂણ, દાશાર્ણ, ભોજકોટ, ગાન્ધાર, વિદર્ભ, બાલહિક, ગજ્જર, બર્બ્બર, કેકેય, કોશલ, કુન્તલ, શૂરસેન, ટઙ્કણ, કોંકણ, મત્સ્ય, મદ્ર, સૈંધવ, પારાશર્ય, ગુર્જર, ખચર, ભૂચક, ઝલ્લુક, પ્રાગ્જ્યોતિષ, કરાહટ. વળી દશ ભાષા પણ ગણાઇછે-પઞ્જાબી, હિન્દી, મૈથિલી, ગૌડ અથવા બઙ્ગાળી, ગુજરાતી, ઊર્ય, મરેઠી, તેલઙ્ગી, કર્નાટકી અને તેમુલ. જૉન બીમ્સે લખ્યુંછે કે શોરસેનીમાંથી ૧૧ ભાષાઓ થઇછે-હિન્દી, બઙ્ગાળી, પઞ્જાબી, સિન્ધી, મરેઠી, ગુજરાતી, નેપાલી, ઊર્ય, આસામી, કાશ્મિરી અને ડોગ્ર (મૈથિલી, ભોજપુરી, કોશલી, બ્રીજ, કનોજી, રજપુતી, બુન્દેલખણ્ડી એ સૌ હિન્દીની ઉપભાષાઓછે). હિન્દી બઙ્ગાળી પઞ્જાબી મરેઠી બોલનારાની સઙ્ખ્યા આપીછે તે એક 'કાલેણ્ડર'માંથી ઉતારી લેઇને. બીમ્સ આપ્રમાણે સઙ્ખ્યા આપેછે-હિન્દી બોલનારા હિન્દુ ને સમજનારા મુસલમાન મળીને ૯,૦૭,૬૩,૭૭૯ છે, બઙ્ગાળી બોલનારા હિન્દુ ને બીજી ભાષા બોલનારા પણ થોડુંઘણું બઙ્ગાળી સમજે તેવા મળીને ૨,૦૫,૮૩,૬૩૫ છે, પઞ્જાબી બોલનારા એક કરોડ ને સાઠ લાખ છે, મરેઠી બોલનારા એક કરોડ ને ગુજરાતી બોલનારા ૬૦ લાખ છે. હિન્દુસ્થાનમાં ઉરદુભાષા બોલનારા ૩ કરોડથી વધારેછે એમ મેં એક ઠેકાણે વાંચ્યું હતું.

ગ્રન્થો રચશે ત્યારે ભાષા સહજ સુધરશે. પણ ગુજરાતમાં વિદ્યા વધે ને ગુજરાતી વિદ્વાનો બીજા પ્રદેશના વિદ્વાનોની સાથે સરસાઇ કરે એ તો વિસ્મય જેવું થાય. તોપણ, સમૂહના આગ્રહઉત્સાહે વ્હેલું મોડું પણ શું નથી બનતું? અને શૈકાપટ ઉપરથી આપણે જાણ્યુંછે કે ભાષા ઉત્તરોત્તર અધિક સંસ્કાર પામતી આવીછે. વળી આપણી ઉચ્ચસ્થિતિનો સૂર્યોદય થયે આપણે તેના સુમઙ્ગળ પ્રકાશમાં ઉજમાળા રહી કામ કરીએ છીએ-આપણું શુભચિન્તન નિત્ય આજ હોવું-

કે હિન્દુસ્થાનના સમગ્ર ઉત્કર્ષને અર્થે પ્રથમ તેના અઙ્ગપ્રદેશોનો પૃથક્ પૃથક્ ઉત્કર્ષ થવો અવશ્ય છે તો તેનો એક અઙ્ગપ્રદેશ-ગુજરાતનો ઉત્કર્ષ સત્વરે થાઓ, અને એ ઉત્કર્ષની સામગ્રીમાં પ્રથમ ગુજરાતી ભાષાના જયશ્રીરઙ્ગ વિરાજો!

પોષ-ઉત્તરાયનસઙ્ક્રમણ, સં૦ ૧૯૨૯
તા૦ ૧૨ મી જાનેવારી સને ૧૮૭૩.

નર્મદાશઙ્કર લાલશઙ્કર.



# जूनी गुजराती भाषा*

સંવત ૮૦૨ માં ગુજરાતનું રાજ્ય મંડાયું તેવામાં તે પ્રદેશની લોકભાષા તે પ્રાકૃત વિશેષે प्राकृत સંજ્ઞાની હતી. પછી ઉત્તર હિંદુસ્થાન તથા કચ્છભણીથી ઘણાક લોક આવી વસ્યા; અને રાજ્યની સરહદ વધવાથી મેવાડ, માળવા, લાટ એ દેશના લોક પણ સંબંધી થયા; એ કારણોથી ગુજરાતમાં બોલાતી પ્રાકૃતમાં કેટલુંક મિશ્રણ થતું ચાલ્યું અને પછી પંડિત હેમચંદ્રે સંશોધન કરી પોતાના સમયની ગુજરાતમાં બોલાતી લોકભાષાને अपभ्रंश એ નામ આપ્યું–જેમ માગધી, શૌરસૈની, પિશાચી તેમ અપભ્રંશ;–અને એનું વ્યાકરણ પણ રચ્યું.

સંવત ૧૩૫૬ પછી મુસલમાની હાકમીમાં ગુજરાતની તે ગુજરાતી એવી રીતે ગુજરાતી ભાષા પ્રસિદ્ધમાં આવી. બ્રાહ્મણ ને ગોરજી એઓએ સંસ્કૃત ટાળી ગુજરાતીમાં આખ્યાન તથા વાર્તા અને રાસા લખ્યા–વિશેષે પદ્ય પણ ગદ્ય પણ ખરૂં.

એ ગુજરાતી ભાષાનાં આજ લગીમાં મુખ્ય ત્રણ સ્વરૂપ થયાં છેઃ સંવત ૧૩૫૬ થી તે સંવત ૧૬૫૬ સુધીનું એક; સંવત ૧૬૫૬ થા તે ૧૮૫૬ સુધી બીજું ને પછી ત્રીજું. પહેલું તે ચોખ્ખું ને બીજું તે ભ્રષ્ટ થઈ રૂપાંતર પામતું છે. એ બે મળીને જે સામાન્ય સ્વરૂપ જૂની ગુજરાતી ભાષાનું તે થોડાએક નિયમરૂપે† અહીં દેખાડયું છે.

## ૧ वर्णविवेचन

૧ સ્વર ऋ, ऌ, ॡ, ऍ અને વ્યંજન ङ, ञ, ळ, એ મુળગા વપરાયા નથી. ऋ, क्ष, ને ज्ञ, એ બ્રાહ્મણોના રચેલા ગ્રંથમાં કહીં કહીં છે; ગોરજીઓના ગ્રંથમાં નથી.

૨ इ તથા उ એ, હ્રસ્વ દીર્ઘ પરત્વે નિયમમાં નથી.

૩ अ ને य (કુંઅર, કુંયર), अ ને व (તરુઅર, તરુવર), इ ને य (ભાઈ, ભાય; જાઇ, જાય); ज ने य (દુરીજન, દુરીયન); त ने य (ધાત, ધાય); द ने ध (સંદેહ, સંધેહ; ભુદર, ભૂધર); श ने स એ આદિ કેટલાક વર્ણું પર્યાય રૂપે છે.

૪ इ એ સ્વર–(અમણાંનો ए સ્વર), અવશ્ય વિભક્તિના પ્રત્યય રૂપે; કેટલાક અવ્યયરૂપ શબ્દોમાં; ને ક્રિયાપદનાં રૂપોમાં જોવામાં આવે છેઃ तिणइं (તેણે), आश्रमि (આશ્રમે); जिमतिम (જેમ તેમ), हवि (હવે), हुशि (થશે), હોઇ (હોએ, થાએ), થઇઇ (થઇએ), પુયીઇ (પૂજીએ).

इ સ્વર પૂર્વના अकार સહિત કે રહિત કે एकार રૂપે એમ ત્રણે રૂપે, કે બંને કે એક જ રૂપે વપરાયો છે. मणिमई, मणिमि, मणिमे (મણિમય); अनई, अनि, (अने એ નોતો વપરાતો); उदई, उदि, उदे (ઉગે); विनई, वीनि, वीने (વિનય); हृदई, हृदे (હૃદય).

૫ उ એ સ્વર–(અમણાંનો ओ સ્વર), વિશેષે કરીને પુલ્લિંગ શબ્દના અંત્ય સ્વરૂપે ને ભૂતકાળ પુલ્લિંગાર્થમાં જોવામાં આવે છે. पूर्वछायु (પૂર્વછાયો), तह्मारु (તમારો), एकलु (એકલો), बइठु (બેઠો), कीधु (કીધો), दुहव्यु (દુભવ્યો), रहु (રહો).

૬ નીચે લખેલા વર્ણું તે વર્તમાનમાં વિશેષ વપરાતા વર્ણને ઠામે આ પ્રમાણે છે.

ओ તે उ ને ઠામે. ભોયંગ (ભુજંગ), અનોપમ (અનુપમ) ઇ.

क તે ष ને ઠામે. વિશેક (વિશેષ).

क्ष તે ख ને ઠામે. રાક્ષા (રાખ્યા), ઓલક્ષ્યો (ઓળખ્યો).

ख તે क्ष તથા ष ને ઠામે. લખ (લક્ષ), ઇખુ (ઇક્ષુ), મૂખક (મૂષક), ઉખડ (ઔષધ).

ग તે क ને ઠામે. ઉપગાર (ઉપકાર).

म તે ज्ञ ને ઠામે. અમ્માન (અજ્ઞાન), આગન્યા (આજ્ઞા).

घ તે ह ને ઠામે. સંઘાર (સંહાર), સીંઘ (સિંહ) ઈ૦

ण તે न ને ઠામે. વઇયણ, વયણ (વચન); નઇણ, નયણ, નેણ (નયન).

(* નોંધ: આ લેખ કવિશ્રીએ કોશ રચતી વખતે તૈયાર કરવા માંડેલો, પણ એને કોશમાં સ્થાન આપેલું નહીં; કારણ કે તે વખતે કાચો ખરડો હતો. તે પછી ફરીથી લખીને સં. ૧૯૩૮ના "સ્વદેશવત્સલ"ના પુસ્તક ૬ ઠાના અંક ૯ મામાં આષાઢ માસના અંકમાં પ્રથમની નવ કંડિકાઓ સુધીનો ભાગ છપાવેલો અને બાકીનો વર્ણવિકાર વાળો ભાગ રાખી મૂકેલો તે કદી છપાવ્યો જણાતો નથી; માટે એ અત્ર સર્વ એકઠું કરીને છાપ્યું છે. સં. ન. ઈ. દેશાઇ.)

† નિયમ, પ્રથમ પ્રાકૃત—અપભ્રંશના યથાસ્થિત દાખવી પછી ગુજરાતીના દાખવવા એ પ્રકારે ગ્રંથ રચવાને હજી બહુ વિલંબ થશે. અમણાં લોક જૂના ગુજરાતી ગ્રંથોને વાંચતા તથા વાંચી સમજતા થાય એ પેહેલું કામ છે અને એ આ વ્યાકરણરૂપ નિબંધમાં વર્તમાનભાષાનાં સંબંધમાં નિયમ ફેર બતાવી કરવામાં આવશે; નિબંધ રચ્યો છે તે કોશ કરવાના પ્રસંગમાં ઘણાએક જૂનાં પુસ્તક વાંચવામાં આવેલાં તેમાંથી કરી લઈ રાખેલી નોંધ ઉપરથી.

થ તે ग ને ઠામે, સાયર (સાગર), નયરી (નગરી) ઇ૦ વળી च ને ઠામે. વયણ (વચન), વળી ई ને ઠામે. રીસ (રીતિ), મોરાય્ય (મોરારિ,), મુન્ય (મુનિ) ઈ૦

રિ તે ऋ ને ઠામે. રિત (ઋતુ), અમ્રીત (અમૃત) ઈ૦

૭ વ્યંજન र તે તડ તોડ દોડ ઇત્યાદિ શબ્દોમાં ભળી त्र, त्रोड, द्रोड એ રૂપે છે. વળી आश्रज, मृग्रण માં છે તે આશ્ચર્ય, સુવર્ણ એમાંનો રેફ સમજવો.

## ૨ शब्दनां रूपान्तर

એ વિષે અવશ્ય નિયમ રહેલો જોવામાં આવતો નથી. સુવર્ણ શબ્દ सुव्रण, सुवरण, सोव्रण, स्रोवण, सुन्नुं એ રૂપે; આશ્ચર્ય શબ્દ आश्रज, अचरज, अचरत એ રૂપે; સર્વ શબ્દ सवि, सव, स्रव એ રૂપે; કર્યો એ करयओ, करीओ એ રૂપે; અને એમ બીજા શબ્દનાં પણ બહુ રૂપાન્તર થયલાં જોવામાં આવે છે. એ વિષે વધારે લખવાને પ્રાકૃત-અપભ્રંશના મૂળ નિયમ દાખવવા જોઇએ, પણ તે કામ અમણાં આઘું જ રાખ્યું છે. તો પણ આટલું કહેવાય કે બ્રાહ્મણના કરેલા ગ્રન્થો ગુજરાતી લિપિમાં લખાતા થયા ત્યારથી રૂપાન્તરો બહુ વધ્યાં છે; વળી બ્રાહ્મણના કરેલા ગ્રન્થમાં તથા જૈનના કરેલા ગ્રન્થમાં કેટલાક શબ્દો અમુક અમુક રૂપાન્તરમાં વિશેષે વપરાયા છે.

## ૩ शब्द अविभक्तिक-अव्यय

૧ ક્રિયાવિશેષણ.

कालबोधक—જિવારિ (જેવારે), તિવારિ (તેવારે), હેલા-વહેલા, આગઈ-ગિ (આગે, પૂર્વે), પછઈ (પછી-છે), હવઈ-વા, હવિ (હવે), તેતલિ (તેટલે), વેગિ-ગિઈ (વેગે), આફણી (તર્તજ), આજ, હુરાતો (આજલગીતો), જવલગઈ (જાંલગી), તવલગઈ (તાંલગી), અહિનશિ (અહર્નિશ, દહાડો રાત), તત્કાલિ (તત્કાળ).

स्थलबोधक—કિહાં (ક્યાં), તિહાં (ત્યાં), જિહાં (જ્યાં), ઇહાં, આહાં (અહિં), ચુફેર (ચારે પાસ), ચહુદશિ (ચારે દિશાએ).

प्रकारबोधक—ઇમ (એમ), જિમ-જમ-યમ (જેમ), કિમ (કેમ); તિમ (તેમ); પરિ (પરે).

निषेधबोधक—મ-મો (મા, નહિ); નવિ (નાહ); વિણ-વિણુઈ-બ્યણ-વેણ-વેહોણું-વિહોણું-વોહો-ણું-બિનુ (વિના), પાખઈ (વિના).

निश्चयबोधक—પઈ (જ; કૃષ્ણ તે આપણ પઇ ભગવાન); સહી (નક્કી); નિશ્ચિ (નક્કી); હ-હિ (જ, તુંહ કૃપા કરે); ઇવ-એવ (એજ પ્રકારે).

अनुकरणबोधक—ધસમસિ; રણઝણિ.

૨ शब्दयोगी—પાશ્ચ (પાસે), કન્હિ (કને), વિષઇ (વિષે), પાપલિ (પાછળ), બાહિરઇ (બહાર), માહિં (માંહે), મઝારી-મુઝારી (માંહે), વિચ (વચ્ચે), ઉપરિ (ઉપેર), મધ્યઇ (મધ્યે), ક્યાંથૂ-કહિંથુ (ક્યાંથી), લગઇ (લગી), અહાંથુ-અહિં-સરા (અહિંથી), ભણિ (વાસ્તે, માટે); પ્રતિ-સેતિ (સાથે), કરી-કાજિ (કાજે), કારણિ (કારણે), સ્યાને (શા સારૂ)

૩ उभयान्वयी अव्यय—ઇતરઇ (એટલે), અનઇ (અને), નઇ (ને); વળતુ-તું-વરતિ (વળી), કિઇ (કે), યે (જે), પણિ (પણ), પરં (પણ), જુ (જો), તુ (તો), જ્યદ્યપિ (જોપણ).

## ૪ नाम-सर्वनाम

नामशब्द જૂના ને અમણાંના તેમાં લિંગવિભક્તિપરત્વે કેટલોક ફેર છે.

૧ लिंगभेद—જૂના ને અમણાંના નામશબ્દમાં છે. નપુંસકલિંગસૂચક અંત્ય સ્વર ઉ અનુસ્વાર. સહિત અવશ્યે ગ્રંથોમાં લખાયલો નહિ તેથી તે પુલિંગસૂચક ઉથી સહેલથી ઓળખાતો નથી-પાકઉ (પાકો), પાકઉં (પાકું), સહિઉ (સહ્યો), સહિઉં (સહ્યું).

मय, माप, देह, खड्ग, वेणु, अणी એ પુલ્લિંગે છે. उतपात, काजळ, पक्ष, प्रश्न, जन्म એ નપુંસકે છે.

૨ वचनविषे આટલું કે બહુવચન કરવાને ओ પ્રત્યય (અમણાંની પેઠે) જ્યારે ત્યારે જોડવામાં આવ્યો નથી અને સાધારણ નિયમ આ છે કે સાનુસ્વાર आ इ उ એ અંત્યસ્વર અણાય છે.

૩ विभक्तिना પ્રત્યય કેટલાક અમણાંનાજ કે અમણાંના રૂપાન્તર કે વળી બીજાં છે.

द्वितीयाना प्रत्यय-नइ સેવકનઇ કરયો મયા. શું-સું કેશવસું કલુહુ કરઇ; મોટાસું મ બોલઉરે. प्रति, कन्हि, भणि, पासे, એ અવ્યયપ્રત્યય પણ જોડાય છે.

तृतीयाना प्रत्यय—इ (અમણાંનો ए). બ્રહ્માઇ સરજિ મૂકિઉ;ं વેગિં (વેગે). સું બળસું (બળે), યુક્તિસું (યુક્તિયે).

कन्हि, सउ, सिउ, सह, वडी, करी એ અવ્યય પણ જોડાય છે. લોક સિઉ (સંસ્કૃતમાં लोकेन सह), પ્રસાદઇ કરી (પ્રસાદે કરી).

चतुर्थीना प्रत्यय—તે દ્વિતીયાનાજ. સર્પણ नइ સાંચરિયા. काजि कारणि એ અવ્યય જોડાય છે.

पंचमीना प्रत्यय-पें. पर्वतपें હરિ ભારે ધણું; तें. स्वधर्मतें. सेंथू-थकु-थिकु-थो. કારાગ્રહથુ; રિદઇ થિકૂ નિત કરઇ પ્રકાશ. सेति એ અવ્યય જોડાય છે. રથ सेति રથ જુડઈ અપાર.

ષષ્ઠીના પ્રત્યય—સુ. માતાસુ વિરોધ; વછ ચારથાસુ કામ. તણુ–ણિ–ણું. તેહ તણુઉ નવિ લાભે પાર. નઉ. તે હ નઉ પ્રધાન. केरू–रि–रं.

સપ્તમીના પ્રત્યય—इ–ई. મનિ (મનમાં), રાતિ (રાતે), સંસ્થાનિ (સંસ્થાને), દિસઇ (દિશાએ); ઉલટ આંગિં ન માઇ. माहिं, मझारि, मुझार, विलई, उपरि એ અવ્યય પણ જોડાય છે.

સર્વનામના વિભક્તિપરત્વે રૂપાન્તરવિશેષ આમ છે.

### पुरुषसर्वनाम

| | प्रथम पु. | द्वितीय पु. | तृतीय पु. |
|---|---|---|---|
| प्र. | હું–હૂં | તું–તૂ | સોઇ; તઇ–તિ, તે, તેહ. |
| द्वि. | મઝ, મઝનઇ, મૂસું, હૂતે. | તઝ, તુઝનઇ. | તઇસિ-સું, તીસું, તાસ તેનઇ. |
| तृ. | મઇ–ઈં, મિં. | તઇ–ઈં, તિં. | તિણિ, તિણઇ, તિણે. |
| पं. | મુઝથકુ | તુઝથકુ | તિસેં તેથુ. |
| ष. | મુઝ, માહરૂ. | તુઝ, તાહરૂ. | તસ, તાસ. |

પ્રથમાને બહુવચને પ્રથમ પુરૂષમાં अह्मो अम ને દ્વિતીય પુરૂષમાં तह्म तुमे એવાં રૂપ છે. તૃતીય પુરૂષ સ્ત્રીલિંગે પ્રથમા सा પણ થાય–सा વાણી હરિ સ્તવઇ.

### दर्शक तथा संबंधी सर्वनाम

प्र. ઇ (આ, એ), ઇહસા. पं. ઇસેં, ઇથકૂ.

द्वि. ઇસું, ઇણઇ, એહનઈ. ष. ઇસ, અસ, ઇહિ-

तृ. ઇણિઇ, ઇણઇ, ઇણે. [તણું, ઇહનઉ-

जि(જે)નાં इનાં સરખાં છે અને ति(તે) એનાં તો ઉપર આપ્યાં છે.

### सामान्य तथा प्रश्नार्थक

प्र. કઉણ, કવણ, કુણ, કુઇ.

द्वि. કિણિસિ, કુણિસું, કાસ.

तृ. કિણઇ, કુણઇ, કોણિઇ.

બીજાં રૂપ इનાં જેવાં છે.

સર્વનામ અવ્યય સાથે આવી રીતે જોડાય છે. अस मनि (એના મનમાં). अह्मपरि (અમો ઉપર), तह्मपास (તમારી પાસ), तइसिमि (તે સમે), कांहि. मात्र (કોણુમાત્ર), किणविध (કેઈ રીતે). किइ તે केइ કે શી એનાં અર્થમાં વપરાય છે.

### ५ विशेषण

વિશેષણ असुं (એવું), किसुं (કેવું), जसुं (જેવું). પુલ્લિંગે અસુ, જસુ-યસો–જસો–જિસો, કિસો અને સ્ત્રીલિંગે અસી, જસી, જિવી, કિસી એ છે. વિશેષ્ય જે તૃતીયા કે સપ્તમિ વિભક્તિમાં તો વિશેષણ પણ તેમાંજ:—

નવિ અંકારિ (નવે અંકારે), એક સૂત્રે, માહરિ મનિ (મારે મને), જિણે મુનિઅરે (જે મુનિવરે): ઘણુ એ વિશેષણ બહુના અર્થમાં છે ને તે સ્ત્રીલિંગે પણ વપરાય છે.

सी એ પ્રત્યયરૂપ શબ્દ જેવી–સરખીના અર્થમાં પૂર્વ શબ્દ સાથે જોડાય છે. फुलसी ઉપમેય પુલ્લિંગ હોય તો सु.

સંખ્યાવિશેષણના શબ્દ રૂપફેર છે.

દુહ (દહોડ), બિ–દોઇ (બે), તિણિ–તિણ (ત્રણ), ચિઉ–હુ (ચાર), ચિહુપગિએ (ચારે પગે), ચ્યયહુ ખાણિ (ચારે ખાણે), એગુણપંચાસ (ઓગણપચાસ), પહિલુ (પેહેલો), બુજુ–જઐ (બીજો), કેતલુ (કેટલો).

### ६ क्रियापद

૧ छिइ–छि (છે) એ, સંવત ૧૫૦૦ પછી થોડો થોડો વપરાતો ૧૬૦૦ પછી બહુ જ વપરાયો છે. પ્રથમપુરૂષ પ્રથમાના બંને વચનમાં સરખો જ વપરાય છે–જાણિઇછિ, પામિઇછિ ઇ૦

૨ સ્વાર્થવર્તમાન કાળમાં अइ એ પ્રત્યય સાથે ધાતુનાં રૂપ હોયછે. તૃતીયપુરૂષ એકવચનમાં; બહુવચનમાં इं હોય. आचरइ, उपजइ, शीखवइ, सेवइ. માઇ (માય–સમાય છે).

દ્વિતીયપુરૂષ એકવચનમાં પણ એમ જ ને પ્રથમ-પુરૂષ એક વચનમાં अउं પ્રત્યય છે.

૩ સ્વાર્થભૂતકાળમાં જૂના નવા શબ્દનાં રૂપમાં ફેર નથી.

ઉપના (ઉપન્યા), સાંભિલિઆ (સાંભળ્યા), મિલિઆ (મળ્યા), કહીઉ (કહ્યો), ચાલિઉ (ચાલ્યો), રાખુ (રાખ્યો), કરાવિઉ (કરાવ્યો), બઇઠુ (બેઠો), દીઠુ (દીઠો), પઇઠુ (પેઠો), દેઇ (દીધી), કીધિ (કીધા), કીધું-કરિઉં (કીધું–કર્યું).

૪ સ્વાર્થભવિષ્યકાળમાં પુરૂપપ્રમાણે ક્રિયારૂપ થાય છે. પ્રથમપુરૂષમાં इसि–एस–ओग, દ્વિતીયપુરૂષમાં इसि–એશિ ને તૃતીય પુરૂષમાં अशि–इसि–अस्यें થાય છે.

(હું) કરીશિ, કરેશિ, કરૂસ, કરોશ, કરસ્યાંશ (કરીશ). ['કરસ્યોશ' એ કેટલેક ઠેકાણે હજી વપરાય છે.]

(તું) કરેશિ (કરશે).

(તે) કરશિ (કરશે).

(હું) પામીશ, પૂરેશિ, ભરેશિ, ભરીશ, કહ્યોશ, ગાયોશ, છેદ્યોશ, આંજેશ ઇ૦ હું આપશું, માનસ્યું એવાં પણ રૂપ થાય.

(તું) સાંભળેશિ, આણેશિ, છાંડેશિ, જાશ ઇ૦

(તે) જાણશિ, પૂછશિ, ફિરિસિઇ (ફરશે), જાણસ્યેં, થસ્યે, ઇ૦ બહુવચન પ્રથમપુરૂષમાં ગાયશું (ગાઇશું).

૫ વિધ્યર્થ ને આજ્ઞાર્થ રૂપ જૂનાં નવાં વસ્તુતઃ સરખાં પણ દીસવામાં જૂદાં છે.
કરુ, કરે, કરઇ; દિઊં-દ્યું, દિએ, દિઇ.
કુહ-કુહુ, (કહો), આપુ (આપો), ધ્યાઉ (ધ્યાઓ).
ભરૂ (ભરો), સુણિ (સુણ).
છોડિ (છોડ, છોડવ); લી (લે); સાંભલિ (સાંભળ);
કરિ (કર).

૬ વિધ્યર્થ પ્રથમપુરૂષ બહુ વચનમાં આવાં રૂપ થાય છેઃ
કરીઇ, કરઇયે, કરિજઇ, કીજઇ (કરિયે, કીજે);
હરખીઈ (હરખાએ).
ભણિજઇ (ભણિયે), પૂછીઈ (પૂછિયે), જોઇઇ (જોઇએ).

૭ કૃદંત વર્ત્તમાન કે ભવિષ્યકાળના અર્થમાં તે કરેવા (કરવા), પામેવા (પામવા), લેઅંતાં; અને ભૂતકાળમાં તે કરઇ, કરી, કરિનઇ; પ્રણમઇ(પ્રણમી); દેખીનઇ(દેખીને); છાડી, જોડી, ઇ. કૃદંતવિશેષણ રૂપ તે ઉગતુ, આથમતુ, રડતુ, ખેડતઉ ઇ. અને વળી હસંતુ, સોહંતુ, ઇ. ૧૬૫૬ પછીની ગુજરાતીમાં જડવો (જડવાનો), મળવું (મળવાનું) એવાં પણ રૂપ છે—વિઠલ જડવો નથી, મધરાતે મળવું છે અંત.

૮ હુ ધાતુ તે થા ધાતુનાં રૂપ નીચે પ્રમાણે જોવામાં આવે છેઃ
હુઈ—હોઇ (હોય કે હોયછે કે છે અને થાય કે થાયછે એ અર્થમાં).
{ હુઈ—હુવિ—હૌઈ (હતી કે થઇ એ અર્થમાં).
{ હુતુ-હોઇ (હતો) ને હૂઉ—હુયો-હૌઉ (થયો).
હુશિ-હશિ-હોસિ-હોસઈ (હોશે કે થશે એ અર્થમાં).
હોહિં (થાય—અનેક વચનમાં).
હૌઆ (થયા કે હોતા હતા).
થાઈ (થાય કે થાય છે).
થઉ—થિઉ—થ્યુ-થો (થયો) અને થિયા—થ્યા—થઇયા (થયા).
થૈ—થેઇ—થાઇ (થઇ).
થઇઇ (થઇએ).
जा ધાતુના રૂપ તે થા ધાતુનાં સરખાં જ છે.

## ૭ प्रयोग

૧ તૃતીયાંત કર્ત્તા તો કર્મ પ્રથમામાંજ નિરંતર (અમણાં પ્રથમાંત કે દ્વિતીયાંત કર્મ હોય છે). વસુદેવજિઈ મુખ હસાવ્યું. હું આજ કીધો કૃતાર્થ. સૃષ્ટિ ચાક ચડાવિઈ.

૨ કેટલાંક ક્રિયાપદ અમણાં અપ્રયોજક મનાતાં તે પ્રયોજક અર્થમાં વપરાયાં છે. બાંધી (બંધાઇ), છોડશે (છોડવશે), સોભ્યા (સોભાવ્યા), કીધાં (કરાવ્યાં—મુરારિને પંચગવ્ય કીધાં), ઘડવા (ઘડાવવા—મળ્યાં કૌરવને ભૂષણ ઘડવા). ધારવા (ધરાવવા)—સ્વકુળ ધર્મ ધારવા પ્રગટ્યા હરિ. રથ તાણ્યા જાઇ (તણાવા). સૂકઇ (સૂકાય).

૩ પદ્યમાં કૈલાસપતિને ઠામે પતિકૈલાસ ને પ્રગટું રૂપ તણુ વારાહ (વારાહનું), એવી રચના જોવામાં આવી છે.

## ૮ લિપિ

પુસ્તક દેવનગરી લિપિમાં શુદ્ધ લખાયલાં છે. अ च छ झ ड स વગેરે વર્ણ અમણાંથી જૂદી રીતે કરેલા છે; ष તે ख વાંચવાનો. બીજું આ કે અક્ષરને જમણે પાસે કાનો હોય તે માત્રાની નિશાની જાણવી—एकमनु सिवइ दविश (એકમને સેવે દેવેશ). ગુજરાતી લિપિમાં પ્રત થયલી એવા ગ્રંથ ૧૬૫૬ ની પછીના ને અશુદ્ધ છે.

## ૯ વાક્ય મોકળાં

૧ તિણિ જલિ સોહઇ પદ્મિની.
૨ સહી સમાણી સોહંતી, વેણ વાયંતી ગાયંતી.
૩ કમળ તણી પરિ વિકસઇ વૈયણ, હર્ષાનંદ ઝિરિ જલ નૈયણ.
૪ કાયા કિમ જીવઇ વિણ પ્રાણ, નેત્ર યથા દરશતિ વણ ભાણ.
ઇણી પરિ ગોપી કરઇ વિલાપ, અક્રૂર દેઇ બહુ શાપ.
૫ ખંજન નયણ નિરૂપમ દેહ, તુ તે સાધિ કીધો સનેહ;
તે માટઇ શિર જાઇ તુ જાઉ, અહાં નહિ કિસિ વિમાસણ થાઉ.
૬ બ્રહ્માઈ સર્વી નારી રૂપ, પુરૂષ બૂડવા કારણ કૂપ.
૭ ઇંદી કેરૂં સંવર કરઇ, દેશિ કાલિ કારિજ આદરઇ.
૮ શવિ આધારિ છિ જેહતણિ, સાહિ તે કિમ મૂકીઈ.
૯ જેથૂ ઉગતુ થાઇ તેણિઈ સહૂ આથમિએ.
૧૦ કર્મ અનુસારિ બુદ્ધિ ઉપાઇ, બુદ્ધિ અનુસરે કર્મ કરાઇ.
૧૧ ભાજઇ નહિ તે યોધ, બલિદેવ ભરિઉ ક્રોધ.
મારીઉ મુષ્ટિક મલ્લ, શતખંડ કીધું શલ્લ.
વચન સુણી કોપ્યો દેવેશ, મંચકિ ચડી સાહ્યા કેશ.
હેઠુ લાક્ષુ ઉપરિ હરી, તેહની કાયા છેદનિ કરી.
૧૨ ઇણીપરિ મોટઉં નયર મંડાણ, શ્રીપુર પાટણ ગિરઉં ઠાણ.
રાજ્ય કરઇ રા પૃથિવી ચંદ, જાણિ કરિ અવતરીઉ ઇંદ્ર.

તાસ પટરાણી પ્રેમાવતી, તાસ પુત્રી નામિ શશિકલા
સાંભલિ સહીહર કહિ શિશીકલા, તેહની વાત
કહી નિર્મલા.
જવ લગિ પેખિ વિલ્હણુ બ્રહ્મ, તવ લગિ એ
વીસરીઓ શર્મ.*

૧૩ પરનારી દેખી મનમાંહિ, માતા ભગિની પુત્રી સમાહ.
સદા વિવેક વિચારી જેહ, વિષ્ણુ ભગત નર ભણીઇ
તહ.†

૧૪ સાહિ કાજિ ભગતિ જે કરઇ, દંભકપણુ મન-
માહિ ધરઇ;
મચ્છર સહિત સદા નર જેહ, તામસ ત્રિવિધ
ભણી જઇ તેહ.
ભોગ પામિવા તણુઇ ઉદ્દેશ, યશ કારણિ સેવઇ દેવેશ;
અષ્ટ મહા સિધિ વાંછઇ જેહ, રાજસ ત્રિવિધ
ભણી જઇ તેહ.

* જ્ઞાનાચાર્યકૃત બિલ્હણ–શશીકલા કાવ્યમાંથી.

† ભીમકૃત હરિલીલા ષોડસી કળા ૭ મી. અનમેલનું
આખ્યાન–વિ. સં ૧૫૪૧.

પાપ નાશવા કારણિ ભજઇ, ત્રિણ્ પ્રીતિ
એકમનુ યજઇ;
અકામ ત્રિત્રિ આચરઇ જેહ, સાત્વિક ત્રિવિધ
ભણી જઇ તેહ.

૧૫ ભણુઇ પ્રહ્લાદ અછઇ એક સૂત્ર, તહ્યો ભણ્યુ છુ
તેહ કસૂત્ર.
સિધ્યો વર્ણું વ્યાપક નિર્વાણિ, ક્ષરઇ નહીં તે
અક્ષર ભણિ.*

૧૬ શિષ્ય–કુંડલ નઇ વિષઇ કાર્ય કારણ ભેદ દેખીઇ
છઇ પણ દેહ નઇ વિષઇ દેહ દેખાઇ છઇ પણ
આત્મા નથી દેખીતુ.
ગુરુ–સાધુ સાધુ તાહારૂં પ્રશ્ન ધન્ય જે તું
આતમાના સાધન નઇ તત્પર હોઉ. માયાના
કીધા ગુણ તેતિ સઘલા આતમા ન જાણુઇ,
યમ સૂર્યનું તેજ સૂર્ય નઇ જાણિ ન સકઇ.

* ભીમકૃત હરિલીલા ષોડસી કળા ૮ મી.

*=====*

# વર્ણવિકાર

(નોંધ: આવી * ફુલકીવાળું ચિહ્ન જ્યાં છે ત્યાં તે પોહળો ઉચ્ચાર સૂચવે છે; અને આવું † કટારવાળું ચિહ્ન છે તે સાંકડો ઉચ્ચાર સૂચવે છે. સંપાદક: ન. ઇ. દે.)

## (૧) સ્વર વિકાર

સં. ગુજરાતી

અ નો આ શબ્દઃ-સાદ, શર્કરા-સાકર, હસ્તઃ-હાથ,
રક્તઃ-રાતો, ખડ્ગ-ખાગ, નગ્નઃ-નાગો,
શલ્યં-શાલ. અર્કઃ-આક, ચક્રં-ચાક,
લંબા-લાંબી.

અ – ઇ સપ્તતિઃ-સિત્તેર.

અ – ઉ લવણં-લૂણ, સ્વપિતિ-સુવે.

અ – એ શય્યા-સેજ, વલ્લી-વેલ.

અ – ઓ અવચ્છાદયતિ–ઓછાડેછે,* અપવરકઃ-
ઓરડો.

આ – અ તાંબૂલં–તંબોલ, આત્મા-આપ.

આ – ઇ હરિદ્રા-હલદી, રક્તા-રાતી, ધવલા-ધોલી*,
લંબા-લાંબી, વક્રા-વાંકી, સારા–સારી.

આ – એ ઉચ્ચારઃ-ઊચેરો, ઉત્કરઃ-ઊકેડો, પરા-
પતઃ-પારેવો.

આ – ઓ શ્યામાકઃ-સામો, આલી-ઓહય.

ઇ – અ દ્વિગુણઃ-બમણો, દ્વિજાતિઃ-દ્વવાઇ, ગૌરી–
ગોર, હરિદ્રા-હલદ.

ઇ – ઈ સિંહઃ-સીહ, ત્રિંશત-તીસ, વિંશતિઃ-વીસ,

ઉ – અ ઘોટોપરિ-ઘોડાપર, ઘટોપરિ-ઘડાપર.
ગુડૂચી-ગલો, ગુરૂકઃ-ગરૂઓ.

ઉ – ઓ મુદ્ગઃ-મોગ, મુસ્તા-મોથ, પુદ્ગલં-પોગળ,
કુદ્દાલઃ-કોદાલો.

ઊ – એ નૂપુરં-નેપુર;

ઋ – અ ગૃહં-ઘર.

ઋ – આ નૃત્યં-નાચ, ધૃષ્ટઃ-ધાઠો, કૃષ્ણ-કાન્હો.

ઋ – ઈ શૃંગકં-સિંગડુ, દૃષ્ટં-દીઠું.

ઋ – ઊ વૃદ્ધઃ-બૂઢો, પૃષ્ઠં-પૂઠું.

એ – અ સ્નેહઃ-સનેહ.†

એ – ઈ દેવર-દિયર.

ઐ – એ સૈનં-સેન,† વૈરં-વેર,† વૈદિકઃ-વેદિયો,
કૈલાસઃ-કેલાસ, એકૈકં-એકેક,† ભૈરવ-
ભેરવ.†

ઓ – આ,ય ગોઃ-ગાય.

ઔ – ઓ પૌરૂષં-પોરસ, પૌષઃ-પોસો-સ, ગૌરી-
ગોરય.

ઔ – આ,વ નૌઃ-નાવ

ઁ – અ દુગ્ધં-દૂધ, યુગ્મં-જુગ, વલ્ગં-વગ, કાર્યં-
કાજ.

: – અ વૃક્ષઃ-રૂંખ, ગુડઃ-ગોલ.*

: – ઓ ઘટઃ-ઘડો, નીચઃ-નીચો, પિંડારઃ-પિંડારો
એરંડઃ–એરંડો.

: – ઉ સ્વપ્નઃ-સમણું.
ઉચ્ચારણ સંભાવના ઘણું કરીને મૂર્ધા-
સ્થાન વર્ણની પૂર્વનો થાય છે.

## (૨) વ્યંજન વિકાર

ક નો ખ ક્ષતિ-ખસ, કીલઃ-ખીલો.
ક – ગ કર્કરી-કરગર, કાકઃ-કાગ.
ક – ડ વત્સકઃ-વાછડો, પૃચ્છકં-પુછડું.
ક – ય સૂકરઃ-સૂયર, વૈદિકઃ-વેદિયો.
ક – લ નવકઃ-નવલો, એકકઃ-એકલો, અંધકઃ-આંધળો.
ખ – હ નખરઃ-નહર.
ગ – ઘ ગૃહં-ઘર.
ગ – મ દ્વિગુણઃ-બમણો.
ગ – ય સાગરઃ-સાયર.
ગ – હ ભગિની-બેહેની.
ઘ – લ લઘુકં-હલવું.
ઘ – હ મેઘઃ-મેહ.
ચ – ય મરિચં-મરિયું.
જ – ય રાજાદનઃ-રાયણ.
ટ – ડ ખટી-ખડી, પટવાસ-પડવાસ.
ઠ – ઢ મઠી-મઢી, પીઠં-પેઢું.
ડ – લ તડાગઃ-તલાવ, ગુડઃ-ગોલ.*
ત – ડ પ્રતિપદા-પડવ, પતાકા-પડાઇ, બિભીતકઃ-બેહેડો, હરીતકી-હરડે, પતતિ-પડે.
ત – ય કાતરઃ-કાયર.
ત – ર સપ્તતિઃ-સિત્તેર
ત – લ સાતવાહનઃ-સાલવાહન, અતસી-અલસી.
ત – હ વસતિઃ-વસહી, વિતસ્તિઃ-વેહેંત.
થ – ઢ શિથિલં-ઢીલું.
થ – હ કથયતિ-કહે.
દ – ડ દરઃ-ડર, દર્ભઃ-ડાભ, કપર્દઃ-કોડો.
દ – ર દ્વાદશઃ-બાર, ત્રયોદશઃ-તેર.
ધ – ડ ઔષધં-ઓસડ.
ધ – હ બધિરઃ-બેહેરો.
ન – ણ જમનં-જમણ, ઇંધનં-ઇંધણું.
ન – લ નિંબકઃ-લિંબડો, મલિનં-મેલું.
પ – ફ પટયતિ-ફાડે, પનસઃ-ફણસ, પરૂષં-ફરસું, પાશઃ-ફાંસો, પરશુઃ-ફરસી.
પ – બ પ્રભૂતં-બહૂત.
પ નો ર પાપર્દ્ધિઃ-પારધી.
પ – વ દીપાલી-દીવાળી, તાપઃ-તાવ, ગોપાલઃ-ગોવાળ, વાપઃ-બાવો.
ભ – બ ભગિની-બહેની.
ભ – હ શોભતે-સોહે.
ય – જ યાનં-જાન, યવઃ-જવ, યાતિ-જાય છે; યમઃ-જમ.
ય – ત યુષ્માદૃશઃ-તમારાસો, યુષ્મત્-તમ.
ય – લ યષ્ટિઃ-લાઠી.
ર – ન વારાણસી-વનારસી.
ર – લ હરિદ્રા-હલદ.
લ – હ લઘુકં-હલવું.
વ – બ વૃદ્ધઃ-બુઢો.
વ – મ સ્વપ્નઃ-સમણું.
વ – ય દેવરઃ-દિયર.
શ – સ શબ્દઃ-સાદ, શર્કરા-સાકર, લશુનં-લસણ, શકુન-સકન.
ષ – છ ષટ્-છ, ષષ્ઠઃ-છઠ્ઠો.
ષ – સ પૌરૂષં-પોરસ, પૌષઃ-પોસ
સ્ – ર બહિસ્-બાહર.
હ – ઘ સંહારઃ-સંઘાર.
હ – ર ગૃહં-ઘર.

## (૩) જોડાક્ષરોનો વિકાર

ક્ય – ક શિક્યોપરિ-સીકાપર.
ક્ર – ક વક્રં-વાંકું.
ક્ષ – ખ લાક્ષા-લાખ, દ્રાક્ષા-દ્રાખ, ભિક્ષા-ભીખ.
ક્ષ – છ અક્ષરં-અછર.
ક્ષ – ઝ ક્ષીણં-ઝીણું.
ક્ષ્ણ – ખ તિક્ષ્ણં-તીખું.
ક્ષ્ણ – ન તીક્ષ્ણં-તીનું.
ગૃ – ઘ ગૃહં-ઘર, ગૃહધની-ઘરધણી.
જ્ઞ – ણ રાજ્ઞી-રાણી, આજ્ઞા-આણ.
ઞ્ચ – જ પઞ્ચદશ-પન્નર. (શ નો ર.)
ત્ત – ટ મૃત્તિકા-માટી, વર્તિઃ-વાટ-(દિવાની)
ત્ત – ત તિત્તિરઃ-તેતરો.
ત્મ – પ આત્મા-આપ.
ત્ય – ચ નૃત્યં-નાચ, સત્યં-સાચ.
ત્ર – ત ત્રિંશત્-તીસ.
ત્ર – હ યત્ર-જહિં, તત્ર-તહિં, કુત્ર-કહિં, અત્ર-અહિં.
ત્વ – ચ ચત્વરં-ચાચર.
ત્સ – ચ્છ મત્સરઃ-મચ્છર.
દૃ – ઠ દૃષ્ટં-દીઠું.
દૃ – ર સદૃક્ષઃ-સરખો.
દ્ગ – ગ મુદ્ગઃ-મોગ, પુદ્ગલં-પોગલ.
દ્દ – દ કુદ્દાલઃ-કોદાળો.
દ્ધ – ઢ વૃદ્ધઃ-બુઢો, વર્દ્ધમાન-વઢવાણ.
દ્મ – ખ કુદ્મલં-કૂંપલ.
દ્ય – જ વાદ્યં-વાજું, ખાદ્યં-ખાજું, અદ્ય-આજ.
ર્દ – ડ-ડુ કપર્દ-કોડો, વિચ્છર્દિઃ-વિછડો, મર્દિતઃ-મડિયો.
દ્વ – દ દ્વિજાતિઃ-દવાઇ.
દ્વ – બ દ્વિગુણઃ-બમણો.
ધ્ય – ઝ સિધ્યતિ-સીઝે.

ર્ધ્વ – ભ ઊર્ધ્વ-ઊભું.
ન્ય – ન સૈન્યં-સેન.
ભ્ર – ભ ભ્રમિત્વા-ભમી.
મ્ર – બ તામ્રં-તાંબું, આમ્રઃ-આંબો.
ય્ય – જ શય્યા-સેજ.
ર્ય – જ કાર્યં-કાજ.
ર્ય – લ પર્યસ્તઃ-પાલટો.
હ્વ – ભ જિહ્વા-જીભ, વિહ્વળ-વીભલ.
શ્ચ – છ પશ્ચિમઃ-પછિમ.
ષ્ક – ખ પુષ્કરં-પોખર.
ષ્ટ – ઠ મુષ્ટિઃ-મુઠય, દૃષ્ટં-દીઠું.
ષ્ણ – ન્હ ઉષ્ણકાળઃ-ઉન્હાળો.
ષ્પ – ફ શષ્પ-શફું, બાષ્પઃ-બાફ.
ષ્મ – મ યુષ્મત્-ત્મ. યુષ્મત્-તમ્હે-તમ્હો-તમે.
સ્ક – ખ સ્કંધઃ-ખાંધ.
સ્ત – ટ પર્યસ્તઃ-પાલટો.
સ્ત – થ હસ્તઃ-હાથ, પ્રસ્તરઃ-પથરો, સ્તંભ-થંભો.
સ્ન – ન્હ સ્નાતિ-ન્હાય.
સ્મ – મ અસ્મત્-અમ. અહ્મત.
જ્ઞ – ઝ ગુહ્યં-ગૂઝું.

## (૪) કેટલાક નિયમો

સંયોગની પૂર્વે ક, ગ, ટ, ડ, ત, દ, પ, શ, ષ, સ, એટલા અક્ષર આવે તો તે લોપાય છે. રક્તઃ-રાતો, દુગ્ધં-દૂધ, ષટ્પદઃ-છપ્પો, ખડ્ગઃ-ખાગ, ઉત્પલં-ઉપલું, મુદ્ગઃ-મોગ,- સુપ્તઃ-સૂતો, શ્મશાનં-મસાણ, ગોષ્ટિઃ-ગોઠ્ય, સ્નેહઃ-નેહ, સ્નસા-નસ.

મ, ન, ય, એટલા અક્ષર સંયોગમાં પ્રથમાક્ષર પછી હોય તો લોપાય–
યુગ્મં-જૂગ, નગ્નઃ-નાગો, શલ્યં-સાલ.

લ, બ, ર, એટલા અક્ષર સંયોગમાં ઉંચે કે નીચે હોય તો લોપાય–
વલ્ગં-વગ, શબ્દઃ-સાદ, અર્કઃ-આક, ચક્રં-ચાક.

ર્શ, અને ર્ષ એ સંયુક્ત છે તેમના પૂર્વ અક્ષરમાં ઇ, થાય છે. આદર્શઃ-આરિસો, વર્ષ-વરિસો-(પ્રાકૃતમાં).

કોઇ શબ્દમાં ર્ય, સંયુક્તાક્ષર હોય તો તેના પૂર્વાક્ષરમાં ર, થાય–
ભાર્યા–ભારજા.

વક્ર આદિક શબ્દોમાં પ્રથમ સ્વરને માથે અનુસ્વાર થાય છે–
વક્રં-વાંકું, ત્ર્યસ્રં-તાંસું, કર્કોટ-કંકોડું.

શ, ષ, સ, એ અક્ષરોમાં મળેલા ય, વ, ષ, શ, ષ, સ, એટલા અક્ષર હોય તો તે લોપાય અને તેની આદ્યના સ્વરને દીર્ઘતા થાય છે.
શ નો ય, નશ્યતિ-નાસે.
શ નો ર, વિશ્રામ્યતિ-વીસમે.
શ નો વ, પાર્શ્વં-પાસું.
ષ નો ય, મનુષ્યઃ-માણુસ.
ષ નો ર, ધર્ષતિ-ધાસે.
સ નો ય, ત્રસ્યતિ-ત્રાસે.
સ નો ર, વિશ્રંભઃ–વિસંભો.
સ નો સ, નિસ્સારઃ-નીસાર.
કર્મ-કામ, ધર્મ-ધામ, ઉત્પલં-ઉપલું, દુગ્ધં-દૂધ, સપ્તં-સાત, આર્દ્રં-આદુ.
કાર્યં-કાજ, ખાદ્યં-ખાજું, વાદ્યં-વાજું, બાષ્પઃ-બાફ, વાર્દલં-વાદલું.
નિર્ ઉપસર્ગનો ર્ જાય નિઃસરતિ–નીસરે.
વિંશતિઃ-વિસ, સંસ્કારઃ-સંકાર.
મહારાષ્ટ્રઃ-(મરહટ્ટો) મરેટો.

## (૫) પ્રકીર્ણ

શ્મશ્રુ-મુછ, શ્મશાન-મસાણ.
મલિનં-મેલું.
ભ્રમિત્વા-ભમી.
યુષ્મદીયઃ-તુમ્હકેરો (પ્રા.) તુમારો,
અસ્મદીયઃ-અમ્હકેરો (પ્રા.) અમારો.
પ્રફુલ્લતૈલં-ફૂલેલ, ચંપાતૈલં-ચંપેલ, ઘૃપતૈલં-ધૂપેલ.
ઘટઃ-ઘડા, એરંડાઃ-એરંડા.
કુંભકારઃ-કુંભાર, લોહકારઃ-લોહાર.
પંડિતઃ-પંડ્યો, પૂજિતઃ-પૂજ્યો, ખંડિતઃ-ખંડ્યો, મંડિત-મંડ્યો.
શોભતે-સોહે, સેવતે-સેવે, ફલતિ-ફલે.
વલતિ-વલે.
ત્રયોદશ-તેરહ-(પ્રા.) તેર,
ત્રયોવિંશતિઃ-તેવીસા (પ્રા.) તેવીસ,
ત્રયસ્ત્રિંશત-તેતીસા-(પ્રા.) તેતીસ.
કદલી-કેલ્ય, કદલં-કેલું.
કર્ણિકારઃ-કણેરો.
પૂતરઃ-પોરો, બદરં-બોર, પુગફલં-ફોફલ.
લવણં-લુણ, ચતુર્ગુણઃ-ચોગણો, ચતુર્થઃ-ચોથો, ચતુર્થી-ચોથ્ય, ચતુર્દશ-ચોદ,
મયૂરઃ-મોર.
ભાજનં-ભાણું, રાજકુલં-રાવલ.
ઉદુંબરકઃ-ઉમરડો.
ષટ્-છ, જગત્-જગ, મનસ્-મન, શિર સ સિર.

# ગુજરાતી ભાષાના મુખ્ય કવિઓ

(ગુજરાતી ભાષા વિષે કવિશ્રી નર્મદાશંકરે લખેલો ઉપલો લેખ અમે છાપેલો છે. તે ઉપરાંત જૂની ગુજરાતી ભાષા સંબંધી એક લેખ જે નર્મકોશ છપાઈ ગયા પછી કવિએ લખેલો અને જેનો એક ભાગ "સ્વદેશવત્સલ' માસિકના વર્ષ ૬ ઠું, અંક ૯ મો, સંવત ૧૯૩૮, આષાઢ માસમાં છાપેલો તે પણ અમે મહા પ્રયાસે મેળવી નર્મકોશની આ આવૃત્તિમાં સંગ્રહાર્થે છાપ્યો છે. તે ઉપરાંત કવિએ કોશ સંબંધી કેટલાક વિચારોનું ટાંચણ કરી રાખેલું તે હાથમાં આવતાં તેનો જીર્ણોદ્ધાર કરીને છાપેલો છે. આ સર્વ વિગતો ગુજરાતના વિદ્વાનોને ઉપયોગી થઈ પડશે જ. કવિશ્રીએ ગુજરાતી ભાષાને એક સુંદરી કલ્પીને સૈકાવાર તેનું વર્ણન આપેલું છે, તે ઉપરાંત ગુજરાતી ભાષાના મુખ્ય કવિઓની કવિતાસુંદરી કેવી લાગે છે તેની પણ નોંધ કરી રાખેલી તે પણ અત્રે અમે છાપીએ છીએ. સંપાદક નટવરલાલ ઇચ્છારામ દેસાઈ)

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
|---|---|---|---|---|
| સમય વિ. સં. | કવિ | ભાષા સ્વરૂપ | ગુણ | વર્ણ |
| ૧૪૫૦-૧૫૫૦ | નરસિંહ મહેતો<br>જુનાગઢ<br>વડનગરો નાગર | પોલાણ કરતાં લંબાઈ કંઇક વધારે (ગેટકી સ્રીના વર્ગમાં આવે તેવી) તેમ નક્કર ખરી | સરળતા ઘણી પણ લીસાટનો ભાસ માત્ર. | ઘઉંવર્ણી સુંદર સ્રી; ઝાંઝરના ઝમકારવાળી. |
| ૧૫૦૦-૧૬૦૦ | ભાલણ<br>પાટણ (ગુ.)<br>મોઢ બ્રાહ્મણ | સ્વરૂપ ઘડાતું, પોલાણ અને લંબાઇ રીતસરના. | સરળતા સારી, સુંવાળી. | ઘઉંવર્ણે, બ્રાહ્મણકન્યાના સુંદરતા, વિનયશીલા. |
| ૧૬૦૦-૧૭૦૦ | વિષ્ણુદાસ<br>ખંભાત<br>મત્સ્યકુલ નગર | લાંબી, પોહલી, પણ નક્કરપણામાં નરસિંહથી ઓછી. | સરળતા ઓછી. | આછી શ્યામ, તેમ તેજ વગરની પણ નહિ, ઓછા રસની. |
| ૧૬૫૦-૧૭૦૦ | અખો<br>અમદાવાદ<br>પરજીયો સોની | પોલાણ, લંબાણ પ્રેમાનંદથી કંઇક ઓછું, નક્કરપણું પણ વધારે. | સરળતા પ્રેમાનંદ કરતાં ઘણીક ઓછી, તેજાળ નહિ. | ઉજળવળતા પ્રેમાનંદથી ઓછી; શણગાર જાડા ખાદીનો. |
| ૧૭૦૦-૧૮૦૦ | પ્રેમાનંદ ભટ્ટ<br>વડોદરા<br>ચોવીસો બ્રાહ્મણ | લાંબી, પોલી, વિષ્ણુદાસથી કંઇક વધારે; નક્કર નરસિંહથી ઓછી પણ વિષ્ણુદાસથી વધારે | સરળતા નરસિંહ જેવી, પણ વિષ્ણુદાસથી કંઇક વધારે. | ઘઉંવર્ણી, ઉજળી, સેહજ કનકવર્ણી, પીળાશ પડતી; મધુરતા અને ચંચળ વિશેષ. |
| ૧૭૫૦-૧૮૫૦ | શામળ ભટ્ટ<br>અમદાવાદ<br>શ્રીગોડ માળવી બ્રાહ્મણ | લાંબી, પાતળી, પ્રેમાનંદથી પણ ઓછી નક્કર. | સરળતા પ્રેમાનંદથી વધારે. પણ લીસાટ નહિ. | ઘઉંવર્ણથી ઉતરતી, પ્રેમાનંદથી ઉતરતી ઉજળી, પણ તેજ પડતી ખરી, સાદી. |
| ૧૭૫૦-૧૮૫૦ | વલ્લભ ભાટ<br>અમદાવાદ<br>મેવાડો | પોલાણ કરતાં લંબાણ કંઇ વધારે; નક્કરપણામાં ઓછી. | સરળતા પ્રેમાનંદ અને શામળ કરતાંયે અધિક. | પ્રેમાનંદથી ઓછી ઉજળી પણ તેજનો ચમકાર ખરો. |
| ૧૮૦૦-૧૯૦૦ | પ્રીતમ<br>સાંધેસરા<br>ભાટ | પ્રેમાનંદ કરતાં લંબાણ પોલાણ ઓછું; નક્કરપણું પ્રેમાનંદ જેટલું પણ બહાર પડતું. | સરળતા સારી છે. લીસાટ પણ ખરો. | વર્ણ ગોરી સ્પષ્ટ દેખાતી ને તેમાં રતાસ પણ ખરી. |

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
|---|---|---|---|---|
| સમય વિ. સં. | કવિ | ભાષા સ્વરૂપ | ગુણ | વર્ણ |
| ૧૮૩૩-૧૯૦૮ | દયારામ<br>ડભોઈ<br>સાઠોદરો નાગર | પ્રેમાનંદ કરતાં લંબાણ, પોલાણ ઓછું; કંઇક ઠુમરી, રસ ઝીલતી, પ્રેમાનંદ કરતાં નક્કરપણું ઓછું પણ છે એમ જણાય. | મોટા ગ્રંથોની ભાષામાં સરળતા આણવાનો આયાસ જણાય; સરળતા પદોમાં ઘણી, લીસાટ પણ ખરો; પણ ટાપટીપ વિશેષ. | ઘઉંવર્ણી, પ્રિતમથી ઓછી ગોરી, પ્રેમાનંદથી વધારે. પ્રેમાનંદમાં કંઇક પીળાશ તેમ આમાં રતાસની તેજી. |
| ૧૮૮૦-૧૯૨૫ | દલપતરામ<br>અમદાવાદ<br>શ્રીમાળી બ્રાહ્મણ | દયારામથી લંબાણમાં વધારે, ને તેનાથી પાતળી ને નક્કરપણું પણ ઘણું ઓછું. | પ્રથમ ગ્રંથોની ભાષામાં સરળતા ખરી, લીસાટ નહિ; પાછલી ભાષામાં લીસાટ ખરી. | ઘઉંવર્ણથી કંઇક આછી રંગમાં, પણ લીસાટની તેજી ખરી. |
| ૧૮૯૦-૧૯૪૦ | નર્મદાશંકર<br>સુરત<br>વડનગરો નાગર | (કવિશ્રીએ અત્રે કંઈ નોંધ્યું નથી, પણ એ સંબંધમાં "મારી કવિતા વિશે મારા વિચાર" એ નિબંધમાં વાંચકોએ જોવું, અને ગુજરાતી ભાષાના કવિઓ વિશે "કવિચરિત્ર" જોવું.) ન. ઇ. દેશાઈ | | |

ગુજરાતી ભાષાના નિબંધના પાને ૧૮ મે સં. ૧૨ મા સૈકાની ગુજરાતી ભાષાના જે નમુનાઓ આપ્યા છે, તેની અર્વાચીન ગુજરાતી ભાષામાં છાયા વાંચકોની સુગમતાને માટે નીચે આપી છે. ન. ઇ. દેશાઈ

ચન્દન સરખો શીતળો, જેવી નમણી કેળ; પરદુઃખે જે દુઃખીયો સખી તે સજ્જન મેલ. ૧
પ્રીતિવન્ત દર્દુર ભલાં, પ્રીતિવન્ત પાલન્ત; મેઘ મરંતે તે મરે, જીવન્તે જીવન્ત. ૨
વાહલા મેં તુને વારિયો, મા કર ગરવું માન; નિદ્રાએ જશે રાતડી, ઝટપટ વાશે વાહણ. ૩
કોઠ કસુમ્બો કૃપણધન, એ ત્રણ એક સ્વભાવ; તો રસ મુકે આપણો, જો ગલે દઇયે પાવ. ૪
બહોતેરસો બુદ્ધિ, રાવણ તણે કપાલે; એકૂ બુદ્ધિ ન સાંપડી, લંકાભંજણ કાલે. ૫
મોર ભણે, અમ પીંછડાં, મેં મેળીઆ વને, હુ અજિ અગાસો તે વિના, તે શીરે રાય વહે. ૬

૧ મેલ=મેળવ; મેળવી આપ; ૩ ઢોલો=નાયક, વાહલો, પ્રિયતમ. ૬ અગાસો=રૂઆડો.

ઉમેરણ—

કવિશ્રી નર્મદાશંકરે એક નોંધ રાખી હતી, તેમાં નીચે પ્રમાણે ઉપયોગી હકીકત મળે છે.

"ઉદાહરણમાં આવેલા કવિઓ અને ગ્રંથકર્તાઓનાં નામ."

| પ્રાચીન | ૧૬ છીટમ | ૩૨ લજ્જારામ | ૪૮ મોતીરામ | ૬૩ શિવાનંદ |
|---|---|---|---|---|
| ૧ અખો | ૧૭ જીવણરામ | ૩૩ પ્રેમાનંદ ભટ્ટ | ૪૯ રતનદાસ | ૬૪ સુરદાસ |
| ૨ અલખબુલાખી | ૧૮ ત્રિકમ | ૩૪ પ્રેમળદાસ | ૫૦ રણછોડ | ૬૫ શામળ ભટ્ટ |
| ૩ ઇચ્છારામ | ૧૯ તુલજારામ | ૩૫ બાપો | ૫૧ રવિદાસ | ૬૬ શ્રી વલ્લભ |
| ૪ આશારામ | ૨૦ થોભણ | ૩૬ બ્રહ્માનંદ | ૫૨ રતનીઓ | ૬૭ હરિરામ |
| ૫ આત્મારામ | ૨૧ દલપત | ૩૭ ભવાન | ૫૩ રઘુનાથ | ૬૮ હરિભટ્ટ |
| ૬ આનંદ | ૨૨ દયારામ | ૩૮ ભાલણ | ૫૪ રાવો ભક્ત | ૬૯ હજુરદાસ |
| ૭ કલ્યાણ | ૨૩ દ્વારકો | ૩૯ ભૂખણ | ૫૫ રામદાસ | ૭૦ હરગોવન |
| ૮ કબીર | ૨૪ દેવીદાસ | ૪૦ ભૂમાનંદ | ૫૬ રામૈઓ | ૭૧ ધનદાસ |
| ૯ કૃષ્ણરામ | ૨૫ દેવાનંદ | ૪૧ ભોજો ભક્ત | ૫૭ રામકૃષ્ણ | —— |
| ૧૦ કાલિદાસ | ૨૬ ધીરો ભક્ત | ૪૨ મોવન | ૫૮ રાજે | **અર્વાચીન** |
| ૧૧ ગૌરીબાઈ | ૨૭ નરભેરામ | ૪૩ મથો | ૫૯ ઋષિરાજ | ૧ દલપતરામ |
| ૧૨ ગિરધર | ૨૮ નરસિંહ | ૪૪ માવદાસ | ૬૦ લક્ષમણ | ૨ નર્મદાશંકર |
| ૧૩ ગોવિંદ | ૨૯ નિષ્કુલાનંદ | ૪૫ મીરાંબાઈ | ૬૧ વલ્લભ ભટ્ટ | ૩ નંદશંકર |
| ૧૪ ગોરખ | ૩૦ પ્રીતમ | ૪૬ મૂળદાસ | ૬૨ વીરવિજય | ૪ મગનલાલ |
| ૧૫ ગોપાલ | ૩૧ પ્રેમાનંદ | ૪૭ મુકુંદ | | |

# વર્ણાનુપૂર્વી (અથવા અક્ષરજોડણી) વિષે કવિના નિયમો

* [ પ્રકાશકની નોંધ: કવિશ્રી નર્મદાશંકરે આ નર્મકોશમાં જોડણી ( અક્ષરજોડણી અથવા વર્ણાનુપૂર્વિ એમ જેને કહે છે તે ) વિષે મુખમુદ્રાના ૭મા પાના ઉપર અંક બીજાવાળા લેખનશુદ્ધિ વિભાગમાં પોતાના વિચારો દર્શાવ્યા છે. કવિશ્રીનો અક્ષરજોડણી વિશે મુખ્ય નિયમ તો "બોલવું તેવું લખવું" છે. આ નિયમ બાંધ્યો તે પહેલાં તેમણે ઘણો વિચાર કર્યો હતો. ઇ. સ. ૧૮૬૧ થી જ્યારથી તેમણે કોશ રચવા માંડ્યો ત્યારથી તેમણે આ વિષયની ચર્ચા ઉપાડી, ગુજરાતી વિદ્વાનો આગળ વિચાર કરવા રજુ કરી છે. પ્રથમ કોશનું કામ અ થી ણુ સુધી (તગારૂં સુધી) કર્યું ત્યારે તેમણે એ વર્ણાનુપૂર્વીના નિયમો ઇ. સ. ૧૮૬૫ માં બાંધ્યા હતા. તે કેવા હતા તે જાણવા માટે અત્રે રજુ કર્યા છે. કોશના નિયમો ઇ. સ. ૧૮૭૩ ના છે. એટલે ૧૮૬૫ થી ૧૮૭૩ સુધીમાં જોડણીના સંબંધમાં તેમને શા શા ફેરફારો સૂઝ્યા તે જાણવાનું સાધન આ ઉપરથી આપણને મળે છે. એટલા માટે તે નિયમો અત્રે ફરી છાપ્યા છે. અત્ર એક વિષય ઉપર ધ્યાન ખેંચવા જેવું છે. હકાર અક્ષર સાથે જોડવા સંબંધમાં કવિશ્રી નિશ્ચય કરી શકયા નહોતા; તેઓ પ્રથમ તો અ સ્વર સાથે હકાર પણ જોડતાઃ—આ રીતેઃ—અ્હ અને તેવી રીતે કેટલુંક લખાણ છપાવેલું, પણ સ્વર અર્ધ હોઈ શકે નહિ, તેથી તે પછીથી કાઢી નાંખી અની નીચે ટપકું (ફારસી નુકતો) મુકવાનું ધોરણ રાખ્યું હતું. એ નિયમ આ કોશમાં પ્રવર્તે છે. અક્ષરજોડણી અથવા વર્ણાનુપૂર્વી વિશે કવિશ્રી પછી સારામાં સારો વિચાર સદ્ગત નરસિંહરાવ ભોળાનાથ દિવેટીયા એમણે કર્યો છે; છતાં હજી એ વિષયમાં ચોક્કસ સર્વાનુમતથી માન્ય નિયમો થઇ શકયા નથી, કારણ કે વિદ્વાનોની બુદ્ધિને તથા વિચારને મર્યાદા હોતી નથી, અને વિકલ્પોનું જોર વિશેષ છે, એટલે કેટલીક અનવસ્થા અને અવ્યવસ્થા આ વિષયમાં રહેવાની એમ લાગે છે. તેમાં ગુજરાતી ભાષા મૂળે કૂમળી છે, અને તેમાં જૂદી જૂદી રીતે ઉચ્ચાર થાય છે એટલે જોડણી-વર્ણાનુપૂર્વી સંબંધમાં મતભેદ રહેશે એવું લાગે છે. ન. ઈ. દેશાઈ ]

શબ્દ બનાવવા (બોલવા—લખવા) સારૂ વર્ણોને એક પછી એક એમ સાથે મુકવા (ભણવા—લખવા) ત્હેનું નામ વર્ણાનુપૂર્વી અથવા અક્ષરજોડણી.

ગુજરાતી ભાષાના શબ્દોની અક્ષરજોડણી વિષે હજી લગી કશાએ સદા સર્વત્ર ચાલે ત્હેવા નિયમ બન્ધાયા નથી. જ્હારે મરાઠાનો ઇતિહાસ છપાવવાનો હતો ત્હારે મિ. હાર્કનેસે મ્હને કહ્યું હતું કે 'જે જે શબ્દોને સારૂ તકરાર હોય તે તે જુદા કહાડીને મ્હને આપ કે હું જિલ્લાના વિદ્વાનો ઉપર મોકલાવું'. મ્હેં તેમ કિધું ને પોતે જિલ્લે મોકલવાની તૈયારીમાં હતા એટલામાં છપાવવાની તાકિદ થઇ તેથી જિલ્લે મોકલવાનું મોકુફ રહ્યું અને મ્હેં લખેલી પ્રત પ્રમાણે પ્રુફ તપાસ્યાં. વળી મિ. હાવર્ડે વર્ણશુદ્ધિ નક્કી કરવા સારૂ સન ૧૮૫૯ ના માર્ચમાં એક મણ્ડળી ઉભી કરી હતી, ત્હેમાં હુંપણ સામેલ હતો—એ મણ્ડળી પણ કંઈ ન ઉકાળતાં એમની એમ ભાંગી પડી. મિ. હોપે પોતાના તાબેના ડેપ્યુટિ ઇન્સ્પેક્ટરોના સમ્મતથી જોડણી વિષે સન ૧૮૫૯ ની જાનેવારીમાં કેટલાક નિયમો બાંધી તે નિયમો સાત ચોપડીમાં રાખવાની તજવીજ કરી છે. એ નિયમોમાંના ઘણાએક આગળ થવાનાં પુસ્તકોમાં વપરાય ત્હેવું લાગતું નથી. મ્હારો વિચાર આમ છે કે હજી ઘણા ગદ્ય ગ્રન્થો થયા નથી અને થોડાક ભાષાન્તર કરનારા સિવાયે પોતાના વિચારના ગદ્ય ગ્રન્થો લખનારા અને એવું ઘણુંક લખનારા સને ૧૮૨૧ થી તે આજલગીમાં ભાગ્યે પાંચ હોય. હવે ભાષા કેમ સુધરે ? ભાષાના નિયમ શોધવાને પ્રથમ તો સારા સારા ને મ્હોટા મ્હોટા ગ્રન્થો થવા જોઇયે અને એ થયા એટલે સ્હેજ જાણ્યામાં આવશે કે આટલા વિદ્વાનોની વર્ણશુદ્ધિ રાખવાની રીત આવી છે તથા આટલાની આવી છે અને પછી એમાં જે રીત ઘણા જણે વાપરી હોય તે રીત ચાલુ રાખવી. હાલમાં નિયમો બાંધી એ નિયમો પ્હેલા બન્ધાયા છે માટે ખરાજ છે એમ સમજાવી નવા લખનારાઓને હદમાં રાખવા અને એઓની તરફના વિચાર બ્હાર ન પડવા દેવા એ મ્હોટો અન્યાય અને એથી મ્હોટો તોટો છે. જ્હારે ૩–૪ કોશ, ૨–૩ મ્હોટાં વ્યાકરણ અને ૧–૨ પ્રાકૃત ભાષાના વ્યાકરણ બ્હાર પડશે ત્હારે જોડણીના નિયમો આપોઆપ સુઝી આવશે. માટે લોકોએ એવિષે ઘણી કાળજી રાખવી નહિ; તોપણ,

જે જ્હેનો વિચાર તે તેણે બ્હાર કહાડવો ખરો. મિ. હોપની ચોપડીમાં નિયમો છે તેમ કરનલ જેરવિસના વખતમાં છપાયલી ચોપડિયોમાં પણ છે બલ્કે એ નિયમો મિ. હોપની ચોપડીના નિયમો કર્તાં વધારે સારા તથા વ્હેલા સ્વીકારવા જોગ છે. કોલમ્બસનું વૃત્તાન્ત, હિન્દુસ્તાનનો ઇતિહાસ, મરાઠાનો ઇતિહાસ એ ત્રણ ચોપડિયોમાં પણ કેટલાક નિયમો છે.

જોડણી સમ્બન્ધી કેટલાક નિયમો જે મ્હને હાલ સારા લાગ્યાછે તે જણાવુંછઉં. હાલ કહેવાનું કારણ આ કે જહાંસુધી સર્વાનુમતે નિયમ ઠર્યા નથી ત્હાંલગી મ્હારાથી એકજ નિયમે મ્હારા ગ્રન્થોમાં લખાવાનું નહિ (અલબત ઘણે ઠેકાણે ઘણોક નિયમ રહેવાનો ખરો) અને વળી કારણ કે આજના નિયમો કાલના શોધ–વિચારથી બદલવા પડે. કેટલાક નિયમનાં મ્હારી પાસ કારણો પણ છે પણ તે ગ્રન્થ વધવાની બ્હિકે અહીં લખતો નથી.

અક્ષરજોડણી મુકરર કરવામાં ચાર વાતનો મુખ્ય વિચાર રાખવો જોઇયે: ૧ તો લોકમાં જ્હેવી રીતે ઉચ્ચાર થાય છે ત્હેવી રીતે વર્ણ લખી જોડણી કરવી; ૨ જું, ઘણાક શબ્દો સંસ્કૃત ધાતુ ઉપરથી બન્યા હોય છે માટે ધાતુના વર્ણ ઉપર શબ્દોની વર્ણશુદ્ધિ મ્હોટો આધાર રાખેછે; ને ત્રિજું એ કે સંસ્કૃત ઉપરથી જે જે નિયમે પ્રાકૃત ભાષાઓ થઇ છે તે તે નિયમો ઉપર ધોરણ રાખવું અને ચોથું એ કે, વહિવટમાં વિદ્વાનના અને ભારી નરમ અવાજની પારખવાળા સુઘડ જનના કાનને સારૂં લાગે ત્હેવી રીતે વર્ણની જોડણી કરવી. હવે,

જે શબ્દો બોલાય છે ત્હેવા લખાય છે, મૂળ ધાતુના વર્ણથી ઘણા બદલાયા નથી, પ્રાકૃત ભાષાના નિયમને અનુસરી કાનને પણ સારા લાગે છે તે શબ્દોની વર્ણશુદ્ધિને માટે કશીયે તકરાર હોયજ નહિ. પણ જ્હારે શબ્દો બોલાય છે ત્હેવા લખાતા નથી, રૂપમાં ધાતુ વર્ણથી ઘણા બદલાઇ ગયા હોય છે અને અભ્યાસવનાનાના કાનને કોમળ કઠોર સમજવાની શક્તિ નથી ત્હારે નિયમો બાંધવા ઘણા અઘરા થઇ પડે છે. એવા શબ્દોની વર્ણશુદ્ધિ કરતાં કેટલાક વિદ્વાન મૂળધાતુવર્ણનેજ ધોરણ ઠેરવે છે; પ્રાકૃત ભાષાના નિયમોને જ ધોરણ ઠેરવેછે; કેટલાક બોલવું ત્હેવું લખવું એમ કહેછે અને કેટલાક, કાનને સારૂં લાગે ત્હેવું લખવું એમ કહેછે. મ્હારો વિચાર આ કે જ્હારે મૂળધાતુવર્ણથી શબ્દ ઘણોજ બદલાઇ ગયલો હોય ત્હારે ત્હેની વર્ણશુદ્ધિને માટે મૂળ ધાતુ ન જોતાં, પ્રાકૃત ભાષાનો નિયમ ન જોતાં, બિજાં બે ધોરણ ઉપર જોડણી કરવી–રાખવી; ને એમાં પણ બે ભાગ આધાર, બોલવું ત્હેવું લખવું એ ઉપર અને એક ભાગ આધાર, કાનને સારૂં લાગે તે ઉપર. સંસ્કૃતમાંથી ભાષા નિકળી છે માટે અને પ્રાકૃત ભાષાઓના નિયમ છે માટે આપણે તે તે નિયમો પ્રમાણે આપણી ભાષાના નિયમ કરવા અને બોલાય ત્હેવું ન લખવું એ ખોટું. ભાષા ઉપરથી વ્યાકરણ છે. સંસ્કૃત વ્યાકરણ પણ સંસ્કૃત ભાષા ઉપરથી છે. લોકમાં ન બોલાતું એવાનો કંઇ વ્યાકરણમાં નિયમ હોય નહિ. માટે, બોલાય ત્હેવું લખવું એ મ્હોટું ધોરણ સમજવું. હું છું સુરતનો ને મ્હારે માથે સ. હ વિશેષે વાપરવાનો કેટલાકે આગ્રહી દોષ મુકો પણ ત્હેની દરકાર ન રાખતાં, તેમ વળી સ્વગ્રામનું અને સ્વમતનું અભિમાન ન રાખતાં નિષ્પક્ષપાતે જે વિચાર મને સારા લાગ્યા છે (પછી ખોટા તો ખોટા ને ખરા તો ખરા) તે અહીં જણાવ્યાછે.

કોઇ પણ દેશમાં શુદ્ધભાષા, શ્હેરમાં રહેનાર કુલીન વિદ્વાન અને રાજદ્વારી ગૃહસ્થોની જાણવી.—વેપારી ધંધાદારીની નહિ. ઘણાં વરસ થયાં આખા ગુજરાતમાં કુલીન, વિદ્વાન અને રાજદ્વારી જન નાગરબ્રાહ્મણો છે માટે એની ભાષા શુદ્ધ. જે વેળા વડનગર વિસનગર ભાગ્યાં તે વેળા નાગરો જુદે જુદે મુકામે જઇને પોતપોતાના જથામાં પોતાની વડનગરી જુની ગુજરાતી રાખી રહ્યા. ને એમજ છે. હાલમાં પણ નાગરની ભાષા બધે ઠેકાણે સરખી છે, અર્થાત્ આખા ગુજરાતમાં નાગર બ્રાહ્મણની ભાષા, બિજા બ્રાહ્મણ વાણીયાની ભાષા કર્તાં વધારે જુની (ખરી ગુજરાતી), વધારે શુદ્ધ અને વધારે સરસ છે.

ન. લા.

ગુજરાતી ભાષાના શબ્દો મુખ્ય ત્રણ* પ્રકારે વપરાયછે.

૧ પોતાને મૂળરૂપેજ વપરાતા સંસ્કૃત અને બિજી ભાષાના શબ્દો. જહેવા કે, **કીર્તિ, કૃપા, ચન્દન, સિંહ** આદિ લઈ; **ખલક, ખુદા, બુલન્દ, અન્જુમન, આશકમાશુક, બેવફાઇ, મ્હૉબત** વગેરે; **સેશન, જેલ, અપીલ, ટેબલ, પ્રેસ,** વગેરે.

૨ સંસ્કૃત અને બિજી ભાષાના અપભ્રંશ શબ્દો. એ બે રીતના છેઃ—

(૧) જે શબ્દ મૂળરૂપથી જરાતરા બદલાયા હોય છે તે. જહેવા કે, **જમના** (યમુના), **ફૂળ** (ફલ), **વાઘ** (વ્યાઘ્ર) **સરવ** (સર્વ), **સઘળું** (સકલ), **જોગ** (યોગ), **આજ** (અદ્ય), **કુવેસર** (કવીશ્વર) આદિલઇ; **અક્કલ** (અકલ), **વખત** (બખ્ત), **આસતે** (આહેસ્તે), **ખુશાલી** (ખુશહાલી), **દરિયો** (દરિયાવ), વગેરે; **ગવણ્ડર** (ગવર્નર), **ઇગ્-જનેર** (ઇન્જનીયર), **કોચ** (કાઉચ) **સેકરટાર** (સેક્રેટરી) વગેરે.

(૨) જે શબ્દ મૂળરૂપથી ઘણાજ બદલાયાછે તે.— જહેવા કે, **અગિયારસ** (એકાદશી), **અજવાળું** (ઉજ્વલન), **અઠવાડિયું** (અષ્ટવાર ઉપરથી), **પૂજારાધે** (પૂજ્ય આરાધ્ય), **સૂથાર** (સૂત્રધાર), **વાડી** (વાટિકા), **ઘરાક** (ગ્રાહક), **પાણી** (પાનીયં), **ગાંઠ** (ગ્રન્થિ) આદિ લઇ; ફારસી ઉરદુમાંથી નિકળી ઘણાજ બદલાઇ ગયલા એવા શબ્દો ઘણા જુજ મળી આવવાના; એવા અઙ્ગ્રેજી છે ખરા. જહેવા કે, **અઙ્ગ્રેજ** (ઇઙ્ગ્લિશ), **કોસલ** (કાઉન્સિલ), **કબાટ** (કપબોર્ડ) વગેરે.

૩ મૂળભાષામાં છે ત્હેવા નહિ, અપભ્રંશ નહિ, પણ શુદ્ધ મૂળ—તલબદા ગુજરાતી શબ્દો.

મ્હોટો જથો અપભ્રંશનો છે તે ઉપરથી કેટલાક કહેછે કે તળબદા ગુજરાતી છેજ નહિ પણ એ કહેવું ખોટું છે. કેટલાક શબ્દ ધ્વનિવાચક નવા હોવા જોઇયે, કેટલીક વસ્તુનાં નામ નવાં હોવાં જોઇયે અને કેટલીક વસ્તુનાં નામ જુદે જુદે ઠેકાણે જુદાં જુદાં હોવાં જોઇયે.

૪ અક્ષરજોડણીના નિયમો.*

નિયમને કોઈ કોઈ બાધ તો આવેજ તોપણ સામાન્ય નિયમો આ પ્રમાણે હોવાઃ—

(૧) સંસ્કૃત શબ્દો તો મૂળપ્રમાણે શુદ્ધજ લખવા. **વિચાર, કીર્તિ, લક્ષ્મી, ભૂ, ભૂમિ, ભાનુ, સ્વયમ્ભૂ, નહિ, રૂઢિ, સ્રી,** આદિ લઈ.

(૨) સંસ્કૃતના અપભ્રંશશબ્દો, તળબદા ગુજરાતી શબ્દો અને ઉરદુ ફારસી અઙ્ગ્રેજી શબ્દો, આપણામાં જે પ્રમાણે બોલાતા હોય તે પ્રમાણેજ લખવા.

(૩) થોડું રૂપાન્તર થયલું એવા અપભ્રંશો× જે પણ શુદ્ધ શબ્દ ગણાય તેઓને પણ વાપરવા. **જમના** (યમુના), **રત** (ઋતુ), **ગરવ** (ગર્વ), **પ્રીત** (પ્રીતિ), **કાળ** (કાલ), **ચન્તા** (ચિન્તા), **વિખ** (વિષ), **લખમી** (લક્ષ્મી) ઇત્યાદિ.

(૪) થોડું રૂપાન્તર થયલું એવા અપભ્રંશ શબ્દોના પ્રારમ્ભમાં જે ઇ, ઈ, ઉ, ઊ, તે મૂળ સંસ્કૃત શબ્દો પ્રમાણે જ હ્રસ્વ દીર્ઘ હોવાં. (પ્રાકૃત ભાષાના વ્યાકરણની દરકાર ન રાખતાં) **શિખવું, જિતવું, નિત, રીત, પ્રીત, પૂરૂં, પૂનેમ, સૂતર, મૂતર, કીડી, વિસ, તિસ, ચાળિસ, દીપવું, કૂવો** ઇત્યાદિ.

(૫) ઘણું રૂપાન્તર થયલું એવા અપભ્રંશ અથવા તળબદા ગુજરાતી શબ્દોના અને મૂળ અથવા અપભ્રંશ ઉરદુ ફારસી વગેરે શબ્દોના પ્રારમ્ભ, ઈ અથવા ઉ સ્વરથી અથવા એ સ્વર ભળેલા એવા અક્ષરોથી થતા હોય તો તે સ્વર અથવા તે અક્ષર હ્રસ્વ જ હોવા.

---

* એ ત્રણના પેટામાં આવતા બિજા પ્રકારો આ છેઃ—

(અ) અપભ્રંશ અને તળબદા ગુજરાતી શબ્દો, ત્રણ જિલ્લામાં થોડા ઘણા ફેરફાર સાથે જુદી જુદી રીતે વપરાયછે તે ઉપરથી ત્હેનાં **સુરતી, અમદાવાદી** અને **કાઠિયાવાડી** એવાં નામ આપવાં ઠિક છે.

(ઇ) તેમ વળી અક્કેક જિલ્લામાં ગામડાના શબ્દો જુદા પડેછે તથા કેટલાક નવા હોયછે; વળી, જુના કવિયોએ પ્રાસાદિકને માટે કેટલાક શબ્દો મરડી મચેડી નાખેલા તથા કેટલાક નવા બનાવેલા હોય છે; વળી પારસીયોએ કેટલાક શબ્દો બગાડેલા તથા કેટલાક નવા કરેલા છે, એ ઉપરથી **ગામડિયાના, કવિયોના** અને **પારસીયોના** શબ્દો કહેવાય. એમાં ગામડામાં ચાલતા ધન્ધા સમ્બન્ધી શબ્દો ગ્રહણ કરવા; કવિયોના મચેડેલા નહિ પણ નવા બનાવેલા ગ્રહણ કરવા; અને ધન્ધા સમ્બન્ધી કેટલાક અને જે ચિજો આપણામાં નહિ તે ચિજોના કેટલાક, પારસીયોના શબ્દ પણ ગ્રહણ કરવા.

(ઉ) અઙ્ગ્રેજી શાસ્રકળાના તથા દરબારી કામના કેટલાક નવા દાખલ થયાછે તે અને ગ્રન્થમાં લખવાને કેટલાક નવા બનાવવામાં આવે છે તે સઉ ગુજરાતી શબ્દોમાં ગણાવાના. નવા બનાવવા વિષે કેટલાક કહે છે કે અઙ્ગ્રેજીમાંછે તેજ રાખવા ને કેટલાક કહેછે કે સંસ્કૃત નામ નવાં ઘડી કહાડવાં. સંસ્કૃત નામ નવાં ઘડી કહાડવામાં એક તો મ્હેનત, બિજું એ કે, તે અઙ્ગ્રેજી શબ્દોનાં પૂર્ણાર્થસૂચક નહિ થવાનાં.—વળી, એ નવાં નામ સંસ્કૃત કોશોમાં નહિ મળવાનાં અને અઙ્ગ્રેજી શિખનારા ઘણી ગુચવણમાં પડવાના.—માટે નવાં નામ ન બનાવતાં અઙ્ગ્રેજી શબ્દોજ મૂળ અથવા અપભ્રંશરૂપે વાપરવા.

* એ નિયમો કવિતામાં લાગુ પડવાના નહિ. કવિતાની વર્ણશુદ્ધિ સમ્બન્ધી વિચાર કાવ્યવિવેકમાં કરવામાં આવશે.

× કેટલાક જણ કહેછે કે એ અપભ્રંશો ન વાપરવા. **યમુના** લખવું ને **જમના** ના લખવું, પણ મ્હારો વિચાર આમ છે કે બન્ને રાખવા; નહિ તો, ભાષાનો વિસ્તાર કેમ વધે ? સંસ્કૃતમાં પણ પૃથિવિ, પૃથ્વિ; ભૂ, ભૂમિ; અઙ્કુશ, અઙ્કૂષ, અઙ્કુર, અઙ્કૂર; તનુ, તનૂ; વધુ, વધૂ, વધૂટી; નારિકેર, નારિકેલ, નારિકેલી, નારીકેલ, નારીકેલી, નાલિકેર, આદિ લઇ શબ્દો છે ખરા, અલબત, લોક વિદ્વાન થતા જશે તેમ તેમ અપભ્રંશો થોડા વાપરશે એ તો ઉઘાડું જ છે.

ત્રિજું, ત્રિજું અથવા તિજું, ખિલવું, ચિકણું, જિલ્લો અથવા જિલ્હો ઇત્યાદિ, (ધી, છી આદિ કેટલાએક એકઅક્ષરના શબ્દોને એ નિયમ લાગુ પાડવાનો નહિ); ઉંઘ, ઉલ, ખુટ, મુઓ, હુવો આદિ લઇ. (જૂ, લૂ આદિ શબ્દોને એ નિયમ લાગુ પડતો નથી) તેમ, શબ્દને છેડે ઇ સ્વર અથવા ઈ સ્વર ભળેલા એવા અક્ષર હોય તો તે સ્વર અથવા તે અક્ષર દીર્ઘજ હોવા—બકરી, બેટી, ઘોડી, સોની, લાકડી, દિકરી આદિ લઇ. અને શબ્દને છેડે ઉ સ્વર અથવા ઉ સ્વર ભળેલા એવા અક્ષર હોય તો તે સ્વર અથવા તે અક્ષર હ્રસ્વજ હોવા.—સામું, નાખવું, બિજું, ન્હાનું, કારમું ઇત્યાદિ.

(૬) શબ્દોને વિભક્તિ લગાડતાં શબ્દાન્ત જે ઇ-ઈકાર અથવા ઉ-ઊકાર ત્હેનો હ્રસ્વ દીર્ઘમાં ફેરફાર કરવો નહિ. શબ્દનું મૂળ રૂપ હોય તેજ રાખવું. કીર્તિ, કીર્તિથી; લક્ષ્મી, લક્ષ્મીનું; સોની, સોનીને; જાંબુ, જાંબુમાં ઇત્યાદિ.

(૭) શબ્દને છેડે અથવા વચમાં ઇકારની પછી લગોલગ અ, આ, ઉ, એ, ઓ અથવા ય, યા, યુ, યે, યો લખવાની રીત છે ત્હેમાં યવાળી ખરી જાણી ચાલુ રાખવી.—પણ એ યયાદિકને ચાંપી બોલવાં નહિ. સહિયર, મહિયારી, ચોઘડિયું, કવિયે, ખડિયો ઇત્યાદિ. (શબ્દના પ્રારમ્ભની ઇ ની આગળ અ અથવા ય મુકવાની રીત છે તે તો ખોટીજ છે. એ ઠેકાણે તો ઇ ને અનો અથવા ઇ ને યનો યજ થવાનો. ઇઆદી, ઇયાદી નહિ, પણ યાદી).

એ ઉપરથી જોતાં, ઇ-ઈકારાન્ત શબ્દને, તૃતીયા વિભક્તિના અને બહુવચનના પ્રત્યય લગાડતી વખત (૬ ઠ્ઠો નિયમ રાખીને) યે ને યો હોવા (એ ને ઓ નહિ), હરિયે, લખમીયે; કવિયો, ચોપડીયો, નદીયો, સ્રીયો* ઇત્યાદિ.

(૮) વચમાં† હનો ઉચ્ચાર થતો હોય ત્હેવા સઘળા શબ્દોમાં હને એના પૂર્વવર્ણ સાથે જોડી રાખવો. દહાડો, મ્હોડું, મ્હોટું, ન્હાનું, મ્હડવું, મ્હડવું, કહાડવું, રહેવું, કહેવું (એનું ભવિષ્યરૂપ કહઇશ એમ રાખવું) જહાં અથવા જયાંહ, જહારે અથવા જયારે, શ્હેર, ન્હરેણી, ત્હૉમત, ન્હોતું, રહ્યોયું, ડહાયું, મ્હને, મ્હેં, મ્હારૂં, ત્હારૂં, એને, એનું; એવું, જહેવું, કહેવું ઇત્યાદિ.

(૯) અકર્મક અથવા સકર્મકના મૂળભેદ વિધ્યર્થમાં છેલ્લે વું; શક્યભેદમાં છેલ્લે આવું; અને પ્રયોજકભેદમાં છેલ્લે ઘણું કરીને આવવું થાયછે. બેસવું, લખવું; લખાવું; અને લખાવવું.

(૧૦) ધાતુસાધિત અવ્યયના ભૂતકાળનાં રૂપને નહિ પણ વર્તમાનકાળનાં રૂપને અનુસ્વાર હોવું. અને ભૂતકાળમાં ને ની પ્રથમ દીર્ઘ ઈજ હોવી. ખાઈને, ભણીને, ઉઠીને; બેસતાં, શિખતાં આદિ લઈ.

(૧૧) ક્રિયાપદમાં ય તથા એ વાપરવાની રીત છે ત્હેમાં ય જ ખરો જાણવો. થાય (થાએ નહિ,) જાયછે, ખાયછે ઇત્યાદિ. તેમ, ઈની પાસે પણ યેજ થાય (એ નહિ)—જોઈયે, કરીયે, ખાઈયે ઇત્યાદિ.

(૧૨) ભવિષ્યકાળમાં જે ઈ તે દીર્ઘજ. સેવીશ, જઈશ, ખાઈશ, ઇત્યાદિ.

(૧૩) સંસ્કૃત શબ્દનો છેલ્લો વર્ણ વ્યઞ્જન હોય તો તે ૧ લા નિયમ પ્રમાણે વ્યઞ્જનજ થશે; જેમકે અકસ્માત્; નીતિમાન્; બુદ્ધિમાન્, ધનવાન્, બલવાન્ (સંસ્કૃતમાં ઇની પછવાડે માન્ ને અની પછવાડે વાન પ્રત્યય થાય છે. ગુજરાતીમાં એ નિયમ નથી) પણ,

(૧૪) અપભ્રંશ તથા ગુજરાતી શબ્દોમાં અકારાન્ત શબ્દનો છેલ્લો અક્ષર વ્યઞ્જન જહેવો બોલાયછે પણ ત્હેને ત્હેવો લખવો નહિ. વાઘ, તરકટ, આજ, બેસ આદિ લઈ.

(૧૫) કેટલાક શબ્દની વચમાંના અક્ષરો પણ વ્યઞ્જન જહેવા બોલાય છે પરંતુ તે ત્હેવા લખવા નહિ. છોકરો, ખુરસી, ડગલું, મુલકી, પાઘડી, આંતરો એ શબ્દો, માણસ, ભોજન, કદમ વગેરેની પેઠે બોલાતા નથી. ઉપલામાં ક, ર, ગ, લ, ઘ, ત એ વ્યઞ્જન જહેવા બોલાયછે.

(૧૬) જહાં બે ડ, ર ડ અથવા ય ડ બોલાયછે ત્હાં બે ડ અથવા ર ડ એ ખરા ને ય ડ ખોટા જાણવા—કડ્ડો, કરડો (કયડો નહિ); ઘડ્ડું, ઘરડું; મડ્ડો, મરડો; બડ્ડો, બરડો ઇત્યાદિ.

(૧૭) જહાં બે ણ, ર ણ અથવા ય ણ બોલાય છે ત્હાં બે ણ અથવા ર ણ એ ખરા ને ય ણ ખોટા જાણવા—ગોણ્ણી, ગોણ્ણી, ગોરણી, (ગોયણી નહિ); બાણ્ણી, બણ્ણી, બરણી; ગણ્ણું, ગણ્ણું, ગરણું ઇત્યાદિ.

* સંસ્કૃતમા સ્રી શબ્દનું બહુવચન સ્ત્રિયઃ એવું થાય છે માટે કોઇ કહેશે કે સ્રી શબ્દ હ્રસ્વ લખવો પણ ના; મૂળ શબ્દ સ્રી જે દીર્ઘ છે ત્હેનીજ સાથે આપણે કામ છે તેથી ૬ઠ્ઠા નિયમ પ્રમાણે એજ શબ્દ રાખવો ને પછી ૭ મા નિયમ પ્રમાણે યો જોડવો.

† એ નિયમની બલિહારી છે-એથી બોલાયછે ત્હેવું લખાયછે, એટલુંજ નહિ પણ એ નિયમથી ઘણી અડચણ ને ઘણા સંદેહ કપાઈ જાયછે. જોડાક્ષરની તકરાર તો હું બ્હાનું સમજું છઉં, કેમકે આપણી ગુજરાતી લિપિમાં ઘણા ખરા જોડાક્ષર તો વર્ણોને એક બિજાની પાસે મુકી રાખ્યાથી બનેછે. એ નિયમ ઉત્તમ છે. મધ્યમ પક્તિનો નિયમ હને જુદો રાખવાનો છે, જેમકે ડાહાયો, મોહોટો ઇત્યાદિ પણ પહાડ કહો, ડહાપણ નાહ્ન એમ લખવું તો સારૂં નહિ.

(૧૮) જે શબ્દો અઇ તથા ઐ એમ બન્ને રીતે લખવામાં આવેછે ત્હેમાં તે બન્ને ખરા. (ઐ રાખી અ ઇ ન રાખતાં ક્રિયાપદનાં રૂપમાં ઘણી ગરબડ થઇ જાય વાસ્તે. જઇશનું જૈશ કરવું પડે) બઇરી, બૈરી; પઇડું, પૈડું; તઇયાર, તૈયાર; રઇયત, રૈયત ઇત્યાદિ.

(૧૯) ઉરદુ ફારસી શબ્દોના ઉચ્ચાર એ અથવા ઇ જહેવા થાય છે ત્હાં માત્ર ઇના ખરા જાણવા. ઇકરાર (એકરાર નહિ); મિલાપ (મેલાપ નહિ); ઇબારત, ઇમારત વગેરે.

(૨૦) ઉરદુ ફારસી શબ્દોના ઉચ્ચાર ઇયા, ઇઆ, અથવા યા એમ લખાય છે ત્હેમાં યા ખરા. યાદી (ઇયાદી, ઇઆદી નહિ), યાળ વગેરે. (૭મો નિયમ જોવો).

(૨૧) ઉરદુ ફારસી શબ્દોના ઉચ્ચાર ય અથવા એ જહેવા લખાય છે ત્હાં ય ખરો. કાયદો (કાએદો નહિ), ફાયદો, વાયદો વગેરે.

(૨૨) કેટલાક શબ્દોના ઉચ્ચાર ઓ અથવા વો જહેવા થાય છે ત્હેમાં ક્રિયાપદમાં ઓ ખરા ને નામમાં વો ખરા. મુઓ, જુઓ, લ્હુઓ અને કૂવો, ચુવો, લુવો, ઇત્યાદિ.

(૨૩) દ્વિતીયા વિભક્તિનો પ્રત્યય ને (નેં નહિ).

(૨૪) ઉભયાન્વયી અવ્યય અને (અનેં નહિ).

(૨૫) ચતુર્થીનો પ્રત્યય સારુ (સારૂ નહિ. નિયમ ૫મો).

(૨૬) વિશેષણ સારું (સારૂં નહિ. નિયમ ૫ મો).

(૨૭) નપુંસકલિઙ્ગનાં ઉકારાન્ત શબ્દને વિભક્તિ લગાડતાં એકવચન અને અનેકવચન બન્નેમાં અનુસ્વાર હોવું; છોકરાંને, છોકરાંઓને (કેટલાક જણ એકવચનમાં અનુસ્વાર નથી રાખતા પણ એ ખોટું).

(૨૮) નપુંસકલિઙ્ગનાં નામની પ્હેલાં ઉકારાન્ત વિશેષણ હોય તો એને એકવચન અને અનેકવચન બન્નેમાં અનુસ્વાર હોવું. ત્હેનાં ઘરમાં (ત્હેના ઘરમાં નહિ); સારું બારણું, સારાં બારણાં ઇત્યાદિ.

(૨૯) ગુજરાતમાં અકારાન્ત શબ્દના છેલ્લા વર્ણને ય જોડવાનો ચાલ છે તે ખોટો જાણી ય જોડવો નહિ. વાવ (વાવ્ય નહિ) આંખ, જાત ઇત્યાદિ.

(૩૦) કેટલીક ચોપડીમાં જોડાક્ષરને બદલે એકજ અક્ષર રાખવામાં આવ્યા છે પણ એ ખોટું છે; જોડાક્ષરજ રાખવા. કિલ્લો, (કીલો નહિ), ચિઠ્ઠી (ચીઠી નહિ), ચોખ્ખો (ચોખો નહિ) ઇત્યાદિ.

(૩૧) શબ્દયોગી અવ્યય પણના અર્થમાં જે એ ને ઓ ત્હેમાં એ ખરા. હુંએ (હુંઓ નહિ) આવ્યો હતો.

---

બિજા કેટલાક દાખલાઓ નીચે પ્રમાણે છે:—

૧ અગણોતેર (ઓગણોતેર નહિ, જેમ ઓગણિસ, ઓગણતિસ, ઓગણચાળિસ તેમ).

૨ અહીં, અહિયાં (બન્ને ખરા).

૩ આંબાવાડી.

૪ આંબાવાડિયું.

૫ આ (આવતાંને બતાવે છે).

૬ એ (ગયલાંને બતાવે છે).

૭ ઉલ, ઓલ; ઉસિકું, ઓસિકું; ઉસિસું, ઓસિસું (એ સઉ ખરા).

૮ કંઇ; કાંઇ (બન્ને ખરા).

૯ કન્સાર, કસાર (કનસાર, કણસાર, કંસાર નહિ).

૧૦ કન્સારો (કંસારો નહિ).

૧૧ કરૂંછઉં, કરૂંછું; કરેછે, કરેછ (એ રૂપ ખરાં છે. તોપણ, કેટલેક ઠેકાણે છ ને કેટલેક ઠેકાણે છે વાપરવો વધારે સારો છે.)

૧૨ કરયું (કર્યું, કયું નહિ).

૧૩ કાન (કાંન નહિ). તેમ ઘાણી (ઘાંણી નહિ).

૧૪ કિજીયે.

૧૫ કિમતી.

૧૬ કિમ્મત (કીમત નહિ).

૧૭ કુંવર (કુંઅર, કુંએર નહિ).

૧૮ કેટલાએક, કેટલાક (બન્ને ખરા).

૧૯ કહોણી (કોણી નહિ).

૨૦ કૌવત, કઉવત (બન્ને ખરા).

૨૧ ક્યાંથી, કહાંથી (બન્ને ખરા).

૨૨ ખારવો (ખારુવો નહિ).

૨૩ ખુદા (ખોદા નહિ).

૨૪ ખ્વાબ (ખુવાબ, ખાઆબ નહિ).

૨૫ ગઢ (ઘડ નહિ. જુનાગઢ).

૨૬ ગભરાટ (ઘબરાટ નહિ).

૨૭ ગાંધી (ઘાંધી નહિ).

૨૮ ગુમાસ્તો (ગુમાસ્તો નહિ).

૨૯ ઘઉં (ગહું નહિ).

૩૦ ઘડી (ગઢી નહિ).

૩૧ ચશ્માં, ચશમાં, ચસમાં (ત્રણે ખરા).

૩૨ ચાંલો, ચાંલ્લો, ચાંદલો (ત્રણે ખરા).

૩૩ છિંક (છીંક નહિ).

૩૪ છિંટ (છીંટ નહિ).

૩૫ છું, છઉં (છૌં નહિ).

૩૬ છૈયે (છિયે નહિ).

૩૭ જગા (જગ્યા નહિ).

૩૮ જવલ્લે (જવલે નહિ).

૩૯ જવાબ (જબાપ, જવાબ નહિ).

૪૦ **જવું, જાવું** (બન્ને ખરા).
૪૧ **ઝોખ** (ઝાગ, ઝાંખ નહિ).
૪૨ **જ્ઞાન** (ગનાન નહિ).
૪૩ **ઝઘડો** (જઘડો નહિ).
૪૪ **ઝમ્પ** (જમ્પ નહિ).
૪૫ **ઝવેર** (જહવેર, જવેર નહિ).
૪૬ **ત્રુટવું** (ટુટવું નહિ).
૪૭ **થઇ** (થયી નહિ.—જેમ થયો થયું તેમ.)
૪૮ **દણ્ડ, ડણ્ડ** (બન્ને ખરા).
૪૯ **દાટવું, ડાટવું** (બન્ને ખરા).
૫૦ **દુખ, દુ:ખ** (બન્ને ખરા).
૫૧ **ન હોય, ન્હોય** (બન્ને ખરા.)
૫૨ **નાખવું** (લાખવું નહિ).
૫૩ **નાત, ન્યાત, જ્ઞાતિ** (બધા ખરા).
૫૪ **નાતીલો** (ન્યાતીલો નહિ).
૫૫ **નિમવું** (નેમવું નહિ).
૫૬ **પગ, પાગ** (બન્ને ખરા).
૫૭ **પાંચસેં, પ્હાનસેં, પાંચશેં** (બધા ખરા).
૫૮ **પેદાશ, પેદાસ** (બન્ને ખરા).
૫૯ **બન્નયો, બન્ને, બેઉએ** (એ બધા ખરા; બેહુએ નહિ).
૬૦ **બુદ્ધિ, બુધ્ધિ** (બન્ને ખરા).
૬૧ **બહુ** (બૌ, બઉ નહિ).
૬૨ **મડદું, મુડદું** (બન્ને ખરા).
૬૩ **માલમ; માલુમ** (બન્ને ખરા).
૬૪ **રૂપિયો, રૂપૈયો** (બન્ને ખરા).
૬૫ **લઇને** (લેઇને નહિ).
૬૬ **લાંબુ, લામ્બું** (બન્ને ખરા).
૬૭ **લિધેલાછે, લિધાછે** (બન્ને ખરા).
૬૮ **વરસાદ, વર્ષાદ** (બન્ને ખરા).
૬૯ **વિષે** (વિશે નહિ).
૭૦ **સઉ** (સૌ, સહુ નહિ).
૭૧ **સઘળું** (સગળું નહિ).
૭૨ **સાંમું, સ્હામું** (સાંભું, સામ્મું નહિ).
૭૩ **સુનું; સોનું** (બન્ને ખરા).
૭૪ **સેંકડો** (શેંકડો નહિ).
૭૫ **સોની** (સુની નહિ).
૭૬ **હેંકાર, અહઙ્કાર** (બન્ને ખરા).
૭૭ **હજી, હજુ** (બન્ને ખરા).
૭૮ **હું, તું** (હૂં તૂં નહિ).

---

## લિપિ વિષે

[**નોંધ:** આ ગ્રન્થના ૨૮ મે પાને લિપિ વિષે કવિશ્રીએ થોડુક જણાવેલું છે. તે સાથે તેમનો આ લેખ વાંચવો. ન. ઇ. દેશાઇ]

ગુજરાતી લિપિમાં એક ઈ, એક ઊ, (ઋ, ઙ, ઞ, ય, ષ, ળ, ક્ષ ને જ્ઞ તો નહિજ), યને માટે એ, અને ષ તથા ક્ષને માટે ખ વર્ણો હતા. ગુજરાતી લિપિ અશુદ્ધ ને અપૂર્ણ હોવાથી તે, માત્ર વેપારીયોનાં નામાં-ઠામાંમાં, કામકાજનાં કાગળપત્રોમાં, સરકારી કામના કાગળોમાં અને કવિયોના ગ્રન્થોમાં વપરાતી જેવામાં આવીછે. હાલના જહેવા ગદ્યગ્રન્થોમાં વપરાઈ નથી. કેટલાંક સંસ્કૃતનાં ભાષાન્તરો (ગદ્યમાં) બાળબોધ લિપિમાં લખાયાં છે. ગુજરાતી લિપિ, ગ્રન્થ લખવાને અનુકૂળ નહિ તેથી અને બિજી પ્રાકૃત ભાષાના ગ્રન્થો બાળબોધમાં છે, માટે કરનલ જેરવિસના વખતમાં સઘળાં પુસ્તકો બાળબોધમાં છપાયાં. પણ પછી એ લિપિ, ધનવાન ગુજરાતીયોને તથા રહોંચા ગુજરાતીયોને અને પરદેશી પારસીયોને અઘરી લાગ્યાથી (જ્હેલી વિદ્યા પસરે એવે બ્હાને) ગુજરાતી લિપિમાં ગ્રન્થ લખાવા માંડ્યા અને વ્યાકરણ, ઇસપનીતિ, પઞ્ચોપાખ્યાન આદિલઇ કેટલાક ગ્રન્થો એ લિપિમાં લખાયા, પણ અશુદ્ધ ને અપૂર્ણ લિપિમાં ગ્રન્થ શોભેજ નહિ એમ પાછો વિચાર થતાં એવું ચાલ્યું કે ગુજરાતી લિપિને બાળબોધના જહેવી શુદ્ધ તથા પૂર્ણ કરવી પણ ગ્રન્થ તો એજ લિપિમાં લખવા—એ રીતે ગુજરાતી લિપિ (બઙ્ગાલી લિપિની પેઠે) ગ્રન્થો લખવામાં બ્હોળી વપરાવા લાગી.

બાળબોધ લિપિ, ન બદલતાં ચાલુ રાખી હત તો બિજી ભાષા બોલનારને ગુજરાતી શિખવું સ્હેલ પડત; વળી હિન્દુસ્તાની, મરેઠી આદિલઈ પ્રાકૃત ભાષાના ગ્રન્થોની લિપિ બાળબોધજ છે ત્હેવી આપણી પણ રહત. યુરપખણ્ડના સઘળા દેશોની ગ્રન્થલિપિ એકજ છે તેથી યુરપખણ્ડને કેટલો લાભ અને માત્ર હિન્દુસ્તાન દેશના જુદા જુદા ભાગોની જુદી જુદી ગ્રન્થલિપિ હોવાથી સર્વે દેશીને તો રહ્યો પણ અક્કેકા ભાગના લોકને કેટલો અલાભ છે !! ન. લા.

(ઇ. સ. ૧૮૬૫, માર્ચ)

---

# નર્મકોશ.

## ગુજરાતી.

### ( શબ્દાર્થ સંગ્રહ. )



## અ.

**અ,** દેવનાગરી ( સંસ્કૃત ) તથા ગુજરાતી લિપિનો પ્રથમ અક્ષર; સ્વરજાતિ મૂળાક્ષરમાંનો પેલો;– એ, ક્ ખ્ આદિ વ્યઞ્જનોમાં ભળેથી તે વ્યઞ્જનોનું સ્પષ્ટ ઉચ્ચારણ થાય છે. ૨ વ્યઞ્જન વર્ણથી આરમ્ભાતા શબ્દની પૂર્વે જોડાયાથી નિષેધ—અભાવ—નહિ—વિનાનો અર્થ રાખે છે; **અબોલા, અવાવરું, અપાર** ઇ૦– એજ અર્થમાં એ સ્વર જ્યારે સ્વરાદિ વર્ણસાથે જોડાય છે ત્યારે **અન્** રૂપે થાય છે:–અન્× અન્ત=**અનન્ત, અનાસ્થા, અનાદર** ઇ૦. ૩ કેટલાક શબ્દમાં અ, નિરર્થક વધેલો છે–લોપનું **અલોપ,** વૃથાનું **અવરથા,** સ્ત્રીનું **અસ્ત્રી,** એમ રૂપ થયાં છે.

**અં:,** એ અવ્યય બેદરકારી–તુચ્છકારના અર્થમાં વપરાય છે; વળી, ન સહન થતાં દુ:ખની પણ સૂચના કરે છે. **અંહું,** એ આશ્ચર્યસૂચક અવ્યય છે.

**અંશ, પુ૦ [ સં૦ અંશ:**—ભાગ પાડવા; વેંચી આપવું ] ભાગ; હિસ્સો; વાંટો; વિભાગ; કળા. એ શબ્દ બીજાની સાથે સંયુક્ત થયલો વિશેષે વપરાય છે: **જ્વરાંશ, પિત્તાંશ, જલાંશ** ઇ૦. ૨ જે ઈશ્વરી ગુણ અથવા એમાંનો, જે કેટલોક પ્રસાદથી અથવા સંસ્કારથી પ્રાપ્ત થયો હોય તે; પ્રસાદ; સંસ્કાર. " જે કોઈ **પ્રેમઅંશ** અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે" ( દયારામ ). ૩ એકાદા ગોળના ૩૬૦ ભાગમાંનો એક્કેકો– ( **અક્ષાંશ, રેખાંશ** ઇ૦). ૪ અપૂર્ણાઙ્કમાં લીટીની ઉપરનો જે અઙ્ક તે;–૩/૪ એમાં ત્રણ એ અંશ ને ચાર એ છેદ કેવાય છે. ૫ લેશ; થોડુંક તે—દૂધમાં પાણીનો અંશ છે. ૬ ખભો.

**અંશાવતાર, પુ૦** જેમાં પરબ્રહ્મના થોડા ઘણા અંશ હોય તેવો અવતાર. પરશુરામ, રામ ઇ૦ એ અંશાવતાર અને કૃષ્ણ તે પૂર્ણકળા અવતાર.

**અંશી, વિ૦** અંશવાળું; સંસ્કારી; ઈશ્વરપ્રસાદિત. તે અંશી જીવ છે. દેવાંશી એટલે જેનામાં દેવનાં તેજ—ગુણનો અંશ હોય તેવું ( જન ).

**અંશુ પુ૦ [ સં૦ અંશ:**—ભાગ પાડવો અથવા **અંશૂ**—વ્યાપીરેવું ] સૂર્યકિરણ. ૨ પ્રકાશ. ૩ સૂર્ય.

**અંશુમાન્, પુ૦ [ સં૦ ]** સૂર્ય. [ હોય તે.

**અઋણી, વિ૦ [ સં૦ અનૃણ ]** જેને ઋણ—કરજ ન

**અક, ન૦ [ સં૦ ]** દુ:ખ; ૨ પાપ.

**અકડબાજ, પુ૦ [ હિં૦ ]** અક્કડ ( ૨ જા અર્થમાં ).

**અકડાઅકડી, સ્ત્રી૦** સરસાસરસી; હોંસાતોંસી.

**અકડાઈ, સ્ત્રી૦** ભભકા—તોરથી રેવું તે. ૨ એડસાઈ; પતરાજી; ગંઠાઈ; રહી જવું. [ કામાં ફરવું—મરડાવું.

**અકડાવું, ક્રિ૦ અ૦** તોરમાં રેવું; લાલા-ઇશકી થઈ ભભ-

**અકણ્ટક, વિ૦ [ સં૦ ]** કાંટા વગરનું; દુશ્મનો વગરનું.

**અકથ, વિ૦** કથેલું—કયલું નહિ તેવું. [ વતારનું નામ.

**અકનિષ્ટ, વિ૦ [ સં૦ ]** સૌથી નાનું નહિ તેવું. ૨ બુદ્ધા-

**અકનોમકનો, ન૦** એક જાતનું ઘાસ.

**અકબરી, વિ૦ [ આ૦ ]** અકબર બાદશાહે કાડેલો ( શિક્કો—કાયદો—રિવાજ વિગેરે).

**અકર, વિ૦ [ સં૦ ]** જેને હાથ નહિ તેવો ( જંન ); એક હાથવાળો; બાંગો.

**અકરમણ, સ્ત્રી૦** અક્રરમી સ્ત્રી; નિર્ભાગી.

**અકરાંતિયું, વિ૦ [ સં૦ અતિક્રાન્ત ]** ખાતાં—પીતાં અકળાય તોપણ ખાયાં—પીયાં કરે તેવું; ખાતાં ધરાયજ નહિ તેવું ( જન ).

**અકરાકેર, પુ૦** ઘણો જુલમ.

**અકરાતું, વિ૦** અકરાંતિયું.

**અકરાળવિકરાળ, વિ૦ [સં૦ કરાલનું અકરાળ ને વિકરાલ]** અતિભયાનક; ભયઙ્કર; ડરામણું.

**અકર્ણ, પુ૦ [ સં૦ ]** સાપ. ૨ કાન વગરનો; બહેરો.

**અકર્તવ્ય, વિ૦ [સં૦]** ન કરવા જોગ.

**અકર્તા, પુ૦ [સં૦]** કર્તા—કરનારો નહિ તે.

**અકર્મક, વિ૦ [સં૦]** જેમાં કર્મ ન હોય તે ( ધાતુ-ક્રિયાપદ—પ્રયોગ ). [ ૨ અભાગિયો.

**અકર્મી, વિ૦ [સં૦]** અઘટિત—દુષ્ટ કર્મ કરનાર.

**અકલ, સ્ત્રી૦ [આ૦] અક્કલ.**
**અકલી, વિ૦** બુદ્ધિમાન્; તર્કી. ૨ **સમજુક;** શાણું.
**અકલ્પિત, વિ૦** ધા૦ **[સં૦]** કલ્પિત-બનાવટનું નહિ તે; સાચું. ૨ મૂળ; પ્રકૃત; અસલ. [ બુરું.
**અકલ્યાણ, ન૦ [સં૦]** ભુંડું; માઠું; નઠારું; અશુભ;
**અકસ, પુ૦** દ્વેશ; કીનો.
**અકસર, અ૦ [ આ૦ ]** વિશેષે; મુખ્યત્વે; ઘણુંકરીને. ૨ કદાપિ; વેળાએ.
**અકસીર, વિ૦ [આ૦]** લાગુ પડે-અસર કરે તેવું; રામબાણ; આબાદ. ૨ **સ્ત્રી૦** હીણી ધાતુનું સોનું-રૂપું કરનાર જે રસાયન તે ( પારસમણિ ).
**અકસ્માત્, અ૦ [સં૦]** એકાએક; અણચિન્ત્યું. [ તેવું.
**અકળ, વિ૦ [સં૦ અકલિત ]** કળી-સમજી ન શકાય
**અકળવિકળ, આકળવિકળ.**
**અકળામણ, સ્ત્રી૦ [સં૦ આકુલતા ]** મનમાંનો ગભરાટ. ૨ ગભરાટથી થતું દુ:ખ.
**અકળાવું, ક્રિ૦ અ૦** મનમાં ગુંચવાવું-ગભરાવું. ૨ ગભરાટથી દુ:ખી થવું.
**અકળિત, વિ૦** ધા૦**[સં૦ અ; કલિત; કલ-ગણવું-ગતિ કરવી]**ન સમજાયું-ગણાયું-પોંચીવળાયું હોય તેવું.
**અકાજ-રજ, વિ૦** અકારત; ફોકટ. **ન૦** અકલ્યાણ; હાનિ; નુકસાન.
**અકાબર, પુ૦ [આ૦]** ઓધેદાર; પદવીવાળો ગૃહસ્થ.
**અકારત, અ૦ [સં૦ અકાર્ય]** મિથ્યા; ફોકટ; નકામું. ૨ અઘટિત; અયોગ્ય.
**અકારું, વિ૦** અણગમતું; અભાવવાળું; નાપસન્દ.
**અકાળ, પુ૦** યોગ્ય કાળ-સમો નહિ તે; કમોસમ; કરત. ( એ શબ્દ બિજાસાથે જોડાયલો જ વપરાય છે ).
**અકાળમૃત્યુ,** જે સમયે ન થવું જોઈયે તે સમ થયલું મૃત્યુ.
**અકાળવૃષ્ટિ,** કરતે થયલો વર્ષાદ; માવઠું.
**અકિઞ્ચન, વિ૦ [સં૦]** દરિદ્રી; કઙ્ગાલ.
**અકીક, પુ૦ [આ૦]** હલકી કિમ્મતનો રંઙ્ગીન ચળકતો પથ્થર; ખોટો હીરો.
**અકુણ્ઠિત, [ સં૦ ]** તીક્ષ્ણ.
**અકુલીન, વિ૦** નીચાં કુળનું; કુળહીન ( જન ).
**અકૃત, ન૦ [સં૦ અકૃત્ય ]** પાપ. [ કપટવગરનું.
**અકૃત્રિમ, વિ૦ [સં૦]** સ્વાભાવિક; કુદરતી. ૨ સાચું.
**અંકોટી, સ્ત્રી૦ [સં૦ અંકોટ-સોપારીનું** ઝાડ. અંકોટી સોપારીનાં ફાડચાંના આકારની હોય છે ] સ્ત્રિયોને કાને પેરવાનું સોનાનું ગોળ ઘરેણું; ઝુમખાવાળું મોટું લોળિયું.
**અકોવિદ, વિ૦ [સં૦]** અજ્ઞાન; મૂર્ખ.
**અક્કડ, વિ૦ [ હિં૦ અકડ ]** ટટાર; છાતીનો સીનો દેખાડતું એવું એંટેલું-ઊભેલું-ચાલતું (જન). ૨ છાતીના સીનાથી, મૂછના આંકડાથી ને લુગડાંલત્તાથી ભપકો કરનાર; તોરથી રેનાર; છેલ બની ભપકો કરનાર.

**અક્કરમી, વિ૦ [સં૦ અકર્મી. જુ૦ અ-નહિ અથવા** ખરાબ ને કરમી-નસીબદાર ] અભાગિયું; કમનસીબ. ૨ બુદ્ધિ વિનાનું; ઠોઠ. "અક્કરમીના દડિયા કાંણા, અક્કરમી નિશાળિયાને વટાણાં ઘણાં, અક્કરમી માટી બૈયર ઉપર શૂરો," એવી કેવતો છે.
**અક્કલ, સ્ત્રી૦ [આ૦ અકલ]** બુદ્ધિ; સમજ. ૨ ડ્હાપણ. ૩ તર્ક. અક્કલ દોડાવવી-પોંચાડવી-ચાલવી-ગૂમ થવી ઇ૦ એમ, અને અક્કલનો દુશ્મન-સાગરીત-ઊંધો-એમ પ્રયોગમાં વપરાય છે. "અક્કલ બડી કે ભેંસ" એ કેવત છે.
**અક્કલગરો, પુ૦** એક જાતના છોડનું મુળિયું. એ ધાતુપુષ્ટિનાં વસાણાંમાં ગણાય છે. એ તોતડાં માણસની-પોપટની જીભ વાળવાસારુ તેને આપવામાં આવે છે.
**અક્કલમન્દ-વન્ત-વાન, વિ૦ [** અકલ, ને **ફા૦ મન્દ તથા સં૦-વાન્-વન્ત ]** અક્કલવાળું; બુદ્ધિમાન; ૨ ડાયું. ૩ તર્ક ઉઠાવનાર. ૪ હોશિયાર.
**અક્કલ-હોશિયારી, સ્ત્રી૦ [ આ૦ ફા૦ ]** એ બે શબ્દો એકજ અથવા સમ્બન્ધી અર્થમાં- ( અક્કલ ને તેથી આવતી જે હોશિયારી તે ) વપરાય છે.
**અક્કેક-કું, વિ૦** પ્રત્યેક; દરેક. ૨ એક પછી એક.
**અક્ટોબર, પુ૦ [ અં૦ ]** અઙ્ગ્રેજી વર્ષનો દશમો મહિનો-એકતિસ દાડાનો ( આસો-કારતકમાં ).
**અક્રૂર, વિ૦ [ સં૦ ]** દયાળુ; માયાળુ. ૨ કૃષ્ણની માના કાકા તથા તેઓના એક ભક્ત.
**અક્ષ, પુ૦ [ સં૦ ]** રમવાના પાસા. ૨ માળાના મણકારૂપે વપરાતાં કેટલીક જાતનાં બી-રુદ્રાક્ષ, ભદ્રાક્ષ, ઇંદ્રાક્ષ ઇ૦. ૩ પૈડાંની વચમાંનો આંક. ૪ અક્ષિ; આંખ ( કવિતામાં ). ૫ **અક્ષવૃક્ષ.** ૬ ઇન્દ્રી. ૭ રાવણનો પુત્ર. ૮ આત્મા. ૯ જન્મથી આંધળો માણસ. ૧૦ કાયદો.
**અક્ષણિક, [ સં૦ ]** હમ્મેશાં રહેનાર; નાશ વિનાનું.
**અક્ષત, પુ૦ [ સં૦ ]** છાલાંવાળા ચોખા; ભાત; ડાંગેર; સાળ. ૨ સેકેલું અનાજ; ધાણી. અક્ષત છાંટવા-દેવ બ્રાહ્મણને અથવા બ્રાહ્મણે આશીર્વાદ ભણી યજમાનને. અક્ષત ઉતારવા-ભૂત વગેરે આડાંનો સન્દેહ આવ્યાથી શું છે તે ગુણી પાસેથી જાણી લેવાસાર સપડાયલાં માણસનાં માથાંઉપર અનાજના દાણા સાતવાર ફેરવવા ( ને પછી પોટલી બાંધી તે સુતું હોય ત્યાં માથાંતળે મુકવી ).
**અક્ષત, વિ૦ [ સં૦-અ; ક્ષત-ભાંગેલું-તુટેલું-નાશ** પામેલું ] નુકસાન વગરનું; સલામત. ૨ આખું; તુટેલું-ખાંડું થયલું નહિ તે.
**અક્ષય, વિ૦[ સં૦ અ, ક્ષય. ક્ષિ-ઘસાઈ જવું-ખરી** પડવું-થોડે થોડે નાશ પામવો ] નાશ ન પામે તેવું; અભઙ્ગ; હમ્મેશ રે તેવું; અખુટ. અક્ષયકીર્તિ-ભાથા ઇ૦. મનુષ્યને પણ કેવાય કે અક્ષય રો.

**અક્ષય-તૃતીયા,** સ્ત્રી૦ [ સં૦ ] વૈશાખસુદ ત્રીજ. એ દિવસે મુએલાંને નામે બ્રાહ્મણોને પાણીથી ભરેલાં નવાં માટલાં વગેરે આપવામાં આવે છે. [ વાસણ.

**અક્ષય-પાત્ર, ન૦** [ સં૦ ] જેમાંની વસ્તુ કદી ન ખુટે તેવું

**અક્ષયી, વિ૦** [ સં૦ ] **અક્ષય.**

**અક્ષર, પુ૦** [ સં૦ અ, ક્ષર. ક્ષર–પિગળવું-વેરૂં-ખરવું ] મોમાંથી નિકળતો સ્વર–અવાજ; વર્ણ. એ અથવા એઓ એકઠા મળી શબ્દરૂપે એકાદો અર્થ સૂચવેછે. "ગૃહસ્થને મોઢેથી આવા અક્ષર નિકળવા એ ઘટારત તો નહિ." ૨ એ સ્વર–અવાજનું જે ચિહ્ન લખવામાં આવે છે તે; દસકત; હરફ. અક્ષર વાળવા–ઘુંટવા. ૩ ( વ્યાકરણમાં ) સ્વર અથવા સ્વરયુક્ત વ્યઞ્જન.–મૂળાક્ષર, જોડાક્ષર. ૪ ( છઠ્ઠીના લેખના ) " ભસ્મે અક્ષર નાખ્યા ભૂસી" ( શિવાનન્દ ). ૫ ભણવા ગણવાની વિદ્યા– "શત્રુ અક્ષરમાં પૂરો" (ન૦ ક૦); એ અર્થમાં **અક્ષરશત્રુ** શબ્દ પણ છે. ૬ મેણું; ભાર. અક્ષર ઉતારવા–મેણું ટાળવું; માથેથી ભાર ઉતારવો; ઠપકો ન મળે તેવું કરવું. ૭ અવિનાશી ઈશ્વર; બ્રહ્મ.

**અક્ષર, વિ૦** [સં૦] ન ખરે–ક્ષીણ થાય તેવું; અવિનાશી.

**અક્ષરપદ્ધતિ, સ્ત્રી૦** [ સં૦ ] શબ્દોના અક્ષર લખવાની રીત. [ પણ મુકી ન દેતાં.

**અક્ષરશઃ, અ૦** [ સં૦ ] અક્ષરે અક્ષર; એક અક્ષર

**અક્ષરશત્રુ, વિ૦** [ સં૦ ] જેને ભણવાં–લખવાં–વિદ્યા-સાથે શત્રુવટ હોય તે; મૂર્ખ; ઢ. [ આવડે નહિ તે.

**અક્ષરશૂન્ય, વિ૦** [ સં૦ ] જેને કંઈજ ભણતાં લખતાં

**અક્ષરી, વિ૦** [ સં૦ ] અક્ષરનું–વાળું–સમ્બન્ધી. પઞ્ચાક્ષરી મન્ત્ર.

**અક્ષવૃત્ત, ન૦** પૃથ્વિનાં પૃષ્ઠઉપર દોરેલાં જે વૃત્ત–ગોળ લીટી થકી અક્ષાંશ જણાય છે તે.

**અક્ષાંશ, પુ૦**[સં૦] પૃથ્વિનાં પૃષ્ઠઉપર ઉત્તરદક્ષિણ ધ્રુવથી મધ્યભાગે પૂર્વપશ્ચિમ દોરેલો જે ગોળ ( વિષુવવૃત્ત ) તે થકી ઉત્તર અથવા દક્ષિણ દિશાયે હરકોઈ જગાનું જે અન્તર તે.

**અક્ષાણું, અખ્યાણું.**

**અક્ષિ, સ્ત્રી૦** [ સં૦ ] આંખ.

**અક્ષિ-ક, સ્ત્રી૦** [ સં૦ **અક્ષીવ** ] જે ભસ્મ–ખાખ, ગાળેલી હીણી ધાતુમાં મુકવાથી એ સોનું–રૂપું થાયછે તે.

**અક્ષોટ,** [ સં૦ ] અખોડ.

**અક્ષોણી, અક્ષૌહિણી.**

**અક્ષોભ્ય,** [ સં૦ ] સ્થિર.

**અક્ષૌહિણી, સ્ત્રી૦** [સં૦ **અક્ષ**–ગાડી; **ઊહિણી**–સમુદાય ] મોટું સૈન્ય–જેમાં ૧૦૯૩૫૦ પાયદળ, ૬૫૬૧૦ ઘોડા, ૨૧૮૭૦ રથ ને ૨૧૮૭૦ હાથી હોય છે.

**અખડ, વિ૦** વાપરવામાં ન આવતું હોય તેવું–વાસણ કુવો વગેરે.

**અખડદાડા, પુ૦** કંઈ કામ કરવું ગમે નહિ–કંટાળો આવે તેવા દાડા ( ઊનાળાના ).

**અખડાવું, ક્રિ૦ અ૦** અથડાઈ પડવું; નિષ્ફળ થવું. 'જો એવા સ્વાર્થી થયા તો અખડાઈ પડશો.'

**અખડબખડ, વિ૦** ખાડા ખૈયાવાળું; ઢંગ ઢાળ વગરનું.

**અખણ્ડ, વિ૦**[સં૦] આખું; પૂર્ણ; ભાંગેલું–તુટક નહિ તે. ૨ સર્વ કાળ સરખું; હમ્મેશ. અખણ્ડ દીવો. 'અખણ્ડ તપજો તારૂ હેવાતન, તન થજો શૂરા સાત.' (શ) પ્રે.

**અખણ્ડ-સૌભાગ્ય, ન૦** [સં૦] સ્ત્રીનું સૌભાગ્ય–હેવાતન; વૈધવ્યથી ખણ્ડિત ન થતાં સદા રેવું તે.

**અખણ્ડ-સૌભાગ્યવતી, સ્ત્રી૦** [સં૦] અખણ્ડ હેવાતનવાળી સ્ત્રી.–એવો આશીર્વાદ દેવાય છે.

**અખણ્ડિત, વિ૦ ધા૦**[સં૦]ખાંડું ન થયલું તે; વચમાંથી તુટેલું નહિ તે. આખું; પૂર્ણ. ૨ નિરંતર હોય તેવું.

**અખતરૂં, વિ૦** નઠારું; ખરાબ.

**અખતરો, પુ૦** [ ફા૦ ] નવું જાણવાને-શોધવાને-પ્રાપ્ત કરવાને જે જે યુક્તિ કરવી તેમાંની એકેક; પ્રયોગ.

**અખત્તર, વિ૦** મેલું; ગન્દું; નઠારું.

**અખત્તરડાયું, વિ૦** જોઈયે તેથી વધારે ડાયું; દોઢડાયું; આગળ વધારયું બોલનાર.

**અખત્યાર, પુ૦** [આ૦] અમુક કામ કરવા સમ્બન્ધી મળેલી જે સત્તા તે; અધિકાર. [ પણું; ધણીપણું.

**અખત્યારી, સ્ત્રી૦** મળેલી સત્તા–છૂટ. ૨ અધિકારી-

**અખબાર, પુ૦** [ આ૦ ] વર્તમાન; સમાચાર. ૨ વર્તમાન પત્ર. [ છઊં ?'

**અખમ, વિ૦** અસમર્થ. 'હું શું તે કામ કરવે અખમ

**અખર, વિ૦** [સં૦] કોમળ. "અખર નખર પાતે, પૃષ્ઠ જો આ ઘવાતું" ( પ્રે૦ સત્યભામા ).

**અખરામણ, ન૦** દૂધનું દહીં બનાવવા સારુ દૂધમાં જરાક દહીં, છાસ વગેરે ખટાસ મેળવવી તે; મેળવણ; મોરવણ; અઠ્ઠકણુ; આખરણ.

**અખરોટ, ન૦ અખોડ.**

**અખાજ, ન૦** ખાવા જોગ નહિ તે.

**અખાડ, આખાડ.**

**અખાડા, પુ૦** પક્રાઈમાં વાત ઉડાવવી તે; દીઠું ન દીઠું–સાંભળ્યું ન સાંભળ્યું એમ કરી નાખવું તે; ન ગણકારવું–લેખવવું. **અખાડાકાન** પણ કેવાય છે. ૨ નજર ચોરાવી ચાલી જવું; નાસીજવું; સટ્ટીજવું. **અખાડા કરવા** કેવાય છે.

**અખાડી, સ્ત્રી૦ આખાડી.**

**અખાડો, પુ૦** [ હિં૦ ] કસરત કરવાની એકાદી જાહેર જગા;–જોરકુસ્તી કરવાનો–ગાયનનો–અભ્યાસ કરવાનો

અખાડો. ૨ વ્યસનીઓને મળવાનું ઠેકાણું–એ ઘણું-કરીને સાધુઓના આશ્રમમાં હોય છે. ૩ ગોસાંઈમાં જુદા જુદા ભેદ છે તેમાંનો–એકાદો.

**અખાત**, **પુ૦ [ સં૦ અ, આત–ખોદેલું ]** સમુદ્રનો જે ફાંટો જમીન તરફ લાંબો ગયો હોય તે. ૨ તળાવ; સરોવર; કુણ્ડ ( કુદરતી–ખોદાવ્યા વગરનું ).

**અખાત્રીજ**, **સ્ત્રી૦ અક્ષયતૃતીયા.**

**અખાદ્ય**, **વિ૦ [સં૦ અ, ખાદ્ય. ખાદ–ખાવું ]** ખાવા જોગ નહિ–ખાઈ શકાય નહિ તે.

**અખિલ**, **વિ૦ [સં૦ અ, ખિલ–જુદુંપડેલું]** આખું; પૂર્ણ; સઘળું; સર્વે. "અખિલ વિશ્વમાં કૃત્ય તાહરાં" (ન૦ કા૦ ).

**અખુટ**, **વિ૦** ખુટે–ઘટે નહિ તેવું ( ભણ્ડાર ).

**અખે**, **અક્ષય.**

**અખેતીજ**, **અક્ષયતૃતીયા.**

**અખેનોમ**, અક્ષય નવમી–કારતકસુદ નોમ.

**અખેપાત્ર**, **અક્ષયપાત્ર.** [ ળ ( સુકોમેવો ).

**અખોડ**, **ન૦ [ સં૦ અક્ષોટ–ડ ]** એ નામનું ઝાડ–ફ-

**અખોવન**, **વિ૦ [સં૦ અક્ષયવન]** જેનું એકપણ છોકરું મુએં ન હોય તેવી સૌવાસણ સ્ત્રી. "અખોવન ફોઈબેનની ફોઈ". જેને સન્તાન, સમૃદ્ધિ ઈ૦ નું સુખ હોય તેવી. " અખોવન નાની બેનની ધાટડી " ( એ વાક્યો બૈરાંનાં ગીતમાંનાં છે ).

**અખ્ખેર**, **અક્ષર.**

**અખ્યાણું**, **ન૦** હરેક શુભકારજને આરમ્ભે શકુનમાં જોષી–ગોર–મેતાજી–માળી–ઢોલી–હજામ વગેરેને જે ભેટ–બક્ષીસ આપવામાં આવે છે તે. અખ્યાણાંમાં ઘણુંકરીને ઘઊં, નાળિયેર, સોપારી, કંકુ, વસ્ત્ર, ગોળ-ધાણાં અને કંઈ નાણું એ હોય છે.

**અગ**, **પુ૦ [ સં૦ ]** પર્વત. ૨ સૂરજ. ૩ સાપ. ૪ ઝાડ.

**અગચ્છ**, **પુ૦ [ સં૦ ]** ઝાડ.

**અગડબમ્બ**, **વિ૦** એડી બાંધણીનું પણ સજ્જીન જાડું દુણ્ડાળું ( જન ).

**અગડમ્બગડમ**, **ન૦** ભલીવાર વનાનું–સમજાય નહિ તેવું બોલેલું–લખેલું હોય તે. ૨ ગરબડસરબડ; સેળ-ભેળ; ગોળોપિણ્ડાળો.

**અગણિત**, **વિ૦ ધા૦ [ સં૦ ]** જેની સઙ્ખ્યા ગણાઈ ગણાતી નથી તે; અસઙ્ખ્ય; પુષ્કળ; અમાપ.

**અગણું**, **વિ૦** તીજું. ' અગણું ને મંગળ વરતીયુંરે ( બૈરાંનાં ગીત ).

**અગણોતરો**, **પુ૦** સંવત ૧૮૬૯ માં આખાં ગુજરાત કાઠિયાવાડમાં પડેલો જે મોટો દુકાળ તે.

**અગણોતેર**, **વિ૦ [સં૦ એકોનસપ્તતિ. હિં૦ ઉનહત્તર]** સિત્તેરમાં એક ઓછો એટલી જે સઙ્ખ્યા તે–૬૯.

**અગત**, **અગત્ય.**

**અગતસર**, **અ૦** જરૂરતે લીધે.

**અગતિ**, **સ્ત્રી૦ [ સં૦ અ, ગતિ–સદ્ગતિ ]** અવગતિ; અસદ્ગતિ; હીણયોનિ; નરક.

**અગતિક**, **વિ૦ [સં૦ ]** સાધન વિનાનો.

**અગત્ય**, **સ્ત્રી૦ [સં૦ અ, ગતિ. ગમન–માર્ગ]** ( જેના વિના આગળ જવાય નહિ તેવું એટલે બીજો રસ્તો નહિ). જરૂરિયાત; ગરજ. ૨ દરકાર; તમા.

**અગત્યનું**, જરૂરનું; કામનું; ઉપયોગી.

**અગથિયો**, **પુ૦ [સં૦ અગસ્તિ]** એક જાતનું ઝાડ. એનાં ફૂલ શ્રાદ્ધમાં કામ આવે છે; એનાં ફૂલ સીંગનું અથાણું તથા શાક થાય છે. [ ઔષધ.

**અગદ**, **વિ૦[ સં૦ ]** તંદુરસ્ત. ૨ **પુ૦** તંદુરસ્તી. ૩ દવા;

**અગદુણી**, **સ્ત્રી૦** એક ઝાડ, અવળ-કુણ્ટી.

**અગન** **સ્ત્રી૦ [ સં૦ અગ્નિ ]** અતીસ ગરમીથી થતી અસર; બળતરા; આગ; લાય; ઝાળ.

**અગમ**, **વિ૦ અગમ્ય.** [ પર્વત; ઝાડ.

**અગમ**, **સ્ત્રી૦** ભવિષ્ય; ભાવી; હોનાર; થવાનું તે. ૨ **પુ૦**

**અગમચેતી**, **પુ૦** હોનાર વિષે આગળથી ચેતવાની શક્તિ–સમજ.

**અગમદોરો**, **પુ૦** સવારીના ઘોડાને હાંસડીને ઠેકાણે બનાતની બેસેરી ચીપનો જે સણગાર હોય છે તે.

**અગમનિગમ**, **સ્ત્રી૦ [ સં૦ આગમ–**આરમ્ભ-ઉત્પત્તિ અને **નિર્ગમ–**પરિણામ-અંત. ] આગળપાછળનું તે; આરમ્ભ ને અન્તનું તે. ઉદ્ધત મનુષ્ય અગમનિગમનો લેશ વિચાર કરતો નથી.

**અગમપચ્છમ**, **સ્ત્રી૦ અગમનિગમ** શબ્દ જોવો.

**અગમબુદ્ધિ**, **સ્ત્રી૦ [સં૦ અગમ્ય, બુદ્ધિ]** અગમ્ય–હોનાર વિષે આગળથી જાણવાની–વિચાર કરવાની જે શક્તિ તે. **વિ૦** આગળથી જાણનાર-વિચારનાર.

**અગમબુધિયું**, **વિ૦ અગમબુદ્ધિ.** એનું ઉલટું **પશ્ચિમ બુધિયું.**

**અગમ્ય**, **વિ૦ [ સં અ, ગમ્ય. ગમ–**જવું ] જવાય-પોચાય–સમજાય નહિ તે. ૨ જવાને યોગ્ય નહિ તે.

**અગમ્યાગમન**, **ન૦ [ સં૦]** જેનીસાથે ન કરવો જોઇયે તેનીસાથે જે સમ્ભોગ કરવો તે.

**અગર**, **ન૦ સં૦ [અગરુ–અગુરુ]** એક જાતનું હલકું સુગન્ધિવાળું લાકડું. " અગર ચંદનના ઢોલિયા." ૨ [**સં૦ આકર**-ખાણ] મીઠું પકવવાની દરિયા કાંઠાની જગા.

**અગર**, **અ૦ [ ફા૦]** જો; કદાપિ; 'અગર તેમ બન્યું તો.' ૨ અથવા; ' તે અગર તું આવજે.' ૩ પણ; તમે તેમ કહોછો અગર મારો વિચાર આમ છે.'

**અગરશે,** અ૦ [ ફ્રા૦ ] જો; જોકે; જોપણ.

**અગરબત્તી,** સ્ત્રી૦ અગર કપૂર અને બિજા સુગન્ધી પદાર્થનો ચૂરો લગાડેલો એવી જે સળી તે; ધૂપસળી.

**અગરાડા,** પુ૦ જુવાર બાજરીના કસણાં વગરના જે લીલા સાંઠા તે ( સુકાને કડબ કહે છે ).

**અગરિયો,** પુ૦ મીઠું પકવનાર.

**અગલ,** સ્ત્રી૦ ગિલિદણ્ડે–લખોટીયે રમવામાં એક નિશાની દાખલ જમીનમાં જે આછો–છાછરો ખોદેલો ખાડો તે; બદી; ગબી. [ ડાસ; અડચણ.

**અગવડ,** સ્ત્રી૦ એક ઠેકાણે ઘણાંનું ન માવું તે; સંકડ-

**અગવાડું,** ન૦ આગલો ભાગ. "આગળ અગવાડું ને પાછળ પછવાડું" એમ બોલાય છે.

**અગવો,** પુ૦ રસ્તો દેખાડનારો; ભોમિયો; વળાવો. "તું સત્ય અગવો આગળ કરે, તે પુંઠે જો તું સંચરે" ( અખો ).

**અગસ્ત,** પુ૦ [ સં૦ અગસ્તિ–સ્ત્ય ] એ નામના ઋષિ. ૨ એ નામનો તારો. **અગસ્તના વાયદા,** પુ૦ લાંબો ખોટો વાયદો. 'ભાઈ તારા તો અગસ્તના વાયદા છે.'

**અગાઉ,** અ૦ [ હિં૦ ] ગયલા વખતમાં; પેલાં; અસલ. ૨ પેલે; પ્રથમ; આગળથી.

**અગાઉથી,** અ૦ ઠરવેલા વખતની પેલાં; આગમજથી. ૨ આરમ્ભથી; પ્રથમથી.

**અગાડી,** અ૦ ગયા વખતમાં; પેલાં. 'અગાડી એમ બન્યું છે.' ૨ પ્રથમ; આગળથી. 'અગાડી જા.' ૩ 'પાસે; આગળ; સામાં. 'મારી અગાડી બેસ.' ૪ અન્તરમાં વધારે. 'તે તેનાથી અગાડી નિકળી ગયો.' ૫ આવતો કાળ; ભવિષ્ય. 'અગાડી એમ થવાનું છે.' [ દોરડાં.

**અગાડીપછાડી,** સ્ત્રી૦ ઘોડાને ગળે ને પગે બાંધવાનાં

**અગાડીપછાડી,** અ૦ સામે ને પુઠે; આગળ ને પાછળ.– 'અગાડી પછાડી જોઈને ચાલજે.'

**અગાત,** અ૦ આગળના વખતમાં. ૨ પ્રથમ; પેલે.

**અગાધ,** વિ૦ [ સં૦ અ; ગાધ–થોભવું ] તળિયું ન માલમ પડે તેવું; ઘણુંજ ઉંડું; અપાર.

**અગાર,** ન૦ [ સં૦ ] ઘર.

**અગાસિયા,** વિ૦ [ આકાશ ઉપરથી આકાશિયા ને પછી અગાસિયા ] જેમાં કુવા તળાવનાં પાણીથી નહિ પણ માત્ર વર્ષાદથીજ પાક થતો હોય તેવી–ડાંગેરના વાવેતર વગેરેની જમીન. 'અગાસિયા ક્યારડા.'

**અગાસી,** સ્ત્રી૦ [ સં૦ અવકાશ–આકાશ ઉપરથી ] ઘરના આગલા પાછલા ભાગમાં ઊંચે છાપરાં વનાની ખુલ્લી છોબન્ધની જે સપાટ ભોંય તે; ધાબું. ૨ યોનિ. અગાસી ફાટવી–સ્ત્રીને અટકાવ આવવો ( એ સંકેતાર્થ પ્રયોગ અસભ્ય છે પણ વપરાય છે ).

**અગાસું,** વિ૦ નહિ સરખું; આઘું; દૂર; ખાલી; 'કુસ ૨યતે મારી કીધું સગપણ અગાસું.'

**અગાસો,** વિ૦ ઉઘાડો; ખુલ્લો. [ ખબર; સાવચેતી.

**અગાહી,** સ્ત્રી૦ [ હિં ] ભવિષ્યમાં થવાનું તે. ૨ ખ-

**અગિયાર,** વિ૦ [ સં૦ એકાદશ ] દશ ને એક; ૧૧.

**અગિયારમું,** ન૦ મરણ પછી જે અગિયારમો દાડો તે. ૨ એ દિવસે મરનારની પછવાડે જે ક્રિયા કરવાની તે.

**અગિયારસ,** સ્ત્રી૦ [ સં૦ એકાદશી ] પખવાડિયાંનો અગિયારમો દાડો. ૨ એ દિવસે પાળવાનું જે વ્રત તે.

**અગિયારા,** પુ૦ વીસ આંકમાંનો એક. ૧૧ ને ૧૧ એ, ૧૨ ને ૧૨ એ, ૧૩ ને ૧૩ એ ગુણેથી જે અઙ્કો આવે તેનું કોષ્ટક; વડોએકા. ૨ અગિયારા ગણવા એટલે નાસી જવું–સટ્ટી જવું.

**અગિયારી,** સ્ત્રી૦ [ સં૦ અગ્ન્યાગાર. અગ્નિ; અગાર–આગાર–સ્થળ ] જ્યાં પારસીયો બન્દગી કરવા તથા ધરમની ક્રિયા કરવા જાય છે તે જગો. ૨ વીસ આંકમાંનો એક.–૧૧ ને ૧૧ એ–૧૨ એ–૧૩ એ ગુણેથી જે અઙ્કો આવે તેનું કોષ્ટક.

**અગીઅર,** પુ૦ અજગર.

**અગુણી,** વિ૦ [ સં૦ ] ગુણ–પાડ ન માને તે; અનુપકારી. ૨ જેનામાં ગુણ ન હોય તે; મૂર્ખ.

**અગુસ,** વિ૦ [ સં૦ ] પ્રગટ; ઉઘાડું; જાહેર.

**અગુવો,** પુ૦ અગવો.

**અગોચર,** વિ૦ [ સં૦ અ; ગોચર. ગો–ઇન્દ્રી ને ચર જવું ] ઇન્દ્રીયોથી પોંચી ન વળાય તેવું; ન સમજાય તેવું; અદૃશ્ય; અલક્ષ્ય.

**અગોપ,** વિ૦ અદર્શ; ગુપ્ત. 'અશ્વ બેહુ અગોપ થયા.'

**અગ્નિ,** પુ૦ [ સં૦ અઙ્ક–ચિહ્ન કરવું ] વસ્તુમાંથી જે પ્રકાશ તથા ઉષ્ણતા બાર પડી દેખાય છે–લાગે છે તે; દેવતા; વહ્નિ. ૨ પ્રકાશ ઉષ્ણતાનો અધિષ્ઠાતા દેવ. ૩ જઠરાગ્નિ. ૪ પઞ્ચતત્વમાંનું તેજ તત્વ. ૫ અગ્નિકોણ. ૬ અગ્નિકોણનો અધિષ્ઠાતા દેવ.

**અગ્નિકાષ્ઠ,** પુ૦ [ સં૦ ] બળતાં લાકડાં. અગ્નિકાષ્ઠ ભક્ષણ કરવાં એટલે ચિતા ખડકી બળી મરવું ( એ વાક્ય પુરાણ–પ્રાકૃત કવિતામાં વપરાયું છે ).

**અગ્નિકુણ્ડ,** પુ૦ [ સં૦ ] યજ્ઞ–હોમને માટે અગ્નિ રાખવાસારુ ભોંય ખોદી ચારે બાજુએથી ચણી લિંપેલો જે ખાડો તે.

**અગ્નિકુમાર,** પુ૦ [ સં૦ ] એ નામનું એક રસાયન–ઔષધ; વૈદ્યની એક માત્રા.

**અગ્નિકોણ,** પુ૦ [ સં૦ અગ્નિ; કોણ–ખુણો ] દક્ષિણ ને પૂર્વ એ બેની વચમાંનો ખુણો–પ્રદેશ.

**અગ્નિક્રીડા,** સ્ત્રી૦ [ સં૦ ] આતશબાજી; રોશની.

**અગ્નિગર્ભ,** પુ૦ એક જાતનું રત્ન જેમાં સૂર્યની ગરમી હોય છે.

**અગ્નિગર્ભા,** સ્ત્રી૦ [ સં૦ ] પૃથ્વી.

**અગ્નિગૃહ,** ન૦ [ સં૦ ] પવિત્ર અગ્નિ રાખવાની જગા.

**અગ્નિદાહ,** પુ૦ અગ્નિયે મુડદાંને બાળવું તે.

**અગ્નિદિવ્ય,** ન૦ તપાવેલાં લોખંડથી તપાસ કરવાની એક પ્રાચીન રીત. [ નીકળવું તે.

**અગ્નિપરીક્ષા,** સ્ત્રી૦ અગ્નિમાં પડી પાછાં વગર દાઝે

**અગ્નિમાંદ્ય,** ન૦ ભુખ ન લાગવી તે; અપચો.

**અગ્નિસંસ્કાર,** પુ૦ એકાદી વસ્તુને અગ્નિથી વિધિયુક્ત સંસ્કાર કરવો તે. ૨ મુડદાંને બાળવું તે.

**અગ્નિહોત્ર,** ન૦ [અગ્નિ; હોત્ર-હોમવાના પદાર્થ. હુ-હોમ કરવો ] પરણેલા બ્રાહ્મણે જીવતાં સુધી રાત્રદિવસ અગ્નિને સતેજ રાખવો તે તથા સાંજસવાર સ્ત્રીસહવર્તમાન તેને હોમથી પ્રસન્ન રાખવો એ જે કર્મ તે.

**અગ્નિહોત્રી,** પુ૦ [સં૦] અગ્નિહોત્ર રાખનારો બ્રાહ્મણ.

**અગ્ન્યાસ્ત્ર,** ન૦ [ સં૦ અગ્ન્યસ્ત્ર. અગ્નિ; અસ્ત્ર ] જે અસ્ત્ર-મંત્રબાણ મુકવાથી અગ્નિ વરસે ને જેનાપર પડે તેને બાળી નાખે તે અસ્ત્ર.

**અગૂઢ,** [ સં૦ ] ખુલ્લો; ચોખ્ખો. [ છેડો; અણી.

**અગ્ર,** ન૦ [સં૦ અગ-જવું ] છેક આગલો ભાગ; ટોંચ;

**અગ્ર,** વિ૦ મુખ્ય; પેલું; શ્રેષ્ઠ. ૨ આગલું; બારપડતું; અ૦ આગળ; મોખરે.

**અગ્રાસન,** પુ૦ [ સં૦ ] આગલી બેઠક; મોટા ગૃહસ્થને માનપૂર્વક અપાતી બેઠક. [ ગણાય તેવું.

**અગ્રગણ્ય,** વિ૦ [ સં૦ ] સહુથી પેલું અથવા આગલું

**અગ્રજ,** વિ૦ પુ૦ [ સં૦ અગ્ર; જ-જન્મેલું ] પ્રથમ જન્મેલો; સહુથી વડો ભાઈ. ૨ બ્રાહ્મણ.

**અગ્રભાગ,** પુ૦ આગલો-બારપડતો ભાગ. સૈન્યનો અગ્રભાગ એટલે હરોળ, સોયનો તે તેની અણી; પર્વતનો તે તેનું શિખર ઇ૦.

**અગ્રવર્ત્તી,** અગ્રસર. [ પડનાર. ૩ મુખી; અગ્રેસર.

**અગ્રવાદી,** વિ૦ પ્રથમ વાદ ફાડનાર. ૨ વાદમાં આગળ

**અગ્રસર-ગ્રેસર,** વિ૦ [સં૦ અગ્ર; સર-જનાર ] મુખી; આગેવાન; ઊપરી; પેલ કરનાર; દોરનાર.

**અગ્રાહ્ય,** વિ૦ [ સં૦ ] નહિ ગ્રહણ કરવા યોગ્ય (વસ્તુ).

**અઘ,** ન૦ [ સં૦ અઘ-પાપ કરવું એ ઉપરથી ] પાપ; દોષ. ૨ સંકટ; અઘ-શિકારી ( પ્રેમાનંદ ).

**અઘટતું,** વિ૦ [ સં૦ અઘટિત ] ઘટતું નહિ તે; અયોગ્ય; નાલાયક. ૨ ન બને તેવું.

**અઘટમાન,** વિ૦ [ સં૦ ] ન બને તેવું.

**અઘટિત,** વિ૦ [ સં૦ ] નહિ ઘટિત.

**અઘણિયો,** પુ૦ અઘરણીરાતનો વર.

**અઘરણી,** ન૦ [ સં૦ અગૃહિણી અથવા અગ્રણી ઉપરથી હશે ] સ્ત્રીસમ્બન્ધી એક રુડો અવસર; સીમન્ત-પ્રથમ જ ગર્ભ રહ્યો હોય તેવી સ્ત્રીપાસે સાતમે મહિને ગર્ભ સમ્બન્ધી શાસ્ત્ર પ્રમાણે કેટલુંક કર્મ કરાવવામાં આવે છે ને એ વેળા તે અનેક પ્રકારનાં વસ્ત્રાભૂષણનો લાવો લેછે ને સગાં સમ્બન્ધી પણ રીત વરા કરવામાં માલે છે.

**અઘરાળો,** પુ૦ ખરેટો; ડાઘો-શરીર વાસણ ઉપર.

**અઘરું,** વિ૦ [ સં૦ અગ્રાહ્ય ] શ્રમથી થાય-મળે તેવું; મુશ્કેલ; કઠણ; દુર્લભ.

**અઘવું,** ક્રિ૦ અ૦ પેટમાંનો મળ પાછલી વાટે બાર કાડવો; ઝાડે જવું-ફરવું-બેસવું; દિશાયે-જઙ્ગલ-ખરચુ-બન્દર-કળશિયે-પાદર-વાડામાં જવું.

**અઘહારી,** પુ૦ [ સં૦ ] પાપ હરણકરનાર ઇશ્વર.

**અઘાટ,** પુ૦ વેચેલી-ઇનામી જમીનની પાસે તે મતલબનો કોતરેલો જે પથ્થર તે.

**અઘાટિયું,** ન૦ પોતાનો હક ઉઠાવી લઈ જે ખેતર-જમીન બિજાને વેચાણ આપેલી તે; વેચાણિયું.

**અઘાડો,** વિ૦ જુનો; લાંબા વખતનો; નવો આપ્યા પેલાંનો. "ગોળ અઘાડો વાવડીંગ" ( રાજવિદ્યાભ્યાસ ).

**અઘાણ,** ન૦ પેટનો મળ બાર નિકળવો તે; ઝાડો; દસ્ત.

**અઘાણું,** વિ૦ અઘવાની આઝત થઈ હોય તેવું (જન).

**અઘાત,** અગાધ "છાંછળમાછળની નહિ વાત, એ તો રમવી વાત અઘાત" ( અખો ).

**અઘામણ,** સ્ત્રી૦ વારેઘડિયે અઘાઈ જવાય તે રોગ; ઝાડો લાગવો તે; પેટ છુટી જવાં તે; છેરાટું.

**અઘાયુ,** પુ૦ પાપ રૂપી જીવતરવાળો ( જીવ ).

**અઘાર,** સ્ત્રી૦ પક્ષીની વિષ્ટા.-કેટલાંએક જિવડાંની પણ અઘાર કેવાય છે.

**અઘારો,** પુ૦ અઘામણ. [ ભાગી રેતો એવો એક છોડ.

**અઘેડો,** પુ૦ બીની જગોએ ઉગતો ને ભાંયસાથે જ વ-

**અઘોક,** સ્ત્રી૦ વારે વારે અઘવું ઓકવું થયાં કરે તે; કોગળિયું; કોલેરો; મરકી.

**અઘોર,** સ્ત્રી૦ શ્વાસ ચાલતો હોય એવાં મરનારને જે બેભાનપણું આવ્યું હોય તે.

**અઘોર,** વિ૦ [સં૦] ભયંકર; બિયામણું (વન). ૨ અતિ દુષ્ટ; ઘાતકી (કર્મ-પાપ). ૩ ઘણુંજ મોટું; ગાઢ (નિદ્રા).

**અઘોરી,** વિ૦ જેને ને જેનાં કર્મને જોઈ ભય લાગે-ચિતળી ચડે તેવું ( જન )-અઘોરી બાવા. એ, એક હાથમાં માણસની ખોપરી મળ-મૂત્રથી ભરી રાખે છે બિજા હાથમાં ધગધગતી સગડી રાખે છે ને નાગા રેછે. એ ઘણાજ મલીન હોય છે અને માણસનાં હાડકાં ચામડાં ચુંસે છે તથા માંસ ખાય છે. ૨ અઘોરીની પેઠે જે ઘણું જ ઉંઘ્યાં કરે તે.

**અઙ્ક,** પુ૦ [ સં૦ અઙ્ક-ચિહ્ન કરવું ] ચિહ્ન; નિશાની. ૨ સઙ્ખ્યાનું ચિહ્ન; આંક; આંકડો. ૩ ખોળો; ઝાંઘનો

થાપો. ૪ નાટકનો એક ભાગ-પ્રકરણ ( અઙ્કના ભાગ તે પ્રવેશ કેવાય છે ). ૫ સ્ત્રી૦ આલિઙ્ગન; બાથ. " સમજી અઙ્ક ભરી અલબેલડેજી " ( દયારામ ). ૬ પ્રસિદ્ધિમાં ગણના; ટેક; વટ. " વરણ સહુથી રંક, અંક રાજાથી ઝાઝો " ( સામળ ).

**અઙ્કગણિત, ન૦** અઙ્ક-આંકડા વડે જે ગણિત થાય તે ( અક્ષરથી થાય તે બીજગણિત ). આંકડા માંડી ગણિત કરવાની જે વિદ્યા તે. અઙ્કગણિતના બે મુખ્ય ભાગ છેઃ પૂર્ણાઙ્કગણિત ને અપૂર્ણાઙ્કગણિત.

**અઙ્કપાલી, સ્ત્રી૦** ભેટવું તે; કોટી.

**અઙ્કવિદ્યા, સ્ત્રી૦** અઙ્કગણિત. [ કરાવવું. ૨ લીટી દોરાવવી.

**અઙ્કાવવું, ક્રિ૦ [સં૦]** પરખાવવું; કસ કઢાવવો; મૂલ

**અઙ્કિત, વિ૦ ધા૦ [ સં૦]** નિશાની થયલી હોય તેવું; ચિહ્ન-છાપવાળું મુદ્રાઙ્કિત-બીબાંથી છપાયલું. ૨ ગુણ કર્મ ઇ૦ થી ઓળખાયલું. એ શબ્દ બિજા સાથે બહુધા જોડાયછે. નામાઙ્કિત, આજ્ઞાઙ્કિત, પુણ્યાઙ્કિત ઇ૦ [નાટક.

**અઙ્કી, વિ૦** અઙ્કછે-પાડયાછે જેના તેવું. પઞ્ચાઙ્કી-સપ્તાઙ્કી

**અઙ્કુર, પુ૦ [ સં૦ અઙ્ક-ચિહ્ન કરવું ]** બીનો ભાંયમાંથી પ્રથમજ ઊપર ફૂટી નિકળી દેખાતો જે અવયવ તે; ફણગો. ૨ (લાક્ષણિક) મૂળ; ઊત્પત્તિ; હેતુ; મર્મ. 'તે વાતનો અઙ્કુર કંઈ જણાતો નથી.' ૩ ઝીણા નિમાળા; રૂઆં. 'તેને મૂછના અઙ્કુર ફૂટવા માડયાછે.'

**અઙ્કુશ, પુ૦ [ સં૦ અઙ્ક-ચિહ્ન કરવું ]** હાથીનાં માથામાં મારવાનું માવતનું હથિયાર. એ, લોઢાંનો એકપાસથી વાળેલો આંકડો હોયછે. 'ઘોડાને લગામ ને હાથીને અઙ્કુશ.' ૨ ( લાક્ષણિક ) અટકાવ; ડાબ; બન્ધન. 'તેને માથે કોઇનો અઙ્કુશ નથી.'

**અઙ્કે,** અઙ્ક-આંકડામાં ( આટલા છે એવું અક્ષરે લખવામાં આવેછે કે કોઈ, આંકડામાં ફેરફાર ન કરે). ૧૦) અઙ્કે દશ. [ હોય તેવું. ૨ હારદોર; હારોહાર.

**અઙ્કોડાબન્ધ, વિ૦** અઙ્કોડા એક બીજાસાથે વળગાડેલા-

**અઙ્કોડો, પુ૦** કણ્ઠી-કન્દોરા-સાંકળાં વગેરેનો એકેક આંકડો.

**અઙ્કોર, પુ૦** અઙ્કુર. [ વપરાયછે.

**અઙ્કોલ, ન૦** એ નામનું ઝાડ-ફળ. એ ઔષધમાં

**અઙ્કોલિકા, સ્ત્રી૦ [સં૦]** ભેટવું તે.

**અઙ્કોશ, પુ૦** અઙ્કુશ.

**અઙ્ગ, ન૦ [ સં૦ અઙ્ગ-ચિહ્ન** કરવું એ ઊપરથી અથવા કોઈ મતે અઙ્ગ-જવું એ ઊપરથી ] માંસ રુધિર અસ્થિ ચર્મ ઇ૦ થી બનેલો જે ઘાટ તે; શરીર; કાયા; જાત; બદન. ૨ માથું અને ટાંટિયા અથવા પુંછડી એ બેની વચમાંનું જે શરીર તે. ૩ એકાદા ઘાટ-શરીરના જે ભાગ-અવયવ તેમાંનો જે એકેકો તે. ૪ ઘણુંજ કામનું એવું સહાયકારી-મદદનીસ. 'તે તો મારું અઙ્ગ છે.' ૫ બાજુ; દિશા. ૬ વેદને આધારે રચાયલા છ મુખ્ય વિષય તે ( વેદનાં છ અઙ્ગ કેવાય છે-શિક્ષા, કલ્પ, નિરુક્ત, વ્યાકરણ, છન્દ ને જ્યોતિષ ). ૭ કર્મનો ગૌણ ભાગ-વિવાહમાં હોમ એ પ્રધાનકર્મ ને બિજાં કર્મ તે અઙ્ગ છે. ૮ જાત; પણડ; ખુદપણું. 'તે દોષ તેને અઙ્ગે છે.' અઙ્ગઊપર આપવું એટલે તેની જાત ઊપર-તેની પ્રતીત ઊપર; ( માલ રાખીને નહિ ). અઙ્ગ વળવું-કસરતથી અથવા ખોરાકથી શરીર ભરાવ ને તેજસ્વી દેખાવું. 'અઙ્ગ ભરાવું-તાવ આવવો.' અઙ્ગ વાળવું-કસરતથી શરીરનો બાંધો આણવો. અઙ્ગ મરડવું-આળસ ખાવું. ૯ બંગાળ દેશ. [ કરવો તે.

**અઙ્ગઉદ્ધાર, પુ૦ [ સં૦ ]** તીર્થસ્નાનથી અઙ્ગનો ઉદ્ધાર

**અઙ્ગઉધાર, વિ૦** મિલકત-માલ-જનસ સાનમાં રાખીને નહિ પણ વચન-શાખ ઊપર અથવા ચિટ્ઠિ લખાવી લઇને ધીરેલું-નાણું; એ શબ્દ નાણાંનેજ લાગે છે-જનસ ઇસ્ટેટને નહિ. [ મનની ઊલટ-હોંસ.

**અઙ્ગઉમઙ્ગ, પુ૦** પોતાની જાતનો ઉમઙ્ગ; શરીર તથા

**અઙ્ગકાઠી, સ્ત્રી૦** શરીરનું વાન; બાંધો.

**અઙ્ગદ, પુ૦** બાજુબંધ ૨ એ નામનો વાનર; રામનો દાસ.

**અઙ્ગદવિષ્ટિ, સ્ત્રી૦** અઙ્ગદે કરેલો રાવણ સાથનો સંવાદ.

**અઙ્ગદશિષ્ટાઈ, સ્ત્રી૦** કામ કાઢીલેવાસારુ ડાહી ડાહી વાતો કરી સમજાવવું તે.-અઙ્ગદે રાવણની આગળ કરયું હતું તેમ. [ સ્ત્રી.

**અઙ્ગના, સ્ત્રી૦ [ સં૦ ]** સ્ત્રી; સુન્દરી; કામિની. ૨ પોતીકી

**અઙ્ગનું, વિ૦** જાતનું; પોતીકું; ગાંઠનું. ૨ ખાતરી-પતીજનું. [ ન આવે).

**અઙ્ગબળ, ન૦** શરીરનું બળ-જોર ( એમાં બુદ્ધિબળ

**અઙ્ગમર્દન, ન૦ [ સં૦]** શરીરને સારીપઠે ચોળાવવું તે.

**અઙ્ગરખો, પુ૦ [ સં૦ અઙ્ગરક્ષક ]** પુરુષને શરીરે પેરવાનું સિવેલું વસ્ત્ર-ગળાંથી તે ઘુંટણ લગીનું. **અઙ્ગરખું** પણ કેવાય છે. બાળક છોકરાનું **અઙ્ગરખું** તે **અઙ્ગરખી.** [ અરગજા ઇ૦ ના ] જે લેપ કરવા તે.

**અઙ્ગરાગ, પુ૦ [ સં૦ ]** શરીરે સુગન્ધિના ( ચન્દન

**અઙ્ગરેજ, પુ૦** ઇઙ્ગલણ્ડ દેશનો વતની.

**અઙ્ગરેજી, વિ૦** ઇઙ્ગલણ્ડ દેશ સમ્બન્ધી. ૨ અઙ્ગરેજનું રાજ ( જેમ મોગલાઈ તેમ અઙ્ગરેજી ).

**અઙ્ગવસ્ત્ર, ન૦ [ સં૦ ]** ઓઢવાનું વસ્ત્ર-ધોતિયું, પિછોડી, ખેસ. સુતીવેળા ઓઢવાનું વસ્ત્ર તે અને પ્રસઙ્ગે શાલ શેલાં ઓઢવામાં આવે તે અઙ્ગવસ્ત્ર ન કેવાય. ૨ રાખેલી સ્ત્રી.

**અઙ્ગરોગ, પુ૦ [ સં૦ ]** ભૂત પિતર આડે આવેથી રોગ થયલો મનાયછે તે નહિ પણ કેવળ શરીર સમ્બન્ધીજ જે રોગ તે. [ ભાખરીઓ.

**અઙ્ગાખરાં, ન૦** અઙ્ગારામાં સેકાઇને ખરી થયલી

**અઙ્ગાખરી, સ્ત્રી૦** અઙ્ગારામાં સેકાયલી ભાખરી.

**અઙ્ગાઙ્ગિ, ન૦** અઙ્ગ-અવયવ અને અઙ્ગિ-જેનાં અઙ્ગ હોય તે. [ "ઉઠયો કુળઅઙ્ગાર." ૨ મઙ્ગળ-ગ્રહ.

**અઙ્ગાર, પુ૦ [ સં૦ ]** અઙ્ગારો; ના; બટ્ટો લગાડનાર,

**અઙ્ગારવું, ક્રિ૦[સં૦]** અપવિત્ર થયેલાં વાસણને પવિત્ર કરવાસારુ અઙ્ગારામાં તપાવવું ( તપાવવાને બદલે હાલ વાસણમાં અઙ્ગારા નાંખી પાછા કાઢી લેવાનો ચાલ છે).

**અઙ્ગારિકા, સ્ત્રી૦ [ સં૦ ]** શેરડીનો સાંઠો, કાઇ મહિનાની વદચતુર્થી સંકષ્ટી મંગળવારે આવે તે.

**અઙ્ગારિયું, ન૦** કાજળી પડેલી એવો જુવારનો છોડ; આંજિયું. ૨ આંજિયાંની જુવાર.

**અઙ્ગારી, સ્ત્રી૦** જેમાં અઙ્ગારા હોય તે સગડી.

**અઙ્ગારો, પુ૦ [ સં૦ અઙ્ગાર. અઙ્ગ-ચિહ્ન કરવું ]** ધૂમાતો નહિ પણ ધગધગતો અગ્નિ-કોયલો- ના.

**અઙ્ગિયું, ન૦** બાળકને પેરવાનો બાંય વગરનો કબજો.

**અઙ્ગિયો, [ સં૦ અઙ્ગિકા ]** બાંય વગરનું કેડ લગી આવતું સ્ત્રીને પેરવાનું વસ્ત્ર; પેટી. [ સમ્બન્ધી.

**અઙ્ગી, વિ૦[સં૦]** જેને-જેનાં અઙ્ગ છે તે. ૨ પોતીકું;

**અઙ્ગીકાર, પુ૦ [ સં૦ ]** પોતાનું કરવું તે; પોતીકું છે એમ માની ગ્રહણ કરવું તે. ૨ વસ્તુનો સ્વીકાર અથવા જનનો અનુગ્રહ.

**અઙ્ગીકૃત, વિ૦ [ સં૦ ]** સ્વીકારેલું; કબૂલ કરેલું.

**અઙ્ગીઠી, સ્ત્રી૦** સોનીની સગડી. કુંડામાં રાખ ભરી એ ઉપર વચમાં જગો રાખી ફરતી ઈંટ ( પગા ) ગોઠવી હોય છે ને એ વચ્ચેની જગામાં કોયલા સળગાવવામાં આવે છે. ૨ પીંખ પાડવાસારુ જમીનમાં ખાડો ખોદીને તેમાં અથવા જમીન ઊપરથી સાફ કરીને તેનાઊપર જે અગ્નિ સળગાવવામાં આવે છે તે.

**અઙ્ગીઠું, ન૦** અઙ્ગીઠી ( ૧ લા અર્થમાં ).

**અઙ્ગુ, વિ૦** અઙ્ગઉધાર. ૨ [ સં૦ ] હાથ.

**અઙ્ગુછો, પુ૦** અઙ્ગ લુછવાનો કકડો; ટુવાલ. ૨ રુમાલ. "પાણી સાટે દુધડીએ નવાડો, આછે અઙ્ગુછે દીલ લુછાવો."-બૈરાંગીત.

**અઙ્ગુઠાદાવ, પુ૦** કુસ્તીનો એક દાવ.

**અઙ્ગુઠી, સ્ત્રી૦** સિવતાં સોય ન વાગે તેનેસારુ ધાગું-કરીને વચલી આંગળિયે ઘાલવાની ધાતુ-હાંત વગેરેની જે ખોલી તે. ૨ વીંટી; છલ્લો.

**અઙ્ગુઠો, પુ૦ [ સં૦ અઙ્ગુષ્ઠ. ]** બીજી ચાર કરતાં જાડી ચપટી ને ટુંકી જે આંગળી તે.

**અઙ્ગુર, ન૦ [સં૦ અઙ્કુર ]** નવી ચામડી, ભાંય-રૂઝ ( જ્યાં દરદ થયું હોય ત્યાં ). અઙ્ગુર આવવું. એ શબ્દ પુ૦ ને સ્ત્રી૦ માં પણ વપરાયછે.

**અઙ્ગુર, સ્ત્રી૦ [ફા૦]** લીલી દરાખ.

**અઙ્ગુલી, સ્ત્રી૦ [ સં૦ ]** આંગળી.

**અઙ્ગુષ્ઠ, પુ૦ [ સં૦ ]** અંગુઠો.

**અઙ્ગુષ્ઠપ્રમાણ, વિ૦** અઙ્ગુઠા જેટલા (વાલખિલ્ય ઋષિઓ).

**અઙ્ગેઠી, સ્ત્રી૦** અઙ્ગીઠી.

**અઙ્ગેઠું, ન૦** અઙ્ગીઠી ( ૧ લા અર્થમાં ).

**અઙ્ગોઅઙ્ગ,** અઙ્ગેઅઙ્ગે-અવયવે અવયવે; શરીરમાં સર્વત્ર. " મને અઙ્ગોઅઙ્ગ લાગી લાય, કાળજ કોઈ કાપેછે " ( દયારામ ).

**અઙ્ગોઠી, સ્ત્રી૦** અઙ્ગુઠી.

**અઙ્ગોપાઙ્ગ, ન૦ [ સં૦]** અઙ્ગ-હાથ પગ વગેરે. ઉપાઙ્ગ-આંગળાં વગેરે હાથપગ. આંગળાં વગેરે આખું શરીર.

**અઙ્ગામ, પુ૦ [ ફા૦ હઙ્ગામ ]** કામ ધન્ધાની મામધૂમ; ગરબડ ( એ સાધારણ વપરાતો અર્થ છે). લગનનો હોળીનો અઙ્ગામ. ૨ બલવો; હુલ્લડ; તોફાન ( એ પ્રસઙ્ગે વપરાતો અર્થ છે ).

**અઙ્ગામો, પુ૦** અઙ્ગામ ( ૧ લા અર્થમાં ). ૨ મસ્તી; તોફાન; ગરબડ ( છોકરાંઓ કરે તે ).

**અઙ્ઘોળ, ન૦** નાવું તે; અઙ્ગ ઊપર પાણી નાખી તેને સ્વચ્છ કરવું. ૨ જમવાને સારુ નાયલું એવું હોવું તે; અબોટ. ' તે અઙ્ઘોળમાં ( અબોટમાં ) છે તેથી બાર નહિ આવી શકે.'

**અઙ્ઘોળડી, સ્ત્રી૦** પરણનાર વરકન્યાને બૈરાંઓ ગીત ગાતાં નવાડે છે તે. ૨ એ વેળા બૈરાં જે ગીત ગાય છે તે. "અઙ્ઘોળડી ગઙ્ગાનાં નીર રે, લાડકડા અઙ્ઘોળ કરે રે." ૩ નવડાવવા આવનારી સ્ત્રી. ૪ નાનું અઙ્ઘોલિયું.

**અઙ્ઘોળવું, ક્રિ૦ અ૦** નાવું; પાણી રેડી અઙ્ગ સ્વચ્છ કરવું. "આડી અવળી થાય માત દૂધે અઙ્ઘોળે" ( પ્રેમાનન્દ ).

**અઙ્ઘોળિયું, ન૦** જે ઠિકરાંનાં વાસણમાં નાવાને સારુ ઊનું પાણી કરવામાં આવે છે તે.

**અઙ્ઘોળિયો, પુ૦** પાણી કાઢીઆપી નવાડનારો ચાકર.

**અચક, સ્ત્રી૦** સંકોચ; હરકત.

**અચકડું, ન૦** પૂર્વે સુખ ભોગવેલું-સારું સારું ખાધેલું તેવું જોઈ તે સાંભરી આવવું તે; ગળકો.

**અચકમચક, અ૦** ઓચિન્તું; એકદમ; જોતા જોતામાં.

**અચકવું-કાવું, ક્રિ૦ અ૦ [ હિં૦ ]** એકાદિ ક્રિયામાં એકાએક એકદમ અટકી પડવું; આચકો ખાવો. તે બોલતાં અચકાય છે, તેનો હાથ અચકાયો એટલે સહજ અથવા સંકોચથી-ખચ્ચાવાના અર્થમાં.

**અચકોમચકો,** આચકો ને લેંકો ( અચકોમચકો કારેલી ) એવું નાની છોકરીયો ગીતમાં બોલે છે.

**અચઞ્ચળ, વિ૦** ચઞ્ચળ નહિ તે.

**અચપચું, વિ૦** છેક જડ નહિ તેમ છેક પાણીજેવું પણ નહિ તે; લોંદા જેવું

**અચબુચ, અ૦** અચાનક.

**અચમ્બો–ચુમ્બો, પુ૦ [ હિં૦ ]** અતિ આશ્ચર્ય–વિસ્મય પમાડતો અસાધારણ–અસમ્ભવિત બનાવ–વાત; અદ્‌ભુતતા; અચરતીની અસર કુમળી થોડી ને થોડીવારની અને અચુમ્બાની પ્રૌઢ ઝાઝી ને ઝાઝીવારની હોય છે. ૨ વિસ્મયતાથી જે બાવરાપણું તે.

**અચર, વિ૦ [ સં૦ અ; ચર**–જવું ] એક ઠેકાણેથી બિજે ન ખસે તેવું. ઝાડ, પાડ વગેરે.

**અચરજ–ત, ન૦ [ સં૦ આશ્ચર્ય ]** કૌતુક; નવાઈ; અજાએબપણું. ૨ નવાઈની–અજાએબ જેવી ચીજ–વાત.

**અચરત, વિ૦** આશ્ચર્ય–વિસ્મય પામેલું–પામતું એવું; તાજુબ; દંગ. નવાઈથી એકદમ ખુશીમાં આવી અટકેલું (જન). અચરત થવું–પામવું.

**અચરતી, સ્રી૦ અચરજ–ત** શબ્દ જોવો.

**અચલ, વિ૦ [ સં૦ અ; ચલ. ચલ**–જનાર ] ખસે–હલે–ફરે નહિ તેવું; સ્થિર; સ્થાઈ. ધ્રુવનો તારો આકાશમાં અચળ છે. **પુ૦** પર્વત. [ઉપસર્ગહમાં).

**અચવ્યું, વિ૦ ધા૦ અણચવ્યું** શબ્દ જોવો ( આ

**અચવ્યો, વિ૦ ધા૦** નહિ ચાખેલો એવો ( સ્વાદ ). 'વણ રસના અચવ્યો રસ ચાખ' ( અખો ).

**અચળપદ, ન૦** ચલિત–ડગમગતી નહિ પણ નિત્ય એકસરખી રે તેવી આત્માની જે પ્રકાશમાન સ્થિતિ તે.

**અચળા, સ્રી૦ [સં૦ અચલા ]** પૃથ્વિ.

**અચળિત, વિ૦ ધા૦ [સં૦ અચલિત]** અચળ; અડળ.

**અચા, પુ૦** પડોસી પ્રત્યે રાખવાના વર્તનના નિયમ. અચા પાળવા (સૈયદમાં).

**અચાનક, અ૦[હિં૦]** એકાએક; અકસ્માત્; ઓચીતું.

**અચાર, ન૦** અથાણું. [ નહિ તેવું–રોગ નાડી વગેરે.

**અચિકિત્સનીય, વિ૦ [સં]** પરખાય–લક્ષણ જણાય

**અચિન્ત્ય, વિ૦ [ સં ]** જેને વિષે ચિન્તન ન કરી–શકાય તે; અકળ; અતર્ક્ય. [ થી; શીઘ્ર.

**અચિર વિ૦ [ સં૦ ]** ટૂંકું; ક્ષણભઙ્ગુર, **અ૦** ઉતાવળ-

**અચીતું, અ૦ [ અચિન્ત્ય ]** આગળથી ન ધારેલું હોય તેમ; એકાએક; અકસ્માત્; અચાનક; ઓચીતું. [ ભૂલ વગરનું.

**અચૂક, અ૦** અચાનક. ૨ ભૂલી ન જતાં. **વિ૦** ચૂક–

**અચેત, વિ૦ અચેતન.**

**અચેતન, વિ૦ [ સં૦ અ; ચેતન ]** જીવ વગરનું; શબરૂપ; જડ. ૨ મુર્છિત; બેભાન.

**અચેન,** ચેન નહિ તે; અસુખ.

**અચો, પુ૦** બીડ; 'અચો નહિ વેઠું આજથીજી, હું તો તમારો લગાર ' ( નેમ વિવાહ ). ૨ ગંદકી; કચરો; વરસાદનો અચો. ૩ કોઈ કારણથી કામ ધંધો નહિ કરતાં તે બંધ રાખવો; અણોજો; પ્રતિબંધ; અટકાવ.

**અચ્ચરેઅચ્ચરેરામ, રામ** શબ્દનો ઉચ્ચાર કર–(પોપટ).

**અચ્છત, અ૦** ન માલમ પડે તેવી છુપી રીતે. ૨ [અક્ષત ] નુકસાન ખાધા વગર; સલામત.

**અચ્છું, અ૦** વારુ; સારુ; ઠીક. **વિ૦ [ સં૦ અચ્છ–સ્વચ્છ;** પારદર્શક ] સારું; મઝાનું; શોભીતું; સુન્દર.

**અચ્છેર, વિ૦** અડધો શેર ( માપ બતાવે છે ).

**અચ્છેરિયું, ન૦** અચ્છેર સમાય તેવું ઠામ–વાસણ (માપ).

**અચ્છેરિયો–રો, પુ૦** અચ્છેર તોળવાનું ધાતુ વગેરેનું કાટલું–વજન.

**અચ્યુત, પુ૦ [અ; ચ્યુત. ચ્યુત**–ગળીપડવું–પિગળીજવું] ઇશ્વિર; વિષ્ણુ અથવા કૃષ્ણનું નામ. **વિ૦** ૧ વિકાર–રહિત; નાશરહિત. ૨ દૃઢ. ૩ અવિનાશી;

**અછત, સ્રી૦** થોડું હોવું તે; તઙ્ગી; તાણ; બીડ.

**અછતા, અ૦** એકાએક; અકસ્માત. ૨ નહિ તે છતાં. 'અછતા માહારા અવગુણ વસશે.'

**અછતું, વિ૦** છતું–પ્રગટ નહિ તેવું.

**અછત્ર, વિ૦ [ સં૦ ]**છત્ર ન હોય તેવું, જેને માથે પિતા–વડિલ ન હોય તે. ૨ રાજભ્રષ્ટ.

**અછબડા, પુ૦** સૈયડને નામે ઓળખાતો ગરમીનો એક રોગ–શરીરની ચામડી ઉપર નાના નાના પણ છુટા છુટા ફોલ્લા થઈ આવે તે.

**અછરતું, વિ૦** ઉપર ઉપરથી અડકયું હોય તે.

**અછવાવું, ક્રિ૦ અ૦** થોડાં આવવાં; ઓછાં ઉતરવાં. ફુલ–ગલકાં અછવાઈ ગયાં.

**અછાડપછાડ, સ્રી૦** અહીં તહીં ફેંકવું પછાડવું તે.

**અછાવવું, ક્રિ૦ સ૦** નવું વાસણ વાપરવા કાઢવું.

**અછાળવું, ક્રિ૦ સ૦** વાસણ ઉંચું નીચું કરી તેમાંની વસ્તુ તળે ઉપર થાય તેમ કરવું. શાક–અથાણું.

**અછિન્ન,વિ૦ધા૦[સં૦]**છેદાયલું–કપાયલું–તુટેલું નહિ તે.

**અછિન્નધારા, સ્રી૦** અભિષેક કરવાનું છિદ્રવાળું પાત્ર.

**અછેદ, વિ૦ [ સં૦ અછેદ્ય ]** છેદાય નહિ તેવું.

**અછોઅછોકરવું, ક્રિ૦ સ૦** ઘણાં વાનાં કરવાં; ઉમળકાથી આદરસત્કાર કરવો.

**અછોડો, પુ૦** બળદની નાથે બાંધીને હાથમાં રાખી હાંકવાનો જાડો વણેલો દોરો. ૨ છેડો–તોડો, બલધરી વગેરે ઘરેણાંનો.

**અજ, પુ૦ [ સં૦ અ; જ**–જન્મેલું અથવા **અજ**–જવું; નાખવું; મોકલવું ] અનાદિ ઇશ્વિર; પરમેશ્વર. ૨ બકરો. ૩ બ્રહ્મા. ૪ વિષ્ણુ. ૫ શિવ. ૬ કામદેવ.

**અજગર, પુ૦ [ સં૦ અજ**–બકરો; **ગર**–ગળી જનાર, **ગલ**–ખાવું; જવું ] એક જાતનો મોટો બિહામણો સાપ.–એથી દોડાતું નથી ને એક ઠેકાણે પડી રઈ પાસે જે શિકાર આવે છે તેને મારે છે. અજગર જેવા પડયો છે–ભારે દિલનો આળસુ લાંબો થઈને

પડયો હોય તેવો. "અજગર કરે ન ચાકરી, પન્છી કરે ન કામ; દાસ મલૂકા યૂં કહે, સબકે દાતા રામ."

**અજતરફ,** અ૦ [ ફા૦ ] થી; તરફથી. મોટા દરજ્જાનો નાના દરજાવાળાને લખે તેમાં એ વપરાય છે–અજતરફ લખવાનું કે.

**અજન્મ,** વિ૦ [ સં૦ ] જેને જન્મ નથી તે; અનાદિ–ઇશ્વર.

**અજન્મા,** આદિમાયા.

**અજન્ય,** ન૦ અપશુકન.

**અજપાજપ,** પુ૦ [ સં૦ ] શ્વાસો શ્વાસે ઇશ્વરનું ચિન્તન કરયા કરવું તે. ૨ તન્ત્રવિધિ પૂજનમાં **અજપા** નામે અર્ધાકૃતિ પુરુષ ને અર્ધાકૃતિ સ્ત્રી એ રૂપે જે દેવતા તે. [ભરેલું; અચરત.

**અજબ,** વિ૦ [ આ૦ ] આશ્ચર્યકારક; અચરતી-

**અજમાયેશ,** સ્ત્રી૦પુ૦ [ ફા૦ અ. ઝમાયેશ ] તપાસ; પ્રયોગ. ૨ અટકળ; સુમાર.

**અજમાવવું,** ક્રિ૦સ૦ તપાસી જોવું; પ્રયોગ કરવો, અનુભવ–ખાતરી કરીલેવી.

**અજમાસ,** સ્ત્રી૦ અજમાયેશ.

**અજમાસદાર,** પુ૦ અજમાયેશ કરનારો.

**અજમૂદા,** પુ૦ [ ફા૦ અ.ઝમૂદા ] અજમાયેશ; તપાશ કરી લેવી તે; વાપરી જોવું તે.

**અજમો,** પુ૦ એક વસાણું–એક જાતના છોડનાં તીખાં લાગતાં બી.–ઓસડ તથા રસોઇના મસાલા દાખલ વપરાય છે. એનાં ફૂલ પણ ઓસડમાં કામ આવે છે.

**અજમોદ,** સ્ત્રી૦ [ સં૦ અજમોદા ] એ વસાણું ઓસડમાં વપરાયછે–એનાં બી, અજમાથી મોટાં હોયછે.

**અજયા,** સ્ત્રી૦ માયા; પ્રીતિ.

**અજર,** વિ૦ [સં૦] જેને જરા–વૃદ્ધપણુનાં ચિહ્ન નહિ તે.

**અજર,** સ્ત્રી૦ [આ૦ અ. ઝર] આનાકાની; મસ; બાનું.

**અજરામર,** વિ૦ [ સં૦ ] જેને જરા ને મરણ નહિ તે.

**અજરાલ,** વિ૦ મોટું.

**અજલ,** સ્ત્રી૦ [ આ૦ ] આખેર; અંત. ૨ મોત. ૩ કમોત. ૪ કજા.

**અજવાળવું,** ક્રિ૦ સ૦ ઘસીને સારું–ઉજળું કરવું; ઉટકવું; માજવું; સાજવું ( વાસણ ). ૨ દીવો કરવો.

**અજવાળિયું,** ન૦ જેમાં ચન્દ્રની કળા વધતી જાય છે તે પખવાડિયું અથવા એમાંનો કોઈ દિવસ; શુકલ પક્ષ; સુદ. ૨ અજવાળાંને માટે છાપરામાં–ભીતમાં રાખેલી નાનીસરખી બારી; જાળિયું.

**અજવાળી,** વિ૦ સ્ત્રી૦ ચાંદરણાંવાળી ( રાત ).

**અજવાળું,** ન૦ [સં૦ ઉજ્જવલન] સૂર્ય–અગ્નિ–દીવાથી જે પ્રકાશ-ઉજાસ તે ( અન્ધારું ને અજવાળું ). અજવાળાં થવાં–વાણુંવાનું. અજવાળું કરવું–ઢંકાયલા સારા ગુણ બ્હાર પાડવા; નામ કરવું; આબરૂ વધારવી. ૨ સન્દેહની સફાઈ કરવી. [ સદૈવ; જાથુક; નિરન્તર.

**અજસ્ર,** અ૦ [ સં૦ અ; જસ–છોડીમુકવું ] હમ્મેશ;

**અજહલ્લક્ષણા,** સ્ત્રી૦[સં૦અજહત, લક્ષણા] પ્રગટ અર્થની સાથે તેના સમ્બન્ધી બ્હારના અર્થનો પણ બોધ થાય તેવી લક્ષણા–ઘોળાએ સરત જીતી–ઘોળા ઘોડાએ. પચ્ચીસ કામઠીએ ગામ લુટયું–કામઠીવાળા કોળીઓએ.

**અજા,** સ્ત્રી૦ [સં૦] માયા; કુદરત. ૨ બકરી.

**અજાએબ,** વિ૦ અજબ.

**અજાગત,** વિ૦ શસ્ત્ર લાગવાથી, ડુબવાથી થયલું તે; અચાનક–અકાળે થયલું તે ( મોત ). [ હોય છે તે.

**અજાગલસ્તન,** ન૦ [સં] બકરીને ગળે જે આંચળ

**અજાચક,** વિ૦ [ સં૦ અયાચક ] જાચક નહિ તે; ધર્માદા માગવાની વૃત્તિ ન હોય તે.

**અજાચી,** અજાચક.

**અજાડી,** સ્ત્રી૦ હાથીને પકડવા સારુ ખોદેલો ખાડો. તોફાની ઢોરને વશ કરવા, તેના પાછલા પગ મુકવાની જગ્યાએ ખાડો ખોદી ઉભું રાખે છે તે ખાડો. ૨ જબરો માણસ રોગથી પીડાતો પડયો હોય તે. ૩ પાંજરું. "સાવજ પડયો અજાડીએ, કાઢે તેને ખાય" [(માણસ).

**અજાણ,** વિ૦ જાણીતું–સમજતું નહિ તે; અણવાકેફ

**અજાણતાં,** અ૦ ન જાણતાં.

**અજાણ્યું,** વિ૦ [સં૦ અજ્ઞાત] જેને વિષે કંઈ જાણ્યામાં નથી તે ( માણસ, વસ્તુ, કામ વગેરે ). ૨ જે જાણતું નથી તે (માણસ). "અજાણ્યું ને આંધળું બરોબર" એ કેવત છે.

**અજાતશત્રુ,** પુ૦ [સં૦ અજાત–જન્મેલો નહિ, શત્રુ] જેને કદિ કોઈ શત્રુ ન થયો હોય તે (યુધિષ્ઠિર). યુધિષ્ઠિર એ અજાતશત્રુ હતા.

**અજાનબાહુ,** પુ૦ [સં૦ આજાનુ–ઘુંટણલગી; બાહુ–હાથ] જેના હાથ ઘુંટણસુધી લામ્બા હોય તે.–એ મોટા ભાગ્યશાલી કેવાયછે. ૨ રામ.

**અજિત,** વિ૦ [સં૦ અ; જિત–જિતેલું] જેને કોઇએ જિતેલો નથી તે. ૨ જે કોઇથી જિતાય નહિ તે.

**અજિન,** ન૦ [સં૦] હરણનું ચામડું; મૃગચર્મ. ૨ વાઘનું ચામડું.

**અજીઠવાડ,** પુ૦ અજીઠાં–એઠાં વાસણ.

**અજીઠું,** વિ૦ [સં૦ જુષ્ટ–જમતાં વધેલું તે] જમવાનાં ભાણામાં જે ધાન રહ્યલું તે અથવા ભાણાંની આજુબાજુએ જે વેરાયલું તે. ૨ એવું ધાન જ્યાં પડયું હોય તે ઠેકાણું. ૩ દૂધ વગેરેથી નહિ પણ પાણીથી રાંધેલું અન્ન જેને નાયા–હાથ પગ ધોયા વિના અડકાય નહિ તે.–લોટમાં પાણી પડેથી તે અજીઠો થયો કેવાય છે.

**અજીર,** સ્ત્રી૦ પરસાળ."નન્દ નિલય આનંદથી આવી,

ઉભા અંજીર મોઝાર" (રેવાશંકર).

**અજીરણ, ન૦ [સં૦ અજીર્ણ]** ખાધેલું ન પચવું તે; અપચો; બદ્ધહજમી.

**અજીર્ણ, વિ૦ [સં૦]** નવું. **ન૦** અજીરણ.

**અજીર્ણીશ, પુ૦ [સં૦]** થોડુંક અજીરણ.

**અજુગત-તું, વિ૦ [સં૦ અયુક્ત]** જુક્તિવનાનું; અઘટિત. ૨ અયોગ્ય; અઘટતું; નાલાએક.

**અજુડું, વિ૦** અજીડું; એઠું.

**અજોગ, પુ૦ [સં૦ અ, યોગ]** નહિ (સારો) યોગ-જોગ-વખત તે; કસમો.

**અજોગ, વિ૦ [સં૦ અ, યોગ્ય]** અઘટતું; નાલાએક.

**અજ્જમ, [આ૦] આજમ.**

**અજ્જુ-જ્યુ, સ્રી૦** ઈ, સ્વરનું ચિહ્ન—િ, ી.

**અજ્ઞ, વિ૦ [સં૦ અ; જ્ઞ**—જાણનાર] બુદ્ધિહીન; અણસમજુ; અજાણ; અબૂઝ; મૂર્ખ.

**અજ્ઞાત, વિ૦ધા૦[સં૦]** જેણે જ્ઞાન પ્રાપ્ત કરયું નથી તે.

**અજ્ઞાન, ન૦ [સં૦]** જ્ઞાન નહિ તે; અણજાણપણું; મૂર્ખાઈ.

**અજ્ઞાન, વિ૦ [સં૦]** જેને જ્ઞાન નથી તે; મૂર્ખ; બે-[સમજ.

**અજ્ઞાનભાવ, પુ૦ [સં૦]** અજ્ઞાનપણું.

**અજ્ઞાની, વિ૦** નહિ જે જ્ઞાની તે.

**અઝેડો, પુ૦** ઉઝેડો શબ્દ જોવો.

**અઞ્ચ, આંચ.** 'સ્વપ્નમાત્ર જ્યાં નથી પ્રપંચ, ત્યાં તેને કેમ લાગે અંચ' (અખો).

**અઞ્ચલ, પુ૦ [સં૦ અઞ્ચ**—જવું] છેડો; પદર; પલ્લો.

**અઞ્ચળવો, પુ૦** આંખે જે ઓક લાગ્યો હોય તે. દોરડી તેલમાં બોળી સળગાવી બાળી મુકવી તે. અઞ્ચળવો ઉતારવો કેવાયછે.

**અઞ્જન, ન૦ [સં૦ અઞ્જ**—ચોપડવું અથવા શોભાવવું] આંખના ડોળાની પાળ ઉપર ચોપડવું—લગાડવું તે; આંજવું તે. ૨ જે વસ્તુથી અઞ્જન કરવું તે—સુરમો, કાજળ, ઓસડ વગેરે.

**અઞ્જળ, અન્નજળ,** ૨ ઋણાનુબન્ધ; સમ્બન્ધ.

**અઞ્જળી, સ્રી [સં૦ અઞ્જલિ. અઞ્જ**—જવું] બે હાથની હથેલી સાથે રાખવાથી જે સમ્પુટ આકાર થાય તે; ખોબો; પોશ.

**અઞ્જસા, અ૦** ઉતાવળો; તુરતજ (પ્રે૦).

**અઞ્જાવું. ક્રિ૦ અ૦** ચોપડાયલું થવું—આંખ અઞ્જાઈ કે? તારાથી ઓસડ નહિ અઞ્જાય. ૨ સામાંના કરતાં રૂપ ગુણમાં કમી ઉતરવાથી એકાએક શરમિન્દાં થવું. ૩ છેતરાવું; ઠગાવું; કોઈના પેચમાં આવી જવું.

**અઞ્જીર, ન૦ [સં૦** ધાતુ **અઞ્જ**—સ્વચ્છ કરવું] એ નામનું એક ફળ—મેવો.

**અઞ્જીરિયા, વિ૦** પાકેલાં અઞ્જીરના રંગનું—સરખું.

**અઞ્જીરી, સ્રી૦** અઞ્જીરનું ઝાડ.

**અઞ્જુમન, સ્રી૦** એકજ ધરમ માનનાર જે લોક તે સહુની જે સભા તે; કોમનો જમાવ; પઞ્ચાયેત—(પારસીની).

**અટક, સ્રી૦ [હિં૦ સં૦ અટ** ધાતુ ગતિ વાચક છે ને એ ઉપરથી **અટ** વાળા શબ્દો થયા જણાય છે] વ્હેમ; ખતરો. 'જિસકે મનમે અટક હૈ, સોહી અટક રહે'. ૨ **[સં૦ અવટઙ્ક]** ઓલાદને સારુ ગુણ કર્મ ઉપરથી રાખવામાં આવેલું જે નામ તે; ઉપનામ; ઓખર. ૩ સિન્ધુનદી.

**અટકચાળું, ન૦** સામાં માણસને જાણ ન પડે તેવી રીતે તેની જે મજાક કરવી તે; શરમાવવાની—ચિડવવાની મતલબથી કોઈની જે છેડખાની કરવી તે; અડપલું. સળી—આંગળી કરવી તે. ૨ ઠાવકાં ન રે'તાં ગરબડ—મસ્તી કરવી તે (રઈ રઈને—અટકી અટકીને ચાળો કરવો તે અટકચાળું). **વિ૦** અટકચાળું કરનાર.

**અટકડી, સ્રી૦** છાતીના પડદાની અન્દરના વાયુનું આજુબાજુથી રસ્તો કરી ઉપર ચડી આવી એકદમ છુટું પડવું તે; વાધણી; હેડકી.

**અટકણ, ન૦** જેથી ગતિ બન્ધ પડે તે (વસ્તુ). ૨ ઘડીનું ફરવું ઉતાવળું અથવા ધીમું કરવાસારુ તેની તળે લાકડાંનો જે કકડો ગોઠવવામાં આવેછે તે.

**અટકણિયું, ન૦ અટકણ.**

**અટકવું, ક્રિ૦ અ૦** ગતિ બન્ધ થવી; કામ ચાલતું બન્ધ પડવું; ઊભુંરે'વું; થોભવું; ખોટીથવું.

**અટકળ, સ્રી૦[હિં૦]** કંઇક આધાર ઉપરથી તર્ક કરી શોધીકાડવું તે. ૨ કલ્પનાથી ગણેલું તે; સુમાર; આસરો; અડસટ્ટો. ૩ જુક્તિ; કુંચી; કળ. ૪ કિસબ રમીરે'વો તે; અભ્યાસ; માવરો. અટકળ કરવી—કાડવી—બાંધવી તેમ અટકળ આવીરે'વી એવા પ્રયોગ થાય છે. [તર્ક.

**અટકળબાજ, વિ૦** અટકળ બાંધવામાં ચાલાક—પ્રવીણ;

**અટકળવું, ક્રિ૦ અ૦** સન્દેહ—અન્દેશા—વિચારમાં પડવું. 'નગરદ્વાર શ્રીકૃષ્ણ, નિકળીઆ જેટલે; કાળયવન મનમાંહે, અટકળીઆ તેટલે. ૨ અટકળ કરવી.

**અટકાર પુ૦ ઓડકાર** શબ્દ જોવો.

**અટકાવ, પુ૦ [હિં૦]** જેથી અટકી પડાય તે; પ્રતિબન્ધ; હરકત. ૨ જરૂરિયાત; અગત. ૩ બાધા; નીમ. ૪ સ્રીને ઋતુ આવવો તે; અળગું બેસવું—માથે આવવું—રાજ આવવું તે; દસ્તાન. અટકાવ હોવો—પાળવો.

**અટકાવવું, ક્રિ૦સ૦** બન્ધ પાડવું; રોકવું. ૨ વચમાં હરકત આણવી.

**અટકાવું, ક્રિ૦ અ૦** સ્રીને ઋતુ આવવો; અળગું બેસવું; અભડાવું; મહિનો થવો—ઘણુંકરીને મહિને મહિને બૈરાં-

ઓને છાને ઠેકાણે ઠરી ન જાય તેવો લોહી જેવો પદાર્થ વેતો માલમ પડેછે ત્યારે તેઓ ત્રણ દિવસ કોઈ માણસ-વસ્તુને અડકતાં નથી.

**અટકોમટકો, પુ૦** સ્ત્રીનો, ચાલવાનો તથા અઙ્ગ મરડવાનો જે ચાળો તે.

**અટણ, ન૦ [ સં૦ અટન. અટ-જવું ]** જવું-ફરવું-ભમવું-રખડવું તે; ભ્રમણ. ૨ મુસાફરી; પ્રવાસ.

**અટની, સ્ત્રી૦ [સં૦]** કામઠીનો કાપવાળો છેડો; ધનુષનું સિંગડું. ૨ કામઠાંનો ફરો; તટ્રી.

**અટપટું, વિ૦** ગુંચવણવાળું; ન સમજાય તેવું; તરેહ તરેહના પેચવાળું; સરળ નહિ તે; બાંકું; કપરું. "પ્રીતડીની રીત અતિ અટપટી ઓધવજી છે પ્રીતડીની રીત અતિ અટપટી".

**અટલ, વિ૦ [સં૦** અટ્નો અર્થ ઘણું અતિશય એવો થાયછે] સારો હોશિયાર; પાકો; પ્રવીણ. ગવૈયો-જુગારી-ચોર. ૨ ઘણી અન્ધારી (રાત). **અટલબળદેવ**-ખાવે પીવે કુસ્તી કરે જબરો (મથુરાના ચોબા જેવા).

**અટલરાન, ન૦** મોટું ને ભયઙ્કર એવું રાન.

**અટવાવું, ક્રિ૦ અ૦ અવટાવું** શબ્દ જોવો.

**અટવી, સ્ત્રી૦ [ સં૦ ]** રાન; વન; અરણ્ય; જઙ્ગલ.

**અટળ, વિ૦** છૂટાં ન પડાય-દૂર ન કરીશકાય-ટળે નહિ તેવું; અનિવાર.

**અટાઉ, સ્ત્રી૦** ઠગાઈ-'અટાઉનો માલ બટાઉ (વટાવ)માં જાય' એજ પ્રયોગમાં માત્ર **અટાઉ** શબ્દ વપરાય છે.

**અટા, સ્ત્રી૦ [ સં૦ ]** અહીં તહીં ભમવું તે; મિથ્યા ભ્રમણ કરવું-રખડવું તે. ૨ મેડી.

**અટાટ, વિ૦ [સં૦]** ઘણું ૨ સાર વગરનું. **સ્ત્રી૦ [અટાટય]** અટા (૧ લા અર્થમાં).

**અટાણ,** સાલ્લા, વગેરેનું રહ્યા પેલાં જે લુગડું તે; પોત.

**અટાપટા, પુ૦** લામ્બા પોળા લીટા; આડા અવળા પટા.

**અટામણ, ન૦** રોટલી-પોળી કરતીવેળા લુવાના બંધારણ સારુ ધોયલા ચોખાનો અથવા બીજા કશાંનો જે લોટ લુવાને લગાડવામાં આવેછે તે.

**અટારી-ળી, સ્ત્રી૦ [ સં૦ અટ્ટાલિકા ]** ઊંચો માળ; ઊંચીમેડી. ૨ ઝરૂખો, ગોખ.

**અટારો, પુ૦** ઉચાળો; સરસામાન; ખટલો ( ઘરમાંનો.)

**અટાવું, ક્રિ૦ અ૦** છુંદાઈને લોંદો થવો.

**અટિમ્બર, પુ૦** ઢગ; કુઙ્ગર-કચરા પુંજાનો-કામકાજનો અટિમ્બ પડયોછે.

**અટી, પુ૦ [ સં૦ ]** ફરફર કરનારા ઋષિયો; ભ્રમણ કરનારા. 'અટી થંભ્યા થંભ્યાં જળ.

**અટેરવું, ક્રિ૦ સ૦** કાંતેલાં સૂતરની આંટીયો બનાવવી; ઓવાળવું.

**અટોપવું, આટોપવું.**

**અટ્ટલ, અટલ.**

**અટ્ટહાસ-અટ્ટહાસ્ય, ન૦ [સં૦]** મોંકું ફાડીને-દાંત કાઢીને ખડખડ હસવું તે.

**અટ્ટા, પુ૦** દ્વાર-દરવાજા. **અટ્ટાબન્ધ કરવા**-બોલતાં બન્ધ કરવું; આંછી નાખવું; હરાવવું (તકરારમાં). **અટ્ટાબન્ધ થવા**-જાણે ગળાંલગી ખાધું હોય તેવું હોવું. ૨ હારીજવું.

**અઠમ,** બીજ, ત્રીજ ને ચોથ, એવા ત્રણ અપવાસનું નામ છે (જૈનમાં).

**અઠવાડિયું, ન૦ [ સં૦ અષ્ટ વાર** ઉપરથી **]** સાત દિવસ ને સાત રાત એટલો જે કાળ તે-એક વારથી શરુ કરતાં પાછો તે આઠમો વાર આવે ત્યાંસુધી.

**અઠવાડું, ન૦** દોરડાંને વળદેવાનો લાંકડાંનો કકડો.

**અઠાસિયાં, ન૦** સ્ત્રીયોને પગે પેરવાનો રૂપાંનો એક ઘાટ. એ જોડ હોયછે. તોડા. અઠાસિયું (એ એક વચન) બોલવામાં ઝાઝું આવતું નથી.

**અઠીંગણ, ન૦** અઠીંગવાસારુ જે ટેકા-તકિયા તે.

**અઠીંગવું, ક્રિ૦સ૦** શરીરના ભાગને આરામ આપવા સારુ તેની નીચે-પછવાડે જે ટેકો-ભીત-તકિયો હોય તે ઉપર પડવું-નઙ્ખાવું. તાકયે અઠીંગીને બેસવું.

**અઠે, અ૦** અહિંયાં. 'અઠે દ્વારકા.'

**અઠેલવું, અઢેલવું.** [ ૩ અભ્યાસ.

**અઠોઠી, સ્ત્રી૦** ગોળની કડામાં બાફેલું આદું. ૨ હથોડી;

**અઠ્ઠાઈ, સ્ત્રી૦** આઠ ઉપવાસ લાગટ કરવા તે ( જૈનમાં).

**અઠ્ઠાણું, વિ૦ [ સં૦ અષ્ટનવતિ]** નેવું ને આઠ એટલી સઙ્ખ્યા તે-૯૮. ૨ (સંકેતમાં) એની સંખ્યા.

**અઠ્ઠાબન્ધ, વિ૦** સોકટાંની રમતમાં અટ્ટા ઉપરની સોકટી છતે દાવે પણ ન મરાય તે. [ આઠ-૫૮

**અઠ્ઠાવન, વિ૦ [ સં૦ અષ્ટ પઞ્ચાશત ]** પચાસ ને

**અઠ્ઠાવીસ, વિ૦[સં૦ અષ્ટવિંશતિ]** વીસ ને આઠ-૨૮.

**અઠ્ઠાસિયાં, ન૦ અઠાસિયાં** શબ્દ જોવો.

**અઠ્ઠો, પુ૦** સોકટાંની બાજીના અક્કેકા પટને છેડે ત્રણ ત્રણ ખાનાં હોય છે તેમાંનું અક્કેકું વચલું તે. ૨ ગઞ્જીફાનાં અથવા બીજાં કોઈ રમવાનાં પાનાં ઉપર ચિતરેલા આઠ દાણાનો જે સમુદાય તે.

**અઠ્ઠોતરસુ, અષ્ટોત્તરશત.**

**અઠ્ઠયાસી, વિ૦[ સં૦ અષ્ટાશીતિ]** એંસી ને આઠ-૮૮.

**અડ, સ્ત્રી૦ [ હિં૦ ]** હઠ; જીદ. તે પોતાની અડ મુકતો નથી. ૨ પાસેનો સમ્બન્ધ. અડનું સગું.

**અડક, સ્ત્રી૦** અટક; ઉપનામ.

**અડકવું, ક્રિ૦ [ સં૦ ]** બે જણે-વસ્તુએ કોઈ પણ ઠેકાણે એક બિજાની વચ્ચે કંઈ પણ અન્તર ન રે તેમ સાથે થવું-હોવું; સ્પર્શ કરવો. સમ્બન્ધમાં હોવું-થવું.

તે નાયા વના તેને અડકયો; વળગણી ઉપરનું વસ્ત્ર માથાપરની પાઘડીને અડકયું. ૨ પોંચવું; સ્પર્શ કરવાને વચમાંનો અન્તર ભરવો. વરનું માથું વહુની છાતીયે અડકે છે. ૩ હાથમાં લેવું; છેડવું. તે કાગળોને તો હાલ હું અડકતોજ નથી.

**અડકાડવું,** અડકે તેમ કરવું.

**અડકાયલી, વિ૦** ઋતુથી અળગી બેઠેલી (સ્ત્રી).

**અડકાવ, પુ૦** સ્ત્રીને ઋતુ આવવો તે; અટકાવ; અળગું.

**અડકાવવું,ક્રિ૦સ૦** બન્ધ કરવું; ઢાંકવું; દેવું (બારી બારણાં).

**અડકાવું, ક્રિ૦ અ૦** બન્ધથવું; દેવાવું (બારણું). ૨ અડકયાથી અશુદ્ધ થવું (ડાઘુને). ૩ અટકાવ આવવો (સ્ત્રીને).

**અડઓઢિયાં, ન૦** બૈરાંને પેરવાનું ઘરેણું.

**અડગોદડગો, પુ૦** બેસતે વરસે મળશ્કામાં ઉઠીને કચરાથી ભરેલું હાંલ્લું ઢણ્ડુકે વગાડતાં અને 'લાછ (લક્ષ્મી) આવે ને અળાસ (દળદર) જાય' એમ બોલતાં ચકલે જઈ તે હાંલ્લું ફોડી નાખવાની વેમ ભરેલી જે રૂઢિ તે. ૨ દોપ-ઠપકાનો ભાર (અડગો-દડગો તેને માથે).

**અડગ્ગો, પુ૦** કામ થયા વગર ઉઠવુંજ નહિ એવો આગ્રહ ધરી બેસી રેવું તે; ધામા. ૨ કુસ્તીમાં એક તરેહનો પગનો દાવ.

**અડચણ, સ્ત્રી૦** જે વસ્તુ-બનાવનાં આડાં આવવાથી ચાલતાં કામ અટકી પડે તે; હરકત; નડતર; રોકાણ. ૨ ગભરાટ; સઙ્કટ; આપદા.

**અડણ, ન૦** ગાય ભેંસ વગેરે દુધાળાં જનાવરના આંચળની ઉપરની દૂધ ભરાવાની ફૂલેલી જગ્યા.

**અડતલાં, ન૦** આનાકાની; ગાંગાંતલિયાં લાં; ફાંફાં.

**અડતલો, પુ૦** આસરો; ઓથ. ૨ સુમારે; અટકળ.

**અડથલ, વિ૦** કામ કરવે હડે નહિ તે; જબરું. ૨ કદાવર; લઢ્ઢ.

**અડથળો, પુ૦** મોટી અડચણ; રોકાણ.

**અડદ, પુ૦** કઠોળ જાતિ અનાજમાં ગણાતું એક (એ જાદુ પ્રયોગમાં પણ કામ આવે છે).

**અડદાળું, ન૦** અડદવાળું તે. અડદના લોટાના લાડુ, અડદની દાળમાં બીજી બે ત્રણ દાળ એકઠી રાંધેલી હોય તે.

**અડદાળો, પુ૦** ખુંદાયાથી એકસરખું નરમ થઈ મળી-જવું તે; ભેંચો; ઘ્રાણ. ૨ ખૂબ માર પડ્યાથી હાડકાંપાંસળાં નરમ થઈ જવાં તે; શક્તિ ઉપરાન્ત અતિસેં કામ કરાવ્યાથી કામ કરનારે છેકજ થાકીજવું તે. [ અડદનું ખીરું.

**અડદિયું, ન૦** અડદના લોટની બનાવેલી મિઠાઈ. ૨

**અડધિયું ન૦** અડધું તે.

**અડધી, સ્ત્રી૦** તાંબાનો એક શિક્કો; પૈ-(એક આનાનો બારમો ભાગ). (એ શબ્દ મુમ્બઈમાંજ વપરાય છે).

**અડધું, વિ૦ [ સં૦ અર્દ્ધ ]** આખી વસ્તુના બરાબર સરખેસરખા કરેલા બે ભાગમાંનો અકેકો.

**અડધુંપડધું, વિ૦** અડધું અથવા તેથી કંઈક ઓછું.

**અડધો, પુ૦** રૂપાનો ચલણી શિક્કો (એક રૂપિયાના બે અડધા). ૨ (સઙ્કેતમાં) અડધો ઘેલો.

**અડધોઅડધ, વિ૦** બરાબર અડધું.

**અડતું,** પાસેનું (સગું).

**અડપલું, ન૦ અટકચાળું. વિ૦ અટકચાળું.**

**અડફટ, સ્ત્રી૦ [ સં૦ આસ્ફાલન ]** ઝપટ; ફેટ; આંટો; અથડાવું તે. અડફટમાં આવવું.

**અડબઙ્ગ વિ૦ [ હિં૦ ]** કોઈયે કંઈ ને કરે કંઈ તે; કયું ન લેખવતાં પોતાનાંજ છન્દમાં મચી રેનાર; ઉદ્ધત તબિયતનું; ઢઙ્ગ વગરનું; હઠીલું; અડાણી; મૂર્ખ.

**અડબડિયું, ન૦** ગબડીને પડવું તે; લથડિયું.

**અડબોટ-અડબોથ, સ્ત્રી૦** તાણીને મોઢાંપર હાથ મારવો તે; લપડાક. "અડબોથનો ઉધારો ન હોય" એ કેવત છે.

**અડબોથ, વિ૦** ઠોઠ; મૂર્ખ; બુધી.

**અડવડવું, ક્રિ૦ અ૦** અડબડિયાં ખાવાં; લથડી પડવું.

**અડવાણું, વિ૦** અડવું; ઉઘાડું.

**અડવું, વિ૦** સણગાર રહિત; ઉઘાડું. અડવી કોટ (કણ્ઠી વના); અડવા પગ (જોડા વના). ૬૦ ૨ સણગાર વના અતડું-નરસું દેખાતું તેવું. કલ્લાં વના પગ અડવા લાગે છે.

**અડવું, ક્રિ૦ અ૦** અડકવું; સ્પર્શ કરવો. "મુજને અડશો માં આઘા રો અલબેલા છેલા અડશો માં" (દયારામ). ૨ એકાદાં કામ ઉપર મણ્ડી પડવું-લાગુ રેવું.

**અડવો, પુ૦** વાણિયો (ભવૈમાં).

**અડસટ્ટો, પુ૦ [ હિં૦ ]** અટકળથી ગણેલું તે; સુમાર; આસરો. અડસટ્ટો કાઢવો.

**અડસઠ, અડસેઠ.**

**અડસર, સ્ત્રી૦** ઘરની ગે; પાટડી.

**અડસિયાં, અડાસિયાં.**

**અડસેઠ, વિ૦** સાઠ ને આઠ; ૬૮.

**અડાઉ, વિ૦** વાવેતર થયા વિના પોતાની મેળે ઉગી નિકળે તે (ડાંગેર-ભાત); નમાર.

**અડાડવું, અરકાડવું.**

**અડાણી, વિ૦** બોલવે ચાલવે જઙ્ગલી; અસભ્ય; અનાડી. ૨ સમજ-આવડત વનાનું; મૂર્ખ.

**અડાણો, પુ૦** એ નામનો એક રાગ. [ ડામીડ ઝાડ.

**અડાબીડ, વિ૦** કંઇક ભય ઉપજાવતું એવું મોટું. અ-

**અડામી, ન૦** ભિંતમાં જડેલાં પાટિયાં વગેરે તે.

**અડાયાં,** ન૦ રસ્તામાં પડેલા સુકાઇ ગયેલા ગાય ભેંસના પોદળા. **અડાયું,** એક વચનમાં પણ એ શબ્દ થોડો વપરાય છે.

**અડાર,** વિ૦ [ **સં૦ અષ્ટાદશ** ] દશ ને આઠ; ૧૮. અડારભાર વનસ્પતિ, અડાર પુરાણ ૪૦

**અડાલી,** સ્રી૦ લાકડાંની નાની થાળી–કથરોટ.

**અડાવવું,** ક્રિ૦ સ૦ ( ખુશાલી પણ કંઇક દાંડગાઇ બતાવે છે ). અતિશય ખાવું. તેણે આજ પન્દર લાડુ અડાવ્યા. ૨ બોલવામાં જુડી વાત ચલાવવી–ઘુસાડી દેવી. તેણે ગપ અડાવી, તેણે કંઇનું કંઇ અડાવ્યું, તેણે તેની આગળ જુઠું અડાવ્યું. ૩ જુઠો દમ ભરાવવો; ધમકાવવું; સપડાવવું. તેણે તેને ખૂબ અડાવ્યો. ૪ સ્રીસાથે સફ્ફ કરવો. તેણે તેને અડાવી; અડાવી દેવું. કોઇને એકાદે ઠેકાણે તજવીજથી દાખલ કરી–ઘુસાડી દેવું. ૨ ન કેવાની વાત કહી દેવી.

**અડાસિયાં,** સ્રીનું એક ઘરેણું.

**અડાસે,** અ૦ પાસે; લગોલગ. ૨ પડછાયે; ઓથે. એની અડાસે ન જતો.

**અડાળી,** સ્રી૦ ઘરને લગતી એક ભીંતને આસરે જે છાપરી બાંધેલી હોય તે; ઓસરી.

**અડિયલ–યેલ,** વિ૦ [ **હિં૦** ] અડ કરનાર; હઠીલું; કહ્યું ન માને તે. એ શબ્દ વિશેષે પશુને લગાડવામાં આવેછે–અડિયલ ટટ્ટુ.

**અડિયું,** સ્રી૦ નાની અડી.

**અડી,** સ્રી૦ સોનીનું એક ઓજાર–કાંસાનાં જે બીબાં ઉપર ઘુઘરી વગેરે ઘાટ ઘડાય છે તે. ૨ દોટ; ગબડી. વિ૦ જરૂરની; અટકી પડાય તેવી; અડી વેળાએ.

**અડીજડીને,** અ૦ ઘા૦ મણ્ડયાં–લાગુ રહીને.

**અડીજવું,** ક્રિ૦ અ૦ દાખલ થઇ જવું. ૨ અટકી પડવું.–ઘોડો અડી ગયો. [ પડવું; રહી જવું.

**અડીપડવું,** ક્રિ૦ અ૦ ( કંઇક દાંડગાઇના ભાવમાં ) અટકી

**અડીવેળા,** સ્રી૦ અટકી બેસવાના સમયની લગોલગનો સમય. ૨ દુઃખનો વખત. ૩ અણીની છેલ્લી વેળાએ.

**અઢી,** વિ૦ બે ને એકનુ અડધું તે; ૨½ અથવા ૨॥

**અઢીશેરી,** સ્રી૦ અઢીશેર વજનમાં થાય તેવું તોળવાનું કાટલું. ૨ અઢીશેર માય તેવું માપ–ઠામ.

**અડુકદડુકિયું,** વિ૦ અહીંથી તહીં ને તહીંથી અહીં દોડનારું–માલનારું; ગરબડિયું. ૨ બન્ને પક્ષથી છુટો રહી પોતાની મરજી થાય તે પક્ષને મદદ કરનાર; વધારાનો ( ગેડી દડાની રમતમાં ).

**અડુસી,** સ્રી૦ એક ઔષધી.

**અડુસો,** પુ૦ એક ઝાડ. એનાં પાતરાં ઓસડમાં વપરાયછે.

**અડોઅડ,** અ૦ લગોલગ; છેકજ પાસપાસે; અડકીને રહ્યું હોય તેમ.

**અડોલ,** વિ૦ ડોલે નહિ તે; અચળ; અડગ; સ્થિર.

**અડોલી,** સ્રી૦ મોરી–અછોડો–નેતરું ખસી ન જાય માટે છેડા ઉપર ભેરવેલો લાકડાં વિગેરેનો નાનોસ-રખો પાતળો જે કકડો તે; અટકણિયું.

**અડોસપડોસ,** પુ૦ પોતાનાં ઘરને લગોલગ અથવા થોડેક દૂર પણ તેજ મોહલ્લામાં હોવાનો જે સમ્બન્ધ તે.

**અડોસીપડોસી,** પુ૦ પોતાનાં ઘરને લગોલગ અથવા તેની ચારે બાજુએ જે માણસો રેતાં હોય તે; પાડાપડોસી. [ રૂપું; બદસુરત.

**અડોળ,** વિ૦ ડોળ–આકાર–ઘાટ વગરનું; વરવું; કદ-

**અડોળકાટલું,** વિ૦ અડોળ. ૨ મનમાનતું કામ ન કરી શકે તે–( માણસ–વસ્તુ ). ૩ કામ કર્યા વગર વચમાં નકામો અથડાયા કરે તે ( જન ). 'અડોળ કાટલાંની માફક અથડાયા કરે છે.'

**અડ્યું,** વિ૦ કર્યા વિના ચાલે નહિ તેવું; જરૂરનું(કામ). ૨ અટકી પડેલું–તે કામ કંઇક અડ્યું રેવાનું નથી.

**અઢળ,** વિ૦ ઢળી–પડી ન જાય તેવું; અચળ; નિત્ય; સ્થાયી. અઢળ પદ–જે પડે નહિ અથવા જ્યાંથી પડાય નહિ તે ઠેકાણું; મુક્તિપદ.

**અઢળક,** વિ૦ ઢળી ન પડે તે; મુક્ત ( જન ). અઢળક–ઢળિયા. ૨ બહુ; ઘણુંજ વધારે; એકદમ. "વાળો મારે અઢળક ઢળીઆ" ( દયારામ ).

**અઢાવવું,** ક્રિ૦ ઢોર ચરાવવા લઇ જવાં. ૨ હાંકી કાઢવાં.

**અઢીવરો,** પુ૦ એક જાતની અઢી–અઢી ફાળની પિછોડી.

**અઢેલવું,** ક્રિ૦ અ૦ અઢીંગવું. ક્રિ૦ સ૦ જોર આપી ખસેડવું–ધકેલવું ( લાકડાં વગરેને ).

**અણ,** અ૦ [ **સં૦ અન** ] એ શબ્દ વિશેષે નહિના અર્થમાં અને પ્રસઙ્ગે નરસપણું, કમીપણું વગેરેના અર્થમાં વપરાય છે.

**અણકયાગરું,** વિ૦ કહ્યું ન માને તે.

**અણકિસબી,** વિ૦ કિસબી નહિ તે.

**અણકૂટ–કોટ,** પુ૦ [ **સં૦ અન્નકૂટ**–અન્નનો ઢગ ] દેવની આગળ મોટાં નૈવેદમાં જે ભોજન પદાર્થો એક ઠેકાણે જુગતીથી ગોઠવી રાખેલા હોય તે; મહાપ્રસાદી.

**અણખત,** સ્રી૦ મનમાં કંઇ કંઇ ખુંચ્યા કરવું તે; કંઇ કંઇ કાળજી થયાં કરે તે. ૨ અપ્રીતિ; કણ્ટાળો. ૩ નડતર; આડખીલો.

**અણખૂટ,** વિ૦ ખુટે નહિ તેવું.

**અણગમતું–મું,** વિ૦ ઘા૦ ગમતું–પસન્દ નહિ તે.

**અણગળ,** વિ૦ ઘા૦ ગળેલું નહિ તે–પાણી દૂધ વગેરે.

**અણગાર, સણગાર.**

**અણગોક–ખ,** પુ૦ ભૈરાંનું એક વરત. કારતક સુદમાં અથવા ભાદરવા સુદમાં અથવા શ્રાવણમાં કેટલેક નિમેલે દિવસે ભૈરાંઓ એકઠાં મળી દેવસ્થાનમાં

જઈ તુળસી બીલી વગેરેનાં ઝાડ તળે બેસી દૂધનું ખાય છે અથવા ફલાહાર કરેછે. વાણિયણો કારતક સુદ બીજથી તે સાતેમ સુધીમાં દાળભાત વગર બીજું બધું ખાઈ (ગોંસાઇજીની) બેઠકે જઈ અથવા ઘરમાં અણ-ગોક કરે છે ને માગસરમાં ટાઢું ખાઈ કરે છે પણ ભાતદાળ તો નહિજ. [નહિ તે.

**અણગોખ્યું, વિ૦ ધા૦** ગોખેલું-ગોખીને યાદ રાખેલું

**અણઘટતું, વિ૦ [સં૦ અઘટિત]** ઘટતું નહિ તે. (વિચાર, કર્મ ઈ૦).

**અણઘડ, વિ૦ ધા૦** ઘડેલું-સુન્દર ઘડેલું નહિ તે (લાકડું ઘાટ વગેરે). ૨ રૂડું કેળવાયલું-તરબીયત થયલું નહિ તે; સ્વભાવ રીતભાતે સુઘડ નહિ તે; જઙ્ગલી; બેવકૂફ. ૩ ખ્યાલ ગાનારાનું એક ફડ જેને મતે જે કંઈ ઘડેલું નહિ તે ઇશ્વર એવું છે.

**અણચવ્યું, વિ૦ ધા૦** વર્ણેલું-કથેલું-વદેલું નહિ તેવું. 'કવિ થઇને અધકું શું કવ્યું, જોતા નહિ બ્રહ્મ અણ-ચવ્યું' (અખો).

**અણચિન્તું-ન્ત્યું-ચીતું, અ૦ ધા૦** આગળથી કલ્પના ન કરી હોય તેવા બનાવથી; એકાએક.

**અણછતું, વિ૦** છતું-પ્રગટ નહિ તે; છાનું; ઢાંક્યું; ગુપ્ત. ૨ ન હોવું તે. "અણછતે છતાનો ભ્રમ, પણ બ્રહ્મ-વેત્તા જાણે એ મર્મ" (અખો).

**અણજાણ, વિ૦ [સં૦ અજ્ઞાન]** જેને જાણ નથી તે; જે (એકાદી વાત) જાણતો નથી તે. ૨ મૂર્ખ; નાદાન.

**અણતોળ્યું, વિ૦ ધા૦** તોળ્યા વગરનું. "અણતોળ્યા હીરારે વેચાયે ભાભીરે ઘર આપણારે".

**અણદીઠ-ઠું, વિ૦ ધા૦** ન દીઠેલું-જોયલું; કોઈ દાડો ન દીઠું હોય તેવું. "અણદીઠાનું દીઠું ને માર મૂળાને મીઠું".

**અણદોયું, વિ૦** દોયા વગરનું. [નેલું તે.

**અણધારયું, વિ૦ ધા૦** ધારેલું નહિ તે; એકાએક બ-

**અણપીછાણ્યું, વિ૦ ધા૦** અજાણ; વગર સમજનું; મૂરખ. 'પશુ થકી અણપીછ્યણોરે, માહારે માથે નાથરે'(ભાલણ).

**અણબનાવ, પુ૦** બનાવ-સલાહ-સમ્પ નહિ તે; દીલ જુદાં હોવાં તે. ૨ કજિયો; વાંધો; સામસામી.

**અણબોટ, વિ૦ ધા૦** બોટ્યા વગરનું.

**અણબોલ્યું, વિ૦ ધા૦** બોલતું બન્ધ થયલું; ચૂપ. 'અખો જે જે કરવા ગયો, ત્યાં એમ અણબોલ્યો રહ્યો.'

**અણમાનીતું, વિ૦** માનીતું નહિ તે; નાપસન્દ-અળ-ખામણું કરેલું. માનીતી ને અણમાનીતી રાણી.

**અણરાગ, પુ૦** અનુરાગ-પ્રીતિ. ૨ રાગ-પ્રીતિ નહિ તે; રીસ.

**અણલિઙ્ગી, વિ૦** વિદેહી. "વણ ખાધે કર થાય ચીક-ણો, એવો ભેદ અણલિઙ્ગીતણો".

**અણવટ, પુ૦ [હિં૦]** બાળક છોકરાંને પગને અઙ્ગુઠે ઘાલવાનું ઘુઘરીવાળું રૂપાનું ઘરેણું.

**અણવણ, અણઅણ.**

**અણવર, પુ૦** વર-વહુ પરણીને સાસરે જાય તે પ્રસઙ્ગે વર-વહુની સાથે જનારું જે તેનું સગું અથવા સ્નેહી તે. વરની સાથે જનારો કુંવારો મિત્ર હોય છે ને વહુની સાથે જનારી તેની સગી-બેનપણી હોય છે.

**અણવરિયું, ન૦** અણવર રૂપે હોવું તે. ૨ અણવર.

**અણવરી, સ્ત્રી.** વગર પરણેલી ને ઘરમાં રાખેલી સ્ત્રી. "એંશી લાખ તો અણવરી, રાવણને ઘેર નાર"(સામળ).

**અણવાદ, પુ૦** નિંદા; બદબોઈ.

**અણવિઙ્ગ્યું, વિ૦** સમજ-વિચાર વગરનું; જડસું. 'ઊભા અણવિઙ્ગ્યા આહીર.' અણવિઙ્ગાયું કામ કરે છે એમ પણ બોલાય છે.

**અણવીંધ્યું, વિ૦ ધા૦** વીંધેલું નહિ તે (મોતી). ૨ ખાસી કરેલી ન હોય તેવો (આખલો-બળદ). ૩ ઘડાયલું-કસાયલું નહિ તે; અજાણ્યું; શિખાઉ (માણસ). સંસાર બ્યવ્હારમાં નહિ પડેલો (માણસ).

**અણસખડી, સ્ત્રી૦** પાણીથી રાંધેલી રસોઈ સિવાયે બીજા જે ખાવાના પદાર્થો તે; બાફ્યા વગરની ઘીમાં તળેલી મીઠાં વગરની જે અન્ન સામગ્રી તે; કાચું કોરું; વણ અછૂતું; ફરાળ.

**અણસણ, [અનસન]** જમવું નહિ તેવું (વ્રત); ઉપવાસ (જૈનમાં).

**અણસમજ, સ્ત્રી૦** નહિ સમજ તે.

**અણસમજણું-જુ, વિ૦** સમજ-સૂઝ-અક્કલવનાનું-(જન). ૨ બાળક; અજ્ઞાન; નાદાન.

**અણસારો, પુ૦** જરાક આંખ ફેરવી કોઇને કંઈ સમ-જાવવું-ચેતાવવું તે; સાન; ઇસારો.

**અણહદ, અનહદ.**

**અણાથી, સ્ત્રી૦ અનાથ.** આ [ઉપસઙ્ગ્રહમાં]

**અણારો,** એનો.

**અણિમા, સ્ત્રી૦ [સં૦]** આઠ સિદ્ધિમાંની એક-ઝીણું ને ન દેખાય તેવું સ્વરૂપ લેવાની-ધારણ કરવાની શક્તિ.

**અણિયાળું, વિ૦** અણીવાળું.

**અણી, સ્ત્રી૦ [સં૦ અણિ. અણ્-અવાજ કરવો]** એકાદી વસ્તુને ઘણોજ ઝીણો ખુંચે તેવો છેડો; સોય, હથિયાર વગેરેની અણી. ૨ સઙ્કટમાં આવી પડવાની સન્ધિ; બારીક વખત. "અણી ચુકયો સો વરસ જીવે" એવી કેવત છે. ૩ હદ; સીમા. ૪ પૈડાંની ધરીમાં ખોસવાની ખીલી.

**અણીદાર, વિ૦** અણી હોય તેવું [હોય તેવું.

**અણીશુદ્ધ, વિ૦** જેની અણી ખાંડી-ભાગી-બુઠ્ઠી ન થઈ

**અણીસું, ન૦ [અં૦]** એક જાતનું બી-વસાણું.

**અણુ, પુ૦ [સં૦ અણ્-અવાજ કરવો]** ઘણુંજ ઝીણું જે કંઈ તે. ૨ પદાર્થનો ઝીણામાં ઝીણો વિભાગ ને

જે વિભાગનો (કેટલાકને મતે) પાછો નવો વિભાગ થઇ શકતોજ નથી તે; પરમાણુ. વિ૦ થોડુંક; લેશ.
**અણુઅણુ, અડવાણું.** "અણુ અણુપગે વંન વીચરો, કારણ એ મુજ દાખિયે" (ભાલણ).
**અણુમાત્ર,** જરાકજ; ઘણુંજ થોડું.
**અણેસિયું,** અળસિયું.
**અણોજો, પુ૦** અમાસ અને બીજે કેટલેક ઠેરવેલે દિવસે રોજન્દુ કામ બન્ધ રાખવું તે-કડિયા,સુથાર, મજૂર વગેરે અને કનસારા, લુહાર, સોની વગેરે પણ અણોજા પાળે છે. ન્યાતના એકાદા મુખીના મરણને દિવસે પણ કેટલાક ધન્ધાદારી લોકો અણોજો પાળે છે.
**અણ્ટસ, પુ૦** વેર બુદ્ધિથી મનમાં ગાંઠ વાળી રાખવી તે; હૈયામાં આંટી રાખવી તે; કીનો; અદાવત; દુશમનાઈ.
**અણ્ટવાવું, ક્રિ૦ અ૦** ચોટ-ઝપટ-અડફટમાં આવવું; વિંટળાઇ-ગુંચવાઇ રેવું. [આવવું-લેવું.
**અણ્ટેવાળ, સ્ત્રી૦** આંટી; અડફેટ. અણ્ટેવાળે-વાળિયે
**અણ્ટોલ, વિ૦** અથડાતું; રખડતું; નકામુ; ગણતીમાં નહિ તેવું (માણસ).
**અણ્ડ, ન૦ [સં૦]** ઈંડું. એ આકારે બ્રહ્મમય જે ગોળ તે બ્રહ્માણ્ડ. **પુ૦** ગુહ્યેન્દ્રીને લગતી ગોળીની જે જોડ તે; વૃષણ; વીર્યસ્થાન.
**અણ્ડકટાહ, પુ૦** તાળવું. ૨ બ્રહ્માણ્ડ. "કા કરે પ્રૌઢી-કાય, અણ્ડકટાહજ ફાંડ, તોએ તે જાણો અખા, માયાએ પ્રકટ કર્યાં". ૨ (બ્રહ્માણ્ડનું કોકલું).
**અણ્ડજ, વિ૦ [સં૦]** ઈંડાંમાંથી ઉત્પન્ન થયેલું-પક્ષી, સાપ, માછલાં વગેરેની અણ્ડજ ખાણમાં ગણના છે.
**અણ્ડવૃદ્ધિ, સ્ત્રી૦ [સં૦]** અણ્ડ વધી મોટા થાય તે રોગ.
**અણ્ડાકૃતિ, સ્ત્રી૦** ઈંડાંની આકૃતિ. **વિ૦** ઈંડાંના આકારનું.
**અણ્ડુસ, ન૦** સીતાફળ. **પુ૦** અણ્ડ.
**અતઃ, અ૦ [સં૦]** એ માટે; એવું છે વાસ્તે; એ ઉપરથી. ૨ એ જગાથી. ૩ એ સમયથી.
**અતઃપર, અ૦ [સં૦]** હવે પછી; અત્યારપછી; આયન્દે. [લીધે.
**અતએવ, અ૦ [સં૦]** એટલાજ માટે; એજ કારણને
**અતડાઈ, સ્ત્રી૦** જુદાઈ. ૨ આડાઈ. ૩ તોર; મગરૂરી.
**અતડું, વિ૦** કોઇ સાથે હળે મળે નહિ પણ સહુથી અલગ-જુદુંજ રે તે; ઘણાંના પ્રસઙ્ગમાં ન જતાં પોતાનાંજ કામમાં આનન્દ માનનાર (માણસ). ૨ તોરી; આડું (માણસ-કામ). ૩ છિછરલું; તોછડું; વરવું.
**અતનુ, પુ૦ [સં૦ અ-નહીં-તનુ-શરીર]** શરીર વિનાનો-કામદેવ.
**અતરઝં, અ૦** આધાર વગર લટકતું; અદ્ધર. ૨ અલાહિદું; આડું; જુદુંજ.
**અતરલ, વિ૦ [સં૦]** તરલ-ચપળ નહીં તેવું; ધીમું.
**અતરાપતરી, અ૦** ઓચીંતું; એકદમ; અકસ્માત.
**અતરાપી-પુ, વિ૦** ઘરનું નહિ તે; બારનું; અજાણ્યું. ૨ જેને કંઈ લાગતું વળગતું ન હોય તે; ત્રાહિત; બે તરફેનમાંનો નહિ પણ ત્રીજો ધણી.
**અતરે, અ૦ [સં૦ અત્ર]** અતરેથી-અહીંયાંથી.
**અતર્ક્ય વિ૦ [સં૦]** તર્ક ન થઇ શકે તેવું.
**અતલગનું, વિ૦** નિકટનું, અડનું; પાસેનું. અતલગનું સગું.
**અતલસ, સ્ત્રી૦ [આ૦]** એક જાતનું પાતળું સાટીન જેવું રેશમી કાપડ; લાય.
**અતળ, ન૦ [સં૦ અતલ]** સાત પાતાળમાંનું પેલું-પૃથ્વિની નીચેનું. **વિ૦** તળિયાં વગરનું; ઉંડું.
**અતળી, વિ૦ અતુલ.** "એ અતલી બળ અક્રૂદ અધિક, પલક એક પોતો તહાં" (સામળભટ).
**અતાઈ, વિ૦ [હિં૦]** ઘણુંજ સરસ (ગાનારો-વગાડનારો). એ શબ્દનો અર્થ મૂળ ભાષામાં મફત ગાનારો-નાચનારો અથવા ગુરુ કર્યા વગર સાંભળી સાંભળીને ગાનાં શિખેલો એવો થાય છે.
**અતાગ, અથાક.**
**અતાર-રી, પુ૦ [આ૦]** અત્તર, વાંનો વગેરે સુગન્ધી વેચનારો.
**અતિ, અ૦ [સં૦ અત્-જવું]** જોઇયે તેથી ઘણુંજ વધારે; બેહદ; પારવનાનું; હદબાર. 'અતિ સર્વત્ર વર્જયેત્'.
**અતિઘણું, અ૦** પારવનાનું-ઘણું.
**અતિકાળ, પુ૦** વધારે વઇ ગયેલો વખત; ઘણું મોડું થઇ જવું તે.
**અતિક્રમ-અતિક્રમણ, પુ૦** હદબાર જવું તે; અમર્યાદા. ૨ અસાધારણ સરસ થવું તે. ૩ ત્યાગ કરવો-એતમાં રાખવી તે. ૪ શત્રુની સામાં બાહુરીથી ધસારો કરવો તે.
**અતિક્રાન્ત વિ૦ ધા૦** હદબાર ગયલું; ઉલ્લઙ્ઘન કરેલું. ૨ થઇ ગયલું. ૩ વધી ગયલું. ૪ સરસ થયલું.
**અતિજગતિ, પુ૦ [સં૦]** ચરણમાં તેર તેર અક્ષર આવે તે છન્દ જાતિ.
**અતિથિ, પુ૦ [સં૦]** દાન-ભિક્ષા લેવા આવેલો જે મનુષ્ય તે. ૨ યાચક વૃત્તિવાળો મેમાન-પ્રાણો-પરોણો-જેને ધર્મબુદ્ધિથી ભોજન તથા ઉતારો આપવામાં આવતો હોય તે.
**અતિદેશ, પુ૦ [સં૦]** શબ્દ-વાક્યના અર્થને કંઇક તાણી વધારેલો તે. [૨ અન્યાય; ઉત્પાત.
**અતિપાત, પુ૦ [સં૦]** શાસ્ત્ર-રૂઢિથી આડું વર્તવું તે.
**અતિપાતક, પુ૦ [સં]** મોટાંમાં મોટું પાપ.
**અતિરથ-થી, પુ૦ [સં૦]** ૧૦ હજારથી વધારેને

પૂરો પડે તેવો જે એક જોદ્ધો તે-મહારથી કરતાં વધારે બળિયો.

**અતિવય,** વિ૦ (સં૦) વૃદ્ધ; બુઢો.

**અતિવિખ,** ન૦ [સં૦ અતિવિષ] એક ઔષધિ. એની કળીયો બાળકને કરમ, ઉધરસ વગેરે રોગ ઉપર આપવામાં આવે છે. એ ઝાડની છાલ રંગના કામમાં આવે છે.

**અતિવ્યાપ્તિ,** સ્ત્રી૦ [સં૦] પ્રતિજ્ઞા વાક્યો ઉપરથી જેટલું નિકળે તેના કરતાં વિશેષ જે અનુમાન કાઢવું તે; તાણીતૂસીને સામાન્યત્વ આણવું તે; મરડી મચડીને જે ઠરાવ કરેલો તે. [વધારે.

**અતિશય,** વિ૦ [સં૦] ઘણુંજ; પુષ્કળ; બહુજ

**અતિશયોક્તિ,** સ્ત્રી૦ [સં૦] હોય તેના કરતાં અતિશય વધારીને જે કહેલું તે. ૨ એક અર્થાલંકાર-જેમાં કોઈ વસ્તુને શોભાવવાને તેનું વધારી વધારીને વર્ણન કરેલું હોય તે. ૩ બકવાટ; બડબડાટ.

**અતિશાણું,** વિ૦ દોઢડાહ્યું.

**અતિશૂદ્ર,** પુ૦ [સં૦] શૂદ્રથી નીચી જ્ઞાતિનો પુરુષ. ભંગિયો, ચમાર વગેરે.

**અતિસાર,** પુ૦ [સં૦] વારે વારે પાતળો-લોહીનો ઝાડો થયાં કરે તે રોગ; મરડો; સંગ્રહણી.

**અતિસ્નેહ,** પુ૦ [સં૦] ઘણોજ સ્નેહ.

**અતિસ્વાર્થ,** પુ૦ [સં૦] ઘણોજ સ્વાર્થ; ઘણોજ લોભ. ૨ છેકજ એકલપેટાપણું.

**અતીક્ષ્ણ,** વિ૦ [સં૦] તીક્ષ્ણ નહિ તે.

**અતીત,** પુ૦ [સં૦ અતિથિ] ફરતો સાધુ-બાવો; ભિખારુ; માંગનાર.

**અતીત,** વિ૦ ધા૦ [સં૦] જુદુંપડી છુટું થયલું. વિષયાતીત, મોહાતીત, ઇ૦. ૨ વીતીગયલું; પસાર થઇગયેલું. કાલાતીત, સ્થલાતીત ઇ૦.

**અતીન્દ્રિય,** વિ૦ [સં૦] ઇન્દ્રિયોથી જણાય-સમજાય નહિ તે; અગોચર.

**અતીસ-સે,** અતિશય.

**અતુલ-લ્ય,** વિ૦ જેની તુલના-બરોબરી ન થઇ શકે તે; અનુપમ; અસાધારણ. [ખંડિત. ૨ તૂટે નહિ તે.

**અતૂટ,** વિ૦ [સં૦ ત્રુટિત] તુટેલું નહિ તે; અખ-

**અતૃપ્ત,** વિ૦ [સં૦] તૃપ્ત-ધરાયલું નહિ તે.

**અતોલ,** વિ૦ [સં૦ અતુલ્ય] જેનું તોલ માપ ન થઇ શકે તે. ૨ અનુપમ.

**અત્તર,** અ૦ [સં૦ અત્ર] અહીં. **અત્તરમતુ**-અહીં સહી (કરવી એમ અભણેલને દેખાડવાને એ શબ્દ નિકળ્યો છે).

**અત્તર,** ન૦ [આ૦] ફૂલ સુકેડ વગેરેમાંથી જુદી-પાડેલી એવી તેલના અંશવાળી જે સત્વસુગન્ધિ વસ્તુ તે.

**અત્તરઘડી-યે,** અ૦ આઘડીયે; હમણાંજ.

**અત્તરદાની,** સ્ત્રી૦ [આ૦ ફા૦] અત્તર રાખવાની સીસી.

**અત્તરસાહત-દ,** અ૦ આઘડીયે; આજ ક્ષણે; હમણાંજ.

**અત્યન્ત,** વિ૦ [સં૦] ઘણુંજ; અપાર; અથાક.

**અત્યય,** પુ૦ [સં૦] નાશ. ૨ અતિક્રમ. ૩ દુરાચાર.

**અત્યાગ્રહી,** વિ૦ અતીસેં આગ્રહ કરનાર.

**અત્યાચાર,** પુ૦ [સં૦] ચાલતા આચારથી આડું જે આચરણ તે; કુમાર્ગ; ખરા આચારનું ઉલ્લંઘન કરનાર.

**અત્યાર,** સ્ત્રી૦ આ વખત; આ ક્ષણ; હમણાં. વાણાંનું કામ માંડ્યું હતું તે પુરું થતાં છેક અત્યાર થઇ.

**અત્યારપછી,** અ૦ હવે પછી; આજ પછી.

**અત્યારલગી-સુધી,** અ૦ આ ઘડી લગી; હમણાં સુધી.

**અત્યારે,** અ૦ આ વેળા; આ ઘડીયે; આ વખતે.

**અત્યાસક્તિ,** સ્ત્રી૦ [સં૦] અતિશય આસક્તિ-સ્નેહ-લમ્પટપણું.

**અત્યુક્તિ,** સ્ત્રી૦ [સં૦] **અતિશયોક્તિ.** [આમાં.

**અત્ર,** અ૦ [સં૦] આ ઠેકાણે-જગાએ; અહિયાં;

**અત્રાપિ,** વિ૦ પારકો; પરાયો; બારનો; પોતાની ઓળખાણ કે કુટુમ્બનો નહિ તેવો.

**અત્રૂપ,** વિ૦ નિર્લજ; બેસરમું.

**અત્રે,** અ૦ અત્ર.

**અથ,** અ૦ [સં૦] પ્રારમ્ભ દેખાડતો મઙ્ગલશબ્દ. અથથી તે ઇતિસુધી. તે માટે, આ પ્રકારે, વળી, પછી, વિશેષ એ અર્થમાં પણ વપરાયછે; પ્રશ્ન પુછતાં, કંઇપણ કેતાં તેનો પ્રયોગ થાયછે.

**અથડલું, અથડાવું.**

**અથડામણ,** સ્ત્રી૦ અથડાયાં કરવું તે; અથડાવાની મેહેનત. ૨ કડાકુટ; અડચણ. ૩ રખડપટ્ટી.

**અથડાવું,** ક્રિ૦ અ૦ બે વસ્તુએ જોરમાં એક બીજાને અડકવું-લાગવું; અફળાવું; ઠોકાવું. ભીતસાથે માથું અથડાયું. ૨ રઝળાવું; રખડવું; ભટકવું; ફાંફાં મારવાં. તે હજી ત્યાંનોત્યાંજ અથડાયાં કરેછે. ૩ સામી અડચણો નડથી થાકીજવું; કણ્ટાળવું.

**અથર્વ,** પુ૦ [સં૦] ચાર વેદમાંનો ચોથો.

**અથર્વણ,** પુ૦ [સં૦] શિવ.

**અથર્વેદી,** પુ૦ અથર્વવેદ ભણેલો તે. ૨ માથાફોડિયો; ઢોઠ. ૩ ખળ; લુચ્ચો. ૪ નાસ્તિક.

**અથવા,** અ૦ [સં૦] બેમાંથી એક એવો અર્થ દેખાડનારો શબ્દ; કિંવા; કે; યા.

**અથાક-ગ,** વિ૦ [સં૦ અસ્થાગ. અ; સ્થા-ઉભું રેવું-અટકવું. **અગાધ** ઉપરથી પણ હોય] તળિયું ન માલમપડે તેવું; ઘણુંજ ઊંડું; પારવનાનું; અમાપ; અકળિત.

**અથાણું,** ન૦ ન બગડતાં ઘણો કાળ રે તેનેસારુ ઘણું કરીને મીઠાંમાં આથેલાં જે ફળ કન્દ તે. એ પોતાના ખાટા-ખારા-તીખા-ગળ્યા સવાદથી ખાવામાં લેજત

આપે છે. અથાણું સાત પ્રકારનું છે. **મેથિયાં** (કેરી, ગુંદાં, મરચાં), **ગોળિયાં-ગોળચાં** (કેરી, આદું, બોર, મરચાં), **બોળ** (કેરી, આદું, હળદ, લીંબુ, કેર વગેરે), **શાકતી કેરીનું, છુંદિયાં કેરીનું, હિંગ-યાં લીંબુનું,** ને **બફાણાનું** અથાણું કરવું એમ કેવાય છે. એનો બીજો લાક્ષણિક અર્થ આ કે નિરર્થક રાખી મુકવું. "નહિજ આપો તે ? સાચવીને અથાણું કરજો".

**અથીર, અસ્થિર.**

**અથોટી, સ્ત્રી૦ [ આથવા ઉપરથી ]** સેરડીના ઉકળતા રસમાં આદાંના કકડાના હારડા પાયલા તે. ૨ **હથોટી**—હાથમાં કિસબ રમી રેવો તે; ટેવ પડેથી સેલથી કર-વાની જે આવડત—છટા તે.

**અથોડી, સ્ત્રી૦ હથોડી.** છેક નાનો અથોડો.

**અથોડો, પુ૦ હથોડો.** લાકડાંના હાથાવાળું સોની લુહાર વગેરેનું એક ઓજાર. એ, એરણ ઉપર મુકેલી વસ્તુને ટીપવાનાં કામમાં આવે છે.

**અદ, [સં૦ અર્દ્ધ]** એ શબ્દ બીજા શબ્દોસાથે જોડાઇનેજ વપરાય છે. **અદસસ્તું, અદપડિયાળી** (આંખ) ૪૦.

**અદક, વિ૦** અડધી; ઓછી ( પાંસળી ).

**અદકકું, અદુકડું.**

**અદકું, વિ૦ [ સં૦ અધિક ]** વધારે; વધતું; વિશેષ.

**અદકેરું, વિ૦** અધિક ( કવિતામાં ).

**અદક્ષ, વિ૦ [ સં૦ ]** દક્ષ નહિ તે.

**અદગ્ધ, વિ૦ ધા૦ [ સં૦ ]** દગ્ધ—બળેલું નહિ તે.

**અદત્ત, વિ૦ ધા૦ [ સં૦ ]** દત્ત—આપેલું નહિ તે.

**અદત્તા, સ્ત્રી૦ [ સં૦ ]** કુંવારી છોકરી.

**અદન, ન૦ [ સં૦ અદ્—ખાવું ]** જમવું તે; ભક્ષણ. ૨ ભોજન; જમણ; ખોરાક.

**અદના, વિ૦ [ આ૦ ]** ગરીબ; નીચી સ્થિતિમાં હોય તે. ૨ નીચ; હલકું; કઙ્ગાલ; નકામું.

**અદપડિયાળી, વિ૦** અદુધાડી ( આંખ ) "અદપડિ-યાળી આંખ ઝીણું ઝાંખ માં રે" ( દયારામ ).

**અદબ, સ્ત્રી૦ [ આ૦ ]** વિવેક મર્યાદા; માઝા. ૨ પોતાની નમ્રતા—મર્યાદા દેખાડી મોટેરાંને માન આપવું તે ૩. અદ્દેકાશ; તાબા—હાથમાં હોવું તે. અદબ કરવી-વિવેકમર્યાદા દેખાડવી; માન આપવું. ૪ બેઉ હાથને કોણીથી વાળી એક ઉપર એક એમ ચડાવી રાખવા તે. અદબ વાળવી પણ કેવાય છે.

**અદબદ, ન૦** અદ્ભુત તે. "અદબદમાં ઉપજે તે. જીવ જીવના કલ્પ્યા ઇશ્વર. શીવ."

**અદબસર, અ૦** અદબ રાખીને; મર્યાદાથી; માન રાખીને.

**અદમ, [ ફા૦ ]** પેલી દુનિયા.

**અદભવિષ, ન૦ [ યત્—જે; ભવિષ્ય ]** થનારૂં હશે તે થશે એમ સમજી આગળથી ઉપાય કરવો તે.

**અદરસ, પુ૦** આદાંનો રસ.

**અદરાવવું, ક્રિ૦ [ સં૦ ]** વેસવાળ—વિવાહ કરવો.

**અદરાવું, ક્રિ૦ અ૦** સગાઇ થવી; વિવાહ થવો; લગ-નનાં કોલકરાર થવા; ચાંલ્લા થવા.

**અદર્શ, વિ૦ [ સં૦ અદૃશ્ય ]** ન દેખાય તેવું.

**અદર્શન, ન૦ [ સં૦ ]** નહિ દર્શન તે; ન દેખાવું તે.

**અદલ, વિ૦ [ આ૦ ]** એક ઓછું ને એક વધતું એમ નહિ પણ બન્ને તરફ બરાબર હોય તે; પક્ષપાત વિનાનું; ન્યાયયુક્ત; વાજબી; સત્ય. અદલ કરવું—વાજબી કરવું; યથાન્યાય વર્તવું.

**અદલધાન્ય, ન૦** કણસલાં—કણીમાં થતું ધાન્ય ( સિં-ગમાં નહિ )—ઘઉં, ભાત, જુવાર વગેરે.

**અદલબદલ, અ૦ [ હિં૦ ]** એક આપીને બીજું લીધું હોય તેમ. ૨ ફેરફાર કર્યો હોય તેમ.

**અદલાબદલી, સ્ત્રી૦** અદલબદલ કરવું તે.

**અદલોબદલો, પુ૦** અદલબદલ કરવાનો પ્રકાર. ૨ જે કંઇ અદલબદલ કરયું હોય તે. ૩ ફેરફાર; ઉલટસુલટ.

**અદમુઉં, વિ૦** અધમુઉં.

**અદવસો,** અડધો વસો. [ રહેલું; અધમુઉં.

**અદસસ્તું, વિ૦** અડધું સસીગયલું; મરણતોલ થઇ

**અદળ, વિ૦ [ સં૦ અ, દલ ]** પાતરાં વગરનું.

**અદા, સ્ત્રી૦ [ આ૦ ]** બજાવવું—અમલમાં આણવું તે. તેણે પોતાની ફરજ અદા કરી છે. ૨ મોકળાં—છુટાં થવાને આપીદેવું—ફિટાડવું તે. તેણે પોતાનું કરજ બધું અદા કરી દીધુંછે. ૩ હાવભાવ. ૪ આંખનો ચાળો; કટાક્ષ. અદા કરવી—આંખ મારવી. ૫ ચાળા—નખરાં કરવાં. ૬ **પુ૦** બાપ; વૃદ્ધપુરુષ. [ બખીલ.

**અદાતા, વિ૦ [ સં૦ ]** દાતા નહિ તે; કૃપણ; સૂમ;

**અદાલત, સ્ત્રી૦ [ આ૦ ]** ઇનસાફ કરવાનું ઠેકાણું; ન્યાય મન્દિર; સરકાર કચેરી; દરબાર.

**અદાવત, સ્ત્રી૦ [ આ૦ ]** વેર; શત્રુવટ; દુશમનાઈ; અણબનાવ. [ વત થાય તેવું ( કામ ).

**અદાવતીયું, વિ૦** અદાવત રાખનાર ( જન ). ૨ અદા-

**અદાસ, પુ૦ [ સં૦ ]** નહિ જે દાસ તે.

**અદાહ્ય, વિ૦ [ સં૦ ]** સળગી ઉઠે—બળે નહિ તેવું.

**અદિયો, પુ૦** દાનમાં આપેલું તે. ૨ બક્ષીસ; ઇનામ; ભેટ.

**અદીઠ, વિ૦** ન દેખાવું તે; દેખાય નહિ તે. "મોઢે પુજ્ય ને પાછળ અદીઠ" ( અખો ).

**અદીન, વિ૦ [ સં૦ ]** દીન—ગરીબ નહિ તે.

**અદુકડું, વિ૦** ફકત બે પગનેજ જમીનનો ટેકો આપી અને શરીરના પાછલા ભાગને ઉંચકીરાખી બેઠેલું—બેસા-ડેલું તે; ઉભડું. નિરાધાર; ડગડગે એવું; ગાંડ માંડ્યા વગર (બેસવું). ચપ્પટ બેસવું ને અદુકડું બેસવું. [ ખજે.

**અદુધાડું, વિ૦** અડધું ઉઘાડું. બારણું અદુધાડું રા-

**અદૃશ્ય,** વિ૦ [સં૦] દેખાય નહિ તે. ૨ જોવા લાયક નહિ તે. [ન દીઠેલું–જણાયલું.

**અદૃષ્ટ,** ન૦ [સં૦] દૈવ; નસીબ; લલાટલેખ. વિ૦

**અદૃષ્ટવિદ્યા,** સ્ત્રી૦ જન–કર્મ, કોઈના દીઠામાં ન આવે તેવી મન્ત્ર તન્ત્ર વિદ્યા; જાદુ.

**અદેખાઈ,** સ્ત્રી૦ અદેખું થવું તે. તે તેની અદેખાઈ કરે છે. ૨ અદેખો સ્વભાવ; ઈર્ષા; મત્સર. તેનામાં બહુ અદેખાઈ છે.

**અદેખવું,** અદેખું.

**અદેખીઉં,** અદેખું.

**અદેખું,** વિ૦ બીજાંની સારી સ્થિતિ જોઈ–સાંભળી મનમાં બળ્યા કરે તે; બળિયેલ; ઈર્ષાવાળું.

**અદો,** ઉદ્દો. 'અદો ભવાની જે કરે'.

**અદ્દલ,** [આ૦] અદલ.

**અદ્‌ભુત,** વિ૦ [સં૦] નિત્ય જોવામાં ન આવે તેવું અસાધારણ ને વિસ્મય–ભયાશ્ચર્ય પમાડતું; અલૌકિક; નવુંજ. ૨ દેવ રાક્ષસ સમ્બન્ધી. ન૦ જેથી વિસ્મય પમાય તે; અલૌકિક વસ્તુ–કર્મ.

**અદ્‌ભુતરસ,** પુ૦ [સં૦] કાવ્યશાસ્ત્રમાં વરણેલા નવ- રસમાંનો એક–**વિસ્મય** એ સ્થાયી ભાવથી ઉત્પન્ન થતો ને ભયાશ્ચર્ય ઉપજાવતો જે રસ તે.

**અદ્ય,** અ૦ [સં૦] આજે. ૨ હમણાં.

**અદ્યાપ,** અદ્યાપિ.

**અદ્યાપિ,** અ૦ [સં૦] આજસુધી; હજીલગીમાં.

**અદ્રક,** ન૦ [સં૦ આર્દ્રક] આદું.

**અદ્રિ,** પુ૦ [સં૦] પહાડ; પર્વત.

**અદ્રોહી,** વિ૦ [સં૦] દ્રોહી નહિ તે.

**અદ્ધાતદ્ધા,** વિ૦ [સં૦ યદ્ધાતદ્ધા] નિયમ–ભલીવાર વગરનું; ફાટેલ; ઉડેલ; આ તે ગમેતેમ.–ભાષણ, વર્ત- ણુક, કર્મ. [નથીજ તે એક; અનુપમ.

**અદ્વિતીય,** વિ૦ [સં૦] જેના સરખું બીજું કંઈ

**અદ્વૈતભાવ,** પુ૦ [સં૦] બીજાપણાંનો અભાવ ને એકજપણું તે; ભેદબુદ્ધિ નહિ તે. ૨ સ્વાર્થ ને સ્વભાવ એ બે જુદા નથી પણ એકજ છે એવો જે ભાવ તે.

**અદ્વૈતમત,** ન૦ [સં૦] આત્મા ને બ્રહ્મ–પરમાત્મા જીવ ને ઈશ્વર એ બે જુદા નથી પણ એકજ છે એવું જે મત તે. [કરનારો.

**અદ્વૈતવાદી** પુ૦ [સં૦] અદ્વૈત મતનો પક્ષ ધરી વાદ

**અધ,** વિ૦ [સં૦ અર્દ્ધ] અડધું. ૨ ઓછું. એ શબ્દ બીજા સાથે જોડાય છે. અધરાત, અધમુઉં ઈ૦.

**અધકચરું,** વિ૦ જરાક ડાબ્યાથી રસ નિકળે તેટલે લગી છુંદેલું–આદું વગેરે. ૨ પૂરું સેકાયલું–સીઝેલું નહિ તેવું. ૩ મોટામાં મોટાં અડધિયા ભાગ રે તેટલે લગી ખાંડેલું. ૪ અડધુંપડધું–(કામ). ૫ ભલીવાર વગરનું; બગડેલું.

**અધકું,–ધિકું,** અધિક.

**અધકોશ,** પુ૦ અડધો કોશ–ગાઉ.

**અધખોખરું,** વિ૦ છેક ઝીણું નહિ પણ થોડુંઘણું કુટેલું તે (સુકી વસ્તુનેજ લાગેછે). ૨ થોડુંક ખોખરૂં (અવાજમાં).

**અધખોલું,** વિ૦ અડધું ઉઘાડેલું–ખુલ્લું.

**અધગજ,** પુ૦ અડધો ગજ.

**અધગજી,** વિ૦ અડધા ગજ જેટલું.

**અધગાઉ,** પુ૦ અડધો ગાઉ. [પરસો વગેરે).

**અધગારિયું,** વિ૦ ખમાઈ શકે તેટલું ઉનું કરેલું (ભા-

**અધછેદું,** અરધું છેદેલું (અખો).

**અધણિયાતું,** વિ૦ ધણી–વાલી વગરનું; નાદાર; નિરા- શ્રિત; અનાથ.

**અધતસુ,** પુ૦ અડધો તસુ.

**અધધધ,** અ૦ એ આશ્ચર્યસૂચક શબ્દ છે. [ચેલું.

**અધપચું,** વિ૦ અડધું પોચું; પાણીપોચું. ૨ અડધું પ-

**અધપાલી,** સ્ત્રી૦ અડધી પાલી (મુમ્બઈમાં).

**અધબળ્યું,** વિ૦ ધા૦ અડધું બળેલું. ૨ બળિયેલ; દાધારંગું; અદેખું.

**અધમ,** વિ૦ [સં૦] ગુણ–કર્મ–પદમાં ઘણું નીચું–હલ- કું (જન). ૨ ધિઃકારવાજોગ; કુત્સિત; નીચ (કર્મ).

**અધમણ,** પુ૦ અડધો મણ. વિ૦ અધમણ જેટલું.

**અધમણિયું,** ન૦ અધમણ સમાય તેટલું.

**અધમણિયો,** પુ૦ તોલમાં અધમણનું જે વજન તે. ૨ અધમણનું માપ.

**અધમા,** સ્ત્રી૦ [સં૦] (કાવ્યશાસ્ત્રમાં) જે સ્ત્રી પોતા- ના પ્રિય સાથે સર્વ પ્રકારની હરામીથી વર્તે છે તે.

**અધમાઙ્ગ,** ન૦ [સં૦] અધમ ગણેલું જે અઙ્ગ તે. કેડ થકી નીચેનો જે શરીર ભાગ તે.

**અધમાધમ,** વિ૦ અધમમાં અધમ; મહાપાપી.

**અધમુઉં,** વિ૦ ધા૦ મરણતોલ; થોડીવારમાં મરીજાય તેવું (મારથી). [રો; ઈશ્વર.

**અધમોદ્ધાર** પુ૦ અધમ પાપીનો પણ ઉદ્ધાર કરના-

**અધર,** પુ૦ [સં૦] નીચલો હોઠ.

**અધર,** વિ૦ અ૦ કોઈ પણ પાસથી આધાર–ટેકવાનું ન હોય તેમ; ટઙ્ગાયલું; અતરઙ્ગ; નિરાધાર; લટકતું.

**અધર,** [સં૦] અધમ; નીચ. ૨ નિરાધાર; નોધારું (જન). **અધર ધરન હાર**–નોધારાંને આશ્રય આપ- નાર; ઈશ્વર.

**અધરકવું,** અધ્રકવું.

**અધરણ,** ન૦ જે ઉકળતા પાણીમાં ચોખા દાળ વગેરે ઓરવામાં આવેછે તે.

**અધરતું,** વિ૦ અધવચ બન્ધ પડેલું; રઝળતું.

**અધરપાન,** ન૦ [ સં૦ ] નીચલા હોઠદ્વારે પ્રેમરસ પીવા તે; હોઠ ચુમ્બન કરવું તે.

**અધરામૃત,** ન૦ [સં૦] અધરમાંથી ઝરતું પ્રેમરૂપ અમૃત; ચુમ્બન રસ.

**અધરોષ્ઠ,** પુ૦ [ સં૦ ] નીચલો હોઠ; અધર. [યછે.

**અધરાત,** સ્ત્રી૦ અડધી રાત. અધરાત મધરાત કેવા-

**અધર્મ,** પુ૦ [ સં૦ ] ધર્મ નહિ તે; દુરાચાર; અનીતિ.

**અધર્માચારી,** વિ૦ [ સં૦ ] અધર્મનું આચરણ કરનાર.

**અધર્મિષ્ઠ,** વિ૦ [ સં૦ ] અધર્મે વર્તનાર; દુરાચારી; દુષ્ટ.

**અધર્મી** વિ૦ [ સં૦ ] અધર્મ કરનાર; પાપી.

**અધલી,** અરધી, અધુરી. 'અધલી પેરી કચ્ચુકી.'

**અધલું,** વિ૦ અડધું. 'અધલું પેરી કચ્ચુકી'.

**અધવચ,** અ૦ જ્યાંથી બન્ને બાજુએ સરખો અન્તર રે ત્યાં; વચ્ચોવચ; મધ્યે; વચમાંથી.

**અધવચરું,** વિ૦ અધવચ આવી રઈ અટકેલું; નહિ આમ નહિ તેમ તેવું લટકતું. ૨ ધડમાથાં વગરનું; ચોક્કસ ઠેકાણાં વગરનું.

**અધવાર,** પુ૦ અડધોવાર ( માપ ).

**અધવારવું,** ક્રિ૦અ૦ અડધું વીતી જવું-મહિના વગેરેનું **ક્રિ૦ સ૦** અડધાઅડધ બીજામાં ખાલી કરવું; ઓછું કરવું.-ભરેલું વાસણ.

**અધવારું,** ઉપરવાડિયો. **ન૦** થોડી મુદત પોતાને ગામ ને થોડી મુદત બીજે ગામ રહેવું. ( ગામગોર, તલાટી, પટેલ વગેરે ). [ તોળવાની ).

**અધવાલો,** સ્ત્રી૦ વાલનું અડધિયું તે. ( સોનું, રૂપું

**અધસેર,** અચ્છેર.

**અધાધન્ધ** સ્ત્રી૦ અન્ધારું; અન્ધાપો; અજ્ઞાન; અન્ધાધુન્ધી. "એ અધાધન્ધ ત્યારે ટળે, જ્યારે ગુરુગમ્ય હોયે ખરી". ( અખો ).

**અધાર્મિક,** વિ૦ [ સં૦ ] ધર્મવિનાનું; અન્યાયી.

**અધિ,** અ૦ ઉ૦ [ સં૦ ] ઘણુંજ; અતીસેં. ૨ હદની બાર. ૩ ઉપર. ૪ નીચે. ૫ પાસે. ૬ તેમાટે. ૭ અગાડી. ૮ વચમાં.

**અધિક** વિ૦ [ સં૦ ] વળી બીજું; વધારે; વધતું; વિશેષ. ન્યૂનાધિક–ઓછુંવધતું.

**અધિકતા,** સ્ત્રી૦ અધિકપણું.

**અધિકમહિનો-માસ,** પુ૦ સઙ્ક્રાન્તિ વિનાનો મહિનો. –બતરીસ મહિના સોળ દાડા ને ચાર ઘડી, એટલા કાળને આંતરે આંતરે અધિકમાસ આવેછે;–જે મહિનામાં અધિક બેસતો હોય તે મહિનાને નામે અધિકમાસ ઓળખાય છે-એક નામના બે મહિના થાય તેમાં પેલો તે અધિક ગણાયછે. એને મળમાસ–પુરુષોત્તમમાસ પણ કેછે.

**અધિકરણ,** ન૦ [ સં૦ ] જે ઠેકાણે–જે ઉપર–જેમાં એકાદો પદાર્થ રે છે અથવા એકાદિ ક્રિયા થાય છે તે. ૨ ( વ્યાકરણમાં ) સમાસ–સ્થળ બતાવનારો સપ્તમિ વિભક્તિનો જે અર્થ તે. ૩ આધાર; આશ્રય.

**અધિકાઈ,** સ્ત્રી૦ અધિકપણું; વિશેષત્વ. ૨ મોટાઈ; ચડતી; ઉત્કર્ષ. [ જે વિશેષ અઙ્ગ તે.

**અધિકાઙ્ગ,** ન૦ [ સં૦ ] છઠ્ઠી આંગળી અથવા એવું

**અધિકાધિક,** વિ૦ [ સં૦ ] અધિક અધિક; ઘણું ઘણું.

**અધિકાર,** પુ૦ [ સં૦ ] સરકાર–દરબારથી સોંપવામાં આવેલું કામ; સરકારથી પ્રાપ્ત થયલી પદવી; કારભાર. ૨ સત્તા; હક. ૩ અમુક ગુણ સમ્પાદન કીધાથી અથવા અમુક કામ કરેથી જે યોગ્યતા પ્રાપ્ત થાયછે તે. ૪ ધણીપણું; સ્વામિત્વ; અખત્યાર.

**અધિકારી,** વિ૦ [ સં૦ ] જેને એકાદો અધિકાર મળ્યો હોય તે; કારભારી. ૨ હકદાર. ૩ ધણી; ઉપરી; મુખી. રાજ્યાધિકારી–રાજ્ય ચલાવવું એ જે અધિકાર તેનો ધારણ કરનારો–રાજા.

**અધિકૃત,** વિ૦ ધા૦ [ સં૦ ] અધિકાર સોંપવામાં આવેલો છે જેને તે. ૨ ધારેલું; જેનો ઇરાદો કરેલો હોયે તેવું. [ વિશેષ.

**અધિકોત્તર** વિ૦ [ સં૦ ] શિરસ્તાથી વધારે; ઘણું;

**અધિક્રમણ,** ન૦ [ સં૦ ] ચઢાઈ; હુમલો.

**અધિગત,** વિ૦ ધા૦ [ સં૦ ] જાણી લીધેલું. ૨ પ્રાપ્ત.

**અધિદૈવિક,** [ સં૦ ] **આધિદૈવિક.**

**અધિપ,** પુ૦ [ સં૦ **અધિ; પ**–રક્ષણકરનારો ] રાજા ( લઙ્કાધિપ ); મુખી; માલિક; ધણી.

**અધિપતિ,** પુ૦ [ સં૦ ] ઉપરી; મુખી; રાજા ( ગ્રામાધિપતિ, દેશાધિપતિ, રાજ્યાધિપતિ ઇ૦ ). ૨ નિયમિત કાલે નિકળતા પત્ર–પુસ્તકનો મુખ્ય લખનારો.

**અધિભૌતિક,** [ સં૦ ] **આધિભૌતિક.**

**અધિમાંસ,** પુ૦ [ સં૦ ] આંખ–દાઢસમ્બન્ધી એક રોગ.

**અધિરોહણ,** ન૦ [ સં૦ ] ચઢાણ.

**અધિરોહણી,** સ્ત્રી૦ [ સં૦ ] સીડી; દાદર.

**અધિયો,** પુ૦ બુદ્ધિહીણ પુરુષ; ઠોઠ; ડફ્ફો.

**અધિરાજ,** પુ૦ [ સં૦ ] ચક્રવર્તી રાજા; રાજાધિરાજ.

**અધિવાસ,** પુ૦ [ સં૦ ] પડોસી. ૨ રેનાર. ૩ રેઠાણ; ઘર. ૪ ઉપર પેરવાનું વસ્ત્ર. ૫ લાંઘો ઘાલવો તે. ૬ સુગન્ધિ લગાડવી–વસ્ત્ર પેરવાં તે. ૭ એકાદાં શુભ કર્મ સમ્બન્ધી જે પ્રથમ ક્રિયા તે.

**અધિવાસન,** ન૦ [ સં૦ ] દેવની પ્રતિષ્ઠા કરવી તે; માનથી બોલાવી બેસાડવું તે. ૨ પૂજનાદિ કર્મની આગમજ સર્વ સામગ્રીને મન્ત્ર ભણી પાણી છાંટી પવિત્ર કરવી તે; અભિસિઞ્ચન. ૩ શરીરે સુગન્ધિ લગાડવી–વસ્ત્ર પેરવાં તે. [ ઉત્સવ; તેહવાર.

**અધિવાસર,** પુ૦ [ સં૦ ] ઉત્તમ દિવસ; ટાણું; ઓ-

**અધિવેદન,** ન૦ [ સં૦ ] એકપર બીજી સ્ત્રી પરણવી તે.

**અધિષ્ઠાતા** વિ૦ [ સં૦ ] મુખ્ય કરી થાપેલું એવું તે. (દેવ, રાજા, કારભારી ઇ૦).
**અધિષ્ઠાન, ન૦** [ સં૦ ] રેવું તે; રેવા–હોવાનું ઠેકાણું. ૨ ઉપરીપણું; સત્તા. ૩ શેહેર. ૪ કાયદો.
**અધિષ્ઠિત, વિ૦ધા** [ સં૦ ] મુખ્ય કરી થાપી બેસાડેલું; મુખી થઈ રેતું. ૨ વસેલું. [ ચ્યું–ભણ્યું હોય તે.
**અધીત, વિ૦ધા૦** [સં૦] વાંચેલું; ભણેલું. ૨ જેણે વાં-
**અધીન, વિ૦** [સં૦] આધીન.
**અધીર, વિ૦** [સં૦] ધીરજ વનાનું; આકળું; ઉતાવળું. ૨ વિશ્વાસ ન કરે તે; જેને પતીજ પડતી ન હોય તે. ૩ અવિચારી; મૂર્ખ; ચલિત થયાં કરે તેવું.
**અધીર, સ્ત્રી૦** [સં૦ **અધૈર્ય** ] અણપતીજ; અણવિશ્વાસ. ૨ ઉતાવળ; અકળામણ.
**અધીરતા, સ્ત્રી૦** અધીરપણું.
**અધીરા, સ્ત્રી૦** [સં૦] ઘણી આકળી–કોપ પ્રગટ કરે તે સ્ત્રી–નાયિકા કાવ્યશાસ્ત્રમાં અધીરા બે પ્રકારની છે–**મધ્યાધીરા,** પોતાના પ્રિયનો દોષ જોઈ તેને કઠોર વાણીથી મેણાં મારે છે અને **પ્રૌઢાધીરા,** તેને તિરસ્કારથી પાણીથી પાતળો કરી નાખેછે તથા વળાએ ઉછળી ઉછળીને વળગાઝુમી કરેછે.
**અધીરાઈ, સ્ત્રી૦** ધીરજ–સબુરી નહિ તે. ૨ અણવિશ્વાસ.
**અધીરુ, વિ૦** [ સં૦ **અધીર** ]. [ ધિરાજ.
**અધીશ–શ્વર, પુ૦** [ સં૦ ] મુખ્ય ઉપરી; રાજા; રા-
**અધુના, અ૦** [ સં૦ ] આ વખતે; હમણાં; હવે.
**અધુર,** નીચલો ઓડ. [ ગયલું.
**અધુરું, વિ૦** અપૂર્ણ; ઓછું; કમી. ૨ તૂટક; વચમાંથી
**અધુરે ગયું, અધુરેજવું.**
**અધુરેજવું; ક્રિ૦ અ૦** પૂરા નવ મહિનાની મુદત પેલાં સ્ત્રીના ગર્ભનું બાર નિકળી પડવું; ગરભ પડવો; કસુવાવડ થવી.
**અધેડ, વિ૦** ઉતરતી જુવાનીવાળું–તીસની ઉપર તે ચાળીસ સુધીનું ( માણસ ); અધવડ; આધેડ; અધાડ.
**અધેલી, સ્ત્રી૦** અડધો રૂપિયો.
**અધેલો, પુ૦** અડધો પૈસો; અડધો જૈ.
**અધૈર્ય, ન૦** [ સં૦ ] ધૈર્ય–ધીરજ નહિ તે; ઉતાવળ; અસ્થિરતા; ચંચળતા.
**અધોગતિ, સ્ત્રી૦** [ સં૦ **અધ:**–નીચે; **ગતિ** ] મરણ પછી નરકવાસ થવો તે–ભૂતયોનિમાં જવું તે. ૨ પડતી હાલત. [ સ ); અધેડ.
**અધોટ–ડ, વિ૦** ઉતરતી જુવાનીમાં આવેલું ( માણ-
**અધોડું, ન૦** મુએલું ઢોર લઇ જઇ તેના બદલામાં ચામડું આપવું તે.
**અધોબિન્દુ, ન૦** [ સં૦ ] આપણે જ્યાં ઊભા હોઇયે ત્યાંથી સિદ્ધું આકાશના નીચલા ગોળાર્દ્ધમાં જે બિન્દુ તે ( એનું ઉલટું **શિરોબિન્દુ** ).
**અધોમુખ, વિ૦** [ સં૦ ] મોઢું ઊંધું હોય તેવું. ૨ નીચે જોતું ( લાજ વગેરેથી ).
**અધોવાયા, પુ૦** ઢોરને વેચવા લેવાનો ધન્ધો કરનારા. ૨ ગાડીયોને ભાડે ફેરવે તે.
**અધોવાયુ, પુ૦** [ સં૦ ] પાછલી–ગુદા વાટેથી નિકળતો પવન; વા છુટવો તે; પાદવું તે; અપાન.
**અધોલોક, પુ૦** [ સં૦ ] પૃથ્વીની નીચે રેનાર લોક ( પાતાળવાસી ).
**અધોળ, વિ૦** એક શેરના સોળમા અથવા નવટાંકના અડધાભાગ જેટલું–હિસાબ ગણતરીમાં એક આનાભાર ગણાય છે.
**અધોળી, સ્ત્રી૦** અધોળ જેટલું વજન–કાટલું.
**અદ્ધર, અ૦** એકાદા આધારથી અળગું; અતરઝું; લટકતું.
**અધ્યક્ષ, પુ૦** [ સં૦ ] ઊપરીપણું કરનાર; ઉપરથી તપાસ રાખનાર. ( સભાનો અધ્યક્ષ, તે પ્રમુખ–સરનશીન પણ કેવાય છે.) ધર્મા–ધના–સૈન્યા–ગ્રામા–ગૃહા–શાલા–કર્મા–ન્યાયાધ્યક્ષ. **વિ૦** નજર આગળ હોય તેવું; સમક્ષ.
**અધ્યક્ષર, પુ૦** [ સં૦ ] ૐકાર; પ્રણવ. [અભ્યાસ; પાઠ.
**અધ્યયન, પુ૦** [સં૦] ભણવું–પાઠ કરવો–ગોખવું તે. ૨
**અધ્યાત્મ, ન૦** [ સં૦ ] આત્માની જ્ઞાનશક્તિ અથવા તેનું સાધન. **અધ્યાત્મજ્ઞાન**–આત્મજ્ઞાન. ૨ બ્રહ્મજ્ઞાન.
**અધ્યાત્મિક, વિ૦** [સં૦] આત્મા–પરમાત્મા સમ્બન્ધી.
**અધ્યાપક, પુ૦** [ સં૦ ] અધ્યયન કરાવનારો; વેદ શાસ્ત્ર ભણાવનારો ગુરુ.
**અધ્યાપન, ન૦** [ સં૦ ] ભણાવવું તે.
**અધ્યાય, પુ૦** [ સં૦ ] ગ્રન્થનો એક ભાગ; પ્રકરણ; સર્ગ; પર્વ; બાબ. [ સીનો ગોર; મોબેદ.
**અધ્યારુ, પુ૦** ભણાવનારો; મેતાજી; ગુરુ. ૨ પાર-
**અધ્યારોપ, પુ૦** [ સં૦ ] એકના ગુણ બીજાનામાં આણવા તે. ૨ વૃથા ભાસવું તે; નિમિત્ત; આવરણ. " જુક્ત ભલી સમજાવા મંન, એજ અખા અધ્યારોપ અન્ય ". ૩ જુઠું આળ.
**અધ્યાસ, પુ૦** [ સં૦ ] મિથ્યાભાસ; ભ્રમ. "અખા ચાલ્યો મન માયા તણો, દ્વૈત અધ્યાસ સહુને છે ઘણો ". ૨ સમ્બન્ધભાવ રહિત–ઉણ્ડો વિચાર તે. ૩ નિરન્તર જે એકજ ધ્યાન–લક્ષ તે.
**અધ્યાહાર, પુ૦** [ સં૦ ] સ્પષ્ટ ન દેખડાવેલું પણ મુકી દિધેલું તે ( વાક્યનો અર્થ પૂરો સમજવાને પોતાની સમજથી નવો શબ્દ ઉમેરવો પડે છે ).
**અધ્યો, પુ૦** [ સં૦ **અધ્યાય** ].
**અધ્રકણ, ન૦** જે ખાટી વસ્તુથી દૂધનું દહીં થાય તે; મેળવણ; આખરણ. દહીં, છાસ, લીમ્બુ વગેરેનું અધ્રકણ હોય છે. [ ભેળવું; આખરવું.
**અધ્રકવું, ક્રિ૦ સ૦** દહીં બનાવવા સારુ દૂધમાં અધ્રકણ

**અધ્વર, પુ૦** [ **સં૦** ] યજ્ઞ. [ ૨ મુખી; ઉપરી.

**અધ્વર્યુ, પુ૦** [ **સં૦** ] યજ્ઞ કરાવનારો મુખ્ય બ્રાહ્મણ.

**અન્, અ૦** [ **સં૦** ] નહિ; વિના; વગર.

**અનકૂળ, વિ૦** [ **સં૦ અનુકૂલ.** ]

**અનક્ષર, વિ૦** [ **સં૦** ] અભણેલ; મૂર્ખ; અક્ષરશૂન્ય.

**અનગળ, વિ૦** અનર્ગળ; પુષ્કળ; ઘણું.

**અનઘ, વિ૦** [ **સં૦** ] પાપ–દોષ–ખોડ વગરનું.

**અનઘડ, અણઘડ.**

**અનઙ્ગ, પુ૦** [ **સં૦** ] સ્ત્રી પુરુષમાં પરસ્પર મળવા માટે જે પ્રેમનો જોસ્સો થાય છે તે; કામ; મદન. **૨** કામદેવ. **ન૦** આકાશ. ૨ મન.

**અનઙ્ગળ,** [ **સં૦** ] અનર્ગળ; પુષ્કળ; અપાર; ઘણું. "આ ખેપે હું ઘણું કમાયો, ભર્યો અનઙ્ગળ માલ" ( કાવ્યદોહન ).

**અનતદોરો, પુ૦** અનન્તની રક્ષાનિમિત્ત જે ચૌદ ગાંઠનો દોરો ભાદરવા સુદ ચૌદસે જમણે હાથે બાંધવામાં આવે છે તે.

**અનધ્યાય, પુ૦** [ **સં૦** ] વેદનું અધ્યયન બન્ધ રાખવું તે. ૨ વેદાધ્યયન બન્ધ રાખવાના દાડા.

**અનન્ત, પુ૦** [ **સં૦** ] વિષ્ણુ; રુદ્ર; બ્રહ્મ. ૨ શેષનાગ. ૩ આકાશ. ૪ શ્રાવકનો ચૌદમો તીર્થઙ્કર.

**અનન્ત, વિ૦** [ **સં૦** ] અન્ત–પાર–છેડા વગરનું. અનન્ત કાળ–સ્થળ–સઙ્ખ્યા.

**અનન્તચૌદસ, સ્ત્રી૦** ભાદરવા સુદ ચૌદસ; શેષ–શેષશાયીનું વ્રત. **અનતદોરો** શબ્દ જોવો.

**અનન્તતા, સ્ત્રી૦** [ **સં૦** ] અનન્તપણું; અનાદ્યન્તતા; હમ્મેશગી; નિત્યતા.

**અનન્તર, વિ૦** [ **સં૦** ] અન્તર વનાનું; છેક્જ પાસેનું. **અ૦** ત્યારપછી.

**અનન્તરાશિ, સ્ત્રી૦** [ **સં૦** ] જેમાં પદની સઙ્ખ્યા અનન્ત હોય તે ગણિત ( ત્રિરાશિ, પઞ્ચરાશિ તેમ અનન્તરાશિ ).

**અનન્તશ્રેઢી-ણી, સ્ત્રી૦** જેમાં એક પછી એક એમ અનન્ત સઙ્ખ્યા ચડતી અથવા ઉતરતી ગણવાની હોય તે.

**અનનાસ, અન્નાસ.**

**અનન્ય, વિ૦** [ **સં૦** ] બીજું જૂદું નહિ તે; તેજ એક. **અનન્યગતી**–બીજો ઉપાય–રસ્તોજ નહિ પણ એકજ તે ( શરણે જવાનો–મુકિત પામવાનો ). **અનન્યભક્તિ**–ઘણાંની નહિ પણ એક અમુકનીજ જે ભકિત તે. **અનન્યભાવ**–એકનાજ ઉપર અથવા એકજ જે ભાવ તે. ૨ બ્હાર ને ભિતર એકસરખો જે ભાવ તે.

**અનન્વય, પુ૦** [ **સં૦** ] એક અર્થાલઙ્કાર જેમાં ઉપમેય તેજ ઉપમાન હોય છે. સમુદ્ર સરખો તે એક સમુદ્રજ છે. વિક્રમ તે વિક્રમ, તે તે તેજ.

**અનપેક્ષ, વિ૦** [ **સં૦** ] જેને ઇચ્છા ન હોય–જેણે ઇચ્છયું ન હોય તે ( જન ). **વિ૦ધા૦ અનપેક્ષિત**–ઇચ્છેલું નહિ તેવું ( કંઇક ).

**અનભ્યસ્ત, વિ૦ધા૦** [ **સં૦** ] અભ્યાસ ન કરેલો હોય તે.

**અનભ્યાસ, પુ૦** [ **સં૦** ] અભ્યાસ–મહાવરો નહિ તે.

**અનમતું, વિ૦** અણમાનીતું; અણગમતું; નાપસન્દ. ૨ શોકાતુર; દલગીર.

**અનમી, વિ૦** કોઇને નમે–પત કરે નહિ તે.

**અનર્ગળ, વિ૦** [ **સં૦ અન્**–નહિ; **અર્ગલ**–બારણું દેવાનો આગળો ]. બન્ધ ન પડે તેવું; અટકે નહિ તેવું; પુષ્કળ; પાર વિનાનું.

**અનર્થ, પુ૦** [ **સં૦** ] ખોટો–ઊંધો અર્થ. તેણે તો અર્થનો અનર્થ કર્યો. ૨ અતિ દુઃખદાયક પ્રસઙ્ગ; મોટો જુલમ; મોટી આફત. આગ, રેલ, મરકી એ મોટા અનર્થ છે. રાજાએ મોટો અનર્થ કરવા માંડ્યો. ૩ નાશ; હાનિ; દુઃખ.

**અનલ, પુ૦** [ **સં૦** ] અગ્નિ. ક્રોધા–વિરહા–ક્ષુધાનલ. ૨ એક પક્ષી (એ પૃથ્વીપર આવતુંજ નથી). "જેમ અનલ અવનિપર નાવે કયમે, અખા ભૂચર તે ભૂપર ક્ષમે."

**અનવટ, અણવટ.**

**અનશન, ન૦** [ **સં૦** ] ખાધાવગર રેવું તે; ઉપવાસ.

**અનહદ, વિ૦** [ **સં૦ અન્ ને આ૦ હદ** ] હદ વગરનું. પ્રાણ સાધનાથકી સોહમ્ સોહમ્–તે હું તે હું એવા અર્થની શબ્દધ્વનિ. શ્વાસોચ્છ્વાસ અખણ્ડ થયાં કરે તેનેમાટે એ શબ્દ વપરાય છે.–અનહદ નાદ, અનહદ નોબત–નાદ. [ ફાયદો.

**અનહિત, ન૦** [ **સં૦** ] અકલ્યાણ; નરસું; માઠું; ગેર-

**અનાગત, વિ૦ ધા૦** [ **સં૦** ] ન આવેલું; ૨ ભવિષ્ય સમ્બન્ધી. [ નીતિ; કુચાલ.

**અનાચાર, પુ૦** [ **સં૦** ] નહિ સારો આચાર તે; અ-

**અનાચારી, વિ૦** [ **સં૦** ] દુરાચારી; અનીતિમાન્.

**અનાજ, ન૦** [ **સં૦ અન્ન** ] કેટલાક તરુ–છોડવાનાં બી, જેને માણસ માત્ર અને કેટલાંક પશુ પક્ષી ખાવાના ઉપયોગમાં લાવે છે તે–ઘઉં, ચોખા, દાળ, જુવાર, બાજરી, મકઈ, ચણા, મગ વગેરે.

**અનાડી, વિ૦** [ **હિ૦** ] જઙ્ગલી; મૂર્ખ; ગવાંર. ગમાર; જડ.

**અનાથ, વિ૦** [ **સં૦** ] જેને માથે ધણી–આશ્રય આપનારું નથી તે ( જન ); દીન; નિરાધાર; લાચાર. અનાથ પ્રેત–જે મુડદાંનું કોઈ વાલી વારસ નહિ તે. **સ્ત્રી૦** ગરીબાઇ; દળદર. 'ઘરમાં અનાથ વ્યાપી સર્વત્ર, તે લઈ આવી તુળસીનું પત્ર' ( પ્રે૦ ).

**અનાદર, પુ૦** [ **સં૦** ] આદર નહિ તે; અપમાન; બેઆબરુ; તિરસ્કાર. ૨ અભાવ; અપ્રીતિ; બેદરકારી; કણ્ટાળો.

**અનાદિ, વિ૦** [ સં૦ ] જેને આદિ–આરમ્ભ–શરુઆત નહિ તે; જેને મૂળ–જન્મ નથી તે. **અનાદિસિદ્ધ**–ક્યારથી ને ક્યાંથી આરમ્ભ છે તે ન સમજાય તેવું; ઘણા કાળથી જે સિદ્ધજ છે તે. ઈશ્વર.

**અનાદ્યન્તત્વ, ન૦** [ સં૦ ] આરમ્ભ ને અન્ત ન હોવાપણું; નિરન્તર હોવું તે; હમ્મેશગી.

**અનાધ્યાય,** [ સં૦ અનધ્યાય ].

**અનામત, વિ૦** [ આ૦ અમાનત ] વાપરવા નહિ પણ રાખી મુકવા સારુ ભરોસા ઉપર આપેલું–લીધેલું હોય તે ( માલ–ચીજ ). ૨ સલામત; હતું તેવુંજ.

**અનામત-તી, સ્રી૦** અનામત આપેલું લિધેલું તે; થાપણ.

**અનામિક, વિ૦** [સં૦] નામ દેવાજોગ નહિ તે–ઢેડ, ભઙ્ગિયો, ખાલપો વગેરે. [ જે આંગળી તે.

**અનામિકા, સ્રી૦** [સં૦] ટચલી આંગળીની પાસેની

**અનામિષ, સ્રી૦** [ સં૦ ] માંસ વગરનું. ૨ ઉપભોગ–લાભ વગરનું.

**અનાયાસ, પુ૦** [ સં૦ ] નહિ આયાસ–શ્રમ તે.

**અનાયાસે, અ૦** મેનત વગર; સહજ; સેલથી.

**અનાર, ન૦** [ ફા૦ ] દાડેમ ફળ. ૨ આતશબાજીમાં છોડવાની કોઠી.

**અનાર્ય, વિ૦** [ સં૦ ] આર્ય નહિ એવા જે લોક તે. ૨ આબરુ વનાનું; અધમ; નીચું.

**અનાવૃત્ત, વિ૦ ધા૦** [સં૦] ઢાંકેલું નહિ તે; ખુલ્લું; ઉઘાડું. ૨ રક્ષણવનાનું.

**અનાવૃષ્ટિ, સ્રી૦** [ સં૦ ] વૃષ્ટિ ન થવી તે; બિલકુલ વરસાદ ન પડ્યો હોય તેવો કાળ; દુકાળ; ટિપણી.

**અનાસર, ન૦** [ આ૦ ] તત્વો. એ ચાર છે–આતશ, પાણી, પવન ને જમીન.

**અનાસ્થા, સ્રી૦** [ સં૦ ] આસ્થા નહિ તે; ભરોંસો ઉઠીજવો તે. ૨ બેદરકારી; ચુસ્ત ન રેતાં બેપરવા થવું તે.

**અનાહાર, પુ૦** [સં૦] આહાર નહિ તે. ભુખ્યાં રેવું તે; ઉપવાસ; લાંઘણ. [ ૨ ન ધારેલું.

**અનાહૂત, વિ૦ ધા૦** [ સં૦ ] વગર તેડેલું–બોલાવેલું.

**અનિચ્છ, વિ૦** [સં૦] જેને ઇચ્છા નથી તે; નિસ્પૃહ; બેપરવા.

**અનિચ્છપ્રારબ્ધ, ન૦** [ સં૦ ] આમ થાય તો સારું એવી ઇચ્છા ન કરી હોય ને તેમ બને એવું જે પ્રારબ્ધ તે. (સ્વેચ્છા પ્રારબ્ધ ને પરેચ્છા પ્રારબ્ધ પણ કેવાય છે).

**અનિત્ય, વિ૦** [ સં૦ ] નિત્ય–હમ્મેશનું નહિ તે; અલ્પ કાળનું; ક્ષણિક. ૨ મિથ્યા; જૂઠું.

**અનિન્દિત, વિ૦ધા૦** [ સં૦ ] નિન્દાયલું નહિ તે.

**અનિન્દ્ય, વિ૦** [ સં૦ ] નિન્દા કરવા જોગ નહિ તે; નિષ્કલઙ્ક; નિર્દોષ.

**અનિમેષ, વિ૦** [ સં૦ ] જેની આંખ કોઈ વાર પણ મિચાતી–પલકારો કરતી નથી તે–ઇન્દ્રાદિ દેવ–માછલું ઈ૦ [ સ્થિર; અનિયમિત.

**અનિયત, વિ૦** [ સં૦ ] ઠરેલું નહિ તે; ચઞ્ચળ; અ-

**અનિયમિત, વિ૦** [ સં૦ ] નિયમ પ્રમાણે ન હોય તેવું.

**અનિર્વચનીય-વાચ્ય, વિ૦** [ સં૦ ] વર્ણન ન કરી શકાય તે. ૨ બોલવા જોગ નહિ તેવું.

**અનિર્વાહ, પુ૦** [ સં૦ ] નિર્વાહ ન થતો હોય તે સ્થિતિ.

**અનિલ, પુ૦** [ સં૦ ] વાયુ; પવન.

**અનિવાર, વિ૦** [સં૦ અનિવાર્ય ] દૂર કરી–ટાળી શકાય નહિ તે. ૨ અતિશય; ઘણુંજ; અપાર; અનન્ત.

**અનિવૃત્ત, વિ૦** [ સં૦ ] નિવૃત્ત નહિ તે.

**અનિશ્ચિત, વિ૦** [ સં૦ ] નિશ્ચય વગરનું.

**અનિષ્ટ, વિ૦** [ સં ] વાલું–રુચિકરતું નહિ તે. ૨ અભાગ્ય. ૩ અલાભ; હાનિ. ૪ અપરાધ.

**અનીક, ન૦** [ સં૦ ] સૈન્ય; ફોજ. ૨ સમુદાય; જથો. ૩ મોડાનો–આગલો ભાગ.

**અનીઠ, વિ૦** નીઠે–ઘટે નહિ તેવું; અપાર. " મોડે ફુલ ને પાછળ અદીઠ, ખપે ખરું ને રહે અનીઠ."

**અનીત, વિ૦** [સં૦ અનિત્ય]. ૨ [સં૦ અનીતિ].

**અનીતિ, સ્રી૦** [ સં૦ ] નીતિ નહિ તે; દુરાચાર; દુર્ગુણ; અવિવેક.

**અનીશ્વર, પુ૦** [ સં૦ ] ઇશ્વર નહિ તે. ૨ જગત્કર્તા કોઇ ઇશ્વર ન હોવો તે. **અનીશ્વરભાવ-વાદ.**

**અનીસું,** અણીસું.

**અનુ, અ૦ ઉ૦** [ સં૦ ] પછી; પછવાડે. ૨ સાથે. ૩ તેમજ; સરખું. ૪ નીચું; ઉતરતું. ૫ ભાગમાં. ૬ દરએક. ૭ પાસે. ૮ નિયમસર. [ ગ્રહ.

**અનુકમ્પા, સ્રી૦** [ સં૦ ] દયા; કૃપા, કરુણા. ૨ અનુ-

**અનુકરણ, ન૦** [ સં૦ ] એકના જેવું બીજું કરવું તે; નકલ. જાનવરની બોલી બોલવી, પડઘા વાગવા વગેરે એ સહુ અનુકરણ છે. ધબાધબ, સડાસડ, ભડાભડ, તડતડ, ખડખડ, એ અનુકરણ શબ્દો છે. ખળખળવું, ખડખડવું, ખદબદવું વગેરે, એ અનુકરણ ક્રિયાપદો છે.

**અનુકાઙ્ક્ષા, સ્રી૦** [ સં૦ ] ઇચ્છા; આશા.

**અનુકૂળ, વિ૦** [ સં૦ અનુકૂલ ] મળતું આવવું તે; સરખું–(તે) પ્રમાણે હોવું તે. તમારું બોલવું શાસ્ત્રના મતને અનુકૂળ છે. ૨ સ્થિતિ–સમય પ્રમાણે ઘટતું–બન્ધ બેસતું હોવું–આવવું. ત્યાં જવાનું તેને અનુકૂળ નહિ પડે, આ વખત નાણું કાડવાનું કોઇને અનુકૂળ નહિ આવે. ૩ ગમતું; પસન્દ પડતું. તે વાત તેને અનુકૂળ પડવાનીજ. ૪ કૃપાળુ; મેહેરબાન. ઇશ્વર તેને અનુકૂળ છે. **અનુકૂળનાયક**–મન, વાણી, કર્મથી એકજ સ્રીને વિશેષે પણિયત સ્રીનેજ પ્રેમથી વળગી રહેલો પુરુષ તે ( કાવ્યશાસ્ત્રમાં ).

**અનુકૂળતા, સ્ત્રી૦ [ સં૦ ]** અનુકૂળપણું. સ્થિતિ-સમય-નાણાં વગેરેની અનુકૂળતા.

**અનુક્ત, વિ૦ [ સં૦ ]** ઉક્ત-કહેલું નહિ તે; અકથિત. ૨ અસાધારણ.

**અનુક્રમ, પુ૦ [ સં૦ ]** એક પછી એક એમ ચડતાં ઉતરતાં અથવા આગળ પછવાડે રેવાનો જે સમ્બન્ધ તે. ૨ પદ્ધતિ; ગોઠવણ. ૩ એ નામનો અર્થાલઙ્કાર. "તે અબળાને, મમ ભગિનીને, હું દેખું ને, હરિ લઈ જવા, મનમાં ધારે" (નર્મકવિતા).

**અનુક્રમણિકા, સ્ત્રી૦ [ સં૦ ]** ગ્રન્થમાં ફલાણી બાબત ફલાણે પાને છે એ દેખાડનારી જે યાદી-ટીપ તે; સાંકળિયું; સૂચિપત્ર. [વારે.

**અનુક્ષણ, અ૦ [સં૦]** ક્ષણે ક્ષણે; પળે પળે; વારે

**અનુખું, વિ૦** અસલ પોતાનું ખરું હોય તેથી જૂદું; નોખું; અનુખો વેશ.

**અનુગમન, ન૦ [ સં૦ ]** પાછળ જવું તે. ૨ સ્ત્રીએ સતિ થઈ ધણી પછવાડે બળી મરવું તે; સહગમન.

**અનુગામી, વિ૦ [ સં૦ ]** પાછળ જનાર-રેનાર. ૨ એકની મતિ-ઇચ્છા પ્રમાણે જે બીજો વર્તે તે. ૩ દાસ; સેવક; આશ્રિત.

**અનુગ્રહ, પુ૦ [ સં૦ ]** દેવ-ગુરુએ કોઈના ઊપર પ્રસન્ન થઈ તેને પોતાનું કરવું તે; સ્વીકાર; કૃપા; હાથ ઝાલવો તે. ૨ વરદાન; ઉપદેશ. ૩ સહાય; સમ્બન્ધ; સાથે હોવું-રેવું તે.

**અનુગ્રહી, વિ૦ [ સં૦ ]** જેનો અનુગ્રહ થયો હોય તે.

**અનુગ્રાહક, વિ૦ [ સં૦ ]** અનુગ્રહ કરનાર.

**અનુગ્રાહ્ય, વિ૦ [ સં૦ ]** અનુગ્રહ કરવા જોગ.

**અનુચર, પુ૦ [ સં૦ ]** સેવક; દાસ.

**અનુચિત, વિ૦ [સં૦]** ઉચિત-ઘટતું-યોગ્ય નહિ તે.

**અનુચિન્તન, ન૦ [સં૦]** વારે વારે ચિન્તન કર્યાં કરવું તે.

**અનુછ, ન૦** સીતાફળ.

**અનુછડી, સ્ત્રી૦** સીતાફળી.

**અનુજ, પુ૦ [ સં૦ ]** પાછળથી જન્મેલો તે; નાનો ભાઈ; કનિષ્ટ બન્ધુ. **અનુજા**-પાછળથી જન્મેલી તે (બેન).

**અનુજીવી, વિ૦ [સં૦]** કોઈને આધારે પોતાનું ભરણપોષણ કરનાર-સ્ત્રી, પુત્ર, દાસદાસી ઇ૦; આશ્રિત; તાબેદાર.

**અનુજ્ઞા, સ્ત્રી૦ [સં૦]** એકાદી આજ્ઞા; હુકમ; ફરમાન. ૨ અનુમતિ; રજા. ૩ એ નામનો એક અલઙ્કાર-દોષમાંથી પણ ગુણ કરીલેવાને દોષ ઇચ્છવો તે-પ્રભુ વિપત્તિમાં નાખ કે તારું સ્મરણ કરિયે.

**અનુતાપ, પુ૦ [સં૦]** પશ્ચાત્તાપ; પસ્તાવો; જીવ બળ્યાં કરવો તે.

**અનુત્તમ, વિ૦ [સં૦]** સહુથી સરસ; શ્રેષ્ઠ.

**અનુત્તર, વિ૦ [સં૦]** ઉત્તર આપવાને જે અશક્ય તે (જન). ૨ ઉત્તર ન આપી શકાય તેવું (પ્રશ્ન). ૩ જેના સરખું બીજું ન હોય તે; શ્રેષ્ઠ.

**અનુત્પત્તિ, સ્ત્રી૦ [સં૦]** ઉત્પત્તિ ન હોવી-થવી તે.

**અનુત્સાહ, પુ૦ [ સં૦ ]** એકાદા કામમાં-વિષે ઉત્સાહ ન હોવો તે.

**અનુદાત્ત, વિ૦ [ સં૦ ]** નીચે સ્વરે ઉચ્ચારેલો (વર્ણ)-ઉદાત્ત, અનુદાત્ત ને સ્વરિત.

**અનુદિત, વિ૦ [સં૦]** ઉદય ન પામેલું; ઉગેલું નહિ તે.

**અનુદિન, અ૦ [ સં૦ ]** પ્રતિદિન; દરરોજ.

**અનુદ્‌ભુત, વિ૦ [સં૦ અન્; ઉદ્‌ભુત ]** બાર ઉગી નિકળેલું નહિ તે; થયલું નહિ તે.

**અનુધ્વનિ, સ્ત્રી૦ [ સં૦ ]** વાજીંત્ર વાગતું બન્ધ થયા પછી પણ જે આછી ધ્વનિ નિકળ્યાં કરે તે.

**અનુનાસિક, વિ૦ [ સં૦ ]** મુખ તથા નાસિકા એ બેથી ઊચ્ચાર થતા હોય તે (અક્ષરો)-ઙ, ઞ, ણ, ન, મ.

**અનુપ, વિ૦** અનુપમ.

**અનુપકારી, વિ૦ [ સં૦ ]** ઉપકાર કરી જાણે નહિ તે; જેની, કોઈનું સારું કરવા ઉપર વૃત્તિ નહિ તે. ૨ થયલા ઉપકાર ન માને તે; પાડ ન વાળતાં ઉલટું ખોટું કરે તે; કૃતઘ્ની; નિમકહરામ. ૩ નકામું; ફાયદો ન કરે તેવું.

**અનુપમ, વિ૦ [ સં૦ ]** જે બીજા કોઈ સાથે સરખાવી શકાય નહિ તે; જેને સારુ કોઈ ઉપમા ન હોય તે; અતુલ્ય; સર્વોત્કૃષ્ટ; અપૂર્વ.

**અનુપમેય, વિ૦ [ સં૦ ] અનુપમ.** [નિરર્થક.

**અનુપયોગી, વિ૦ [ સં૦ ]** નહિ ઉપયોગી; નકામું;

**અનુપસ્થિત, વિ૦ ધા૦ [ સં૦ ]** ભણેલું યાદ ન હોય તે; વિસ્મરણ થયલું.-વિદ્યા, કિસબ વગેરે.

**અનુપળ, ન૦ [ સં૦ ]** પળનો સાઠમો ભાગ.

**અનુપાન, ન૦ [ સં૦ ]** જે વસ્તુની સાથે-મારફતે અથવા જે વસ્તુમાં મેળવીને ઓસડ ખાવા-પીવામાં આવતું હોય તે વસ્તુ-ખાંડ, મધ, પાણી વગેરે. ૨ કરી; પરેજી; પથ્ય. [કરવો તે.

**અનુપ્રવેશ, પુ૦ [ સં૦ ]** એક પછી એક એમ પ્રવેશ

**અનુપ્રાસ, પુ૦ [ સં૦ ]** શબ્દાલઙ્કાર. સ્વર-વર્ણ-શબ્દની જે પુનઃ પુનઃ આવૃત્તિ થયાં કરે તે. એના પાંચ ભેદ છે. **છેકાનુપ્રાસ**-વ્યઞ્જનોનું સરખાપણું એકજ વેળા અનુક્રમે અથવા વ્યુત્ક્રમે આવ્યું હોય તે (વ્યઞ્જનોની વચમાં એકજ સ્વરનું અન્તર જોઇએ) નમન, મનન, રસ સર. **વૃત્યનુપ્રાસ**-અનેક વ્યઞ્જનોની ક્રમથી અથવા ક્રમભેદથી ઘણી આવૃત્તિ થાય તે. **શ્રુત્યનુપ્રાસ**-વર્ણ જુદા પણ એકજ સ્થાનના (દન્ત, તાલુ

વગેરેના) હોય તે. **અન્ત્યનુપ્રાસ**-અન્ત્યસ્વર સાથે વ્યઞ્જનનું એકસરખું મળવું થાય તે. **લાટાનુપ્રાસ**-એક અથવા વધારે શબ્દોની તેજ અથવા જુદા અર્થમાં પુનરુક્તિ હોય તે (હિન્દીમાં સ્વરની આવૃત્તિ તે ઝડ, વર્ણની તે **વર્ણસગાઈ** ને શબ્દની તે **ઝમક** કેવાય છે).

**અનુબન્ધ, પુ૦ [ સં૦ ]** મૂળથી છૂટો ન પડે તેવો શબ્દ. ૨ સમ્બન્ધ; સગાઇ. ૩ બન્ધન; જઞ્જાળ. ૪ ધાતુ; પ્રત્યય.

**અનુભવ, પુ૦ [ સં૦ ]** અભ્યાસ-અવલોકન-કાર્યથી જે જ્ઞાન મેળવેલું તે અથવા જે કંઈ નક્કી કરેલું તે; જાતે જાણી લીધેલું-નક્કી કરેલું તે. ૨ તપાસ; અજમૂદો; પ્રયોગ; અજમાએશ. ૩ અભ્યાસ; માવરો; ટેવ. ૪ ઉપભોગ; વિતેલું તે. **અનુભવરસિક**-જાતે અનુભવ કરેલો-પોતે કામમાં પડેલો એવો રસિક. **અનુભવસિદ્ધ**-અનુભવથી સિદ્ધ કરેલું એવું.

**અનુભવવું, ક્રી૦ સ૦** અનુભવ કરી લેવો.

**અનુભવી, વિ૦ [ સં૦ ]** જેને અનુભવ થયો હોય તે.

**અનુભાવ, પુ૦ [ સં૦ ]** સત્તા-પદવી-વિદ્યાથી પ્રાપ્ત થયલું મોટપણ; મહત્વ; ઠાઠ-દબદબાવાળો અધિકાર. ૨ (રસશાસ્ત્રમાં) એક પ્રકારનો **ભાવ**; રસ ઉત્પન્ન થયા પછી તેનું જે બાર દેખાવું તે અથવા જે ચિહ્નોથી રસ બાર પ્રગટ થાય છે તે.-રુવાં ઉભાં થવાં, મોનો રઙ્ગ ફરવો; આંસુ આવવાં ઇ૦ તે અનુભાવ.

**અનુભૂત, વિ૦ ધા૦ [ સં૦ ]** જેનો અનુભવ કર્યો હોય તે. ૨ જણાયલું; સમજાયલું; ઉપભોગ કરેલું; વિતેલું. ૩ સિદ્ધ; નક્કી.

**અનુમત, ન૦ [ સં૦ ]** સમ્મતિ; એકનાં મત સાથે મળતું આવેલું એવું બીજાનું જે મત તે; કબૂલ-મઞ્જુર રાખવું તે. ૨ વિચાર; ઠરાવ; હુકમ.

**અનુમતિ, સ્ત્રી૦ [ સં૦ ]** અનુમત. ૨ ચૌદસ ઉપેર પૂનેમ-જે રાત્રીયે ચન્દ્રની એક કળા ઓછી હોય તે.

**અનુમાન, ન૦ [ સં૦ ]** વાદ કરવો તે; પ્રતિજ્ઞા ઉપરથી સિદ્ધ કરવું તે. ૨ વાદ-તકરારથી જે સિદ્ધ કરેલું તે; સિદ્ધાન્ત; ઠરાવ. ૩ અટકળ; સુમાર; આસરો; તર્ક; કલ્પના. ૪ આનાકાની. ૫ એ નામનો એક અર્થાલઙ્કાર-"જ્યાં જ્યાં સ્ત્રીની નજર પડે છે ત્યાં ત્યાં અણિયાળાં તીરો પડેછેજ, માટે હું ધારું છઉં કે કામદેવ પોતાનાં બાણ મારીને બાણની આગમચ પોતે દોડી પોંચે છે."

**અનુમોદન, ન૦ [ સં૦ ]** પ્રસન્ન થઇ સમ્મત થવું તે; પસન્દ કરવું તે. ૨ સન્તોષ; પ્રસન્નતા.

**અનુયાયી, વિ૦ [ સં૦ ]** સાથે-પછવાડે ચાલનારા જે સેવકાદિ તે.

**અનુયોગી, વિ૦ [ સં૦ ]** આગલું-મુખ્ય જેની સાથે બીજું કંઇ જોડાયલું હોય તે. "રાજાનો સેવક, આંગળીનો નખ, પાપનું ફળ." એમાં રાજા, આંગળી ને પાપ એ અનુયોગી અને સેવક, નખ ને ફળ એ પ્રતિયોગી.

**અનુરક્ત, વિ૦ [ સં૦ ]** જેને અનુરાગ થયો હોય તે; આસક્ત; અત્યન્ત લીન. [લીનતા.

**અનુરાગ પુ૦ [ સં૦ ]** પ્રીતિ; આસક્તિ; લગન; પ્રેમ

**અનુરાગી, વિ૦ [ સં૦ ]** પ્રેમમાં લીન થયેલું; અનુરક્ત.

**અનુરાધા, સ્ત્રી૦ [ સં૦ ]** સત્તરમું નક્ષત્ર.

**અનુરૂપ, વિ૦ [ સં૦ ]** સરખું; મળતું આવતું; સદૃશ. ૨ પ્રમાણે; મુજબ.

**અનુલક્ષીને, અ૦** આગળથી લક્ષીને-વિચાર કરીને.

**અનુલોમ, વિ૦ [ સં૦ ]** ઉંચી જ્ઞાતિનો પુરુષ ને ઉતરતી જ્ઞાતિની સ્ત્રી, એ એના સમ્બન્ધથી ઉત્પન્ન થયલું તે. બ્રાહ્મણ તથા ક્ષત્રાણી એનાં અને ક્ષત્રી તથા વૈસ્યાણી એનાં એમ જે છોકરાં થાય તે અનુલોમ.

**અનુવાદ પુ૦ [ સં૦ ]** પોતાને-કોઇને વિષે જાહેરમાં ભાષણ કરવું તે; ગુણ-અવગુણનું કથન. ૨ મિથ્યા ભાષણ; લવારી.

**અનુવૃત્તિ, સ્ત્રી૦ [ સં૦ ]** એકાદા નિયમને જ્યાં જ્યાં તે લાગુ પડતો હોય ત્યાં ત્યાં લાગુ પાડી બતાવી આપવો તે. મૂળ ને ટીકા તેમ સૂત્ર ને અનુવૃત્તિ. ૨ સેવા; આધાર રાખવો તે. ૩ ઉપજીવિકા; ગુજરાન. ૪ નકલ.

**અનુશાસન, ન૦ [ સં૦ ]** નિયમ-ધારા-કાયદાથી બાંધી લેવું તે અથવા તે પ્રમાણે ચલાવવું તે. નિયમ; ધારા; કાયદા; શાસ્ત્ર.

**અનુષ્ટુપ્, પુ૦ [ સં૦ ]** ચરણમાં આઠ આઠ અક્ષર હોય તે છન્દ; શ્લોક. એમાં ઘણુંકરીને પાંચમો લઘુ, છટ્ઠો ગુરુ અને સાતમો (બીજા ને ચોથા પાદમાં) લઘુ તથા (પેલા ને ત્રીજામાં) ગુરુ હોય છે-વેદમાં એ છન્દનાં ચાર ચરણ નથી પણ ત્રણ છે ને તેમાં અક્ષરનો નિયમ આ પ્રમાણે છે. ૮, ૧૨, ૧૨, અથવા ૧૨, ૧૨. ૮, અથવા ૧૨, ૮, ૧૨.

**અનુષ્ટુપ્યા, વિ૦** અનુષ્ટુપ્ છન્દ હોય તેવા (શ્લોક).

**અનુષ્ઠાન, ન૦ [ સં૦ ]** ઇચ્છેલું પ્રાપ્ત કરવા સારુ એકાદા દેવ અથવા એકાદી દેવીની જે સાધના કરવી તે; એકાદી સિદ્ધિને માટે જે ક્રિયા કર્મ તે. હોમ, જપ, પૂજન ઇ૦ અનુષ્ઠાન કરવું-માંડવું એમ કેવાયછે.

**અનુસઙ્ગી, વિ૦ [ સં૦ અનુષઙ્ગ ઉપરથી ]** સમ્બન્ધી; સાથી.

**અનુસન્ધાન, ન૦ [ સં૦ ]** સાંધણ; સમ્બન્ધ. ૨ સમ્બન્ધપૂર્વક રચના. ૩ ધ્યાન; લક્ષ.

**અનુસરવું, ક્રિ૦ [ સં૦ ]** સાથે-પાછળજવું. ૨ મળતાં આવવું-એકની પેઠે બીજાયે વર્તવું (મત-વિચારમાં).

**અનુસાર,** વિ૦ [ સં૦ ] પ્રમાણે; સરખું; તેવું. શ્રમાનુસાર લાભ; આજ્ઞાનુસાર–આજ્ઞાપ્રમાણે; કર્માનુસાર–કર્મપ્રમાણે.

**અનુસ્વાર,** ન૦ [ સં૦ ] અક્ષરનો ઉચ્ચાર કીધાપછી નાકમાંથી જે અવાજ નિકળે છે ને જે બિન્દુરૂપે દર્શાવવામાં આવે છે તે. અંશ, સિંહ, સંવત્; આંક, આંસુ, શંક ઇ૦ અંક, ગંજ, કંઠ, દંત, લંબ, એમાં જે અનુસ્વાર છે તે ચમ્પાઈને બોલાય છે ને તે શુદ્ધ રીતિયે તો આ પ્રમાણે વ્યઞ્જનરૂપે બીજાની સાથે જોડીને દેખડાવાય છે–અઙ્ક, ગઞ્જ, કણ્ઠ, દન્ત, લમ્બ.

**અનુહત,** વિ૦ [ સં૦ ] વચમાં અટકે–તૂટે નહિ તે; નિરન્તર ચાલ્યાંજ કરે તે. અનુહતગજર–નાદ–ધ્વનિ. **અનુહત** તે આપણામાં **અનહદ** છે.

**અનૂઠું,** વિ૦ [ હિં૦ ] નવુંજ; અપૂર્વ.

**અનૂઢ,** વિ૦ [ સં૦ ] પરણેલું નહિ તે. **અનૂઢા**–કુંવારી.

**અનૂપ,** વિ૦ [ સં૦ ] **અનુપમ.** ૨ કિનારો; તીર. ૩ પહાડી પ્રદેશ.

**અનૃણ,** વિ૦[સં૦ **અન; ઋણ**] જેને ઋણ–દેવું નથી તે.

**અનૃત,** ન૦ [ સં૦ ] જુઠું; અસત્ય. એ શબ્દ વિશેષણ પણ છે.

**અને,** અ૦ એ શબ્દ–વાક્યને જોડે છે ને એવો અર્થ રાખે છે કે જે પ્રથમ કયેલું છે તેમાં બીજું વધારવાનું છે. જમુ અને રામુ મુમ્બઈ ગયા, તારે બોલવું અને મારે લખવું.

**અનેક,** વિ૦ [ સં૦ ] એક નહિ પણ ઘણાં; એકથી વધારે; ઘણાંએક; કેટલાંએક. **અનેકધા**–ઘણી ઘણી રીતે. **અનેકવાર**–ઘણી ઘણી વાર.

**અનેકવચન,** ન૦ [ સં૦] (વ્યાકરણમાં) એક નહિ પણ વધારે વસ્તુઓ છે એવો જે સઙ્ખ્યા બોધ તે. ઘોડો એ એક વચનમાં ને ઘોડા–ઘોડાઓ એ અનેકવચન.

**અનેકવર્ણસમીકરણ,** ન૦ [ સં૦ ] (બીજગણિતમાં) જે સમીકરણમાં બે અથવા વધારે અજાણ્યાં બીજ–અક્ષરો હોય તે.

**અનેકાર્થ,** વિ૦ [ સં૦ ] જેના અનેક અર્થ હોય તે–(શબ્દ); અનેક અર્થવાળા શબ્દ છે જેમાં તેવો (કોશ). [અનાસ.

**અનેનાસ,** ન૦ એક જાતનું ફળ; એક લીલો મેવો;

**અનેરું,** વિ૦ બીજું; અન્ય.

**અનૈક્ય,** ન૦ [ સં૦ ] ઐક્ય નહિ તે, જુદાઈ. ૨ અણબનાવ; કુસમ્પ; વિરોધ.

**અનૈયણ,** સ્ત્રી૦ અન્યાય કરનારી ( સુડાબોતેરી ).

**અનૈશ્વર્ય,** ન૦ [ સં૦ ] ઇશ્વરપણું ન હોવું તે; ઐશ્વર્યનો અભાવ.

**અનોખું,** વિ૦ [ હિં૦ ] અજાએબ જેવું; અપૂર્વ; અદ્ભુત.

**અનૌરસ,** વિ૦ [ સં૦ ] ઔરસ નહિ તે; દત્તક અથવા આંગળિયો.

**અન્જામ,** ફા૦ પરિણામ; અન્ત.

**અન્ત,** પુ૦ [ સં૦ ] છેડો; પાર; સમાપ્તિ; આખર. ૨ સીમા; હદ. ૩ મોત; કાળ. ૪ ( ગણિતમાં ) શ્રેઢીનું છેલ્લું પદ. ૫ પરિણામ; શેવટ; હાંસલ. ૬ આખરનું બાકી રહેલું જોર; જીવ; દમ. હવે શું તારે મારો અન્ત લેવો છે ? [રણ ભણેલો છે.

**અન્ત,** અ૦ [ સં૦ ] લગી; સુધી. એ ભાષ્યાન્ત વ્યાક-

**અન્તઃ,** અ૦ [ સં૦ ] માંહે; અન્દર; વચમાં; મધ્યે.

**અન્તઃકરણ,** ન૦ [ સં૦ ] જીવ; આત્મા. ૨ વિચાર, સ્થાન–મન; રસવૃત્તિસ્થાન–હૃદય. ૩ કેવળ શાન્ત–નિવૃત્ત સ્થિતિમાં રહેલો જીવાત્મા–કેવળ ચૈતન્ય. **અન્તઃકરણચતુષ્ટય,** એટલે મન, બુદ્ધિ, ચિત્ત, અહઙ્કાર, એ ચાર રૂપે રેતો–કાર્ય કરતો જીવાત્મા. **અન્તઃકરણપઞ્ચક** એટલે અન્તઃકરણ ( ૩ જા અર્થમાં), મન, બુદ્ધિ, ચિત્ત, અહઙ્કાર, એ પાંચને સંયોગે થયલો ને પ્રવૃત્ત રેતો જીવાત્મા. અન્તઃકરણ–માત્ર ચૈતન્યજ્ઞાન. મન–ઉસકેરાયલી સ્થિતિ; ઇચ્છા. ચિત્ત–સઙ્કલ્પ વિકલ્પ; વાદ; યુક્તિ; વિચાર. બુદ્ધિ–નિશ્ચય; સઙ્કલ્પ. અહઙ્કાર–આત્માનું હું છઉં, મેં કીધું એ રૂપે બાર પ્રગટ થવું તે. વ્યવહારમાં અન્તઃકરણ, મન, દિલ, બુદ્ધિ, ચિત્ત, હૃદય, જીવ, આત્મા, એ શબ્દ ઘણું કરીને એકજ અર્થમાં વપરાયછે.

**અન્તઃકરણશુદ્ધિ;** મનમાં મળ ન હોવો તે; દિલ સાફ રાખવું તે.

**અન્તઃપુર,** ન૦ [ સં૦ ] સ્ત્રિયોને બેસવાનો અન્દરનો ઓરડો; જનાનખાનું. ૨ રઙ્ગમોલ; રણવાસ.

**અન્તક,** પુ૦ [ સં૦ ] કાળ; યમ.

**અન્તકાળ** પુ૦ [ સં૦ ] આખરનો વખત; મરણનો સમય; મોત.

**અન્તકાળીયો,** પુ૦ માણસના મરતી વખતે લાકુ કરીને અન્દર રૂપાનાણું ઘાલીને બ્રાહ્મણને આપે છે તે.

**અન્તર્,** અ૦ [ સં૦ ] અન્દર; માંય; ભિતર. ૨ મધ્યે; વચમાં.

**અન્તર,** પુ૦ [ સં૦ ] વચમાંનું છેટું (જગા અથવા વખતનું)–એ અર્થમાં નપુંસકલિઙ્ગે પણ વપરાય છે. ૨ બન્ધ પડવું તે; વિરામ; તહકૂબી. ૩ જુદાઈ; ભેદ. ૪ ફેર; તફાવત. ન૦ અન્તઃકરણ; મન; દિલ. ૨ (ગણિતમાં) બાકી રહેલી સઙ્ખ્યા. ૩ બીજું. એ અર્થમાં અન્તર શબ્દ બીજા સાથે જોડાયછે–દેશાન્તર, ભાષાન્તર, સ્થળાન્તર, જન્માન્તર, ગ્રન્થાન્તર ઇ૦ ૪ [સં૦ **અન્ત્ર**–આંતરડું ] ને એ ઉપરથી **અન્તરગાળ.**

**અન્તરગાળ,** પુ૦ ઇન્દ્રીને લગતી ગોળીમાં આંતરડું ઉતરેથી અથવા પાણી ભરાયાથી અથવા બીજાં કોઈ કારણથી ગોળી મોટી થવી–વધવી તે.

**અન્તરઙ્ગ,** વિ૦ [ સં૦ ] પાસેનું સમ્બન્ધી; સગું. ૨ જેનીસાથે મન મળ્યું હોય ને પડદો ન હોય તે. (અન્તરઙ્ગનું ઉલટું બહિરઙ્ગ). ૩ પોતાનુંજ; ખાસ.

**અન્તરછાલ,** સ્રી૦ અન્દરની કુમળી છાલ (ઝાડની).

**અન્તરજામી,** વિ૦ [ સં૦ અન્તર્યામી ] સાક્ષીભૂત આત્મા. ૨ અન્તઃકરણ; મન.

**અન્તરજ્ઞ,** વિ૦ [ સં૦ ] જેને અન્તર્જ્ઞાન હોય તે.

**અન્તરપટ,** પુ૦ [ સં૦ અન્તઃપટ ] વચમાં આડું રાખેલું વસ્ત્ર; પડદો. ૨ હાથ મળે ત્યાંસુધી વરકન્યાની વચમાં જે વસ્ત્ર આડું રાખવામાં આવે છે તે.

**અન્તરવેલ,** સ્રી૦ દોરા જેવો તથા વળ વાળો એક જાતનો છોડ; અમરવેલ; આકાશવેલ.

**અન્તરસાક્ષી,** વિ૦ [ સં૦ અન્તઃસાક્ષી ] મન–ભીતરના વિચારનો સાક્ષી; આત્મા.

**અન્તરસ્થ,** વિ૦ [ સં૦ ] અન્દર રહેલું; અન્દરનું.

**અન્તરાત્મા,** પુ૦ [ સં૦ ] જીવાત્મા.

**અન્તરાપટ,** અન્તરપટ.

**અન્તરાય (ઈ),** પુ૦ વિ૦ [ સં૦ ] હરકત; નડતર; અટકાવ; બાધ.

**અન્તરામણ,** એકાદા વાંધાને લીધે જે જરૂરીઆત વેઠવી પડે તે.

**અન્તરાળ,** ન૦[સં૦] વચમાંની જગા; અન્તર. ૨ આકાશ.

**અન્તરાવું,** ક્રિ૦ અ૦ વચમાં હરકત આવી પડેલી હોય તેવી હાલતમાં આવવું. ૨ વચમાં પડદો પડવો; જુદું પડવું. ૩ ઇઝરાવવું; મુઝાવવું; ગભરાવું.

**અન્તરિક્ષ,** ન૦ [ સં૦ ] આકાશ. અ૦ આકાશમાં; અદ્ધર રહેલું હોય તેમ.

**અન્તરિયાળ,** અન્ત્રિયાળ.

**અન્તર્ગત,** વિ૦ [ સં૦ ] અન્દરનું. ૨ વચમાં આવી ગયેલું.

**અન્તર્ગોળ,** પુ૦ [ સં૦ ] માંયથી પોલો એવો જે ગોળ આકાર તે. એનું ઉલટું બાહ્યગોળ.

**અન્તર્ચક્ષુ,** ન૦ [ સં૦ ] ભિતર જોઈ શકે તેવાં ચક્ષુ. વિ૦ ભિતરનો ભેદ જોનાર.

**અન્તર્જ્ઞાન,** [ સં૦ ] લોકનાં અન્તઃકરણ–ભિતરની વાતનું જે જ્ઞાન તે. ૨ સાહજિક જ્ઞાન. **અન્તરજ્ઞાની**– અન્તર્જ્ઞાનવાળું (જન).

**અન્તર્દશા,** સ્રી૦ [ સં૦ ] ભિતરની ખરી હાલત. ૨ માણસની સ્થિતિ ઉપર, એક ગ્રહની જે લામ્બી મુદ્દતની મોટી સત્તા (માહાદશા) હોય તે મુદ્દતમાં બીજા ગ્રહોની થોડી થોડી મુદ્દતની જે જે સત્તા (દશા) રે તે તે અંકેકી.

**અન્તર્દાહ,** પુ૦ [ સં૦ ] અન્દરની ગરમી (તાવની). ૨ અન્દરનો બળાપો (કામ ક્રોધ શોકથી થતો).

**અન્તર્દૃષ્ટિ,** સ્રી૦ [ સં૦ ] પોતાનું ભિતર જોવું–જાણવું તે. ૨ અન્દરથી સહજ જાણવું તે.

**અન્તર્દ્વાર,** ન૦ [ સં૦ ] માંયલું બારણું. ૨ અન્તઃપુરનું બારણું. ૩ ગુપ્ત સાધન; ગુપ્ત રહીને કામ પાર પાડી આપનાર મધ્યસ્થ.

**અન્તર્ધાન,** ન૦ [ સં૦ ] એકાએક ન દેખાતું થવું; અદર્શન; અલોપ–ગેબ થઈ જવું તે (નારદજી અન્તર્ધાન થયા).

**અન્તર્ધ્યાન,** ન૦ [ સં૦ ] ભિતર–મનમાં ધ્યાન ધરવું તે; ઉણ્ડું ધ્યાન; સમાધિ.

**અન્તર્બાહ્ય,** અ૦ [ સં૦ ] અન્દર ને બાર; સર્વ દિશાએ; ચારે પાસથી.

**અન્તર્ભાવ,** પુ૦ [ સં૦ ] અન્દર સમાવેશ થવો–હોવો તે. ઘોડાનો પશુમાં ને પશુનો પ્રાણીમાં અન્તરભાવ થાય છે. ૨ મનનો ભાવ–અભિપ્રાય. ૩ દિલની જુદાઈ; ભિન્નભાવ.

**અન્તર્ભૂત,** વિ૦ ધા૦ [ સં૦ ] મધ્યે રહેલું. ૨ અન્દરથી ઉત્પન્ન થયલું. "અન્તરભૂતને પ્રેરે માંય, સઙ્કલ્પ વિકલ્પ મન કરતું જાય" અખો.

**અન્તર્ભેદ,** પુ૦ [ સં૦ ] અન્દરનો ભેદ; ભિતરની છાની વાત. ૨ ભિતરને ભેદી જાણી લેવું તે.

**અન્તર્યામી,** પુ૦ [ સં૦ અન્તર; યામી–અટકનાર–અટકાવનાર ] **અન્તરજામી.**

**અન્તર્લાપિકા,** સ્રી૦ [ સં૦ ] વાક્યની અન્દર અક્ષર એવી રીતે ગોઠવેલા કે તેમાંના કેટલાકને એકઠા કરતાં એકાદું નામ નિકળે તે યુક્તિ (ઘણું કરીને કવિતામાં). અન્તર્લાપિકા ને બહિર્લાપિકા અથવા બાહ્યલાપિકા.

**અન્તર્વેદી,** સ્રી૦ [ સં૦ ] ગઙ્ગા ને જમના એ બેની વચમાંનો જે પ્રદેશ તે; દૂઆબ.

**અન્તવેળા,** અ૦ મરવાના સમય ઉપર. ૨ અટકી બેસવાના વખત ઉપર.

**અન્તસકરણ,** ન૦ અન્તઃકરણ.

**અન્તસ્થ,** વિ૦ [ સં૦ ] છેડે અથવા વચમાં રહેલું–હોય તે. ૨ ગુપ્ત; છાનું; ખાનગી. ૩ **ય, ર, લ, વ,** એ અક્ષરો તે.–(એ અડધા સ્વર ને અડધા વ્યઞ્જન છે).

**અન્તિક,** અ૦ [ સં૦ ] પાસે. વિ૦ પાસે રેનારો–હજુરિયો, ખવાસ, બાળસેવક (બાળમિત્રમાં અન્તિકની વાત છે).

**અન્તુરી,** સ્રી૦ રૂની.

**અન્તે,** અ૦ છેલ્લે; છેલ્લીવારે; આખરે.

**અન્ત્ય,** વિ૦ [ સં૦ ] એક કરોડને દશ કરોડે ગુણ્યાથી જે સઙ્ખ્યા આવે તે. ૧૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦

**અન્ત્યજ,** વિ૦ [ સં૦ ] છેક નીચી જાતનું તે; અતિ-શૂદ્ર-ભઙ્ગી વગેરે.

**અન્ત્યાક્ષર,** પુ૦ [ સં૦ ] છેલ્લો અક્ષર.

**અન્ત્યાવસ્થા,** સ્ત્રી૦ [ સં૦ ] આખર અવસ્થા.

**અન્ત્યેષ્ટિ,** સ્ત્રી૦ [ સં૦ ] મુએલાંની ક્રિયા; પ્રેતકર્મ.

**અન્ત્ર,** ન૦ [ સં૦ ] આંતરડું.

**અન્ત્રસે-ત્રાસે,** આડી વાટે-ઉતાવળમાં પાણી પિવાથી વેળાએ તે પેટમાં ન ઊતરતાં નાકની વાટે બાર પાછું નિકળે છે તે અન્ત્રસે ગયું કેવાય છે.

**અન્ત્રાસણ,** ન૦ અન્ત્રસે-ત્રાસે.

**અન્ત્રિયાળ,** અ૦ જ્યાં કોઇની મદદ ન મળી શકે તેવે ભયવાળે ઠેકાણે; વગડામાં; અધવચ. ૨ આસરા-વગર; એકલું.

**અન્ત્રો,** પુ૦ ગાયન-ગીતનો આરમ્ભે ગાવાનો જે ભાગ તે સિવાયનો જે બીજો તે. મોરો-અસ્તાઈ ને અન્ત્રો. ધ્રુપદના ગાયનમાં અસ્તાઇ, અન્ત્રો ને અભોગ એ ત્રણ ભાગ હોય છે. ખ્યાલ, ટપ્પા, દાદરા, ઠુમરીમાં અસ્તાઈ ને અન્ત્રાજ હોય છે. અને પદ ગરબી વગેરેમાં અસ્તાઇ-ટેક અને ઘણા અન્ત્રા હોય છે. મોરો ને અન્ત્રો.

**અન્દર,** અ૦ [ ફા૦ ] માયના ભાગમાં.-તે ઓરડાની અન્દર બેઠો છે, દીલની અન્દર દરદ થાય છે. ૨ જગા—વખતની એકાદી હદની આણી પાસના ભાગમાં. ત ગામ અહીંથી ત્રણ ગાઉની અન્દર છે, ચાર વાગાની અન્દર આવજે. ૩ દરમ્યાનમાં-હવે તે મારા કબજાની અન્દર આવ્યો છે ક્યાં જશે ?

**અન્દાજ-જો,** પુ૦ [ ફા૦ ] માપ; વજન; ગણતરી; સુમાર. ૨ હદ; મર્યાદા; વિવેક.

**અન્દેશો,** પુ૦ [ ફા૦ ] વિચાર; મનન. ૨ ધારણા; કલ્પના. ૩ ચિન્તા; ગભરાટ. ૪ સન્દેહ; અણપતીજ; શક; અન્દેશો પોગાડવો-કરવો.

**અન્ધ,** વિ૦ [ સં૦ ] આંધળું.

**અન્ધક,** વિ૦ [ સં૦ ] ઝાંખું; તેજ વનાનું.

**અન્ધકાર,** પુ૦ [ સં૦ ] પ્રકાશનો અભાવ; અન્ધારું.

**અન્ધકૂપ,** પુ૦ [ સં૦ ] અન્ધારો કુઓ. ૨ પુરાઇ ગએલો કુઓ. ૩ એક નરક.

**અન્ધત્વ,** ન૦ [ સં૦ ] અન્ધાપો.

**અન્ધપરમ્પરા,** સ્ત્રી૦ [ સં૦ ] એકાદી ભુંડી ચાલનું પરમ્પરાથી જે ચાલ્યું આવવું તે ( ગાડરિયો પ્રવાહ ). એકની પાછળ એક એમ બન્ધાયલી આંધળાંઓની જે હાર તે.

**અન્ધરાવું,** ક્રિ૦ અ૦ કાળાં વાદળાં ખાચોખીચ ચડી આવતાં ( અન્ધારું થવું )-વરસાદ અન્ધરાયો.

**અન્ધાધુન્દ-ન્દી,** સ્ત્રી૦ [ હિં૦ ] અવ્યવસ્થા; અસ્તા-વ્યસ્તા; અન્ધેર; ગેર બંદોબસ્ત. ૨ ઉત્પાત; ઉપદ્રવ.

**અન્ધાપો,** પુ૦ [ સં૦ અન્ધત્વ ] આંધળાં હોવું તે; આંખે ન દેખાવું તે; પડળ.

**અન્ધારપિછોડો,** પુ૦ કામ કાઢી લેવાને આડુંઅવળું સમજાવી દેવું તે; સામાની અક્કલ છેતરાય તેમ કરવું તે; ભુરકી નાખવું તે; કોઈ ન દેખે તેમ થયું.

**અન્ધારાં,** ન૦ એકાએક આંખે કંઈ દેખાય નહિ તેવું થઈ આવે તે-ઘણી ભૂખ લાગવાથી, પિત્ત ચડી ગયેથી વગેરેથી ( અન્ધારાં થોડીવાર રેછે ). અન્ધારાં આવવાં કેવાયછે.

**અન્ધારિયું,** ન૦ જેમાં ચન્દ્રની કળા ઓછી થતી જાય તે પખવાડિયું; વદ; કૃષ્ણપક્ષ.

**અન્ધારી,** વિ૦ ચાંદરણાં વનાની-કૃષ્ણપક્ષની ( રાત ). ૨ જ્યાં અન્ધારું હોય તેવું-અન્ધારી કોટડી ( કેદખાનું ).

**અન્ધારી,** સ્ત્રી૦ અન્ધારાં; ઝાંખ. ૨ ઘોડા-બળદની આંખે જે કપડું-ચામડું બાંધવામાં આવેછે તે. ૩ ચપડિયાઓ એરણનો આભ ઓછો કરવાને લાકડાંની જે નાની પાટલી આડી મુકેછે તે.

**અન્ધારું,** ન૦ પ્રકાશનો અભાવ; રોશનીની ગેરહાજરી. ૨ કોઇ ઓળખે-જાણે નહિ તેવી સ્થિતિ; ગુણપ્રકાશ થાય નહિ તેવી સ્થિતિ. ૩ વિચાર-રસ્તો ન સુઝે તેવી મનની હાલત. ૪ અન્ધેર; અવ્યવસ્થા; કામ બરાબર ન ચાલવું તે. ૫ અજ્ઞાન. **દીવા પછવાડે અન્ધારું** એટલે નામાઙ્કિત પુરુષના મરણ પછી તેનાં કામ વગેરેની જે અવ્યવસ્થા-ખરાબી થઇ જાય તે અથવા તેનો વંશજ અન્ધારામાં પડી રે-નઠારો નિકળે તે. **સો મણ દીવેલે અન્ધારું** એટલે ઘણાં જણ કારભારમાં છતાં અન્ધેર-ગેરબન્દોબસ્ત-બગાડ થાય તે. **અન્ધારે અક્કલ વેચાઇછે** એ કેવત ઠોઠડાયા-ખરીસૂઝ અથવા અક્કલ ન છતાં અક્કલવાળો છઊં એમ અભિમાનથી દેખાડનારને માટે વપરાયછે અથવા જેને જે કામ કરવું ઘટતું નથી તે તે કામ કરેછે તેને વિષે પણ. ( ઇશ્વરે લોકમાં અક્કલની વેચણ કરી છે તે અન્ધારામાં એટલે જેનામાં જોઇયે તેનામાં પણ ). **અન્ધારે પણ ગોળ ગળ્યો લાગે, અન્ધારે પણ કોળિયા મોઢામાંજ જાય** ઈ૦ કેવતો છે. **અન્ધારે અજવાળે**-છાની રીતે અથવા જાહેરમાં; દાવ—લાગ મળે તેમ ને ત્યાં. અન્ધારું ઘોર એટલે ભય ઉપજાવે તેવું અન્ધારું.

**અન્ધું,** આંધળું.

**અન્ધેમૂલ,** વિ૦ હૈયાફૂટું; કમઅક્કલ.

**અન્ધેર.** ન૦ ગેરબન્દોબસ્ત; અવ્યવસ્થા; નિમય-હદ્દ નહિ તે. અન્ધેર કારખાનું, અન્ધેર નગરી ઈ૦ તે કામનું અન્ધેર વળ્યું એમ પણ કેવાયછે. ૨ ભ્રમ. 'સમજે અખા ટળે અંધેર'.

**અન્ધ્યારુ, પુ૦** પારસીયોમાં જેઓ ધરમની ક્રિયા કરાવે છે તે; પારસીના ગોર; મોબેદ.

**અન્ન, ન૦ [ સં૦ અદ્-ખાવું ] અનાજ.**

**અન્નકૂટ, પુ૦ [ સં૦ ] અણકૂટ.**

**અન્નછત્ર,ન૦ [સં૦ અન્ન, સત્ર]** બ્રાહ્મણ-માગનારને અન્ન આપ્યાં કરવાનો જે ધર્મ માર્ગ તે; સદાવ્રત. ૨ એને સારું બાંધેલું મુકરર કરેલું જે ઘર તે.

**અન્નજળ, ન૦** જ્યાં જે અન્નપાણી મળવાનાં ત્યાં તે મળી આવવાં એ જે સઞ્જોગ-યોગ સમ્બન્ધ તે; દાણોપાણી; રજક. તેનું અન્નજળ હવે અહીંથી ઉઠ્યું, તેનું અન્નજળ અહીંજ સઞ્જોગ. **અન્નજળપાણી** પણ કેવાય છે.

**અન્નદાતા, પુ૦** અન્ન પૂરું પાડનાર; પેટ ભરનાર; ગુજરાન ચલાવનાર.

**અન્નદેવતા, સ્ત્રી૦ [ સં૦ ]** અન્નની અધિષ્ઠાતા દેવતા.

**અન્નપાણી, ન૦** અન્ન ને પાણી. [ અન્ન ભરપૂર હોવું તે.

**અન્નપૂર્ણા, સ્ત્રી૦ [ સં૦ ]** અન્ન પૂરું પાડનાર દેવી. ૨

**અન્નપ્રાશન, ન૦ [ સં૦ ]** બાળકને જન્મ્યા પછી પ્રથમ-જે અન્ન ખવડાવવું તે; બોટણ ( ૬ઠ્ઠે અથવા ૯ મે મહિને ).

**અન્નમયકોશ, પુ૦ [ સં૦ ]** પઞ્ચકોશમાંનો એક; સ્થૂલદેહ-ચામડી, હાડકાં, માંસ, નસ, લોહી, રેત, કફ, મળ, મૂત્ર ઇ૦.

**અન્નરસ, પુ૦ [ સં૦ ]** અન્નનો રસ; અન્નનું સત્વ.

**અન્નવસ્ત્ર, ન૦ [ સં૦ ]** અન્ન ને વસ્ત્ર.

**અન્નાચ્છાદન, ન૦ [ સં૦ ]** અન્ન અને આચ્છાદન-વસ્ત્ર; ખાવા પેરવાનું.

**અન્નાશય, પુ૦ [ સં૦ ]** પેટમાં જ્યાં અન્ન પચે છે તે ઠેકાણું; જઠરાગ્નિ.

**અન્નાસ, ન૦ અનેનાસ.**

**અન્નોદક, ન૦ [ સં૦ ]** અન્ન ને ઉદક-પાણી.

**અન્ય, વિ૦ [ સં૦ ]** બીજુ. ૨ જુદું; ભિન્ન.

**અન્યત્ર, અ૦ [ સં૦ ]** બીજે ઠેકાણે; બીજે કહીં. ૨ નહિતર; સિવાયે.

**અન્યથા, અ૦ [ સં૦ ]** બીજે પ્રકારે: જુદી રીતે. ૨ આડું; ઉલટું; વિપરીત; ખોટું.

**અન્યાય, પુ૦ [ સં૦ ]** ન્યાય-ઇનસાફ નહિ તે; અનીતિ; અધર્મ; અવિચાર. ૨ દોષ; પાપ; વાંક; ગુન્હો.

**અન્યાયી, વિ૦ [ સં૦ ]** અન્યાય કરનાર.

**અન્યારી, સ્ત્રી૦** બાળવાનાં લાકડાંની હેલ-ગાલ્લી.

**અન્યોક્તિ, સ્ત્રી૦ [ સં૦ ]** હોય તેથી જુદું બોલવું તે; આગલાં ને પાછલાં બોલવામાં જે ફેર પડવો તે. ૨ બીજાનું જે બોલવું તે. ૩ સ્તુતિના શબ્દોમાં નિન્દા અને નિન્દાના શબ્દોમાં સ્તુતિ જણાવવી તે (અર્થાલઙ્કાર).

**અન્યોન્ય, વિ૦ [સં૦]** પરસ્પર; અરસપરસ. ૨ એક અર્થાલઙ્કાર-"સરોવરથી કમળ ને કમળથી સરોવર શોભે છે".

**અન્વય, પુ૦ [સં૦]** સમ્બન્ધ. ૨ ( વ્યાકરણમાં ) ક્રિયાપદનો કર્તા કર્મ સાથે અથવા વિશેષણનો નામસાથે એમ જે સમ્બન્ધ તે. ૩ અર્થને સમ્બન્ધે વાક્ય યોજના કરવી તે. ૪ પ્રતિજ્ઞા અનુમાનનો જે નિયમ પુરઃસર સમ્બન્ધ તે. ૫ વંશ; કુળ.

**અન્વયી, વિ૦ [સં૦]** સમ્બન્ધ રાખનાર.

**અન્વિત, વિ૦ ધા૦ [ સં૦ ]** સંયુક્ત; જોડાયલું; સમ્બન્ધયુક્ત. શર્કરાન્વિત, લોભાન્વિત, ક્રોધાન્વિત ઇ૦

**અપ, ન૦ [સં૦]** પાણી. [ નઠારું. ૪ ઉલટું.

**અપ, ઉ૦ [સં૦]** નીચે. ૨ દૂર. ૩ નીચ; અધમ;

**અપઈ-પાઈ-પૈ. વિ૦** જાણીતું; સમજાય તેવું.

**અપકર્ષ પુ૦ [સં૦]** તોડીપાડવું-તાણવું તે. ૨ ગુણ-મૂલમાં ઘટીજવું તે; પડતી હાલત ( ઉત્કર્ષનું ઉલટું ). ૩ ઓછાપણું.

**અપકાર, પુ૦ [સં૦]** સારાંના બદલામાં નરસું કરવું તે. ૨ કોઇને નુકસાન-દુઃખ-હાનિ કરવી તે ( ઉપકારનું ઉલટું ).

**અપકારક-રી, વિ૦ [સં૦]** અપકાર-માઠું કરનાર.

**અપકીર્તિ, સ્ત્રી૦ [સં૦]** બેઆબરુ; બેઇજ્જત; બદનામી; અપ્રતિષ્ઠા; અપજસ.

**અપકૃષ્ટ, વિ૦ ધા૦ [ સં૦ ]** તોડીપાડેલું. ૨ પડતી હાલતમાં આવેલું; ઉતરતું; નઠારું ( ઉત્કૃષ્ટનું ઉલટું ).

**અપક્વ, વિ૦ [ સં૦ ]** પક્વ-પાકેલું નહિ તે.

**અપક્ષ, વિ૦ [ સં૦ ]** પાંખ વિનાનું. જેને કોઇનો પક્ષ-આસરો ન હોય તે.

**અપક્ષપાત પુ૦ [ સં૦ ]** પક્ષપાત-તરફદારી નહિ તે; સમાન ભાવ; રાખરખાવટ નહિ તે.

**અપગા, સ્ત્રી૦ [ સં૦ ]** નદી. ગંગાનદીનું નામ.

**અપઘાત, પુ૦ [ સં૦ ]** અકાળ મૃત્યુ; કમોત; કજા.

**અપઙ્ગ વિ૦ [ સં૦ અપાઙ્ગ ]** જેને એક અથવા વધારે અઙ્ગ નથી તે અથવા શરીરે ખોડ હોય તે. લુલું, તુણ્ડું, આંધળું, બેરું વગેરે. ૨ સહાય વિનાનું.

**અપચાર, પુ૦ [ સં૦ ]** ખાવા પીવામાં કરી-પહરેજી ન રાખતાં નુકસાન કરે તેવી વસ્તુનો જે ઉપયોગ કરવો તે. ૨ આડે રસ્તે-દુરાચારે વર્તવું તે.

**અપચિહ્ન, ન૦ [ સં૦ ]** નઠારાં ચિહ્ન; અપલક્ષણ. મરણનાં ચિહ્ન, ઘેલછાનાં ચિહ્ન, દુર્ગુણ આવવા માંડવો તે. ભાંય ખોતરવાં કરવી ને પાણીના લીટા કાઢ્યા કરવા, તણખલાં તોડ્યા કરવાં એ અટકચાળું તે પણ અપચિહ્ન કેવાયછે.

**અપચો, પુ૦** ખાધેલું ન પચવું-હજમ થવું તે; પેટમાં ભાર હોવો તે; અજીરણ.

**અપચ્છાયા, સ્રી૦ [સં૦]** જે છાયા-ઓળો જોવાથી નઠારું થાય તે. ૨ ભૂત, પ્રેત ઇ૦

**અપછાર, સ્રી૦ [ સં૦ ]** અપ્સરા.

**અપજય, પુ૦ [સં૦]** પરાજય; હાર.

**અપજસ, પુ૦ [સં૦]** અપયશ.

**અપજસિયું, વિ૦** અપજસવાળું (કામ). **અપજસિયો**-જેના કરમમાં જસ ન હોય તે.

**અપઝાડ, વિ૦** ખરાબ; નુકસાન-બિગાડવાળું; ઊંધું.

**અપઞ્ચીકૃત, વિ૦ ધા૦ [સં૦]** પઞ્ચીકૃત નહિ તે.

**અપટ, વિ૦ [સં૦ અ; પટુ-ચતુર-હોશિયાર]** સમજ વનાનું; અડાણી. ૨ મૂર્ખ. ૩ હઠીલું. ૪ દરરોજ; હમેશાં.

**અપઠ, વિ૦ [સં૦ અપઠ]** ભણેલ નહિ તે. ૨ ભણેલું વાંચેલું નહિ તેવું.

**અપત, વિ૦ [સં૦ અપત્ય]** કંઇજ સમજે નહિ તેવું છેક નાનું. અપત બાળક કેવાયછે.

**અપતિવ્રતા, સ્રી૦ [સં૦]** છિનાળ—બાઝણડી સ્રી.

**અપતીજ, સ્રી૦[સં૦ અ; પ્રતીતિ]** પતીજ-ખાતરી નહિ તે; અણવિશ્વાસ.

**અપત્ય, ન૦ [સં૦]** સન્તાન (પુરુષ અથવા સ્રી). ૨ બાળક; છોકરું.

**અપથ, પુ૦ [સં૦]** ધર્મ સમ્બન્ધી જે આડો માર્ગ તે. ૨ આડી વાટ-રીત.

**અપથ્ય, ન૦ [સં૦]** પથ્ય-કરી-પહરેજી નહિ તે અથવા અવગુણ કરે તે. [સ્તુતઃ ન હોવું તે.

**અપદાર્થ, [સં૦]** (ન્યાયશાસ્રમાં) અભાવ; વ-

**અપદેશ, પુ૦ [સં૦]** બાનું; મસ; જુક્તિ; છળભેદ. ૨ વેશ બદલી ગુપ્ત રાખવું તે. [ગાંડ.

**અપદ્વાર ન૦ [સં૦]** પાછલું-આડું બારણું તે. ૨

**અપભ્રંશ, પુ૦ [સં૦]** મૂળશબ્દનું જે અશુદ્ધ રૂપાન્તર તે; ભ્રષ્ટ થયલો શબ્દ.

**અપમાન, ન૦ [સં૦]** માન નહિ તે; અપ્રતિષ્ઠા.

**અપમૃત્યુ ન૦ [સં૦]** મૃત્યુનું ભય હોય તેવો મન્દવાડ, તેવું સઙ્કટ ઇ૦ માંનું કોઈ.

**અપયશ, પુ૦ [સં૦]** યશ નહિ તે; ખોટો યશ.

**અપયશી, વિ૦ [સં૦]** જેના કરમમાં અપયશજ હોય તે. ૨ અપયશવાળું.

**અપર, વિ૦ [સં૦]** બીજું. ૨ પાછલો ભાગ.-એ અર્થમાં અપર બીજા શબ્દ સાથે જોડાય છે. અપરરાત્ર, પૂર્વાપર-આગલું ને પાછલું.-**અપરઉદર,** બીજી-ઓરમાન મા; 'સાચાં લોક કથન કે, અપર ઉદરમાં ન હોય નેહ કશો'-માતા. બીજી મા.

**અપરમાતા, સ્રી૦** બીજી મા.

**અપરઞ્, વિ૦ [સં૦ અપરમ્]** બીજું; વિશેષ (કાગળ પત્ર લખવામાં).

**અપરમ્પાર, વિ૦ [સં૦]** પાર વિનાનું (ગુણ-બુદ્ધિ-મહત્વ-સામર્થ્ય ઇ૦). [ પવામાં.

**અપરસૂર્ય, પુ૦ [ સં૦ ]** બીજો સૂર્ય-ઉપમા આ-

**અપરસ્વસ્તિક, ન૦ [ સં૦ ]** દિગન્તલીટીનું પશ્ચિમબિન્દુ. [ ય તે; અજિત.

**અપરાજિત, વિ૦ ધા૦ [સં૦]** પરાભવ ન પામ્યું હો-

**અપરાધ, પુ૦ [સં૦]** દોષ; ગુન્હો; તકશીર; વાંક; અધર્મ.

**અપરાધી, વિ૦ [સં૦]** અપરાધ કરનાર.

**અપરાહ્ણ, પુ૦ [સં૦]** બપોરપછી એક ને ચાર કલ્લાકની વચમાંનો કાળ; પાછલો પોર.

**અપરિમિત, વિ૦ ધા૦ [સં૦]** મપાયલું નહિ તે; વિશાળ; મોટું. [ માસલો કાઢ્યા વગરનું.

**અપરીક્ષિત, વિ૦ ધા૦ [સં૦]** તપાસેલું નહિ તે;

**અપરોક્ષ, વિ૦ [ સં૦ અ, પર, અક્ષિ, ]** આંખ આગળ બન્યું હોય તેવું જણાય તેવું; પાસેનું; સમક્ષ. અપરોક્ષ ને પરોક્ષ એમ ક્રમ છે. [ કચાળું.

**અપલક્ષણ, ન૦ [સં૦]** નઠારાં લક્ષણ; દુર્ગુણ; અટ-

**અપલ્યા વિ૦** કમજોર (સ્રી).

**અપલાયન, ન૦** ન નાસી જવું તે, એ મૂળ અર્થ છે પણ આપણામાં નાસી જવું-પલાયન કરવું એ અર્થમાં વપરાયછે.

**અપવર્ગ, પુ૦ [સં૦]** મોક્ષ; મુક્તિ.

**અપવાદ, પુ૦ [ સં૦ ]** જુઠું આળ; ખોટી બદનામી. ૨ રીત લાગુ ન પડવી તે; બાધ આવવો તે. ૩ રદિયો; જવાબ.

**અપવાસ, પુ૦ [સં૦] ઉપવાસ.** [તેવું.

**અપાવત્ર, વિ૦ [ સં૦ ]** પવિત્ર-શુદ્ધ નહિ તે અથવા

**અપશકુન, ન૦ [સં૦]** નઠારા શકુન; અમઙ્ગળસૂચક ચિહ્ન.

**અપશબ્દ, ન૦ [સં૦]** વ્યાકરણ પ્રમાણે અશુદ્ધ અથવા અમઙ્ગળ અથવા નીચ લોકમાં વપરાતો અથવા રસ ભઙ્ગ કરે તેવો શબ્દ. ૨ ભુંડી ગાળ; તુચ્છકાર.

**અપસવ્ય, વિ૦ [સં૦]** જમણું (ડાબું નહિ તે). (જનોઈ ડાબી ખાંધે રેછે ત્યાંથી જમણીખાંધે લેવું તે). ૨ ઉલટું.

**અપસુકન, ન૦ [સં૦ અપશકુન]. ૨ [સં૦ અપ અને ફા૦ સખુન-બોલ ]** ભુંડો બોલ-શબ્દ.

**અપસ્માર, પુ૦ [ સં૦ ]**ફેફરું; વાઈ. ૨ (કાવ્યશાસ્રમાં ) એક વ્યભિચારી ભાવ. [ વું; દૂરકરવું.

**અપહરણ, ન૦ [સં૦]** છિનવી-લુટીલેવું તે. ૨ ખસેડ-

**અપન્હુતિ, સ્રી૦ [સં૦]** નિષેધ કરવો તે; જાણ્યામાં છતાં છુપાવવું-ના પાડવી તે. ૨ એ નામનો એક અલઙ્કાર-નિષેધ ભણી એ વસ્તુને સરખાવવી તે.

"તમે તેને ચંદ્ર કહોછો પણ તે ચંદ્ર નથી, આકાશ-ગઙ્ગાનું કમળ છે".

**અપાક, ન૦ [સં૦]** તિલક.

**અપાડ, અપક્વ.**

**અપાત્ર વિ૦ [સં૦]** પાત્ર-યોગ્ય નહિ તે; ગુણહીન.

**અપાદાન, ન૦ [સં૦]** ( વ્યાકરણમાં ) પઞ્ચમી વિભક્તિનો અર્થ વિજોગ, સીમા, ઓછુંવધતું બતાવે છે તે.

**અપાન, પુ૦ [સં૦]** પાંચ પ્રાણવાયુમાંનો એક; શરીરની પાછલી વાટેથી જે વા છુટે છે તે; પાદ.

**અપ્પાકરવું, ક્રિ૦ [સં૦]** ખાઈજવું ( છોકરાં માટે વપરાય છે ).

**અપામાર્ગ, પુ૦ [સં૦]** એક જાતનો છોડવો. ઝમ્ઝેટો. એ, બ્રાહ્મણોને સ્નાનવિધિમાં અને યજ્ઞમાં કામ આવે છે.

**અપાય, પુ૦** નઠારું ફળ થાય તેવો કારણરૂપ જે સમ્બન્ધ તે. ઉપાય કરતાં નઠારું થાય ત્યારે તે ઉપાય તે અપાય કેવાય. ૨ નાશ; હાનિ; ગેરફાયદો. ૩ દુઃખ.

**અપાર વિ૦ [સં૦]** પારવિનાનું; અમાપ; અસઙ્ખ્ય; અનન્ત.

**અપારદર્શક, વિ [સં૦]** જેમાંથી આરપાર સ્વચ્છ દેખાય નહિ તે.

**અપાવવું,** કાંઈ આપે તેમ કરવું.

**અપાસરો, પુ૦ [સં૦ ઉપાશ્રય]** ગોરજીને રેવાનું ઠેકાણું.

**અપિ, અ૦ [સં૦]** પણ, અદ્યાપિ—આજપણ.

**અપીલ, સ્ત્રી૦ [અં૦]** નીચલી કોરટના, ફેસલા ઉપર નારાજ થઈ ઉપલી કોરટને જે ફરી અરજ કરવી તે.

**અપુચ્છ, વિ૦ [સં૦]** પુછડાં વગરનું; બાંડું.

**અપુત્ર, વિ૦ [સં૦]** જેને પુત્ર-સન્તાન ન હોય તે.

**અપુત્રિયો, પુ૦** પુત્ર વગરનો; વાંઝિયો. 'અપુત્રિયાનું ધન નિર્વાણ, મુએ પુત્રીકિરું જાણ.'

**અપૂજ, વિ૦ [સં૦ અપૂજિત]** પૂજા ન કરી હોય અથવા પૂજા વના રેતા હોય તે ( દેવતા ).

**અપૂજ્ય, વિ૦ [સં૦]** પૂજ્વાને-માન આપવાને યોગ્ય નહિ તે.

**અપૂર્ણ, વિ૦ [સં૦]** પૂર્ણ-પૂરું નહિ તે; અધુરું. **અપૂર્ણકાળ** એ શબ્દ વ્યાકરણમાં વર્તમાન તથા ભૂતકાળના વિશેષ અર્થમાં વપરાય છે.

**અપૂર્ણબીજ,ન૦[સં૦]**બીજ ગણિતમાં જે અપૂર્ણાઙ્ક તે.

**અપૂર્ણતા, સ્ત્રી૦ [સં૦]** અપૂર્ણ એવી જે સ્થિતિ તે.

**અપૂર્ણાઙ્ક, ન૦ [સં૦]** જેમાં એકાદા પૂર્ણ અઙ્કનું નહિ પણ તેના ભાગવિભાગ સમ્બન્ધી જે ગણિત તે. ૨ નહિ જે પૂર્ણ અઙ્ક તે. અડધો-½, તીજો હિસ્સો-⅓ એ પ્રમાણે.

**અપૂર્વ વિ૦ [સં૦]** પૂર્વે ન બન્યું હોય તેવું; અસાધારણ; અજાએબ જેવું. ૨ કોઈ વાર દીઠામાં ન આવ્યું હોય તેવું સારું; નૂતન; નવાઇ જેવું. આશ્ચર્યકારક.

**અપૂસાન, ન૦ [સં૦ આપોશાન]** ભોજનને આરમ્ભે ને અન્તે જે આચમન કરવું તે.

**અપેક્ષા, સ્ત્રી૦ [સં૦]** ઊંચે જોઈ રેવું તે; ઇચ્છા; આશા; ઉમેદ. ૨ ગરજ; જરૂરિયાત; આતુરતા.

**અપેક્ષિત, વિ૦ ધા૦ [સં૦]** ઇચ્છિત; ઉમેદ રાખી હોય તે.

**અપેક્ષ્ય, વિ૦ [સં૦]** અપેક્ષા-ઇચ્છા કરવા યોગ્ય.

**અપેખ, વિ૦ [સં૦ અપેશ્ય]** ન દેખાય તેવું; ન દીઠેલું; અજાણ્યું.

**અપેય, વિ૦ [સં૦]** ન પીવા જોગ.

**અપેલણ્ટ, વિ૦ [અં૦]** અપીલ કરનાર.

**અપોશાણ, ન૦ [સં૦]** મન્ત્રવડે જળનું આચમન કરવું તે ( જમતાં પેલાં ).

**અપ્પટ, વિ૦** કમઅક્કલ; બેવકુફ.

**અપ્પાસ, પુ૦ ઉપવાસ. અપ્પાસી. વિ૦** જેણે અપ્પાસ કર્યો હોય તે. "અપ્પાસીને ઘેર ઢોકળાં" એ કેવત છે.

**અપ્રકટ, વિ૦ [સં૦]** પ્રગટ નહિ તેવું; ગુપ્ત; છાનું.

**અપ્રકૃત, વિ૦ [સં૦]** ચાલતાં પ્રકરણ-વિષય સાથે સમ્બન્ધ ન રાખતું હોય તેવું; આડું; પ્રસઙ્ગની બારનું તે.

**અપ્રગલ્ભ વિ૦ [સં૦]** કેળવાયલું-પાકું ન થયું હોય તેવું ( શરીર-મન ). હિમ્મતથી બાર પડયું હોય તેવું નહિ; નમ્ર; શરમાળ.

**અપ્રતિભટ, પુ૦ [સં૦]** જેના સરખો બીજો નહિ તેવો જોદ્ધો

**અપ્રતિમ, વિ૦ [સં૦]** જેના સરખું બીજું નહિ તે; અનુપમ.

**અપ્રતિષેધ, પુ૦ [સં૦]** નહિ અટકાવ તે.

**અપ્રતિષ્ઠા, સ્ત્રી૦ [સં૦]** અપમાન; બેઆબરું.

**અપ્રતીતિ,સ્ત્રી૦[સં૦]** અણપતીજ; ખાતરી ન હોવી તે.

**અપ્રધાન, વિ૦ [સં૦]** મુખ્ય નહિ તે; ગૌણ; ઉતરતું.

**અપ્રમાણ, વિ૦ [સં૦]** પ્રમાણ-સાબીતી-ખાતરી વિનાનું. ૨ અસત્ય; મિથ્યા.

**અપ્રમાણિક, વિ૦ [સં૦]** પ્રમાણિક નહિ તે; બેવચની; જેનો સાચો ને સૂધો વેવાર નહિ તે.

**અપ્રમિત, વિ૦ ધા૦ [સં૦]** અમાપ; અથાગ. ૨ સાબીત ન થયેલું તે.

**અપ્રમેય, વિ૦ [સં૦]** ન મપાય તેવું; અમાપ; અપાર.

**અપ્રયોજક, વિ૦ [સં૦]** નિરુપયોગી; નકામું.

**અપ્રવાસી, પુ૦ [સં૦]** જેને પ્રવાસ કરવો પડતો નથી તે; જે કરતો નથી-જેણે કીધો નથી તે.

**અપ્રવૃત્ત, વિ૦ ધા૦ [સં૦]** પ્રવૃત્ત થયું નથી તે-તેવું.

**અપ્રશસ્ત, વિ૦ [સં૦]** પ્રશસ્ત-મોટું નહિ તે; વિસ્તાર વગરનું. ૨ વ્યવહારમાં ચાલેલું નહિ તેવું; અજાણ્યું; ઢાંક્યું. ૩ ગુણ-માલ વગરનું.

**અપ્રસન્ન,** વિ૦ [ સં૦ ] પ્રસન્ન નહિ તે. [મેહેરબાની.
**અપ્રસાદ,** પુ૦ [ સં૦ ] પ્રસાદ નહિ તે; અકૃપા; ગેર-
**અપ્રસિદ્ધ,** વિ૦ [ સં૦ ] પ્રસિદ્ધ નહિ તે.
**અપ્રસ્તુત,** વિ૦ [ સં૦ ] પ્રસ્તુત નહિ તે.
**અપ્રાપ્ત,** વિ૦ ધા૦ [સં૦] પ્રાપ્ત નહિ તે.
**અપ્રિય,** વિ૦ [ સં૦ ] પ્રિય નહિ તે. [ણટાળો.
**અપ્રીતિ,** સ્ત્રી૦ [ સં૦ ] પ્રીતિ નહિ તે; અભાવ; ક-
**અપ્સરા,** સ્ત્રી૦ [સં૦ અપ્-પાણી; સૃ-જવું. સમુદ્રમ-ન્થન વેળા નિકળી હતી માટે ] સ્વર્ગમાં-ઇન્દ્રસભામાં ગાયન નૃત્ય કરનારી ઘણીજ રૂપવન્તી ગુણકા; દેવાઙ્ગના.
**અફરાતફરી,** સ્ત્રી૦ [ આ૦ ] અહીંનું તહીં ને તહીંનું અહીં એમ કંઈ થઇ ગયું હોય તે; ફેરબદલ તે; ગર-બડસરબડ.
**અફલાતુન-લાતુન,** પુ૦ [ આ૦ ] એ નામનો એક ગ્રીક ફિલસૂફ; (**પ્લેટો**). ( ઘણો અભિમાની-આગ્રહી એવા માણસને ઠપકો આપતી વેળા એ શબ્દ બોલવામાં આવે છે-જેમ **નવલસાહિરજી** તેમ ).
**અફવા-ઈ,** સ્ત્રી૦ [ આ૦ ] ઉડતી ખબર; લોકમાં એકાએક ચાલેલી વાત; ગપ; ખોટી બૂમ.
**અફસોસ,** પુ૦ [ ફા૦ ] શોક; હાય; દલગીરી. ૨ પસ્તાવો. અ૦ હાય; અરે.
**અફળ,** વિ૦ [ સં૦ **અફલ** ] નિષ્ફળ; વ્યર્થ; ફોગટ.
**અફળાટ** પુ૦ અફળાવું તે. ૨ અફળાવાથી જે અવા-જ-ગરબડ થાય તે.
**અફાળકૂટ-ઝીક,** સ્ત્રી૦ અફાળવું તે. ૨ માથાફોડ.
**અફાળવું,** ક્રિ૦ સ૦ અવાજ થાય તેવી રીતે એકાદિ વસ્તુ-ને જોરથી ઊંચકી નીચે-દૂર ફેંકી દેવી.
**અફીણ,** ન૦ [સં૦ **અહિફેન.** અથવા ફા૦ **અફયૂંન**] ખસખસના દોડામાંથી નિકળતો જે ચિકણો રસ તે-એ ઓસડમાં ને કેફ કરવામાં વપરાય છે.
**અફીણી,** વિ૦ અફીણનાં બન્ધારણવાળું (માણસ), અફીણનો અમલ-કેફકરનાર. ૨ સુસ્ત; આળસુ; એદી.
**અફીમ-ણ,** ન૦ **અફીણ.**
**અબખોરો,** પુ૦ [ ફા૦ ] પડઘીવાળું ને પોળામોડાંનું પીવાનું એક નાનું વાસણ.
**અબઘડી,** અ૦ [ ફા૦ ] આ ઘડીએજ; હમણાજ.
**અબજ,** વિ૦ [ સં૦ **અબ્જ** ] સો કરોડ જેટલી સઙ્ખ્યા તે.
**અબદાગીરી,** સ્ત્રી૦ ન૦ [ ફા૦ ] સવારીમાં રાજા-કાર-ભારીને માથે જે સુન્દર શોભીતું છત્ર ધરવામાં આવે છે તે.
**અબધૂત,** પુ૦ [ સં૦ **અવધૂત** ] રાત્રદિવસ પોતાની દીક્ષામાં મગન એવા જે ભટકતો જોગી-સંન્યાસી-વેરાગી તે. **અ૦ અરે** છઃટ.
**અબદ્ધ,** વિ૦ધા૦ [ સં૦ ] બાંધેલું નહિ તે; નિરઙ્કુશ; છૂટું; સ્વતન્ત્ર. ૨ સમ્બન્ધ રહિત; મનસ્વી. ૩ વહિ ગયેલું; વણેલ; છટેલ. **અબદ્ધમુખ**-જેની જીભ છૂટી હોય તે; ફાટેલ-ભુંડું ભાષણ કરનાર.
**અબનાલ,** સ્ત્રી૦ [ ફા૦ ] તલવારના મ્યાનની મૂઠ આગળ જે મીનાનો સણગાર હોય છે તે.
**અબરક-ખ,** ન૦ [ સં૦ **અભ્રક** ] એક જાતનો ચળ-કતો ઘણું કરીને પારદર્શક ને પતરાંના આકારમાં કપાય તેવો ધાતુ. એ અડકયાથી હાથને ચોંટી આવે છે ને ફૂંક માર્યાથી ઉડે છે. એ સફેત અથવા પીળું અથવા કંઇક લીલું હોય છે.
**અબરૂ,** સ્ત્રી૦ [ ફા૦ ]આંખની ઉપર જે નિમાળા-વાળી કમાન હોય છે તે; ભ્રૂ; ભ્રમર; ભૃકુટી.
**અબલકી-ખી,** વિ૦ [ આ૦ ] કાળો ને સફેત અથવા રાતો ને સફેત અથવા એ ત્રણ રઙ્ગ એકઠા હોય તેવા રઙ્ગનું; બદામી રઙ્ગનું; પચરઙ્ગી; કાબરચીતરું. ૨ અબલખી ઘોડા. "આગળ અબલખ અશ્વપર, પોતાંકેરો પુત્ર"-સામળ.
**અબળ,** વિ૦ [ સં૦ ] બળવિનાનું; નબળું.
**અબળા,** સ્ત્રી૦ [ સં૦ **અબલા** ] સ્ત્રી. [ દોષ વગરનું.
**અબાધ-ધિત,** વિ૦ [ સં૦ ] બાધ-અટકાવ વગરનું. ૨
**અબીર-લ,** ન૦ [ હિં૦ ] એક તરેહનો ખુશબોદાર ઝાંખો, કાળો અથવા સફેત ભભરો ભૂકો.
**અબુદ્ધિ-ધ,** વિ૦ [ સં૦ ] બુદ્ધિ વગરનું; મૂર્ખ; બેવકુફ.
**અબુવો,** પુ૦ એક જાતનું કપડું. ૨ એક જાતનો ફાફડો-સીંગ, જેનું અથાણું થાય છે, ( આબુવો ). [હોય તે.
**અબૂઝ,** વિ૦ અણસમજુ; જેને બૂઝ-કદર-પારખ ન
**અબોખા,** પુ૦ કન્યાવાળાં વરવાળાંને ત્યાં લગનને દિવસે **નોણિયા**-( નાનાં દોચકાં )માં પ્રથમ પાણી લઇ જઈ વરને નવરાવ્યા પછી બીજી વાર ખાજું ને ખાંડ વરને ખાવા લઇ જાય છે તે.
**અબોટ,** ન૦ છાણ મટોડીથી પાતળું લીપવું તે. જમવાને ઠેકાણે, સાથિયો પૂરવો હોય ત્યાં વગેરે અબોટ દેવું કેવાય છે. ૨ જમવાને સારુ નાયાપછી વગર નાયલાને અથવા સૂતર વગેરેને ન અડકાય એવી જે સ્થિતિ તે. ૩ જ્યાં નાયાવના અડકાય નહિ તે ઠેકાણું; અથવા જેને અડકાય નહિ તે વસ્તુ (બીજા ત્રીજા અર્થમાં એ શબ્દ વિશેષણરૂપે પણ વપરાય છે).
**અબોટિયું,** ન૦ જમતીવેળા પેરવાનું એક જાતનું રેશમી વસ્ત્ર.
**અબોધ્ય,** વિ૦ [ સં૦ ] બોધ કરવાને યોગ્ય નહિ તે; બુદ્ધિહીન. ૨ ન સમજાય તેવું.
**અબોલા,** પુ૦ જેના ઉપર રીસ હોય તેની સાથે ભા-ષણ ન કરવું તે ( એ, અનેક વચનમાંજ વપરાય છે ). અબોલા લીધા-રાખ્યા છે એમ કેવાય છે.

**અબ્જ, ન૦ [ સં૦ ]** કમળફુલ. ૨ સો કરોડની જે સઙ્ખ્યા તે.
**અબ્દ, ન૦ [ સં૦ ]** વાદળું. ૨ વર્ષ.
**અબ્ધિ પુ૦ [ સં૦ ]** સમુદ્ર; સાગર.
**અબ્ધિજ, પુ૦ [સં૦ અબ્ધિ,** સમુદ્ર. જ–જન્મેલો ] સમુદ્રમાંથી જન્મેલો તે–ચંદ્ર.
**અબ્બાશાઈ, વિ૦ [ હિં૦ ]** જતબુની અન્દરની રતાસ જેવો અથવા ભૂરામાં બારપડતો રાતો એવો ( રઙ્ગ ).
**અભ્ર, ન૦ [ ફા. ]** વાદળ.
**અભક, સ્રી૦ એભક.**
**અભક્ત, વિ૦ [ સં૦ ]** ભક્ત–ભગત નહિ તે. ૨ જુદું પડેલું નહિ તે. અભક્ત કુટુમ્બ, અભક્ત મિલકત વિગેરે.
**અભક્ષ્ય, વિ૦ [ સં૦ ]** ભક્ષણ કરવાને યોગ્ય નહિ તેવું. **ન૦** જે ખાવાની મના હોય તે.
**અભઙ્ગ, વિ૦ [સં૦]** ભાંગેલું–ખણ્ડિત નહિ તે; આખું; પૂર્ણ; અતૂટ.
**અભઙ્ગ, પુ૦** મરેઠી કવિતાની એક દેશી–ચાલ–રીત.
**અભડછેટ, સ્રી૦ આભડછેટ.**
**અભડબોળો, પુ૦** અડકાઅડકીથી જે અભડછેટ થાય તે.
**અભડવાજવું, ક્રિ૦ અ૦** જેને ઘેર મરણ થયું હોય તેને ત્યાં રોવા કુટવાસારુ જવું–ઐરાંએ ( આભડવાજવું ).
**અભડાયલી, વિ૦** અટકાવવાળી; અળગી; ઋતુવાળી(સ્રી).
**અભડાવું, ક્રિ૦ અ૦** ( મરણ સ્નાનવાળાંને, અળગી–સુવાવડીને, ઢેડા વગેરેને ) અડકવાથી અપવિત્ર થવું. ૨ વગર નાયલાને અડકવાથી અભોટ ભ્રષ્ટ થવું. ૩ ( સ્રીયે ) અળગું બેસવું–માથે આવવું; મહિનો થવો; અટકાવ આવવો.
**અભણ, વિ૦** ભણેલું નહિ તે; મૂર્ખ.
**અભદ્ર, ન૦ [ સં૦ ]** અકલ્યાણ; અમઙ્ગળ; અશુભ. ( વિશેષણરૂપે પણ વપરાય ).
**અભનવું, વિ૦ અભિનવ.**
**અભય, વિ૦ [ સં૦ ]** નિર્ભય; નિડર; બેધડક; હિમ્મત-છાતીવાળું. ૨ ભય ન રે તેવું.
**અભય, ન૦ [ સં૦ ]** ભય નહિ તે. ૨ જે વચન–ખાતરીથી ભય ન રે તે. અભયવચન–દાન કેવાયછે. પઞ્ચદણ્ડની વાતમાં અભય દણ્ડનો અર્થ આ કે જે દણ્ડ–લાકડી હાથમાં આવેથી પછી કોઇનો ભય ન રે તે.
**અભર, વિ૦** ભરેલું નહિ તે; ખાલી. ૨ ગરીબ; દીન.
**અભલેખ–ખા, સ્રી૦ અભિલાષ.** 'એક અભલેખ ઉપર આશ પૂરો' ( શુકદેવઆખ્યાન ).
**અભરાઈ, સ્રી૦** જમીનથી ઊંચે ભીતસાથે લગોલગ રાખી ટોલ્લાસાથે જડેલું પાટિયું, જે ઉપર વસ્તુઓ મેલી રાખવામાં આવે છે.
**અભરાભરણ, ન૦ (અભર**–દીનનું **આભરણ**–ઘરેણું); અનાથનો નાથ; દીન હીનનું ભરણપોષણ કરનાર.
**અભરામનદાવા, [ સં૦ અભ્રમ, ન દેય? ]** હવે કોઇરીતનો દાવો નહિ એવો અર્થ રાખેછે; ફારગતી; છુટાછેડા ( લેણદેણનો હિસાબ માંડીવાળેછે ત્યારે એ શબ્દ વપરાયછે ).
**અભાગણી, સ્રી૦** જેનું ભાએગ સારું નહિ તે સ્રી.
**અભાગિયું–ગી, વિ૦ [ સં૦ અભાગ્ય** અથવા **હતભાગ્ય]** ભાગ્યહીન; કમનસીબ; કરમફુટ્યું; અક્રરમી.
**અભાવ, પુ૦ [ સં૦ ]** ન હોવું–થવું તે; અવિદ્યમાન-પણું; નાસ્તિત્વ; ગેરહાજરી. ૨ અપ્રીતિ; અરુચિ. ૩ ન ભાવવું–સવાદ લાગવો તે.
**અભાવા, પુ૦** ગર્ભવતી સ્રીને કેટલાક ખાવાના પદાર્થો ઉપરથી મન ઉઠી જાય છે તે, અભાવા થાય છે, અરજ પડે છે એમ કેવાય છે.
**અભાવું ન૦** ન ભાવવું તે; અભાવા.
**અભાવો, પુ૦** અભાવ ( ૨ અને ૩ આ અર્થમાં ).
**અભિ, અ૦ ઉ૦ [ સં૦ ]** પ્રતિ; તરફ; સામું. ૨ ચારે-મેર. ૩ સરખું. ૪ સાથે. ૫ જુદું જુદું. ૬ પાસે; આગળ.
**અભિચાર, પુ૦** મન્ત્રસાધના.
**અભિજિત, ન૦ [ સં૦ ]** ૨૧ મા નક્ષત્રનો ચોથો પાદ ને ૨૨ માંનો પન્દરમો ભાગ એટલો જે કાળ તે-એને જુદું નક્ષત્ર ગણવામાં આવે છે ત્યારે ૨૮ નક્ષત્ર કેવાય.
**અભિન્રુ, પુ૦** ન બીહે એવા.
**અભિજ્ઞ, વિ૦ [ સં૦ ]** સમ્પૂર્ણ જ્ઞાન મેળવેલું હોય તે; ઘણું વાંચેલું ને અવલોકન કરેલું તે; કળાકુશળ; કાબેલ; હોશિયાર.
**અભિધાન, ન૦ [ સં૦ ]** નામ. ૨ ઓળખને માટે પદાર્થની જે સંજ્ઞા તે. ૩ ઉપનામ; અટક.
**અભિનય, પુ૦ [ સં૦ ]** ( કાવ્ય નાટકમાં ) રસને પ્રગટ કરનાર જે હાવભાવાદિ કર્મ તે. ૨ કોઇની પણ હાલતની નકલ કરવી તે. [ રત જેવું.
**અભિનવ, વિ૦ [ સં૦ ]** નવું; અજાએબ જેવું; અગ-
**અભિન્ન, વિ૦ [ સં૦ ]** જુદું નહિ તે; એકઠું; મળેલું; ભેદ રહિત; એકરૂપ; સરખું.
**અભિપ્રાય, પુ૦ [ સં૦ ]** મનની ધારણા–મતલબ; હેતુ. ૨ વિચાર; મત.
**અભિમન્ત્ર, ન૦ [ સં૦ ]** મન્ત્ર ભણીને પવિત્ર અથવા વશ કરવું તે. ૨ બોલાવવું–તેડવું તે.
**અભિમન્ત્રણોદક, પુ૦ [ સં૦ ]** મન્ત્રેલું પાણી.
**અભિમાન, ન૦ [ સં૦ ]** અતિસેં જે આત્મસ્તુતિ તે; હુંપદ; ગર્વ; મગરૂબી. ૨ ગુણ–સ્થિતિનાં મોટપની ખાતરીથી પોતાને વિષે જે સારું મન બાંધ્યુ હોય

તે. ૩ પ્રેમ–પરમાર્થ બુદ્ધિથી હૃદય પ્રફુલ્લિત હોવું તે ( દેશાભિમાન ).

**અભિમાની,** વિ૦ [ સં૦ ] અભિમાનવાળું.

**અભિમુખ,** વિ૦ [ સં૦ ] સામેનું; સન્મુખ. ૨ તાકી-ધારી રહેલું.

**અભિયા,** આ ભાઇ. "અભિયા પરણશે દમયન્તીને, અરે પાપણી આશા" ( પ્રેમાનન્દ ).

**અભિરામ,** વિ૦ [ સં૦ ] મનોરંજક; ખુશ કરતું; આનન્દ પમાડતું. [ કોડ; ખુશી.

**અભિરુચિ,** સ્ત્રી૦ [ સં૦ ] મનને ગમવું તે; પ્રસન્નતા;

**અભિલાખ,** પુ૦ [ સં૦ અભિલાષ ]

**અભિલાષ,** પુ૦ આતુર થઇને ઇચ્છવું તે; કોડ; કામના; ઉમેદ; હોંસ. [ મેદવાર.

**અભિલાષી,** વિ૦ [સં૦] હોંસીલું; કોડીલું; આતુર; ઉ-

**અભિવન્દન,** ન૦ [ સં૦ ] નમન. ૨ આસકા.

**અભિવાદન,** ન૦ [ સં૦ ] લામ્બા થઇને નમસ્કાર કરવા તે; પ્રણામ.

**અભિવ્યાપ્તિ,** સ્ત્રી૦ [ સં૦ ] સઘળે ઠેકાણે પસરીવ-ળવું તે; સર્વત્ર વ્યાપી રેવું–લાગુપડવું તે.

**અભિશરાપ,** પુ૦ [ સં૦ અભિશાપ ]

**અભિશાપ,** પુ૦ ખોટું તોહોમત; જુઠું આળ. ૨ સ-રાપ; બદ દુવા.

**અભિષેક,** પુ૦ [ સં૦ ] દેવ ઉપર અથવા ગાદિયે બે-સતા નવા રાજા ઉપર પાણી, દુધ વગેરેની જે ધારા કરવી તે; શાન્તિ સ્નાન. ૨ માથા ઉપર પાણી રેડી નવડાવવું તે. ૩ ધારા થવી અથવા ટીપાં પડવાં તે.

**અભિષેકપાત્ર,** ન૦ જેમાં પાણીવગેરે ભરવાથી અ-ભિષેક થાય તેવું છિદ્રવાળું વાસણ.

**અભિસારિકા,** સ્ત્રી૦ [ સં૦ ] આઠ નાયિકામાંની એક–સમ્ભોગને માટે પ્રીતમને મળવા સારુ સંકેત સાધી રાખનારી સ્ત્રી.

**અભીપ્સિત,** ન૦ [ સં૦ ] ઇચ્છેલું; ૨ ચાહેલું.

**અભીષ્ટ,** વિ૦ ધા૦ [ સં૦ ] ઇચ્છેલું; ગમતું; વાલું. ૨ અનુકૂળ; મેહેરબાન.

**અભુક્ત,** વિ૦ [ સં૦ ] ભોગવેલું–વાપરેલું નહિ તેવું. ૨ ભુખ્યું; ખાધા વગરનું. ૩ જેણે ભોગવ્યું અથવા વાપર્યું નથી તે.

**અભેદ,** વિ૦ [સં૦] આખું; અખણ્ડિત. ૨ જુદાઈ–ફેર–તફાવત વગરનું; એકતાવાળું.

**અભેદાન,** ન૦ અભયદાન.

**અભેદ્ય,** વિ૦ [ સં૦ ] કપાય–જુદું પડી શકે નહિ તેવું.

**અભેપદ,** ન૦ [ સં૦ અભયપદ ] જ્યાં ભય નથી તેવું ઠેકાણું; મુક્તિ.

**અભોગ,** પુ૦ ધ્રુવપદ નામના ગાયનમાં ત્રણ ભાગ હોય છે તેમાંનો જે છેલ્લો તે ( અસ્તાઇ, અનતો ને અભોગ ).

**અભોગવાળવો,** ક્રિ૦ સ૦ કવિતાની પછવાડે નામની છાપ મારવી. ૨ છેડો લાવવો; માંડી વાળવું; સમાપ્ત કરવું.

**અભ્યઙ્ગ,** પુ૦ [સં૦] નાતાં પેલાં તલ, મોગરેલ, તેલ, ઉટણું વગેરેનો જે લેપ કરવો તે.

**અભ્યન્તર,** ન૦ [ સં૦ ] અન્દરનો જે ભાગ તે. ૨ દીલ; મન; અન્ત:કરણ. ૩ અન્તર; વચમાંની જગો.

**અભ્યસવું,** ક્રિ૦ સ૦ અભ્યાસ કરવો. 'વસ્તુ વિચાર વિના અભ્યસે, જેમ કજ્ઞાન તે કથિરે ધસે' ( અખો ).

**અભ્યાખ્યાન,** ન૦ કોઇને માથે દોષ મુકવો તે.

**અભ્યાગત,** પુ૦ [ સં૦ ] વગર તેડે એકાએક ભિક્ષા–ભોજન લેવાને આવેલો તે; અતિથિ. ૨ પરોણો; મેમાન.

**અભ્યાસ,** પુ૦ [ સં૦ ] વારે વારે તેનું તેજ કામ કરવું તે; માવરો; કસરત; રફ્ત. ૨ અધ્યયન; ચિન્તન; મનન; ધ્યાન; ધ્યાસ.

**અભ્યાસસારિણી,** વિ૦ [ સં૦ ] અભ્યાસે આવડે અથવા રે તેવી (વિદ્યા). [નતુ; ઉદ્યોગી.

**અભ્યાસી,** વિ૦ [સં૦] જે અભ્યાસ કરે છે તે; મે-

**અભ્ર,** ન૦ [સં૦] વાદળું. ૨ આકાશ.

**અભ્રચના,** સ્ત્રી૦ [ સં૦ નિર્ભર્ત્સના ] અપ્રીતિ; બેદ-રકારી; કણ્ટાળો.

**અભ્રમાતઙ્ગ,** પુ૦ [સં૦] ઇંદ્રનો ઐરાવત હાથ્થી.

**અમ,** અમે.

**અમકું,** વિ૦ [સં૦] અમુક; ચોક્કસ; ફલાણું.

**અમઙ્ગળ,** વિ૦ [સં૦] અશુભ; અપસુકનિયું; પ્રતિ-કૂળ. ૨ અપવિત્ર; મેલું.

**અમણાહિ,** અ૦ આ વખતે; હમણાં.

**અમથું,** વિ૦ [ સં૦ મિથ્યા ] ફોગટ; નકામું; કારણ અથવા ફળ વનાનું; નિરર્થક.

**અમદાબાદી,** વિ૦ અમદાબાદ શેહેરનું–સમ્બન્ધી ( લોક, સાડી વગેરે ).

**અમન,** ન૦ મનને ગમવું નહિ તે.

**અમનચમન,** ન૦ મોજ શોખ; ચેહેનબાજી; રઙ્ગખુશાલી.

**અમર,** વિ૦ [ સં૦ ] મરે નહિ તે; નિત્ય; ચિર; સ્થાયી.

**અમર,** પુ૦ [ સં૦ ] દેવ; દેવતા. ૨ મરે નહિ તે; ચિરઞ્જીવી.

**અમરત,** ન૦ [ સં૦ ] અમૃત.

**અમરવેલ,** સ્ત્રી૦ એક જાતનો વેલો.

**અમરાઈ,** સ્ત્રી૦ [હિં૦] જે જગાએ ઘણાં આંબાનાં ઝાડ પાસે પાસે ઉગેલાં હોય તે; આંબાવાડી.

**અમરીચમરી,** સ્ત્રી૦ સ્ત્રિયોને માથે ઘાલવાનું રૂપાનું ઘરેણું. માથા ઉપર દેરાઘાટો જે રૂપાનો ગઠ્ઠો તે **અમરી** અને તેનીજ સાથે વળગાડી લટકતી રાખેલી રૂપાની ચમ્મર આકારની જે ફૂમતી તે **ચમરી.**

**અમર્યાદ, વિ૦ [ સં૦ ]** હદબ્હાર ગયલું; બેઅદબ; તો-છડું; અસભ્ય; નાલાયક.

**અમર્યાદા, સ્રી૦ [સં૦]** બે અદબી; તોછડાઈ; અસભ્યતા.

**અમર્ષ, પુ૦ [ સં૦ ]** ક્રોધ; કોપ; રીસ. કાવ્યશાસ્ત્રમાં ૩૩ વ્યભિચારી ભાવ કેવાય છે, તેમાંનો એક. સામે થવાની, બરાબરી કરવાની અધીરાઈ.

**અમલ, પુ૦ [ આ૦ ]** રાજ; સત્તા: અખ્તિયાર; હુ-કમ. ૨ દરજ્જો; અધિકાર. ૩ કેફ; નિશો; ખુમારી; સુમાર. ૪ કેફી વસ્તુ; અમલ કરવો–કેફ કરવો. અમલ કરવું–કરીબતાવવું; બજાવવું. અમલમાં લાવવું પણ કેવાયછે. [ કામદાર.

**અમલદાર, પુ૦** ઓધેદાર; કારભારી; અધિકારી;

**અમલદારી, સ્રી૦** ઓદ્ધો; કારભાર; અધિકાર.

**અમલપાણી, ન૦** કેફ કરવો તે.

**અમલી, વિ૦** કેફકરનાર; વ્યસની. ૨ સુસ્ત; એદી.

**અમલો, પુ૦ [ આ૦ ]** જમીન સિવાય તેની ઉપર બાંધેલી જે ઇમારત તે.

**અમસથકું–સ્તું, વિ૦** અમથું; મિથ્યા; નકામું.

**અમળ, વિ૦ [ સં૦ અમલ ]** મેલ રહિત; નિર્મળ; સ્વચ્છ. ૨ નિષ્કલઙ્ક.

**અમળાટ,** અમળાવું તે. ૨(લાક્ષણિક) આણ્ટી; બળાપો. "તેના પેટનો અમળાટ જતો નથી."

**અમળાવવું, ક્રિ૦ સ૦** આમળા પાડવા; મચડવું.

**અમળાવું, ક્રિ૦ અ૦** આમળા પડવા; મચડાવું. ૨ પેટમાં દુખવું; ચૂંક નાખવી–આવવી. ૩ અતડાં રેવું; વાંકું ચાલવું.

**અમાત્ય, પુ૦ [ સં૦ ]** પ્રધાન; મન્ત્રી; દિવાન; વજીર. અષ્ટ પ્રધાનમાંનો એક–એની પાસે જમાબન્દીનું અને ખરચની ચોકશીનું કામ હોય છે.

**અમાનત, સ્રી૦ [ આ૦ ] અનામતનો** અર્થ જોવો.

**અમાનતદારી, સ્રી૦** વાલીપણું, હવાલો; સોંપણ. ૨ શાખ; ભરૂંસો; વિશ્વાસ.

**અમાન્ય, વિ૦ [ સં૦ ]** માન આપવા જોગ નહિ તેવું; કબુલ ન કરાય તેવું; ત્યાજ્ય; નાપસન્દ.

**અમાપ, વિ૦** માપવનાનું; ઘણુંજ; બેહદ.

**અમાયા, સ્રી૦ [ સં૦ ]** નહિ માયા–પ્રપઞ્ચ–મોહ–ઠ-ગબાજી તે. ૨ બ્રહ્મ; પરમાત્મા.

**અમારું, સ૦** અમે એ શબ્દની ષષ્ઠી વિભક્તિ.–ધણી-પણું અથવા સમ્બન્ધ બતાવેછે.

**અમાવાસ્યા, સ્રી૦ [સં૦]** જે તિથિની આખરે સૂર્ય અને ચન્દ્ર એઓનો પૂર્વ પશ્ચિમ અન્તર બિલકુલ રેતો નથી તે; મહિનાનો તીસમો દાડો; જે રાતે ચન્દ્ર મુળગો ઉગતો નથી તે દાડો; પિતૃ પર્વણી.

**અમાસ, સ્રી૦ અમાવાસ્યા.**

**અમિટ, વિ૦ [ સં૦ ]** મટે નહિ તેવું.

**અમિત, વિ૦ [સં૦]** મપાયલું નહિ તેવું; અપરિ-મિત; અપાર.

**અમી, સ્રી૦** અમૃત; સુધા. ૨ દયા; રેહેમ.

**અમીછાંટ,** અમૃતના છાંટા.

**અમીન, પુ૦ [આ૦]** ફરિયાદી અને દાદી એ બેની તરફથી કજીઓ ચુકાવવાને નિમાયલો જે પુરુષ તે; લવાદ; ઉપરી પઞ્ચ. ૨ જિલ્લામાં દિવાની કામની કોરટનો એક ન્યાયાધીશ; મુનસફ. ૩ ઇમાનદાર આદમી.

**અમીનિધિ, પુ૦** ચન્દ્રમા.

**અમીની, સ્રી૦** અમીનનું જે કામ–દરજ્જો તે. ૨ ઇમાનદારી.

**અમીર, પુ૦ [આ૦]** જેને સરકારથી ખેતાબ જાગીર વગેરે મળેલું હોય તે; ઉમરાવ; શ્રીમન્ત; સરદાર. ૨ ધોતાળ–મોટાં મનનો ખરચાળ પુરુષ. [ ઠાઠ તે.

**અમીરાઈ–રી, સ્રી૦** અમીરનો જે કારભાર–દરજ્જો–

**અમુક, વિ૦ [ સં૦ ]** સામાન્ય નહિ પણ વિશેષ અ-ર્થમાં મુકરર કરેલું તે; એકાદું ચોક્કસ; ફલાણું.

**અમુઝણ, સ્રી૦** અન્દરની ગભરામણ; ગુંચવણ. ૨ દમ વગેરે રોગથી છાતી ભરાઈ આવે ને માણસ અકળાઈ જાય તે રોગ. ૩ ફિકર; ચિન્તા.

**અમુઝાવું,** મુઝાવું. 'અમુઝાશો નહિ રે, અન્તરવિષે (દયો).

**અમૂલ–લખ–લિક, વિ૦ [ સં૦ અમૂલ્ય ].**

**અમૂલ્ય વિ૦ [ સં૦ ]** જેનું મૂલ ન થઈ શકે તેવું; કિમતી; મોટી યોગ્યતાનું; ઊમદા; ઉત્તમ; શ્રેષ્ઠ; અ પૂર્વ; ઉત્કૃષ્ટ; સરસ.

**અમૃત, ન૦ [ સં૦ ]** દેવતાને ક્ષુધા તૃષા મિટાડનારો પીવાનો મીઠો પદાર્થ–જે થકી ઘડપણ અને મોત ન આવે તે; સુધા; પીયૂષ.

**અમે, સ૦** હું શબ્દનું અનેક વચન.

**અમોઘ, વિ૦ [ સં૦ ]** કદાપિ ફોકટ ન જાય તેવું; લાભ–ગુણકારી; રામબાણ; ફળદાયક.

**અમોડો, અમ્બોડો.**

**અમોલ–લિક, વિ૦ [ સં૦ અમૂલ્ય ]**

**અમ્બટ, વિ૦** ખાટું (સવાદમાં).

**અમ્બર, ન૦ [ સં૦ અથવા આ૦ ]** એક જાતની ઘણીજ સુગન્ધીદાર વસ્તુ.—એ કઠણ, રાખના રઙ્ગની, અપારદર્શક અને બળે તેવી છે. એ મગરમછના આંતરડામાં હોય છે ને ગરમ દેશોના દરિયાના માજા ઉપર અથવા કિનારા ઉપર મળી આવે છે તથા એ ઓસડમાં પણ કામ લાગે છે. એનું અત્તર બને છે. **[સં૦]** ૨ આકાશ. ૩ પોશાક; વસ્ત્ર–નીલામ્બર, પીતામ્બર. ૪ સ્રીયોને પેરવાનું એક જાતનું કસબી રેશમી ઝીણા ઝીણા બુટ્ટાવાળું લુગડું.

**અમ્મળાવવું, ક્રિ૦ સ૦** મરડી મચરડી નાખવું.
**અમ્મા, સ્ત્રી૦** જનની; માતા (કવિતામાં).
**અમ્માડાં, ન૦** એક જાતનાં ખાટાં ફળ.–એનું અથાણું [થાય છે.
**અમ્માડિયું, ન૦ ઉબાડિયું.**
**અમ્માડી, સ્ત્રી૦ [આ૦]** હાથ્થી ઉપર બેસવા સારુ બનાવેલી છતરીવાળી ખુરસીઘાટી શોભીતી સોના–રૂપા–લાકડાની જે બેઠક તે.
**અમ્માવું, ક્રિ૦ અ૦** પોચાવું; અડકી શકવું. તે ત્યાં અમ્માતો નથી. ૨ ખાટું ખાધાથી અસર થવી; અમળાવું; ખટાવું (દાંત). દાંત અમ્માયા એમ કેવાય છે.
**અમ્માર,** ઢગલો; ઢગ.
**અમ્બુ, ન૦ [સં૦]** પાણી.
**અમ્બુજ, ન૦ [સં૦]** કમળફૂલ.
**અમ્બુદ, ન૦ [સં૦]** મેઘ; વાદળું.
**અમ્બુધર, પુ૦ [સં૦]** મેઘ; વાદળાં.
**અમ્બુધિ, પુ૦ [સં૦]** સમુદ્ર; સાગર.
**અમ્બોડિયાં, ન૦** મીઠામાં આથીને સુકવેલા કાચી કેરીના કકડા; આંબોળિયાં.
**અમ્બોડી, સ્ત્રી૦** નાનો જે અમ્બોડો તે.
**અમ્બોડો, પુ૦** સ્ત્રિયો પોતાના માથાના વાળને હોળીને માથા પછવાડે તેની જે ગાંઠ વાળે છે તે; કેશપાશ.
**અમ્બોરડો, પુ૦ અમ્બોડો.** 'નાગફેણ અમ્બોરડો' (સામળ).
**અમ્બોરવું, ક્રિ૦ અ૦ ગ્રા૦** ઉમેરવું.
**અમ્ભોજીની, સ્ત્રી૦ [સં૦ અમ્ભસ્–પાણી]** કમલિની; કમળની નાળ.
**અમ્મર, ન૦** સ્ત્રિયોને પેરવાનું એક કસબી વસ્ત્ર; **અમ્બર.**
**અમ્રખ, અમર્ષ,** 'જેનો આશાપાશ ગયો અમ્રખ (અખો). ગુસ્સો–જોસ્સો.
**અયણી, સ્ત્રી૦ અરણિ.**
**અયન, પુ૦** માર્ગ; રસ્તો. ૨ સૂર્યનો છ મહિના સુધી ફરવાનો જે માર્ગ તે (ઉત્તરાયન અને દક્ષિણાયન). ૩ છ મહિના; અડધું વરસ. **ન૦** ઘર.
**અયનવૃત્ત, ન૦ [સં૦]** જે કલ્પિત લીટી સૂર્યના માર્ગ બતાવેછે તે.
**અયાલ, સ્ત્રી૦ [ફા૦]** ઘોડાની ગરદન ઉપર જે વાળ હોયછે તે; કેશવાળી.
**અયિ, અ૦[સં૦]** અરે (સ્ત્રીને સમ્બોધનમાં વપરાય છે).
**અયુક્ત, વિ૦ [સં૦]** જોડાયલું નહિ તેવું; છુટું પડેલું. ૨ અઘટતું; નાલાયક.
**અયુત, વિ૦ [સં૦]** દશ હજાર.
**અયોગોલક, પુ૦ [સં૦]** લોડાંનો ગોળો. [અયુક્ત.
**અયોગ્ય, વિ૦ [સં૦]** અઘટતું; નાલાયક; અપાત્ર;
**અયોનિસમ્ભવ, વિ૦ [સં૦]** ગર્ભસ્થાનમાં ન ઉત્પન્ન થયેલું; યોનિદ્વારે ન અવતરેલું.–રામ કૃષ્ણ.

**અરક, પુ૦ [સં૦] અર્ક.**
**અરકચો, પુ૦ અરગજો.**
**અરકાડ, પુ૦ ઓડકાર.**
**અરકાડવું, ક્રિ૦ સ૦** અડકાડવું; લગાડવું. [કરેલું.
**અરક્ષિત, વિ૦ ધા૦ [સં૦]** સમ્ભાળ વનાનું; રક્ષણ ન
**અરગજો, પુ૦ [હિં૦]** ઘણી જાતની સુગન્ધી મેળવીને તૈયાર કરેલો જે પીળો ભૂકો તે.
**અરઘ, [સં૦ અર્ઘ]**
**અરઘવું, ક્રિ૦ સ૦** પૂજવું; માન આપવું. એ શબ્દ ઘણું કરીને વાંકું બોલતી વેળા વપરાયછે–મારે શું તેને અરઘવોછે?
**અરઘિયું, ન૦** ધાતુ વગેરેનાં જે વાસણે કરીને અરઘ આપવામાં આવે તે.
**અરચવું, ક્રિ૦ સ૦ [સં૦ અર્ચન]** પૂજા કરવી; માન આપવું.
**અરજ, સ્ત્રી૦** અભાવો. (મહિનાવાળી સ્ત્રીને) અરજ પડેછે એમ કેવાય છે.
**અરજ, સ્ત્રી૦ [આ૦ અર્ઝ]** કોઈપણ કામ સારુ પોતાનાથી મોટાને નમનતાઇથી હકીકત કહી માંગવું તે; વિનન્તિ; પ્રાર્થના.
**અરજદાર, વિ૦** અરજ કરનાર. [તે કાગળ.
**અરજી, સ્ત્રી૦ અરજ.** ૨ જેમાં અરજ લખી હોય
**અરડુસો,** અડૂસો. એ એક જાતનું ઝાડ છે.
**અરણ, ન૦ અરણ્ય.**
**અરણિ, સ્ત્રી૦ [સં૦]** એક જાતનું ઝાડ–એનાં લાકડાંને એક બિજા સાથે ઘસ્યાથી અગ્નિ પેદા થાયછે. એનાં પાતરાંની ભાજી અને ફૂલની કઢી થાયછે. હુક્કાના નેળ એનાં લાકડાંનાં બનાવેછે. એ ઝાડનાં ફૂલ ચમ્પેલીના જેવાં ધોળાં હોય છે. ૨ અરણિ ઝાડનું લાકડું. અરણિપાત્ર–જે લાકડું ઘસ્યાથી યજ્ઞનો અગ્નિ ઉત્પન્ન થાય તે.
**અરણાંભેંસાં,** રાનીભેંસ. 'રાંડસાંડ રૂ અરણાંભેંસાં, જબ વિફરે તબ કરનાકેસા, લે ભુધું ને કર સુધું.'
**અરણ્ય, ન૦ [સં૦]** ઝાડવાળું અથવા ઝાડ વનાનું જે મોટું મેદાન તે; જઙ્ગલ; રાન; વન.
**અરથ, પુ૦ [સં૦ અર્થ]** કામ; ઉપયોગ. "પેલો બાહુકીઓશે અરથ આવશે, બેહો વણસાડે અન્ન" (નળાખ્યાન).
**અરથારત, અ૦ અર્થાત્.**
**અરથે, અ૦** વાસ્તે; કાજે; માટે; સારું; થકે.
**અરધિયું, વિ૦** અડધું તે.
**અરપણ, ન૦ [અર્પણ]**
**અરપવું, ક્રિ૦ સ૦** અર્પણ કરવું; આપવું.
**અરબ, પુ૦ આરબ.**
**અરબી, વિ૦** આરબનું–સમ્બન્ધી.

**અરબ્બી, સ્ત્રી૦** પટેટો; બટાટા; અજોકડું. **વિ૦** આરબ સમ્બન્ધી. ૨ આરબસ્તાનનું.

**અરમાન, સ્ત્રી૦** ઇચ્છા; ઉમેદ; હોંસ. [ફ્લો–જથ્થો.

**અરમાર, સ્ત્રી૦ [પોર્ટુગાલી]** લડાઈનાં વ્હાણોનો કા-

**અરમારી, સ્ત્રી૦** ભીંતની અન્દર પોલાણ રાખી તેમાં પાટિયાં મુકી ખાનાં કરી બ્હારથી બારણાં જડી જે પેટી બનાવેલી હોય તે; દોલાબ; ભણ્ડારિયું.

**અરર, અ૦** બીક, ગુસ્સો અથવા શોકથી એકાએક નિકળતો શબ્દ.

**અરવિન્દ, ન૦ [સં૦]** કમળફૂલ.

**અરવું, અતડું.**

**અરસિક, વિ૦ [સં૦]** રસિક નહિ તે. ગાયન કવિતાનો રસ સમજી ન શકે તેવો.

**અરસિયો, પુ૦** અદેખો.

**અરસો, પુ૦ [આ૦ અરસહુ]** અવકાશ; વચમાંનું છેટું; અન્તર; દરમિયાન. ૨ વખત; જોગવાઈ; ટાણું; અવસર.

**અરસ્પરસ, અ૦** માંયમાંય; એક બીજામાં; આપસ આપસમાં; પોતપોતીકામાં.

**અરાજક, ન૦ [સં૦]** (થોડો કાળ) રાજા ન હોવો તે.

**અરાડવું ક્રિ૦ સ૦** અડકાડવું. ૨ આરડવું; બરાડવું.

**અરાઢ, વિ૦** દશ ને આઠ (૧૮).

**અરાબો પુ૦ [ફા૦]** સંસાર ખટલો—કુટુમ્બ પરિવાર, ચાકર, પશુ, માલમિલકત વગેરે.

**અરિ, પુ૦ [સં૦]** શત્રુ; રિપુ; વેરી; દુશ્મન; હરીફ.

**અરિગણ, પુ૦ [સં૦]** શત્રુઓનો સમૂહ.

**અરિગંજન, પુ૦ [સં૦]** શત્રુને હરાવનાર.

**અરિષ્ટ, ન૦ [સં૦]** સઙ્કટ; આપત્તિ; ઉપદ્રવ; ઉત્પાત. ૨ મોત; કજા.

**અરીઠાં ન૦** એક ઝાડનાં ફળ–લુગડાં ધોવાનાં અને ચોટલા ચોળવાનાં કામમાં આવે છે. [ઝાડ.

**અરીઠી, સ્ત્રી૦** જેને અરીઠાં નામનાં ફળ થાય છે તે

**અરીઠું ન૦** અરીઠાંનું એક વચન. પણ ક્વચિત્ વપરાય છે.

**અરીઠો, પુ૦ અરીઠી.** [જાનું દેખી બળવું તે.

**અરીશયા, સ્ત્રી૦ [સં૦ ઈર્ષા]** અદેખાઈ; મત્સર; બી-

**અરીષો–સો, પુ૦** મો જોવાનો તખતો; મોટી આરસી.

**અરુચિ સ્ત્રી૦ [સં૦]** નહિ રુચિ તે. [પસન્દ.

**અરુચિર, વિ૦ [સં૦]** અનમનું; અણગમતું; ના-

**અરુણ, પુ૦ [સં૦]** સૂર્યનો સારથી. ૨ સૂર્ય. ૩ પ્રાતઃકાળ; ભોર; વાણું; બામદાદ.

**અરુણ, વિ૦** ઉગતા સૂરજના રઙ્ગ જેવું રાતું.

**અરુણોદય, પુ૦ [સં૦]** સૂરજ નજરે પડે છે તેની ત્રણ ઘડી અગાઉ તેનું જે ઉગવું તે.–સૂર્યના તેજનો જે લાલાસ પડતો ભાગ, સૂર્ય ઉગ્યા અગાડી જણાય છે તે. ૨ એ ત્રણ ઘડીનો જે કાળ તે.

**અરુન્ધતી, સ્ત્રી૦ [સં૦]** એ નામનો આકાશમાં દેખાતો એક તારો (સપ્ત ઋષિની સાથેનો). ૨ વસિષ્ટ મુનિની સ્ત્રી.

**અરુપરુ, ન૦** કંઈ આ કંઈ તે; પરચૂરણ કામ. ૨ **અ૦** આમ તેમ, થોડું થોડું; કોઇ કોઇ.

**અરૂપ, વિ૦ [સં૦]** જેને રૂપ નથી તેવું રૂપ–આકાર વનાનું.

**અરે, અ૦ [સં૦]** પોતાથી નીચી પદવીના માણસને બોલાવવાનો શબ્દ. ૨ ન ખમાતાં દુઃખને અથવા ગુસ્સાને લીધે નિકળતો શબ્દ.–રાટી; મનઃસંતાપ.

**અરે, સ્ત્રી૦** કાળજી; ચેવટ; બળત્રા; ચિન્તા. ૨ મનમાં અરરર એવો સન્તાપ થાય તે.

**અરેરાટી, સ્ત્રી૦** મનમાં અરરર એવો સન્તાપ થાય તે.

**અરેરે, અ૦ [સં૦]** શોક અથવા ભયથી એકાએક નિકળતો શબ્દ. ૨ થયલી ભૂલ એકાએક સાંભરી આવેથી નિકળતો જે શબ્દ તે. [યલો કપાસ.

**અરેડું ન૦** ગયાં વરસના કપાસના છોડપરનો ર-

**અરોગ, વિ૦ [સં૦]** રોગ વનાનું; તનદુરસ્ત.

**અર્ક, પુ૦ [સં૦]** ગરમીના જોરથી યન્ત્રની મારફતે નિકળતું પાણી જેવું જે સત્વ તે. ૨ સૂર્ય. ૩ આકડો. ૪ પીવાનું સત્વરૂપ ઓસડ.

**અર્ઘ, ન૦ [સં૦]** પૂજા કરવાની એક રીતિ; સૂર્યાદિ દેવને અથવા પોતાથકી મોટા પુરુષને માન આપવાસારુ ખોબાથકી અથવા ખોબા આકારનાં વાસણથકી પાણી સમરપવું તે. ૨ ભેટ–આદરસત્કારની એક રીત.

**અર્ઘવું, ક્રિ૦ સ૦ [સં૦]** પગ ધોઈ માન આપવું; સત્કાર કરવો. 'ઉમિયા આવ્યાં વર અર્ઘવારે, મસ્તક મેલ્યા છે મોડ' (સૈરાં ગીત.)

**અર્ઘદાન ન૦ [સં૦]** વિધિયે જે અર્ઘ આપવાં તે (સન્ધ્યા કરતી વેળા બ્રાહ્મણો બ્રહ્મને–સૂર્યને અર્ઘદાન આપે છે).

**અર્ઘપાદ્ય, ન૦ [સં૦]** હાથમાં અર્ઘ આપી પગને ધોઇ ચન્દન ફૂલે જે પૂજા કરવી તે.–કોઈ મોટા પુરુષને આદરસત્કાર કરવાની એક રીત.

**અર્ઘ્ય, વિ૦ [સં૦]** પૂજવા–માન આપવા યોગ્ય.

**અર્ચન, વિ૦ [સં૦]** દેવની અથવા પોતાથકી મોટાની જે પૂજા–સેવા તે.

**અર્ચનભક્તિ, સ્ત્રી૦ [સં૦]** નવ પ્રકારની ભક્તિ કહી છે તેમાંની એક (પૂજન વિધિથકી).

**અર્ચના, સ્ત્રી૦ [સં૦] અર્ચન.**

**અર્ચનીય, વિ૦ [સં૦]** પૂજ્ય; માન આપવા જોગ.

**અર્ચા સ્ત્રી૦ [સં૦]** ચન્દન ફૂલ વગેરેથી જે પૂજા કરવી તે. ૨ આંખે કપાળે જે ચન્દન લગાડવું તે.

**અર્ચિ, સ્ત્રી૦ [ સં૦ ]** જ્યોતિ; જ્યોત; જ્વાળા; ભડકો.
**અર્ચિત, વિ૦ ધા૦ [ સં૦ ]** પૂજેલું; માન પામેલું.
**અર્ઝા, વિ૦ [ ફા૦ ]** સસ્તું; પુષ્કળ.
**અર્ણવ, પુ૦ [ સં૦ ]** દરિયો; સમુદ્ર.
**અર્થ, પુ૦ [ સં૦ ]** સમજણ; માયનો; ખુલાસો; ભાવ; અભિપ્રાય ૨ ધારણા; ઉદ્દેશ; હેતુ; મતલબ; ઇરાદો. ૩ દોલત; પૈસો; નાણું; ધન. ૪ વસ્તુ; વિષય. ૫ સાર; તાત્પર્ય; ફળ; હાંસલ; ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર કેવાયછે તેમાં અર્થ એટલે દ્રવ્યજ. "અર્થ વા સાધયેત, દેહ વા પાતયેત"–ધારેલો વિચારવિષય પાર પાડવો અથવા શરીરને પાડવું.
**અર્થ, અ૦ [ સં૦ ]** વાસ્તે; કાજે; સારું; માટે.
**અર્થગૌરવ, ન૦ [સં૦]** શબ્દના અર્થનું વજન–મોટાપણું; ઘણી–ઊંડી સમજણ.
**અર્થશાસ્ત્ર, ન૦ [સં૦]** પોતાની અથવા દેશની દોલત ઉભી કરવા અથવા વધારવા સમ્બન્ધી જે શાસ્ત્ર તે.
**અર્થસિદ્ધિ, સ્ત્રી૦ [સં૦]** ધારેલી મતલબ પાર પડવી તે.
**અર્થાત, અ૦ [ સં૦ ]** એ કારણસર; એવું છે માટે; તાત્પર્ય એટલુંજ કે. ૨ વસ્તુત; વાસ્તવિક.
**અર્થાલઙ્કાર, પુ૦ [ સં૦ ]** શબ્દનો ( અનુપ્રાસ વગેરેનો ) નહિ પણ અર્થનો જે ચમત્કાર તે; શબ્દ વાક્યનો જે અર્થ હૃદયમાં ઉતરી આનન્દ પમાડે તે.
**અર્થી, વિ૦ [ સં૦ ]** માંગનાર; જાચક; અરજ કરનાર. ૨ મતલબી; ગરજુ. [ ભક્તિનો પ્રત્યય.
**અર્થે, અ૦** વાસ્તે; કાજે; સારુ; માટે–ચતુર્થી વિ-
**અર્ધ, વિ૦ [ સં૦ ]** એક આખી વસ્તુના બરાબર કરેલા બે ભાગમાંનો એક; અડધું.
**અર્ધગોળ, પુ૦ [ સં૦ ]** અડધો જે ગોળ તે.
**અર્ધચન્દ્ર, પુ૦ [ સં૦ ]** અડધો જે ચન્દ્ર તે; સાતેમનો ચાંદો; ચન્દ્રમાનો જે અડધો ભાગ પ્રકાશ કરેછે. તે. ૨ અર્ધચન્દ્રના જેવો આકાર તે.
**અર્ધરાત્ર, સ્ત્રી૦ [ સં૦ ]** મધરાત.
**અર્ધાઙ્ગ, ન૦ [ સં ]** અરધું જે અઙ્ગ—શરીર તે. ૨ સ્ત્રી; પ્રિયા; મિત્ર. ૩ રોગથકી અડધું અઙ્ગ મરી ગયું હોય તે; પક્ષાઘાત.
**અર્પણ, ન૦ [સં૦]** આપીદેવું તે; દાન; ભેટ; બક્ષીસ આપવી તે; ભોગ આપવો તે. [ પવો.
**અર્પવું, ક્રિ૦ સ૦** આપી દેવું; ભેટ કરવી; ભોગ આ-
**અર્પિત, વિ૦ ધા૦** આપી દીધેલું.
**અર્બુદ, વિ૦ [સં૦]** દશ કરોડ.
**અર્ભક, ન૦ [સં૦]** બાળક; બચ્ચું; છોકરું. **અર્ભકી**–બાળકી; છેક નાની છોકરી.
**અર્વાચીન, વિ૦ [ સં૦ ]** હાલના વખતનું; હમણાંનું; તાજું; નવું ( પ્રાચીનથી ઉલટું તે ).

**અર્શ, પુ૦ [ સં૦ ]** હરસ; મસા. [ પામેલો જીવ.
**અર્હન્ત, પુ૦** જૈનમતવાદી પરમ સાધુ–ભક્ત; મોક્ષ
**અલક, પુ૦ [સં૦]** નિમાળાનો ગુચ્છો; કેશપાશ; ચોટલો; અમ્બોડો. ૨ **અલખ.**
**અલકાબ, પુ૦ [ આ૦ ]** ખેતાબ; કાગળપત્રોમાં જે યોગ્યતા લખવામાં આવેછે તે; દરજ્જો દેખાડનારો શબ્દ.
**અલકાવલી, સ્ત્રી૦ [સં૦]** વેણી; ચોટલાની ગુંથેલી લટ.
**અલક્ષિત, વિ૦ [ સં૦ ]** લક્ષિત નહિ તે.
**અલક્ષ્ય, વિ૦ [સં૦]** ધ્યાન–ખ્યાલમાં ન આવે તેવું; અગોચર; અદૃશ્ય; ન સમજાય તેવું.
**અલખ, પુ૦ [ સં૦ અલક્ષ્ય ]** બ્રહ્મ; પરમાત્મા; શિવ. ગોસાઈ ભીખ માંગતી વેળા એ શબ્દનો ઉચ્ચાર કરે છે. **અલખનિરઞ્જન**—અલક્ષ્ય અને નિર્મળ–માયાથી પર જે પરબ્રહ્મ તે. [ ૮; ધન.
**અલખત, સ્ત્રી૦** દોલત; સમૃદ્ધિ; માલમિલકત; ઇસ્ટે-
**અલગ, અ૦ [ હિં૦ ]** અદ્ધર; આધાર રહિત; લટકતું. ૨ દૂર; છેટે. ૩ જુદું; ન્યારું; પૃથક્.
**અલગત, સ્ત્રી૦** અગત; જરૂર. 'અગતની વાતછે' એમ વપરાયછે. પણ 'તેની અલગતછે'એમ કોઈ બોલતું નથી.
**અલગાર,** હાર, ન્યાતની પંક્તિ ( ઘણાં જમનારની ).
**અલગોજા, ન૦ [ આ૦ ]** પીપી સરણાઈની તરેહનું એક મોઢેથી વગાડવાનું વાજું.
**અલઙ્કાર પુ૦ [ સં૦ ]** શોભા; સણગાર; ભૂષણ.–સારાં ઘરેણાં, લુગડાં, રમકડાં વગેરેની જે શોભા તે. ૨ બોલવાં લખવાંને, ચમત્કારી અર્થ અથવા શબ્દથી જે શોભા મળેછે તે–એ અલઙ્કાર ત્રણ રીતના હોયછે–જેમાં અર્થની અમત્કૃતિ હોયછે તે **અર્થાલઙ્કાર;** શબ્દની ( અનુપ્રાસ વગેરેની ) ચમત્કૃતિ હોય તે **શબ્દાલઙ્કાર;** અને જેમાં શબ્દ અર્થ બન્નેની ચમત્કૃતિ રઈ હોય તે **ઉભયાલઙ્કાર.** શબ્દાર્થ ચમત્કૃતિ સમ્બન્ધી જ્ઞાન આપનારું જે શાસ્ત્ર તે અલઙ્કારશાસ્ત્ર.
**અલઙ્કારી**–અલઙ્કારયુક્ત–સુન્દર. અલઙ્કાર સમ્બન્ધી (શાસ્ત્ર–ગ્રન્થ અથવા જ્ઞાન ધરાવનાર જન).
**અલઙ્કૃત, વિ૦ ધા૦ [સં૦]** અલઙ્કારવાળું; સણગારેલું; શોભાવેલું; દીપાવેલું; ભૂષિત.
**અલઙ્ગ, અ૦** દૂર; છેટે. ૨ ન લાગે વળગે તેવી રીતે.
**અલઙ્ગ, સ્ત્રી૦** બાજુ; હાર; તરફ. **અલઙ્ગપર**–તૈયારી ઉપર. ઘોડી અલઙ્ગપર આવી છે એટલે સવાણેથાણમાં.
**અલઙ્ઘ્ય, વિ૦ [ સં૦ ]** ઓળઙ્ગાય નહિ તેવું.
**અલધાર, પુ૦** વૈભવ. **સ્ત્રી૦** હાર; પંક્તિ; ઓળ.
**અલફાઉ, વિ૦** ન વપરાતું; ઉપયોગ–કામમાં ન આવતું; નકામું. ૨ મફાતયું.
**અલબત–ત્તાં–ત્તે, અ૦ [આ૦]** ખરેખર; એમજ; ખચીત; બેશક; મુકરર; ખસુસન એજરીતે.

**અલબેલડું, વિ૦** **અલબેલું** (કવિતામાં).
**અલબેલું, વિ૦ [હિ૦]** ફાંકડું; સુન્દર; ફુટડું; દેખાવડું; ઈશિકી; છેલ; રઙ્ગીલું (અલબેલી રાધા). નિર્ફળ હેતાળ ઘેતાળ આનન્દી છબીલું (અલબેલી અમ્બા).
**અલભ્ય, વિ૦ [સં૦]** પ્રાપ્ત થાય-મળે નહિ તેવું. ૨ અછત હોય તેવું.
**અલમ, અ૦ [સં૦]** બસ; પૂરું; થયું હવે.
**અલમસ્ત, વિ૦** (હાલ મસ્ત ઉપરથી) જોરાવર; મલના જેવો. ૨ જોશમાં આવેલું; ઉસકેરાયલું; મદમાતું.
**અલવણ, વિ૦** મીઠા વનાનું; મોળું.
**અલવાન, ન૦ [આ૦]** એક જાતની કોર વનાની સાદી શાલ.
**અલાકો-ખો (ઈલાકો), પુ૦ [હિં૦]** સમ્બન્ધ; વેવાર. ૨ હક; દાવો.
**અલાપ, પુ૦ [સં૦ આલાપ]** રાગ રાણીનું સ્વરૂપ દેખડાવવાને અર્થ વિનાનું આ આ તનનન વગેરેનું ગાયન તે. ૨ સ્તુતિનું ગાયન.
**અલાપચારી, સ્ત્રી૦ [સં૦ આલાપચર્યા]** અલાપ જે રૂપ ક્રિયા તે.
**અલાપવું, ક્રિ૦ સ૦** અલાપ કરવો; ગાવું; અલાપવું.
**અલાબલા, સ્ત્રી૦** ભૂત ડાકણ વગેરેથી થતી જે પીડા તે. ૨ સઙ્કટ; વિઘ્ન; ભય.
**અલામત, સ્ત્રી૦** નિશાન; ચિહ્ન.
**અલાવડું, વિ૦** દોડડાયું; વગર બોલાવે વચમાં બોલનારું-હાથ ઘાલનારું.
**અલાવો, પુ૦ [ફા૦]** મોહોરમના દાડામાં, ખાડામાં જે અગની પેટવેલો હોય છે ને જેની આસપાસ મુસલમાન નાચે છે તે. [લું-રયલું.
**અલાહિદું, વિ૦ [આ૦]** જુદું; નોખું; છેટે રાખે-
**અલિ, પુ૦ [સં૦]** એક જાતની કાળી મોટી માખી; ભ્રમર. ૨ વીછુ. ૩ કોકીલ. ૪ કાગડો. ૫ મદિરા.
**અલિજાહાં, વિ૦ આલીજાહાં.**
**અલિજ્ઞ, વિ૦** વિદેહી.
**અલી, સ્ત્રી૦ [સં૦ આલી]** સખી; સાહેલી.
**અલી, અ૦** બરોબરી દાવાવાળી સ્ત્રી બીજી સ્ત્રીને અથવા ચાકરડીને બોલાવતાં એ શબ્દ વાપરે છે.
**અલુખડું, ન૦ અળોકડું.**
**અલુણાં, ન૦ [સં૦ અલવણ]** મીઠાં વગરનું જે ખાવું તે. ૨ ચૈતર મહિનામાં મીઠાં વગરનું મોળું ભોજન કરવાનું વરત,-ઓખાએ કીધું હતું તે ઉપરથી.
**અલૂરાઈ,** હુલ્લડાઇ. 'અલૂરાઈ કરોછો સખી જોતાં અતિ ઘણી, તમારાથી એક વિદ્યા આજ હું અધિકી ભણી'.
**અલેક, વિ૦** સુકાન સીધું રાખેલું હોય તે (ગોશ, દામણ ને અલેક).
**અલેખ-ખું, વિ૦** લખવાને યોગ્ય નહિ તેવું; ગણતરી-સુમાર-હિસાબ વગરનું.
**અલેખેલ,** આ ફેરે.
**અલેચો, પુ૦** એક જાતનું રેશમી (તાણો રેશમનો ને વાણો સુતરનો) કપડું.
**અલેલ, વિ૦** હિસાબ-નિયમવનાનું. ૨ અન્ધેર (કારખાનું).
**અલેલટપ્પુ, વિ૦** અટકળથી હોકનાર; આસરાથી ફેનાર.
**અલૈયાંબલૈયાં ન૦ [હિં૦] ઓવારણાં.**
**અલોપ, પુ૦** જતું રેવું-ન દેખાવું તે; સટ્ટી-નાસી જવુ તે. અલોપનો ખરો અર્થ તો દેખાવું એવો સંસ્કૃતમાં થાય છે પણ ગુજરાતીમાં લોપ ને અલોપ એકજ અર્થમાં વપરાય છે.
**અલોલપલોલ, વિ૦ [સં૦ અતુલ્યવિતુલ્ય]** અત્યન્ત; પુષ્કળ; અપાર.
**અલૌકિક, વિ૦ [સં૦]** લોક-વેવારમાં ન હોય તેવું; અસાધારણ; અજાએબ જેવું; અદ્ભુત.
**અલ્પ, વિ૦ [સં૦]** થોડું; નાનું; લઘુ; કિઞ્ચિત્; કંઈક.
**અલ્પવીર્ય, વિ૦ [સં૦]** થોડા બળવાળો. નબળો.
**અલ્પાયુ, વિ૦ [સં૦]** થોડાં આવરદાવાળું; ટુંકી જિન્દગીનું.
**અલ્પાવું ક્રિ૦ અ૦** ઓછું-ક્ષીણ-ઝાંખું થવું. 'અર્ક મહાતેજે અલ્પાય, ઇશ્વિરતા તાં ફાટી જાય (અખો).
**અલ્પાહાર, પુ૦ [સં૦]** થોડું ખાવું તે.
**અલ્યા, પુ૦** પોતાનાથી ઉતરતા દરજ્જાવાળાને બોલાવવાની રીત.—સમ્બોધન અર્થમાં. ૨ બરોબરીયા વાલાને લાડથી બોલાવવાની રીત.
**અલ્લક દલ્લક, વિ૦** નિરાધાર. બાળકને અલ્લક દલ્લક ઊભું રાખવું. **સ્ત્રી૦** બાળકની એક રમત. બે ચાર જણાના હાથ ભોંયપર મુકાવી તેના ઉપર એક સમજુક છોકરો અથવા કોઈ મોટું પોતાની આંગળી અરકાડતું જાય ને આ પ્રમાણે બોલતું જાયઃ-"અલ્લક દલ્લક, ઝાંઝર ઝલ્લક, ઝાંઝરને ઘેર આનપાન, પૂતળીયે જમાડી જાન, એક બદુવો ભૂખ્યો, થાળી બ્રાહ્મને ઊઠ્યો, થાળીયે પાડી ચીસ, ભાઈ મળ્યા પચ્ચીસ, પચ્ચીસેનાં કોપરડાં, બાઈ તમારાં છોકરડાં, છૈયાં છોકરાં રમેછે, પીતામ્બર પગલાં પાડેછે, રાજા ભોજ, તરીયા તોજા, માણેક મોતી, અરવાળું પરવાળું ને ભવાની ભુસકા.' એ છેલ્લો શબ્દ સાંભળી સઘળાં છોકરાં હાથ ઉપાડી લઈ પાછાં ભોંયસાથે ઠોકેછે.
**અલ્લાચોટી, સ્ત્રી૦** નાનાં છોકરાંને માથે બાધા હોય ત્યાંસુધી પાછળથી નાની ચોટલી રાખવામાં આવે છે તે.
**અલ્લાબલ્લા, સ્ત્રી૦** રોગ, આફત વિગેરે.
**અલ્લાયો, પુ૦** પૂર્ણાઙ્ક-પુરા આંકડાની આગળ ) એનું જે ચિહ્ન કરવામાં આવેછે તે १)-એટલે એક પુરો

રૂપિયો ને એક આનો. ૧। = એમાં ૧। એ પૂરો આંકડો નથી.
**અલ્લૈ, વિ૦** મોટું; નિયમ–વ્યવસ્થા ન રે તેવું ( કારખાનું ). રસળતું થયાંકરે–ધીમેધીમે ચાલ્યાકરે તેવું (કામ).
**અલ્હડ, વિ૦** દુનિયાંદારીમાં ન પડ્યો હોય તે; મુર્ખ; ઉછ્રુંખળ. ( જન ).
**અલ્હેતું, વિ૦** દુનિયાંદારીની ખબર ન હોય તેવું
**અવ, અ૦ ઉ૦ [ સં૦ ]** થકી. ૨ નીચે. ૩ ઓછું.
**અવકળા, સ્ત્રી૦ [ સં૦ ]** જેથી નઠારું ફળ થાય તેવી જુકિત–તજવીજ. ૨ વાંકુ–આડું બોલવું તે; ભેદ વચન. ૪ શરીર મનને ચેહેન ન પડવું તે.
**અવકાત, સ્ત્રી૦ [ આ૦ ]** ઈલાજ; સાધનબળ; જોર ( પછી પૈસાની કે શરીર મનની ).
**અવકાશ, પુ૦ [ સં૦ ]** એ જગા અથવા વખતની વચમાનું છેટું; અન્તર; દરમિયાન. ૨ ફુરસદનો વખત; નવરાશ; જોગવાઈ. ૩ વાંચતાં લખતાં અટકવાની જે ટાંપ તે; વિરામચિહ્ન.
**અવકૃપા, સ્ત્રી૦ [સં૦]** ઓછી જે કૃપા તે; ગેર મેહેરબાની; ઈતરાજી; કરડી નજર.
**અવખોડવું, ક્રિ૦** વખોડવું.
**અવગણના, સ્ત્રી૦ [ સં૦ ]** એ કોણ? એમાં શું? એવી રીતનો જે અનાદર તે; ન લેખવવું તે; અપ્રીતિ; કપટાળો. ૨ દોષ બોલવો તે; નિન્દા.
**અવગત, સ્ત્રી૦ અગતિ, વિ૦** જાણેલું.
**અવગતિ, સ્ત્રી૦ [ સં૦ ]** મુઆં પછી નરકમાં અથવા ભૂત વગેરે યોનિમાં જે પડવું થાય તે. ૨ પડતી હાલત.
**અવગતિક, પુ૦** કોળી કણબી વિગેરે નીચ જાતિમાંથી થયલો ભૂત. [ લું; અપવિત્ર; પાપી.
**અવગતિયું વિ૦** જેની અવગતિ થઈ હોય તે. ૨ મે-
**અવગાહવું ક્રિ૦ અ૦** નાવું; તરવું; ડબકી મારવી.
**અવગુણ, પુ૦ [ સં૦ ]** નઠારો ગુણ–સ્વભાવ; દોષ. ૨ ગેરફાયદો; નુકશાન; ખોટ; ટોટો.
**અવગુણી, વિ૦** નઠારા ગુણનું; અનીતિમાન. ૨ નુકસાન કરનારું; દુઃખદાયક. ૩ ઉપકારના બદલામાં અપકાર કરનારું.
**અવઘડ, સ્ત્રી૦ [ સં૦ અવ; ઘટ ]** બ નવાને જે મુસીબત પડે તે; મુસ્કેલિયત; અઘરું પડવું તે. ૨ હરકત; અડચણ; અટકાવ.
**અવઘડ, વિ૦** મુસ્કેલ; અઘરું.
**અવચિહ્ન, ન૦ [ સં૦ ]** અપશકુન; અશુભસૂચક ચિહ્ન. ૨ અપલક્ષણ; અટકચાળું. [ તેવું.
**અવચ્છિન, વિ૦ ધા૦ [સં૦]** કાપેલું–જુદું પાડેલું હોય
**અવચ્છેદ, પુ૦ [ સં૦ ]** કાપવું–જુદું પાડવું તે. ૨ કાપ; કાપો. ૩ ઓળખાઈ આવે તેવો અથવા ખાસ ગુણ. ૪ હદ; સીમા. ૫ જુદું પડેછે એમ દેખડાવનારી નિશાની ( શબ્દ વાકય સમ્બન્ધી ).
**અવજોગ, પુ૦** કમુહૂર્ત; ખરાબવખત.
**અવજ્ઞા, સ્ત્રી૦ [ સં૦ ]** હુકમ ન માનવો તે; યોગ્યતા પ્રમાણે માન ન આપવું તે; અપમાન; અનાદર; બેઅદબી.
**અવટાવું, ક્રિ૦ અ૦** વગર કામે ગુંથાઈ રેવું; ગુંચવાવું. ૨ કાયર થવું; થાકી જવું. ૩ અટાઈ–રોળાઈ જવું.
**અવડ, વિ૦** અવાવરુ; ન વપરાતું.
**અવતરણ, ન૦ [ સં૦ ]** અવતરવું તે. ૨ ભાષ્ય; ટીકા; સમજણ.
**અવતરણચિહ્ન,** એકનીશાની–"—"–બીજા પુસ્તકમાંથી ઉતારો કરવા વખતે વાપરવામાં આવેછે.
**અવતરવું, ક્રિ૦ અ૦** માનાં પેટમાંથી છોકરાંએ બાર આવવું; પ્રસવ થવો; જનમ થવો.
**અવતાર, પુ૦ [ સં૦ અવ—નીચે; તૃ–ઓળઙ્ગવું ]** માણસ અથવા જનાવરના આકારમાં ઈશ્વરનું જે પ્રગટ થવું તે; જન્મ; દેહધારણ. ૨ એક રૂપ બદલી બીજાં રૂપમાં આવવું તે. ૩ ઉતરવું તે. ૪ અંશી ભકત—વિદ્વાન્–યોદ્ધો. ૫ આર્યલોકોના ધર્મશાસ્ત્ર પ્રમાણે એ ૧૦ અને ૨૪ માન્યા છે.
**અવતારી, વિ૦ [ સં૦ ]** અસાધારણ. ૨ ઈશ્વિરે જે પુરુષ રૂપે અવતાર લીધો હોય તે. ૩ અંશીજન.
**અવદશા, સ્ત્રી૦ [સં૦]** પડતી હાલત; કમબખ્તી; દુર્દશા.
**અવદાત, અ૦** નિશ્ચય; નક્કી.
**અવદાહ, પુ૦ [ સં૦ ]** વિધિ પ્રમાણે ચિતાસંસ્કાર ન થવો તે; મુઆં પછી ચિતામાં જુદી ક્રિયાએ બળવું અથવા અડધું બળ્યું રેવું તે.
**અવદીચ, પુ૦** ગુજરાતી બ્રાહ્મણની એક જાતછે.
**અવધ, અવધિ.**
**અવધાન, ન૦ [ સં૦ ]** ધ્યાન; લક્ષ; સાવધાની; ચોકસાઈ. ૨ ઉદ્દેશ; ધારણા; વલણ.
**અવધારણ, ન૦ [ સં૦ ]** ખચીત અથવા ખરેખરું–નક્કી કરવું–ઠરવવું–તે. ૨ અવધાન.
**અવધિ, પુ૦ સ્ત્રી [સં૦]** છેડો; સમાપ્તિ; હદ; શેવટ; આખર. ૨ મુદ્દત; દરમિયાન. ૩ ધોરણ; મુખ્ય પ્રમાણ. ૪ પ્રારમ્ભ અથવા અન્ત. ૫ પરાકાષ્ઠા; અતિશય; હદથી જ્યાદે. ભાઈ તેં તો અવધિ કરી.
**અવધૂત, પુ૦ [ સં૦ ] અબધૂત.**
**અવધ્ય, વિ૦ [ સં૦ ]** વધ કરવાને–ભોગ આપવાને યોગ્ય નહિ તેવું. [ નવીન.
**અવનવું, વિ૦** વિશેષે કરીને નવું; અજાએબ જેવું;
**અવનિ, સ્ત્રી૦ [ સં૦ ]** પૃથ્વિ.

**અવનિત,** વિ૦ કોઈની સેવા-ચાકરી નહિ કરનાર.
**અવયવ,** પુ૦ [સં૦] એક આખી વસ્તુનો જે અમુક અમુક ભાગ તે; અઙ્ગ;—હાથ, પગ વગેરે શરીરના અવયવ છે.
**અવયવી,** વિ૦ [સં૦] જેને અવયવ હોય તે.
**અવર,** વિ૦ બીજું; અન્ય.
**અવર,** પુ૦ [અ૦] કલ્લાક; અડી ઘડી.
**અવરથા,** અ૦ [સં૦ વૃથા] ફોકટ; મિથ્યા; વ્યર્થ; નકામું.
**અવરનવર,** ફેરફાર.
**અવરાઈ,** સ્ત્રી૦ અમરાઈ.
**અવરાવું,** ક્રિ૦ અ૦ ઢઙ્કાવું; રોકાવું 'વિષય વૃત્તિને આંતરે, અવરાયો અનીત' (પ્રીતમદાસ).
**અવરોધ,** પુ૦ [સં૦] અટકાવ; નડતર; બન્ધ પડવું તે; બાધ. ૨ સૂતક. ૩ જનાનખાનું.
**અવરોહી,** વિ૦ ઉતરતું. ૨ ગાયનમાં છેક ઊંચા સુરથી માંડીને ઉતરતાં ઉતરતાં છેક નીચાં સુર લગી આવવું તે. (આરોહીનું ઉલટું તે—સા, ની, ધ, પ, મ, ગ, રી, સા).
**અવર્ગી** વિ૦ [સં૦] વર્ગી નહિ તે.
**અવર્ણ,** વિ૦ [સં૦] રઙ્ગ વગરનું. ૨ જાત વગરનું; નીચું.
**અવર્ણ,** પુ૦ [સં૦] અ તથા આ એ બે સ્વર.
**અવર્ણ્ય,** વિ૦ [સં૦] જેનું વર્ણન કરવાની અથવા જેને વિષે બોલવાની મતલબ નથી તેવું. ૨ વર્ણન કરવાને અયોગ્ય અથવા અશકય.
**અવર્ય,** વિ૦ [સં૦] શ્રેષ્ઠ નહિ તે; કનિષ્ઠ; નરસું; નીચું; ઉતરતું; હલકું.
**અવલ,** વિ૦ [સં૦ આ૦] પેલું; મુખ્ય; સહુથી મોટું—ઉંચું. ૨ સહુથી સરસ-સારું. ૩ જરૂરનું. ૪ પેલી પ્રતની-ઘણું પાકે તેવી (જમીન)-એક સરખા કુમાસની ને ભૂરાથી માંડીને તે છેક કાળા સુધીના રઙ્ગની હોય છે.
**અવલક્ષણ,** ન૦ [સં૦] નઠારું લક્ષણ;-ચિહ્ન; અપલક્ષણ.
**અવલથી,** અ૦ પેલેથી; શરુઆતમાં. ૨ અસલ; પેલાં; અગાઉ.
**અવલમઞ્જલ,** સ્ત્રી૦ [આ૦] મુએલાંને દાટવા-બાળવા-તડકે નાખવાની જગો તે; મુડદાંની જે છેલ્લી ક્રિયા કરવી તે.
**અવલમ્બ,** પુ૦ [સં૦] આશ્રય; આસરો; આધાર.
**અવલસાલ,** ન૦ [આ૦ ફા૦] વરસની શરુઆત અથવા બેસતું વરસ. ૨ જે પેલે વરસથી કોઈ પણ ગણતરી કરવી હોય તે.
**અવલેપ,** પુ૦ [સં૦] ચોપડવું તે; લેપ.
**અવલોકન,** ન૦ [સં૦] જોવું તે; જોઈ વિચારવું તે.
**અવલોકવું,** ક્રિ૦ સ૦ અવલોકન કરવું; જોવું.
**અવશ,** વિ૦ [સં૦] જે કોઈને તાબે નથી તે; સ્વતન્ત્ર; આપઅખ્તિયાર.

**અવશેષ,** વિ૦ બાકી રૂયલું.
**અવશ્ય,** વિ૦ [સં૦] વશ ન થાય તેવું.
**અવશ્ય,** અ૦ [સં૦] જરૂર; ખચીત; ખરેખર; અલબત.
**અવશ્યમેવ,** અ૦ જરૂર; ખચૂસ; નક્કી.
**અવસર,** પુ૦ [સં૦] જોગવાઈ; તક; ટાણું; કામ કરવાનો જે ખરો સમય તે. ૨ રુડું પગરણ. ૩ મુઆંનો દાડો. અવસર પાણી પણ કેવાયછે.
**અવસાન,** ન૦ [સં૦] જોગવાઈ; સન્ધિ. ૨ છેડો; અન્ત; સમાપ્તિ. ૩ મોત. ૪ લખાણમાં દમ ખાવાનું જે ઠેકાણું તે; અટકવાની ટાંપ; યતિ; વિરામ. ૫ બન્ધ પડવું તે. ૬ હદ; સીમા. ૭ બારીક વખત.
**અવસ્તા,** સ્ત્રી૦ [ઝ૦] પારસી લોકોનું મુખ્ય ધરમ પુસ્તક.
**અવસ્થા,** સ્ત્રી૦ [સં૦] હાલત; હાલ; દશા; સ્થિતિ. ૨ ઉમ્મર સમ્બન્ધી જે સ્થિતિ તે. ૩ જીવની જે હાલત તે—એ ત્રણ કેવાય છે. જાગ્રદવસ્થા, સ્વમાવસ્થા અને સુષુપ્ત્યવસ્થા.
**અવહિત્થ,** ન૦ [સં૦] ખોટો દેખાવ; મનમાં કંઈ ને મોડે કંઈ તે. ૨ કાવ્ય શાસ્ત્રમાં ૩૩ વ્યભિચારી ભાવ કેવાય છે તેમાંનો એક-મોડાંનો રઙ્ગ બદલી અથવા વાણીથી અથવા બીજી કોઈ પણ રીતે મનની વાત છુપાવી રાખવાની જે તજવીજ તે.
**અવળચણ્ડું,** વિ૦ કઇયે કંઈ તારે કરે કંઇ તેવું; અવળું-ઊંધું-ઉલટું કરનાર; ગાયને ખવાડી આવ કઇયે તારે ગધેડાને ખવાડી આવે તેવું (જન).
**અવળચવળ,** વિ૦ આડું અવળું; વગર વિચાર્યું; ખોટું (બોલવું).
**અવળાઈ,** સ્ત્રી૦ આડાઇ; કઇયે તેથી આડું અથવા અવળું કરવાની જે હઠીલી તબિયેત તે.
**અવળીયું,** ન૦ ઘડાપર ઢાંકવાનું ઉંડું ને પ્હોળા મ્હોનું ઢાકણું.
**અવળું,** વિ૦ ઉલટું; ઉંધું; કયેલી અથવા જોઈ સાંભળેલી જે હાલત તેથી બીજી અથવા તેથી ઉલટી હાલત હોય તેવું (એનું ઉલટું સવળું).
**અવળે,** સ્ત્રી૦ ઘણાં એક વસાણાં એકઠાં કરી તેનો જે ખાંડેલો ભૂકો સુવાવડીને મધમાં ચાટવા આપે છે તે. એને બતરીસું પણ કેછે.
**અવાઈ,** સ્ત્રી૦ ઉડતી ખબર; અફવા; ભુમાટો; ગવગવો. ૨ ગપ; જુઠી ખબર.
**અવાગરુ,** વિ૦ અવાવરું; જે વાપરવામાં ન આવતું હોય એવું.
**અવાચક,** વિ૦ [સં૦] બોલી શકે નહિ તે; મુગું; જેની જીભ ટુંકી થઈ હોય તે. ૨ બેભાન; મરવા પડેલું.
**અવાચ્ય,** વિ૦ [સં૦] બોલાય—વર્ણાય નહિ તેવું.

**અવાજ, પુ૦ [ફા૦ આવાઝ]** કાને જે પડે તે; હવાના ઘસારાથી–હિલવાથી સાંભળવાની ઇન્દ્રી ઉપર જે અસર થાય તે; શબ્દ; ધ્વનિ. બોલવાથી, ઘસારાથી, પડવાથી, જોરમાં છુટું થવાથી અવાજ પેદા થાય છે. કોઈ અવાજ સાફ સમ્ભળાઈ સમજાય તેવો અને કોઈ સાફ ન સમ્ભળાઈ ન સમજાય તેવો હોય છે.

**અવાજા, પુ૦** અવાજ થવા તે; બાર. જેમકે, તોપના અવાજા.

**અવાજી, વિ૦** અવાજ કરનારું. એ અવાજી ફટાકા.

**અવાજો, પુ૦ અવાજ.**

**અવાટ, સ્ત્રી૦** વાટ નહિ તે; ઉજડ રસ્તો.

**અવાડું,** હવાડું.

**અવાડો, [સં૦ આહાવ]** હવાડો જુવો.

**અવાણ, ન૦** ગુણ; ચાલ.

**અવાણવું, ક્રિ૦** હાંકી જોવું (બળદને); તપાસી જોવું; પરીક્ષા કરવી.

**અવારનવાર, અ૦** એક પછી એક; વારાફરતી. ૨ સામસામે આપ લે કરવી.

**અવાવરું, વિ૦** વાપરવામાં આવતું ન હોય તેવું. ઘર, કુવો વગેરે (જગાનેજ લાગે છે).

**અવાસ, પુ૦ [સં૦ આવાસ]** રેવાની જગા; રેઠાણ; મુકામ.

**અવાળુ, ન૦** દાંતના પાળા–પીડિયાં. અવાળુ આવવાં કેવાય છે.

**અવિગણવું ક્રિ૦** માનવું.

**અવિગત–તિ, વિ૦ [સં૦]** જે જતું રયલું નથી પણ છે, તેજોમય છે, અખણ્ડિત છે તે (સર્વવ્યાપી-બ્રહ્મ–જગદીશ્વર).

**અવિચળ, વિ૦ [સં૦]** જેનો ફેરફાર ન થાય તેવું; ખસીપડે નહિ તેવું; સ્થાયી; સ્થિર.

**અવિચાર, પુ૦ [સં૦]** ખોટો અથવા ઉદ્ધત જે વિચાર તે. સારુ નરસું સમજવાની જે અશકિત તે; ભૂલ; અન્યાય; અધર્મ.

**અવિચારી, વિ૦** જેને વિચાર–વિવેક નહિ તે.

**અવિચ્છિન્ન, વિ૦ [સં૦]** ભાગ–જુદું પાડેલું નહિ તેવું. **અ૦** તોડયા–અટકયા–આચકા ખાધા વગર; સફાઇથી; કંઈ પણ ઓછું વધતું નહિ તેમ.

**અવિછનધારા, સ્ત્રી૦** અભિષેકપાત્ર.

**અવિદ્ધયોની, સ્ત્રી૦ [સં૦]** સાસરે આરડો ન થયો હોય તેવી–પુરુષની સોડ દીઠી ન હોય તેવી સ્ત્રી.

**અવિદ્યમાન, વિ૦ [સં૦]** જીવતું ન હોય તે; મરીગયલું; નાબુદ થયલું.

**અવિદ્યા, સ્ત્રી૦ [સં૦]** જગતની જુઠી માયામાં લપટાઇ જે ખોટા તર્ક બાંધવા તે; અજ્ઞાન; માયાનો ભ્રમ.

**અવિધાર, અ૦** નક્કી; ખચીત.

**અવિધારવું, ક્રિ૦ સ૦** વિશેષે–અવશ્ય ધારવું; નક્કી માનવું. 'હું વચન સુણી અવિધારુ', બાઈ મોટું ભાગ્ય તમારું.'

**અવિનાશ, પુ૦** જેનો કદી નાશ નથી તે.

**અવિનાશી, વિ૦ [સં૦]** નિત્ય–હમ્મેશ છે તેવું; અમર. ૨ પરમાત્મા; બ્રહ્મ.

**અવિભાજ્ય, વિ૦ [સં૦]** જેના વિભાગ ન થઇ શકે તેવું.

**અવિરલ, વિ૦ [સં૦]** ઘન; નક્કર; વચમાં છિદ્ર-અવકાશ ન હોય તેવું. ૨ વચમાં બન્ધ પડે–અટકે નહિ તેવું; સરળ તેવું; 'અવિરલ વાણી આપે' (શુકદેવ આખ્યાન). 'અવિરલ પ્રવાહ ચાલ્યો જાય' (અખો).

**અવિવક્ષિત, વિ૦ [સં૦]** બામુખા બોલવુંજ છે એવો વિચાર ન હોય તેવું; ધારેલું નહિ તે.

**અવિવાહિત, વિ૦ ધા૦ [સં૦]** પરણેલું નહિ તેવું; [કુંવારું.

**અવિવેક, પુ૦ [સં૦]** વિવેક નહિ તે.

**અવિવેકી, વિ૦ [સં૦]** અવિચારી; અસભ્ય; અમર્યાદ; બેઅદબ.

**અવેજ, પુ૦ [આ૦ એવઝ]** વસ્તુ આપી અથવા લઇ બદલામાં જે વસ્તુ લેવી અથવા આપવી તે; બદલો. ૨ નાણું; ઉત્પન્ન; કિમતી માલ. ૩ સરવાળે જે નફો તે.

**અવેજી, પુ૦ [આ૦]** એકને બદલે ચોક્કસ મુદત સુધી કામ કરવા રયલો જે બીજો તે; બદલી.

**અવેડો, પુ૦** હવાડો.

**અવેરવું, ક્રિ૦ સ૦** સાચવી રાખવું; સમ્ભાળી લેવું.

**અવેવ, પુ૦ અવયવ.** 'સિદ્ધિબુદ્ધિ નાયક, ઉત્તમ સર્વે અવેવ (રેવાશંકર).

**અવ્યક્ત, વિ૦ [સં૦]** ખુલ્લું–ઉઘાડું–દેખાઇતું–સમ્ભળાતું–સમજાતું નહિ તેવું; અજાણ્યું—૧ આત્મા; ઇશ્વિર. ૨ માયા. ૩ સઙ્ખ્યા; પદ–(બીજ ગણિતમાં). ૪ ધ્વનિ; અવાજ.

**અવ્યય, પુ૦ [સં૦]** જેને લિઙ્ગ, વચન અને વિભકિત લગાડાતી નથી તેવો શબ્દ.—એની મુખ્ય ચાર જાતી છે: શબ્દયોગી, ઉભયાન્વયી, ક્રિયાવિશેષણ અને કેવળપ્રયોગી.

**અવ્યય, વિ૦ [સં૦] અવિનાશી.**

**અવ્યયીભાવ, પુ૦** વ્યાકરણમાં એક સમાસ. પછી વિભકિતવાળું નામ અને અવ્યય જ્યારે પાસ પાસે આવે છે ત્યારે વિભકિતનો પ્રત્યય ઉડી જઈને નામ અવ્યય એ જોડાઇ રેછે. ઘોડાની ઉપર–ઘોડાઊપર.

**અવ્યવસ્થા, સ્ત્રી૦ [સં૦]** ગેરબન્દોબસ્ત; ઘાલમેલ; બેતાલી.

**અવ્યવસ્થિત,** વિ૦ ધા૦ [ સં૦ ] અવ્યવસ્થાવાળું.
**અવ્યાપ્તિ,** સ્ત્રી૦ [ સં૦ ] સર્વત્ર લાગુ ન પડે તેવો વ્યાખ્યામાં જે દોષ તે; અપ્રાપ્તિ.
**અવ્હેરાટ,** પુ૦ બાવરાપણું; ગભરામણ.
**અવ્હેરુ,** વિ૦ બાવરું; ગભરાયલું.
**અવ્હે,** સ્ત્રી૦ એક તરેહની આતશબાજી.
**અશક્ત,** વિ૦ [ સં૦ ] શક્તિ વગરનું; નબળું; કમજોર; નરમ. ૨ અસમર્થ; નાલાયક.
**અશક્તિ,** સ્ત્રી૦ [ સં૦ ] શક્તિ નહિ તે.
**અશક્ય,** વિ૦ [ સં૦ ] ન બને-થાય તેવું; અસમ્ભવિત; અસાધ્ય.
**અશન,** ન૦ [ સં૦ ] ખાવું-જમવું તે. ૨ ભોજન.
**અશનથાનક,** ન૦ ભોજનશાળા; વીશી.
**અશરણ,** વિ૦ [ સં૦ ] જેને કોઇનો આસરો ન હોય તે; નિરાધાર. અશરણશરણ-અશરણને શરણે રાખવું તે.
**અશરફી,** સ્ત્રી૦ [ ફા૦ ] એક તરેહનો સુનાનો શિક્કો; સુનાંની મોર; ૧૫ રૂપિયા.
**અશરાફ,** વિ૦ [ આ૦ ] ભલું; સાલસ; માયાળુ; પાડ માનનારું; સભ્ય. ૨ પ્રમાણિક; સૂધું; ઇમાનદાર.
**અશરાફી,** સ્ત્રી૦ [આ૦] ભલમનસાઈ; સાલસાઈ; સભ્યતા. ૨ ઇમાનદારી.
**અશાડ,** પુ૦ આશાડ.
**અશાતા,** સ્ત્રી૦ શાતા-નિવૃત્તિ સુખ નહિ તે; અસુખ.
**અશાશ્વત,** વિ૦ [ સં૦ ] નિત્ય-હમેશનું નહિ તેવું; ક્ષણભઙ્ગુર. ૨ નક્કી નહિ તે.
**અશાસ્ત્ર,** વિ૦ [ સં૦ ] શાસ્ત્રવિરુદ્ધ. [કેળવાયલું.
**અશિક્ષિત,** વિ૦ ધા૦ [ સં૦ ] નહિ શિખવેલું; ન
**અશુચિ,** વિ૦ [ સં૦ ] અપવિત્ર.
**અશુદ્ધ,** વિ૦ [ સં૦ ] અપવિત્ર; નાપાક. ૨ ખોટું.
**અશુભ** ન૦ [ સં૦ ] અકલ્યાણ; માઠું; ભુંડું. ૨ મુએલાં માણસ સમ્બન્ધી જે કંઈ કર્મ તે.
**અશેષ,** વિ૦ [ સં૦ ] સઘળું; સમ્પૂર્ણ; કંઈજ બાકી નહિ તેવું. **ન૦** ન્યાતનું કોઇજ બાકી ન રઈ જાય તેવી રીતનો જે ન્યાતવરો તે.
**અશોક,** પુ૦ [ સં૦ ] શોક નહિ તે; સુખ. ૨ આસોપાલવનું ઝાડ. વિ૦ શોક જાય ને આનન્દ થાય તેવું-( વન ).
**અશૌચ,** ન૦ [ સં૦ ] અપવિત્રતા. ૨ સૂતક.
**અશ્રદ્ધા,** સ્ત્રી૦ [ સં૦ ] શ્રદ્ધા-આસ્થા નહિ તે.
**અશ્રુ,** ન૦ [ સં૦ ] આંસુ.
**અશ્રુત,** વિ૦ ધા૦ [ સં૦ ] જેણે સાંભળેલું નથી તે. ૨ સમ્ભળાયલું નહિ તેવું. ૩ વેદ ન ભણેલું તે. ૪ વેદમાં કયલું નહિ તેવું.
**અશ્રુધારા,** સ્ત્રી૦ [ સં૦ ] આંસુની ધાર.
**અશ્રુપાત,** પુ૦ આંસુનું જે પડવું- વેવું તે. [નહિ તેવું.
**અશ્લાઘ્ય,** વિ૦ [ સં૦ ]વખાણ-તારીફ કરવા જોગ
**અશ્લેષા,** સ્ત્રિ૦ [ સં૦ ] ૨૭ માનું નવમું નક્ષત્ર; પાંચ તારાનો સમુદાય.
**અશ્વ,** પુ૦ [ સં૦ ] ઘોડો; હય; તોખાર.
**અશ્વગતિ,** સ્ત્રી૦ [ સં૦ ] ઘોડાની ચાલ.
**અશ્વગન્ધા,** સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ-ઔષધિ.
**અશ્વત્થ,** પુ૦ પીપળો.
**અશ્વધાટી,** સ્ત્રી૦ [ સં૦ ] કવિતાનું એક વૃત્ત.-(તભયજસરન, ગ ) એ ગણનું. શરુ થતા અક્ષરનો અન્ત્યસ્વર અને બીજે અક્ષર, આઠમા નવમા, પન્દરમા સોળમા અક્ષરને ઠેકાણે પ્રાસરૂપે આવે છે-માત્ર એક ચરણમાં નહિ પણ ચારે ચરણમાં. એ વૃત્તમાં શઙ્કરાચાર્યે અને જગન્નાથપણ્ડિત એ બે જણે જ કવન કરયું છે.
**અશ્વમન્ત્ર** પુ૦ [ સં૦ ] જે મન્ત્રથી ઘોડા આસમાનમાં ઉડે તે; જે વિદ્યાયે ઘોડો વશ થઇ રે તે.
**અશ્વમેધ,** પુ૦ [ સં૦ ] ઘોડાનો જગન. [જરૂર.
**અશ્વમેવ,** અ૦ [ સં૦ અવશ્યમેવ ] નક્કી; ખસૂસ-
**અશ્વવિદ્યા,** સ્ત્રી૦ [ સં૦ ] ઘોડાને કેળવવાની અથવા કેળવીને ચલાવવાની વિદ્યા.
**અશ્વાર,** વિ૦ સ્વાર. [ નક્ષત્ર. ૨ ઘોડી.
**અશ્વિની,** સ્ત્રી૦ [ સં૦ ] એ નામનું ૨૭ માંનું પેલું
**અશ્વિનીકુમાર,** પુ૦ [ સં૦ ] અશ્વિનીના બે જોડે અવતરેલા પુત્ર—જેઓ સ્વર્ગમાં દેવતાનું વૈદું કરે છે તે. ૨ ઘણોજ પ્રવીણ વૈદ અથવા ઘણોજ રૂપાળો પુરુષ. ૩ એક જાતની ઓસડ મેળવણી.
**અષ્ટ,** વિ૦ [ સં૦ ] આઠ-૮.
**અષ્ટક,** ન૦ [ સં૦ ] જેમાં આઠ શ્લોક-અધ્યાય ઇ૦ હોય તે. ૨ આઠનો જે સમુદાય તે.
**અષ્ટકોણ,** વિ૦ [ સં૦ ] આઠ ખુણાવાળું.
**અષ્ટગન્ધ,** ન૦ [ સં૦ ] આઠ વાનાંની મેળવણીનું સુગન્ધિવાળું ચુરણ-( કથાકોષ-સઙ્ખ્યાત શબ્દાવળીમાં ગંધ શબ્દ જોવો. )
**અષ્ટદળ,** ન૦ [સં૦] આઠ પાત્રાંનું (કમળ, મણ્ડળ વિગેરે).
**અષ્ટદિક્પાળ,** પુ૦ [ સં૦ ] **કથાકોષ પૃ૦** ૧૩૩ મું જોવું. )
**અષ્ટધાતુ,** પુ૦ [ સં૦ ] **કથાકોષ** સઙ્ખ્યાત શબ્દાવળીમાં **ધાતુ** શબ્દ જોવો.
**અષ્ટપદી,** સ્ત્રી૦ [ સં૦ ] જેમાં આઠ પદ-કડીઓ હોય તેવું ગીત. ૨ એ નામનો જયદેવકવિકૃત ' રાધામાધવ વિલાસગીતગ્રન્થ.'
**અષ્ટપ્રધાન,** પુ૦ [ સં૦ ] આઠ પ્રધાન ( **કથાકોષ-** સઙ્ખ્યાત શબ્દાવળીમાં **પ્રધાન** શબ્દ જોવો.

**અષ્ટભાવ**, પુ૦ [સં૦] (કથાકોષ-સઙ્ખ્યાત શબ્દાવળીમાં **ભાવ** શબ્દ જોવો.

**અષ્ટમ**, વિ૦ [સં૦] આઠમું.

**અષ્ટમપષ્ટમ**, અ૦ આડું અવળું; ખોટું સાચું; ગડબડગોટા (સમજાવવું).

**અષ્ટમાસિદ્ધિ**, [સં૦ **અષ્ટમહાસિદ્ધિ**] **સિદ્ધિ** શબ્દ જોવો.

**અષ્ટમી**, સ્રી૦ [સં૦] આઠેમ; પખવાડીયાંનો આઠમો દાડો.

**અષ્ટાક્ષરી**, વિ૦ [સં૦] આઠ છે અક્ષર જેમાં તેવો મન્ત્ર. જેમ કે, શ્રીકૃષ્ણ શરણં મમ.

**અષ્ટાઙ્ગપ્રણામ**, પુ૦ [સં૦] આઠ અઙ્ગ કરીને નમન કરવું તે; લાંબાં થઇ પગે પડવું તે; દણ્ડવત.—**છાતી, માથું, નજર, વાણી, મન, પગ, હાથ, ઘૂંટણ**, એ આઠ.

**અષ્ટાઙ્ગયોગ**, પુ૦ [સં૦] જોગી લોક મોટું તપ કરવાને યોગ્ય થવાસારુ કેટલીક સાધના-દેહકષ્ટ કરે છે તે આઠ પ્રકારે છે; **યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન** અને **સમાધિ**.

**અષ્ટાદશ**, વિ૦ [સં૦] અઢાર-૧૮.

**અષ્ટાવક્ર**, પુ૦ [સં૦] એ નામનો ઋષિ આઠ ઠેકાણેથી વાંકો હતો. ૨ જેને શરીરે ઘણીક ખોડ હોય તે.

**અષ્ટાવિધાની**, વિ૦ [સં૦ **અષ્ટ, અવધાન**] એકજ વખતે ઘણે ઠેકાણે લક્ષ રાખી શકે અથવા ઘણાં કામ કરી શકે તે. ૨ મોટો ખટપટી; ચતુર (અખો આમ ભણે છે-"અષ્ટા વિધાની પિઙ્ગળ કવી, મન્ત્રભેદ ઔષધ અનુભવી"). [બબ્યાં કરવું.

**અષ્ટાવું**, ક્રિ૦ અ૦ ઇઝરાવું; ઓશિયાળાં જેવાં થઈ

**અષ્ટોત્તરશત**, વિ૦ [સં૦] સો ઉપર આઠ એટલે એકસો આઠ—જપ.

**અસંસ્કૃત**, વિ૦ [સં૦] સંસ્કાર—શુદ્ધિ વિનાનું. ૨ પ્રાકૃત.

**અસકયામત**, સ્રી૦ [ફા૦] માલ મિલકત; ઇસ્ટેટ.

**અસઙ્ખ્ય**, વિ૦ જેની ગણતરી થઇ ન શકે તેવું; અનન્ત; ઘણુંજ; બે સુમાર; અતિશય.

**અસઙ્ખ્યાત**, વિ૦ [સં૦] જેની સઙ્ખ્યા—ગણતી કાઢી શકાયલી નથી તેવું.

**અસઙ્ગત**, વિ૦ [સં૦] અઘટિત; અનુચિત; અયોગ્ય.

**અસત**, વિ૦ [સં૦] જુઠું; ખોટું. ૨ અધર્મી; અન્યાયી.

**અસતર**, **અસ્તર**.

**અસતરી**, સ્રી૦ **ઇસ્રી**.

**અસતરી**, સ્રી૦ [સં૦] **સ્રી**.

**અસતરો**, **અસ્રો**.

**અસતુળ**, ન૦ ખેતરની ચારે બાજુની હદ.

**અસત્ય**, ન૦ [સં૦] જુઠાણું; ખોટું. [ષ્ણા.

**અસન્તોષ**, પુ૦ [સં૦] સન્તોષ નહિ તે; લોભ; તૃ-

**અસબાબ**, પુ૦ [આ૦] સામાન; જઙ્ગમ મિલકત. ૨ સાહિત્ય; સામગ્રી (યુદ્ધ સમ્બન્ધી).

**અસભ્ય**, વિ૦ [સં૦] સભા શોભતું નહિ તે; તોછડું; ઉદ્ધત; ફાટેલ; અપાત્ર.

**અસમર્થ**, વિ૦ [સં૦] સમર્થ નહિ તે.

**અસમાતું**, વિ૦ વાસણમાં સમાય નહિ તેવું. 'ભાત અસમાતો થયો.' ૨ એક ઠેકાણે ઠાવકેપણે બેસી ન રે તેવું; સખણું નહિ તે (છોકરું). ૩ કેથે હળીમળીને ન ચાલે તે (માણસ).

**અસમાન**, વિ૦ [સં૦] સરખું નહિ તેવું; ઓછું વધતું; નાનું મોટું. ૨ અપૂર્વ; અલૌકિક.

**અસમાન**, ન૦ [ફા૦ **આસમાન**] **આકાશ**.

**અસમાની**, વિ૦ **આસમાની**.

**અસમ્ભવ**, પુ૦ [સં૦] ન બનવું તે; થવાનો જે જોગ નહિ તે. ૨ મળતાં ન આવવું તે; વિરોધ.

**અમ્ભવિત**, વિ૦ [સં૦ **અસમ્ભવી**] ન બને-ઘડે-થાય તેવું; અશકય.

**અસમ્ભાવના**, સ્રી૦ [સં૦] મળતું-બેસતું ન આવવું તે; અઘટિતપણું. ૨ અશકયતા; ન બનવું તે. (અખાએ વાપર્યો છે).

**અસમઞ્જસ**, ન૦ [સં૦] મળતું ન હોવું તે; અઘટિતપણું; સરખું ન હોવું તે. **વિ૦** સમજમાં ન આવે તેવું. ૨ વગર વિચારનું. ૩ સરખું નહિ તે. (એ શબ્દ અખાએ વાપર્યો છે).

**અસમ્ભાવિત**, વિ૦ [સં૦] મળતું ન આવે તેવું; અઘટિત. ૨ આબરુ વનાનું; નીચ; હલકું.

**અસમ્ભાવ્ય**, વિ૦ [સં૦] ન બને તેવું; અશકય.

**અસર**, સ્રી૦ [આ૦] નિશાની; પાસ. ૨ મનમાં વાત ઉતરવી તે. ૩ ફળ; હાંસલ; પરિણામ; કાર્ય.

**અસલ**, વિ૦ [આ૦] પેલું; મૂળનું; પ્રથમનું; અવ્વલ. ૨ જુનું. ૩ ખરું; સાચું. ૪ ઊંચ કુળનું; ખુનિયાત.

**અસલ**, અ૦ અગાઉના વખતમાં; પ્રાચીન કાળમાં.

**અસલી**, વિ૦ [આ૦] જુનું; અગાઉના વખતનું.

**અસવાર**, સ્વાર; અસ્વાર.

**અસવારી**, સ્વારી; અસ્વારી.

**અસહ્ય**, વિ૦ [સં૦] ન સહન થાય તેવું.

**અસાધવી**, વિ૦ સતી-પતિવ્રતા નહિ તે; પરેસાન સ્રી.

**અસાધારણ**, વિ૦ [સં૦] સાધારણ નહિ તે; વિશેષ. ૨ અપૂર્વ; અલૌકિક.

**અસાધુ**, વિ૦ [સં૦] સાધુ નહિ તે; અધર્મી; પાપી.

**અસાધ્ય,** વિ૦ [ સં૦ ] મેળવાઈ-વશ કરી શકાય નહિ તેવું; દુષ્પ્રાપ્ય. ૨ ઉપાય-ગુણ થઈ ન શકે તેવું.
**અસામણ,** ઓસામણ.
**અસામાન્ય,** વિ૦ [ સં૦ ] અસાધારણ.
**અસામી,** આસામી.
**અસાર,** પુ૦ [ સં૦ ] સાર નહિ તે. રસ-માલ-ગુણ -મતલબ-સત્વ નહિ તે. વિ૦ ખોટું; માઠું.
**અસારત,** સ્ત્રી૦ હસારત.
**અસારો,** પુ૦ રેશમની વણેલી પાતળી દોરી. ૨ ઇસારો.
**અસાવધ,** વિ૦ [ સં૦ ] સાવધ નહિ તે.
**અસાવરી,** સ્ત્રી૦ એક રાગણી.—શ્રીરાગની કલ્પેલી સ્ત્રિયો મધ્યેની એક.—એ સુવારના દશ વાગતે ગાવામાં આવેછે.
**અસાવલી,** એક જાતનું કપડું.
**અસાવવું,** ઓસાવવું.
**અસાહ્ય** વિ૦ [ સં૦ અસહાય ] સહાય-મદત-આસરા વગરનું; એકલું.
**અસાળિયો,** પુ૦ ગાંધીને ઘેર મળતી એક જાતની ઔષધિ.
**અસિ,** પુ૦ [ સં૦ ] ખડ્ગ; તરવાર.
**અસિદ્ધ,** વિ૦ [ સં૦ ] સિદ્ધ નહિ તે-તેવું.
**અસિલતા,** સ્ત્રી૦ [ સં૦ ] તરવાર. ૨ તરવાર ઉગામી આમ તેમ ફેરવવી તે.
**અસીકરમ,** ન૦ [ સં૦ અસિ, કર્મ ] ખુન કરવાં તે; કોઈના પ્રાણ લેવા એ જે ઘાતકી કર્મ તે.
**અસીલ,** વિ૦ [ આ૦ ] ઊંચા કુળનું; ખાનદાનનું; કુલીન. ૨ ભલું; સાલસ. ૩ જેની વતીનો વકીલ તે; ધણી; મૂળ.
**અસીસું,** ન૦ સુતી વખત માથાં તળે મુકવાનું જે રૂથી ભરેલું ગાદલું તે; માથું મુકવાનો તકિયો.
**અસું,** વિ૦ એવું. (એ શબ્દ અખાયે બહુ વાપર્યો છે).
**અસુ,** પુ૦ [ સં૦ ] પંચપ્રાણ. ૨ જીંદગી.
**અસુખ,** ન૦ [ સં૦ ] સુખ-ચેન નહિ તે; દુઃખ.
**અસુર,** પુ૦[સં૦] દૈત; દાનવ; રાક્ષસ; દુર્ગુણી પાપી જીવ.
**અસુર** ન૦ મોડું; વાર; વિલમ્બ. ૨ સંધ્યાકાળ; સાંજ. 'અસુર સવારાં જાતાં વળતાં'.
**અસુરી,** વિ૦ આસુરી.
**અસુરું,** વિ૦ મોડું; ઘણી વાર લગાડી હોય તેવું.
**અસુરારી,** વિ૦[સં૦] પ્રાણઘાતક; જીવલેણ.
**અસૂયા,** સ્ત્રી૦ [ સં૦ ] અદેખાઈ; ઇર્ષા. ૨ બદબોઈ; નિન્દા; ચાડી.
**અસેમસે,** અ૦ બ્હાનાં કાડી કાડીને; જુક્તિયો કરી કરીને; તજવીજથી; કળાથી.
**અસો,** થાઓ; હો; થવા-હોવાદો.
**અ-ઈ-સ્કામત,** મિલકત.
**અસ્ત,** પુ૦ [ સં૦ ] સૂર્ય ચન્દ્ર તારા વગેરેનું આકાશમાં ન દેખાવું તે; આથમવું તે. ૨ નાશ; ઢંકાઇ જવું તે. ઉદયનું ઉલટું તે અસ્ત.
**અસ્તગત-દ,** વિ૦ ધા૦ [ સં૦ ] અસ્ત પામેલું; આથમેલું.
**અસ્તમાન,** વિ૦ [ સં૦ ] અસ્તગત.
**અસ્તર,** ન૦ [ ફા૦ ] અન્દરની બાજુ જેથી ઢાંકવી અથવા જેથી જાડી કરવી અથવા જેથી રફુવી તે. ( કપડું, રફુ વગેરે ). ડગલા ટોપીનું અસ્તર; પક્ષીના માળાનું અસ્તર વગેરે.
**અસ્તાઈ,** સ્ત્રી૦ હર કોઈ ગીતનો જે પેલો મુખ્ય ભાગ તે; ટેકથી ઓળખાતો જે ભાગ તે.
**અસ્તાચલ,** પુ૦ જે પર્વતની પેલી પાસ જવાથી સૂર્યાદિ અસ્તમાન થાય છે એમ કેવાય છે તે.-પશ્ચિમદિશા.
**અસ્તાવ્યસ્તા,** વિ૦ [ સં૦ અવ્યવસ્થિત ] વેરણ ખેરણ થઇ ગયલું; ગેર બન્દોબસ્તથી જેમતેમ પડેલો પથારો હોય તેવું.
**અસ્તિ,** ક્રિ૦ [ સં૦ ] છે (તે).
**અસ્તિત્વ** ન૦ [ સં૦ ] છે એવી જે હાલત તે; હૈયાતી; હોવાપણું.
**અસ્તુ,** [ સં૦ ] થાઓ; હો; બનો; આશીર્વાદની સૂચના કરનારો શબ્દ; આમીન.
**અસ્ત્ર,** ન૦ [ સં૦ ] મન્ત્રના યોગે કરીને છુટતું જે બાણ તે. સર્પાસ્ત્ર એટલે સર્પનો મન્ત્ર ભણી ધનુષ માંથી બાણ છોડેલું તે-જેથી શત્રુને સર્પની પીડા થાય.
**અસ્ત્રી,** સ્ત્રી.
**અસ્ત્રી,** ઇસ્ત્રી.
**અસ્ત્રો,** પુ૦ માથાના વાળ મુંડવાનું હજામનું લોડાંનું ઓજાર.
**અસ્થાયી,** વિ૦ [ સં૦ ] હમેશનું નહિ તેવું; અનિત્ય; ક્ષણભઙ્ગુર.
**અસ્થિ,** ન૦ [ સં૦ ] હાડકું; હાડ.
**અસ્થિપઞ્જર,** ન૦ [ સં૦ ] હાડકાંનું પાંજરું; હાડકાંનો માળો.
**અસ્થિર,** વિ૦ [ સં૦ ] સ્થિર નહિ તે.
**અસ્થિસઞ્ચય,** પુ૦ [ સં૦ ] મડદું બળી રહ્યા પછી માથાની ખોપરીનાં હાડકાં વીણીને તેને જુદે ઠેકાણે દાટવાની જે ક્રિયા તે.
**અસ્નાત,** વિ૦ [ સં૦ ] નાયા વગરનું; જેણે સ્નાન કરયું ન હોય તે.
**અસ્વસ્થ,** વિ૦ [ સં૦ ] સ્વસ્થ નહિ તે.
**અસ્વાર,** પુ૦ [ ફા૦ સ્વાર ] ઘોડા, હાથી અથવા ઊંટ ઉપર બેઠેલો પુરુષ. ૨ લશ્કરી ઘોડેસ્વાર. વિ૦ ધા૦ ઉપર બેઠેલો.

**અસ્વારી, સ્રી૦ [ ફા૦ સ્વારી ]** ઘોડા ઉપર બેસી ફરવું તે. ૨ ઘોડા હાથી ઊંટ વાજાં તાસાં માણસો વગેરેને સાથે રાખી મોટી ધામધુમે કોઈ રાજાએ અથવા કામદારે કામસર અથવા અમસ્તાં ફરવા નિકળવું તે.

**અહઙ્કાર, પુ૦ [ સં૦ ]** હુંપણું-પદ; ઇશ્વર થકી હું જુદો છઉં ને હુંજ સઘળું કરું છઉં એવી જે સમજણ તે. ૨ અભિમાન; ગર્વ.

**અહઙ્કારી, વિ૦** મગરૂબ; ગર્વિષ્ઠ; હુંજ મોટો-મારુંજ ખરું એમ અભિમાન રાખનાર.

**અહનીશી,** અહર્નિશ.

**અહન્તા, સ્રી૦ [ સં૦ ]** હુંપણું-પદ; અભિમાન; આત્મસ્તુતિ.

**અહમ, સ૦ [ સં૦ ]** હું-(પ્રથમ પુરુષ પ્રથમાનું એક વચન ).

**અહમેવ, પુ૦** અહઙ્કાર; અભિમાન; હુંપદું.

**અહમ્ભાવ, પુ૦ [ સં૦ ]** હુંપણું.

**અહર્નિશ, અ૦ [ સં૦ ]** દાડોરાત; હમ્મેશ; નિત્ય.

**અહહ, અ૦** આશ્ચર્ય-શ્રમ સૂચક શબ્દ.

**અહિંયાં, અ૦ અહિં.**

**અહિંસા, સ્રી૦ [સં૦]** હિંસા ન કરવી તે.

**અહિ, પુ૦ [ સં૦ ]** સાપ.

**અહિનશી, [ સં૦ અહર્નિશ ]** દાડો રાત; નિત્ય.

**અહીં, અ૦** આ ઠેકાણે-જગાએ; આતરફ.

**અહીકણ, અ૦** અહીંકને; આણીપાસ; અહીંયાં. 'જાણ્યું અહીકણ આવે છે, રમવા સારંગ પાણીજી' ( ભાલણ ).

**અહીંતહીં, અ૦** આ ઠેકાણે ને પેલે ઠેકાણે; ગમે ત્યાં.

**અહીંથી, અ૦** આ ઠેકાણેથી.

**અહુણાં, અ૦ [સં૦ અધુના]** હમણાં. 'જે માગે તે આપું અહુણાં, અરે ગણપતિ! મારા'—દ્રૌપદીહરણ.

**અહો, અ૦** કોઇને માનથકી બોલાવવાનો શબ્દ; ઓ.

**અહોનિશ, અ૦ અહર્નિશ.**

**અહોરાત્ર, અ૦ [ સં૦ ]** આખો દાડો ને આખી રાત. ૨ નિત્ય; હમ્મેશ.

**અળખત, સ્રી૦** ધાન્ય, ધન, પશુ, પુત્રની જે છત તે; દોલત; સમૃદ્ધિ.

**અળખામણું, વિ૦** અણગમતું; નાપસન્દ; જેનાપરથી પ્રીતિ ઉઠી ગઈ હોય તે.

**અળગાં, વિ૦** ઉપર.

**અળગીબેઠી,**-ઋતુપ્રાપ્ત.

**અળગું, ન૦** અટકાવ; ઋતુ; હાથ નાપાક થવા તે.

**અળગું અ૦** દૂર; છેટે; આઘે.

**અળાછ, સ્રી૦** નિર્ધનતા.

**અળણી, સ્રી૦** પરાણાને બીજે છેડે તવેથાના જેવું જે ૫[illegible] હોય તે.

**અળતો, પુ૦ [ સં૦ અલક્તક ]** ઉકાળેલી લાખ લાલ સાહીને ઠેકાણે કામમાં આવે છે તે; લાખનો રંગ.

**અળદાવું, ક્રિ૦ અ૦** શકિત ઉપરાંત કામ કરતાં થાકેલી હાલતમાં હોવું; પિલાવું.

**અળવ-વિચું, વિ૦** અટકચાળું.

**અળવિયું,** મોરિયા-કુચપરનું ઢાંકણું (ઠિકરાનું).

**અળવી, સ્રી૦** એક જાતનું કન્દ મૂળ; અળુનાં પાતરાંનો કન્દ.

**અળવું, વિ૦** હળવું.

**અળસાવું, ક્રિ૦ અ૦** આળસી જવું. ૨ બન્ધ પડવું; અટકવું.

**અળસિયું, ન૦** વરસાદના દાડામાં લામ્બા ને પાતળા નાના સાપના જેવા જન્તુ થાય છે તે.

**અળસી, સ્રી૦** એક જાતનો છોડ અને તેનાં બિયાં.

**અળાઈ, સ્રી૦** ગરમીને લીધે શરીર ઉપર જે ઝીણી ઝીણી ફોલ્લીયો થાય તે.

**અળાયો, પુ૦** અલાયો.

**અળુ, પુ૦** એક જાતનો છોડ અથવા તેનાં પાતરાં.

**અળુખડાં, ન૦** અળુની જે નાની નાની ગાંઠ તે. ૨ અળોકડાં.

**અળોકડાં, ન૦** એક જાતનો કન્દ; પટેટો; બટાટો; અરબ્બી.

# આ.

**આ, પુ૦ [ સં૦ ]** બીજો મૂળાક્ષર; પેલો દીર્ઘસ્વર. ( અ ટુંકો ને આ લામ્બો ).

**આ, અ૦ [સં૦]** ઓછું. ૨ વિસ્તાર. ૩ હદ; સીમાં.

**આં, અ૦** આ ઠેકાણે; અંઈ.

**આં, ન૦** ફળિયું; જૈ.

**આંઉં, અ૦** બસ; થયું. ૨ વારુ; હો.

**આંઉંસ, પુ૦ [ આ૦ ]** તોળવાનું અઙ્ગરેજી એક માપ. એક પૌણ્ડ-રતલનો સોળમો ભાગ ( ગાંધીને ત્યાં ) અથવા એક પૌણ્ડનો બારમો ભાગ ( વૈદ, સોની, ઝવેરીને ત્યાં ).

**આંક, પુ૦ [ સં૦ અઙ્ક ]** સઙ્ખ્યાની નિશાની; આંકડો-૧, ૨, ૩, ૧૦, વગેરે. ૨ સઙ્ખ્યાના ગુણાકારના વર્ગ; જેમકે વીસ આંક. ૩ ભાવ; મૂલ-સઙ્ખ્યા રૂપે. જેમકે સાંકળાંના સોનાંનો ૧૭ નો આંક પડે છે. આંખપાડવો-મૂલ નક્કી કરવું; કિમ્મત કેવી. ૪ નિશાની; ચિહ્ન. ૫ સુમાર; અડસટ્ટો; એસ્ટિમેટ. ૬ **[ સં૦ અક્ષ ]** ગાડીની નીચે જે લામ્બાં લાકડાંને બેહુ છેડે પૈડાં ભેરવેલાં હોય છે તે; ધરી; આંસ. **સ્રી૦** આંકચાળણી-આંકે ચાળેલો લોટ.

**આંકચાળણી, સ્રી૦** ચાળવાસારુ જે થાળીમાં ઝીણ કાંણાં હોય છે તે.

**આંકડા, પુ૦** એક દશ સો હજાર વગેરે સઙ્ખ્યાને માંડવાની રીત; પરિમાણ. તે આંકડા શિખે છે.

**આંકડી, સ્ત્રી૦** એકાદિ ધાતુનો વાળેલો જે છેડો–કકડો તે. ૨ પેટમાં અમળાવી ઉછાળા મરાવે તેવી રીતનું જે દુઃખ તે; ચૂંક; સૂળ. ૩ આચકા આવી અવાચક ને સડ થઇ જવાય તે રોગ.

**આંકડો, પુ૦** સઙ્ખ્યાની નિશાની–૧, ૨, ૩, વગેરે. ૨ ગણતરી; મૂલ–સઙ્ખ્યા રૂપે. ૩ લેણુ દેણુ સમ્બન્ધી ગણેલો હિસાબ. આંકડો કરવો કેવાય છે. ૪ છેડેથી વળેલું એવું જે કંઇ તે. ભીંત પાડવાનો વીછુનો–દુલચોકડાંનો મૂછનો આંકડો. ૫ ગર્વ; તોર.–" વર મળીઓ છેલ મને વાંકડો, હવે શીદને ન રાખીએ આંકડો" ( સીતાવિવાહમંગળ ).

**આંકણી, સ્ત્રી૦** લાંકડાં અથવા ધાતુની જે ચપટી અથવા ગોળ લાકડીએ લીટી દોરવામાં અથવા નિશાની કરવામાં આવે છે તે; રૂલર. ૨ આંકવાની જે રીત તે. ૩ આખ્યાનનું કડવું ( ગોરજીની કવિતામાં ). ૪ વિઘોટીનો દર મુકરર કરવો તે; ૫ પદ–દેશીમાં જે ટેક–મોરો તે; ઢાળના આરમ્ભની તૂક. ૬આંચણી–ળી. ૭ ચોકશીથી આંકવું તે.

**આંકણું, ન૦** કોરવાનું ઓજાર.

**આંકવું, ક્રિ૦ સ૦** મૂલ ઠેરવવું; કિમ્મત કરવી. ૨ લીટી દોરવી–પાડવી. ૩ નિશાની કરવી. આંકેલો ગોધો એટલે કોઈ ખાંસી ન કરે માટે ડામીને નિશાની કરીને માજનનો કરેલો.

**આંકસ,** અઙ્કુશ; ધાક.

**આંકાદોડી, સ્ત્રી૦** એ નામનો વેલો અથવા એનું ફળ. ૨ આકડાનું ફળ; આકાદોડી.

**આંકેલ, વિ૦** મસ્તાન. 'આંકેલો સાંઢ.'

**આંકો, પુ૦** લીટો; નિશાની. આંકો કરવો–પાડવો. સેવૈનાં પાટિયાં ઊપર જે લીટા રૂપ કોરેલું હોય તે.

**આંકોસિયાં, ન૦** પાંસળાં. પાણી કાડતાં આંકોસિયાં ઉંચાં આવ્યાં.

**આંખ, સ્ત્રી૦ [ સં૦ અક્ષિ ]** શરીરની જે ઇન્દ્રીયે કંઈ પણ વસ્તુ જોવાય છે તે. નાકની આજુબાજુએ ઉપરથી એ આંખ હોય છે. આંખથી રૂપ રઙ્ગ આકાર ઓળખાય છે; નેત્ર; નયન; નેન; ચક્ષુ; ચશ્મ. ૨ જોવાની શકિત; નજર. **આંખ આવવી**—ગરમી વગેરેથી આંખ લાલ થઇ સુઝી આવવી; **આંખ ચડી આવવી**–દુખવા આવવી. **આંખ કાડવી**– ધમકાવવું; બિવડાવવું; ડોળા કાડવા. **આંખતરવી**–આંખ પાણીભરી થવી ને ચકચકવી ( તાવ આવતાં પેલાં અથવા નિશાથી). **આંખફરકવી**–આંખનાં પોપચાંએ રઇ રઇને ઝડપથી ધ્રુજવું. (ડાબી ફરકે તે સ્ત્રીને અને જમણી ફરકે તે પુરુષને સારી એમ કેવાય છે). **આંખ ફરવી**–ક્રોધથી. **આંખ મારવી**–ઈશારત કરવી. **આંખમાં–આંખે આવવું** એટલે કંઇક અદેખાઈની સાથે બીજાનું કંઇ લેવાની દાનત થવી. **આંખ ચોરાવવી**–છેતરવું. ૩સેલડીની પેરૈના ગાંઠામાં જે પીલો હોય છે તે. ૪ આંખ જેવું જે કૃત્રિમ બનાવેલું તે.

**આંખચાલ્લો, પુ૦** રુડે અવસરે સ્ત્રિયોને કપાળે ને ગાલે ઝાડ પશુ પક્ષિ વગેરેનાં જે ચિત્રો ( ગુંદર ને બાળેલાં સોપારીથી ) કાડી તે ઉપર ટપકી કટોરી ચોડવામાં આવે છે તે. આંખચાંલ્લો કરવો–કરાવવો.

**આંખડલી–ડી, આંખ.**

**આંખનીઆડ, સ્ત્રી૦** ગિલ્લી દણ્ડાની રમતમાંનો એક દાવ. આંખ ઊપર ગિલ્લી મુકી દણ્ડો મારી ઉરાડવી તે.

**આંખમીચામણાં, ન૦** આંખ મીચવી તે. ૨ ઈશારત; સાન; સમસ્યા.

**આંખલડી, આંખ** ( કવિતામાં ).

**આંગ, ન૦** શરીર; દેહ; બદન. આંગપર આપવું—સાનમાં કંઈ રાખ્યા વગર રોકડ નાણું આપવું— આંગપર આવવું–શરીર ઉપર ધસારો–હુમલો કરવો.

**આંગડ, સ્ત્રી૦** દાગીના નગદી રૂપીયા વગેરે જે કંઇ કિમતી વસ્તુ વિસ્વાસુ નોકરને આંગે બન્ધાવી બીજે ઠેકાણે મોકલી હોય તે.

**આંગડિયો, પુ૦** એક ઠેકાણેથી બીજે ઠેકાણે આંગડ લઈ જનારો હથિયારવાળો પુરુષ–ગુજરાતમાં કણબી, ભીલ, રજપુત વગેરે એ કામ કરે છે.

**આંગણ–ણું, ન૦** ઘરનાં બારણાં આગળની ખુલ્લી જે જગા તે.

**આંગલું, ન૦** જભલું.

**આંગળ, ન૦** આંગળી. ૨ લમ્બાઇનું એક માપ–મુઠ્ઠીનો ચોથો ભાગ. ૩ વેપારી લોકમાં ૧૦ ની સંજ્ઞા.

**આંગળતોડો, પુ૦** પાણીમાં રેનારો એક જાતનો જીવડો.

**આંગળિયું, ન૦** નાતરાંની સ્રૈરી પોતાના આગલા ધણીથી થએલાં જે છોકરાંને નવે ઘેર આંગળિયે વળગાડીને લેતી આવેલી હોય તે છોકરું.

**આંગળી, સ્ત્રી૦ [ સં૦ અઙ્ગુલી ]** હાથના પઞ્જાના હથેલી સિવાએના જે પાંચ છુટા અવયવો તેમાંનો જે અક્કેકો તે. ૨ અઙ્ગુઠા સિવાએના જે ચાર તેમાંનો અક્કેક. ગુજરાતીમાં એ ચાર આંગળી મધ્યે છેલ્લી જે નાની તેને ટચી–ટચલી આંગળી અને સહુથી મોટીને વચલી આંગળી કરીને કે છે. બીજી એનાં નામ નથી. આંગળીનાં નામ સંસ્કૃતમાં આ પ્રમાણે છે: અઙ્ગુષ્ઠ, તર્જની, મધ્યમા, અનામિકા અને કનિષ્ઠિકા. ૨ આંગળી કરવી–ભુંડું કર્મ કરનાર તે આ છે એમ કોઇને દેખડાવવું; ૩

ચાળા પાડવા. ૪ ગાંડઆંગળી કરવી (**ગાંડ** શબ્દ જોવો). ૫ તેની સામાં આંગળી થાયછે–તેની ફજેતી થાયછે.

**આંગળું, ન૦ આંગળી.**

**આંગી, સ્ત્રી૦** જાડા કાગળ ઉપર રજ્ઞ રજ્ઞનાં ધાતુ-પાનાં લગાડીને બનાવેલો જે ઘાટ માતાના થાનક–ગોખ–ગોખલામાં ચોડેલો હોય તે. તેણે આંગી ચડાવી એમ કેવાય છે. ૨ કોરી ચોખાનીનું માત્ર દોરા ભરી સીવી લીધેલું (ઓટયા વગરનું) જામાનાં પોણિયા જેટલું જે વસ્ત્ર પરણનાર પુરુષ મોસાળથી આવેલું પેરે છે તે. આંગી મોકલવી–પેરવી–પેરાવવી.

**આંગુલ, તસુ.**

**આંચ, સ્ત્રી૦** કંઇક દઝાય તેવી અગ્નિ–દીવાની જે ગરમી લાગવી તે. (ઊની આંચ પણ કેવાય). ૨ જોખમ; નુકસાન; ભય; અપજસ; ડાઘ; ગોદો. 'સાચને આંચ નથી' એમ કેવત ચાલે છે. ૩ પોચ; લાગ.

**આંચણ–ળ, ન૦** પશુ જાતીમાં માદા પોતાના જે અવ-યવ વડે પોતાનાં બચ્ચાંને ધવડાવે છે તે. કેટલાંકને ચારજ ને કેટલાંકને વધારે આંચણ હોય છે. ૨ આંચણનો સમુદાય. ૩ અસભ્ય જનવર્ગમાં સ્ત્રીનાં સ્તન પણ વેળાએ આંચણ કેવાય છે.

**આંચણી–ળ, સ્ત્રી૦** અસ્તાઈ; મોરો; ટેક. ૨ વાત કરતાં વચમાં વચમાં એકાદા નિરર્થક શબ્દને વારે વારે બોલવાની જે ટેવ પડી ગઈ હોય તે. ભાઇને કહું; સમજ્યા કે; સાહેબલી મધે ઇ૦.

**આંછ, સ્ત્રી૦** ઝાંખ; છારી.

**આંજણ, ન૦ [સં૦ અઞ્જન]** આંખમાં ઘાલવું તે; આંખે ચોપડવું તે. ૨ કાજળ; સુરમો; ઓસડ. ૩ છેતરવું તે.

**આંજણિયું–ણી,** એક ઝાડ. [**અર્જુન**]

**આંજણી, સ્ત્રી૦** અપચાને લીધે આંખની કોરણ ઉપર જે રાતી ફોલ્લી થઇ આવે તે.

**આંજવું, ક્રિ૦ સ૦** આંખે કાજળ, સુરમો, ઓસડ વગેરે લગાડવું. ૨ છેતરવું; ઠગવું; ફસાવવું; ભોળવી-નાખવું. ૩ શરમીન્દુ પાડવું; ઝાંખું કરવું; ઢાંકી નાખવું; પાણી ભરાવવું.

**આંજિયું, ન૦** જુવારનાં કણસામાં એક જાતનો રોગ થવાથી જુવારના દાણા બન્ધાવાને બદલે તે બોરાંમાં કાજળી વળી જાય છે તે; અઙ્ગારો. ૨ ખરાબ થઈ જવું તે; નુકસાની.

**આંટ, સ્ત્રી૦** ગાંઠ; આંટી. ૨ અથોટી; અટકળ. ૩ કીનો; અડ; વેર. ૪ ટેક; વટ; સાખ; ધીર; સાહુકારી; આબરુ.

**આંટણ, ન૦** સકત દબાણથી ચામડીનું જે ચમ્પાઈ જવું અથવા ચમ્પાઈ નિકળી જઈ કઠ્ઠણ થવું તે. આંટણ પડવાં કેવાય છે.

**આંટી, સ્ત્રી૦** એક વસ્તુમાં બીજીનું જે ભેરવાઇ રેવું તે.–પગની–જનોઈની આંટી. ૨ જે ઉપર રેંટીઆપરનું સુતર ઉતારી લેછે તે; ફાળકો. ૩ એ ફાળકાપર જે જે સુતર તે. ૪ ગાંઠ. ૫ વેર; કીનો; મનમાં ગાંઠ વાળવી તે. ૬ ફાંસો; પેચ.

**આંટો, પુ૦** જ્યાંથી શરુ ત્યાં પાછું આવી રે એવું ગોળ ચક્કર જેટલું જે તે—પાઘડીનો આંટો. ૨ ફરીઆવવું તે; ફેરો. આંટો મારી આવવો–ખાધો એમ કેવાય છે.

**આટોપી લેવું,** કામ ઝડપથી પૂરું કરી નાંખવું.

**આંડ–વો–ડુઓ, [સં૦ અણ્ડ]** વૃષણ; ખાયો; ખુ-સિયો; ગોળી; બારદાન.

**આંતડી, સ્ત્રી૦ આંતરડી.**

**આંતડી–રડી, સ્ત્રી૦** દીલ; હૈયું; કાળજું. ગરીબની આન્ત-રડી કકલાવીશ નહિ. આન્તરડી બળે છે.

**આંતડું–રડું, ન૦ [અન્ત્ર]** પેટના ડાબા છેડાથી તે ગાંડની કુલ્લી લગી જે નળીમાં નરક રેછે અને જે-માંથી તે નીચે ઉતરે છે તે.

**આંતરવું, ક્રિ૦ સ૦** પડદો ભરવો; અન્તર કરવો; એની વચમાં કંઈ નાખીને તે એને જુદાં પાડવાં. ૨ ઘેરી લેવું.

**આંતરસે,** અન્ત્રસે.

**આંતરસીવો, પુ૦** બરોબર બેસતું કરવાસારુ અન્દ-રથી જેટલું સીવી લીધેલું તે.—ડગલીની બાંય, ટો-પી, કાંચળી વગેરેને આંતરસીવો દેવાયછે. આંતરસીવા શેલથી કાઢી પણ નખાયછે.

**આંતરી, સ્ત્રી૦** ધોતિયું, પીછોડી–ખેસ વગેરેના છેડા-ઉપર અન્દરથી રેસાઓ કાઢી તેને વણીને બનાવેલી જે ઝૂલ તે.

**આંતરે, અ૦** વચમાં કંઈ રાખીને; અન્તરે. અક્કેક દાડાને આંતરે એટલે વચમાં એક દાડો મુકી દઇને. એકાંતરિયો તાવ વગેરે.

**આંતરો પુ૦** અન્તર; છેટું; જુદાઈ. ૨ વચમાં ભરી લીધેલો જે પડદો તે. આંતરો ભરવો–કરવો. ૩ જુદું પાડવાસારુ કરેલી જે નિશાની તે. આંતરો કરવો.

**આંધણ,** અધરણ.

**આંધળું, વિ૦ અન્ધ.** આંધળીને પાથરતે વાણું વાય. આંધળી સાથે છિનાળું ને ઘર લગી વળાવું. આંધળી ભેંસે મોદ્દવું દીઠું. આંધળા ચોરે ચાંદરણું દીઠું. આંધ-ળામાં કાણો રાજિયો. આંધળો દળે કે ગાય. આંધ-ળાના હાથમાં આરસી. આંધળાની ગાયને અલ્લાનાં રખોપાં. આંધળાં લુલાં સમ્પે નીભે.

**આંધળું કબુતર, ન૦** એક જાતની રમત. છોકરાંઓમાંનો એક મોઢે લુગડું ઢાંકી દાવ લે છે. પછી બાકીના છોક-રામાંના કોઇ એકને પકડી કહાડે તેને માથે દાવ આવેછે.

**આંધી, સ્ત્રી૦** વણ્ટોળિયો; વાવાઝરડું. "ત્રાહ્ય ત્રાહ્ય થયું શ્રિજ્પુરમાંહે, આંધિ ધુળીકાટ ચારે પાસ" (પ્રેમાનન્દ). **વિ૦** જબરૂં; લઠ્ઠ (ખાવે-કામ કરવે). "પત્તલેકો આંધી, ઓર ભેટકો સીતલ."

**આંધ્રૂ, સ્ત્રી૦** છાતી રૂંધાય ને દમ ભરાઈ જાય તે રોગ. ૨ ઉપરા ઉપરી દમ ચાલવો તે; શ્વાસોચ્છ્વાસ (મરતી વેળા).

**આંફલુંફાંફલું, વિ૦** બાવરું; ગભરાયલું; બેબાકળું.

**આંફીજવું, ક્રિ૦ અ૦** મોટી મેનતે શ્વાસ લેવો. ૨ થાકી જવું. ૩ હારી જવું.

**આંફીજવું, ક્રિ૦ અ૦** મેનતથી શ્વાસ ભરાઈ આવવો.

**આંબટ, વિ૦**-ખાટું (સવાદમાં).

**આંબફળ, ન૦** કેરી.

**આંબલિયો, પુ૦** આંબો. 'આવી રુડી આંબલિયાની ડાળ, સરોવરિયા પાળ, મૂકીને કોયલ કયાં ચાંતરે.'

**આંબલે,** ટાલ્લે. 'આંબલે પડશે વાત.'

**આંબવું, ક્રિ૦ સ૦** પોંચવું; અડકવું.

**આંબા, પુ૦** કેરીઓ.

**આંબાગાળો, પુ૦** ખસુસે કેરી અને કેરીનો રસ ખાવાસારુ સગાંવાલાંએ એકઠાં મળી સુન્દર ભોજન કરવું તે. ૨ આંબા ગળે તે-કેરીનો મોસમ.

**આંબામોર, પુ૦** ખાવાના ચોખાની એક જાત છે.

**આંબાવાડિયું, ન૦** આંબાના ઝાડવાળું જે નાનું ખેતર તે.

**આંબાવાડી, સ્ત્રી૦** જે ખેતર-વાડીમાં પુષ્કળ આંબા હોય તે; અમરાઈ.

**આંબાશાખ, સ્ત્રી૦** ડાળ ઉપરજ ગળવા આવેલી કેરી; સાખિયાં.

**આંબાહળદ-ર, સ્ત્રી૦** એક વનસ્પતિ-ઓસડ દાખલ, અથાણા દાખલ અને કઢીમાં મસાલા દાખલ કામમાં આવે છે.

**આંબીપાડવું, ક્રિ૦** પોચીવળવું; પકડી પાડવું.

**આંબેલ, ન૦** શ્રાવક લોકોમાં એક વરત છે. એક ટંક લુખું ખાવું અને ઊનું પાણી પીવું (આંબલ). ૨ **આમળ.**

**આંબો, પુ૦ [ સં૦ આમ્ર ]** એક ઝાડ-એ ઊનાળામાં અને ચોમાસાંની શરુઆતમાં પાકેછે. એનાં ફળ કેરીને નામ ઓળખાય છે.

**આંબોઈ, આંભોઈ.**

**આંબોડી,** નાળી. 'ફેર ફરે સહુ ફુદડી. આંબોડા લે હાથ.'

**આંબોળિયાં-લિયાં,** કાચી કેરીના કકડા કરી સુકવી રાખેલા તે-એ દાળ શાકમાં આમલીને ઠેકાણે વપરાય છે.

**આંભોઈ, સ્ત્રી૦** ડુંટીની અન્દરથી રચલી સઘળી રગોનાં બન્ધારણરૂપ જે લોહી ભરી ગાંઠ તે; પેચોટી. આંભોઈ ખસવી-મરવી કેવાય છે.

**આંભોઈખસવી, ક્રિ૦ અ૦** ડુંટીની નીચે દુઃખ થવું.

**આંમલી, સ્ત્રી૦** એક ઝાડ અને એનાં ફળ. એ ફળ, શાક દાળ વગેરેમાં નાખવામાં આવે છે.

**આંમળી, સ્ત્રી૦** એક જાતનું ઝાડ.

**આંમળું, સ્ત્રી૦** આંમળી નામના ઝાડનું બોરના આકારનું જે પીળું ખાટું ફળ તે.

**આંસ, ન૦** જે લાંબાં લાકડાંને છેડે પૈડાં ભેરવેલાં હોય છે તે; આંક; ધરી.

**આંસુ, ન૦ [ સં૦ અશ્રુ ]** આંખમાંથી જે ખારું ઊનું પાણી નીકળે તે.

**આંસુડાં, ન૦ આંસુ.**

**આંસુઢાળ, વિ૦** જે થોડું ઉભું રહ્યા પછી આંખ માંચે અને તેની અન્દરથી પાણી ઝરે તે.

**આ, સ૦** પાસેની વસ્તુ દેખાડનારો જે શબ્દ તે (જગા-વખત સમ્બન્ધી).

**આઃહા, અ૦** આશ્ચર્યસૂચક શબ્દ.

**આઈ, સ્ત્રી૦** મા; જણતી; છછ; માવડી "આઈ વાલી કે ખાઈ" એ કેવત છે.

**આઈતું, વિ૦** તૈયાર; તૈયાર થયલું. ૨ મફત. ૩ મેનત વગર.

**આઈન, પુ૦ [ ફા૦ ]** કાયદો; ધારો-(આઈન અકબરી). ૨ રિવાજ; રસમ.

**આઈસ, ન૦ [ અ૦ ]** અતીસે ટાઢ પડવાથી નદી સરોવરનું પથ્થર જેવું બન્ધાઈ ગયલું જે પાણી તે; બરફ; પાલો.

**આકડસાસુ, સ્ત્રી૦** વહુની મોટી બેન. મોટી સાળી. પાટલાસાસુ.

**આકડો, પુ૦ [ સં૦ અર્ક ]** એક જાતનું ઝાડ અને તેનું ફૂલ-ડાળી અથવા ફૂલ તોડવાથી ચિકણું દૂધ નિકળે છે. એની દાંડીમાંથી ઝીણું રૂ ઉડે છે જેને તુર કરીને કેછે. એ ફૂલ મહાદેવને ઘણાં પ્રિય છે.

**આકમ્પ, પુ૦ [ સં૦ ]** હાલવું તે; ધ્રુજારો.

**આકમ્પિત, વિ૦ ધા૦ [ સં૦ ]** હલાવેલું; ધ્રુજાવેલું; ધ્રુજેલું; હાલતું.

**આકર, પુ૦ [ સં૦ ]** ખાણ; મોટો ખાડો (રત્નાકર). ૨ જથ્થો. ૩ કિરણ.

**આકરસવું, ક્રિ૦ સ૦** આકર્ષણ કરવું; ખેંચવું; તાણવું.

**આકરાસ, સ્ત્રી૦** આકરાપણું; સખ્તી; કડવાસ.

**આકરૂં, વિ૦** વધારે ગરમ થયલું; કઠણ. ૨ ખામોશ ન ખાઈ જાય તેવું; તરત ગુસ્સે થઈ જાય તેવું; મિજાજી. ૩ ઉતાવળું; અધીરૂં. ૪ ભાવ વધેલું; ચડી ગયલું; તેજી; મોઘું (પીક; બજાર). ૫ નરસી વસ્તુના વધતા ભગવાળું (આકરો રૂપિયો).

**આકરો,** બહુ ગરમ.
**આકર્ણ,** અ૦ [સં૦] કાન સુધી.
**આકર્ષ,** પુ૦ [સં૦] ખેંચ; તાણ; આકર્ષણ.
**આકર્ષક,** વિ૦ [સં૦] ખેંચનારું; તાણનારું; મનમોહન; લોભાવે તેવું.
**આકર્ષણ,** ન૦ [સં૦] ખેંચ; તાણ. ૨ સંકોચાવું તે. ૩ ખેંચવાની જે શક્તિ તે. ૪ ખેંચવાનો જે ધર્મ તે. ૫ મોહક ગુણ; વશીકરણ. સ્નેહાકર્ષણ-પ્રેમ સ્નેહથકી ખેંચાવું-આધીન થવું તે. પદાર્થોમાં આકર્ષણ—ખેંચવા ખેંચાવાનો ધર્મ મુખ્યત્વે કરીને પાંચ રીતે રચેલો છે. **૧ ગુરુત્વાકર્ષણ**—જે ધર્મથી સર્વ વસ્તુ ભૂમિ ઉપર પડે છે તે. **૨ સ્નેહાકર્ષણ**—જે ધર્મથી પદાર્થના પરમાણુઓ એક બિજાને ખેંચી રાખે છે તે. **૩ રસાયનાકર્ષણ**—જે ધર્મથી જુદી જુદી જાતના પદાર્થો એકઠા મળેથી એક જુદીજ જાતનો નવો પદાર્થ બને છે તે. **૪ લોહચુમ્બિતાકર્ષણ**—જે ધર્મથી લોહચુમ્બક પથરો લોડાને અથવા તીખાંને પોતાની તરફ ખેંચી લેછે તે. **૫ વૈદ્યુતાકર્ષણ**—જે ધર્મથી પદાર્થોમાં વિજળી ઉત્પન્ન થાય છે તે અથવા વિજળીના જે ધર્મથી વસ્તુમાં આચકા તાણ વગેરે થાય છે તે.
**આકર્ષવું,** ક્રિ૦ સ૦ આકર્ષણ કરવું; ખેંચવું.
**આકર્ષિત,** વિ૦ ધા૦ [સં૦] ખેંચેલું; તાણેલું; સંકોચાયલું.
**આકલિત,** વિ૦ ધા૦ [સં૦] રુંધાયલું; કેદ થયલું. ૨ સમાયલું; માંય આવલું. ૩ સમજાયલું.
**આકલ્પ,** અ૦ [સં૦] એક કલ્પ સુધી.
**આકસબાકસ,** ન૦ આ તે; જે તે; ગમે તે; પરચૂરણ. તે આકસબાકસ ખાયાં કરે છે.
**આકસ્મિક,** વિ૦ [સં૦] એકાએક; અચાનક.
**આકળવિકળ,** વિ૦ [સં૦ આકુલ વ્યાકુલ] ગભરાયલું; બાવરું; આકળું; દુઃખથી અકળાઇ ગયલું.
**આકળું,** વિ૦ અધીરું; ઉતાવળું. ૨ ગુસ્સે ભરાયલું; તાતા સ્વભાવનું; ગરમ તબિયતનું. ૩ ગભરાયલું.
**આકાઙ્ક્ષા,** સ્ત્રી૦ [સં૦] ઇચ્છા; ઉમેદ; આશા. ૨ ગરજ; તજ્વીજ; જરૂર. ૩ શઙ્કા; સન્દેહ.
**આકાર,** પુ૦ [સં૦] લમ્બાઈ પોળાઈથી થયલું જે રૂપ તે; આકૃતિ; ડોળ; સુરત; શિકલ; ચેહેરો; કાલબુદ. ૨ દેખાવ. ૩ ચિહ્ન; નિશાની; છાપ. ૪ મૂર્તિ; પુતળું. ૫ સુમાર; અડસટ્ટો. ૬ સ્વરૂપ વિચાર; કલ્પના (આ; કૃ-કરવું).
**આકાશ,** ન૦ [સં૦] જેમાં કંઈજ નથી તે; પોલાણ; પોકળી. પૃથ્વિ, પાણી, તેજ વાયુ, એ ચાર થકી જે જુદુંજ રચ્યું છે તે; પઞ્ચ મહાભૂત-તત્વમાનું એક. પૃથ્વિની ઉપર ઉંચે આકાશ ને નિચે પાતાળ. ૨ પૃથ્વિ અને છેક ઉપર જ્યાં સૂરજ તારા વગેરે દેખાય છે તે એની વચમાંનો વાયુ હવાવાળો જે પ્રદેશ તે. ૩ કોઇ પણ ખાલી જગા તે.—ઘટાકાશ; મઠાકાશ. ૪ હવા. ૫ શૂન્ય; મીડું. અજ્ઞાની લોકો એમ સમજે છે કે જે ઠેકાણે સૂરજ તારા વગેરે છે તે જડ ફરસબન્ધી હશે પણ તેમ નથી. ત્યાં કંઇજ નથી.—હવા પણ નથી. સૂરજ તારા અદ્ધર લટકતા છે ને જે રઙ્ગ દેખાય છે તે વચમાંની હવાને લીધે છે. ગગન; નભ; ખ; અમ્બર; આસમાન.
**આકાશકક્ષા,** સ્ત્રી૦ [સં૦] આકાશનો કમરપટો; જે ગોળ લીટી આકાશ અને પૃથ્વિનું મળવું દેખડાવે છે તે; દિગન્ત લીટી.
**આકાશગઙ્ગા,** સ્ત્રી૦ [સં૦] આકાશમાં રાતે જે લામ્બો, સફેત અને ચળકતો લીટો નદી આકારે પડેલો દેખાય છે તે.—દુરબીન મારફતે જોયાથી માલમ પડે છે કે, એ લીસોટો ઝીણા ઝીણા તારાઓના સમુદાયથકી થયલો છે.
**આકાશચલ્લો,** સ્ત્રી૦ મદારી લોકો ઘણાં ઊંચાં થાંભલાની ટોચ ઉપર જે આદમીને ચડાવે છે અને જે પછી ઘણોજ નાનો ચલ્લી સરખો દેખાય છે તે. ૨ મદારીની એક રમત.
**આકાશદીપ-વો,** પુ૦ ઘણું કરીને આસો કારતક મહિનામાં ઘરની અગાશીમાં અથવા તેવે કોઇ ઠેકાણે એક કાઠી રાખી તેની ટોંચે અથવા ઝાડ ઉપર જે દીવો રાખવામાં આવે છે તે; આકાશમાં લટકતો જે દીવો તે.
**આકાશપન્થ,** પુ૦ આકાશમાં જે માર્ગ-રસ્તો તે. ૨ આકાશનો માર્ગ (પૃથ્વિ ઉપર નહિ). ૩ (વ્યંગમાં) મરણ.
**આકાશભાષણ,** ન૦ [સં૦] આકાશનાં સામું જે ભાષણ કરવું તે (નાટકમાં).
**આકાશમાર્ગ,** પુ૦ આકાશપન્થ.
**આકાશમુનિ,** પુ૦ [સં૦] કોટ-એ ઊંચુંજ જોયાં કરે છે માટે.
**આકાશયાન,** ન૦ આકાશ મારગે જે વાહન જઇ શકે તે; વિમાન; બલૂન.
**આકાશવાણી,** સ્ત્રી૦ આકાશમાંથી જે બોલવું થાય તે; બોલનાર નજરે ન પડે તેવી રીતનું જે બોલવું થાય તે (નાટકમાં; પુરાણમાં).
**આકાશવાસી,** વિ૦ [સં૦] આકાશમાં રેનાર. ૨ મરણ-આકાવાસી થયા.
**આકાશવૃત્તિ,** સ્ત્રી૦ [સં૦] જે આમદની નિયમસર આવતી નથી તે; ક્યાંથી ક્યારે ને કેટલી થશે એમ આગળથી ન કહી શકાય તેવી જે પેદાશ તે; નિયમિત વૃત્તિ નહિ તે.
**આકાશવેલ,** સ્ત્રી૦ ઝાડ ઉપર એક વેલી ઉત્પન્ન થાય છે જેને મુળિયું હોતુંજ નથી; અમરવેલ.

**આકાશિકા,** સ્ત્રી૦ [ સં૦ ] અગાસી.

**આકાશિયા,** અગાસિયા.

**આકાશી,** વિ૦ [ સં૦ આકાશીય ] આકાશ-હવા સમ્બન્ધી; આકાશમાં રેનાર.

**આકીન,** ન૦ [ અ૦ ] ભરોંસો; વિશ્વાસ; પતીજ. ૨ આસ્થા; ભાવ; શ્રદ્ધા.

**આકીનદાર,** વિ૦ વિશ્વાસુ; ભરોંસાદાર; પતીજવાળું.

**આકીર્ણ,** વિ૦ [ સં૦ ] એકઠું થયલું; ભરેલું; મચેલું; વ્યાપ્ત.

**આકુઞ્ચન,** ન૦ [ સં૦ ] સકુડાઇ જવું તે; છેકજ પાસે પાસે આવી જઇ નાનું થઈ જવું તે.

**આકુણ્ઠિત,** વિ૦ [ સં૦ ] જેનું ગળું બન્ધ થઇ ગયલું છે તેવું. ૨ વાદવિવાદમાં હારી ગયલું તેવું; અવાક; લજ્જિત.

**આકુદિ,** સ્ત્રી૦ ભાંગનું ઘી કાઢી તેમાં વસાણાંની મેળવણી કરીને જે ઔરી વસ્તુ તૈયાર કરેલી હોય તે.

**આકુળ,** વિ૦ [ સં૦ આકુલ ] ગભરાયલું; ગાભરું.

**આકુળવ્યાકુળ,** વિ૦ આકળવિકળ.

**આકૃતિ,** સ્ત્રી૦ [ સં૦ ] આકાર; મૂર્ત્તિ; ચેહેરો; શીકલ; ડોળ.

**આકૃષ્ટ,** વિ૦ ધા૦ [ સં૦ ] ખેંચેલું; તાણેલું; આકર્ષિત.

**આકેબત,** સ્ત્રી૦ [ અ૦ ] આખેરી; સમાપ્ત; છેડો. ૨ ભવિષ્યકાળ; ભાવી.

**આકૂટ,** પુ૦ [ અ૦ ] કાયદો; ધારો.

**આકૂટિઉં,** વિ૦ [ અ૦ ] થોડી વાર કોઇને સારુ કામ કરનાર; કામ ચલાઉ; અવેજી.

**આક્રન્દ,** ન૦ [ સં૦ આક્રન્દન ] રડારડ; ઘણાજ જોરથી બુમ પાડીને રડવું તે; કલ્પાન્ત; કલકલાણ.

**આક્રમ-ણ,** પુ૦ [ સં૦ ] પરાક્રમ, ઉત્કર્ષ. ૨ ચડવું તે; ઉપર થઇ જવું તે.

**આક્રાન્ત,** વિ૦ ધા૦ [ સં૦ ] પસાર કરેલું. ૨ સરસ થયલું.

**આક્ષાન,** આખ્યાન.

**આક્ષિપ્ત,** વિ૦ ધા૦ [ સં૦ ] અડચણ કરેલું; હરકત ભરેલું; વાંધાવાળું; તકરારી.

**આક્ષેપ,** પુ૦ [ સં૦ ] કોઈ કામ પછવાડે લાગુ રેવું તે; અભ્યાસ; માવરો; મેનત; ચાનક; ખંપ. ૨ ખેંચવું તે. ૩ વાંધો; હરકત. ૪ દોષ; આરોપ. ૫ નિંદા. ૬ સપ્તટીકા.

**આકિસજન,** ન૦ [ અ૦ ] એક જાતની ન દેખાતી, ગન્ધ વનાની હવા; એક વાયુરૂપ તત્વ; પ્રાણી જીવે છે અને દીવો બળે છે તે એ હવાને યોગે. સાધારણ હવા મુખ્યત્વે એ તત્વના ભેગથી બનેલી છે! આકિસજન અને નાઇટ્રોજન. ૧૦૦ ગ્રેન હવામાં ૨૩ ગ્રેન આકિસજન અને ૭૭ ગ્રેન નાઇટ્રોજન હોય છે.

**આખડવું,** ક્રિ૦ અ૦ અહીંથી તહીં ને તહીંથી અહીં એમ આવવું જવું; ફેરા કરવું; ૨ રખડવું; ભમવું; ભટકવું. ૩ ઠોકરખાવી. "ખાતાં કંસ, પડ્યો આખડી." ૪ લડવું. "અતિ બલિષ્ટ સ્વારીરે તે સાથે આખડવું છે ખપ-ડદાર"—ધીરો.

**આખડી,** સ્ત્રી૦ કોઈ પણ ફળની પ્રાપ્તિ કરીલેવા સારુ દેવ પિતૃ વગેરેના બન્ધનમાં રેવું તે; બાધા.

**આખર,** સ્ત્રી૦ [ અ૦ ] છેડો; સમાપ્તિ; અન્ત. ૨ અ૦ છેલ્લી વારે; આખરના સરવાળે; શેવટે. ૩ સ્ત્રી૦ મોસમની આખરનો સમો.

**આખરવું,** ક્રિ૦ સ૦ અધકવું.

**આખરસાલ,** ન૦ વરસનો છેલ્લો ભાગ-મહિનો; સાલની આખર.

**આખરે,** અ૦ અન્તે; શેવટે.

**આખલો,** પુ૦ ખાંસી કસ્યાવનાનો રઝળતો માનેલો બેલ; ગોધો; સાંડ.

**આખળિયા.** પુ૦ જે ગોળ લાકડાંનાં કકડા ઉપર રોટલી વણવામાં આવે છે તે.

**આખા,** પુ૦ અક્ષત ઉતારવા તે.

**આખાખાઉ,** વિ૦ થોડું નહિ પણ એકદમ ઘણું ખાઇ જનાર ( લાંચમાં વેપારમાં ).

**આખાડ,** પુ૦ [આષાઢ] સંવત વર્ષનો કારતકથી ગણતાં નવમો અને શક વર્ષનો ચૈતરથી ગણતાં ચોથો મહિનો.

**આખાડભૂતી,** વિ૦ આખાડ મહિનામાં થયલું. ( આષાઢી પૂનેમે કોઇ ઠગે સન્યાસીને ઠગવાને સન્યસ્ત લીધેલું તે ઉપરથી ). અસલના વખતમાં એ નામનો કોઇ લુચ્ચો ભટકતો ઠગ હશે તે ઉપરથી એ શબ્દ લુચ્ચા, ઠગનાર, ધુતનાર એવા માણસને લગાડવામાં આવે છે. ૨ ધર્મને બાને ઠગાઇ કરનાર.

**આખાડા,** પુ૦ અખાડા.

**આખાડાકાન,** અખાડા શબ્દની વ્યાખ્યા જોવી.

**આખી,** સ્ત્રી૦ અક્ષત ઉતારવા તે; દાણા વાળવા તે.

**આખું,** વિ૦ [ સં૦ અક્ષત ] જેના ભાગ-કકડા નથી તેવું; બધું; સન્ધું; તમામ; કુલ; સર્વ; સઘળું.

**આખુન્જી,** પુ૦ [ ફા૦ ] ઉસ્તાદ; શિખવનાર; મેહેતાજી.

**આખેઅણી,** અ૦ જરા પણ નુકસાન પામ્યા વગર; અખીશુદ્ધ. "પુત્ર રહ્યો કેમ આખે અણી."

**આખેટ,** પુ૦ [ સં૦ ] શિકાર; મૃગયા. 'ચઢેલો આખેટે, વનચર અને પક્ષિયોને.

**આખેપ,** પુ૦ ખંત. "તેને ભણવાનો આખેપ છે."

**આખેર,** સ્ત્રી૦ આખર.

**આખ્યા,** સ્ત્રી૦ [ સં૦ ] વિદ્યા ગુણ કર્મ ઉપરથી થયલી જે પ્રસિદ્ધિ તે; નામ; વખાણ; સ્તુતિ; આબરુ.

૨ ગુણ કર્મ ઉપરથી જોડાયલું જે ઉપનામ તે; સંજ્ઞા; ઓખર; અટક.

**આખ્યાન, ન૦ [ સં૦ ]** કોઈ પણ જનના ગુણનું જે કથન તે; કથાનક; કથા; વખાણ; વર્ણન; વૃત્તાન્ત; ચરિત્ર; બયાન.

**આગ, સ્રી૦ [ સં૦ અગ્નિ ]** અગ્નિમાંથી નિકળતી જે ગરમી અને રોશની તે; ભડકો; તાપ; જ્વાળા. ૨ આતશ; દેવતા; વસ્તેવ ( પછી ભડકો હોય કે ન હોય). ૩ ગરમી; આંચ; ઉષ્ણતા; તાપ; બળતરા; અન્દર અથવા બાર આતશથી અથવા આતશના જેવી વસ્તુથી થતી અસર. ૪ આવેશ; જોસ્સો; ઉત્સાહ.

**આગગાડી, સ્રી૦** વરાળ-બાફના જોરથી ચાલતી ગાડી.

**આગતાસ્વાગતા, સ્રી૦ [સં૦]** મળવા અથવા જમવા આવેલા ગૃહસ્થોને-પરોણાને સામાં જઈ તેડી લાવવો, ઠીકઠાક બેસાડવો, વિવેકથી સેવા કરવી વગેરે જે માન આપવું તે; આદરમાન-સત્કાર; પરોણાચાકરી.

**આગન્યા, આજ્ઞા.**

**આગબોટ, સ્રી૦** જે વરાળ યન્ત્રના જોરથી પાણી કાપનારા પંખાઓવાળું સુધરેલી ઢબનું વાણ.

**આગમ, પુ૦ [ સં૦ ]** કોઇ પણ શાસ્ત્ર. ૨ વેદ; ધર્મશાસ્ત્ર. ૩ મન્ત્ર શાસ્ત્ર. ૪ પ્રારમ્ભ; આદિ અવસ્થા. ૫ આપવું તે; મિત્રભાવે આવી પાસે બેસવું તે. દખત.

**આગમચ-જ, અ૦** આગળથી; પેલેથી; અગાઉથી.

**આગમણ, સ્રી૦** ચૂલાની નજીકનો પ્રદેશ. ૨ શક્તિ; રામ; હોસ.

**આગમન, ન૦ [ સં૦ ]** આવવું તે; આવીપોચવું -મળવું તે.

**આગમનિર્ગમ, પુ [સં૦]** શરુઆત અને છેડો; પ્રારમ્ભ અને સમાપ્તિ; કારણ અને કાર્ય. **અગમનિગમ** એ **આગમનિર્ગમ**નો અપભ્રંશ છે.

**આગમવું,** આપી દેવું. 'શૂરાને શું દોહેલું જે આગમે નિજ પ્રાણો;

**આગરુ, પુ૦** મોડું ગન્ધાયાં કરે તેવો એક રોગ.

**આગલી, સ્રી૦** પાંસળી; ડાગળી. (પટેલી).

**આગલું, વિ૦** મુખ્ય; બારપડતું; મોખરાનું. ૨ અગાઉ બનેલું. ૩ પ્રથમનું.

**આગમાપાઈ, વિ૦** આવે ને જાય, ઉપજે ને નાશ પામે તેવું. 'તે વડે ચાલે આ સંસાર, આગમાપાઈ તે નિરધાર' ( અખો ).

**આગમાળું, ન૦** દાળભાત.

**આગવો,** પોતાની તરફનો.

**આગસ્ટ, પુ૦ [ અ૦ ]** અંગ્રેજી વરસનો જાનીવારીથી ગણતાં આઠમો મહિનો.

**આગળ અ૦** ગયલા વખતમાં; અગાઉ; અસલ. ૨ પેલેથી. ૩ પાસે; કને; સોડે. ૪ સન્મુખ. ૫ પ્રથમ; પેલે; બાર; મુખીદાખલ.

**આગળનું, વિ૦** ગયલા વખતનું; અસલનું. ૨ પેલાનું.

**આગળપાછળ, અ૦** ગયલા તથા આવવાના વખતમાં. ૨ સામાં તથા પછવાડે. ૩ ચારેપાસ; આજુબાજુએ; ફરતું.

**આગળી, સ્રી૦** લાકડાંના જે નાના કડકાથી બારણું ઉઘાડ દે થાય છે તે. ૨ ગુમડાં વગેરે દરદ ઉપર મલમ ચોપડેલું જે કપડું મુકવામાં આવે છે તે.

**આગળો, પુ૦** લાકડાંના જે કકડાથી બારણું ઉઘાડ દે થાય છે તે.

**આગા, પુ૦** સાહેબ; ધણી; શેઠ. ૨ હિન્દુસ્થાનમાં જે ઇરાની મોગલ વગેરે મુસલમાન છે તેને એ નામથી બોલાવવામાં આવે છે.

**આગાખાન, પુ૦** ખોજાઓનો મોટામાં મોટો ધર્મગુરુ.

**આગાખાની, ન૦** એક જાતનું ફૂલેવર સુતરાઉ કપડું.

**આગાર, ન૦[ સં૦ ]** ઘર. ૨ **પુ૦** છુટ; બન્ધી નહિ; ( ખાવામાં ).

**આગિયો, પુ૦** એક જાતનો જીવડો-રાતે ઉડે છે ત્યારે લીલો ચળકતો દેખાય છે. ૨ એક છોડવો જેનો અંકુરને સ્પર્શ થતાં બળતાં બળે છે તે. ૩ એ નામનો એક વીર અથવા એનો મન્ત્ર. ૪ એક જાતની ધણી સફેત જુવાર. ૫ અનાજના છોડને લાગુ પડતો એક વનસ્પતિક રોગ. **વિ૦** અગ્નિ ઉત્પન્ન થાય તેવો ( કાચ ).

**આગુવો, પુ૦** રસ્તો દેખાડનારો; ભોમિયો; વળાવો. ૨ જુદો; ( એકજ માણસનું પોતાનું બીજાના ભાગ રહિત. આગવું વા આગુવું ).

**આગે, અ૦** અગાઉ; અસલના વખતમાં. ૨ પાસે.

**આગેવાન, વિ૦** આગળ પડનાર; મુખ્ય; અગ્રેસર; ઉપરી.

**આગેવાની, સ્રી૦** આગળ પડવું તે; સરદારી; પટેલાઈ; મુખ્યપણું; ઉપરીપણું.

**આગોપીછો, પુ૦** અંકુરખાનો આગલો તથા પાછલો ભાગ.

**આગેવાળ,** ઘોડાનું સામાન.

**આગોતરું, વિ૦** પેલાનું; અગાડીનું; આગળનું (વાવેતર).

**આગ્નેય, વિ૦ [ સં૦ ]** અગ્નિકોણ સમ્બન્ધી.

**આગ્રહ, પુ૦ [ સં૦ ]** મનમાં આવ્યું તે કરવુંજ કરવું એવી જે મનની વૃત્તિ તે; હઠ. ૨ અતિશય જે કાલાવાલા તે. ૩ અવસ્યતા; જરૂર; અગત્ય. ૪ કૃપા; મેહેરબાની.

**આગ્રહી, વિ૦** આગ્રહ કરનાર-વાળું.

**આઘાત, પુ૦ [ સં૦ )** શબ્દ થાય તેવું ઠોકવું અથવા અફાળવું તે; ફટકો; ઝપાટો. ( એનું ઉલટું પ્રત્યા-

ઘાત ). ૨ એક પદાર્થનો બીજા પદાર્થ સાથે વેગે શબ્દ થાય તેવો જે સમ્બન્ધ તે. ૩ જાનવર મારવાની જગા.

**આધું, વિ૦ [ સં૦ અઘાઢ ]** પાસે નહિ તેવું; દૂરછેટે હોય તેવું-જગામાં અથવા વખતમાં.

**આધુંપાછું, વિ૦** દૂર અને છૂપું. આધુંપાછું કરવું-દૂર કરવું ને સન્તાડવું. આધુંપાછું થવું-દૂર થઈ જવું; સન્તાઈ જવું.

**આઘૂર્ણ, વિ૦ ધા૦ [ સં૦ ]** ઘુમતું; ફરતું; ભમરી-ચકરી ખાતું.

**આઘે, અ૦** દૂર; છેટે.

**આઘોષ, પુ૦ [ સં૦ ]** બુમ પાડવી તે.

**આચકો, પુ૦** એકાએક જોર લાગેથી અમળાઈ પડવું-વાંકું વળવું તે. ૨ ધક્કો; હડસેલો. ૩ ધ્રાસકો; એબક. ૪ આનાકાની; સઙ્કોચ. ૫ પાછું હઠવું તે. આચકો આવવો-ખાવો-મારવો.

**આચકોખાવો,** અટકવું.

**આચમન, ન૦ [ સં૦ ]** જમણી હથેલીમાં પાણી લઈ ચૂસી જવું તે—ધર્મની ક્રિયા કરતી વખત કોઠો શુદ્ધ કરવા સારુ આચમન કરવું-લેવું.

**આચમની, સ્રી૦** કડછીના આકારનું તાંબા પીત્તળ અથવા રૂપાનું નાનું વાસણ જેને પાણીથી ભરેલાં વાસણમાં બોળી હથેલીમાં આચમન કરવા સારુ ઢાલવેછે તે.

**આચરકુચર, ન૦** એક મુકરર નહિ પણ પરચૂરણ એવું જે ખાવાનું તે—જે ખાતાં ઘણું કરીને અવાજ થાય છે તે. ( સેકેલા ચણા, પૌંઆ, લાડુનો ભુંકો વગેરે કાચું કોરું ). ૨ ઘરનો ભાગો તુટો જુનો પરચૂરણ સામાન.

**આચરણ, ન૦ [ સં૦ ]** કોઈ પણ કામ કરવાનો જે પ્રકાર તે; વ્યવહાર. ૨ ચાલચલણ; વર્ત્તણુક; લક્ષક્ષ; રીત.

**આચરવું, ક્રિ૦** કરવું; પાળવું; રાખવું ( સકર્મક. ) ૨ ચાલવું; વર્ત્તવું ( અકર્મક ).

**આચાર, પુ૦ [ સં૦ ]** ધર્મશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વર્ત્તવાની જે રીત તે. ૨ લોક વ્યવહારમાં વર્ત્તવાની જે રીત તે—કુળની રીત પ્રમાણે જે વર્ત્તન તે કુલાચાર અને તેમજ જ્ઞાત્યાચાર, દેશાચાર, વૃદ્ધાચાર, શિષ્ટાચાર ઈ૦ જાણવા. **આચારવિચાર**-આ આચારનો જે વિચાર તે.

**આચાર્ય, પુ૦ [ સં૦ ]** ધર્મ-શાસ્ત્ર-મત ચલાવનારો. ૨ વેદાદિ વિદ્યા શિખવનાર જે ગુરુ તે. ૩ મન્ત્ર ઉપદેશ કરનાર; જનોઈ પેરાવનાર; કપ્ડી બાંધનાર; ધર્મગુરુ. ૪ ગુરુ; મેતાજી; ભણાવનાર. ૫ યજમાનને કર્મ કરાવનાર; વરેલો બ્રાહ્મણ; ગોર. ૬ વિદ્વાન પ્રતિષ્ઠિત પુરુષનું ઉપનામ-શવધાચાર્ય, નૃસિંહાચાર્ય ઈ૦ ૭ દ્રોણાચાર્ય—પાણ્ડવના ગુરુ.

**આચ્છાદન, ન૦ [ સં૦ ]** ઢાંકી નાખવું તે; ઢાંકણ. ૨ પેરવાનું તે; વસ્ત્ર; કપડું; ૩ સન્તાડવું તે.

**આચ્છાદિત, વિ૦ ધા૦ [ સં૦ ]** આચ્છાદન કરેલું-થયલું

**આચ્છાદવું, ક્રિ૦** આચ્છાદન કરવું.

**આછ, સ્રી૦** છાસનું નિતરેલું પાણી; પરાછ.

**આછટવું-ડવું-સટવું, હુટવું, ક્રિ૦ સ૦** પછાડવું. 'ઝોળી લીધી જોગમાયા, શલ્યા સરસી આછટી'(ભાલણ).

**આછણલુછણ, ન૦** નવરવો, લુગડાં લત્તાં પેરાવી બાળકને તૈયાર કરવો. ઉપરની ટાપટીપ.

**આછર, ન૦** ગધેડાંપર ગુણ નાખવા પેલાં ગોદડી પાથરી ગાદલાં મૂકે છે તે; ખાશિયું. ૨. **પુ૦** પોશાક; ( કાઠિયાવાડ. )

**આછા, વિ૦** ભરેલા-ખીલેલા-ફૂટેલા નહિ તેવા; થોડા; ઓછા ( અછબડા-ગોબરુ-સૈયડ, વર્ષાદના છાંટા વગેરે)

**આછીગરા, વિ૦** મલક્કાની પાસે આછી નગર છે ત્યાંનાં ( સોપારી ).

**આછું, વિ૦** ભરેલું નહિ તેવું. ૨ ઝાંખું. ૩ થોડું; ઓછું. ૪ ઝીણું; છેક પાતળું. ' મારા આછા સાળુ પ્રાટથારે; છેલ છબિલા છોગાળા.'

**આજ, સ્રી૦ [ સં૦ અદ્ય ]** જે દિવસને વિષે તેજ દિવસે બોલવા-લખવામાં આવતું હોય તે; વર્તમાન-ચાલતો દિવસ. ( આજ, કાલ ને પરમ ). **અ૦** પણ છે.

**આજકાલ અ૦** આજે અને કાલે; હમણાં અને પછી. આજકાલ કરવી-વાયદા કરવા. ૨ હમણાં; આ કાળે. ' આજકાલનો જોગી ને ઘુંટણ લગી જટા.' એ કેવત છે.

**આજકાલનું, વિ૦** થોડી મુદતનું; થોડા વખતનું. ૨ નવું; તાજું.

**આજદિન, પુ૦** આજ, આ દાડો.

**આજન્મ, અ૦ [ સં૦ ]** જન્મ થકી માંડીને; જન્મ થાય ત્યારથી. ૨ જન્મથી તે મરણ લગી; અન્ત કાળ સુધી.

**આજન્માન્ત, અ૦ [ સં૦ ]** જન્મથકી તે મરણ લગી; જીન્દગાનીમાં.

**આજપછી, અ૦** હવેપછી; હવેથી; અતઃપર.

**આજમ, વિ૦ [ આ૦ આઝમ ]** ગુણ-પદવિયે મોટું. એ શબ્દ સરકારી કામદારનાં નામની સાથે માન દાખલ જોડાય છે.

**આજલગી-સુધી, અ૦** છેલ્લે આજનો દાડો આવે તેટલા વખતની હદ બતાવે છે.

**આજહુરાતે, [ આ૦ ]** આજ લગી તો.

**આજાદ, વિ૦ [ ફા૦ આઝાદ ]** છૂટું; ફારગત-મોકળું થએલું; બન્ધન રહિત. ૨ **પુ૦** છુટકો.

**આજાનુ, અ૦ [ સં૦ ]** ઘૂંટણસુધી; ઢીચણલગી.

**આજાર, પુ૦ [ ફા૦ આઝાર ]** રોગ; વિકાર; દરદ. ૨ દુઃખ; મુસીબત.

**આજારી, વિ૦** રોગી; દરદી; માંદું.

**આજીજી, સ્રી૦ [ આ૦ આજીઝી ]** કાલાવાલા; કરગરવું તે; નમ્રતાથી માંગવું તે. ૨ નબળું થવું તે; થાકી હારીજવું તે.

**આજીવિકા, સ્રી૦ [ સં૦ ]** દેહનું રક્ષણ થાય તેવી ખાવા પિવાની ઘણું કરીને રોજની જે તજવીજ તે. ગુજરાન; વૃત્તિ.

**આજુબાજુ, સ્રી૦** કોઈ પણ વસ્તુની આસપાસનો જે પ્રદેશ-ભાગ તે. ૨ આણી તરફનો ભાગ અને પેલી તરફનો ભાગ.

**આજુબાજુએ, અ૦** ચારે પાસ; આસપાસ.

**આજો, પુ૦ [ સં૦ આર્યક ]** માનો બાપ; વડવો.

**આજો પડવો, પુ૦** આસો સુદ પડવો; માના બાપના સરાધની તિથિ.

**આજ્ઞા, સ્રી૦ [ સં૦ ]** મોટાનું નાનાં પ્રતિ જે કેણુ તે; હુકમ; ફરમાન. ૨ શાસ્ત્રમાં આપણે પાળવાની જે વાત લખી હોય તે. ૩ રજા; છૂટ; પરવાનગી.

**આજ્ઞાંકિત, વિ૦ [ સં૦ ]** આજ્ઞા પાળનાર-માનનાર.

**આજ્ઞાનુવર્તન, ન૦ [ સં૦ ]** આજ્ઞા પ્રમાણે ચાલવું તે.

**આજ્ઞાપક, વિ૦ [ સં૦ ]** આજ્ઞા આપનાર-કરનાર.

**આજ્ઞાપત્ર, ન૦** જેમાં એકાદી આજ્ઞા-હુકમ હોય તે કાગળ; હુકમ; સનદ; ફરમાન.

**આજ્ઞાભઙ્ગ, પુ૦ [ સં૦ ]** હુકમ તોડવો તે; આજ્ઞા ન માનવી તે.

**આજ્ય, ન૦ [ સં૦ ]** ઘી.

**આટ, પુ૦** રસોઈ કરવા સારુ છાણાના કકડા કરી સિંચેલો જે ઢગ તે; આરો.

**આટપવું, આટોપવું.**

**આટરની, પુ૦ [ અ૦ ]** સનદી વકીલ.

**આટલામાં, અ૦** પાસેની સઙ્ખ્યા, જગા, વખત વગેરેનું માપ બતાવે છે. ૨ અહીંયાં ને અહીંયાં; ઘણે દૂર નહીં. ૩ થોડા વખતમાં.

**આટલું, વિ૦** સઙ્ખ્યા, કામ, જગા, વખત વગેરેનું માપ બતાવે છે-પાસેનો અથવા થોડાનો અર્થ રાખે છે. આટલું આખું-બધું એટલે ઘણુંજ.

**આટવું, ક્રિ૦ સ૦** પાણી જેવા પદાર્થમાં કંઇ જડ જેવી લાગતી વસ્તુને છુંદી એકરસ કરી નાખવી. (દાળ આટવી). કચરી-છુંદી-વાટી એકરસ કરવું.

**આંટામારવા,** નકામા ફેરા ખાવા.

**આટાલુણ, ન૦ [ આટા-લુણ. ]** લોટ બાંધતી વખતે પાણીની સાથે જેમ જરા મીઠું નાખવામાં આવે છે તે જણાતું નથી તેવા પ્રકારની સ્થિતિ; વગર બદલાનું કામ.

**આટેકૂટે,** એકન્દર.

**આટો, પુ૦** અનાજ દળ્યાથી જે ભુકો થાય તે-( ઘઉં ચોખા બાજરી વગેરેનો આટો ); લોટ. ૨ ભેંચો; છુંદો; ઘાણ.૩ જડ પ્રવાહીનું દબાણે જે એકઠું મળી રેવું તે. ૪ મેનત કરી થાકી જવું; ઘાણ નીકળી જવો. 'આટો ઉડવો.' ૫ ( મેનત કે મારથી ) ઘણું પાકી જવું; નરમ થઈ જવું. 'આટો નીકળી જવો.'

**આટોકાઢવો,** નરમ કરી નાંખવું.

**આટોપવું, ક્રિ૦ સ૦** પસરેલી વસ્તુને પાછી એકઠી કરવી; સંકેલવું. ૨ બન્ધ કરવું-પાડવું. ૩ પૂરું કરવું; પતાવવું; માંડીવાળવું.

**આઠ, વિ૦ [ સં૦ અષ્ટ ]** ચાર ને ચાર; ૮.

**આઠઆનાની, વિ૦** અડધો અડધ. આઠ આની કામ થયું.

**આઠમ, સ્રી૦ આઠેમ.**

**આઠમું, વિ૦** એક બે ત્રણ એમ, અનુક્રમે આઠની સઙ્ખ્યા દેખાડનારું.

**આઠિયો, પુ૦** લુચ્ચો; ઠગ; ઠગની ટોળીમાંનો એક.

**આઠી, સ્રી૦** આઠ કુકા અથવા ખાંગડા કોડાંનું જે ઝુમકડું તે. ( છોકરાંઓની રમતમાં ).

**આઠું, ન૦** એકેકાના આંકનો આઠમો પાડો; એકે આઠું આઠ.

**આઠેઅઙ્ગ, ન૦** સાંગોપાંગ; સમ્પૂર્ણ. ( છાતી, માથું, નજર, પાણી, મન, પગ, હાથ, ઘુંટણ એ ) આઠે ગાંઠ, **ના૦** સારા રીતે, ( વિચાર ).

**આઠેજામ, અ૦ [ સં૦ અષ્ટયામ ]** ત્રણ કલાકનો એક એવા આઠ પ્રહર-પોરલગી; દાડો રાત. ૨ રોજ. બારેમાસ; હમ્મેશ.

**આઠેમ, સ્રી૦** પખવાડિયાંનો આઠમો દાડો.

**આઠોઢ્ય, વિ૦** વ્યાપક. 'જેમ જાર છોડ સહિત પાનોઢ્ય, તેમ એક બ્રહ્મ સઘળે આઠોઢ્ય.

**આડ, સ્રી૦** બે વસ્તુને જુદી પાડનારી નિશાની; હદ. ૨ વચમાં આડું પડી અટકાવવું તે; હરકત; અડચણ; વાંધો; રોકાણ. ૩ વચમાં પડી રક્ષણ કરવું તે; ઓથ; સહાય; સમ્ભાળ. ૪ હઠ. ૫ કપાળે કોઈ પણ વસ્તુ ચોપડવી તે, ખાસ કરીને કંકુ ચંદન વગેરે. 'કીધી આડ કપાળમાં રુધિરની ભેગી મળી કામિની.' ૬ ( ગાવામાં ) આડોતાલ. આડમારવી-સીધ તાલે ગાતાં ગાતાં આડે તાલે ગાવું. ૭ કપાસ પીલવાનું રેકાણું.

**આડકતરાતું-રું,** વિ૦ તદ્દન આડું નહિ પણ વાંકું થતું-જતું એવું આડું.

**આડકથા,** સ્ત્રી૦ એક મુખ્ય કથા-આખ્યાન ચાલતી હોય તેમાં કોઈ દાખલાસારુ અથવા રસ પૂરવાસારુ બીજા ગ્રન્થોમાંની અથવા દન્તકથાઓમાંની અથવા નવીજ એકાદી કથા વચમાં દાખલ કરી દીધી હોય તે.

**આડખરચ,** પુ૦ રોજના બાંધેલા ખરચની ઉપરાંત જે બીજો પરચુરણ ખરચ થાય તે.

**આડખીલ-લી,** સ્ત્રી૦ બારણાના ડાબા ભાગપર, જડેલી નાની લાકડાની ખીલી, જે જમણા ભાગપર લાકડાના એક પોળા ને ખુલ્લા ભાગપર પડીને બન્ને બારણાંને ઉઘડતાં અટકાવે છે. ૨ હરકત; નડતર.

**આડગિરો,** વિ૦ જેને ત્યાં જે વસ્તુ ગીરો હોય તેણે તે વસ્તુને કોઈ બીજાને ત્યાં ગીરો મુકી હોય તેવું. (ઘર, ઘરેણું વગેરે).

**આડઘરેણે,** આડગિરો.

**આડણા,** સ્ત્રી૦ ત્રણ પાયાવાળી ઉંચી ધાતુની ખુલ્લાં મોડાંની બેસણી. ૨ રોટલી વણવાનો આખળિયો.

**આડત,** સ્ત્રી૦ જ્યાં ધણી ન હોય ત્યાં ધણીની વતીનું જે કામકાજ ચાલે તે. વેપારી-સરાફની આડત.

**આડતિયો,** પુ૦ ધણીની વતીનું કામકાજ કરનારો આડત ચલાવનારો.

**આડતીસ-ત્રીસ,** વિ૦ તીસ ને આઠ; ૩૮.

**આડબન્ધ,** પુ૦ એક જાતના વેરાગી લાકડાને ગોળ વાળી કેડે ઘાલે છે તે.

**આડમ્બર,** ન૦ [ સં૦ ] લામ્બું પોળું છવાઈ રેવું તે; છેક ભરાઈ રયલું તે; ઢાંકણ. ( આકાશ-મેઘાડમ્બર). ખોટું ડોળ; સુકા ભપકો: ૩ પથારો; ખટલો.

**આડર,** પુ૦ [ અ૦ આર્ડર ] હુકુમ; રજા; પરવાનો.

**આડવું,** આરડવું.

**આડસર,** પુ૦ પાણી અટકાવવાસારુ જે ભીત તે; બાંધ. ૨ મોભ.

**આડાં,** ન૦ ગાડાંના સાલિયા સાથે લાકડાનાં લામ્બાં પોળાં જે બાંધવામાં આવે છે તે; ગેડી જેવા ટુંકા લાકડાના કડકા. ૨ ઉંઢણ.

**આડાઈ,** સ્ત્રી૦ આડું પડવાની-હરકત લેવાની-હઠ કરવાની જે ટેવ તે. ૨ હઠ; ખોસ; જીદ.

**આડી,** સ્ત્રી૦ ઊભી નહિ પણ આડી મુકેલી જે ચીજ તે (ચીતાની આડી, ખાટલીની આડી વગેરે.) ૨ હદ; સીમા. ૩ કુસ્તી ખેલવામાં એક જાતનો દાવપેચ-(પગને આંટી મારવા સમ્બન્ધી). ૪ બાધા. "અંબે જોયાની છે આડીરે, નીરખું મોરી માડી." ૫ વચમાં. "આડી રાત તેની શી વાત."

**આડીઆણ,** સ્ત્રી૦ કોઈ વાતની વચમાં અટકાવ કરનારા જે સમ તે; શપત; પ્રતિજ્ઞા; કસમ.

**આડીટર,** પુ૦ [ અ૦ ] જમે ઉધારનો હિસાબ તપાસનારો.

**આડીતર,** સ્ત્રી૦ બેગામની નદી વચમાંની ખાડી પાર ઉતારવાને જે હોડીમાં બેસવું પડે તે.

**આડીવાડી,** ખટપટ.

**આડીયું,** ન૦ લાકડું વેહેરવાનું અર્ધ ગોળ કરવત.

**આડીવાટ,** સ્ત્રી૦ આડો રસ્તો-માર્ગ. ૨ ન જવાય તેવી વાટ. આડીવાટની ધૂળ એટલે કંઈ જ નહિ ( સરીઆમ રસ્તાની નહિ પણ આડી વાટની કે તે જડેજ નહિ ).

**આડીવાડી,** સ્ત્રી૦ વંશપરિવાર; કુટુમ્બકબીલો; બચ્ચ કચ્ચાં.

**આડું** ન૦ જે કંઈ વચમાં પડેલું તે. ૨ અણગમતી વાટ; ઉલટું સમજાયલું તે; રીસ ચડે તેવું જે કામ તે. ( બોલો, મને આડું નથી પડવાનું ). ૩ પૈડાંનું. ૪ મારવાનું. ૫ ભૂત-પિતૃસંબન્ધી જે પીડા તે; મેલું. તેને આડાંનું છે એમ કેવાય છે.

**આડું,** વિ૦ જેના એક છેડાની નીચે પૃથ્વી ને બીજા છેડાની ઉપર આકાશ નથી તેવું; લમ્બરૂપ ઊભું નહિ તેવું ૨ સીધું નહિ તેવું; વાંકું; વળેલું. ૩ 'આડે લાકડે આડો વેર' એ કેવત છે. ૪ વચ્ચે પાડ્યું હોય તેવું.

**આડુંઅવળું,** વિ૦ આડું અને ઊંધું-અવળું. ૨ ઊંધું-ચત્તું; ખરું ખોટું; ગરબડિયું ૩ ખોટું; જુઠું.

**આડુંફાટવું,** ક્રિ૦ અ૦ વચમાંથી એકાએક આડે રસ્તે જવું.

**આડેઆવવું,** ક્રિ૦ અ૦ વચમાં પડવું; ચાલતી વાત જરા અટકાવવી; બીજી કાઢવી. ૨ સંકટ સમયે સહાય થવું; વારે-મદદે-કુમકે આવવું; બચાવવું. ( પુણ્ય આડે આવ્યું ). ૩ નડવું; હરકત કરવી; (આ મને રોજ રોજ આડે આવ્યાં કરે છે ).

**આડેદાડે,** અ૦ નીમેલા દાડા સિવાએ બીજે કોઈ વખતે. ૨ સપરમા ટાણાના દાડા સિવાએ બીજે કોઈ દાડે.

**આડો** પુ૦ રાંડા; હઠ. 'હરજીએ માંડ્યો આડો' (ભા.)

**આડોઆંક,** પુ૦ હદ બાતવનારી નિશાની; સીમા; અવધિ; તોબા.

**આડોખોબો,** પુ૦ અડધો ખોબો.

**આડોસીપાડોસી,** વિ૦ આસપાસના રેનાર; ઘરને અડખેપડખે રેનારાં.

**આઢ્ય,** વિ૦ [ સં૦ ] ભરેલું; ભરપૂર-વિદ્યા ગુણ ધન વગેરેથી. વિદ્યાઢ્ય; ગુણાઢ્ય; ધનાઢ્ય.

**આણ,** સ્ત્રી૦ સામા ધણીનો સન્દેહ દૂર કરવા સારુ અથવા સામા ધણીપાસે ધાર્યું કામ કરાવવાસારુ ઇશ્વર

શિક્ષાનું અથવા વાલાંના નાશનું ભય દેખાડી પોતાની તરફનો જે નિશ્ચય બતાવવો તે; સમ; સોગન; શપત; પ્રતિજ્ઞા; કસમ—(વચમાં કોઈને આણવું માટે આણ) રાજાની, ઈશ્વરની, ભાઈની વગેરેની આણ. ૨ **આજ્ઞા; હુકમ.** (રાજાએ આણ ફેરવી).

**આણચતુર્દશી-ચૌદસ, સ્રી૦ અનન્તચૌદસ.**

**આણન્દ, પુ૦ આનન્દ.**

**આણન્દી, વિ૦ આનન્દી.**

**આણન્દોરો, પુ૦ અનતદોરો.**

**આણવું, ક્રિ૦ સ૦ [ સં૦ આનયન ]** દૂરથકી પાસે આવે તેમ કરવું; લાવવું.

**આણીઆણી,અ૦** આ. 'આણી આણી આંખડીએ'(પ્રે).

**આણીકોર-ગમ-મેર, અ૦** આ દિશા તરફ-ભણી; આપાસે.

**આણું, ન૦** સાસરે રેવા લાયક થયલી વહુને સાસરેથી જે તેડું થાયછે તે; તેડું; (વહુને આણવી તે આણું). ૨ એ સમ્બન્ધી વહુને આપવાની રીતભાત. આણું કરવું-વહુને તેડવી. આણું વાળવું-છોકરીને સાસરે મોકલવી. આણાં વાળવાં, વળાવવાં કેવાયછે. આણું કરતાં આણાં એ બહુવચની શબ્દ વિશેષ વપરાયછે.

**આણ્ણી, સ્રી૦ આડણી.**

**આતા,** (આત્મા જેવા વાલા) દીકરાને માટે સમ્બોધન અર્થમાં વપરાયો છે (કવિતામાં.) 'આતા ઉછરજો હો, પી પી છાસડી.'

**આતાપ, પુ૦ [ સં૦ ]** તડકો. ૨ તાપ.

**આતપત્ર, ન૦ [ સં૦ ]** છત્તર.

**આતમ, આત્મા.**

**આંતરો,** ઘરમાં વચ્ચે ટટ્ટી કે ફડકાળ ભરી લેવી તે.

**આતવાર, પુ૦ આદિતવાર.**

**આતશ, પુ૦ [ ફા૦ ]** અગ્નિ; દેવતા; વસ્તેવ. ૨ અગન; લાય; બળતરા.

**આતશબાજી, સ્રી૦ [ ફા૦ ]** દારુ ગન્ધક વગેરેની મેળવણીથી બનેલો સામાન રુડે ટાણે ફોડવામાં તથા ઉરાડવામાં આવેછે તે; દારુખાનું; આતશને ઉડતો જોવાની જે રમત તે.

**આતશબેહેરામ, પુ૦** [ પારસીના બેહેરામ પેગમ્બરનો આતશ ] પવિત્ર અગ્નિનું મન્દિર.

**આતશી, વિ૦ [ ફા૦ ]** આતશવાળું; ગરમ; બાળે તેવું. ૨ જલદ; આકળું; તીખું; ગરમ મિજાજનું.

**આતસ, આતશ.**

**આતિથ્ય, ન૦ [ સં૦ ]** અતિથિ-અભ્યાગતની સેવા. ૨ પરોણાચાકરી-ચાર.

**આતીપોતી, સ્રી૦** પુંજી; મુંડી. થોડી પુંજી હોય તે ઘણી બતાવે તે પ્રસઙ્ગે તેને વિષે 'આતીપોતી ને ધરમ સઙ્ગોટી' એમ કેવાય છે.

**આતુર, વિ૦ [ સં૦ ]** જોસમાં આવેલું; આકળું અધીર; ઉતાવળું; તત્પર-તૈયાર થઈ રયલું. ૨ હોંસીલું; ઉમેદવાર; આશાભર.

**આતુરતા, સ્રી૦ [ સં૦ ]** ઉતાવળ; ટળવળાટ; અધીરતા. ૨ હોંસ; ઉમેદ; અતિશય ઇચ્છા.

**આતુરસન્યાસ, ન૦ [ સં૦ ]** મરવાની તૈયારી ઊપર સન્યસ્ત લેવું તે.

**આતો,** વડો દીકરો; 'પાંચ ભાઈ અમે પાંડવ જેવા, છટ્ઠો મારો આતો.'

**આત્મ, વિ૦ [ સં૦ ]** પોતાનું; પોતીકું; નિજ. (એ શબ્દ એકલો નથી વપરાતો પણ બીજા સાથે સમાસમાં વપરાય છે).

**આત્મક, વિ૦ [ સં૦ ]** જે જેનો આત્મા તે તેવા (આત્મક) આત્મવાળું. આ જગત્ પઞ્ચભૂતાત્મક છે એટલે પઞ્ચભૂત છે આત્મા જેનો તેવું છે. ૨ પોતાનું.

**આત્મગતિ, સ્રી૦ [ સં૦ ]** મરી ગયા પછીની આત્માની જે ગતિ તે.

**આત્મઘાત, પુ૦ [ સં૦ ]** પોતાને હાથે પોતાનો જીવ કાડવો તે; આત્મહત્યા; આપઘાત.

**આત્મઘાતક, વિ૦ [ સં૦ ]** આત્મઘાત કરનાર.

**આત્મજ, પુ૦ [ સં૦ ]** પુત્ર; દિકરો; છૈયો; છોકો.

**આત્મજન,ન૦** પોતીકું માણસ. (સગું, મિત્ર, સેવક ઇ૦).

**આત્મજા, સ્રી૦ [ સં૦ ]** દીકરી; પુત્રી.

**આત્મજ્ઞાન, ન૦ [ સં૦ ]** આત્મા સમ્બન્ધી જ્ઞાન; તત્વજ્ઞાન. ૨ પોતાનુંજ જે જ્ઞાન તે.

**આત્મજ્ઞાની, વિ૦ [ સં૦ ]** જેને આત્મજ્ઞાન થયું હોય તે.

**આત્મતા, સ્રી૦ [ સં૦ ]** સ્વરૂપજ્ઞાન.

**આત્મધન, ન૦ [ સં૦ ]** પોતાનું ધન; પોતાનો આત્મા. ૨ પુત્ર.

**આત્મનિન્દા, સ્રી૦ [ સં૦ ]** પોતાની નિન્દા; પોતાને મોડે પોતાનુંજ ભુંડું બોલવું તે.

**આત્મનિવેદન, ન૦ [ સં૦ ]** આત્મા નિરન્તર ઇશ્વરનાં ચિન્તનમાં રે તેવું કરવું તે; આત્મા ઈશ્વરને અર્પણ કરવો એવી એક ભક્તિ કરવાની રીત. ૨ આત્માનું સ્વરૂપ ઓળખી પરમાત્માની સ્તુતિમાં લે લગાડવી તે.

**આત્મનિવેદી, વિ૦** પોતાને હાથે રસોઈ કરી જમનાર-"ભૂપ બાહુકનો છે ભેદીરે, આભિયા છે આત્મનિવેદીરે" (પ્રેમાનન્દ).

**આત્મપક્ષીય, વિ૦ [ સં૦ ]** પોતાના પક્ષનો; પોતાની તરફેણનો.

**આત્મપ્રતીતિ, સ્રી૦ [ સં૦ ]** જાતે કરી લિધેલી જે ખાતરી તે; પોતાના આત્માની પતીજ.

**આત્મબન્ધુ, પુ૦ [સં૦]** સગો. ૨ મામા, માસી અથવા ફોઇનો જે છોકરો તે. ૩ વિશ્વાસુ મિત્ર.
**આત્મબુદ્ધિ, સ્રી૦** પોતાની બુદ્ધિ-અક્કલ.
**આત્મબોધ, પુ૦ [સં૦]** આત્માને ઓળખવો તે; આત્માનું સ્વરૂપજ્ઞાન. ૨ પોતાને જે બોધ તે. ૩ શ્રી શઙ્કરાચાર્યનો રચેલો વેદાન્તનો ગ્રન્થ.
**આત્મવત્, વિ૦ [સં૦]** પોતાના સરખું; પોતાના આત્માને તેવું.
**આત્મવિચાર, પુ૦ [સં૦]** આત્માનો વિચાર.
**આત્મવિદ્યા, સ્રી૦ [સં૦]** આત્મા સમ્બન્ધી જે વિદ્યા તે. ૨ વેદાન્ત વિદ્યા.
**આત્મશુદ્ધિ, સ્રી૦ [સં૦]** આત્માની જે શુદ્ધિ તે.
**આત્મસંયમ, પુ૦ [સં૦]** આત્માને જિતવો તે; મન મારવું તે.
**આત્મસન્તોષ, પુ૦ [સં૦]** આત્માને-પોતાને જે સન્તોષ તે.
**આત્મસાધન, ન૦ [સં૦]** જેથી કરીને આત્માની મરણાન્તે સારી ગતિ થાય તેવા ઉપાયો. ૨ આત્માને પોતાનું સ્વરૂપજ્ઞાન થાય તેવું સાધન. ૩ પોતાને સુખ થાય તેવી તજવીજ.
**આત્મસુખ, ન૦ [સં૦]** આત્માને-પોતાને જે સુખ તે.
**આત્મસ્તુતિ, સ્રી૦ [સં૦]** પોતાનાં વખાણ; પોતાની વડાઇ.
**આત્મહત્યા, સ્રી૦ [સં૦] આત્મઘાત.**
**આત્મહા, પુ૦ [સં૦]** આત્મઘાતક; સ્વહિંસક; આપઘાતિયો; પોતાના દેહને આત્માથી છૂટો પાડનાર.
**આત્મહિત, ન૦ [સં૦]** પોતાનું જે હિત-કલ્યાણ તે.
**આત્મા, પુ૦ [સં૦ આ઼ૃ, અત-જવું]** શરીરમાં જે સમજતું ચૈતન તે; જીવ. ૨ દેહમાત્રમાં દેહથકી જુદો રેતો છતે પણ દેહાભિમાની અને બ્રહ્મના અંશરૂપે છઊં એમ જાણનાર જે અમર **હું** તે; અમર એવો જે પદાર્થ તે. ૩ જેથકી જગત્ ઉત્પન્ન થયું છે, કાર્ય કર્યું જાય છે અને જેમાં પાછું લય પામશે તે બ્રહ્મ; સર્વ ઇશ્વર; પરમાત્મા. ૪ જે ગુણે-ધર્મે કરીને પદાર્થનું જ્ઞાન, સ્થિતિ ઈ૦ થાય છે તે ગુણ-ધર્મવાળું જે કંઈ તે.—એ અર્થમાં શબ્દને છેડે **આત્મક** એવા સમાસ થાય છે—( પાપાત્મક, સઙ્કલ્પાત્મક ). ૫ મૂળ સ્વભાવ; પ્રકૃતિ. ૬ ચૈતન. ૭ અન્તઃકરણ. ૮ બુદ્ધિ. ૯ વાયુ. ૧૦ સૂર્ય. ૧૧ અગ્નિ. ૧૨ પુત્ર. ૧૩ નુર; તેજ. નૈયાયિકમતે આત્મા બે પ્રકારના છે—જીવાત્મા અને પરમાત્મા; જીવાત્મા તે પરમાત્મા થતોજ નથી. વેદાન્તમતે, શરીરમાં જે આત્મા છે તે પરબ્રહ્મ સ્વરૂપજ છે, કર્મવશાત્ જુદો દેખાય છે તોપણ મુક્ત થયા પછી એમાં કંઇજ ફેર રેતો નથી.
**આત્માનન્દ, પુ૦ [સં૦]** પ્રપઞ્ચમાંથી મન કાઢી નાખ્યાથી અથવા આત્મા પરમાત્મા સમ્બન્ધી વિચારો કર્યાથી જે આનન્દ-સન્તોષ-સુખ થાય તે.
**આત્માનુભવ પુ૦[સં૦]** આત્માનો જે અનુભવ તે.
**આત્મારામ, પુ૦ [સં૦]** આત્મા; પરમાત્મા.
**આત્માર્પણ ન૦ [સં૦]** આત્મા અર્પણ કરવો તે.
**આત્મિક-ત્મીય, વિ૦ [સં૦]** આત્માનું; મનનું. ૨ પોતાનું; નિજ. ૩ સગું; વાલું; વિશ્વાસુ.
**આથ, સ્રી૦** પુંજી; સઙ્ગ્રહ. 'અખા કામ છે સમજ્યા સાથ, પણ કૃપા રૂપણી જોઇયે આથ'.
**આથડવું, ક્રિ૦ અ૦** રખડવું; ભટકવું; ફાંફાં મારવાં; રઝળવું; અથડવું. ૨ માથાઝીક-અફાળકૂટ કરવી પડે તેવી હાલતમાં હોવું.
**આથડિયાં, ન૦** અથડાયાં કરવું તે; ફાંફાં; આથડિયું; લથડિયું; અડબડિયું.
**આથણું ન૦ અથાણું.** જોઈતી વસ્તુ ન આપવા ને રાખી મુકવી. 'આથણું કરજો' એ કહેતી છે.
**આથમણ સ્રી૦** સૂરજ જે દિશાએ અસ્ત થાય છે તે પશ્ચિમ દિશા.
**આથમણિ,** આથમણે; પશ્ચિમે.
**આથમણી, વિ૦** પશ્ચિમ (દિશા).
**આથમણું, વિ૦** પશ્ચિમ તરફનું—(ખેતર વગેરે ).
**આથમવું, ક્રિ૦ અ૦** અસ્ત પામવું; ન દેખાવું; જવું રેવું. ૨ પડતી દશામાં આવવું.
**આથર, પુ૦ [સં૦ આસ્તરણ ]** ગાડાંમાં જે જાડાં કપડાં ઉપર અનાજ ભરે છે તે. ૨ ગધેડાંપર સામાન નાખવાની પલાણ. ૩ ખાણમાં અનાજ ભરતી વખતે તે બિગડી ન જાય તેનેસારુ જે બાજરી કડબના પૂળા ગોઠવવામાં આવેછે તે.
**આથરણ, ન૦** બિછાનાં ઊપર જે પાથરવાનું તે.
**આથરવું, ક્રિ૦ સ૦** કપડું પાથરવું. ૨ પૂળા ગોઠવવા.
**આથવું, ક્રિ૦ સ૦** ઘઊં, ચોખા, ચોળા, અડદ વગેરેના લોટમાં મસાલો નાંખી પાણી રેડી હલાવી રાખી મુકવું (એ ખીરું પછી ચડેછે ને ખાટું થાયછે ને પછી એના પૂડા ઢોકળાં વગેરે બનાવવામાં આવેછે ). ૨ કાચાં ફળને મીઠામાં નાખી મૂકવાં; અથાણું કરવું.
**આથીપોથી, સ્રી૦** મૂડી.
**આથો, પુ૦** ચડીને ખાટું થયલું જે ખીરું તે.
**આદ, આદિ.**
**આદઅન્ત, અ૦ [ આદ્ય-આદિ-અન્ત ]** પેલેથી તે છેક છેલ્લે સુધી.
**આદત, સ્રી૦ [આ૦]** ટેવ; અભ્યાસ; માવરો. તબિયત.
**આદમ, પુ૦ [આ૦]** આ દુનિયામાં સહુથી પેલા જે પુરુષ પેદા થયો તે.

**આદમજાત, સ્ત્રી૦** માણસ જાત.

**આદમિયત, સ્ત્રી૦ [અા૦]** માણસાઈ; ઇનિસાનિયત. ૨ ભલમનસાઈ; સુજનતા; અશરાફી; ખુનિયાતી. ૩ સભ્યતા; આદરમાન; મિલનસારી.

**આદમી, પુ૦ ન૦ [ફા૦]** સમજ શક્તિ અને વાચા એ બેને લીધે જનાવરોથી જુદો પડતો જે પ્રાણી તે; માણસ; જન; શખસ.—નપુંસક લઈયે તો તેમાં પુરુષ ને સ્ત્રી બન્નેનો સમાવેશ થાય.

**આદર, પુ૦ [ સં૦ ]** કોઈ પણ સારી વસ્તુનો સમ્બન્ધ કરવાની જે મનની ઇચ્છા તે. ૨ સન્માન; પ્રતિષ્ઠા; મન; આબરુ; ઇજ્જત. ૩ તેડવા—બોલાવા—સ્વીકાર કરવા સમ્બન્ધી જે રુડી રીત તે. ૪ સ્વીકાર.

**આદરણી, સ્ત્રી૦** વેસવાળ થયા પછી વરને ઘેરથી કન્યાને લુગડાં ઘરેણાં કરવાની જે રીત તે. આદરણી ચડાવવી કેવાય છે.

**આદરભાવ, પુ૦ [ સં૦ ]** દીલથી જે માન આપવું તે. ૨ કોઈ મોટાં માણસનું આપણી પાસ આવવું થાય તે સમે તેની જે સરભરા કરવી તે. ૩ વિવેક; લાયકી; સભ્યતા.

**આદરમાન, ન૦ આદરસત્કાર.**

**આદરવું, ક્રિ૦ સ૦** કબૂલ કરવું; સ્વીકારવું; પત કરવું; માથેલેવું ( કામ વગેરે ). આદર કરવો; માન આપવું.

**આદરસત્કાર, પુ૦ [ સં૦ ]** આદરથી–પ્રેમથી–માનથી જે સત્કાર કરવો તે.

**આદર્શ, પુ૦ [સં૦]** આરસો. ૨ ટીકા; ભાષ્ય.

**આદાન, ન૦ [ સં૦]** લેવું-કબૂલ કરવું તે. ૨ પકડવું તે.

**આદાનપ્રદાન, ન૦ [ સં૦ ]** લેણદેણ; લેવું આપવું તે.

**આદાપાક, પુ૦** આદાંની મેળવણીનો જે પાક તે. આદાપાક આપવો:–મારમારવો.

**આદાબ, સ્ત્રી૦ [ અા૦ ]** સભ્યતા; વિવેક; અદબ. ૨ સલામ.

**આદામૂળી, સ્ત્રી૦** આદાંનાં જે નાનાં નાનાં મૂળિયાં તે.

**આદાય, પુ૦ [ સં૦ ]** નફો; લાભ; વધારો.

**આદાસીસી, સ્ત્રી૦** અડધું માથું-એક બાજુનું કપાળ દુખ્યાં કરે તે રોગ.

**આદિ, વિ૦ [ સં૦ ]** પેલું; મૂળનું; અસલ. ૨ અમુક પેલું અથવા મુખ્ય છે જેમાં તે-ઇન્દ્રાદિ, કાલિદાસાદિ વગેરે ઇ૦.

**આદિ, પુ૦ [ સં૦ ]** મૂળ; પ્રારમ્ભ; શરુઆત; બીજ; ઉત્પત્તિ; કારણ; મૂળતત્ત્વ. ૨ પેલું પદ ( ગણિતશ્રેઢીમાં ).

**આદિઅન્ત, પુ૦ [ સં૦ ]** પ્રારમ્ભ અને સમાપ્તિ.

**આદિક, વિ૦** અમુક અને એ અમુક આદિ છે જેને તે; એ અને બીજા વળી.

**આદિકવિ, પુ૦** વાલ્મિક. ગુજરાતીમાં નરસૈં મેહેતો.

**આદિકારણ ન૦ [ સં૦ ]** પેલું-મૂળ-અસલ કારણ.

**આદિત, આદિત્ય.**

**આદિતવાર, પુ૦ આદિત્યવાર.**

**આદિતાલ, પુ૦ [ સં૦ ]** રાગ ગાવામાં અવાજને જોર આપવા સમ્બન્ધી વખતનું એક રીતનું માપ.

**આદિત્ય, પુ૦ [સં૦]** સૂર્ય; રવિ. ૨ બાર એ સઙ્ખ્યાની સંજ્ઞા. ૩ વામન અવતાર.

**આદિત્યવાર, પુ૦ [સં૦]** અઠવાડિયાના સાત વાર કેવાયછે તેમાંનો પેલો—એ દાડો ઘણું કરીને સૂરજ અને માતાની ભક્તિ કરવાનો છે. એ દાડે ક્રિશ્ચિયન લોકો પોતાને ધન્ધે રોજગારે જતા નથી પણ દેવળમાં જઇને ભક્તિ કરે છે.

**આદિનારાયણ, પુ૦ [સં૦]** ક્ષીર સમુદ્રમાં શેષ નાગ ઉપર સુતેલું જે ભગવત્સ્વરૂપ તે.

**આદિમાયા-શક્તિ, સ્ત્રી૦ [સં૦]** ઇશ્વિરની જે શક્તિ વડે આ સઘળો પ્રપઞ્ચ રચાયો છે તે.

**આદિલઇને, અ૦** અમુકને પ્રથમ ગણીને બીજાઓ પણ ગણાય તેમ.

**આદું, ન૦ [ સં૦ આર્દ્રક ]** એક જાતનું ભોંયની અન્દર પાકતું મૂળીયું. એ સુકાય છે ત્યારે તેને સૂંઠ કેછે. ૨ 'આદું ખાઇને મંડવું' એવી કેતી છે (લાક્ષણિક) કોઈની ભૂલ, ખોડ, ખાંપણ કાઢ્યાજ કરવી. ૩ કામપર જોસ ચાનક સાથે ખન્તે મંડવું.

**આદે,** આદિ.

**આદેશ, પુ૦[ સં૦ ]** આજ્ઞા; હુકુમ. ૨ બદલવું તે; ફેરફાર; બદલી; એકને કાડી મુકી બીજાને આણવું તે.

**આદોસોસી, આદોસી.**

**આદ્ય, વિ૦ આદિ.**

**આદ્યન્ત, પુ૦** આદિથી તે અન્ત લગી; આદિ ને અન્ત.

**આધ, વિ૦ અડધું.**

**આધેઆપવું, ન૦** વાછડાં પાડાં કોઇને પાળવા આપ્યા પછી મોટું થાય ત્યારે તેની કીમ્મત ઠેરવી તેમાંથી અડધું લેવું તે.-પાળવા આપવું ( ઢોરને ).

**આધડવું,** અથડાવું.

**આધરણ, ન૦ અધરણ.**

**આધાન, ન૦ [ સં૦ ]** કોઈ ઠેકાણે કોઇ વસ્તુનું જે રેવું થાય અથવા મુકાવું તે; ધારણ. ૨ ગર્ભધારણ; ગર્ભાધાન. ૩ અગ્નિહોત્રમાં પ્રથમ કરવાનું એક કર્મ—એ લાકડાંના કકડા ઘસી મા્યથી અગ્નિ ઉપજાવવા સમ્બન્ધી.

**આધાર, પુ૦ [ સં૦ ]** જે શક્તિ સમ્બન્ધને યોગે વસ્તુ યોગ્ય સ્થિતિમાં રઈ શકે તે; કારણરૂપ સહાયતા. ૨

પુષ્ટીરૂપ સહાયતા; આસરો; મદદ; ટેકો; સાખેતી; પૂરાવો; પ્રમાણ; સત્તા. ૩ વ્યાકરણમાં સપ્તમી વિભક્તિનો અર્થ દેખાડે છે.

**આધારી,** વિ૦ જેને આધાર હોય તે.

**આધિ, પુ૦ [ સં૦ ધ્યૈ-**વિચાર કરવો ] મનની જે હરકોઈ પીડા તે.-ભય, શોક, ચિન્તા વગેરેથી થતી.

**આધિક, પુ૦** ભૂત ડાકણ કાડનારો; ભુવો.

**આધિક્ય, ન૦** અધિકપણું; ઉમેરણ; વધારો.

**આધિદૈવિક, વિ૦ [સં૦]** ઇન્દ્રિયોના દેવ સમ્બન્ધી-આંખનો અધિદેવ સૂર્ય; એમ કાન નાક ઇ૦ના અધિદેવો છે તે તે સમ્બન્ધી. ૨ ઇન્દ્રિયોથકી થયલું (સુખદુખ). ૩ ભૂત પ્રેત પિશાચ સમ્બન્ધી (પીડા).

**આધિપત્ય, ન૦ [ સં૦ ]** અધિપતિપણું; પટેલાઇ; શેઠાઈ; ધણીપણું.

**આધિભૌતિક, વિ૦ [ સં૦ ]** ઇન્દ્રિયોના તત્વ અથવા વિષય સમ્બન્ધી-જેમ કે આંખનો આકાર બાહ્યગોળ તો તે સમ્બન્ધી. ૨ પઞ્ચમહાભૂતોથી થયલું (સુખ દુ:ખ). ૩ શરીરને રોગ થાય છે તે સમ્બન્ધી (પીડા).

**આધિવ્યાધિ, પુ૦** આધિ અને વ્યાધિ.

**આધીન, વિ૦ [ સં૦ ]** વશ; તાબે; કબજે; આધારી. ૨ નમ્ર; નમનતાઈવાળું.

**આધીનતા, સ્ત્રી૦** આધીનપણું; તાબેદારી.

**આધુનિક, વિ૦ [ સં૦ ]** નવું; હમણાનું; આ કાળનું; અર્વાચીન. ૨ થોડીવારનું; ન ટકે તેવું.

**આધેડ, વિ૦** અધેડ; આધોડ; અધોડ; અડધી ઉમર ઉપરાન્તનું માણસ; જુવાની ને ઘડપણની વચેનું (જન).

**આધોવાહીઆ,** ભાર વહેનારા-ગાડા વગેરેવાળા (અર્થ શાસ્ત્ર પા૦ ૫ મું).

**આધ્યાત્મિક, વિ૦** આધ્યાત્મિક. ૨ જ્ઞાનથકી થયલું. ૩ મનના ભાવ સમ્બન્ધી.

**આધ્રકણ-ધ્રેકણ, ન૦ અધ્રકણ.**

**આધ્રકવું-ધ્રેકવું, અધ્રકવું.**

**આધ્રખવું, અધ્રકવું.**

**આન, અન્ય, સ્ત્રી૦ એન.**

**આનન, ન૦ [ સં૦ ]** મોઢું; મુખ; વદન.

**આનન્દ, પુ૦ [ સં૦ ]** ખુશી; હરખ; મન પ્રસન્ન થવું-થઈ રેવું તે; રસજ્ઞાનથી અન્ત:કરણની જે પ્રસન્ન સ્થિતિ થાય તે.-પઞ્ચદશી નામના ગ્રન્થમાં આનન્દ પાંચ પ્રકારના વર્ણ્યા છે. **આત્માનન્દ, બ્રહ્માનન્દ, વિષયાનન્દ, વિદ્યાનન્દ** અને **યોગાનન્દ. ક્રિ૦: વું,** આનંદ પામવો.

**આનન્દક, વિ૦ [ સં૦ ]** ખુશી ઉપજાવે એવું. **ન૦** એ નામનું વિષ્ણુનું ખડ્ગ.

**આનન્દકન્દ, પુ૦** આનન્દનું મૂળ. ૨ બ્રહ્મ; ઇશ્વર.

**આનન્દકારી, વિ૦ [ સં૦ ]** આનન્દ કરનાર.

**આનન્દભૈરવી, સ્ત્રી૦** એક રાગણી.

**આનન્દમય વિ૦ [ સં૦ ]** આનન્દથકી ભરેલું.

**આનન્દમયકોશ, પુ૦ [ સં૦ ]** પઞ્ચકોશ કેવાય છે તેમાંનો એક-બ્રહ્મનીતિનાં કામોના વિચારથી અને સારાં કામ કરવાથી આત્માને જે સુખ સન્તોષ થાય છે તે.

**આનન્દવૃત્તિ, સ્ત્રી૦** રોજ ખુશીમાં રેવું તે; આનન્દમાં રેવાનો સ્વભાવ.

**આનન્દાશ્રુ, ન૦ [ સં૦ ]** હરખનાં આંસુ.

**આનન્દી, વિ૦ [ સં૦ ]** ખુશમિજાજી; સુખી; મોજી.

**આનન્દોરો, અનતદોરો.**

**આનાકાની, સ્ત્રી૦** હા ના; કોઈ કામ કરવાનો ઠરાવ ન કરતાં ઢચુપચુ રેવું તે. ૨ બાનું; મસ. ૩ રકઝક.

**આનિયાં, ન૦** કોટની કાંઠલી-ટલીમાં પગલાંને બદલે જે પૂતળિયાં હોય તે. ૨ કાંઠલી-ટલી.

**આની, સ્ત્રી૦** એક રૂપિયાનો જે સોળમો ભાગ તે. ૨ ગણવામાં અથવા માપમાં કોઈ પણ એક આખી સઙ્ખ્યાનો અથવા વસ્તુનો જે સોળમો ભાગ તે.

**આનો, પુ૦** એક રૂપિયાનો જે સોળમો ભાગ તે; ૪ પૈસા; ૧૨ પૈ. ૨ માપમાં નવટાંક અધોળનો અર્થ રાખે છે. આનાનું ચિહ્ન આ પ્રમાણે: ⌢ અથવા ૦ ) ⌢.

**આન્દોલન, ન૦ [ સં૦ ]** હિંચકા ખાવા તે; હાલ્યા કરવું તે. ૨ જે હાલ્યાં કરે તે; લઙ્કર. (ઘડિયાલ વગેરેનું).

**આપ, સ૦** તમે;-પોતે. એ શબ્દ માનને અર્થે વપરાય છે. આપ આવશો તો કામ થશે.

**આપ, ન૦ [ સં૦ અપ્ ]** પાણી; જળ. ૨ પત; આબરૂ; શરીર.

**આપ, વિ૦** પોતાનું-સમ્બન્ધી; પોતીકું; જેમ-આપમતલબી; આપખુશી વગેરે.

**આપઅખત્યાર, વિ૦** જેના ઉપર બીજા કોઈનો અખત્યાર નહિ તે; જે પોતેજ અખત્યાર ચલાવે તે.

**આપઅખત્યારી, સ્ત્રી૦** પોતાનોજ અખત્યાર તે; આપ અખત્યારપણું.

**આપઆપમાં, અ૦** પોતપોતીકામાં; માંયોમાંય; માંઓમાં.

**આપકરમી, વિ૦** પોતાનાજ ઉદ્યમથી રળનારો.

**આપકરમી ને બાપકરમી.**

**આપખુદી, સ્ત્રી૦** પોતાપણું; પોતાનીજ ઇચ્છા-સત્તા ચલાવવી તે.

**આપગા, સ્ત્રી૦** ગંગાનદી.

**આપઘાત, સ્ત્રી૦ પુ૦ આત્મઘાત.**

**આપઘાતિયું, વિ૦** આપઘાત થાય-થયેલું હોય તેનું.

**આપણ, સ૦** [ સં૦ આત્માને બાળ ભાષામાં અપ્પા ] આપણે.૨ આપ; પોતે; તમે (માન અર્થમાં). ૩ બઝાર.
**આપણપું, ન૦** પોતાપણું. આપણહાર; આપનાર.
**આપણપે,** આપોઆપ; પોતેજ. ૨ આપણા કરતાં.
**આપણે, સ૦** હું અને તમે.
**આપત, સ્રી૦** [ સં૦ ] **આપત્તિ.**
**આપત્કાળ, પુ૦** [ સં૦ ] આપત્તિનો જે સમય તે.
**આપત્તિ, સ્રી૦** [ સં૦ ] અન્ન ન પાકવું, ધરતીકમ્પ થવો, આગ લાગવી, રોગ થવો ઇત્યાદિથી અતીસેં જે દુ:ખવાળી હાલત તે; મોટું દુ:ખ; મહા સઙ્કટ; આફ્ત; પીડા; દૈવકોપ; રાજકોપ. ૨ મેળવવું તે–સુખાપત્તિ; દુ:ખાપત્તિ; ઇષ્ટાપત્તિ વગેરે.
**આપદા, સ્રી૦** [ સં૦ ] **આપત્તિ** ( પેલા અર્થમાં ).
**આપદૃષ્ટિ, સ્રી૦** પોતાનીજ તરફ જે નજર તે; સ્વાર્થ ઉપરજ લક્ષ તે.
**આપદ્ધર્મ, પુ૦** [ સં૦ ] આપત્તિ પડ્યાને લીધે ન આચરવા જોગ એવાં પણ કર્મ કરવાં પડે તે.
**આપનાર, વિ૦** જે અપાતું હોય અથવા જેણે આપેલું હોય તે.
**આપન્ન, વિ૦ ધા૦** [ સં૦ ] દરિદ્રી થયલું; દુ:ખી; દુ:ખિયારું; જેને માથે મોટું સઙ્કટ આવી પડેલું હોય તે.
**આપબુદ્ધિ, સ્રી૦** પોતાની બુદ્ધિ.
**આપમત, ન૦** [**આત્મમતિ**] પોતાનું મત; પોતાની બુદ્ધિ.
**આપમતલબી, વિ૦** પોતાનોજ ફાયદો વિચારી કામ કરનાર; સ્વાર્થી; એકલપેટું.
**આપમતિયું, વિ૦** પોતાનુંજ ખરું એવા વિચાર પ્રમાણે વર્તનારું. ૨ બીજાને પત ન કરી પોતાનાજ ધાર્યા મુજબ કરેલું.
**આપમુખત્યાર, વિ૦** કોઇને તાબે નહિ તે; પોતાનીજ ઇચ્છા પ્રમાણે કરે તે; સ્વતન્ત્ર; ધણિયાતું.
**આપલે, સ્રી૦** આપવું અને લેવું તે; ધીરધાર; લેણ દેણ.
**આપવું, ક્રિ૦ સ૦** પોતાની સત્તાની અથવા પાસેની વસ્તુ બીજાની સત્તામાં અથવા પાસે જાય તેમ કરવું ( હાથે, વાણીએ અથવા લખાણે ); દેવું. ચોપડી આપવી, ઘર આપવું, વિચાર આપવો, ખાવાનું આપવું, રજા આપવી વગેરે. વળી મફત આપવું, સસ્તે આપવું, ઉધાર આપવું વગેરે. ( આપવાનું ઉલટું લેવું ). એક જણ કંઈ આપે તારે બીજો તે લે. આપતું મુકવું ( રસોઇમાં ). આપીદેવું–સત્તા અથવા સમ્બન્ધ તદન છોડીદઈ બીજાને હવાલે કરવું.
**આપસઆપસમાં, અ૦ આપઆપમાં.**
**આપસમાં, વિ૦** પોતાના સરખું–જેવું. તમારા સરખું.
**આપસ્વારથી, વિ૦** પોતાનોજ અર્થ પાર પાડવા ઉપર લક્ષ આપનાર.
**આપાપર,** પોતે ને બીજું.
**આપીડ, પુ૦** માથાનો શણગાર; કલગી.
**આપું, ન૦** આપપણું. ‘ અણછતું આપું માનીને, દુ:ખ પામે અપાર ’ ( પ્રીતમ ).
**આપો,** બાપ ( ભરવાડમાં ). ‘ હું સરખો નહીં **આપો.**’ ( આપનાર ) પ્રેમાનંદ.
**આપોઆપ, અ૦** પોતાની મેળે; સ્વભાવથીજ; આપખુશીથી (સહાય–સુચના વિના).
**આપોઆપ, સ૦** પોતેજ; જાતે; ખુદ.
**આપોપું, ન૦** પોતાપણું; આપણું; ટેક; પોત; પણ; વજન.
**આપ્ત, વિ૦** [ સં૦ ] સગું; સમ્બન્ધી. ૨ વિશ્વાસુ.
**આપ્તજન, પુ૦** [ સં૦ ] પોતાનો માણસ.
**આફણિયે, અ૦** પોતાની મેળે; સહજ. ‘જાણપણું મેલીને જાણ, આફણિયે રેશે નિર્વાણ’ ( આખો ).
**આફણી, સ્રી૦ આપત્તિ.**
**આફત, સ્રી૦** [ અ૦ ] આપત્તિ; વિપત્તિ. ૨ આફત. આસમાની એટલે ધરતીકમ્પ, આગ, રેલ વગેરે કુદરતી કોપ અને આફત સુલતાની એટલે રાજકોપ.–રાજા વગેરે થકી થયલી પીડા.
**આફતાબ, પુ૦** [ ફા૦ ] સૂરજ. ૨ તેજ; તડકો; તાપ.
**આફયડું, અ૦** અમથું.
**આફરીજવું, ક્રિ૦ અ૦** રોગ થકી ફૂલી જવું; આફરો થવો.
**આફરીન, સ્રી૦** [ ફા૦ ] વખાણ; સાબાશી. **અ૦** સાબાશ ! ધન્ય ! વાવા ! ઠીક કીધું !
**આફરો, પુ૦** બન્ધકોશને લીધે હવા એકઠી થયેથી પેટ ફુલી જાય અને શ્વાસોચ્છ્વાસ ન લેવાય તે રોગ.
**આફળવું,** અફળાવું; અથડાવું.
**આફા, અ૦** આણીમેર–ગમ; આતરફ–મેર.
**આફિડેવિટ, સ્રી૦** [**અ૦**] સરકારમાં જે પ્રતિજ્ઞા કરવી તે; સોગન ખાઇને કેવું તે.
**આફિસ, સ્રી૦** [ અ૦ ] કામ કરવાનું ઠેકાણું–સરકારી કામની આફિસ. વેપારીની આફીસ વગેરે.
**આફુસ,** એક જાતની કાપીખાવાની કલમી કેરી.
**આફોડું,** પોતાની મેળે.
**આબ, ન૦** [ ફા૦ ] પાણી; જળ; ઉદક—પઞ્જાબ (પાંચ પાણી–નદીવાળો પ્રદેશ). દોઆબ (બે પાણી–નદીની વચમાંનો દેશ ). ૨ તેજ; કાન્તિ; ચળકાટ; પ્રકાશ; નુર ( હીરા મોતી વગેરેનું ). ૩ પાણી; ધાર; ( તલવાર વગેરે હથિયારોનું ). ૪ મૂલ; માલ; દમ.
**આબકારી, સ્રી૦** [ ફા૦ ] ભિસ્તીનું કામ. ૨ દારુ ગાળવાનું કામ. ૩ દારુ ગાળવા ઉપર જે સરકારી કર તે.
**આબખોરો, અબખોરો.**

**આબદા, સ્ત્રી૦** આપદા; આપત્તિ.
**આબદાગિરિ, અબદાગિરિ.**
**આબદાર, વિ૦ [ ફા૦ ]** આબવાળું.
**આબનૂસ, ન૦ [ ફા૦ ]** એક જાતનું લાકડું.
**આબરુ, સ્ત્રી૦ [ ફા૦ ]** લોકમાં જણાવું તે; પ્રસિદ્ધિ. ૨ લોકમાં સારું કેવાય તે; માન; પ્રતિષ્ઠા. ૩ વખાણ; સાબાશી; તારીફ. ૪ યોગ્યતા; લાયકી; આબરુ મેળવવી-વધારવી-ઘટવી-ઉતરવી. આબરુના કાંકરા-માનની હાનિ; ફજેતી. આબરુ પર હાથ-કોઇની આબરુ લેવાનો-કલંક લગાડવાનો પ્રયત્ન કરવો.
**આબરુદાર, વિ૦ [ ફા૦ ]** પ્રતિષ્ઠિત; નામાંકિત; આબરુવાળું.
**આબરુપત્ર, માનપત્ર.**
**આબાદ, વિ૦ [ ફા૦ ]** ભરેલું; વસેલું; બોળા વેપાર-કારખાનાવાળું—શેહેર વગેરે. ૨ ખેડાયલું; ફળવન્ત—જમીન વગેરે. ૩ સુખી; જે જે જોઇયે તેથી અનુકૂળ.-લોક. ૪ ફતેહ મળે-મળી હોય તેવું કામ, ધન્ધો વગેરે. ૫ સલામત; નુકસાન ન થયલું તેવું-કિલ્લો વગેરે. ૬ ખુશનુમા; ઝાડપાનથી ભરેલું—વાડી વગેરે. ૭ અતિશયપણું; ઘણુંજ-જમીનના પાક વગેરે. ૮ ચૂક વગરનું-તાકયા પ્રમાણેજ; બરાબર.-તીર આબાદ લાગ્યું. ૯ કાયમ; હમ્મેશ—દોલત આબાદ રો.
**આબાદાની, સ્ત્રી૦ [ ફા૦ ]** આબાદ એવી જે હાલત તે; ચડતી દશા; ઉત્કર્ષ.
**આબાદી, આબાદાની.**
**આબાલવૃદ્ધ, અ૦ [ સં૦ ]** બાળકથી માંડીને તે ઘરડાં સુદ્ધાં; સર્વ્વાં.
**આબુવો, અબુવો.**
**આબેહૂબ, વિ૦ [ ફા૦ ]** અસલ હોય તેવુંજ; અસલની ખરી નકલ; જાણે તેજ-આબેહૂબ ચિતાર.
**આબોહવા, સ્ત્રી૦ [ ફા૦ ]** પાણી અને હવા; હવા પાણી (હરેક દેશનાં). દેશપ્રકૃતિ.
**આભ, ન૦** આકાશ ( પેલા અર્થમાં). ૨ વાદળ. 'આભ ફાટે ત્યાં થાગડું ન દેવાય'; 'આભ ને જમીન એક કરવાં' એવી એ ( કેવત છે ).
**આભડછેટ, સ્ત્રી૦** જેને ન અડકવું જોઇયે તેને અડકયાથી જે અશુદ્ધ થવું-અભડાવું તે. ૨ અમુક અમુકને અડકયાથી દોષ છે એવો વ્યવહારમાં ચાલેલો જે ધર્મ મત તે. "આભડછેટ અન્ત્યજની જાણી, બ્રાહ્મણ વૈષ્ણવ કીધા ધણી." ૩ જેથી અભડાવું થાય તે-અહીં તો બહુ આભડછેટ છે. ૪ સ્ત્રીને મહિને મહિને જે અટકાવ વેછે તે અથવા જણતીવેળા જે ઓર લોહી વગેરે નિકળે છે તે. 'તેને બહુ આભડછેટ પડેછે.'
**આભડવાજવું, અભડવાજવું.**
**આભડવું,** અડકી અપવિત્ર કરવું; અભડાવવું.
**આભરણ, ન૦ [ સં૦ ]** વસ્ત્ર ઘરેણાં. ૨ શોભા; સણગાર.
**આભલું, ન૦ આભ.** ૨ આરસી; ચાટલું.
**આભા, સ્ત્રી૦** કાન્તિ; તેજ; પ્રકાશ.
**આભાર, પુ૦** બીજાએ આપણું સારું કર્યું તો તેની કૃપા રૂપી જે આપણા ઉપર ભાર તે; પાડ; ઉપકાર; ઓશિયાળું.
**આભારી, વિ૦** જેના ઉપર ઉપકાર થયલા હોય તે. ૨ જે કરેલા ઉપકારને સમજતું હોય તે.
**આભાસ, પુ૦ [ સં૦ ]** બે વસ્તુનું નજરે સરખું દેખાવું તે; ( પછી ખરેખર હોય કે નહિ). ૨ કલ્પના; ચિત્તમાં ઝાંખું જણાવું તે; ભ્રમ. ૩ ખરું દેખાય તેવું કારણ ( બાકી ખોટુંજ ). ૪ ઝાંખો-જાજ પ્રકાશ.
**આભીર, પુ૦ [સં૦]** ગોવાળિયો; આહીર; ગ્વાલ; ગોપ.
**આભું-ભૂ, વિ૦** ડિઙ્ગ; સડ; વિસ્મિત; બેભાન.
**આભૂષણ, ન૦ [ સં૦ ]** ઘરેણું; સણગાર; શૃઙ્ગાર; અલઙ્કાર.
**આમ્બોળિયાં, ન૦** આમ્બોળિયું; સુકવેલી કાચી કેરી.
**આભ્યન્તર, વિ૦ [ સં૦]** અન્દરનું; માયનું.
**આમ, અ૦** આ પ્રમાણે; આવી રીતે. ૨ આ તરફ; અહીંયાં.
**આમ, પુ૦ [ સં૦ ]** અમળાઇ અમળાઇને ઘણીવારે પાતળો ને જરાકજ ઝાડો આવ્યાં કરે તે રોગ. ૨ ફા૦ સાધારણ લોક-ખાસો આમ; અમીર અને ગરીબ.
**આમજ, અ૦** નક્કી; આ પ્રમાણે.
**આમટો, આમળો.**
**આમણ, સ્ત્રી૦** આમળ. ૨ ગાડીનાં પૈડાંને લગતો એક ભાગ.
**આમણસામણ, અ૦** સામસામાં; એક બીજાને; માંયોમાંય; પરસ્પર; અરસ્પરસ.
**આમણસારોગન્ધક, પુ૦** એક જાતનો ગન્ધક.
**આમદની-દાની, સ્ત્રી૦ [ ફા૦ ]** આવક; પેદાશ; કમાઇ. ૨ આવવું-આવી પોંચવું તે.
**આમન્ત્રણ, ન૦ [ સં૦ ]** બોલાવવું તે; તેડવું તે; ઇજન.
**આમન્યા, સ્ત્રી૦ [ સં૦ ]** મર્યાદા.
**આમય, પુ૦ [ સં૦ ]** રોગ; વ્યાધિ.
**આમરસિયા વિ૦** કેરીના રસ જેવા ( રઙ્ગનં
**આમલસારોગન્ધક,** એક જાતનો ગન્ધ'
**આમલી, સ્ત્રી [ સં૦ આમ્લિકા ]** ... નામનું ઝાડ અને તેનું ફળ. એનાં બીઆંને ચીચૂડા કરીને કેછે. આમલી ( ફળ ) ખાટી હોયછે.
**આમવાયુ, પુ૦** આમ રોગથી સાંધા રહીજાય તે રોગ.

**આમસરા, સ્ત્રી૦** મોહોલા-ફળિયાંની વચમાંની સૌને હરવા ફરવાની જે છુટી જગા તે.

**આમળ, સ્ત્રી૦** આંતરડાનાં છેક નીચલા ભાગનું ગાંડની કુદડીની બાર નિકળી પડવું તે. ૨ ગરભના પડદાનું ઇન્દ્રીની બાર ઝુલીપડવું તે; ભાંડું ( આંબેલ ).

**આમળવું, ક્રિ૦ સ૦** જોરથકી વાંકું વાળવું. ૨ વળદેવો; વણવું.—( દોરા વગેરેને ).

**આમળાં, ન૦** એક જાતનાં ખાટાં ફળ-એની ત્રણ જાતછે--**આમળાં-દેવઆમળાં,**(માથામાં ઘાલવાને, મુરબ્બો કરવાને-એનો સવાદ તુરો ને ખાટો હોય છે,) **ચોરઆમળાં** ( તુમડીમાંથી નિકળે છે-એનો સવાદ ખાટો ને કંઇક ગળ્યો હોય છે ) અને **રાયઆમળાં,** (એ ખાટાં હોય છે ને એ અથાણું કરવાના કામમાં ખપ આવેછે).

**આમળીયું, ન૦** સોનાં રૂપાં તાંબાના જાડા તારવાળું વળ દીધેલું છોકરાંઓને પગે ઘાલવાનું કડું.

**આમળો પુ૦** વસ્તુને આમળ્યાથકી જે તેનાપર વાંકા લીસોટા દેખાય તે; વળ. ૨ મનમાં ગાંઠ વાળી હોય તે; દ્વેશ. ૩ અહંકાર. 'તારા કરના ઉતારીશ આમળારે, કપરું છે કંસનું રાજરે, શામળીઆ.' રઘુનાથદાસ.

**આમરણ-ણાન્ત, અ૦ [ સં૦ ]** મરણ લગી.

**આમરસ, પુ૦** કેરીનો રસ. ( **આમ્રરસ** ).

**આમાન, આમાન્ન.**

**આમાન્ન, ન૦ [ સં૦ ]** કાચું અનાજ ( રાંધેલું નહિ તેવું ). બ્રાહ્મણોને આપવામાં આવે છે.

**આમિષ, ન૦ [ સં૦ ]** માંસ. ૨ ગળ; લાંચ; લાલચ.

**આમીન, અ૦ [ આ૦ ]** થાઓ; હોઓ; અસ્તુ. ( આશીરવાદ અથવા દુવાનાં બોલવાને ટેકો આપનારો શબ્દ ).

**આમે, વિ૦** જાડું.

**આમેજ, વિ૦ ધા૦ [ ફા૦ ]** સામે; મેળવી દીધેલું; સાથે રે તેમ કરેલું. ( બૈરાંને મરદની મિજલસમાં આમેજ કરવાં ).

**આમેણ, આમળ** ( ૧ લા અર્થમાં ).

**આમોદ, પુ૦ [ સં૦ ]** સુગન્ધ; સુવાસ. 'પુષ્પોથી આમોદવતાં કાનનવાળો.' ૨ ખુશી; હરખ.

**આ[illegible] સ્ત્રી૦** શક્તિ; કૌવત.

**આય પુ૦ [ સં૦ ]** લાભ; પેદાશ; આવક.

**આયુ[illegible] ન૦ આ૦** જીંદગી-આવરદા.

**આયડ, [illegible]ર** ચારનાર ગોવાળિયો.

**આયતન, ન૦ સં૦ ]** ઠેકાણું; જગા—ભોગાયતન-સુખ ભોગની જગા-શરીર; મૂલાયતન-મૂળ-ઉત્પત્તિ-જન્મભૂમિ.

**આયતું, વિ૦ [ સં૦ અયત્નતઃ ]** વગર મેહેનતે મળેલું. ૨ મફત. ૩ તૈયાર.

**આયનો, પુ૦ [ સં૦ ]** આરસો; તખતો; (મોડું જોવાનો).

**આયન્દે, અ૦ [ફા૦]** હવે પછી; આજ પછી; અતઃપર. ૨ **ફા૦** મર્યાદા.

**આયદો, પુ૦** કોઈ પણ હકદારે પોતાના પેટા ભાગીદારોને વરસે વરસે આપવાનો મુકરર કરેલો જે હક તે.

**આયપત, સ્ત્રી૦** આવક; પેદાશ; આમદની.

**આયા, સ્ત્રી૦** બાળક છોકરાંઓને ધવાડવા અથવા તેઓની સમ્ભાળ રાખવાને પગાર આપી રાખેલી જે ચાકરડી તે.

**આયાત, સ્ત્રી૦** બન્દર-માંડવીમાં દાખલ થવું તે; આવવું તે ( પરદેશી માલનું ).

**આયાસ, પુ૦ [ સં૦ ]** મેહેનત; શ્રમ; યત્ન. ૨ મુસીબત; દુઃખ.

**આયાસી, વિ૦ [ સં૦ ]** મેહેનતુ; ઉદ્યોગી.

**આયુ, ન૦ [ સં૦ ]** જન્મ થકી તે મોત લગીનો વખત; જીવનકાલ; જીન્દગાની; જીવતર; આવરદા.

**આયુધ, ન૦ [ સં૦ ]** હથિયાર; શસ્ત્ર.

**આયુરારોગ્ય, ન૦ [ સં૦ ]** આખી જીન્દગાની રોગ થયા વગરની જાય તે ( આશીરવાદનું વચન ).

**આયુશ-ષ-સ, ન૦ આયુષ્ય.**

**આયુષ્યમાન, વિ૦ [ સં૦ ]** ઘણાં આયુષ્યનું; ઘણું જીવવાવાળું; લામ્બી જીન્દગીનું. ( આશીરવાદનું વચન-ઘણું જીવો ).

**આયુષ્ય, ન૦ [ સં૦ ]** જન્મ થકી તે મોત લગીનો જે કાળ તે; જીન્દગી; જીવતર; આવરદા.

**આયુષ્યમર્યાદા, સ્ત્રી૦ [ સં૦ ]** આયુષ્યની હદ; મોત.

**આર, સ્ત્રી૦** લાકડાં વગેરેમાં બેસાડેલી લોઢાં વગેરેની સળી અથવા તે સળીની અણી-પરાણીની, ભમરડાની આર. ૨ અંત. ૩ પીતળ. ૪ અક્કડપણું.

**આર, પુ૦** પાણીનો વો; તાણ. ૨ ધોબી વગેરે જે ધઉંની કણક ઉકાળી તેનું પાણી કાડી લુગડાંને પાય છે તે; ખેળ. ૩ જેટલું ખાવાનું જોઇયે તે; ખાધે તેને બસેરનો આર છે.

**આરકું,** કમાન.

**આરકત, વિ૦ [ સં૦ ]** રાતું; લાલ.

**આરગણું, ન૦** મોચીનું એક ઓજાર-ચામડા સિવવાનું.

**આરગન, ન૦ [ અ૦ ]** વાજું; કુંચી આપી કે મ્હાયથી નાના પ્રકારના મધુર સ્વર નિકળ્યાં કરે તેવી પેટી.

**આરચા, સ્ત્રી૦ અર્ચા** ( ૨ જા અર્થમાં ).

**આરજા, સ્ત્રી૦** જે સ્ત્રી ગૃહસ્થાશ્રમ-સંસાર છોડી વિરાગી થઈ બેઠી હોય તે-( જૈન માર્ગી ).

**આરજુ, સ્ત્રી૦** [ ફા૦ ] ઇચ્છા; મરજી; ઉમેદ; આશા. ૨ ચિન્તા; કાળજી; આતુરતા; અધીરાઈ.

**આરજુમન્દ, વિ૦** [ ફા૦ ] આશાભર; ઉમેદવાળું; હોંસીલું. ૨ ચિન્તાતુર; કાળજીવાળું; આતુર.

**આરડવું, ક્રિ૦ અ૦** ગળામાંથી ખેંચીને અવાજ કાડવો. બકરું, પાડું વગેરે ઢોર આરડેછે. બાળક ને મોટાં માણસ પણ બેસી ગયલે સાદે રડે છે તે પણ આરડવું-**આરડી મરવું** પણ કેવાય છે. ૨ મોટા ને બેસુરો અવાજ કાડવો-તે ગાતો તો નથી, પણ આરડેછે તો ખરો.

**આરણકારણ, ન૦** બાનું; મિષ; મસ; નિમિત્ત. ૨ આનાકાની. ૩ નક્કી નહિ તે; અનિશ્ચિત. તેનું આવવું તો આરણકારણ છે.

**આરણિયો, પુ૦** લાકડાના ત્રણ પાયાની ઉપર પાટીયું જડેલી એવી બેસણી.

**આરણી, સ્ત્રી૦ આડણી.**

**આરત, વિ** [ **સં૦ આર્ત** ] દુઃખી; પીડિત. ૨ જરૂરનું; ન ચાલે તેવું.-આરત કામ.

**આરત, સ્ત્રી૦** હોંસ, ઇચ્છા. ૨ ઓરિયો; કોડ.

**આરતિયું વિ૦** દુઃખી; પીડિત. ૨ જરૂરનું. ૩ ગરજુ. 'આરતિયું ને આંધળું બરાબર.' **ન૦** આરતી કરવાનું વાસણ. ( જેમ અરઘિયું તેમ આરતિયું ).

**આરતી, સ્ત્રી૦** [ **સં૦ આર્તિક્ય** ] પૂજાની સમાપ્તિ વેળા કપૂર વગેરેનો, દેવ સામાં દીવો ફેરવવાનું જે કર્મ તે; દીપ દર્શન કરાવવું તે. ૨ જે વાસણમાં દીવો પ્રગટીને ઉતારવામાં આવે તે વાસણ. ૩ આરતી ઉતારતી વખત જે કંઈ ભણવા-ગાવામાં આવે તે. ૩ આરતી ઉતારવી; મારવું; કામધંધો ન હોવો.

**આરપાર, અ૦** એક તરફની સપાટીમાંથી અન્દર જઇ બીજી તરફની સપાટીમાંથી બાર નિકળ્યું હોય તેવી રીતે. ૨ વચમાંનું ઓળંગીને. ૩ એક છેડા-કાંઠાથી તે બીજા છેડા-કાંઠા લગી. ૪ તમામ-પૂરું-સમ્પૂર્ણ હોય તેમ.

**આરબ, પુ૦** આરબસ્તાનનો વતની.

**આરબી, વિ૦** આરબનું-સમ્બન્ધી ( ભાષા વગેરે ).

**આરબ્ધ, વિ૦ ધા૦** [ **સં૦** ] આરમ્ભેલું; શરુ કરેલું.

**આરબ્ધ, ન૦** [ **સં૦** ] ચાર પ્રકારનાં કર્મ ( સઞ્ચિત, ક્રિયમાણ, પ્રારબ્ધ ને આરબ્ધ. ) માંનું એક; જે કર્મનું તત્કાળ ફળ મળે તે.

**આરબ્બી, અરબ્બી.**

**આરભટી, સ્ત્રી૦** ( કાવ્ય શાસ્ત્રમાં ) રૌદ્ર, ભય અને બીભત્સ. એ ત્રણ રસ જે બોલવા લખવામાં આવ્યા હોય તે. ૨ કૈશિકી, ભારતી, આરભટી અને સાત્વતી, એ ચાર વૃત્તિ કેવાય છે.

**આરમ્ભ, પુ૦** [ **સં૦** ] પેલ વેલુંજ જે દાખલ થવું તે; પ્રારમ્ભ; ઉપક્રમ; પેલ; શરુઆત; મૂળ. ( એનું ઉલટું સમાપ્તિ ).

**આરમ્ભવું, ક્રિ૦ સ૦** આરમ્ભ કરવો; શરુ કરવું.

**આરમ્ભશૂર, વિ૦** [ **સં૦** ] માત્ર આરમ્ભ વેળાજ શૂર ( પછવાડેથી મેહેનત ન કરે ).

**આરવે, પુ૦** ઘણું જમ્યાં પછી જે અકળામણ થાય તે.

**આરસ-પાહાણ, પુ૦** લીસો ચળકતો મોડું જોવાય તેવો એક જાતનો પથ્થર; સઙ્ગેમરમર.

**આરસી, સ્ત્રી૦** મોડું જોવાનો કાચ; ખાપ; દર્પણ; ૨ **છાપા,** સ્ત્રીની આંગળીનાં ઘરેણાં.

**આરસીગરા, પુ૦** આરસી બનાવનારા.

**આરસો, પુ૦** જેની સામું જોયાથી આપણું મોડું દેખાય તેવી ચળકતી વસ્તુ-કાચ, સાફ કરેલો ધાતુ વગેરે; તખતો. ૨ કાચમાં બેસાડેલું અથવા કાચ ઉપર ચિતરેલું ચિત્ર.

**આરાધન, ન૦** [ **સં૦** ] પૂજા સેવા કરવી તે.

**આરાધના, સ્ત્રી૦** [ **સં૦** ] પૂજા; સ્તુતિ; સેવા; ભજન.

**આરાધવું, ક્રિ૦ સ૦** પૂજા-સેવા કરવી.

**આરાધ્ય, વિ૦** [ **સં૦** ] આરાધવાને યોગ્ય.

**આરામ, પુ૦** [ **સં૦** ] બાગ; ઉપવન; વાડી.

**આરામ, પુ૦** [ **ફા૦** ] દુઃખ, સઙ્કટ સમી ગયા પછી ચિત્તમાં જે નિરાંત થાય તે; ચેન; સુખ; આસાએશ; વિશ્રાન્તિ. ૨ થાક ખાવો તે. ૩ સુવું તે. ૪ ફુરસદ. ૫ સારુ થવું.-રોગ મટી જવા તે; ફેર પડવો તે. ૬ આરોગતા; તનદુરસ્તી; આરામ પામવો-લેવો.

**આરારૂટ, ન૦** [ **અ૦** ] એક જાતનો કન્દ.

**આરાવારા,** શ્રાવણ વદ ૧૨ પછીના પૂર્વજના દિવસ.

**આરાસ્તગી, સ્ત્રી૦** [ **ફા૦** ] તૈયારી; સજી રેવું તે. ૨ સણગાર. ૩ ગોઠવણ; નીમ. ૪ ખાશિયત. ૫ સમારવું-સુધારવું તે.

**આરાસ્તે, વિ૦** [ **ફા૦** ] તૈયાર કરેલું. ૨ સણગારેલું. ૩ ગોઠવેલું. ૪ સુધારેલું.

**આરિયાં, ન૦** હોડી વાણ વગેરેનો સઢ ઉતારી-પાડી નાખેલો તે. આરિયાં કરવાં.

**આરિયું, ન૦** એક જાતનું શાક; ચીભડું. ૨ નાની કુમળી કાકડી. ૩ નાનાં કુમળાં શાકફળ. આરિયં તુરિયાં-તુચ્છ; નમાલું; નજીવું; ગણતરી વિનાનું.

**આરી, સ્ત્રી૦** નાનું વેરવાનું જે હથિયાર તે; નાની કરવત. ૨ મોચીનું હથિયાર.

**આરું,** કુમળું.

**આરુદ્રા આર્દ્રા.**

**આરૂઢ, વિ૦ ધા૦** [ **સં૦** ] ઉપર ચડેલું; અસ્વારી કરી હોય તેવું-ગજારૂઢ; અનુભવારૂઢ ઇ૦.

**આરેડું,** વિ૦ હરામી; તોફાની. ( ઢોર ). ૨ કજિયા-ખોર; હઠીલું ( બાળક ). ( ભાત જુવારનો ).

**આરો,** પુ૦ છાંણાનો ઉબાળો. ૨ સાતમણ જેટલું માપ

**આરો,** પુ૦ ઓવારો; કાંઠો. ૨ છેડો; હદ; પાર. ૩ પૈડાંમાં નાભિથી તે પરીધ સુધી લાકડાંના જે આડા કકડા અથવા લોડાના જે ગજ હોય છે તેમાંનો એ-કેકો. ૪ રેંટિયાના ચક્રનો ( જેની ઉપર માળ રેછે ) અક્કેકો જે દાંડો તે.

**આરોગ, આરોગ્ય.**

**આરોગવું,** ક્રિ૦ સ૦ ભોજન કરવું; સારું જમણ જમવું.

**આરોગ્ય,** [ સં૦ ] રોગ થકી દુર હોવું તે; તનદુરસ્તી. વિ૦ રોગ રહિત.

**આરોગ્યતા,** સ્ત્રી૦ રોગ વગરની જે સારી હાલત તે.

**આરોપ,** પુ૦ [સં૦] એકના ગુણ દોષ બીજાને લગા-ડવા તે. ૨ ઊત્પ્રેક્ષાલઙ્કાર. ૩ ઠપકો; દોષ દેવો તે; ગુન્હામાં આણવું તે. ૪ કલ્પના; ભ્રમ.

**આરોપણ,** ન૦ આરોપવું તે.

**આરોપવું,** ક્રિ૦ સ૦ એકના ગુણ દોષ બીજા કાર્ય-એકને વિષે છે એવી કલ્પના કરવી. 'વસ્તુ જાણવા સાધન કાજ, આરોપી બોલ્યા કવિરાજ' ( અખો ). ૨ ઠપકો દેવો; દોષ બોલવો; આળ ચડાવવું; તોહો-મત મુકવું. ૩ ઘાલવું; પેરાવવું-સીતાએ રામને વર-માળ આરોપી.

**આરોહણ,** ન૦ [ સં૦ ] ચડવું તે; ચડતો ક્રમ (ગાયનમાં).

**આર્જવ,** પુ૦ [ સં૦ ] સરળપણું; ચોખ્ખે ચોખ્ખી વાત કરવાનો જે સ્વભાવ તે. ૨ ગમે તેવાં વિઘ્ન નડે તોપણ નિયમ પાળવાને આગ્રહ ધરવો તે. ૩ આગ્રહ રૂપી કાલાવાલા.

**આર્ત્ત,** [ વિ૦ સં૦ ] પીડિત; દુ:ખી; વ્યાકુળ. ૨ ગભ-રાયલું.

**આર્તસ્વર,** પુ૦ [ સં૦ ] દુ:ખથી પીડાયલા માણ-સનો અવાજ.

**આર્દ્ર,** વિ૦ [ સં૦ ] ભીનું; લીલું. ૨ કુમળું; મૃદુ.

**આર્દ્રક,** ન૦ આદું.

**આર્દ્રા,** સ્ત્રી૦ [ સં૦ ] સત્તાવીસ નક્ષત્રમાનું અશ્વિનીથી ગણતાં છઠ્ઠું જે નક્ષત્ર તે.

**આર્ય,** વિ૦ [ સં૦ ] ઉંચ કુળનું; કુલીન; ખાનદાનનું. ૨ શ્રેષ્ઠ; પ્રતિષ્ઠિત; આબરુદાર. ૩ સહુથી પેલા હિન્દુ-સ્તાનમાં આવી વસેલા બ્રાહ્મણ, ક્ષત્રી ને વૈસ્ય તે.

**આર્યા,** સ્ત્રી૦ [ સં૦ ] ( કવિતામાં ) એ નામનો માત્રાગણ છન્દ ભેદ. એની ઘણી જાતીછે—ગીતિ ઉપ-ગીતિ ઈ૦ ૨ એ નામનું એક વૃત્ત.—ચાર માત્રાનો એક ગણ એવા પૂર્વાર્ધમાં સાડા સાત અને ઉત્તરાર્ધમાં ૬ ઠ્ઠા ગણમાં એકજ લઘુ અક્ષર આવે તે શિવાએ સાડા છ ગણ હોયછે—૧ લો, ૩ જો, ૫ મો, ૭ મો, જગણ ન જોઇયે. પૂર્વાર્ધમાં ૬ ઠ્ઠો જરૂર જગણ અથવા નગણ આવવો જોઇયે.

**આર્ષ,** ઋષિસમ્બન્ધી.

**આર્યાવર્ત,** પુ૦ [ સં૦ ] ઉત્તર દક્ષિણ હિમાલય તથા વિન્ધ્ય પર્વતો અને પૂર્વે પશ્ચિમ સમુદ્રો, એટલો જે હિન્દુસ્તાનનો ભાગ તે; જે પ્રદેશમાં આર્યલોક પ્રથમ આવી વસ્યા ને પ્રસર્યા તે.

**આલ,** ન૦ એક જાતનું ઝાડ. સ્ત્રી૦ ટેવ; એવા.'ખાવું, પીવું એને નવી જોઇએ, રમવાની છે આલ.'

**આલણ,** ન૦ ધેંસ; ડખું.

**આલપાકા** પુ૦ [ અ૦ ] એક જાતનું ઊનનું કપડું. ( એ નામનું જાનવર છે તે ઉપરથી ).

**આલમ,** સ્ત્રી૦ [ આ૦ ] દુનિયા; જગત્. ૨ લોક; માણસ જાત; દુનિયામાં રેનારાં તે.

**આલમગીર** પુ૦ ફા૦ દુનિયા જીતનાર.

**આલમ્બન** ન૦ [ સં૦ ] અવલમ્બન; આશ્રય, ૨ (રસ પ્રકરણમાં ) બે રીતના વિભાવ કેવાયછે તેમાંનો એક; રસને ઉત્પન્ન કરનારી મૂળ વસ્તુ.

**આલમ્બવું,** ક્રિ૦ અ૦ પોચવું; આસરો ધરવો.

**આલય,** ન૦ [ સં૦ ] ઘર; રેવાની જગા; સ્થળ.-દેવાલય, હિમાલય વગેરે.

**આલવું,** ક્રિ૦ સ૦ **આપવું.**

**આલસો,** નાણાં સંબંધી આફત.

**આલસ્ય,** ન૦ [ સં૦ ] **આળસ.**

**આલા,** વિ૦ ફા૦ ઉંચું; મોટું.

**આલ્હાદજનક,** વિ૦ [ સં૦ ] ખુશાલી ઉપજાવે એવું.

**આલાપ,** પુ૦ [ સં૦ ] **અલાપ.**

**આલાપવું, અલાપવું.**

**આલામત,** સ્ત્રી૦ [ આ૦ ] નિશાની; ચિહ્ન.

**આલાલીલું-લુંલીલું,** વિ૦ અડધું લીલું ભીનું ને અડ-ધું સુકું-આલાલીલું લુગડું, આલાલીલા વાંસ ઈ૦.

**આલિઙ્ગન,** ન૦ [ સં૦ ] ભેટવું-કોટી કરવી તે; અઙ્ગની સાથે અઙ્ગ જોડવું તે.

**આલિયા,** દુબળાની એક જાત.

**આલી,** સ્ત્રી [ સં૦ ] સાહેલી; સખી; સહી; બેનપણી.

**આલીગારું-ળું,** વિ૦ અટકચાળું; તોફાની. 'આલીગારો કરતો હીંડે આળ હો' ( ભાલણ ).

**આલીજાહ-શાં,** વિ૦ [ ફા૦ ] ઘણું મોટું; ભપકાદાર; ભવ્ય; વિશાળ.

**આલુ,** ન૦ એક જાતનું કાળા રઙ્ગનું ખટમધુરું ફળ.

**આલે,** અ૦ ફોગટ; નકામું; વ્યર્થ; એળે; રદ.

**આલે,** વિ૦ [ આ૦ ] સારું; તોફે.

**આલેખવું,** આળેખવું; ચિતરવું.

**આલેખ્ય, ન૦ [ સં૦ ]** ચિતરવું તે. ૨ ચિત્ર; તસવીર.
**આલેપ, પુ૦ [ સં૦ ]** લેપ કરવો તે—( સુગન્ધી પદાર્થનો ). ૨ મલમ.
**આલોક, ન૦ [ સં૦ ]** જોવું તે; દર્શન. ૨ વિચારવું તે.
**આલોક, પુ૦** આ જગત્-દુનિયા. (એનું ઉલટું પરલોક).
**આલોખેશે, [ પુ૦ ]** ધાતુની આખી ભાંગી જનસ.
**આલોચ, પુ૦** જઝૂના; દુઃખને લીધે ચેન નહિ પડવું તે.
**આલોચના,** સારી રીતે પ્રકાશવું. ૨ જ્યારે સારા ગુરુ મળે ત્યારે પાપનો પશ્ચાતાપ કરવો-આલોચણ ( જૈન-ધર્મમાં ).
**આલોચવું, ક્રિ૦ સ૦** વિચારવું; કલ્પનાથી શોધી કાડવું.
**આલોપાલો, પુ૦** ઝાડનાં ઝીણાં ઝીણાં પાતરાં મૂળિયાં તે.
**આવ, સ્રી૦** આવવું તે. આવજા.
**આવક, સ્રી૦ [ હિં૦ ]** આવે-આવેલું તે.-૧ કાગળ પત્તરની. ૨ માલની. ૩ જમીનની પેદાશ. ૪ રોજગાર; કમાઇ.
**આવકચિઠ્ઠી, સ્રી૦** વાણમાં માલ ચડાવ્યા પછી ચડાવનાર ધણીને નાણાનો તરત ખપ પડેથી તે બીજાની પાસથી નાણા લઈ પોતાનો માલ વેચાયાથી નાણાં પાછાં ભરવા સમ્બન્ધી જે દસ્તાવેજ-લેખ કરી આપે તે.
**આવકજાવક, સ્રી૦** આવવું અને જવું તે. ૨ આપેલું લીધેલું તે. ૩ એ બાબતના હિસાબની ચોપડી.
**આવકાર, પુ૦** ( માન આપવાને ) તમે આવો એવી રીતનો જે શબ્દ તે.
**આવજા-વ, સ્રી૦** આવવું અને જવું તે. ૨ ઘણીવાર આવવું ને જવું તે.
**આવટવું, ક્રિ૦ અ૦** નિવેડવું. ૨ અવટાવું; રોળાવું; ગુંચવાવું; ફાંફાં મારવાં; 'કહે અખો હું ઘણુંએ રટ્યો, હરિને કાજે મન આવટ્યો.' **ક્રિ૦ સ૦** ફાયદો કાડવો; લાભ પામવો. ૨ નિવેડવું; નક્કી-પસંદ કરી લેવું.
**આવડ-ત, સ્રી૦** આવડવું તે. ૨ કળા; અટકળ; કિસબ રમી રેવો તે.
**આવડવું, ક્રિ૦ અ૦** હાથમાં આવી જવું; હથોટી બેસી જવી ( કિસબ વગેરેની ); મગજમાં આવી જવું; દીલમાં ઉતરી જવું-( હર કંઈ વાત ); જાણીતાં-શિખેલાં થવું.
**આવડું, વિ૦ આટલું.**
**આવતું, વિ૦** ભવિષ્ય કાળનું; પછીનું; આવવાનું. ૨ નવું-તરતનું આવેલું. 'આવતી વહુ ને બેસતો રાજા, ભાર પડ્યો તો પડ્યો;' કેવત છે.
**આવદાની, સ્રી૦** આવક; પેદાશ; ઉપજ.
**આવધ, સ્રી૦** વસવાયાંમાંના કોઇને કામ કરવા બદ્દલ જે વર્ષાણુ બાંધી રાખ્યું હોય તે. ૨ અમુક અમુકને ખેડવા આપેલી જમીન.
**આવરકૂટો-ખૂટો, પુ૦** આવરદાનો છેડો; મોત.
**આવરણ, ન૦ [ સં૦ ]** ઢાંકણ; આચ્છાદન. ૨ લગતાં-વળગતાં-સમ્બન્ધી જનનો સમૂહ.
**આવરદા, ન૦ સ્રી૦ [ સં૦ આયુર્દાય ]** જનમથકી તે મોત લગીનો વખત; જીન્દગાની; આયુષ્ય.
**આવરવું, ક્રિ૦ અ૦** વ્યાપવું; ફેલાવું; ઢકાવું. 'અગમ અગોચર સહુને હરી, બ્રહ્મા કીટ લગી માયા આવરી'. (અખો ). ૨ ઢાંકવું.
**આવરેજ, સ્રી૦ પુ૦ [ અ૦ ]** કોઈ વધતી કોઈ ઓછી એવી જે જુદી જુદી રકમો તેના સરવાળાને રકમની સઙ્ખ્યાએ ભાંગેથી જે સરખો ફાળો આવે તે; સરાસરી. એકને ૧૭, બીજાને ૨૫ અને ત્રીજાને ૩૦ રૂપિયા નફો થયો હોય તો અક્કેક જણને ૨૪ રૂપીઆની આવરેજ આવી કેવાય.
**આવરો, પુ૦** સરાફીમાં હિસાબ રાખવાનો એક જાતનો ચોપડો.-એમાં દરમહિનાની ખાતામાં લખેલી રકમો એકન્દર કરી મહિનાવાર લેણદેણ જણાવ્યું હોય છે.
**આવરો, પુ૦** માણસ માંદું પડી ઉઠ્યા પછી ઘડીએ ઘડીએ ખાઊં ખાઊં થયાં કરે તે; ભભડો.
**આવર્તમાન, ન૦ [ સં૦ ]** ફેરવવું તે; વારેવારે કરવું-થવું તે. ૨ ફરી ફરી વાંચવું લખવું તે; અભ્યાસ.
**આવલિ, સ્રી૦ [ સં૦ ]** હાર; પઙ્ક્તિ; ઓળ; લીટી; શ્રેણી.
**આવવું, ક્રિ૦ અ૦ [ સં૦ યાન ]** છેટું ઓછું થતું જાય તેમ કોઈની તરફ ચાલવું અથવા ચાલી મળવું.-( તે બન્દર આગળ આવ્યો કે આગબોટને આવતાં દીઠી; હું કાલે અહીં આવ્યો. ). ૨ અન્દર થકી બાર નિકળવું ( ઝાડને પાન ફૂલ આવ્યાં ). ૩ ઉત્પન્ન થવું; દાખલ થઇને રેવું-જણાવું, પછી અન્દર કે બાર ( તાવ આવેછે ). ૪ જણાવું; દેખાવું; લાગવું; ( ધ્યાનમાં એમ આવે છે ). ૫ બનવું; ઘડાવું; થવું; તૈયાર થવું; બન્ધાવું; ( પાઘડી ઠીક ન આવી ). ૬ તૈયારીપર રેવું ( ઘર પડવા આવ્યુંછે ). ૭ જે ધાતુની સાથે જોડાય તે ધાતુનો અર્થ રાખેછે ( બાપદાદાની વખતથી કરતો આવ્યોછે ). ૮ કોઈ તરફ પોંચવું અથવા હાજર થવું. ( વખત આવ્યો ). ૯ કોઈ પણ હાલતમાં જઈ પડવું. ( તેઓ મારામારીપર આવ્યા ). ૧૦ કબૂલ થવું ( આખરે તે એ કિમતે આવ્યો ). ૧૧ માફક, બેસતું થવું ( એને અઙ્ગરખો આવતો નથી ). ૧૨ ગરમીથી સુજવું. ( અવાળુ આવ્યાંછે. જીભ આવી, મો આવ્યું એટલે ગરમીથી જીભ ઉપર ચાંદી પડે ને લાળ ગળે). ૧૩ જવું ( કોઈની પાસથી છુટું પડી જતી વખત—હું આવુંછ ત્યારે ). આવવું અને જવું એ બે ઉલટા બોલો છે. **આવી ચડવું-આવી પોંચવું**-એકાએક આવી મળવું-એકઠાં થવું; ટાંકણા

ઊપર-અડી વેળાએ આવી પોચવું. **આવી ચુકવું-આવી રેવું**-થઈ ચુકવું; બન્ધ પડવું; ખુટીપડવું. **આવી જવું**-આવવું અને પછી થોડીવારમાં જવું. ૨ આવવું. **આવી પડવું**-એકદમ આવીને પડવું-દુઃખ, સઙ્કટ ઈ૦ **આવી-ફસવું**-આવીને ફસી પડવું-કબજ થવું. **આવી બનવું**-છેડો આવવો; મોત આવવું; નાશ થવો.

**આવશ્ય, સ્ત્રી [ સં૦ ]** જરૂરીયાત; અગત.

**આવશ્યક, વિ૦ [ સં૦ ]** જરૂરનું; અગતનું.

**આવસથ, ન૦ [ સં૦ ]** વિશ્રામસ્થાન. ૨ વ્રતભેદ.

**આવહ, વિ૦ [ સં૦ ]** લાવનાર; કરનાર;—સુખાવહ, ગુણાવહ, ઈ૦.

**આવળ, પુ૦** એ નામનું ઝાડ અથવા તેનું લાકડું—આવળનાં દાતણ.

**આવળગોવળ,** પ્રજા; સન્તતિ.

**આવાગમન, ન૦** આવવું અને જવું તે. ૨ જન્માન્તર; ચોર્યાસીનો ફેરો; પુનર્જન્મ.

**આવાર, અ૦** આવેળા; આફેરી.

**આવાસ, પુ૦ [ સં૦ ] અવાસ.**

**આવાહન, ન૦ [ સં૦ ]** મન્ત્ર ભણી દેવને મૂર્તિમાં અથવા મનમાં પધરાવવા તે. ૨ માન થકી તેડું કરવું-બોલાવવું તે.

**આવિર્ભાવ, પુ૦** પેસવું, દાખલ થવું તે; પ્રગટ દેખાવું તે.

**આવિર્ભૂત, વિ૦ [સં૦]** પ્રગટ; દેખાઇતું; પ્રત્યક્ષ; છતું.

**આવીરહેલા,** નબળા થઈ ગયેલા.

**આવું, વિ૦** આ પ્રકારનું.

**આવુંપોવું,** લગ્ન થતાં પેલાં કાંટલો બાંધે છે તેમાં વરની તરફનાં સગાં ચાલ્લાના રૂપીઆ આપે છે તે.

**આવૃત, વિ૦ [ સં૦ ]** ઘેરેલું; ચાર પાસથી બન્ધ કરેલું; ઢાંકેલું. ૨ ફેરવેલું; ચોતરફ હલાવેલું.

**આવૃત્તિ, સ્ત્રી૦ [ સં૦ ]** ફરી વળવું તે. ૨ ફરીથી થવું તે. ૩ વારે વારે ફર્યાં કરવું તે. ચોપડીની ચાર આવૃત્તિ થઈ એટલે ચાર વખત છપાઇ ચુકી-ચાર વખત દુનિયામાં ફરી વળી.

**આવેગ, પુ૦ [ સં૦ ]** જોર; ધક્કો; જોરવાળી દોડ. ૨ જોર ( દુઃખનું ). ૩ ( કાવ્ય શાસ્ત્રમાં ) ૩૩ વ્યભિચારી ભાવ કેવાયછે તેમાંનો એક-જેની આશા ન રાખી હોય તેવું બન્યાથી અથવા નાખુશ કરે તેવી બીનાઓથી જે ગભરાટ થાય તે.

**આવેશ, પુ૦ [ સં૦ ]** વિચાર અથવા જોસ્સામાં ચિત્તનું જે રોકાઈ જવું તે; જોસ્સામાં આવેલી હાલત.-કામાવેશ, ક્રોધાવેશ ઈ૦. જોસ; જોર; જબરી અસર; ખુંવારી.

**આવેશી, વિ૦** આવેશવાળું.

**આશંસા, આશઙ્કા.**

**આશ, આશા.**

**આશક, વિ૦ [ અ૦ ]** જેને કોઈના ઊપર પ્રેમ થયો હોય તે; પ્રેમવશ; મોહિત; પ્યારથી ચાહનાર—પછી પુરુષ કે સ્ત્રી. ૨ પ્રિય; પ્રિતમ. ( પછી પોતાની સ્ત્રીનો કે પારકી સ્ત્રીના. )

**આશકમાશુક,** એકમેકને ચાહતાં એવાં સ્ત્રી પુરુષ; પ્યારો અને પ્યારી; લાલ અને લલના; પ્રિય અને પ્રિયા. પરણનાર વર વહુ અથવા પરણ્યા પછી લૌકિક નિયમ તોડી એકમેકને ચાહનારાં સ્ત્રી પુરુષ.

**આશકાર-રા, વિ૦ [ ફા૦ ]** ઉઘાડું; દેખાઈતું; જાણીતું; જાહેર.

**આશકી, સ્ત્રી૦ [ અ૦ ]** પ્યાર બાંધવો—આશક થવું તે. આશકની જે હાલત તે.

**આશઙ્કવું, ક્રિ૦ અ૦** સન્દેહમાં પડવું.

**આશઙ્કા, સ્ત્રી૦ [ સં૦ ]** શક; સન્દેહ. ૨ અણવિશ્વાસ; અપતીજ. ૩ બીક; ભય; ડર.

**આશના, વિ૦ [ ફા૦ ]** દોસ્તદાર; જે પ્યાર કરે તે. ૨ **સ્ત્રી૦** જેનો જે સ્ત્રીના ઉપર પ્યાર હોય તેની તે; પ્રિયા; પ્યારી.

**આશનાઈ, સ્ત્રી૦ [ ફા૦ ]** દોસ્તી; સ્નેહ; મિત્રાઈ. ૨ ચાહેના; આશકમાશુકના જે સમ્બન્ધ તે; યારી.

**આશય, પુ૦ [ સં૦ ]** મનની ધારણા; ઉદ્દેશ; કારણ; અભિપ્રાય; મતલબ. ૨ ઠેકાણું; સ્થળ; સમાવવાની જગા.-જલાશય, અન્નાશય, મૂત્રાશય ઈ૦.

**આશરવાદ, આશીર્વાદ.**

**આશા, સ્ત્રી૦ [ સં૦ ]** વાલો પદાર્થ મળવા વિષે અથવા ધારેલી વસ્તુ બનવા વિષે રાત્ર દિવસ મનની જે વૃત્તિ રે તે; ઉમેદ; ઇચ્છા. ૨ ભરોસો; વિશ્વાસ.

**આશાપુરી, સ્ત્રી૦** એ નામની દેવી.

**આશાઢ, આષાઢ.**

**આશાબન્ધ, વિ૦ [ સં૦ ]** આશાવાળું; આશાથી બન્ધાયલું-ભરેલું.

**આશાભઙ્ગ, વિ૦ [ સં૦ ]** જેની આશા પૂરી ન પડી હોય તે. ૨ શોકાતુર; દલગીર; ઉદાસ.

**આશાયુક્ત વિ૦ [ સં૦ ]** આશાવાળું-ભરેલું.

**આશષ, સ્ત્રી૦ પુ૦ [ સં૦ આશિસનું આશીઃ ] આશીર્વાદ** એ શબ્દ જોવો.

**આશીર્વાદ, પુ૦** સારું-કલ્યાણ-સુખ થાઓ એવી રીતનું જે મનનું ચિન્તન અથવા મુખનું ભાષણ તે; દુવા; શુભ ઇચ્છવું તે.

**આશો, પુ૦ [ સં૦ આશ્વિન ]** સંવત વર્ષનો બારમો મહિનો.

**આશૌચ, ન૦ [ સં૦ ] અશૌચ.**

**આશ્ચર્ય, ન૦ [ સં૦ ]** અચરતી; અજબ; ચમત્કાર.

**આશ્રમ,** પુ૦ જીન્દગીની મજલ ( ઉમ્મર પ્રમાણે ). **બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય**–ગૃહસ્થાશ્રમ, **વાનપ્રસ્થ્ય** અને સન્યાસ. ૨ અમુક જગા; ચોક્કસ ઠેકાણું–મુકામ. ૩ આરામ પામવાની જગા.

**આશ્રમી,** વિ૦ આશ્રમવાળું–ચિતાશ્રમી.

**આશ્રય,** પુ૦ [ સં૦ ] **આશરો.**

**આશ્રયી,** વિ૦ [સં૦] જેને આશરો મળ્યો હોય તે.

**આશ્રાન્ત,** વિ૦ ધા૦ [ સં૦ ] આશ્રય પામેલું એવું. ૨ નિરાંત રાખી રયલું. 'તારી આશ કરી આશ્રાન્ત થો.' ( શુકદેવ આખ્યાન ).

**આશ્વાસ,** પુ૦ [ સં૦ ] નિર્વૃતિ; શાન્તિ. ભય–દુઃખ પામેલાનું ભય–દુઃખ નિવારવાને જે આશ્રય–બોધ આપવો તે; દિલાસો.

**આશ્વાસન,** ન૦ આશ્વાસ આપવો તે; આસના વાસના.

**આશ્વાસવું,** ક્રિ૦ સ૦ આશ્વાસ આપવો; આસના વાસના કરવી.

**આશ્રિત,** વિ૦ [ સં૦ ] જેને આસરો આપેલો છે તે; શરણાગત. ૨ આધીન; વશ; તાબે.

**આશ્વિન,** પુ૦ [ સં૦ ] આશો.

**આષાઢ,** પુ૦ સંવત વર્ષનો ૯ મો મહિનો.

**આષાઢી,** સ્રી૦ આષાઢ સમ્બન્ધી એકાદશી, પૂર્ણિમા ઇ.

**આસ,** સ્રી૦ આશા; આશ.

**આસક, આશક.**

**આસકા,** સ્રી૦ દેવને ચડાવેલી વસ્તુનો કંઈક ભાગ પાછો લઈ શરીરને લાગાડવો તે. ૨ એમ લગાડેલી જે વસ્તુ તે.

**આસક્ત,** વિ૦ [સં૦] પ્રીતિથી કોઈની પછવાડે અતીસેં લાગેલું–પડેલું તેવું; અનુરક્ત.

**આસક્તિ,** સ્રી૦ [ સં૦ ] અતીસસ્નેહ; અનુરાગ; વળગણ.

**આસઙ્ગો,** પુ૦ [ સં૦.વ્યાસઙ્ગ ] પ્રીતિથી હરકોઈની પછવાડે લાગવું-ભમ્યાં કરવું તે; વળગ્યું રેવું તે; આસક્તિ.

**આસન,** ન૦ [ સં૦ ] બેસવાનું ઠેકાણું—પાટલો, ગાદી, ખુરસી, કોચ વગેરે. ૨ જૈન દર્શ ઈ૦ની જે પવિત્ર વસ્તુ ઉપર બેસવું તે. ૩ બેસવા ઊભું રેવા સુવા વગેરેની જે રીત તે—૮૪ ભોગાસન ને ૮૪ જોગાસન. ૪ સવારીના ઘોડાની પીઠપર જે ગાદી ઊપર બેસવું થાય તે અથવા જે બેઠક કરવી તે. ૫ ચોપડી અથવા પત્રકમાં પાડેલો જે કોઠો તે; ખાનું. ૬ જમવા બેસવાનું ઠેકાણું. ૭ ચાંદાં ઉપર માખી કંસારી અધાર કરેછે તે–એ અધાર સન્ધ્યાકાળે જવેછે એટલે તેમાંથી પાછા જીવડા પેદા થાયછે. ૮ [ સં૦ અશ્વગન્ધા] એક ઔષધિ. **આસન માંડવું**–જગા–બેઠક કરવી. ૨ મુક્કરર જગા ઉપર બેસવું. ૩ જે વસ્તુ ઊપર બેસવાનું હોય તે મુકવી–પાથરવી

**આસનવિધિ,** પુ૦ સ્રી૦ [ સં૦ ] આસન કરવાની રીત.

**આસનાવાસના,** સ્રી૦ ગભરાઈ ગયલાંને જે આશા–દીલાસાથી ધીરજ આપી સમજાવવું તે.

**આસનિયું,** ન૦ જૈન દર્શ ઇ૦ જે પવિત્ર વસ્તુ ઉપર બેસવું થાય તે વસ્તુ.

**આસની,** સ્રી૦ છેક નાનું જે બેસવાનું આસન તે.

**આસન્ત્રો–ન્દ્રો,** પુ૦ એ નામનું ઝાડ. જેનાં પાતરાં પીવાની બીડી વાળવાના કામમાં આવેછે.

**આસન્ન,** અ૦ [ સં૦ ] પાસે; નજીક; નિકટ; સમીપ.

**આસપાસ,** અ૦ ચોતરપ; ચારે બાજુએ.

**આસમાસ,** અ૦ ખામુખા; જાણીજોઈને; જરૂર ન છતાં જરૂર કરીને.

**આસમાન,** ન૦ [ ફા૦ ] આકાશ.

**આસમાની,** વિ૦ આસમાનનું–સમ્બન્ધી–જેવું. આસમાની રઙ્ગ; આસમાની આફત.

**આસરવાદ, આશીર્વાદ.**

**આસરે,** અ૦ નક્કી નહિ પણ સુમારે; અટકળે; જેવું ને જેટલું જોઈયે તેવું ને તેટલું નહિ પણ તેને લગભગ મળતું આવે તેટલું.

**આસરો,** પુ૦ [આશ્રય] જે જોર અથવા ઉપાયે કંઈ કામ થાયે અથવા કોઈ માણસ સઙ્કટમાંથી ઉગરે તે; મદદ; ટેકો; આધાર.

**આસવાસના, આસનાવાસના.**

**આસા, આશા.**

**આસાએશ,** સ્રી૦ [ફા૦] થાક ઉતારવો તે; આરામં નિવૃત્તિ પામવી તે.

**આસાન,** ન૦ આભાર; ઉપકાર; પાડ.

**આસામી,** પુ૦ શખસ; અમુક–ચોક્કસ માણસ. ૨ જેણે ખેતર, જમીન ગણોતે—ભાડે રાખી હોય તે શખસ. ૩ દેણદાર. ૪ પૈસાદાર.

**આસામીવાર,** અ૦ દરેક આસામીનું તેને તેને લગતું હોય તેમ ( ખાતું ).

**આસાવન્ત,** વિ૦ આશા રાખનાર.

**આસાવરી,** સ્રી૦ એ નામની રાગણી સવારના ગવાય છે. એ રાગણી ઘણીજ ઠંડી ને શોકાતુર લાગે છે. એને સાવેરી પણ કહે છે.

**આસિન્દ્રો, આસન્ત્રો–ન્દ્રો.**

**આસિસ્ટણ્ટ,** વિ૦ [ અ૦ ] મદદગાર; મદદનીસ; સાહાય કરનાર.

**આસુરી,** વિ૦ અસુર સમ્બન્ધી.

**આસૂયા,** [ સં૦ ] **અસૂયા.**

**આસો, પુ૦ આશ્વિન.** 'આસો માસો શરદ પુનીમની રાત જો.'

**આસોપાલવ, પુ૦ [સં૦] અશોક** એ નામનું ઝાડ, એની ઘટ્ટ છાયા ઘણી રળિઆમણી લાગેછે.

**આસ્કન્દ, પુ૦** એક જાતનો કન્દ.

**આસ્તરણ, ન૦ [સં૦]** પાથરવું-બિછાવવું તે. ૨ પાથરેલી અથવા બિછાવેલી જે વસ્તુ તે-સાદડી; સેતરંજી, બિછાનું વગેરે.

**આસ્તિક, વિ૦ [સં૦]** જગતને કરનાર પરમેશ્વર છે એમ માનનાર. પરમેશ્વરને અને ભવિષ્યસ્થિતિને જે સત્ય માનેછે તે.—**અસ્તિ-છે એ** ઉપરથી (એનું ઉલટું નાસ્તિક).

**આસ્તિક્ય, ન૦ [સં૦]** આસ્તિકપણું.

**આસ્તે, અ૦ [ફા૦ આહેસ્તે]** હળવે; ધીમે; ધીરજથી; ઘણી દોડથી નહિ.

**આસ્થા, સ્ત્રી૦ [સં૦]** આસક્તિ; પ્રેમથી વળગી રેવું તે. ૨ ભાવ; વિશ્વાસ.

**આસ્થિક, વિ૦ [સં૦]** આસ્થાવાળું; ભાવિક.

**આસ્પદ, ન૦ [સં૦]** જગા; ઠેકાણું.

**આસ્ફોટણ-ન, ન૦** થાબડવું; પોલે હાથે ઠોકવું. 'આસ્ફોટણ સ્કન્ધ કીધું શ્રીહરી.'-(પે૦ ૬૦).

**આસ્ય, ન૦ [સં૦]** મુખ; વદન.

**આસ્વાદ, પુ૦ [સં૦]** રુચિ; સવાદ; ગળકો; રસ.

**આંહ્ય અ૦** અહીંયાં. ૨ નહિ; ના.

**આહુલેકરમ, પુ૦ [ફા૦]** મેહેરબાની કરો સાહેબ.

**આહુલેકાર, પુ૦ [ફા૦]** કારભારી.

**આહા-હા!, અ૦** આશ્ચર્ય, દુઃખ, ઇ૦ની સૂચના કરનારો શબ્દ.

**આહાર, પુ૦ [સં૦]** જે ખાવાનું તે; ભોજન; ભક્ષણ. ૨ ખાવાનું માપ (એને ખાવાનો આહાર ઘણો છે).

**આહારી, વિ૦ [સં૦]** આહાર રાખનાર-ફલાહારી એટલે ફલાદિકનો આહાર રાખનાર; મત્સ્યાહારી-માછલાં વગેરે ખાનાર.

**આહીર, પુ૦ [સં૦ આભીર]** ગોવાળિયાની જાત; ગોવાળિયો; ગ્વાલ; ગોપ.

**આહીરડાં, ન૦** આહીર જાતિનાં માણસ (કવિતામાં).

**આહેડી-રડી, સ્ત્રી૦** આહીર-ભીલ વગેરેની સ્ત્રી. 'માખી મધનો સઞ્ચય કરે, પણ આહેડી લુંટી સાંચરે.'

**આહુતિ, સ્ત્રી૦ [સં૦]** અગ્નિમાં હોમવાની જે વસ્તુ તે. ૨ હોમવું તે.

**આહેડી, પારધી.**

**આહ્નિક, ન૦ [સં૦]** ધર્મસમ્બન્ધી કરવાનું નિત્યકર્મ.

**આહ્લાદ, પુ૦ [સં૦]** આશ્ચર્ય સાથે જે આનન્દ તે. ૨ હરખના શબ્દ; કલ્લોલ.

**આહુવત,** હજામ, ધોબી વગેરેને બાર માસના કામ બદલ આપવાનો ઠરાવ.

**આળ, ન૦** વાંક ન છતાં વાંક છે એમ જે કેવું તે; તોહોમત; બટ્ટો; વગર કારણે દોષ બોલવો તે; જૂઠાનો. આળ મુકવું-ચડાવવું. મિથ્યાભાસ, ઓઠું, નિમિત્ત, વસ્તુતઃ નહિ પણ માની લીધેલું કારણ-'અખા અજાણ્યા બોલે આળ.' ૨ અટકચાળું-'વળી વાનરનાં પુચ્છ ઝાલે આળે રે.'

**આળપમ્પાળ, વિ૦** મિથ્યા; ફોગટ.

**આળય, આલય.**

**આળવાળ, પુ૦** કયારો.

**આળસ, ન૦ [સં૦ આલસ્ય]** ઉદ્યોગ કરવાનું મન ન થવું તે. ૨ મન્દ સ્થિતિ; સુસ્તી. આળ આવવું-કરવું-થવું. આળસ ખાવું-બગાસું ખાવું.

**આળસવું, ક્રિ૦ અ૦** બન્ધ રેવું; અટકી પડવું. 'તે ત્યાં જતો આળસ્યો.' ૨ મટવું; ટાળવું, જતું રેવું.'આળ પંપાળ જેને આળસ્યું, સમ દૃષ્ટિ સમજ્યા તે સમું.' (અખો).

**આળસીજવું, ક્રિ૦ સ૦** દિલ ન લાગેથી કામ કરવું બન્ધ રાખવું.

**આળસુ વિ૦** આળસવાળું-થી ભરેલું.

**આળી, સ્ત્રી૦** સોનીની અફીઠી (સગડી) ઓટલીમાં જે લામ્બી ગોખલી હોય છે તે. ૨ **વિ૦** બીજા શબ્દની સન્ધીમાં બોલાતો શબ્દ. વાળી; 'લોહીઆળી.' ૩ જરા અડવાથી કે ઘસાવાથી ઘણી નરમ ને રોગી થયેલી શરીરની જગા. 'આળી ચામડી.' ૪ ભીનાસવાળી; સૂકું નહિ પણ લીલું.

**આળીગાળું, વિ૦** અટકચાળું—'વારો રે જસોદા મૈયા કહાનને, આળીગાળો આમ કરે છે.'

**આળીજવું,** કસણું, ઝીણું આવવું.

**આળું, વિ૦** વાળું; ભરેલું-એ પ્રત્યય શબ્દની પાછવાડે લાગેછે. સુખાળું; ઊંફાળું. ૨ જરા અડકયાથી પણ દુઃખ થાય તેવું થઇ ગયલું-(જ્યાં દરદ હોય તે ઠેકાણું). ૩ લીલું; 'આળું ચામડું.' ૪ ભિનાશવાળું; સૂકું નહિ પણ તાજું.

**આળે, આલય.** (કવિતામાં).

**આળેખવું, ક્રિ૦ સ૦** આંકવું; ચિતરવા-ભરવા-લખવાનું ઓઠું કરવું; સાદું ચિતરવું.

**આળોટવું, ક્રિ૦ અ૦** સુતાં સુતાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે એમ ગબડ્યાં-લોટયાં કરવું.

## ઇ.

**ઇ, પુ૦ [સં૦]** મૂળાક્ષરનો ત્રીજો મૂળાક્ષર.

**ઇ, અ૦ [સં૦]** ક્રોધ, દયા, દુઃખ વગેરેની સૂચના કરનારો શબ્દ.

**ઇ, સ૦** આ; એ.
**ઇંઘારે,** એક જાતનું તેલવાળું ફળ.
**ઇંચ, ઇંશ.**
**ઇંચવું, ક્રિ૦ સ૦** ખાયાંજ કરવું; પેટમાં ભર્યાંજ કરવું. આછી ખોદેલી બદીમાં નાંખવું.
**ઇંટ, ઇટ.**
**ઇંટડી, ઇંટરડી.**
**ઇંડાળ, સ્ત્રી૦** હાર. 'કીડીયોની ઈંડાળ.'
**ઇંડું, ન૦ [ સં૦ અણ્ડ ]** પક્ષી અને બીજાં કેટલાંક પ્રાણીની માદાનામાં ગરભને રાખનારી જે એક વસ્તુ બન્ધાય છે ને જેમાંથી બચ્ચું નિકળે છે તે. ૨ દેરાંનું શિખર.
**ઇંઢાણી,** ઇંદોણી.
**ઇંદોણી, સ્ત્રી૦** ઘાસની ઉંદણ–વાઘરી લોક બનાવે છે.
**ઇંધણ, ન૦ [ સં૦ ઇન્ધન ]** ઈંધણું.
**ઇંધણધોરી, વિ૦** જેનું ભણવા ઉપર ચિત્ત નહિ તે; મૂર્ખ; ઠોઠ. ૨ હીણકમાઉ. ઇંધણધોરી જેવો કરમે ભાગ્યો છે.
**ઇંધણું, ન૦** બાળવાનું લાકડું.
**ઇએળ, સ્ત્રી૦ ઇયળ.**
**ઇકબાલ, ન૦ [ આ૦ ]** નસીબ; ભાએગ; ભાગ્ય. ૨ સારું નસીબ; આબાદાની.
**ઇકરાર, પુ૦ [ આ૦ ]** જેવું હોય તેવું ખરેખરું કેહવું તે; કબૂલાત; કોલકરાર; ખાતરીથી બોલવું તે. ૨ સોગન લઇને જે કેહવું–સાક્ષી આપવી તે.
**ઇકસીર, વિ૦ ફા૦** અકસીર; લાગુ પડે તેવું.
**ઇકેડ, સ્ત્રી૦** એક જાતને ઝાડને છોડ.
**ઇકોતેર, વિ૦** દશ વખત સાત અથવા સિત્તેર અને એક; ૭૧.
**ઇક્ષુ, સ્ત્રી૦ [ સં૦ ]** સેરડી.
**ઇક્ષ્વાકુ, પુ૦** અયોધ્યાના સૂર્ય વંશને પેહલો રાજા. ૨ તેના વંશનો.
**ઇખલાસ, સ્ત્રી૦ [ આ૦ ]** અતીસેં જે મિલાપ તે; ઘણીજ દોસ્તી; પરમ મિત્રતા; ખરો સ્નેહ.
**ઇખ્તેસાર, પુ૦ [ આ૦ ]** ટુંકું કરવું તે. ૨ સારાંશ; સંક્ષેપ કથન.
**ઇઙ્ગળા, સ્ત્રી૦** ઇડા.
**ઇઙ્ગ્રેજ, અઙ્ગ્રેજ.**
**ઇઙ્ગિત, ન૦ [ સં૦ ]** ચિહ્ન; નિશાની. ૨ મનની વાત જણાવનારો શરીરને જે ચાળો તે. ૩ સઙ્કેત; વ્યઙ્ગ; ગુપ્તઉદ્દેશ. ૪ સેન; ફોજ. ૫ તપાસ; શોધ. ૬ જવું તે; ગમન.
**ઇઙ્ગ્લણ્ડ, ન૦** અઙ્ગ્રેજ લોકને દેશ.
**ઇઙ્ગ્લિશ વિ૦** ઇઙ્ગ્લણ્ડદેશ સમ્બન્ધી; અઙ્ગ્રેજી.
**ઇચ્છવું, ક્રિ૦ સ૦** ઇચ્છા કરવી; ચાહવું. ૨ આશા રાખવી; ઉમેદ બાંધવી.
**ઇચ્છા, સ્ત્રી [ સં૦ ઇષ-ઇચ્છવું ]** કોઇ પદાર્થ ભોગવવા–મેળવવા વિષે મનમાં જે જેસ્સો થઇ આવે તે; ચાયના થવી તે; મરજી; ખુશી; કામના; વાસના; ખામોશ; રુચિ; શોખ. ૨ આશા; મુરાદ.
**ઇચ્છાકું, પુ૦** ઇચ્છેલો અઙ્ક.
**ઇચ્છાન્વિત, વિ૦** ઇચ્છા–વાસનાવાળું.
**ઇચ્છાપુરઃસર–પૂર્વક, અ૦** ઇચ્છાથી—સાથે; ઇચ્છા હોય તેમ.
**ઇચ્છાફળ, ન૦** ઇચ્છેલું જે ફળ તે. ૨ ત્રૈરાશિક ગણિતમાં આપેલી ત્રણ સઙ્ખ્યા ઉપરથી જે ઇચ્છેલી ચોથી નિકળે તે.
**ઇચ્છિત, વિ૦ [ સં૦ ]** ઇચ્છેલું; ધારેલું.
**ઇચ્છુ, વિ૦ [ સં૦ ]** ઇચ્છા કરે તે; ઇચ્છનાર.–વિદ્યેચ્છુ, દ્રવ્યેચ્છુ, હિતેચ્છુ, મોક્ષેચ્છુ ઇ૦.
**ઇછવું, ઇચ્છવું.**
**ઇજત, સ્ત્રી૦ [ આ૦ ]** આબરુ; માન; પ્રતિષ્ઠા.
**ઇજત આસર, વિ૦ [ ફા૦ ]** એ શબ્દથી આબરુદારને લખવામાં આવે છે.
**ઇજ્ તેરાબ, [ ફા૦ ]** બેચેની.
**ઇજન, ન૦ [ ફા૦ ]** નોતરું; તેડું–જમવા, મળવા વગેરેનું.
**ઇજહાર, વિ૦ [ ફા૦ ]** જાહેર.
**ઇજા, સ્ત્રી૦ [ આ૦ ]** દુઃખ; વેદના; હેરાનગતિ; તસદિ. ઈજા થવી–કરવી–પોંચવી.
**ઇજાફત, સ્ત્રી૦ [ આ૦ ]** વધારો; ઉમેરો–ઈજાફત ગામ એટલે જે વતન ઇનામદારને હમ્મેશને માટે મળ્યું હોય તે. ઈજાફતખાતું એટલે રાજાઓમાં એકમેકને અપાતી લેવાતી જે ભેટ તે સમ્બન્ધીખાતું.
**ઇજાર, સ્ત્રી૦ [ ફા૦ ]** પગથી તે કેડલગી પેરાય તેવું અને પોળું ( તઙ્ગ નહિ ) રાખી સીવેલું રેશમી કપડું; એક તરેહને લેંઘો.
**ઇજારદાર, વિ૦ [ ફા૦ ]** ઇજારે રાખનાર.
**ઇજારે, અ૦** ઈજારો અપાયલો લેવાયલો હોય તેમ.
**ઇજારેદાર, ઇજારદાર.**
**ઇજારો, પુ૦ [ ફા૦ ]** ધણી—સરકારને કેટલુંક દ્રવ્ય ભરી–ભરવાનું કબૂલ કરી પછવાડેથી થવાને નફો નુકસાન પોતાને માથે હોરી લઇ જે વેવાર ચલાવવો તે–જમીન, દારુ, વગેરેના ઈજારા. માત્ર અમુકજ વહિવટ કરે તેવો સનદી હક; પટો; મક્તો.
**ઇજજત, ઇજત.**
**ઇઝરાવું–ઇજવું, ક્રિ૦ અ૦** હૈયાંમાં બળ્યાં કરવું ( અદેખાઇથી નહિ પણ પોતાનાજ દુઃખથી ). હૈયામાં સોસાવું.

**ઇઞ્ચ, પુ૦** [અ૦] ત્રણ જવને પાસપાસે ઉભા મુકેથી જે લમ્બાઈ થાય તેટલું માપ; ફુટનો બારમો ભાગ.

**ઇઞ્ચવું, ખાવું.**

**ઇઞ્જનેર, પુ૦** [ અ૦ ] હિસાબ, સઞ્ઞા અને નકશા, એ ત્રણ સમ્બન્ધી જેને માહીતી હોય તે.

**ઇટિયાણુ મળવું, ક્રિ૦** કકલાણ મચી રેવું.

**ઇટ્ટી, સ્રી૦** દોસ્તી તોડવી તે; ઉંચું મન કરવું–એસવું તે; કુટ્ટા.—( ચલ; તારી સાથે ઇટ્ટી–એમ છોકરાંઓ બોલેછે).

**ઇઠ્યોતેર, વિ૦** સાત વખત દશ અથવા સિત્તેર અને આઠ;૭૮.

**ઇઠ્યાસી, અઠ્યાસી.**

**ઇડા, સ્રી૦** [ સં૦ ] ગાંડની કુલ્હી ઉપરનું જે હાડકું ત્યાંથી તે માથાલગી હવાને જાવઆવ કરવાના જે ત્રણ રસ્તા કલ્પ્યાછે તેમાનો એક; નાભિચક્ર–ઢૂંટી આગળથી ઉત્પન્ન થતો શ્વાસ નાકની વાટે બાર પડેછે તે જો જમણા નસકોરાં તરફથી વધારે જોરમાં નિકળતો હોય તો ઇડા નાડી જોરથી ચાલતી કેવાય છે–ડાબાં નસકોરાં તરફથી વધારે જોરમાં નિકળતો હોય તો **પિઙ્ગલા** નાડી જોરથી ચાલતી કેવાયછે અને બન્નેમાંથી સરખી રીતે નિકળતો હોય તો **સુષુમ્ણા** નાડી ચાલેછે એમ કેવાયછે–એ ત્રણ **સરોદાની** નાડી કેવાયછે. ૨ પૃથ્વિ. ૩ ગાય.

**ઇડીપીડી, સ્રી૦** જે ભીંજવેલી રાખોડીની ગોળીઓ વરવહુના ઉપરથી ( નજર ન લાગે તેટલાસારુ ) ઉતારી આજુબાજુએ ફેંકી દેવામાં આવેછે તે; લગનમાં ડોસી શાસતરની એક વેમી રીત.

**ઇત, અ૦** [ હિં૦ ] અહીંયાં; આ જગાએ; આણીકોર.

**ઇતબાર, પુ૦** [ આ૦ ] ભરોંસો; વિશ્વાસ; પતીજ; ખાતરી.

**ઇતબારી, વિ૦** [ આ૦ ] ઇતબારવાળું; ભરોંસાદાર; વિશ્વાસુ; પતીજ–ખાતરીનું.

**ઇતમામ, પુ૦** [ આ૦ ] ખટલો; સવારી; લાયકી પરમાણે જે સાથે રાખેલાં માણસ, ઘોડાં વગેરે સામગ્રી હોય તે; અસબાબ; સરસરઞ્જામ.

**ઇતર, વિ૦** [ સં૦ ] બીજું; અન્ય. ૨ જુદું; દુરનું.

**ઇતરાઈ,** પતરાજી; ફુલાસ. ૨ છેલાઈ.

**ઇતરાજી, સ્રી૦** [ આ૦ ] નાખુશી; ગેરમેહેરબાની. ૨ આપવડાઈ; ગર્વ.

**ઇતલાખ, વિ૦** [ આ૦ ] જુદું; છુટું. એ બોલ ફોજના સિપાઇયોને લાગેછે. ઇતલાખ સિપાઈ અને સરઞ્જામ સિપાઈ–ઇતલાખ સિપાઈઓને સરકારી ખરચે મોટા મોટા સરદારો પોતાની પાસે રાખેછે. સરઞ્જામ સિપાઇયોનો ખરચ તેઓને આપેલી જમીનની પેદાશમાંથી ચાલેછે.

**ઇતસ્થિત, અ૦** [ સં૦ ] અહીં તહીં.

**ઇતિ, અ૦** [ સં૦ ] એ પ્રમાણે પૂરું થયું–છેડો આવ્યો એવું જણાવનારો જે શબ્દ તે; સમાપ્તિબોધક શબ્દ. **ઇતિશ્રી** થયું એટલે પૂરું–સમાપ્ત થયું.

**ઇતિફાક–ત્તિફાક, પુ૦** [ આ૦ ] બનવું–થવું તે; બનાવ.

**ઇતિહાસ, પુ૦** [ સં૦ ] દેશ, રાજ્ય લોક ઉપર જે જે ગુજરયું હોય તે તે બનાવોની જે લખેલી અથવા વંશપરંપરા મોંડે ઉતરતી આવેલી કથા–હકીકત તે; તવારીખ; ખબર; બયાન; પ્રાચીન વૃત્તાન્ત. ૨ કોઇ પણ બાબતનું વિગતવાર કેવું તે.

**ઇતિહાસરૂપ, વિ૦** [ સં૦ ] ઇતિહાસના આકારમાં હોય તેવું; ઇતિહાસ સરખું.

**ઇત્યાદિ, અ૦** [ સં૦ ] એ પ્રમાણે બીજાં પણ; વગેરે; એ આદિ લઇને.

**ઇત્યાદિક, વિ૦** એ પ્રમાણે બીજાં પણ હોય તે.

**ઇદડાં, ઢોકળાં.**

**ઇદરતિદર, અ૦** [ હિં૦ ] અહીં તહીં.

**ઇનકાર, પુ૦** [ ફા૦ ] ના પાડવી–કેવી તે; ના; નિષેધ.

**ઇનશાલ્લા તાલ્લા,** [ આ૦ ] જેમ બુલન્દ ખોદાની મરજી હોય તેમ; જેવું ખોદાનું ચાવું; ઇશ્વિરેચ્છા.

**ઇનસાન, ન૦** [ આ૦ ] આદમી; માણસ; માણસજાત.

**ઇનસાનિયત, સ્રી૦** [ આ૦ ] આદમીયત; માણસાઈ; ભલમનસાઈ; વિવેક.

**ઇનસાફ, પુ૦** [ આ૦ ] જેને જેટલું ઘટતું તેને તેટલું અપાવવાની જે સારી ચાલ–ફરજ તે; અપક્ષપાત; નહિ જે તરફદારી તે; ન્યાય. ૨ વાજબીપણું; સાચવટ; પ્રમાણિકપણું. ૩ સરકારમાં જે હરકોઈ કામની તજવીજ ચાલે તે. ૪ ચુકાદો; ફેસલો.

**ઇનસાફી, સ્રી૦** [ આ૦ ] ઇનસાફ કરવાની જે રીત તે. ૨ વાજબીપણું.

**ઇનામ, ન૦** બદલામાં પાછું કામ કરવાની અથવા કંઈ લેવાની કબુલાત કરાવ્યા વના એકદમ ખુશી થઇને જે આપી દીધેલું તે; ગરાસ; ભેટ; બક્ષીસ; જમીન, ઘર, માલ વગેરે.

**ઇનામઇજાફત, ન૦** એકાદું કામ કરેથી આપેલાં ઇનામમાં જે વધારો કરી આપવો તે.

**ઇનામદાર, વિ૦** જેને ઇનામ મળેલું હોય તે; ઇનામનો ભોગવટો કરનાર.

**ઇનામી, વિ૦** ઇનામવાળું–સમ્બન્ધી; ઇનામ દાખલ હોય તે. માફી–ઇનામમાં મળેલી ( જમીન ).

**ઇનાયત, સ્રી૦** [ આ૦ ] મેહેરબાની; માયા; કૃપા. ૨ પ્રીતિની નિશાનીમાં આપેલું જે બક્ષીસ તે.

**ઇન્કમટાક્સ, પુ૦** [અ૦] કમાઈ ઉપર જે સરકારી કર તે.

**ઇન્ડિયા, સ્રી૦** [ અ૦ ] હિન્દુસ્તાન.

**ઇન્તિખાબ, પુ૦ [ આ૦ ]** સાર; તાત્પર્ય; ટૂંકામાં જે મતલબ તે.
**ઇન્તિજાર, વિ૦ [ આ૦ ]** આતુર; અધીર; આરજુ-મન્દ; આશાતુર.
**ઇન્તેજામ, [ ફા૦ ]** બન્દોબસ્ત; ગોઠવણ.
**ઇન્તિજારી, સ્ત્રી૦** આતુરતા; અધીરાઈ; આતુર ઇચ્છા.
**ઇન્તેજાર, ઇન્તિજાર.**
**ઇન્દિરા, સ્ત્રી૦ [ સં૦ ]** લક્ષ્મી.
**ઇન્દિવર, ન૦ [ સં૦ ]** આસમાની રઙ્ગનું જે કમળ ફુલ તે; નીલકમળ; નીલોત્પલ—એ સૂરજથી પ્રફુલ્લિત થાય છે.
**ઇન્દુ, પુ૦ [સં૦ ]** ચન્દ્ર; ચાંદો.
**ઇન્દુવાર, પુ૦** સોમવાર.
**ઇન્દ્ર, પુ૦ [ સં૦ ]** દેવતાઓનો રાજા; સ્વર્ગનો અધિપતિ. ૨ રાજા; મુખ્ય—જેમકે મૃગેન્દ્ર, કપીન્દ્ર ઇ૦.
**ઇન્દ્રગોપ, પુ૦ [ સં૦ ]** પેલે વરસાદે જે રાતાં રાતાં જીવડાં જમીનપર પેદા થઈ ઉભરાયછે તે.
**ઇન્દ્રચાપ, ન૦ [ સં૦ ]** ઇન્દ્રધનુષ્ય.
**ઇન્દ્રજવ. પુ૦** એક જાતનાં કડવાં બીયાં; ઔષધિ.
**ઇન્દ્રજાળ, સ્ત્રી૦** ન હોય તે દેખાય ને હોય તે ન દેખાય ઇત્યાદિ ચમત્કાર દરશાવનાર મન્ત્રવિદ્યા; જાદુ. ૨ માયા; છળ; જુઠું પણ અદ્ભુત દેખાવું તે.
**ઇન્દ્રધનુષ્ય, ન૦ [ સં૦ ]** વરસાદનાં ટીપામાં સૂર્યનો પ્રકાશ પડવાથી આકાશમાં જે રઙ્ગીન કમાન—ધનુષ્ય દેખાય છે તે—એ ધનુષ્ય સવારે પશ્ચિમ દિશાએ અને સાંજે પૂર્વ દિશાએ જણાયછે.
**ઇન્દ્રનીલ, પુ૦ [ સં૦ ]** નીલમણી; લીલમ.
**ઇન્દ્રવજ્રા, ( વૃત્ત ) ન૦ [ સં૦ ]** ચરણમાં અગિયાર અગિયાર અક્ષર આવે તેવું વૃત્ત—( તતજ, ગગ ).
**ઇન્દ્રવાણ—વાયણું, ન૦ [સં૦ ઇન્દ્રવારુણ]** એક જાતનું બારથી સુન્દર દેખાતું પણ ખાતાં અતિસેં કડવું લાગતું ફળ. ૨ ફુટડું પણ દુર્ગુણી માણસ.
**ઇન્દ્રાણી, સ્ત્રી૦ [ સં૦ ]** ઇન્દ્રની સ્ત્રી.
**ઇન્દ્રાયુધ, ન૦ ઇન્દ્રધનુષ્ય.** ૨ વરસાદની કમાન—જુદા જુદા રંગની આકાશમાં દેખાય છે તે.
**ઇન્દ્રાસન, ન૦ [ સં૦ ]** ઇન્દ્રનું સિંહાસન.
**ઇન્દ્રિય, સ્ત્રી૦ [ સં૦ ]** જે જે શકિતવડે બારના પદાર્થનું જ્ઞાન થાયછે તે તે. ૨ શરીરનાં જે દ્વાર—રસ્તે—અવયવે બારના પદાર્થનું જ્ઞાન થાયછે તે દ્વાર—રસ્તો—અવયવ. ઇન્દ્રિયો બે પ્રકારની ગણાયછે; **જ્ઞાનેન્દ્રિય** અને **કર્મેન્દ્રિય. જ્ઞાનેન્દ્રિયમાં** ત્વગિન્દ્રિય ( ચામડી ), ચક્ષુરિન્દ્રિય ( આંખ ), શ્રોત્રેન્દ્રિય ( કાન ), રસનેન્દ્રિય ( જીભ ) અને ઘ્રાણેન્દ્રિય ( નાક ) અથવા અડકવાની, જોવાની, સાંભળવાની, ચાખવાની અને સુંઘવાની ઇન્દ્રિયો આવી. એ એકેકી ઇન્દ્રિયોનો એકેકો વિષય છે તે આ: સ્પર્શ, રૂપ, શબ્દ, રસ અને ગન્ધ, એ પ્રમાણે છે. **કર્મેન્દ્રિયમાં**—વાગિન્દ્રિય ( મોઢું ), હસ્તેન્દ્રિય ( હાથ ), પાદેન્દ્રિય ( પગ ), ગુદેન્દ્રિય (ઝાડાની વાટ ) અને ઉપસ્થેન્દ્રિય ( પિશાબની વાટ ) એ આવી. કેટલાક વિદ્વાન એ દશમાં **મન** મુકીને અગિયાર ગણેછે. વળી કેટલાએક વિદ્વાનો ઇન્દ્રિયના ત્રણ વર્ગ કરેછે. જ્ઞાનેન્દ્રિય, કર્મેન્દ્રિય અને અન્તરિન્દ્રિય. **અન્તરિન્દ્રિયમાં**—મન, બુદ્ધિ, ચિત્ત, અહઙ્કાર. ૩ જે અવયવે મૂત્રાય છે અથવા પિશાબ થાયછે તે; ઉપસ્થેન્દ્રિય.
**ઇન્દ્રિયગમ્ય, વિ૦ [ સં૦ ] ઇન્દ્રિયગોચર.**
**ઇન્દ્રિયગોચર, વિ૦ [સં૦ ]** ઇન્દ્રિય પોચી વળે તેવું; જ્ઞાન પામી શકાય તેવું.
**ઇન્દ્રિયજિત, વિ૦ [સં૦ ]** જેણે ઇન્દ્રિયોને જીતી હોય તે; મન મારેલું—મારી જાણતું હોય તે.
**ઇન્દ્રિયદમન, ન૦ [ સં૦ ]** ઇન્દ્રિયને જીતવી—વશ કરવી તે; મન મારવું તે; ઇચ્છા તોડી પાડવી તે.
**ઇન્દ્રિયનિગ્રહ—નિયમ, પુ૦ [સં૦] ઇન્દ્રિયદમન.**
**ઇન્દ્રી, [સં૦ ઇન્દ્રિય ].**
**ઇન્દ્રીજુલાબ, પુ૦** વારે વારે અને ઘણું મૂત્રાય તે. ૨ વારેઘડીયે ઘણો પિશાબ થાય તેવું જે ઓસડ તે.
**ઇન્ધણા,** બાળવાનાં લાકડાં.
**ઇન્ધન, ન૦ [ સં૦ ]** બાળવાનાં લાકડાં. ૨ બળતણ.
**ઇન્સ્પેક્ટર, પુ૦ [ અ૦ ]** તપાસ કરનાર; ઉપરી.
**ઇફા, અ૦** આ તરફ; આણીમેર.
**ઇબ્ને અમીર, પુ૦ [ફા૦]** અમીરનો છોકરો.
**ઇબાદત, સ્ત્રી૦ [ આ૦ ]** પૂજા; ભજન; ભકિત; બન્દગી.
**ઇબારત, સ્ત્રી૦ [ આ૦ ]** બોલવાં લખવાંની ઘપ—રીતિ—તરેહ—જુક્તિ.
**ઇભ, પુ૦ [ સં૦ ]** હાથી; ગજ.
**ઇભાનન, પુ૦ [સં૦ ]** ગણપતિ.
**ઇમ, એમ.**
**ઇમલો, પુ૦ અમલો.**
**ઇમાન, ન૦** ભાવ; વિશ્વાસ; ધર્મ ઉપર જે આસ્થા તે. ૨ ધર્મ; દીન; ૩ સાચવટ; પ્રમાણિકપણું.
**ઇમાનદાર, વિ૦** ઇમાનથી વેવાર ચલાવનાર; પ્રમાણિક; વિશ્વાસુ.
**ઇમાનદારી, સ્ત્રી૦** પ્રમાણિકપણું; સાચવટ.
**ઇમાની, વિ૦** ઇમાન ઉપર રેનાર; વિશ્વાસુ; સાચું.
**ઇમામ, પુ૦ [ આ૦ ]** ધર્મ સમ્બન્ધી કામકાજમાં જે આગેવાન તે; કાજી; મુલાં.
**ઇમામદાંડગો, પુ૦** ધરમનું નામ રાખી મોટી લુચ્ચાઇ કરનારો; ધરમની પણ તમા ન રાખી અતીસ પાપનું કામ કરનારો.

**ઇમારત, સ્ત્રી૦ [ આ૦ ]** બાંધવું-ચણવું તે; બાંધણી. ૨ પથ્થર, ચુનો, ઈંટ, માટી, લાકડું વગેરે સાધનોથી બાંધેલું જે મોટું ઘર તે; કિલ્લો; હવેલી. ૩ જુક્તિ; તદબીર.

**ઇયળ, સ્ત્રી૦** એક જાતનો ઝીણો લાંબો લીસો કીડો— અનાજ શાક વગેરેમાં હોય છે.

**ઇયા, અ૦ યા;** અથવા.

**ઇયાદ, યાદ.**

**ઇયાદગારી, યાદગારી.**

**ઇયાદદાસ્ત, યાદદાસ્ત.**

**ઇયાદી, યાદી.**

**ઇયાને, યાને.**

**ઇયાર, યાર.**

**ઇયારબાજ, યારબાજ.**

**ઇયારી, યારી.**

**ઇયાહુદી, યાહુદી.**

**ઇયાળ, અયાલ.**

**ઇરશા-ર્યા, ઈર્ષા.**

**ઇરાદો, પુ૦ [ ફા૦ ]** મનની ધારણા; મનસુબો; વિચાર; ઉદ્દેશ.

**ઇરાની, વિ૦** ઇરાન દેશ સમ્બન્ધી.

**ઇલકાબ, પુ૦ [ આ૦ ]** કાગળપત્તરમાં લખવાનો એકાદો મોટો ખિતાબ; યોગ્યતામાન. ૨ સરકાર-રાજ્ય તરફથી આપવામાં આવેલી પદવી.

**ઇલમ, પુ૦ [ આ૦ ઈલ્મ ]** હરકોઈ વિદ્યા; શાસ્ત્ર; કળા. ૨ મેલી વિદ્યા; જાદુ. ૩ ઇલાજ; તજવીજ.

**ઇલમી વિ૦** ઇલમ જાણનાર; કામેલ; હોશિયાર. ૨ ભુવો; ગુણી.

**ઇલા, સ્ત્રી૦ [ સં૦ ]** પૃથ્વિ.

**ઇલાકો, પુ૦** રાજ્યકારભાર કરવા સુતરો પડે તેને માટે કરેલો રાજ્યનો વિભાગ રૂપ જે પ્રદેશ તે. ૨ તાબો; ધણીપણું.

**ઇલાચો, અલેચો.**

**ઇલાજ, પુ૦ [ આ૦ ]** ઉપાય; તજવીજ; યુક્તિ; જેથી કંઈ કામ પાર પડે તે રીત. ૨ ઓસડ; દવા.

**ઇલાયચી, એળચી.** ૨ એક જાતની ડાંગર.

**ઇલાયચો, અલેચો.**

**ઇલ્લાયજી,** હોળીમાં રમવાને કરેલું પુતળું.

**ઇલેક્ટ્રિક ટેલીગ્રાફ, પુ૦ [ અ૦ ]** વિજળીની મારફતે મોકલાતો સન્દેશો; તારમાં મોકલેલી ખબર.

**ઇલેક્ટ્રિસિટિ, સ્ત્રી૦ [અ૦]** વિજળી; વિદ્યુત; ૨ વિજળીથી થતા બનાવોનું જ્ઞાન આપનારી વિદ્યા.

**ઇશ, અ૦** ધિક્કાર સૂચક શબ્દ.

**ઇશક, પુ૦ [ આ૦ ઇશ્ક ]** એકાદી વસ્તુ અથવા એકાદાં કર્મ ઉપર અતીસે ચાયના તે. ૨ સ્ત્રીનો પુરુષને માટે ને પુરુષનો સ્ત્રીને માટે જે ઉભરાતો પ્રેમ તે. ૩ સ્ત્રી પુરુષનો રતિસમ્બન્ધ; સમ્ભોગ; સોબત.

**ઇશકબાજ, વિ૦ [ઇશ્કબાજ]** પ્રેમી; રસિક. ૨ છિનાળવા; રણ્ડીબાજ.

**ઇશકબાજી, સ્ત્રી૦** પ્રેમરમણ. ૨ રણ્ડીબાજી.

**ઇશકપેચ,** એક જાતનું ફુલ-ઝાડ.

**ઇશકી, વિ૦** સૌન્દર્ય ભોગી; શોખી; ફાંકડો. ૨ છેલ; ફક્કડ; ઇશકી ટટ્ટુ; ઇશકબાજ.

**ઇશારત, સ્ત્રી૦ [ ફા૦ ]** એકાદા છાનાં ચાળાથી ચેતવવું તે; સઙ્કેત; સાન. ૨ ચિહ્ન; નિશાની ( ખબર આપવાને ).

**ઇશારો, પુ૦ [ ફા૦ ]** સઙ્કેત; સાન. ૨ સંક્ષેપમાં મર્મ જણાવવો તે.

**ઇષ્ટ, વિ૦ [સં૦]** વાલું; પ્યારું. ૨ ઇચ્છેલું; ધારેલું. ૩ અનુકૂલ; મેહેરબાન.

**ઇષ્ટદેવ, પુ૦ [સં૦]** જેનાપર આસ્થા બેઠી હોય તે કુળદેવ.

**ઇષ્ટમિત્ર, પુ૦ [ સં૦ ]** વાલો મિત્ર; પરમસ્નેહી.

**ઇષ્ટરાશિ, સ્ત્રી૦ [સં૦]** ખોટી ધારેલી-કલ્પેલી સઙ્ખ્યા ઉપરથી ખરો ઉત્તર કાડવાની એક રીતિ-અઙ્કગણિતમાં.

**ઇષ્ટાપત્તિ, સ્ત્રી૦ [ સં૦ ]** ઇચ્છેલું પ્રાપ્ત થવું તે.

**ઇષ્ટિ૦ સ્ત્રી૦ [ સં૦ ]** કોઈ પણ હોમ-યજ્ઞ કરવાની અથવા બલિદાન-ભોગ આપવાની ક્રિયા.

**ઇસ્કામત, સ્ત્રી૦** માલ મિલ્કત.

**ઇસબગોળ, પુ૦ [ ફા૦ ]** એક જાતનાં બિયાં-ઓસડ દાખલ વપરાયછે.

**ઇસમવાર,** કોમવાર; કોમ પ્રમાણે. ૨ જનવાર; માણસ પ્રમાણે.

**ઇસવી, વિ૦** ઇસુ સમ્બન્ધી. ઇસવીસનનો આરમ્ભ ઇસુ ચાર વર્ષનો હતો ત્યારથી ગણાયછે.

**ઇસારત, સ્ત્રી૦ ઇશારત.**

**ઇસારો, પુ૦** ઇશારો.

**ઇસ્કરુ, પુ૦ [ અ૦ ]** ગોળ ફેરવાતો જે ખીલો-આંકડો તે. ૨ ચાંપવા-દાબવાનો જે સાંચો તે.

**ઇસ્કોલ, સ્ત્રી૦ [ અ૦ સ્કુલ ]** નિશાળ.

**ઇસ્ટાકિઙ્ગ, ન૦ [ અ૦ ]** પગે પેરવાનાં મોજાં.

**ઇસ્ટેટ, ન૦ [અ૦ ]** સ્થાવર મિલકત-ઘર જમીન વગેરે.

**ઇસ્તલાહ, સ્ત્રી૦ [ આ૦ ]** ભાષાની ખાસ રુઢિ; શુદ્ધ ચાલુ રીત; ખાસ ધપ-ચાલ. ૨ મિસલ; ઉપમા.

**ઇસ્તેહાર, ન૦ [ આ૦ ]** જાહેર-મશહુર થવું તે.

**ઇસ્ત્રી, સ્ત્રી૦** અઙ્ગારા ભરેલી જાળીવાળી લોડાંની જે પેટી હાર ભરેલાં આલાંલીલાં કપડાં ઉપર ફેરવેછે તે—એનું તળિયું પિત્તળનું હોય છે.—ઇસ્ત્રી કરવી

કેવાય છે. ઇસ્ત્રીનાં કપડાં એટલે ઇસ્ત્રી ફેરવેલી–કરેલી એવાં કરચલી વનાનાં સાફ ને અક્કડ કપડાં.

**ઇસ્પિતાલ, સ્ત્રી૦ [ અ૦ ]** જયાં દરદીને મફત દવા મળે, તેની તપાસ થાય અને તેને રેવાનું મળે તે ઠેકાણું; દવાખાનું; ઔષધશાળા.

**ઇહાં, અ૦** અહીંયાં; આ જગામાં; આ તરફ; આ બાજુ.

**ઇંહે, અ૦** એની સાથે.

# ઈ.

**ઈ, પુ૦ [ સં૦ ]** ચોથો મૂળાક્ષર; બીજો દીર્ઘસ્વર.

**ઈ, અ૦** કોઇને ચીડવતી વેળા મોડામાંથી નિકળતો શબ્દ.

**ઈક્ષણ, ન૦ [ સં૦ ]** જોવું તે; નજર. ૨ આંખ; ચક્ષુ; નયન.

**ઈક્ષિત, વિ૦ ધા૦ [ સં૦ ]** જોયલું; દીઠેલું.

**ઈંટ, સ્ત્રી૦ [ સં૦ ઇષ્ટિકા ]** ભીત–કરો ચણવાને માટીના ચોકલનો ચોખુણ ઘાટ કરી તડકે સુકવી અગ્નિમાં પકવી બનાવેલો જે પદાર્થ તે. ૨ દેખાળો.

**ઈંટકો, પુ૦** ઈંટનો કકડો; રોડું.

**ઈંટડી, સ્ત્રી૦** ઈંટ.

**ઈંટરડી, સ્ત્રી** ઈંટ. ૨ એક જાતનું જિવડું.

**ઈંટારો–ળો, પુ૦** ઈંટ ચૂનાનો થયલો જે પથ્થર તે; ભારાનું ઢેફું.

**ઈદ, સ્ત્રી૦ [ આ૦ ]** મુસલમાનનો તેહેવાર.

**ઈનમીન, વિ૦** આ એક ને તે બીજો એટલાં–માણસ વગેરે ( છોકરાંઓમાં વપરાય છે ).

**ઈનમીનસાડેતીન, વિ૦** ઘણાંજ થોડાં.–ત્રણ ચારથી વધારે નહિ તેટલાં.–માણસ; જુજ; જોઇએ તે કરતાં ઓછાં.

**ઈપ્સિત, વિ૦ [ સં૦ ]** ઇચ્છેલું.

**ઈર્ષા–ઈર્ષ્યા, સ્ત્રી૦ [ સં૦ ]** એકનું સારું જોઇને તેના જેવું થવાનો–કરવાનો બીજાના મનમાં જે જોસ્સો થઈ આવવો તે; સરસાઈ; હોંસાતોંસી; દેખાદેખી; સ્પર્ધા; બરોબરી; ચડાચડી. ઈર્ષાના એ ઉપલા અર્થમાં સામાનું સારું દેખી તેમ કરવાનો ભાવ અને યત્ન હોય છે અને મત્સર, અદેખાઈમાં સામાનું ન સહન થતાં તેનું ખરાબ કરવાનો ભાવ અને યત્ન હોય છે. ૨ મત્સર; અદેખાઈ; દ્વેશ.

**ઈશ, પુ૦ [ સં૦ ]** મોટો ધણી–સાહેબ–શેઠ–સ્વામી; રાજા; ઇશ્વર; પ્રભુ. ૨ અમલ ચલાવનારો-કરનારો (ન્યાયાધીશ).

**ઈશાન, સ્ત્રી૦ [ સં૦ ઐશાની]** ઉત્તર અને પૂર્વ એ બે દિશાની વચમાંની જે દિશા અથવા વચમાંનો જે ખુણો તે. **ઈશાનકોણ.** ૨ શિવ અથવા વિષ્ણુનું નામ.

**ઈશ્વર, પુ૦ [ સં૦ ]** જગતકર્તા પ્રભુ; ૨ શિવ. ૩ વિષ્ણુ. ૪ સહુથી મોટો. એ બીજા શબ્દ સાથે જોડાય છે–જગદીશ્વર, રામેશ્વર, કવીશ્વર, યોગીશ્વર ઇ૦ તેમ **ઈશ્વરકર્તૃત્વ, ઈશ્વરકૃતિ, ઈશ્વરકૃપા, ઇશ્વરદત્ત,** ઈ૦ શબ્દોમાં **ઈશ્વર** એટલે **જગદીશ્વર.—ઉપર ચિઠ્ઠિ;–** ઇશ્વરનો આધાર;—**માથે રાખીને,** ઇશ્વરનો ડર રાખીને, પ્રતિજ્ઞા પૂર્વક;—**ની ચિઠ્ઠિ,** દૈવયોગે જે બની આવે તે;—**ની દોરી,** આયુર્દાની દોરી;—**ના ઘરનું,** કુદરતી;—**ના ઘરનું તેડું,** મોત આવવું તે;—**ના ઘરનો ચોર,** ઇશ્વરનો અપરાધી, પાપી;—**ના હાથમાં દોરી,** આ જગત્ જાણે નાટકશાળા છે, ઇશ્વર સૂત્રધાર છે, તે દોરી હલાવે છે તે પ્રમાણે જગતનાં પ્રાણી વર્તે છે તે પરથી;—**ની હજુરમાં જવું,** મરી જવું;–**ને ઘેર જઇ આવવું,** મોતમાંથી બચવું, મરણ પથારીમાંથી ઉઠવું;—**રે સામું જોયું,** નઠારામાંથી સારું થવું.

**ઈશ્વરી, વિ૦ [ સં૦ ]** ઇશ્વરનું–સમ્બન્ધી.

**ઈશ્વરી, સ્ત્રી૦ [સં૦] શક્તિ;** માતા; લક્ષ્મી, સરસ્વતી ઈ૦.

**ઈશ્વરીનિયમ, પુ૦** ઇશ્વરે કરેલો જે નિયમ તે; કુદરતનો ધારો.

**ઈશ્વરીન્યાય, પુ૦ [ સં૦ ]** ખરેખરો ઇનસાફ (જાણે ઇશ્વરેજ કરયો હોયની ).

**ઈશ્વરીપુરુષ, પુ૦ [સં૦]** ઇશ્વરના જેવા ગુણો જેનામાં હોય તે; અવતારી–અંશી પુરુષ. ૨ ભોળો; ઓલિયો.

**ઈશ્વરેચ્છા, સ્ત્રી૦ [ સં૦ ]** ઇશ્વરની જે ઇચ્છા તે.

**ઈસ, સ્ત્રી૦** ખાટલા—ઢોલિયાનાં જે આડાં ઊભાં લાકડાં તે અથવા એમાંનું એક. ચાર પાયા ને ચાર ઈસ. ખાટલાની લંબાઇવાળા પાયામાં નાંખવાનાં બે લાકડાં તે. નાનાં પોળાઇનાં લાકડાં તે ઉપળાં—ઉપળિયાં કેવાય છે.

**ઈસકોતરિયો–રો, પુ૦** ઘણાં ખાનાં હોય તેવી એક તરેહની નાની પેટી.

**ઈસકોતરી, સ્ત્રી૦** નાની ખાનાવાળી પેટી.

**ઇસેસ, પુ૦** એક જાતનો ગુંદર; સેરીલોબાન.

# ઉ.

**ઉ, પુ૦ [ સં૦ ]** પાંચમો મૂળાક્ષર; ત્રીજો હ્રસ્વસ્વર.

**ઉં:, અ૦** દુઃખ કણ્ટાળાની સૂચના કરે છે. ૨ તમે કોછો તે ઠીક છે–હું સાંભળું છું એ અર્થમાં.

**ઉંઆં, અ૦** તરત જન્મેલાં છોકરાંઓનું જે રડવું તે.

**ઉંગણ, પુ૦** પૈડાંમાંનો ખીલ.

**ઉંઘરટ્ટું–ણસી, વિ૦** ઘણુંજ ઉંઘ્યાં કરે તે; જેને બહુ ઉંઘવાની ટેવ હોય તે. ૨ એદી; સુસ્ત; આળસુ.

**ઉંઘવું, ક્રિ૦ અ૦** ઊંઘવાળી હાલતમાં હોવું; ઊંઘ લેવી; નિદ્રા કરવી. ૨ ભમરડાનું ગુંજે થવું.

**ઉંઘાખળું, વિ૦** ઉંઘરટ્ટું–ણસી.

**ઉંચકવું-લવું,** ક્રિ૦ સ૦ નીચે પડેલું ઉઠાવવું-ઉપર લેવું. ૨ ઉપરનો ભાર ઝિલવો; તોળી રાખવું.

**ઉંચાઈ,** સ્રી૦ સપાટીની ઉપરની જે ઉભી લમ્બાઈ તે; તળિયાંથી તે ટોંચ સુધીનું માપ.

**ઉંચાણ,** ન૦ ઉંચાઈ. ૨ ઊંચી જગો; ટેકરી.

**ઉંજણી,** સ્રી૦ ઉંજવું તે. ૨ ઉંજવાની રીત; આડા-પાછી; ઉંજણી નાખવી.

**ઉંજવું,** ક્રિ૦ સ૦ ચિકણી વસ્તુ ઘાલી અન્દર સઘળે ફેરવવી (પૈડામાં તેલ ઉંજવું). ૨ મન્ત્ર ભણી પીછી વતે વા નાખવો-ઉપર હેઠળ ઝાપટવું (ગુણી ઉંજેછે). ૩ મન્ત્ર ભણી દરદ ઉપર લોઢું ફેરવવું (ધાવરું ઉંજવું).

**ઉંટકટો,** પુ૦ પીળાં ફૂલનો કાંટાવાળો એક છોડ.

**ઉંટડી,** સ્રી૦ ઉંટની માદા. ૨ ઘડવાનાં કામમાં આવતું સોનીનું કાંસાનું એક ઓજાર.

**ઉંટવૈદું,** ન૦ ગ્રન્થ ભણ્યા વિના જે ઉપરચોટિયું વૈદું કરવું તે; વગર આવડતે વૈદ ફેવડાવવું તે.

**ઉંટાટિયું,** ન૦ બાળકને આંકડી ને ઉધરસ આવ્યાં કરે તે રોગ.

**ઉંટિયાજીરું,** ન૦ એક ઓષધિ.

**ઉંડળ,** સ્રી૦ બાથ. "જેને ચાલે ધરતી ધ્રુજે, આભ ઉંડળમાં ભરતા; જેની ફૂંકે પર્વત ફાટે, તે નર દીઠા મરતા" (પ્રીતમ).

**ઉંડળગુંડળ,** ગોળો પિંડાળો; ગોટાપોટા. "વાંકું મુખ ને મસ્તક મોટું, પાઘડી ઉંડળગુંડળ" નળાખ્યાન.

**ઉંડું,** વિ૦ ઉણ્ડું.

**ઉંઢણ,** ઉંઢણી.

**ઉંઢણિયાં,** ન૦ જ્યાંથી શિંગડાં ફૂટવાનાં હોય તે—ઉપડેલો ભાગ-માથાનો (વાછરડાં ઉંઢણિયાં મારે છે).

**ઉંઢણી,** સ્રી૦ લુગડાં-ઘાસનો જે વીંટો ગોળ વાળેલો પ્રથમ માથા ઉપર મુકી તેના ઉપર બૈરાંઓ પાણી ભરેલાં વાસણ મુકે છે તે.

**ઉંઢલિયું,** ન૦ ઉંઢણિયું.

**ઉંઢાણિયું,** ન૦ ઉંઢણિ.

**ઉંદર,** પુ૦ [ સં૦ ઉન્દુરુ ] એક જાતનું ચાર પગનું ફૂતડ પ્રાણી-એ ઘરો, વાણના ભણ્ડારમાં રેછે-અનાજ ખાય છે, કપડાં કાગળ કરડે છે.

**ઉંદરકરણી,** સ્રી૦ ૧ વનસ્પતિનું નામ. ૨ ઉંદરની પેઠે ધીમે ધીમે—ફોળી ફોળી—નુકસાન કરવું તે.

**ઉંદરડી,** સ્રી૦ ઉંદરની માદા.

**ઉંદરવાઈ,** સ્રી૦ ઉંદર પકડવાનું પાંજરું.

**ઉંદરિયું,** ન૦ ઉંદરના જેવું—નુકસાન કરનારું. ૨ ઉંદર પકડવાનું પાંજરું; ઉંદરવાઈ.

**ઉંદરી,** સ્રી૦ માથા ઉપર જે ફોલ્લી ફોલ્લી હોય ને ખજવાળેથી ધોળો ભૂકો નિકળે તે.

**ઉંધ,** ઉધ. ગાડાનાં ધરીમાંથી હડા (હણ્ટડા) સૂધી લંબાયલાં બે લાકડાં હોય છે તે.

**ઉંધણિયાં,** ઉંઢણિયાં.

**ઉંધાંધળું,** વિ૦ ઝાંખું. 'આજનો દીન ઉંધાંધળો.'

**ઉંધયું,** ન૦ ઉબડિયું.

**ઉંફાયલું,** વિ૦ જરીક ઊનું-ગરમ (પાણી).

**ઉંફાળું,** વિ૦ ઊંફવાળું-આપનારું; થોડુંક ગરમ.

**ઉંબડિયું,** ઉબડિયું.

**ઉંબર-રો-મરો,** પુ૦ બારણાની બે ઉભી બારશાખોની વચમાંનું જમીન સાથે બેસાડેલું જે પાટીયું તે. ૨ આંગણું; ઘરનો આગલો ભાગ. ઉંબર ઓળઙ્ગવો. "ઉંબર તો ડુઙ્ગર થયારે, પાદર થયાં પરદેશ."

**ઉંબર,** ઉમરો; ગુલરનું ઝાડ.

**ઉંબરટ,** ઉંબર-મર. 'ઉંબરટે બેસી લઘુશઙ્કા કરે.'

**ઉંબરી૦** સ્રી૦ ઉંબરાને બે છેડે—બારશાખની તળે જે ટોલ્લાને આકારે નાનો લાકડાંનો બારશાખનો અવયવ હોય છે તે.

**ઉકટવું,** ક્રિ૦ ઉટકવું; અજવાળવું; માંજવું; સાફ કરવું.

**ઉકટામણી,** પરણ્યા પછી માંડવાને દાંડે કે ગલાલ રમવાને દાંડે વરનો ગોર બેઉ પક્ષના પૂર્વજો વગેરેના નામનો જે કાગળ વાંચે છે તે.

**ઉકડો,** પુ૦ કોઈ વસ્તુની દરરોજની ખરીદીનું નાણું રોજરોજ ચુકવી આપ્યાને બદલે કોઈ મુદતસર એકદમ ચુકવી આપવાનો ઠરાવ કરી રોજ રોજ તે વસ્તુ લયાં કરવી એવો વેચનાર સાથે જે બન્દોબસ્ત તે; રાતમ (દુધ, પાન, ફૂલ વગેરેનો ઉકડો).

**ઉકડ્રો-ચડો-રડો,** પુ૦ [ સં૦ ઉત્કર ] છાણ પૂંજનો ઢગલો—જ્યાં કચરો એકઠો થયા કરે તે ઠેકાણું. ૨ કોઈ પણ ગન્ધ-વાસ મારતું ઠેકાણું; નઠારી જગા.

**ઉકરડી,** સ્રી૦ નાનો ઉકડ્રો-રડો. ૨ **ઉકરડીનોતરવી.** જનોઈ લગનમાં બૈરાંઓ ગાતાં ગાતાં ઉકરડા આગળ પાણી છાંટી પાપડ, પુરી, સોપારી પૈસો મૂકે છે ને મૈયારી—વહુવારુ ઉંચકી લે છે ને એ વેળા સહુ પેલીને હડે હડે કરે છે.

**ઉકલવું,** ક્રિ૦ અ૦ ઓળખાવું; વઞ્ચાવું; સમજાય તેવું હોવું (અક્ષર ઉકલતા નથી). **ઉકલાવું,** એની મેળે ઉકલવું. ૨ અકળાવું.

**ઉકળવું,** ક્રિ૦ અ૦ પાણી અને પાણી જેવા પદાર્થે ઘણું ગરમ થવું; ખળખળ શબ્દ થાય તેવું હુનું થવું. ૨ કામ થવું (તેનાથી કંઈ ઉકળવાનું નથી).

**ઉકળાટ,** પુ૦ ગરમી-તાપથી થતી જે અકળામણ તે; બફાઈ જવું તે; ધામ.

**ઉકાંશી,** જેમ તેમ. "ઉર્વશીને ઉકાંશી ઉઠાડી," પ્રે૦ ઋષ્યશૃંગ.

**ઉકાંટો, પુ૦** આરત, ઉત્કર્ષા. 'ઉકાંટો અતિશે ઘણો રે, ઉર અવલોકન આપ રે' (ભાલણ). ૨ કમકમી; કંટાળો. ૩ ઓકારી આવવી.

**ઉકાળવું, ક્રિ૦ સ૦** ઉકળે તેમ કરવું; ગરમીથી પ્રવાહીને ખળખળ થાય તેવું કરવું. ૨ ફાયદો-લાભ કરવો; સારું કરવું (તેણે કંઈ તારું ઉકાળ્યું ?). ૩ તૈયાર કરવું; કામ પાર પાડવું (તે શું ઉકાળવાનો છે ?).

**ઉકાળો, પુ૦** ઓસડનો કાવો. ૨ સોની લુહાર જે આમલી ઉકાળે છે તે. ૩ ગરમી; બાફ; ધામ.

**ઉકેડો, પુ૦ ઉકરડો.**

**ઉકેલ, પુ૦** ઉકેલવાની શક્તિ—સૂઝ-સમજ-ટેવ (તેને ક્રમનો ઉકલ નથી). ૨ નિકાલ; ફડચો.

**ઉકેલવું, ક્રિ૦ સ૦ [ સં૦ ઉત્કલન ]** ઉકલે તેમ કરવું; ઓળખવું; વાંચી શકવું. ૨ ગૂંચ કાડવી; ઉખેળવું. ૩ ન ગૂંચવાતાં સેહેલથી કામ કર્યાં જવું; કામ પતે તેમ કરવું; નિકાળ આણવો.

**ઉક્ત, વિ૦ [ સં૦ ]** કયલું; બોલેલું; કથિત.

**ઉક્તિ, સ્રી૦ [સં૦]** કેવું-બોલવું-વદવું તે; કથન.

**ઉખડવું, ક્રિ૦ અ૦** અન્દરથી બાર નિકળી પડવું; ખોદાવું; પોપડા નિકળવા. ૨ **ઉખડી જવું.** ધૂળધાણી થઈ જવું; પાયમાલ થવું (તેનું ઘર ઉખડી ગયું).

**ઉખડી, ઉખળી.**

**ઉખદ, સ્રી૦** નર્વ.

**ઉખમા,** તાકાત; હોંસ.

**ઉખર, ન૦** માંસ. **સ્રી૦** જ્યાં પાક સારો ન થતો હોય તેવી જમીન; ન ખેડાય તેવી જમીન; ખાડી, કોતર ડુંગર વગેરે.

**ઉખળ, ન૦ ઉખળું.**

**ઉખળી, સ્રી૦** ખાંડણી (ગોલાની)-'પ્રભુ તાણી બાંધ્યા ઉખળી' (પ્રેમાનન્દ).

**ઉખળું, ન૦ [ સં૦ ઉલૂખલ ]** ખાંડણી. ૨ બળદનું ચોકિયું. ૩ સાંબેલું.

**ઉખળો, પુ૦** ઉખળું. ૨ વયના પ્રમાણમાં ઘણું જ લામ્બું વધી ગયલું માણસ તે.

**ઉખાંગવું, ક્રિ૦ અ૦** આરડવું; બરાડવું (ગોધાએ).

**ઉખાણું, ન૦** વસ્તુ ઓળખી કાડવાને તેને મળતું આવતું એવું સમસ્યા રૂપ જે કથન તે; કૂટાર્થ વાક્ય. "દમ દોલ માય પોલ, ઉપર છત્તર છાયા, મારું ઉખાણું કે તેને, આપું સુનાના પાયા," એ ઉખાણું પાણીના ટાંકાને માટે છે.

**ઉખાયણા, અ૦** ખાટલા વિના જમીન પર સૂઈ રહેવું તે.

**ઉખેડવું, ક્રિ૦ સ૦ [સં૦ ઉત્ખનન ]** ઉખડે તેમ કરવું;- આખું ખોદવું; પોપડા કાડવા. **ઉખેડી નાંખવું;-** પાયમાલ કરવું; દુર્દશામાં આણવું.

**ઉખેળવું, ક્રિ૦ સ૦** ગૂંચવાયલું છૂટું કરવું. ૨ વિટાળેલું પાછું ફેરવવું.

**ઉગટ, ન૦ પુ૦** માંઝ્યા પછી પાછું અકીક-વાળાકુંચી વગેરેથી ઘસી ચળકાટ લાવવો તે. ૨ ગાડીનાં પૈડાં સરી ન જાય તેને સારુ જે **પથ્થર** લાકડું વગેરેનું જે અટકણ આપેલું તે.

**ઉગતુંજીરું, ન૦** એક જાતની ઔષધિ.

**ઉગમ, પુ૦ [ સં૦ ઉદ્‌ગમ]** મૂળ; ઉત્પત્તિસ્થાન; પેદાશનું અસલ ઠેકાણું.—નદીનો ઉગમ એટલે જ્યાંથી નદી પ્રથમ વેવા માંડે તે ઠેકાણું. **સ્રી૦ ઉગમણ.**

**ઉગમણ, સ્રી૦** પૂર્વ દિશા.

**ઉગમણું, વિ૦** પૂર્વદિશા તરફનું.

**ઉગટણું, ન૦** ઉગટ કરવો તે. 'બાવના ચન્દન ઉગટાણું કીધું' (સુરેખાહરણ).

**ઉગર, સ્રી૦ ઓગાળ.** 'આગે જ્ઞાની કોટ વીના, તેના ગ્રન્થ મોટા મરમ; તેહ તણી ઉગર સાંભરી, શોધ કરું હું શરમ. (શુ૦ આ૦).

**ઉગરવું, ક્રિ૦ અ૦** કોઈ સંકટ-દુ:ખમાંથી બાર-સલામત નિકળી આવવું; બચી જવું. નુકસાન-ખરચમાં ન આવવું; ન ખપી જવું; રેવું; બચવું; (પૈસો). ૨ લાભ ખાતે બાકી રેવું. 'આપણો ચીંતવ્યો અર્થ કંઇ નવ સરે, ઉગરે એજ ઉદ્વેગ ધરવો' (નૃસિંહ). 'વદને શું ઉગરે, જે શરણ આવ્યું પાછું ફરે (પ્રે૦). ખેતરમાં થયેલા પાકનું વડાઈ ઠેકાણે પડવું (ત્રણ મગ ઉગરી ગયા).

**ઉગવું, ક્રિ૦ અ૦ [ સં૦ ઉદ્‌ગમન ]** જમીનમાંથી બાર વધી આવવું—(અનાજ વગેરે). ૨ બાર દેખાવું; નજરે પડવું (તારો-સૂરજ ઉગ્યો). ૩ ઉગી નિકળવું- સારે રસ્તે વપરાયાથી લાભ થવો; ફળવું.

**ઉગવવું, ક્રિ૦ સ૦** સુકવવું. 'રક્તામ્બર ઉગવિયાં યથા' (ભા૦). ૨ ઉગે તેમ કરવું.

**ઉગામવું, ક્રિ૦ સ૦** મારવાને સારુ ઊંચકવું; ઉપાડવું; હાથ ઉગામવો; તરવાર ઉગામવી ઇ૦.

**ઉગાર, પુ૦** જે કંઈ ઉગરેલું તે; બચાવ; ન ખપતાં બાકી રયલું તે. ૨ ફાયદો; લાભ.

**ઉગારવું, ક્રિ૦ સ૦** સંકટ-દુ:ખમાંથી બચાવવું-બાર કાડવું. ૨ ન ખપાડી દેવું; બાકી રાખવું; વધારવું.

**ઉગારીનાંખવું-મૂકવું,** ભેલાડવું-ભેલાડી નાંખવું.

**ઉગારો, પુ૦ ઉગાર.** ૨ વરસાદ વગેરેના પાણીથી ઉગેલા જે નાના છોડાંનો સમૂહ તે.

**ઉગ્ર, વિ૦ [ સં૦ ]** કરડું; કઠોર. ૨ ચીડિયું; ક્રોધી-તામસી. ૩ બિયામણું; ભયંકર. ૪ ક્રૂર; ઘાતકી. ૫ સક્ત; ન ખમાય તેવું.

**ઉગ્રતા, સ્ત્રી૦ [ સં૦ ]** ઉગ્રપણું-સ્થિતિ.

**ઉગ્રવીર, વિ૦** શક્તિમાન્ પુરુષ.

**ઉગ્રશાસન, વિ૦** સખત હુકમ આપનાર.

**ઉઘટવું,** ઉઘડવું.

**ઉઘડવું, ક્રિ૦ અ૦** બન્ધ હોય તે ખુલ્લું થવું (બારણું). ૨ પ્રકાશ પડે તેમ થવું; મેઘ-વાદળાં ખસી જઈ સાફ દેખાવું ( આકાશ—પણ વરસાદ ઉઘડ્યો છે એમ કેવાય છે ). ૩ કલ્યાણ-સારું થવું; પ્રાપ્તિ થવી (નસીબ). ૪ પાર પડવું; તૈયાર થવું; સિઝવું. (કામ).

**ઉઘડું, વિ૦ ઉઘાડું.**

**ઉઘરાણી, સ્ત્રી૦** આપેલું પાછું લેવાને વારે વારે જે માગણી કર્યા કરવી તે. ૨ જે માંગતું પાછું લેવાની વારે ઘડિયે માગણી થતી હોય તે લેણું. ૩ હરકોઈ કામને સારુ જે તાકીદ કરાવ્યાં કરવી તે; તકાજો-દો. ૪ જુદે જુદે ઠેકાણે વેરેલું નાણું એકઠું કરવું તે.

**ઉઘરાણું, ન૦** ઉજાણીનાં, પરમારથનાં વગેરે કામને માટે જુદા જુદા શખસોએ પોતપોતાની શક્તિ પ્રમાણે નાણું કાઢી મોટી રકમ ઉભી કરવી તે; ટીપમાં ભરવું તે; ટીપ કરવી તે. ૨ ( એમ ) એકઠું થયલું જે નાણું તે ઉઘરાણું થવું-કરવું.

**ઉઘરાત, સ્ત્રી૦** સરકારે જમીનના ખાતેદારો પાસેથી પોતાનું લેણું વસૂલ કરવું તે; તેહેસીલ.

**ઉઘરાતદાર, પુ૦** ઉઘરાત કરનાર કામદાર; તેહેસીલદાર; પટેલ, તલાટી.

**ઉઘરાવવું, ક્રિ૦ સ૦** જુદે જુદે ઠેકાણેથી માગી લેવું ( એકાદું ભણ્ડોલ કરવા સારુ ).

**ઉઘરાળો, પુ૦ ઓઘરાળો.** ૨ દુધપાક કઢી વગેરે પિરસવાનું કડછી જેવું વાસણ.

**ઉઘલાવવું ક્રિ૦ સ૦** તૈયાર કરી બાર—રસ્તે પડવું; તૈયાર થવું (વર ઉઘલાવી લાવ્યા).

**ઉઘાડ, પુ૦** આકાશમાંથી મેઘ—વાદળાંનું જતું રેવું, થવું અને પ્રકાશ પડવો તે. ( આજ વરસાદે ઉઘાડ આપ્યો છે ).

**ઉઘાડબારું, ન૦** ઉઘાડું તે; છાનું જણાઇ આવે તેવું-એકાદી ચીજ સેલથી ચોરાઈ જાય તેવું ખુલ્લું ઠેકાણું.

**ઉઘાડવું, ક્રિ૦ સ૦ [ સં૦ ઉદ્ઘાટ્ ]** બન્ધ હોય તે ખુલ્લું કરવું. ૨ લાભ કરી આપવો. ૩ છુપું હોય તે પ્રગટ કરવું.

**ઉઘાડું, વિ૦** બન્ધ-બીડેલું-ઢાંકેલું નહિ તેવું; ખુલ્લું. ૨ ગુપ્ત-છાનું-ખાનગી નહિ તેવું; જાહેર; દેખાતું; જણાતું. ૩ સાફ; ચોખ્ખે ચોખ્ખું; મનમાં ને બાર જુદું ન હોય તેવું. ૪ સમ્ભાળ વનાનું; છુટું; રઝળતું. ૫ શરીરે વસ્ત્ર ઘરેણા વનાનું. ૬ ઓથ્યા વગરનું. **ઉઘાડું થવું-કરવું-પાડવું. ઉઘાડું 'પુગાડું'**-શરીરે સારાં લુગડાં વનાનું. ૨ નાગું.

**ઉઘાડેછોક, અ૦** ખુલ્લી રીતે; સહુ દેખે તેમ.

**ઉચક, ઉધડ-ડું.**

**ઉચકો, પુ૦** આટલું ને આવું કામ કરી આપવું અને આટલું લેવું એવો જે બન્દોબસ્ત—પટ્ટણ તે. ૨ કકડે કકડે નહિ પણ એકદમ માલ નાણું આપવાનું જે સાટું તે ( પછી નફો થાઓ કે નુકસાન થાઓ ). ઉધડું તે.

**ઉચક્કો, પુ૦** ડાંડ; ડાંડગો; ઠગ; ચોર; લુચ્ચો.

**ઉચડવું, ક્રિ૦ ઉચેડવું.**

**ઉચમ્બળવું, ક્રિ૦** ઉછળવું.

**ઉચરવું, ક્રિ૦ સ૦** બોલવું; વદવું; કેવું. ૨ વચન આપવું; કબૂલ થવું.

**ઉચળવું, ક્રિ૦ અ૦** ઉચાળો ભરી ચાલતા થવું. 'ગોપ-માત્ર અહીંથી ઉચળો' ( પ્રે૦ ).

**ઉચાર, પુ૦ ઉચ્ચાર.**

**ઉચાપત, સ્ત્રી૦** સોંપણમાંથી કેટલુંક છાની રીતે ઉપાડી લઈ લીધેલું તે. ૨ સરકારી નાણું ખાઈ જવું— ૨ ઘરમાં ઊંચું મેલવું તે.

**ઉચાળવું, ક્રિ૦ સ૦** ઘર વાખરા સહિત ખસેડવું-કાઢી મુકવું. 'જમુનાનું જળ નિર્વિખ કીધું, એને ઉચાળી.'

**ઉચાળો, પુ૦** વપરાતો સઘળો સામાન પછી આખો ભાંગો ગમે તેવો (ઘરનો ઉચાળો ). **ઉચાળા-ળો**— ભરાવવો, કાઢી મુકવો. **ઉચાળા ભરવા,** સઘળો વાસ લઇ જવું—જતા રેવું.

**ઉચિત, વિ૦ [ સં૦ ]** યોગ્ય; ઘટતું. ૨ જણાયલું.

**ઉચીજવું, ક્રિ૦ અ૦** ગાય-ભેંસે દૂધ ન આપવું; ઉડી જવું.

**ઉચેડવું, ક્રિ૦ સ૦** ઉપરની છાલ જેવી વસ્તુ કાઢી નાખવી-જુદી પાડવી.

**ઉચેલવું, ક્રિ૦ સ૦** ગટર, ખાળકુવો વગેરેમાંથી પાણી કચરો કાઢી નાખવો.

**ઉચ્ચ, વિ૦ [ સં૦ ] ઉંચું.**

**ઉચ્ચાટ, પુ૦ [ સં૦ ઉચ્ચાટન ]** મનમાં જે અણા ખત-ગભરાટ-અકળામણ-ચિન્તા તે. ૨ દલગીરી; ઉદાસી; શોક.

**ઉચ્ચાટન, ન૦** ઉચ્ચાટ થાય તેવું જે કરવું તે. ૨ ઉચ્ચાટ થયાં કરે-ઉચ્ચાટથી હેરાન થવાય તેવી રીતનું જે જાદુ કરવું તે-મારણ, જારણ અને ઉચ્ચાટન.

**ઉચ્ચાર, પુ૦ [ સં૦ ]** મોડાંમાંથી શબ્દ કાઢવાની-બોલવાની જે રીત તે. ૨ મોડાંમાંથી બોલેલો અથવા કાઢેલા જે શબ્દ-અવાજ તે.

**ઉચ્ચારણ, ન૦ [ સં૦ ]** ઉચ્ચાર કરવો તે. ૨ કથન; કહેવું તે.

**ઉચ્ચારવું, ક્રિ૦ સ૦** ઉચ્ચાર કરવો. ૨ બોલવું.

**ઉચ્છિન્ન, વિ૦ ધા૦ [ સં૦ ]** મૂળથકી ઉખેડી નાખેલું; નિર્મૂલ કરેલું.

**ઉચ્છિષ્ટ, વિ૦ ધા૦ [ સં૦ ]** જમતાં વધેલું; બાકી રહેલું; અજીઠું; એઠું; છાંડેલું. ૨ અગડેલું; બોટેલું; અશુદ્ધ થયલું. ૩ કોઈ બીજાનું ચોરેલું ( ભાષણ, લખાણ વગેરે ). ૪ ત્યાગ કીધેલું.

**ઉચ્છેદ, પુ૦ [ સં૦ ]** સમૂળો નાશ કરવો તે; જડ કાડવી તે; થડથીજ કાપી નાખવું તે.

**ઉચ્છેદક, વિ૦ [ સં૦ ]** ઉચ્છેદ કરનાર.

**ઉચ્છેદવું, ક્રિ૦ સ૦** ઉચ્છેદ કરવો; સત્યાનાશ વાળવું; મૂળથી ઉખેડી નાંખવું.

**ઉચ્છેદીઉં–યું, ન૦** નિર્વંશવાળાની—જેનું વંશસન્તાન—સત્યાનાશ ગયું હોય તેની માલમીલ્કત.

**ઉચ્છ્વાસ, પુ૦ [ સં૦ ]** ઊંચો જે શ્વાસ-દમ લેવો તે. ૨ આશા. ૩ પ્રકરણ; બાબ.

**ઉછકળ, વિ૦** ઉછાંછળું; તોફાની; અવિવેકી.

**ઉછઙ્ગ, પુ૦ [ સં૦ ઉત્સઙ્ગ ]** ખોળો; ગોદ.

**ઉછરઙ્ગ, પુ૦** ઉમઙ્ગ; ઉત્સાહ. "હવે હરખ્યા શ્રીહરિ ને, અઙ્ગે વધ્યો ઉછરઙ્ગ" ( દેવીદાસ ).

**ઉછરવું, ક્રિ૦ અ૦** ખાધાપીધાથી તથા ઓઢવા પેરવાથી અને સમ્ભાળથી મોટું થવું-વધવું. ૨ ઉગવું; વધવું ( તજવીજને લીધે ).

**ઉછળવું, ક્રિ૦ અ૦** ઊંચું થવું; ઊંચે ફેંકાવું–જવું. ૨ ઊંચું થયાં કરવું. ૩ કુદવું; કુત-દકો મારવો. ૪ ગુસ્સાથી ખૂબ બોલવું.

**ઉછાંછળું, વિ૦** કુદ્યાં-દોડયાં કરે-વચમાં બોલ્યાં કરે તેવું. સખણું ન રે તેવું; તોફાની; સટપટિયું; સતપતિયું ૨ ધાંધલિયું; ગરબડિયું ( કામ ). ૩ હલેતું; રસઘેલું; કામ મુગ્ધ "કિયા વેવાઈની ગોરી ઉછાંછળી, આવી હિંચકે બેઠી." સ્ત્રીગીત.

**ઉછાળણી, સ્ત્રી૦** ઉછાળી ઉછાળી–વધારી વધારીને કિંમત માગી વેચવું તે; લીલામ.

**ઉછાળવું, ક્રિ૦ [ સ૦ ]** ઊંચું કરવું; તળેનું ઉપર આવે તેમ કરવું, પાણી, અથાણું, શાક ઉછાળવું.

**ઉછાહ,** ઉત્સાહ.

**ઉછીતું–નું–કું, વિ૦** વગર વ્યાજે થોડી મુદત લગી વાપરવાને આપેલું–લીધેલું હોય તેવું. ઉછીનું આપવું-લેવું.

**ઉછેદ,** ઉચ્છેદ.

**ઉછેદિયું, ન૦** ઉચ્છેદિઉં.

**ઉછેર, પુ૦** ઉછેરવાપણું; પાલણ કરવાપણું.

**ઉછેરવું, ક્રિ૦ સ૦** પાલણ પોષણથી મોટું કરવું; સમ્ભાળ રાખવી—લેવી. ૨ ખાતર પાણીની તજવીજથી સારું ઉગે–વધે તેમ કરવું.

**ઉજડ, વિ૦** માણસની વસ્તી વિનાનું; પુષ્કળ ઝાડી ને વિકરાળ જનાવરનો ભો હોય તેવું ( ઠેકાણું ). ૨ જ્યાં ઝાડ માણસ કંઈ ન હોય તેવું ખુલ્લું ( મેદાન ); ખેતી ન થતી હોય તેવું ( ઠેકાણું ). "ઊજડ ગામમાં એરંડો પ્રધાન" **નામ** દાખલ પણ વપરાય છે. 'આ ઊજડમાં કયાં લાવી નાંખ્યા?' ઉજડ કરવું–થવું.

**ઉજડનોમ, સ્ત્રી૦** આશાડ સુદ નોમ. કન્યા મોટી થઈ ગઇ હોય ને તે વરસમાં મુરત ન આવતું હોય તો એ દિવસે તેનાં લગ્ન કરે છે.

**ઉજડવું ક્રિ૦ અ૦** ઉજડ થવું;-કરવું.

**ઉજમ, પુ૦ [ સં૦ ઉદ્યમ ]** હોંસ ભરયો ઉદ્યમ.

**ઉજમણી, સ્ત્રી૦ ઉજાણી.**

**ઉજમાળ, ઉજમાળું.** ૨ ખુશી; આનંદી; રાજી; હર્ષિત. "તવ નારી ઉજમાળ થઈ રહ્યાં" ( ગિરધરની ઢાળો ).

**ઉજમાળું વિ૦** ઉદ્યમી; હોંસ ઉદ્યમથી પોતાનું કામ ઝડપથી કરી પરવારી લેનાર.

**ઉજરડું, ન૦ અજવાળું.**

**ઉજવવું, ઉઝવવું.**

**ઉજળાઈ, સ્ત્રી૦** ઉજળી જે હાલત તે; સ્વચ્છતા. ૨ પૈસે ટકે સુખી.

**ઉજળું, વિ૦ [ સં૦ ઉજ્વલ ]** સફેત; ધોળું. ૨ ચળકતું; ચકચકતું; તેજસ્વી. ૩ ખૂબ સાફ કરેલું; સ્વચ્છ; નિર્મળ. ૪ રીતભાતે સુઘડ; ખરચ ખૂંટણ કરવે સાદું–બાર પડતું. 'ઉજળું તેટલું દૂધ ન હોય' એ કેવત છે. ૪ થા અર્થમાં **ઉજળુંવાજળું** પણ કેવાય છે (તે ઉજળોવાજળો છે, તેણે જમણ તો ઉજળુંવાજળું કરયુ

**ઉજાગરો, પુ૦** ઊંઘવું નહિ પણ જાગ્યાં કરવું તે; ઊંઘવાની હાલત તે–આખી રાતનો ઉજાગરો.

**ઉજાણી, સ્ત્રી૦** ઇષ્ટમિત્રે એકઠાં મળી ખુશીમાં સુન્દર ઠેકાણે જઈ સુન્દર ભોજન કરવું તે; જ્યાફત; મીજબાની; ઉત્સવ—ઓચ્છવ.

**ઉજાવું, ક્રિ૦ અ૦** દોડવું; ધાવું; ધસવું. 'પંથ વળ્યા વેદવ્યાસજી, અતિ ઉજાતા ભરીઆ સાસજી.'

**ઉજાવવું, ક્રિ૦ [ સં૦ ]** ઉતાવળા થવું.

**ઉજાસ, પુ૦** થોડું થોડું અજવાળું; ઝાંખો પ્રકાશ; આભાસ; તેજ; ચળકાટ.

**ઉજેણી, સ્ત્રી૦ ઉજાણી.**

**ઉજેસ, પુ૦ ઉજાસ.**

**ઉજ્વલ, વિ૦ [ સં૦ ]** ઉજળું.

**ઉઝત, ઉઝ્ઝત.**

**ઉઝરડાવું,** **ક્રિ૦ અ૦** છોલાવું; સોરાવું.

**ઉઝરડો,** **પુ૦** **ઉઝેડો.**

**ઉઝવણું,** **ન૦** ઉઝવવું તે.

**ઉઝવવું,** **ક્રિ૦ સ૦ [ સં૦ ઉર્જન ]** વિધિયુક્ત પૂર્ણ કરવું; પાળેલાં વ્રતને પૂજનથી સમાપ્ત કરી, બન્ધન છોડી દેવું (તેણે વ્રત ઉજવ્યું). ૨ મુકી-છોડી દેવું; ઊંચું મુકવું; ત્યાગ કરવો (તેણે ભણવાનું ઉઝવ્યું છે). ૩ મુઆં પાછળ સારો ખરચ કરવો (તેણે માજીને ઠીક ઉઝવ્યાં).

**ઉઝેડવું,** **ક્રિ૦ સ૦** નખ દયા કરી ઉખેડવું; કોઈ પણ રીતે ઘસી ઘસીને છાલ કાઢવી; સોરી નાખવું; જોરથી ખજવાળવું.

**ઉઝેડો,** **પુ૦** શરીર ઉપર નખ, કાંટો વગેરે જોરથી ઘસાયાને લીધે જે લીસોટો પડેછે તે; નખોરિયું; કાપો.

**ઉઝ્ઝત,** **સ્ત્રી૦** જોશમાં સામી તકરાર કરવી તે; હઠ કરવી. ( ઉઝ્ઝત છોડતો નથી).

**ઉઝ્ઝતી,** **વિ૦** તકરારી; જિદ્દી; હઠીલું ( માણસ ).

**ઉટકવું,** **ક્રિ૦ સ૦** સાફ કરવું; માંજવું; સાજવું; અજવાળવું ( વાસણ ).

**ઉટણું,** **ન૦ [ મ૦ ]** શરીરે ચોળવાની ખુશબોદાર ચીજોની જે મેળવણી તે.

**ઉટાઉ,** **ન૦** આધાર વનાની વાત; થડ મૂળ વગરની ગપ. ૨ કલ્પના; તુરઉ; અટકળ; સુમાર.

**ઉઠતાંબેસતાં,** **અ૦** વારેઘડીયે; સજસજ.

**ઉઠબેઠ-સ,** **સ્ત્રી૦** વારેવારે ઊઠવું અને વારેવારે બેસવું તે. છોકરાંઓને શિક્ષા કરવાની એક રીત. ૨ તાલેમમાં જોર કરવાની એક રીત.

**ઉઠમણું,** **ન૦** **ઉઠામણું.**

**ઉઠવું,** **ક્રિ૦ અ૦ [ સં૦ ઉત્થાન ]** પગ ઊપર ભાર દઈ થોડું અથવા પૂરું ઉભું થવું—સુતેલાંએ બેસવું અથવા ઊભું થવું અને બેઠેલાંએ ઊભું થવું તે ઊઠવું. ૩ જાગવું; શુદ્ધિમાં આવવું; સાવધ થવું. ઊંઘ-ગફલતમાંથી ઉઠ્યો. ૪ નિકળવું; પેદા થવું.—શરીરમાં આગ ઉઠે છે. ૫ કોઈ પણ કામ કરવાને એકદમ તૈયારી કરવી.—તે રણમાં જવાને—મારવાને ઉઠ્યો. ૬ કામ બન્ધ કરી જવું.—કચેરી ઉઠી. ૭ એકાએક થઈ આવવું.—બણ્ડ ઉઠ્યું, બજારમાં ધૂમ ઉઠી છે ઈ૦. ૮ નઠારું નિપજવું.—છોકરો નઠારો ઉઠ્યો. ૯ ખસી જવું; ઉતરી જવું—દીલ ઉઠ્યું. ૧૦ બીજું પડવું.—છાપ ઉઠી. ૧૧ બાર જણાવું, ફોલ્લો ઉઠ્યો; ગાલે દાંત ઉઠ્યા. ૧૨ મરણથી બચવું-તે મરતો ઉઠ્યો. ૧૩ પડતી દશા આવવી.—તેનો દી ઉઠ્યો. ૧૪ જવું બન્ધ કરવું,—છોકરો નિશાળેથી ઉઠ્યો--ઠી ગયો. **ઉઠી જવું**—ઉઠીને જવું; જવું બન્ધ કરવું. ૨ વર્ણ જવું; બગડી જવું. તેને ક્યાપછી પણ શું? તે તો ઉઠી ગયો છે. ઉઠી બેસવું—એકાએક ઉઠીને બેસવું. ૨ કમાઈને તરત ખોવું; ચડીને તરત પડવું; ૩ તુષ્ટમાન થવું; વરસવું. 'દૂધે ઉઠે મેહ.'

**ઉઠવેઠ,** **સ્ત્રી૦** ઉઠવા, ઉઠાડવા બેસવા-બેસાડવાની જે મેહેનત તે. ૨ સમ્ભાળ લેતાં જે દુઃખ પડે તે. ૩ કણ્ટાળો આવે તેવી ચાકરી.

**ઉઠાડવું,** **ક્રિ૦ સ૦** ઉઠે તેમ કરવું. **ઉઠાડી મેલવું**-કાઢી મુકવું.

**ઉઠાન્તરી-ત્રી,** **સ્ત્રી૦** ઉઠવું તે. ૨ બીજે મુકામે જવાને પેલું મુકામ છોડવું તે; હોય તે જગા છોડી દેવી તે.

**ઉઠામણું,** **ન૦** જે દાડે માણસ મરી ગયું હોય તે તે દાડે અથવા તેને બીજે અથવા ત્રીજે અથવા નવમે દાડે તે ઘરના માણસોનું અને બીજાં બારનાં બેસવા આવેલાં માણસોનું શોક નિમિત્ત જે છેલ્લું મળવું થાય ને સહુ ઉઠી જાય તે—પાથરણું ઉઠાવવું તે.

**ઉઠાવ,** **પુ૦** ઊંચકાઈ જવું તે. ૨ ખપ; માગણી; વાપર. ૩ નુકસાન કરવાની મતલબથી તૈયારી કરવી-ઊભાં થવું; ચડાવ; ચડાઈ. ૪ વધવાપણું તે.

**ઉઠાવણી,** **સ્ત્રી૦** **ઉઠાવ** એ શબ્દ જોવો. ૨ શરુઆત—રાગની ઉઠાવણી સારી છે.

**ઉઠાવવું,** **ક્રિ૦ સ૦** નીચે હોય તે ઉપર આવે તેમ કરવું; ઊંચકવું; ઉપાડવું. ૨ આસરો-ટેકો આપવો-ઉઠાવી લેવું.

**ઉડકવું,** **ઉટકવું.**

**ઉડગણ,** **પુ૦ [ સં૦ ઉડુગણ ]** નક્ષત્રગણ; તારા.

**ઉડણ,** **વિ૦** ઉડે તેવું-( ઉડણ દણ્ડ-સામળની પદ્મ દણ્ડની વાતમાં ).

**ઉડતાળીસ,** **વિ૦** ચાળીસ ને આઠ; ૪૮.

**ઉડતું,** **વિ૦** ઉડે તેવું; હવામાં અદ્ધર રેતું ( પક્ષી ). ૨ ખરા આધાર વગરનું; ખોટું; લોકમાં સમ્ભળાતું ( ઉડતી વાત ). ૩ અસ્થિર; ચલિત; ફેરબદલ કરે તેવું. ૪ એક ઠેકાણેથી બે માલમ દોડી આવીને બીજે ઠેકાણે ઠરી બેસતું—(ઉડતો રોગ).

**ઉડબઉ-ભઉ,** **અડબઉ.**

**ઉડવું,** **ક્રિ૦ અ૦ [ સં૦ ઉડ્ડાન ]** પાંખની મદદથી હવામાં હાલચાલ કરવી; વાને જોરે તણાવું ( પક્ષી). ૨ હલકી વસ્તુનું પવનને જોરે હવામાં ઉંચું જવું—રેવું—ચગવું—તરવું—હાલવું—ફરફરવું (કનકવો, સડ વગેરે). ૩ કોઈ પણ રીતના જોરને યોગે હવામાં જવું ( તોપનો ગોળો ). ૪ જોરમાં ચાલવું અથવા દોડવું ( ઘોડો ). ૫ એક ઠેકાણેથી દોડીને બીજે ઠેકાણે આવવું ( થુંક, આજાર ઉડશે ). ૬ નાસી જવું;

પોબારા ગણુવા; એકાએક જતું રેવું. ૭ માથે આવેલો દોષ જવો; જતું રેવું-( તોહોમત ઉડયું-ઉડી ગયું). ૮ એકદમ ફૂલાઈ જઈ અથવા શૂરમાં આવી કામ કરવું. ૯ કુદવું. ૧૦ ચડવું. ૧૧ ધસારો કરવો. ૧૨ ફીકું પડવું; જતું રેવું ( રઙ્ગ ). **ઉડી જવું**—૧ (રઙ્ગ ઉડી જશે ). ૨ છેતરવું-(તે તો બધાની પાઘડી લઇને ઉડી જાય તેવો છે). ૩ બન્ધમાંથી છટકી જવું. ૪ વપરાઈ જવું; ખપી-ખરચાઈ જવું (તેનો પગાર જોત જોતાંમાં ઉડી જાય છે).

**ઉડાઉ, વિ૦** ખરાબ મારગે—વગર વિચારે જે ઘણું ઉડાવે—વાપરે—ખરચે તે.

**ઉડાઉડ, સ્રી૦** દોડાદોડ; ઘણીજ ઉતાવળ ( બોલવા—કામ કરવામાં ).

**ઉડાડવું, ઉડાવવું.**

**ઉડાણ, ન૦ [ સં૦ ]** ઉડ્ડન; ઉડવું તે.

**ઉડાન, ન૦ [ સં૦ ઉડ્ડાન ]** ઉડવાની રીત; ઉડવું તે.

**ઉડાનશેહે, સ્રી૦** સેતરઞ્જની રમતમાં બાદશાહને રોકવાનો-શેહે આપવાનો એક દાવ. વચમાંનું પોતાનું એક મોરું ઉડાવી પોતાનાં બીજા મોરાંથી સામાવાળાના બાદશાહને જે શેહે આપવી તે.

**ઉડાવવું, ક્રિ૦ સ૦** ઉડે તેમ કરવું ( પક્ષી—પતઙ્ગને ). ૨ ખરું ન કેતાં આમતેમની વાત કહીને ભમાવવું. ૩ વાપરી નાંખવું. ૪ સારીપેઠે ખાવું.

**ઉડીજવું, ક્રિ૦ અ૦** દુધ દેવું બંધ પડવું (મારી ગાય ઉડી ગઈ છે).

**ઉડુ, પુ૦ [ સં૦ ]** નક્ષત્ર; તારા.

**ઉડેલ, વિ૦** જેનો વિચાર વારે વારે ફર્યાં કરે તે; ચઞ્ચળ વૃત્તિનું. ૨ ફાટેલ; છેલ. ૩ નઠારું; ઢોર ન ખાય તેવું ( ઘાસ ).

**ઉંઢલીઉં, [ સં૦ ]** માથું મારવું.

**ઉણ્ડળગુણ્ડળ, ઉંડળગુંડળ.**

**ઉણ્ડાઈ, સ્રી૦** ઉણ્ડાંપણું. ૨ જેટલું ઉણ્ડું હોય તેટલું તે.

**ઉણ્ડાણ, ન૦** ઉણ્ડું હોવું તે. ૨ જેટલું ઉણ્ડું તેટલું તે. ૩ આસપાસની જગોના મુકાબલામાં ખાડામાં પડેલી જે જગો તે. ૪ છેક અન્દરનો ભાગ.

**ઉણ્ડું, વિ૦** સપાટીની અન્દર સીધું નીચે જતું-ગયલું. ( લામ્બાનું ઉલટું ) ખાડા પડ્યા હોય તેવું. લામ્બું, પોળું ને ઉણ્ડું. ૨ ઊપર ઊપર પણ વિષયની અન્દર પેસીને વિચાર કરનાર. ૩ જલદીથી સમજમાં ન આવે તેવું. ઉણ્ડો વિચાર, ઉણ્ડી નઝર ઇ૦

**ઉણુમ, [ સં૦ ]** ન્યૂનતા.

**ઉતઙ્ગ, વિ૦** ઊંચું; આકાશમાં હોય તેવું.

**ઉતડવું, ઉતેડવું.**

**ઉતપત, ઉત્પન્ન.** 'ઉમીયા અઙ્ગ ઉતપત હવો.'

**ઉતપતવું ક્રિ૦ અ૦** સધાવું; ચાલતું થવું. 'આજ્ઞા માગી ઉતપતો' (શુ). ૨ કુદવું; ઉડવું. 'અશ્વ ચાહારે ઉતપતા, ઉચ્ચીશ્રવા સમાન'-નલાખ્યાન.

**ઉતરચડ, સ્રી૦** વારેઘડિયે ઉતરવું ચડવું તે.

**ઉતરડ, સ્રી૦** એક ઉપર એક મોટા નાનાં એમ જે વાસણ વગેરેની ગોઠવણ તે.

**ઉતરડવું, ક્રિ૦ સ૦** સીવેલું લુગડું ઉખેળવું; સીવણ તોડવી.

**ઉતરડીનાખવું, ક્રિ૦ સ૦** ઉપરની છાલ કાડવી; સોરી નાખવું.

**ઉતરણ, સ્રી૦** ઉતરતી—નીચે જતી એવી જે જમીન તે; ઢોળાવ.

**ઉતરતી, વિ૦** મૂલ સઙ્ખ્યામાં ઓછી થતી. ૨ પડતી; નઠારી; ઘસાતી ( દશા ). ૨ ઘડપણવાળી ( ઉમ્મર ).

**ઉતરતીભાંજણી, સ્રી૦** ભારે કિમ્મતની સઙ્ખ્યાને ઓછી કિમ્મતનું રૂપ આપવું તે ( ગણિત ). રૂપિયાની પૈ કરવી તે ઉતરતી અને પૈના રૂપિયા કરવા તે ચડતી ભાંજણી કેવાય.

**ઉતરતીશ્રેઢી, સ્રી૦** જે શ્રેઢી-હારમાં સઙ્ખ્યા એક પછી એક ઉતરતી આવે તે.

**ઉતરતું, વિ૦** સારું નહિ તેવું; હલકું, ઓછું; નીચું-નરસું-(ગુણ કિમ્મતમાં મુકાબલે). ૨ નાનું.-(ઉમ્મરમાં). ૩ છેક ઘરડું.

**ઉતર્યુંપાતર્યું, વિ૦** ઘણી વાર વાપરીને બીન ઉપયોગનું કરેલું અથવા નકામા તરીકે મુકી છાંડેલું ( વસ્ત્ર, ઘરેણું ).

**ઉતરવું, ક્રિ૦ અ૦** ઉપરથી નીચે જવું. ચડવું ને ઉતરવું. ૨ ઓછું થવું ( ખાવામાં ). ૩ ઓછી કિમ્મતનું થવું (માન ઉતર્યું). ૪ મુકામ—વાસો કરવો (ધર્મશાળામાં). ૫ આખર થઈ જવું (રમતાં ઉતરી ગયો). ૬ બગડી જવું; (છાસ ઉતરી ગઇ). ૭ છેડા આવવો (રમતમાં—દાવ ઉતરી ગયો). ૮ પેલ કરવી; આગેવાન થવું. ( રમતમાં ). ૯ ઓળઙ્ગવું; પાર કરવું ( નદી ). ૧૦ બનવું; બરાબર થવું ( શેરના ૧૦ પેંડા ઉતર્યા ). ૧૧ પડવું; નરમ થવું ( ભાવ ). ૧૨ જોસ્સો નરમ થવો ( ભાંગ ). ૧૩ સમજી જવું; ધ્યાનમાં આવવું ( મનમાં ). ૧૪ ઉગવું; થવું; આવવું ( રોજ બે ટોપલા ગુલાબનાં ફૂલ ઉતરે છે ). ૧૫ એકપરથી બીજું થવું ( નકલ ઉતારવી ). ૧૬ ઘડાવું; બનવું ( ચૂડો સારો નથી ઉતર્યો ). ૧૭ રોગનું બાર દેખાવું ( નરજો માથે ઉતર્યો ). ૧૮ ઘટવું; જતું રેવું (તાવ ઉતર્યો ). ૧૯ માંયથી કાડવું ( સુંકડનું તેલ ઉતારવું ). ૨૦ અસર ઓછી થવી; જવું-

( દશા ઉતરી ). ૨૧ ફીકું થવું ( મોઢું ઉતર્યું ). ૨૨ નિકળી પડવા; મુંડાવું ( કેશ). **ઉતરીજવું**—(જલદીથી). ૨ ફીકું પડી જવું ( મોઢું). ૩ (તેજ-મૂલમાં). ૪ ઉતરી પડવું—હદ મુકી બોલવું; તપીજવું; ઓછે પાટલે બેસવું.—(વાતચિતમાં.)

**ઉતરાણ, સ્ત્રી૦** **ઉત્તરાયણ.** ૨ નીચો ભાગ (ચડાણ ને ઉતરાણ.)

**ઉતરાવવું, ક્રિ૦ સ૦** ઉતરે તેમ કરવું. ૨ લખાવવું; નકલ કરાવવી. ૩ ઘડાવવું. ૪ કઢાવવું; મુંડાવવું (કેશ).

**ઉતરી,** સારતી વેળા જનોઈને ઠેકાણે ઘાલવામાં આવે છે તે ( શુદ્રમાં ).

**ઉતરીજવું, ક્રિ૦ અ૦** બગડી જવું; સ્વાદ રહિત થવું-(કેરી-છાસ ઉતરી ગઈ.) ૨ ઠેકાણેથી ખસી જવું (હાડકું ઉતરી ગયું ).

**ઉતળો, વિ૦** છિછરો, ઉંડાણ નહિ તે. "ગામ વચે કૂવો, તે કોઈ કહે ઉંડો ને કોઈ કહે ઉતળો."

**ઉતાપ, પુ૦ [સં૦]** અતીસ જે તાપ તે; તીત તડકો.

**ઉતાર, પુ૦** પાણીનું જે ઉતરી જવું-ખસવું-ઓછું થવું તે. ૨ કેફ-અમલ વગેરેની ખુમારી ઓછી કરવી-થવી તે. ૩ પાજી-હલકા સ્વભાવનું માણસ. ૪ સક્ત ઓસડની અસર કમી કરવી તે; પાછું વાળવું તે. ૫ ભૂત પ્રેત વગેરેને કાઢવાસારુ માથે ઉતારેલું જે ધાન વગેરે ચકલે મુકવામાં આવે છે તે. ( ઉતાર મુકવો ). ૬ પાર; થાગ. ૭ ગાડી, વાણ વગેરેમાં બેસવાનું જે ભાડું તે.

**ઉતારત, વિ૦** માલ વગરની; સ્હેજસાજ; અમસ્થી (વાટ).

**ઉતારવું, ક્રિ૦ સ૦** ઉતરે તેમ કરવું. ૨ એક ઉપરથી બીજું લખવું. ૩ ઘડવું. ૪ કાઢવું ( વેશવાળ ). હેઠે લાવવું (ભાંય નાખવાને ). ૫ આ પારથી પેલે પાર લઈ જવું. ૬ ફેરવવું ( માથેથી ઉતારવા દાણા ). ૭ ઉતારી પાડવું-કોઈનું બોલવું તોડી પાડવું; કોઈનું ખરાબ બોલી તેનાં માનમાં ઘટાડો કરવો.

**ઉતારુ, પુ૦** વાણ-ગાડીમાં બેસી એક ઠેકાણેથી બીજે ઠેકાણે જનાર તે (જન).

**ઉતારો, પુ૦** એક લખાણ ઉપરથી તેના જેવું તે ઉપરથી બીજું જે લખાણ કરવું તે. ૨ પ્રવાસ-મુસાફરીમાં મજલે મજલ જયાં મુકામ થાય તે. ૩ કોઇ પણ ઠેકાણે જે થોડા દાડા મુકામ કરવો તે.

**ઉતાવળ, સ્ત્રી૦** કરવું—મેળવવું એ વિષે વખત ન લાગવો તે; ત્વરા; જલદી; તાકીદ; ઝડપ.

**ઉતાવળું, વિ૦** ઉતાવળવાળું; અધીર; આતુર. ૨ બાવરું; ગાભરું.

**ઉતેડવું, ક્રિ૦ સ૦** સીવેલા તાર-દોરા ઉખેડી નાખવા-છુટા પાડી નાખવા.

**ઉત્કટ,** અતિ; ઘણું; વિશાળ. ૨ શક્તિવાળું. ૩ અજાયબ જેવું. ૪ ઝનુની. ૫ અતિશય.

**ઉત્કણ્ઠા, સ્ત્રી [સં૦]** અતિશય જે ઇચ્છા તે; આતુરતા; અધીરાઈ; અભિલાષા.

**ઉત્કણ્ઠિત, વિ૦ [સં૦]** ઉત્કણ્ઠાવાળું.

**ઉત્કણ્ઠિતા, સ્ત્રી૦ [સં૦]** ( કાવ્યશાસ્ત્રમાં ) અષ્ટ નાયિકામાંની એક—પ્રીતમ કેમ આવ્યો નહિ, કોઈ બીજીને ત્યાં ગયો હશે કે કેમ એવી ચિન્તાથી પીડિત અને કયારે આવે એવી ઇચ્છાથી અધીર જે સ્ત્રી તે.

**ઉત્કર્ષ, પુ૦ [સં૦]** ચડતી; બઢતી; આબાદી; ઊંચી સ્થિતિ; શ્રેષ્ઠતા.

**ઉત્કા, સ્ત્રી૦ [સં૦]** ઉત્કણ્ઠિતા.

**ઉત્કૃષ્ટ, વિ૦ [સં૦]** ઘણું સારું; સુન્દર; તોરે; સરસ; ચડતું; ઉત્તમ; શ્રેષ્ઠ.

**ઉત્ક્રમ, પુ૦ [સં૦]** નિયમનું જે ઉલ્લઙ્ઘન તે; વ્યતિક્રમ.

**ઉત્ક્ષેપણ, ન૦ [સં૦]** ઉખેડી નાખવું તે; ફેંકી દેવું તે.

**ઉત્તમ, વિ૦ [સં૦]** સહુથી ચડતું-સારું; સરસ; શ્રેષ્ઠ; મુખ્ય; પેલું. ત્રણ જણને સરખાવવા હોય તો ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એમ કેવામાં આવે છે.

**ઉત્તમગતિ, સ્ત્રી૦ [સં૦]** મુઆં પછી જીવને દુઃખ ન પડતાં સુખ થાય એવી જે હાલત તે; સ્વર્ગવાસ. ૨ મુક્તિ; મોક્ષ. ૩ પવિત્ર જગાએ અથવા પવિત્ર દિવસે જે મરણ તે.

**ઉત્તમપુરુષ, પુ૦ [સં૦]** પ્રથમપુરુષ સર્વનામ જે હું અમે તેને કેછે. ૨ પુરુષમાં જે ગુણાદિકથી ઉત્તમ તે. ૩ ઇશ્વર.

**ઉત્તમાઙ્ગ, ન૦ [સં૦]** મસ્તક; માથું; શિર.

**ઉત્તમોત્તમ, વિ૦ [સં૦]** ઘણુંજ ઉત્તમ; ઉત્તમમાં ઉત્તમ; સારામાં સારું.

**ઉત્તર, સ્ત્રી૦ [સં૦]** સૂર્યની સાંમાં ઉભાં રેતાં ડાબાહાથ તરફની જે બાજુ—દિશા તે.

**ઉત્તર, પુ૦ ન૦ [સં૦]** કોઇયે કંઈ પુછેલું હોય તેને તે બાબત પાછું જે કેવું તે; જવાપ; પ્રતિવાકય—વચન. ૨ બચાવ—પુરાવામાં જે કંઈ કેવું તે. ૩ શબ્દ; વાકય ( તેણે એક ઉત્તર કાઢવો નહિ ). ૪ ( ગણિત-શ્રેઢીમાં ) બે સઙ્ખ્યાની વચમાંનું જે અન્તર તે.

**ઉત્તર, વિ૦** વધતું; વધારે; ઉપર. અષ્ટોત્તરશત એટલે સો ઉપર આઠ. ૨ બાકીનું રયલું; બીજું; પાછલું-ઉત્તરાર્દ્ધ. એનું ઉલટું પૂર્વાર્દ્ધ.

**ઉત્તરઅક્ષાંશ, પુ૦** વિષુવ વૃત્તની ઉપરના જે અક્ષાંશ તે.

**ઉત્તરોત્તર, વિ૦** આગળ ને આગળ, વધારે ને વધારે.

**ઉત્તરકથા, સ્ત્રી૦** કથા—બાબત—વાતનો પછવાડેનો અથવા છેલ્લો જે ભાગ તે.

**ઉત્તરકાળ, પુ૦** ભવિષ્ય; આવવાનો જે વખત તે. ૨ જીન્દગીનો પાછલો વખત; ઘરડપણ; જૈરી. ૩ પછીનો જે વખત તે.

**ઉત્તરખણ્ડ, પુ૦** છેલ્લો અથવા પાછલો ભાગ. ૨ હિમાચળની ઉત્તરમાં આવેલો પ્રદેશ.

**ઉત્તરક્રિયા, સ્ત્રી૦ [ સં૦ ]** મરણ પછી મરી ગયલાની જે ક્રિયા તે.

**ઉત્તરદશા, સ્ત્રી૦** ઉત્તર દિશા. ૨ પછવાડેની હાલત. ૩ પછી જે કરવાનું તે.

**ઉત્તરદિશા, સ્ત્રી૦** ઉત્તર.

**ઉત્તરધ્રુવ, પુ૦ [ સં૦ ]** પૃથ્વીના આંસનો ઉત્તર તરફનો જે છેડો તે. ૨ પૃથ્વીની ઉત્તરે આકાશમાંનો એક તારો છે—એ બહુ પ્રકાશ આપે છે.

**ઉત્તરપક્ષ, પુ૦** ઉત્તર બાજુ. ૨ કૃષ્ણપક્ષ; વદિ. ૩ તકરારનો પાછલો ભાગ. એનું ઉલટું ( પૂર્વ પક્ષ ).

**ઉત્તરપૂજા, સ્ત્રી૦** દેવ વગેરેનું વિસર્જન કરતી વેળા ટૂંકામાં જે પૂજા કરવી તે.

**ઉત્તરભાગ, પુ૦** પછવાડેનો—શેવટનો જે ભાગ તે.

**ઉત્તરમિમાંસા, સ્ત્રી૦ [ સં૦ ]** મિમાંસાનો પાછલો ભાગ; વેદાંત.

**ઉત્તરરાગિણી, સ્ત્રી૦ [ સં૦ ]** પાછલી રાતે ગાવાની જે રાગણી તે.

**ઉત્તરરાત્ર, સ્ત્રી૦ [ સં૦ ]** મધરાતથી તે વાણું વાય ત્યાંસુધીનો જે વખત તે; પાછલી રાત.

**ઉત્તરવય, ન૦ [ સં૦ ]** ઘડપણ.

**ઉત્તરસાધન, ન૦** મરણને માટે અથવા મુઆ પછીને માટે જે ક્રિયા—પુણ્યના કામો—તજવીજ કરવી તે. ૨ ઉપાયો કામે લગાડી કામ પાર કરવું તે.

**ઉત્તરાફાલ્ગુની, સ્ત્રી૦ [ સં૦ ]** એ નામનું સત્તાવીસમાંનું બારમું નક્ષત્ર.

**ઉત્તરાભાદ્રપદા, સ્ત્રી૦ [ સં૦ ]** એ નામનું સત્તાવીસમાનું છવ્વીસમું નક્ષત્ર.

**ઉત્તરાયણ, ન૦ [ સં૦ ]** સૂર્ય અથવા બીજા કોઈ તારાનું ઉત્તર તરફ જે જવું તે. ૨ મકરરાશી–સઙ્ક્રાન્તિમાં આવ્યા પછી સૂર્યનું ઉત્તર દિશાએ જે જવું થાય તે. ૩ સૂર્યનો ઉત્તર તરફ ફરવાનો જે છ મહિનાનો માર્ગ—કાળ તે. ઉત્તરાયણ પોષ મહિનામાં બેસે છે, તે છ મહિના સુધી રેછે ને પછી દક્ષિણાયણ થાય છે.

**ઉત્તરાર્ધ, ન૦ [ સં૦ ]** પાછલું—બીજું અડધું. એક શ્લોકનું જે આગલું અડધું તેને પૂર્વાર્ધ અને જે પાછલું અડધું તેને ઉત્તરાર્ધ કેછે.

**ઉત્તરાલઙ્કાર, પુ૦ [ સં૦ ]** એક જાતનો ભાષાલઙ્કાર છે.–પ્રશ્નના જવાબમાં કંઈપણ પોતાની તરફનું વિશેષ કેવું થાય તે.



**ઉત્તરાષાઢા, સ્ત્રી૦ [ સં૦ ]** ૨૧ મું નક્ષત્ર.

**ઉત્તરાસંગ, ન૦ [ સં૦ ]** ઉપલું વસ્ત્ર.

**ઉત્તરીય, ન૦ [ સં૦ ]** ઉત્તરાસંગ.

**ઉત્તરોત્તર, અ૦ [ સં૦ ]** વધતાં વધતાં; આગળ આગળ; જેમ જેમ વધીયે તેમ તેમ; અનુક્રમે.

**ઉત્તાન, વિ૦ [ સં૦ ]** મોઢું અને પેટ ઊંચે આકાશ તરફ હોય તેવું; ચતું; ઉન્મુખ.

**ઉત્તીર્ણ, વિ૦ ધા૦ [ સં૦ ]** પાર કરેલું; ઓળઙ્ગેલું. ૨ ઉદ્ધારિત.

**ઉત્તેજક, વિ૦ [ સં૦ ]** ઉત્તેજન આપનાર.

**ઉત્તેજન, ન૦ [ સં૦ ]** કોઈ પણ કામ કરવાને મન કરાવનાર—ઉસંકરનાર જે જોસ્સો તે; પ્રેરણા; ઉસંકરવું તે. ૨ પુષ્ટી; આસરો; સહાય; મદદ.

**ઉત્તેજિત, વિ૦ ધા૦ [ સં૦ ]** ઉત્તેજન આપેલું.

**ઉત્થાન, ન૦ [સં૦]** ઉઠવું–ઉભું થવું તે. ૨ ઉઠાવ. ૩ ઉદ્યોગ.

**ઉત્થાનિકા, સ્ત્રી૦ [ સં૦ ]** ગ્રન્થ રચનાનું કારણ; ઉઠાવ, ઉપડવું, અવતરણ.

**ઉત્થાપન, ન૦ [ સં૦ ]** ઉઠાવવું–ઉભું કરવું તે; નવું બાંધવું તે. ૨ કોઈને મળવાને ઉભું થવું તે. ૩ કાડી—ખસેડી મુકવું તે; બરતરફી. ૪ દેવમંદિરમાં પાછલા પોરે થતાં પેલાં દર્શન.

**ઉત્પત્તિ, સ્ત્રી૦ [ સં૦ ]** જનમવું–પેદા થવું—નિકળવું તે; જન્મ; પેદાએશ; મૂળ; ઉદ્ભવ; આદિ.

**ઉત્પન્ન, ન૦ [ સં૦ ]** જે કંઈ પેદા થયલું તે; પેદાશ; આવક. ૨ નફો; ફાયદો. **વિ૦** પેદા થયલું; જન્મેલું; ઉગેલું.

**ઉત્પલ, ન૦ [ સં૦ ]** કમળફૂલ.

**ઉત્પાત, પુ૦ [ સં૦ ]** દિલ ઉપર અસર કરે તેવા અસાધારણ કુદરતી નાશકારક બનાવ–ધરતીકમ્પ; મોટી રેલ–આગ. ૨ તોફાન; બણ્ડ. ૩ દાંડગાઈ; મસ્તી; ધાંધલ.

**ઉત્પાતિયું, વિ૦** તોફાન–ધાંધલ કરનાર.

**ઉત્પાદક, વિ૦ [ સં૦ ]** ઉત્પન્ન—પેદા કરનાર.

**ઉત્પાદન વિ૦ [ સં ]** ઉત્પન્ન કરનારા.

**ઉત્પ્રેક્ષા, સ્ત્રી૦ [ સં૦ ]** એકાદા સરખા ગુણ પરથી એક વસ્તુને શઙ્કાથી અથવા તર્કથી બીજી વસ્તુને નામે વરણી શોભાવવી તે. (તેનાં નેત્ર તો જાણે કમળ જ). એકાદું કારણ—ફળ બનાવી સમ્ભાવના કરી હોય ત્યાં પણ ઉત્પ્રેક્ષા કેવાય.

**ઉત્પ્રેક્ષિત, વિ૦ ધા૦ [ સં૦ ]** ઉત્પ્રેક્ષા કરી હોય તેવું.

**ઉત્સઙ્ગ, પુ૦ [ સં૦ ]** ખોળો.

**ઉત્સર્ગ, ન૦ [ સં૦ ]** છોડી દેવું–મુકવું તે; ત્યાગ.

**ઉત્સવ, પુ૦ [ સં૦ ]** ઓચ્છવ.

**ઉત્સાહ, પુ૦ [ સં૦ ]** કોઈ મોટું કામ કરવા વિષે અથવા પાર પાડ્યા પછી મનનો ઉમઙ્ગયુક્ત જે ભાવ તે; હોંશભરી વૃત્તિ. ૨ આનન્દ; હર્ષ; ઓચ્છવ. ૩ સપરમો દાડો; રુડો અવસર.

**ઉત્સાહશક્તિ,** દૃઢપણું. ૨ ખંત.

**ઉત્સાહસંપન્ન વિ૦** ઉત્સાહ ધરાવનાર; ચઞ્ચલ.

**ઉત્સુક વિ૦ [ સં૦ ]** હોંસીલું; ઉમઙ્ગી; કોડથી આતુર.

**ઉથડવું, ક્રિ૦ અ૦** અથડાવું; ઠોકર ખાવી. 'મર્મ ન સમજે ભરમે પડ્યા, કરે અહંકાર હિંડે ઉથડ્યા.' (અખો). ૨ ઉલટે માર્ગે જવું.

**ઉથમુંજીરું, ન૦** એક ઔષધિ.

**ઉથલપાથલ, સ્ત્રી૦** રીતસર નહિ તે; ભેળસેળ; ઊંધું-ચતું; ઉલટપાલટ; ફેરફાર. ૨ નાણાંનો જે શરાફી વહિવટ તે.

**ઉથલવું, ક્રિ૦ અ૦** ઉંધું-ઉલટું થવું; પાછું પડવું-ફરવું. ઉથલી જવું-પડવું.

**ઉથલાવવું, ક્રિ૦ સ૦** ઊંધું કરવું; ફેરવી નાખવું; બદલવું; ઉથલાવી નાખવું—પાડવું.

**ઉથલો, પુ૦** પાછલાં વાકયના જે શબ્દો બીજા રાગમાં પાછા આણવા તે ( આખ્યાનમાં ). ૨ ફેર પડ્યા પછી પાછું માંદું પડવું તે. (ઉથલો ખાવો). ૩ સામો જવાબ વાળવો તે; ચટકો લાગે તેવું સામું કહેવું તે; ઉલટાવીને કહેવું તે. (તેણે ઉથલો વાળ્યો.)

**ઉથાપ, સ્ત્રી૦** ઉથાપવું—ખસેડવું તે. ૨ સામા થાપ; ઉથલો.

**ઉથાપન, ન૦ [સં૦ ઉત્થાપન]** ઉચકવું-ઉભું કરવું તે. ૨ ઉઠવું તે. ૩ મન્દિરમાં દેવ ઉઠે તે વેળાનાં જે દર્શન તે.

**ઉથાપવું, ક્રિ૦ સ૦** હોય તેને ઉલટાવી નાખવું; થાપેલાને—બેસાડેલાને ઉઠાડી મેલવું. ૨ ન માનવું; સામા થવું. (વેણ ઉથાપવું.)

**ઉદક, ન૦ [ સં૦ ]** પાણી; જળ.

**ઉદકમેહ, પુ૦** ક્ષણે ક્ષણે પીસાબ વાટે પાણી વહેનારો રોગ.

**ઉદધિ, પુ૦ [ સં૦ ]** સમુદ્ર, સાગર.

**ઉદબત્તી, સ્ત્રી૦ અગરબત્તી.**

**ઉદમાત, પુ૦ [સં૦ ઉન્મત્ત]** તોફાન; મસ્તી; ધાંધલ; ધિંગાણું.

**ઉદમાતિયું, વિ૦** તોફાની; ઉછાંછળું.

**ઉદય, પુ૦ [ સં૦ ]** ઉગવું તે; આકાશમાં આવવું—દેખાવું-ચડવું તે ( કોઈ પણ તારા ગ્રહ વગેરેનું ). ૨ નિકળવું-ખુણામાંથી બાર પડવું-પેદા થવું તે. ( કામોદય, પુણ્યોદય ). સારી—ઉજળી સ્થિતિમાં આવવું; પ્રબળ થવું.

**ઉદયગિરિ-યાચલ, પુ૦ [ સં૦ ]** એ નામનો પૂર્વ દિશાએ પર્વત છે. એની પેલી પાસથી નક્ષત્ર ઉગવા માંડે છે એમ કહેવાય છે.

**ઉદર, અ૦ [ હિં૦ ]** ત્યાં; તે જગાએ; તે તરફ.

**ઉદર, ન૦ [ સં૦ ]** પેટ. ૨ જઠરાગ્નિ. ૩ ગર્ભસ્થાન.

**ઉદરગ્રન્થિ,** પેટની તલ્લીને થનારો એક જાતનો રોગ.

**ઉદરણી, સ્ત્રી૦** ગર્ભવન્તી; બેજીવવાળી સ્ત્રી.

**ઉદરનિર્વાહ, પુ૦** ગુજરાન ચલાવવું તે; પેટ ભરવું તે; આજીવિકા.

**ઉદરપોષણ, ન૦ ઉદરનિર્વાહ.**

**ઉદરાવો, પુ૦ [ સં૦ ઉદ્વેગ ]** ચિન્તા; ફિકર; કાળજી; ખટક.

**ઉદવસ્ત, વિ૦** ઉજડ. 'લઙ્કા ઉદવસ્ત કરી હરણુ વાસું.' ( સામળ ).

**ઉદવું,** ઉદય થવો; ઉગવું ( કવિતામાં ).

**ઉદાત્ત, વિ૦ [ સં૦ ]** પોળું; ખુલ્લું. **પુ૦** ઊંચે સ્વરે કરીને બોલાતો જે વર્ણ તે.

**ઉદાન, પુ૦ [ સં૦ ]** શરીરમાં પાંચ વાયુ કહેવાય છે તેમાંનો જે કણ્ઠ આગળ ઉત્પન્ન થઈને મસ્તક જાય છે તે; પ્રાણવાયુ.

**ઉદામ, વિ૦ [ ઉદ્દામ ]** અતિ ઉગ્ર. ૨ પ્રતિબન્ધ રહિત; સ્વતન્ત્ર.

**ઉદાર, વિ૦ [ સં૦ ]** કોઈનું સારું થાઓ એવું જાણી આપવે જે કોઈ મનમાં આચંકો ખાતું નથી તે; દાતા; ખેતાળ; હાથનું છુટું-મોકળું; મોટાં મનનું; સખી; દાનશૂર.

**ઉદારતા, સ્ત્રી૦** ઉદારવૃત્તિ. ૨ ઉદાર થઈ આપેલું તે; સખાવત.

**ઉદાલ્ય, ન૦** સાર વિનાનો વેપ ( અખામાં ).

**ઉદાસ, વિ, [ સં૦ ]** દલગીર; ગમગીન; શોકાતુર; હોંસવિનાનું; ફીકું; નાઉમેદ; દુઃખી. ૨ સાચું કંઈ નથી એમ સમજી સઘળાપરથી પ્રીતિ ખસેડનાર; ત્યાગી; વિરાગવૃત્તિવાળું.

**ઉદાસી, સ્ત્રી૦** શોક; દલગીરી; નાઉમેદી. **વિ૦** ઉદાસ. **પુ૦** એ નામનો એક નાનક ગુરુનો ધર્મમાર્ગી અથવા એમાંનો કોઈ એક જણ.

**ઉદાસીન, વિ૦ ઉદાસ.**

**ઉદાહરણ, ન૦ [ સં૦ ]** સમજાવવાને અથવા કહેલું સાબીત કરી આપવાને જે કંઈ કરી-કંઈ બતલાવવું તે; દાખલો; સાબેતી; દૃષ્ટાન્ત; પ્રમાણ.

**ઉદિત, વિ૦ ધા૦** ઉદય પામેલું; ઉગેલું. ૨ ખુલેલું; ફૂલેલું. ૩ જાગેલું. ૪ ઉસકેરાયલું.

**ઉદીચી, સ્ત્રી૦ [ સં૦ ]** ઉત્તર દિશા.

**ઉદુમ્બર, ન૦ [સં૦ ]** ઉમડુો (વૃક્ષ).
**ઉદે, પુ૦** ઉદય.
**ઉદેતી, વિ૦ [ સં૦ ઉદયતિ ]** જે તિથિમાં સૂર્યનો ઉદય થયો હોય તે સમ્બન્ધ.
**ઉદેલું, વિ૦ ધા૦** ઉદય પામેલું; ખિલેલું. 'જેમ અર્કે ઉદેલું કમળ શમે' ( અખો ).
**ઉદો, પુ૦ ઉદય.** "ઉદો ઉદો મા જગતંબે".
**ઉદોત, વિ૦ [ઉદ્યોત]** ચળકતું; ઝળકતું. 'આભરણ અતિ ઉદોત.'
**ઉદ્ગત, વિ૦ ધા૦ [સં૦]** ઉગેલું–નિકળેલું–બ્હાર પડેલું. ૨ ઊંચું.
**ઉદ્ગાર, પુ૦ [ સં૦ ]** આશ્ચર્ય, દુઃખ ઈ૦ નું જે એકાએક બ્હાર પડવું તે. ૨ એ જોસ્સાની જાણ કરનારો શબ્દ.
**ઉદ્ગીત, વિ૦ ધા૦ [ સં૦ ]** ઊંચે સ્વરે ગાયલું.
**ઉદ્ઘાટન, ન૦ [ સં૦ ]** સ્પષ્ટ–ખુલ્લું કરવું તે; સમજાવવું તે.
**ઉદ્દામ, વિ૦ [ સં૦ ]** અપરિમિત; અસંખ્ય.
**ઉદ્દિષ્ટ, વિ૦ ધા૦** ધારેલું; ઇચ્છેલું. ૨ કહ્યલું; દેખડાવેલું. **ન૦** બતાવેલું રૂપ, કેટલામો પ્રસ્તાર છે તે કેવાની રીત—( પિઙ્ગળ શાસ્ત્રમાં ).
**ઉદ્દીપન, ન૦ [સં૦]** સળગાવવું–પેટવવું તે; પ્રજ્વલન. ૨ ઉસકેરવું તે; ઉત્તેજન. ૩ પુષ્ટિ; સહાય હોવું તે.
**ઉદ્દેશ, પુ૦ [ સં૦ ]** મુખ્ય ધારણા; અસલ મતલબ; મૂળ લક્ષ. ૨ દેખડાવવું તે.
**ઉદ્ધડ,** આશરો; ઉચકો; અડસટ્ટો.
**ઉદ્ધત, વિ૦ [ સં૦ ]** ઉન્મત્ત થઇ વર્તનાર; અસભ્ય; બેઅદબ; જોઈએ તેના કરતાં વધારે છૂટ લેનાર; જઙ્ગલી.
**ઉદ્ધતાઇ, સ્ત્રી૦** ઉદ્ધત જે વર્તણુક–ચાલ તે.
**ઉદ્ધરવું, ક્રિ૦ અ૦ [ સં૦ ઉદ્ધરણ ]** ચોરાસીના ફેરાથી બચી જવું; પાપથકી મુકાવું–છુટવું; મુક્તિ થવી. ૨ ઉગરવું; પાર પડવું. ૩ સારે ઠેકાણે જઈ બેસવું.
**ઉદ્ધાર, પુ૦ [ સં૦ ]** મુક્તિ; મોક્ષ; ત્રાણ; છુટકારો.
**ઉદ્ધારવું, ક્રિ૦ સ૦** ઉદ્ધાર કરવો; તારવું. ૨ બચાવવું; ઉગારવું; સલામત કરવું. ૩ સારી સ્થિતિમાં આણવું.
**ઉદ્ભટ, પુ૦ [ સં૦ ]** શૂર; જોદ્ધો.
**ઉદ્ભવ, પુ૦ [ સં૦ ]** જન્મ; ઉત્પત્તિ; પેદાશ. ૨ બ્હાર નિકળવું—જાહેર પડવું—ખુલવું તે.
**ઉદ્ભિજ્જ—દ્, ન૦ [ સં૦ ]** ઝાડ, છોડ, ભાજીપાલો વગેરે જમીનમાંથી ઉગતો જે પદાર્થ તે. ૨ ચાર ખાણ કેવાય છે તેમાંની એક.
**ઉદ્યમ, પુ૦ [ સં૦ ]** કોઈ પણ કામમાં લાગવું તે; કામ. ૨ ધન્ધો, રોજી; રોજગાર. ૩ મેહેનત; તજવીજ; યત્ન.
**ઉદ્યમી, વિ૦** ઉદ્યમ કરતું; મેહેનતુ.
**ઉદ્યાન, ન૦ [ સં૦ ]** વાડી; ઉપવન; બાગ. ૨ હેતુ; ઉદ્દેશ.
**ઉદ્યાપન, ન૦ [ સં૦ ]** કોઈ પણ ધર્મ કર્મની સમાપ્તિ; વિસર્જનવિધિ; વ્રતસમાપ્તિ.
**ઉદ્યુક્ત, વિ૦ [ સં૦ ]** ઉદ્યોગમાં લાગેલું હોય તેવું. ૨ ઘણો ચઞ્ચળ; કામકાજમાં મંડી રહેલો; કોઇ પણ કામમાં આગ્રહપૂર્વક લાગેલો; કામમાં ઘણો રોકાયલો.
**ઉદ્યોગ, પુ૦ [ સં૦ ]** શ્રમ; મેહેનત. ૨ ધન્ધો; રોજગાર; કામ.
**ઉદ્યોગશાળા, સ્ત્રી૦** જ્યાં નાના પ્રકારના ધન્ધા શિખવવામાં આવે છે તે ઠેકાણું.
**ઉદ્યોગી, વિ૦ [ સં૦ ]** ઉદ્યમી. ૨ ધ્યાન લગાડી કામ કરતું. ૩ રોજગારે લાગેલું; રોજગારી; વ્યવસાઈ. ૪ મેહેનતુ; શ્રમ કરનાર.
**ઉદ્યોત, પુ૦ [ સં૦ ]** પ્રકાશ; તેજ; અજવાળું.
**ઉદ્વિગ્ન, વિ૦ ધા૦** શોકાતુર; દીલગીર. ૨ દુઃખી. ૩ આતુર (પ્રિય વસ્તુની ગેરહાજરીથી). ૪ નિરાશાવાળો.
**ઉદ્વેગ, પુ૦ [ સં૦ ]** ભય, શોક, ચિન્તાથકી મનમાં જે અકળામણ તે. ૨ ચિન્તા; કાળજી; શોક. ૩ ૪ વ્યાકુળતા; નિરાશ. ૫ પ્રિય વસ્તુના વિયોગથી દુઃખી થવું.
**ઉધડુલેવું,** સપડાવવું–વાણી, હાથ કે લખાણથી; સામા માણસનું સાંભળ્યા વગર ધમકાવવું; ઠપકો દેવો.
**ઉધ–ધિયા,** ગાડીના ધોરિયા.
**ઉધડ–ડું, વિ૦** ઉચકો આપ્યો લીધો હોય તેવું; છુટી કિમ્મત નહિ કરી, પણ સામટી જ કિમ્મતે લેવું તે. ૨ જથ્થાબન્ધ; એકદમ.
**ઉધડકવું, ક્રિ૦ અ૦** એકાએક ચોંકવું. 'ઉધડકી ઉઠિયો, વેગે વૈકુણ્ઠપતી, ગરુડ ક્યાં ગરુડ ક્યાં વદત વાણી.'
**ઉધડજમાબન્દી, સ્ત્રી૦** વિઘોટી ન ઠરવતાં એકદમ ઉધડ મુકરર કરેલો આંકડો સરકાર ગામ ઉપર લે તે.
**ઉધડો, પુ૦** ઉધડ આપેલું—લીધેલું તે. ૨ એકદમ—(ઉધડો લેવો) વાણી, લખાણ—હાથથી બીજાના પર રીસમાં ઉતરી પડવું તે; ધમકાવવું તે.
**ઉધરવું, ક્રિ૦ અ૦** ઉછરવું; મોટું થવું; પાલણપોષણ થવું. ૨ કોઈને આપેલું નાણું હિસાબની ચોપડીમાં લખાવું—રકમ ઉધરવી. ૩ ઉદ્ધાર થવો.
**ઉધરસ, [ સં૦ ઊર્ધ્વરસ ]** હવાની નળીમાં લોહીનો જમાવ થયેથી ત્યાં જે રસ થાય છે તેનું, હવાની આવજાવની રોકાણને લીધે જોરથી બ્હાર નિકળવું થયાં કરે તે; ઠાંસો; ખોખલો.
**ઉધરેલું, વિ૦** નામે લખાયલું; ઉધારેલું. ૨ ઉછરીને મોટું થયલું.

**ઉધાઈ, ઉધૈ.**

**ઉધાણુ, ન૦** તોફાન.

**ઉધાંધળું,** ઝાંખું, ઉદાસી આણે એવું. 'આજનો દિન ઉધાંધળો.'

**ઉધાન, ન૦** પુનેમ, અમાસ પછી જે સહુથી મોટી ભરતી થાય છે તે. ૨ ત્રણુની સઙ્ખ્યાનો સઙ્કેત. (વેપારીયોમાં). ૩ એક જાતનો ઉધરસનો રોગ.

**ઉધાનચક્કર,** વાયલ; અક્કલ વગરનું; ઉડેલ; સાડા ત્રણ પાયા.

**ઉધાનપડી, સ્ત્રી૦** તેરની સઙ્ખ્યાનો સઙ્કેત.

**ઉધાનપાયા, વિ૦** વલવલતું; ચવિતરું; સાડાત્રણ પાયા; અધકપાંસળી; અક્કલ વનાનું; ચસ્કેલ.

**ઉધામા, પુ૦** મિથ્યા પ્રયત્ન; મુવેલું સાંભરી આવવું તે; તેના ભણકારા વાગવા તે. ૨ માઠા તરઙ્ગ. ૩ ફરી ફરી થતા મનસુબા.

**ઉધાર, વિ૦** નાણું પછી અપાસે લેવાસે એવા વિશ્વાસ ઉપરથી લીધેલું આપેલું હોય તેવું-(માલ વગેરે); પતીજ ઉપર હોય તેવું; ઉછીનું. ઉધાર કરવું-રાખવું; રોકડું નાણું ન આપતાં માલ ખરીદ કરવો.

**ઉધારણ,** સ્થિતિ. ૨ ઉદ્ધાર કરનાર.

**ઉધારપાસું, ન૦** ઉધાર આપેલું હિસાબની ચોપડીમાં જે (ડાબી)બાજુએ લખાય તે બાજુ.

**ઉધારવું, ક્રિ૦ સ૦** ઉધાર આપેલી વસ્તુ ચોપડામાં (ડાબી બાજુએ) લખવી; નામે લખવું.

**ઉધારિયો, પુ૦** વારે વારે રોકડું ન આપતાં ઉધાર લઇ જતો હોય તે.

**ઉધારો, પુ૦** લેવા આપવાનું બાકી રાખવું તે; વાયદો. ૨ વાર; વિલમ્બ. ૩ ઓશિયાળું; પાડ.

**ઉધેડવું, ક્રિ૦ સ૦** ખાલ-ચામડી કાડવી.

**ઉધૈ, સ્ત્રી૦** કાગળ લુગડામાં જે ધોળું લીસું જીવડું થાય છે તે.

**ઉદ્ધડ, વિ૦** ધડ વગરનું, ઘડીમાં આમ ને ઘડીમાં તેમ બોલે તેવું; ઠરીઠામ વિનાનું. ૨ સામટી રીતે લઇને-ઉદ્ધડભાવ.

**ઉધ્યો, પુ૦ ઉધિયો,** ધોરિયો.

**ઉન, [સં૦] ઊન.**

**ઉનમ, સ્ત્રી૦** ન્યૂનતા; ઓછાપણું, 'ઉનમ કાંઈ રાખી નથી.' (સામળ).

**ઉનમદા, સ્ત્રી૦** ઉત્કણ્ઠા; હોંસ. 'અન્તરમાં અધિકી ઉનમદા.'

**ઉનમન, ન૦ ઉનમ.**

**ઉનવા, પુ૦** વારે વારે પિશાબની આજત થાય ને થતાં અગન બળે તે એક રોગ. (સ્ત્રી પુરુષ બન્નેને).

**ઉનાબદાણા, પુ૦** ગાંધીને ઘેર મળતી એક ઔષધિ.

**ઉનામણો, પુ૦** ઊનું પાણી કરવાનો જે દેગડો-ચરુ તે.

**ઉનાવું, દાઝવું.** (ઉનાઇ જવું).

**ઉનાળો, પુ૦ [સં૦ ઉષ્ણકાળ]** વર્ષના ત્રણ મુખ્ય કાળમાંનો એક-ફાગણ, ચૈત્ર, વૈશાખ ને જ્યેષ્ઠ-એ ચાર ગરમીના માહના.

**ઉનું,** ગરમ. **ઉનીઆંચ-**જોખમ; નુકસાન; ૩ ભય. ૪ અપયશ; ડાઘ. **ઉનીવરાળ,** દિલનો જુસ્સો ગુસ્સે થવાથી બાર કાડવો.

**ઉન્નત, વિ૦ [સં૦]** ઊંચું.

**ઉન્નતિ, સ્ત્રી૦** સારી સ્થિતિ; ઉંચે ચઢવું તે; આબાદીએ પોચવું તે.

**ઉન્મત્ત, વિ૦ [સં૦]** તાતા મિજાજનું; કોઇને પત ન કરે તેવું; જીદ્દી. ૨ વ્યસની; કેફી; અમલી. ૩ અભિમાની; મગરૂબ. ૪ ઘેલછાવાળું; ગાંડું. ૫ ઝનુની. ૬ ભૂત પિશાચ ઇંનથી વલગાડવાળું.

**ઉન્મત્તાઈ, સ્ત્રી૦** ઉન્મત્ત એવી જે હાલત તે; મદ; જીદ; મગરૂબી.

**ઉન્મની, સ્ત્રી૦ [સં૦]** માયાથી વિમુક્ત થઇ બ્રહ્મમાં સમાઈ રેવું તે; પાંચ અવસ્થામાંની એક-જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ, તુરીયા ને ઉન્મની.

**ઉન્માદ, પુ૦ [સં૦]** તોર; જીદ; મદ; મમત; અભિમાન. ૨ (રસ પ્રકરણમાં) ચેતના ને અચેતના એ વિષે સરખું વર્તાય તેવો જોસ્સો. ૩ ભૂતપ્રેત, ઓસડ, ધન વગેરે કારણથી વાને ઘેર જવું તે; એક પ્રકારનો સનેપાત. ૪ ગાંડો.

**ઉન્માર્ગ, પુ૦** ઉલટો-આડો-ખોટો માર્ગ.

**ઉન્મીલન, ન૦ [સં૦]** ફૂલવું-ખુલવું-ખીલવું તે. (ફૂલ) ૨ ઉઘડવું (આંખ). ૩ છુટવું (ગ્રહણ).

**ઉન્મુખ, વિ૦ [સં૦]** ઊર્ધ્વમુખ; ઉપર જોતું હોય તેવું. ૨ વિપરીત.

**ઉન્મૂલન, ન૦ [સં૦]** મૂળથી ઉખેડી નાખવું તે.

**ઉન્મેષ, પુ૦ [સં૦]** આંખ ઉઘડવી તે. (**નિમેષથી** ઉલટું). ૨ જ્ઞાન; બુદ્ધિ.

**ઉપ, અ૦ ઊ૦ [સં૦]** પાસે; સમીપ; નિકટ. ૨ ઓછું; ઉતરતું. ૩ અતિશય; અપાર. ૪ સરખાપણું; મળતું આવવું તે. ૫ એ શબ્દ અર્થ વનાનો પણ હોય છે.

**ઉપકણ્ઠ, પુ૦ વિ૦ [સં૦]** નગર પાસેનો પ્રદેશ. 'પુરોપકણ્ઠે રમણીય લાગતા.' ૨ પાસેનું; ઉપકથા, **સ્ત્રી૦** ટુંકી વાર્તા. નિકટ.

**ઉપકાર, પુ૦ [સં૦]** કોઇનું સારુ-કલ્યાણ કરવું તે; પાડ; આભાર. ૨ કૃપા; સહાયતા; મેહેરબાની.

**ઉપકારક, વિ૦** ઉપકાર કરનાર; મદદ કરનાર.

**ઉપકારી, વિ૦ [સં૦]** ઉપકાર કરનાર. ૨ ઉપકાર જાણનાર; પાડ માનનાર; આભારી. ૩ જેમાં કોઇના પર ઉપકાર થતો હોય તેવું (પરોપકારી કામ).

**ઉપક્રમ, પુ૦ [ સં૦ ]** આરમ્ભ; શરુઆત. ૨ ઉદ્યોગ; ધન્ધો.

**ઉપગુરુ, પુ૦ [ સં૦ ]** વડા ગુરુ-મેહેતાજી-શિક્ષકના હાથ નીચેનો જે શિક્ષક તે; ઉપશિક્ષક; વડો નિશાળિયો.

**ઉપગ્રહ, પુ૦ [ સં૦ ]** નાનો ગ્રહ. એક મોટા ગ્રહને એક અથવા વધારે ઉપગ્રહ હોય છે. ગ્રહ, સૂર્યની આસપાસ ફરે છે અને ઉપગ્રહ, ગ્રહની આસપાસ ફરે છે. આ પૃથ્વીગ્રહને એક ઉપગ્રહ છે જેને આપણે ચન્દ્ર કહીયે છીયે.

**ઉપઙ્ગ, ન૦** એક જાતનું વાદ્ય.

**ઉપચાર, પુ૦ [ સં૦ ]** કામે લગાડવું તે; તજવીજ કરવી તે; સેવા. ૨ ઉપાય; તજવીજ; સાધન. ૩ ચોપડવું તે. ૪ પોતાના અથવા દેવના શરીરના અવયવોને મન્ત્ર ભણી હાથ અરકાડવો તે-ષોડશોપચાર.

**ઉપજ, સ્રી૦** ઉત્પન્ન થવું તે; પેદાશ; આવક. ૨ જન્મ; મૂળ; ઉત્પત્તિ.

**ઉપજણ, સ્રી૦** ઉપજ-ઉત્પન્ન કરવાની શક્તિ. 'બહુ સામર્થ્યમાં ઉપજણ ઘણી.' ( અખો ).

**ઉપજનિપજ, સ્રી૦** ઉગવું અને વધવું તે; પેદા થવું ને રેવું તે. ( જો કે એ શબ્દો વ્યવહારમાં એકજ અર્થમાં વપરાય છે તોપણ એ એ શબ્દોના અર્થ જુદા પાડી શકાય છે. ઉપજમાં મૂળ ઉત્પત્તિ ને **નિપજમાં** છેલ્લી સ્થિતિ અથવા ફળનો બોધ છે ).

**ઉપજવું, ક્રિ૦ અ૦** ઉત્પન્ન થવું; પેદા થવું; જનમવું. ૨ તૈયાર થવું. ૩ ફળ—પ્રાપ્તિ થવી.

**ઉપજાવવું, ક્રિ૦ સ૦** ઉપજે—પેદા થાય તેમ કરવું.

**ઉપજીવિકા, સ્રી૦** આજીવિકા; જીવિકા; વૃત્તિ; ગુજરાન.

**ઉપજીવી, વિ૦** કોઇના ઉપર આધાર રાખી જીવનાર; અવલમ્બી; આશ્રિત.

**ઉપટવું, ક્રિ૦ અ૦** રઙ્ગનો પટ જતો રેવો. ઉપટી જવું પણ કેવાય છે.

**ઉપટામણી, સ્રી૦** વરઘોડાના માંડવને દાડે કન્યાનાં જીવતાં મુઆં સગાંનો જે સમ્બન્ધપટ પેરામણી પેરવા આવેલા વેવાઇની આગળ વાંચવામાં આવે છે તે ( સુરતની નાગરી ન્યાતમાં ).

**ઉપટો,** ઘોડાનો સામાન.

**ઉપડવું, ક્રિ૦ અ૦** ઉખડી આવવું; મૂળીયું બાર નિકળી આવવું. ૨ પાયમાલ થવું; સત્યાનાશ જવું (એનું ઉપડી ગયું). ૩ ઊંચકાવું; ઉપર આવવું; દેખાવું (અક્ષર ઉપડ્યા નથી). ૪ આચકો ખાધા વગર બોલ્યા જવું. ૫ નાગળ ખેંચી લીધેથી ચાલતું થવું; હકારાવું-( વાણ ઉપડ્યું ).

**ઉપડાવવું, ક્રિ૦ સ૦** ઉપડે તેમ કરવું.

**ઉપણવું, ક્રિ૦ સ૦ [ સં૦ ઉત્પવન ]** ઊંચાં ઉભા રઇ ટોપલા—સુપડાંમાંથી દાણા ધીમે ધીમે નીચે નાખતા જઈ વાયે છોતાં દૂર ઉડાડવાં; ઝાડકવું-ટકવું; વા દેવો.

**ઉપણિયા,** ઉપણવાના ટોપલા.

**ઉપદિષ્ટ, વિ૦ ધા૦ [સં૦]** જેને ઉપદેશ થયો હોય તેવું.

**ઉપદેશ, પુ૦ [ સં૦ ]** બોધ; શિક્ષા; શિખામણ; જ્ઞાન. ૨ મન્ત્રદાન.

**ઉપદેશક, વિ૦ [ સં૦ ]** ઉપદેશ કરનાર; ગુરુ.

**ઉપદ્રવ, પુ૦ [ સં૦ ]** કોઇના સમ્બન્ધે કોઇને જે પીડા થાય તે; ઇજા; દુઃખ. ( રોગ, ભૂત, ચાકર, તોફાન-બણ્ડ વગેરેનો ઉપદ્રવ ).

**ઉપદ્વીપ, પુ૦ [ સં૦ ]** નાનો દ્વીપ અથવા દ્વીપનો એક પડેલો ભાગ.

**ઉપધાત,** ઉપધાતુ.

**ઉપધાતુ, પુ૦ સ્રી૦** હીણો-નરસો-ભેગવાળો જે ધાતુ તે; હલકી કિમ્મતનો ધાતુ. ૨ મિશ્રધાતુ.

**ઉપધાન્ય, ન૦** હલકાં જે અનાજ તે-કાંગ; રાજગિરો; મકૈ.

**ઉપનયન, ન૦ [ સં૦ ]** બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્ય એ ત્રણનાં છોકરાંને આઠમે વર્ષે વેદના અધિકારી કરવા સારુ જે સંસ્કાર કરવામાં આવે છે તે; જનોઇ દેવું તે. જનોઇની જે ક્રિયા તે—સોળ સંસ્કારમાંનો એક. ૨ જનોઈ. **ક્રિ૦ અ૦** ઉપનવું; ઉપજવું.

**ઉપનામ, ન૦ [ સં૦ ]** મુખ્ય નામની સાથે જે બીજું નામ જોડાયલું હોય તે; કુળનામ; ગુણકર્મ ઉપરથી જે નામ મળ્યું હોય તે; જે નામથી ઓળખાઈ આવે તે નામ; અટક; ઓખર; આડનામ.

**ઉપનાયક, પુ૦** મુખ્ય હાથ નીચેનો ઉપરી-આગેવાન. ૨ નાટ્યશાસ્રમાં સૂત્રધારના હાથ નીચેનું પાત્ર. ૩ યાર; સ્રીનો રાખેલો પરપુરુષ.

**ઉપનિષદ, ન૦ [ સં૦ ]** વેદાન્તશાસ્ત્ર; એક ઇશ્વરજ્ઞાન.

**ઉપન્યાસ, પુ૦** ટુંકી વાર્તા; વાર્તા. ૨ પ્રસ્તાવના; ઉપોદ્ઘાત.

**ઉપનેત્ર, ન૦** આંખે બરોબર ન દેખાવાથી જે કાચોની મદદ લેવી પડે છે તે; ચશ્મા.

**ઉપન્યું,** ઉપજ્યું ( કવિતામાં.)

**ઉપપતિ પુ૦ [ સં૦ ]** સ્રીને જે પરપુરુષ સાથે પ્રીતિ-લગવાડ હોય તે; યાર.

**ઉપપત્તિ સ્રી૦ [ સં૦ ]** સાબીતીમાં જે તકરાર કરવી અને દાખલા બતાવવા તે.

**ઉપપન્ન, વિ૦ [ સં૦ ]** સિદ્ધ; સાબીત-નક્કી થયલું.

**ઉપપાતક, ન૦ [ સં૦ ]** હલકું-નાનું પાપ.

**ઉપપાદન, ન૦ [ સં૦ ]** કેવું-બતાવવું તે. ૨ સાબીતી-ખાતરી કરવી તે. ૩ સમ્પાદન; સઙ્ગ્રહ.

**ઉપપુરાણ, ન૦** પુરાણથી ઉતરતું, નાનું પુરાણ (કથાંકાપ–સઙ્ખ્યાત–શબ્દાવળીમાં જોવું).

**ઉપભોગ, પુ૦ [સં૦]** અનુભવ–વહિવટ કરવો તે; ઉપયોગમાં લેવું તે. ૨ અનુભવ; વીતેલું હોય તે. ૩ સુખ; વિલાસ. ૪ તૃપ્તિ; સંતોષ.

**ઉપમર્દ, પુ૦ [સં૦]** ઘસારો. ૨ પરાભવ; નાશ. ૩ ઠપકો. ૪ અપમાન.

**ઉપમા, સ્ત્રી૦ [સં૦]** બે પદાર્થનું કોઇ વાતે સરખું થવું–મળતું આવવું તે; સાદૃષ્ય; દૃષ્ટાન્ત; મિસલ. ૨ એ નામનો અલઙ્કાર–ભાઇ, તેનું પેટ તો દરિયા જેવું છે. ૩ ઉપમાન. જેની સાથે તુલના કરવી હોય તે. ઉપમા આપવી–કરવી–પામવી.

**ઉપમાતા, સ્ત્રી૦ [સં૦]** ધવાડનારી મા; દાઇ; ધાત્રી.

**ઉપમાન, ન૦ [સં૦]** જેની સાથે સરખાવવું હોય તે.–તેનું મોઢું ચન્દ્રસરખું છે–એમાં ચન્દ્ર એ ઉપમાન.

**ઉપમેય, ન૦ [સં૦]** જેને સરખાવવું હોય તે–તે સ્ત્રી હરણીના જેવી ચઞ્ચળ છે–એમાં સ્ત્રી એ ઉપમેય.

**ઉપયુક્ત, વિ૦ [સં૦]** ઉપયોગી; કામનું. ૨ યોગ્ય; સમર્થ; ઉચિત.

**ઉપયોગ, વિ૦ [સં૦]** એકાદી વસ્તુને પોતાનાં કામમાં લેવી તે અથવા તે કામમાં આવવી તે. ૨ કામ; ફાયદો; લાભ.

**ઉપયોગી, વિ૦ [સં૦]** કામમાં આવતું; અગતનું; જરૂરનું. ૨ ફાયદો કરે તેવું; લાભકારી.

**ઉપર, અ૦** ઊંચે. (ખુરસી ઉપર). ૨ પેલી પાસ; વધારે; વધતું. (સો ઉપર દશ બીજા). ૩ પછી (તેના ગયા ઉપર વિચાર). ૪ ઉત્તર દિશાએ (સુરત મુંબઇની ઉપર છે). ૫ ગુણમાં વધારે. (તે તેની ઉપર છે). **ન૦** ઉપરાણું; પક્ષ. 'માહારું ઉપર કોણ કરે, એને વશ સર્વે સાથ.' (ભાલણ). 'ઉપર આભ ને નિચે ધરતી'-આધાર વગરની–લટકતી હાલત–સ્થિતિ. 'ઉપર થવું'–બીજાનું ન માની મરજી પ્રમાણે કરવું. 'ઉપર નીચે થવું'–અધીરા થવું; ઉતાવળા–આતુર થવું. 'ઉપર પગ દેવો'–મુકવો,–અનાદર, અવગણના કરવી. 'ઉપર રેવું'–જાતે દેખરેખ રાખવી. 'ઉપર હાથ'–ચડીયાતાપણું.

**ઉપરઉપરથી, અ૦** છેક અન્દરનું સમજેલું હોય તેમ નહિ પણ જેટલું ઉપરથી દેખાયલું હોય તેટલાપરથી.

**ઉપરચોટિયું, વિ૦** ઉપર ઉપરથી જેટલું જણાયું હોય તેટલું–તેવું; ઉપર ઉપરનું; જેવુંતેવું; થોડુંએક; કંઇક; ઝાંખું.

**ઉપરછલ્લું, વિ૦** ઉપરનું; ઉપરચોટિયું.

**ઉપરટપકે, અ૦** ચોપડા–દફતરમાં ખસુસે નોંધવા જેવું નહિ પણ ફક્ત યાદ રાખવા સારુ સઙ્કેતમાં માંડી રાખેલું હોય તેમ; ઉપર ટપકાવેલું હોય તેમ. ૨ ઉપર ઉપરથી; ઉપલક; ઉબળક.

**ઉપરણું, ન૦** ખાંધે ઓડવાનું જે વસ્ત્ર તે. ૨ પ્રસાદીમાં મળેલું જે વસ્ત્ર તે–મન્દિરના અધિકારિયો સેવકની સેવાના બદલામાં જે લુગડું આપે છે તે.

**ઉપરણો, પુ૦** ઉપરણું; ખેસ.

**ઉપરતિ, સ્ત્રી૦ [સં૦]** શાન્તિ; વૈરાગ્ય. ૨ બન્ધ પડવું તે; વિરતિ.

**ઉપરવટ, અ૦** ઉલટું; વિરુદ્ધ; મરજી ઉપરાન્ત. ૨ **વિ૦** ચડે એવું; ઉત્તમ; સારુ.

**ઉપરવાડિયો, પુ૦** જે ખેતર જે ગામને લગતું હોય તે ખેતર તે ગામનો ખેડુત ન ખેડે પણ બીજા ગામનો જે ખેડુત ખેડે તે.

**ઉપરવાડી–ડે, અ૦** વચમાં વાડ, વણ્ડી, ભીંત હોય ને બે બાજુએ ઉભાં રહી એક બીજાને બોલાવવું–કંઇ આપવું લેવું તે **ઉપરવાડી** કેવાય છે. 'તેને ઉપરવાડીથી બોલાવ.–લે.' "ઉપરવાડે સૈયર કરે છે સાદજો."

**ઉપરવાસ, પુ૦** ઘરને ભોંયતળિયે ન રેતાં માળપર જે વાસ કરવો તે.

**ઉપરાઉપરી, અ૦** એક પછી એક એમ જલદીથી આવ્યાં–વધ્યાં કરે તેમ; સાથેનું સાથે; લાગલાગટ.

**ઉપરાચાપરી, અ૦ ઉપરાઉપરી.**

**ઉપરાટી,** ઉપર ઉપરથી, સારુ સારુ (લેવું અનાજ વ૦).

**ઉપરાણું, ન૦** બેની લડાઇમાં એકનો પક્ષ લઇ તેની મદદમાં રેવું તે; કુમક કરવી તે; પક્ષ; તરફદારી. ૨ **ઉપરણું.**

**ઉપરાજવું,** પેદા કરવું.

**ઉપરાન્ત, અ૦** વધારે હોય તેમ; આટલું છતે વધારે; વળી બીજું. ૨ પછી; પછવાડેથી.

**ઉપરી, વિ૦** હર કોઇ કામ ઉપર તપાસ રાખનાર; ઉપરથી જેનાર; પોતાના હાથ તળેના માણસોની ચોકશી રાખનાર; મુખી; મુકાદમ. ૨ **અ૦ (સં૦)** ઉપર; ઉપેર.

**ઉપલક, વિ૦** ચોપડામાં નોંધેલું નહિ તેવું. ૨ ઉપર ઉપરનું. ૩ બાકી; વધેલું.

**ઉપલકિયો, પુ૦** જે પોતાનું વજન ન છતાં કારભારીનું ડોળ ઘાલે છે તે. ૨ ઉપર ઉપરથી ઉડાવનાર; અર્થ વગરની વાત કરનાર.

**ઉપલક્ષણ, ન૦** આખાનું તેના ભાગથી જે વર્ણન થાય તે; એક જાતનો અલઙ્કાર–તેને શ્રીફાડતાં આવડતી નથી એટલે લખતાં આવડતું નથી.

**ઉપલક્ષ્ય, વિ૦** થોડા ઉપરથી ઘણું સમજાય તેવું.

**ઉપલગ, વિ૦ ઉપલક.**

**ઉપલબ્ધ, વિ૦ ધા૦** મેળવેલું, જોયેલું.

**ઉપલાણ, ન૦** ઉપલો ભાગ (ગામની જમીનનો).
**ઉપલાણે, પુ૦** ઉપરનો ભાગ-બાજુ. ૨ પલાણ વગર.
**ઉપલિયું, ન૦ ઉંટાંટિયું.**
**ઉપલી, સ્ત્રી૦** દાટેલી ખાણણી.
**ઉપલું, વિ૦** ઉપરનું; ઉપર કયલું-લખેલું-જણાવેલું.
**ઉપલેક-અલેક, ઉપલક.**
**ઉપલેટ, ન૦** એક જાતનાં ઝાડનું મૂળિયું; ઔષધિ.
**ઉપવન, ન૦ [સં૦]** નાનું વન; વાડી; બાગ; ઉદ્યાન; આરામ.
**ઉપવસ્ત્ર, ન૦ અઙ્ગવસ્ત્ર.** ૨ પરણિયત સ્ત્રીવગર રાખેલી બીજી સ્ત્રી; વેશ્યા.
**ઉપવાસ, પુ૦ [સં૦]** ભુખ્યાં રેવું તે; અન્ન અથવા ફળ ખાધાવના ચલાવવું તે; અપ્પાસ. ૨ વ્રત; નિયમ.
**ઉપવાસી, વિ૦ [સં૦]** ઉપવાસ રાખનાર.
**ઉપવિદ્યા, સ્ત્રી૦ [સં૦]** નાટક ચેટકાદિક જે વિદ્યા તે. મોટી ચૌદ વિદ્યા કેવાય છે, તેથી જે બીજી તે.
**ઉપવીત, ન૦ [સં૦]** જનોઇ.
**ઉપવેદ, પુ૦** નાના વેદ-એ ચાર છેઃ આયુર્વેદ; ધનુર્વેદ, ગાન્ધર્વવેદ, સ્થાપત્યવેદ અથવા શિલ્પશાસ્ત્ર અથવા અથર્વવેદ.
**ઉપશમ, પુ૦** શાંતિ; સમાઇ જવું તે; સમતા.
**ઉપશાસ્ત્ર, ન૦ [સં૦]** નાનું શાસ્ત્ર.
**ઉપશિક્ષક, પુ૦ [સં૦]** વડા મેતાજીનો મદદનીસ.
**ઉપશોષણ,** સુકાવવું તે.
**ઉપસંહાર પુ૦ [સં૦]** ટૂકામાં આટોપવું તે; સારાંશ; તાત્પર્ય કઇ જઇ સંપૂર્ણ કરવું તે. (ઉપક્રમ ને ઉપસંહાર).
**ઉપસર્ગ, પુ૦ [સં૦]** શબ્દના ધાતુની પૂર્વે જે અવ્યય જોડવામાં આવે છે તે. **પ્ર**—પ્રયત્ન; **પરા**-પરાભવ વગેરે. ૨ ઉપદ્રવ; દુઃખ; ઇજા. ૩ અપશકુન; અમઙ્ગળ. ૪ વિસ્તાર.
**ઉપસવું, ક્રિ૦ અ૦** ફૂલવું; અસલ હોય તેના કરતાં કદમાં બારથી વધેલું જણાવું—(બાકી અંદરથી પોલું).
**ઉપસાગર, પુ૦** જે સમુદ્ર પોળે મોડે જમીન તરફ ધુસેલો હોય તે.
**ઉપસ્કર, પુ૦ [સં૦]** મુખ્ય વસ્તુને લાગતી વળગતી જે વસ્તુ તે; સાહિત્ય; સામગ્રી-જરૂરનું એવો કંઇ મેળ નહિ.
**ઉપસ્ત્રી, સ્ત્રી૦** પરણિયત નહિ પણ રાખેલી જે સ્ત્રી તે.
**ઉપસ્થ, ન૦ [સં૦]** સ્ત્રી પુરુષ જેથી ઓળખાઈ આવે છે તે ચિહ્ન; ગુહ્યેન્દ્રિય.
**ઉપસ્થાન, ન૦ [સં૦]** ઉભાં થઇ હાથ ઉભા રાખી મંત્ર ભણી દેવની જે સ્તુતિ કરવી તે.
**ઉપસ્થિત, વિ૦ ધા૦ [સં૦]** પાસે—મોડે—હૈયે હોય તેવું; જિહ્વાગ્ર હોય તેવું.
**ઉપહાર, પુ૦ [સં૦]** અર્પણ કરવું તે; ભેટ મુકવી તે. ૨ અર્પણ ભેટની સામગ્રી. ૩ ખાવાનું; બલિ.
**ઉપહાસ, ન૦ [સં૦]** મશ્કરી; મજાખ; ઠઠ્ઠો. ૨ કોઇને હસી—હસ્યામાં કાડવું તે. **ઉપહાસક, વિ૦ સં૦** વિદૂષક; મશ્કરો. **વિ૦ ઉપહાસ્ય**-હસી કાડવા જોગ.
**ઉપળાં, ન૦** સુવાના ખાટલાને બે આડી ને બે ઉભા હોય છે તેમાંની જે બે આડી તે; માથું ને પગ રે છે તે. (બે ઇસ અને બે ઉપળાં).
**ઉપાકર્મ, ન૦ [સં૦]** જનોઇ ધારણ કરનાર જે બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય તેને દરવર્ષે જનોઇ પેરી રયા પછી તરત કરવાનું એક કર્મ; શ્રાવણી.
**ઉપાખ્યાન, ન૦ [સં૦]** કાણી; નાની કલ્પિત વાત.
**ઉપાગ્રસર, વિ૦ [સં૦]** પાછલું. ૨ અગ્રસરની પાસેનું. ૩ ભાજક; છેદરૂપ—(સઙ્ખ્યા—આંકડા).
**ઉપાઙ્ગ, ન૦ [સં૦]** અપ્રધાન ભાગ; ઉતરતું જે અઙ્ગ તે.
**ઉપાડ, પુ૦** કોઇને ત્યાં લેવડ દેવડ રાખીને નાણાં ઉપાડવાં તે. ૨ ગ્રાહકી (માલનો ઉપાડ.) ૩ અનાજ વનસ્પતિનું ઉગવું.
**ઉપાડવું, ક્રિ૦ સ૦** નીચેથી ઉંચે લેવું; ઉંચકવું. ૨ થાપણમાંથી લેવું—(નાણું). ૩ મૂળથી ઉખેડવું. ૪ જૂ દું પાડવું; ઉઘાડવું. ૫ ખસેડવું; લઇ જવું.
**ઉપાડો, પુ૦** ઉપડવું તે; ખપ; ઉઠાવ. ૨ સળકાંપર લેવાય તેટલો જે કાંટા વગેરેનો જથ્થો તે.
**ઉપાદાન, ન૦ [સં૦]** કબૂલ—ગ્રહણ કરવું તે. ૨ તરત—પાસેનું કારણ.
**ઉપાધિ, પુ૦ [સં૦]** દુઃખ દેવું—હરકત કરવું જે કામ, માણસ વગેરે તે; ઉપદ્રવ. ૨ ઓચીંતું આવી પડેલું સઙ્કટ. ૩ પોતાના શુદ્ધ સ્વરૂપમાં ફેરફાર કરનાર જે કારણરૂપ સંબંધ તે.—આકાર વિશેષરૂપ ઉપાધિથી સોનાનું ઘરેણું થાય છે. ૩ કારણ; હેતુ; પ્રસઙ્ગ.
**ઉપાધ્યાય, પુ૦ [સં૦]** દરએક કુટુંબમાં—ગામમાં શુભ અશુભની ક્રિયા કરાવનારો જે બ્રાહ્મણ તે; કુળગોર; ગામગોર.
**ઉપાધ્યો, ઉપાધ્યાય** એ શબ્દ જોવો.
**ઉપાન, ન૦** ખાસડાં. "ઉપાન રેણએ અભ્ર છાયો, જોજન કોટાકોટ" (પ્રેમાનંદ).
**ઉપાન્ત, અ૦ [સં૦]** પાસે; સમીપ; નિકટ.
**ઉપાન્ત્ય, વિ૦ [સં૦]** શેવટની—છેલ્લાની પૂર્વેનું—ઉપાન્ત્ય અક્ષર એટલે છેલ્લા અક્ષરની પ્રથમ જે અક્ષર આવેલો હોય તે.
**ઉપાય, પુ૦ [સં૦]** નઠારી હાલતમાંથી સારી હાલતમાં લાવવા સારુ જે તજવીજ—ક્રિયા—યુક્તિ તે;

સાધન. એ ચાર કેવાય છે. સામ, દામ, ભેદ ને દણ્ડ. મીઠું મીઠું બોલીને સમજાવવું—મનનું સમાધાન કરવું તે સામ; પૈસા વગેરેની લાલચ આપી વશ કરવું તે દામ; સમ્પ તુટે, સાથીઓને પરસ્પર ન બને, એઓ જુદા પડે તેવી જે યુક્તિ કરવી—ધમકી આપવી તે ભેદ; અને શિક્ષા કરવી—મારવું તે દણ્ડ. કેટલાક આમાં ત્રણ વધુ ગણાવે છે. માયા–ઠગાઇ, ઉપેક્ષા–કપટ, ઇન્દ્ર જાળ–જાદુ. ૨ ઇલાજ; ઓસડ.

**ઉપાર્જન** નo [સંo] સઙ્ગ્રહ; કમાઈ; સઞ્ચય; પ્રાપ્તિ.

**ઉપાર્જના, સ્રીo** [સંo] દ્રવ્ય, દરજ્જો મેળવવા માટે લોકોની ખુશામત, ચાકરી, કાલાવાલા વગેરે જે હલકા ઉપાયો કામે લગાડવા તે. ૨ ઉપાર્જન.

**ઉપાર્જિત, વિo ધાo** [સં] મેળવેલું; કમાવેલું; વડિલોપાર્જિત—આત્મોપાર્જિત ધન.

**ઉપાવવું, ક્રિo** ઉપજાવવું. 'સાસુ નણન્દ પૂછે મૂને ઉત્તર ઉપાવું.' 'મન ભાવે મોહન વેશ સમારું, લોકલીયાં સુખ ઉપાવું.'

**ઉપાસણ, નo** ઉશ્કેરણી. (લડાઇનું, રમવાનું, ગામ જવાનું ઉપાસણ).

**ઉપાસક, વિo** [સંo] ઉપાસના—સેવા—ભક્તિ કરનાર; સાધના કરનાર.

**ઉપાસના, સ્રીo** [સંo] ઇશ્વરનાં એકાદાં સાકાર રૂપ–મૂર્તિને પૂજન હોમ જપ ઇo થી ઇચ્છેલું પ્રાપ્ત કરવા સારુ સેવવાં તે. ૨ ગુરુ પાસે મન્ત્ર લઇ આજ્ઞા પ્રમાણે જે દીક્ષા પાળવી તે. ઉપાસના ત્રણ છેઃ આત્મોપાસના, કર્મોપાસના અને જ્ઞાનોપાસના; અથવા ધ્યાન, અનુષ્ઠાન અને વેદશાસ્રથી મેળવેલું જે જ્ઞાન તેથી જે સ્વરૂપ ઓળખવું તે. ૩ વેદપ્રતિપાદ્ય ધર્મનાં ત્રણ અઙ્ગ છે તેમાંનું જે બીજું તે. (કર્મ, ઉપાસના અને જ્ઞાન). કર્મ—ઉત્તમ કર્મ કરવાં—નીતિ પાળવી તે. ઉપાસના—અન્તઃકરણથી ઇશ્વિરનું સ્મરણ—પૂજન કરવું તે; ભક્તિ; ધ્યાન. જ્ઞાન—તત્વ વિચાર ને સ્વરૂપ દર્શન.

**ઉપાસરું, નo** અપાસરો.

**ઉપાસવું,** સેવવું; ઉપાસના કરવી.

**ઉપાસિત, વિo ધાo** જેની ઉપાસના કરી હોય તે.

**ઉપાશ્રિત, વિo ધાo** બીજાપર આધાર રાખનાર.

**ઉપાસ્ય, વિo** [સંo] ઉપાસના કરવાને યોગ્ય; આરાધ્ય; પૂજ્ય.

**ઉપાહાર, નo** સૂક્ષ્મ–થોડું ભોજન.

**ઉપેક્ષા, સ્રીo** [સંo] ન કીધું તો શું ન ચાલે ?, એમાં શું ? એવી રીતની જે મનની વૃત્તિ તે. ૨ બેતમા; મનપર વાત ન લેવી તે; વાતને ઉડાવી દેવી તે; બેદરકારી; કાળજીથી ન જોવું તે.

**ઉપેન્દ્ર, પુo** [સંo] વિષ્ણુ; કૃષ્ણ.

**ઉપેન્દ્રવજ્રા, નo** [સંo] એ નામનું ચરણમાં અગિયાર અગિયાર અક્ષર આવે તેવું એક વૃત્ત (જતજ, ગગ).

**ઉપેર, અo** ઉપર.

**ઉપોદ્ઘાત, પુo** [સંo] ગ્રન્થમાં શો વિષય છે, તેનું રૂપ અને ઉપયોગ કેવાં છે ? એ વિષે જે સારાંશ તથા મત વિચાર, ગ્રન્થનો આરમ્ભ કર્યાની આગમચ લખેલો હોય તે; પ્રસ્તાવના; દિબાચો. ૨ વાદનો વિષય; પૂર્વપક્ષ; પૂર્વરઙ્ગ. ૩ શરુઆત; પ્રારંભ.

**ઉપોસણ, નo** [સંo] ભુખ્યાં રેવું તે; ઉપવાસ.

**ઉફણ્ડાઈ, સ્રીo** મોટાઈ; બડાઈ; હલકાઈ.

**ઉફરાટું, વિo** પાસાપડતું; મોઢું ફેરવેલું એવું. "ઉફરાટી કીધી સુન્દરી, નળ ચાલ્યો કાયા નગ્ન કરી" (પ્રેમાનન્દ). ઉભુ કરવું. "ખાટલો ઉફરાટો કર."

**ઉફરાટીયું, વિo** ઉપરટપકેનું.

**ઉફરો—રું, વિo** ઉફરાટો (ખાટલો). ૨ માયાભેદ ખોટો જાણી નિવૃત્ત થયલો. "અખા તેજ નર ચેત્યો ખરો, જે ચાલ્યો માથે ઉફરો." ૩ શ્રેષ્ઠ. "તે માટે તત્વદર્શી ખરો, અખા જેહ સર્વે ઉફરો."

**ઉફાન, નo** ઉકળીને ઉભરાવું તે.

**ઉબ, સ્રીo** બારની ટાપટીપ; ઉપરનો ડમાક; ઠાઠ; ડોળ. "પુંજી ઘટી ને ઉબ વધી."

**ઉબક સ્રીo** ઉછાળો; ઉલાળો. ૨ દુઃખનો ઉભરો. ૩ ઓકારી. ઉબક આવવી.

**ઉબટું, વિo** પાકું અન્ન બગડી, ઉપર ફુગ વળી હોય તેવું. (પૂરી ઉબટી થઈ ગઈ).

**ઉબાડક, નo** ઉમાડિયાં.

**ઉબડિયું, નo** પાપડી વગેરે સીંગને, માટલાંમાં ઘાલી તેનું મોઢું બન્ધ કરી ચારે પાસ અગ્ની પેટવી બાફવી તે. ૨ એવી રીતે જે બાફેલું તે; ઊંધયું.

**ઉબડું, વિo** અદુકડું.

**ઉબાડિયું, નo** વારે વારે સળગાવવું અને હોલવવું તે. ૨ સળી, સળેકડું, સરોડું સળગાવી હાથમાં રાખેલું તે. (છોકરાંઓની એ ટેવ મુકાવવાને તેઓના વડીલો તેમને એવી ધમકી આપે છે કે તમે એમ કરશો તો રાતે પથારીમાં વારે વારે મુતર્યા કરશો).

**ઉબાણ, અo** એક ગામથી બીજે ગામ જવું હોય તો પગ રસ્તે, ધરેડે ન જતાં ગામની નીસાન બાંધી સીધાં ચાલ્યાં જવું તે. (ઉબાણ ગાડી હાંકો).

**ઉબાળો, પુo** છાણાના કકડા સરોડાં વગેરે જે એકીવારે ભરી સળગાવવાં તે. ૨ પરીતાપ; બાફ.

**ઉબેલવું, ઉબેળવું,**

**ઉભ, સ્રીo** ખેતરમાં ઝાડને કણસલાં આવ્યા પછી, પક્ષીઓ તે ખાઇ ન જાય તે માટે લુગડાં બાંધે છે તે–ઉભ અને આડ. ૨ **વિo** સીધો; પાંસરો (માર્ગ).

**ઉભડિયો,** કાયમ વસેલો નહિ તે.
**ઉભય, સ૦ [સં૦]** બન્ન્યો; બન્ને; બેજણાં.
**ઉભયતાં, સ૦ [ સં૦ ઉભયતઃ**—બન્ને બાજુ ઉપર ] **ઉભય.**
**ઉભયપક્ષ, પુ૦** બન્ને બાજુ—તરફેણ—પક્ષ.
**ઉભયલોક, પુ૦** બે લોક-આલોક ને પરલોક—આ દુનિયાં ને પેલી દુનિયાં.
**ઉભયવિધ, વિ૦ [સં૦]** બે પ્રકાર—રીતનું. ૨ જે ધાતુ, અકર્મક ને સકર્મક બન્નેમાં વપરાય તે—તે હસે છે, તે તેને હસેછે—**હસ** ધાતુ. ૩ બે મોડે બોલનાર; ઘડીમાં આમ ને ઘડીમાં તેમ.
**ઉભયાત્મક; વિ૦** બે પક્ષને લગતું.
**ઉભયાન્વયી, વિ૦ [સં૦]** બે પદ—અર્થ-વાકય—પક્ષ—બાજુને જોડનાર.—**ઉભયાન્વયી અવ્યય—પુ૦** જે અવ્યય, શબ્દ—વાકયને એક અર્થમાં અથવા જુદા અર્થમાં જોડેછે તે—અને, તથા, પણ ઇ૦ (વ્યાકરણમાં).
**ઉભયાન્વિત, વિ૦ ધા૦ [ સં૦ ]** બેતરફ જોડાયલું—સન્ધાયલું તેવું.
**ઉભયાર્થ, વિ૦ [ સં૦ ]** જેમાં બે અર્થ હોય તેવું; શકભરેલું. ૨ જેમાંથી બે અર્થ થતા હોય તેવું.
**ઉભયાલઙ્કાર, પુ૦ [ સં૦ ]** જેમાં શબ્દચાતુરી અને અર્થચાતુરી બન્ને હોય તે અલઙ્કાર.
**ઉભરણી, સ્ત્રી૦** ઘરના દરેક ચોક-ગાળાની જે ઉંચાઈ તે.
**ઉભરાવું, ક્રિ૦ અ૦** વધીગયેથી ઊંચું આવવું—માંયથી બાર નિકળીપડવું. ઘડો ઉભરાયો, અધરણ ઉભરાઈ જાયછે, કીડી ઉભરાઈ છે, ઇ૦.
**ઉભરો, પુ૦** ઊંચું આવવું—ઊંચેઆવી નીચેપડવું તે. ૨ દિલમાંનો જોસ્સો બાર પડવાની તૈયારીપર આવવો—બાર પડવો તે. ૩ મંદવાડમાં મોં ઉપર ભાર આવે તે.
**ઉભળવું, ક્રિ૦ અ૦** વળી પાછું—બીજીવાર થવું (રોગ). ૨ અન્દરથી પાછું બાર આવવું. ૩ ઉખડી જવું—પડવું; નિકળી આવવું. ૪ વળ ઉખળવો.
**ઉભાંઉભાં, અ૦** જલદીથી; તાકીદથી; ઝટ; એકદમ; તરતજ; દોડતાં દોડતાં.
**ઉભા, પુ૦** રાંધેલા ચોખામાં જે દાણા કાચા રે તે.
**ઉભાણી-રણી, સ્ત્રી૦** ઉંચાઈ, (ઘરની બાંધણીમાં).
**ઉભાર, વિ૦** અલકા પદાર્થનું વજનમાં થોડું ને તે દેખાવું ઘણું તે. (રૂ, ઘાસનું વજન થોડું પણ ઉભાર ઘણો).
**ઉભારિયો, પુ૦** લાખ ભર્યા વગરની ઘુઘરી.
**ઉભું, ઊભું.**
**ઉભેડું, વિ૦ ઊભું**( કાવ્યમાં ). ૨ ઊભું હોય તેવું ( ઢોળાવ વગેરે). ૩ ભીંત.

**ઉભેતાં, ઉભય.**
**ઉભેળ પડવું, ક્રિ૦ અ૦** ખેતરમાં અનાજ વગેરે ઓર્યું હોય ને પછી તરત વરસાદ થાય તેથી કરસણનું ન ઉગવું ને ફરીથી ઓરવું પડવું.
**ઉભેળવું, ક્રિ૦ સ૦** ભાતને માત્ર છાલાં નિકળી જાય ( કુસકી નહિ ) તેટલું ખાંડવું; કરડ કરવી. ૨ વણેલું પાછું ઉખેળવું. ૩ ડબાયલી વાત પાછી કાડવી. ૪ ખેડેલું ખેતર ખરાબ કરી નાખવું.
**ઉભેળો, પુ૦** અડધું ખણ્ડાયલું ભાત.
**ઉભોમાર્ગ, પુ૦** સીધો માર્ગ; નાકસામી વાટ; ધોરી રસ્તો; ગલી કુંચીવાળો આડો માર્ગ નહિ તે.
**ઉમઙ્ગ, પુ૦ [ સં૦ ]** આનંદ; હર્ષ; ખુશી. ૨ હોંસ; કોડ; ઉલટ; આતુર; ઇચ્છા.
**ઉમઙ્ગી, વિ૦** ઉમઙ્ગવાળું.
**ઉમટવું,** ફળવું; પેદા થવું. "માવઠે મેહ વરસે ગડગડે; ફળ ન ઉમટે ને લાગાં પડે" ( અખો ). ૨ ઉલટવું; ઉભરાવવું. "કોઇ કહે કટક દળ ઉમટ્યાં, કોઇ કહે આવ્યો રે વાજીનો સંઘ" ( સ્ત્રીગીત).
**ઉમડઘુમડ, અ૦** ઘુમટ જેવું વળી છવાઈ રયલું.
**ઉમડિયું, ન૦ ઉબડિયું.**
**ઉમડડાં, ન૦** ઉમડાનાં જે ફળ તે.
**ઉમડડો, પુ૦ [ સં૦ ઉદુમ્બર ]** અંજીરનાં ઝાડ જેવું એક ઝાડ થાય છે.
**ઉમદા, વિ૦ [ આ૦ ]** ઉત્તમ; શ્રેષ્ઠ; સહુથી સરસ; તોફે.
**ઉમયા, સ્ત્રી૦ ઉમા.**
**ઉમર, ઉંબર.**
**ઉમર, સ્ત્રી૦ [ આ૦ ]** ઉમ્મર; વય. [પથ્થર.
**ઉમરવટો-ઉપરવટણો,** નિશા ઉપર વાટવાને માટેનો
**ઉમરાવ, પુ૦ [ આ૦ ]** અમીર; શ્રીમંત; બડેલોક.
**ઉમરાવજાદો, પુ૦** અમીરનો છોકરો.
**ઉમરો, પુ૦ ઉમરાવ. ૨ ઉંબર.** ઉમરા થેકવા-કામ વગર ઘેર ઘેર ફેરા-ધક્કા ખાવા; ઉમરો ઉડવો-નિર્વંશ જવો, સત્યાનાશ જવું, ધનમાલનો નાશ થવો, દેવાળું ફુકવું; ઉમરો ખોદવો-માગતું લેવાને તાકીદ કરવી, વારેવારે ઉઘરાણી કરવી; ઉમરો તજવો-જવું આવવું બન્ધ કરવું, એ રુઢી વાકયો છે.
**ઉમળકો, પુ૦** પ્રેમનો ઉભરો; અંતઃકરણનું હેત; બાર પડવું તે. દુઃખીનો ઉમળકો કેવાય છે.
**ઉમા, સ્ત્રી૦ [ સં૦ ]** માહાદેવ—શિવ—સંહાર કરનાર ઇશ્વરી શક્તિની સ્ત્રી; જગદંબા; પાર્વતી.
**ઉમાડિયું, ન૦ ઉબાડિયું.**
**ઉમામાહેશ્વર, ન૦** મરી ગયલાંને નામે સ્ત્રી પુરુષનાં જોડાં—સાંસરને જે વસ્ત્રાભૂષણનું દાન આપવામાં આવે છે તે.

**ઉમેદ, સ્ત્રી૦ [ફા૦]** આશા; ભરોંસો. ૨ ઇચ્છા; હોંસ.
**ઉમેદવાર, પુ૦ [ફા૦]** ઉમેદ રાખનાર. ૨ માન—નોકરીની આશાથી વગર પગારે કામ કરનાર.
**ઉમેદવારી, સ્ત્રી૦** ઉમેદ રાખવી તે. ૨ આશાએ કામ કરવું તે.
**ઉમેરણ, ન૦** ઉમેરવું—વધારવું તે. ૨ વધારેલું તે.
**ઉમેરણી, [સ્ત્રી૦]** ઉમેરણ.
**ઉમેરવું, ક્રિ૦ સ૦ [સં૦ ઉન્મેલન]** હોય તેમાં બીજું મુકવું; વધારવું; મેળવવું.
**ઉમેરો, પુ૦** ઉમેરેલું—વધારેલું તે; વધારો; વધ; મેળવણ.
**ઉમ્મર, સ્ત્રી૦ [આ૦ ઉમ્ર]** જન્મથી ગણાતાં એકાદાં વરસના સંબંધમાં જિવતરનો જે ભાગ તે; વય. ઉમ્મરે પોચવું—ઉમ્મરમાં આવવું.—પુરુષે સંસારના કામકાજ કરવાને શક્તિમાન થવાય તેટલું ઉમ્મરે મોટું થવું; સોળ વર્ષ ઉપરનાં થવું; સ્ત્રીએ સાસરે રેતા થવું; તેર વર્ષનાં થવું.
**ઉર, ન૦ [સં૦]** હૃદય; છાતી; દીલ. ૨ લક્ષ; ધ્યાન.
**ઉરગ, પુ૦ [સં૦]** સાપ; સર્પ. ૨ કીડો.
**ઉરજ, ન૦ સ્ત્રી૦** સ્ત્રીનાં સ્તન.
**ઉરઝવું,** લટકવું. 'અઙ્ગ અઙ્ગ ઉરઝી અબળાને, આભ્રણ દિવ્ય દુકુળ' (રેવાશંકર).
**ઉરણીઉ, વિ૦** ઓશિંકળ; ઋણમુક્ત. 'એહને શું ફળ આપી થાશો ઉરણીઆ અસ્વયમેવ.' (રત્નેશ્વર.)
**ઉરદુ, વિ૦** આ દેશના મુસલમાન જે બોલે છે તે (ભાષા). ઉરદુ ભાષામાં ફારસી આરબી શબ્દો ઘણા અને હિંદુસ્થાનીમાં સંસ્કૃત શબ્દો ઘણા હોય છે.
**ઉર્ફે, અ૦ [આ૦ ઉર્ફ]** બીજે નામે; જેથી વધારે ઓળખાતું હોય તે નામે.
**ઉરસ, ઓરસ.**
**ઉરઃસ્થળ, ન૦ [સં૦ ઉરસ્]** છાતી–સ્થલ–જગા; છાતી.
**ઉરાડવું, ક્રિ૦ સ૦** ફેંકવું; ઉપાડીને દૂર કરવું; ઊંચું કરી નાંખવું. ૨ હવામાં તરાવવું; ચગાવવું (કનકવો).
**ઉરૂબરૂ, અ૦ [ફા૦]** સાંમે છતાં; હાજર છતાં; પાસે હોય–દેખે તેમ; હજૂરા હજૂર; સન્મુખ; સમક્ષ.
**ઉરોજ, ન૦ [સં૦]** સ્ત્રીનાં સ્તન.
**ઉર્વી, સ્ત્રી૦ [સં૦]** પૃથ્વી; ધરતી.
**ઉલ, ઓલ.**
**ઉલકું, ઉલકું.**
**ઉલકું, ન૦ [સં૦ ઉલ્કા.]** આકાશમાંથી અગ્નિ વરસવો તે; એકાદો મોટો ઉત્પાત જેથી દેશ–નગરમાં હાહાકાર થઇ રે તે.
**ઉલકો, પુ૦** અન્દરથી કોતરી કાડી અને સાફ કરી તૈયાર કરેલું જે સુકું નાળિએર તે; ડોયો. ૨ ઝાડે ફરવા જતાં પાણી લઇ જવાનું લોડાનું વાસણ.
**ઉલગ,** ઓળખ.
**ઉલઙ્ઘવું, ક્રિ૦ સ૦** ઉલ્લઙ્ઘન કરવું.
**ઉલટ, સ્ત્રી૦** ઘણી હોંસ; આતુરતા; ઉત્સુકતા. ૨ પાછું ફરવું તે; ઉલટાવું—ઉલટાવવું તે.
**ઉલટપાલટ, સ્ત્રી૦** ઉલટ પુલટ એવી જે હાલત તે; ઉથલપાથલ.
**ઉલટપુલટ,** અસલ હોય તેથી અવળું; ઊંધુંચતું હોય તેવું; ઉલટું સુલટું; ફેરફાર—બદલાબદલી થઈ ગઈ હોય તેવું.
**ઉલટભેર, અ૦** ઘણી હોંસથી; ઉમઙ્ગ—ખુશાથી; આતુરતાથી.
**ઉલટવું, ક્રિ૦ અ૦** અવળું થવું. ૨ જોસ્સામાં ધસી આવવું—મણ્ડી પડવું—(બોલવે, કરવે, ખાવે, મારવે). તે તેનાપર સારી પેઠે ઉલટ્યો.
**ઉલટસુલટ, ઉલટપુલટ.**
**ઉલટાવવું, ક્રિ૦ સ૦** અસલ હોય તેને ફેરવવું; ઊંધું વાળવું—કરવું; ફેરવી નાંખવું; બદલવું.
**ઉલટી, સ્ત્રી૦** શરીરમાંથી ધાનપાણી વગેરેનું જે પાછું બાર નિકળવું તે; ઓક.
**ઉલટું, વિ૦** અવળું; ઊંધું; પાછું; વિપરિત. ૨ ખોટું; જુઠું. ૩ સામું; બીજી તરફનું. ૪ સામા પક્ષનું; વિરુદ્ધ.
**ઉલફત, સ્ત્રી૦ [આ૦]** દોસ્તી; પ્યાર; મોહોબ્બત; એખલાસ.
**ઉલવું, ક્રિ૦ અ૦** ગાડી—દમણીનું ઉભું થવું; આગલી બાજુથી ઉંચકાઇ જવું. ગાલ્લી ઉલી ગઈ. ૨ પુરું થઇ જવું. કેરી ગાળો ઉલી ગયો.
**ઉલસવું,** ઉભરાવું. "અખા જ્ઞાતા દેખે અસું, અદ્દભુત કારણ જ્યાં ઉલસ્યું." ૨ વધવું; સ્ફુરવું; પ્રગટ થવું.
**ઉલાંચો, પુ૦ આચકો.**
**ઉલાંટ, સ્ત્રી૦** ઓળઙ્ગવું—કુદી જવું—પેલી પાસ નિકળવું તે. ૨ ઊંધું વળી જવું તે.
**ઉલાણ, ઉલ્લાણ.**
**ઉલાયો, પુ૦** વાળેલી જે નિશાની તે; અલ્લાયો; વલ્લાયો. રૂપીઆનો આંકડો પુરો થયો એટલે એક વાંકી લીટી કરીને પછી આગળ આના પૈ લખાય છે. ૧)=ાા
**ઉલાલો, પુ૦** આખ્યાનનાં કડવાંને જે જુદા રાગમાં પૂરું કરવામાં આવે છે તે; વલણ.
**ઉલાળવું, ક્રિ૦ સ૦** ઉલું કરવું; આગળથી ઊંચું કરવું. ગાડું ઉલાળી મુક.
**ઉલાળો, પુ૦** પેટમાંની વસ્તુ બાર કાડવા સારુ વાયુનું જે ઊંચે આવી બાર નિકળી જવું તે. ૨ બારણાંનો આગળો.
**ઉલીજવું, ક્રિ૦** ઉગરી જવું; છેલ્લું આવી રેવું. (આંબા, શાક ફળ વગેરેનું.)
**ઉલૂક, ન૦ [સં૦]** એક જાતનું રાતે દેખતું પક્ષી; ઘુઅડ.
**ઉલૂખલ, [સં૦]** સાંબેલું.

**ઉલેચ, પુ૦** ચંદરવો; ૨ પાણીના વાસણ ઉપર તેને ઢંકું થવાને જે ભીનો રુમાલ બાંધવામાં આવે છે તે. "ઉલેચ બાંધ્યા છેરે, કે મલમલના." ૩ બાર કાડવું. "અખા અન્ધારું ઉલેચે ન જાય."

**ઉલેચવું, ક્રિ૦ સ૦** ઉચેલવું; ઉસેડવું; બાર કાડવું. 'ઉલેચે અન્ધારું ન જાય' એ કેવત છે.

**ઉલ્લેચવું, ઉલેચવું.**

**ઉલ્કાપાત, પુ૦ [ સં૦ ]** આકાશમાંથી કિંવા જ્વાળા મુખીમાંથી બળતા પથ્થરોનું પડવું તે.

**ઉલ્કું, ન૦** માણસોના મોટા સમુદાયમાં કોઇ ખોટી વાતથી ગભરાટ થવો તે.

**ઉલ્લઙ્ઘન, ન૦ [ સં૦ ]** ઓળઙ્ગવું તે; વચમાંનું મુકી બીજી તરફ નિકળી જવું તે. ૨ ન માનવું તે; ના કબુલ કરવું તે. ૩ આડે રસ્તે જવું તે.

**ઉલ્લસવું, ક્રિ૦ અ૦ [ સં૦ ]** ઉલ્લાસ પામવો; હરખાવું. ૨ શોભવું.

**ઉલ્લાણ, ન૦ સ્રી૦** સમતોલ ન હોવાથી વધારે ભાર વાળી પાછલી બાજુ નીચે પડી જવી તે.

**ઉલ્લાળવું, ક્રિ૦ સ૦** પાછળ પાડી નાખવું; ભારથી નીચે જાય તેમ કરવું.

**ઉલ્લાસ, પુ૦ [ સં૦ ]** હર્ષ; આનન્દ; ખુશી. ૨ પ્રસન્નતા; પસન્દ પડવું—ગમવું તે; કોડ. ૩ ગ્રંથના વિષયના જૂદા જૂદા વિભાગ; પ્રકરણ.

**ઉલ્લાળ, ન૦** ગાડી—દમણીમાં પછવાડે જે ભાર થવો તે. એક જણ આગળ બેસો, ઉલ્લાળ પડે છે. (આગળ જે ભાર થવો તે ધરાળ કેવાય છે).

**ઉલ્લીજવું, ક્રિ૦ અ૦** ભારથી નીચે આવવું.

**ઉલુણાં, અલુણાં.**

**ઉલ્લૂ, વિ૦** મૂર્ખ; ગવાંર; ગમે તે ગમે તે બોલનારું; અડબઙ્ગ.

**ઉલ્લેખ, પુ૦ [ સં૦ ]** કેવું તે; વર્ણન. ૨ પ્રસઙ્ગ; પ્રમાણ; નિયમ. ૩ ઘણા જણ ઘણી રીતે એકજ જણને જોય તે અથવા એક જણ ઘણેરૂપે જણાય તે—એ નામનો અલઙ્કાર.

**ઉલ્લેખવું, ક્રિ૦ સ૦** વર્ણન કરી ઓળખાવવું; પ્રશંસા કરવી. **ક્રિ૦ અ૦** ઓળખવું.

**ઉલ્હાવવું, ક્રિ૦ સ૦** રઙ્ગ—ખુશીમાં રાખવું; લાડ લડાવવું. એની પાસે તો ઉલ્હાવી ફૂલાવી કામ લેવું.

**ઉલ્હાસ, ઉલ્લાસ.**

**ઉવાટ, સ્રી,** આડો—અવળો માર્ગ.

**ઉવેખ, પુ૦** અનાદર; નિન્દવું તે. "પાંચેને ઉપનાનો લેખ, વેદાન્તે કર્યો તે જ ઉવેખ." (અખો.)

**ઉવેખવું, ક્રિ૦ સ૦** ઉખેડવું; ઉપાડવું. ૨ ખઙ્ખાળવું. ૩ નિન્દા કરવી. 'હમે તે વારુ વર વર્યા, કુળ કુટુંબ ઉવેખીરે' (મીરાંનાં ગીતમાં). ૪ અનાદર કરવો; તરછોડવું. 'કાલાવાલા કોડ કરાવે, ઉવેખી કેમ જાયે.' 'વચન ઉવેખું માતનું, ધિક્ક પડો શરીર.' 'ઉછેરીને ન ઉવેખીએ, તારું વરદ સંભાર' (દ્રૌપદી દર્શન.) ૫ આગળ ધરવું; સુવાસ પ્રસારવો. 'કસ્તુરી કેસર છંટાણાં, અગર ધૂપ ઉવેખણાં.'

**ઉશાપ—શ્રાપ, પુ૦ [સં૦ ઉચ્છાપ ]** શાપ—ઓછો કરવો અથવા બદલવો તે.

**ઉશિંકળ, ઓશિંકળ.**

**ઉશ્વાસ, પુ૦ [ સં૦ ઉચ્છ્વાસ ]** ઉણો શ્વાસ.

**ઉષ:કાળ, પુ૦ [ સં૦ ]** પરોઢ થતા પેલાં જે બે ઘડીનો કાળ તે.

**ઉષીકર્મ,** યુદ્ધવિદ્યા; રાજનીતિ.

**ઉષ્ટ્ર, પુ૦ [ સં૦ ]** ઊંટ.

**ઉષ્ટ્રકટક, ન૦ [ સં૦ ]** ઊંટનું ટોળું; ઉંટની પલટણ.

**ઉષ્ણ, વિ૦ [ સં૦ ]** ઊનું; ગરમ; તપેલું. **ન૦** ગરમી; તાપ; ધામ-(સૂર્યથી, હવાથી, શરીરના વિકારથી).

**ઉષ્ણકટિબન્ધ, પુ૦** વિષુવવૃત્તથકી ૨૩ાા અંશ ઉપર ને ૨૩ાા નીચે મળીને ૪૭ અંશ જેટલો જે પ્રદેશ તે—એ ઠેકાણાંની પેલી પાસ સૂર્યનું ક્રમણ નથી. એ ઠેકાણે જેવો તાપ પડે છે તેવો પૃથ્વીના બીજા કોઇ પણ ભાગમાં પડતો નથી.

**ઉષ્ણતા, સ્રી૦ [ સં૦ ]** ગરમી; તાપ; ધામ. ૨ અગન; બળતરા.

**ઉષ્ણમાન-યન્ત્ર, પુ૦ [ સં૦ ]** ઉષ્ણ માપવાનો યન્ત્ર.

**ઉષ્ણોદક, ન૦** ઊનું પાણી.

**ઉસકેરણી, સ્રી૦** ઉસકેરવું તે; ઉત્તેજન. ૨ મદદ; સાંસણી.

**ઉસકેરવું, ક્રિ૦ સ૦** ઉત્તેજન આપવું; પ્રેરણા કરવી; જગાડવું; ઉભું કરવું. ૨ સાંસણી કરવી.

**ઉસટ-ડવું, ઉસેડવું.**

**ઉસરડવું, ઉસેડવું.**

**ઉસરવું, ક્રિ૦ અ૦** નિકળી જવું; ઘટી જવું. 'ગુણ વાદી ગુણને કે હરી, તે માયા રચિત જાય ઉસરી'. ૨ ટળવું; ઓછંડાવું. 'મારે વેરથી ઉસર્યો, ત્યાં વિવાહ મંડાશે.'

**ઉસરીખેડુ,** ઉપરવાડિયો.

**ઉસારવું, ક્રિ૦ સ૦** ઉપાડવું-પથારી ઉસારવી. ઘસી ઉપાડી લેવું-ચન્દન ઉસારવું.

**ઉસેડવું, ક્રિ૦ સ૦** ભેગું કરવું; સાંભરવું. ૨ સાંભરી ફૂંકી દેવું. (એઠવાડ કચરો વગેરે). ૩ સઘળું ખાઈ જવું. તે થાળીમાંનું ઉસેડી ગયો.

**ઉસ્તવાર, વિ૦ [ ફા૦ ]** જોરાવર; મજબુત. ૨ વાદ વિચારમાં ફરે નહિ તેવું; દ્રઢ; નિશ્ચલ.

**ઉસ્તવારી, સ્ત્રી૦** મજબુતી.

**ઉસ્તાદ, પુ૦ [ ફા૦ ]** મેહેતાજી; શિખવનાર; ગુરુ. ૨ કાબેલ; નિપુણ. ૩ પ્રોચેલો; પક્કો; ખન્ધો.

**ઉસ્તાદી, સ્ત્રી૦** શિક્ષકપણું. ૨ કાબેલિયત. ૩ પક્કાઈ; ખન્ધાઈ. **વિ૦** "ઉસ્તાદી ગાનાર"—તાલ સુરના નિયમ પ્રમાણે ચતુરાઇથી ગાનાર.

**ઉળખાવું, ઓળખાવું.**

**ઉળુખળો, ખાંડણિયો.**

# ઊ.

**ઊ, પુ૦ [સં૦]** છઠ્ઠો મૂળાક્ષર; ત્રીજો દીર્ઘ સ્વર.

**ઊંઘ, સ્ત્રી૦** નિદ્રા. પ્રાણી માત્રનાં મન શરીરની તે સ્થિતિ કે જેમાં તે કામકાજ કરતું બન્ધ પડે છે ને પોતાની આસપાસ જે કંઈ બને છે તેનું તેને ભાન નથી હોતું. એ સ્થિતિમાં માંસના તન્તુ ઢીલા પડી જાય છે પણ શ્વાસ ને લોહીનું ફરવું ચાલુ રેછે, પૂરી ઊંઘ નથી હોતી ત્યારે મન જાગૃત હોય છે પણ વિવેક શક્તિ બન્ધ પડેથી તે ઢઙ્ગ વગરની અહીં તહીં ઉડતી કલ્પના કરે છે. ઊંઘથી શરીર મનનો થાક ઉતરી જાય છે—સુખ થાય છે, કામ કરવે ફરી તાજા ને શક્તિમાન થવાય છે. "ઊંઘ આહાર ને આળસ એ વધાર્યાં વધે" એ કેવત છે. ૨ અણજાણપણું; અજ્ઞાન; અન્ધારું. તેનું તો સન્ધું ઊંઘમાં ગયું એટલે ઊંઘવામાં અથવા અણજાણપણાંમાં.

**ઊંચ, ઊંચું.**

**ઊંચનીચ, વિ૦** ઊંચી ન્યાતનું ને નીચી ન્યાતનું.

**ઊંચવરણ, વિ૦** ઊંચી ન્યાતનું.

**ઊંચી, સ્ત્રી૦** એ તારના છેડા સામ સામાં સાથે મુકી જે આમળો વાળેલો તે. (તાણિયાનાં કામમાં).

**ઊંચું, વિ૦ [ સં૦ ઉચ્ચ ]** સાધારણ સપાટીથકી ઊભા આકારમાં ઘણું લામ્બું ગયલું. (નીચાનું ઉલટું) ઊંચો મિનારો, ઊંચી મેડી, ઊંચો પાડ. ૨ અતિશે તાણેલું—લમ્બાવેલું. ઊંચું સુર. એ અર્થમાં **ઊંચું** ક્રિયાવિશેષણ રૂપે બહુ વપરાય છે—સૂરજ ઊંચો આવ્યો (દિગન્ત લીટીથકી); છોકરા કરતાં છોકરી બહુ ઊંચી દેખાય છે. ૩ સ્વભાવ—ગુણ—મન—ઇચ્છા—કર્મ—પદવી—સ્થિતિ—મૂલમાં સાધારણ. ૪ બીજાં કરતાં વિશેષ ચડિયાતું—મોટું; શ્રેષ્ઠ; ઉત્તમ. **ઊંચું મુકવું-મેલવું,** વેરાતું પડયું હોય ત્યાંથી લઇને ઘટતે ઠેકાણે મુકવું. ૨ ઊંચી જગોએ મુકવું. ૩ સન્તાડવું; છુપાવવું; **ઊંચું નીચું કરવું**—વેરાતું ઠેકાણે કરવું. **ઊંચું બેસવું**—કામ કરવાથી દૂર રેવું. **ઊંચું જોવું, ઊંચું નાખવું, ઊંચું થવું** વગેરે શબ્દો છે.

**ઊંચે, અ૦** જે ઊંચું હોય તે તરફ. ઊંચેથી—ઉપરથી, ઊંચેનું—ઉપરનું. ઊંચે જોવું.

**ઊંટ, ન૦ [ સં૦ ઉષ્ટ્ર ]** લામ્બી ડોકનું ને પીઠપર ઢેકો એવું એક ચોપગું. એને શિંગડાં નથી હોતાં. એ ભાર ઉંચકવાના કામમાં આવે છે. રેતીનાં રણમાં એજ પ્રાણી ચાલી શકે છે. નર ને માદા બન્નેને માટે ઊંટ શબ્દ છે ને જાતિ જુદી પાડીયે તો નર તે ઊંટ ને માદા તે ઉંટડી. જે ઉંટડી ઉંટને દેખાડવામાં ન આવી હોય ને ચાલવામાં જબરી હોય તે સાંઢ અથવા સાંઢણી કેવાય છે. 'ઊંટનાં અઢારે વાંકાં,' 'ઊંટને મોડે ઝાંખરાં,' 'ઊંટ મરે ત્યારે માળવા સામું જુએ,' 'ઊંટ મેલે આકડો ને બકરું મેલે કાંકરો.' એ કેવતો છે.

**ઊંઠ,** સાડાત્રણ-(અખાએ વાપર્યો છે).

**ઊંધીપુતળી, વિ૦** જેની આંખની કીકી—પુતળી ઊંધી હોય તે (જન). હાથીને માટે કેવાય છે કે તેની આંખની પુતળી ઊંધી છે.

**ઊંધું, વિ૦** અવળું; ઉલટું; અધોમુખ. (એનુ ઉલટું **ચતું**). ઊંધું કરવું--વાળવું એટલે ઉલટું કરવું; ફેરવી નાખવું. ૨ કામ બગાડી નાખવું. ઊંધે મોંડે પડવું તેનો લાક્ષણિક અર્થ એ કે તાવ વગેરે રોગથી પથારીવશ થવું.

**ઊંફ, સ્ત્રી૦** સારી લાગે ને સુખ કરે તેવી કપડા વગેરેમાંથી પેદા થતી જે આછી ગરમી તે. ૨ સહાયતા; મદદ; કુમક.

**ઊંબી, સ્ત્રી૦** જેમાં ઘઉં ભાત થાય છે તે ચમરી—ફુમતી; કણ્ટી.

**ઊંહું, અ૦** ના, નહિ. ઓઠમાં ઉચ્ચારણ કરી ના કેવી તે.

**ઊઠ, વિ૦** સાડાત્રણ.

**ઊઠા, પુ૦** વીસ આંકમાંનો, સાડાત્રણનો એક આંક;–એકે ઊઠું ઊઠ. (ઊઠું એ એકવચન ને ઊઠા એ બહુવચન).

**ઊઢા, વિ૦ [સં૦]** પરણેલી **નવોઢા**—નવી—તરતની પરણેલી.

**ઊણું, વિ૦ [ સં૦ ઉન ]** ઓછું; ન્યૂન; કમી; ઘટતું; અધુરું; બાકી. **ઊણું અધુરું;** ઊણું રાખવું.

**ઊણવું, ક્રિ૦** ત્રાકપરથી ઉતારી સુતરના કોકડાને ફાળકાપર વીંટાળવું.

**ઊન, ન૦ [ સં૦ ઊર્ણા ]** ઘેટાંના વાળ.

**ઊનમાસિક, વિ૦ [સં૦]** મહિનામાં થોડાક દિવસ ઓછા હોય તેવું (શ્રાદ્ધ).

**ઊનાબ્દિ, વિ૦ [સં૦]** વર્ષમાં થોડાક દિવસ ઓછા હોય તેવું (શ્રાદ્ધ).

**ઊનું, વિ૦ [સં૦ ઉષ્ણ]** ગરમ; તાતું; ધખેલું. 'ઊને પાણીયે આગ ન લાગે,' કેવત છે.

**ઊભું, વિ૦ [ સં૦ ઉત્થમ્ભન ]** સીધું; ટટાર; આડું પડેલું નાહ તે; બેઠેલું નહિ તે. ૨ સીધું; ઊંચું; ઢોળાવવાળું નહિ તે; ચડાય નહિ તેવું. ૩ અનાજના છોડવા કાપી

ઢાળેલા નહિ તેવું તૈયાર (ખેતર). ૪ ચાલતું; આખું; પેલું (ઊભાં વરસની રીતે ને ઊભાં વરસનો ખરચ). ૧ લા અર્થમાં એ શબ્દ અવ્યયરૂપે પણ વપરાય છે. **ઊભું કરવું**—રાખવું—ઊંચું કરવું; સીધું કરવું; એડેલું હોય તેને ઉઠાડવું; ઉપાડવું. ૨ જતું અટકાવવું; બન્ધ પાડવું. ૩ નવું ઉપજાવવું-બનાવવું-તૈયાર કરવું. ૪ કોઇની સામા લાવી મુકવું. **ઊભું થવું, ઊભું રેવું** એ શબ્દોના પ્રયોગ સહજ સમજી શકાય તેવા છે.

**ઊરું, ન૦** કોશ કુવાને લગતો ઢળતો ખાડો જેમાં બળદ ઉતરે છે તે; ઓલાણ.

**ઊરુ, ન૦ [સં૦]** જંઘા; જાંગ.

**ઊર્ણનાભ, પુ૦ [સં૦]** કરોળિયો. ઊર્ણ—તન્તુ, જાળ. "ઊર્ણનાભ જેમ ઊર્ણ મૂકે, મૂકે તે પાછી ભખે." (અખેગીતા).

**ઊર્દ્ધ, ઊર્ધ્વ.**

**ઊર્ધ્વ, અ૦ [સં૦]** ઊપર; ઊંચે; ઉચ્ચ.

**ઊર્ધ્વબાહુ, પુ૦ [સં૦]** ઊંચા રાખ્યા છે હાથ જેણે તે; તપસ્વી.

**ઊર્ધ્વવાયુ; પુ૦ [સં૦]** શરીરના ઉપરના ભાગમાં રહેતો વાયુ.

**ઊર્ધ્વરેતા, પુ૦ [સં૦]** જે પોતાનું રેત ખલિત થવા દેતો નથી તે; જિતેન્દ્રિય; જેનું રેત બ્રહ્માણ્ડમાં—તાળવે—ઊંચે હોય તે.

**ઊર્મિ, સ્ત્રી૦ [સં૦]** પાણીમાં થતી લેહેર; મોજું. ૨ એકાએક જે પ્રેરણા થઇ આવે તે; તરઙ્ગ. ૩ સુખેચ્છા ભોગ.—ક્ષુધા, તૃષા; શીત, ઉષ્ણ; હર્ષ, શોક—એ છ ઊર્મિ કેવાય છે.

**ઊસ, પુ૦ સ્ત્રી૦** એક જાતનો ખાર લુગડાં ધોવાના કામમાં આવે છે તે. ૨ ઝાકળ. 'જેવું મોતીરે ઉસનું, એવો ખોટો સંસાર.' [મ૦] સેરડી.

## ઋ.

**ઋ, પુ૦ [સં૦]** મૂળાક્ષરનો સાતમો અક્ષર—સ્વર.

**ઋક્, ઋગ્વેદ.**

**ઋકથ, ન૦ [સં૦]** ધન; માલ મીલકત. ૨ સોનું.

**ઋક્ષ, ન૦ [સં૦]** રીંછ. ૨ તારો; નક્ષત્ર. ૩ સખત; કઠોર (ઋક્ષ વચન—શબ્દ.)

**ઋગ્વેદ, પુ૦ [સં૦]** ચાર વેદમાંનો જે પેલો મોટો તે.

**ઋગ્વેદી, પુ૦** ઋગ્વેદ ભણનારો અથવા તેનો વંશજ.

**ઋચા, સ્ત્રી૦[સં૦]** મન્ત્રનો એક ભાગ—(વેદની ઋચા.)

**ઋજુ, વિ૦ [સં૦]** નમ્ર, વિવેકસર, વિનયયુક્ત. સરલ.

**ઋણ, ન૦ [સં૦]** કરજ; દેણ; બંધન. ઋણ ત્રણ કેવાય છે—દેવઋણ, ઋષિઋણ, પિતૃઋણ. ૨ બાદ કરવાનો આંકડો. ૩ બાદ કરવાનું ચિહ્ન—૪-૧=૩.

**ઋણાનુબન્ધ, ન૦ [સં૦]** દેવાનું—કરજનું બન્ધન; લેણાદેણી; સમ્બન્ધ.

**ઋણિક,** દેવાદાર.

**ઋણી, વિ૦ [સં૦ ઋણિક]** દેણદાર; કરજદાર.

**ઋતુ, પુ૦ [સં૦]** મોસમ. બે મહિનાનો જે કાળ તે. એ પ્રમાણે વર્ષના છ ઋતુ કેવાય છે—વસન્ત, ગ્રીષ્મ (ઊનાળો); વર્ષા, શરદ્ (ચોમાસું); હેમન્ત, શિશિર (શિયાળો). ૨ સ્ત્રી જાતને મહિને મહિને જે અટકાવ આવે છે તે; અળગું. ૩ ચોક્કસ કાળ. ૪ જનાવરોની માદાઓને વિયાવાના જે જુદા જુદા કાળ તેમાંનો એકેકો. ૫ વનસ્પતિને ફળવાનો જે એકેકો કાળ તે.

**ઋતુકાળ, પુ૦ [સં૦]** ઋતુનો જે સમય તે. ૨ સ્ત્રી જાતને મહીને મહીને અટકાવવા આવવાનો સમય. ૩ ગર્ભ ધારણ કરવાનો સમય.

**ઋતુદર્શન, ન૦ [સં૦]** અળગું બેસવું તે; અટકાવ જણાવો તે.

**ઋતુપ્રાપ્તિ, સ્ત્રી૦ [સં૦]** ઋતુનું જે આવવું તે; અળગું બેસવું તે.

**ઋતુમતી, સ્ત્રી૦ [સં૦]** અડકાયલી—અળગી સ્ત્રી.

**ઋતુસ્નાન,** અટકાવ ગયા પછી નાહી પવિત્ર થવું તે.

**ઋતુરાજ, પુ૦ [સં૦]** વસન્ત ઋતુ.

**ઋતે, અ૦ [સં૦]** વિના ખાલી.

**ઋત્વિક—જ, પુ૦ [સં૦]** હોમાદિ કર્મ કરાવનારો; ગોર; પુરોહિત.

**ઋદ્ધિ, સ્ત્રી૦[સં૦]** ધન; સમ્પત્તિ. ૨ આબાદી; ઉત્કર્ષ.

**ઋષભ, પુ૦ [સં૦]** બળદ; ગોધો. ૨ સા રી ગ મ પ ધ ની, એ જે સાત સૂર છે તેમાંના બીજા સૂરને એટલે **રી** ને ઋષભ કેછે. ૩ શ્રેષ્ઠ જે ઋષિ તે. ૪ શ્રેષ્ઠ મનુષ્ય. (ભરતર્ષભ). ૫ વિષ્ણુના ચોવીસ અવતારમાંનો એક. ૬ જૈનનો એક તીર્થઙ્કર.

**ઋષભધ્વજ, પુ૦** શિવ; માહાદેવ.

**ઋષભી, સ્ત્રી૦ [સં૦]** ગાય; ૨ મરદાની સ્ત્રી. ૩ વિધવા.

**ઋષિ, પુ૦ [સં૦]** બ્રાહ્મણ. ૨ તપસ્વી; મુનિ; યતિ; સાધુ. એના ત્રણ વર્ગ છે—મહર્ષિ, દેવર્ષિ અને રાજર્ષિ. ૩ વેદના મન્ત્રને ઋષિ છન્દ અને દેવતા એ ત્રણ હોય છે, તે ઠેકાણે ઋષિ એટલે જે ઋષિએ પ્રથમ મન્ત્ર કર્યો—સ્મરણ રાખી ભણ્યો હોય તે.

**ઋષિપઞ્ચમી, સ્ત્રી૦** ભાદરવા સુદ પાંચેમ—એ દિવસે અણખેડ્યું ધાન ખાઇ વ્રત થાય છે. મુખ્યત્વે કરી એ વ્રત ઋષિ તથા પુરૂષનું છે. એ દિવસે **સામો** ખાવાનો મહિમા છે ને તેથી **સામા પાંચેમ** કેવાય છે.

**ઋષિપત્ની, સ્ત્રી૦ [સં૦]** ઋષિની સ્ત્રી.

**ઋષ્ટિ, સ્ત્રી૦ તરવાર.**

# એ.

**એ, પુ૦ [ સં૦ ]** મૂળાક્ષરનો આઠમો અક્ષર. એને સદા દીર્ઘજ—લાંબો સમજવો. **અ ને ઇ—ઈ** મળીને **એ** થાય છે—(પરમ—ઈશ્વર=પરમેશ્વર).

**એ, અ૦** અરે; ઓ.

**એં, અ૦** એક વાર ન સંભળાયાને લીધે બીજીવાર સાંભળવાને જે શબ્દ બોલી કાન માડવા તે. ૨ ધમકાવવાનો શબ્દ.

**ઍંચમઍંચા, સ્ત્રી૦** ઍંચાઍંચી; તાણાતાણ.

**ઍંચવું, ક્રિ૦ સ૦** ખેંચવું; તાણવું. (કનકવો ઍંચવો).

**ઍંચાઍંચી,** ખેંચાખેંચી; તાણાતાણ. (પતંગ અથવા કનકવા માટે વપરાય છે.)

**ઍંચાતાણો, વિ૦** ટુંકી દૃષ્ટિનો—બાડી આંખનો (પુરુષ).

**ઍંટ, સ્ત્રી૦** ટેક; વટ; આંટ. ૨ ધીર; સાહુકારી. ૩ મમત; આગ્રહ; જીદ.

**ઍંટાળ, વિ૦** હઠીલું; મમતી; જિદ્દી; અડિયલ.

**ઍંટી, વિ૦** ઍંટવાળું.

**એંસી, વિ૦** ૮ વખત ૧૦ એટલી સંખ્યા બતાવે છે; ૮૦.

**એ, સ૦ આ,** પાસેનાંને **એ** અને છેક જ પાસેનાંને **આ** એમ પ્રયોગ કરવો. ઉપર લખી ગયલું દેખડાવવાને **એ** અને નીચે આવવાનું દેખડાવવાને **આ** એમ પ્રયોગ કરવો.

**એઉ—ઓ, સ૦** એના ઘણા અર્થમાં—બહુવચનમાં બોલાતો શબ્દ. **એ** આવ્યો ને **એઓ** આવ્યા.

**એક, વિ૦ [ સં૦ ]** સઘળી સંખ્યામાં પેલી જે સંખ્યા તે; ૧. ૨ જેની બરોબરી કરનાર બીજો કોઇ પદાર્થ નથી તે (ઇશ્વર એક છે). ૩ કોઇ પણ એક પછી ગમે તે—(કોઇ એક વાણિયાએ). ૪ કોઇ એક ચોક્કસ; અમુક; ફલાણો (માત્ર તે એક નઠારો નિકળ્યો). ૫ સરખું; મળતું; અભેદ. (તમે અમે સહુ એક છૈયે). ૬ આસરે; સુમારે (તે ગામ સોએક કદમ દૂર હશે). ૭ તેજ; તે; ફરે નહિ તેવું (વચન એક). ૮ બીજું; અન્ય (એક તે ને એક આ). ૯ શબ્દની આગળ રુઢીથી મુકવામાં આવે છે તેનો અર્થ ૩ પ્રમાણે થાયછે પણ જરૂર કરીને તેમ કરવો એમ નહિ—(એક છોકરો હતો વગેરે). કેવતો—'એક ઉજળે સહુ ઉજળા', 'એક ધાયે કુવો ન ખોદાય', 'એક હાથે તાળી ન પડે', 'એક હાણ ને બીજું હસવું,' 'એક કાને સાંભળી બીજે કાને કાડી નાંખવું'-(સાંભળ્યું ન સાંભળ્યું કરવું), 'એક ગાંઠ' (સંપ), 'એક જીવ'-(મન મળવું, ઘણો સ્નેહ), 'એક ભવમાં બે ભવ'-(ઉંચ વર્ણ—જાતની સ્ત્રીએ નીચ જાત સાથે નઠારો સમ્બન્ધ કરવો-રાખવો), એક વેંત સ્વર્ગ બાકી—દૂર.' - (ઘણો અહંકારી, મગરુર).

**એક એક-ક, વિ૦** દરએક; જુદાં જુદાં ગણતાં એક એક.

**એકએક, પુ૦** ૧, ૨, ૩ વગેરે ૧૦ સુધીની સંખ્યા સાથે, ૧ એ સંખ્યાને ગુણતાં જે ગુણાકારો આવે તેનો પાડો.

**એકકાલિક—લી, વિ૦** એક-તેજ વખતનું; સમકાલીક.

**એકકું, વિ૦** એક એક હોય તેવું.

**એકકેરે, અ૦** એક તરફ; એક બાજુએ.

**એકગાર, વિ૦** સુકું લીલું એક થઇ જાય તેવો (વરસાદ.

**એકચકવે—ક્રે, અ૦** એક છત્રે.

**એકચિત્ત, વિ૦** એક જ વાતમાં ચિત્ત—ધ્યાન—મન છે જેનું તે. ૨ પરવારેલું; કામ કરી રહેલું.

**એકછત્રે, અ૦** ઘણા મોટા પ્રદેશ ઉપર એક જ જણનું રાજ હોય તેમ; ઘણા રાજ્યો ઉપર એક જ રાજાની સત્તા હોય તેમ.

**એકજ, વિ૦** નક્કી એક બીજું કોઇ નહિ.

**એકજણ, ન૦** કોઇ પણ એક માણસ.

**એકજથો-થ્થો, પુ૦** પસરેલું—વેરાયલું હોય તેને એક ઠેકાણે એકઠું કર્યું હોય તે; સંગ્રહ.

**એકજાત, સ્ત્રી૦** જુદી જુદી નહિ પણ તે જ—એક જ જાત. **વિ૦** એક જ—તે જ જાતનું.

**એકઠું, વિ૦ [ સં૦ એકત્ર ]** જુદે જુદે ઠેકાણેથી આણીને એક ઠેકાણે કરેલું હોય તેવું; જુદું જુદું હોય તેને ભેળી નાખી એક કર્યું હોય તેવું.

**એકડએકડ,** છૂટક છૂટક.

**એકડેએક, પુ૦** એકથી તે સો લગી બોલવા લખવાનો એક આંક (વીસમાંનો). ૨ **એક** એ સંખ્યાનું નામ. (એકડેએક, બગડે બેય).

**એકડો, પુ૦** એકડો કરીને કબૂલાત—સમ્મતિ આપવી તે; હા પાડવી તે. ૨ એક એ સંખ્યાનો અંક અથવા આંકડો; ૧. **એકડો કરવો**—સહી કરવી; મતુ કરવું; કબૂલાત આપવી; નક્કી કર્યાની નિશાની આપવી. **એકડો લેવો**—કોઇની પાસે એકડો કરાવવો; સહી લેવી. કેવત, 'એકડા વગરનું મીંડું', (નકામું; લેખામાં નહિ એવું)-(આધાર વિનાનું). 'એકડા વિનાનાં મીડાં ખોટાં,' 'એકડો કાઢી નાંખવો, (ગણતરીમાં ન લેખવવું). 'એકડો કાપવો, (સમૂહમાંથી દૂર કરવો).

**એકઢાળિયું, વિ૦** એક જ (બે નહિ) ઢાળ હોય તે-છાપરું.

**એકતન્ત્રે, અ૦** એક જથે; એકઠાં મળીને. ૨ ટૂટ પડ્યા વગર; લાગું રહીને; સાંધણ વગર.

**એકતરફ, અ૦** એક બાજુએ.

**એકતરફી, વિ૦** બંને બાજુ બરોબર જોયા—તોળ્યા વગરનું; એકનો પક્ષ ખેંચ્યો હોય તેવું. (ઇનસાફ). ૨ સામ સામાનું નહિ પણ એકનું જ (પ્રીત).

**એક તાર-રી-રું,** વિ૦ પેલેથી તે શેવટ સુધી એક-સરખું હોય તેવું; તદ્દલીન; મળી ગયલું. "એકતાર ચિત્ત કરી, નિર્ભેળું સુખ પાગીં" (ન૦ ક૦). ૩ એક જ છંદમાં ગુલતાન.

**એકતારો,** પુ૦ જેને એક જ વગાડવાનો તાર હોય તેવું વાજું—(માંગનારી-ભીખારી-ઓ વગાડે છે તે). **એકતારી** પણ કેવાય છે.

**એકતાલ,** પુ૦ ગાયનમાં તાલ લેવાનો એક ભેદ છે.

**એકતાળીસ,** વિ૦ ચાળીસ ને એક; ૪૧.

**એકતીસ, એકત્રીસ.** [૩ સરખું.

**એકત્ર,** વિ૦ એકઠું. ૨ ભાગમાં-પન્ત્યાળામાં હોય તેવું.

**એકત્રીસ,** વિ૦ ત્રીસ ને એક; ૩૧.

**એકત્વ,** ન૦ [સં૦] એકપણું.

**એકદણ્ડો,** પુ૦ મરતી વેળા જે શ્વાસ—દમ ચાલે છે તે. ૨ વિ૦ એકજ દણ્ડ—થાંભલો હોય તેવું (એક દણ્ડો મેલ).

**એકદન્ત,** વિ૦ એકજ છે દાંત જેને તે-(ગણપતિ, હાથી).

**એકદમ,** અ૦ વચમાં વિસામો ન લેતાં એક દમે. ૨ જુદી જુદી વ્યવસ્થા ન કરતાં આખું એક જ વખતે; એકીવારે; સામટું. ૩ તરતજ; તાકીદથી; જોસ્સામાં.

**એકદળ,** એક પાંખડીનું (ફૂલ).

**એકદા,** અ૦ [સં૦] એક દાડો. ૨ કોઇ વખત. ૩ એક વખત. ૪ તેજ વખતે.

**એકદાં,** અ૦ કોઇ વખત—સમે—વાર; કદાપિ.

**એકદાણી,** વિ૦ બધા દાણા એક સરખા હોય તે.

**એકદિલ,** ન૦ [ફા૦] બે અથવા તેથી વધારે માણસોના જુદા જુદા વિચાર એક જ થઈ રેવા તે. ૨ સ્નેહ—પ્રેમથી બે ટળી એક જણાય તેવું.

**એકદિલી,** સ્ત્રી૦ એક દિલવાળી જે હાલત તે; સમ્પ.

**એકદૃષ્ટિ,** સ્ત્રી૦ [સં૦] પેલેથી તે છેલ્લે લગી જે એક સરખી નજર તે.

**એકદેશી,** વિ૦ [સં૦] તે જ દેશનું. ૨ કોઇ આખા વર્ગને લાગુ પડે તેવું નહિ પણ તેના કોઇ ભાગને લાગુ પડતું—(ભાષણ; વાદ; કામ). ૩ અધુરું; એકજ વાત જાણનાર. (એનું ઉલટું સર્વવ્યાપક-સર્વદેશી).

**એકધારી,** વિ૦ એક જ-સરખી છે ધાર જેને તે (હથિયાર).

**એકનિશ્ચય,** પુ૦ [સં૦] ફરીથી કદિ બદલાય નહિ તેવો જે ઠરાવ તે.

**એકનિષ્ઠા,** સ્ત્રી૦ [સં૦] એકના ઉપર જ સર્વકાળ જે ભક્તિ—શ્રદ્ધા—પ્રીતિ તે.

**એકનુંએક,** વિ૦ તેનું તે જ. ૨ એક જ; બીજું નહિ (એકનો એક છોકરો, એકની એક છોકરી).

**એકન્દર,** વિ૦ [સં૦ એકત્ર] એકઠું; જથ્થામાં હોય તેવું. ૨ સરવાળો લીધેલું. ૩ અન્દર સઘળું આવી જાય તેવું.

**એકપગાથવું,** આતુરીથી તૈયાર થઈ રહેવું; અધીરું.

**એકપટ્ટો,** પુ૦ ઉપરણું.

**એકપત્ની,** વિ૦ એક પોતાની પણિયત સ્ત્રીના ઉપરજ રેનારો (પુરુષ). ૨ જેને એક સ્ત્રી હોય અથવા જે એકજ વખત પરણેલો હોય તે. [એક લેખે.

**એકબારગી,** અ૦ એક રીતે; એક પાસથી જોતાં;

**એકબાલ,** ન૦ ઈકબાલ.

**એકમ,** સ્ત્રી૦ પખવાડિયાંનો જે પેલો દાડો તે;પડવો. ૨ એક.

**એકમત,** વિ૦ એક વિચાર; એક દિલ.

**એકમના,** એકમન-દિલ હોય તેમ.

**એકમાર્ગી,** વિ૦ એક જ રસ્તો જાણતો હોય તે; સુધું; આડી અવળી વાત ન જાણે તેવું; એક જ રસ્તે જનાર. [અન્યોન્ય.

**એકમેક,** અ૦ એક બિજાને; પરસ્પર; અરસ્પરસ;

**એકમેર,** અ૦ એક બાજુએ; એક તરફ; એકકોરે.

**એકર,** પુ૦ [અ૦] જમીન—ખેતરનું એક ચોરસ માપ છે. જેમ અહીં જમીનની માપણી વીંઘામાં થાય છે તેમ વિલાતમાં એકરમાં થાય છે. ભરુચ જિલ્લામાં ૧ વીંઘુ ને ૧૪ વસાનો અને સુરત જિલ્લામાં પોણા બે વીંઘાનો એક એકર ગણાય છે. કોઇ ઠેકાણે ૧ વીંઘુ ને ૧૨ વસાનો; કોઇ ઠેકાણે ૧ વીંઘુ ને ૮½ વસાનો ને કોઇ ઠેકાણે ૧ વીંઘુ ને ૬½ વસાનો પણ ગણાય છે.

**એકરકમ,** અ૦ જુદી જુદી રકમે નહિ પણ એકજ રકમે (આપેલું).

**એકરજ્જી,** વિ૦ એકજ રજ્જુનું.

**એકરસ,** વિ૦ જુદાપણું ટળી એકજ રસ થઇ રયું હોય તેવું (દાળ ગળીને એકરસ થઈ).

**એકરાર,** પુ૦ ઇકરાર.

**એકરારનામું,** ન૦ જેમાં એકરાર હોય તે લખાણ.

**એકરાસ,** વિ૦ રૂપ ગુણ વગેરેમાં સરખું હોય તેવું; એક જાતનું. ૨ એકઠું કરેલું; એકન્દર. ૩ તેજ-મળતી રાશિનું (નામ).

**એકરૂપ,** વિ૦ એક જ રૂપ—એક સરખું હોય તે.

**એકલ,** વિ૦ એકલું.

**એકલમ્એકલા,** વિ૦ એકલું જ; એક એકની સામા એક જ એવું.

**એકલક્ષી,** વિ૦ એક જ લક્ષ છે જેનો તે.

**એકલડું,** વિ૦ એકલું. (કવિતામાં).

**એકલદોકલ,** વિ૦ એકલો અથવા બીજો કોઇ એકજ સાથી હોય તે.

**એકલપેટું, વિ૦** એક પોતાનુંજ માત્ર પેટ ભરે તે; માત્ર પોતાનું જ હિત—કલ્યાણ ઇચ્છનાર; સ્વાર્થી; આપમતલબી.

**એકલમલ, વિ૦** વિરલા; ન્યારા; તેજ એકલા. ૨ શૂર; એક્કા. "નહિ પાપી ને નહિ પુણ્યવંત, એકલમલ તે સાચા સંત." "એકલમલ અણલિંગી ઓજ, ચિદ અચાનક પામી ચોજ" (અખો).

**એકલવાઈ-વૈ, સ્રી૦** વાંકું વાળવાનું સોનીનું એક ઓજાર. ૨ **વિ૦** એકલું જ.

**એકલવાયું, એકલવાઈ.**

**એકલવાયું, વિ૦** એકલું; છોકરાં છૈયાં વગરનું.

**એકલશૂરો, પુ૦** આપમતિયો. ૨ એકજ શૂરો.

**એકલું, વિ૦** બીજું કોઇ સાથમાં ન હોય તેવું; સાથી વગરનું; માત્ર એક પોતેજ હોય તેવું; છડું; જાતે; પણ્ડે. ૨ એકનું એક જ; ફક્ત; માત્ર. ૩ અલગ; એકાંતમાં હોય તે.

**એકવખત, અ૦** એકવાર.

**એકવગતું, વિ૦** એકવારિયું—જણ્યાનું. [સાથેલાગું.

**એકવગું, વિ૦** એકદમ; એકીવારે-ફેરે; સામટું;

**એકવચન, ન૦** ફરે નહિ તેવું વચન—બોલવું તે. ૨ એકજ વસ્તુનો જે બોધ તે (વ્યાકરણમાં).

**એકવચની, વિ૦** વચનમાં ફરી ન જાય તે; એક બોલી રાખનાર; પ્રમાણિક.

**એકવડ, વિ૦** ઘડી—પડ કાઢીને સલક્ લાબું કર્યું હોય તેવું. (બેવડનું એકવડ કર).

**એકવડિયું, વિ૦** પાતળું; નબળા બાંધાનું—(શરીર).

**એકવડું, વિ૦** પાતળું-ઘણા માવા-દળ-માંસ વગરનું-(શરીર). ૨ ઉપરા ઉપરી પડો ન વાળ્યાં હોય તેવું; અસલ જેવું હોય તેવું (લુગડું).

**એકવર્ણ, વિ૦** જુદા ધર્મ જુદી ન્યાત ટળીને એકજ ધર્મ એકજ ન્યાત થાય તે.

**એકવર્ણ સમીકરણ, ન૦** બીજ ગણિતના જે સમીકરણમાં માત્ર એક જ અવ્યક્ત પદ હોય તે.

**એકવાર, અ૦** એક વખત. [તેવું (ડાંગર).

**એકવારિયું, વિ૦** એક વખતનું. ૨ એક જ વખત થાય

**એકવિચાર, પુ૦** ફરે નહિ તેવો જે વિચાર તે. ૨ ઘણા જણનો વિચાર જુદો ન પડતાં મળતો આવવો તે. **વિ૦** જેઓ એક વિચારના હોય તે.

**એકવીતીનું, વિ૦** એકવારિયું—જણ્યાનું.

**એકવીસ, વિ૦** વીસ ને એક; ૨૧.

**એકવીસા, પુ૦** વડાએકામાંનો એકવીસનો પાડો (જેમ અગિયારા, એકવીસા, એકતીસા ૪૦). [તેવું.

**એકસટ, વિ૦ એકસેંટ.** ૨ એક જથ્થા—સટમાં હોય

**એકસંપ-મ્પ, વિ૦** ઘણા જણ સાથે મળી વિચાર કરતા હોય તે.

**એકસર, અ૦** એકદમ; એક સપાટે; સામટાં. ૨ એક સરખાં; એક લીટી—પ્રવાહમાં.

**એકસરખું, વિ૦** રૂપગુણ વગેરેમાં મળતું આવતું—જુદું ન પડતું. ૨ પેલેથી તે છેલ્લે સુધી તેની તેજ રીતનું.

**એકસાન, વિ૦ એકરૂપ.**

**એકસેંટ, વિ૦** સાઠ ને એક; ૬૧.

**એકસો, વિ૦** સોની ગણત્રી કરતાં જે પ્રથમ સો તે. ૨ સો (૧૦૦).

**એકહથ્થું, વિ૦** એક જ જણાના હાથથી થયલું (કામ).

**એકહાથે, અ૦** એકજ માણસના હાથથી કામ ચાલતું હોય તેમ.

**એકાંતરે, અ૦** વચમાં એક મુકી દઇને પછી; ત્રીજું હોય તેમ; એકનો આંતરો હોય તેમ. એકાંતરે—રાં જાઉં છું.

**એકાંતરો, પુ૦ એકાન્તરિયો.**

**એકાએક, અ૦** અણચીત્યું; વગર ધારે; અકસ્માત્.

**એકાકાર, પુ૦ [સં૦]** જુદી જુદી વસ્તુઓ જે એકઠી થઇ ગઈ હોય તે; એકઠું; મિશ્રણ; સકુરત્વ. ૨ બાહુ ધરમ—ન્યાત ટળી એક ધરમ—ન્યાતનાં થવું તે. ૩ એક આકારનું; એકરૂપ. ૪ એકવિચાર; એકમત.

**એકાકી, વિ૦** એકલું.

**એકાક્ષરી, વિ૦** એકજ અક્ષર હોય તેવો (મંત્ર).

**એકાગ્ર, વિ૦ [સં૦]** એકજ વસ્તુ ઉપર લાગેલું વળગેલું—ચોંટેલું. (ધ્યાન, મન, પ્રીતિ વગેરે)—એકાગ્રચિત્ત. [એકાકાર.

**એકાચાર, પુ૦ [સં૦]** એક આચાર—ધર્મ. ૨

**એકાણું, વિ૦** નેવું ને એક; ૯૧.

**એકાદ, વિ૦ એકાદું.**

**એકાદશ, વિ૦ [સં૦] અગિયાર.**

**એકાદશા, સ્રી૦ અગિયારસું.**

**એકાદશી, સ્રી૦ [સં૦] અગિયારસ.**

**એકાદું, વિ૦** કોઇએક; એક યા બે.

**એકાન્ત, ન૦ [સં૦]** જ્યાં પ્રાણી ને વસ્તુની ભીડ ન હોય તેવું ઠેકાણું; નિરાંતની જગા. ૨ ખાનગી કોટડી. ૩ ખાનગી મસલહત. **અ૦** ખાનગી—છુપી રીતે. ૨ જ્યાં બીજું કંઈ ન હોય તેવે ઠેકાણે.

**એકાન્તરા (એકાન્તર), પુ૦** એકેક દાડાને આંતરે જે ભોજન કરવું તે.

**એકાન્તરિયો, પુ૦** એક એક દાડાને આન્તરે આવતો—ભરાતો જે તાવ તે.

**એકાન્તવાસ, પુ૦** એકાન્તમાં વાસ કરવો તે.

**એકાન્તિક,** **વિ૦** સ્વતંત્ર; સર્વેથી જૂદું. ૩ ખાનગીમાં; બીજાથી જૂદો.
**એકાન્ત્રો, એકાન્તરિયો.**
**એકાવન,** **વિ૦** પચાસ ને એક; ૫૧.
**એકાવળહાર,** **પુ૦** એકજ સેરનો પણ ઘણાં મૂલનો મોટા–હીરા, મોતીનો હાર.
**એકાસણું,** એક, પેલો આવનાર.
**એકી,** **સ્ત્રી૦** જે સંખ્યાને બેએ ભાગતાં બાકી કંઈ પણ વધે તે.–૧, ૩, ૫, ૭, ૯, ૧૧, વગેરે. ૨ પિશાબ કરવા જવાનો સઙ્કેત. (એકીનું ઉલટું બેકી. એકી જવું એટલે પિશાબ કરવા જવું ને બેકી એટલે જંગલ જવું). ૩ એક આંગળી બતાવવી તે. (એક આંગળી બતાવવી એ પિશાબની સમસ્યા).
**એકીખોળો,** લગનને ચોથે દા'ડે માડવગારાને દા'ડે વરની તરફના જમતી વખત જે રૂપિયા થાળીમાં નાંખે છે તે.
**એકીન, ન૦ આકીન.**
**એકીવારે,** એકદમ; સામટું.
**એકીબેકી,** **સ્ત્રી૦** વસ્તુની સંખ્યા એકી છે કે બેકી તે અટકળથી કે'વાની રમત.
**એકુ,** **વિ૦** કોઈએક; એકાદું.
**એકુન,** એકન્દર. [તેટલાં સઘળાં.
**એકેએક,** **વિ૦** એક એક એમ ગણતાં જેટલાં હોય
**એકેક,** **અ૦** એક પછી એક એમ. **વિ૦** એક એક.
**એકેકું, અક્કેકું.**
**એકેચક્રે,** **અ૦** એકચક્રે; એકછત્રે.
**એકો,** **પુ૦** એકને એકે, બેને બેએ, ત્રણને ત્રણે એમ ગુણ્યાથી જે ગુણાકારો આવે તેનો પાડો. ૨ એક્કો.
**એકોતેર,** **વિ૦** સિત્તેર ને એક; ૭૧.
**એકોદ્દિષ્ટ,** **વિ૦ [સં૦]** જેમાં એક ઘટ ને એક પિણ્ડ હોય તેવું–(શ્રાદ્ધ).
**એકોન,** **વિ૦ [સં૦]** એક ઓછો—એકોનવિંશતિ એટલે વીસમાં એક ઓછો—ઓગણીસ.
**એક્કો,** **વિ૦** સઘળામાં એક જ હોય તેવું; ઉત્તમ; શ્રેષ્ઠ; સહુથી સરસ.
**એક્કો,** **પુ૦** જે રમવાના પાના—પાસામાં એક ચિહ્ન–નિશાની હોય તે. ૨ જે ગાડીયે એક બળદ જોડાતો હોય તે. ૩ સમ્પ; ઐક્ય; એકમત. એક્કો બાંધવો.
**એક્યાસી,** **વિ૦** એંસી ને એક; ૮૧.
**એખરો,** **પુ૦** ગાંધીને ઘેર મળતું એક ઓસડિયું. ૨ બાતલ કરેલો—નકામો રૂયલો જે નીચેનો કચરો તે અથવા નરસો માલ તે.
**એખલાસ, ઇખલાસ.**
**એજ,** નક્કી એ.

**એજન,** **ન૦ ઇજન, અ૦** ઉપર પ્રમાણે; તેજ.
**એજ્યુકેશન,** **ન૦ [અ૦]** કેળવણી.
**એટલામાં,** **અ૦** એ વખત—દરમિયાનમાં; આ થોડા વખતમાં; તરત જ. ૨ આ થોડામાં; આ આટલી ચીજે.
**એટલા માટે-સારૂ,** **અ૦** ઉપર કહ્યું તે પ્રમાણે હકીકત છે વાસ્તે—તે ઉપરથી.
**એટલું,** **વિ૦ આટલું. એટલું બધું—આખું.**
**એટલે,** **અ૦** ફલાણાનો અર્થ આ છે એમ જણાવનારો જે શબ્દ તે; બીજી રીતે. ૨ એ ઉપરથી; એટલા માટે; એ વાસ્તે; એ કારણ છે માટે. ૩ પછી; ત્યારે.
**એટલેલગી–સુધી,** **અ૦** આટલું એવી હદ બતાવે છે.
**એઠવાડ–ડો,** **પુ૦ [સં૦ ઉચ્છિષ્ઠ]** જેમાં રાંધ્યું ખાધું હોય તેવાં અજીઠાં વાસણો. ૨ અજીઠું; એઠું.
**એઠું,** **વિ૦ ન૦ અજીઠું. એઠુંજુઠું** પણ કે'વાય છે.
**એડ,** **સ્ત્રી૦** એડી. ૨ ઘોડાને મારવાનો એડીમાં ભેરવેલો જે ખીલો તે; કાંટો. ૩ ખેડવું તે; ખેતી.
**એ'ડ,** **સ્ત્રી૦** અન્યાઇ—કેદીઓના પગ ઘાલી રાખવાનું જે મોટા વીંધવાળું લાકડું તે. (એને તાળું દેવાય છે). ૨ ગાય ભેંસ, દોતીવખત મસ્તી કરતાં હોય તો તેને સારુ લાકડાં દાટી, બાંધી બન્દોબસ્ત કરવામાં આવે છે તે. ૩ ઉત્તર પૂર્વ તરફથી જે ઘણા મોટા બળદ, વાછરડાનો સમુહ આવે છે તે. (એ'ડ આવી). ૪. આડખીલી, જેની મર્યાદા રાખવી પડે એવું માણસ.
**એડક,** **પુ૦ [સં૦]** મેંઢો; ઘેટો.
**એ'ડકી,** **સ્ત્રી૦** જીવ જતી વેળા જે જોરભેર આચકા આવે છે તે એંકેકો. ૨ આચકો આવી ગળામાંથી પવન નિકળવો તે; વાઘણી.
**એડવવું** **ક્રિ૦ સ૦** સામેલ કરવું; જોડવું; લાગુ પાડી દેવું; ગોઠવી દેવું; ઠેકાણે પાડવું (નોકરીમાં). તેણે તેને તે ઠેકાણે એડવી દીધો.
**એડિટર,** **પુ૦ [અ૦]** ન્યુસપેપર-વર્તમાનપત્રનો મુખ્ય લખનારો; તંત્રી. ૨ ગ્રન્થો શુદ્ધ કરી સમજણ આપી છપાવનારો; સંશોધક.
**એ'ડિયા,** **પુ૦** એડમાંના જે બળદ તે. (એક વચનમાં એ'ડિયો; ૨ એ'ડ—બળદના સમુહના ધણી; રખેવાળ. **વિ૦** એડવાળા.
**એડિયું,** **ન૦ એરણ્ડિયું.**
**એડી,** **સ્ત્રી૦** પગની પાટલીનો જે સહુથી પાછલો ભાગ તે. ૨ સોની લુહારનું એક ઓજાર.
**એડો,** **પુ૦** અતીસ જે પ્યાર તે; સ્નેહ; લગવાડ; ઘણો જ સમ્બન્ધ—"લાગ્યો મને પરણ્યાની સાથે **એડો**".
**એ'ડો** **પુ૦** છોકરાં, બચ્ચાંનો ને માનો જે સ્નેહસહિત સમ્બન્ધ તે. એ ગાયને વાછરડીનો એ'ડો છે. એ છોકરાને એની માનો બહુ એ'ડો છે. (તેના વના જરા રે'તો નથી). ૨ સ્નેહ; પ્રીતિ.

**એઠાણી, સ્ત્રી૦ એધાણુ-ણી.**

**એણીકોર-ગમ-મેર, અ૦** એ બાજુએ; એ તરફ.

**એણીવિગતે, અ૦** એ વિગત પ્રમાણે.

**એણે, સ૦** એ સર્વનામ તૃતીયા વિભક્તિમાં.

**એતદ્દેશી, વિ૦** આ દેશનું—સમ્બન્ધી.

**એતબાર, પુ૦ [ફા૦]** ભરોસો.

**એદી, વિ૦** સુસ્ત; આળસુ; સુઇ રેનાર; વ્યસની. (ઘણું ખાવેથી, અફીણ ખાવેથી વગેરે).

**એદીખાનું, ન૦** જ્યાં એદીયો પડયા રેતા હોય તે. એદીનું પાથરણું એટલે ઘણીવાર **સુધી** ખસે નહિ તેવી હાલત.

**એધાણુ-ણી, સ્ત્રી૦** નિશાની; ઓળખ; ચિહ્ન. ૨ દાખલો; દૃષ્ટાંત.

**એધી, એદી.**

**એન, ન૦** એક જાતનું ઝાડ અથવા તેનું લાકડું. **સ્ત્રી૦** જરૂરનો—બારીક વખત; ટાંકણું; સંભાળ્યા વગર ન ચાલે તેવો વખત. ૨ આબરુ; સાખ; વટ. **વિ૦** સફાઇ; સરસ. ૨ અસલ; જેવું પ્રથમ હોય તેવું. ૩ નક્કી; ખરું; ૪ જમીનનુંજ; ખાસ (ખજુરાં વગેરે સાએર નહિ).

**એનઉપજ, સ્ત્રી૦** સાએર સિવાયેની જમીનના પાક સમ્બન્ધી જે ઉપજ તે.

**એનકરજ, ન૦** મુદ્દલ કરજ (વ્યાજ ચડાવ્યા વિનાનું).

**એનકિમ્મત, સ્ત્રી૦** અસલ—ખાસ કિમ્મત.

**એનખરચ, પુ૦** મોટો—ખાસ ખરચ. (પરચૂરણ નહિ.) ૨ જમીન સમ્બન્ધી ખરચ.

**એનધેન, સ્ત્રી૦** છોકરાઓની એક રમત.

**એનચોમાસું, ન૦** ભર—ખરું ચોમાસું; ઘણો જ વરસાદ આવવાનો જે વખત તે.

**એનજમીન, સ્ત્રી૦** સાએર સિવાયની વાવેતરવાળી જમીન અથવા એ સમ્બન્ધી જેટલું તે. ૨ જે કિત્તામાં ફકત એકજ જાતની જમીન હોય તે; પછી કયારી તો કયારી, ગોરાટ તો ગોરાટ ને ખરાબો તો ખરાબો. એ બધી જાત જેમાં હોય તે એનજમીન ન કેવાય.

**એનજમે, ન૦** સાએરનું નહિ પણ જમીન સમ્બન્ધી જે ખાસ જમે તે. ૨ નક્કી જે જમે—પેદાશ તે.

**એનજુવાની, સ્ત્રી૦** ભર જુવાની.

**એનવસુલ, ન૦** નક્કી જે વસુલ તે.

**એનવાવેતર, ન૦** ખજુરાં સિવાયનું જમીનનું જે સઘળું વાવેતર તે. ૨ જેમાં એકજ જાતનું જે વાવવું થાય તે. ભાત, તલ વગેરેનું.

**એનવેલપ, ન૦ [અ૦]** લખેલો કાગળ જેમાં બીડવામાં આવે તે; પરબિડિયું.

**એપ્રમાણે, અ૦** એ રીતે; એ મુજબ.

**એપ્રિલ, પુ૦ [અ૦]** અઙ્ગ્રેજી વરસનો જાનેવારીથી ગણતાં જે ચોથો મહિનો તે.

**એબ, સ્ત્રી૦ [આ૦]** ખોડ; ખામી; કસર. પૂરું—સારું થવામાં જે કંઇ અધુરું પડેલું તે. ૨ છાની ઇન્દ્રી. એબ જોવી—ઢાંકવી—દેખાડવી.

**એબદાર, વિ૦** એબવાળું.

**એબિએલ, એબદાર.**

**એભક, સ્ત્રી૦** ઓચિન્તાં ભય—માઠા સમાચારથી એકદમ ચિત્ત સઙ્કોડાઇ જાય તે; મનની વૃત્તિ ઢીલી પડી જાય તે. **એભકખાવી, એભકીજવું** એમ પ્રયોગ થાય છે.

**એમ, અ૦** એ રીતે; એ પ્રમાણે.

**એમકરતાં, અ૦** એમ બનશે તો.

**એમનુંએમ, અ૦** જેમ હોય તેમ—તે પ્રમાણે.

**એરગેરિયાજમીન, સ્ત્રી૦** જે જમીન ઉપર સરકારનો હક લેવાતો નથી અથવા થોડોક લેવાય છે અને જે ઉપર માલીકનું ધણીપણું હોય છે તે; બાર ખલી જમીનનો એક ભેદ.

**એરણ, સ્ત્રી૦** સોની લુહાર વગેરે લોક, જે ઉપર અથોડા મારી ઘાટ ઘડે છે તે.

**એરણ્ડમૂળ, ન૦** એરણ્ડા-દિવેલાનું મૂળિયું.

**એરણ્ડિયું, ન૦** દિવેલ.

**એરણ્ડી, સ્ત્રી૦** નાનું એરણ્ડા-દિવેલાનું ઝાડ. ૨ એ ઝાડનાં બી—જેમાંથી દીવેલ નિકળે છે; દિવેલી.

**એરણ્ડો, પુ૦** એક જાતનું ઝાડ જેના બીમાંથી દિવેલ નિકળે છે તે. ૨ બૈરાંઓને ઘરમાં અબોટમાં પેરવાનું સણનું જાડું જે વસ્ત્ર તે; ચિકટો.

**એરવાદસ, પુ૦** ગાંધીને ઘેર મળતું ઓસડિયું—અજમાના કરતાં મોટા દાણા હોય છે.

**એરા, પુ૦** જ્યાં સુધી પોંચી વળાય તેટલો જે અન્તર તે; કબ્જો; મીન; હદ; પોંચ; પકડ.

**એરાફેરા, પુ૦** ઘણીવાર જા આવ કરવી તે. 'ઘરની ધણીયાણી તમે એરા ને ફેરા, તો બારિયેને બેસે મારી બેનડી રે.'

**એરાદો, ઇરાદો.**

**એરું, અ૦** આ તરફ; આણીમેર; અહીં.

**એરુ, પુ૦** સાપ.

**એરો, પુ૦** આવજાવ; પગરવ—મારે ઘેર ઘણા લોકોનો એરો છે. ૨ નુકશાન. "તેના તરફનો દસ રૂપીઆનો એરો લાગ્યો." **એરોએરો**—રૂપા સુનાની ભાંગેલી તુટેલી જે જનસ તે.

**એરો, પુ૦** અવાડો; હવાડો.

**એલકી, સ્ત્રી૦** એલચી.

**એલચી, પુ૦ [તુરકી]** એક રાજાની તરફથી બીજા પરરાજમાં રહેલો અથવા કામસર મોકલેલો જે કારભારી તે; રાજાની તરફનો વકીલ—દિવાન—પ્રતિનિધિ. ૨ દૂત; હલકારો; સન્દેશો લઈ જઈ લાવનાર.
**એલતેમાસ, પુ૦ [આ૦]** અરજ; વિનન્તિ. ૨ ફરમાસ.
**એલફેલ, વિ૦** વગર વિચારનું; બેમર્યાદ; અસભ્ય; ભાંડ, અપ—નઠારાં શબ્દો.
**એલમ, પુ૦** ઇલમ.
**એલાયચી, સ્ત્રી૦** એળચી એ શબ્દ જોવો.
**એલાહિદું,** અલાહિદું.
**એલી, સ્ત્રી૦** વરસાદની હેલી.
**એલીવાર,** ઓણુ સાલ. ૨ આ વખત.
**એલેત-તું, વિ૦** દુનિયાદારીથી અણવાકેફ; નાદાન; બાળચેષ્ટા કરનારું.
**એલો, પુ૦** આચંકો; ધક્કો.
**એવડું, વિ૦** આવડું. (કદમાં)
**એવમ્, અ૦ [સં૦]** એ પ્રકારે—રીતે.
**એવ,** એ પ્રમાણે; એમ.
**એવજ, પુ૦ [ફા૦]** બદલો.
**એવા, પુ૦** ટેવ; આદત; અભ્યાસ.
**એવાતણ-ન, ન૦** ધણીની હૈયાતી લગીની સ્ત્રીની જે પરણેલી હાલત તે; સૌભાગ્ય; હેંસુપણું.
**એવાન, ન૦ [ફા૦]** મોટું દિવાનખાનું; મોટો આગલો મળવા હલવાનો ઓરડો.
**એવામાં, અ૦** એટલામાં; તરત જ પછી.
**એવું, વિ૦** એ રીતનું—પ્રકારનું. ૨ આના સરખું-જેવું.
**એશ, સ્ત્રી૦ [આ૦]** મોજમઝા; રઢ્ઢીઆળ; ખુશી; ચમન. [નિરાંતનું સુખ.
**એશઆરામ,** એશ અને આરામ. ૨ મોજ મઝા ને
**એશક,** ઇશક.
**એશિયા, પુ૦** પૃથ્વીના જુના મહાદ્વીપમાં એ નામનો સહુથી મોટો એક ખણ્ડ છે. હિન્દુસ્થાન એશિયામાં છે.
**એસણું, ન૦** સોનીનું નાનું અગીઠું; સગડી.
**એસતેકબાલ, પુ૦** આદરમાનથી સામાં જઇ તેડી લાવવું તે; સામૈયે જવું તે.
**એસારો, પુ૦** ઇશારો.
**એસરવું, ક્રિ૦** હવા, ભીનાશ લાગવાથી મીઠું, ખાંડ વગેરે પદાર્થમાં પાણી થાય છે તે; એસરી જવું.
**એસ્ટિમેટ, પુ૦ [અ૦]** અડસટો; સુમાર; આસરો—પણ નક્કી જેવો.
**એહ, સ૦** એ (કવિતામાં).
**એહમક, વિ૦ [આ૦]** બેવકુફ; મૂર્ખ; હોઠ.
**એહવાલ, પુ૦ [આ૦]** અવસ્થા; હકીકત; હાલત; સ્થિતિ. [મહેરબાની.
**એહસાન, ન૦ [આ૦]** ઉપકાર; આભાર. ૨ કૃપા;
**એહસાનમન્દ, વિ૦** આભારી; ઉપકારી; ઓશિયાળું; ઓસીંગણ.
**એળ, સ્ત્રી૦** ઇયળ.
**એળચી, સ્ત્રી૦ [સં૦ એલા]** તેજાનાને નામે ઓળખાતો એક મસાલો; અન્દરથી કાળા દાણાવાળું સુગન્ધીદાર એવું એક વસાણું. પાન દૂધ વગેરેમાં ખાવામાં આવે છે.
**એળવણી, સ્ત્રી૦** નવી ચરવા જતી ગાય ભેંસને એળવવા સારુ ગોવાળને આપવું તે.
**એળવવું, ક્રિ૦ સ૦** એકમેકને—પરસ્પરને ગોઠે તેમ કરવું; બે પ્રાણીમાં સહવાસ કરાવવો તે.
**એળવું, ક્રિ૦ અ૦** એળવાયલું થવું; હળવું.
**એળિયો, પુ૦** એક જાતનું અતીસેં કડવું ઓસડિયું.
**એળે, અ૦** ફોગટ; મિથ્યા; વૃથા; નકામું. ૨ સહજ; સ્વલ્પમાં. 'એવું આબાદ એળે જડયું.' (અખો.)

# ઐ.

**ઐ, પુ૦** મૂળાક્ષરનો નવમો અક્ષર—એ દીર્ઘજ ગણાય છે.
**ઐઆમ, પુ૦ [આ૦]** વખત; ટાંકણું; સન્ધિ.
**ઐયારી, સ્ત્રી૦ [ફા૦]** લુચ્ચાઇ; ફિતુરીપણું.
**ઐક્ય, ન૦** ઘણાંઓએ એક વિચારના—એક થવું તે; સમ્પ; એકત્રપણું; એકદાપણું.
**ઐચ્છિક, વિ૦ [સં૦]** આપખુદી; સ્વેચ્છાથી; મરજી પ્રમાણે.
**ઐડ,** કોઇનું કહ્યું ન માનનાર; આડો; ઉલટે રસ્તે જનાર.
**ઐતરિય, વિ૦** ઇત્રા ઋષિના વંશમાં થયલા. **ન૦** એક ઉપનિષદ.
**ઐતિહાસિક, વિ૦ [સં૦]** ઇતિહાસ સંબંધી.
**ઐમ, ન૦ [સં૦]** સરસ્વતીને આરાધવાનો બીજમન્ત્ર.
**ઐરાવત, ન૦** ઇંદ્રના હાથીનું નામ. ૨ ઉત્તમ હાથી; સારો હાથી.
**ઐશ્વર્ય, પુ૦** ઇશ્વિરપણું; શ્રીમાનપણું. ૨ ધન; સમ્પત્તિ; વૈભવ.
**ઐહિક, વિ૦ [સં૦]** આ દુનિયાં સમ્બન્ધી; આ લોક સમ્બન્ધી. ૨ સ્થાનિક.

# ઓ.

**ઓ, પુ૦** મૂળાક્ષરનો દશમો અક્ષર—એ દીર્ઘ જ ગણાય છે. અ ને ઉ મળીને **ઓ** થાય છે. પરઉપકાર—પરોપકાર.
**ઓ, અ૦** કોઇને બોલાવતાં અથવા દયાથી નિકળતો શબ્દ; અરે. ૨ પણ (તું તો મને ઓ વાય છે).

**ઓ:હો,** અ૦ આશ્ચર્યથી નિકળતો શબ્દ.

**ઓડ્યાં,** અ૦ મોડામાંથી નિકળતા વાયુનો શબ્દ. ૨ યથેચ્છ ખાધાથી નિકળતો સન્તોષસૂચક શબ્દ. **ઓડ્યાંકરવાં**–ખાઇ જવું; પચાવી જવું; અડાવી જવું. (ધન માલ વગેરે). [આશ્રમ.

**ઓક,** **સ્રી૦** ઓકવું તે; ઓકારી. **ન૦ [સં૦]** સ્થાન;

**ઓકવું,** **ક્રિ૦ સ૦** પેટમાંથી બાર કાડવું; પાછું નાખવું.

**ઓકળી,** **સ્રી૦** ભોંય ઉપરની લિંપણમાં અડ્ગુઠાથી પાડેલી એક તરેહ–નકશી; એક તરેહનું લિંપણ. ઓકળી પાડવી.

**ઓકારી,** **સ્રી૦** ઓકવું તે; ઉલટી. ૨ ઉલાળો.

**ઓકાવવું,** **ક્રિ૦ સ૦** ઓકે તેમ કરવું. ૨ કડાવવું (રૂપિયા.)

**ઓકીકાડવું,** છાની વાત બાર પાડવી, ગુપ્ત વાત જાહેર પાડવી.

**ઓખડ,** **ન૦ ઓસડ.**

**ઓખણવું,** **ખાંડવું.**

**ઓખદિયાં,** **ઓસડિયાં.**

**ઓખર,** **સ્રી૦** જેથી ઓળખાયામાં આવે તે નામ; ઉપનામ; અટક. ૨ ઓખરવું તે.

**ઓખરવું,** **ક્રિ૦ સ૦** ગાય ભેંસ વગેરેએ નરક ખાવું.

**ઓખરાયલું,** **વિ૦** નરક ખાધેલું (પશુ). ૨ ઉખેડેલું.

**ઓખલી**પડવું, સારી હાલતમાંથી નબળી હાલતમાં આવી પડવું.

**ઓખવવું,** **ક્રિ૦ સ૦** ફોલવું; ઉખેડવું.

**ઓખાણા,** શમસ્યા.

**ઓખાણું,** **ન૦ ઉખાણું.**

**ઓખાંગવું,** બરાડવું (ગોધાએ).

**ઓગઠ,** **ઓધાસ.**

**ઓગણચાળીસ,** **વિ૦** ચાળીસમાં એક ઓછો; ૩૯.

**ઓગણતીસ** **વિ૦** તીસમાં એક ઓછો; ૨૯

**ઓગણપચાસ,** **વિ૦** પચાસમાં એક ઓછો; ૪૯.

**ઓગણપડાયો,** **પુ૦** ઓમ્ એ શબ્દ. ('કહું ઓગણ પડાયાની કર્મકથી.' પ્રહ્લાદાખ્યાન.)

**ઓગણસાઠ,** **વિ૦** સાઠમાં એક ઓછો; ૫૯.

**ઓગણાં,** **ન૦** અનાજનાં જે દાણા સેકાઇને ફુટી ધાણીરૂપે ન થયા હોય તે; વગર ફુટેલી ધાણી; ડોળવા. ૨ ઘણ્ટીમાં દળાતાં આખા રહી ગયલા દાણા.

**ઓગણીસ,** **વિ૦** વીસમાં એક ઓછો; ૧૯.

**ઓગણ્યાએંસી–સી,** **વિ૦** એંસીમાં એક ઓછો; ૭૯.

**ઓગનિયાં** **ન૦** એક તરેહનું કાનનું ઘરેણું.

**ઓગરાળો,** **પુ૦** તાંબાનું અથવા પિત્તળનું ટૂંકા દાંડાનું અને પોળા મોડાનું દુધપાક વગેરે રેડવા મુકવાનું વાસણ; ડૂધો. ૨ મોડાંપર અથવા રાંધવાના વાસણપર જે અજીઠો ડાઘો પડેલો હોય તે.

**ઓગલો,** **પુ૦** દાળ ભાત વગેરે રાંધવા ચડાવેલાં અન્નમાં વાસણના એક ખુણા, બાજુપર કાચું રયલું તે.

**ઓગળવું,** **ક્રિ૦ અ૦ [ સં૦ ઉદ્ગલન ]** પાણીરૂપે થઇ જવું; પિગળવું; ગળવું. (સાકર, બરફ વગેરેનું.)

**ઓગાળ,** **સ્રી૦** દાંતે ચાવી ખાધેલાં ઘાસ વગેરેને અમળાવ્યાં કરી લાળ પાડયાં કરવી તે ( ઢોર). ૨ ચાવીને પાછું કાડેલું તે; થુંકની સાથે ભળેલો ખાધાનો કુંચો. ૩ ઓધાસ.

**ઓઘ,** **પુ૦ [સં]** પાણીનો વેગ; પાણીની દોડ. ૨ રેલો; દદુડો. ૩ જથ્થો; સમુદાય.

**ઓઘરાળો,** **ઓગરાળો.**

**ઓઘલો,** **પુ૦** એક ઠેકાણેથી કાચો અને બીજે ઠેકાણેથી બફાઈ ગયલો એવો જે ભાત તે. ૨ ઓઘો.

**ઓઘવું,** **ક્રિ૦ સ૦** કસણવાળા પુળાનો ઢગલો સીચવો; ઓઘો વાળવો.

**ઓઘાવું,** **ક્રિ૦** અમુઝાવું. ૨ ભાત, મગ વગેરેને છડવું (કાઠિયાવાડ). [જે ઘાસ તે; ઓગઠ.

**ઓઘાસ,** **ન૦** ઢોર વગેરેને ખાતાં બાકી પડી રયલું

**ઓઘો,** **પુ૦** અનાજના દાણા સહિત છોડવાઓની પૂળી બાંધીને કરેલો જે ઢગ તે. ૨ ઘણા લોકોનું સાથે જમવાનું તે; ઘરબારી; મહાજનભૂત. ૩ લાકડી સાથે ગુંથેલી જતીની જે સાવરણી તે.

**ઓઘોબાળવો,** **પુ૦** ઓઘાને બાળવો. ૨ છાની વાત ઉઘાડી કરવી–ફોડી દેવી. ૩ કહ્યું હોય તેથી ઉલટું કરી બગાડવું.

**ઓઘોડોઘો,** **અડઘોદડઘો.**

**ઓચઇજવું,** અભાવ થવો.

**ઓચબો,** **અચબો—બા,** એકાએક. 'ઓચંબા આવી જગજીવન સાહી મને હાથે.'

**ઓચર,** **ન૦ ઓચરિયાં.**

**ઓચરવું,** **ક્રિ૦ સ૦** ઉચ્ચાર કરવો; બોલવું; વદવું.

**ઓચરિયાં,** **ન૦** જે કાગળમાં કોઈ પણ વાતની કબૂલાત થઇ હોય તે; દસ્તાવેજ; લેખ.

**ઓચિન્તું—ચીતું,** **અ૦** અચીતું; અચાનક; એકાએક.

**ઓચ્છવ,** **પુ૦ [સં૦ ઉત્સવ]** મોટી ખુશાલી; મોટો હર્ષ. ૨ આનંદનો દાડો. ૩ તેહેવારનો—સપરમો દાડો; રુડું ટાણું. ( લાક્ષણિક, નઠારું થવું. )

**ઓછ,** **સ્રી૦** ઓછું રેવા દીધેલું તે; બાકી; કમી; ઉણું; કસર. **ઓછ મુકવી,** બાકી રાખવી, પાછી પેની કરવી, અધુરું રાખવું, કચાશ રાખવી.

**ઓછડ્ડ,** **પુ૦** ખોળો; ગોદ.

**ઓછંડાયો,** તૂટી ગયો; રદ થયો. (વિવા),

**ઓછપ,** **ન૦** ઓછાપણું.

**ઓછાડ, પુ૦** તળાઈ ઉપર પાથરવાનું લુગડું; ચાદર. ૨ છાંયો. ૩ ઓળો; ઓઝટ (ભેરવના ઓછાડ).
**ઓછાડવું, ક્રિ૦ સ૦** તળાઈ ઉપર લુગડું પાથરવું.
**ઓછાયો, પુ૦** ઓળો; પડછાયો.
**ઓછિતું-નું, વિ૦** ઉછિતું-નું.
**ઓછીઆં, ન૦** લાડ. (કાઠિયાવાડી)
**ઓછી પાંસલી,** ઘેલછાવાળું, અદક પાંસલી.
**ઓછું, વિ૦** જોઈયે તેથી થોડું—નાનું—હલકું. ૨ ઉતરતું. ૩ બાકી; શેષ રયલું; અધુરું. **ઓછુંઆણવું**—પોતાને વિષે હલકો વિચાર આણી શરમિન્દા—દલગીર થવું. તેને ઓછું આવ્યું એમ પણ કેવાય છે. ૨ સામાનું સુખ જોઈ હીઝરાવું. **ઓછેપાટલે બેસવું**—જ્યારે કોઇ પોતાને ઓછું આવેથી રીસમાં આવું જઇ બેસે છે ત્યારે સામો ધણી કેછે કે સેજ સેજમાં ઓછે પાટલે શું બેસે છે? ૨ તપીને બોલવું, હદ મુકી બોલવું.
**ઓછુંપાત્ર, વિ૦** જેના પેટમાં વાત ન રે તેવું. ૨ બડાઇખોર; અભિમાની; પાજી; જેના પેટમાં ગુપ્ત વાત ન રે તે. (અધુરો ઘડો છલકાય છે તે ઉપરથી.)
**ઓજ, ન૦ સ્ત્રી૦ [સં૦]** ચૈતન્ય; શક્તિ; તેજ; પરાક્રમ. "એકલમલ અણલિગી ઓજ, ચિદ અચાનક પામી ચોજ." (અખો.)
**ઓજસ્, ન૦** ભાષાની ઉત્કૃષ્ટતા-સુંદરતા.
**ઓજાર, ન૦ [આ૦]** જેણે કરીને કંઇ કારિગીરી થાય-ઘાટ બને તે; લુહાર ઘડિયાલી વગેરેનાં જે રાચ તે.
**ઓઝ, હોજ.**
**ઓઝ, સ્ત્રી૦** ઉંઘમાં મોડામાંથી જે લાળ ગળે તે.
**ઓઝટ, સ્ત્રી૦** લપડાક. જોરથી ખેંચીને જે તમાચો મારવો તે. ૨ ઝપટ, કરડી નજર; પડછાયો (ભૂત ડાકેણ જોગણી વગેરેની.)
**ઓઝપવું, ક્રિ૦ અ૦** શરમાવું.
**ઓઝપો, પુ૦** શરમ; લાજ.
**ઓઝમ, પુ૦** નાનાં ઝાડ, છોડવા ઉપર ઉંચે જે આચ્છાદન તે. એ છોડ ઝાડને, વડનો ઓઝમ નડે છે માટે એની નીચેથી કાડી આઘો રોપ.
**ઓઝરી, સ્ત્રી૦** પેટમાં જે ઠેકાણે ખાધેલું પ્રથમ એકઠું થાય તે; પેટ. એ શબ્દ પશુને વિશેષ લગાડવામાં આવ છે.
**ઓઝરું, ન૦** પેટ.
**ઓઝલ, સ્ત્રી૦** પડદો; ઢાંકણ. ૨ બૈરાંઓને દૂર બેસવા ઉઠવાનો ઓરડો—જ્યાં કોઈ અણજાણ્યો મરદ જઈ શકે નહિ; અન્તઃપુર; જનાનો; જનાનખાનું; રણવાસ.
**ઓઝવું,** ખાલી કરવું, બહાર કાઢવું.
**ઓઝા, વિ૦** એ નામની બ્રાહ્મણોમાં એક અટક છે. જેમ દવે, ત્રવાડી, દિક્ષિત, પાઠક તેમ ઓઝા.
**ઓઝાડ, ઓઝમ.**
**ઓઝાલ, ઓઝલ.** [સામાન. ૨ કુંભાર.
**ઓઝો, ન૦ પુ૦** ભાર; બોજો; માથે ઉંચકવાનો
**ઓટ, સ્ત્રી૦** પાણી વગેરેનું ઉતરી જવું—ઓછું થવું-ઘટવું તે (એનું ઉલટું ભરતી.) ૨ પડદો. "બીજા મારગ કોટાકોટ, રહે આવરયા ગુણની ઓટ" (અખો.)
**ઓટકાર, ઓડકાર.**
**ઓટલી, સ્ત્રી૦** નાનો ઓટલો.
**ઓટલો, પુ૦ [ સં૦ આસ્થલ]** ઘરને લગતી પણ બાર પડતી અથવા ઘરની અન્દર ભાંયથી ઉંચી કાદવ, છો, પથરા વગેરેની બનાવેલી જે બેઠક તે; ભાંયની સપાટીથી કોઇ પણ ઉંચી કરેલી જે જગા તે; ચોતરો; ચોરો. **ઓટલે બેસવું**—કંઇજ ધનમાલ ન હોય—ખોઈ નાખ્યું હોય તેવી હાલતમાં આવવું, 'મારી છોકરીને ઓટલે બેસાડી રે' એમ સાસુ રડે છે. ૨ ઉઘરાણી—તકાજો કરવાને બારણે બેસવું. "ચાર મળે ચોટલા ત્યાં ભાગે ઓટલા" એટલે ઘર ભાગે—વણસે—નુકશાન કરવું. ૩ ગુણકાઓ જે છોકરીઓ રાખે છે તેને નહારે ધંધે લગાડવી. **ઓટલો ઉઠવો—બેસવો-વાળવો**—નુકસાન થવું, કરવું, એ અર્થમાં.
**ઓટવું, ક્રિ૦ સ૦** ઝીણું સીવવું; બખીયા દેવા.
**ઓટી, સ્ત્રી૦** ઇજાર અથવા ધોતિયાનું કમ્મર આગળની બાજુએ જે પડ વાળેલું તે. (કંઈ ચીજ મુકવા સારુ). ઓટીમાં ખોસવું—ઘાલવું.
**ઓટીલો,** ઘરની બારનો ચોક.
**ઓઠ, પુ૦ [સં૦ ઓષ્ઠ]** ખાવાના મોડાંની ઉપરની અથવા તળેની જે બાજુ તે. ઉપરનીને ઉપલો ઓઠ અને તળેનીને નીચલો ઓઠ અથવા અધર કેછે. **ઓઠ ઉઘડવા,** બોલવાની શક્તિ આવવી.—**કરડવા,** આશ્ચર્ય પામવું—થવું; પસ્તાવું.-**પીસવા,** ગુસ્સે થવું.
**ઓઠવવું, ક્રિ૦ સ૦** જુઠું બોલવું—ધકેલવું—ગોઠવી દેવું. ૨ ઘાલમેલ કરવી.
**ઓઠીઠ્ઠણ, ન૦ અઠીઠ્ઠણ.**
**ઓઠું, ન૦** બાનું; મિશ; મસ; જુઠું કારણ. ૨ નમુનો; બીબું. ૩ મૂરખ જન; નામનું દરજ્જે બેસાડેલું જે માણસ તે. ૪ ગમે નહિ તેવું તે. ધાબાં સરખું તે. ઓઠું ઓઠું લાગવું. **વિ૦** ભોઠું.
**ઓડ, પુ૦** માટીના ઘર કરનાર અને તળાવ વગેરે નવાણ ખોદનાર એક જાતના લોક. ઉત્તર ગુજરાતમાં ઘણા વસે છે. 'ધન રે જસો મા ઓડણી.'
**ઓડનું ચોડ,** કરવું—વેતરવું—કરવાનું ન કરવું ને ન કરવાનું કરવું; ઉલટું—નુકસાનકારક કામ કરવું.
**ઓડકાર, પુ૦** વાયુનું, મોની વાટે અવાજ સાથે જે બાર નિકળવું થાય તે.

**ઓડવું, ક્રિ૦ સ૦** ધરવું; લમ્બાવવું; રાખવું. 'અમૃત-ફળ કે સંજીવન મણી, હરી ઓડે છે હસ્ત' (સુદામા ચરિત્ર). 'કટલીએક પોતાનાં બાળક, મેહેતા આગળ ઓડેછે;' 'પછે મેહેતાજી વિદાય માગે, ઓલે બેહુ કર ઓડીજે'. (મોસાળું). ૨ આડાં વળીને રોકવું; ખાળવું.

**ઓડવું, ઓઢવું.**

**ઓડાવું, ક્રિ૦ અ૦** ઇચ્છવું; ચાહવું. મરવાને ઓડાયો? માર ખાવાને ઓડાયો?

**ઓડો, પુ૦** અડચણ; પ્રત્યવાય [જે ટુંકું લુગડું તે.

**ઓઢણી, સ્ત્રી૦** છોકરીઓને દીલે અને માથે ઓઢવાનું

**ઓઢણું, ન૦** નાની ઓઢણી. ૨ ઓઢવાનું વસ્ત્ર. ઓઢણીનો પને ટુંકો ને ઓઢણાનો પને મોટો.

**ઓઢવું, ક્રિ૦ સ૦ [સં૦ અવઢેકન]** શરીર માથું ઢાંકવું. ૨ પેરેલું હોય તે ઉપર બીજું નાખવું—રાખવું.

**ઓઢવું, ન૦** અથાણાંમાં નાખવાનું ફળ.

**ઓઢો, પુ૦** કંઇ પણ વસ્તુનું જે ઢાંકણ તે. ૨ બળદને ઓઢવા સારુ સીવેલું જે કપડું તે.

**ઓણ, અ૦** આ—ચાલુ વરસમાં.

**ઓણણી, સ્ત્રી૦** ઓરવું તે. જુવારની ઓણણી ચાલી. ૨ ઓરવાનો જે વખત તે. આસોમાં ઘંાની ઓણણી ચાલશે. ૩ ઓરતી વખત જેમાં દાણા લાખવામાં આવે છે તે કાંણાવાળું લાકડું; ચાડું.

**ઓણણી, ઓઢણી.**

**ઓતણી, સ્ત્રી૦** ઓતવું તે. ઓતવાની જે રીત તે.

**ઓતપ્રોત, પુ૦** તાણો વાણો. "બીએ બીબું ભરાતું જાય, ચોદ લોકની નીપજ થાય; થાય ભાત પણ સામરથ પોત, એમ અખા જાણ ઓત પ્રોત."

**ઓતમ, ઉત્તમ.**

**ઓતરંગ, પુ૦** સોભાગવટા ઉપર જે બીજું આડું લાકડું [હોય છે તે.

**ઓતલવું, વિસરવું.**

**ઓતવું, ક્રિ૦ સ૦** કોઇ બીબાં—ઓઠાંમાં રેડવું. ૨ કોઇ ધાતુનો રસ બનાવીને તેનું કોઇ પણ બીજું પાડવું.

**ઓતાર, પુ૦** ધ્રુજાટ. ધ્રુજારો. (માતાનો ઓતાર)

**ઓત્તર, ઉત્તર.**

**ઓથ, સ્ત્રી૦** મદદ; આસરો. ૨ ટેકો; ટેકણ. ૩ છાંયડો. ૪ ઓથો. ઝાડની ઓથમાં ઉભો છે.

**ઓથાર, પુ૦** ચતાં સુતાંથી ને હાથ છાતીપર આવી ગયેથી, સુનારની છાતી બન્ધ થઇ જાય છે અને તેનાથી ઉઠી શકાતું નથી એવો જે બનાવ બનવો તે. (ઓથારે ચાંપ્યો એમ કેવાય છે.)

**ઓથું, ન૦** વચમાં જે ઉભું અથવા આડું પડેલું—રચલું—હોય તે. તે ઝાડનાં ઓથાંમાં ઉભેલો છે. ૨ પડછાયો; ઓજો.

**ઓથો, પુ૦** વચમાં જે ઉભું પડેલું તે. ૨ પડદો. ૩ છાયો. ૪ સહાય; મદદ; ટેકો.

**ઓદન, પુ૦ [સં૦]** રાંધેલા ચોખા; ભાત.

**ઓદર, ઉદર.**

**ઓદારવું, નાગરવું.** [એમાંનો એક.

**ઓદીચ, વિ૦** ગુજરાતી બ્રાહ્મણની એક જાતિ અથવા

**ઓદીચી,** ખોટો વિવેક.

**ઓધ, સ્ત્રી૦** કુળ; વંશ; વેલો; પેઢી; પરીવાર; ઓધવાડો. "ઓધે આકડો ને શાખે ધંતુરો;" "બાળ તારી ઓધ હું તો પોળે જઇશ;" "એનો ઓધજ એવી;" "બધા ઓધે ઉતર્યા."

**ઓધરવું, ક્રિ૦ અ૦** ઉદ્ધાર થવો. ૨ ઉછરવું.

**ઓધવું, ક્રિ૦ અ૦** ગમ પડવી; ગમવું—છોકરી સાસરે ઓધતી નથી, એટલે તેને સાસરે રેવું ગમતું નથી.

**ઓધાન, ન૦ [સં૦ આધાન]** ગર્ભ રેવો તે; મહિના; દાડા (સ્ત્રીને).

**ઓધાર, ઉદ્ધાર.**

**ઓધારવું, ક્રિ૦ સ૦** ઉદ્ધાર કરવો. [રોગ, ગુણ.

**ઓધે ઉતરવું, ક્રિ૦ અ૦** વંશપરમ્પરા ચાલ્યું આવવું—

**ઓધેદાર, ઓદ્ધેદાર.** [(લાકડું ઉંચકતાં.)

**ઓધેલેવું, ક્રિ૦ સ૦** ધકેલવા—ખસેડવાને ખાંધ દેવી.

**ઓદ્ધાવાળું, વિ૦** જેને ઓદ્ધો હોય તેવું.

**ઓદ્ધેદાર, વિ૦** જેને ઓદ્ધો—પદવી—દરજ્જો હોય તે; કામદાર.

**ઓદ્ધો, પુ૦** અખત્યાર; પદવી; દરજ્જો; સત્તા. ૨ ઘોડા ઉપરથી નાનાં છોકરાં પડી ન જાય તેવી રીતની જે તેના ઉપર બેઠક તે.

**ઓપ, પુ૦** ઓપવું તે. ૨ ચળકાટ; તેજી.

**ઓપણી, સ્ત્રી૦** ઓપ. ૨ જેથી ઓપ ચડે તેવું ઓજાર.

**ઓપટી,** જરૂર; અડીવેળા. ૨ અડકાવ. (આપત્તિપરથી.) દુઃખ. 'અડી ઓપટીએ કામ આવે તે મિત્ર.'

**ઓપતું, વિ૦** ચળકતું; સાફ થયેથી પ્રકાશ કરતું; તેજદાર.

**ઓપદાર, વિ૦** ઓપવાળું.

**ઓપવું, ક્રિ૦ સ૦** ઘસીને સાફ કરવું; ચળકે તેમ કરવું.

**ઓબાળ, ન૦** બળતણ.

**ઓભા, સ્ત્રી૦** દુઃખ; પીડા; મુઝવણ. "શોભા એટલી ઓભા."

**ઓભાવું, ક્રિ૦** દુઃખી થવું; મુંઝાવું; સલવાવું.

**ઓમ, પુ૦ [સં૦]** એ શબ્દ, વેદના મન્ત્રોને આરમ્ભે મુકવામાં—બોલવામાં આવે છે. એ શબ્દ, **અ ઉ ને મ** એ ત્રણ મળીને થયો છે. **અ** એટલે પાલન

કરનારી શક્તિ—વિષ્ણુ; ઉ એટલે સંહાર કરનારી શક્તિ (માદેવ) અને મ એટલે ઉત્પન્ન કરનારી શક્તિ; (બ્રહ્મા) એને પ્રણવ પણ કેછે. ૨ એ ત્રણ છે શક્તિ જેની તે બ્રહ્મ.

**ઓય,** અ૦ આશ્ચર્ય અથવા શોકનો શબ્દ; અરે; હાય.

**ઑર,** સ્ત્રી૦ એક કરે તેમ બીજાએ કરવું તે; અડસાયડસી; દેખાદેખી. તેની ઑર કાં કરે છે, તે તો પૈસાદાર છે.

**ઓર,** વિ૦ [હિં] બીજું; અન્ય. ૨ વળી—આડાઅવળા વિચાર. કેતાં ઓર મશ્કરી થાય.

**ઓર,** સ્ત્રી૦ ગર્ભને પોષણ કરનારો તેની એક બાજુએ રેંચલો લોહી વગેરેનો જે ગટ્ટો ગર્ભ બાર નિકળ્યા પછી નકામો થઈ પડેથી બાર આવે છે તે. ૨ તરફ; બાજુ. ૩ કેરી વગેરેને પાકમાં નાખવી તે.

**ઓરકાડ, ઓડકાર.**

**ઓરગણો-ળગાણો,** પુ૦ ભઠ્ઠિયો.

**ઓરઝ્ગો,** પુ૦ કુસ્તીનો એક પેચ—દાવ. ૨ ગપાટો.

**ઓરડી,** સ્ત્રી૦ નાનો ઓરડો.

**ઓરડો,** પુ૦ ઘરનો ચાર પાસ બન્ધિયાર એવો જે કોઇએક ભાગ તે. **ઓરડો કરવો**—સ્ત્રી પુરુષ ઉમ્મરે આવેથી તેઓને જુદાં સુવાડવાં.—**ઓરડા સામું જોવું**-ધન સમ્પતિનો સારો ઉપયોગ ન કરતાં તેને રાખી મુકવી.—**ઓરડે અજવાળું**—પૈસે ટકે ભરપૂર. —**ઓરડે બેસવું**—વિધવાએ ખુણો પાળવો, ઘરમાં બીજા મરદના જોવામાં ન આવે તેમ છુપા રેવું.

**ઓરણી,** સ્ત્રી૦ ખેતરમાં અનાજ ઓરવાનું જે કામ અથવા ઓરવાનો જે વખત તે. ૨ ઓરતી વખત જેમાં દાણા લખાય છે તે કાણાવાળું લાકડું; ચાડું.

**ઓરત,** સ્ત્રી૦ [હિં૦] સ્ત્રી જાત; બાયડી; બૈરી. ૨ ધણિયાણી; વહુ; સ્ત્રી; પત્ની.

**ઓરતો,** પુ૦ **ઓરિયો.** ૨ દાંતે રઝુ ઢાળવો તે.

**ઓલોદોલો,** વિ૦ કોઇને છેતરવામાં અશક્ત; ભોળો; નિષ્કપટી.

**ઓરમાઈ—ન,** વિ૦ [સં૦ અપર માતૃક] અડધાં સગપણવાળું; સાવકું. એક પુરુષની બે સ્ત્રીયોનાં જે છોકરાંઓ તે, એક એકનાં ઓરમાન ભાણ્ડુ કેવાય ને એક સ્ત્રીનાં છોકરાં પોતાનાં બાપની બીજી સ્ત્રીનાં ઓરમાન કેવાય.

**ઓરમું,** ન૦ આટો ભરડેલો સાંતળીને સીરાની પેઠે કરેલો કન્સાર; ત્રણધારી લાપસી.

**ઓરવણી,** સ્ત્રી૦ લુગડાં સુકવવાને અથવા રાખવાને જે વાંસ અથવા દોરી લટકાવી રાખેલી તે; વળગણી.

**ઓરવવું,** ક્રિ૦ ચોમાસામાં ખેતર ન ખેડાણાથી, તે કઠણ થઇ જવાથી, પાણી પાઇને ખેડવું તે.

**ઓરવું,** ક્રિ૦ સ૦ ઉકળતાં પાણીમાં—અધરણમાં અનાજ નાખવું. ૨ ઘણ્ટીના ગાળામાં અનાજ નાખવું. ૩ ખેતરમાં ધાન્ય વાવવું.

**ઓરવો,** પુ૦ લઝરવાર કરવાની જગો.

**ઓરસ,** પુ૦ મુસલમાનનો એક તેવાર.

**ઓરસડી,** સ્ત્રી૦ નાનો ઓરસિયો.

**ઓરસિયો,** પુ૦ સુખડ વગેરે ઘસવાને સારુ જે પથ્થરનો ગોળ કકડો તે. ઓરસિયા જેવું કપાળ એટલે ટીલું—ચાંલ્લા વગરનું સાફ.

**ઓરાડવું, ઓરાઢવું.**

**ઓરાઢવું,** ક્રિ૦ સ૦ કોઇને પેરાવવું. ૨ ઉપરથી ઢાંકવું.

**ઓરિયો,** પુ૦ ગમતી વસ્તુનો ઉપભોગ કરેથી જે સુખ—આનન્દ તે; લાવો; ઓરિયો વિતવો. ૨ નદીનું પાણી માંય આવે તેવો નદીકાંઠે જે કુવો તે.

**ઓરી,** સ્ત્રી૦ છેક નાના સૈયડ; ગોબરું.

**ઓરીયો, લહાવો.**

**ઑરે,** અ૦ અરે.

**ઓરો,** પુ૦ ઓરનાર. ૨ પાસે; નજીક; આતરફ. "ઓરો આવ રે સલુણા પ્રભુ સામળા જો."

**ઓલ,** સ્ત્રી૦ જીભ ઉપર વળગેલી વાસી થૂંક. ઓલ ઉતારવી. ૨ એ થુંક—ઓખાર કાડવાને દાતણની ચીરી વગેરે કઇ હથિયાર તે. ૩ સમ્ભાળ. ૪ શત્રુના કિધેલા કોલકરારપર ભરોંસો ન પડવાથી શત્રુને જેના વના નજ ચાલે તેવું કઇ તેનું માણસ, રત્ન વગેરે પોતાના સ્વાધીનમાં રાખવું તે; ઓલમાં રાખવું.

**ઓલાં,** ન૦ કરાં; ઠરી ગયલું પાણી વરસાદ રૂપે પડે છે તે.

**ઓલા,** ચામડું; ખાલ.

**ઑલાણ,** ન૦ કોસ ખેંચી ચાલનારા બળદોને ઉતરવાનો ઢળતો ખાડો. ઉરું.

**ઓલાદ,** સ્ત્રી૦ [આ૦] જે કુળ—વંશમાં પેદા થયલું હોય તે. ૨ પેદા થયલાં છોકરાં; વંશજ.

**ઓલાવું,** ક્રિ૦ અ૦ હોલાવું.

**ઓલિયું,** વિ૦ ભોળું; સાદું; ગાંડા જેવું; ઓલિયો; ઓલિયેણ.

**ઓલિયો,** ભોળો; કપટ નહિ સમજે તેવો; ટુંકા વિચારનો.

**ઓલું—લ્યું,** સ૦ પેલું; તે. ઓલીમેર—તે તરફ. ઓલે છેડે—પેલે છેડે.

**ઓવણી,** નોછાવર જેવું કરી પૈસા રૂપીયા ઉડાડવા.

**ઓવરણ,** સ્ત્રી૦ વળગણી.

**ઓવારણા,** ન૦ પોતાનાં વાલાંને જોઈ તેને કોઇ દાડો સઙ્કટ ન થાય, થયું હોય તે જાય અને રોજ સુખમાં રે એવો આશીર્વાદ દેતાં અથવા ક્ષેમકુશળ આવ્યું તેના હરખમાં તેની તરફ લામ્બા હાથો કરી તે બે હાથની મુઠીઓ લમણા આગળ રાખી તેના ટાચકા ફોડવા તે; વાલાંને મળવાની રીત—(બૈરાંઓમાં).

**ઓવારવું—ળવું,** ક્રિ૦ સ૦ ઓવારણાં લેવાં. ૨ રેંટીયાની ત્રાંકપરનું સુતર, પરવીટા—ફાળકા ઉપર ઉતારી—વીટી લેવું.

**ઓવારો,** પુ૦ નદી સરોવરનો કાંઠો—કિનારો; બાજુ. ૨ ઘાટ.

**ઓવે,** અ૦ વારુ; ઠીક. ૨ તો; એમ શું?

**ઓશકુંવું,** ક્રિ૦ અ૦ શરમિન્દાં પડવું; ઓસિયાળાં પડી જવું.

**ઓશકુંાવું,** ક્રિ૦ અ૦ શરમાવું; સકોચાવું.

**ઓશિકૂળ,** વિ૦ પાછું પાડ વાળતું થયું હોય તેવી સ્થિતિમાં આવેલું. 'શરીર આપીને થાઉં ઓશિકૂળ.' (ચન્દ્રહાસ આખ્યાન), 'તાં લગી થઇ રેહે એકતાં, જાં લગી ઓશિકળ થાયરે.' (શુ. આ.)

**ઓશિયાળું,** ન૦ ઓસિયાળું.

**ઓષ્ઠ,** પુ૦ [સં૦] ઓઠ.

**ઓસ,** પુ૦ પદાર્થોની સપાટી ઉપર હવામાંથી જે પાણી ઝરી પડે છે તે; ઠાર. ઓસ પડવો. 'જેવું મોતીરે ઓસનું, તેવો સકળ સંસાર.'

**ઓસડ,** ન૦ [ સં૦ ઔષધ] જેણે કરીને રોગ જાય તેવી તજવીજ; ઉપાય—દવા. ૨ જેને ઉપયોગમાં આણ્યાથી રોગ જાય; પુષ્ટી થાય તેવી ચીજ—ઝાડ, પાલો, મૂળિયું, લાકડું, ધાતુ, રસ, રસાયન, માત્રા વગેરે.

**ઓસડવું,** ઉસડવું.

**ઓસડવેસડ,** ન૦ ઓસડ અને તેવુંજ કંઇ બીજું.

**ઓસડિયાં,** ન૦ ઓસડ દાખલ કામમાં આવતી—વપરાતી જે ચીજો તે; ઔષધિ; વનસ્પતી; જડી; જડીબુટ્ટી.

**ઓસણી,** સ્રી૦ ઓસવાનું જે કામ તે.

**ઓસતાદ,** ઉસ્તાદ.

**ઓસરવું,** ક્રિ૦ અ૦ ઓછું થવું; ઘટી જવું; ઉતરવું—પાણી ઓસર્યાં. ૨ સદૂંકાડાવું; પાછું હઠવું; ડરવું. "એમ કહી ગયો સ્પર્શ કરવા, ત્યારે અબળા લાગી ઓસરવા" (નળાખ્યાન). ૩ સકોચાવું, શરમાવું; આઘાં ખસવું. 'અપછરાથી કાં ઓસરો.' (શુ. આ.)

**ઓસરી,** સ્રી૦ ખડકી અથવા ઘરમાં પેસવાની ચાલ; ઘરનો ખુલ્લો ભાગ; પરશાળ. ૨ ઓટલી; ચોતરો.

**ઓસલો કુટવો,** ક્રિ૦ સ૦ કોઇ જીવતાંને નામે કુટવું; નઠારું ઇછવું; બદદુવા દેવી.

**ઓસવાળ,** વિ૦ શ્રાવકની એક જાત અથવા એમાંનો કોઇ.

**ઓસવાઈ જવું,** સંકડાઇને નાનું કદ થઇ જવું.

**ઓસવું** ક્રિ૦ સ૦ અગ્ગીઠીમાં આગની અન્દર કસણાં ઓસવાં. (એ શબ્દ ફકત જુવારને જ લાગુ પડે છે).

**ઓસાણ,** ન૦ હોંસ; રામ; હિમત. 'કરે લઘુલાઘવી પુરુષપુરાણ, જોઇ પંચમલ્લનાં ગયાં ઓસાણ.' (પ્રે.)

**ઓસામણ,** ન૦ ઓસાવીને જુદું પાડેલું જે પાણી તે.

**ઓસાર,** પુ૦ પાણીનું ઉતરી જવું—ઘટવું તે. ૨ ભીંતની જે જાડાઇ તે; ભીંતનું દળ.

**ઓસાવવું,** ક્રિ૦ સ૦ ચોખાને બફાતાં વધેલું ઊનું પાણી ચોખાથી જુદું પાડવું.

**ઓસિયાળું,** ન૦ દેણ; પાડ; ઉપકારથી થયલું જે બન્ધન તે. વિ૦ જેને કોઇનું દેવું હોય તે; જેનાપર પાડ ચડેલો હોય તે; દેણદાર.

**ઓસીંગણ,** વિ૦ ઉપકારી; આભારી; દેણદાર.

**ઓસીકું—સું,** ન૦ અસીસું.

**ઓસીજાળું,** વિ૦ વાપરવામાં આવતું ન હોય તેવું; કચરો જાળાં હોય તેવું. ઓરડો કુવો વગેરે.

**ઓસીસડું,** ન૦ અસીસું એ શબ્દ જોવો. (કવિતામાં).

**ઓસ્ટો,** ભૂતના સપડાવાથી જે માંદગી તે; બારની પીડા;

**ઓહટી જવું,** વિસરી જવું.

**ઓ:હો,** અ૦ આશ્ચર્યસૂચક શબ્દ.

**ઓળ,** સ્રી૦ [સં૦ આલી—અવલી] હાર; પઙ્ક્તિ; ઘણી ચીજોનું એક સીધી લીટીમાં હોવું તે.

**ઓળખ,** સ્રી૦ ઓળખાણ. ૨ અટક; ઓખર ૩ નિશાની; ચિહ્ન.

**ઓળખવું,** ક્રિ૦ સ૦ [સં૦ ઉલ્લોકન] કોઇને વિશે જાણવું; જાણીતા થવું; પિછાનવું. ૨ સમ્ભારી શોધી કાડવું. ૩ પારખવું; સમજવું.

**ઓળખાણ,** ન૦ ઓળખવું તે. ૨ ઓળખી રાખવું તે.

**ઓળખાવું,** ક્રિ૦ સ૦ ઓળખે તેમ કરવું; જણાવવું. ૨ જાહેર થવું; નામ કરવું. ૩ પરખાવું.

**ઓળખીતું,** વિ૦ ઓળખતું હોય તે; જાણીતું.

**ઓળગ,** સ્રી૦ દુવા; આશીર્વાદ; કલ્યાણ ઇચ્છવું. (ખાઇને ઓળગ કરશું). માનતાના ઠરાવેલા દાડા સૂધી નિત્ય નિયમસર દેવ દેવીની પૂજા કરી પગે લાગવું તે. ઓળગપાલક કેવાય છે.

**ઓળગ કરવી,** ક્રિ૦ માનતા માનવી; પાડ માનવો.

**ઓળગવું,** ક્રિ૦ અ૦ ફેરા ખાવા. "અજ ઇન્દ્રાદિક ઓળગે, ઇશ નમાવે શીશ" (રેવાશંકર).

**ઓળઙવું,** કિ૦ સ૦ વચમાંની જગાની પેલીપાસ જવું; કુદવું.

**ઓળમ્બો—મ્ભો,** પુ૦ ભીંત કુઙ્ગર વગેરેનું સીધાપણું, વાંકાપણું સમજવા સારુ ઊંચેથી લટકતો રાખેલો દોરીને છેડે બાંધેલો જે ધાતુનો કકડો તે. ૨ રાવ; ફરિયાદ. "ઓ ગોપવધુ નીત ઉઠીને શા ઓળમ્બા લાવે" (પ્રીતમ). "અબળા ઓળમ્બા લેતીરે, મધુકર માધવને કહેજો." [ચોરવું.

**ઓળવવું,** કિ૦ સ૦ છુપી રીતે ખાઈ જવું—ઉડાવવું;

**ઓળવાવું, ક્રિ૦ અ૦** કોઇએ છુપાવેલું હોય તેવી હાલતમાં હોવું.

**ઓળવું, ક્રિ૦ સ૦** કાંસકીથી સાફ કરવું (વાળ ઓળવા).

**ઓળા, પુ૦** લીલા ચણા. ૨ સેકેલા ચણા (કાઠિયાવાડમાં). ૩ ઘાસનું બળતું કરી તેમાં, લીલા ચણાના છોડ (ચણા સાથે)ની ઝોળી કરી ધરી રાખેથી ટુટી પડી, બફાઇ—સેકાઈ તૈયાર થયલા જે ચણા તે.

**ઓળામણાં, ઓવારણાં.**

**ઓળિયા, પુ૦** એક જાતનું કઠોળ—વાલ.

**ઓળિયાપટ્ટી, સ્ત્રી૦** ચક્કર બેસાડવા સારુ દાટાને વિંટાળેલી લુગડાંની જે પટી તે.

**ઓળિયું, ન૦** આંકણીના આકારમાં વિંટાળેલો જે કાગળ તે. ૨ ટીપણું; પઞ્ચાઙ્ગ.

**ઓળી,** હાર; પઙ્ક્તિ.

**ઓળે ઉતરવું,** નઠારી વસ્તુ—પદાર્થ—માણસના સઙ્ગમાં—છાયામાં—ન જવું. હું તો નઠારાને ઓળેએ ન ઉતરું.

**ઓળે છોળે, વિ૦** સઙ્કોચ વગર; પુષ્કળ; છુટે હાથે (પૈસા વગેરેનો વાવર).

**ઓળો, પુ૦** જે ચીજથી પ્રકાશનો અટકાવ થાય તે ચીજના આકારનું બીજી પાસ જે ઝાંખું પડવું થાય તે; છાયા. ૨ અપવિત્ર વસ્તુની છાયા પડેથી જે ખરાબી થાય તે (અથાણાંને અડકાયેલીનો ઓળો પડયો). ૩ આકાર.

# ઔ.

**ઔ, પુ૦ [સં૦]** મૂળાક્ષરનો ૧૧ મો અક્ષર—સ્વર. **ન૦** ગાય, ભેંસ વગેરે દૂધાળાં જનાવરને પેટની નીચે દૂધ રહેવાની આંચળોની આસપાસની જે જગ્યો તે.

**ઔઠ, વિ૦** સાડાત્રણ. "ઔઠ હાથમાં સહુ કો રમે, જાગ જોગ એટલામાં ભમે" (અખો).

**ઔત્સુક્ય, ન૦ [સં૦]** ઉત્સુકતા; ઉત્સાહ; આતુરતા; ચિન્તા; ચિન્તાતુરપણું; ઉદાસીનતા.

**ઔદાર્ય, ન૦ [સં૦]** ઉદારતા; સખાવત; ધીતાળપણું; દાતૃત્વ. ૨ મોટાપણું; શ્રેષ્ઠતા.

**ઔદાસ્ય, ન૦ [સં૦]** ઉદાસી હાલત; શોક; ગમી.

**ઔદીચ, ઓદીચ.**

**ઔરસ, વિ૦ [સં૦]** પરિણિત સ્ત્રીપુરુષથી ઉત્પન્ન થયલું છોકરું (કાયદાસર ઉત્પન્ન થયલો છોકરો વા છોકરી).

**ઔષધ, ન૦ [સં૦] ઓસડ.**

**ઔષધી, સ્ત્રી૦ [સં૦]** વનસ્પતિ. ૨ ઓસડનો ગુણ ધરાવતી વનસ્પતિ; જડીબુટ્ટી.

# ક.

**ક, પુ૦ [સં૦]** મૂળાક્ષરનો બારમો અક્ષર; ૩૪ માંનો પેલો વ્યઞ્જન વર્ણ. ૨ વાળું; નું. જેમ કે, આ જગત્ પઞ્ચભૂતાત્મક છે એટલે પાંચ તત્ત્વવાળું-પાંચ તત્ત્વનું બનેલું-છે. ૩ પ્રથમ—મુખ્ય હોય તેવું; સાથે. ઇચ્છાપૂર્વક એટલે ઇચ્છા પ્રથમ છે જેને તેવું; ઇચ્છા સાથે, આનન્દ વિષયક વાકય એટલે મુખ્ય વિષય આનંદ છે જેમાં એવું વાકય. ૪ પ્રસઙ્ગે શબ્દને નકામો જોડવામાં આવે છે—જેમ કે, બાલ, દણ્ડ, પુત્રને બદલે બાલક, દણ્ડક, પુત્રક. ૫ શબ્દની પેલાં મુકવામાં આવે છે ત્યારે તેનો અર્થ નઠારું એવો થાય છે—જેમ કે, કપુત, કબુદ્ધિ, કજાત, કજોડ વગેરે—એ ક, સંસ્કૃત કુનો અપભ્રંશ છે.

**કંઇ-કંઇએક, વિ૦ [સં૦ કિઞ્ચિત્]** થોડુંએક; જરાક; લગાર. કંઇ શબ્દ નિરર્થક આંચણી દાખલ પણ વપરાય છે ને અર્થ કાડવા ધારિયે તો કોઇએક એવો નિકળે. "કંઇ સમી સાંજે ચોર પડ્યા, કંઇ—ભાઇ તમે ઊંઘો છો કે જાગો છો."

**કંઇક, વિ૦** કંઇ ના કરતાં પણ વધારે ઓછો અર્થ રાખે છે; જરાક; લેશ; રતિ.

**કંઇનહિ, અ૦** થોડું—જરા જેટલું પણ નહિ. ૨ ફિકર નહિ; અગત જેવું નથી.

**કંઇપણ, અ૦** જરાક; વધારે નહિ પણ કંઇ તો ખરું (જોઇયે—નજ ચાલે તેવો અર્થ રાખે છે).

**કંસારી, સ્ત્રી૦ કણસારી.**

**કઇ, સ૦** કોણ (સ્ત્રી). ૨ કેવી; શી જાતની. કઇ ચોપડી? 'તમને કઇ વઉ ગોરાં ગમશે લાલ.'

**કઇક, વિ૦** કેટલાંએક; ઘણાંએક.

**કઇસણી,** ઘોડાને બાંધવાની ધરણ; કસણ.

**કઉવત, કૌવત.**

**ક-ઋતુ, પુ૦ ક-રત.**

**કકડતું, વિ૦** ઉકળતું; ગરમ (તેલ). ૨ ઇસ્ત્રીવાળું ને તઙ્ગ આવતું (અઙ્ગરખું).

**કકડવું, ક્રિ૦ અ૦** ધુજતાં ધુજતાં અવાજ થવા (ટાઢ અથવા ગુસ્સાથી દાંત કકડે છે). ૨ અતીસેં ગરમ થઇ જવું; ઉકળવું (તેલ કકડી ગયું). ૩ ટાઢથી સઙ્કોચાઇ જવું (શરીર).

**કકડાટ, પુ૦** એવો સમ્ભળાતો અવાજ.

**કકડાવવું, ક્રિ૦ સ૦** કકડે તેમ કરવું.—૧ અવાજ કરવો. ૨ ઉકાળવું; છેક ગરમ કરવું. [હોય તેવું.

**કકડી-ક-કેર, વિ૦** થોડુંક; જરા; છેક નાનો કકડો

**કકડીને, અ૦** ઘણા જોસથી—જોરમાં. કકડીને ભૂખ લાગવી, કકડીને પડવું (દુઃખ).

**કકડો, પુ૦** આખી વસ્તુનો કરેલો એકાદો ભાગ. સોપારી—કાગળ—કપડાં—જમીન વગેરેનો.

**કકડોકોર, વિ૦** નાનો સરખો કકડો અને ભુંકો હોય તેવું (ખાવાનું).

**કકણાટ, પુ૦** કણકણો; કમ્પ. ૨ કણટાળો.

**કકણો-ણાટો,** કણકણો.

**કકરું, વિ૦** કંઇક ખરબચડું.

**કકલવું, ક્રિ૦ અ૦** દુઃખે દીન થઇ બોલવું—માગવું. ૨ રીસમાં બબડવું—ફરિયાદ કરવી. ૩ કાગડાનું બોલવું. ૪ મળસકે કાગડાએ બોલવું.

**કકલાટ, પુ૦** કકલવું તે. ૨ ગોંધાટ; ગરબડ; શોર. ૩ કાળીચૌદસે પેણામાં વડાં સુરણ વગેરે તળવાં તે.

**કકળાટ,** કકલાટ.

**કકળાણ, ન૦** બૂમ; ગોંધાટ. ૨ બૂમ પાડી રડવું તે.

**કકુડો, પુ૦** નાના છોકરાને લાડથી બોલાવવાનો શબ્દ.

**કક્ષ, પુ૦ [સં૦]** કાખ; બગલ. ૨ બાજુ; તરફ.

**કક્ષા, સ્ત્રી૦ [સં૦]** માર્ગ અથવા માર્ગરેષા (ગ્રહ અથવા ઉપગ્રહનો—ની.) **કક્ષાંશ**—માર્ગરેષા ઉપર જે અન્તર સૂચક અંશ—ભાગ તે. પટ—કામળી કુટવી તે.

**કખ, સ્ત્રી૦** એક જાતનો રોગ—છાતીને લગતા ભાગમાં ઝીણી ઝીણી ફોલ્લીઓ થઇ આવે છે.

**કખડમાકડી, સ્ત્રી૦** એક જાતની ખડમાકડી; જીવડું.

**કખાય, (કષાય), સ્ત્રી૦** ક્રોધ, લોભ, મોહ, માન એ ચારેમાંનું પ્રત્યેક (જૈન).

**કગ,** કંઇ; કંઇ પણ. 'કરતા હોય તે કીજીએ, અવર ન કીજે કગ, મુંડી રહી સેવાળમાં, ઉંચા રહી ગયા પગ.'

**કગરવું-લવું,** કરગરવું.

**કગરસ, સ્ત્રી૦** વસ્તુ ચોખ્ખી કરવા સારુ અન્દરથી છોલી કાઢેલી કરચો તે; કરગસ.

**કઙ્ક, પુ૦ [સં૦]** બગલો. ૨ યુધિષ્ઠિર રાજાએ વૈરાટને ત્યાં ગુપ્તવેશે રેવા ધારણ કરેલું નામ.

**કઙ્કણ, ન૦ [સં૦]** કાચની ચપટી અઙ્ગુઠી;—જેના ઉપર સફેત કાંગરા હોય છે તે; કાંકણ.—પણતી વખત કન્યાને હાથે ઘાલે છે. ૨ વરાવલા—વરુણી થયલી એવા બ્રાહ્મણને હાથે જે નાડું બાંધે છે તે. ૩ સુનાં રૂપાનું, કાંડાં ઉપર પેરવાનું જે કાંગરાવાળું ઘરેણું તે.

**કઙ્કર, પુ૦** કાંકરો. ૨ કાંકરી, રેતી સાથે ભળેલી. ૩ નાના પથ્થર.—"નર્મદાના જેટલા કઙ્કર તેટલા શઙ્કર."

**કઙ્કાસ, પુ૦** અણબનાવ; કજિયો; બોલચાલ; લડાઈ. ૨ રડી લડીને માંગવું તે; હઠ; જીદ. કઙ્કાસનું મૂળ એટલે કારણ—પ્રસઙ્ગ—જન—વસ્તુ.

**કઙ્કાસિયું, વિ૦** કઙ્કાસ કરનાર.

**કઙ્કિડો,** કાંકીડો.

**કઙ્કૂ, ન૦ [સં૦ કુઙ્કુમ]** હળદ ટઙ્કણખાર વગેરેની મેળવણીથી થયલો જે લાલ ભુકો તે.—કપાળે ચાંલ્લો, ટીલું, પીયળ વગેરે કરવાના કામમાં આવે છે. એ શુભ કારજમાં જ રુડે ટાણે અને સારા શકુનમાં વપરાય છે. શોકમાં એનો ઉપયોગ થતો નથી. **કઙ્કૂનાં કરવાં** એટલે વિવાહ—વેસવાળ—સારા શકુન કરવા. **કઙ્કૂને પગલે પધારો** એટલે ભારમાં જતા રો. **કઙ્કૂનાં પગલાં,** સારાં—શુભ પગલાં. **કઙ્કુનો ચાંલ્લો,** કાંઇ પણ કામમાં જશ—ફતે. એથી ઉલટું **મેશનો—ગળીનો ચાંલ્લો.**

**કઙ્કૂડો,** કનકવો.

**કઙ્કોડી, સ્ત્રી૦** કણ્ટોલાંનું મૂળિયું. ૨ એક જાતનાં સુગંધીવાળાં મૂળિયાં; કપૂર કાચલી. ૩ કણ્ટોલાંની વેલી. "કાચલીમાં કઙ્કોડી ને વાડકીમાં પાણી, નાનો વર નવડાવા બેઠી સમડી લઈ ગઇ તાણી—લાલ કેમ કરીયે."

**કઙ્કોડું, ન૦** એક જાતનું ફળ. ૨ કણ્ટોલું.

**કઙ્કોત્રી, સ્ત્રી૦** કઙ્કુના છાંટાવાળી શુભ વર્તમાનની પત્રિકા; લગનની કઙ્કોતરી.

**કઙ્કોલ, ન૦** ચિનિકબાલા.

**કઙ્ગણ-ન, ન૦** કાંગરાવાળું સોનાં રૂપાનું કાંડાં ઉપરનું જે ઘરેણું તે.—કઙ્કણ. **કઙ્ગની,—સ્ત્રી૦** કઙ્ગણ.

**કઙ્ગાલ, વિ૦ [હિં૦]** જેની પાસે ખાવા ઓડવાને કંઇ જ ન હોય તે; લાચાર; છેક ગરીબ; દરિદ્રી. ૨ તુચ્છ; હીણું.

**કઙ્ગાલિયત, સ્ત્રી૦** કઙ્ગાલ હાલત.

**કઙ્ગુરા, પુ૦ [ફા૦]** મીનારા ઉપર જે નકસી તે.

**કચ, સ્ત્રી૦** કચકચ. ૨ તકરાર; બોલચાલ; હઠ; જીદ. **[સં] પુ૦** કેશ; વાળ. "પાછળ કચલટ લટકતીરે."(ભા.)

**કચકચ, સ્ત્રી૦** વગર મતલબનું બબડવું તે; નકામું ટાયલું; માથાફોડ. ૨ તકરાર; કજિયો. ૩ પક્ષીનું બોલવું.

**કચકચવું, ક્રિ૦ અ૦** કચકચ કરવી; કંઇક ગુસ્સાથી બોલચાલ કરવી. ૨ કકલવું.

**કચકચાટ, સ્ત્રી૦** કચકચ કરવી તે; બબડાટ; લવારી. ૨ બુમાશોર; ગરબરાટ.

**કચકચાવવું, ક્રિ૦ સ૦** જોર કરીને-કસીને-દાંત પીસીને બાંધવું. ૨ કચકચે તેમ કરવું.

**કચકચિયું, વિ૦** કચકચ કરનાર—વાળું; માથા ફોડિયું.

**કચકડું, ન૦** કાચબાની પીઠનું હાડકું.

**કચડકચડ, અ૦** (દાંતથી) એવો શબ્દ થાય તે.

**કચડવું, ક્રિ૦ સ૦** ડાબી નાખવું; છુંદવું; ભચડવું; ચાંપવું.

**કચડાકચડી, સ્ત્રી૦** પુરતો સમાસ ન હોવો તે; ભિડાભીડ.

**કચડાવું, ક્રિ૦ અ૦** જગાની તઙ્ગીને લીધે શરીરનું ડબાવું; ભચડાવું.

**કચપચ, સ્ત્રી૦** ઘણાં માણસથી જે ભીડ તથા કલબલ તે. છોકરાં છૈયાંની કચપચમાંથી તે બિચારી ક્યાં

પરવારવાની છે? ૨ તકરાર થવી. 'તે બે જણને ખૂબ કચપચ થઇ.'

**કચબડું,** ન૦ કેરીનું ગાબચું.

**કચરઘાણ,** પુ૦ કચરાઇ—છુંદાઇને જે નાશ થયો હોય તે. કચરઘાણ વળ્યો (માણસ-દાણાદુણી—ઉતરડનો).

**કચરવું,** ક્રિ૦ સ૦ કચડવું. **કચરી મારવું**—દુર્દશામાં લાવવું (પૈસા, આબરુ).

**કચરાવું,** ક્રિ૦ અ૦ છુંદાવું; ચમ્પાઇ જવું.

**કચરિયું,** ન૦ ઘાણીમાં પીલાતાં રૂચલા કૂચા (તેલખોળ). જે ઢોરને ખવડાવવામાં આવે છે તે. ૨ કચુમર.

**કચરો,** પુ૦ [પ્રા૦ કચ્છરો] ધૂળ, તણખલાં, પાતરાં વગેરેનો જે ભેળ તે. ૨ કોઇ વસ્તુમાં જે નઠારો વીણી કાડવા જોગ જે ભેળ હોય તે; કસ્તર વગેરે. ૩ ગરબડ; વાંધો (હિસાબનો કચરો). ૪ ચણવાનાં કામમાં આવતો ગારો—કાદવ. **કચરાની ટોપલીમાં નાંખવું**—તિરસ્કારથી—હલકું—નિર્જીવ—નકામું ગણી ફેંકી દેવું.

**કચવાટ,** પુ૦ ચુંથાડો; ગભરાટ; જીવ ઘોળાવો તે; જીવને ઘભરાટ થવો તે (જીવને ઘણો કચવાટ થાય છે).

**કચવાણ,** સ્ત્રી૦ ચુંથાઇ—બગડી જવું તે; ભેળસેળ; ખરાબી. ૨ ગભરાટ; ઇજા; મુસીબત; કચવાટ. ૩ મનની ધારણાને ધક્કો લાગવો તે; મન દુખાવું તે; મુઝવણ. ૪ વચમાં ઘુસવું—પડવું તે; અણ બોલાવ્યાં બોલવું તે.

**કચવાવવું,** ક્રિ૦ સ૦ કોઇ કચવાય તેમ કરવું.

**કચવાવું,** ક્રિ૦ અ૦ મનની ઇચ્છાને સામેથી આચકો લાગવો; જરાક દલગીર થવું. 'પાછું આપતાં જીવ કચવાય છે.'

**કચવું,** વિ૦ સફાઇ વનાનું. ૨ આડું અવળું વળી કંઇ ભેળી નાંખેલું તેવું. તેણે સાથિયામાં કચવું કચવું કરી મુકયું છે.

**કચાટ,** સ્ત્રી૦ કચકચ; નકામી—નિર્જીવ બાબત માટે પુછપરછ કરવું તે. ૨ જીદ.

**કચાટિયું,** વિ૦ કચકચ કરનાર; જીદ્દી.

**ક-ચાલ,** સ્ત્રી૦ નઠારી ચાલ.

**કચિત્રું,** વિ૦ ચુંથી નાંખેલું; ભેળસેળ; કચવું.

**કચિયાણ,** ન૦ ભીડાભીડ.

**કચિયું,** વિ૦ કચ—કચકચ કરનારું.

**કચીઆરો,** પુ૦ જે કુટુમ્બમાં ઘણાં જણાંનાં નાનાં છોકરાં હોય, તેને પણ કચીઆરો કહે છે. એ તો કાચો કચીઆરો મુકીને મરી ગયો છે. ૨ કાચી કેરીને પાકી કરવાને એક સામટી રાખવી તે. 'છ ગાલ્લી કચીઆરો ભર્યો.'

**કચુંદવું,** ક્રિ૦ સ૦ અન્દર પાણી નાંખી ચોળવું (કેળાં વગેરેને).

**કચુકો,** પુ૦ ચિચુડો.

**કચુમર-મ્બર,** સ્ત્રી૦ છેક ઝીણી કકડી કકડી કરી હોય તે (કેરી આદાંની કચુમર). **કચુમ્બર કરવી**—પરણ્યા પછી ગોરવને દહાડે પરણેલાં જોડાએ, ખાજાં વગેરે કોઇ પદાર્થને સાથે બેસી સગાં સંબંધી સમક્ષ ભાંગવો તે.

**કચુરો,** પુ૦ એક વસાણું. ૨ ઝેરકચુરો.

**કચેરી,** સ્ત્રી૦ [હિં૦] સરકારી કામદાર પોતિકા થોડા ઘણા માણસો સાથે જ્યાં બેસી કામકાજ કરે તે ઠેકાણું. ૨ ચાર સારા ગૃહસ્થોનું કામસર મળવું થાય તે.

**કચોરી,** સ્ત્રી૦ એક જાતનો ભોજન પદાર્થ. એ ઘઉંનો લોટ અને અડદ અથવા મગની દાળની મેળવણીથી બને છે.

**કચોલું-ળું,** ન૦ પાણી પીવાનું પ્યાલું—ચલાણું. ૨ ધુપેલ—ફુલેલ કાડવાનું નાનું વાસણ. 'સોના તે કેરાં કચોલડાં, રતન કાસડી છે રાજા રે.'

**કચ્ચાઇ,** કચ્ચાઇ.

**કચ્ચર,** સ્ત્રી૦ કરચ; કકડી.

**કચ્ચરઘાણ, કચરઘાણ.** [અજીરણ.

**કચ્ચાઇ-સ,** સ્ત્રી૦ કાચું હોય તેવી હાલત. ૨ અપચો;

**કચ્ચાં બચ્ચાં,** ન૦ નાનાં નાનાં છોકરાં; છૈયાં છોકરાં; ભુડકસ.

**કચ્ચાબાર,** ત્રણ પાસાનો બારનો અઙ્ક (૬+૫+૧=૧૨). ૨ કોઇ કામ ફતે ન થાય તે (જીતે તે પોબાર).

**કચ્ચું,** વિ૦ [હિં૦] **કાચું.**

**કચ્છ,** પુ૦ [સં૦] કછોટો; કાછોટો; કાછો. ૨ કાચબો. ૩ સીમાડાનો પ્રદેશ; કિનારો; હદ.

**કચ્છપ,** પુ૦ [સં૦] કાચબો. [વસ્તુ વગેરે).

**કચ્છી,** વિ૦ કચ્છ દેશ સમ્બન્ધી—નું(માણસ, ભાષા

**કચ્છો,** પુ૦ કચ્છ (૧ લા અર્થમાં).

**કછવું,** ક્રિ૦ સ૦ કાછ ભીડવો—વાળવો.

**કછોટી,** સ્ત્રી૦ લુંગડાંની ત્રણ વેંત લામ્બી ને ત્રણ તસુ પોળી ચીદરડી; લઙ્ગોટી.

**કછોટીબન્ધ,** વિ૦ જનોઇ દીઠ; ફકત પુરુષ બ્રાહ્મણ જ હોય તેવું (નોતરું). ૨ સ્ત્રીસઙ્ગ કદી કર્યો ન હોય તે; બાળબ્રહ્મચારી.

**કછોટો,** પુ૦ કચ્છ (૧ લા અર્થમાં).

**કઞ્જ,** પુ૦ કમળ. ૨ અમૃત. ૩ બ્રહ્માનું નામ.

**કજર—રા,** પુ૦ [હિં૦] **કાજળ.**

**કજલ,** સ્ત્રી૦ સોકટાની બે પાસાની એક રમત. દાવ નાંખી કજળેલા ઘરથી ત્રિજી સોકટીને કજળેલી સોકટી કુદી બાર જવું.

**કજલો,** પુ૦ એ નામનો પક્ષી.

**કજલવું,** **ક્રિ૦ અ૦** સોકટાંની રમતમાં માચાના ઠેર-વેલા ઘરમાં પેલવેલી જુગ બન્ધાવી, પછી જુગીઆ.

**કજળવું,** ઉપર રાખની ઝારી વળવી; ઢંકાયલું થવું. **કજળાઇ જવું** પણ કેવાય છે (દિવતા કજળ્યો—ળાઇ ગયો).

**કજા,** **સ્ત્રી૦ [આ૦]** સર્જિત; લખિત; નસીબ, ૨ મોત. ૩ આફત; હાણ. (એ શબ્દ નઠારા બનાવવાને જ લાગે છે). જુગતી; તદબીર.

**ક-જાત,** **વિ૦** હીણા—નઠારા ગુણનું; અવિવેકી; ઉદ્ધત. ૨ નીચ કુળનું.

**કજારજાએ,** **અ૦** કજાથી; નઠારાં ભાયગને લીધે. ૨ મરણ થયેથી.

**કજિયાખોર,** **વિ૦** કજિયો કર્યા કરે તેવું; કકાસિયું. ૨ તોફાની; મસ્તીખોર.

**કજીઆદલાલ,** **વિ૦** એની વચમાં કજીઓ કરાવનાર કોઇ ત્રીજું; અવળું સવળું—ખરું ખોટું સમજાવી લડાઇ—કજિયો કરાવનાર; લડાઇ સળગાવી ખસી જનાર.

**કજિયારજિયા,** કજિયા કકાસ.

**કજિયો,** **પુ૦ [આ૦]** રાઢ; કલેશ; કકાસ. ૨ તકરાર; વાંધો; ભાંજગડ. ૩ સામસામી બોલી મારવી તે; મારામારી; લડાઇ. ૪ ઇનસાફ કરવાની બાબત.—કજિયો પતાવવો—માંડી વાળવો એમ કેવાય છે; **કજિયાનું કાલબૂટ**—તકરારી. **કજિયાનું મૂળ રોપનાર**—હર વાતે તકરાર—કજિયો કરનાર.

**ક-જોડ,** **વિ૦** રૂપ, રજ્ઞ ને વિશેષે કદમાં સરખું નહિ તે.

**ક-જોડું,** **ન૦** નાનો વર ને મોટી વહુ એ એનું જે જોડું તે; હિણવરું. ૨ સ્વભાવ રૂપમાં મળતું ન આવે તેવું વર વહુનું જોડું.

**કજ્જલ,** **ન૦ [સં૦]** (આંખમાં આંજવાનો ઘી—દીવેલના દીવામાંથી નીકળેલો કાળો પદાર્થ કાજળ; મેસ.

**કઞ્ચન,** **ન૦ [સં૦]** ચોખ્ખું સોનું. ૨ એ નામનું એક પુષ્પવૃક્ષ. ૩ ધન; દોલત; લક્ષ્મી.

**કઞ્ચની,** **સ્ત્રી૦ [હિં૦]** જે સ્ત્રીનો નાચી ગાઇ ગુજરાન કરવાનો ધન્ધો હોય તે; રામજની.

**કઞ્ચવો,** **પુ૦** કમખો; કાંચળી; કાપડું.

**કઞ્ચાવું,** **ક્રિ૦ સ૦** (સ્ત્રીયે) ભોળવાઇને પરપુરુષની સોબત કરવી—કરાવવી.

**કઞ્ચુક,** **પુ૦ [સં૦]** કમખો; ચોળી. 'સાંધે સાંધે જતા રે છે બેન કઞ્ચુક કો શું કીજિયે.'

**કઞ્ચુકી,** **સ્ત્રી૦ [સં૦]** કાંચળી. **પુ૦** દ્વારપાળ; રણવાસના સ્ત્રીઓના ઓરડાનો નોકર (નાટય શાસ્ત્રમાં).

**કઞ્ચોળું,** **ન૦** સુગન્ધીદાર વનસ્પતિ; સડકચોરાં. ૨ પડઘી વાળો વાડકો; પ્યાલું.

**કઞ્જ,** કમળ.

**કઞ્જુસ,** **વિ૦** જેને હાથે પૈસો છુટે નહિ તે; જે પેટે પણ ખાય નહિ તે; સઠ; બખીલ; સૂમ; કૃપણ.

**કઞ્જુસાઈ,** **સ્ત્રી૦** બખીલાઇ; કૃપણતા.

**કઞ્ઝ-રી,** **પુ૦ સ્ત્રી૦** લામ્બી ડોકનું કાબરચિતરું પક્ષી—ઘણીં, ચણાંના ખેતરમાં વધારે ફરે છે.

**કટ,** **સ્ત્રી૦ [સં૦]** કટિ; કમ્મર; કેડ.

**કટ,** **અ૦** એવો અવાજ થવો તે.

**કટક,** **ન૦ [સં૦]** લશ્કર; ફોજ. 'કીડી ઉપર કટક', 'કટકની હાંલ્લી કટકમાં ડોડવી.' [ટણ્ટો.

**કટકટ,** **સ્ત્રી૦** કચકચ; ટકટક; માથાફોડ. ૨ કજિયો;

**કટકણું-યું,** **વિ૦** જલદીથી ભાગી તુટી જાય તેવું; બડ. (લાકડું).

**કટકિયું,** **ન૦** છાપરી. ૨ માળ.

**કટકો,** **પુ૦** કકડો; કડકો.

**કટલું,** **ન૦** કરાંડીનો ખપેડો; કમાડ વગરનાં ખુલ્લાં બારણાં ઢાંકવામાં આવે છે તે.

**કટલું,** **વિ૦** કેટલું.

**કટાકટ-ટી,** **સ્ત્રી૦** ઘણીજ દુસ્મનાઇ; અતિશય શત્રુવટ. ૨ મારામારી; કાપાકાપી.

**કટાક્ષ,** **સ્ત્રી૦ [સં૦]** ઝટ લઇ વાંકી નજરથી સાન કરી લેવી તે; નેનની અદા. ૨ ગુસ્સા ભરેલી આંખ. કરડી નજર.

**કટાણું,** **વિ૦ [સં૦ કષાયિત]** કલૈ વનાનાં વાસણમાં ખાટો પદાર્થ ભર્યાથી એનો (કાટના પાશથી) જે નઠારો સ્વાદ થાય તે. ૨ કણ્ટાળા ભરેલું; ન પાલવ્યાથી કરચલીવાળું થયલું (મોડું). 'મોઢું કટાણું કરીને મૃગનેણી ચાલી.' ૩ નરસું ટાણું; કવખત.

**કટાર-રી,** **સ્ત્રી૦ [હિં૦]** બેપાસ ધાર અને છેડે ટોંચ એવું મૂઠ ભેરવીને મારવાનું એક નાનું હથિયાર.

**કટાવ,** **પુ૦** કટિબન્ધ (૨ જા અર્થમાં).

**કટાવવું,** **ક્રિ૦ સ૦** કાટ ચડે તેમ કરવું.

**કટાવું,** **ક્રિ૦ અ૦** કાટ ચડવો. ૨ કટાણું થવું; કપાવું.

**કટાસરી,** સ્ત્રીનું ઘરેણું.

**કટિ,** **સ્ત્રી૦ [સં૦]** કમ્મર; કેડ.

**કટિબન્ધ,** **પુ૦ [સં૦]** કમરપટો; કન્દોરો. ૨ એ નામની એક કવિતા રચના.

**કટિમેખલા,** **સ્ત્રી૦ [સં૦]** સ્ત્રીઓનું કમ્મરે બાંધવાનું ઘરેણું. કંદોરો પુરુષનો અને સ્ત્રીની શેર. 'કાડેલી રાત્રે કટિમેખલાને.' [દોરો; કંદોરો.

**કટિસૂત્ર** **પુ૦ [સં૦]** કેડે બાંધવાનો સુતર—રેશમનો

**કટિસ્નાન,** **ન૦** પગથી તે કમ્મર લગીજ માત્ર નાવું તે.

**કટીક,** જરાક; લગાર.

**કટુવચન,** **વિ૦ [સં૦]** કડવું વચન; સામાને દુઃખ લાગે એવું વચન.

**કટુક, વિ૦** કડવું. (ભાષણ.)
**કટુતાઇ, સ્ત્રી૦** કડવાસ.
**કટેરો, પુ૦** હદને સારૂ લાકડાંનાં ડાંગાથી અથવા ક્ષોડાંના સળિયા—ગજથી કરેલો જે આકાર તે. ૨ ગોખ; ઘરના માળનો બાર પડતો જે ભાગ તે; ઓટલાની કિનાર. ૩ ઓઢીંગણ. ૪ [હિં૦] પોલા મોંનું ધાતુ કે લાકડાંનું પ્યાલું. (ભાંગ પીનાર—ભીક્ષા માંગનારનું.)
**કટોરી, સ્ત્રી૦** વાડકી; પ્યાલી. ૨ સોનાં રૂપાં અથવા પિત્તળનાં પતરાં ટીપીને નાની નાની બનાવેલી તુએરની દાળ જેવડી ચળકતી જે ટપકાંયો તે; તારા ટપકી; ટીકી. [જે વાસણ તે; પ્યાલો.
**કટેરો, પુ૦** [હિં૦] પોળા મોડાંનું પડઘીવાળું પીવાનું
**કટ્ટું, વિ૦** વેર લેવાને અતીસ આતુર હોય તેવું; ઘણુંજ ખારીલું—કટ્ટો દુશ્મન. ૨ આકરું; બારીક (વખત).
**કઠ, પુ૦** સાદડાંની ગુણ જેમાં વેચવાનાં સોપારી ભર્યાં હોય છે તે. ૨ ગોળ આમલી ને બાફેલી કેરી તથા ગોળને પાણીમાં ચોળી ઉકાળેલું જે રગડ તે. ૩ પાણીમાં આમલી ચોળી તેમાં જુવાર—બાજરી—ચોખાનો લોટ નાંખી ઉકાળેલું તે.
**કઠણ, વિ૦ [સં૦ કઠિન]** જેને કાપવું અથવા જેની અન્દર પેસાડવું મુશ્કેલ થઇ પડે તે; પોચું નહિ તે; સકત; મજબુત; મક્કમ. (પથ્થર). ૨ સમજાય નહિ —કરાય નહિ તે; અઘરું. (ગ્રન્થ; કામ). ૩ ઉપાય ચાલે નહિ તેવું. (તે બચવો કઠણ છે). ૪ કંઇ અસર ન થાય તેવું. (કઠણ છાતીનું). ૫ કપરું; આકરું; બારીક. (હવે કઠણ વખત આવ્યો). ૬ દુઃખ લાગે તેવું; કડવું (ભાષણ). ૭ નબલો દાડો (કઠણ રેખા).
**કઠણાઇ, સ્ત્રી૦** કઠણપણું.
**કઠરાઇ, સ્ત્રી૦** અકળામણ; અમુઝણ.
**કઠવું, ક્રિ૦ અ૦** ઘણીજ ગરમી પડવી; ઘામ થવો. આજ બહુ કઠે છે એટલે ઘામ—ઉકળાટ થાય છે.
**કઠવો, વિ૦** નડનાર; ડક્નાર. (પગનો જોડો).
**કઠવો, પુ૦** તેલનું વાસણ.
**કઠામ, કઠેકાણું. વિ૦** નઠારી જગ્યા; નઠારું ઘર. ૨ આબરુ વગરનું કુટુમ્બ. ૩ શરીરનો ગુપ્ત ભાગ. "કઠામ ગુમડું ને સસરો વૈદ."
**કઠારો, પુ૦** ઘામ; ઉકળાટ; ગરમી પડવી તે.
**કઠિન, વિ૦ [સં૦]** કઠણ.
**કઠિનતા વિ૦ [સં૦]** સખતપણું; દઢપણું; ૨ ઘાતકીપણું; હૃદયનું સખતપણું. [ ભારી વેચનારો.
**કઠિયારો, પુ૦** લાકડાં વેરનારો, ચિરનારો: ૨ લાકડાંની
**કઠે, અ૦** કયાં. 'અઠેકઠે' (મારવાડી શબ્દ).

**ક-ઠેકાણું, ન૦** ઘણીજ કુમળી—નાજુક જગા (શરીરની). ૨ છાની ઢાંકી રાખવાની જગા; ઇન્દ્રી અથવા ઇન્દ્રીની પાસેની જગા.
**કઠેડો, પુ૦** કટેરો.
**કઠેરો, પુ૦** કટેરો. ૨ માલ ભરી લઇ જવાનું મોટું ગાડું.
**કઠોડી, સ્ત્રી૦** નાનું કઠોડું.
**કઠોડું, ન૦** એક અથવા વધારે ખાનાની લાકડાંની, રાંધવાના મસાલા અથવા અથાણું ભરવાની જે પેટી તે. એ ગોળ કે ચોરસ હોય છે. [ ભાગ.
**કઠોડો, પુ૦** બેસવાનો ગોખ; કટેરો. ૨ વાણનો પાછલો
**કઠોદર, ન૦** પેટમાં થતી એક ગાંઠ.
**કઠોર, વિ૦ [સં૦]** કઠણ; કડવું; સકત લાગે તેવું—(ભાષણ). ૨ નિર્દય; ઘાતકી (માણસ).
**કઠોરતા વિ૦ [સં૦]** મનનું સખતપણું.
**કઠોળ, ન૦** જે અનાજની બે ફાડ થઇ શકે—જેની દાળ પડે તે (મગ, ચણા, વાલ વગેરે).
**કઠ્ઠણ, વિ૦** કઠણ.
**કડ, અ૦** એવો થતો અવાજ.
**કડ, સ્ત્રી૦** કેડ. ૨ ગણતરી બન્ધ વેચાતી વસ્તુના સેંકડા ઉપર ખરીદદારને જે જાસ્તી મળે છે તે. ૩ કરડ.
**કડક, વિ૦ [આ૦]** અદક પાંસળી; ઘેલછાવાળું.
**કડક, ન૦** કડકિયાં.
**કડક, વિ૦** પૂરું બફાયલું નહિ તેવું; કાચું. ૨ જેની પાસે કંઇ ન હોય તે; ખાલી. ૩ ભૂખ્યું; અપ્પાસી. ૪ સખત (બોલનારો). (ભાષણ, વિચાર).
**કડકડ, અ૦** એવો થતો શબ્દ—નગારાં વગેરેનો.
**કડકડતું, વિ૦** કડકડ એવો અવાજ કરતું—(ખાવાનું—અક્કુરખું). ૨ ઉકળતું; ઘણું તપી ગયલું.
**કડકડવું, ક્રિ૦ અ૦** એવો અવાજ કરવો. ૨ ઉકળવું.
**કડકડાટ, અ૦** સફાઇથી; આચકો ખાધા વના; એક સરખી રીતે (તેણે કડકડાટ વાંચ્યું).
**કડકડાવવું, ક્રિ૦ સ૦** એવો અવાજ થવો. ૨ ઉકાળવું. **વિ૦** ૩ ધમકાવવું (તેણે કડકડાવીને લીધો).
**કડકડાટ, વિ૦** સફાઇથી ધોયલું (અક્કુરખું). ૨ ઘણી જ સફાઇથી વાંચેલું.
**કડકડીને, અ૦** ઘણા જ જોરથી; જોશમાં; સપાટાબન્ધ.
**કડકણું, વિ૦** કરડકણું.
**કડકબઝાલી, વિ૦** લુગડાં લત્તાંથી અથવા બોલવાથી ઘણો ધોતાળ લાગતો પણ પાસે કંઇજ નાણું ન હોય તે. ૨ ઘણો કંજુસ.
**કડકિયાં, ન૦** મરદને કાને પેરવાનું મોતીનું ઘરેણું; વાળા; મોતી.—સોનાંના બે તારમાં બે અથવા ત્રણ મોતી ઘાલેલાં હોય તે.

**કડકી,** **વિ૦** નાના કડકા જેટલું.
**કડકો,** **પુ૦** કકડો.
**કડકોચલી,** **સ્રી૦** **કરચલી.**
**કડખે,** ડફના જેવું એક વાજું.
**કડચ,** **સ્રી૦** **કરચ.**
**કડચલી,** **સ્રી૦** **કરચલી.**
**કડછી,** **સ્રી૦** હલાવવાના અને પીરસવાના કામમાં આવતું, છેડે વાડકીવાળું લામ્બી દાંડીનું લોડા, ત્રાંબા કે પિત્તળનું જે વાસણ તે.
**કડછો,** **પુ૦** મોટી કડછી.
**કડડડ,** **અ૦** ઝાડના પડવાથી થતો અવાજ. ૨ આકાશમાં ઉપરા ઉપરી જે ગર્જના થાય છે તે.
**કડદો,** **પુ૦** ધડાડો; કાટલું. તે સો આપવાનો હતો પણ પાછવાડેથી તેણે કડદો કર્યો.
**કડપ,** **પુ૦** હાક; ત્રાસ; ભાર; કરબ.
**કડપલું,** **ન૦** મગ, તુવેરના છોડ તથા કપાસની કરાંઠી કાપી ખેતરમાં થોડે થોડે અન્તરે જે ઢગલી વાળવામાં આવે છે તે. ૨ ચોંટેલા ભાત ખિચડી વગેરેનો પોપડો.
**કડબ,** **ન૦** એક જાતનો ઢોરનો ચારો—જુવાર બાજરીના જે સુકાઇ ગયલા સાંટા તે. ૨ કરબ; હાક.
**કડલી,** **સ્રી૦** નાનું ને પાતળું કલ્લું ૨ સોનીનું એક રાચ.
**કડલું,** **ન૦** **કલ્લું.**
**કડવાટ,** **સ્રી૦** કડવાસપણું [કડવાટતાં રેવું).
**કડવાટવું,** **ક્રિ૦ સ૦** કડવું ઓસડ પાવું (બાળકને તો
**કડવાસ,** **સ્રી૦** કંઇક કડવો સવાદ.
**કડવી,** **સ્રી૦** એક જાતની વેલી.
**કડવું,** **ન૦** એક આખાં આખ્યાનનો અક્રેકો જે ભાગ તે;—પછી નાનો મોટો ગમે તે. કડવાંની બદ્ધી કડીયો એક જ રાગમાં ગવાય છે.
**કડવું,** **વિ૦** એળિયા ઇન્દ્રજવ વગેરેના સવાદ જેવું તે. ૨ પસન્દ ન પડે તેવું; અપ્રિય. (ભાષણ). ૩ કડવું ઝેર—અકારું; અલખામણું; કણ્ટાળો ઉપજાવનારું. **કડવી આંખ**—ગેરમેરબાની; નાપસંદગી. **કડવી જીભ**—બીજાને દુઃખ લાગે તેવું બોલવું.
**કડવું,** કરડવું.
**કડસલો,** **પુ૦** પડભીતિયું.
**કડા,** **પુ૦** એક જાતનું ભાત. કડાના **ચોખા.** ૨ ઇન્દ્રજવનું ઝાડ.—**કડાના ફુલ** (ફડી રાઇતાં વગેરેમાં કામ આવે છે). **કડાછાલ**—ઇન્દ્રજવનાં ઝાડની છાલ (એક ઓસડીયું).
**કડા-ઈ,** **સ્રી૦** [**સં૦ કટાહ**] ઉકાળવાનું—તળવાનું—લોડાં—પિત્તળનું જે વાસણ તે.—એને ઝાલવાને બે પાસ કડાં હોય છે; કઢાઇ. કડા મોટી ને કડાઇ નાની.
**કડાક,** **અ૦** એવો થતો અવાજ.
**કડાકડ,** **અ૦** એમ થતો અવાજ.
**કડાકડી,** **સ્રી૦** એક બીજાનામાં એક બીજાથી સરસ થવાનો જે જોસ્સો તે; હોસાતોસી; સરસા સરસી. ૨ દુશ્મનાઇ; શત્રુવટ. ૩ મારામારી; કતલ. ૪ દાતણ પણ નહિ તેવી લાંઘણ.
**કડાકુટ,** **સ્રી૦** માથું દુખવા આવે તેવી જે મેનત તે. ગભરાઇ જવાય—જલદીથી રસ્તો ન સુઝે તેવી રીતનું જે કામ તે. [તેવું (માણસ—કામ).
**કડાકુટિયું,** **વિ૦** માથું ફોડાવ્યાં કરે—કણ્ટાળો આપે
**કડાકો,** **પુ૦** એવો એકાએક થતો જે અવાજ તે. ૨ આખો દહાડો ભૂખ્યા રેવું તે; અપવાસ; લાંઘણ.
**કડાબીડ,** **અ૦** ધમધોકારે; જોસમાં; સપાટાબન્ધ.
**કડાબીન,** **સ્રી૦** નાની બન્ધુક, જે ઘોડેસ્વાર રાખે છે તે.
**કડાયું,** **ન૦** મોટી કડાઇ.
**કડાવું,** **ક્રિ૦ અ૦** જવું; દૂર થવું. તું અહીંથી કડા.
**કડિબન્ધ,** **વિ૦** જેમાં કડીઓ એક પછી એક એમ વળગાડેલી હોય તેવું.
**કડિયું,** **ન૦** અઙ્ગરખું (કેડલગી આવે તેવું).
**કડિયો,** **પુ૦** ઇંટ ચૂનાથી ભીંત વગેરે ચણે તે.
**કડી,** **સ્રી૦** કોઇ પણ ધાતુનો થોડો અથવા ઘણો વાળેલો જે પાતળો કકડો તે; આંકડી. ૨ કોઇ પણ ધાતુની સળીનો ગોળ વાળેલો આકાર તે; નાનું કડું. ૩ આખ્યાનમાં અથવા ગીતમાં, ચાર ચાર અથવા બે બે ચરણનો જે કકડો તે. ૩ લાકડાંનો લામ્બો સોટો.
**કઢી,** **સ્રી૦** [**સં૦ કઢ્વર**] ચણાનું અથવા ચોખાનું વેસણ ચોળી મીઠું મરી હળદ વગેરે મસાલો નાખી ઉકાળેલી જે છાસ તે.
**કડીતોડ,** કડી—સાંકળને એક સપાટે તોડી નાખે તેવું (પાણી વગેરે). ૨ રકમે રકમ દાખલ કરી હોય તેવો (હિસાબ). ૩ જોશવાળી; ભારે (મેનત).
**કડીમાલી,** ચોકડું; લગામ.
**કડું,** **ન૦** ગોળ વાળેલો ધાતુનો જાડો કકડો. ૨ મન્ત્રીને કોઇ પણ ગોળ વાળેલી જે ચીજ તે. ૩ સોનાં રૂપાનું ગોળ વાળેલું ઘરેણું. ૪ (આતશબાજીનું). ૫ (ખાંડનું).
**કડુ,** **વિ૦** **કડવું.** [વપરાય છે.
**કડુ,** **પુ૦** એક જાતનો ઘણો કડવો છોડ—ઓસડમાં
**કડુચું,** **વિ૦** જરાક કડવું; કડવાસવાળું.
**કડે,** **અ૦** પાસે; સોડે. ૨ તરફ; ભણી.
**કડેધડે,** **અ૦** કડાબીડ; ધુમધોકારે; સપાટાબન્ધ.
**ક-ડોળ,** **વિ૦** ડોળ—ઘાટ વનાનું; બદસુરત.
**કઢાકી,** **સ્રી૦** મિજાજ, તોર. ૨ જે કેવું હોય તેથી ઉલટું—મજાક—ઠપકામાં કેવું.

**કડૂડિખાવું,** કરડીખાવું.

**કડૂડું,** વિ૦ કરડું.

**કડૂડો,** પુ૦ કરડો.

**કઢંગો,** પુ૦ નઠારી ચાલ—વર્તણૂક—રીત.

**કઢંગું,** વિ૦ નઠારી રીતનું—ચાલનું; આડું અવળું; કોઇ પણ રીતે નીમસર નહિ તેવું. ૨ બેડોળ; બદસુરત.

**કઢણ,** સ્ત્રી૦ પાડ—ખડકની જે સીધી કોરણ તે; [ઉભી ટેકરી.

**કઢવું,** ક્રિ૦ સ૦ ઉકાળવું.

**કઢા-ઇ,** કડાઈ.

**કઢાણું-કઢિયલું,** વિ૦ બહુ ઉકાળીને જાડું કરેલું. "કઢિયેલાં દૂધ તે કોણ પીશે."

**કઢાપો,** પુ૦ બફારો; ધામ. ૨ શોક; દલગીરી. ૩ કઢી.

**કઢાયું,** ન૦ કડાયું. કઢાયાં એ બહુવચન.

**કઢારો,** પુ૦ ઉધડ ઇજારો; ઉછીકો વેવાર.

**કઢી,** સ્ત્રી૦ કઢી. [છે તે; મોટો પેણો.

**કઢેલું,** ન૦ માટલાનો નીચલો ભાગ જેમાં કંઇ સેકે

**કણ,** પુ૦ [સં૦] અનાજના દાણા. "કણના મણ થાય." ૨ અનાજના છેક ઝીણા ભાગ જેટલું જે કંઈ તે; કરચ; ઝીણી કકડી; રજ; પરમાણું. ૩ બ્રાહ્મણ, ભીખારીને જે શેર અચ્છેર દાણા આપવા તે (મારાજને કણ કરાવ).

**કણક,** કણેક. ૨ કણ (૩ જા અર્થમાં).

**કણકણ,** અ૦ એવો થતો અવાજ.

**કણકણા,** પુ૦ ભય શોક વગેરે કારણથી અથવા વેળાએ શરીરમાં વિક્રિયા થયાના કારણથી ઓચિન્તી જે ધ્રુજારી થઇ આવવી, રૂઇ જવી, વળી થઇ આવવી તે. ૨ કણ્ટાળો.

**કણકણાટ,** પુ૦ એવો થતો અવાજ. ૨ કણકણા.

**કણકણો,** પુ૦ કણકણાનું એકવચન. ૨ ટાઢિયા તાવનો શરીરમાં પ્રવેશ થવો તે.

**કણકી,** સ્ત્રી૦ ભાત—ડાંગેર ખાંડતાં ભાગી ગયલા ચોખાનો જે ઘણો ઝીણો ભાગ તે.

**કણજરો,** એક જાતની ભાજી.

**કણજિયું-ઝિયું,** ન૦ કણજીનાં બીજનું તેલ—ખસ ખુજલી ઉપર ઓસડ દાખલ લગાડવામાં આવે છે.

**કણજી-ઝી,** સ્ત્રી૦ એક જાતનું ઝાડ.

**કણદિયો,** પુ૦ કાંગરાવાળું રૂપાનું સ્ત્રિયોને હાથે ઘાલવાનું ઘરેણું.

**કણપીઠ,** સ્ત્રી૦ જે ઠેકાણે અનાજ વેચાતું હોય તે; દાણાબજાર.

**કણબી,** વિ૦ શૂદ્રની એક જાત—એઓ ઘણું કરીને ખેતીવાડીનું કામ કરે છે.

**કણવટ-ટિયું,** ન૦ બ્રાહ્મણને દાનમાં આવેલું અનાજ; એકઠું થઇ ગયલું જુદી જુદી જાતનું અનાજ.

**કણવીર,** ન૦ એક જાતનાં ફુલનું ઝાડ.

**કણવું,** ક્રિ૦ અ૦ દુઃખ—ટાઢ વગેરેથી ઊં ઊં કર્યાં કરવું. 'કીકાએ કાલ આખી રાત કણ્યાં કીધું.'

**કણસ,** ન૦ [સં૦ કણિશ] જુવાર બાજરીના સાંઠા ઊપર પેદા થતો અનાજનો જે દોડો તે; કસણું; ડુંડું.

**કણસલું,** ન૦ કણસ; અનાજનું ડુંડું.

**કણસારી,** સ્ત્રી૦ એક જાતનું જીવડું. ૨ કણસારાની સ્ત્રી.

**કણસારો,** પુ૦ [સં૦ કાંસ્યકાર] તાંબું, પિત્તળ વગેરે ધાતુઓના ઘાટ ઘડનારો—વેચનારો. એ વાંસણને કલૈ પણ દે છે.

**કણસું,** કણસ.

**કણિકા,** સ્ત્રી૦ [સં૦] છેક ઝીણો જે કણ તે. ૨ જરાક, થોડું. 'પરસાદની કણિકા.'

**કણિયારો,** બાજરીને ખાંડીને છાશમાં રાંધે છે તે.

**કણિયું,** ન૦ ગોદડું.

**કણિયો,** પુ૦ અનાજનો ધન્ધો કરનારો; દાણા વેચનારો.

**કણી,** સ્ત્રી૦ છેક ઝીણો જે કણ તે. ૨ હીરાની છેક ઝીણી કકડી—કરચ. ૩ તેલ અથવા ઘીમાં કંઇ વસ્તુ તળી કાઢયા પછી જે અન્દર ઝીણી ભુકી રે છે તે—મુઠિયાં અથવા ભજિયાં વગેરેની. ૪ પગને તળિયે કાંટો ભાંગી રયાથી તેની ઊપર કઠ્ઠણ ચામડી બાઝે છે તે; કપાસી.

**કણુ,** પુ૦ કણ (૨ જા અર્થ સુધી).

**કણેક,** સ્ત્રી૦ ભિજવેલો લોટ—આટો. ૨ ભિખારીને જે અન્ન આપે છે તે.

**કણેતું-ણાયતું,** ન૦ દરબારમાંથી દર માસે મળતા દાણા.

**કણો,** પુ૦ થોડા દિવસનું જન્મેલું, વેંત દોડ વેંતનું લામ્બું ને પાતળું જે સાપનું બચ્ચું તે (ગાયનો વાછરડો તેમ સાપનો કણો).

**કણોજી,** ન૦ કાંદાનાં બી.

**કણ્ટક,** પુ૦ [સં૦] કાંટો (બાવળિયા વગેરેનો). ૨ નડનારું તે. વિ૦ જ્યાં કંઇ મનમાન્યું ખાવા પીવાનું ન મળે તે; દરિદ્રી (દેશ). ૨ દુઃખદાયક; માથું ફોડવનાર; જેનું નડતર હોય તે.

**કણ્ટકીઆ,** વિ૦ કણ્ટિયા.

**કણ્ટલ,** ન૦ [સં૦] બાવળનું ઝાડ.

**કણ્ટવાડ,** સ્ત્રી૦ કાંટાની વાડ.

**કણ્ટાળવું,** ક્રિ૦ અ૦ કાંટા સરખું દુઃખ દેતું સમજવું; નાપસન્દ પડયું—ન ગમ્યું હોય તેવું દેખાવું. ૨ બેજાર—દુઃખી થવું. ૩ આળસી—થાકી—હારી જવું.

**કણ્ટાળો,** પુ૦ નાપસન્દ પડવું તે; કાંટા સરખું લાગવું તે. ૨ ચીડ; ધિક્કાર. ૩ એક જાતનું કાંટાનું ઝાડ.

**કણ્ટિયા-ણ્ડિયા, વિ૦** થોડું ઘી ઘાલેલા—ગળ્યું પકડે તેવા (લાડુ).

**કણ્ટિયા, પુ૦** જમી આવ્યાને બીજે દાડે નકોડો ખેંચી કાઢવો તે; લાંઘણુ.

**કણ્ટી, સ્ત્રી૦** ભાત ઘઊં વગેરેના છોડ ઉપર અનાજનો જે દોડો અથવા લટર તે. ૨ લીલું—તાજું ભાત (કણ્ટીના પૌંઆ).

**કણ્ટીવાળો, પુ૦** રાંધવાનાં વાસણ બળી ન જાય તે સારુ તેને બારથી લગાડેલો માટી રાખનો જે લેપ તે.

**કણ્ટું, ન૦** વિઆયા પછી ગાય ભેંસનું બે ત્રણ દિવસ લગી નિકળતું જે કાચું જાડું દૂધ તે; ખરેટું.

**કણ્ટું, વિ૦** ક્રોધી; મિજાજી.

**કણ્ટુડિયા,** બાળકને રમવાની નાની કુલ્હી જેવડી કોઠી.

**કણ્ટોલી, સ્ત્રી૦** એક જાતની વેલી—જેને કણ્ટોલાં આવે છે તે.

**કણ્ટોલું-ળું, ન૦** એક જાતનું ફળ—શાખ. એ લમ્બગોળ ને કાંટાકાંટાવાળું હોય છે.

**કણ્ટોળ,** કણ્ટોળીનાં મૂળનો ભૂકો.

**કણ્ઠ, પુ૦ [સં૦]** બે ખભાની વચમાંનો, દાઢી સુધીનો શરીરનો જે અવયવ તે. એમાં ખોરાક અને હવા જવાની નળિયો છે; ગળું; ડોક; કોટ. ૨ એ અવયવમાં, બાર ઝૂલી પડતો જે ગઠ્ઠો તે; ઘાંટી; હડિયો. ૩ સાદ; અવાજ; સૂર; શબ્દ; ઘાંટો; ગળું; ગળી. ૪ કાંઠલો. **કણ્ઠે પ્રાણ આવ્યા**—મરવાની તૈયારી થઇ—અન્ત આવ્યો. ૨ છેક ધભરાઈ ગયો—ન ચાલ્યું. તે તો મારે કણ્ઠે છે: તે તો મારે મોડે છે. **કણ્ઠ ફુટવો**—ઘાંટી ફૂટવી. ૨ પક્ષીને કાંઠલો આવવો. **કણ્ઠ બન્ધ થવો**—ગળાંમાંથી દમ લેવાતો બન્ધ થવો—**કણ્ઠ રૂંધાવો.** ૨ તકરારમાં હારવું; નિરુત્તર થવું; જવાબ ન આપી શકાય તેવું થવું. **કણ્ઠે કરવું**—મોડે કરવું; મુખ પાઠ. **કણ્ઠે કાંટા પડવા**—તરસથી ગળું સુકાઇ જવું. "કણ્ઠે તો કાંટા પડ્યા, મુખે પડીઓ શોષ." (પ્રેમાનન્દ.) **કણ્ઠે પ્રાણ**—મોટી આફત; મુશીબત; આનાકાનીથી કોઇ કામ કરવું; જીવ જવા જેવી સ્થિતિમાં આવવું. "દુર્યોધનનું પ્રાક્રમ બહુ જાણ, ભીમના આવ્યા કણ્ઠે પ્રાણ." (ભાઉ).

**કણ્ઠમણિ, પુ૦** કણ્ઠે ઘાલેલો મણિ. ૨ ઘાંટી, હડિયો. ૩ ઘણી જ વાલી વસ્તુ.

**કણ્ઠમાધુર્ય, ન૦** ગળાંની—સાદની—અવાજની મિઠાસ.

**કણ્ઠમાળ, સ્ત્રી૦** કોટમાં ઘાલવાની જે માળા તે. ૨ ગળાં ઉપર જે એક જાતનું દરદ સાપને આકારે થઈ આવે છે તે.

**કણ્ઠસ્થ, વિ૦ [સં૦]** કણ્ઠમાં રહેલું. ૨ કણ્ઠથી બોલાતું. ૩ મોઢે; પાઠે; જીભ ઉપર.

**કણ્ઠસ્થાન-ની, વિ૦ [સં૦]** કણ્ઠ છે સ્થાન જેનું એવા; વિશેષે કણ્ઠથી બોલાતા: અ, ક, ખ, ગ, ઘ, હ અને વિસર્ગ (:).

**કણ્ઠસ્નાન, ન૦ [સં૦]** ગળાં સુધી નાવું તે. (માથે નહિ).

**કણ્ઠાગ્ર, વિ૦ [સં૦]** મોઢે; પાઠે.

**કણ્ઠાર, સ્ત્રી૦** દરિયાનો કાંઠો—કિનારો.

**કણ્ઠાવરોધ, પુ૦ [સં૦]** કણ્ઠનું બન્ધ થવું—રુંધાવું તે.

**કણ્ઠાળ, સ્ત્રી૦** વાસણ ભરવાનો કોથળો. ૨ દરિયાનો કાંઠો. ૩ ઘોડાપર ભાર ભરવાની ગુણ.

**કણ્ઠી, સ્ત્રી૦** ડોકે—ગળે ઘાલવાનું છાતી તરફ લટકતું રે'તું સોનાં મોતીનું જે ઘરેણું તે. ૨ ગળાં આગળના અઙ્ગરખાના ભાગ ઉપર જે શોભીતી સીવણ તે. 'કણ્ઠીદાર અઙ્ગરખું.' ૩ ગુરુએ ઉપદેશ કરી શિષ્યને કોટે બાંધેલી તુળસી સુકેડ વગેરેની જે માળા તે. **કણ્ઠી બાંધવી**—ગુરુ પાસે ઉપદેશ લઈ તેની નિસાની દાખલ કોટમાં કણ્ઠી ઘાલવી; શિષ્ય થવું. ૨ ઉપદેશ કરવો; શિષ્ય કરવો; ચેલો મુંડવો. ૩ પોતાના ગુણ દોષ જેવું બીજાને બનાવવું.

**કણ્ઠીબન્ધ, વિ૦** જેણે ગુરુની કણ્ઠી બાંધી હોય તે. 'વલ્લભી ધર્મમાં કણ્ઠીબન્ધ સેવકો ઘણા છે.'

**કણ્ઠો, પુ૦** કોટે ઘાલવાનો જે મોટો મણકો તે. ૨ મોટાં મોટાં મોતી—મણિનું કોટે ઘાલવાનું જે એસતું ઘરેણ તે.

**કણ્ઠ્ય, વિ૦ [સં૦]** કણ્ઠ સમ્બન્ધી.

**કણ્ડ, કુણ્ડ.**

**કણ્ડિયો, પુ૦** વાંસ નેતર વગેરેની ચીપોનો બનાવેલો ઢાંકણાવાળો જે પોલો ઘાટ તે.

**કણ્ડિલ, ન૦** ગામઠી લીલા કાચનાં તળે ટોચકાંવાળાં જે ગલાસ તે. ૨ એવાં અથવા બીલોરી કાચના ગલાસોથી ભરેલું જે ઝુમ્મર તે. ૩ ફાનસ.

**કણ્ડિલિયું, ન૦** દીવાદાંડી.

**કણ્ડૂ, સ્ત્રી૦ [સં૦]** ખરજ; ખસ; ખુજલી; ખજવાળ.

**કણ્યકા, કણિકા** (અખાએ વાપર્યો છે),

**કત, સ્ત્રી૦** કલમને છેક અણીપરથી સફાઇથી કાપવી તે અથવા કલમની કપાયલી અણી તે. કત મારવી કે'વાય છે.

**કતઓડ, સ્ત્રી૦** ગાંડાની પેઠે બાઝી પડવું તે.

**કતરણ-રાણ, સ્ત્રી૦** ઉણ્ડી જુગતી. ૨ કાતરતાં પડેલો—થયેલો કાતરી કાતરી જેવો ભૂકો. સોપારીની કતરણ. કાગળની કતરણ.

**કતરણી, સ્ત્રી૦** તાંબા પિત્તળ વગેરે ધાતુનાં પત્રાં કાપવાનું કન્સારાનું ઓજાર.

**કતરવેધિયું, વિ૦** પોતાનાંને પેલું ને સારું અને બીજાને પછી ને રહ્યુંસહ્યું આવે તે; વગિયું કરનાર.

**કતરાવું,** ક્રિ૦ અ૦ કોઈ કાતરતું હોય તેવું થવું; કપાઈ જુદું પડવું. ૨ આડું જવું.

**કતલ,** સ્રી૦ [આ૦] હથિયારથી નિર્દયપણે કાપી નાખવું તે; કાપાકાપી; ખુનરેજી. ૨ મોટો નાશ; ઘણા જીવની ઘાત.

**કતલની રાત,** સ્રી૦ તાબુતનો આગલો દાડો. અલીના હુસેન અને હસન એ બે ફરજંદ—છોકરા કતલ થઈ ગયા હતા—કપાઈ ગયા હતા, તેનું વરસી. ૨ ઘણા કામનો દિવસ કે રાત્રિ.

**કતલેઆમ,** ન૦ [આ૦] કોઇને પણ બાકી રાખ્યા વગર સઘળાં જ માણસોને કાપી નાખવાં—કતલ કરવાં તે.

**કતાર,** સ્રી૦ [આ૦] હાર; જોડાજોડ હોવું તે; પઙ્ક્ત. પાડાની કતાર. હાર કતાર કેવાય છે.

**કતાળ,** પુ૦ કલેશ. 'પ્રાણ ગયા પર બળ ન રખાયે, ફોગટ કરે કતાળ' (મનોર સ્વામી).

**કત્તો,** પુ૦ વાળવાના અક્ષર લખવાની જાડા કતવાળી જે કલમ તે.

**કથક,** વિ૦ [સં૦] કથા કરનાર; પુરાણી. ૨ જાહેર ભાષણ કરનાર. ૩ કોઈ પણ વાત કેનાર. પુ૦ હાવભાવ દેખડાવી ગાનારો નાચનારો પુરુષ.

**કથણી,** સ્રી૦ કેણી.

**કથન,** ન૦ [સં૦] કથા કરવી; ભાષણ કરવું; કંઈ પણ વાત કેવી તે. ૨ કેવત; કેણી. 'લોક કથન સાચાં કે અવર ઉદરમાં ન હોય નેહ કશો.'

**કથનીય,** વિ૦ [સં૦] કથવાને—કેવાને યોગ્ય.

**કથરોટ,** સ્રી૦ લાકડાનું અથવા તાંબા પિત્તળનું ગોળ આકારનું ઊંચી કોરવાળું પોળું છાછર વાસણ; મોટો થાળો.

**કથવું,** ક્રિ૦ સ૦ કથા કરવી; ભાષણ કરવું; કેવું.

**કથળવું,** ચુંથાઈ જવું; બગડવું; ફરી ઠેકાણે ન આવે તેમ હાથથી જવું. 'પ્રકૃતિ કથળી, કામ કથળ્યું' વગેરે.

**કથા,** સ્રી૦ [સં૦ કથ—કેવું] જોડી કાડેલી—કલ્પિત વાત; કાણી. ૨ ઇશ્વિરના ગુણ સમ્બન્ધી દૃષ્ટાન્તો સહિત જે ભાષણ—કીર્તન તે. ૩ અસલના નામાઙ્કિત પુરુષોનાં જે ચરિત્ર તે; વૃત્તાન્ત. ૪ લામ્બી હકીકત; બીના. ૫ લાંબું લાંબું ટાયલું ફૂટવું; અર્થ અને સમ્બન્ધ વગરનું બોલવું.

**કથાનક,** ન૦ કથાનો ભાગ. ૨ વાત; કાણી. ૩ નરસું ઠેકાણું.

**કથાનાયક** વિ૦ [સં૦] કોઇ પણ લાંબી વાતનું મુખ્યપાત્ર.

**કથાનુસન્ધાન,** ન૦ [સં૦] વાત—ભાષણના ભાગોનું પરસ્પર જે અનુસન્ધાન તે.

**કથાપીઠ** વિ૦ [સં૦] કોઇ પણ લાંબી વાતના પ્રારમ્ભનું પ્રકરણ.

**કથામુખ,** વિ૦ [સં૦] કથા-વાતની શરુઆતનું પ્રકરણ.

**કથામૃત,** ન૦ [સં૦] કથાનું અમૃત; કથારૂપી અમૃત.

**કથાવટીએ,** મહામુશકેલીએ.

**કથારમ્ભ,** પુ૦ વાતની શરુઆત.

**કથાલય,** વાતચિત-કથા કરવાનું મકાન, વાર્તાલય. ૨ બોલવું; વાતચિત કરવી.

**કથિત,** વિ૦ ધા૦ [સં૦] કયલું; ભાખેલું; મોટી વાત જેવું વરણેલું.

**કથીર,** ન૦ મુખ્યત્વે કરીને કલઇ અને સીસાની મેળવણીથી બનેલી જે ધાતુ તે. એ જલદીથી કાળી પડી જાય-પિગળી જાય તેવી અને ઘણીજ હલકી કિમ્મતની છે. એની ધાતુમાં ગણના નથી. ૨ રૂપ ગુણમાં છેકજ નરસી—કિમ્મત વગરની જે હરકોઇ ચીજ તે.

**કથોલું,** કપરું, કઠિણ, વિકટ. (ક—નહિ અને થોલ-તાલ) બરોબર-યોગ્ય લાગબંદ નહિ તે. અયોગ્ય ઠેકાણે (વાગવું તે).

**કથ્ય,** વિ૦ [સં૦] કથવાને યોગ્ય.

**કદ,** ન૦ [આ૦] શરીરની જાડાઈ સાથે જે ઊંચાઈ તે; આકૃતિ; ઘાટ. ૨ ઊંચાઈ. ૩ મોટાઈ; માન; ભારબોજ; વજન.

**કદન,** ન૦ [સં૦] કતલ; હિંસા; વધ; નાશ. "મદન કદનસુત"—કામના વધ કરનાર જે શિવ તેનો સુત.

**કદમ,** ન૦ [આ૦] ચાલતાં બે પગની વચમાં જે છેટું—અન્તર રે તે; પગલું; ડગલું. ૨ પગલું ભરવાની જે રીત તે. ૩ પગલું; પગ. ૪ અડી ફૂટનું માપ.

**કદમ, કદમ્બ.**

**કદમબોસી,** સ્રી૦ [આ૦] રાજા, બાપ, ઉસ્તાદ, વડીલ વગેરેને માન આપતી વેળા તેના પગને જે ચૂમી લેવી તે.

**કદમી,** વિ૦ [આ૦ કદીમ] અસલનું; જુનું; પ્રાચીન. ૨ પારસીમાં એક પક્ષ-કદમી ને શાનસાઈ.

**કદમ્બ,** ન૦ [સં૦] એક જાતનાં ફૂલનું ઝાડ. "કદમ્બકેરી કળિયો ખિલાવતો." એની કળીઓ મેઘ ગર્જના વખતે ફૂટે છે.

**કદર,** સ્રી૦ [આ૦] સમજીને કિમ્મત કરવી તે. ગુણ—રસ—ખુબીથી વાકેફ થવાની જે શકિત તે; બુજ; ગણના; લેખું.

**કદરજ,** વિ૦ [સં૦ કદર્ય] કન્જુસ; લોભી. [ગુણજ્ઞ.

**કદરદાન,** વિ૦ ખુબી સમજનાર; બુજ-ગુણ જાણનાર;

**કદરાવું,** કણ્ટાળવું.

**કદરી,** વિ૦ [સં૦ કદર્થ] કૃપણ; કંજુસ; બખીલ; લોભી. ૨ કદર ઉપરથી કદર જાણનાર.
**કદરૂપું,** વિ૦ વરવું; દેખાવડું નહિ; બદસુરત; બેડોળ.
**કદળી,** સ્ત્રી૦ [સં૦ કદલી] કેળ.
**કદા,** અ૦ [સં૦] ક્યારે; કઈ વખતે. ૨ કોઈ વખત; કો દી; કદાચ; કદાચિત્.
**કદાચ,** કદાચિત્.
**કદાચિત્,** અ૦ [સં૦] કોઈ વખતે; કદી; વેળાએ; દૈવયોગે. ૨ જો; એમ બને—હોય તો.
**કદાપિ,** અ૦ [સં૦] કોઇ દાડો પણ—(નહિ).
**કદાવર,** વિ૦ [આ૦ ફા૦] શરીરે લામ્બું પોળું; કદમાં મોટું; મુનાસિબ; જાડાઈમાં છતે, ઊંચું; દેખાવડું; ભવ્ય; પ્રૌઢ.
**કદાસ,** કદાચ. કદાપિ.
**કદાસણ,** સ્ત્રી૦ કઢાસિયણ સ્ત્રી. [ક-મોસમે.
**ક-દાડે,** અ૦ ન જોઇયે તેવે—અઘટિત વખતે; કરતે;
**કદી,** અ૦ કોઈ કોઈ દાડે; કોઈ વેળા. ૨ કોઈ દાડો પણ—(નહિ). **કદીમદી**—કોઈ કોઈ વેળા. (હમ્મેશ નહિ).
**કદૃષ્ટિ,** સ્ત્રી૦ [સં૦ કદૃષ્ટી] નઠારી—બદનજર. ૨ ગેર-મેહેરબાની; અવકૃપા. ૩ કોઈ સ્ત્રીના ઉપર નાલાએક વિચારથી જોવું તે.
**કદ્દુ,** પુ૦ પુરુષનો ગુપ્ત રાખેલો જે અવયવ તે.
**કધાન,** ન૦ હલકી જાતનું અનાજ—કોદરા બણ્ટી વગેરે. ૨ બગડેલું અનાજ. કધાનને કેળવીને ખાવું, એ કહેવત-જેનાથી છુટાય નહિ તેવા નઠારાં માણસના સમ્બન્ધમાં લાગુ પાડવામાં આવે છે.
**કધોણ-ણી,** સ્ત્રી૦ રોજ બરોબર ન ધોવાયાથી એટલું તો મેલું થયલું કે પછી ખુબ ધોયેથી પણ સાફ ન થાય તે.
**કનક,** ન૦ [સં૦] સોનું. ૨ દોલત. ૩ ધન્તુરો.
**કનકમય,** વિ૦ [સં૦] તમામ સોનાનું.
**કનકરસ** પુ૦ [સં૦] ગંધક.
**કનકસર,** સુનાના ટાચકાંવાળાં (કાસિસાં).
**કનકવી,** સ્ત્રી૦ નાનો કનકવો.
**કનકવો,** પુ૦ જે ચોખણ્ડા કાગળના એક ઉભી (કચડો) તથા એક કમાનદાર (કામ) કામડીનો આધાર આપી વચમાંથી દોરી બાંધી આકાશમાં ઉરાડવામાં આવેછે તે.
**કનકુડો,** કનકવો.
**કનજર,** કદૃષ્ટિ.
**કનડગત,** સ્ત્રી૦ દુઃખ; હરકત.
**કનડવું,** ક્રિ૦ સ૦ દુઃખ દેવું; માથાફોડ કરાવવી.
**કનડાટ,** પુ૦ દુઃખ.
**કનફૂલ,** ન૦ સ્ત્રીઓને કાને ઘાલવાનું એક ઘરેણું.
**કનવાર,** સ્ત્રી૦ એકનીએક નકામી વાત વારેવારે કર્યાં કરવી; પદ્માત; દરકાર; ખણખોજ.
**કનસાર,** પુ૦ [કણુસાર] ભરડેલા ઘઉંમાંથી થૂલું તથા લોટ કાઢી નાખી શુદ્ધ જે કણુ દાણા રે તેને ગોળ-ખાંડના પાણી સાથે બાફી જે પદાર્થ બનાવવો તે; લાપસી.
**કનસારી,** કણુસારી.
**કનસારો,** કણુસારો. [ડાંનો કરેલો પડદો
**કનાત,** સ્ત્રી૦ તમ્બુની કપડાંની ભીત. ૨ જાડાં કપ-
**કનાસ્તર,** ન૦ નેતર અને વાંસની સળીનું બનાવેલું-કરણ્ડયા જેવું પોળું-લામ્બું ઠામ.—જેમાં વેચવાની ખાંડ ભરી હોય છે તે. ૨ ચાર ચાર હજાર પડિયાનો જે જથ્થો તે. ૩ ચિને લોડાના પતરાંનો દાબડો. ૪ શરીરે જાડી સ્ત્રી કે જાડો પુરુષ.
**કનિષ્ઠ,** વિ૦ [સં૦] ઉમ્મરમાં નાનું. ૨ ગુણ કર્મમા ઉતરતું—ઓછું. ૩ સહુથી નાનું (વયમાં) અથવાં ઉતરતું (ગુણ કર્મમાં). ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એમ મુકાબલે ગણના થાય છે.
**કનિષ્ઠપક્ષ,** પુ૦ [સં૦] છેક ઉતરતો પક્ષ; હલકી રીત.
**કનિષ્ઠપક્ષે,** અ૦ નિદાને; શેવટે; ન ચાલતાં; બીજી કોઇ રીતે ન ફાવે ત્યારે. ૨ ઓછામાં ઓછું.
**કનિષ્ઠિકા,** સ્ત્રી૦ [સં૦] સહુથી નાની—ટચ્ચી—ટચલી આંગળી.
**કનીનિકા,** સ્ત્રી૦ [સં૦] આંખની કીકી.
**કને,** અ૦ પાસે; સોડે; નજીક.
**કનેરી,** સ્ત્રી૦ કાંજી.—આજારી માણસને પાવા સારુ. ૨ છાપરાંને લગતા કરાની, મોભથી બે પાસ ઢળતી કારણમાંની એકેકી. ૩ કોર; કોરણ. ૪ સોના રૂપાની કિનારી. ૫ એક પક્ષી.
**કનૈયો,** પુ૦ કૃષ્ણ. ૨ રઝુલો—છેલ પુરુષ.
**કનોચાં,** ન૦ કાનની લાળીના નીચલા ભાગ.
**કન્ત,** પુ૦ [સં૦ કાન્ત] સ્વામી; ભરથાર; ધણી; વર.
**કન્તરેહ,** પુ૦ અણબનાવ.
**કન્તાણ-ન,** ન૦ સણનું બનેલું જાડું કપડું.
**કન્તાવું,** ક્રિ૦ સ૦ સૂકું—પાતળું થઈ જવું.
**કન્થ-ડો,** પુ૦ કન્ત (કવિતામાં). [કામળી. ૨ અભ્ભો.
**કન્થા,** સ્ત્રી૦ [સં૦] ફાટી તુટી ગોદડી—ધાબળી—
**કન્થાર-ળ,** ન૦ કાંટાવાળું એક જાતનું ઝાડ—એને મરીકન્થાર પણ કે છે.
**કન્થારાં,** ન૦ કન્થારનાં ફળ.
**કન્થાળ,** સ્ત્રી૦ ખચ્ચર ઊંટ વગેરે જનાવરની પીઠ ઉપર બે પાસ માલની જે ગુણ લટકાવવામાં આવે છે તે. કણ્ઠાળ.
**કન્દ,** ન૦ [સં૦] મૂળ; મૂળિયું; જડ. ૨ ઝાડ—છોડનાં મૂળિયાંને ઠેકાણે જે ગોળ અવયવ હોય છે તે.—રતાળુ, સૂરણ વગેરે. ૨ સ્ત્રી અથવા પુરુષના જે ગુપ્ત ભાગથી કામ ઉત્પન્ન થાય છે તે ભાગ.

**કન્દરા, સ્રી૦ [ સં૦ ]** ગુફા; ખોહ.

**કન્દર્પ, પુ૦ [ સં૦ ]** સ્ત્રી પુરુષમાં રતિ સમ્બન્ધી ક્રિડા કરવાનો જે જોસ્સો તે; કામ.

**કન્દિલ,** કણ્ડિલ.

**કન્દુક, પુ૦** રમવાનો દડો, 'કન્દુક કેલી વિવિધ કરંતિ'.

**કન્દોઇ, પુ૦** ગેભર ખાજાં વગેરે મીઠાઇ બનાવીને વેચનારો; સુખડિયો.

**કન્દોરો, પુ૦** પુરુષની કેડે પેરવાનો રૂપાં સોનાનો આંકડા—ગુંથણુ—શેરનો ડાગિનો. ૨ કેડે વિંટાળેલો સુતર-રેશમનો દોરો. ૩ ઘરની આસપાસ ઇંટની કિનાર.

**કન્દ્રપ,** કન્દર્પ.

**કન્ધરા, સ્રી૦ [ સં૦ ]** ડોક; ગરદન; ગ્રીવા.

**કન્ધોડું, ન૦** કેટલીએક સરતથી ખેતર ખેડવાને ઢોર ભાડે રાખવાં તે.

**કન્નાં, ન૦** કનકવાના કયડા અને કામ એ બેનું જે જગોપર મળવું થાય છે ત્યાં અને તેથી થોડેક દૂર કયડા સાથે બાંધેલી બે દોરીના છેડાની જે ગાંઠ વાળવામાં આવે છે તે.

**કન્ની, સ્રી૦** ચગતા કનકવાની નમતી બાજુને સમતોલ રાખવા સારુ તેની સામેની બાજુએ જે ચિંધરડી કામ સાથે બાંધવામાં આવે છે તે.

**કન્નું, ન૦ કન્નાં** શબ્દનું એકવચન.

**કન્યકા, સ્રી૦ [ સં૦ ]** બાળક—કુંવારી છોકરી ( કન્યા કરતાં નાની).

**કન્યા, સ્રી૦ [સં૦]** આઠ નવ વરસની કુંવારી છોકરી; કુંવારકા. ૨ મેષથકી ગણતાં છઠ્ઠી રાસી.

**કન્યાકાળ, પુ૦** જ્યાં સુધી કુંવારી રાખી શકાય તેટલો વખત.

**કન્યાદાન, ન૦ [ સં૦ ]** વિવાહના વિધિયે કન્યાનું દાન કરવું તે; છોકરી પરણાવવી તે; લગન કરવું તે.

**કન્યા-પુત્ર,** કુંવારી કન્યાથી થયલો પુત્ર; કાનિન.

**કન્યાહરણ,** કુંવારી છોકરીનું હરણ કરવું તે ( આઠ પ્રકારનાં લગ્નમાંનો એક પ્રકાર).

**કન્યારાશી, વિ૦** બાયલો; જનાની ( પુરુષ ).

**કપ, પુ૦** ચકમક લોડાંથી પડતો તનખો જે બાળેલાં રૂ ઊપર ઝીલી લઈએ સળગાવવામાં આવે છે તે. ૨ કફ. ૩ [ અ૦.] પ્યાલું.

**કપચી, સ્રી૦** રસ્તામાં પુરવાનો પથ્થરનો ભુકો; તાસ.

**કપટ, ન૦ [સં૦]** લુચ્ચાઈ; ઠગાઈ; ભેદપ્રપંચ. ૨ પોતાનું હોય તેથી જુદું બતાવવું તે.

**કપટી, વિ૦ [ સં૦ કપટિક ]** કપટથી ભરેલું.

**કપઠાર, સ્રી૦** લાકડાના ગોળવાની ફાડ; લાકડાની ગાંઠને ચીરી જે અડધિયું કરેલું તે.

**કપડછાણ, વિ૦** કપડાં—લુગડાંથકી છાણેલું હોય તેવું. કપડછાણ કરવું કેવાય છે.

**કપડું, ન૦ [ સં૦ કર્પટ )** રૂ, રેસમ, ઊન, સણ વગેરેનો બનાવેલો લામ્બો પોળો જે ઘાટ તે.—પેરવા, ઓડવા, ઢાંકવા, પાથરવાને લુગડું; વસ્ત્ર.

**કપતરું, ન૦** કેરી કોળું દુધી વગેરેની કાપેલી જે જાડી છાલ તે; ગાભચું.

**કપતાન, પુ૦ [અ૦]** વાણ—આગબોટ ચલાવનારા ખલાસી વગેરેનો ઉપરી.

**કપરું, વિ૦** અઘરું; મુશકેલ; કઠણ.

**કપરોડ, સ્રી૦** ખાડાની અન્દરનો આંડો ખાંડો; અન્દરનું આડું પોલાણ.

**કપર્દિકા, સ્રી૦ [ સં૦ કપર્દક ]** કોડી; છેક જ હલકી કિમ્મતનો શિક્કો.

**કપાટ, ન૦ [સં૦]** બારણું; ઉઘાડવા દેવાનું જે પાટિયું તે.

**કપાતર,** કુપાત્ર. ૨ નઠારી સ્ત્રી.

**કપાલ, ન૦ [સં૦]** ખોપરી. ૨ ભિક્ષુકનું ભિક્ષા માંગવાનું એક વાસણ; પ્યાલું.

**કપાલિ,** શિવ.

**કપાલી,** ભિક્ષુક; જે કપાલ લઈ ભીખ માંગે તે.

**કપાવું, ક્રિ૦ અ૦** કોઈ કાપતું હોય તેવું થવું; છેદાવું. ૨ કજિયો કરવો; મારામારી કરવી.

**કપાસ, પુ૦ [સં૦ કર્પાસ]** રૂનું ઝાડ; વણ. ૨ કપાસિયા સાથે જે રૂ તે.

**કપાસિયા, પુ૦** રૂનું બી—બીજ. ૨ માંસના લોચા ( માથાની અન્દરના ).

**કપાસી, સ્રી૦** કાંટો વાગ્યાથી પગનાં તળીયાંની તે ભાગની ચામડી જાડી થાય છે અને જરા જરા દુઃખ્યા કરે છે તે; કણી. ૨ શેરડીમાં થતો એક રોગ. ૩ પુ૦ કપાસ વેચનાર.

**કપાળ, ન૦ [ સં૦ કપાલ ]** બે પાંપણની ઉપરનો માથાનો આગળ પડતો—ચેહેરાનો જે ઉપલો ભાગ તે;—લલાટ; ભાળ. ૨ નસીબ; દૈવ; ભાગ્ય ( કપાળમાં નસીબ-છઠ્ઠીના લેખ લખાય છે એ કલ્પના ઉપરથી ). ૩ કંઈ નહિ; ધૂળ. તે શું શિખવાનો છે કપાળ? **કપાળ કુટવું**—કપાળમાં મારવું. ૨ માથાફોડ—ઘણી મેહેનત કરવી. ૩ નુકસાન થયેથી દલગીર થવું; હાથ ઘસવા. **કપાળ ધોઈ જોવું**—કર્મના શુભાશુભ લેખ અનુભવવા નસીબ અજમાવવું. **કપાળ ફુટવું**-કપાળમાં વાગેથી તેમાંથી લોહી નિકળવું. ૨ ઘણું નુકસાન થવું; દુઃખમાં આવી પડવું; આશા ધૂળ મળવી. **કપાળમાં ડામ**—તિરસ્કારથી કંઇજ આપવાનું નથી તે બતાવવા હાથનો અઙ્ગુઠો ઉભો રાખી સામાને બતાવવો. **કપાળે કાજળ**—નઠારું કામ કીધાથી થયલી બેઆ-

બરુ, કાળીટીલી; અપયશ; ખોટું આળ. કપાળે ચોંટવું—પાલવે પડવું; માથે ભાંગવું-પડવું. કપાળે લખેલું—ઈશ્વરે-નસીબે નિર્માણ કીધેલું. કપાળે હાથ—આશાભઙ્ગ થવું; શોક બતાવવો; પસ્તાવો કરવો.

**કપાળકૂટ, સ્રી૦** માથાફોડ; તેની તેજ મેહેનત કર્યાં કરવી તે; નકામી મેહેનત.

**કપિ, પુ૦ [ સં૦ ]** વાનરો; વાંદરો.

**કપિઞ્જલ, ન૦ [ સં૦ ]** એક જાતનું પક્ષી.

**કપિતાન,** સેતાન; તોફાની; ખન્ધો ( છોકરો ).

**કપિલ, વિ૦ [સં૦]** પીળાસ મારતું કાળું—જેમકે તડકો ખાધેલું આદમી.

**કપિલા, સ્રી૦ [સં૦]** તદ્દન એકજ રઙ્ગની જે ગાય તે. ૨ નરદમ કાળી ગાય. ૩ ગાય. ૪ કેટલાંક સુકાં ફૂલનો લાલ ભૂકો.

**કપિલાષષ્ઠી, સ્રી૦ [સં૦]** જે દિવસે છ યોગ એકઠા આવે તે—ભાદ્રપદ માસ, કૃષ્ણ પક્ષ, હસ્ત મહા-નક્ષત્ર, વ્યતિપાત યોગ, મઙ્ગળવાર અને રોહિણી દિનિયું નક્ષત્ર. એ સુપર્વે કપિલાના દાનનું મોટું મા-હાત્મ્ય કેવાય છે. [ ખુજલીપર કામ આવે છે.

**કપીલો, પુ૦ [સં૦ કપિલા]** એ ઓસડ.—લાલ ભુકો

**કપીન્દ્ર, પુ૦** વાનરોનો રાજા. ૨ હનૂમાન્

**કપીઞ્જલ, પુ૦** ચાતક પક્ષી. ૨ તીતર પક્ષી.

**કપીશ, વિ૦** ભૂરો; રતાશ પડતો ભૂરો. ૨ ભૂરો રંગ.

**કપૂત, પુ૦ [ સં૦ કુપુત્ર ]** નઠારાં આચરણ કરનારો છોકરો; કુળને બટ્ટો લગાડે તેવો.

**કપૂર, ન૦ [સં૦ કર્પૂર]** સુગન્ધીવાળો તરત સળગી ઉડે એવો ઝાડમાંથી મળતો એક પદાર્થ. એ દેવની આગળ બાળવામાં અને ઓસડમાં કામ આવે છે. 'કપૂરનું વહીતરું' 'કપૂરના કોગળા' એ કેતી છે.

**કપૂરકાચલી, સ્રી૦** એક સુગન્ધીદાર મૂળિયું.

**કપૂરચીની,** એક ઔષધી.

**કપૂરિયાં, ન૦** કાચી કેરીનાં લામ્બા કકડા અથાણા દાખલ કામમાં આણેલા તે.

**કપૂરિયો, પુ૦** પુરુષની પિશાબ કરવાની ઇન્દ્રી.

**કપૂરી, વિ૦** એક જાતનું ખાવાનું પાન.

**કપેચાં, ન૦** ગાંધીનું એક વસાણું.

**કપોટી, સ્રી૦** રોટલા-રોટલીની પોપડી.

**કપોટું, ન૦** ભાખરા-મુઠિયાંને ખાંડી ચાળતાં જે કાંકરા-ઓગણાં રે તે. ૨ ચાંદું-ગુમડું સુકાઈ ગયા પછી જે છોડું ઉખડવું તે.

**કપોત, પુ૦ ન૦ [સં૦]** ડોકે રઙ્ગની છાંટ હોય તે ખબુતર; કપોતો. કપોતી—(માદા).

**કપોતરું, ન૦** કેરી કોળું દુધી વગેરેની કાપેલી જે જાડી છાલ તે; ગાબચું.

**કપોલ, પુ૦ [સં૦]** ગાલ.

**કપોળ, કપોલ.**

**કપોળ-કલ્પિત, વિ૦** જુઠું; બનાવટનું; મનનાં ફાંટાનું.

**કપોળું કાઢવું,** બાળકના કપાળના ઉપરના ભાગના વાળ કાઢવા.

**કપ્પડ, કપડું.** [ ભરવાના).

**કપ્પા, પુ૦** સાદડાંના સીવેલા કોથળા ( ખજુર વગેરે

**કપ્પી, સ્રી૦** નાનો કપ્પો.

**કપ્પો, પુ૦** સેલથી ભાર ઉંચકાઈ આવે તેને સારુ એક યન્ત્ર. એ યન્ત્રમાં, લાકડાં—ધાતુના કકડામાં બેસાડેલું પણ ફરતું એક નાનું પૈડું હોય છે ને એ પૈડાંની ઉપર વચ્ચોવચ એક જરા ઉણ્ડો કાપો હોય છે. એ કાપા ઉપર દોરડું નીચે ઉપર લપસતું રેઃને જા આવ કરે છે. કુવાનો કપ્પો; વાણુ ઉપર અને અને ડક્કા ઉપર કપ્પા હોય છે.

**કફ, પુ૦ [સં૦]** છાતી ગળાંને રુંધતો એક રોગ; વાત પીત ને કફ એ ત્રણ કેવાય છે તેમાંનો એક. ૨ દુઃખ દેતા રસને બાર કાડી નાખવાની ફેફસાંની જે તજ-વીજ તે. ૩ ગળાંમાંથી જે મળ બાર પડે છે તે. ૪ ચકમક શળગાવવાનો બળેલો રૂ; ગુલ; કપ.

**કફ-જવર, પુ૦ [સં૦]** કફ થકી આવતો જે તાવ તે.

**કફન, ન૦ [આ૦]** મુડદાંને ઓરાડેલું જે લુગડું તે; શબને ઢાંકવાનું વસ્ત્ર.

**કફની, સ્રી૦** જોગી ફકીરનું ટુંકી બાયનું જે પેહેરન તે.

**કફરું, કપરું.**

**કફા,** નારાજ; ગુસ્સે.

**કફોરું, કપરું.**

**કફાયત, કિફાયત.**

**કફોડું, ન૦** રોજ માથાકૂટ કર્યાં કરે તેવું—અભાગિયું જોડું (સ્ત્રી પુરુષનું).

**કફોડું-રું, વિ૦** અઘરું; મુશકેલ; કઠણ.

**કબજ, વિ૦** કબજામાં હોય તેવું. ૨ ઝાડો ન આવતો હોય તેવું—પેટ કબજ છે.

**કબજાન, ન૦** કબજો.

**કબજિયત, સ્રી૦** કબજ હોય તેવી હાલત.

**કબજો, પુ૦ [આ૦]** પકડી—ધરી—ઘેરી પોતાની સત્તામાં રાખવું તે; તાબે; દબાણ; હવાલો; કબજો કરવો; કબજામાં લેવું. કબજો રાખવો વગેરે એમ પ્રયોગ થાય છે. ૨ બાંહે વગરનું બોરિયાંવાળું બદન.

**કબટ, કબાટ.**

**કબડાવું, ક્રિ૦ અ૦** શરીરે લેવાવું; સુકાવું ( મન્દવા-ડથી). ૨ માંદા પડવું; શરીર બગડવું. [ બીજું નામ.

**કબન્ધ, ન૦ [સં૦]** ધડ (માથા વિનાનું). ૨ રાહુનું

**કબર, સ્રી૦** [આ૦] દાટેલાં માણસના ખાડા ઉપર જે ચણતર કર્યું હોય તે; દેયડી; સમાધ.

**કબરસ્તાન, ન૦** મલેચ્છ વગેરેના મરણ પામેલાને દાટવાની જગા. ૨ જ્યાં કબરો હોય તે ઠેકાણું.

**કબાટ, ન૦** [અં૦ કપબોર્ડ] સામાન મુકવાનો ખાના-વાળો—બે બારણાવાળો લાકડાનો બનાવેલો ઉભો જે ઘાટ તે; દોલાબ; મોટું ભણ્ડારીઉં.

**કબાડ, પુ૦** ઘાસની ગઞ્જી.

**કબાડિયું, વિ૦** જાડું અને જોરવાળું.

**કબાડી, પુ૦** લાકડાં કાપનારો; કઠિયારો.

**કબાડું, વિ૦** નબળું; નઠારું.

**કબાબ,** કવાબ.

**કબાબચીની, સ્રી૦** [ફા૦] ચીનીકબાલા.

**કબાલો, પુ૦** [આ૦] જેમાં આપવા લેવા સમ્બન્ધી કબૂલાત—સરત—ઠરાવ હોય તે કાગળ; લખત; ખત. (વેચાણ—ગીરોના કબાલા, માલનો કબાલો વગેરે).

**કબિલો, પુ૦** [આ૦] બૈરી છોકરાં; કુટુમ્બ; પરિવાર. ૨ બૈરી; સ્રી.

**કબી,** કબૂ.

**કબીરપન્થી, વિ૦** કબીરનાં ધર્મ મતને માનનારો.

**કબિલદાર, વિ૦** કુટુમ્બવાળો; ગૃહસ્થ; પરણેલો.—પુરુષ.

**કબીલું, ન૦** સગુંવાલું—કુટુમ્બકબીલું.

**કબુધયું—દ્ધી, વિ૦** [સં૦ કુબુદ્ધિ] નઠારી—આડી-ખોટી સમજણવાળું; ઊંધો વિચાર કરનારું.

**કબૂ, અ૦** [હિં૦] કદી; કદાપી; કોઈ દહાડો.

**કબૂતર,** ખબુતર.

**કબૂલ, વિ૦** [આ૦] ખાતરીથી હા કહેલી હોય તેવું; નક્કી માનેલું; મઞ્જુર.

**કબૂલત,** કબૂલાત.

**કબૂલવું, ક્રિ૦ સ૦** કબૂલાત આપવી; વચન આપવું; કોઇ વાતની હા પાડવી.

**કબૂલાત, સ્રી૦** [આ૦] ખાતરીથી જે કેવું—લખી આપવું તે; વચન; ઇકરાર; કરાર; ઠરાવ; કોલ; નક્કીની હા.

**કબૂલાતનામું, ન૦** લખાણમાં જે કબૂલાત તે.

**કબૂલિયત,** કબૂલાત.

**કભા, પુ૦** પણની વખત, ફુલેકાં વખત પેરવાનું કી-નખાબનું કડિયું—અઙ્ગરખું. ૨ ખભું.

**કભાય, પુ૦** જામો. "કભાય કોને પામરી પટકા, નામ ન જાયે ગણિયાંજી" (પ્રેમાનંદ). **સ્રી૦** બાંય. "કસરી વાઘો પેરણે, શોભતી જોડ કભાય" (બૈરાંના ગીત). 'મોટી કભાય કરો બેસતી, ઘટે તાંહાં દો દોરા' (પ્રે૦).

**કમ, વિ૦** [ફા૦] ઓછું; થોડું; ઊણું. [અક્કલ.

**કમ-અક્કલ, વિ૦** ઓછી અક્કલનું. ૨ **સ્રી૦** થોડી

**કમ-કદર, વિ૦** ઓછી કદર કરનાર. **સ્રી૦** થોડી કદર.

**કમકમવું, ક્રિ૦ અ૦** ધ્રુજવું; કાંપવું. ૨ કણકણા આવવા.

**કમકમાટ, પુ૦** કમકમવું તે. ૨ કણ્ટાળો; ધિક્કાર.

**કમકમી, સ્રી૦** કમ્પારી.

**કમ-કૌવત, વિ૦** શક્તિ—જોરવનાનું; નબળું.

**કમ-ખરચ, પુ૦** ઓછો ખરચ.

**કમખો, પુ૦** કાંચળી; કાપડું; ચોળી. 'કમળ પત્રના ગુંથેલ કમખાને' (શાકુંતલ).

**કમ-ખોરાક, પુ૦** ઓછો ખોરાક. [ચાબક; સોટી.

**કમચી, સ્રી૦** ચાબકને છેડે જે દોરી હોય તે. ૨

**કમ-જબાન, વિ૦** થોડું બોલનાર. ૨ હીણું બોલનાર.

**ક-મજરે, અ૦** નિરર્થક; બરબાદ; ફોકટ.

**કમ-જાત, વિ૦** લુચ્ચું; હરામી. ૨ ઓછાપેટનું. ૩ તુકમફેર; વર્ણસઙ્કર; હીણાં કુળમાં ઉછરેલું.

**કમ-જાદે, વિ૦** ઓછું વધતું. [હિચકારું; કાયર

**કમ-જુરત, વિ૦** ઓછી શક્તિ—હિમ્મતનું; અશક્ત;

**કમ-જોર, વિ૦** ઓછાં જોરનું; અશક્ત; નબળું.

**કમઠ, પુ૦** [સં૦] કાચબો. "કમઠરૂપ ધર્યું મોરાર, ચૌદ રત્ન કાડયાં સમુદ્ર મોઝાર" (પ્રેમાનન્દ).

**કમણ્ડળ, ન૦** [સં૦ કમણ્ડલુ] લાકડાં અથવા ધાતુ-નું પાણી પીવાનું નાળાંવાળું વાસણ—ઘણું કરીને સન્યાસી બ્રહ્મચારી વાપરે છે.

**કમતર, વિ૦** [ફા૦] વધારે ઓછું; ઘણું થોડું.

**કમતરીન, વિ૦** [ફા૦] સહુથી હલકું—પામર—રઙ્ક—કઙ્ગાલ—ગરીબ—તુચ્છ—હીણું; દાસાનુદાસ (લા૦ તમારો કમતરીન સેવક). [ઘટતું.

**કમતી, સ્રી૦** [ફા૦] ઘટ; ખુટ; ખુટકો. **વિ૦** ઓછું;

**કમ-તોલ, વિ૦** ઓછા તોલનું.

**ક-મનનું, વિ૦** મન—પ્યાર—ખુશી વગરનું; જોર જુ-લમનું; બલાત્કારનું.

**કમ-નજર, વિ૦** [ફા૦] ઓછી—ટુંકી નજરનું. ૨ ઓછી મેહેરબાની.

**કમ-નશીબ, વિ૦** ઓછાં—માઠાં નસીબનું; અભાગિયું.

**કમ-પાક, પુ૦** ઓછો પાક.

**કમ-પેશ, વિ૦** [ફા૦] ઓછું વધતું; ફાડવાનું વધારવાનું તે.

**કમ-બખત, વિ૦** [ફા૦] અભાગિયું; નસીબવનાનું; ભાગ્યહીન. ૨ ખન્ધું; લુચ્ચું.—ઠપકો આપતી વેળા વપરાય છે. [લત—દશા.

**કમ-બખતી, સ્રી૦** [ફા૦] દુર્દૈવ; વિપત્તિ; પડતી હા-

**કમર, સ્રી૦** [ફા૦] કડ; કેડ; કટિ. ૨ કમરના થા-પા. **કમર કસવી—બાંધવી** એટલે કમરે તાણીને

પટકો બાંધવો. ૨ હામ ભિડવી; તૈયારી કરવી. **કમર ભાંગી જવી**—આશા ભઙ્ગ થવું; નાઉમેદી થવી. **કમર તોડવી**-સખત મેહેનત કરવી. ૨ પુષ્કળ માર મારવો. ૩ સ્ત્રી સાથે સંબંધ કરવો (લાક્ષણિક). કમરમાં જોર એટલે હિમ્મતવાળું. કમરનું ઢીલું એટલે છાતી—હિમ્મત વગરનું; પોચું; કાયર.

**કમર-કસ, ન૦** કમરમાં કસ આવે તેવું ઓસડીયું.

**કમરખ, ન૦ [સં૦ કર્મરઙ્ગ]** એક જાતનું લીલું પીળું રતુમ્ડું એવાં ભેળવાળું ખટમધુરું ફળ.

**કમર-પટો, પુ૦** કમરે બાંધવાનો પટો. ૨ ઘરેણું; કન્દોરો; કટિમેખલા.

**કમર-બન્દ, પુ૦** કમરપટો.

**કમલા, સ્ત્રી૦ [સં૦]** લક્ષ્મી.

**કમ-સુખન, પુ૦ [ફા૦]** ઓછા—ખરાબ—નાલાયેક—ભુંડા બોલ; મેણું; ગાળ; અપશબ્દ.

**કમ-સુખન-ની, વિ૦ [ફા૦]** થોડું—મતલબ જેટલું બોલનાર. ૨ અઘટતા શબ્દ કાડનાર.

**કમળ, ન૦ [સં૦ કમલ]** પાણીમાં પેદા થતું લામ્બી દાંડીનું એક ફૂલ. ૨ એ આકારનું દેવને બેસાડવાનું જે વાસણ તે. ૩ ગર્ભસ્થાન. ૪ કમળકાકડીનું ફૂલ. ૫ પૂજાના ઘીમાંથી તેવો આકાર કોતરી કાઢવો અને તે ચડાવવો વા મસ્તક ચડાવવું તે.

**કમળકાકડી, સ્ત્રી૦** કમળનું બી; એક ઔષધી.

**કમળકોશ,** કમળનો દોડો.

**કમળલોચના, સ્ત્રી૦** કમળના જેવી આંખવાળી સ્ત્રી.

**કમળવદના-ની, સ્ત્રી૦** કમળનાં જેવાં મોડાંવાળી સ્ત્રી.

**કમળા, સ્ત્રી૦ [સં૦ કમલા]** લક્ષ્મી.

**કમળી, સ્ત્રી૦** કમળનાં જેવાં વાદળી રઙ્ગનાં એક જાતનાં ફૂલ.

**કમળો, પુ૦** બધું શરીર પીળું થઈ જાય અને રોગી બધી ચીજને પીળા રઙ્ગની જ દેખે તેવો એક રોગ. ૨ મોટાં લીંબુની જાતનું એક ફળ. ૩ (લાક્ષણિક) અદેખાઈ; ઇર્ષા. એની આંખમાં બહુ કમળો છે.

**કમાઇ, સ્ત્રી૦** કમાવું તે. ૨ કમાયલું તે; પ્રાપ્તિ; પેદાશ; નફો.

**કમાઉ, વિ૦** કમાતું હોય તે; પેદા કરનાર; રળતું; ઉદ્યમી.

**કમાડ, ન૦ [સં૦ કપાટ]** બારણું; બાર; દરવાજો.

**કમાડું, ન૦** ખેતરમાં કયારે કયારે પાણી જવા સારુ કયારાની પાળની બાંધ તોડ કરવી તે.

**કમાણી,** કમાઇ.

**કમાન, સ્ત્રી૦ [ફા૦]** ચડાવેલું કામઠું; ધનુષ. ૨ કડિયા સુથાર વગેરે કારીગરે પાડેલો જે ધનુષ આકાર તે; મેહેરાબ. ૩ આકાશમાં જે ધનુષ—મચ્છ તણાય છે તે. ૪ ઘડિયાલ, ગાડી, કોચ વગેરેમાં સ્થિતિસ્થાપક ગુણ રાખનારી જે લોડાંની સાંકળી આંકડા વગેરે હોય તે.

**કમાનદાર, વિ૦ [ફા૦]** કમાન—મેહેરાબવાળું.

**કમાલ, વિ૦ [આ૦]** ખુબસુરત; સુંદર. ૨ ઘણું સારું; ઉત્કૃષ્ટ. ૩ પૂર્ણ. ૪ વિઘોટીનો પૂરેપૂરો જે દર સરકાર લે તે.

**કમાલિયા, પુ૦** બહુચરાજીમાં માનતામાં મુકાયલા છોકરાઓ જે પાવે સાથે ફરે છે તે.

**કમાવિસદાર, કુમાવિસદાર.**

**કમાવું, ક્રિ૦ સ૦** ધન, યશ, વિદ્યા વગેરેની પ્રાપ્તિ કરવી; મેળવવું; પેદા કરવું; ઉદ્યમ—વેપાર કરવો; રળવું. ૨ નફો—લાભ—ફાયદો કાડવો.

**કમી, વિ૦ [ફા૦]** ઓછું; ઊણું; બાકી.

**કમીજાસ્તી, સ્ત્રી૦** ઓછું કેટલું ને વધતું કેટલું તે બાબેની તપસીલ—હિસાબની જે વિગત તે.

**કમીન, વિ૦ [આ૦]** કપટી; હૈયામેલું. [(પુરુષ).

**કમીનો, વિ૦ [ફા૦]** છેક હલકો; પામર; કઙ્ગાલ

**ક-મોત, ન૦** શિરસ્તા મુજબ વખત અને રીતસર જે મોત ન થવું તે; અકાળમૃત્યુ; ખુનથી—ડુબ્યાથી—વગેરેથી જે એકાએક મોત થાય તે.

**કમોદ, સ્ત્રી૦** ખુશબો આપતું ઉત્તમ જાતનું ભાત અથવા તેના ચોખા. ૨ કલ્યાણરાગનો એક ભેદ. ૩ કુમુદ. કમોદ આપવી—ઝિલાવવી એટલે માર મારવો; કેસરી કરવી.

**કમોદની, સ્ત્રી૦ કુમુદિની.**

**કમોદિયો, પુ૦** એક જાતનું લાકડું-પાતળી સાગડી જેવું થાય છે. ૨ એક જાતનો કન્દ-ખાધામાં આવે છે.

**ક-મોસમ, સ્ત્રી૦** મોસમ નહિ તે; ખોટો—અયોગ્ય સમો.

**કમ્પ, પુ૦ [સં૦]** હાલવું—ધ્રુજવું તે (સાધારણ રીતનું). ૨ હાલ્યાં કરવું તે; ધ્રુજારી; કમ્પારી (ભય, શોક, રોગ, વગેરેથી). ૩ કણકણા; કણટાળો.

**કમ્પન, ન૦ [સં૦]**. હાલવું—ધ્રુજવું—કમ્પવું તે.

**કમ્પની, સ્ત્રી૦ [અ૦]** મણ્ડળી; જથો. ૨ ભાગીદારોની ટોળી; પન્તયાળું. ૩ સઙ્ગત; સોબત.

**કમ્પવાયુ, પુ૦ [સં૦]** શરીર ધ્રુજ્યાં કરે એવી જે વાતવિકૃતિ તે.

**કમ્પાણ, ન૦ [સં૦ કમ્પન]** લાકડાંના તોળાટે તાજુવાં વગરની દાંડીનો જે કાંટો વાપરે છે તે.—એમાં કાંટાની સોય દાંડી ઉપર અધવચ બરોબર નથી હોતી પણ લાંબે ટુંકે અન્તરે હોય છે. ૩ તડકામાં ફર્યાથી થતો એક રોગ.

**કમ્પાણી, વિ૦** તોળાટની એક જાત.

**કમ્પાયમાન, વિ૦** કાંપતું; ધ્રુજતું; હાલતું; કમ્પવાળું.

**કમ્પારી,** સ્ત્રી૦ કમ્પ.

**કમ્પારો,** પુ૦ કમ્પ.

**કમ્પાસ,** પુ૦ [ અં૦ ] અન્તર તપાસવાનું—જમીન માપવાનું ઇજનેરનું એક ઓજાર. ૨ દિશા જોવાનો યન્ત્ર; હોકાયન્ત્ર.

**કમ્પિત,** વિ૦ ધા૦ [ સં૦ ] કાંપતું—હાલતું -ધ્રુજતું થયલું હોય તેવું.

**કમ્પુ,** સ્ત્રી૦ [ અં૦ ] છાવણી. ૨ લશ્કરની ટુકડી; ફોજ.

**કમ્બલ,** પુ૦ [ સં૦ ] કામળો; ધાબળી.

**કમ્બુ,** પુ૦ શઙ્ખ. ૨ સંખ્યા. ૧૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦, 'એ કમ્બુ બાવન નિશાચર પાળનારી'.

**કમ્બુગ્રીવા,**—શઙ્ખના જેવી ગરદનવાળી (સ્ત્રી). જેમ શઙ્ખને ત્રણ રેષા તેમ ગરદન ઉપર પણ ત્રણ રેષા.

**કમ્મર,** કમર.

**કયડો,** પુ૦ કનકવાની જે ઊભી કામડી-સળી તે (વાંકીને કામ કે છે). ૨ કરડો (૧ લા અર્થમાં).

**કયામત,** સ્ત્રી૦ [ આ૦ ] સરવે મુએલાંનું પાછું ઉઠવું તે; સરવે મુએલાં પ્રાણીઓનો સામટો ઇનસાફ થવાનો દાડો; છેલ્લો દાડો.

**કયાસ,** પુ૦ [ આ૦ ] કલ્પના; અટકળ; ધારણા.

**કયું,** સ૦ [ હિ૦ ] નપુંસકલિઙ્ગના નામને ઓળખી લેવાને સારું પુછતી વેળા એ શબ્દ વપરાય છે; કોણ.

**કર્યું,** કેવું એનો ભૂતકાળ. કઇ છુટવું—કઇને ન કેવાના વાંકમાંથી નિકળી જવું.

**કર,** પુ૦ [ સં૦ ] કિરણ. ૨ હાથ. ૩ રાજ્યના ખરચને સારું સરકાર, રૈયતપાસેથી જે વેરો લે તે; છાપો. ૪ ધરમનો લાગો. ૫ જગાત; દાણ; મેહસુલ. ૬ કરનાર એવો અર્થ રાખે છે—સુખકર; પ્રકાશકર. ૭ (દક્ષણીમાં) રેનાર, વસનાર એવો અર્થ રાખે છે-પુણેકર; થાણેકર.

**કરક,** કર્ક.

**કરકટી,** સ્ત્રી૦ મુડદાંને લઈ જવાની વાંસની સાંકડી નિસરણી. એમાં ઉભા સલઙ્ગ ને આડી વાંસની ચીપ દોરડીથી બાંધેલી હોય છે; ઠાઠડી; ખાટલી.

**કરકઠોળ,** ન૦ પરચુરણ કંઇ કઠોળ તે.

**કરકડ-વડી,** સ્ત્રી૦ ખારી તીખી કડકડ કરતી જે વડી તે-(ચોખા વગેરેની બને છે).

**કરકડાટ,** અ૦ સ્પષ્ટતાથી અને ઉતાવળથી (વાંચવું).

**કરકરું,** વિ૦ [ સં૦ કર્કર ] છેક મેદા જેવું લીસું—સુંવાળું નહિ તેવું; વચમાં વચમાં ઝીણી ઝીણી કાંકરી જેવું લાગતું હોય તેવું (લોટ વગેરે); જાડું; ખડબચડું. ૨ તીવ્ર; ચઞ્ચળ (છોકરું). ૩ કરડું; કઠિણ.

**કરકશ,** કર્કશ.

**કરકશા,** સ્ત્રી૦ [ સં૦ કર્કશા ] વડવાડિયેણ; કઠોર ભાષણ કરનારી; નિર્દય (સ્ત્રી). 'ધન ધનરે પુરુષ તારું ભાગ્યેગ, કરકશા નાર મળી.'

**કરકસર,** સ્ત્રી૦ હાથ રાખીને—સમ્ભાળીને—જરૂરનો જ ખરચ કરવો તે; મિતવ્યય.

**કરકાંઠિયું** વિ૦ ફકત હાડ ચામ રહેલાં હોય તેવું; છેક પાતળું.

**કરકોચલી,** કરચલી.

**કરખ,** પુ૦ દુઃખ; શોક. "હરખે કરખે અનુભવ કશા, આકાશ ઉદરમાં વરતે દશે દિશા; જ્યારે જેનું રાજજ જાણ, ત્યારે માનવી તેની આણ" (અખો).

**કરખી,** પુ૦ ખેડુત.

**કરગરવું,** ક્રિ૦ અ૦ ઘણી જ ગરીબાઇથી રડવા સરખુ મોઢું કરીને કાલાવાલા કરવા—માગી લેવું; આજીજી કરવી. [ રજ.

**કરગસ,** સ્ત્રી૦ કરચ. ૨ મેલ; કચરો. ૩ ઝીણામાં ઝીણી

**કરચ,** સ્ત્રી૦ છેક જ નાની પાતળી કકડી; ઝીણો ભુકો.

**કરચલી,** સ્ત્રી૦ હર કોઈ સુંવાળી—સાફ વસ્તુનું સઙ્કોડાઇ અથવા વળી જવું તે—(લુગડાં, ચામડી વગેરેની કરચલી). ૨ કરચલાની માદા.

**કરચલું,** ન૦ પાણીમાંનો એક જીવ. એના શરીર ઉપર અડધે અડધે તસુને છેટે આડા આંકા હોય છે. કરચલો, કરચલી.

**કરચાવવું,** ક્રિ૦ સ૦ ચીડવવું.

**કરચો,** પુ૦ સાફ ન મુડાયાથી આછા કેશ રહી જાય તે (અનાડી હજામે કરચા રાખ્યા).

**કરજ,** ન૦ [આ૦ કર્ઝ] કોઇની પાસથી વ્યાજે લિધેલું જે નાણું તે; દેવું; દેણ. કરજ કરવું, કરજ વાળવું—અદાકરવું એમ કેવાય છે. કરજે કાડવું—કરજ કરવું.

**કરજદાર,** વિ૦ કરજ કરનાર; દેણદાર.

**કરજાળી-ઝાળી,** સ્ત્રી૦ દીવા ઉપરના જે કોડિયામાં કાજળ પડે છે તે; મેસ પાડવાનું કોડિયું.

**કરઞ્જ,** ન૦ [સં૦] એક જાતનું ઝાડ.

**કરઞ્જ-ઞ્જો,** પુ૦ [ હિં૦ ] ફુવારો.

**કરડ,** સ્ત્રી૦ ભરડેલું ભાત—એમાંથી નિકળેલા ચોખા તે. કરડના ચોખા કેવાય છે. ૨ ચુલાની અન્દરની બળેલી માટી. ૩ કેરી, કેળાં, ઘાસ વગેરે ખરીદી કરનારને સેંકડા ઉપર જે પાંચ, દશ જાસ્તી મળે તે.

**કરડકણું,** વિ૦ કરડવાની ટેવ હોય તેવું.

**કરડપાંચમ,** સ્ત્રી૦ શ્રાવણ સુદ પાંચેમ. એ દાડે બૈરાંઓ કરડની ખિચડી ખાય છે.

**કરડવું,** ક્રિ૦ સ૦ કોઇની ચાંમડી ઉપર દાંત દેવા—પાડવા; બચકું ભરવું; કરડી ખાવું.

**કરડાપાટી,** સ્ત્રી૦ સોનીનું એક ઓજાર.

**કરડી-નજર,** સ્ત્રી૦ બીક લાગે તેવી—આકરી નજર. ૨ ગુસ્સો; જુલમ; શક્તિ. ૩ ગેર મેહેરબાની; અવકૃપા.

**કરડું, વિ૦** આકરું; સખત; કરડો તાપ. ૨ તાતા સ્વભાવનું; સખતી કરનાર (ઉપરી).

**કરડો, પુ૦** પગને અઙ્ગુઠે ઘાલવાની રૂપાની અને હાથની આંગળિયે ઘાલવાની રૂપાં—સુનાંની જે જાડી વીંટી તે—એની જોડ હોય છે જે કરડા કેવાય છે. ૨ કનકવાની ઊભી કામડી. ૩ સોનીનું એક ઓજાર. ૪ આકરો; ગરમ. એની નજર કરડી છે.

**કરણ, ન૦ [ સં૦ ]** કોઇ પણ ક્રિયાનું જે સાધન તે; જે વડે—જેની મારફતે કંઇ કામ થાય તે.—રામે, વાલી વાનરને બાણે માર્યો—કરણ તૃતીયા વિભક્તિમાં જ આવે. ૨ તીસ ઘડી અથવા બાર કલાક અથવા અડધી તિથિ જેટલો જે કાળ તે—એ સહુ મળીને ૧૧ છે-બવ, બાલવ, કૌલવ, તૈતિલ, ગરજ, વણિજ, વિષ્ટિ, શકુનિ, ચતુષ્પદ, નાગ, કિંસ્તુઘ્ન (જ્યોતિષ). ૩ કરવું તેઃ-શુદ્ધિકરણ, પઞ્ચીકરણ, એકીકરણ. ઇ૦ ૪ [સં૦ કિરણ].

**કરણ, સ્રી૦** એક ઝાડ. એનાં ફૂલ દેવને ચડે છે.

**કરણહાર, વિ૦** કરતા હરતા; કરનાર.

**કરણી, સ્રી૦** જે પ્રકારે કર્મ કરવાં તે. કરવું—કિધેલું તે (કરણી તેવી પાર ઉતરણી). યોગ્ય કર્મ કરવાં તે સારી અને અયોગ્ય કરવાં તે નરસી કરણી કેવાય. ૨ કડિયાની થાપી. ૩ જેનું મૂળ નિઃશેષ ન નિકળી શકે તેવી સઙ્ખ્યા—√૩, ∛૭, વગેરે (ગણિતમાં).

**કરણીકા, સ્રી૦** ફૂલની અન્દરનો ભાગ જેમાં બી થાય છે તે.

**કરણીય, વિ૦ [ સં૦ ]** કરવાને યોગ્ય.

**કરાડ, પુ૦** પક્ષી વિશેષ.

**કરણ્ડ, પુ૦** પક્ષી વિશેષ.

**કરણ્ડો, પુ૦ [સં૦ કરણ્ડ]** કણ્ડિયો. **સ્રી૦ કરણ્ડી,** વાંસનો નાનો કણ્ડિયો.

**કુ-રત, સ્રી૦** રત—મોસમ નહિ તે; અયોગ્ય સમય.

**કરતલ, ન૦ [ સં૦ ]** હથેલી.

**કરતવ, ન૦ [ સં૦ કર્તવ્ય ]** કરવાનું તે; કૃત્ય.

**કરતાં, અ૦** બે જણનો અથવા બે વસ્તુનો મુકાબલો કરતી વખત એક બીજાના ગુણ અને સઙ્ખ્યામાં ઉતર ચડ અથવા કમી જાસ્તી દેખાડવાને જે શબ્દ તે એની વચમાં મુકવામાં આવે છે તે. વેળાએ પઞ્ચમી વિભક્તિનો પ્રત્યય **થી-થકી, કરતાં** એ શબ્દનું કામ ચલાવે છે—પરમાર્થ **કરતાં** બીજું મોટું પુણ્ય કંઇ નથી; ધનથી પ્રતિષ્ઠા સોગણી સારી. ૨ છે તો પણ; છતે જો.—ત્યાં જવાની મારી સલાહ નથી એમ **કરતાં** જશો તો તમારે તમારું ભોગવી લેવું પડશે. નાપાસ થવા જેવું છે તો ખરું તે **કરતાં** પરીક્ષામાં જજો. કરવું એ ઉપરથી કરતાં એટલે જ્યારે કામ ચાલતું હોય ત્યારે.

**કરતા-કરતાર, પુ૦ [ સં૦ કર્તા ]** બનાવનાર; રચનાર; પેદા કરનાર; [૨ ઇશ્વર.

**કરતાલ-ળ, સ્રી૦ [ સં૦ કરતાલિકા-લા ]** તાલ રાખવાનું જે સાધન તે.—અઙ્ગુઠો અને વચલી આંગળી એ બેને જોરે વગાડવાની લાકડાં અથવા ધાતુની જે બે ચીપો તે, બન્ને હાથની મદદથી વાગતી જે પિત્તળની—કાંસાની થોડી પોલી ચકતિયો; **કાંસીયાં;** ઝાંઝ.

**કરતૂક-ત, ન૦** કરતવ; કૃત્ય; કર્મ (નઠારાં).

**કરતો કારવતો,** કારભારી,

**કરતો હરતો,** સત્તાધારી.

**કરનાર, વિ૦** જે કોઈ કંઈ કામ કરે તે.

**કરન્તાં,** કામ કરતાં (કવિતામાં).

**કરપણ, વિ૦ [ સં૦ કૃપણ ]** કઞ્જુસ; બખીલ.

**કરપલ્લવ, પુ૦ [ સં૦ ]** હાથ (કવિતામાં). ૨ હાથનો સઙ્કેત. [ધાસ્તી.

**કરપ, પુ૦** અધિકાર-ઉપરીપણાનો ડોળ-દમામ. ૨ બીક;

**કરપલ્લવી, સ્રી૦** હાથની આંગળીના ચાળાથી સઙ્કેતમાં વાત કરવાની રીત; હાથનાં નામાં.

**કરપવું, ક્રિ૦ સ૦** થોડું થોડું કરડવું. ૨ કાતરવું.

**કરપા, પુ૦** કરચા. **સ્રી૦** કૃપા.

**કરપાલ, ન૦** તરવાર. ૨ આંગળાનો નખ.

**કરપી-ણ, વિ૦ [ સં૦ કૃપણ ]** કઞ્જુસ; બખીલ; જેને હાથેથી કંઇ છુટે નહીં તે. દીન. ૨ નિર્દય.

**કરબ, પુ૦ અ૦** મોટો ધાક; હાક.

**કરબડી, સ્રી૦** ખબુતર વગેરે પક્ષીઓને દાણા નાખવાનું લાકડાંનું જે બારીએ બાંધી રાખવામાં આવે છે તે. ૨ કળપી; રાંપી.

**કરબોરું, ન૦** બરુની જાતનું જાડું ઘાસ.

**કરમ, ન૦ [ સં૦ કર્મ ]** કરવું; કામ; કર્મ. ૨ નસીબ; ભાગ્ય; ભાયેગ; કપાળ. ૩ ઘાતકી—નિર્દય કામ. (અરેરે શું કરમ કરે છે). ૪ રસ્તો માપવાની લાકડી. એ લમ્બાઇમાં બે કદમ હોય છે. કરમ ઉઘડવું—નસીબ ખુલવું. **કરમ બાંધવાં**-પાપ કરવાં. નઠારી દશા થવા જેવાં કર્મ કરવાં. **કરમ-ફૂટ્યું**—અભાગિયું. **કરમના ભોગ**-નઠારી દશા થવી. 'જનમ આપે જનેતા, પણ કરમ ન આપે કોય.' [છે તે.

**કરમ, પુ૦ [સં૦ કૃમી]** પેટમાં લામ્બા ધોળા જે જીવ થાય

**કરમકહાણી, સ્રી૦** ભુંડાં નસીબની વાત; દુઃખનું વર્ણન. ૨ પોતાની વડાઇની વાત. ૩ નજીવી વાત; ટાયલું.

**કરમદી, સ્રી૦** એક જાતનું ઝાડ.

**કરમદું, ન૦** કરમદીનું જે ફળ તે. એ કદમાં પસ્તાં જેવડું ને સ્વાદે ખાટું હોય છે ને અથાણા વગેરેમાં વપરાય છે. એ બે જાતનાં છે, એક સપેત ને એક લીલાં, ને પાકે તારે જાંબુવા રઙ્ગનાં થાય છે.

**કરમ-બખસેશ,** **સ્ત્રી૦ [ આ૦ ]** ભાગ્યશાળીપણું. ૨ સખાવત; ઉદારતા. ૩ ક્ષમા.

**કરમલડો, કરમો.**

**કરમવેરો, પુ૦** માથા દીઠ આપવો પડતો જે કર તે. (સરકારને); જજીયો. ૨ નસીબમાં લખાવેલી જે વેઠ તે.

**કરમાણી અજમો, પુ૦** ગાંધીને ઘેર મળતું એક કડવું ઓસડિયું ( અજમોદની જાત ).

**કરમાધરમી, અ૦** નસીબમાં હશે અને પૂન કીધું હશે તે પ્રમાણે. 'સોદો તો કીધો છે હવે નફો કરમાધરમી છે.'

**કરમાવું, ક્રિ૦ અ૦** તેજ—રસવનાનું થઈ જવું; સુકું થવું. ૨ સંકોડાવું; બીડાવું.

**કરમાળા, સ્ત્રી૦** આંગળીના કાપા ગણીને જપ કરવો તે. ૨ હાથમાં રાખેલી જપ કરવાની માળા.

**કરમી, વિ૦** નસીબદાર; ભાગ્યશાળી; સકરમી.

**કરમો, પુ૦** રાંધેલા ભાતમાં દહીં ભેળી જીરું મીઠું નાખી માતાને જે નૈવેદ ધરે છે તે.

**કરમોડવું, ક્રિ૦ સ૦** ઘી—દીવેલ વગેરે પદાર્થ થોડોક લઈને અનાજ સાથે ચોળવો—મસળવો; મોવું. ૨ ગોળવું. 'દહીં ને ભાત કરમોડીને ખાજે.'

**કરમોડિયા, પુ૦** ઢોરને થતો એક રોગ.

**કરલ, સ્ત્રી૦** ચિકણું; કઠણ મટોડું (ખડકના ભાગવાળું).

**કરવડો, પુ૦** તાંબા પિત્તળનું-ઘણું કરીને-મટોડીનું વાસણ જેને ટુંકું નાળવું હોય છે તે.

**કરવત, સ્ત્રી૦ [ સં૦ કરપત્ર ]** લાકડું વેરી પાટિયાં પાડવાનું દાંતાવાળું લોઢાનું હથિયાર. કરવત મુકાવવી એટલે ઊંધે માથે ટટાર બન્ધાઈને ગુફા આગળથી કરવત મુકાવી લાકડાંની પેઠે વેરાઈ જવું—એમ કીધાથી આવતે જન્મ મનમાન્યું સુખ મળે છે એવી એક ધર્મ ઘેલાઈ અસલ ચાલતી હતી. 'કાશીનું કરવત' એ કેતી છે.

**કરવતી, સ્ત્રી૦** નાની કરવત. ૨ સોનીનું એક ઓજાર. ૩ એક જાતની ઘોડાગાડી.

**કરવતીકોર, સ્ત્રી૦** કરવતના આકારની જે કોર—છેડો તે.

**કરવતીદાવ, પુ૦** કુસ્તી કરવાનો એક પેચ.

**કરવરું, વિ૦** જે વરસનો પાક આઠ આનીથી ઓછો હોય તે.

**કરવરુંવર્ષ, ન૦** જે વર્ષમાં આઠ આનીથી ઓછો પાક થયો હોય તે.

**કરવીર, ન૦ [સં૦]** એક જાતનું ફૂલ; કરેણનું ફૂલ.

**કરવું, ક્રિ૦ સ૦ [ સં૦ કૃ ]** હરેક વસ્તુ—વિચારીને ધારેલી હાલતપર લાવવા સારુ તે ઉપર મેહેનત લેવી. ૨ મેહેનત લઈ ધાર્યું કામ પાર પાડવું; પૂર્ણ હાલતમાં લાવવું; બજાવવું. ૩ નવું ઉપજાવવું; નવી દશામાં આણવું; બનાવવું. ૪ પાળવું; વ્રત દાખલ ગણવું. તે મઙ્ગળવાર કરે છે.

**કરશણ, ન૦** જાર—બાજરીનું ડુંડું; કણસું. ૨ ખેતી. ૩ ખેતરમાં ઓરેલાં અનાજના જે છોડો તે; મોલ. 'આણ કરશણ સારું છે.'

**કરશાણી, પુ૦ [સં૦ કર્ષણ—ખેતી]** ખેડુત. 'પંડિત તે તે વિદ્યા કરસણી, સંત તો છે તે ફળના ધણી.' (અખો).

**કરસફ, પુ૦ [આ૦]** ખડિયામાં ઘાલવાના સુતર રેસમના જે રેસા તે. ૨ અડકાયલી ઔરી જે ચિથરાં કામમાં આણે છે તે.

**કરાં, ન૦ [સં૦ કર]** હવામાંથી છુટું પડી બન્ધાઈ ગયલું અતિ ટાઢું પાણી જે નાના મોટા પથ્થરના આકારમાં વરસે છે; એક પ્રકારનો બરફ.

**કરાંજવું-ઝવું, ક્રિ૦ અ૦** ઝાડે જતાં વાર લાગતી હોય તો જલદીથી ખુલાસો કરવા સારુ દમ ઊંચો રાખી પેટને જોર આપવું.

**કરાંટી-ઠી, સ્ત્રી૦** કપાસ તુવર વગેરેનાં સુકાઇ ગયલાં ઝાડવાં—ડાળાં.

**કરાઈ, પુ૦** પાટિયાં વેરનારો.

**કરાએલ, વિ૦** શોભી રયલું; કળા કરી હોય તેવું.—મોર પોતાનાં પીછાં, ઉભાં મુગટના આકારમાં કરે છે ત્યારે તે કરાએલ કેવાય છે.

**કરાખી, સ્ત્રી૦** સ્ત્રીઓની કાંચળીનો બગલ ઢાંકવાનો ભાગ; કાખી.

**કરાડ, પુ૦** પર્વતના કરાડા.

**કરાડી, સ્ત્રી૦** નદી અથવા ખાડીના કિનારા આગળની જે જમીનમાં ખાંડા—ખોભાણ હોયાને લીધે જ્યાં ઘણું પાણી રે તે. ૨ સોનીનું એક ઓજાર.

**કરાડો, પુ૦** નદીના કિનારાનો જે ભાગ ઊંચો અને છેક સીધો આવી રયો હોય તે; ભેખડ. ૨ જે આડાં લાકડાંની ઉપર વેરવાનું લાકડું ઊભું કરવામાં આવે છે તે.

**કરાણી, પુ૦** વાણના ધણીની તરફથી વાણમાં તપાસ રાખવાને નિમાયલો જે પુરુષ તે. એ, વાણની દરએક સફરે સાથે જાય છે ને આવે છે.

**કરામત, સ્ત્રી૦ [આ૦]** યુક્તિ; કળા. ૨ કિસબ; હુન્નર. ૩ જાદુ; મોહ; અચરતી.

**કરાર, પુ૦ [આ૦]** કબૂલાત; વચન. ૨ ઠરાવ; પાકો વિચાર. ૩ ચેહેન; નિરાંત; આસાએશ. ૪ રોગથકી છુટું—સારુ થવું. 'એને કરાર થયો—વળ્યો.'

**કરારદાદ, પુ૦ [ આ૦ ]** કબૂલાતનો કાગળ. ૨ ટણ્ટો માંડીવાળવા સમ્બન્ધી જે કાગળ તે.

**કરાડિયો, પુ૦ કરોળિયો.**

**કરાળ, વિ૦ [ સં૦ કરાલ]** વિકરાળ; ભયંકર; બિયામણું.

**કરાળિયો, પુ૦ કરોળિયો.**

**કરિણી, સ્ત્રી૦ [ સં૦ ]** હાથણી.

**કરિપુચ્છ, ન૦** હાથીનું પુછડું.

**કરિરદ,** પુ૦ હાથીના દાંત [વગેરે જે ચીજ તે.
**કરિયાણું,** ન૦ ગાંધીને ઘેર મળતી ઓસડ મસાલા
**કરિયાતું,** ન૦ ગાંધીને ઘેર મળતું એક કડવું ઓસડિયું—એ તાવ ઉપર આપવામાં આવે છે. કરિયાતાંની પાંદડી.
**કરી,** પુ૦ [ સં૦ ] હાથથી.
**કરી,–સ્ત્રી૦** માંદાં—આજારી માણસે ખાવા પીવામાં કેટલીએક ચીજની બન્ધી રાખવી તે; બન્ધી; પરેજી; પથ્ય. [કરીને આમ થયું.
**કરી-કરીને,** અ૦ થી; વડે. છરીયે કરી કપાયું; તેણે
**કરીમ,** વિ૦ [ આ૦ ] મેહેરબાન; સખી; ઉદાર, પુ૦ દુનિયાનો ધણી; ઇશ્વર.
**કરીયાવર,** પુ૦ કરીયા વ્યવહાર; રીતભાત. ૨ સ્ત્રીઓને પિહેરથી સાસરે મોકલતાં જે લૂગડાં ઘરેણાં કરે છે તે.
**કરીર,** ન૦ [ સં૦ ] કેરાંનું ઝાડ.
**કરુણા,** સ્ત્રી૦ [સં૦] પારકાનું દુઃખ જોયાથી અથવા સાંભળ્યાથી દિલનું જે પિગળવું થાય તે; દયા; કૃપા.
**કરુણાકર,** વિ૦ દયાની ખાણ.
**કરુણાપાત્ર,** વિ૦ કરુણા—દયા કરવાને યોગ્ય.
**કરુણારસ,** પુ૦ [ સં૦ ] (કાવ્યશાસ્ત્રમાં) નવરસ કેવાય છે તેમાંનો એક–જેથી શોક થઇ દયા ઉપજે તે.
**કરુણાસાગર,** વિ૦ દયાનો સમુદ્ર–થી ભરેલો.
**કરુણાળું,** વિ૦ કરુણાથી ભરેલું.
**કરુવરુ,** અ૦ વડવડ કરવું; વારે વારે કે કે કરવું.
**કરૂપ,** વિ૦ [ સં૦ કુરૂપ] દેખાવમાં નઠારું; રૂપ વગરનું; બદસુરત; બેડોળ; વરવું.
**કરૂર,** ક્રૂર.
**કરેઠી,** સ્ત્રી૦ કળોટી.
**કરેઠું,** ન૦ ગાય—ભેંસનું વિયાયા પછીનું તરતનું દુધ; ખરેટું. ૨ વિંધારાની સોયનો ચાથો.
**કરેડા,** રેંટિયાની બેસણીમાં જે બે ઉભાં લાકડાં હોય છે તે.
**કરેણ,** સ્ત્રી૦ એ નામનું ઝાડ. [ફૂલ તે.
**કરેણાં,** ન૦ [સં૦ કરવીર] કરેણ નામનાં ઝાડનાં જે
**કરેણો,** પુ૦ કરેણનું ફૂલ અથવા ઝાડ.
**કરેલું,** ન૦ કારેલું.
**કરૈ,** પુ૦ પાટિયાં ઉતારવા સારુ કરવતથી જેઓ લાકડાં વેરે તે; પાટિયાં વેરનાર.
**કરૈઆં,** ન૦ છાપરાનો ઢાળ ઉતારવા બાજુના કરાપર બે ખુણાનું ચડઉતર ચણતર.
**કરો,** પુ૦ ઘરની બાજુએ ઇટ તથા છો—મટોડું અથવા પથ્થર ચુનાનું જે ઊંચું ચણતર તે; દીવાલ. એકલાં મટોડાંનું ચણતર ત ભીંત.
**કરોચ,** પુ૦ કૂકડો (જૈન ગ્રન્થ).
**કરોચલી,** કરચલી. [કાખની વચમાનું).
**કરોઠ,** સ્ત્રી૦ શરીરનું ડાબું—જમણું પાસું (કેડ અને

**કરોઠું,** ન૦ એકાદાં ધર્મ કર્મ—વ્રત પાળવાનો વરસોવરસનો જે ધારો તે. 'તેને ઘેર માતા માડવાનું કરોઠું છે.' 'જો કંઇ વધારે ખટપટ કરવા જઇશ તો કરોઠું પડશે.'
**કરોડ,** સ્ત્રી૦ બરડાનું હાડકું; બરડાની ચાંક. ૨ કરોઠ.
**કરોડ,** વિ૦ [ સં૦ કોટિ ] સો લાખની સઙ્ખ્યા બતાવે છે; ૧૦૦૦૦૦૦૦.
**કરોડપતિ—ડાધિપતિ,** વિ૦ કરોડ રૂપિયાનો ધણી; ઘણોજ પૈસાદાર; તાલેવાન.
**કરોડો,** વિ૦ ઘણા એક કરોડ; અસઙ્ખ્યાત; પુષ્કળ.
**કરોઢાન,** ડબ્બો; જેમાં કંઈ પદાર્થ ઢંકાય તેવું ઢાંકણાંવાળું વાસણ.
**કરોધ,** વિ૦ ક્રોધ.
**કરોળિયો,** પુ૦ એક જાતનો જીવડો—એ પોતાના શરીરમાંથી લાળ કાઢીને જાળાં બાંધે છે. એ પડ બાંધી તેમાં વિયાય છે. ૨ શરીરના એકાદા ભાગની ચામડી ઉપર જે આછા સફેદ ડાઘ જેવું થાય તે (એક રોગ). ૩ માટીનાં વાસણ વેચનાર. ૪ એક વેલો ને તેનાં બી. એ બી ચણોઠીના જેવાં પણ કાળાં ને મોઢુ ધોળું એવાં થાય છે. [રાશિ.
**કર્ક,** પુ૦ [સં૦] કરચલો. સ્ત્રી૦ બાર મધ્યેની ચોથી
**કર્કશ,** વિ૦ [સં૦] કઠોર—સખત લાગે તેવું કઠણ (શબ્દ વગેરે). ૨ કડવાબોલું; ચિડિયું; નઠારા સ્વભાવનું.
**કર્કશા,** સ્ત્રી૦ લડાઇ–કજીઆ કરનારી સ્ત્રી; વડવાડિયણ; નઠારી સ્ત્રી. 'કર્કશા વાણીવાળી'.
**કર્કાર્ક,** પુ૦ [સં૦] કર્ક રાશિનો સૂર્ય.
**કર્જર્થ,** વિ૦ દુઃખ દેવા યોગ્ય.
**કર્ણ,** પુ૦ [સં૦] કાન; સાંભળવાની ઇન્દ્રી. ૨ કાટખુણ ત્રિકોણમાં કાટખુણાંની સામેની જે બાજુ તે. ૩ સુકાન.
**કર્ણધાર,** પુ૦ સુકાની.
**કર્ણપરમ્પરા,** એક કાનથી બીજે કાન; સાંભળેલી વાત.
**કર્ણપિશાચ,** પુ૦ [ સં૦ ] મંત્રથી વશ થતો એક પિશાચ (એક જાતનું ભૂત) છે. જો તાબે થયો તો તે ભૂત, વર્તમાન કાળની વાતો ઉપાસકના કાનમાં અદસ્ય રૂપે કે છે.
**કર્ણફૂલ,** ન૦ કાને ઘાલવાનું સ્ત્રીઓનું ઘરેણું.
**કર્ત્તરિપ્રયોગ,** પુ૦ [સં૦] જે પ્રયોગ—વાક્યમાં કર્ત્તાનાં લિઙ્ગવચનનો સમ્બન્ધ ક્રિયાપદ સાથે થાય છે તે. એ ત્રણ હોય છે; અકર્મક કર્ત્તરિ, સકર્મક કર્ત્તરિ અને ભાવ કર્ત્તરિ—'જમુ સમજી બેઠો,' 'ગઙ્ગા ખાતી નથી,' 'પેટમાં દુખે છે.'
**કર્ત્તરી,** સ્ત્રી૦ [ સં૦ ] કાતર. [ફરજ.
**કર્ત્તવ્ય,** વિ૦ [સં૦] કરવાને ધારેલું— જરૂર હોય તેવું;
**કર્ત્તવ્યતા,** સ્ત્રી૦ [સં૦] કામ; કૃતિ; કર્મ. ૨ ફરજ; ધર્મ.

**કર્ત્તા,** વિ૦ [ સં૦ ] કરનાર; બનાવનાર. ૨ સત્તા ધરાવનાર; માલેક; ધણી. ૩ જગતનો રચનાર; ઇશ્વર. ૪ વાક્યના અર્થમાં ક્રિયાનું કરનારું ફલાણું છે એમ જેને વિષે બોલાતું હોય તે.—નામ (વ્યાકરણમાં)—'જગન્નાથ, જગતની તમામ વસ્તુઓની સમ્ભાળ લે છે.' એ વાક્યમાં **જગન્નાથ** એટલે ઇશ્વર એ, સમ્ભાળ લે છે એ ક્રિયાપદનો કર્તા છે.

**કર્ત્તાહર્ત્તા,** વિ૦ [ સં૦ ] કરનાર મારનાર; થાપનાર ઉથાપનાર. ૨ મુખ્ય ધણી—કારભારી.

**કર્તૃત્વ,** ન૦ [ સં૦ ] કરવાની જે શક્તિ તે. ૨ કર્તાપણું.

**કર્તૃવાચ્ય,** વિ૦ [ સં૦ ] કર્તાનું પ્રાધાન્ય હોય તેવું (વાક્ય).

**કર્દમ,** પુ૦ [ સં૦ ] કાદવ; કિચ્ચલ; ગારો; કચરો. ૨ જાતિ યોની જે ભેળસેળ તે; સઙ્કરપણું.

**કર્પૂર,** ન૦ [સં૦] કપૂર.

**કર્પૂરગૌર,** વિ૦ [સં૦] કપૂરના જેવું ગોરું. પુ૦ શિવ.

**કર્બૂર,** વિ૦ [ સં૦ ] કાબરું; કાબરચિતરું.

**કર્મ,** ન૦ [સં૦] કોઇ પણ કામ; કરવાનું—કરેલું તે. ૨ ધર્મ સમ્બન્ધી કામ કરવાં તે—સ્નાન, સન્ધ્યા. પુજા, પાઠ, જપ, હોમ વગેરે. એ ત્રણ કેવાય છે—નિત્ય, નૈમિત્તિક અને કામ્ય. ૩ ચાલ ચલણ; વર્તણૂક. ૪ સારાં—નીતિનાં કામ; સદાચાર. ૫ ફરજ; ધર્મ. ૬ કરતાની મેહેનત જેના ઉપર રે છે તે. તેણે રાજ્ય લીધું (વ્યાકરણમાં). ૭ નરસાં—અનીતિનાં કામ. ૮ નસીબ; ભાયેગ. ૯ પૂર્વે જન્મે કરેલાં સારાં નરસાં જે કામ તે. ૧૦ ઉદ્યોગ; કામકાજ. **કર્મ બાંધવાં**-પાપ કરવું. **કર્મનો કાળો**-નસીબનો ભુંડો. **કર્મના ભોગ**—નરસી દશા કે જેથી દુઃખ ભોગવવું પડે તે; નઠારું થવું.

**કર્મકાણ્ડ,** ન૦ [ સં૦ ] વેદના જે ભાગમાં કર્મ સમ્બન્ધી શિક્ષા છે તે. ૨ બ્રાહ્મણોએ જરૂર કરવાનાં એવાં જે કર્મો તે.

**કર્મણિદ્વિતીયા,** સ્ત્રી૦ [ સં૦ ] કર્મને અર્થે અથવા કર્મરૂપ જે દ્વિતીયા વિભક્તિ તે (વ્યાકરણમાં).

**કર્મણિપ્રયોગ,** પુ૦ [ સં૦ ] જે પ્રયોગ—વાક્યમાં કર્મનાં લિઙ્ગ વચનનો સમ્બન્ધ ક્રિયાપદ સાથે થાય છે તે.—**હરમાને લઙ્કા બાળી.**

**કર્મણિવાચ્ય,** વિ૦ [સં૦] કર્મનું પ્રાધાન્ય હોય તેવું (વાક્ય).

**કર્મત્યાગ,** સંસાર છોડી દેવો.

**કર્મનિષ્ઠ,** વિ૦ [સં૦] ધર્મની ક્રિયા પાળવામાં જે ઘણું બન્ધીલું—ચુસ્ત હોય તે.

**કર્મપાક,** વિ૦ પૂર્વજન્મમાં કરેલાં સારાં નરસાં કામનો બદલો મળવો તે.

**કર્મબન્ધ,** વિ૦ [સં૦] અનીતિનાં કામો કરવાથી બન્ધાઈ ગયલું—પાપી થયલું હોય તે.

**કર્મભૂમિ,** સ્ત્રી૦ ધર્મનાં કામો કરવાની ભૂમિ; ભરતખણ્ડ.

**કર્મભ્રષ્ટ,** વિ૦ [ સં૦ ] ધર્મમાં ફરમાવેલાં કામ ન કરનાર અથવા તેથી આડું ચાલનાર.

**કર્મમાર્ગ,** પુ૦ [સં૦] પાઠ પૂજા હોમ વગેરેનાં કર્મે કરીને સ્વર્ગે જવાય તે માર્ગ. (જ્ઞાન માર્ગ નહિ).

**કર્મયોગ,** પુ૦ [સં૦] નસીબનો જોગ; બનાવ.

**કર્મવશ,** પૂર્વજન્મમાં કરેલાં કામોથી નહિ જણાય એવું મળતું ફળ.

**કર્માતીત,** વિ૦ જેને કર્મનો પાશ સપડાવતો નથી તે; કર્મથી પર—જુદું.

**કર્માનુષ્ઠાન,** કોઇ પણ પ્રકારનું કર્મ કરવું; ફરજ બજાવવી.

**કર્માનુસાર,** ભાએગ પ્રમાણે.

**કર્માન્તર,** ન૦ શુભ કારજમાં અને ઘણું કરીને અધરણીમાં વિધિયુક્ત જે કર્મ ગોર કરાવે છે તે.

**કર્મિષ્ઠ,** વિ૦ [સં૦] જે નિત્ય સ્નાન સન્ધ્યા હોમ કરે તે. ૨ સદા કર્મ કરવામાં મણ્ડ્યો રેનાર.

**કર્મેન્દ્રિય,** સ્ત્રી૦ [સં૦] જે ઇન્દ્રિયે કામો થાય છે તે. એ પાંચ છે. **ઇન્દ્રિય** એ શબ્દ જોવો.

**કર્ષણ,** ન૦ [સં૦] જમીન ખેડવી તે; ખેતી કરવી તે.

**કર્ષિતા** વિ૦ દુબળા.

**કલ,** પુ૦ [સં૦] ઝીણો શબ્દ—પક્ષીનું ગાવું, ભમરાનું ગુણગુણવું વગેરે. ૨ ઝોક; વલણ; ઇચ્છા. ૩ મધરાતનું અથવા બપોરનું થોડુંએક વટવું તે.

**કલક,** ન૦ પકવેલી ધાતુનો ભૂકો જે બીજામાં મેલવવાથી એના રૂપમાં ફેરફાર કરે છે તે.

**કલકલ,** પુ૦ ઘણાંએક માણસ પશુ પક્ષી વગેરેનો જે ભેળો ન સમજાય તેવો શબ્દ—અવાજ; ગોંધાટ.

**કલકલવું,** કકલવું.

**કલકલાટ,** પુ૦ કલકલાણ.

**કલકલાણ,** ન૦ ગોંધાટ.

**કલકી,** કલ્કી.

**કલખાપરી,** સ્ત્રી૦ પકાવેલી માટીની એક વસ્તુ—એ દવાના કામમાં આવે છે.

**કલગી,** સ્ત્રી૦ પાઘડી, ટોપી ઉપર ખોસેલું જે મોરપીછ—સોનામાં હીરા માણેક જડેલું એ આકારનું જે ઘરેણું તે. ૨ ઘોડાના માથા ઉપર શોભાને માટે પીછનો જે તોરો મુકવામાં આવે છે તે. ૩ ફુલનો નાનો ગોટો. ૪ આદિશક્તિને ગાનારાઓની લાવણી. કલગીવાળા ને તોરાવાળા.

**કલગીદાર,** વિ૦ કલગીવાળું.

**કલગેર,** સ્ત્રી૦ સ્ત્રીઓને પેરવાનું એક જાતનું રેશમી લુગડું; બાંટ.

**કલઙ્ક, ન૦ [સં૦]** નઠારું કામ કર્યાથી જે બેઆબરુ થાય તે; બટ્ટો. ૨ નઠારું કામ કર્યાનું જે આળ ચડે તે. ૩ ડાઘ; ખોડ; લાઞ્છન—ઘણું કરીને ચન્દ્ર-બિમ્બમાં જે કાળો ડાઘ દેખાય છે તે.

**કલઙ્કી, વિ૦** કલઙ્કવાળું. ૨ કલ્કી.

**કલણ્ઠ, વિ૦** તોફાની; મસ્તીખોર. ૨ હઠીલું; લડકણું; વાળ્યું ન વળે તેવું (બાળક).

**કલણ્દર,** જુદી જુદી—મિશ્ર—જાતિયોના ભેળા થયલા માણસોમાંનો કોઇ પણ. ૨ પુ૦ [ફા૦] વાંદરા રીંછની રમત કરનાર; મદારી. ૩ એક પેલવાન (પારસી). ૪ મોટા જાડા શરીરનો માણસ.

**કલત્ર, ન૦ [સં૦]** પરણિયત સ્ત્રી; પત્ની; ભાર્યા. (પુત્ર [કલત્ર).

**કલપ, પુ૦** કલફ. ૨ કલ્પ.

**કલપના,** કલ્પના.

**કલપવું, ક્રિ૦ અ૦** શોક કરવો; ઘણાં દુઃખથી ગભરાવું; રડવું.

**કલપવું, ક્રિ૦ [સં૦]** ધારવું.

**કલપાન્ત, ન૦** અતીસે આકળાં પડીને શોક કરવો તે; આક્રન્દ; રડાપીટ.

**કલફ, પુ૦ [આ૦]** બાલે લગાડવાનો રઙ્ગ. જેથી બાલ કાલા થાય છે. 'દાડીયે કલફ લગાડયો છે.'

**કલબલ, સ્ત્રી૦** કલકલ; ગોંઘાટ.

**કલબલાટ, પુ૦** કલબલ; કલકલાણ.

**કલમ, સ્ત્રી૦ [સં૦ આ૦]** જે ઘડેલાં બરુ—છત્રીની સળી વગેરેથી લખી શકાય છે તે; લેખણ; કલેમ. ૨ નવું ઉપજાવેલું લખાણ; મુસદ્દો. ૩ અક્ષર; દસકત. ૪ બોલી; ભાષા. તે દશ કલમ જાણે છે. ૫ ચિતરવાની રીત—છટા. ૬ કોઈ લામ્બાં લખાણ—વિષય—બાબદનો નાનો ભાગ; પ્રકરણનો વિભાગ.—કાયદામાં બાબ, કલમ, અને રકમ એમ ઉતરતા અનુક્રમે હોય છે. ૭ કોઇ પણ ઝાડની ડાળી, કલમ આકારે છરતી કાપી, રોપ લાગવાને—ઉગવાને જમીનમાં ઘાલવી—રોપવી તે. ૨ (એક ઝાડનાં ઉપર બીજાનાં ફળ લગાડવા સારુ) એક ઝાડની ડાળી સાથે, તેના સરખી બીજા ઝાડની ડાળ જોઈ, તે એને જે જગોપરથી મેળવી દેવી હોય તે જગોપર વચમાંનો ગરભ દેખાય ત્યાં સુધી છોલી, બન્નેને મેળવી, એકએકના છેદમાં બેસતી કરી તેપર છાણ માટીનો લોચો વળગાડી ઉપર કપડું લપેટી દોરી બાંધી, તેની પર પાણી ટપકયા કરે તેવું નીચે છેદવાળું પાણીના વાસણનું સીકું બાંધવું, એમ કર્યાથી તે સન્ધાઈ જઈ તૈયાર થાય ત્યારે, જે ઝાડ કાયમ રાખવું હોય તે રેવા દઈ પેલાં બીજાં ઝાડની ડાળીના સાંધા નીચેથી કાપી મુકવી ને પછી જે પેલી વળગી—સન્ધાઈ રયલી ડાળી તે (કલમ). ૩ કોઇ પણ ઝાડની ડાળીએ છાણ માટીનો લોચો વળગાડી ઉપર કપડું બાંધી તેનીપર પાણીનું ટપકતું સીકું બાંધવું, એમ કર્યાથી તે ડાળીને તે જગોપરથી મુળ ફુટયા પછી તેને કાપી બીજી જગોએ રોપવી તે (કલમ). **કલમ કરવી**—બરુ વગેરે ઘડી કલમ બનાવવી; કલમ ઘડવી. **કલમ રોપવી**—ઝાડની ડાળી કાપી ભોંયમાં રોપી દેવી. ૨ કાપી નાંખવું. **કલમ કાપવી**—ફરીથી કોઈ ચાકરીએ ન રાખે તેવી રીતે ચાકરીથી બરતરફ કરવું; કાઢી મુકવું.

**કલમતરાશ, પુ૦ [ફા૦]** ચપ્પુ; ચાકુ; છરી.

**કલમ-દાન, ન૦** કલમ રાખવાનું લાકડાં, પીત્તળ વગેરેનું ઘર—ખડીયો.

**કલમ-બન્દી, સ્ત્રી૦ [ફા૦]** સરકારની સત્તાથી જપતી લઈ જઈ દેણદારની મિલકતની યાદી નોંધી લઈ રાખવી તે. એને કાચી કલમબન્દી પણ કે છે; જપતી; ટાંચ. ૨ જુદી જુદી કલમ બાંધીને—ભાગો પાડીને લખવું તે.

**કલમી-ન, સ્ત્રી૦** વાણમાં મોટા કુવાની પાછળનો જે કુવો અથવા તે કુવા ઉપરનો જે સડ તે; સુકાન તરફનો જે નાનો કુવો અથવા સડ તે.

**કલમો, પુ૦ [આ૦ કલામ]** કુરાનનું એકાદું વાકય; મુસલમાનનાં સરેહ—શાસ્ત્રનું એકાદું વચન; દીનનો ફરમાન.

**કલરવ, પુ૦** કુમળો મધુરો સ્વર (કોયલ અથવા હંસનાં બચ્ચાં વગેરેનો).૨ ઝાંઝરનો અવાજ; ઘુઘરિયોનો ધમકાર. 'કલરવ કલ હંસોના, કલવર કેરો કરે તિરસ્કાર.' (ચં.)

**કલવાર, વિ૦** ફોડ્યાથી સફેત દેખાય ને ખાધેથી દૂધ જેવી મીઠી લાગે તેવી તોફે.—લાલ સોપારી. (કાઠિ૦). ૨ કોયલી, કાજળીવાળી સોપારી (સુર૦).

**કલવો,** કુલૈવો.

**કલશ,-સ-પુ૦ [સં૦]** પાણીનું સાંકડા મોંનું અને નીચેથી પોળા ઘાટનું વાસણ; પાણીનો લોટો; ૨ એક માપ. ૩ દેવાલયના શિખરપર સોના રૂપાના ગોળ ઘાટની અણીદાર મુકવામાં આવતી વસ્તુ.

**કલહ, પુ૦ [સં૦]** કજિયો; કફ્રાશ; લડાઇ. ૨ એકબીજા વચ્ચે ગાળાગાળી; મેણાંટોણાં.

**કલહાન્તરિતા, સ્ત્રી૦ [સં૦]** (કાવ્યશાસ્ત્રમાં) અષ્ટ નાયકામાંની એક;—કોઈ કારણસર ખૂબ રિસાય અને પ્રિય કાલાવાલા કરે તોપણ મનાય નહિ ને ઉલટી તેને બે વચન કે તેવી પણ પછવાડેથી ઘણી પસ્તાય અને વીરહથકી પીડિત થઇ છેક ગરીબ થઈ જાય તેવી જે સ્ત્રી તે. એને અભિસન્ધિતા પણ કે છે.

**કલાઈ,** કલૈ.

**કલાક, પુ૦ [અ૦]** દાડો રાત મળીને જે કાળ ગુજરે તેનો જે ૨૪ મો ભાગ તે; અવર; ૬૦ મિનિટ; ૨॥ ઘડી.

**કલાદ,** પુ૦ સોની.

**કલાપ, પુ૦ [સં૦]** માથાની લટોને ઉપરા ઉપરી વિટાળેથી મુગટના જેવો જે ઘાટ દેખાય તે—(જટાકલાપ); સમૂહ; જેથો—તન્તુકલાપ, પલ્લવકલાપ, કારણકલાપ, ઈ૦. ૨ મોરનું પુચ્છ. 'પામી નવો બર્હકલાપ પૂરો.' ૩ ચન્દ્ર. ૪ એકજ છન્દ-રાગમાં લખાયલું કાવ્ય. ૫ વાંસનું બી. ૬ કમલનું બી. ૭ બાણ મુકવાનું ભાથું; તુણીર.

**કલાપક, ન૦ [સં૦]** એકજ વિષયપર એકજ અનવયમાં રચવામાં આવેલા ચાર શ્લોક–કડીનો સમુદાય. ૨ એક છન્દમાં રચેલી લામ્બી કવિતા. **પુ૦** હાથીના ગળાનો દોરો. **સ્ત્રી૦** દોરી.

**કલાપી, પુ૦ [સં૦]** મોર. ૨ કોયલ. ૩ ચન્દ્ર. ૪ સ્ત્રી.

**કલાપીટ, સ્ત્રી૦** માથાફોડ. ૨ આક્રન્દ; રડી કુટી ગોંધાટ કરવો તે.

**કલાબતૂ, પુ૦ [ફા૦]** રેશમના દોરા ઉપર વિટાળેલો સોનાં રૂપાંનો જે તાર તે.

**કલાબો, પુ૦ [ફા૦]** અજુરખા વગેરેની બાંયોને મુકાવેલા જે કાપ તે. ૨ એવા કાપવાળી જે જમિન તે—એ ઉપરથીજ કુલાબો કેવાય છે.

**કૂલાર,** એક જાતનું નાનું ઝાડ- એ ઝાડ અથવા એનાં પાતરાં ઉબડિયું કરવામાં વપરાય છે. એ શિવને ચડે છે ને બહુ વાલું છે.

**કલાલ, પુ૦ [આ૦]** દારુ ગાળનારો અથવા વેચનારો; પીઠાંવાળો. એ શબ્દ સંસ્કૃત **કલ્યાપાલનો** પણ અપભ્રંશ કેવાઈ શકે.

**કલાલી, સ્ત્રી૦** કલાલનો ધન્ધો.

**કલાવવું,** ફોસલાવવું.

**કલીમલ, ન૦ [સં૦ કિલ્બિશ.]** ૧ અપરાધ. ૨ રોગ. ૩ પાપ. 'ત્રેતાપ કલીમલ કાપે' (શુ.).

**કલિ, [સં૦] કળજુગ** શબ્દ જોવો.

**કલિઙ્ગ, ન૦** એક જાતનું માંસાહારી પક્ષી જે સિંહના માથા ઉપર બેસીને સિંહના મુખનું ભક્ષ લઈ જાય છે.

**કલિઙ્ગ–ડું, કાલિઙ્ગડું.** ૨ એક દેશ. ૩ એ દેશમાં રેનાર.

**કલિત, વિ૦ ધા૦ [સં૦]** જાણેલું; સમજેલું.

**કલિન્દ, પુ૦** હિમાલય પર્વતનો એક ભાગ જેમાંથી યમુના નદી નિકળેલી છે તેથી કાલિન્દી–કલિન્દ કન્યા વગેરે નામો પડ્યાં છે.

**કુલિયાર, પુ૦** હરણના ટોળામાં જે સીંગડાવાળો મુખી હરણ તે; હરણો.

**કલિયુગ, [સં૦] કળજુગ** શબ્દ જોવો.

**કલુષ, ન૦ [સં૦]** પાપ. ૨ ક્રોધ. **સ્ત્રી૦** ભેંસ. **વિ૦** કાદવવાળું; ગન્દું; મલથી ભેળાયલું. ૨ ઘાતકી; દુષ્ટ.

**કલુષિત, વિ૦** પાપી; ઘાત કરનાર; અપવિત્ર. ૨ નઠારી વસ્તુથી ભેળાએલું.

**કલેઠ, કલણ્ઠ.**

**કલેક્ટર, પુ૦ [અં૦]** જમીન સમ્બન્ધી કુલ વસૂલ, મેહેસુલ, કર વગેરે ઉઘરાવનારો ને એ સમ્બન્ધી તમામ કામની તપાસ રાખનારો સરકારથી નિમાયલો જે મુખ્ય અધિકારી—કામદાર તે.

**કલેજું, કાળજું.**

**કલેડી, સ્ત્રી૦** વેતર ન થયું હોય તેવી ગાય, ભેંસ. ૨ નાનું કલેડું.

**કલેડું, ન૦ કૂલેડું.**

**કૂલેડું, ન૦** રોટલા વગેરે કરવાની ઠિકરાંની તાવડી. (લેચી પણ એ ઉપર થાય છે). ૨ ધાણીચણા સેકવાની ઠીબ. "સાસુ ભાંગે તે કલેડાં ને વહુ ભાંગે તે ઠીકરાં."

**કલેમ, કલમ.** [શરીર; ખોળિયું.

**કલેવર, ન૦ [સં૦]** માણસ—જનાવરનું ચૈતન્ય વિનાનું

**કૂલૈ, સ્ત્રી૦** સફેત પણ જરા પિળાસ મારતી એક ધાતુ. કૂલૈ કરવી—દેવી એટલે તાંબાં પિત્તળનાં વાસણને કલૈ લગાડવી. ૨ કાચની પાછળ પારાના ભેગ સાથે કલૈ લગાડવી (કે મોડું દેખાય). કલૈ કરાવવી (લાક્ષણિક અર્થમાં)—માથું મુડાવવું.

**કૂલૈગર–ઘડ–ઘડો,** કલૈ દેનાર અથવા કલૈના ઘાટ ઘડનારો.

**કૂલૈયું,** છાશ, દહી વગેરેને માટે તામડીના આકારનું કલૈનું વાસણ.

**કૂલૈસપેતો, પુ૦** ગાંધીને ત્યાં મળતો એક જાતનો ભૂકો—એ કોહ—પાકી ગયલા સૈયડ ઉપર ચોપડવામાં આવે છે.

**કલોડી,** વાછરડી.

**કલોઠુ, ન૦** રાડું.

**કલોલ, કલ્લોલ.**

**કૂલૌવો, પુ૦** પણનાર—વર—વરરાજા પણવા જતાં પેલાં—વરઘોડે ચડ્યા પેલાં કન્યાની તરફનાં બૈરાંઓ થાળીમાં લાડુ–ખાજા વગેરે લઇને વરને ખવડાવવા આવે છે તે. 'કલૌવો આવ્યો નથી.'

**કલ્કી, પુ૦ [સં૦]** વિષ્ણુનો દશમો અવતાર (થવાનો). ૨ લીલો ઘોડો.

**કલ્પ, પુ૦ [સં૦]** બ્રહ્માનો એક રાત દાડો; આપણાં ૪,૩૨,૦૦,૦૦,૦૦૦ વરસ; જગતની હૈયાતીનો અને પ્રલય થયા પછી પાછી ઉત્પત્તિ થાય ત્યાં સુધીનો જે કાળ તે. ૨ બ્રહ્માનો દાડો; જગતની ઉત્પત્તિ અને તેનો નાશ, એ બેની વચમાંનો કાળ. ૩ જગતનો પ્રલય; સૃષ્ટિનો નાશ. ૪ છ વેદાઙ્ગ કેવાય છે તેમાંનું એક;

ધર્મ સમ્બન્ધી કર્મ ક્રિયાનાં વર્ણન અને ફળો વિષે જાણ કરનારું શાસ્ત્ર; નિયોગ શાસ્ત્ર.

**કલ્પતરુ-દ્રુમ,** ન૦ ઇચ્છેલું આપે તેવું સ્વર્ગનું ઝાડ. એવાં પાંચ છે:-**પારિભદ્ર અથવા લિમ્બ, મન્દાર, પારિજાતક, સન્તાન અને હરિચન્દન.** ૨ જે ઝાડને ઘણો ફાલ આવતો હોય તે. ૩ જે ધન્ધામાંથી ઘણો લાભ થતો હોય તે.

**કલ્પના, સ્ત્રી૦ [સં૦]** હરેક વાતનો મનમાં પેલો જે આકાર બન્ધાય તે; મનમાં જે પ્રથમ વૃત્તિ ઉઠે તે; ધારણા. ૨ પ્રથમ વૃત્તિ ઉપરથી ઝટ લઇને બીજી નવી વૃત્તિ ઉત્પન્ન થાય તે; તર્ક; તુરફ્ફ; બુટ્ટા. ૩ કોઈ વાત કરવા સમ્બન્ધી મનમાં જે રચના કરી—ઘાટ ઘડયો હોય તે; જુગતી; કળા. ૪ મનમાં ધારેલી મૂર્તિ. ૫ અટકળ; સુમાર; અદમાસ; અનુમાન. ૬ શક; ભ્રાન્તિ.

**કલ્પનાશક્તિ, સ્ત્રી૦ [સં૦]** કલ્પના કરવાની જે શક્તિ તે.

**કલ્પનાસૃષ્ટિ, સ્ત્રી૦ [સં૦]** કલ્પનાથી જે પેદા થયલું તે; નવા નવા તુરફ્ફ—બુટ્ટા ઉઠાવીને રચેલી જે રચના—વાત તે.

**કલ્પનીય, વિ૦** કલ્પના કરવાને યોગ્ય. [(સ્વર્ગની).

**કલ્પલતા, સ્ત્રી૦ [સં૦]** ઇચ્છેલી વસ્તુ આપનારી વેલી

**કલ્પવું, ક્રિ૦ સ૦** કલ્પના કરવી; ધારવું.

**કલ્પવૃક્ષ, કલ્પતરુ.**

**કલ્પાન્ત, પુ૦ [સં૦]** કલ્પનો અન્ત—છેડો; જગતનો પ્રલય. ૨ મોટી હાનિ; મોટો નાશ; અતિશય અસહ્ય એવું જે દુઃખ તે. ૪ અતિશય જે રડવું—કકલવું—કુટવું—શોક કરવો તે.

**કલ્પિત, વિ૦ ધા૦ [સં૦]** તર્ક—કલ્પના—અનુમાન કરેલું; મનમાં ધારેલું. ૨ ખોટું (સાચાનું ઉલટું).

**કલ્મષ, વિ૦,** પાપ; ૨ મલીન; મેલો.

**કલ્યાણ, ન૦ [સં૦]** સારું થવું—હોવું તે; કુશળ; ક્ષેમ; સુખ; શુભ; મઙ્ગળ; સુદૈવ. ૨ એ નામનો રાગ-એની ઘણીએક જાતિ છે; એ દીવા થયા પછીથી તે છેક ૯ વાગા સુધી ગવાય છે.

**કલ્યાણી, સ્ત્રી૦** કલ્યાણ કરનારી દેવી. ૨ સોહાસણ સ્ત્રી. "પીઠી ચોળોરે પક્ષ કલ્યાણી." ૩ ઘેર ઘેર નકામી ભટકનારી સ્ત્રી તે. 'બાઈ કલ્યાણી.' ૪ ભાગ્યશાળી; સુખી (સ્ત્રી.)

**કલ્લા, પુ૦ [હિ૦]** લમણાં અથવા ગાલ ઉપર જે વાળના ગુચ્છા તે. (મૂછને લગતા ગાલ ઉપર હોય તેને થોભિયા પણ કે છે.)

**કલ્લા, સ્ત્રી૦** હાથને કાંડે ઘાલવાનું સોનાં—રૂપાંનું ઘરેણું. ૨ ચાર આંગળાં અને અઙ્ગુઠો એ થકી વળેલી લુગડાંની જે ઘડી તે.

**કલ્લું, ન૦** હાથને કાંડે ઘાલવાનું સોનાં—રૂપાંનું ઘરેણું. ૨ છૈરાંઓને પગે ઘાલવાનું રૂપાનું ઘરેણું.

**કલ્લો, પુ૦** બૂમ; ઘોંઘાટ. ૨ મુઠીમાં સમાય તેટલો ઘાસ વગેરેનો જથ્થો તે; કોળો; કોળી. ૩ જણુનારીની ઓર નિકળતાં ચડી ન જાય તેને માટે તેને પેટે જોરથી હાથ ડાબી રાખવો તે—કલ્લો દેવો કેવાય છે.

**કલ્લોલ, પુ૦ [સં૦]** પાણીનું જે ઊંચું નીચું થવું તે; મોજા; તુરફ્ફ; ઘોડા; ઓડા; લેર. ૨ ખુશીનો અવાજ; હરખમાં ગાવું, પોકારવું, મઝો કરવી તે; આનન્દ.

**કલ્હાર, ન૦ [સં૦]** સુગન્ધ આપતું એક સફેત ફૂલ.

**કવખત,** ઘટિત સમો નહિ તે.

**ક-વગું, વિ૦** વગ વગરનું. ૨ ક-ઠેકાણે હોય તેવું.

**કવચું, કવચું.**

**કવચ, ન૦ [સં૦]** શરીરનું રક્ષણ કરવા સારુ કુદરતી અથવા બનાવેલું જે ઢાંકણ તે—(ઝાડની છાલ અથવા અઙ્કુરઓ). ૨ વર્મ; બખતર; ચિલખત. ૩ ભૂત, પિશાચ, જાદુ ન નડે અથવા નડતાં હોય તે જાય તેને સારુ ભોજપત્ર વગેરે ઉપર લખેલા મન્ત્રની જે ચિઠ્ઠી માદળિયાં વગેરેમાં રાખી હાથે અથવા કોટે બાંધી રાખવામાં આવે છે તે. ૪ ભૂત પિતૃની પીડા ટાળનારું એકાદા દેવનું સ્તોત્ર; પાઠ—નારાયણકવચ, શિવકવચ ઇ૦. ૫ એવા પાઠનો એકેકો ભાગ તે-ચણ્ડીપાઠનાં કવચ.

**કવચ, કૌવચ.**

**કવચાં, ન૦** ધાતુ પુષ્ટી ઉપર કામ લાગતું ઓસડિયું.

**કવણ, સ૦** કોણ; કિયું; શું. (કવિતામાં.)

**કવન, ન૦ [સં૦]** કવિતા જોડવી તે. ૨ જે કવિતા કરી હોય તે. [કવરધું" (નળાખ્યાન).

**કવરધું, વિ૦** વાંકું; આડું; કડવું. "કોણે વચન કહ્યુંરે

**કવર્ગ, પુ૦ [સં૦]** ક, ખ, ગ, ઘ, અને ઙ એ પાંચ અક્ષરોનો જે વર્ગ તે.

**કવવું, ક્રિ૦ સ૦** કવિતા કરવી—"કવ્યું કવે તે શેનો કવિ, અને શિખી વાત તે શેની નવી". ૨ કેવું; કથવું.

**કવસ, સ્ત્રી૦** નઠારી સોબત. ૨ સ્ત્રીને રજસ્વળા આવવી; ઋતુશ્રાવ; અટકાવ.

**કવળાં, ન૦** છાપરાં ઉપર નળિયાંની જે એકેક ઓળ—હાર તે.

**કવાએત, સ્ત્રી૦ [આ૦]** લશ્કરી માણસોને લડાઇના કામ સારુ તરબિએત કરવાં—શિખવવાં તે. ૨ જુગતી; કળા; રચના.

**ક-વાટ, સ્ત્રી૦** નરસો માર્ગ-રસ્તો. ૨ નઠારી-આડી રીત.

**કવાબ, પુ૦ [ફા૦]** છુંદી કચુમર કરેલા ગોશના સેકી અથવા તળી કાડેલા જે નાના ગોળા તે. 'કવાબમાં હાડકું'-સારા કામમાં નડતર કરનાર.

**કવાલ**, પુ૦ [અ૦] ખ્યાલ ગાનારો. ૨ ખ્યાલ.

**કવાલી**, વિ૦ ખ્યાલનું (ગાણું). ૨ કવાલ—ખ્યાલ ગાનાર.

**કુ-વાસ**, પુ૦ નઠારે ઠેકાણે રેવું થાય તે. ૨ દુર્ગન્ધ; બો.

**કવિ**, પુ૦ [સં૦ કુ—શબ્દ કરવો—સ્તુતિ કરવી] કવિતા—કાવ્ય કરનાર; શાયર.—જ્યાં ન પોંચે રવિ ત્યાં પોંચે કવિ. વિ૦ વિદ્વાન; પણ્ડિત; ડાચું; વિચારવાન્.

**કવિત**, ન૦ [હિં૦] એક રીતની કવિતા.—એમાં ૩૧ અથવા ૩૨ અક્ષરોનું અક્રેકું ચરણ હોય છે.

**કવિતા**, સ્રી૦ [સં૦] રસ ઉત્પન્ન કરનારી વાણી. ૨ અર્થ રસરૂપી જીવવાળી અને અક્ષર—માત્રા—તાલના નિયમથી કરેલી જે શબ્દરચના તે; કાવ્ય; શાયરી. ૩ નિયમવાળી શબ્દ રચના; પદબન્ધ. ૪ કવિતા કરનારો કવિ—"કહે કવિતા કરજોડ" (સામળ); અને કેટલાક લોક હાલ પણ કવિને કવિતા કે છે—તે તો કવિતા છે.—**કવિતારૂપ**, વિ૦ કવિતામાં હોય છે તેવી ચમત્કૃતિવાળું.

**કવિત્વ**, ન૦ [સં૦] કવિતા કરવાની શક્તિ. ૨ કવિતા.

**કુ-વિદ્યા**, સ્રી૦ સ્રીઓને ભોળવવા સારુ જુક્તિનું આડું પણ મીઠું મીઠું બોલવું તે. ૨ ઠગાઈ; લુચ્ચાઈ; હૈયામેલ.

**કવિરાજ**, પુ૦ બીજા બધા કવિયોમાં શોભતો જે કવિ તે; કવિયોમાં રાજા.

**કવીન્દ્ર**, પુ૦ દેવતાઓમાં ઈન્દ્ર તેમ કવિયોમાં જે ઈન્દ્ર—મોટો—શ્રેષ્ઠ—હોશિયાર—વિદ્વાન્ તે.

**કવીશ્વર**, પુ૦ [સં૦] કવિયોમાં જે સહુથી મોટો તે; સર્વ લોકને માન્ય તે.

**કવું**, ક્રિ૦ વર્ણન કરવું.

**કવેશ્વર-સર**, પુ૦ કવિ; મોટો કવિ.

**કુ-વેળા**, સ્રી૦ યોગ્ય સમય નહિ તે; ખોટી—નઠારી વેળા; સન્ધ્યાકાળ. 'વેળા કુ-વેળા આવી નડે છે.'

**કવ્ય**, ન૦ [સં૦] પિતૃને પિણ્ડ ભોજન વગેરે આપવું તે (અગ્નિનાં બલિદાનને હવ્ય કે છે).

**કશ**, સ્રી૦ નરાજ; કોશ; ખોદવાનું લોડાંનું હથિયાર.

**કશ**, પુ૦ કસ.

**કશાણું**, ન૦ કણસું; ડુંડું (અનાજનું).

**કશલી**, સ્રી૦ નાનો કળશિયો; કળશિયાની ઉપર બરોબર બેસતું મુકાય તેવું નાનું ગોળ સાંકડા મોનું વાસણ.

**કશાણું**, **કસણું**.

**કશું**, વિ૦ કોઈ; કંઈ.

**કષાય**, પુ૦ [સં૦] કાવો; ઉકાળો; કાઢો. ૨ કટાણો સવાદ. ૩ રાતી મટોડીના જેવો રંગ. **કષાય**, [સં૦ કષાયતિ]—રંગેલું; રંગના—વૃત્તિના પાશવાળું—"જે ઇન્દ્રિયે જે કષાય કર્યું, તેથી કામ ત્યાં તેવું સર્યું; મુખે બોલ બોલે છે બહુ, અને ગુહ્યે બોલે તો નન્દે સહુ" (અખો). ૨ કાટ; મેલ; કાળક. ૩ દોષ. ૪ રંગ. 'અખા કૃત્યનો ચડશે કષાય.' ૫ પ્રપઞ્ચમાં આસક્તિ. ૬ મનનો સન્તાપ; વ્યગ્રતા.

**કષ્ટ**, ન૦ [સં૦] શરીરને જે મેહેનત—પીડા પડે તે. ૨ દુ:ખ; પીડા; કષ્ટ પડવું—પામવું.

**કષ્ટજન્યા**, સ્રી૦ વિ૦ કષ્ટ ભોગવવા માટે ઉત્પન્ન થયેલી.

**કષ્ટમોચન**, વિ૦ કૃષ્ણનું એક નામ; ૨ દુ:ખમાંથી છોડવનાર.

**કષ્ટાવું**, ક્રિ૦ અ૦ જાણતાં પેલાં પીડાવું (સ્રી). 'તે બહુ કષ્ટાય છે.' કષ્ટાવું તે વિશેષ અર્થમાં છે ને કષ્ટ પામવું એ સાધારણ અર્થમાં છે.

**કષ્ટિત-કષ્ટી**, વિ૦ ધા૦ દુ:ખી; પીડિત.

**કષ્ટો**, સ્રી૦ દેવા પેટે ઠરાવેલી મુદતે પૈસા આપવા તે; કાંધાં; હપ્તાં.

**કસ**, પુ૦ [સં૦ કષ] કસોટી ઉપરથી નક્કી કરેલું સોના—રૂપાનું સરસ—નરસપણું તે; સોનાં—રૂપાંની પરીક્ષા. ૨ કસોટી. ૩ [કષાય ઉપરથી] વસ્તુનું સત્વ—તત્વ; ખાસ રસ. ૪ બળ; જોર. ૫ બતાવવું—'જોર કસ.' ૬ ચાબૂક મારવી—'ઘોડાને કસ'.

**કસ**, સ્રી૦ અઙ્ગરખાં, કાંચળી વગેરેનો બન્ધ; કેંસ.

**કસઈ**, **કસાઈ**.

**કુ-સકન-સગણ**, અપશકુન. ૨ અપશબ્દ.

**કસકસતું**, ક્રિ૦ વિ૦ ખૂબ તાણીને પેરેલું બીડાતું 'કસકસતા કમખા પીળી પટોળી.' (પ્રા. કા.).

**કસકસાવવું**, ક્રિ૦ સ૦ ખૂબ તાણવું—ખેંચવું. 'કસકસાવીને બાંધજે.'

**કસટિયો**, પુ૦ ધીરેલાં નાણાં સવાયાં દોઢાં લેનાર—સવૈનો ધન્ધો કરનાર.

**કસડો**, પુ૦ કન્દોરો—રૂપાં સુનાંનો.

**કસણવું**, **કોસણવું**.

**કસણું**, ન૦ કણસ; ડુંડું.

**કસદાર**, કસવાળું; જોરવાળું; સ્થિતિમાં મજબુત; ટકાઉ.

**કસબ**, પુ૦ [અ૦] રેશમ સાથે વણેલા સોનાં—રૂપાંનાં તાર તે; જર. ૨ ધન્ધો; રોજગાર; ઉદ્યમ. ૩ વેશ્યા—પાતરનો જે હીણો ધન્ધો તે. ૪ હુનર; કિસબ; કળા; જુગતી. ૫ લુચ્ચાઈ; ઠગબાજી.

**કસબચોર**, વિ૦ પોતાનો હુનર બીજાને પુરો ન દેખડાવે તે. ૨ કસબ ધન્ધામાં ઘરાકના માલમાંથી ન પકડાય તેવી રીતે થોડુ ઘણું ઊંચું મેલનાર. ૩ કોઈ પોતાનો કસબ ન શિખવતો હોય તો તેને છેતરીને જે શીખી જાય તે.

**કસબચોરી**, સ્રી૦ કસબ ચોરનું જે કામ તે.

**કસબણ-બાતણ**, સ્રી૦ માત્ર નીચ ધન્ધાથી જ ગુજરાન ચલાવનારી વેશ્યા; પાતર; રાંડ. (નાચી ગાઈ ગુજરાન કરનારી તે વેશ્યા—ગણિકા—રામજની).

**કસબાતી,** પુ૦ [આ૦] કસબાનો ભોગવટો કરનાર; ઠાકરડો; પટેલ વગેરે. ૨ માહાલનો ધણી, અથવા ધણીઓ; ભાગીઆ. **વિ૦** કસબાની જમીન; ખેતીની જમીનના વર્તમાન વર્ગીકરણ વખતે જેનો દર મોજણી પ્રમાણે નહિ પણ તે જે કસબાની હોય તે પ્રમાણે લેવાતો હોય તે જમીન.

**કસબી,** વિ૦ હુન્નર—કળા જાણનાર. ૨ હોશિયાર. ૩ કિનખાબનું; જર—જરીનું.

**કસબેણ, કસબણ.**

**કસબો,** પુ૦ [આ૦] માહાલ—પરગણાનું જે મુખ્ય ગામ તે; જે ગામમાં મામલેદારની કચેરી હોય તે—ગામડું—ગામ, કસબો, શેહેર એમ ચડતે અનુક્રમે છે. ઘણું કરીને શેહેરની આસપાસ કોટ હોય છે ને કસબાને હોતો નથી.

**કસમ,** પુ૦ [આ૦] સમ; શપત; સોગન.—કસમ ખાવા–ખવાડવા,—લેવા—દેવા.

**ક-સમઝ,** સ્ત્રી૦ ઓછી—નરસી સમઝ. [વખત તે.

**ક-સમો,** પુ૦ નઠારો સમો; ઘટતો નહિ એવો જે

**કસમોડા** પુ૦ થોડું થોડું દુઃખ તથા આકર્ષણ થયાં કરવું તે (જણવાના કસમોડા). ૨ કણકણા વગેરે તાવનાં જે ચિહ્ન જણાય તે (તાવના કસમોડા).

**કસમોડાવું,** ક્રિ૦ અ૦ કસમોડા થવા.

**કસમ્બો, કસુમ્બો.**

**કસર,** સ્ત્રી૦ [આ૦] ઓછું તે; ઘટ; ખુટકો; ખુટ; કમી. ૨ ખોડ; ચુક; ભૂલ. ૩ કસ્યા વના નજ ચાલે તેટલો જ અથવા તેથી પણ જે ઓછો ખરચ કરવો તે; કઝુસાઇ. ૪ પેટમાં પાચન શક્તિ ઓછી થવી તે; અપચો; અજીરણ. ૫ રોગ—આજારનું બદનમાં કંઇક બાકી રેવું તે.

**કસરત,** સ્ત્રી૦ [આ૦] અભ્યાસ; માવરો. ૨ શરીરને મેહેનત કરી વાળવું તે; જોર કરવું તે; તાલિમ ખેલવી તે. ૩ તાલિમ. ૪ આંગની મેહેનત સમ્બન્ધી જે ચતુરાઇના ખેલો તે.

**કસરતશાળા,** સ્ત્રી૦ કસરત કરવાનું ઠેકાણું. ૨ અખાડો; તાલીમ; રઙ્ગભૂમિ. [ઝુસ; બખીલ.

**કસરિયું,** વિ૦ કસર કરનાર; કસરથી રેનાર. ૨ ક-

**કસલિયું,** ન૦ કોગળીયું થયા પછી જે આરામ થાય તે.

**કસલી,** સ્ત્રી૦ કશલી.

**કસવું,** ક્રિ૦ સ૦ ખૂબ ખેંચવું—તાણવું. ૨ કસોટી ઉપર તપાસી જોવું; પરીક્ષા કરવી. ૩ દુઃખ દઇને તપાસ કરી નક્કી કરવું. 'તે તેને કસે છે.' "સોનું જોઇયે કસી ને માણસ જોઇયે વસી." ૪ ત્રાજવાનાં પલ્લાંનું ઉંચું જવું. 'કસવું અને નમવું.' ૫ રકઝક કરવી. 'કસીને આપવું.'

**કસવાળો,** પુ૦ લાકડાંની લામ્બી મેખ, જે હળપૂરણી તથા ચવડા ને તુક્કાની નીચે ઠોકી બેસાડવામાં આવે છે તે.

**કસાઈ,** પુ૦ [આ૦] ગાય બકરાં ઘેટાંને છરીથી મારી તેનો માંસ વેચવાનો ધન્ધો કરનાર; ખાટકી. **વિ૦** નિર્દય; ઘાતકી; ક્રૂર.

**કસાઇવાડો,** પુ૦ કસાઈ રેતા હોય તે મોહ્લો; જ્યાં કસાઈ જનાવર કાપે છે અને વેચે છે તે ઠેકાણું.

**કસાકસી,** સ્ત્રી૦ ચડસાચડસી; સોદો કરવામાં કિમ્મત વધાર્યાં જવું.

**કસાણું, કટાણું.**

**કસાર, કનસાર.**

**કસારકણા–બાફણાં,** ન૦ બળતણ; લાકડાં.

**કસારી,** સ્ત્રી૦ એક કુદતો—ઠેકડા મારતો ઉજ્વડો. એ ચાંદાં—ચાંદીપર આસન મુકે છે.

**કસાવું,** ક્રિ૦ અ૦ કસાયલું થવું; મજબૂત થવું.

**કસીદો,** પુ૦ [ફા૦] સુનાં—રૂપાંનું અને રેશમનું જે ભરત કામ તે; તરેહ તરેહનું કસબનું ભરત. ૨ ઈંટ અથવા નળિયાંને ભઠ્ઠીમાં ખૂબ તાપ લાગ્યાથી તેના રસનો જે ગઠ્ઠો બાઝે છે તે; છાંગળ; કીટો.

**કસું, કશું.**

**કસુંએ,** વિ૦ કશું; કંઇ પણ; કોઇ પણ.

**ક-સુઝ,** સ્ત્રી૦ કમ—ઓછું સુઝવું તે. ૨ ખોટી સમજણ.

**ક-સુતર-રું,** વિ૦ સેલું નહિ તે; અઘરું; મુશકેલ. ૨ હરામી; તોફાની—(છોકરું, માણસ, ઢોર). ૩ બગડી ગયલું. 'ગાડું કસુતરું થઇ ગયું.' ૪ સુતર—સીધું પાધરું નહિ તેવું; આડું; વાંકું; ઉલટું. 'આ છોકરો બૌ કસુતર છે;' 'ગાડું કસુતરું થઇ ગયું.'

**કસુમ્બી,** કોસમ્બી.

**કસુમ્બી,** વિ૦ કસુમ્બાના રઙ્ગનું; રાતું; લાલ.

**કસુમ્બું,** ન૦ કસુમ્બી રઙ્ગનું લુગડું (સ્ત્રીઓને પેરવાનું).

**કસુમ્બો,** પુ૦ [સં૦ કુસુમ્ભ ઉપરથી] કોસમ નામના રાતાં ફૂલમાંથી નિકળતો લાલ રઙ્ગ.—પાઘડી સાળુ વગેરે લુગડાં ઉપર ચડાવવામાં આવે છે તે. ૨ કસુમ્બી રઙ્ગનો જે સાળુ તે. ૩ પાણી સાથે ઘોળેલું અફીણ. 'કસુમ્બો કાડવો'–મસલત કરવી; સલાહ કરવી. ૨ તુટેલી દોસ્તી પાછી સાધવી. 'કસુમ્બો પીવો' પણ કેવાય છે.

**કસુર,** સ્ત્રી૦ [આ૦] ચૂક; ભૂલ; ખામી; ખોડ. ૨ તકસીર; ગુન્હો; બેદરકારી.

**ક-સુવાવડ,** સ્ત્રી૦ અધુરે મહિને કાચો ગરભ પડવો—ગળવો તે. ૨ એમ થયેથી શરીરને જે નુકસાની હોવી તે.

**કસોટી,** સ્ત્રી૦ જે પથરી ઉપર સોનાં—રૂપાંની પરીક્ષા કરવામાં આવે છે તે. ૨ જેથી કોઇ જાતની પરીક્ષા થઈ શકે તે—(માણસ, વાત વગેરેની).

**કસ્તર, ન૦** કણુસારાઓ, ભાગાં તુટાં વાસણ સાંધતી વેળા જે કથીર વગેરેનો લેપ કરે છે તે. ૨ ઝીણાં તણખલાં—(ધઊં, ભાજી વગેરેમાં હોય છે). ૩ ઘણી વસ્તુઓનો ભેળાઈ ગયલો ઝીણો ભુકો; રજકણ; ઝીણો કચરો.

**કસ્તી, સ્ત્રી૦** પારસીમાં પુરુષ સ્ત્રીની કમ્મરે, દીનના ફરમાનથી, ત્રણ આંટાની ઊંનની જે દોરી રાખેલી હોય છે તે. બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્યની ખાંધે જનોઇ અને પારસીની કેડે કસ્તી.

**કસ્તુરિયોમૃગ, કસ્તૂરીમૃગ.**

**કસ્તૂરી, સ્ત્રી૦ [સં૦]** તીક્ષ્ણ સુગન્ધી આપતી કાળાસપર પડતી ભૂરી એક ચિકણી વસ્તુ. એ, એક જાતનાં હરણની દૂંટીની પાસેની કોથળીમાંથી મળે છે; એ, ઘણી જ કિમતી ગણાય છે; એ, ઓસડમાં, મસાલા દાખલ અને કપાળે ટીલી કરવાનાં કામમાં આવે છે; એ, ઘણી ગરમ છે.

**કસ્તૂરીમૃગ, પુ૦** જે હરણની (નરની) દૂંટીની પાસેની કોથળીમાંથી કસ્તૂરી મળે છે, તે. એને સિંગડાં હોતાં નથી પણ આગળ મોડામાંથી બાર નિકળતા બે પાસ બે અણિયાળા દાંત હોય છે—માદાને હોતા નથી. એના આગલા પગના ઘુંટણને સાંધા નથી. એ ત્રણ ફૂટ લમ્બાઇનું હોય છે. [જગાએ.

**કહીં, અ૦** કિયે ઠેકાણે; કયાં. ૨ કોઇ ઠેકાણે—

**કહ્યું, કૃ૦** કહેલું તે. 'અક્કલ કહ્યું કરતી નથી'-અચરતી પેદા થવી, અજાયબ થવું. 'આંખ કહ્યું કરતી નથી'-કોઈ પણ પદાર્થ જોઇને દિઙ્મૂઢ થવું; નજર ન હરવી; સારું જોઇને મનમાં ઈર્ષ્યા થવી. 'કાળજું કહ્યું કરતું નથી'-મનમાં એકદમ અસર થઇ આવવી; દુ:ખથી લાગણી થવી. 'છાતી કહ્યું કરતી નથી'-ધીરજ ન રહેવી. 'જીવ કહ્યું કરતો નથી'-દુ:ખથી મનમાં બહુ ગુંચવાયા-ગભરાયા કરવું. 'પગ કહ્યું કરતા નથી'-ચાલતાં થાકી જવું, વધારે ચાલવાની શક્તિ ન રહેવી. 'મગજ કહ્યું કરતું નથી'-સમજણ ન પડવી; ક્રોધે ભરાવું. 'મન કહ્યું કરતું નથી'-નિશ્ચય ન થવો અથવા તો ખુશી ન હોવી.

**કળ, સ્ત્રી૦** કળા; જુગતી. ૨ પેટી વગેરેને જડેલો, પિત્તળ અથવા લોડાનો સઞ્ચો—જેમાં કૂંચી ફેરવેથી પેટી વગેરે ઉઘડે છે ને દેવાય છે. ૩ હાડકાંમાં અથવા પેટમાં એકાએક વાગવાથી દુ:ખ થઇ ગૂમ થઇ જવાય તે.—'તેને કળ ચડી છે—આવી છે.' ૪ **પુ૦** ઘણોજ ટાઢો લાગતો ચિકણો કાદવ—ઘણું કરીને નદી તળાવને તીરે હોય છે તે. ૫ માત્રા; કળા: (કવિતામાં). ૬ અથોટી; અટકળ. ૭ નીરાંત; ચેહેન. 'તેને હવે કળ વળી.' ૮ જેથી સઞ્ચો ઝટ ચાલુ થાય અથવા ચાલતો બન્ધ થાય તે અઙ્ગ—ભાગ. 'કળ ફેરવવી—મરડવી.'



**કળકળવું, ક્રિ૦ અ૦** કલેશ કરવો; તલપવું; કકૂાસ કરવો. ૨ કકલવું. ૩ ખળખળવું.

**કળજુગ, પુ૦ [સં૦ કલિયુગ]** ચાર યુગમાંનો છેલ્લો. (સત, ત્રેતા, દ્વાપર ને કલિયુગ). એ, ૪૩૨૦૦૦ વર્ષનો ગણાય છે. તેમાં ૫૦૦૬ ગયાં છે. લખેલું છે કે એ યુગમાં લોક બહુ અધરમી ને પાપી થશે. ૨ ક્રોધ, કપટ, કલહ બુદ્ધિ ઈ૦ દુર્ગુણ તે. 'આટલા દાડા નોતો પણ હવે તેનામાં કળજુગ આવ્યો—ભરાયો છે;' 'તે કળજુગનું માણસ છે' એમ બોલાય છે.

**કળણ, ન૦** જ્ઞાન; જાણવાપણું (અખામાં).

**કળણિઓ, પુ૦** વાંસની સળીનો કણિઓ. ૨ શૂદ્રની સ્ત્રીને હાથે પેરવાનું ઘરેણું.

**કળતર, ન૦** શરદી—પવનને જોરે શરીરના કોઈ ભાગમાં જે દુ:ખ થયા કરે તે. ૨ ગુમડું પાકતી વેળા જે અન્દર ગટકા ભરે છે તે. ૩ ઉભાં અનાજની અજમાશ—અટકળ કાડવી તે (કે આટલું ઉતરશે).

**કળતાણું, ન૦** સૂકપાક થયેથી ખેડુને જે રેહેમ મળે છે તે.

**કળત્ર, કલત્ર.**

**કળથી, સ્ત્રી૦** એક જાતનું ધાન્ય—અનાજ.

**કળપવું, ક્રિ૦ સ૦** મુએલાંને નામે માટલાં લુગડાં વગેરે આપતી વેળા બ્રાહ્મણના હાથમાં પાણી મુકવું; સઙ્કલ્પ કરવો. ૨ ખપવું; ઉપયોગમાં આવવું (શ્રાવકોમાં). ૩ કળપીએ કરીને ખેતર સાફ કરવું.

**કળપવું-બવું, ક્રિ૦ સ૦** ખેતરમાં—ચાસની વચમાં કળબ ફેરવવો.

**કળપી, સ્ત્રી૦** ખેતરમાંનાં તુલ—કરશણના ચાસની વચમાંનું ખડ—ઘાસ વગેરે સાફ કરવાનું—કાડી નાખવાનું તથા કરશણ કાપી લઇ લીધા પછીનાં મુળિયાં કાડી સાફ કરવાનું ખેડુતનું એક હથિયાર.

**કળબ, સ્ત્રી૦** મોટી કળપી.

**કળબવું, ક્રિ૦ સ૦** ખેતરમાં કળબ ફેરવવો.

**કળમી, વિ૦** શૂદ્રની એક જાત—એ ઘણું કરીને ખેતીવાડીનું કામ કરે છે. ૨ કેરીની એક જાત (કળમી ને આફૂસ).

**કળવકળ, સ્ત્રી૦** જુગતી; તદબીર. [(માણસ).

**કળવકળિયું, ન૦** તદબીરથી કામ કાડી લેનારું.

**કળવું, ક્રિ૦ સ૦** જાણી—સમજી જવું.—'હું તારી વાત કળી ગયો.' ૨ અટકળ કરવી. ૩ દુ:ખવું—'કળ્યાં કરે છે.'

**કળવું, ક્રિ૦ અ૦** કળતર—દુ:ખ થવું. ૨ કાદવમાં દટાઈ રેવું.

**કળવેજવું,** ક્રિ૦ અ૦ ફેળ આવવી. ૨ ફોસલાઈ જવું; ભોળવાઈ જવું. ૩ ગભરાઇ જવું.

**કળશ,** પુ૦ ધાતુનું ગોળ વાસણ; પાણીનું વાસણ; ઉદકપાત્ર. ૨ દેરાં ઉપર કળશના આકારનું ધાતુ અથવા છોનું શિખર તે.

**કળશિયો,** પુ૦ પાણી પીવાનું તાંબા પિત્તળ રૂપાં વગેરેનું વાસણ—એની ઘણી જાત છે. [બ્હાર જવું.

**કળશે-શિયેજવું,** ક્રિ૦ અ૦ ઝાડે જવું; જઙ્ગલ જવું;

**કળસ,** કળશ.

**કળસી,** સ્ત્રી૦ સોળ મણનું માપ.

**કળહીણુ,** કળાહીણ.

**કળાંસી,** સ્ત્રી૦ કળ ( ૧ લા અને ૮ મા અર્થમાં ).

**કળા,** સ્ત્રી૦ [સં૦ કલા] શરીરની મેહેનતે અને ચપળતાએ થતું ચમત્કારિક જુગતીવાળું જે કામ તે; હુન્નર; કિસબ. ૨ તર્કબુદ્ધિ. ૩ જુક્તિ; હિકમત; ચતુરાઇ. ૪ ચન્દ્રનાં વ્યાસસૂત્ર—બિમ્બનો સોળમો ભાગ. ૫ સોળ એ સઙ્ખ્યાનો સઙ્કેત. ૬ આઠ સેકન્ડ જેટલો કાળ. ૭ એક અંશનો સાઠમો ભાગ. ( કળાના સાઠમા ભાગને વિકળા કે છે. ) ૮ લેશ; છેક નાનો ભાગ. ૯ કાન્તિ; તેજ; નુર; શોભા. ૧૦ માત્રા; ઉચ્ચારણ કાળ (કવિતામાં). ૧૧ પક્ષી પોતાનાં પીછાં ઉભાં કરે-રાખે તે.-'મોર કળા કરે છે.'

**કળાકૌશલ્ય,** ન૦ કળા—હુન્નર—કિસબ અને કુશળતા—માહિતી—ચતુરાઈ.

**કળાણુ,** ન૦ પગ મુકયો કે તરત પેસી જાય તેવી ભીની જગા; ગારો; કાદવ.

**કળાધર,** પુ૦ ચન્દ્ર.

**કળાનિધિ,** પુ૦ [સં૦ કલાનિધિ ] ચન્દ્ર.

**કળાપો,** પુ૦ કકલવું; રડવું; શોક કરવો; આક્રન્દ.

**કળાવન્ત,** વિ૦ કળા—કાન્તિવાળું. ૨ અનેક કળા—ખેલ જાણનાર. પુ૦ ધ્રૂપદ ગાનારા ગવૈયા અથવા સારઙ્ગી અથવા પખવાજ વગાડનારા.

**કળાવન્તિણી-ન્તી,** ગાયન—નૃત્ય કળા જાણનારી રામજની; તાયફો.

**કળાવાન્,** વિ૦ કળાવાળું. ૨ કળા જાણનાર.

**કળાહીણ,** વિ૦ કળા વગરનું.

**કળિંગડું,** ન૦ એક જાતનું ફળ; તડબુચ.

**કળિત,** કલિત.

**કળિયો,** પુ૦ ફૂલની મોટી કળી. ૨ ફળનું બી; ઠ-ચળિયો. ૩ ઊંચાં કૂળનો પુરુષ; કૂલીન.

**કળી,** સ્ત્રી૦ [સં૦ કલિકા-કલી ] ફૂલની ખીલ્યા વગરની જે સ્થિતિ તે; ન ઉઘડેલું ફૂલ. ૨ ચણાના લોટની, કળીના જેવી જે સેવ તે; ભોજનનો પદાર્થ;—કળીના લાડવા વગેરે. ૩ અઙ્ગરખાના ઘેરાને ત્રિકોણાકાર જે કકડા હોય છે તેમાનો અક્કેક. ૪ અન્તઃકરણની સ્થીતિ. 'એની કળી ખીલી છે.'

**કળીચુનો,** પુ૦ લીસા પથ્થરનો બનેલો જે ચુનો તે; સરસ ચુનો. પાનમાં ખાવાનો.

**કળીજવું,** ક્રિ૦ અ૦ સમજી જવું. ૨ કીચડમાં દટાઈ જવું. ૩ ઘણી જ શરદી થઈ જવી.

**કળેવળે,** અ૦ કળા—તજવીજથી; તદબીરથી.

**કળો,** પુ૦ કલહ; કલેશ. "કહે અખો ઊપજાવ્યો કળો."

**કળોટી,** સ્ત્રી૦ એક જાતની રેતી—એ સેકાયાથી ઉજળી થાય છે અને સાથિયા—ચોક પુરવાનાં કામમાં આવે છે.

**કળોઠ,** સ્ત્રી૦ કરોઠ.

**કળોઠી,** કળોટી.

**કળોઠું,** કરોઠું.

**કક્ષા,** સ્ત્રી૦ ઘરનો મધ્ય ભાગ. ૨ ભીત. ૩ સ્ત્રીની કમ્મર. ૪ કાખ અથવા બગલ. ૫ વાડ. ૬ સરખાપણું.

**કાં,** અ૦ એ શબ્દ કોઇને પુછતી વેળા વપરાય છે, પણ પોતાનામાં કંઈ વિશેષ અર્થ રાખતો નથી; કેમ—'કાં ભાઈ શીદ જશો ?' ૨ શા સારુ—વાસ્તે; કેમ; શું.—'તું હવે એમ કાં બોલે છે ?'

**કાં,** અ૦ કંઈ જગોએ; કિયે ઠેકાણે. ૨ કેમ; શા સારુ.

**કાંઇ,** કંઈ.

**કાંઈએક-ક,** કંઈક.

**કાંકડ,** ન૦ એક જાતનું ફળ છે.

**કાંકડુ,** કાંગડુ.

**કાંકણ,** ન૦ કઙ્કણ. [વાનું કાંગરીવાળું ઘરેણું.

**કાંકણી,** સ્ત્રી૦ સ્ત્રીઓને ડાબે હાથે વાંકની નીચે ઘાલ-

**કાંકરી,** સ્ત્રી૦ છેક નાનો જે કાંકરો તે. ૨ કાંકરાનો ખુંચતો ભુકો; રેતી.

**કાંકરીથાળો,** ઇશ્કની સાન. ૨ મસ્કરીમાં કાંકરા મારવા.

**કાંકરીદાવ,** પુ૦ કાંકરીયો માંડીને રમવાની એક રમત. ૧૬ કાંકરી ને એક વાઘ અથવા ૩૨ કાંકરી ને બે વાઘ.

**કાંકરીયું,** દેવું. 'કાંકરીયું ઘણું વધે ત્યારે દેવાળું કાઢે.' અર્થશાસ્ત્ર. અંબા૦ પા. ૫૭

**કાંકરો,** પુ૦ [સં૦ કઙ્કર] પથ્થર—મટોડીનો જે નાનો કકડો તે. "કાંકરે કાંકરે પાળ બંધાય ને ટીપે ટીપે સરોવર ભરાય" એ કેવત. 'કાંકરા કરવા'-ખરાબી કરવી (આબરુની). ૨ સન્દેહ; શક; ભ્રાન્તિ; હરકત; અડચણ. ૩ ખટકો; વેમ; મનની લાગણી. કાંકરો કાઢી નાંખવો.

**કાંકીડો,** પુ૦ એક જાતનું પ્રાણી; સરડો; કાચણડો.

**કાંકે,** અ૦ કારણ કે; એમ છે માટે; કેમકે.

**કાંકેચૂડાવવું,** ક્રિ૦ સ૦ ચિડવવું. ખિજવવું.

**કાંકોડિયું,** ખભાપર ગરદન નાંખી બેસવું તે. વિ૦ દુર્બળ; પાતળું.
**કાંકોલ, પુ૦** એક જાતનો કાંટાનો છોડ.
**કાંગ, પુ૦** [સં૦ કઙ્ગુ] એક જાતનું પીળાસ મારતું ધાન્ય.—ગરીબ ગરબાં ખાય છે.
**કાંગડું, પુ૦** કઠોળમાં ન બફાય તેવા જે દાણા તે.
**કાંગરી, સ્રી૦** નાનો કાંગરો. ૨ ન૦ સોનીનું એક રાચ.
**કાંગરુ, પુ૦** આસ્ટ્રેલિયામાં થતું એક જનાવર જેના પાછલા પગ લાંબા અને આગલા પગ ટુંકા હોય છે.
**કાંગરો, પુ૦** વસ્તુની કોરણ ઉપર થોડે થોડે અન્તરે જે કાપા પડેલા હોય તેમાંનો અક્કેક. ૨ ભરત ભરવામાં એક તરેહ. ૩ કોટની કોરણ ઉપર ગોળ ચપટું ને ઉપરથી કંઈક અણી જેવું ચણતર તે.
**કાંગસી, સ્રી૦** એક જાતનો છોડ—એને ગોળ કાંગરાવાળાં ફળ હોય છે; કાંસકી. એ દવાના કામમાં [આવે છે.
**કાંગાઈ, સ્રી૦** કાંગાપણું; નાજુકાઈ.
**કાંગું, વિ૦** નાકૌવતી દેખડાવતું; નાજુક; લાડકું; સુંવાળી સુંઠનું.—કાંગું માણસ રોગી—નિર્બળ નથી હોતું પણ લાડમાં—મોટાઈમાં પોતે નાજુક છે એમ દેખડાવે છે.
**કાંગુંમુંડું,** કાંગું.
**કાંચવું, ક્રિ૦ સ૦** છેતરીને કોઈ સ્રી સાથે—સોબત કરવી. ૨ છેતરવું.
**કાંચળિયા પન્થ, પુ૦** નીચ વરણ લોકમાં એક ધર્મઘેલાઇનો માર્ગ છે. એ પન્થના પુરુષો એ પન્થની સ્રીઓ સાથે મા દિકરી બેનનું સગપણ ન વિચારતાં યથેચ્છ વરતે છે. કેટલાએક, પોતાના તેહેવારને દાડે એક ઠેકાણે મળી ઉજાણી જમે છે અને પછી ત્યાં આવનારી સઘળી સ્રીઓની કાંચળી એક વાસણમાં એકઠી મુકે છે; પછી કોઈ મહન્ત, મન્ત્ર ભણીને અક્કેકી ઉઠાવી અક્કેકા પુરુષને આપે છે. જે સ્રીની કાંચળી જે પુરુષને નસીબે આવે તે સ્રીની સાથે તે પુરુષ તે રાત્રિયે નજરમાં આવે તેવી રીતે વરતે છે.
**કાંચળી, સ્રી૦** [સં૦ કંચુકી] સ્રીઓને છાતીયે પેરવાનું બેસતું તફ્ફ સીવેલું કપડું; કમખો; કાપડું. ૨ સાપ સાપેણની ચામડીની ખોલ. વરસે વરસે સાપ પોતાની જુની પાકી ચામડીની ખોલ ગુંછળું વળીને પોતાને મોડેવતી કાઢી નાખે છે. 'કાંચળી પેરવી,'-હિચકારા બનવું; હિમ્મત તજી દેવી; શરમ ન રાખવાની જગે શરમ રાખવી.
**કાંચીડા,** કાંકીડા.
**કાંજી, સ્રી૦** [હિં૦] આજારી માણસને સારુ દુધ પાણી તથા આરારુટ-સેકેલા ચોખા ઇ૦ ની બનાવેલી પ્રવાહી; કનેરી; રાબડી; પેજ. ૨ ચોપડવાની લાઈ.
**કાંજે, અ૦** કાંકે; કારણ કે; કેમકે.
**કાંટલી, સ્રી૦** સ્રીઓને કોટે ઘાલવાનું મોહોર પુતળિયાનું ગંઠેલું સોનાનું ઘરેણું.
**કાંટલાંમોલિયાં,** કાંચળીના ભાગ; ગળા આગળનો બાંહેના છેડાનો ભાગ.
**કાંટલો, પુ૦** ગળાને બેસતો આવતો એવો અઙ્ગરખાનો જે કાપ તે. ૨ પોપટ વગેરેની ડોકનાં પીછાંને જે નવો રઙ્ગ આવે છે તે. કેટલાક કેછે એ રોગ છે. ૩ ઘડા ગાગેર વગેરેના પેટાંની ઉપરનો જે ભાગ તે. ૪ સાળવી વણકરનું વાણો—આડા દોરા ભરવાનું દોઢવેંતનું કોટિયા આકારનું લોડાંની કડી અને સોયાવાળું લાકડાનું જે ઓજાર તે.
**કાંટારખા,** જોડા.
**કાંટાસરિ-ળિયો, પુ૦** સિન્દુરિયા રઙ્ગનું પણ વાસ વગરના ફૂલનું એક જાતનું કાંટાવાળું ઝાડ.
**કાંટી, સ્રી૦** એક જાતની માછલી.
**કાંટો, પુ૦** [સં૦ કણ્ટક] ઝાડની ડાળીમાંથી લાકડાનો જે સખ્ત અણીદાર ફણગો ફુટી નીકળ્યો હોય તે; છાલમાંથી અથવા પાતરાંમાંથી જે અણીયો અથવા કઠણ ખુંચતી રુવાંટી બાર નિકળી હોય તે. ૨ જેણે વતી વસ્તુ તોળાય તે—એ ઘણી જાતના હોય છે પણ સાધારણ આવા હોય છે; બે પાસ ત્રાજવાં અને ઉપરથી તે બેને જોડનારી એક લાકડાંની અથવા લોડાની દાંડી હોય છે; એ દાંડીની વચ્ચોવચ એક સોય હોય છે અને એ સોય સ્થિર થોભી રઈ એટલે તોલ થયું સમજાય છે. બે ત્રાજવાં તે મધ્યે એકમાં તોળવાની વસ્તુ અને બીજીમાં તેની બરાબરીનું વજન—જોખ મુકવામાં આવે છે. ૩ ત્રાજવું. ૪ ઘડીઆલમાં ફરતી અને વખત દેખડાવતી ધાતુની જે સળી તે—એ, અવર કાંટો, મિનિટ કાંટો અને સેકણ્ડ કાંટો એ નામે ઓળખાય છે. ૫ કોઈ પણ દુઃખ દેતું—વચમાં હરકત કરતું માણસ વગેરે. ૬ બરડાનું હાડકું; કરોડ. ૭ ટેબલપરનું માંસ વગેરેનું ખાનું ખાવાનું કાંટા સરખું જે હથિયાર તે. ૮ સવારીના ઘોડાને મારવાનો પગની એડીમાં ભેરવેલો કાંટા સરખો લોડાંનો જે ખીલો તે. ૯ જનાવરના શરીરનો ખુંચતો આંકડા આકારનો ઊભો અણીદાર જે ભાગ તે (વીછી ભમરી વગેરેનો). ૧૦ સ્રીઓને ડાબા નસ્કોરામાંથી ઘાલી ઉપર રાખવાનું એક નાનું સરખું ગોળ મોતી જડિત ઘરેણું. ૧૧ કોઈ પણ માછલીનું તીણી ધારવાળું હાડકું. ૧૨ ગુણાકારનો તાળો મેળવતી વેળા આવો × જે આકાર પાડે છે તે; તાળો. ૧૩ ઘોડાના તફ્ફમાંની કડીમાં જે ખીલો જડેલો

હોય તે. ૧૪ શરીરમાં જે એકાએક કમ્પારી થઈ આવે તે; કણુકણો. ૧૫ ટાઢ અથવા રોગથી શરી-રનાં જે રુવાં ઉભાં રૂઈ બડછટ જેવાં લાગે તે. ૧૬ દુઃખ દેતી છતે પણ મીઠી લાગતી એવી વસ્તુ (પ્રેમનો કાંટો). ૧૭ ઘોડાની લગામનાં ચોકડામાં જે લોડાનો ગોખરુ તે. ૧૮ માછલી પકડવાનો ગલ. ૧૯ વટ. ૨૦ શૌર્ય; જોસ્સો; પાણી (કાંટાદાર આદમી). ૨૧ ખતરો; સન્દેહ; ભ્રાન્તિ. "કાંટો મનનો કાઢી નાખજો, તમે તમારી ભલાઈ રાખજો" (પ્રેમાનંદ). ગરમી વાતરસથી જીભ ઉપર લૂખા જેવી અસર થવી તે. 'કંઠે તો રે કાંટા પડયા, મુખે પડિયો શોષ' (પ્રે૦). 'કાંટો કાઢવો'–નડતર–પીડા દૂર કરવી.

**કાંઠલી, કાંટલી.**

**કાંઠલો, કાંટલો.** કન્યાને થોડુંએક ઘરેણું પરણતાં પેલા કરવું—ચડાવવું તે; આદરણી. ૨ હાંસડી.

**કાંઠિયો, પુ૦** જાજરૂ; સણ્ડાસ.

**કાંઠું,** ઘોડાનો એક સામાન.

**કાંઠો, પુ૦** દરિયા સરોવર વગેરેનાં પાણીને લગતો જમીનનો જે ભાગ તે; પાણીની હદ બાંધતી જમીન; કિનારો. ૨ કુવાનાં મોડાની આસપાસ જે થાળું બાંધે છે તે. ૩ ઘડા ગાગેર વગેરેનો કાંટલો. ૪ વાસ-ણનો કાનો; છેક મોડાંપરનો ભાગ. ૫ હવાલા ચાળણા વગેરેમાં જે ગોળ લાકડું—ધાતુનું પતરું હોય છે તે.

**કાંડું, ન૦** હાથના જે સાંધા આગળ પંજો પૂરો થાય તે; પોંચો. 'કાંડાં કાપી આપવાં'—સહી—મતુ આપી કબૂલ થવું.—કબૂલ કરાવવું. 'કાંડાં કાપી લેવાં'—કબૂલ કરાવવું; સહી કરાવી બાંધી લેવું. 'કાંડું પકડવું'.–કોઇને આશરો આપવો.

**કાંણાંકોઠી, સ્ત્રી૦** બાળકને રમાડવાની એક રીતી.—એમાં મોટી ઉમરનો માણસ સમજતાં બચ્ચાંને પોતાની પીઠ ઉપર લઈ કોટે વળગાડી ધીમે ધીમે અહીં તહીં ફરે છે ને આ પ્રમાણે બોલે છે—"કાંણાં કોઠી મણમણ મીઠું તેલ ભરી કોઈ લેશો રે."

**કાંણું, ન૦** કોઈ પણ નક્કર નાની વસ્તુમાં છેક નાનો જે આરપાર ખાડો તે; વેહ; છીદ્ર; નાંકું; સુરાખ; ભોંક. આરપાર ન હોય તેવાને પણ કે છે.

**કાંણું, વિ૦** જેમાં કાંણું હોય તેવું (વાસણ); આરપાર અવકાશ હોય તેવું; એક બાજુએથી પેસી બીજી બાજુએ નિકળાય તેવું (ઘર)—'તે ઘર કાણું છે.' ૨ ડોળો ફૂટી ગયેથી અથવા ફૂલું પડેથી જેનાથી એક આંખે દેખાતું ન હોય તેવું. 'કાંણું ઘોડું ને કરડકણું, અનાથિયું ને ઉબાડું,' 'કાંણા પંજા નમસ્કાર તો કે લડાઈના ચાળા', 'કાંણાંને કાંણું કેતાં, કડવાં લાગે વેણ; પેરે પેરે પુછિયે, કેમ ગયું તુજ નેણ', 'કાગડો કાંણો ને ચલ્લો મકવાણો' એ કેવત.

**કાંત, સ્ત્રી૦** રેંટિયાની તરાક. ૨ ઓસડિયું.

**કાંતવું, ક્રિ૦ સ૦** સુતર ઊન રેશમ વગેરેને ખેંચીને તેના વળવાળા દોરા બનાવવા—(આગસક્ષાથી, રેંટિ-યાથી, ફરકી તાકડીથી, ચક્રીથી, હાથથી). ૨ ઓછું કરવું; ઘટાડવું. 'કાંત્યું પીંજ્યું કપાસ થવું'—કેલું ધુળ મળવું; મેહેનત નકામી થવી.

**કાંતીલોઢું,** કલૈ ચડાવેલાં લોડાનાં પતરાં.

**કાંતો–કાંતો, અ૦** અથવા; અગર. "કાંતો નારી કુભા-રજા; કાંતો કન્થ ગમાર."

**કાંતોડિયું, ન૦** જે વર્ષમાં વરસાદ મોડો (શ્રાવણ વદ-ભાદરવામાં) થાય તે. ૨ ખેડયું.

**કાંદડું, ન૦** રેંટિયામાં તરાકના બે છેડા જેની અન્દર ઘાલવામાં આવે છે તે.—એ ચામડાનું અથવા છાલના રેસાનું બને છે.

**કાંદો, પુ૦ [સં૦ કન્દ]** એક જાતનો ઘણા પડવાળો કન્દ—એ રાતો અથવા સફેત હોય છે; ડુંગળી; પ્યાજ. ૨ કન્દ; હરકોઈ મૂળિયાંની ગાંઠ—જડ. તેલિયો કાંદો—એ કડવો હોય છે ને ઓસડમાં વપરાય છે. ૩ ફાયદો; લાભ; નફો. 'કાંદો કાડવો'—ફાયદો કાડવો; ફળ પ્રાપ્ત કરવું.

**કાંધ, સ્ત્રી૦** ખાંધ (અખામાં).

**કાંપ, સ્ત્રી૦** કમ્પારી.

**કાંપ, પુ૦** નદીમાં રેલ આવેથી ખાતરને લાયકનું જે તણાઈ આવેલું મટોડું, રેલ ઉતરી ગયા પછી જે ઠરી રે છે તે; ચગું. ૨ ઘરેણું.

**કાંપ, સ્ત્રી૦ [અ૦]** જ્યાં લશ્કર પડયું હોય તે જગા; છાવણી.

**કાંપવું, ક્રિ૦ અ૦** કમ્પ થવો; હાલવું; ધ્રુજવું. ૨ બીવું; ડરવું.

**કાંબડી, કામડી.**

**કાંબળી, સ્ત્રી૦** હલકાં ઊનનું આછું વણેલું ઓડવા વાપરવાને કામ આવતું કપડું; ધાબ–ભળી.

**કાંબળો, પુ૦ [સં૦ કમ્બલ]** મોટી કાંબળી; ધાબળો.

**કાંબી, સ્ત્રી૦** બૈરાંઓને પગે ઘાલવાનું રૂપાનું ઘરેણું. ૨ કોશના મોડાંપર લાકડાં લોડાનું જડેલું હોય છે તે.

**કાંય, અ૦** કેમ; શું.

**કાંરે, અ૦** કેમ; શા સારુ.

**કાંસ, પુ૦** ખેતરને પાણી પાવા સારુ ખોદેલા જે ખાડા તે; તળાવડી.—એમાં વરસાદનું પાણી ભર્યું રે છે. ૨ નદીમાંથી ખેતરમાં પાણી જવાની ખોદીને પાડેલી નીક—નેહેર.

**કાંસકાં, કાંસિયાં.**

**કાંસકી, સ્ત્રી૦** એક જાતનો છોડ; કાકુસી. ૨ બાલ—વાળ હોળવાનો દાંતવાળો લાકડાં—હાથીદાંત—ધાતુનો એક ઘાટ.

**કાંસાં, કાંસિયાં.** ૨ ડાભનાં મૂળ.

**કાંસિયાં, ન૦** કીરતનિયાં; વાજાં; ઝાંજ.

**કાંસિયો, પુ૦** કાંસાનો મોટો વાડકો.—વખતે પિત્તળનાને પણ કે છે. ૨ પિત્તળની કડછી.

**કાંસું, ન૦ [સં૦ કાંસ્ય]** તાંબુ અને કલાઈ એ બેના ભેગથી થયલી જે ઉપધાતુ તે—ત્રણ અથવા પાંચ ભાગ તાંબાના તો એક ભાગ કલઇનો; પણ એમાં પિત્તળની અથવા જસતની થોડીક મેળવણી હોય છે ખરી.

**કાઈજવું, ક્રિ૦ અ૦** હારીજવું—બેસવું. 'હું તારાથી કાઈ ગયો.'

**કાઉસ્સગ, પુ૦** ઉભાં ઉભાં કે બેઠાં બેઠાં હથેળીપર હથેળી ચત્તિ રાખી પરમેશ્વરનું એક ચિત્તે ધ્યાન ધરવું તે (જૈન મતમાં).

**કાએદો, કાયદો.**

**કાએમ, કાયમ.**

**કાએર, કાયર.**

**કાક, પુ૦ [સં૦]** કાગડો. ૨ ઉમ્બરનું ઝાડ.

**કાકડાસીંગ, ન૦** એક જાતનું ઝાડ.

**કાકડી, સ્ત્રી૦** ચોમાસાનું એક શાખ; એને કુમળા કાંટા હોય છે. એ કાચી પણ ખવાય છે, શાખ ને રાઈતાં કરવાનાં કામમાં આવે છે. ૨ ચિથરાંને વળ દઈ બનાવેલો જે લામ્બો પણ નાનો આકાર તે—સળગાવવાના કામ સારુ. ૩ બત્તીની વાટ.

**કાકડો, પુ૦** સળગાવવાની ચિથરાંની જે મોટી કાકડી તે. ૨ દીવા બત્તીની જાડી વાટ. ૩ ગળાંની બારી આગળ માસનો જે લોચો તે; જીભનો પાછલો ભાગ 'કાકડા મળી ગયા' એમ કેવાય છે.

**કાકતાલીય, વિ૦ [સં૦]** એક જ ક્ષણે બે બનાવ બન્યા હોય તેવું; ક્ષણમાં—તરત જ થયલું; અણચિન્ત્યું એકાએક આવી પડતું.—કાકતાલીય ન્યાય એટલે મેહેનત ન કરતાં એકાએક ઇચ્છેલી વસ્તુ મળી આવવી તેવો જે દાખલો તે. કેવત પણ છે—"કાગડાનું બેસવું ને તાડનું પડવું."

**કાકપક્ષ,** કાન ઉપર પડતા વાળના ઝુલફા; કાનછેડીઆ. ૨ નાના બાળકના માથાના આગલા કે પાછળા ભાગ પર કાગડાના આકારના રાખેલા ટુંકા ને થોડા વાળ; અલ્લા ચોટલી.

**કાકપત્ર-ત્રું, ન૦ [સં૦ કાકપદ]** લીટી—ઓળમાં અક્ષર લખવો રહી ગયેથી લીટીની નીચે કાગડાના પગ જેવી આવી ^ નિશાની કરવામાં આવે છે તે.

**કાકબ, પુ૦** શેલડીના રસનો ગોળ બનાવતાં ઉકળતા રસમાંથી જે રસ ભરી લે છે તે. એ રસના ગાંગડા બાઝે છે. ગરમ બહુ છે. તે બલદને પાવા ને માણસના ખાવામાં આવે છે.

**કાકર, પુ૦** કરવતના જે દાંતા તે.

**કાકરિયાં, ન૦** ગોળની ચાસણીમાં તલ નાખી બનાવેલા નાના નાના જે લાડુ તે.

**કાકરિયા, વિ૦** ગોળની ચાસણીમાં સેકી એકઠા કરેલા (ધણીં વગેરે).

**કાકરિયાકુંભાર, પુ૦** એક કાબરચિતરું પક્ષી. એને માથે લામ્બી ચોટલી હોય છે. ૨ એક રમત. એમાં બે ત્રણ બાલક મુઠ્ઠી ઉપર મુઠ્ઠી મુકી બોલે છે, 'કાકરિયા કુંભાર તારો કેટલો ભાર, એક ઉતાર, એમ રમનાર બાળકોની મુઠ્ઠીઓ ઉતરાવે છે.

**કાકરિયું, ન૦** કાકરિયાનું એક વચન. ૨ કાંકરીવાળું ખેતર.

**કાકલિયા, પુ૦** સૈયડ; સૈયડકાકા.

**કાકવંઝયા,** કાગડીની માફક એક જ વાર પ્રસૂતા થઈ જેનું જનન બંધ થાય તે સ્ત્રી.

**કા કા, પુ૦** કાગડાનો સ્વર.

**કાકા, પુ૦** બાપનો ભાઈ. ૨ કોઈ પણ ઘરડા પુરુષને એ નામે બોલવવામાં આવે છે.

**કાકાકૌઓ, પુ૦** માથે કલગીવાળું પોપટના જેવું એક સફેત પક્ષી. એને લોકો પોપટની પેઠે પાળે છે.

**કાકાજી, પુ૦** સસરાનો ભાઈ. એ શબ્દે સ્ત્રી જ બોલાવે છે (પુરુષ નહિ).

**કાકાટૌઓ, કાકાકૌઓ.**

**કાકાપુરી, વિ૦** થોડીવાર ટકે તેવું; જરજર થયલું; જુનું પુરાણું; ભાગ્યું તુટું.

**કાકાબળિયા, પુ૦** સૈયડ; સૈયડકાકા; શીતળા.

**કાકાબાસી, ન૦** હલકાં પાણીનું—એબવાળું એક જાતનું મોતી.

**કાકી, સ્ત્રી૦** કાકાની બૈરી.

**કાકીજી, સ્ત્રી૦ કાકીસાસુ.** ૨ પાજી સ્ત્રી. (હલકા લોકમાં).

**કાકીડો, કાંકીડો.**

**કાકીસાસુ, સ્ત્રી૦** કાકા સસરાની બઇરી.

**કાકુ, પુ૦** છોકરો; કીલો (ભાટીયાઓમાં).

**કાકુત્સ્થ,** સૂર્યવંશી કકુત્સ્થનાં વંશમાં જન્મેલો. ૨ રામ.

**કાકો, પુ૦** બાપનો ભાઈ.

**કાકોકૌઓ, કાકાકૌઓ.**

**કાકોસસરો, પુ૦** સસરાનો ભાઈ.

**કાખ, સ્ત્રી૦ [સં૦ કક્ષ]** ખભાની નીચેનો-પડખું અને બાહુડું એ બેની વચમાંનો ખાડો; બગલ.

**કાખબલાઈ-બિલાડી, સ્ત્રી૦** કાખ—બગલમાં જે ગુંમડું થાય તે.

**કાખલીકુટવી,** ઘણા ખુશ થવું (હલકા લોકમાં).

**કાખી,** સ્ત્રી૦ કાંચળીમાં કાખ આગળનો જે કાપ-લમ્બ ત્રિકોણ ભાગ તે.

**કાગ,** કાગડો. 'કાગનો વાઘ'—નજીવી નાની વાત મોટી કરવી.

**કાગજ,** પુ૦ [ફા૦] કાગળ.

**કાગડાકેરી,** સ્ત્રી૦ એક જાતનું કેરીના આકારનું કાળું ફળ—એ અથાણાં તથા શાખ પરમાણે કામમાં આવે છે.

**કાગડા સાણસી,** સ્ત્રી૦ સોનીનું એક ઓજાર—કુડલી ઉપાડવાનું.

**કાગડી,** સ્ત્રી૦ ગાડાંના બે ઉધિયા—ધોરીયાનાં મોડાં-પરનું પિત્તળ—લાકડાંનું જે તે. ૨ કાગડાની માદા.

**કાગડો,** પુ૦ [સં૦ કાક] કાળા રંગનો કા કા કરતો એક પક્ષી. 'કાગડાને હાથે કંકોતરી આવી એટલે તે છુપી ન રહે.' 'કાગડાને સરાધ સોળે દાડા'. 'કાગડા ઉડવા'—સત્યાનાશ જવું. 'કાગડા કકલવા'—અપશકુન થવાં. ૨ ચકોર પુરુષ.

**કાગદ,** કાગજ.

**કાગદી,** પુ૦ [ફા૦] કાગળ વેચનારો; ચોપડા બાંધ-નારો. ૨ કાગળ બનાવનાર. ૩ એક જાતનું લીંબુ.

**કાગદી,** વિ૦ પાતળી છાલવાળું (એલચી વગેરે). ૨ નાજુક; તકલદી; કાવળું.

**કાગદીજુવાન,** પુ૦ ઘણો નાજુક પુરુષ; જેનાથી ઘણું કામ ન થઈ શકે તે.

**કાગપત્ર,** કાકપત્ર.

**કાગમાળો,** પુ૦ કાગડાને રેવાનો માળો. ૨ હલકી કિમ્મતનું થોડીવાર ટકે તેવું કામ. ૩ કાગડાનું ઘર.

**કાગવન્ધ્યા,** સ્ત્રી૦ એક છોકરું આવ્યા પછી દાડા ન રયા હોય તે સ્ત્રી. ૨ કેળ. "દમયંતીની જંઘા દેખી, કેળ રહી કાગવંધ્યા" (પ્રેમાનંદ).

**કાગવાસ,** પુ૦ પ્રેત અથવા પિતૃ નિમિત્ત કાગડાને કા કા અથવા કાગવાસ એમ બોલીને જે બળિદાન—ખાવાનું આપવું તે. ૨ કાગડાને ખાવા બોલાવતી વખત જે શબ્દ ઉચ્ચારવો તે.

**કાગવિદ્યા,** સ્ત્રી૦ ભવિષ્ય કેવું તે; તેલિયા રાજાની જે વિદ્યા તે; કર્ણપિશાચવિદ્યા; જાદુ.

**કાગળ,** પુ૦ [ફા૦ કાગઝ] ચિથરાંને પલાળી કોવાડી કુટી બનાવેલાં જે સફાઈદાર કોરાં પતરાં તે—એની ઉપર પછી અક્ષર—આકૃતિ કાડવામાં આવે છે. ૨ લખેલો કાગળ—સગાં સ્નેહીને લખેલો અથવા બીજાં કોઇ જરૂરનાં લખાણનો. 'કાગળની કોથળી'—શરીરે નબળું; ઘણુંજ નાજુક.

**કાગળપત્તર-ત્ર,** પુ૦ વેવાર ઉપયોગી એક બિજાને લખેલા જે કાગળ તે.

**કાગળિયાં,** ન૦ કામના કાગળો (લખેલા). [અનર્થ.

**કાગણુ,** ન૦ ગાડાના ઊંટડા ઉપર જ્યાં ધુંસરું બન્ધાય છે તે ભાગ.

**કાગારોળ,** પુ૦ રડાપીટનું કલકલાણ. ૨ કેર; મોટો

**કાઙ્કોળ,** ન૦ કાંટાનું એક ઝાડ.

**કાઙ્ક્ષા,** સ્ત્રી૦ [સં૦] ઇચ્છા; મરજી.

**કાઙ્ક્ષિત,** વિ૦ ધા૦ [સં૦] ઇચ્છેલું.

**કાચ,** પુ૦ [સં૦] રેતી અને મટોડીનો, ભઠ્ઠીની માર-ફતે થયલા ભેળથી બનેલો જે ચળકતો કઠણ પાતળો અથવા જાડો પારદર્શક પદાર્થ તે. એની મુખ્ય ત્રણ જાતી છે: બિલોરી કાચ, ચિનાઈ કાચ, અને છેક સાદો ગામઠી કાચ. વાસણો, આરસા, બંગડી વગેરે કાચનાં બને છે. ૨ આરસી. ૩ અમુક ખુણ આકૃતિવાળો ચળકતો મિશ્ર ધાતુ; ખાર વગેરેનો કકડો. ૪ આંખનો એક રોગ જે મરતી વખતે આંખની કીકીપર જણાય છે—'કાંચ ઢળ્યા.' 'કાચનો કુપ્પો'—જોત જોતાંમાં નાશ પામે તેવું (શરીર). "કાયા તારી કાચનો કુપ્પો" (દયારામ).

**કાચકી,** સ્ત્રી૦ એક કાંટાવાળું ઝાડ. ૨ ગળે ઉતરે નહિ તેવો એક રોગ. ૩ પાણીની તરસ ઘણી લાગવાથી ગળાના અન્દરના ભાગનું સુકાવું ને કાંટા પડવા તે.

**કાચકો,** પુ૦ કાચકીનું ફળ. એ કરમના રોગ ઉપર ઓસડ દાખલ આપવામાં આવે છે; કાચકું પણ કેવાય છે.

**કાચડ,** સ્ત્રી૦ ગુમડાની આસપાસની જે જગા સુજી આવે છે તે; દડણું.

**કાચણ્ડો,** કાંકીડો.

**કાચબી,** સ્ત્રી૦ ગળે કંઈ ઉતરે નહિ તેવો એક રોગ. ૨ કાચબાની માદા.

**કાચબો,** પુ૦ [સં૦ કચ્છ] પાણીમાં રેતું એક પ્રાણી—એની પીઠની ઢાલ અને કચકડાં બને છે. 'કાચબાની આંખ'—ચક્ષળ આંખ; ઇષ્યાંળુ.

**કાચર,** સ્ત્રી૦ કકડી; કચર; કરચ.

**કાચરકુચર,** ન૦ આકસ બાકસ; પરચુરણ. એ શબ્દ ઘણું કરીને પરચુરણ ખાવાને અને ઘરના ભાગાતુટા પરચુરણ સામાનને લાગે છે.

**કાચરિયું,** કચરિયું.

**કાચરી,** સ્ત્રી૦ બે ફાડ કરી મીઠાની અન્દર આથી સુકવેલું ફળ, શાખ, વગેરે:—એક જાતની સુકવણી, કોઠીમડાં, નીકા વગેરેની કાચરી.

**કાચલી,** સ્ત્રી૦ નાળિયેરનો ભાગેલો કકડો—કોપરાં સાથેનો અથવા કોપરાં વગરનો.

**કાચલું,** ન૦ નાળિયેરમાંથી કોપરું અથવા કઠણુ છાલના ફળોમાંથી બીચ કાઢી લીધા પછી રૂપલી જે કઠણુ વાડકી અથવા છોડું તે.

**કાચીજપતી,** સ્રી૦ હુકમનામાંની પેલાં સરકારમાં માલ અનામત રાખવા સારુ જે જપતી તે.

**કાચીજમાબન્દી,** સ્રી૦ માહાલની પેદાશની અજમાસ કાડવી તે.

**કાચીનોધ,** સ્રી૦ ખયડો; નક્કી—પાકી નોંધ નહિ તે.

**કાચીબુદ્ધી,** વિ૦ મૂર્ખ; ગાફીલ; છેતરાય—ભોળવાય તેવું.

**કાચીબુદ્ધિ,** સ્રી૦ નાદાની; બેસમજ; ઊંધી બુદ્ધિ; છોકરવાદી.

**કાચું,** વિ૦ પાકીને તૈયાર ન થયું હોય તેવું—(ફળ—ગુમડું). ૨ પૂરું બફાયલું નહિ તેવું (ચોખા દાળ ઇ૦). ૩ રાંધેલું નહિ તેવું (અનાજ). ૪ વિદ્યા ગુણુ ચાતુરીમાં અપૂર્ણ હોય તે (માણુસ). ૫ નક્કી નહિ તેવું (કાચો સોદો—હિસાબ વગેરે). ૬ વાપરવાથી ઘસાઈ જાય તેવું (કાચો રંગ). ૭ માપ ગણુતરીમાં નાનું (કાચા ગાઉ). ૮ થોડીવાર ટકે તેવું (કાચો પાયો—મનસુબો). ૯ પરુ ન હોય તેવું (ગુમડું). ૧૦ જેવું જોઈએ તેવું તૈયાર ન થયલું; અધુરું (કામ). ૧૧ થોડી આવડતનું; નવું; તાજું (આ નિશાળિયો હજી કાચો છે). ૧૨ પોચું (હૈયું).

**કાચુંકોરું,** વિ૦ રાંધેલું નહિ તે. શેકેલું અનાજ અથવા મિઠાઈ. પૌંઆ, ધાણી, ચણા, ગોળપાપડી, બરફી વગેરે; અણુસખડી; વણુએઠું.

**કાચુંસોનું,** વિ૦ ફળદ્રુપ જમીન.

**કાછ,** પુ૦ કાછો.

**કાછડી,** સ્રી૦ પેરેલાં ધોતીયાંનો છેડા તરફનો જેટલો ભાગ ચીપીને પાછળ ખોસવામાં આવે છે તે. 'કાછડી છુટી જવી'—હિમ્મત હારવી.

**કાછડીછુટો,** વિ૦ છિનાળવો પુરુષ; પરસ્રી લમ્પટ; વ્યભિચારી; લફંગો; બેશરમ. ૨ હિમ્મત હારી ગયલો—કાયર પુરુષ.

**કાછડો,** પુ૦ બૈરાંઓ પેરેલું લુગડું ઘુંટણુથકી ઊંચું લઈ તાણીને જેટલું પાછળ ખોસે છે તે.

**કાછિયેણુ,** સ્રી૦ કાછિયાની સ્રી.

**કાછિયો,** પુ૦ શાક ભાજી કન્દ વગેરે વેચનાર.

**કાછો,** પુ૦ વેંત દોઢવેંત પોળાઈનો જે લામ્બો પટકો તાણીને ગુહ્યને ઢાંકે છે ને કમ્મરે રે છે તે. ૨ વાડો—ખળી કરવા સારુ.

**કાછોટો,** પુ૦ પુરુષ પોતાનાં પેરેલાં ધોતિયાંને ઊંચું લઈ જેટલો ભાગ પાછળ ખોસે છે તે.

**કાજ,** અ૦ કાજે.

**કાજ,** ન૦ [સં૦ કાર્ય] કામ; કૃત્ય. ૨ મુઆં પછવાડેની ક્રિયા. ૩ નાતરું.

**કાજખરું-ગરું,** વિ૦ જુવાન જોધ. ૨ ઘણું પ્યારું; લાડકું. ૩ નાજુક; તકલદી.

**કાજળ,** પુ૦ [સં૦ કજ્જલ] ચિકટ બળેથી નિકળતા ધુમાડાનું જે એકઠું થઈ રેવું તે; મેસ. ૨ ઘીના દીવાનો એકઠો થયેલો ધુમાડો—જેને બરાસ વગેરે થણ્ડાં સુગન્ધીદાર વસાણાં સાથે મેળવણી કરી આંખે આંજવાના કામમાં આણે છે. 'કાજલની કોટડી'—નઠારી જગ્યા; કુસંગીનો સઙ્ગ.

**કાજળી,** સ્રી૦ છારી; મેસ; કાજળ. ૨ કાજળ પાડવાનું ગડિયું. ૩ સોપારી કોપરું વગેરે બગડી જવાથી તેની અન્દર જે કાળી વસ્તુ દેખાય છે તે. ૪ સોવાસણુને કરવાનું એક વ્રત (શ્રાવણુ વદ તૃતિયા). ૫ ચોરાયલી વસ્તુ સમ્બન્ધી જાણુવાને જાદુગરો થાળીમાં પાણી ભરી દેખાડાવે છે તે; હાઝરાત.

**કાજાગરી,** વિ૦ કારજવાળી. 'પરપંચમાં કાજાગરી વાત, નીપજ નાય તેથી સાક્ષાત' (અખો).

**કાજી,** પુ૦ [આ૦ કાઝી] કુરાનના ફરમાન મુજબ ઇનિસાફ કરવાને નિમાયલો અમલદાર. ૨ ઇનિસાફદાર. 'ઓરત મરદ રાજી, તો ક્યા કરે મિયા કાજી'.

**કાજુ,** વિ૦ સારું; રુડું; ખાસું.

**કાજુ,** ન૦ એક ઝાડનું બી—ફળિયો. કાજુકળિયા. એ સેકાયા પછી ખાવામાં આવે છે.

**કાજે,** અ૦ વાસ્તે; માટે. ચતુર્થી વિભક્તિનો પ્રત્યય.

**કાજો,** પુ૦ કચરો; પુંજો; કસ્તર (જૈન).

**કાઞ્ચન,** ન૦ [સં૦] સોનું; સુવર્ણુ. ૨ ધન; માલમતા. ૩ સુગન્ધીદાર પીળાં ફુલનું એક ઝાડ; ચમ્પાનો છોડ. ૪ ધન્તુરો. ૫ કમળનો ગર્ભ.

**કાઞ્ચનપુરી,** સ્રી૦ દ્વારકાં.

**કાટ,** પુ૦ [સં૦ કાષ્ઠ] લોઢું વગેરે કેટલીએક ધાતુ ભીની હવામાં રયાથી તે ઉપર જે રાતો અથવા નારંગી રંગનો અથવા લીલો થર ચડે છે તે. ૨ કલૈ વગરનાં તાંબા પિત્તળનાં વાસણુમાં ખટાસ પડેથી તેમાં જે લીલો થર થઈ આવે છે તે. ૩ દુઃખ દેતી વસ્તુ; નડતર; નડ; હરકત. ૪ જે લાકડાંથી ઘર બાંધવામાં આવ્યું હોય તે જુનાં ભાંગાં તુટા લાકડાં. ૫ લોઢામાં કઢાવેલું ઓસડ.

**કાટકાડવો,** હરકત—નડતર દૂર કરવી. ૨ મારી નાખવું. ૩ પતાવવું; માંડીવાળવું.

**કાટકૂટ,** સ્રી૦ ઘરનો ભાંગો તુટો સરસામાન. ૨ કાપવું કાડવું તે.

**કાટકા,** અબોલા. ૨ તકરારમાં બે હાથના આંગળાં એક બીજામાં ભેરવી ગાળ દેવી,—'કાટકા માંડવા—ફોડવા'.

**કાટકો,** પુ૦ વિજળીથી આકાશમાં જે અવાજ થાય છે તે.

**કાટકોણ-ખુણ,** પુ૦ એક સીધી લીટી ઉપર બીજી સીધી લીટી લમ્બ રૂપે પડેથી જે ખુણો થાય તે; L ૯૦ અંશનો ખુણો. ૨ ખેતર દિવાલ વગેરેની બાજુ સરખી—ચોરસ છે એ જાણવા સારુ ઉપલા આકારનું લાકડાં લોડાં પિત્તળ વગેરેનું જે સાધન તે.

**કાટખુણચોખુણ,** પુ૦ ચાર ખુણાની જે આકૃતિના ચારે ખુણા કાટખુણા—નેવુ નેવુ અંશના હોય તે.

**કાટખુણ ત્રિકોણ,** પુ૦ ત્રણ ખુણાની જે આકૃતિમાં એક ખુણો કાટખુણો હોય તે.

**કાટપીટિયો,** પુ૦ ઘર બાંધવાનાં લાકડાં—પાટિયાં વેચનારો.

**કાટલાં,** ન૦ (૧ લા અર્થમાં) કાટલું તેનું અનેક વચન.

**કાટલાંહાસ,** પુ૦ વચમાં પડીને ઓછું–નુકસાન કરાવનાર.

**કાટલિયો,** પુ૦ અગિયારમાંને દાડે શૂદ્રને સરાવતી વખતે ત્યાં પિણ્ડમાં પિણ્ડ મેળવનારો જે પુરુષ તે; કાટલિયો.

**કાટલું,** ન૦ લોડાં, સીસાં, પથર વગેરેનું ઠેરવેલું જોખ; વજન. ૨ નુકસાન; ઓછું કરવું તે. ૩ સુવાવડી બાઇરીને ગુંદરના લાડુ વગેરેનું જે ખાવાનું આપવામાં આવે છે તે. ‘કાટલું કરવું’—નુકસાન કરવું; ગેરફાયદો કરવો; ઓછું કરવું; હિસાબમાં કાપકુપ કરવી; કાપવું. ‘કાટલાં સાંખવાં’—જોખ મેળવી જોવાં. ૨ સ્ત્રી સાથે સોબત કરવી (બહુધા પરસ્ત્રી).

**કાટાકાટ,** કાપાકાપ.

**કાટ્ટી,** સ્ત્રી૦ અગિયારમાંને દાડે શૂદ્રને સરાવવું તે; કાસટું.

**કાઠડી-ડું-ડો,** ઘોડા ઉપરની લાકડાંની જે બેસણી તે.

**કાઠલો,** પુ૦ કન્યાને પણતાં પેલાં થોડું ઘરેણું ચડાવવું તે.

**કાઠાઘઉં,** પુ૦ લાલાસપર પડતા એક જાતના ઘઉં.

**કાઠાડલી,** સ્ત્રી૦ ઘોડાપરનો સામાન ન પલળે તેને સારુ ઉપર નાખેલી જે ઊનની ગોદડી તે.

**કાઠિન્ય,** ન૦ [સં૦] કઠણપણું; મજબુતાઈ; કઠોરપણું; નિષ્ઠુરતા. ૨ છૂપો અર્થ. ૩ મેહેનતથી સમજાય એવું.

**કાઠિયાવાડી,** વિ૦ કાઠિયાવાડ પ્રાન્ત સમ્બધી; કાઠિયાવાડનો રહીશ.

**કાઠી,** સ્ત્રી૦ લાકડી; દાંડી (નિશાન અથવા વાવટાની). ૨ બાળવાનાં લાકડાંની ભારી. ૩ ખેતર—ઘર માપવાનું એક માપ; ૩૫ મુઠ્ઠી; વીઘાનો ૪૦૦ મો ભાગ. ૪ ગરાસિયાની એક જાત;—કાઠિયાવાડમાં રે છે. ૫ શરીરનો ઘાટ—બાંધો (એકવડી, બેવડી કાઠીનું માણસ).

**કાઠું,** ન૦ શરીરનો ઘાટ—બાંધો. ૨ હવાલા, ચારણા, પખાજ, ડફ વગેરેમાં લાકડાંનો જે ભાગ તે. ૩ કલમ કરવાનાં બરુ.

**કાઠું,** વિ૦ કઠણ. (કાઠી કણેક, કાઠું લાકડું ઇ૦).

**કાડ,** પુ૦ પુરુષનો ગુહ્ય અવયવ.

**ક઼ાડઘાલ,** સ્ત્રી૦ વારે વારે ક઼ાડવું ને ઘાલવું તે.

**ક઼ાડનાર,** વિ૦ ક઼ાડી મુકનાર. ૨ પ્રગટ કરનાર; બ઼ાર લાવનાર.

**ક઼ાડવું-(કાઢવું),** ક્રિ૦ સ૦ મ઼ાયથી બ઼ાર ખેંચી લેવું. ૨ પાસેથી દૂર ખસેડી મુકવું. ૩ ચિત્ર, નિશાની, અક્ષર વગેરે કરવા; લખવું. ૪ શોધવું; મનમાં સન્તાયલું બ઼ાર તાણવું; જુક્તી કરવી. ૫ બાદ—બાતલ—રદ કરવું. ૬ સારાંશ લેવો; ફળ—હાંસલ જોવું. ૭ મુસીબતથી સહન કરવું; ઘણે દુઃખે નિભાવવું. ૮ અવાજ—સાદ વગેરે મોટો કરવો. ૯ લમ્બાવવું; વાયદા કરવા, ૧૦ પૈસા વગેરે બ઼ાર વાપરવા. ક઼ાડી મુકવું—પાસેથી દૂર કરવું.

**ક઼ાડો-(કાઢો),** પુ૦ [સં૦ કષાય] ઉકાળો; કવાથ; ક઼ાવો. ૨ ખેતરની અન્દર વરસાદનું પાણી ભરાઈ ર઼યેથી તે ખોદાઈ ન જાય તેને સારુ ખેતરની સીમમાં જે જુદી નીક—ગટર ક઼ાડેલી તે.

**ક઼ાઢવું,** ક઼ાડવું. પેલા અર્થમાં. ૨ ‘ક઼ાઢી જવું’—મુડદાને સ્મશાન લઇ જવું. ‘ક઼ાઢી નાંખવું’—ફેંકી દેવું; રદ કરવું. ‘ક઼ાઢી મુકવું’—નોકરીથી રજા આપવી; શરીરપરથી ઉતારવું.

**કાણ,** સ૦ કોણ; કિયું.

**કાણ,** સ્ત્રી૦ મોકાણ, કાણે જવું—પરગામથી રડવા આવવું. કાણ કરવી—માંડવી એટલે રડવું કુટવું. કાણ કરાવવી—ગવડાવી કુટાવવું.

**ક઼ાણ,** સ્ત્રી૦ સન્દેશો; ખબર; કે઼ણ; સમાચાર કે઼વડાવવા તે; તેડું.

**ક઼ાણી,** સ્ત્રી૦ જોડી ક઼ાડેલી વાત; કિસ્સો; ગાથા.

**કાણું,** ન૦ કાંણું.

**કાણું,** વિ૦ છિદ્રવાળું. ૨ એક આંખે આંધળું.

**કાણેક કાણેક,** કોઈ વેળા.

**કાણે જવું,** બીજે ગામ મરણ થયું હોય ત્યાં માણસો લઈને રડતા જવું.

**કાણ્ડ,** પુ૦ [સં૦] બે ભાગની વચમાંનો સાંધો. ૨ ઝાડનું ડાળું; ડાળી. ૩ તીર; શર; બાણ. ૪ ભાગ; પ્રકરણ; બાબ (બાલકાણ્ડ, અયોધ્યાકાણ્ડ).

**કાત,** સ્ત્રી૦ દુંટીની નીચેનો ભાગ; પે઼ડુ. ૨ આય; રામ; હોસ; દૈવત.

**કાતડી,** સ્ત્રી૦ માણસ—ઢોરની ચામડીની જે ખોલ તે. ૨ સો઼રાયાથી ઉખડી ગયેલી થોડી ઘણી જે ચામડી તે.

**કાતડી,** સ્ત્રી૦ પાતળાં ઠિકરાંનો ગોળ કકડો.

**કાતણ્ણી,** કાતરણી.

**કાતર,** સ્ત્રી૦ [સં૦ કર્તરી] લુગડાં નિમાળા વગેરે કાપવાનું વચમાં ખીલીવાળું બે પાનાનું હથિયાર. ‘કાતર

મુકવી'—નુકસાન કરવું; ખરાબી કરવી. ૨ દગો દેવો. ૩ હાથ રેંડ હાથનો છોલેલો લાકડાનો કટકો. ૪ ખાડામાંના ભમરડાને વાગ્યા વગર કતરાતો કતરાતો જે ભમરડો ફરે છે તે. [ગભરાઈ ગયેલો; અધીર.

**કાતર, વિ૦** હિચકારો; બિકણ; હિમ્મત વગરનો. ૨

**કાતરણી, સ્ત્રી૦** છોડવા ઉપરથી કસણાં કાપી લેવાં તે. ૨ કસણાં કાપવાનો વખત. ૩ (એ વેળા) બ્રાહ્મણોને જે લવાજમ આપવામાં આવે છે તે. ૪ કસણાં કાપવાનું હથિયાર.

**કાતરવું, ક્રિ૦ સ૦** કાતરથી કાપવું. ૨ ઓછું કરવું—'કારતક કાતરે'. ૩ કસણાંવાળા જુવાર બાજરીના પુળાપરથી દાતરડેથી કસણાં કાપી લેવાં.

**કાતરા, પુ૦** ચીરા; લીસોટા; કાપા; (જીભ, હાથ, પગ વગેરે ઉપર પડતા). ૨ છેક પાતળા નાના કકડા (કપડું કાગળ સોપારી વગેરેના). ૩ કાતરોનું બહુ વચન (આંબલી કેરાના કાતરા). ૪ એક જાતની આતશબાજી. ૫ પેડુ આગળ જાંઘના સાંધાનો જે ભાગ તે.

**કાતરિયું, ન૦** ઘરનો, છાપરાંને લગતો છેલ્લો જે માળમેડા તે. ૨ એક જાતનું લાકડાંનું હથિયાર. ૩ બે ચુડીની વચમાંનું લોઢાંની પાતળી ચીપનું કડું. ૪ મગજ (લાક્ષણિક)—'એનું કાતરિયું ગેબ થયું છે'—'કાતરિયું ભાડે આપ્યું છે.'

**કાતરી, સ્ત્રી૦** ફળની પાતળી કકડી તે (સોપારી વગેરેની).

**કાતરો,** કાતરાનું એક વચન. ૨ (આમલી—ફળાંનો) ઝુમખો. ૩ હાથે ઘાલવાનું ઘરેણું. ૪ પાંકલા અનાજમાં પડતો એક જન્તૂ.

**કાતલી-ળી, સ્ત્રી૦ કાતરી;** ચીરી. ૨ ફળાંના ઝીણા કડકા. ૩ વાંસ—શેરડીનો બે ગાંઠ વચેનો ભાગ.

**કાતી, સ્ત્રી૦** લોઢું. ૨ પેટમાં છરી—દગો. ૩ કરવત. ૪ પાળી. [વગરની).

**કાતું, ન૦** છુરી; પાળી (કામમાં ન આવે તેવી ને ધાર

**કાતેર, કાતર.**

**કાતેસડો,** ઝુમખું (તારાનું).

**કાથરોટ, કથરોટ.**

**કાથાકબલા, પુ૦** ફાટાં તુટાં કપડાં અથવા ભાગાં તુટાં લાકડાં. ૨ નકામી બીજા માણસની વાતો—નિન્દા કરવી. (સ્ત્રીઓના કાથાકબલા.)

**કાથાગોળી, સ્ત્રી૦** વસાણા ભેળીને બનાવેલી કાથાની જે ગોળી તે (પાનમાં ખાવાની).

**કાથો, પુ૦** ખેર વગેરેની છાલમાંથી કાડેલો અરક, જેને સુકવીને પાનમાં ચુના સાથે ભેળવામાં આવે છે. ૨ નાળિયેરનાં છાલાંના રેસાઓ જે વણેલા હોય તે. ૩ કાથાની દોરડી.

**કાદમ્બરી, સ્ત્રી૦** (બાણભટ્ટકૃત કાદમ્બરી ઉપરથી) કલ્પિત કથા. ૨ દારુ; શરાબ.

**કાદવ, પુ૦ [સં૦ કર્દમ]** પાણી મળવાથી ધૂળ—મટોડીની જે હાલત થાય તે; કિચ્ચડ; ગારો.

—'કાદવ ફેંકવો'—કોઈનું વગર કારણે નઠારું બોલવું; સારા માણસની નિન્દા કરવી.

**કાન, પુ૦ [સં૦ કર્ણ]** સાંભળવાની ઈન્દ્રી, જે બે ઝુલતા અઙ્ગની વચમાં માથું હોય છે તે. ૨ સાર અસાર સમજવાની જે અશક્તિ તે; સાંભળીને ભમાઈ જવાય તે. 'મુરખને કાન હોય પણ સાન ન હોય.' ૩ બન્દુક—પિસ્તોલનાં જે કાંણામાં જામગરી સળગાવી મુકવામાં આવે છે તે.

—'કાન ઉઘડવા—ખુલવા' એટલે વાત મનમાં આવવી; ચેતવું; જાગૃત થવું.

—'કાન ઉઘાડવા—ખોલવા' એટલે ચેતવવું; જાણીતું કરવું; સમજાવવું.

—'કાન કાપવા' એટલે વધારે સરસ થવું. ૨ ઠગવું.

—'કાન ખોતરવા' એટલે કાનમાંથી મેલ કાડવો.

—'કાન ચિમટવા—મરડવા—આમળવા' એટલે ઠપકો દેવો; શિક્ષા કરવી; સુધારવું.

—'કાન દેવા'—માંડવા' એટલે ધ્યાન દઈને સાંભળવું.

—'કાનનું કાચું' એટલે અડધું પડધું સાંભળે તેવું; થોડું બેરું. ૨ ભોળું; સાંભળતાં જ તરત ભોળવાઈ જાય તેવું.

—'કાન પકડાવવો—ઝલાવવો' એટલે ભૂલ દેખાડવી. ૨ પસ્તાવો કરાવવો.

—'કાનપર હાથ મેલવા—રાખવા,' 'કાને હાથ દેવા,' 'કાનેથી કાડી નાખવું' એટલે ન સાંભળવું; ધ્યાનમાં ન લેવું; ઉડાવવું.

—'કાન ફફડાવવા' એટલે ઊંઘ ઉરાડવી. (કુતરો કાન ફફડાવે છે—ઘોડો કાન ઉભા કરે છે).

—'કાન ફૂંકવા' એટલે મન્ત્ર આપવો; ઉપદેશ કરવો. ૨ ચેતવવું; ઈશારત કરવી. ૩ ભમ્ભેરવું; ભોળવવું; ભમાવવું. [જેવું થવું.

—'કાન ફુટી જવા' એટલે બેરાં અથવા બેરાં

—'કાન ભરવા' એટલે ભમાવવું; વાતો સમ્ભળાવીને પોતાની તરફનું કરાવવું.

—'કાન વનાનું' એટલે બેરું.

—'કાને ચડવું' એટલે કોઈની વાત સાંભળીને પોતાની તરફનો વિચાર ન કરતાં તેમ કરવું.

—'કાને ઝાલ્યા હાથિયા ન રેહે' એ કેવત.

—'કાને પડવું' એટલે કાન ઉપર અવાજ આવવો; સમ્ભળાવું.

—'કાને વાળિયો'—ચેતવણી આપનાર; મળતિયો.

—'કાનોકાન'—ત્રીજા સખસની મારફત વગર.

—'કાનોકાન સાંભળ્યું'—જાતે—પોતે સાંભળવું; જાણવું. ૨ એક કાનેથી બીજે કાને, ત્રીજે કાને એમ (વાત ફેલાવી).

—'આંખ આડા કાન કરવા'—ઉડાવવું.

**કાન-નુડો,** પુ૦ કૃષ્ણ. "કાનુડો કામણગારો રે" (દયારામ).

**કાનકડિયું,** ન૦ રાતે દેખતું ઉડતું, વનવાગળની જાતનું એક પક્ષી; કાનચિમડિયું; છાપું. (કાઠિયાવાડ).

**કાનકોચિયા,** પુ૦ કાને બાંધવાનું કપડું.

**કાનખજુરો,** પુ૦ સાપના આકારનો ઘણા પગનો પાતળો જન્તૂ.—એ લમ્બાઇમાં એકથી તે સવા વેંતનો ને ઝેરી હોય છે.

**કાનચિમડિયું,** વાગોળ. ૨ વાગોળના જેવું ઘરોમાં રેતું એક પક્ષી (વાગોળ ઝાડપર ટિંગાઈ રે છે).

**કાનચિમોરી,** વાગોળ.

**કાનડી,** વિ૦ કરણાટક દેશ સમ્બન્ધી—ભાષા, રીત ઈ૦.

**કાનડું,** કાંદડું.

**કાનડો,** પુ૦ રાતે ગાવાનો એક રાગ.

**કાનઢાંકણી,** વિ૦ કાનને ઢાંકનારી (ટોપી).

**કાનન,** ન૦ [સં૦] વન. ૨ ઝાડી.

**કાનપટો,** પુ૦ કાને બાંધવાનો લુગડાંનો પટો.

**કાનફટો,** પુ૦ કાનને વીંધીને માંય મુદ્રા—કડી ઘાલતો હોય તે જોગી; ગોરખપન્થી.

**કાનસ,** સ્ત્રી૦ ધાતુને ઘસી સાફ કરવાનું તીખા લોડાનું ઝીણા દાંતાનું ઓજાર; રેતરડી.

**કાનસિયા,** પુ૦ લમણાની પાસે કાનને લગતા વાળના જે ગુચ્છા તે. "દીકરીયોનાં દામ, હૃદયે લાગ્યાં રસિયા; કરે કારમાં કામ, કેશ ધરે કાનસિયા" (કૃષ્ણારામ).

**કાનીન,** પુ૦ કુંવારી કન્યાને પેટે જન્મેલો પુત્ર.

**કાનસિયાળ,** સ્ત્રી૦ કાન ખજુરાની જાતનું રાતું જીવડું.

**કાનૂ,** ન૦ એક પ્રકારનું વાદ્ય—વાજું.

**કાનૂન,** પુ૦ [આ૦] કાયદો; ધારો. ૨ રિવાજ.

**કાનો,** પુ૦ આ૦ સ્વરની નિશાની; અક્ષરની પાસે ા એવો જે ઊભો લીટો કાડવામાં આવે છે તે. ૨ વાસણનાં મોડાંની કોર.

**કાનોમાત-ર-ત્રા,** કાનો અને માત્રા; ો, ૌ.

**કાન્ત,** પુ૦ [સં૦] વર; પતિ; સ્વામી; ધણી; નાથ. ૨ વિ૦ રમણીય; સુંદર; દેખાવડો; મનોહર. ૩ કાન્તિ; તેજ; પ્રકાશ. "ચન્દ્ર સૂર્ય વિષે જે કાન્ત, તે તેવું જાણે સિદ્ધાન્ત." (નર૦ ગીતા). ૪ બહુ પ્રિય; અભીષ્ટ.

**કાન્તા,** સ્ત્રી૦ [સં૦] પોતીકી વહુ; બૈરી; પત્ની. ૨ પ્યારી સ્ત્રી; લલના (પછી પણિયત કે રાખેલી). ૩ ખુબસુરત સ્ત્રી—ઓરત.

**કાન્તિ,** સ્ત્રી૦ [સં૦] તેજ; ચળકાટ; નૂર; ૨ પદાર્થ માત્રનું જે તેજ વિશેષ તે; ખુબસુરતી; શોભા; પ્રભા; સૌંદર્ય. ૩ સ્ત્રીનું સૌંદર્ય; સુંદર સ્ત્રી. ૪ ઘરેણાદિથી શરીરને શોભાવવું તે.

**કાપ,** પુ૦ કાપવું તે. ૨ કાપો; ચીરો. ૩ કાપલી. ૪ સ્ત્રીઓને કાને ઘાલવાનું એક ઘરેણું.

**કાપકુપ,** સ્ત્રી૦ કાપવું ફાડવું તે.

**કાપટ્ય,** ન૦ [સં૦] કપટ.

**કાપડ,** ન૦ કપડું; લુગડું; થાન.

**કાપડિયો,** પુ૦ કાપડ વેચનારો.

**કાપડું,** ન૦ સ્ત્રીઓને છાતીએ પેરવાનું વસ્ત્ર; કાંચળી; ચોળી.

**કાપણી,** સ્ત્રી૦ ખેતરમાં અનાજ, છોડવા સુદ્ધાં કાપી નાખવું તે. ૨ અનાજ વાળવાનો વખત. ૩ સોના રૂપાં વગેરેનાં પતરાં કાપવાનું હથિયાર.

**કાપથ,** પુ૦ નઠારો માર્ગ.

**કાપલી,** સ્ત્રી૦ કાપવાથી પડેલો છેક પાતળો અને નાનો કકડો (કાગળની કાપલી). ૨ ફણું (તીરનું).

**કાપલો,** પુ૦ મોટી કાપલી. ૨ કાફલો.

**કાપવું,** ક્રિ૦ સ૦ કોઈ વસ્તુ ઉપર લોડાનું હથિયાર વાપરી ઘા—ભાગ કરવો; ચીરવું; ખણ્ડિત કરવું. ૨ લવાજમમાંથી ઓછું—કમી કરવું.

**કાપા,** પુ૦ લીસોટા; આડા અવળા લીટા.

**કાપાકાપ-પી,** સ્ત્રી૦ હથિયારથી જોસમાં કાપી નાખવું તે; ખુનરેજી; કતલ. ૨ અદાવત; મારામારી. ૩ બોલાચાલી; જોશમાં તકરાર કરવી.

**કાપાકુપા,** પુ૦ કાપા.

**કાપાલિક,** પુ૦ માંથાંની ખોપરીમાં ખાવા પીવાનો વ્યવહાર કરે છે તેવો એક યોગી. ૨ એજ નામથી પ્રસિદ્ધ યોગીઓની એક જાત. ૩ વામાચારી. ૪ શિવભક્ત.

**કાપિસ,** ન૦ [સં૦ કાપીસ] એક જાતનો દારૂ.

**કાપી,** સ્ત્રી૦ [અ૦] નકલ; ઉતારો; એક ઉપરથી બીજું ઉતારવું—ઉતારેલું તે.

**કાપુરુષ,** પુ૦ નીચ; બાયલો; બીકણ; નિંદ્ય; ખરાબ.

**કાપુસ,** ન૦ [સં૦ કર્પાસ] રૂ. [કાપ.

**કાપો,** પુ૦ લીટો; લામ્બી નિશાની; છેંકો. ૨ ચીરો;

**કાફર,** વિ૦ [અ૦] દીનનો ફરમાન ન માનનાર; નાસ્તિક; અધર્મી. ૨ લુચ્ચું; ચોટ્ટું; ખન્ધું; હરામખોર. એ શબ્દે ગાળ દેવાય છે. [સિદી.

**કાફરી,** વિ૦ [આ૦] આબિસિનિયાનો રેનાર; હબસી;

**કાફલો,** પુ૦ [આ૦] સમુદાય—સંઘ; જથ્થો. (લોક—ગાડી—વાણનો).

**કાફિયો,** પુ૦ [આ૦] કવિતાની તુક—લીટીનો છેલ્લો શબ્દ.—જે અવાજમાં કોઈ બીજી તુક-લીટીના છેલ્લા સાથે મળતો આવતો હોય તે; અનુપ્રાસ.

**કાફી, સ્રી૦ [અ૦]** બુન્દ; બુન.—એ દાણાને સેકીને પાણી સાથે ઉકાળી લોકો પીવામાં લે છે.

**કાફી, પુ૦** એ નામની એક રાગણી.

**કાબરચીતરું, વિ૦** ઘણું કાળું ને થોડું ધોળું એવું; કાળો ને સફેત એવા બે રઙ્ગનું. ૨ જેમાં તરેહ તરેહવાર પણ વિશેષે કરીને કાળો રઙ્ગ હોય તેવું.

**કાબરું, વિ૦ [સં૦ કર્બુર] કાબરચિતરું.** [કચરો.

**કાબસ, પુ૦** તેલ દિવેલ વગેરેનો મેલવાળો તળેનો

**કાબા, પુ૦** ભીલની એક જાત—એ ઘણું કરીને ઓખામણ્ડળમાં રે છે અને ખમ્ભાતની ખાડીમાં ચોરિયોનું કામ કરે છે.

**કાબુલી, વિ૦** કાબુલ સમ્બન્ધી. **પુ૦** કાબુલનો રેવાસી.

**કાબૂ, પુ૦ [આ૦]** સત્તા; અખત્યાર; હુકમ; હાક; દોર. ૨ વજન; વગ.

**કાબેર, સ્રી૦** એક ભુખરા કાળા રંગનું અને પીળી ચાંચ તથા પગવાળું મેના જેવું પક્ષી. ૨ તિણે ઘાંટે બોલનાર (સ્રી).

**કાબેલ, વિ૦ [આ૦ કાબિલ]** પ્રવીણ; નિપુણ; હોશિયાર (પુરુષ). ૨ અનુભવથી ઘડાયલો.

**કાબેલિયત, સ્રી૦** નિપુણતા; હોશિયારી.

**કાભા, સ્રી૦** કકુાસીણી—કુપાત્ર (સ્રી).

**કામ, ન૦ [ સં૦ કર્મ ]** કરવાનું—કરેલું તે; કૃતિ; કાર્ય. ૨ ધન્ધો; રોજગાર. ૩ બાબત; વિષય; પ્રકરણ. ૪ કારભાર; દરજ્જો. ૫ જરૂર; અગત્ય. ૬ ઉપયોગ; પ્રયોજન; અનુકૂળ—માફક આવવું તે. ૭ બનાવેલી ચીજ.

—'કામ કરી આપવું'—લાભ કરી આપવો. [લેવો.

—'કામ કાડી લેવું'—(તજવીજથી) સ્વાર્થ સાધી

—'કામ થવું'—મરણ પામવું.

—'કામનું' એટલે જરૂરનું; ઉપયોગી.

—'કામમાં કામ કરી લેવું;' એટલે એક કામ કરતાં બીજું કામ કરી લેવું; બે કામ સાથે—માંય મળતાં કરવાં; "એક પન્થ દો કાજ." [થવું.

—'કામ લાગવું' એટલે ઉપયોગી પડવું; અગતનું

—'કામે લાગવું'—ઉદ્યોગ કરવા મણ્ડી પડવું; ધન્ધે રોજગારે રોકાવું.

**કામ, સ્રી૦** કનકવામાં આડી વાળેલી કામડી તે.

**કામ, પુ૦ [ સં૦ ]** સ્રીએ પુરુષ સાથે અથવા પુરુષે સ્રી સાથે ભોગ કરવાની જે ઇચ્છા અથવા તેનો જે જોસ્સો તે; મૈથુનેચ્છા. ૨ એ સમ્બન્ધી શરીરમાં જે વિકૃતિ તે. ૩ કામદેવ. ૪ ઇચ્છા; પ્રીતિ; હોંશ; મદન. ૫ કોઈ પણ ઇન્દ્રિય ભોગ; વિષયવાસના. 'ધર્મ, અર્થ, કામ ને મોક્ષ.' ૬ ઇચ્છિત-વાલી-પ્યારી વસ્તુની અભિલાષા.

**કામકળા,** કામની કળા. ૨ રતિ; કામદેવની સ્રી. ૩ સ્રીના અઙ્ગમાં વાર કે તિથિપરત્વે નેત્ર, સ્તન ઇ૦ અઙ્ગમાં જે કામ વિકારની કળા થાય છે તે.

**કામકાજ, ન૦** કોઈ પણ કામ. ૨ ધન્ધો; રોજગાર; વેપાર. ૩ ખટપટ; મોટું કામ.

**કામકૂટ, પુ૦** વેશ્યાનો પતિ; છિનાળવો.

**કામકેલિ, પુ૦** સ્રીસંગ; મૈથુન; સ્રી સાથે વિલાસ.

**કામગરું, વિ૦** કામવાળું; કામમાં ગુંથાયલું.

**કામચલાઉ, વિ૦** ઘણું સારું—મનમાનતું તો નહિ, પણ હરકત ન પડતાં કામમાં આવી શકે તેવું; ચાલી જાય તેવું; ચલાવી લેવાય તેવું; સાધારણ; હલકું. ૨ થોડીવાર કામ ચલાવવાને દરજ્જાપર રચું હોય તે.

**કામજવર, પુ૦ [ સં૦ ]** કામના જોસ્સાથી જે તાવ આવે—પીડા થાય તે.

**કામઠ, પુ૦** કાચબો.

**કામઠી, સ્રી૦** વાંકી વળતી—વળેલી કામડી જેને ખેંચ્યાથી તીર મરાય છે તે; ધનુષ્ય; ખપાટિયું.

**કામઠું, ન૦ કામઠી.**

**કામડકોટિયું, વિ૦** કામડાંનું બનેલું—તકલંદી (ઘર).

**કામડી, સ્રી૦** વાંસની ચીપ; પાતળો વાંસ.

**કામડું, ન૦** કામડી અથવા એનો કકડો.

**કામઢું, વિ૦** સારી રીતે કામ કરનાર (કાઠિયાવાડ).

**કામણ, ન૦** વશીકરણ વિદ્યા; મોહિત કરી ભોળવી નાખવું તે. 'કામણ દિસે છે અલબેલા તારી આંખમાં રે' (દયા૦).

**કામણગારું, વિ૦** મોહકારક; વશ કરે—ભોળવી નાખે તેવું; સુન્દર. "કાનુડો કામણગારો રે, સાહેલી આ તો" (દયા૦).

**કામણટુમણ, ન૦** કામણ અને બીજા ટુચકા (જાદુ સમ્બન્ધી). 'કામણટુમણ શીખેલી' (ભા૦).

**કામદાર, વિ૦** સરકારની તરફનું કામકાજ કરનાર. ૨ મોટો કારભારી; દિવાન; વજીર.

**કામદુઘા-ર્ગા, કામધેનુ;** કામનાઓ પુરી કરવાવાળી.

**કામદૃષ્ટિ, સ્રી૦** કામદેવની દૃષ્ટિ; સમ્ભોગ કરવાની દાનત.

**કામધન્ધો, પુ૦** કામ ને ધન્ધો.

**કામધેનુ, સ્રી૦ [સં૦]** ઇચ્છા પુરી પાડનારી—મનકામના પૂર્ણ કરનારી સ્વર્ગની ગાય. ૨ જે પુરુષ—વસ્તુ પાસેથી ઘણીએક મુરાદ હાંસલ થાય તે.

**કામના, સ્રી૦ [સં૦]** ઇચ્છા; મુરાદ; ઉમેદ; વાસના.

**કામની, કામિની.**

**કામરસિક, વિ૦** વિલાસી. [એક પ્રદેશ.

**કામરુ, પુ૦** બઙ્ગાળની પશ્ચિમે આસામ પ્રાંતમાં આવેલો

**કામરૂપ, વિ૦** ઇચ્છામાં આવે તે રૂપ ધારણ કરી શકે તે. "કામરૂપ મહાઘોર, મનુષ્ય મારા ભક્ષક"

(સીતાહરણ). ૨ ખુશનુમા; મોહ ઉપજાવે તેવું; સુન્દર—રૂપવાળો; દેખાવડો.

**કામલેટ,** સ્ત્રી૦ એક જાતનું ઉનનું કપડું; કામ્બળી.

**કામવલ્લભ,** પુ૦ કામનો વાલો.

**કામવાસના,** સ્ત્રી૦ [સં૦] ઇશ્કની ઇચ્છા.

**કામવિકાર,** પુ૦ [સં૦] ઇશ્કથી થતો વિકાર—આજાર—રોગ.

**કામવૃદ્ધિ,** સ્ત્રી૦ વિષયવાસનાની જબરી ઇચ્છા.

**કામશર,** પુ૦ મદનનું બાણ. ૨ વિષયની ઇચ્છા.

**કામશાસ્ત્ર,** ન૦ [સં૦] ઇશ્ક—વિલાસ કરવા સમ્બન્ધી રીતભાત; કોકશાસ્ત્ર; અનઙ્ગરઙ્ગ.

**કામસ,** સ્ત્રી૦ શેલડીના રસને ઉકાળતાં ઉપર જે મેલ આવે છે તે. (એ મેલને ઉકાળીને તેનો શીરો કરે છે તે ગડાકુ કરવામાં કામ આવે છે).

**કામસખા,** પુ૦ વસન્તઋતુ. ૨ આંબાનું ઝાડ.

**કામસાધુ,** વિ૦ સ્વાર્થ ઉપર જ નજર રાખનાર; આપમતલબી.

**કામસુત,** પુ૦ કૃષ્ણનો પૌત્ર—અનિરુદ્ધ.

**કામહીણુ,** વિ૦ નપુંસક; હિજડો; અશક્ત; નામર્દ.

**કામળ,** કામળી.

**કામળિયો,** પુ૦ ચોમાસામાં થતો એક જાતનો કાળો રુવાંવાળો જીવડો (એ શ્રાવણ-ભાદ્રપદમાં થાય છે).

**કામળી,** સ્ત્રી૦ હલકાં ઉનનું વણેલું કપડું; ધાબળી.

**કામળો,** પુ૦ [સં૦ કમ્બલ] મોટી બે પટની કામળી; ચુમ્માળો. ૨ કામળિયો.

**કામા,** સ્ત્રી૦ [સં૦] સુન્દર સ્ત્રી.

**કામા,** પુ૦ ઠઙ્ગ (તે શેરીમાં શું કામા બળ્યા છે).

**કામાગ્નિ,** પુ૦ વિષયની ઇચ્છાથી થતું દુઃખ; કામાનલ.

**કામાટી,** વિ૦ એ નામની જાત—એ લોક ઘણુ કરીને ઘર બાંધવાનો અને ખેતીવાડીનો ધન્ધો કરે છે.

**કામાતુર,** વિ૦ [સં૦] કામ—ઇશ્કના જોસ્સાથી ઘણું આકળું—અધીર થયલું; રતિરસ સારુ ટળવળતું.

**કામાત્મ,** ન૦ જેનું ચિત્ત કામથી વ્યાકુળ થયું છે તે; વિષયવાસનાઓમાં ડુબી ગયલો.

**કામાનલ,** પુ૦ [સં૦] કામરૂપ જે અગ્નિ તે.

**કામાન્ધ,** પુ૦ સ્ત્રી કે પુરુષની વિષયની ઇચ્છા તૃપ્ત ન થવાથી આંધળું બનેલું (જન).

**કામાર્થું,** વિ૦ જેને ઘણું કામ હોય તે. ૨ ઉદ્યોગી.

**કામારિ,** પુ૦ મહાદેવ.

**કામાવેશ,** પુ૦ [સં૦] કામનો આવેશ—જુસ્સો.

**કામિની,** સ્ત્રી૦ [સં૦] પ્રેમ—હેત રાખનારી સ્ત્રી; ઇશ્ક કરનારી—રમાડનારી.

કામિનત્વ, સ્ત્રી જાતિનો સ્વભાવ.

કામિયો, ડાંડિયો. [છીનાળવો.

**કામી,** વિ૦ કામ—ઇશ્કના જોસ્સાવાળું. પુ૦ રંડીબાજ;

**કામુક,** વિ૦ [સં૦] ઇચ્છા રાખનાર. રાજ્ય—પુત્ર—મોક્ષ કામુક. ૨ જેને સંભોગની બહુ ઇચ્છા રહે છે તે; કામી; વિષયાસક્ત.

**કામુકા,** સ્ત્રી૦ [સં૦] સ્ત્રી; ઐરી.

**કામુકી,** સ્ત્રી૦ કામાતુર; ઘણો પ્રેમ બતાવનારી (સ્ત્રી).

**કામેટી,** સ્ત્રી૦ [અં૦] તપાસ કરનારી મણ્ડળી. ૨ પરીક્ષા; તપાસ. ૩ શેહેર સુધરાઈ ખાતું; મ્યુનિસિપાલીટી.

**કામોદય,** પુ૦ [સં૦] કામ એ જોસ્સાનું ઉભરાવું—પ્રગટ થવું તે.

**કામ્ય,** વિ૦ [સં૦] ગમતું; ખુશનુમા; સુન્દર. ૨ લાભની ઇચ્છા રાખી કરેલું. ૩ ઇચ્છિત ફળની પ્રાપ્તિના હેતુથી જે વ્રતાદિ કર્મ કરવામાં આવે છે તે; વિષય બુદ્ધિથી કીધેલું કર્મ.

**કાય,** સ્ત્રી૦ [સં૦ કાય] શરીર; દેહ.

**કાયદાસર,** વિ૦ કાયદા પ્રમાણે હોય તેવું.

**કાયદો,** પુ૦ [આ૦] નિયમ; ધારો. ૨ શાસ્ત્ર. ૩ હુકમ; આજ્ઞા. ૪ ઘોડાનાં મોડાંમાંના ચોકડાં સાથે સમ્બન્ધ રાખતી લગામ જે તેની ડાકની હાંસડીના હુક—આંકડામાં ભેરવવામાં અથવા તેમાંથી કાડવામાં આવે છે તે—કાયદો ચડાવવો ઉતારવો.

**કાયનાત,** સ્ત્રી૦ કિમ્મત; વિસાત.

**કાયફળ,** ન૦ એક જાતનું ઝાડ. એનાં ફળ જાયફળને આકારે થાય છે; છાલ અને બી ઓસડ દાખલ કામમાં આવે છે.

**કાયમ,** વિ૦ સ્થિર; અચલિત; ટકી રેનારું. ૨ બાહાલ; ફેરવેલું નહિ તેવું; મઞ્જુર.

**કાયમ ખરડો,** પુ૦ તળાટીએ રાખવાના હિસાબના કાગળોમાંનો એક—જેમાં ખેતરનું નામ, ખેતરના ખુંટ, કુલ વીંઘા અને ખેતરના કાયમ ઠરાવના રૂપૈયા તથા ઝાડ તથા કુવા વગેરેની તપસીલ હોય છે.

**કાયમદાયમ,** વિ૦ હમ્મેશનું; નિત્યનું; સ્થિર.

**કાયર,** વિ૦ [આ૦ કાયલ] થાકી—હારી ગયલું; નાહિમ્મત; હિચકારું. ૨ કણ્ટાળેલું; કણ્ટાળતું. ૩ આળસુ; સુસ્ત.

—'કાયર કરવું'—કણ્ટાળો આપવો; થકવવું; મેહેનત આપવી; ચિડવવું.

**કાયરું,** વિ૦ કાયર.

**કાયસ્થ,** પુ૦ એક જાતિ. ક્ષત્રિ પિતા અને શૂદ્રિ માતાથી જન્મેલો પુત્ર; (એનું કામ રાજદરબારમાં લખવા વગેરેનું છે). ૨ મુસદ્દીવર્ગ.

**કાયલી,** વિ૦ કાહિલી.

**કાયા,** સ્ત્રી૦ [સં૦ કાય] દેહ; શરીર; તન; જાત. ૨ જરૂર ઢાંકયો રાખવો જોઇએ એવો શરીરનો જે ભાગ તે.

—'કાયા દેખાડવી'—શરીરનો ગુપ્ત ભાગ બતાવવો. (સ્ત્રીએ પરપુરુષને, દર્દીએ વૈદ્યને, વિધવાએ બીજાની સાથે લગ્ન થયા પછી).

**કાયાકષ્ટ, ન૦** કાયાને જે કષ્ટ આપવું તે.

**કાયાકુટીનું તેલ, ન૦** એક જાતનું ઓસડ—શરીરમાં શરદી વગેરે કારણથી કળતર થતું હોય તો તે ઉપર ચોપડવામાં આવે છે.

**કાયિક, વિ૦ [સં૦]** દેહ સમ્બન્ધી. (કાયિક–શારીરિક–દૈહિક, વાચિક, માનસિક ને સાંસર્ગિક).

**કાર, પુ૦ [સં૦]** એ શબ્દ વર્ણની પર એટલે પછી મુકવામાં આવે છે તારે ફક્ત તે જ એવો અર્થ રાખે છે—અકાર એટલે અવર્ણ અને અજ (આ નહિ), કકાર; ચકાર વગેરે. ૨ શબ્દની પર મુકવામાં આવે છે તારે 'કરનાર' એવો અર્થ રાખે છે—કુમ્ભકાર (કુંભાર) એટલે ઘડો કરનાર;–શસ્ત્રકાર, વસ્ત્રકાર વગેરે.

**કાર, વિ૦** પાલખી ઊંચકવાનો ધન્ધો કરનારી જાતિ; ભોઈ.

**કારક, પુ૦ [સં૦]** વાકયમાં ક્રિયા સાથે જેનો સમ્બન્ધ હોય એવાં જે કર્તા, કર્મ, કરણ, સમ્પ્રદાન, અપાદાન અને અધિકરણ તેમાંનો અક્કેકો—વિભક્તિના અર્થો સુચવે છે. ૨ કરનાર એવો અર્થ રાખે છે (સમાસમાં)—શાન્તિકારક, પુષ્ટિકારક, સુખકારક, દુઃખકારક, ઈ૦.

**કારકીર્દી, સ્ત્રી૦ [ફા૦]** જ્યાં લગી કારભાર ચાલુ હોય ત્યાં લગીનો જેટલો વખત તે; કારભારીપણું.

**કારકુની, સ્ત્રી૦** કારકુનનું જે કામ તે.

**કારકૂન, પુ૦ [ફા૦]** દફતર લખનારો; કાગળો વાંચનાર લખનાર મેહેતો.

**કારખાનું, ન૦ [ફા૦]** જે મોટી જગા—મોટાં ઘરમાં મોટું હુન્નરી કામ ચાલતું હોય તે—ગોદી, ટંકશાળ. સુતરનું કારખાનું વગેરે. ૨ કોઈ પણ મોટાં કામકાજનું ખાતું.—નિશાળનું કારખાનું, વેપારનું કારખાનું વગેરે. ૩ મોટું કામ. ૪ કુટણી—ભડવાનું રાખેલું ઘર—જેમાં ઘરગથાઉ છિનાળવાં સ્ત્રી પુરુષો મળે છે તે.

**કારચબી–ચોબી, સ્ત્રી૦ [ફા૦]** રેશમી—મખમલ—ઊનના—કાપડ ઉપર સોનેરી અથવા રૂપેરી જરીનું જે ભરતકામ તે.

**કારજ, ન૦ [સં૦ કાર્ય]** કામ. ૨ વિવાહ અથવા મૃત્યુ સમ્બન્ધી જે રુડો અથવા માઠો અવસર તે.

**કારસો, પુ૦** ફુવારો.

**કારડો, કયારડો.** ૨ કરવડો. 'કરમાં આપ્યો કારડો.'

**કારણ, ન૦ [સં૦]** જે મૂળ—બીજથી એકાદું કાર્ય થાય તે; આધાર; પાયો.—જેના વિના કાર્યની ઉત્પત્તિ થઈ શકતી નથી તે. એ ત્રણ કેવાય છેઃ સમવાયી, અસમવાયી અને નિમિત્ત કારણ. ૨ મનની મતલબ—ધારણા; ઉદ્દેશ; નિમિત્ત; હેતુ; સબબ. ૩ ગરજ; જરૂર; અગત. ૪ ભૂત, પ્રેત, મૂઠ, વશીકરણ ઈ૦ સમ્બન્ધી જે વ્યથા તે. ૫ ઉપાદાન કારણ—કાર્ય વસ્તુના સ્વરૂપમાં મળી જાય તેવું છૂટું રેતું સાધન (ઘરેણાનું ઉપાદાન એટલે નિમિત્ત કારણ સોનું અને એરણ અથોડા વગેરે તેનું છૂટું સાધન છે તે).

**કારણ, [અ૦]** કેમકે; એટલા વાસ્તે કે (ઉભયાન્વયી). ૨ ચતુર્થી વિભક્તિનો પ્રત્યય; વાસ્તે; કાજે; માટે (શબ્દયોગી અવ્યય).

**કારણદેહ, સ્ત્રી૦ [સં૦]** જીવને, અવિદ્યા—અજ્ઞાનનું જે વેષ્ટન તે; હું જીવ, સ્થૂલ, સૂક્ષ્મ દેહ થકી જુદો છઉં પણ કેવે રૂપે છઉં તેનું જે અજ્ઞાન તે (વેદાન્તમાં).

**કારણમાળા, સ્ત્રી૦** અર્થાલંકારનો એક ભેદ.

**કારણશરીર, ન૦** લિંગદેહ.

**કારણવાદી, વિ૦ [સં૦]** વાદી; ફરિયાદી. ૨ પૂર્વપક્ષી.

**કારણસર, [અ૦]** કારણ સાથે; કામને અર્થે; જરૂરને લીધે.

**કારણ્ડવ, પુ૦ [સં૦]** એક જાતનું જલચર પક્ષી; બતક. ૨ એક પ્રકારનો હંસ.

**કારણોત્તર, ન૦** મતલબ મનમાં રાખી ઉત્તર આપવો તે, વેવારમાં વાદીએ કહેલી વાત સત્ય માની તેની વિરુદ્ધ કારણ બતાવવું–જવાબ આપવો તે. જેમ કોઇ કહે 'આની પાસ હું સો રૂપિયા માંગું છું' તેને ખરું માની તેના ઉત્તરમાં જણાવે કે 'હા, લીધા હતા, પરંતુ મેં પાછા આપ્યા છે.' ૨ સાચી પ્રતિજ્ઞા કરી તેની વિરુદ્ધ જવાબ આપવો તે.

**કારતક–ગ, પુ૦ [સં૦ કાર્ત્તિક]** સંવત વર્ષનો પેલો મહિનો; અકટોબર—નવમ્બર.

**કારતકસ્નાન, ન૦** આસો સુદ ૧૧ થી તે કારતક સુદ ૧૫ લગી સવારના પોરમાં કૃત્તિકા નક્ષત્ર અસ્ત થાય તેની પેલાં ટાડે પાણીએ નાવાનું વ્રત.

**કારતકી પૂનેમ, સ્ત્રી૦** કારતક મહિનાની પૂનેમ.

**કારતુસ, ન૦ [અ૦]** ચામડાં અથવા કલૈની જે પેટીમાં દારુ ગોળી રાખવામાં આવે છે તે.

**કારતેક–ગ. કારતક.**

**કારતેકી, સ્ત્રી૦** કારતક મહિનાની પૂનેમ.

**કારભાર, પુ૦ [ફા૦ કારોબાર]** એકાદું મોટું કામ—રાજકારભાર, લગનનો કારભાર વગેરે.

**કારભારી, વિ૦ [કારોબારી]** કારભાર કરનાર.

**કારમું, વિ૦** રૂપગુણથી ચમત્કારિક—અદ્દભુત દેખાતું. ૨ જોવાથી જ મનપર છાપ પડે તેવું. ૩ મારકણું. ૪ સુન્દર; વિચિત્ર. ૫ ભયંકર.

**કારવેવાર, પુ૦** કામકાજનો વેવાર.

**કારવો, પુ૦** એક તરેહનો કેરબો—નાચ અથવા એ પ્રસઙ્ગનો રાગ.

**કારસિયો,** પુ૦ હિંચકાની સાંકળ ઊંચે ભેરવવાનો જે આંકડો તે.

**કારસી,** સ્ત્રી૦ રૂ. ૨ લાકડાં વગેરે જોખવાનું એક જાતનું લોડાંનું સાધન. [મસ્તી; તોફાન.

**કારસ્તાન,** ન૦ લુચ્ચાઈનું કામ; કાળાં ધોળાં. ૨

**કારસ્તાની,** વિ૦ કારસ્તાન કરનાર.

**કારાગૃહ,** ન૦ [સં૦ કારા—બન્દી; ગૃહ—ઘર] સખત બન્દીખાનું; કેદખાનું; તુરંગ; જેલ.

**કારાપેરા,** પુ૦ ચુંથાચુંથ. ૨ વક્રાઈને કોઈનું ભુંડું બોલવું તે. ૩ આઘું પાછું—વધતું ઓછું બોલવું તે. ૪ કુડકપટ.

**કારિકા,** સ્ત્રી૦ [સં૦] જેમાં સમજણ આપી—ખુલાસો કર્યો હોય તે શ્લોક—વાક્ય; જે શ્લોક કે પદમાં થોડા અક્ષર છતાં બહુ અર્થ સમાયલો હોય તે. ૨ નટની સ્ત્રી. ૩ હજામનું કામ, હજામત કરવી તે. (લાક્ષણિક). વૃત્તિ; વિવરણ; ટીકા.

**કારી,** વિ૦ [ફા૦] ઠેઠ પેઠેલું; ઉંડું—'કારી જખમ.'

**કારી,** વિ૦ [સં૦] કરનાર—ગુણકારી.

**કારી,** વિ૦ જુવાન. ૨ અગત્યનું હોય તેવું—'કારીનું મરણ.' સ્ત્રી૦ બૈરાઓની ચોળીને મુકવામાં આવતો સાંધો.

**કારીગર,** પુ૦ [ફા૦] હુન્નરી ધન્ધો કરનાર—સુથાર લુહાર વગેરે. ૨ (લાક્ષણિક—હોશિયાર) હજામ.

**કારીગરી-ગીરી,** સ્ત્રી૦ કારીગરનું જે કામ—ધન્ધો તે. ૨ ચતુરાઈ; કિસબ; જુક્તી.

**કારીપારી,** સ્ત્રી૦ કારાપેરા.

**કારુણિક,** દયાળુ.

**કારુણ્ય,** ન૦ [સં૦] કરુણા. દયા.

**કારે,** [અ૦] કઈ વખતે.

**કારેલી,** સ્ત્રી૦ શાખનો એક વેલો.

**કારેલું,** ન૦ કારેલીનું જે ફળ તે. ૨ કરેલું. ૩ એક હાથે ફેરવવાનું મોટું મગદળિયું.

**કારોબાર,** કારભાર.

**કાર્તિક,** પુ૦ [સં૦] કારતક.

**કાર્પેટિક** પુ૦ તીર્થ યાત્રા કરવાને તૈયાર થયલો. ૨ પારકા અન્નથી પેટ ભરનાર.

**કાર્પણ્ય,** ન૦ [સં૦] યોગ્ય ખર્ચ ન કરી ધન એકઠું કરવાની ઇચ્છા કરવી તે; કૃપણતા; બખીલાઈ; કદરીપણું; કઞ્જુસાઇ.

**કાર્મુક,** પુ૦ ન૦ [સં૦] ધનુષ્ય; કામઠું. ૨ કામ કરવામાં ચતુર.

**કાર્ય,** ન૦ [સં૦] કરવાનું તે; કામ. ૨ ઉદ્યોગ; ધન્ધો.

**કાર્યકારણ,** ન૦ કાર્ય સંબંધે જે નૈમિત્તિક હેતુ ઉત્પન્ન થાય છે તે. [સમ્બન્ધ તે.

**કાર્યકારણભાવ,** પુ૦ [સં૦] કાર્ય અને કારણનો જે

**કાર્યપ્રયોજન,** ન૦ [સં૦] લગન વગેરેનું કામ તે; રુડો અવસર; પગરણ. ૨ મતલબ. [યશ.

**કાર્યસિદ્ધિ,** સ્ત્રી૦ [સં૦] કામ પાર પડવું તે; ફતે;

**કાર્યાકારણ,** અ૦ જરૂર—કામને લીધે. વિ૦ મતલબ

**કાલ,** [સં૦] કાળ. [જેટલું.

**કાલ,** સ્ત્રી૦ આલતા—વર્તમાન દિવસનો આગલો કે પાછલો દિવસ. ગઈ કાલ, આજ અને આવતી કાલ.

**કાલબુત,** ન૦ જોડાની અન્દર ઠોકવાનું જોડાના અથવા પગના આકારનું મોચીનું લાકડું. ૨ સાંચો; ઘાટ; બીબું. ૩ મૂળ; પાયો; ઓઠું (કજિયાનું).

**કાલભાતી,** પુ૦ [સં૦] કાળના જેવી કાન્તિવાળો તે; ડરામણો પુરુષ. [જેવી વસ્તુ મેળવવી.

**કાલવવું,** ક્રિ૦ સ૦ એકાદા ભુકામાં ચિકણી—પાણી

**કાલવૈજવું,** ક્રિ૦ અગ્નિના અઙ્ગારા ઉપર રાખ ઠરવી; ઓલવાઈ જવું; કજલાઈ જવું.

**કાલાં,** ન૦ કપાસનાં સુકાં ડિંડવાં.

**કાલાવાલા,** પુ૦ કોઈ વાતને સારુ છેક ગરીબાઇથી બોલવું તે; આજિજી; પ્રાર્થના; કરગરવું તે.

**કાલાષ્ટમી,** સ્ત્રી૦ [સં૦] કારતક વદ અથવા માગસર વદ આઠમ.

**કાલિક,** વિ૦ [સં૦] વખત સમ્બન્ધી (સમકાલિક).

**કાલિન્દી,** સ્ત્રી૦ [સં૦] જમના નદી. ૨ કૃષ્ણની સ્ત્રી.

**કાલી,** સ્ત્રી૦ [સં૦] હલેતી; લાડકી; સમ્બોધન. 'કાલિ કાગળથી વ્હેલી આવ' (ભા૦). ૨ નવા વાદળાની માળા—હાર. "કાલી ઘટા કેવળ બન છાઈ." ૩ રાત્રિ. "કાલી ઝમકારા કરી રહી છે." ૪ અગ્નિની જીભ; અગ્નિની જ્વાળાની અણી.

**કાલીશ,** કોટનું એક ઘરેણું.

**કાલું,** વિ૦ જાણે સમજાતું ન હોય તેવું ગાંડુ ઘેલું; કાલું ઘેલું. 'કાલો થઈને કાંચળીમાં હાથ ઘાલે.' ૨ પ્યાર ઉપજાવે તેવું તોતલું અને કુમળું (કાલું કાલું બોલવું).

**કાલું,** ન૦ જે ડિંડવામાંથી પાકેલો કપાસ બ્હાર દેખાય તે; રુ રેવાનું પ્યાલાને આકારે જે ડિંડવું તે.

**કાલૂ,** પુ૦ એક જાતનું દરિયાઈ પ્રાણી. એ છબછબા પાણીમાં અથવા નદીના મુખ આગળ ખડક અથવા ભાઠોડાને વળગી રે છે. ૨ દરિયા કાંઠાના ધારવાળા પથ્થર.

**કાલેરો,** પુ૦ રાગ વિશેષ. [કલ્પિત.

**કાલ્પનિક,** વિ૦ [સં૦] કલ્પનાથી શોધેલું; બનાવટી;

**કાવડ,** સ્ત્રી૦ પાણી વગેરે ખાંધ ઉપર ઊંચકી લઈ જવાનું એક સાધન—વચમાં કામડી ને એને બે છેડે સીકાં હોય છે.

**કાવડિયું,** નo દોડિયું; સવાકો; પૈસો.
**કાવડિયો,** પુo કાવડ ઉંચકનાર.
**કાવતરાંખોર-બાજ,** પુo કાવતરું કરનાર.
**કાવતરું,** નo કપટ; દગો; છળ; ઠગબાજી; લુચ્ચાઈ.
**કાવરું,** વિo ઘણું બાવરું; ઘણું બેબાકળું. (ભય, ક્રોધ, આશ્ચર્યથી). [ભાંગી જાય તેવું).
**કાવલું,** વિo ઘણું નાજુક ને શોભીતું (પણ તરત
**કાવળ,** કૂડ; કપટ.
**કાવળી,** સ્ત્રીo નાજુક. ૨ કાચની બલુડી.
**કાવાં,** છાપરાં ઉપર નળિયાંની જે અક્રેકી ઓળ તે.
**કાવાદાની,** સ્ત્રીo ખુન વગેરેનો કાવો કરવાનું વાસણ; [કિટલી.
**કાવેતર,** નo કાવતરું.
**કાવો,** પુo ઘોડાને જે ગોળ ચક્કરમાં ફેરવવો તે. કાવો દેવો—ફેરવવો. ૨ ખન્ધાઈ; કપટ; લુચ્ચાઈ કરવાની જુગતી. કાવોદાવો પણ કેવાય છે.
**કાવો,** પુo ખૂન વગેરેને ઉકાળવાં તે અથવા ઉકળેલાં તે.
**કાવ્ય,** નo [સંo] કવિતા. ૨ કાવ્ય શાસ્ત્રમાં કયલાં લક્ષણવાળી રસાલંકારવાળી ઉત્કૃષ્ટ કવિતા. ૩ ગદ્ય અથવા પદ્યનો જે ગ્રન્થ તે.
**કાવ્યચોર,** વિo બીજાની કવિતામાંથી તેના વિચારની અથવા તેનાં વાકયોની ચોરી કરી તે પોતાનામાં દાખલ કરનાર.
**કાવ્યચોરી,** સ્ત્રીo બીજાની કવિતામાંથી જે ચોરી તે.
**કાશ,** પુo પોતાની મેળે ઉગતું એક જાતનું ઘાસ. ૨ કાશળ; નડતર; લપ; બલા; ગડબડ. ૩ ખાંસી, —'કાશ કાઢવી'—પીડા દુર કરવી. [ઉધરસ.
**કાશળ,** સ્ત્રીo [સંo] અડચણ; નડતર; પીડા.
—'કાશળ કાઢવું'—હરકત—અડચણ દુર કરવી. ૨ મારી નાંખવું.
**કાશ્મીર,** સ્ત્રીo એક જાતનું કપડું. નo હિન્દુસ્તાનની ઉત્તરે હિમાચળની તલેટીમાં આવેલો એક પ્રદેશ.
**કાષાય,** ગેરુવા રંગનું.
**કાષ્ટ,** નo [સંo] લાકડું; ઇન્ધન.
**કાષ્ટઘણ્ટા,** સ્ત્રીo [સંo] લાકડાંની ઘણ્ટડી. ૨ હરામી ઢોરને ગળે બાંધવાનું લાકડું; ડબું; હેડ.
—'કાષ્ટઘણ્ટા વિટમ્બણા'—મેહેનત ફોકટ ગઈ હોય તે માટે—એવો દાખલો આપવામાં આવે છે.
**કાષ્ટૌષધિ,** સ્ત્રીo [સંo] ઝાડ પાનમાંથી તૈયાર કરેલી દવા; વનસ્પતિ; જડીબુટી. (એનું ઉલટું રસાયન).
**કાષ્ટુ,** વગર લાભની મેહેનત કરવી તે.
**કાસટું,** નo કાટી.
**કાસદ,** પુo [અo] સન્દેશો લઈ આવનાર જનાર; જાસુદ—સ; ખેપિયો; દૂત. ૨ ટપાલ—ડાક—પોસ્ટ લઈ આવનાર જનાર.
**કાસદિયું-દું,** નo કાસદનું જે કામ તે. ૨ નકામી ગયેલી મેહેનત.
**કાસની,** સ્ત્રીo એક જાતનું ગાંધીનું વસાણું.
**કાસન્દી,** સ્ત્રીo મોટા પેટનો પડઘીવાળો કળશિયો—લોટો; ગડુ.
**કાસળ,** કાશળ.
**કાસીદારિયો,** પુo એક જાતનું સુતરાઉ કાપડ.
**કાહળ,** પુo [સંo] એક જાતનું વાજું.
**કાહિલી,** વિo [ફાo] આજારી; માંદું; કળ ન વળતી હોય તેવું; રિબાતું; બેચેન. ૨ કાયર; કણ્ટાળતું; આળસુ. (કામનું કાહિલી).
**કાળ,** પુo [સંo કાલ] જારી રેવું—ચાલ્યાં જ કરવું તે. ૨ જારી રેવાનો જે એકાદો ભાગ તે—વખત; સમય; કાળ. હતો—છે—આવશે. ગયો તે ભૂત કાળ, છે તે વર્તમાન કાળ ને આવશે તે ભવિષ્ય કાળ, એમ કેવાય છે. પળ, ઘડી, કલ્લાક, દાડો, મહિનો, વરસ એ સહુ પણ કાળ કેવાય. ૩ નાશ; મોત. ૪ યમ અથવા એનો દૂત. ૫ જેથી મોત થાય તે પદાર્થ—પ્રાણી, રોગ વગેરે. ૬ દુકાળ (લીલો—સુકો). ૭ દુર્દશા; આફત. ૮ સંહાર કરનાર શક્તિ; શિવ.
—'કાળ ખુટવો'—આફત આવવી; મોત આવવું.
—'કાળના કોદરા'—જૂની લામ્બા વખતની વાતો.
—'કાળના કોદરા ખાધેલો—લામ્બું આયુષ્ય ભોગવનાર; પાકો અનુભવી; જુની વાતો જાણનાર.
—'કાળમાંથી આવવું'—વારમ્વાર ખાખા કરનાર. (બાળક). ભુખાળવો.
—'માથે કાળચક્કર ભમે છે'—આસમાની સુલતાની આફત આવવી; માથે મોત ભમવું.
**કાળક,** સ્ત્રીo કાળાપણું. 'કાયામાં કાળક છેદાણી.'
**કાળકા,** સ્ત્રીo [સંo કાલિકા] એક દેવી; કાળશક્તિ; સંહાર કરનાર શક્તિ.
**કાળક્રમણ,** નo [સંo] વખત ગુજરવો તે.
**કાળક્ષેપ,** પુo [સંo] નિરર્થક કાળ ગુમાવવો તે.
**કાળકૂટ,** પુo નo ઝેર. (એ વિષ—ઝેર પૃથુમાલી નામના દૈત્યના રક્તથી ઉત્પન્ન થયલું કે છે).
**કાળચક્ર,** નo કાળનું ચક્ર—કાળનો ફેરફાર થયા કરવો તે; કાળ પરત્વે ઉત્પત્તિ, સ્થિતિ, લય એ થયા કરવાં તે; જિન્દગીની હાલત બદલાયા કરવી તે. ૨ સંવત્સર ચક્ર. ૩ જૈનમત પ્રમાણે બાર આર પ્રમાણ કાળ.
**કાળચન્દ્ર,** પુo જે રાશીના ચન્દ્રથી બધી વાતે હાનિ—નુકશાન થાય તે. રાશિ—ચન્દ્ર; અશુભ ફળદાતા ચન્દ્ર; ઘાતચન્દ્ર. કાળચન્દ્રથી ઘણું ને ઘાતચન્દ્રથી થોડું નુકશાન.

**કાળચોઘડિયું, ન૦** અકેક દાડાનાં આઠ આઠ ચોઘડિયાં અને અકેક વારનું અકેકા વારને નામે ઓળખાતું અકેકું ચોઘડિયું હોય છે ને એ સાત વારોનાં ચોઘડિયાંમાં શનિવારનું જે ચોઘડિયું તે કાળચોઘડિયું.

**કાળજડું, કાળજું** ( કવિતામાં).

**કાળજવર,** જે તાવથી મરણ થાય તે.

**કાળજી, સ્રી૦** કોઈ વાત વિષે તે કેમ થશે? કેવી થશે? ક્યારે થશે? એવા એવા જોસ્સાવાળી દુ:ખ દેતી જે કલ્પના તે; ફિકર; ચિન્તા; ધાસ્તી. ૨ સમ્ભાળ; ખબરદારી; હોશિયારી; સાવચેતી. ૩ ચાનક; નુકસાનની બીકે મેહેનત જારી રાખવી તે; ખેપ; ખાંત; ખન્ત.

**કાળજું, ન૦ [સં૦ કાલકં, કાલેયં]** પેટની જમણી બાજુએ માંસનો મોટો કકડો છે કે જેમાંના લોહીમાંથી પિત્ત બાર પડે છે તે; પિત્તાશય; જ્યાં પ્રેમ, શોક, ભય ઈ૦ની અસર થાય છે તે—લાગણીનું ઠેકાણું. એ અઙ્ગ્રેજી મત પ્રમાણે છાતીની અન્દર **રક્તાશય** છે ત્યાં છે.

—'કાચું કાળજું'-બીકણ; હિમ્મત વગરનું; પોચી છાતીનું; ઝટ અસર થાય તેવું.

—'કાળજાંની કોર'—એટલે ઘણુંજ વાલું; પ્રાણ સરખું જરૂરનું ને વાલું.

—'કાળજાનું ખસવું'—અદક પાસળી; વાયલ; ઘેલું; ઉડેલ તબિયતનું; અસ્થિર મગજનું; દાધારિંગું.

—'કાળજાનું નરવું'—એટલે સાવધ; અક્કલ હોશિયારીવાળું; ખબરદાર; ચોક્કસ; ભૂલી ન જાય એવું.

—'કાળજાનો ડંખ'—કાળજામાં થયલી જબરી અસર; કારી ઘા. ૨ હાડવેરી; જબરી દુશ્મનાઈ.

—'કાળજામાં કટારી'—બાર દેખાતો નહિ પણ અંદરખાનેથી નુકશાન કરવાનો જુસ્સો.

—'કાળજામાં કોતરવું'—વિસરી-ભૂલી ન જવાય એમ યાદ રાખવું. ૨ કાળજામાં લખવું; યાદ રાખવું; ન વિસરાય એમ કરવું; મનમાં ઠસાવવું. ૩ વારેવારે મેંણાં મારવાં; હલકા શબ્દો કેવા.

—'કાળજા વિનાનું'—હિમ્મતવાળો; સાહસિક.

—'કાળજું કપાવું'—ઘણું દુ:ખ થવું.

—'કાળજું કોતરવું'—સંતાપવું; રીબાવ્યા કરવું; કનડવું; કાયર કરવું; દુ:ખ દેવું.

—'કાળજું ઠરવું'—'કાળજું થણ્ડું થવું' —એટલે સન્તોષ થવો; ઇચ્છા પૂરી પડવાથી ધરાવું; નિરાંત વળવી; સુખી થવું.

—'કાળજું તપી આવવું'—ગુસ્સે થવું. ૨ અતિ ઉગ્ર લાગણી થવાથી કલેજાના લોહીનું ગરમ થવું.

—'કાળજું ધડકવું'—ભયભીત થવું; ગભરાઈ જવું; હિમ્મત છોડી દેવી.

—'કાળજું ફાટી જવું'—ભય ચિન્તા વગેરેથી ગભરાઈ અકળાઈ જવું. ૨ આશ્ચર્યકારક જોઈ અબકી જવું; બેહદ વિસ્મિત થવું.

—'કાળજું ફૂટવું'-અક્કલ જવી; ભાન વગરના હોવું.

—'કાળજું બળી ગયું'—દલગીરી થઈ દુ:ખ થવું.

—'કાળજું ભરાઈ આવવું'—રડાય બોલાય નહિ તેવી રીતની શોકની અસર થઈ આવવી.

—'કાળજું સવામણ ને સાત શેરનું છે'—જરા પણ ભોળવાય નહીં તેવું; પાકું (જન). ૨ કઠણ છાતિનું; હિમ્મતવાન.

—'કાળજે હાથ'—નિરાંત; ધીરજ.

—'તેનું કાળજું ફટકી ગયું—ખસી ગયું,' એટલે તે ઘેલો થયો.

—'રીઢું કાળજું'—કાંઈજ અસર ન થાય તેવું પાકું.

**કાળદણ્ડ, પુ૦** યમનો જે દણ્ડ તે; મૃત્યુ.

**કાળનિદ્રા, સ્રી૦** મરણ રૂપ જે ઊંઘ તે; મરણ.

**કાળધર્મ, પુ૦** ઋતુધર્મ. ૨ સમયનો સ્વભાવ ૩ મોત.

**કાળપ, ન૦** કાળાપણું (અખામાં).

**કાળપરત્વે, અ૦** વખતને લીધે; વખત પરમાણે.

**કાળપાશ, પુ૦** મૃત્યુ.

**કાળપુરુષ, પુ૦** યમ; યમદૂત. ૨ અતિઘણું દુ:ખ દેનારો.

**કાળપૂંછી-પૂછી, વિ૦** પુછડાંના વાળ બધા જ કાળા [હોય તે (ભેંસ).

**કાળપ્રસઙ્ગ, પુ૦** કાળ અને પ્રસઙ્ગ.

**કાળભાતિ, પુ૦** કાળના જેવી કાન્તિવાળો પુરુષ.

**કાળમાન, ન૦** વખતનું માપ. ૨ વખતનાં માપનો યન્ત્ર—ઘડિયાળ, ઘડી વગેરે. [(યન્ત્ર).

**કાળમાપક, વિ૦** વખતનું માપ કરનાર—દેખાડનાર.

**કાળમીઢ,** કાળો કઠિણ પાણો. ૨ મૂર્ખ. ૩ જેના અન્ત:કરણમાં કંઈ પણ લાગણી ન થાય તેવું (જન); લાગણી વગરનું.

**કાળયાતના, સ્રી૦** યમ—જમની શિક્ષા.

**કાળરાત્રિ, સ્રી૦** સિત્તોતેર સિત્તોતેર વરસે આવતી આસો સુદ આઠમની (અથવા કેટલાકને મતે શ્રાવણ વદ આઠમની) જે રાત તે; કાળીની જન્મ રાત્રિ. ૨ કલ્પની જે છેલ્લી રાત તે. ૩ સઘળા જીવોનો નાશ કરવાવાળી મૃત્યુ દેવી; યમની બેન. ૪ ઘોર અન્ધારી રાત. ૫ માણસના સિત્તોતેરમા વર્ષના ૭ મા મહિનાની ૭ મી રાત્રી. ૬ આસો વદ ૧૪-**કાળીચૌદસ.**

**કાળવેલિયો, પુ૦** ભુરકી નાખનારો; છોકરાં ચોર; ધુતારો બાવો.

**કાળાં મરી, ન૦** એક જાતનું ઝાડ અને તેનાં દાણા

જેવાં ફળ—એ મસાલાની ગણુતીમાં આવે છે; એનો સવાદ તીખો હોય છે.

**કાળા અક્ષર કુટીમારવા,** લખતાં વાંચતાં ન આવડવું; કેવળ મૂર્ખ હોવું.

**કાળાગ્નિ, પુ૦** બ્રહ્માણ્ડનો નાશ કરનારો અગ્નિ તે.

**કાળાગ્રેહ, [ સં૦ ]** કારાગૃહ.

**કાળાટ, સ્રી૦** કાળાપણું; કાળાસ. ૨ કાળી જમીન ( ગોરાટનું ઉલટું ).

**કાળા તલ, પુ૦** કાળા રઙ્ગના તલ. ૨ શરીરની ચામડીપર કાળા તલના જેવા જે ઝીણા કાળા ડાઘ તે.

**કાળાન્તરે, અ૦** કાળના કાળ વહી જાય તોએ. ૨ કોકાળે; કેટલોક કાળ વીત્યા પછી. ૩ આવનારો અથવા ગયેલો કાળ.

**કાળાસ, સ્રી૦** કાળા રઙ્ગનો અંશ—લેશ; થોડુંક કાળાપણું.

**કાળિક,** કાલિક.

**કાળિઝંડું,** કાચું તડબુચ—એનું શાક થાય છે.

**કાળિઝુડો, પુ૦** પાછલી રાતે ગાવાનો એક રાગ.

**કાળિયાર, પુ૦** કલિયાર.

**કાળિયું, વિ૦** કાળા રઙ્ગનું.

**કાળિયું, ન૦** કાળીગાંઠી. ૨ અફીણ.

**કાળિયો, પુ૦** તમ્બાકુની એક જાત. ૨ વાઘ.—'કાળિયાને જોતાં જ મારા પગ લથડ્યા.' ૩ બળદ.

**કાળી,** કાળકા.

**કાળીગાંઠી, સ્રી૦** એ સ્રીની કોટનું એક ઘરેણું; બલગરી.

**કાળીચાહ, સ્રી૦** કાળા રઙ્ગની પીવાની ચાહ.

**કાળીચૌદસ, સ્રી૦** આશો વદ ચૌદસ: દીવાળીનો આગલો દાડો; નર્કચતુર્દસી; કાળરાત્રી. એ રાતે માહાકાળી દેવીની આરાધના—સાધના કરવામાં આવે છે; ભૂત પિશાચ વગેરેની સાધના થાય છે.

**કાળીજમીન, સ્રી૦** જેમાં જુવાર, કપાસ, ઘઉં, ડાઙ્ગર, દિવેલા, રાતા તલ, મગ, તુવેર વગેરે થાય છે તે.

**કાળીજીરી, સ્રી૦** એક જાતનાં ઝીણાં કડવાં બીઆં—કરમ અને તાવ ઉપર ઓસડ દાખલ વપરાય છે.

**કાળીટીલી, સ્રી૦** અપજશ; બટ્ટો; બદનામી; ઘણું હીણું કામ કર્યાનો ઠપકો; કલઙ્ક. (તેને માથે કાળી ટીલી આવી).

**કાળીદરાખ-દ્રાક્ષ, સ્રી૦** કાળા રઙ્ગની મીઠી ખાવાની દરાખ. કાળી ને લીલી એવી બે જાતની ઘણું કરીને દરાખ હોય છે.

**કાળીદરાજ-દાધર, સ્રી૦** કાળા રઙ્ગની જે દરાજ—દાધર તે; ચામડીપર થતો એક રોગ. કાળી ને રાતી એવી બે જાતની હોય છે.

**કાળીપરજ, સ્રી૦** દુબળા વગેરે હલકી જાતના લોકોનો જે વર્ગ તે.

**કાળીમુસળી, સ્રી૦** ગાંધીને ઘેર મળતી ધાતુપુષ્ટીના ઉપયોગમાં આવતી એક ઔષધિ.

**કાળું, વિ૦ [સં૦ કાલ]** કાજળના જેવો રઙ્ગ દેખાડે છે; રાતના રઙ્ગ જેવું; અન્ધારું—ઝાંખું હોય તેવું. ૨ પાપ—દોષ—ગુન્હાવાળું; ઘાતકી ( કામ ).

—'કાળા અક્ષરને કુટી મારવા'—મૂર્ખ રેવું; વાંચતાં લખતાં ન આવડવું.

—'કાળાં ધોળાં!'—ઉંધાં ચત્તાં, સારાં નરતાં કામ કરવાં.

—'કાળી ઘોડીએ ચડવું'—નિશો કરવો; અફીણ પીવું.

—'કાળું કર'—જતો રહે (તિરસ્કારમાં).

—'કાળું કરવું'—બદનામી લેવી.

—'કાળું કુતરુએ નથી પુછતું'—ગણત્રી વગરનું; હલકું.

—'કાળું ગોરું'—સારું નરતું—'વિશેષ નરતામાં.'

—'કાળું પેરવું'—વાલા સગાંના મરણના શોક માટે કાળાં લુગડાં પેરવાં.

—'કાળું મોડું'—એ, નીચું કામ કરનારને વિષે બોલતાં બોલાય છે કે જે ભુંડું કરશે તેને શરમાઇને નીચું જોવાનું છે (લાડમાં છોકરાંને પણ કેવાય છે).

—'કાળે પાણીયે ચડવું'—એટલે ગુન્હેગારે દેશનિકાલ થવું; દરિયો ઓળઙ્ગી બીજે દેશ જઈ જીવતાં સુધી ત્યાંજ રેવું.

—'કાળો ડાઘ'—નઠારું કામ કીધાથી ઇજ્જત—આબરુ જવી; બદનામી થવી; અપયશ—કલઙ્ક આવવું.

—'કાળો નાગ—ણ'—ખારીલો, વેરીલો—પુરુષ—સ્રી માટે વપરાય છે.

"કાળાં માથાંનું માનવી શું નહિ કરે" અને "કાળી રાંડને કલ્લે ભાત" એ કેવતો છે.

**કાળું, ન૦** કલઙ્ક; ડાઘ. ૨ ગુન્હો; પાપ. ૩ ગુન્હો કરેથી લાજ—શરમ લાગવી તે.

**કાળુંરોળું,** આંધળુંધુંધળું.

**કાળોકોપ, પુ૦** મોટો જુલૂમ—નાશ—અનર્થ—કેર.

**કાળોચોર, પુ૦** કાળેવેશે અન્ધારે ચોરીનું કાળું કર્મ કરનારો; કુકર્મી.

**કાળોતરી સ્રી૦** મરી ગયાની ખબરનો કાગળ.

**કાળોવાળો, પુ૦** ગાંધીની એક વસ્તુ.

**કાળોસરસ, પુ૦** એક જાતનો સરસ.

**કાળોસોમલ, પુ૦** એક જાતનો સોમલ.

**કિગલાણ,** હરખાવું ( બાળકે ).

**કિગલાણે ચડવું,** ઘણા હરખમાં આવી જવું.

**કિગલાવું, ક્રિ૦ અ૦** ઘણું ખુશી થવું. હરખ ઉભરાઈ જાય ( પણ ડાવકપણથી ) તેવી હાલતમાં આવવું—ફુલાવું.

**કિંવા,** **અ૦ સં૦** અથવા; વા; યા; તોપણ.

**કિકિયાડી,** **સ્ત્રી૦** કાનને સખત લાગતો તીનો ઊંચો અવાજ.

**કિકિયાણુ-ણું,** **ન૦** તીના ઊંચા અવાજોનું એકઠું મળવું તે.

**કિકિયારી,** **કિકિયાડી.**

**કિઙ્કર,** **પુ૦ [સં૦]** સેવક; ચાકર; દાસ; ગુલામ.

**કિઙ્કરી,** **સ્ત્રી૦ [સં૦]** સેવકી; દાસી; ચાકરડી; ગુલામડી.

**કિઙ્કિણી,** **સ્ત્રી૦ [સં૦]** નાની ઘણ્ટડી. ૨ ઘુઘરમાળ. ૩ ઘાઘરાની નાડી. ૪ કન્દોરો.

**કિચકિચ,** **સ્ત્રી૦** ચેંચેં; બબડાટ. ૨ કચપચ.

**કિચકિચાવવું,** **ક્રિ૦ સ૦** ભચડાય તેમ કરવું; તાણીને બાંધવું.

**કિચડ-લ,** **કાદવ.**

**કિચોડો,** **પુ૦** આંમલીનો થળીઓ; ચીચુંડો.

**કિચ્ચડ-લ,** **કાદવ.**

**કિઞ્ચિત્-માત્ર,** **અ૦ [સં૦]** અલ્પ; થોડુંક; કંઈક; જરા; લેશ; લવ.

**કિટલી,** **સ્ત્રી૦ [અ૦]** ચાહેનું પાણી ઉકાળવાનું નાળ-વાવાળું વાસણ.

**કિટાવું,** **કટાવું.**

**કિટોડો,** **કીટો.**

**કિડખદું,** **વિ૦** કીડાએ ખાધેલું (ફળ લાકડું વગેરે). ૨ કાયર; કણ્ટાળેલું; ગભરાયલું (માણસ).

**કિડામારી,** **સ્ત્રી૦** એક જાતનું કડવું ઓસડ—એનાં પાતરાં ભરુચી ભાજી જેવાં દેખાય છે.

**કિડિકન્થવા,** **જીવજન્ત.**

**કિડિમકોડી,** કીડી મકોડી વગેરે નાનાં જીવજન્ત.

**કિડિયારું,** **ન૦** બેડાં ગોઠવવાનો માટીનો એક ઘાટ. ૨ કીડીનું દર; જ્યાંથી કીડીઓ ઉભરાય તે.

**કિડિયાસેર,** **સ્ત્રી૦** કિડિયાંની સેર—કણ્ઠી.

**કિડિયું,** **ન૦** કાચનો કીડી જેટલો ગોળ દાણો; ખોટું મોતી. (કિડિયાંનું એકવચન).

**કિતવ,** **વિ૦** જુગારી. ૨ ઠગ; કપટી. "કિતવ કાનની કીર્ત્તિ કરતી લાજતી નથી લગાર" (રેવાશઙ્કર). **પુ૦** નાયિકાની સાથે કરેલી શરત તોડનાર બેઈ-માની એવો નાયક (નાટ્યશાસ્ત્રમાં).

**કિતાબ** **સ્ત્રી૦ [આ૦]** ચોપડી; પુસ્તક; ગ્રન્થ.

**કિતાબ,** **ખિતાબ.**

**કિતાબખાનું,** **ન૦** અભ્યાસને સારુ કિતાબોનો કરેલો જે જમાવ તે; પુસ્તકાલય; પુસ્તકશાળા; લૈબ્રેરી.

**કિત્તો,** **પુ૦ [આ૦]** અક્ષર—દસ્કત વાળવાને—ઘુંટવા સારુ કત્તાથી સારો લખેલો જે ખરડો તે. ૨ ખેતર અથવા ખેતરનો કકડો.

**કિદ્દાડે,** કિયે દા'ડે; કઈ વખતે.

**કિનખાપ-બ,** **પુ૦** રેશમ, અને સુના રૂપાના ઝીણા તાર એ બેને સાથે ભેળી ફુલ બુટ્ટાવાળું તરેહવાર ભરેલું જે કપડું તે; જરીબુટ્ટીનું વસ્ત્ર. ૨ કસબ; જર. ૩ કસબ —રેશમ સાથે મળેલાં સુનાં રૂપાંના છેક પાતળા તાર.

**કિનખાબ,**-કસબ અને રેશમથી ભરેલું તરેહવાર કપડું. **કારચોબી**—રેશમી કપડાં ઉપર કસબ અને તારા-ટપકી, કાચ વગેરેનું જે ભરત તે.

**કિનરી,** **સ્ત્રી૦** એક તરેહની સારઙ્ગી.

**કિનાખોર,** **વિ૦** કીનો રાખનાર; ખારીલું; વેર લેવાની ઇચ્છાવાળું.

**કિનાત,** **કનાત.**

**કિનાર,** **પુ૦ [ફા૦]** બાજુ; કોરણ; છેડો.

**કિનારી,** **સ્ત્રી૦ [ફા૦]** સુનેરી રૂપેરી તાર અને રેશમ એ બેની બનેલી જે ચીપ તે; ફીત. એ કપડાંની કોરણે લગાડવામાં આવે છે.

**કિનારો,** **પુ૦ [ફા૦]** કાંઠો; પાર; બાજુ (દરિયાનો). (ઓવારો, તીર, તટ એ શબ્દો દરિયાને નથી લાગતા માત્ર નદી તળાવને જ લાગે છે).

'કિનારે આવેલું વાણ ડુબ્યું'—ફતે કરેલું કામ ચુંથાઈ જવું; નજીક આવેલા સુખનું જતું રેવું.

**કિન્તુ,** **અ૦** પરંતુ; તથાપિ; પછી; પણ; સિવાય.

**કિન્નર,** **પુ૦ [સં૦]** સ્વર્ગનો ગન્ધર્વ. ૨ કુબેરનો દૂત (એનું મુખ અશ્વ સરખું અને શરીર મનુષ્યાકૃતિનું છે). ૩ જૈન મતના સાધુનો સેવક.

**કિન્નરકણ્ઠી,** **સ્ત્રી૦** કિન્નર-ગન્ધર્વના જેવા કણ્ઠવાળી સ્ત્રી. 'પ્રશમન કિન્નર કણ્ઠિ પામતા ના' (ઋ).

**કિન્નરી,** **સ્ત્રી૦ [સં૦]** કિન્નરની સ્ત્રી. આ સ્ત્રીઓ બહુ રૂપાળી ગણાય છે. 'કિન્નરિયોનો ઉતારવા ગર્વ.' (મૃ.) ૨ ગાનારી સ્ત્રી. ૩ સારઙ્ગી.

**કિફા,** **[અ૦]** કેણીગમ—તરફ.

**કિફાયત,** **સ્ત્રી૦ [ફા૦]** થોડું આપતાં સારું—ઘણું મળે તે; સસ્તું પડે તે. કિફાયત પડવું—સસ્તું પડવું.

**કિમ્,** **અ૦** કેમ.

**કિમત,** **કિમ્મત.**

**કિમતવાન-તી,** **વિ૦** કિમ્મતવાળું; મૂલવાન; મોંઘું.

**કિમિયાગર,** **પુ૦** કિમિયો જાણનારો—કરનારો. ૨ છેત-રનારો; દગો—કપટ કરનારો.

**કિમિયો,** **પુ૦ [ફા૦]** હીણી ધાતુને ઊંચી—કિમતી ધાતુ બનાવી દેવાની જે વિદ્યા—કળા તે. ૨ સેજમાં ઘણું દ્રવ્ય મળે તેવી જે જુક્તી—આવડત તે. ૩ જેથી નિત્ય લાભ થતો હોય તે ધન્ધો.

**કિમ્મત,** **સ્ત્રી૦ [ફા૦ કિમત]** વેચાતી લેવાની વસ્તુને બદલે જે નાણું આપવું પડે તે; મૂલ. ૨ વસ્તુમાં રયલી જે યોગ્યતા—ખુબી ને તે પ્રમાણે જે તેનો બદલો તે; કદર; બુજ.

—'કિમ્મત કરવી'—મૂલ ઠેરવવું. ૨ પરીક્ષા કરવી.

—'કિમ્મત થવી'—પરીક્ષાથી મૂલ નક્કી થવું. ૨ બુદ્ધિ પરખાઈ આવવી.

—'કિમ્મત પડવી'—મૂલ આપવું—પડવું.

**કિમ્મતવાર, અ૦** અક્કેક વસ્તુ અને તેની સામે અક્કેકની કિમ્મત એમ (કરેલી યાદી).

**કિયું, વિ૦** બેચારમાંથી જુદું પાડી ઓળખવા સારુ એ શબ્દ વપરાય છે; કયું; કોણ (નપુંસકલિઙ્ગની વસ્તુ વિષે).

**કિરકોળ, વિ૦** પરચૂરણ.

**કિરણ, પુ૦ ન૦ [સં૦]** સીધી લીટીમાં પડતો જે પ્રકાશ તે—સૂર્ય ચન્દ્ર અગ્નિના કિરણ; તેજ.

**કિરત,** કીર્તિ.

**કિરતન,** કીર્તન.

**કિરતનિયાં,** કીર્તન—ભજન કરતી વેળા વગાડવાનાં ઝાંઝ ડફ ખઞ્જરી તાલ ઇ૦ સાહિત્યો. ૨ કીર્તન. ૩ કીર્તન કરનારી મણ્ડળી.

**કિરતાર,** કર્તા; પ્રભુ; ઇશ્વર.

**કિરતારથ,** કૃતાર્થ.

**કિરતાલ,** કરતાલ.

**કિરતી,** કીર્તિ.

**કિરતીધરમ,** કીર્તિને માટે જે દાન ધરમ કરવાં તે.

**કિરપા,** કૃપા.

**કિરપાળ,** કૃપાળ.

**કિરમજ, પુ૦ [સં૦ કૃમિજ. આ૦ કિરમિઝ]** એક જાતનો ઝીણો કીડો. એ કીડાની માદામાંથી જ સારો રઙ્ગ નિકળે છે. એ કીડાઓને એકઠા કરી વાસણમાં નાખી તળેથી ગરમી લગાડવામાં આવે છે એટલે તે કીડા મરી જાય છે ને પછી તે, રઙ્ગ અને ઓસડ દાખલ કામમાં આવે છે.

**કિરમજી, વિ૦** કિરમજના રઙ્ગનું;—(લાલ ઘેરો).

**કિરમાણી અજમોદ, સ્ત્રી૦** ગાંધીનું એક કડવું ઓસડિયું.

**કિરાત, પુ૦ [સં૦]** ભીલની એક જાત. ૨ મહાદેવ.

**કિરાયાદાર, વિ૦** ભાડે રેનાર; ભાડુત.

**કિરાયું, ન૦ [ફા૦]** ઘર—જમીન—માલ વગેરે હર કોઈ માલ વાપરવાના બદલામાં જે ઠેરવેલો અવેજ વાળ્યાં કરવો તે; ભાડું.

**કિરિયા,** ક્રિયા.

**કિરિયાણું, ન૦** ગાંધીને હાટે મળતી ચીજોનું- મસાલા ઓસડિયાં વગેરેનું સાધારણ નામ; વસાણું.

**કિરીટ, પુ૦ ન૦** મુગટ; તાજ.

**કિરીટી, પુ૦** મુગટવાળો (અર્જુન).

**કિર્ર, અ૦** કેટલાંક પક્ષીનો અવાજ.

**કિલકિલ, અ૦** પક્ષીનું સામટું બોલવું તે. ૨ વાંદરાનું બોલવું તે.

**કિલવો, કિલિદાર.**

**કિલાવો, પુ૦ [હિં૦]** હાથીના ગળામાંનું લટકતું દોરડું, જે ઉપર પગ મુકી માવત ઉતર ચડ કરે છે તે.

**કિલિદાર,** જે મેતાની પાસે પેટીની કુંચી રેતી હોય તે; જેના હવાલામાં તિજોરી હોય તે (મુનીમ ને કિલિદાર).

**કિલ્મિષ, ન૦** પાપ; મળ.

**કિલ્લું, ન૦** એક જાતનું કાળું—રાતું અને ડુમસું જીવડું. એ અનાજમાં પડ્યાથી અનાજ સળી જાય છે; ધનેરું. ૨ બાળક. 'એને ત્યાં મારે ત્યાંથી કિલ્લું પણ જમ્યા જશે નહિ.'

**કિલ્લેદાર, વિ૦** કિલ્લાની સમ્ભાળ રાખનાર અમલદાર.

**કિલ્લો, પુ૦** દૂશ્મન ચોર વગેરેથી ન આવી શકાય તેવું આસપાસ ચાર બુરજ કરીને વચમાં મજબુત બાંધેલું જે મકાન તે—એમાં ઘણું કરીને લશ્કરી માણસો અને સામાન રે છે.

**કિંવદન્તિ, સ્ત્રી૦** લોકવાર્તા; બાતમી; અફવા. ૨ સાચો કે જૂઠો લોકોએ મુકેલો અપવાદ.

**કિંવા, અ૦ [સં૦]** અથવા; વા; યા.

**કિંશુક ન૦** ખાખરાનું ઝાડ.

**કિશોર, પુ૦ [સં૦]** ૧૫ વરસની ઉમ્મર લગીનો છોકરો; બાળક (નંદકિશોર—નંદનો છોકરો).

**કિશ્ત, સ્ત્રી૦ [ફા૦]** સેતરઞ્જની રમતમાં રાજાને ઘોડીથી જે શેહ આપવી તે. ૨ ખેતી. ૩ ખેડુતે સરકારને ભરવાનો જે હફતો તે.

**કિશ્ત, વિ૦ [ફા૦]** હાર ખાધેલું; કેદમાં—બન્દીખાને પડેલું.

**કિસબત, સ્ત્રી૦** ભિસ્તી લોક, મસકની નીચે જે ચામડું રાખે છે તે.

**કિસમ, સ્ત્રી૦** જાત; તરેહ.

**કિસમત, ન૦ [આ૦]** નસીબ; ભાગ્યોગ; કરમ.

**કિસ્ત, સ્ત્રી૦ [ફા૦]** ખેડુતે સરકારને ભરવાનો જે હફતો તે.

**કિસ્સો, પુ૦ [આ૦]** કલ્પિત વાત; ગાથા; કાણી; દાસ્તાન; હિકાયત.

**કિહાં,** ક્યાં. 'કિહાં ગયો રે પેલો મોરલીવાળો' (મીરાં).

**કી,** કઈ.

**કીકી, સ્ત્રી૦** બે વરસની ઉમ્મર લગીની જે બાળક છોકરી તે; કીલી. ૨ નામ ન પાડેલું હોય તે અથવા જેનું નામ જાણ્યામાં નથી તે છોકરીને કીકી કઈ બોલાવે છે. ૩ આંખના ડોળાની વચમાંના કાળા અથવા માંજરા ભાગમાં તુવેરની દાળ જેવડું ટપકું હોય છે અને જેણે કરીને વસ્તુઓ દેખાય છે તે; પુતળી.

**કીકો, પુ૦** બે વરસની ઉમ્મર લગીનો જે બાળક છોકરો તે. ૨ નામ ન પાડેલું તેવા બાળક છોકરાને કીકો કહી બોલાવે છે. ૩ સહુથી મોટા છોકરાનું નામ માબાપથી બોલાય નહિ (શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે) તેથી કીકો કહી બોલાવે છે.

**કીચ, પુ૦** કાદવ.

**કીજે,** કરિયે (કવિતામાં).

**કીટ, પુ૦ [સં૦]** જિવડો; કીડો.

**કીટ, વિ૦** કાબેલ; પૂરું માહિતગાર; પ્રવીણ (તે ફારસીમાં કીટ છે).

**કીટનાં લાકડાં,** ગાંઠ ઘણી હોય તેવાં લાકડાં જેનો તાપ ઘણો સખત થાય છે.

**કીટી, સ્ત્રી૦** રુની અન્દર જે કાળો ભુકો વળગેલો હોય તે; કપાસિયાની કરચ. ૨ ખાજાં તળતાં પેણીમાં ખરેલો જે ભૂકો તે.

**કીટું,** ઘીને તાવ્યા પછી નીચે જે કચરો ઠરી રે છે તે.

**કીટો, પુ૦** નળિયાં ઈંટ પાકતી વખત ઘણો જ તાપ લાગેથી રસ થઈ બન્ધાઈ જઈ ગટ્ટા થઈ જાય તે (હથિયાર ઘસવાનાં કામમાં આવે છે). ૨ ધાતુના પદાર્થો ઘણા તાપને લીધે રસરૂપ થઈ બન્ધાઈ જાય તે. ૩ બાળવાનાં ગાંઠાવાળાં લાકડાં (બાવળ ખેરનો કીટો). ૪ તેલ, દીવેલની નીચે જે મેળ ઠરે છે તે.

**કીટો, વિ૦** નઠારું; નિરુપયોગી; નકામું.

**કીડી, સ્ત્રી૦ [સં૦ કીટિકા]** એક ઝીણો જીવ. એ બે જાતની હોય છે—કાળી ને લાલ. લાલ કીડીનો ચટકો વધારે હોય છે.

—'કીડિયારું ઉભરાયું'—કંઈ લાલચ—આશાથી ભેગા થવું.

—'કીડીનો કુંજર'—નજીવી—નાની વાતને ભારે મોટી બતાવવી.

—'પગે કીડિયો ચડવી'—કામ કરવાથી કણ્ટાળેલા માણસને માટે વપરાય છે; આળસું; બેસી રેવું.

**કીડો, પુ૦ [સં૦ કીટક]** પેટે ચાલનારો નાનો જિવડો. એ ઘણી જાતના હોય છે.

**કીધ,** કીધું; કર્યું (કવિતામાં).

**કીધું,** કરવું એનો ભૂતકાળ; કર્યું. ૨ કેવું એનો ભૂતકાળ; કહ્યું (કાઠિયાવાડમાં).

**કીનો, પુ૦ [ફા૦]** મનમાં ડાઘ રાખવો તે; અનીસ વેરભાવ; ખાર.

**કીર, પુ૦ [સં૦]** શુક; પોપટ.

**કીર્ણ,** કિરણ.

**કીર્તન, ન૦ [સં૦]** ઈશ્વિરના યશનું ગીત—ગાયન; ગાયનમાં ઈશ્વિરનાં વખાણ કરવાં તે; ગુણ વર્ણન.

**કીર્તનભક્તિ, સ્ત્રી૦ [સં૦]** કીર્તનદ્વારા—મારફતે જે ભક્તિ તે—નવધા ભક્તિમાંની એક.

**કીર્ત્તિ, સ્ત્રી૦ [સં૦]** ગુણ—કર્મ ઉપરથી જે પ્રસિદ્ધિ તે; આબરુ; યશ. ૨ સ્તુતિ; વખાણ.

**કીર્ત્તિમાન, વિ૦ [સં૦]** કીર્ત્તિવાળું; નામાંકિત; આબરુદાર; યશસ્વી.

**કીલ, પુ૦** ગાડી—ગાડાંનાં પૈડાંની અન્દર દિવેલ—તેલ ઊંજ્યા પછી લોઢું ઘસાયાથી માંય જે કાળો મળરૂપ પદાર્થ બન્ધાયછે તે.

**કીલી, સ્ત્રી૦** કીકી; બાળક છોકરી. ૨ તિજોરી; ખજાનો; નાણાંની પેટી. ૩ કુંચી.

**કીલો,** કીકો.

**કીસું, વિ૦** કોના જેવું; કેવું. જસું તસું તેમ કીસું (જુની કવિતામાં).

**કુંકડી,** કોકડી.

**કુંકણી, વિ૦** કોંકણમાં થતું; કોંકણ સમ્બન્ધી. ૨ કુંકણી કેલાં.

**કુંકરી, સ્ત્રી૦** નાનો કુંકરો.

**કુંકરીદાવ, પુ૦** કુંકરીની રમત; કાંકરી દાવ.

**કુંકરો, પુ૦** કાંકરો. ૨ ઠિકરાંના નાના કકડાને બાજુ ઘસી ગોળ બનાવેલા હોય તે; ઠિકરી. ૨ ખાંગડો; કુંકો. ૩ જીવડાંનાં ઘરો. (શઙ્ખલાં, કોડી, કુંકાએ છોકરીયો રમે છે). ૪ જુવાર વગેરે અનાજનો પાક તૈયાર થયા પછી માંયે રયલા મોટા જાડા જે કસણા વગેરેનો ભાગ તે.

**કુંકાપગો, પુ૦** જેનાં પગલાંથી શુભ—સારાં શકુન થાય તે પુરુષ.

**કુંકાવટી, સ્ત્રી૦** કુંકું પલાળી રાખવાની ચલાણી.

**કુંકાવટો, પુ૦** બે ત્રણ ખાનાનું હોડીના આકારનું ચન્દન કુંકું વગેરે ભરવાનું લાકડાંનું પાત્ર.

**કુંકાવરણું વિ૦** કુંકાના રઙ્ગ જેવું—રાતું.

**કુંકું, ન૦ [સં૦ કુઙ્કુમ]** કકુ—એ કાસ્મિર દેશમાં નિપજે છે.

**કુંકો, કુંકરો.** કુંકે રમવું—ખાંગડે કોડે રમવું.

**કુંખિયાં,** કાપડાનો વાંસાપર આવતો ભાગ.

**કુંગરો, કાઙ્ગરો.**

**કુંચડી, કુચડી.**

**કુંચડો, કુચડો.**

**કુંચલી, સ્ત્રી૦** ઘુંઘટી; ઘુમટી; ધાબળા—બનાતને એક છેડેથી કરચલી વાળી સીવી લઈ માથે ઓઢવામાં આવે છે તે.

**કુંચવાવું, ક્રિ૦ અ૦** સઙ્કોચ પામવો; આંચકો ખાવો. ૨ મનમાં ને મનમાં બળવું—ચિડાવું.

**કુંચી, સ્ત્રી૦** તાળું ઉઘાડવાની ચાવી; ૨ જુગાન; કળ; આકળ; અથોડી.

**કુંચેન,** નઠારાં ચેન. [માળી.

**કુંજડો, પુ૦** શાક ભાજી ફલ પાન વેચનારો; કાછિયો;

**કુંજો, કુજો.**

**કુંઝડો, પુ૦** ચડેલાં મોડાંનો; ગુસ્સે થયલો હોય તે.

**કુંડું,** કુંપળ; અઙ્કુર.

**કુંડળી, સ્ત્રી૦ [ સં૦ કુણ્ડલી ]** નાનું કુંડાળું. ૨ જે કુંડાળાં—ચોકડીમાં બાર રાશિનાં બાર ઘર પાડ્યાં હોય તે ( પઞ્ચાઙ્ગમાં ). એ ઘર અથવા ભુવનનાં નામઃ તન, દ્રવ્ય, પરાક્રમ, સુખ, સુત, શત્રુ, કલત્ર, મૃત્યુ, ભાગ્ય, રાજ્ય, લાભ અને વય.

**કુંડાળું, ન૦** ચાર પાસ ફરતી લીટી સાફ દેખાઈ આવે તેવી ગોળ આકૃતિ.

**કુંડી, સ્ત્રી૦** તળિયું નાનું અને મોડું ઘણું જ પોળું એવું તાંબા પિત્તળનું વાસણ; તાંબા કુંડી ( સોનીની ). ૨ તપખીર ભાંગ વાટવાનું ઠિકરાનું ઠામ. ૩ ઘી ભરવાનું ચામડાંનું ઠામ; દબડી. ૪ ઢોરને પાણી પીવાની જે હવાડી તે; ટાંકી; ટાંકલી. ૫ ઢોરને ગવાનેક—ધાન ખાવાની જમીનમાં દાટેલી જે કુંડી અથવા છોની બનાવેલી ટાંકી તે. ૬ વીસની સંખ્યાનો સઙ્કેત; ૨૦.

**કુંડું, ન૦** માટીનું પોળાં મોનું ઠામ જેમાં રાખ વગેરે ભરે છે અથવા ફૂલ વગેરેના છોડ વાવે છે. ૨ ઘી ભરવાની મોટી કુંડી; દબકું. ૩ ઢોરને સારુ ધાન ભરી રાખવાનું ઠામ. ૪ તાંબા પિત્તળનું વાસણ. ૫ કાચનું ઠામ જેમાં ફુલના છોડ વાવે છે તે. ૬ કુણ્ડાળું. 'એડા ફરતે કુંડે મળી.' ( ભા૦ ).

**કુંદલું, ન૦** ઘાસની ગઞ્જી.

**કુંપળ-ળિયું, ન૦** ઝાડને નવું ફૂટતું કુમળું પાતરું; [ નવપલ્લવ.

**કુંપળો, પુ૦** નવો અઙ્કોર.

**કુંપી,** શીશી; પ્રવાહી રે તેવું વાસણ. 'રાવણના પેટમાં અમૃતની કુંપી હતી'.

**કુંભાર, પુ૦ [ સં૦ કુમ્ભકાર ]** માટીના ઘાટ બનાવવાનો—વેચવાનો ધન્ધો કરનાર.

**કુંભારિયો, કાકરિયા કુંભાર.**

**કુંભુ, ન૦** જમીન ખેતર ભરવાનું એક માપ છે; ૧॥ વીંઘું અથવા ૨ વીંઘાંમાં એક વસો ઓછો ( એ શબ્દ ભરુચ જીલ્લામાં વપરાય છે ).

**કુંવર, પુ૦ [સં૦ કુમાર]** દિકરો; બેટો; પુત્ર. ૨ રાજકુમાર. **સ્ત્રી૦** એ શબ્દ સ્ત્રીઓનાં નામની પછવાડે મુકાય છે. ઉજમકુંવર—વેર.

**કુંવરી, સ્ત્રી૦ [સં૦ કુમારી]** દિકરી; બેટી.

**કુંવળ, ન૦** ઘઉંનું ઘાસ.

**કુંવાડિયો, પુ૦** ચોમાસામાં થતાં અને ચોમાસા પછી સુકાઈ જતાં એવાં એક જાતનાં ઝાડવાં. એનાં મુળિયાંનાં લોક દાતણ કરે છે.

**કુંવાર, સ્ત્રી૦** એક જાતનો કડવો છોડ. પાતરાં જાડાં ને કોરેકોરે કુમસા કાંટા હોય છે. એનાં પાતરાંના રસનો એળિયો બને છે. એનું પાતરું તે લાણું કેવાય છે.

**કુંવારકા, સ્ત્રી૦** દશ વરસ લગીની કુંવારી છોકરી; કન્યા.

**કુંવારું, વિ૦** પરણેલું નહિ તે.

**કુંવેર, કુંવર.**

**કુ, [સં૦]** ખરાબ, હલકું એવો અર્થ રાખે છે. કુલક્ષણ, કુપાત્ર ઈ૦. એ કુ નો ગુજરાતીમાં ક થાય છે. કલક્ષણ, કપાતર, કજાત વગેરે. ૨ પાપ. ૩ નિન્દા. **સ્ત્રી૦** પૃથ્વી; ભૂમિ.

**કુઇ, સ્ત્રી૦** નાનો કુઓ; ટાંકલી; ટાંકી.

**કુઓ, પુ૦ [સં૦ કૂપ]** પાણીને સારુ જમીનની અન્દર ખોદેલો ઊણ્ડો ખાડો.—મોડું ફરતું ચણી લીધેલું હોય અથવા ન હોય. ૨ પાણીનો કુદરતી ખાડો; ઝરો. ૩ વાણમાં વચ્ચોવચ જે સહુથી ઊંચું ઊભું જાડું લાકડું તે.—એને આધારે મોટા સડ રે છે. 'આગબોટને બે મોટા કુઆ હોય છે.'

**કુકન્દરા, સ્ત્રી૦** પૃથ્વીની ગુફાઓ.

**કુક, ન૦** કુકડાનું બોલવું તે. ૨ પછવાડેથી અજાણતાં આવી એકાએક બાળક છોકરાંને રમતમાં બિવડાવાનો શબ્દ. [ રીતે.

**કુકડભાગે,** નીમે હિસ્સે; સરખા બે ભાગ હોય તેવી

**કુકડવેલાંફળ, ન૦** તુરિયાંના જેવાં જ પણ નાનાં કડવાં ફળ. કાણ્ટાવાળાં કણ્ટોલાના આકારનું અને મધ્ય ભાગમાં કાણાંવાળું જે ફળ હોય તે. આના બીથી જુલાબ થાય છે ને દવા કરવાના કામમાં આવે છે—ખરડ વગેરેમાં.

**કુકડાં ન૦** કુકડો કુકડી.

**કુકડી, સ્ત્રી૦** કુકડાની માદા; મરઘી. ૨ રાયણનાં સુકાં ફળ. ૩ લાડનો શબ્દ ( છોકરાં પ્રત્યે ).

**કુકડેકૂક, ન૦** કુકડાનું બોલવું.

**કુકડો, પુ૦ [સં૦ કુક્કુટ]** એક જાતનો પક્ષી; મરઘો. એ વાણું વાયાની લગભગમાં બોલ છે. 'કુકડો હશે ત્યાં જ વાણું વાશે કે?'

**કુકર્મ, ન૦ [સં૦]** નઠારું કર્મ; અન્યાય; પાપ.

**કુકર્મી, વિ૦** કુકર્મ કરનાર.

**કુકલ્પના, સ્ત્રી૦** નઠારી કલ્પના.

**કુકવા, પુ૦** આપતાં જે આચકા—આનાકાની કરવાં કરવી તે; લેનારને ટટળાવવું તે.

**કુકવો, પુ૦** મરી ગયલાંને નામે પુરુષોએ બૂમ પાડીને જે રડવું તે. કુકવો કરવા—પોક મુકવી. ૨ અવસરે ખરચ ન કરવો—'તે તો બાપને નામે કુકવો કરશે'.

**કુક્કુટ,** મરઘો; જંગલી મરઘો.

**કુકો, ખાંગડો.** ઠીકરાનો કકડો ( ગોળ કરેલો )—છોકરીની રમત.

**કુક્ષી**, પેટ; ઉદર. ૨ જ્યાં ગર્ભાશય રહે છે તે જગ્યા. ૩ પેટનો ડાબો અને જમણો ભાગ.

**કુખ**, કૂખ.

**કુકૂમ, ન૦ [સં૦]** કંકુ. ૨ કેસર.

**કુચ, ન૦ [સં૦]** સ્ત્રીનાં સ્તન; થાન; ધાઈ. ૨ કંઈ પણ.

**કુચડી, સ્ત્રી૦** ડાગીના ઉપરથી કચરો મેલ કાડવાનું ભુંડ જેવાં જનાવરના કઠ્ઠણ વાળનું સોનીનું એક ઓજાર. ૨ ચિતારાની પીછી.

**કુચડો પુ૦** સાવરણી વગેરેનાં પીછાનું બનાવેલું રઙ્ગવાનું—ચૂનો ઢોળવાનું એક સાધન. વાસણને અન્દરથી સાફ કરવાનો કુચડો-લીલા વાંસનો કકડો એક છેડેથી છુંદેલો હોય છે. ૨ પીવાનું પાણી ભરી રાખવાનું મટોડીનું ઠામ; કૂચ; કુઞ્જો; ભોટવો.

**કુચાગ્ર**, સ્ત્રીના સ્તનની ડીટી.

**કુચાલ, સ્ત્રી૦** નઠારી ચાલ—ટેવ—વર્તણૂક. ૨ નઠારી રીત—રસમ.

**કુચેષ્ટા, સ્ત્રી૦** જેથી કોઇનું મન દુખાય તેવી મજાખ—મશકરી.

**કુચો, પુ૦** કુંચો; કૂચો.

**કુચ્છિત**, કુત્સિત.

**કુછ, અ૦ [હિં૦]** જરા; કંઈ; થોડુંક.

**કુછન્દ, પુ૦** નઠારી ટેવ; ખરાબ ચસકો—વ્યસન.

**કુછન્દી, વિ૦** કુછન્દવાળું; દુરાચારી; આડે રસ્તે ચાલનાર.

**કુજો**, કૂજો.

**કુઞ્જ, સ્ત્રી૦ [સં૦]** વેલાઓથી છવાઈ રહેલી જગા—વાટ. કુઞ્જગલી—બન્ને પાસનાં ઝાડ એક બીજાને મળી ગયાં હોય તેવી ગલી.

**કુઞ્જબિહારી (વિહારી), પુ૦** કુઞ્જમાં વિહાર-રસક્રીડા કરનારો; કૃષ્ણ.

**કુઞ્જર, પુ૦ [સં૦]** હાથી; હસ્તિ. 'નરો વા કુઞ્જરો વા.'

**કુટ, સ્ત્રી૦** ભાંગાંતુટાં—બળેલાં વાસણો. ૨ માથાંફોડ; ભાંજગડ. ૩ મુસ્કેલીથી જે હિસાબ કરી શકાય તે; કોયડો. ૪ સમજતાં માથાફોડ થાય તેવી રીતનું લખાણ.

**કુટણાં, ન૦** કુટતી વખત બોલવાના બોલ. ૨ કુટવું તે.

**કુટણી, સ્ત્રી૦** કોઈ પુરુષ સાથે બીજાની સ્ત્રીનો વ્યભિચાર માટે મેળાપ કરાવી આપનારી સ્ત્રી; જે સ્ત્રી નાણું લઈ સ્ત્રી પુરુષોનો મળાપ કરાવે છે તે; ભડવેણ.

**કુટણું, ન૦** કુટવું તે. ૨ કુટવાના પ્રકારો.

**કુટણો, પુ૦** ભડવો; દલાલ.

**કુટમ-મ્બ**, કુટમ્બ.

**કુટવું, ક્રિ૦ સ૦ [સં૦ કુટ્ટન]** મુઆંને નામે બૈરાંઓએ છાતી ઉપર હાથ મારવા. કોઈ પણ દલગીરીના કારણથી છાતી ઉપર હાથ મારવા—માથું કપાળ અફાળવું. ૩ ઠોકવું; મારવું. ૪ ખાંડવું.

—'કુટાઈ જવું'—માર ખાવો;—વગર કારણે—અપરાધ વગર માર ખાવો; ઠોકાવું.

—'કુટાઈ મરવું'—એટલે માથાફોડ કરી ધક્કા ખાઇ થાકી જવું.

—'કુટી નાખવું'—સારી પેઠે મારવું. ૨ ખાંડી નાખવું.

**કુટાકુટ, સ્ત્રી૦** છાતીનું જબ્બર કુટણું ચાલવું તે. ૨ ઠોકાઠોક.

**કુટાવું, ક્રિ૦ અ૦** પીટાવું; ૨ ખણ્ડાવું. ૩ અથડાવું.

**કુટિલ, વિ૦ [સં૦]** વાંકું; વળેલું. ૨ હઠીલું; અડ કરે તેવું. ૩ કપટી; ખળ. કુટિલ દેહ—બુદ્ધિ—તર્ક—દૃષ્ટિ—ભાષણ—વાક્ય—વૃત્તિ—સ્વભાવ ઇ૦.

**કુટિલતા, સ્ત્રી૦ [સં૦]** કુટિલપણું.

**કુટી, સ્ત્રી૦ [સં૦]** ઝુંપડી—પર્ણકુટી, લતાકુટી ઇ૦.

**કુટી કાઢવું**, ઘણી મહેનતે પેદા કરવું.

**કુટીલેવું**, પોતાની મેળે જોઈ જાણી લેવું તે.

**કુટુમ્બ, ન૦ [સં૦]** એક મૂળપુરુષથી સીધો ચાલેલો જે વેલો તે; કુળ; વંશ; ખાનદાન. ૨ બાયડી છોકરાં ભાઈ બેન માસી મામા ફોઈ વગેરે સગાંનો જે સમૂહ તે. ૩ બાયડી, છોકરાં, છોકરાની વહુઓ જેઓ એક ઘરમાં એક વડિલના ઉપરીપણા હેઠળ રે'તાં હોય તે. ૪ પોતાની બાયડી.

**કુટુમ્બકલહ, પુ૦ [સં૦]** કુટુમ્બમાં જે કલહ—કઙ્કાસ તે.

**કુટુમ્બપરિવાર, પુ૦** બૈરી છોકરાં; કુટુમ્બમાં થયલાં [માણસો.

**કુટુમ્બિની, સ્ત્રી૦** પતિ પુત્રવાળી-છોકરાં છૈયાંવાળી સ્ત્રી.

**કુટુમ્બી, વિ૦** (૧ લા અર્થમાં); કુટુમ્બમાં ઉત્પન્ન થયલો સગો; પિત્રાઈ. ૨ બૈરાં છોકરાંવાળો; ગૃહસ્થ.

**કુટેલ, વિ૦** ઘડાયલું; અનુભવવાળું; હોશિયાર થયલું.

**કુટેવ, સ્ત્રી૦** નઠારી ટેવ—આદત.

**કુટ્ટણખાનું**, વ્યભિચારી સ્ત્રી પુરુષોને વ્યભિચાર કરવા એકઠાં થવાની જગા—ઘર.

**કુઠામ**, ખોટું ઠેકાણું.

**કુઠાર, પુ૦** કુવાડો.

**કુઠારી, સ્ત્રી૦** કુવાડી.

**કુડ, ન૦** લુચ્ચાઈ (કુડકપટ). [કપડું; બદન.

**કુડતું, ન૦ [ફા૦]** કમ્મર લગી આવતું એસતું સીવેલું

**કુડન્તર, પુ૦** ભીત-વાંસની ટટ્ટીનો આંતરો-પડદો. "શિયળવન્તને કુડન્તરે રે'વું નહિ." (જૈન).

**કુડવું, ક્રિ૦ અ૦** ચિડવું; ક્રોધે ભરાઈ ડપકો દેવો.

**કુડાપો, પુ૦** ચિડિયાં કરવાં તે. ૨ બળાપો.

**કુડું**, કૂડું.

**કુડી**, કુલડી.

**કુડ્ડુ**, કુડી અથવા કુડી જેવું કંઈ રમકડું.

**કુઢલું**, કુલ્લું.

**કુણ, કોણ.** ૨ નવ (વેપારીનો સંકેત શબ્દ).
**કુણ્ઠિત, વિ૦ ધા૦ [સં૦]** બન્ધ થયલું; તકરારમાં હારી ગયલું—ગભરાયલું.
**કુણ્ડ, પુ૦ [સં૦]** ચારે પાસ પગથિયાં હોય તેવો કુવો. ૨ ભાંયમાંથી નિકળતો થોડો ઉષ્ણો ઝરો. ૩ યજ્ઞ—હોમ—હવનના અગ્નિને માટે ચણેલો ખાડો.
**કુણ્ડળ, ન૦ [સં૦ કુણ્ડલ]** કાને ઘાલવાનું એક ઘરેણું.
**કુણ્ડળિયો, પુ૦ [હિં૦]** કવિતા કરવાની એક રીતિ—માત્રા નિયમે.
**કુણ્ડળી, કુંડળી.** ૨ નાનું કુણ્ડાળું. ૩ હ્રસ્વ ઇ-અજ્જુ.
**કુણ્ડાળું, ન૦** સપાટી ઊપર જે ગોળ લીટી તે; ચકરડું.
**કુતકારો, પુ૦** કુદી પડવું તે; ઠેકડો; ભુસકો; છલંગ.
**કુતકું, ન૦** હાથમાં લઈ મારવાનો દોડ એ હાથનો લાકડાનો અથવા વાંસનો જાડો કકડો; સોટો. ૨ તપખાર ભાંગ ઘુંટવાનું લાકડું.
**કુતકો, પુ૦** કુતકારો. ૨ કુતકું.
**કુતરાંની ટોપી, સ્ત્રી૦** ઉકરડા અથવા ભીની જગામાં પડેલાં લાકડાં ઉપર છત્તરના આકારના સફેત નાના છોડ ફુટી નિકળે તે.
**કુતરી, સ્ત્રી૦** કુતરાની માદા.
**કુતરું, ન૦** કુતરો અથવા કુતરી.
**કુતરો, પુ૦** એક જાતનો પશુ; ગ્રામસિંહ. એ રંગે કાળા, તપખીરિયા, સફેત, રાખોડી હોય છે. એ ઘરની ચોકી કરે છે, શિકારમાં સસલાં હરણની પછવાડે દોડે છે, આંધળાંને રસ્તો દેખાડે છે વગેરે. 'કુતરાની પુછડી સો વર્ષ ભાંયમાં રાખો—સો ગજ ભાંયમાં દાટે તોય વાંકીની વાંકી' એ કેવત અને તેને તો કુતરાની ઉંઘ છે એ પ્રયોગ. ૨ ઘાસની ચમરી, જે કપડાંને વળગી જાય છે અને ચામડીને ખુંચે છે તે. ૩ અનાજના ઉગતા રોપાને ખાઈ જનારો એક તસુ લાંબો વાળવાળો જીવડો.
—'કુતરા બિલાડા જેવું'—એકબીજાને ન બને તેવું.
—'કુતરા બિલાડાનો અવતાર'—રખડતા રહી ગુજરાન કરવું; બીજાના આધાર ઉપર પડી રહેવું; રઘવાયા બનવું; કામમાંથી ફુરસદ ન મળવી.
—'કુતરાં ભસાવવાં'—ઠામઠામ ભટકવું; લડાવી મારવું; ઘણી બાબતમાં મન ઘાલવું.
—'કુતરાની ઉંઘ'—ઘણા સાવધ રેવું.
—'કુતરાની પુછડી'—નઠારો સ્વભાવ ન છોડે તેવું માણુસ; મમતી; હઠીલો.
—'કુતરાને નાંખવું'—ફોકટ ગુમાવવું; ખોટે રસ્તે વાપરવું.
—'કુતરાને મોતે મરવું'—કોઈ રક્ષણ ન કરે એવી સ્થિતિમાં મરવું.
**કુતર્ક,** નઠારી કલ્પના. ૨ વિતંડા.
**કુતૂહલ, ન૦ [સં૦]** કૌતુક; વિસ્મય; અજબ. ૨ આતુરતા. ૩ આનંદ; ખુશાલી.
**કુતોહળ, કુતૂહલ.**
**કુત્તી દેવી,** દોરી કે માંજે જલદીથી તુટી જાય તે માટે દાંત કે નખવડે ખાડો પાડવો.
**કુત્તો, પુ૦ [હિ૦] કુતરો** (તિરસ્કારમાં).
**કુત્સિત, વિ૦ [સં૦]** નિન્દા કરવા જોગ; નીચ; મેલું; ગન્દુ; ખરાબ; હલકું.
**કુથલી, સ્ત્રી૦** નકામું ટાયલું; સાર વનાની લામ્બી વાત.
**કુથલો, કુથો.**
**કુથો, પુ૦** ગરબડગોટો; ગુંચ; ગુંચવાડો; માથાફોડ; ભેળશેળ; પિષ્ટપેષણ. ૨ કુથલી.
**કુદકારો—દાકડો, કુતકારો.**
**કુદકો,** કુતકારો.
**કુદરત, સ્ત્રી૦ [આ૦]** ઇશ્વિરી શક્તિ. ૨ ઇશ્વિરે બનાવેલાં કામ; જગતની લીલા; માયા. ૩ જાતિ સ્વભાવ; પ્રકૃતિ. ૪ તાગાત; જોર; સત્તા.
**કુદરતી, વિ૦** કુદરતનું (૧લા, ૨જા ને ૩જા અર્થમાં).
**કુદવું, ક્રિ૦ અ૦ [સં૦ કુર્દન]** સપાટી ઉપર પગ—પગોને એકદમ ઊંચા કરી નીચે પડવું. ૨ પગ ઊંચકીને વચમાંના ખાડાની પેલી પાસ જવું; ઓળંગવું. ૩ ઊંચી જગાપરથી નીચે પડવું; ભુસકો મારવો. ૪ ઘણી ધામધુમ કરવી. ૫ તોર—પતરાજીમાં રેવું.
—'કુદી જવું'—ઓળંગવું.
—'કુદી પડવું'—સાહસ કરવું; ઝમ્પલાવું.
**કુદાકુદ, સ્ત્રી૦** વારેઘડિયે કુદ્યાં કરવું તે. ૨ વલવલાટ.
**કુદાળિયાં, ન૦** કેટલીક ન્યાતોમાં વરની જાનમાં આવેલા લોકને બપોરે જે દાળ ભાત જમાડવામાં આવે છે તે.
**કુદૃષ્ટિ,** નઠારી નજર. ૨ કરડી નજર.
**કુન્તલ, પુ૦** ચોટલી.
**કુન્તાર, પુ૦** હાથી હાંકનારો; માવત (જૂનાં પુસ્તકમાં).
**કુન્દ, પુ૦ [સં૦]** એક જાતનો ફૂલનો વેલો. ૨ મોગરો. 'કુન્દ દામણી શિરીષ ધરી શીર્ષે'.
**કુન્દન, ન૦** સહુથી ઊંચા ટચનું સરસ સોનું.
**કુન્દી, સ્ત્રી૦** ધોયલાં લુગડાંમાં કરચલી ન રે અને સફાઈ આવે તેને સારુ તેને જરાક ભીનાં લઈ લઈ ઘડી કરી તે ઊપર લાકડાંને ધોકે ઠોકવું તે.—કુન્દી કરવી કેવાય છે. ૨ લુગડાંની ઘડીના બરોબર સળ બેસાડવાનું ધોબીનું લાકડાનું એક ઓજાર. ૩ કુન્દ ફૂલનો વેલો.
—'કુન્દી કરવી'—ખૂબ માર મારવો.
—'કુન્દીપાક આપવો'—લાકડી કે દણ્ડૂકાવતે મારવું.
**કુન્દું, ન૦** લાકડાનો દણ્ડૂકો; હાથ સવા હાથ લમ્બાઇનો જાડો કકડો. ૨ બન્દુકની પછવાડેના હાથમાં ઝાલવાનો

જે તેનો ટુમસો ભાગ તે; બન્દુકનો હાથો. ૩ ચપટિયાનું સવાગજનું ગોળ લાકડું.

**કુન્દો, પુ૦** બન્દુકનો હાથો.

**કુપથ, પુ૦ [સં૦]** અનીતિનો માર્ગ; આડો–ખરાબ રસ્તો.

**કુપથ્ય, ન૦ [સં૦]** પરેહજ બરાબર ન પાળતાં ગમે તે ગમે તે ખાવા પીવામાં લેવું તે.

**કુપાત્ર, વિ૦ [સં૦]** નાલાયક; બેઅદબ; વઈ ગયલું; છકી ગયલું.

**કુપુત્ર,** કુલને કલઙ્ક લગાડનારો પુત્ર.

**કુપ્પી, સ્ત્રી૦** નાનો કુપ્પો.

**કુપ્પો, પુ૦** તેલ ઘી વગેરે ભરવાનું ફુલેલાં પેટાંનું અને સાંકડાં મોડાંનું ચામડાંનું ઠામ.

**કુફરાન, ન૦ [આ૦]** જુઠું તોહોમત; આળ. ૨ ધાંધલ; તોફાન.

**કુબ્જા, સ્ત્રી૦** વરવી—બદસુરત બૈરી. ૨ કંસની દાસી; શ્રીકૃષ્ણની પ્રિયા.

**કુબડું, વિ૦ [સં૦ કુબ્જ]** જેને વાંસે મોટા ટેકા નિકળી આવેલા હોય તેવું; ખુંધું; વાંકું વળેલું. ૨ કદરૂપું; વરવું; બદસુરત.

**કુબાવાળી, સ્ત્રી૦** કુબો વેચનારી સ્ત્રી. ૨ કૂબો કુટનારી સ્ત્રી.

**કુબુદ્ધિ, સ્ત્રી૦ [સં૦]** નઠારી બુદ્ધિ. ૨ ખન્ધાઈ; લુચ્ચાઈ; કપટ.

**કુબો, પુ૦** લામ્બા પાતરાંનો એક છોડ; એની ભાજી, શાક દાખલ અને કડીમાં વપરાય છે. ૨ જનાવરે પોતાને રેવા સારુ પોતાની મેળે બનાવેલું જે ઠેકાણું તે. ૩ ઢોરને સારુ સારો ચારો હોય તેવે ઠેકાણે ચારણ લોકો નાનાં ઝુંપડાં બાંધીને પોતાનાં ઢોર સાથે રે છે તે એકેકું ઝુંપડું. ૪ ચુનો કોલ પથરાવી તેને ઉપરથી ઠોકીને ખુબ સફાઈથી બેસાડવો તે; કોબો.

—'કુબો કરવો'—(૨ જા, ૩ જા ને ૪ થા અર્થમાં).

—'કુબો બેસાડવો'—(૪ થા અર્થમાં).

**કુબોધ, પુ૦** નઠારો બોધ.

**કુભા, સ્ત્રી૦ [સં૦ કુ**—પૃથ્વિની છાયા. **ભા**—રોશની; **કાન્તિ]** પૃથ્વિની છાયા.

**કુભાણ્ડ, ન૦** તરકટ; તૂત. ૨ જુઠું તોહોમત.

**કુભારજા, સ્ત્રી૦ [સં૦ કુભાર્યા]** નઠારી સ્ત્રી; કઢ્ઢાસિયણ બૈરી; કરકશા.

**કુમક, સ્ત્રી૦ [ફા૦]** મદદ; ટેકો. ૨ તરફદારી; પક્ષપાત; ઉપરાણું. ૩ મદદ દાખલ ગયલું લશ્કર—નાણું વગેરે.

**કુમચી,** પાતળી સોટી.

**કુમતિ, સ્ત્રી૦ [સં૦]** નઠારી મતિ.

**કુમળાસ, સ્ત્રી૦** કોમળપણું; નરમાસ.

**કુમળું, વિ૦ [સં૦ કોમલ]** કઠણ નહિ તે; નરમ; સેહેલથી ડબાય—ચમ્પાય તેવું. 'કુમળી કાયા', 'કુમળું ફૂલ—પાતરું', 'કુમળી (તાજી) દૂધી'. ૨ ઝટ અસર થઈ જાય તેવું; પોચું. 'કુમળું મન'.

**કુમાર, પુ૦ [સં૦]** પાંચ વર્ષનું બાળક; પુત્ર; દિકરો. એ શબ્દ મોટા પુરુષના પુત્રને લાગે છે. રાજકુમાર, નન્દકુમાર, યુવરાજ (નાટકમાં).

**કુમાર, સ્ત્રી૦** કુંવાર.

**કુમારિકા, સ્ત્રી૦ [સં૦]** પાંચ વર્ષની વિવાહ રહિત કન્યા; લગન ન થયાં હોય તેવી છોકરી; કન્યા.

**કુમારી, સ્ત્રી૦** બાર વર્ષની ન પરણેલી કન્યા. ૨ પરણી જ ન હોય તે સ્ત્રી.

**કુમાર્ગ, પુ૦ [સં૦]** નઠારો—આડો રસ્તો. ૨ અધર્મ; પાખણ્ડમત. ૩ કુછન્દ.

**કુમાવિસદાર, પુ૦ [ફા૦]** મામલતદાર; પરગણાંનો અધિકારી.

**કુમાસ, પુ૦ [આ૦]** ઘટપણું; પોત. ૨ ગઞ્જીફાનાં પાનાંનો એક રઙ્ગ.

**કુમુદ, ન૦ [સં૦]** ધોળું કમળ ફુલ—એ ચન્દ્ર પ્રકાશથી ખિલે છે.

**કુમુદિની, સ્ત્રી૦ [સં૦]** કુમુદ ફુલનો વેલો; દાંડી સાથેનું ફુલ; કમળની એક જાત. ૨ જેમાં કુમુદ ઉગે છે તેવી તળાવડી.

**કુમ્ભ, પુ૦ [સં૦]** ઘડો; કળશ. ૨ હાથ્થીના મસ્તકના બે માંસના ગોળા; હાથ્થીનું ગણ્ડસ્થળ. ૩ બાર રાશિમાંની ૧૧ મી. ૪ પ્રાણાયામ કરતાં શરીરનો શ્વાસ રોકવાવાળી ચેષ્ટા.

—'કુમ્ભ મુકવો', નવાં ઘરમાં વાસ કરતી વખત મુરતમાં આગળથી ત્યાં એક જગાએ સાથિયો પુરી તે ઉપર ઘડો નાળિયેર મુકવાં. ૨ માતાના કુમ્ભનું સ્થાપન કરવું.

—'કુમ્ભકરણની ઉંઘ'—એટલે ઘોર નિદ્રા.

**કુમ્ભક, પુ૦** શ્વાસ પ્રશ્વાસને છોડી પ્રાણ વાયુ રોકવા રૂપ પ્રાણાયામનું અઙ્ગ, જેમાં વાયુ બાર પણ નિકળતો નથી ને અંદરે જતો નથી—અર્થાત્ મધ્યમાં વાયુ રહે છે (જેમ પાણીનો ભરેલો ઘડો વાયુથી ડોલતો નથી તેમ).

**કુમ્ભકાર, પુ૦** કુમ્ભાર.

**કુમ્ભી, સ્ત્રી૦** ઘરનાં ઊભાં લાકડાં—ધારણ ઉપર (આડાં લાકડાં—મોભ વગેરે નાખવા સારુ) જે બેસણી બેસાડેલી હોય તે. ૨ લોઢાંની જે બેસણીને આધારે લોઢાંના પાટા સડક ઉપર ગોઠવી બેસાડવામાં આવે છે તે.

**કુમ્ભીપાક,** એક નરક—જ્યાં યમના આકરા ઉકળતી તેલની કઢામાં પાપીને નાંખે છે.

**કુમ્મક,** કુમક.

**કુયોગ,** નઠારો યોગ—ગ્રહ.

**કુરકરિયું**, કુરકુરિયું.
**કુરકુટ, પુ૦** [સં૦ કુક્કુટ] કુકડો.
**કુરકુર, અ૦** એ શબ્દે, કુતરાંનાં બોકીલાંને બોલાવવામાં આવે છે.
**કુરકુરિયું, ન૦** કુતરાનું બચ્ચું; બોકીલું.
**કુરઙ્ગ, ન૦** [સં૦] હરણ; મૃગ.
**કુરડી**, કુલડી.
**કુરતની, સ્રી૦** પલઙ્ગની છતરી ઉપરથી નાખેલું ને ચાર પાસ પડદો કરતું જે ઝીણું કપડું તે; મચ્છરદાની.
**કુરબાન, અ૦** [આ૦] ભોગ—બળી દાખલ આપેલું—અર્પણ કરેલું એવું; આધીન. ૨ ફિદા; ખુશખુશ.
**કુરબુક, ન૦** [કુરુવક] કાણ્ટાસળિયો છોડ–વૃક્ષ વિશેષ. 'કિંશુક કુરબુક પૂછિયા વટ કહે રે શ્રીહરીજીની ભાળ'—(ભા૦). 'કુરબુક ઠામે ઠામે રે'—(પ્રે૦).
**કુરર, (કુરવ)** એક જાતનું વૃક્ષ.
**કુરરી, સ્રી૦** ટીટોડી નામે એક જાતનું પક્ષી. 'ગરુડ આગળ યથા કુરરી.'
**કુરસ, પુ૦** ખરાબ રસ; દારુ; શરાબ. ૨ કુછન્દ; [કુટેવ.
**કુરાન, ન૦** [આ૦] મુસલમાન લોકનું ધર્મ શાસ્ત્ર.
**કુરિયા**, ઝીણા બણ્ટીના ચોખા.
**કુરિયો, પુ૦** જુવારને ભરડીને તે ભરડામાંથી છોડાં ને લોટ જુદો કાડી બાકી રયલા જે કણ—દાણા તેને પાણીનાં અધરણમાં બાફી બનાવેલો જે પદાર્થ તે.
**કુરૂપ, વિ૦** [સં૦] નઠારા રૂપનું; બદસુરત; વરવું; બેડોળ; એબીઅલ.
**કુલ, ન૦** [સં૦] કુળ; વંશ. ૨ પોતાની જાતના લોક.
—'કુલનો અઙ્ગારો'—બાપદાદાની આબરુને કલઙ્ક લગાડનાર.
—'કુલમાં દીવો'—ગુણકર્મ વિદ્યાથી અપ્રસિદ્ધ વંશને પ્રસિદ્ધિમાં આણનાર.
**કુલ, ન૦** [અ૦] જેની વતીનું વકીલ કામ કરતો હોય તે; અસીલ.
**કુલ, વિ૦** [આ૦] તમામ; બધું; સઘળું; જુમલે. કુલ જમા—ખરચ—અખત્યાર.
**કુલકન્યા**, ઊંચ કુળમાં જન્મેલી બાળકી.
**કુલકુલાં, પુ૦** [આ૦] જેને કુલ અખત્યાર હોય તે; મુખ્ય કારભારી. ૨ ખાસ મિત્ર—સ્નેહી—સલાહ આપનાર. [કુટેવ.
**કુલક્ષણ, ન૦** [સં૦] નઠારું લક્ષણ—ટેવ; નઠારી રીત;
**કુલક્ષય**, કુળનો નાશ.
**કુલગુરુ**, કુળની ધર્મ સંબંધી ક્રિયા કરાવનાર.
**કુલટા, સ્રી૦** વ્યભિચારિણી સ્રી; અસતી; હડહડતી છિનાળ. ૨ સમ્ભોગ અથવા ભીખને માટે ઘેર ઘેર રખડનારી સ્રી.

૨૦

**કુલડી, સ્રી૦** કશલી જેવું બનાવેલું માટીનું ઠામ; કુડી. ૨ સોનીનું સોનું રૂપું ગાળવાનું પોળાં મોડાનું પણ નાનકડું ઠામ. ૩ એવું ઠેકાણું તે (ગાંડની કુલડી).
—'કુલડીમાં ગોળ ભાંગવો—ખાવો'—એટલે એક બીજામાં સમજી વાંધાનો નિવેડો લાવવો; ઘરખૂણે પતાવવું; માંહોમાંહે સમજી જવું.
**કુલધર્મ**, વંશપરમ્પરા—પેડી દર પેડીથી ચાલતો આવતો કુટુમ્બ—ન્યાતિનો જે રિવાજ તે. ૨ કુટુમ્બનો રિવાજ.
**કુલધાર, પુ૦** સુપુત્ર. ૨ ઔરસ પુત્ર.
**કુલપતિ, પુ૦** દશ હજાર ઋષિ મુનિયોને અન્નાદિથી પાલન કરનાર અને વિદ્યા ભણાવનાર. ૨ સેનાનો નાયક.
**કુલપરમ્પરા**, વંશવેલો. ૨ પેડી દર પેડી ચાલતી રીત.
**કુલપુરુષ**, મૂળપુરુષ; મહાત્મા પુરુષ.
**કુલમ, પુ૦** એક જાતના ચોખા. ૨ એક જાતનું ઓસડ.
**કુલમર્યાદા**, કુટુમ્બની આબરુ—રીતરિવાજ.
**કુલવધૂ**, ખાનદાન અને સદ્‌ગુણવાળી સ્રી. ૨ પોતાના કુટુમ્બની વહુ.
**કુલવિદ્યા**, બાપદાદાથી ચાલતું આવતું જ્ઞાન.
**કુલસંતતિ**, વંશવેલો; વંશ.
**કુલહાર**, સ્રીની કોટનું ઘરેણું.
**કુલાં, ન૦** કુલું એ શબ્દનું અનેક વચન.
—'કુલાં કુટવાં'—હરખાઇને કુદવું—નાચવું.
**કુલાચાર, પુ૦** કુલનો ધર્મ—રીતભાત. ૨ મૂલ, પ્રકૃતિ—તત્ત્વ, દિશા, કાળ, આકાશ, પૃથ્વી, જળ, તેજ અને વાયુ એ સઘળાને કુલ કહે છે તેમાં બ્રહ્મની બુદ્ધિથી વિકલ રહિત વેવાર કરવાનું જે જ્ઞાન તે.
**કુલાબો, પુ૦** [આ૦] જમીનનો જેટલો ભાગ દરિયામાં લામ્બો ગયો હોય તે.
**કુલાલ, પુ૦** [સં૦] કુંભાર.
**કુલીન, વિ૦** [સં૦] ઊંચા કુળનું; ખાનદાનનું; અસલ—આબરુદાર ઘરનું; અસરાફ ને સુઘડ.
**કુલીનતા, સ્રી૦** કુલીનપણું.
**કુલું, ન૦** ગાંડની બન્ને બાજુએ ઊંચા આવેલા જે બે અવયવો તેમાંનો અક્રેક; ઢગરું.
—'કુલો ગોઠવવો'—આદરેલા ધન્ધાપર લાગવું; મન માનવું; ઠરીઠામ પડવું.
**કુલે, અ૦** તમામ; બધું. ૨ એકન્દર; જુમલે.
**કુલેર, સ્રી૦** ગોળ—ખાંડ અને ઘી ચોળેલાં એવો બાજરી—ચોખાનો જે કાચો લોટ તે.
**કુલ્લી, સ્રી૦** ઘી તેલાદિ પ્રવાહી ભરવાને ચામડાને ગાળીને કુલડીના—બતકના જેવું બનાવેલું નાનું વાસણ; ચર્મપાત્ર વિશેષ. ૨ કુલડી.

**કુલ્લું**, ન૦ ઘી તેલ વગેરે પદાર્થ ઘાલવાનું સાંકડાં મોંડાનું પણ ફુલેલાં પેટનું ચામડાંનું ઠામ.

—'કુલ્લાંપર હાથ મેલાવવો'—લાલચમાં નાંખવો; આશા—ફાયદો બતાવી કામ કાઢી લેવું.

**કુલ્લે**, કુલે, તમામ.

**કુંવારી**, સ્રી૦ પરણ્યા વગરની કન્યા; કુંવારકા.

**કુવચ**, **કૌવચ.**

**કુવચની**, વિ૦ નઠારું—કડવું—અસત્ય ભાષણ કરનાર.

**કુવત**, **કૌવત.**

**કુવાથ**, પુ૦ [સં૦ ક્વાથ] જુદાં જુદાં વસાણાંને પાણીમાં નાખી એકઠાં ઉકાળી જે ઓસડ તૈયાર કરેલું તે; ઓસડનો કાઢો—ક્વાથ.

**કુવાડી**, સ્રી૦ ઝાડ કાપવાનું—લાકડાં ચીરવાનું લાકડાંના હાથાવાળું એક હથિયાર.

—'કુવાડીનો હાથો'—પોતાના જ લાગતાવળગતાને નુંકસાન કરનાર.

**કુવાડો**, પુ૦ મોટી કુવાડી. ૨ કડવા બોલો.

**કુવાસના**, સ્રી૦ [સં૦] નઠારી ઇચ્છા.

**કુવૃત્તિ**, સ્રી૦ નઠારી રીતભાત. ૨ હલકી રીતે ઉપજીવિકા ચલાવવી તે.

**કુવેણુ**, ન૦ નરસું—કડવું વેણ.

**કુવેતર**, ન૦ વાવણી કરવા સારુ કુવાના પાણીથી જે જમીન તૈયાર કરવામાં આવે તે. વિ૦ જેને કુવાના પાણીનો લાભ મળતો હોય તે જમીન. ૨ પશુ માદાને અધુરે જવું તે.

**કુવેતી**, પુ૦ કોસ હાંકનારો.

**કુવો**, પુ૦ [સં૦ કૂપ] જમીનને તળિયેથી પાણી નિકળે એટલો ખોદેલો જે ખાડો તે. ૨ ખાડો (જાની પડ કુવામાં).૩ વાણમાં મોટા સડનો જે થમ્ભ તે; ડોળકાઠી.

—'કુવામાં નાંખવું'—નઠારા—કુલવગરના ઘેર કન્યા આપવી; નઠારી દશાએ પહોંચાડવું.

—'કુવામાં ઉતારવું'—આડું અવળું સમજાવી ફસાવવું.

—'કુવાનો દેડકો'—એક જ વસ્તુના જ્ઞાનવાળો; થોડું ભણેલો—જાણનાર; સભા વગેરેમાં ન જતાં ઘરમાં જ બેસી રેનારો.

—'કુવો કરવો—પૂરવો'—આપઘાત કરવો.

—'કુવો હવાડો કરવો'—કુવા કે હવાડામાં ડૂબી મરી આપઘાત કરવો.

—'કુવાની છાયા કુવામાં સમાય,'—દુઃખને સમજવા છતાં નિરુપાયે તેને સહન કરવું તે. મનનું મનમાં જ રાખવું તે.

'આગ લાગે ત્યારે કુવો ખોદવા બેસે,' એ કેતી છે.

**કુશ**, પુ૦ [સં૦] એક જાતનું કઠણ ઘાસ જે યજ્ઞયાગ વગેરેના કામમાં આવે છે; ડાભ. ૨ રામનો પુત્ર.

**કુશળ**, વિ૦ [સં૦ કુશલ] સુખરૂપ; ક્ષેમ; નિપુણ; પ્રવીણ; ચતુર; શાણો; સુખી; આનન્દી.

**કુશળતા**-સ્રી૦ સુખાવસ્થા; સુખી હાલત તે.

**કુશાગ્રબુદ્ધિ**, સ્રી૦ [સં૦] ઘણી જ તીક્ષ્ણ એવી જે બુદ્ધિ તે. પુ૦ ઝટ સમજી જનાર.

**કુષ્ઠ**, ન૦ [સં૦] કોડ. ૨ એક રોગ—કોઢ.

**કુષ્માણ્ડ**, ન૦ [સં૦] કોળું; ભુરુ કોળું.

**કુસકા**, પુ૦ ભાત—ડાંગેરના છાલાં.

—'કુસકા કાઢવા'—ઘણી મેહેનત કરાવવી; માર મારી કે ઘણું કામ કરાવી થકવી નાંખવું; દુઃખ દઇને અશક્ત કરવું.

—'કુસકા કુટવા—ખાંડવા'—મિથ્યા પ્રયાસ કરવો; નકામી માથાફોડ કરવી.

**કુસકી**, સ્રી૦ કરડ ખાંડવાથી જે લોટ જુદો પડે તે.

**કુસઙ્ગ**, પુ૦ [સં૦] નઠારો સઙ્ગ.

**કુસઙ્ગત**, **કુસઙ્ગતિ.**

**કુસઙ્ગતિ**, સ્રી૦ [સં૦] નઠારી સઙ્ગતિ—સોબત.

**કુસતી**, સ્રી૦ [ફા૦] બે શખસોએ એક બિજાને વળગી એક બિજાને ચતા પાડી નાખવાની જે રીત તે; મલ્લયુદ્ધ. ૨ કસતી (પારસીની).

**કુસતીબાજી**, સ્રી૦ કુસતી કરવી—ખેલવી—રમવી તે; કુસતીની રમત.

**કુસમ્પ**, પુ૦ અણબનાવ; બિગાડ; તૂટ; ફૂટ. ૨ નઠારી વાતમાં એકઠાં મળવું તે.

**કુસુમ**, ન૦ [સં૦] ફૂલ; પુષ્પ.

**કુસુમલતા**, ફૂલનો વેલો.

**કુસુમેષુ**, પુ૦ ફૂલના બાણવાળો; કામદેવ.

**કુસ્વભાવ**, પુ૦ નઠારો સ્વભાવ.

**કુહું**, ન૦ પેટના બે પાસામાંનું એકેક પાસું.

**કુહુ**, પુ૦ કોયલનો આલાપ (કુહૂ કુહૂ).

**કુહુડાંથવાં**, ક્રિ૦ અ૦ ભૂખે મરવું; અન્ન વના ટટળવું.

**કુળ**, **કૂળ.**

**કુળકરણી**, પુ૦ તલાટી.

**કુળક્ષય**, પુ૦ કુળનો ક્ષય—ખે.

**કુળતારક**, વિ૦ કુળને તારનાર.

**કુળદીપક**, કુળને દીપાવનાર.

**કુળદેવી**, સ્રી૦ કુળની ઇષ્ટ દેવતા; વંશના લોકો પરમ્પરાથી જે દેવીને માનતા આવલા ત.

**કુળભૂષણ**, ન૦ કુળનું ભૂષણ.

**કુળલજામણું**, વિ૦ કુળ લજવાય તેવું. [ખાનદાનનું.

**કુળવન્ત-વાન્**, વિ૦ ઊંચા કુળનું; કુલીન; સારા

**કુળાચાર**, પુ૦ કુળનો આચાર; કુળની રીતભાત.

**કુળોચ્છેદ, પુ૦** કુળનો ઉચ્છેદ; સત્યાનાશ—નસન્તાન જવું તે.

**કુળોદ્ધાર, પુ૦** કુળનો ઉદ્ધાર.

**કૂકરેકૂક,** કુકડાની વાણીનું નામ. ૨ **ચૂપાચૂપ.**

**કૂંચી, સ્ત્રી૦** જેથી તાળું—કળ ઉઘડે તે સાધન. ૨ યુક્તિ; કળા. ૩ કબજો; મંડી; મનનું વલણ—'એની કૂંચી તેને હાથ છે.' કૂંચી ફેરવવી—ફરવી—લાગવી.

—'કૂંચી હાથ લાગવી'—ભેદ—મર્મ જાણવો; અંતરની ગુપ્ત વાત જાણવી.

—'કૂંચી હાથ હોવી'—બીજા માણસપર પોતાનો કાબુ હોવો.

**કૂખ, સ્ત્રી૦ [સં૦ કુક્ષિ]** પાંસળાંની નીચેની પેટની બાજુ; પેટનું પાસું. ૨ ગર્ભાશય.

—'કૂખ ફાટવી'—સંતાન થવાં. ['કૂચ કરવી.'

**કૂચ, સ્ત્રી૦ [હિં૦]** મુકામ ઉઠાવી આગળ ચાલવું તે.

**કૂચ, સ્ત્રી૦** છાની વાત.

**કૂચ, પુ૦** પાણી ભરી રાખવાનું સાંકડા મોડાનું માટીનું ઠામ; ભોટવો; કુજો.

**કૂચ, પુ૦** તરુણ અથવા કુંવારી સ્ત્રીનાં સ્તન.

**કૂચો, પુ૦** ચાવી—છુંદી—કુટીને રસ વનાના રેસા જેવું કરેલું હરકંઈ તે. સેરડી દાતણ વગેરેનો કૂચો. ૨ સઘળું સારી પેઠે સમજી—અભ્યાસ કરી લીધું હોય તેવું કંઈ (તેણે તે ચોપડીનો ચાવીને કૂચો કીધો છે). ૩ એકની એક વાત બકયાં—ચાવ્યાં કરવી તે. (કૂચો કરતો પરવારે ત્યારે કે). ૪ અતિસે નિન્દા કરવી—ભૂંડું બોલવું તે.

—'કૂચા કાડવા'—ઘણું કામ કરાવી થકવી નાંખવું. ૨ માર મારી હાડકાં પાંસળાં નરમ કરવાં. ૩ બીજાંની સ્ત્રી સાથે લામ્બો કાળ નીતિ રહિત સમ્બન્ધ રાખવો તે.

—'કૂચો વાળવો'—ચીપી ચીપી—ચાવી ચાવીને બોલવું; સમજ ન પડે તેમ વાત કરતાં અટકી પડવું. ૨ સ્પષ્ટ ઉચ્ચાર કરવા માટે જીભને ટેવવી.

—કેવત 'ઢોરના ચાવ્યામાં કૂચો પડે પણ માણસના ચાવ્યામાં નથી પડતો'.

**કૂજો, પુ૦ કૂચ.**

**કૂટ, સ્ત્રી૦ [સં૦]** કડાકૂટ; માથાકૂટ; માથાફોડ; મુશકેલી. ૨ ગુંચવણવાળો હિસાબ—પ્રશ્ન—સવાલ; કોયડો. ૩ ખોટું. ૪ ઓખાણું. ૫ સમજવાને મુશકેલ એવું વાકય-કવન (કૂટશ્લોક, કૂટવચન). ૬ પહાડની ટોંચ; ટેકરી,—**ચિત્રકૂટ** પર્વત.

—'કૂટજ્ઞાની'—ખોટી તકરારથી જ્ઞાની છઉં એમ જણાવનારો.

—'કૂટ પાંચશેરી—પત્થર'—સમજાવ્યું ન સમજે ત્યારે કણ્ટાળી બોલવું; ફોડ માથું.

—'કૂટો કરવો—વાળવો'—સંહાર કરવો; ઘણો માર મારવો.

**કૂટસ્થ, પુ૦** જે લોડાની એરણના જેવો નિશ્ચળ છે તે. ૨ સર્વ કાળમાં એક સરખો રેનાર ને કદી પણ નહિ બદલાનાર. ૩ બ્રહ્મ (અચળ, વિક્રિયા રહિત અને નિત્ય એવો). ૪ (વ્યંગમાં) માથા ફોડિયો; કડાકુટિયો; સમજાવ્યો નહિ સમજનાર.

**કૂડ, ન૦** છળ પ્રપંચ; મેલ; આંટી; કપટ. "કૂડ કપટનાં એ કાટલાં વણઝારારે" (પ્રે૦). ૨ વચકો; વાંધો; ૩ જોસ; જોમ; શૂર. 'કાળીનાગ કૃષ્ણ કૂડે ચગ્યારે' (પ્રે૦).

**કૂડ-ડું, વિ૦** નઠારું; ભુંડું. ૨ હૈયામેલું; કપટ ભરેલું. ૩ **ન૦** પાપ.

**કૂપ, પુ૦ [સં૦]** પાણીનો કુવો. ૨ ખાડો.

**કૂપમણ્ડુક, પુ૦** સભા વગેરેમાં ન જતાં ઘરમાં જ બેસી રેનારો પુરુષ.

**કૂર, પુ૦ [સં૦]** રાંધેલા ચોખા; ભાત.

**કૂર્મ, પુ૦ [સં૦]** કાચબો. ૨ વિષ્ણુનો બીજો અવતાર.

**કૂર્મચક્ર, ન૦** કાચબાની આકૃતિનું જ્યોતિષનું એક ચક્ર.

**કૂળ, ન૦ [સં૦ કુલ]** એક મૂળ પુરુષ ને તે થકી ચાલેલો વેલો; વંશ; ખાનદાન. એકાદા નામાંકિત મૂળ પુરુષને નામે કૂળ ઓળખાય છે. ૨ સમુદાય; જથો; ટોળું.

**કૃચ્છ્ર, ન૦** કષ્ટ; દુઃખ. ૨ કષ્ટથી થનારું પ્રાજાપત્ય આદિ વ્રત. ૩ પિસાબનો એક રોગ—મૂત્રકૃચ્છ્ર.

**કૃત, વિ૦ ધા૦ [સં૦]** કરેલું; બનાવેલું. એ, શબ્દની આગળ અથવા પાછળ મુકવામાં આવે છે. કૃત સંકલ્પ એટલે કીધો છે ઠરાવ જેણે તે. કૃતાપરાધ—કીધો છે અપરાધ જેણે તે. રામચન્દ્રકૃત એટલે રામચન્દ્રનું કરેલું.

**કૃતકર્મ,** જેણે સારાંનરસાં કર્મ કીધેલાં છે તે. ચતુર; ૨ હોશિયાર.

**કૃતકામ, વિ૦** જેની ઇચ્છા—કામના પૂર્ણ થઈ છે તે.

**કૃતકાર્ય, વિ૦** જેણે પોતાનું કાર્ય—કામ પૂર્ણ કીધું છે તે.

**કૃતકૃત્ય, વિ૦ [સં૦]** કરવાનાં કામ કરીને પાર પડયો હોય તે. ૨ કૃતાર્થ; ધન્ય.

**કૃતઘ્ન, વિ૦ [સં૦ કૃત—કરેલું; ઘ્ન—નાશ કરનાર]** ઉપકારના બદલામાં અપકાર કરનાર; અનુપકારી; નિમકહરામ; નગુણું; નઘરું; નુગરું.

**કૃતઘ્નતા, સ્ત્રી૦ [સં૦]** કૃતઘ્નપણું; નિમકહરામી; નિરુપકારીપણું.

**કૃતઘ્ની, વિ૦ કૃતઘ્ન.**

**કૃતજ્ઞ, વિ૦ [સં૦ કૃત—કરેલું અને જ્ઞ—જાણનાર]** કીધેલા ઉપકારને જાણનાર; ઉપકારી; આભારી; નિમકહલાલ; વફાદાર.

**કૃતજ્ઞતા,** **સ્ત્રી૦** કૃતજ્ઞીપણું; નિમકહલાલી; વફાદારી.

**કૃતજ્ઞી,** **કૃતજ્ઞ.**

**કૃતયુગ,** **પુ૦** **[સં૦]** સત્યયુગ; સતજુગ.

**કૃતાઞ્જલિ,** **સ્ત્રી૦** બે હાથ જોડવા તે.

**કૃતાન્ત,** **પુ૦** **[સં૦]** મુએલાંની તપાસ રાખનારો દેવ; યમ. ૨ કાળ; નાશ. ૩ પાપ.

**કૃતાર્થ,** **વિ૦** **[સં૦]** કરવાના જે ધર્મ—પુણ્યનાં કામ તે જે કરી ચુકયો હોય તે; પાર પડેલું; જેણે જનમ સફળ સાર્થક કર્યો હોય તે; કૃતકૃત્ય—કૃતકાર્ય. ૨ સુખી.

**કૃતાર્થતા,** **સ્ત્રી૦** કૃતાર્થપણું; સાર્થકતા.

**કૃતાર્થી,** **કૃતાર્થ.**

**કૃતિ,** **સ્ત્રી૦** **[સં૦]** કોઈ એક કામ કરવું—કરવાનો પ્રકાર તે. ૨ કોઇએ જે કંઈ કરેલું તે. 'આ કવિતા તો દયારામની કૃતિ લાગે છે?' 'કૃતિ, હા! શી વિધિના વિપાકની' (ન૦).

**કૃત્તિકા,** **સ્ત્રી૦** અશ્વિનીથી ત્રીજો તારો.

**કૃત્ય,** **ન૦** **[સં૦]** કરેલું તે; કામ; કર્મ. ૨ કરી બતાવેલો સિદ્ધાન્ત.—(ભૂમિતિમાં).

**કૃત્યા,** **સ્ત્રી૦** **[સં]** ધન્તર મન્તર—જાદુની એક દેવી; માતા મેલડી. ૨ ડાકેણ; વન્તરી. ૩ કફ્રાસણી—કલણ્ઠ બાઘડી; નેસપગી બૈરી. [જુઠાણું.

**કૃત્રિમ,** **ન૦** **[સં૦]** કપટ; કીનો; હૈયામેલ; દગો;

**કૃત્રિમ,** **વિ૦** **[સં૦]** નવું બનાવેલું—કરેલું; બનાવટી; અસલ—કુદરતી—સ્વાભાવિક નહિ તે; અસત્ય. ૨ બાર પ્રકારમાંના પુત્રોમાંનો એક.

**કૃત્રિમી,** **વિ૦** બનાવટનું; કપટ ભર્યું. ૨ વેષધારી; દગલબાજ.

**કૃદન્ત,** **પુ૦** **[સં૦]** ક્રિયાપદના મૂળ—ધાતુને પ્રત્યય જોડ્યાથી જે નવું નામ—વિશેષણ—અવ્યય પેદા થાય તે (વ્યાકરણમાં).

**કૃપણ,** **વિ૦** **[સં૦]** બખીલ; કઞ્જુસ; ઘણું જ કસરિયું; દીન; સૂમ.

**કૃપણતા,** **સ્ત્રી૦** બખીલાઈ; કઞ્જુસાઈ.

**કૃપા,** **સ્ત્રી૦** **[સં૦]** કોઈનું કલ્યાણ કરવા તરફનું જે વલણ તે; ફળની ઇચ્છા વગર ગરીબોપર અનુગ્રહ કરવાની જે ઇચ્છા તે; મેહેરબાની; મેહેર. ૨ પ્રસાદ; બક્ષીસ; મેહેરબાનીમાં જે કંઈ આવેલું તે. ૩ માયાળુપણું; દયા.

**કૃપાણ,** **પુ૦** તલવાર. ૨ છરી; ચપ્પુ. [નીની ખાણ.

**કૃપાનિધાન,** **વિ૦** **[સં૦]** કૃપાનો ભણ્ડાર; મેહેરબા-

**કૃપાપાત્ર,** **વિ૦** **[સં૦]** જેના ઉપર કૃપા રાખવી—કરવી ઘટિત હોય તે; મેહેરબાની કરવા જોગ. ૨ જેના ઉપર કૃપા થઈ હોય તે.

**કૃપાવન્ત-વાન્,** **વિ૦** કૃપા—મેહેરબાની કરનાર.

**કૃપાસિન્ધુ,** **પુ૦** કૃપા—દયાનો સાગર.

**કૃપાળ,** **કૃપાળુ.** [માયાળુ; દયાળુ.

**કૃપાળુ,** **વિ૦** **[સં૦ કૃપાલુ]** કૃપાથી ભરેલું; મેહેરબાન;

**કૃમિ,** **પુ૦** **[સં૦]** કીડો. ૨ પેટમાં જે પાતળા ને લામ્બા ધોળા કીડા—કરમ થાય છે તે.

**કૃશ,** **વિ૦** **[સં૦]** સુકાયલું; નાજુક; પાતળું.

**કૃશાઙ્ગ,** **વિ૦** **[સં૦ કૃશ**—પાતળું; **અઙ્ગ]** પાતળાં—નાજુક શરીરવાળું.

**કૃશાંગી,** **સ્ત્રી૦** પાતળા શરીરવાળી.

**કૃશાન,** **પુ૦** **[સં૦ કૃશાનુ, કૃશાનન]** અગ્નિ.

**કૃષિ,** **સ્ત્રી૦** **[સં૦]** ખેતી.

**કૃષ્ણ,** **વિ૦** **[સં૦]** ગળી—સાહીના રઙ્ગ જેવું કાળું; ઘેરા આસમાની રઙ્ગનું.

**કૃષ્ણકર્મ,** **વિ૦** પાપકર્મ કરનાર; નઠારું કામ કરનાર.

**કૃષ્ણપક્ષ,** **પુ૦** **[સં૦]** જેમાં ચન્દ્રની કળા ઓછી થતી જાય છે તે પખવાડિયું; અંધારિયું; વદ; વદી. (શુકલપક્ષનું ઉલટું).

**કૃષ્ણયુગ,** **પુ૦** કળિયુગ.

**કૃષ્ણવર્ણ,** **પુ૦** કાળો; કાળા રઙ્ગનો.

**કૃષ્ણાગર,** એક જાતનું સુગન્ધીદાર લાકડું.

**કૃષ્ણાજિન,** **ન૦** કાળા મૃગનું ચામડું.

**કૃષ્ણોત્પલ,** **ન૦** **[સં૦ કૃષ્ણ**—કાળું; **ઉત્પલ**—કમળ**]** કાળું કમળ.

**કૅસ,** **સ્ત્રી૦** અઙ્ગરખા બદન કાંચળી વગેરેના બન્ધ; કસ.

**કે,** **અ૦** આગળ કારણ આવે છે—લખેલું છે એવી સૂચના કરનારો શબ્દ; એ શબ્દની પૂર્વે, કારણ—એમ—કેમ એ શબ્દો જોડાય છે—કારણ કે, એમ કે, કેમ કે વગેરે. (કારણ ઉભયાન્વયી). ૨ અથવા; વા; યા—તે કે તું આવે તો સારું. (પક્ષાન્તર ઉભયાન્વયી). ૩ ખાતરી કરી લેવા સારુ પુછતી વખત સર્વનામની સાથે જોડવામાં આવે છે. 'તમે કેતા હતા તે એ કે?'

**કેઈ,** **સ૦** કંઈ; કી.

**કેકા,** **સ્ત્રી૦** **[સં૦]** મોરનું બોલવું તે. 'કેકા સ્વરે ગર્જિત થઈ રહેલા.'

**કેકાણ,** **પુ૦** ઘોડો; હય.

**કેકાણ,** **સ્ત્રી૦** ગોંઘાટ; બૂમ; શોર. 'હો હો શબ્દ થાય કેકાણ' (પ્રે૦).

**કેકિન્,** મોર; મયૂર.

**કેટલાંએક-ક,** **વિ૦** એક અને વળી તેવાં બીજાં થોડાંએક—ઘણાંએક.

**કેટલું,** **વિ૦** સઙ્ખ્યા અથવા માપનું પરિમાણ પૂછતી વેળા એ શબ્દ વપરાય છે—કેટલા રૂપયા, કેટલી મોહોર, કેટલો આટો, કેટલું કામ વગેરે.

**કેડ, સ્ત્રી૦** શરીરનો વચલો પાતળો ભાગ; કટિ; કમર; કડ. ૨ સુસ્ત; આળસુ; હરામ હાડકાનું.

—'કેડ ઝાલવી'—કામ થવા કે સંકટમાંથી ઉગરવા આશ્રય લેવો. ૨ વા કે રોગથી કેડ રહી જવી.

—'કેડના કકડા થવા'—કેડમાં દુઃખ થવું; કેડ ફાટવી.

—'કેડના મંકોડા મરડાઈ જવા'—કામ કરી થાકી જવું.

—'કેડનું ભાગું'—કમર લુલી થયલી હોય તેવું (ટટારનું ઉલટું).

—'કેડમાં લાકડું ઘાલવું'—એકની એક સ્થિતિમાં લામ્બા વખત સુધી ઉભા રેવાથી એકદમ કેડથી ઉભું ન થઈ શકવું.

—'કેડે પડવું'—પૂઠે પડવું, ખતે પડવું, કાયર કરવું; સંતાપવું. 'માડી નન્દનો કુંવર મારી કેડે પડયો રે' (દયારામ).

—'કેડે લાગવું'—પૂઠે—પાછળ—પછવાડે લાગવું તે.

—'કેડે લેવું (છોકરાંને). [પજવવું.

—'કેડો લેવો'—આગ્રહથી પૂઠે પડવું; નકામું

**કેડિયું, ન૦** કેડ લગી આવતું એવું સિવેલું કપડું; બદન; કુડતું.

**કેડી, અ૦** પછી; પાછળથી. **સ્ત્રી૦** પગરસ્તો.

**કેડે, અ૦** પછવાડે; પૂઠે; પાછળથી; વાંસે.

**કેડો, પુ૦** પૂઠ; પછવાડે લાગવું તે; ખ્યાલ; પીછો. ૨ મારગ; રસ્તો (ઘરેડનો). ૩ પાર; છેડો.

**કેણ, સ્ત્રી૦** તેડું; સન્દેશો; કેવડાવેલું તે. 'કેણ આવ્યું—કાવ્યું.'

**કેણ-ણી, સ્ત્રી૦** કેવું તે; કેવાનો પ્રકાર. 'કેણી તેવી રેણી જોઈયે.' ૨ બદનામી. 'તેને માથે કેણી રઈ ગઇ.' ૩ કેવત. [ક્યાં.

**કેણીગમ-તરફ, અ૦** કઈ દિશાએ? કઈ બાજુએ?

**કેતકકેવડો, પુ૦** કેવડાના આકારનું સ્ત્રીઓને માથે ઘાલવાનું એક સોનાનું ઘરેણું—કેતક, ચાક, નાગ-ફેણ, ચન્દ્રમા, પાન, ઓરીયાં એ પ્રમાણે સ્ત્રીના માથાનાં સોનાનાં ઘરેણાં છે.

**કેતકી, સ્ત્રી૦ [સં૦]** એક જાતનાં સુગન્ધીદાર ફુલનું ઝાડ. ૨ એ ઝાડનું પાતરું.

**કેતી, સ્ત્રી૦** લોકમાં નિત્ય દાખલા રૂપે કેવાવું તે. 'કાળ ગયો ને કેતી રઈ ગઈ.'

**કેતુ, પુ૦ [સં૦]** જ્યોતિષમાં ગણાતા નવ ગ્રહમાંનો નવમો ગ્રહ. ૨ ધજા; વાવટો; નિશાણ. ૩ પુછડિયો તારો; ધૂમકેતુ. ૪ સૌથી શ્રેષ્ઠ—ચઢતો.

**કેથાં-થે, અ૦** કોઈ ઠેકાણે; કોઈ પણ જગાએ.

**કેદ, સ્ત્રી૦ [આ૦]** સ્વતન્ત્રતા—છૂટ બન્ધ પડવી તે; બન્ધી; અટકાવ. ૨ ગુન્હેગારને સરકારે એક ઠેકાણે ગોંધી રાખવો તે; બેડી ઘાલવી તે. ૩ ગોંધી રાખવાની જગા; કેદખાનું; બન્ધીખાનું; હેડ. ૪ મર્યાદા; અદબ. 'કેદ કરવું,' 'કેદમાં રાખવું.'

**કેદ, વિ૦ ધા૦** કેદમાં—બન્ધીખાને નાખેલું; કેદી.

**કેદખાનું, ન૦** કેદ રાખવાનું ચારપાસ બન્દોબસ્તવાળું જે ઠેકાણું તે; બન્ધીખાનું; જેલ; તુરંગ; કારાગૃહ.

**કેદારો, પુ૦** એક રાગ. એ રાતે ગવાય છે.

—'કેદારો કરવો'—બાળકે વગર કારણે રડવું. ૨ પરાક્રમ કરવું; નામ કરવું.

**કેદી, વિ૦ [આ૦]** બન્ધીખાને પડેલું—(માણસ); બન્દીવાન. ૨ ગુન્હેગાર; અન્યાય.

**કે-દી,** કયે દાડે; કીએ વખતે—સમયે.

**કેનું,** કોનું. "કેના બાપની ગુજરાત".

**કેન્દ્ર, ન૦ [સં૦]** ગોળનું મધ્યબિન્દુ; મધ્ય. ૨ સૂર્ય—અગ્નિ—દીવો વગેરેના કિરણો જ્યાં એકઠાં મળે તે બિન્દુ. એ ઠેકાણે અતીસેં ગરમીનો જમાવ થયેથી એકાદી વસ્તુ, રોશની આપતી ચીજથી દૂર હોય તો પણ સળગી ઉઠે છે. ૩ વાદ તકરારમાં જે મુખ્ય વાત—મર્મ તે. ૪ ગ્રહના માર્ગનો વિભાગ.

**કેફ, પુ૦-સ્ત્રી૦ [આ૦]** ભાંગ, દારુ વગેરે વસ્તુમાં રયલા જે ગુણ—ખાસિયતથી તે વસ્તુના ખાનાર પીનારનાં શરીર મનની પ્રકૃતિમાં ઘેન, આળસ, જોમ ઘેલછા વગેરેની વિક્રિયા થાય તે. ૨ એ જે વિક્રિયા—અસર તે; કેફવાળી હાલત; ઘેન, સુસ્તી વગેરે. ૩ એવી જે વસ્તુ તે—ચણ્ડુલ, તાડી વગેરે.

**કેફિયત, સ્ત્રી૦ [આ૦]** હકીકત; વિગતવાર વાત; વિસ્તાર પૂર્વક વર્ણન.

**કેફી, વિ૦ [આ૦]** કેફવાળો (પદાર્થ). **પુ૦** જેણે કેફ કર્યો હોય તે; અમલી (માણસ). ૨ વ્યસની; છન્દી.

**કેબીન, સ્ત્રી૦ [અ૦]** વાણમાં તૂતકની નીચે સુવા બેસવાની ઓરડી.

**કેમ, અ૦** કઈ રીતે; શી રીતથી. ૨ શા સારુ. ૩ શું?

**કેમકરતાં-કરીને, અ૦** કોઈ પણ રીતે. ૨ શી રીતે. (પુછવામાં)—કેમ કરતાં થયું.

**કેમકે-જે, અ૦** કારણ કે; સબબ કે.

**કેમરે, અ૦** (ધમકાવવાના અર્થમાં પુછતી વેળા) શા સારુ.

**કેમે કરતાં, અ૦ [સં૦ કિમપિ]** કોઈ પણ રીતે.

**કેયૂર,** હાથે બાંધવાનું ઘરેણું; બાજુ. (બાજુ કોણીના ઉપરના ભાગમાં અને બેરખો કાંડાની ઉપરના ભાગમાં બાંધવામાં આવે છે.)

**કેર, ન૦ [સં૦ કરીર]** એક જાતનાં ફળ—એ અથાણામાં વપરાય છે; કેરાં.

**કેર, કેહેર.**
**કેરખી, સ્ત્રી૦** કાંકરી. ૨ સુનાની ગોળ ટપકાંયોની હાર.
**કેરડો, પુ૦** કેરાંનું ઝાડ.
**કેરબો, પુ૦** એક જાતનો નાચ. રામજની પોતાના માથાના બાલ છુટા રાખી તે ઉપર ટોપી અથવા પાઘડીનો ફેટો બાંધીને ઘણી ઘણી તરેહની અદા સાથે નાચે છે. ૨ એ નાચમાં ગવાતી જે ચીજો—ગીતો તે. એ ઘણું કરીને ભુંડાં હોય છે. ૩ એ ગીતો જે રાગમાં ગવાય છે તે—પણ એમાં ઘણું કરીને કાલિંગડાની છાયા આવે છે; કારવો. ૪ એક જાતના ઝાડના રસનો ગઠ્ઠો—એ ખાંડ્યા કે ગરમ કર્યાથી સુગન્ધી આપે છે. એનું રોગાન થાય છે. એમાં બહુ વીજળી રહેલી છે.
**કેરાં, કેર.**
—'કેરાંબોરાં'—હલકું; માલ—વિસાત વગરનું.
**કેરી, સ્ત્રી૦** આંબાના ઝાડનું ફળ—એ ઊનાળાની રતમાં થાય છે—એનો રસ મીઠો હોય છે. કાચી કેરીના અથાણાં અને મુરબ્બા, ગોળ કેરી વગેરે થાય છે.
—'કેરી હિંદોળે ચઢી'—મગજનું ભમવું; ઘેલછા—ભ્રમણામાં આવવું.
**કેરી-રૂં-રો, ની, નું, નો,** (કવિતામાં) હરિ કેરો એટલે હરીનો.
**કેલ, વિ૦** એક એ સઙ્ખ્યાનો સઙ્કેત (વેપારી, દલાલોમાં).
**કેલ, પુ૦** છોનો કોલ.
**કેલપડી, સ્ત્રી૦** અગિયાર એ સઙ્ખ્યાનો સઙ્કેત (વેપારી, દલાલોમાં).
**કેલિ, સ્ત્રી૦ [સં૦]** ક્રીડા; રમત; ખેલ; લીલા; સ્ત્રી વિલાસ.
**કેવટી, સ્ત્રી૦** એકથી વધારે જાતની દાળની મેળવણી.
**કેવડિયો કાથો, પુ૦** કેવડામાં રાખી સુગન્ધીવાળો કરેલો કાથો.
**કેવડું, વિ૦** એ શબ્દથી લમ્બાઈ પોળાઈ—ઊંચાઈ નીચાઈનું માપ પુછવામાં આવે છે. કેટલું શબ્દ માપ અને સઙ્ખ્યા બન્નેને લાગે છે પણ કેવડું તો ફક્ત માપને જ.
**કેવડેલ, ન૦** કેવડાની સુગન્ધીવાળું તેલ. 'કેવડેલ ઘાલીને ગુંથું યમ (જેમ) તે થાય મોટી.' (ભા૦). [તેનું ફૂલ.
**કેવડો, પુ૦ [સં૦ કેતકી]** એક જાતનું ઝાડ અથવા
**કેવત, સ્ત્રી૦** પરમ્પરાથી લોકમાં કેવાતું આવેલું બોધ-રૂપ—દૃષ્ટાન્તરૂપ વાક્ય—વચન. 'કાળ ગયો ને કેવત રઈ ગઈ'.
**કેવળ, વિ૦ [સં૦ કેવલ]** કશોએ ભેગ ન હોય તેવું; શુદ્ધ; નર્યું; સ્વચ્છ; નિર્મળ. ૨ એક તે જ; એકલું તે જ; એકલો; માત્ર; સહાયતા વગરનો; ફક્ત. **અ૦** બિલકુલ; છેક;—બધી વાતે. **પુ૦** નિર્ગુણ બ્રહ્મ.
**કેવળધામ, ન૦** મુક્તિપદ; બ્રહ્મપદ.
**કેવળપ્રયોગી અવ્યય, પુ૦** હરખ શોક આશ્ચર્ય ઇ૦ વાચક જે શબ્દ જોસ્સામાં બોલાઈ જાય છે તે—એ!, આહા!, અરે!, છઃટ! ઇ૦.
**કેવળી, પુ૦** જેને ઇશ્વરીજ્ઞાન પ્રાપ્ત થયું છે એવો જૈન.
**કેવારે, અ૦** કઈ વખતે; કિયે સમયે (પુછવામાં).
**કેવું, વિ૦** કઈ જાતનું; કિયા પ્રકારનું. રૂપ રઙ્ગ ગુણ સમ્બન્ધી વિચાર પુછતી વખત એ શબ્દ વપરાય છે.
**કેવું, ક્રિ૦ સ૦ [સં૦ કથન]** જાણ કરવાને બોલવું. ૨ બોલી લખીને જણાવવું. ૩ ભણાવવું; સમજાવવું (પરમાનંદ, નિત્યાનંદને પાઠ કે છે). ૪ જમવા તેડવું (તેને નોતરું કેવું છે). ૫ સાનમાં સમજાવવું; બતાવવું. (મેહેતાજી ગયા એટલે નરોતમે પીતાંબરને દાખલો કર્યો).
**કેશ, પુ૦ [સં૦]** માણસ પશુ પક્ષીની ચામડીમાંથી ફુટી નિકળેલા કાળા ધોળા જે તન્તુ તે; નિમાળા; વાળ. માથા ઉપર ઘણા હોય છે.
—'કેશ કડાવવા'—એટલે મુંડાવવું.
'કેશ રાખવા—વધારવા'—વિધવાએ.
—'કેશ કાપી લેવા'—છેતરી જવું; નુકશાન કરવું.
**કેશપાશ, પુ૦ [સં૦]** માથાના નિમાળા—વાળને હોળી બાંધવાની અથવા ગુંથવાની જે રીત તે; અમ્બોડો.
**કેશલોચ,** વાળ ચૂંટવા તે (જૈનમાં).
**કેશર, કેસર.**
**કેશવાળી, સ્ત્રી૦** ઘોડાની અયાળ.
**કેશાકર્ષણ, ન૦** કેશ અથવા કેશના જેવી ઝીણી નળિયોમાંથી પ્રવાહી પદાર્થનું ખેંચાવું થાય તે.
**કેસ, કેશ.**
**કેસ, સ્ત્રી૦** અઙ્ગરખા કાંચળી વગેરેનો બન્ધ; કસ.
**કેસ, પુ૦ [અ૦]** મુકદમો; કામ.
**કેસર, ન૦ [સં૦]** કમળ ફૂલના રેસા; દિંડવાવાળા એક જાતના છોડના પીળા રઙ્ગના ને સુગન્ધી આપતાં ફૂલમાંના તન્તુ. 'કેસર ભીનો કહ્નો' (નૃસિંહ).
**કેસરપપ્પુ, પુ૦** દ્રાવિડ દેશનો બ્રાહ્મણ જે ગુજરાતી લોકમાં ભીખ માંગતાં અનેક ચાળા કરે છે તે.
**કેસરિયાં, ન૦** મરણિયા થઈ જુદ્ધમાં જતી વેળા જે છેલ્લો કસુમ્બો પીવો તે (કેસરિયાં કરવાં). ૨ કેસરી રઙ્ગનાં વસ્ત્ર. કોઇ કામમાં એકદમ દાખલ થઈ જવું; યા હોમ કુદી પડવું.
**કેસરિયું, ન૦** કેસરી રઙ્ગનું સ્ત્રીઓને પેરવાનું લુગડું.
**કેસરી, વિ૦** કેસરના રઙ્ગનું.

**કેસરી, પુ૦** સિંહની એક જાતિ.

**કેસરી, સ્રી૦** ખુબ મારમારવો તે; મુક્કી મારી અદમુઉં કરવું તે. —'કેસરીપાક આપવો—જમાડવો'—માર મારવો.

**કેસવાઈ, કેશવાળી.**

**કેસુડાં, ન૦** કેસુડી—ખાખરાનાં ફૂલ—એને ઉકાળી નીચોવીને જે રઙ્ગવાળું પાણી નિકળે છે તેથી લોક હોળીમાં કપડાંને પીળાં રઙ્ગે છે.

**કેસુડી, સ્રી૦** કેસુડાંનું ઝાડ; ખાખરો.

**કેહેર, પુ૦ [આ૦]** એકાએક આવી પડેલી આફત; ભયઙ્કર દુઃખ; મોટો નાશ—જુલમ; કોપ—ગજબ.

**કેળ, સ્રી૦ [સં૦ કદલી]** મોટાં લીલાં પાંદડાંનું કેળાંનું ઝાડ. એ ગોળ ને બહુ કોમળ હોય છે. એ એક જ વાર ફળે છે. 'કેળ વઞ્ઝાં' એટલે જેને એકજ વાર સંતતિ થઈ હોય તેવી સ્રી.

**કેળફૂલ, ન૦** કેળ ઉપર જે ફૂલ—દોડો આવે છે તે.

**કેળવણી સ્રી૦** કેળવવાની જે રીત તે. ૨ વિદ્યા; જ્ઞાન. ૩ કેળવવાનું જે કામ તે; શિક્ષા; તાલીમ.

**કેળવવું, ક્રિ૦ [સં૦]** અક્કલ ખુલે તેમ કરવું; જ્ઞાન શક્તિ વધારવી. ૨ ઘણું ઘણું જ્ઞાન સમ્પાદન કરાવવું; શિખવવું; તરબીયત કરવું. ૩ ગુંદીને તૈયાર કરવું (કણેક કેળવવી). ૪ પાળી પોષી મોટું કરવું; ઉછેરવું.

**કેળવાવું, ક્રિ૦ અ૦** કેળવણી લીધી હોય એવું થવું. ૨ ઉછરવું.

**કેળું, ન૦** કેળનું જે ફળ તે. ૨ કંઈ નહિ એવો અર્થ રાખે છે.

**કૈં, વિ૦ કંઈ.**

**કૈંક, વિ૦** કેટલાએક; ઘણાએક.

**કૈલાસ, પુ૦ [સં૦]** એ નામનો પાડ. **ન૦** શિવ અને કુબેરની નગરી. જેમ દેવતાઓનું સ્વર્ગ, વિષ્ણુનું વૈકુણ્ઠ તેમ શિવનું કૈલાસ.

**કૈલાસવાસી, વિ૦** કૈલાસ—શિવના ધામમાં રેનાર. ૨ મરી ગયલાં માણુસને એ શબ્દ લગાડે છે. જેમ સ્વર્ગવાસી, વૈકુણ્ઠવાસી, તેમ કૈલાસવાસી.

**કૈવલ્ય, ન૦** બ્રહ્મસ્વરૂપ. ૨ મુક્તિ; મોક્ષ.

**કૈશિકીવૃત્તિ, સ્રી૦ [સં૦]** શૃંગાર હાસ્ય અને કરુણા એ ત્રણ રસ એકઠા મળ્યા હોય તે.

**કો, સ૦** કોઈ. ૨ કોણ.

**કો, પુ૦** એક જાતનો રોગ—ઘણાં ગુમડાં થવાં ને ચાઠાં પડવાં તે.

**કોઇ, સ૦** અમુક—ફલાણું—આ—તે એમ નહિ પણ મભમ બતાવેલું જે કંઈ તે; નામ પાડ્યા વગર જેને વિષે બોલવું તે. એક વચનમાં અને અનેક વચનમાં બન્નેમાં વપરાય છે.

**કોઈએક—ક, વિ૦** અમુક—ચોક્કસ નહિ પણ ગમે તે એક.

**કોઈકાળે—સમે, અ૦** ઘણે કાળે એકાદવાર. ૨ ભવિષ્યમાં એકાદી વખત; કોઈ વખત; કદિ. એની સાથે પણ જોડાય છે. 'તે કામ કોઈ કાળે પણ બનનાર નથી.'

**કોએલ, સ્રી૦ કોયલ.**

**કોએલો, કોયલો.**

**કોક, વિ૦** કોઈ એક એ શબ્દ જોવો. **પુ૦ [સં૦]** ચક્રવાક પક્ષી; સારસ. ૨ વરુ. ૩ વિષ્ણુનું નામ.

**કોકડી, સ્રી૦** તરાક ઉપર જે સુતર, પતાસાના પડાના આકારમાં વિંટાળેલું હોય તે. ૨ સિવવાના દોરાની દડી. ૩ કરચલી. કોકડીવાળી બોળકેરી વડગુંદાં વગેરે. ૪ સુકાયલી (રાયણ કોકડી).

**કોકડું, ન૦** કોકડી (૧ લા અર્થમાં). ૨ દૂધ ન પચેથી વિક્રિયા થવી તે. 'દશ દહાડામાં છોકરાંને દૂધ ન આપવું, પેટમાં કોકડાં બન્ધાય—વળે.'
—'કોકડું ગુંચવાવું'—ગોટાળામાં પડવું; નિકાળ ન થાય તે રીતે ગુંચવાઈ જવું.

**કોકણી, કોકણ દેશનું.**

**કોકનદ, ન૦ [સં૦]** રાતું કમળ. ૨ સોનું.

**કોકબાણુ, ન૦** કામદેવનું બાણ; ઇશ્કનું તીર.

**કોકમ, ન૦** એક જાતના ઝાડનાં ખાટાં પાતરાં ને ફળ. એ, ખટાસ દાખલ દાળ શાકમાં નખાય છે.

**કોકરવાયું, વિ૦** જરાતરા ઊનું; ઊંફાયું (પાણી—નાવાનું).

**કોકરવું, ન૦** કાનના છેક ઉપલા વેહમાં ઘાલવાની ત્રણ મોતીવાળી સુનાંની કડી.

**કોકલાલ, પુ૦** ભડવો.

**કોકલાલી, સ્રી૦** ભડવાઈ.

**કોકશાસ્ત્ર, ન૦** સ્રી પુરુષોએ રઙ્ગ વિલાસ કરવાના પ્રકારો સમ્બન્ધી જે ગ્રન્થ તે. (કોઈ રાજાના કોક નામના ચતુર વજીરે પ્રથમ એવો ગ્રન્થ રચ્યો તે ઉપરથી).

**કોકા, પુ૦** સારાં મોટાં કપડાં. જામા કોકા એ શબ્દ મશ્કરીમાં બોલાય છે. 'આજ તો ભાઈ કોકા પેર્યા દેખું!'.

**કોકિલ, પુ૦ [સં૦]** કોયલનો નર.

**કોકિલા, સ્રી૦ [સં૦] કોયલ.**

**કોકીલું, કોકરવાયું.**

**કોકીશાં, ન૦** કામઠાંના છેડા—ગાળિયાં. ૨ તીર—ગોળા મારવાને કિલ્લામાં જે બાકાં હોય તે.

**કોકો, પુ૦** જભલું; બાળક છોકરાંને સારુ જે અઙ્ગરખી તે.

**કોગળિયું, ન૦** બે ચાર વાર અધવું ઓકવું થયા પછી તરત જે મરણ થાય તે; અધોક.

**કોગળો, પુ૦** મોડાંમાં ભરી રાખેલું—ભરી રખાય તેટલું. પાણી.

—'કોગળો કરવો'—મોડાંમાં પાણી ભરી પાછું કાઢી નાખવું; મોડું સાફ કરવું. ૨ કુકવો કરવો; મરી ગયલાને રડવા જવું.

**કોચ, પુ૦ [અં૦]** બેસવા સુવાને સારુ લાકડાંની જે ઊંચી બેઠક તે. નેતરનો, પાટીઆંની ફળીનો અથવા અન્દર કાથો ભરેલો હોય એવો કોચ હોય છે.

**કોચરાંની સાલ, સ્રી૦** એકાદું ચોકસ નહિ પણ ગમે તે જુના કાળનું કોઈ વરસ. ૨ જુનું; પુરાણું.

**કોચરું-ચું, વિ૦** છિદ્રવાળું.

'કાણો (શુક્ર) કુબડો (સૈયડકાંકો) કોચરો (ઇન્દ્ર), માકડ (હનુમાન) બટુક (વામન) બિલાડ (નરસિંહ); એ સહુ તમ રક્ષા કરો.'

ભાંડ (શિવ) દાંડ (નારદ) ભરવાડ (કૃષ્ણ).

**કોચલું, ન૦** ફળનું ઢાંકણ; જે છોડાંની અન્દર મીચ-જ—ફળ રચલું હોય તે; કોટલું.

**કોચવું, ક્રિ૦ સ૦** આરપાર ભોકવું; કાગળ વગેરેની અન્દર સોયો ભોંકવો. ૨ વારે વારે કઈને સતાવવું; દુ:ખ દેવું.

**કોજાગરી, સ્રી૦ [સં૦]** આસો સુદ પૂનેમ; માણેકઠારી.

**કોટ, પુ૦ [સં૦]** શત્રુથી શેહેરમાં ન અવાય તેને સારુ તેની ચારે પાસ ફરતી બાંધેલી જે ઊંચી મજબુત ભીંત તે; કિલ્લાને લગતી જે દિવાલ તે. ૨ જેને શત્રુ ન ભેદી શકે અને જ્યાંથી શત્રુના ઉપર ખૂબ મારો ચાલે તેવી સૈન્યની જે રચના તે. ૩ કોટની માંયનો શેહેરનો જે ભાગ તે. (કોટ ને બારકોટ મુમ્બઈમાં).

**કોટ, સ્રી૦** ડોક; ગરદન; ગળું. ૨ મરી ગયલાંને નામે બૈરાંએ જે (કોટે વળગીને) રડવું તે.

—'કોટ કરવી'—કોટે વળગવું એટલે બૈરાંઓએ એક બીજાની કોટે વળગીને રડવું.

—'કોટે ઘાલવું'—કોટે ઘરેણું પેરવું. ૨ પોતાને માથે આવેલું નુકસાન—આળ બીજાને માથે જાય તેમ કરવું. ૩ પોતે કરવાનું કામ બીજાને સોંપવું. (જવાબદારીમાં).

—'કોટનું માંદળિયું'—ધણુંવાહલું; પાસે રેનારું; લાડકું; પ્યારું; અગત્યનું.

—'કોટે બાંધવું'—વ્યસન; પાપ; લફરું વગેરે દુ:ખ ઉપજાવનારું કંઇ. ૨ પાલન પાષણ કે દેખરેખ રાખવાનું સ્વીકારવું.

—'કોટે કોડિયું—ભીખ માંગવી.

**કોટ,** પાનાની રમતમાં એકે સપાટે સાત હાથ કરવા તે.

**કોટડાં, ન૦** ધરતો કરો ને પછિત.

**કોટડી. સ્રી૦** ઓરડી.

-'કોટડીમાં પુરવું'—કેદ કરવું.

**કોટર, પુ૦** મોટાં ઘનડાં ઝાડના થડમાં જે પોળાણ હોય છે તે.

**કોટલું, ન૦** કોચલું. ૨ જેની અન્દર કંઈ સાર ન હોય તેવી ચીજ.

**કોટવાલ, પુ૦** શેહેર—ગામના લોકનો સમ્પ તથા તેઓની મિલકત સાચવનારો—ચોરી ધાડ ઠગબાજી વગેરે ગુન્હાઓ શોધનારો સરકારી કામદાર; ફોજદાર.

**કોટવાલી, સ્રી૦** કોટવાલનું જે કામ તે.

**કોટા કોટ, વિ૦** કોટિ કોટિ; કરોડ કરોડ (પ્રેમાનંદ ને અખામાં).

**કોટિકા, સ્રી૦** કોટિયું; નાની હોડી.

**કોટી,** ગુંચાળો હિસાબ કરવાની ટુંકી રીતિ; કુંચી.

**કોટો,** ખારેકનું બારદાન. ૨ અડ્ડો.

**કોટિ, વિ૦ [સં૦]** સો લાખ અથવા એક કરોડની સઙ્ખ્યા તે.

**કોટિધ્વજ, પુ૦ [સં૦]** કરોડ રૂપિયાનો ધણી છે એમ બતાવનારું નિશાણ જેને મન્દિરે હોય તે પુરુષ.

**કોટિયું, ન૦** છેક નાની હોડી; હોડકું. એમાં ૩—૪ આદમીઓ જ બેસી શકે. ૨ બળદની કોટનો એક સાજ. ૩ સ્રીનું એક ઘરેણું.

**કોટિલી, સ્રી૦** કાળા રઙ્ગેલા કપડાંપર ઠોકવાનો લાકડાંનો જે ઘાટ તે—છીપાની કોટિલી.

**કોટિલો, પુ૦** તાંત ઉપર મારવાનું લાકડાનું ઓજાર—પિંજારાનું. ૨ બન્ધારાનું કપડાં ઉપર ઠોકવાનું ઓજાર.

**કોટી, સ્રી૦** વાલ—પ્યારમાં ગળાંની સાથે ગળું લગાડવું તે; પ્યાર બતાવવાની એક રીત; એક બીજાને છાતી સરસું ચાંપવું તે; ભેટવું તે—કોટી કરવી. ૨ વાદ વિવાદ—તકરારમાં પોતાની મતલબ પાર પાડવા સારુ કોઈ પણ શઙ્કા મટાડવા સારુ જે જુકતી શોધવી અને ગોઠવવી તે; તર્ક.

**કોટીશ,** કરોડાધિપતિ.

**કોટું, ન૦** સામા ધણી છેતરાય ને પોતાને ફાયદો થાય તેવું કામ. ૨ વચ્ચે કોઈ પણ ઉભું કરેલું તકરારી—બનાવટનું—ખટપટનું કામ. ૩ ગુંચવણવાળું કામ પાર પાડવાને બે ત્રણ જણે મળી જે જુકતી પેચ ગડબડ સડબડ કરી જે તૂત ઉભું કરવું તે. ૪ હિસાબની કુંચી; કોયડો. ૫ કેટલાંક પક્ષીનો માળો. ૬ બોરિયું; અડોલી ઘાલવાનું ગાળિયું.

**કોટેકોટ-ટે, અ૦** શેહેરનો ફરતો કોટ હોય તેની બાજુએ થઈને; કોટની પાસે થઇને.

**કોટ્યાવધિ, વિ૦** કરોડો; કરોડે લેખાં હોય તેવું.

**કોઠ, પુ૦** એક જાતનો સાપ.

**કોઠ, ન૦** એક જાતનું ગોળ ખાટું—ખટમધુરું ફળ. એની ચટણી થાય છે.

**કોઠલો, પુ૦** દહીં દૂધ વગેરે મુકવાને માટી અથવા લાકડાંનો એક ઘાટ; કોઠાર.

**કોઠાર,** પુ૦ અનાજ રાખવાનો ચાર પાસ પાટિયાંનો બનાવેલો અથવા માટીનો ઊંચો ઉભો જે પેટારો તે; ભણ્ડાર.

**કોઠારિયું,** ન૦ નાનો કોઠાર.

**કોઠારી,** પુ૦ કોઠારનો રખેવાળ; જેને સ્વાધીન કોઠાર હોય તે; ભણ્ડારી.

**કોઠાવિરામ,** પુ૦ શરીરની પ્રકૃતિ જુદી જુદી હોવી તે; જુદી જુદી પ્રકૃતિને જુદું જુદું ખાવાનું અનુકૂળ આવવું તે.

**કોઠિમડી,** સ્રી૦ એક જાતનો વેલો.

**કોઠિમડું,** ન૦ કોઠિમડીનું ફળ. એની કાચરી થાય છે.

**કોઠી,** સ્રી૦ માટીનું બનાવેલું અનાજ ભરવાનું જે મોટું ઊંચું ઠામ તે; ઝીલ. 'કોઠી ધોયે કાંઈ નીસરે'. ૨ આતશબાજીમાં વપરાતો એક પદાર્થ—એ દડાના આકારનો માટીનો બનાવેલો હોય છે ને એમાં ગન્ધક, દારુ ભરી રાખેલા હોય છે;—જેને સળગાવેથી માંયના તનખા ઊંચે ફુવારાના આકારમાં ઉડે છે. કોઠી ફુટી કેવાય છે. ૩ પારકા રાજમાં વેપારનો માલ રાખવા સારુ બાંધેલી જે જગા તે. ૪ પારકાં રાજની પેદાશમાંથી હિસ્સો લેવા અથવા તે રાજ ઉપર નીધા રાખવા સારુ ત્યાં કરેલું જે થાણું તે.

**કૉઠી,** કૉઠનું ઝાડ.

**કોઠું,** ન૦ કૉઠ—એક ફળ. ૨ મોઢું; ચેહેરો—'તે પોતાનું કોઠું દેખાડતો નથી.' ૩ પક્ષીનો માળો.

**કોઠો,** પુ૦ પેટ; દેહ.—'કોઠો અપવિત્ર થયો.' ૨ ખાનું; ઘર.—'કોઠો પાડીને લખજે.' ૩ મોટી કોઠી; વખાર. —'નવલસાનો કોઠો.' ૪ અક્કરખાનો, પેટથી ઉપરનો છાતીથી તે ગળાં સુધીનો જે ભાગ તે.—'કોઠો ચડાવવો' કેવાય છે. ૫ જઠર; પેટમાં જ્યાં અન્ન પાચન થાય છે તે.

—'કોઠા લાગી'—નઠારી—કોઠો બાળનારી—ચિન્તા કરાવનારી (સ્રી).

—'કોઠો ધીકવો-લાગવો'—મનની ઘણી ચિન્તાથી બળાપો થવો; કાળજાનું બળબળ થયા કરવું.

**કોડ,** ન૦ હોંસ; ઇચ્છાનો મલાવડો.

**કોડ,** સ્રી૦ ગાય ભેંસ બાંધવાની જગા. ૨ લુહાર સુથાર વગેરે જેટલી જગામાં પોતાનું કામ કરવા બેસે તેટલી જગા.

—'કોડ કરવી'—કોડ સાફ કરવી.

**કોડ,** પુ૦ [સં૦ કુષ્ઠ] ચામડીનો એક રોગ.—સઘળી અથવા કેટલેક ઠેકાણેની ચામડી સફેત અથવા રતાસવાળી સફેત થઈ જાય તે.

**કોડાં,** ન૦ રાફલાં ખાંગડાં વગેરે.

**કોડામણું.** વિ૦ વરણાગિયું; ફુટડું દેખાતું. ૨ કોડીલું.

**કોડામણો,** વિ૦ હોંસીલો.

**કોડારું,** ન૦ ઢોર બાંધવાની જગા; કોડ.

**કોડિયું,** ન૦ દીવા કરવાનું ધાતુ—માટીનું ઠામ.

—"કોડિયા જેવું—જેટલું કપાળ"—ફૂટેલું નસીબ; નસીબ વગરનો.

**કોડિયું,** ન૦ ગાય ભેંસ બાંધવાની જગા.

**કોડિયું,** વિ૦ કોડના રોગવાળું.

**કોડિયું લોબાન,** ન૦ એક જાતનો ગુંદર—એ બળેથી સુગન્ધિ આપે છે. (બીજું શેરી લોબાન.)

**કોડિયો સાપ,** પુ૦ એક જાતનો સાપ—એના શરીરપર સફેત ડાઘા હોય છે.

**કોડિલું,** વિ૦ કોડ—હોંસ ભર્યું (માણસ).

**કોડી,** સ્રી૦ એક જાતનાં દરિયાઈ જીવડાનું ઘર. 'કોડીયે રમવું.' ૨ એક જાતનું પૈસાનું ચલણ—ઘણી જ ઓછી કિમ્મતનું.

**કોડું,** ન૦ કોડી (૧ લા અર્થમાં).

**કોડો,** પુ૦ મોટી કોડી (૧ લા અર્થમાં). ૨ એક જાતનો સફ્ફ ઝરણનો ખાડો; વેળો.

**કોડી જાર,** સ્રી૦ સફેત જુવારની એક જાત.

**કોડ્ડો, કોરડો** (મારવાનો).

**કોડ્ડો,** પુ૦ ગુંચવણવાળો હિસાબ; કોયડો; કોડી (હિસાબનો).

**કોઢ,** સ્રી૦ કોડ.

**કોણ,** સ૦ ઓળખવા—જાણવા સારુ પુછતી વેળા એ શબ્દ વપરાય છે; કિયો; કઈ; કયું. [આકૃતિ.

**કોણ,** પુ૦ [સં૦] ખુણો, ત્રિકોણ—ત્રણ ખુણની

**કોણી,** સ્રી૦ જ્યાંથી હાથ નીચો ઊંચો વળે છે તે સાંધો—(હાડકાંનો).

**કોતક;** કૌતુક. 'કાકા રે મેં કોતક દીઠું' ઇ૦.

**કોતર,** ન૦ [સં૦ કોટર] નદી—વાંઘે—ખાડીને કાંઠે જે ઉણ્ડા ખાડાઓ અને બખોલો તે એકેક. ૨ પાડમાં જે લામ્બો પોળો ઉણ્ડો ખાડો તે.

**કોતરડું,** ન૦ છેક નાની ખાડી.

**કોતરણી,** સ્રી૦ કોતરવાનું ઓજાર. ૨ કોતરવું તે. કોતરવાની રીત. ૪ કોતરેલું તે; નકશી.

**કોતરવું,** ક્રિ૦ સ૦ લાકડાં પથરા ઉપર ઓજારથી આકાર કાડવા—અક્ષર લખવા. ૨ આછું આછું ખોદવું.

**કોતલ,** નગર સવારીમાં શણગારેલું ઘોડું.

**કોતાઈ,** સ્રી૦ [ફા૦] તફ્રી; ખૂટ; ખુટકો; કસર.

**કોતુક,** કૌતુક.

**કોથમી-મીર,** સ્રી૦ ધાણાંની ભાજી—કઢી અને ચટણીમાં વપરાય છે.

**કોથળી, સ્રી૦** ખાંડ મસાલા વગેરે ભરી રાખવાનું કપડાનું બનાવેલું જે ઠામ તે. કોથળી, ચામડાંની પણ હોય છે. કપડાંની ઘણી નાની કોથળીમાં બૈરાંઓ પૈસા રાખે છે. ૨ જેમાં અણ્ડ—ગોળી હોય છે તે ચામડીની. ૩ હજારની સંખ્યાનો સંકેત. 'કોથળીએ પંતે તો પતાવો.'

**કોથળીસાંથ, સ્રી૦** ગરાસિયા વગેરે હકદારોના વતનમાંથી દેસાઈ, મજમુદાર વગેરેને સરકાર તરફથી જે રોકડ હક્ક આપવામાં આવે છે તે.

**કોથળો, પુ૦ [સં૦ કોષ્ઠલ]** અનાજ, વાસણ વગેરે ભરવાનું ટાટ—કન્તાન—દોટીનું સિવેલું જે ઠામ તે. —'તે વાત કોથળે ઘાલો' એટલે બન્ધ રાખો. —"કોથળો કરવો"—જુદો જુદો માલ કોથળામાં ઘાલી ગામ પરગામ વેચી વેપાર કરવો.
—"કોથળામાં ઘાલવું"—કેદ કરવું. "બર્કંદારકું અનેક ઓટલા; ગુનેગારકુ કરો કોથળા."

**કોદણ્ડ, ન૦ [સં૦]** ધનુષ્ય.

**કોદરા, પુ૦ [સં૦ કોદ્રવ]** એક જાતનું ધાન્ય—અનાજ. એના કણ તે કોદરી.

**કોદાળી-ળો, સ્રી૦ પુ૦** ખોદવાનું એક હથિયાર.

**કોદી, અ૦** કોઈ દહાડો. ૨ **ન૦ કોદું.**

**કોદું, ન૦** ઘરડી ભેંસ.

**કોંધો બેસવો,** દાખલો આવવો.

**કોપ, પુ૦ [સં૦]** જેથી મોટી હાનિ થાય તેવો મોટા પુરુષનો ક્રોધ. દેવતા—દૈવનો કોપ.

**કોપરબરાસ, ન૦ [અ૦]** તાંબા પિત્તળની મિશ્રિત ધાતુ—એના વાસણ હલકાં ને ચળકતાં હોય છે. ૨ (લાક્ષણિક) વર્ણસંકરનું ભેળસેળવાળું.

**કોપરાપાક, પુ૦** ખાંડની ચાસણીમાં કોપરાની છીણ નાખી ઠારેલી હોય તે મિઠાઈ. ૨ સાંકેતિક—માર.
—'કોપરાપાક આપવો'—માર મારવો.

**કોપરિયું, ન૦ [સં૦ કૂર્પર] કોણી.**

**કોપરું, ન૦** નાળિયેરની અન્દરનો ગર જે ખાવામાં આવે છે તે.

**કોપરેલ, ન૦** કોપરાનું તેલ.

**કોપવું, ક્રિ૦ અ૦** ક્રોધાયમાન થવું; રૂઠવું; ગુસ્સે થવું.

**કોપાયમાન, વિ૦** ક્રોધમાં હોય તેવું.

**કોપીન, ન૦ [સં૦ કૌપીન]** સંન્યાસીની લંગોટી. ૨ કોઈને વેર વગર બોલાવે ધામા નાખવાં તે.

**કોબર, ન૦** પાડનું વચગાળું; બે પાડ વચ્ચેનો સાંકડો રસ્તો; ખાળ; નેળ.

**કોબાવાળી, સ્રી૦** કોબો કરનારી મજુરેણ.

**કોબી-જ, સ્રી૦ [અ૦]** એક જાતની શાક ભાજી—એનો વચમાંનો કાંદો પાતરાંથી વિંટલાયલો હોય છે.

**કોબો, પુ૦** જમીન ઉપર છો પાથરી તેને સારી પેઠે ઠોક કરી બેસાડી દેવી તે.

**કોમ, સ્રી૦ [અ૦]** એક જ ધરમ માનનાર, એક જ દેશના, ને એક જ રાજના જે લોક તે. ૨ જુદા જુદા ધરમના—જુદી જુદી જાતના લોક.—પારસીની કોમ, હિન્દુની કોમ વગેરે.

**કોમળ, વિ૦** મૃદુ. ૨ નરમ. ૩ કુમળું. ૪ સુન્દર; ખુબસુરત; દેખાવડું.

**કોમળતા, સ્રી૦** કુમળાપણું; નરમાસ.

**કોય, સ૦** કોઈ.

**કોયડો, પુ૦ કોરડો.**

**કોયડો, પુ૦** ગુંચવણવાળો—અટપટો હિસાબ જે એકાદી અટકળ—કૂંચીથી જ બેસે તે.

**કોયલ, સ્રી૦ [સં૦ કોકિલા]** એક જાતનું કાળું પક્ષી—એનો શબ્દ મધુરો છે. ૨ દાંતનું એક રમકડું, જે ફેરવવાથી કોયલ જેવો કુહૂ કુહૂ સ્વર કાડે છે.

**કોયલું, વિ૦ ધા૦** સળેલું; બગડી ગયલું. ૨ બળિયેલ.

**કોયલો, પુ૦** બળેલાં લાકડાંના છુટા પડેલા અગ્નિ વનાના કાળા કકડામાંનો એકેક. સળગતો કોયલો તે અંગારો.

**કોયાબોલું, વિ૦** કોયું કોયું બોલનાર.

**કોયું, વિ૦** બળિયેલ, રિસાળ ને થોડું બોલે તે માણસ.

**કોર, સ્રી૦** બાજુ; તરફ; દિશા. ૨ વસ્તુનો છેડો; કિનાર; કોરણ. ૩ સાડીને છેડે દેવાની—સીવી લેવાની રેશમી ભરતની જે પટી તે; તોઈ. ૪ થોડાક ભાગ; ભૂકો—કકડી કોર. ૫ કુંવરીનું અપભ્રંશ જે રૂપ સ્રી જાતના નામની પછવાડે લગાડવામાં આવે છે. કમળાકોર, જેકોર વગેરે.

**કોરટ, સ્રી૦ [અ૦]** ઈનસાફ કરવાનું ઠેકાણું; ન્યાય મન્દિર; અદાલત; દરબાર; કચેરી.

**કોરડ,** કાચું કોરું (ખાવાનું).

**કોરડું, વિ૦** સુકું; ભીનું નહિ તે. ૨ પાણીથી પલળે નહિ ને રાંધ્યાથી ચડે નહિ તેવું કઠણ; કાંગડું. "ઊંડાં આધરણ ઉકળે, માંહી કોરડું ન ભીંજે રે; કઠણ હૈયાના માનવી, પલાળ્યા ન પલળે રે; કાયા તે વાડી કારમી."

**કોરડો, પુ૦** ચિથરાં—સુતર—સણ ચામડાની સાટગો વગેરેનો ગુંથેલો—વણેલો ચૂડા ઉતાર ઘાટનો જે દોરડો તે. ૨ અમલ; દોર; સત્તા; ત્રાસ. 'ગામમાં એનો કોરડો ચાલે છે.'

**કોરણ, સ્રી૦** બાજુ; છેડો; કિનાર. ૨ પણો; ધૂળ. 'કોરણ ઉડી જાય આકાશે, સેના આવી લંકાંધઠ પાસે.'

**કોરણિયો, પુ૦** ૫રેકાળ વગેરેનાં પાટિયાં બેસાડવાને કોરેલું જે લાકડું તે. ૨ હાડનો તાવ; ધગારી.

**કોરણી, સ્ત્રી૰** સુથાર સલાટનું એક ઓજાર. ૨ કોરવાની રીત; કોતરવું તે; કોરવું.
**કોરમું, ન૰** દાળ શબ્દથી ઓળખાતાં ધાન્યનો ભૂકો–ચુરો.
**કોરવા,** ભૂતપીડા; વળગાડ.
**કોરવું, ક્રિ૰ સ૰** કાણું પાડવું—'ભમરો વાંસ કોરે છે.' ૨ લાકડાં—પથ્થરમાં હથિયારે ધીમે ધીમે આકાર પાડવા તે આછું ખોદવું; કોતરવું. ૩ ખુંચવું; દુઃખ દેવું. 'શૂળ પાંસળાં કોરી નાંખે છે.'
**કોરસણી, સ્ત્રી૰** કોરવાનું ઓજાર.
**કોરાણ, કોરણ.**
**કોરી, સ્ત્રી૰** કચ્છમાં એક પ્રકારનું નાણાંનું ચલણ;—રૂપાંનાણું. રૂપિયાની ત્રણ કોરી ગણાય છે.
**કોરું,** ઘીનો મેલ.
**કોરું, વિ૰** વાપર્યા વગરનું; નવું. ૨ સુકું; (ભીનું નહિ). ૩ લખ્યા વગરનું. 'કોરે કાગળે મતું.' ૪ સાફ. ૫ પાણીથી બારી રાંધેલું નહિ તેવું. 'કાચું–કોરું'—ધાણી ચણા ગોળપાપડી વગેરે.

—"કોરું ભીનું કરવું"—નાના બાળકને ભીનામાંથી કોરામાં સુવાડવું અને માએ ભીનામાં સુઈ રેવું.

—"કોરે લુગડે આવવું"—અપરાધમાંથી કલંક રહિત બનવું; હાનિ ભોગવ્યા વિના કોઇ કામમાંથી નિકળી આવવું.

—"કોરો મોરો કકડધજ"—પૈસા ટકા વિનાનો; દાંડ. ૨ લાગતું વળગતું ન હોય એવો; સમ્બન્ધ વિનાનો.
**કોરે, અ૰** બાજુએ. ૨ તરફ; ભણી.
**કોલ, પુ૰ [આ૰]** વચન; કબૂલાત; મોંડેથી આપેલો ભરોસો.—"કોલ તોડવો—પાળવો." ૨ સરકારી માંડવીમાં થયલી, વ્રાણ અને તેમાંના માલની જે નોંધ તે અથવા તે બાબતનો સરકારથી મળેલો જે પરવાનો તે. ૩ છો ચૂનાની મેળવણી કરી તૈયાર કરેલો જે ગારો તે. **ન૰** સેરડી પિલવાનું કોલું.
**કોલકરાર, પુ૰ [આ૰]** બે પક્ષ—રાજ્ય વચ્ચે જે અન્યોન્યને માન્ય ઠરાવોનું લખત થાય તે; વચન સાથે જે બન્દોબસ્ત તે; કબાલો. ૨ કબૂલાત; સરત.
**કોલમ, પુ૰** એક જાતના ચોખા; કુલમ.
**કોલસો, પુ૰** ખાણમાંથી નિકળેલો કોયલો. ૨ કોયલો.
**કોલાહલ, પુ૰ [સં૰]** ઘોંઘાટ; બૂમ; શોર; બરાડો; મોટો ને ગરબડિયો અવાજ.
**કોલી, સ્ત્રી૰** ગાય. [ ઢોર.
**કોલું, વિ૰** રતાસ પડતા સફેત રઙ્ગનું. કોલું માણસ,
**કોલું, ન૰** શિયાળવું. ૨ **કોલુ.**
**કોલુ, પુ૰** સેરડીનો રસ કાઢવાનો યંત્ર.—'કોલુ ફરે છે એમ કેવાય છે."
**કોલેરો, પુ૰ [અ૰]** અધોક; કોગળિયું; મરકી.
**કોલો, પુ૰** ભૂરિયો; ભૂરી ચામડીનો પુરુષ.
**કોવાડી, સ્ત્રી૰** કુવાડી.
**કોવાડો, પુ૰** કુવાડો.
**કોવાણ, ન૰** જમીનમાં પાણી મચી રયાથી તે ઉપરની વનસ્પતી કોઈ જવી તે. ૨ જમીનનું તૂલ્ર કોઈ જવું તે.
**કોવિદ, પુ૰ [સં૰]** પણ્ડિત; વિદ્વાન; જ્ઞાની.
**કોવું, ક્રિ૰ અ૰** ઘણી વાર ભીની હવામાં રેવાથી ગન્ધાતું થઈ જવું; છેક પોચું થઈ બગડી જવું.

"કોયા ધાન્ય જેવું"—અળખામણું; કણ્ટાળાભરેલું; નમાલું.

—"કોયા ધાન્ય જેવો તું દીસે છે,' જા ભજ જઈ બેઠો રામ" (ધીરો).

—"કોહી બાંય કાપવી"—મનથી ઉતરી ગયલાને દૂર કરવું.
**કોશ, પુ૰ [સં૰]** ભણ્ડાર; ખજાનો; તિજોરી. ૨ દેહમાં પાંચ ઘર કલ્પ્યાં છે તેમાંનું એક. અન્નમય—પ્રાણમય—મનોમય—વિજ્ઞાનમય—આનન્દમય કોશ. ૩ જેમાં, ભાષાના અનેક શબ્દોનો અર્થ સુદ્ધાં સઙ્ગ્રહ કર્યો હોય તે ગ્રન્થ. ૪ તલવાર વગેરેનું મ્યાન. ૫ કમળ વગેરે ફૂલનો જે કુદરતી દોડો—ગોટો તે. ૬ ફૂલની કળી. ૭ (**કોશના** અપભ્રંશ રૂપે) ગાઉ; ૧॥ મૈલ; કોસ. **ન૰** ૮ કુવામાંથી પાણી કાઢવાનો ચામડાનો કોથળો; કોસ. ૯ ખોદવાનો અણીદાર લોઢાંનો ગજ; નરાજ. ૧૦ હળની અન્દર આવતું લોઢું જે તુણ્ડાની નીચે ચવડાંની સાથે ઘાલવામાં આવે છે તે. ૧૧ ગર્ભસ્થાન. ૧૨ અણ્ડ; વૃષણ.
**કોશાધ્યક્ષ, પુ૰** ભંડારી; તીજોરર; ખજાનાનો માલિક.
**કોશિશ–શેશ, સ્ત્રી૰** તજવીજ; પછવાડે લાગવું તે; યત્ન; મેહેનત; ખેપ.
**કોશેટો, પુ૰** રેશમના કીડા અને વળી બીજા કટલાએક કીડાઓ પોતાના મોડાંમાંથી તાંતણા કાઢીને ખારેક—જાંબું જેવું જે ઘર—પડ કરે છે તે. ૨ રેશમનો કીડો.
**કોષ, પુ૰ કોશ.** (પણ ૭ મા, ૮ મા, ૯ મા અર્થમાં નહિ).
**કોષ્ટક, ન૰ [સં૰]** બે આડી ને તે ઉપર બે ઊભી લીટી પડ્યાથી જે ખાનું થાય તે. ૨ હિસાબ સેહેલથી ગણવા સારૂ માપ—સઙ્ખ્યાનો જે કોઠો તે; ભાંજણીનાં કોષ્ટક. ૩ અનુક્રમે માંડેલી ટીપ.
**કોસ, પુ૰ [સં૰ કોશ]** ગાઉ; ૧॥ અથવા ૨ મૈલ. ૨ કુવામાંથી પાણી કાઢવાનો ચામડાંનો કોથળો અથવા એ, બળદ વગેરે સન્ધું. **સ્ત્રી૰** લામ્બું પણ એક પાસ જરા ચપટું એવું ખોદવાનું લોઢાંનું હથિયાર; નરાજ.

**કોસકુવો, પુ૦** જે કુવામાંથી કોસવડે પાણી કાડવામાં આવતું હોય તે.

—"કોસ જોડવો"—કોસે પાણી કાડવા સારુ બળદ જોડવા.

**કોસણ, સ્ત્રી૦** કુખ; બાજુ.

**કોસણવું, ક્રિ૦ સ૦** મેળવી દેવું; જરા જરા ચોળતાં ભેગું કરવું. 'દાળભાત કોસણવાં;' 'કાદવ કોસણવો.'

**કોસમ, પુ૦ [સં૦ કુસુમ્ભ]** કોસમ્બીનાં ફૂલ.

**કોસમ્બી, સ્ત્રી૦** એક જાતનું ઝાડ—જેનાં ફૂલમાંથી કસુમ્બો રઙ્ગ નિકળે છે.

**કોસમ્બો,** કસુમ્બો.

**કોસર, સ્ત્રી૦** જોઈયે તેથી ઓછું વાપરવું તે; હાથે ન છુટવું તે; કસર.

**કોસરિયો, પુ૦** કસરિયો.

**કોસલ, સ્ત્રી૦ [અ૦ કાઉનસિલ]** મસલત આપનારી [મણ્ડળી.

**કોસલ, પુ૦** દેશનું નામ. અયોધ્યાનું રાજ્ય. કોસલ નામનો દેશ ને તેની પ્રજા.

**કોસલું, ન૦** હોળ—હળનાં ચવડાંમાં જે લોડાંનું અવયવ હોય છે તે.

**કોસિયા, સ્ત્રી૦** વેશ્યા.

**કોસિયો, પુ૦** કોસે પાણી કાડનારો.

**કોસિસાં, ન૦** કળશ જેવાં હૈયારખીને હોય છે તે.

**કોસીટો-સેટો,** કોશેટો.

**કોસીસ,** કોશિશ.

**કોસીસા, ન૦** કોટ ઉપર નાનાં નાનાં શિખર તે; કાંગરા. ૨ કોટના ઉપરના ભાગમાંથી તીરકસ પાડેલાં કાણાં જે ઘેરા વખતે ભાલા અથવા બંદૂક નાંખવાના કામમાં આવે છે તે. 'કનકમે કોસિસડાં, સ્ફાટિક મણિના સ્તમ્ભ.'

**કોહમ્,** હું કોણ એવો જે આત્માએ વિચાર કરવો તે. જ્ઞાન પ્રાપ્ત થયા પછી **કોહમનો સોહમ્** એટલે તે હું એમ થવાય છે. જીવાત્મા તે પરમાત્મા થાય છે.

**કોહોડું,** કોઈ કામને માટે ધારેલો યોગ. ૨ ઓરિયું ભેરવવાનો નાનો ગાળો.

**કોળ, પુ૦** એક જાતનો મોટો ઊંદર; ઘૂસ.

**કોળણ, સ્ત્રી૦** કોળીની સ્ત્રી.

**કોળવાઈ, સ્ત્રી૦** ઊંદર-કોળ પકડવાનું જે પાંજરું તે.

**કોળિયો, પુ૦ [સં૦ કવલ]** મોડામાં સમાઈ શકે તેટલો ખોરાક; બૂક; ડબ્બો. ૨ થોડુંક.

—"કોળિયો કરવો—કરી જવો"—માલ પચાવી જવો; ઓહીયાં કરવું. બીડું લઇ ભડ એમ બોલિયો; પાંડવ પાંચનો કરું કોળિયો" (ભાઉ).

**કોળી, સ્ત્રી૦** કોળાંનો વેલો. ૨ ઘાસની નાની પુળી; કલ્લો.

**કોળી નાળી, વિ૦** શૂદ્રની એક નીચી જાત છે. એ ખેતીવાડીનું, માછલાં મારવાનું અને લુટવાનું કામ કરે છે.

**કોળું, ન૦ [સં૦ કુષ્માણ્ડ]** એક જાતનું શાક. એ ગોળ ને માંયથી રાતું—પીળું હોય છે.

**કોળો, પુ૦** કલ્લો; જૂડો.

**કૌટિલ્ય,** અપ્રમાણિકપણું; કાવતરાખોર.

**કૌતક,** કૌતુક.

**કૌતી, સ્ત્રી૦** કૌવત; શક્તિ; જોર; બળ.

**કૌતુક, ન૦ [સં૦]** આશ્ચર્ય; નવાઈ; અજબ; અદ્દ્ભુત. ૨ જે પુરુષ, વસ્તુ, કર્મ, બાબત, દેખવાથી અજાયબ થવાય તે.

**કૌભાણ્ડ, ન૦** તરકટ; તૂત; ઠગબાજી; કાવતરું.

**કૌમાર, ન૦ [સં૦]** નાનપણ; કુમારાવસ્થા.

**કૌમુદી, સ્ત્રી૦ [સં૦]** ચન્દની; ચાંદરણું; ચાંદની.

**કૌવચ, સ્ત્રી૦** શરીરને લાગતાં ઘણો વવળાટ—ખજવાળ પેદા થાય તેવો કાંટા જેવાં રુવાંવાળો વેલો—ફાફડો.

**કૌવત, ન૦ [અ૦]** અન્દર રયલી શક્તિ; બળ.

**કૌશલ્ય, ન૦ [સં૦]** કુશળતા—પણું; પૂરી માહેતગારી.

**કૌશેય, ન૦** હિરાગળ વસ્ત્ર.

**કૌસ્તુભ, પુ૦ [સં૦]** એક જાતનો મણિ; ચૌદ રત્નમાંનું એક.

**ક્યમ,** કેમ.

**ક્યામત, સ્ત્રી૦ [અ૦]** (ઇસિલામ ને ક્રિશ્ચિયન મત પ્રમાણે) દુનિયાને જે છેલ્લે દાડે ઇશ્વિર મરી ગયલાંઓના ન્યાય કરશે તે.

**ક્યારડી, સ્ત્રી૦** નાનો ક્યારડો.

**ક્યારડો, પુ૦ [સં૦ કેદાર]** ભાત—ડાંગર તથા મીઠું પકાવવા સારુ ખેતર—જમીન ઉપર તથા દરિયા કાંઠે પાળ બાંધી પાણી ભર્યું રાખવા સારુ કરેલા જે વિભાગો તેમાંનો એકેકો.

**ક્યારી, સ્ત્રી૦** નાનો ક્યારો. ૨ ડાંગર, શેરડી વગેરેનો પાક થાય તેવી જમીન—જેને પાણી પાવું પડે છે તે.

**ક્યારે, અ૦** કઈ વખતે; કિયે કાળે—સમયે.

**ક્યારો, પુ૦** ક્યારડો. ૨ ઝાડ છોડ વગેરેની આસપાસનો ફરતો ખાડો જેમાં પાણી ભર્યું રાખવામાં આવે છે તે.

**ક્યાસ, પુ૦ [અ૦]** કલ્પના; અટકળ; ધારણા; તર્ક.

**ક્રમ, પુ૦ [સં૦]** અનુક્રમ. ૨ વેદ ભણવાની એક રીત. પદ, ક્રમ, જટા આદિ લઈ.

**ક્રમણ, ન૦ [સં૦]** આગળ વધવું—જવું—ચાલવું તે.

**ક્રમસઙ્ખ્યાવાચકવિશેષણ, ન૦** અનુક્રમ દેખડાવનારી સઙ્ખ્યા. ૧ લું ૨ જું વગેરે. ૧, ૨, ૩ એ **કેવળસઙ્ખ્યાવાચક.**

**ક્રયવિક્રય, પુ૦ [સં૦]** વેચાતું લેવા આપવાનો જે વેવાર તે; વેપાર.
**ક્રમિક, વિ૦** એક પછી એક—ક્રમાનુસાર ચાલ્યું આવતું. ૨ વંશપરમ્પરાથી ઉતરી આવતું.
**ક્રાન્તિ, સ્ત્રી૦** વધારો ઘટાડો થવો તે.
**ક્રાન્તિવૃત્ત, ન૦ [સં૦]** આકાશમાં જે માર્ગે સૂર્ય દરરોજ ફરતો દેખાય છે તે માર્ગ.
**ક્રિયમાણ, ન૦ [સં૦]** કરવાની ક્રિયા તે; કરિયે તે કર્મ; ચાલતી ક્રિયા.
**ક્રિયા, સ્ત્રી૦ [સં૦]** કામ; કાર્ય. ૨ ધર્મનો એકાદો વિધિ. ૩ મુએલાંની પછવાડે શાસ્ત્રમાં કહેલો વિધિ કરવો તે.—સારવું, દાન કરવું, જમાડવું વગેરે. ૪ સ્થિતિ અથવા કર્મ એ સમ્બન્ધી એકાદા અર્થવાળું કાર્ય કરવું તે. ૫ કર્તા, કર્મ, કરણ, સંપ્રદાન અને અધિકરણ, એ દરેકનો ક્રિયાપદ સાથે જે સમ્બન્ધ તે.
**ક્રિયાપદ, ન૦ [સં૦]** જે શબ્દથી સ્પષ્ટ ક્રિયાનો બોધ થાય તે (વ્યાકરણમાં). બેસવું, શિખવું, હસવું વગેરે.
**ક્રિયાભ્રષ્ટ, વિ૦ [સં૦]** શાસ્ત્રોક્ત ક્રિયા ન કરે તે.
**ક્રિયાવિશેષણઅવ્યય, પુ૦** જે અવ્યય, ક્રિયાપદનું વિશેષણ થાય છે તે. ક્યારે, ક્યાં, આમ વગેરે.
**ક્રિશ્ચિયન, વિ૦ [અં૦]** ઈસુખ્રિસ્તનો ધર્મ માનનાર.
**ક્રીડા, સ્ત્રી૦ [સં૦]** રમત; ખેલ.
**ક્રીડાગાર, ન૦** રમતનું ઠેકાણું; ક્રીડાગૃહ.
**ક્રૂર, વિ૦ [સં૦]** ઘાતકી; નિર્દય. ૨ બિહામણું; ભયંકર. ૩ જોસ—આવેશમાં આવેલું. ૪ કઠોર; સખત લાગે તેવું. ૪ નાશકારક.
**ક્રોડ, વિ૦ [સં૦ કોટિ]** સો લાખની સઙ્ખ્યા.
**ક્રોધ, પુ૦ [સં૦]** ધાર્યું કામ ન બનેથી, કોઈયે પોતાને—પોતાનાં વાલાંને દુઃખ દીધું હોય તે ઉપરથી, કોઈયે કંઈ અપરાધ કર્યો હોય તે ઉપરથી મનમાં વેર લેવાનો—સામાંને શિક્ષા કરવાનો જે જોસ્સો થઈ આવે તે; ગુસ્સો; રીસ; કોપ.
**ક્રોધમૂર્ચ્છિત, વિ૦** ઘણા ગુસ્સાથી બેશુદ્ધ થઇ જનાર; અતિક્રોધી.
**ક્રોધાયમાન, વિ૦** ક્રોધવાળું; ગુસ્સે થયલું.
**ક્રોધિષ્ઠ-ષ્ઠી, વિ૦** સેજમાં ગુસ્સે થઈ જાય તેવું; ચિડિયું.
**ક્રૌંચ, પુ૦ [સં૦]** એક જાતનો પક્ષી.
**ક્લાન્ત, વિ૦** તેજ હીન; કરમાયલો. ૨ થાકી ગયલો. ૩ ધીરજ વગરનો.
**ક્લિષ્ટ, વિ૦ [સં૦]** અઘરું; ગુંચવણવાળું; મરડી મચડીને બેસાડેલું (સરળનું ઉલટું).
**ક્લીબ, પુ૦ [સં૦]** નપુંસક; હીજડો; નામરદ; ખોજો; પણ્ઢ. ૨ અશક્ત. ૩ આળસુ. ૪ જેના અંગમાં પુરુષાર્થ—જોસ્સો નથી તેવો. ૫ બીકણ.
**ક્લીમ, ન૦ [સં૦]** કામદેવના મન્ત્રનું બીજ.
**ક્લેશ, પુ૦ [સં૦]** દરિદ્ર, રોગ, વાલાં જનનો વિજોગ ઈત્યાદિ કારણથકી જે દુઃખ તે. ૨ કુસમ્પ; કજિયો; કલહ.
**ક્લેશી, વિ૦ [સં૦]** દુઃખી; પીડિત.
**ક્વચિત્, અ૦ [સં૦]** કોઈ જગાએ; કોઈક જ પ્રસઙ્ગે.
**ક્વાથ, પુ૦ [સં૦]** ઓસડિયાં ઉકાળીને જે કાવો કરવો તે.
**ક્ષણ, પુ૦ [સં૦]** વખતનું માપ;—મુહૂર્તનો ૧૨ મો ભાગ; ૪ મિનિટ. ૨ છેક જ જુજ વખત; મિનિટ; પળ; આંખ ઉઘાડ દે થાય તેટલો વખત.
**ક્ષણબુદ્ધિ, વિ૦ [સં૦]** ક્ષણમાં વિચાર કરી જાય તેવું; ઉડેલ; ઘડીમાં કંઈ ને ઘડીમાં કંઈ; નક્કી પ્રમાણ નહિ તેવું.
**ક્ષણભઙ્ગુર, વિ૦ [સં૦]** ક્ષણમાં નાશ પામે તેવું; થોડીવારનું; ઘડીનો ભરોસો નહિ તેવું; નાશવન્ત; અસ્થિર. 'ક્ષણભઙ્ગુર દેહ.'
**ક્ષણભર, અ૦** ક્ષણ—પળ જેટલીવાર હોય તેમ.
**ક્ષણિક, વિ૦ [સં૦] ક્ષણભઙ્ગુર.**
**ક્ષણિકબુદ્ધિ, વિ૦ [સં૦] ક્ષણબુદ્ધિ.**
**ક્ષણેક્ષણે, અ૦** પળે પળે; મિનિટે મિનિટે.
**ક્ષત, ન૦ [સં૦]** ઘા; જખમ.
**ક્ષત, વિ૦ [સં૦]** ઘાયલ; જખમી.
**ક્ષતયોનિ-ની, સ્ત્રી૦** લગ્નના હક ભોગવેલી (સ્ત્રી—કન્યા).
**ક્ષતિ, સ્ત્રી૦** ઘા.
**ક્ષત્રિય, પુ૦ [સં૦] ક્ષત્રી.**
**ક્ષત્રી, પુ૦** ચાર વર્ણમાંની બીજી વર્ણનો પુરુષ; જુદ્ધ કરનારો વર્ગ; રાજવંશી.
**ક્ષમ, વિ૦ [સં૦]** કરવાને શક્ત—શક્તિમાન્ (કર્તા) અથવા થવા—બનવાને શક્ય (કાર્ય). વિચારક્ષમ—વિચાર કરવાને શક્ત—નિર્વાહક્ષમ—ગુજારો થઈ શકે તેવું.
**ક્ષમા, સ્ત્રી૦ [સં૦]** કોઈયે અપકાર કર્યો તો તે સાંખી રેવું તે; સહન કરી જવું તે; ખામોશ; દરગુજર. ૨ માફી બખશવી તે. ૩ સબુરી; ધીરજ; શાન્તિ.
**ક્ષમાવાન, વિ૦ [સં૦]** સાંખી રેનાર; માફ કરનાર; સબુરી રાખનાર.
**ક્ષમાવન્ત, ક્ષમાવાન.**
**ક્ષમાશીલ, વિ૦ [સં૦]** જેનો ક્ષમા રાખવાનો સ્વભાવ હોય તે.
**ક્ષય, પુ૦ [સં૦]** ઘસાઈ—વપરાઈ—ખપી જવું તે. ૨ નાશ; આખર; ખે; જતું રેવું તે; બન્ધ પડવું તે. ૩ (રોગ) શરીર હાડે હાડે ઘસાતું જ જાય તેવો રોગ; ખઈ. ૪ સૂર્યોદય થકી ગણાતી જે તિથિ વગેરે તેનાં માન—માપનું બીજા સૂર્યોદયની અગાઉ જ ઘટિ

જવું—ઓછું થઈ જવું તે. (ક્ષય તિથિ) ૫ (પક્ષ) ચન્દ્રની કળા ઓછી થતી જવી તે. ૬ (બીજગણિતમાં) બાદ કરવાનું તે; ઓછા; ઋણ.

**ક્ષયતિથિ, સ્ત્રી૦** ક્ષય (૪થા અર્થમાં). ૨ માસીસો; વર્ષી.

**ક્ષયવૃદ્ધિ, સ્ત્રી૦** ઘટવધ. ૨ (બીજગણિતમાં) ઓછા વધતા.

**ક્ષયી, વિ૦ [સં૦]** ક્ષયરોગી; ખઈ રોગ થયલું.

**ક્ષર, વિ૦ [સં૦]** ધીમે ધીમે પડી—ગળીને જવું રે તે; નાશવન્ત વસ્તુ.

**ક્ષાત્રકર્મ, ન૦ [સં૦]** ક્ષત્રિયોને કરવાનાં જે કર્મ તે.

**ક્ષાર, પુ૦ [સં૦]** કુદરતી અથવા બનાવેલું મીઠું; ખાર. ૨ ખારાપણું; ખારો સવાદ. ૩ રાખ; રાખોડી; ખાક; (કેટલીએક વનસ્પતિની). ૪ મીઠાં સરખો રસ રાખનારી હર કોઇ ચીજ—પાપડખાર; ટકુણખાર; સૈન્ધવ ઈ૦

**ક્ષાલણ,** ધોવાવું તે.

**ક્ષિતિ, સ્ત્રી૦ [સં૦]** પૃથ્વિ. ૨ ઘટ; ઓછું થવું તે.

**ક્ષિતિજ, ન૦** જે કલ્પિત લીટી, પૃથ્વિનો ઉપલો ને નીચલો એવા બે ગોલાર્ધ કરે છે અને જે, દેખાતાં આકાશને ન દેખાતાં આકાશથી જુદું પાડે છે તે.

**ક્ષિતિપતિ, પુ૦** પૃથ્વીનો ધણી; રાજા.

**ક્ષિપ્ત, વિ૦ ધા૦ [સં૦]** નાખ્યા—ફેંકી દિધેલું.

**ક્ષિપ્ર, અ૦ [સં૦]** તુરત; જલદી.

**ક્ષિપ્રા, સ્ત્રી૦ [સં૦]** ખીર; દૂધપાક. ૨ ખીચડી. ૩ નદીનું નામ છે.

**ક્ષીણ, વિ૦ ધા૦ [સં૦]** ઘસાઈ—તવાઈ ગયલું. ૨ નાશ પામેલું. ૩ છેક પાતળું; કૃશ; કમજોર; ઓછું.

**ક્ષીર, સ્ત્રી૦ [સં૦]** દૂધ. ૨ પાણી. ૩ ઝાડનું દૂધ.

**ક્ષીરોદક, ન૦ [સં૦]** સ્ત્રીઓને પેરવાનું એક જાતનું રેશમી—હીરાગળ લુગડું.

**ક્ષુદ્ર, વિ૦ [સં૦]** આકારમાં—યોગ્યતામાં છેક નાનું—હલકું; તુચ્છ. ૨ હલકું; નીચ. ૩ ગરીબ; રંક. ૪ માલ વગરનું; ઉપયોગ વગરનું. ૫ વેશ્યા (ક્ષુદ્ર સ્ત્રી).

**ક્ષુદ્રઘણ્ટાળી, ક્ષુદ્રઘણ્ટિકા.**

**ક્ષુદ્રઘણ્ટિકા, સ્ત્રી૦ [સં૦]** નાની—ઝીણી ઘુઘરીયોનો કન્દોરો.

**ક્ષુદ્રબુદ્ધિ,** નીચ નજરનો.

**ક્ષુધા, સ્ત્રી૦ [સં૦]** ભૂખ; અન્નની ઇચ્છા.

**ક્ષુધિત, વિ૦ ધા૦ [સં૦]** ભૂખું થયલું.

**ક્ષુર, પુ૦ [સં૦]** અસ્ત્રો. ૨ ગાય—ઘોડાના પગની ખરી.

**ક્ષુરિકા,** નાનો અસ્ત્રો. ૨ ચપ્પુ. ૩ ખડ્ગ.

**ક્ષુલ્લક, વિ૦ [સં૦]** થોડું; જરા. ૨ (લાક્ષણિક) નીચ; હલકું; તુચ્છ; નજીવું.

**ક્ષેત્ર, ન૦ [સં૦]** ખેતર. ૨ જાત્રાનું ઠેકાણું; દેવતા તીર્થ એની સમક્ષ જ્યાં પુણ્યકર્મ કર્યાં હોય તો વિશેષ ફળ થાય છે તે સ્થળ. ૩ લમ્બાઈ પોળાઈ વાળી કોઈ જગા—સપાટી—ખેતર (ભૂમિતીમાં). ૪ શરીર; દેહ. ૫ ધણિયાણિ—બૈરી થકી છોકરાંરૂપી ફળ ઉત્પન્ન થાય છે માટે તે તેના ધણીનું ક્ષેત્ર કેવાય.

**ક્ષેત્રગણિત, ન૦** ભૂમિતિ.

**ક્ષેત્રજ, પુ૦ [સં૦]** જે સ્ત્રી પોતાનો વર મરી ગયેથી—રોગી હોવાથી—પોતાના દિયરનો સઙ્ગ કરી અથવા પોતાનાં સાસરિયાંની રજાથી ધણીના ગોત્રી કોઈ પુરુષનો સઙ્ગ કરી જે દીકરો જણે તે.

**ક્ષેત્રપાળ, પુ૦ [સં૦ ક્ષેત્રપાલ]** ગામ આદિ લઈ ઠેકાણાનું—ક્ષેત્રનું સંરક્ષણ કરનારો જે દેવ તે; ખેતરપાળ.

**ક્ષેત્રફળ, ન૦** ક્ષેત્રનો વિસ્તાર; લમ્બાઈ પોળાઈમાં અથવા લમ્બાઈ પોળાઈ ને ઊંચાઈમાં ક્ષેત્રનું જે માપ તે. લમ્બાઈ પોળાઈ ગુણ્યાથી જે આવે તે **ચોરસ** ને લમ્બાઈ પોળાઈ ને ઉંચાઈ ગુણ્યાથી જે આવે તે ઘન કેવાય છે. ૨ કોઈ પણ વેપાર કરેથી જે ફળ પ્રાપ્તિ તે.

**ક્ષેત્રસ્થ, વિ૦ [સં૦]** પુણ્યક્ષેત્રમાં રેનાર.

**ક્ષેત્રજ્ઞ, વિ૦** આત્મા; પરમાત્મા. ૨ ચતુર; હોશિયાર.

**ક્ષેપ, પુ૦ [સં૦]** ગુજારવું—કાડવું—નાખવું તે. ૨ ફેંકી—ઉરાડી દેવું—નકામું ગાળવું—ખોવું તે.

**ક્ષેપક, પુ૦** કોઈના કરેલા ગ્રન્થમાં બીજા કોઈએ પોતાની તરફથી જે શ્લોક—વાક્ય—અધ્યાય ઘુસાવી દીધેલા હોય તે. ૨ એવો જે પુરુષ તે. ૩ ગ્રહ વગેરેનું સિદ્ધ થયલું એવું જે ગણિત તે સ્પષ્ટ થવા સારુ તેમાં ઉમેરવાનો અથવા તેમાંથી બાદ કરવાનો ઠરેલો એવો જે અઙ્ક રાશિ તે.

**ક્ષેમ, ન૦ [સં૦]** કલ્યાણ; સુખસ્થિતિ. **વિ૦** સુખસ્થિતિમાં હોય તે; સુખી. ૨ સારી રીતે તેનો ઉપયોગ કરવો તે (યોગક્ષેમ).

**ક્ષેમઙ્કર, વિ૦ [સં૦]** કલ્યાણ કરનાર; સુખી કરનાર.

**ક્ષોણી, સ્ત્રી૦ [સં૦]** પૃથ્વિ. ૨ અક્ષૌહિણી.

**ક્ષોભ, પુ૦ [સં૦]** મનનો ગભરાટ; સન્તાપ. (પણ બારથી પ્રકૃતિ શાન્ત દેખાતી). ૨ મનના ગભરાટનો બાર પડતો જોસ્સો; ગુસ્સો.

**ક્ષોભિત, વિ૦ ધા૦ [સં૦]** ક્ષોભ પામેલું.

**ક્ષૌર, ન૦ [સં]** અસ્ત્રાથી માથાના નિમાળા કડાવવા તે; હજામત; મુણ્ડણ.

# ખ.

**ખ, પુ૦ [સં૦]** તેરમો મૂળાક્ષર; બીજો વ્યઞ્જનવર્ણ. ૨ ગુજરાતીમાં એ ઘણી વેળા ક્ષના અને કોઈ કોઈ વેળા ષના અપભ્રંશરૂપે વપરાય છે—ખાર (ક્ષાર, ખમા (ક્ષમા), કૂખ (કુક્ષિ), ભખ (ભક્ષ); ખટશાસ્ત્ર (ષડ્ શાસ્ત્ર), શેખનાગ (શેષનાગ); ઇત્યાદિ.

**ખ—ખં, ન૦ [સં૦]** આકાશ (ખગોળ, ખગ્રાસ ઇ૦). ૨ શૂન્ય; મીડું. ૩ મીડું દેખાડનાર સઙ્કેતનો શબ્દ (કવિતામાં). ૪ સ્વર્ગલોક. ૫ વાદળાં; મેઘજાળ.

**ખઈ, સ્રી૦ [સં૦ ક્ષત્ર]** શરીર દાડે દાડે અન્દરથી વધારે ઘસાતું જાય તે રોગ; ધાતુનું ક્ષીણ થવું તે; ક્ષૈ.
—"ખઇનો ખાટલો"—જેને પૂરું થતાં ઘણો કાળ, ઘણી મેહેનત ને ઘણી માથાકૂટ કરવું પડે એવું કામ. કણ્ટાળો ઉપજાવે એવું કામ—માણસ.

**ખઈ, ખાઈ.**

**ખખ, વિ૦** ખખરી ગયલું; ખોખા જેવું; ઘસાઈ—વપરાઈ—જૂનું થઈ ગયલું—ઘરડા ખખ, જૂનું ખખ વગેરે.

**ખખડતું, વિ૦ ધા૦** ખખડ એવો અવાજ કરતું.

**ખખડવું, ક્રિ૦ અ૦** એક વસ્તુનો બીજી વસ્તુ સાથે જોરમાં મળતાં—અફળાતાં અવાજ થવો.

**ખખડાટ, પુ૦** એવો થતો અવાજ. ગાડીનો ખખડાટ; ઉંદરનો ખખડાટ; વગેરે.

**ખખડાવવું, ક્રિ૦ સ૦** ખખડે તેમ કરવું. ૨ આપવું (તરત નાણાં ખખડાવ્યાં). ૩ ધમકી દેવી.

**ખખરવું, ક્રિ૦ અ૦** કોઈ વસ્તુનો નાશ થયાથી દીલમાં લાગવું—બળાપો થવો; ઘણું જ દલગીર રેવું; સાલવું. 'તેનું મરણ મને બહુ ખખરે છે;' 'વેપારમાં જે નુકસાન આવ્યું તે તેને બહુ ખખરે છે.' ૨ દુખવા આવેલી આંખોની અન્દરના ખીલોનું ખુંચવું. ૩ આંખમાં ધૂળ—કાંકરીનું ખુંચવું.

**ખખરી, સ્રી૦** કોઈ વસ્તુ ખાધાથી તેના કોઈ ભાગ ગળાંની અન્દર અટકી રેઈ શ્વાસ લેવામાં હરકત કરે છે તે.—'ખખરી બાઝી' એમ બોલાય છે. ૨ ગાયન કરતી વખત સુરને ઘણી વાર ધ્રુજાવવું તે; તાન મારવી તે. ૩ અવાજ; સૂર; ગળી.

**ખખરો, પુ૦** પ્રિય વસ્તુનો અને વિશેષ પ્રિય માણસનો નાશ થયાથી તેનો સારી પેઠે જે શોક થવો તે. ૨ કાણે જઈ રડવું તે. ૩ પસ્તાવો; પશ્ચાતાપ.
—'ખખરે જવું'—મરણનો શોક કરવા જવું.

**ખખળતું, વિ૦** ઘણું ઊનું; ઉકળતું (પાણી).

**ખખળવું, ક્રિ૦ અ૦** ઘણું ઉનું—ગરમ થવું; ખૂબ ઉકળવું. ૨ છેક નબળું—અશક્ત થવું; ખોખાં જેવું થવું; ઘણું ઘસાઈ જવું; ઘણું ઘરડું—જૂનું થવું.

**ખખળાવવું, ક્રિ૦ સ૦** ખૂબ ઉકાળવું; ખખળે તેમ કરવું. ૨ ઘણું પાણી રેડી—ઘણાં પાણીથી ધોઈ નાખવું—'અરીઠાં ઘાલી ઉને પાણીયે માથું ખખળાવી નાખજે,' 'લુગડાં ખખળાવી નાખ.' ૩ (નાણું) કડાવવું; પટાવી લેવું.

**ખખળીજવું,** વયે આવવાથી અશક્ત થઇ જવું.

**ખખારો, ખઙ્ખારો.**

**ખખ્ખો, પુ૦** ખ એ અક્ષર; ખકાર.

**ખગ, પુ૦ [સં૦]** પક્ષી; પક્ષ્મી.

**ખગપતિ, પુ૦ [સં૦]** પક્ષીનો રાજા; ગરુડ.

**ખગવાહન, [સં૦]** ગરુડ છે વાહન જેનું તે (વિષ્ણુ).

**ખગાકાર, વિ૦** ચિત્ર સરખું; અજાએબ પામી ટકટક જોયાં કરે તે.

**ખગેશ, પુ૦ [સં૦]** ગરુડ.

**ખગેંદ્ર, પુ૦** ગરુડ.

**ખગોળ, ન૦ [સં૦ ખગોલ]** આકાશ. ૨ આકાશ સમ્બન્ધી જ્ઞાન આપવા સારુ જે ગોળો તે.

**ખગોળવિદ્યા, સ્રી૦** નક્ષત્ર ગ્રહ ઇ૦ સમ્બન્ધી જે શાસ્ત્ર તે; જ્યોતિષ શાસ્ત્ર. [જ્યોતિષી.

**ખગોળવેત્તા, પુ૦ [સં૦]** ખગોળવિદ્યા જાણનારો;

**ખગ્ગા,** આકાશ.

**ખગ્રાસ, પુ૦ [સં૦]** સૂર્ય ચન્દ્રને ઘરણ થયાથી આકાશનો જેટલો ભાગ ઢંકાયલો રે તે. ૨ ગ્રહણમાં બિમ્બ જેટલું ઘેરાયલું હોય તેટલું તે.

**ખઙ્કેરોટવું, ક્રિ૦ સ૦** ચોપડવું—જરા જરા ચોપડવું (રોટલી—રોટલાપર ઘી).

**ખઙ્કોળાવવું, ખખળાવવું.** (૨ જા અર્થમાં).

**ખઙ્ખાર, ખઙ્ખારો.**

**ખઙ્ખારવું, ક્રિ૦ અ૦** ગળું સાફ કરવા સારુ અથવા કોઈને ચેતવવા સારુ ગળામાંથી ઘસાતો સાદ કાડવો. ૨ ઘોડો મોડાંમાંથી અવાજ કાડે તે.

**ખઙ્ખારો, પુ૦** ગળાંમાંથી ઘસાતો સાદ કાડવો તે. ૨ ઘોડાનું બોલવું તે.—જનાવરોમાં ઘોડાને જ એ શબ્દ લગાડવામાં આવે છે.

**ખઙ્ખેરવું, ક્રિ૦ સ૦** લુગડાં જેવી એકાદી વસ્તુ સાથે વળગી રયલા જે કચરો તણખલાં વગેરે તેને કાડી દૂર કરવા સારુ તે વસ્તુને બીજી કોઈ સાથે અફાળવી અથવા બીજી કોઈ વસ્તુની મદદે ખૂબ જોરમાં હલાવવી; ઝાપટવું. ૨ ઠપકો દેવો; ધમકાવવું; ઉધડું લેવું. ૩ માર મારીને હલકું કરવું—,,ખઙ્ખેરી નાંખવું."

**ખઙ્ખોદ, સ્ત્રી૦** કોઈની પછવાડે લાગી તેના દોષ શોધવા તે; ખણખોદ.
**ખઙ્ખોરવું, ક્રિ૦ સ૦** વેરી નાખવું; ગમે તાનું ગમે તાં કરી મેલવું. ૨ નખેવતી ખોતરવું—ઘસવું.
**ખઙ્ખોળવું, ક્રિ૦ સ૦** ખોળતાં ગોઠવેલું હોય તેમાં ફેરફાર કરી નાખવો; ચુંથી નાખવું; વિખેરી નાખવું. 'પેટીનાં ખાનાં ખઙ્ખોલીશમા.' ૨ ખોળવું; શોધવું. ૩ બહુ પાણીથી ધોવું—નવાડવું.
**ખઙ્ખોળાં, ન૦** ખઙ્ખોળવું તે. [ ફ્રોળા; ફાંફાં.
**ખઙ્ખોળા, પુ૦** ખઙ્ખોળવું—શોધવું તે; ખોળ ખ-
**ખઙ્ખોળિયાં,** ખૂબ પાણીથી નવાડ્યાં. ૩-૪ વરસના બાળકને નવાડતાં તેની મા એ શબ્દ બોલે છે. "ખઙ્ખોળિયાં, મામાના મોળિયાં"—મોળિયું—પાઘડી.
**ખઙ્ગ, પુ૦** વેર લેવું તે; દાવ—ખાર લેવો તે.—'ખઙ્ગ લેવો—વાળવો.' ૨ બદલો. ૩ ખન્ત; ખાન્ત. ૪ આકાશમાં ઉડનારું એક પક્ષી.
**ખઙ્ગ, વિ૦ લૂલો.**
**ખચરું, ન૦** જુવાન કારીનું મરણ. 'લુગડાં કાઢીને બાર આવો, નાતમાં ખચરું થયું છે.'
**ખચરું, વિ૦** ( ખચ્ચર જેવું ) બુઠું; ઘરડું (માણસ પશુ). ૨ બુઢું દેખાતું; ઊંચું પાતળું લોહી વનાનું નિર્બળ.
**ખચાખચી, સ્ત્રી૦** ભીડ; સઙ્કડાઈને રેવું તે; સઙ્કોચ હોવો તે.
**ખચિત, અ૦** ખરેખર; નક્કી; વિશ્વાસે; ખામુખાં.
**ખચિતાઈ, સ્ત્રી૦** નક્કીપણું.
**ખચુક્ ખચુક્, અ૦** ઘોડાં બળદ વગેરેનું હિલ્લાખાતું—થોડું થોડું કુદતાં કુદતાં ચાલવું.
**ખચોખચ, ખિચોખિચ.**
**ખચ્ચર, ન૦ [ફા૦]** ઘોડી અને ગધેડાથી અથવા ગધેડી અને ઘોડાથી પેદા થયલું અને કંઈ કંઈ બન્નેનું ડાળ રાખતું એવું જે ચોપગું તે; છેક હલકું ઘોડું. ૨ જુદી જુદી જાતના જનાવરોથી પેદા થયલું જે પશુ તે.
**ખજવાળ, સ્ત્રી૦ પુ૦ ખઙ્જવાળ.**
**ખજવાળવું, ખઙ્જવાળવું.**
**ખજાનચી, પુ૦ [આ૦]** જેના હાથમાં નાણું આપવા લેવાનો અખત્યાર હોય તે; કીલીદાર; જામદાર; તિજોરર.
**ખજાનો—જીનો, પુ૦ [ફા૦]** નાણું મેલવાની—ભરી રાખવાની જે જગો તે; જામદારખાનું; ગલ્લો. ૨ દોલત; દલ્લો; ગરથ; એક ઠેકાણે રાખી મુકેલું નાણું. ૩ અણ્ડ ગોળી; ધાતુ—વીર્યના જમાવનું ઠેકાણું.
**ખજુર, ન૦ [સં૦ ખર્જ્જૂર]** એક જાતની ખજુરીનું ફળ—એક જાતનો લીલો મેવો.
**ખજુરી, સ્ત્રી૦** એક જાતનું ઝાડ—એનાં છટિયાંની ( પાતરાંની ) સાદડી, સાવરણી બને છે. ખજુરીમાંથી તાડી પેદા થાય છે. ૨ જુવાર બાજરીના કણસાંમાંથી જે ઝેણ ઉડે છે તે. ૩ ચૂંટ; ખુજળી.
**ખજુરું,** ખજુરી (અનેક વચન **ખજુરાં** ). ખજુરીનાં જે ફળ ( ખજુરની જાતથી જુદાં ) તે પણ ખજુરાં કેવાય છે. [ ૨ લજવાવું.
**ખઙ્ગાવું, ક્રિ૦ અ૦** આચકો ખાવો; અચકાવું; અટકવું.
**ખઙ્જન, ન૦ [સં૦]** એક જાતનું પક્ષી—એની પુંછડી જે એના જેટલી લાંબી અને ઉભી હોય છે તે વારે વારે હિલ્યાં જ કરે છે;
**ખઙ્જનલોચના, સ્ત્રી૦** ખઙ્જનના જેવી ચપળ આંખોવાળી. 'જલધર અઙ્જનલોચને વિરાજ્યો.' દીવાળીનો ઘોલ્લો. ૨ હસતાં હસતાં ગાલમાં જે ખાડા પડે તે.
**ખઙ્જર, ન૦ [આ૦]** એક જાતનું હથિયાર; જમૈયો.
**ખઙ્જરી, સ્ત્રી૦** લાકડાંનાં કાઠાંપર ચામડું મડાવેલું અને ઘુઘરી બાંધેલી એવું ગાતીવેળા વગાડવાનું વાદ્ય; નાનો ડફ.
**ખઙ્જરીટ,** ખઙ્જન પક્ષી.
**ખઙ્જવાળ પુ૦—સ્ત્રી૦** એક રોગ જેથી નખે કરીને ચામડી ધવડવાની ઇચ્છા થાય તે.—૨ નખે કરીને ચામડી ધવડવી તે. [ ઠોલવી.
**ખઙ્જવાળવું, ક્રિ૦ અ૦** નખે કરીને ચામડી ધવડવી—
**ખઞ્જોળવું,** ખઙ્જવાળવું; ખણવું; વલુરવું; પંપાળવું.
**ખટ, વિ૦ [સં૦ ષટ્ ]** છ; ૬. [ ખળ.
**ખટ, પુ૦** એ નામનો સવારે ગાવાનો એક રાગ. ૨
**ખટક, સ્ત્રી૦** રઈ રઈને કાંકરીની પેઠે ખુંચ્યાં કરવું તે.—આંખમાં ખટકખટક થાય છે. ૨ ચાનક; ખન્ત.
**ખટકરમ, ન૦ [સં૦ ષટ્કર્મ]** બ્રાહ્મણે કરવાનાં ધર્મ સમ્બન્ધી છ કર્મો.—**યજન યાજન** ( પૂજન હોમ વગેરે કરવાં ને કરાવવાં ). **અધ્યયન અધ્યાપન** (વેદશાસ્ત્ર ભણવાં ને ભણાવવાં ). **દાન પ્રતિગ્રહ** (દાન કરવાં ને લેવાં). ૨ ધર્મ સમ્બન્ધી કરવાનાં નિત્ય કર્મ.
**ખટકવું, ક્રિ૦ અ૦** કાંકરીની પડે ખુંચવું ( આંખમાં, દીલમાં વગેરે); ખખરવું.
**ખટકો, પુ૦** અફળાયા વગેરેથી અવાજ થઈને ઝટ રઈ જવો તે. ૨ આંખમાં દુઃખ થવું તે. ૩ અડચણ; નડતર. ૪ વેહેમ; શક; ખતરો. ૫ ચાનક; ખન્ત.
**ખટખટ, સ્ત્રી૦** સામસાંમે અથડાતો અવાજ. ૨ હરકત; નડતર.
**ખટચક, ન૦ [સં૦ ષટ્ચક્ર]** (યોગ માર્ગમાં) યોગીઓએ શરીરની અન્દર જે છ ચક્ર—ચિહ્ન કલ્પ્યાં છે તે.—એ ઉપરથી સધાતો એક જાતનો યોગ પણ.—૧

આધારચક્ર (ગુદા—ગાંડ; ગણપતિ દેવતા). ૨ લિઙ્ગચક્ર (લિઙ્ગ; બ્રહ્મા દેવતા). ૩ નાભિચક્ર—મણિપૂરચક્ર (નાભિ—દૂંટી; વિષ્ણુ દેવતા). હૃદયચક્ર—અનાહતચક્ર (હૃદય—છાતી; રુદ્ર દેવતા). ૫ કંઠચક્ર—વિશુદ્ધચક્ર (ગળું; જીવ દેવતા). ૬ મૂર્દ્ધચક્ર (માથાની ખોપરી; ગુરુ દેવતા).

**ખટદરશન, ન૦** [સં૦ ષડ્દર્શન] ખટશાસ્ત્ર. ૨ જોગી, જઙ્ગમ, ફકીર, સંન્યાસી, જૈન અને બ્રાહ્મણ એ છ.

**ખટપટ, સ્ત્રી૦** ગૂંચવણ; જઞ્જાળ. ૨ હલામણ; મુશકેલી; મેહેનત. ૩ કાવતરું; કપટ. ૪ અણબનાવ; બગાડ; તકરાર; કજિઓ. ૫ રાજદરબારી કામમાં જે યુક્તિ પ્રયુક્તિ (ભાષણ લખાણમાં) તે.

**ખટપટવું,** ખટપટ કરવી. ૨ જોશમાં વધવું. 'ખટપટને ખટપટવા દે, તું અળગો આવી પ્રીછી લે; જંગી ઢોલ ઘણા ગડગડે, ત્યાં ઝીણી વાત કાને નવ પડે' (અખો).

**ખટપટિયું, વિ૦** ખટપટવાળું (કામ).

**ખટપટિયો—ટી, પુ૦** માથાફોડ કરનાર. ૨ કાવતરાંખોર. ૩ રાજદરબારી કામ સમ્બન્ધી ખટપટ કરનારો.

**ખટપદ, પુ૦** ભમરો.

**ખટમધુર—રું, વિ૦** સવાદમાં ખાટું અને મીઠું—ગળ્યું [ લાગે તેવું.

**ખટમલ, પુ૦** માકણ; ખાટલામાં રેનારો મલ. રાણીનો ખટમલ એટલે રાણીની હિમાએતવાળો પુરુષ. નવલશા હિરજી, રાણીનો સાળો, રાણીનો ખટમલ, એ શબ્દો હલકા લોકો વાંકામાં વાપરે છે.

**ખટમાસી, વિ૦** છ માસ—મહિનાનું; છ મહિને થતું; છ મહિના રેતું.

**ખટમિઠું, વિ૦** ખાટો ને મીઠો એકઠો એવા સવાદનું.

**ખટરસ, પુ૦ [સં૦ ષડ્રસ]** છ રસ—સવાદ. ખાટો, ખારો, કડવો, કટાણો, તીખો ને મીઠો. ૨ અણબનાવ; બેબનાવ; વાંકું પડવું તે.

**ખટરાગ, પુ૦ [સં૦ ષડ્રાગ]** છ રાગ—**ભૈરવ, માલકોશ, હિંડોળ, શ્રી, કેદારો, મલ્હાર; ભૈરવ, માલકોશ, હિંડોળ, દીપક, શ્રી, મેઘ;** અથવા સઙ્ગીતરત્નાકરમાં કહ્યા પ્રમાણે,—**શ્રી, વસન્ત, ભૈરવ, પઞ્ચમ, મેઘ, બૃહનાટ.** ૨ અણબનાવ; કજિયો. ૩ જઞ્જાળ; ખટપટ; સંસાર ઉપાધિ.

**ખટરાગી, વિ૦** સંસાર—પ્રપઞ્ચ—માયામાં લપટાઈ રયલો. ૨ જઞ્જાળી; ખટપટિયો.

**ખટલું, ન૦** ખટલો.

**ખટલો, પુ૦** એકાદાં મોટાં માણસની સાથે હમ્મેશ રે તે સન્ધું. કુટુમ્બ કબીલો, ચાકર નફર, સામન સરઞ્જામ, ગાડી ઘોડા વગેરે જે તે. (એનો ખટલો મોટો છે). કુટુમ્બ; કબીલો. ૩ સરકારમાં ચાલેલો કજિયો. ૪ ખટપટિયું—ગૂંચવણનું કામ.

**ખટવું, ક્રિ૦ સ૦** ખાટવું; કમાવું; લાભ પામવો (અખામાં).

**ખટશાસ્ત્ર, ન૦ [સં૦ ષડ્શાસ્ત્ર]** છ શાસ્ત્ર—૧ **ગૌતમકૃત ન્યાય** (એમાં કાર્યરૂપ જગત્ તે ઉપરથી તત્કારણરૂપ જે ઇશ્વર તેનો શોધ છે). **કણાદકૃત ન્યાય** (એમાં પઞ્ચ મહાભૂત—તત્વો ઇત્યાદિ એ કેવું અમસતું જ છે, પરમાણું વગર બીજું કંઈજ નથી—અતિ સૂક્ષ્મ તેજ ઇશ્વિર તેજ નિત્ય વ્યાપક છે). ૩ **જૈમિનિકૃત પૂર્વમિમાંસા** (એમાં વેદના આધારથી કર્મજ સત્ય છે). ૪ **વેદવ્યાસકૃત ઉત્તરમિમાંસા અથવા વેદાંત શાસ્ત્ર** (એમાં એક બ્રહ્મ સત્ય છે ને જગત્ મિથ્યા છે). ૫ **કપિલકૃત સાઙ્ખ્ય** (અનેક તત્વોની સઙ્ખ્યા કરીને તેઓ પ્રકૃતિ થકી ઉત્પન્ન થાય છે—તે તત્વો તથા તે પ્રકૃતિ આત્માથકી ભિન્ન છે અને જેવો આત્મા નિત્ય તેવીજ પ્રકૃતિ નિત્ય—સારાંશ પ્રકૃતિ પુરુષ અનાદિ સિદ્ધ છે—જેવારથી પુરુષ તેવારથી તેની છાયા પ્રકૃતિ. માટે એઓથી જગતનાં ઉત્પત્તિ સ્થિતિલયાદિ થાય છે માટે વળી ઇશ્વિરની અવસ્યકતા શું કરવા ?). ૬ **પતઞ્જલીકૃત યોગ** (એમાં સર્વ શક્તિમાન્ સર્વજ્ઞ જે ઇશ્વિર તેની જોડે યોગ એટલે એકપણું કરવું. ઉપાસના યોગાદિક સાધને કરીને જીવનું એકપણું થવું એટલે જીવનો શિવ થાય છે. એ મતમાં સાઙ્ખ્યનો અનીશ્વરવાદ ખણ્ડીને ઇશ્વિરવાદ સિદ્ધ કર્યો છે).

**ખટાઈ, સ્ત્રી૦** ખાટો રસ. ૨ ખાટાપણું.

**ખટારો, પુ૦** ભાર ભરી લાવવા લઈ જવાનું મોટું ગાડું; બીજગાલ્લું.

**ખટાવવું, ક્રિ૦ સ૦** ફાયદો કરી આપવો; કમાવી [ આપવું.

**ખટાવું, ક્રિ૦ અ૦** ખાટું થવું.

**ખટાશ—સ, સ્ત્રી૦** ખાટાપણું.

**ખટાશિયો, પુ૦** શેખીખોર તે.

**ખટુંબરું,** ખટુમ્બડું.

**ખટુમ્બડું, વિ૦** થોડુંક ખાટું.

**ખટ્ટું થઈ જવું, ક્રિ૦ અ૦** ખાટું થઇ જવું (મન); નાઉમેદી થવી.

**ખડ, ન૦** ઘાસ. ૨ લીલી ચાર. ૩ ખેતરમાં નિરૂપયોગી જે છોડવા તે; નીદાણ. ૪ ખરડ; લેપ. **વિ૦** વાપરેલું; વપરાતું.

**ખડક, પુ૦ સ્ત્રી૦** દરિયામાં અથવા જમીન ઉપર એકઠા મળી ગયલા પથરાઓનો જે જથ્થો—ટેકરો તે. ૨ ખરાબો.

**ખડકલા,** ઢગલા. 'શીળા રે કિયા ભાઇના માંડવા રે, ખાજાના વાળ્યા છે ખડકલા રે.' સ્ત્રીગીત.

**ખડકવું, ક્રિ૦ સ૦** નક્કર વસ્તુને એકપર એક એમ મુકવી; ઉપરાઉપરી ગોઠવવું—સિંચવું.

**ખડકી, સ્ત્રી૦** નાની ગલી; બે અથવા વધારે ઘરોની વચમાંની જે ગલી તે; નાની ડેલી. લાંબી ને પોળી જે ખડકી તે પોળ—પોળમાં ખડકીઓ હોય પણ ખડકીમાં પોળ ન હોય. ૨ મોલ્લો; ફળિયું.

**ખડકું, ન૦** પથરાનો નાનો કકડો.

**ખડખડ, અ૦** બે અથવા વધારે નક્કર વસ્તુ સાથે અથડાયાથી જે અવાજ થાય તે. ૨ દાંત કાઢીને સારી પેઠે મોટેથી હસતાં જે અવાજ થાય તે.

**ખડખડ, સ્ત્રી૦** હરકત કરતી વસ્તુ; નડતર. ૨ ખડ ખડ એવો અવાજ થવો તે.

—'ખડખડ જોગ'—પાંચમ, લડાઇ; કજીઓ; કંકાશ.

**ખડખડવું, ક્રિ૦ અ૦** ખખડવું.

**ખડખડાટ,** ખડખડ.

**ખડખડિયાં, ન૦** સુકવીને તળેલી પુરી (દિવાળીમાં).

**ખડખડિયું, ન૦** ખડખડ અવાજ કરતી વસ્તુ. ૨ ભાર ભરવાનું ગાડું. ૩ ખડખડિયાનું એક વચન. ૪ જેમાં પાણી કે કોપરું ન હોય એવું નાળિયેર.

—'ખડખડિયુ આપવું'—કામધન્ધાથી દૂર કરવું.

**ખડગ, ન૦ [સં૦ ખડ્ગ]** સમશેર; તરવાર. ૨ ગેંડાનું સિંગડું. ૩ યજ્ઞનું શસ્ત્ર. ૪ બૌધ મતનો સાધુ.

**ખડગ,** ખડક.

**ખડગપાત્ર, ન૦** ગેંડાનાં સિંગડાંનું બનાવેલું વાસણ.

**ખડક્, અ૦** એવો થતો અવાજ દેખાડે છે. ૨ સિધા ને સિધા ઉભા રેવું.

**ખડતલ-ળ, વિ૦** માર—દુ:ખ ખમી શકે તેવું ઘડાયલું જબરું (માણુસ). ૨ હલકું; પાજી; પિત્તળ (માણુસ). તરણાને તોલે હોય તેવું; તુચ્છ (કામ વસ્તુ).

**ખડતાલ, સ્ત્રી૦** લાત; પાટુ. ૨ એક જાતનું વાદિત્ર.

**ખડદાં, ન૦** ખડબાં.

**ખડધાન, ન૦** વાવ્યા વગર પોતીકી મેળે ઉગી નિકળતું જે અનાજ તે—સામો, નમાર વગેરે.

**ખડધામણી, સ્ત્રી૦** એક જાતનું ઝાડ.

**ખડધાયલું-યું, વિ૦** ચાઠાં, ખુજળી વગેરેથી ખરાબ થયલાં શરીરવાળું (જનાવર) ૨ મેલ, અઘરાળા વગેરેથી ગન્દુ થઈ ગયલું (માણુસ). 'શરીર ખડધાયું કર્યું છે તે નાઇ આવ.'

**ખડધાલ, વિ૦** ખવાઈ ગયલું; ઘસાઈ ગયલું.

**ખડપવું, ક્રિ૦ સ૦** જમીન—ભોંય ઉપરનો પદારથ જેમ તેમ ઉખેડી કાડવો.

**ખડપું, ન૦** એક જાતનું હથિયાર, જેવડે નિંદાણ કાડે છે તે.

**ખડપો, પુ૦** સીધો ખડક—ટેકરો. ૨ ખરપો.

**ખડબચડું, વિ૦** સપાટી એક સરખી—સાફ લીસી નહિ પણ ખાડા ખબચા કાંગરા હોય તેવું.

**ખડબડવું,** ખળભળવું.

**ખડબડાટ, પુ૦** અવાજ; ગોંધાટ. ૨ તોફાન.

**ખડબાં-બું, ન૦** ચિકણા પ્રવાહી પદાર્થના ઠરી—બન્ધાઈ ગયલા જાડા પોપડા—લોહી, દૂધ, દહીં, આંબરસ વગેરેના.

**ખડબુચ-ચું, ન૦** વેલે થતું એક જાતનું ગોળ ફળ—એ શાક દાખલ તથા પાકું હોય તો રાંધ્યા વગર એમનું એમ ખાંડ સાથે ખાધામાં આવે છે.

**ખડભડ, સ્ત્રી૦** એવો થતો અવાજ. ૨ ગરબડ. ૩ કજિયો; બોલાચાલી.

**ખડભડવું, ક્રિ૦ અ૦** ખડખડાટ થવો. ૨ અવાજ સાથે ઉથલપાથલ થવું. ૩ બે જણ વચ્ચે કજિયો થવો.

**ખડભડાટ, પુ૦** ખડભડ.

**ખડબ્રામી, સ્ત્રી૦** એક જાતનો વેલો—ઓસડમાં કામ આવે છે.

**ખડવું ક્રિ૦ સ૦** કોઈ ઢીલી પ્રવાહી ચીજને બીજી કોઈ નક્કર ચીજ ઉપર લગાડવી—ચોપડવી. ૨ ખરાબ કરવું; ડાઘ લગાડવો. ૩ કોઈની આબરુને ધોકો લગાડવો; આળ મુકવું; બટ્ટામાં આણવું. ૪ નઠારાં કામમાં સામેલ કરવું—રાખવું.

**ખડવું, ક્રિ૦ અ૦** હાથ પગ વગેરે શરીરના અવયવનું ઉતરી જવું. ૨ પડવું. ૩ ઉપટી જવું (રંગનું).

**ખડસલ, પુ૦** ઘરનો પાયો.

**ખડસલિયું,** ખડસલું.

**ખડસલિયો,** નેતરનો ગુંથેલો (કણ્ડિયો વગેરે) થાય છે તે.

**ખડા, સ્ત્રી૦** પાવડી.

**ખડાઉતાર, વિ૦** દેખાડવી કે તાબડતોબ નાણાં મળે એવી તરતની—વગર મુદતની (હુંડી).

**ખડાઉપાડ, વિ૦** બરોબર ખડા ભિડાય અને સપાટાબન્ધ પગ ઉપડે, એવો દેખાવડો પગે પેરવાનો (જોડો).

**ખડાખડ, અ૦** જોરમાં ખડખડ અવાજ થાય તેમ.

**ખડાખાસ્ટુ,** જ્યોતિશમાં વર અથવા કન્યાની પરસ્પરની રાશિ છટ્ટે ને આઠે હોય તે. ૨ અણબનાવ.

**ખડિયાખડખડ, સ્ત્રી૦** સમૂળો નાશ; તળિયાઝાટક. ૨ ભાંગી તુટી ગયલી હાલત (ઘર કિલ્લા વગેરેની). ૩ મોટી આફત; મોટું નુકસાન (એ શબ્દ વિશેષણ દાખલ પણ વપરાય છે).

**ખડિયું, ન૦** ચોમાસામાં કેટલાક દિવસ સુધી વરસાદ ન પડવાથી જે સખત તાપ પડે છે તે. ૨ દુકાળ. ૩ ચિત્તો વાઘ. ૪ સુકાયાથી તડો પડી ગયલી એવી ખુંચતી જે જમીન તે. ૫ જોબન અવસ્થાની ભેંસ.

**ખડિયો, પુ૦** સાહી વગેરે ભરી રાખવાનું પકાવેલી મટોડીનું, બીલોરી કાચનું અથવા બીજી કોઇ ધાતુનું જે ઠામ તે. ૨ ઘણાં પડવાળો ઝોળો (બ્રાહ્મણ વગેરે

ભીખ માંગી ભરવાને રાખે છે તે). ૩ સવારનાં વાસણ ભાતું વગેરે રાખવાનો કોથળો જે ઘોડા ઉપર નાખેલો હોય તે. ૪ ખલતો; વાટવો.

—'ખડિયા ભરવા'—લઈ જવાય એવો સામન લઈ એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવું; ઉચાળા ભરવા; જતા રેવું.

**ખડિયોખાર,** પુ૦ એક જાતનો ખાર; ટકણખાર.

**ખડી, સ્ત્રી૦ [સં૦ ખટિકા]** સફેત-ઉજળી મટોડી. ૨ પથ્થરના નાના નાના કકડા (રસ્તે નાખવામાં આવે છે તે). ૩ વગર વિયાયલી ભેંસ.

**ખડું, વિ૦ [હિં૦]** ઊભું; ટટાર. ૨ ઘણીવાર રે તેવું દેખું; ઠિકરું; રોડુ.

**ખડેધાટ, વિ૦** ભઠ્ઠીમાં ઘાલ્યા વગર એમના એમ પથરા ઉપર ઝીક મારી સાબુ ઘાલી ધોયલાં (કપડાં). ૨ તૈયાર; તૈયારીપર આવેલું. ૩ ધોયલાં કપડાં પેરીને દેખાવડો—ઇશકી બનેલો (પુરુષ).

**ખડેચોક, અ૦** ખુલ્લાં મેદાનમાં; ઘણા લોક એકઠા મળ્યા હોય ત્યાં.

**ખડેજોડે, અ૦** જોડાનો ખડો કાડયો ન હોય તેમ.

**ખડેલું, વિ૦** ધા૦ પડેલું.

**ખડેલું, ન૦** નાની ભેંસ.

**ખડો, પુ૦** એડીને લગતો જોડાનો જે પાછલો ઊંચો ભાગ તે. અનેકવચન ખડા. ૨ કુકડાં ખબુતરને રેવાની જગો.

**ખડ્ગ, ન૦ [સં૦]** તલવાર. ૨ ગેણ્ડો. ૩ ગેણ્ડાનું શિંગડું.

**ખડ્ડાવું, ખરડાવું.**

**ખડ્ડો, ખરડો.**

**ખણ, પુ૦ [સં૦ ક્ષણ]** ચાર મિનિટ. ૨ પળ; જુજ—જરા વખત. ૩ [સં૦ ખણ્ડ] ટેબલ—કબાટનું ખાનું.

**ખણકો, પુ૦** ખણ એમ થઈ રઈ જતો અવાજ.

**ખણખણ, અ૦** એવો થતો અવાજ દેખાડે છે. (ધાતુની ઘુઘરમાળ વગેરેનો).

**ખણખણવું, ક્રિ૦ અ૦** ખણખણ એવો અવાજ થવો.

**ખણખણાટ, પુ૦** ખણખણ થતો અવાજ.

**ખણખોજ-ત-દ, સ્ત્રી૦** ખોડ—ભૂલ કાડયાં કરવાની મતલબથી કોઈની ચાલચલણ—કોઈનાં કામ ઊપર ખન્ત રાખી જોયાં કરવું તે. ૨ ખન્તથી કોઈના દોષ કાડયાં કરવા તે; નિન્દા કર્યાં કરવી તે.

**ખણખોતર, સ્ત્રી૦** ખાંખાંખોળા.

**ખણણણ, પુ૦** તાંબા પિત્તળ વગેરે ધાતુમાંથી નીકળતો અવાજ તે.

**ખણવું, ક્રિ૦ સ૦** ખોદવું; ખોતરવું. 'ખણે તે પડે.' ૨ ખજ્વાળવું.

**ખણિક, [ક્ષણિક].**

**ખણુખણ, અ૦** ક્ષણે ક્ષણે; પળે પળે.

**ખણમાત્ર, અ૦** ક્ષણમાત્ર; પળભર. ૨ થોડીવાર પણ.

**ખણ્ડ, પુ૦ [સં૦ ખણ્ડ્—**ભાગવું; ફોડવું] ભાગ; કકડો. ૨ પ્રકરણ; બાબ. ૩ એક ચોળી—કાંચળી થાય તેટલું મોડિયાં-ળિયા સાથે વણાયલું જે કપડું તે. ૪ ટેબલ કબાટ વગેરેનું ખાનું. ૫ ઘરના ભાગમાંનો અક્કેકો ઓરડો. ૬ પૃથ્વીના મોટા ભાગ કેવાય છે તેમાંનો અક્કેકો (એશિયા, યૂરપ વગેરે). અક્કેકા ખણ્ડમાં ઘણા દેશ હોય છે. ૭ પૃથ્વીના (જમ્બૂ દ્વીપના) નવ મોટા ભાગ તેમાંનો અક્કેકો (ઇલાવૃત ભદ્રાશ્વ આદિ લઇ). (ક૦ કો૦ પૃ૦ ૩૧૪ મું જોવું).

**ખણ્ડણી, સ્ત્રી૦** પોતાની તાબેગીરી દેખડાવવાને—સંકટસમયે સહાય મળવા માટે એક રાજાએ અથવા એક પ્રજાએ દર વર્ષે જે દ્રવ્ય અથવા દેશની વસુલ-પેદાશમાંથી જે હિસ્સો બીજા રાજાને આપ્યાં કરવો તે; ચોથાઈ વગેરે. ૨ હિસ્સો; ભાગ. ખણ્ડણી લેવી—આપવી—ભરવી.

**ખણ્ડન, ન૦ [સં૦]** ભાંગી—તોડી—રદ પાડવું તે.—માન ખણ્ડન, વાદ ખણ્ડન વગેરે.

**ખણ્ડવું, ક્રિ૦ સ૦ ખણ્ડી લેવું.**

**ખણ્ડાવવું, ક્રિ૦ સ૦ પ્ર૦** કોઈ ખાંડે તેમ કરવું.

**ખણ્ડાવું, ક્રિ૦ અ૦** વસ્તુને ખાંડેથી તેનો ભૂકો થવો—તેનાં છાલાં જુદાં પડવાં ઈ૦.

**ખણ્ડિત, વિ૦ ધા૦** ભાગેલું; તુટેલું; ખાંડુ થયલું.

**ખણ્ડિતા, સ્ત્રી૦ (કાવ્યશાસ્ત્રમાં)** અષ્ટ નાયિકામાંની એક-પોતાનો પ્રીતમ બીજી પાસે જઈ આવેલો જોઈને જે સ્ત્રી મનમાં બળી જાય તે; પ્રીતમના શરીર ઉપર ચિહ્ન જોઈને પોતે તેને આવકાર દેતી નથી, રીસાઈને મૂંગી રેછે અને કદાપિ બોલે છે તો વાંકામાં બોલે છે એવી માનભઙ્ગ થયલી સ્ત્રી.

**ખણ્ડિયર-યેર, ન૦** અમલો તોડી પાડયા પછી અથવા બળી ગયા પછી રયલી જે ખુલ્લી ભાંય તે. ૨ ભાંગેલી તુટેલી ઇમારત; પડી ગયલાં ઘરનું ખોખું.

**ખણ્ડિયા, વિ૦** ખણ્ડણી ભરનાર—આપનાર (રાજા). એકવચન **ખણ્ડિયો.**

**ખણ્ડી, વિ૦** રેવાસી. વનખણ્ડી—વનમાં વસનાર.

**ખણ્ડી આપવું, ક્રિ૦ સ૦** જથાબન્ધ માલ ઓછી કિમતે આપવો. ૨ દેવાને પેટે ઓછી કિમ્મતની જનસ આપી પતાવવું.

**ખણ્ડી રાખવું, ક્રિ૦ સ૦** જથાબન્ધ માલ મુદલ ભાવે અથવા કોઈ ભાવ ઠેરવીને જોયા જોખ્યા વગર સામટો ખરીદ કરી રાખવો. ૨ માગતાંને પેટે થોડીક ઓછી કિમતની જનસ લઈને હિસાબ પતાવવો.

**ખણ્ડીલેવું, ખણ્ડી રાખવું.**

**ખણ્ડીવાળવું, ક્રિ૦ સ૦** ખણ્ડી આપવું.
**ખણ્ડેર, ન૦** ખણ્ડિયર.
**ખત, ન૦ [આ૦]** લેખ; દસ્તાવેજ; ચિઠ્ઠી—વેચાણખત, ગીરોખત, કરજખત, ઘરનું ખત વગેરે.
—'ખત ફાટવું'—પરણ્યા પહેલાં દીકરીનું મરણ થવું તે. "એ તો ખત ફાટી ગયું એમાં શોક શો?"
**ખતપત્તર, ન૦** ખત ને બીજાં કાગળિયાં.
**ખતમ, સ્રી૦ [આ૦]** આખર; છેડો; હદ.
—'ખતમ કરી'—હદ કરી.
**ખટરવટ, ક્રિ૦ અ૦** પછવાડે.
—'ખતરવટ થઇને લાગવું'—કેડો લેવો. ૨ ભુલ ખોળ્યા કરવી; ખણખોચ કરવી. ૩ ચાનક રાખવી.
**ખતરી, પુ૦** ક્ષત્રીની એક ઉતરતી જાત.
**ખતરાં, ન૦** અડચણ; હરકત; ખોડ; ભૂલ; ચૂક.
**ખતરો, પુ૦ [આ૦]** વ્હેમ; શક; સન્દેહ. ૨ બિહિક; આચંકો.
—'ખતરો મટાડવો'—ઝાડે ફરવા જવું.
**ખતવણી, સ્રી૦** ખતવવું તે. ખતવણી કરવી—ખતવવું.
**ખતવવું, ક્રિ૦ સ૦** રોજમેળ તથા નોંધમાંની રકમો જેને જેને નામે—ખાતે સાથે એકઠી લખી હોય તે તેને તેને નામે—ખાતે જુદી જુદી ચડાવવી; (એકને નામે—ખાતે ઘણી હોય તે બધી સાથેજ આવી રે).
**ખતા, સ્રી૦ [આ૦]** નુકસાન થવું તે; હાનિ થવી તે; ઠોકર ખાવી તે. ૨ ચૂક; ભૂલ; ગફલત. ૩ પસ્તાવો.
—'ખતાખાવી—પામવી' એટલે નુકસાન થવું; હલ્લો આવવો. ૨ ચૂક—ગફલત કરવી. ૩ પસ્તાવો ખાવો.
**ખદખદ, અ૦** જાડા રગડા જેવા પ્રવાહિ પદાર્થનો ઉકળતાં જે ધ્વનિ થાય તે.
**ખદખદવું, ક્રિ૦ અ૦** ગરમી લાગેથી ઉપરતળે થવું; ઉકળવું.
**ખદડવું, ક્રિ૦ સ૦** દોડાવવું; તગેડવું; નસાડવું;. ૨ બહુ મેહેનત આપવી.
**ખદડુક ખદડુક, અ૦** ઘોડાની એક જાતની દોડ અથવા તેથી થતો અવાજ.
**ખદબદ, અ૦** ખદખદ. ૨ કીડાઓનું ઉભરાવું તે.
**ખદબદવું, ક્રિ૦ અ૦** ઢીલી ગન્દી અથવા કોઈ ગયલી ચીજમાં જીવડા પડી આવવા—ઉભરાવા.
**ખદબદિયું,** ઘરેણું.
**ખદવું, ક્રિ૦ અ૦** ચાલવું; આગળ વધવું. "અનુભવી આગળ વાદજ વદે, ઊંટ આગળ જેમ પાળો ખદે; ઊંટતણાં આધાં મેલાણ, પાળાના તો છંડે પ્રાણ" (અખો).
**ખદેડવું,** ખદડવું.
**ખદ્યોત, પુ૦ [સં૦]** પતઙ્ગિયો. ૨ આગિયો. ૩ તારો. ૪ સૂરજ. ૫ કીડો.
**ખદ્યોતન, પુ૦** સૂર્ય; રવિ.
**ખનિ-ની, સ્રી૦ [સં૦ ખાન-ખોદવું]** ખાણ.
**ખનીજ, વિ૦ ધા૦ [સં૦]** ખાણમાંથી નિકળેલું; જમીનમાંથી ખોદી કાઢેલું.
**ખન્ત, સ્રી૦** પછવાડે લાગુ રેવું તે. ૨ કાળજી; ચાનક. ૩ છીત; ચીડ; કણ્ટાળો.
—'ખન્તે પડવું'—કાયર કરવું; સન્તાપવું; કનડવું. ૨ કોઈ કામ પાછળ આગ્રહપૂર્વક મણ્ડવું.
**ખન્તી-લું, વિ૦** પછવાડે લાગુ રેનાર. ૨ કાળજી રાખનાર.
**ખન્તેપડવું, ક્રિ૦ સ૦** પછવાડે લાગવું; કેડો લેવો. ૨ ચાનક રાખવી. ૩ ભુલ ખોળ્યાં કરવી; ખણખોજ કરવી.
**ખન્ધાઈ, સ્રી૦** લુચ્ચાઈ; દોઢાઈ; અપ્રમાણિકપણું; ઠગબાજી. ૨ લાડ, પ્યાર, મશ્કરીમાં પણ એ શબ્દ વપરાય છે.
**ખન્ધું, વિ૦** ખન્ધાઈ કરનાર.
**ખપ, પુ૦** માલ વગેરેનું બજારમાં વેચાઈ જવું તે; બજારમાં માગણી થવી તે. ૨ વપરાવું તે; ખરચાવું તે; વાવર. ૩ કામ; ઉપયોગ. ૪ અગત્ય; જરૂર. ૫ તજ્વી; ખોટ. **સ્રી૦ ખેપ;** ખાંત. 'ખપ કરી બોલજો'.
—'ખપતું'—કામનું.
—'ખપ લાગવું'—કામ લાગવું; ઉપયોગમાં આવવું,
**ખપજોગું, વિ૦** ખપ હોય તેટલું.
**ખપત, સ્રી૦** ખપ (૧ લા ને ૨ જા અર્થમાં).
**ખપતું, વિ૦** બજારમાં માગણી થતી હોય તેટલું. ૨ કામમાં આવે તેટલું; જોઈતું. ૩ કામ—ઉપયોગમાં આવી શકે તેવું—બ્રાહ્મણને વાણિયાનું રાંધેલું ખપતું નથી.
**ખપરેલ, વિ૦** છાપરે નળિયાં ગોઠવ્યાં હોય તેવું.
**ખપલો,** પોપડો.
**ખપવું, ક્રિ૦ અ૦** વેચાવું—ઈ જવું. ૨ વવરાવું; ખરચાઈ જવું. ૩ ગણાવું; કિંમત થવી (નઠારી સોબતથી તે સારો છતાં લુચ્ચામાં ખપશે). ૪ કામમાં આવી શકે તેવું—ઘટતું થવું—હોવું. (બ્રાહ્મણને બજારના સેવ મમરા ખપે નહિ). ૫ વસ્તુ જોઈયે—ઇચ્છવી—માંગવી (તને બરફી ખપે? એટલે તને બરફી જોઈએ છે? પશ્ચિમના લોકો બોલે છે). ૬ ટળવું.
—'ખપી જવું'—લડાઇમાં મરણ પામવું; ભોગ થઇ પડવો; નાશ પામવું.
**ખપાખપે, પુ૦** જેમ જેમ ખપે તેમ.
**ખપાટ, પુ૦** લાકડાંનો વેરેલો ચીરો; ફાડ.

**ખપાટિયું, ન૦** વાંસની મોટી ચીપ—ફાડ; ખુંપરા સરોડાંની ચીપ.

**ખપાડવું-વવું, ક્રિ૦ સ૦** ખપે તેમ કરવું (ત્રણ અર્થમાં).

**ખપીજવું, ખપવું** (૧ લા ને ૨ જા અર્થમાં).

**ખપૂવ, ન૦** એક જાતનું પોળા પાનાવાળું હથિયાર.

**ખપુવો, પુ૦** એક શસ્ત્ર. ખપુવા ખઞ્જર કેવાય છે.

**ખપેડી, સ્રી૦** ઉગતી જુવાર ઘઉં વગેરેને નુકસાન કરનારું એક જાતનું જીવડું. ૨ નાકની અન્દર મળનો બાઝેલો જે પોપડો તે; ગુંગો—ગું.

**ખપેડો, પુ૦** કામડાંની જે તટ્ટી—સાદડી તે.

**ખપોટી, સ્રી૦** એક જાતની રેતી. ૨ ભિગડું.

**ખપ્પર, ન૦** (દેવીનું) ભોજનપાત્ર. ૨ અલક કરતા બાવા ઝેરી નારિયેળના હોડકાં જેવાં કાચલાંના જે ઠામમાં લોટ માગે છે તે. ૩ ઇતિરાજી; કરડી નજર—

—'દેવીના ખપ્પરમાં આવ્યો'—દેવીનો ભોગ થઈ પડયો.

—'ખપ્પરમાં લેવું'—ખાઈ જવું; કરડી ખાવું; ચૂસી લેવું. ૨ મારી નાખવા—નુકસાન કરવાના હેતુથી પોતાના કબજામાં—પોતાની દોટમાં લેવું.

**ખફા, વિ૦ [ફા૦]** ગુસ્સે હોય તે; ચીડાયલું.

**ખબડદાર, વિ૦ [આ૦ ખબર; ફા૦ દાર]** ચોકસ; સાવધ; ચારપાસ ખબર રાખતું હોય તે. ૨ ઘણી વાતની જાણ—માહિતી ધરાવનાર; હોશિયાર; કાબેલ; ભણેલું; કિસબી; વિદ્વાન; પોંચેલું.

**ખબડદારી, સ્રી૦** ચોકસી; સાવધાની; સાવચેતી. ૨ કાબેલિયત; હોશિયારી; કિસબ. ૩ સમ્ભાળ; ઉપરીપણું.

**ખબર, સ્રી૦ [આ૦]** આઘે બનેલી અજાણી હકીકતની જે જાણ તે; અજાણી વાતનું માલમ પડવું તે; સમાચાર; વર્તમાન. ૨ સન્દેશો; કેણ. ૩ ઉડતી વાત; ગપ. ૪ સહુને જાહેર કરવું તે; જાહેરખબર. ૫ નજર; સમ્ભાળ; નીધા. **વિ૦** માલમ; જાણીતું.

—'ખબર આપવી—કરવી'—સમાચાર કેવા; જણાવવું.

—'ખબર રાખવી'—જે જે હકિકત બને તે ઉપર નજર રાખવી—વાકેફ થઈ રેવું; ચોકસી—સમ્ભાળ રાખવી.

—'ખબર લેવી'—સમ્ભાળ રાખવી. ૨ કોઈ ને વિષે પુછવું; સમાચાર જાણવા. ૩ માર મારવા અથવા નુકશાન કરવાની તજવીજમાં રેવું. ૪ કોઈ માદું હોય તેને વિષે પુછવું.

—'ખબર કાડવી'—પુછપાછ કરવી; સમાચાર આણવા.

—'ખબર લાવવી'—કાંઈ નવા સમાચાર જણાવવા.

**ખબરઅન્તર, સ્રી૦** કોઈની તનદુરસ્તી સમ્બન્ધી જે જાણ તે. ૨ હરકોઈ બાબતની જે જાણ તે; વર્તમાન; સમાચાર.

**ખબરદાર, ખબડદાર.**

**ખબુતર, ન૦ [ફા૦]** એક જાતનું પક્ષી; કપોત.

**ખબુતરખાનું, ન૦ [ફા૦]** જ્યાં ખબુતરને રેવા સારુ ખાનાં કરેલાં હોય તે ઠેકાણું.

**ખબો, ખભો.**

**ખબોચિયું, ખાબોચયું.**

**ખભળવું, ક્રિ૦ અ૦** અહીં તહીં આજુબાજુએ પાસું મરડ્યાં કરવું (દુઃખથી). ૨ ડોળાવું (પેટમાં). ૩ ઓચીંતાં ગભરાવું.

**ખભળાટ, પુ૦** ખભળવું તે; ગભરામણ; ઉથલપાથલ.

**ખભો, પુ૦ [સં૦ સ્કન્ધ]** હાથનું શરીર સાથે જ્યાં સન્ધાવું થાય છે તે સાંધા ઉપરનો—બગલ ઉપરનો જે ભાગ તે; ખાંધ; કાંધ.

—'ખભાપર માથું'—જોખમ ભાર ટકાવી રાખવાની શક્તિ. ૨ હિમ્મત. "ખભાપર માથુ હોય તો આવી જા."

—'ખભા ચઢાવવો'—સંકેતમાં ના કેવી. ૨ ના પસન્દગી બતાવવી.

**ખમ, સ્રી૦** ભુજ; બાહુ; ભુજનો નીચલો ભાગ. ખમ ઠોકવી—થાબડવી (કુસ્તી પેલાં).

**ખમખમ, અ૦** ઘુઘરા—ઘુઘરીમાંથી નિકળતો અવાજ.

**ખમચાવું, ખચ્ચાવું.** ખમચવું, થોભવું, સંકોચાવું.

**ખમણ, ન૦** નાળિયેરની કાચલી—વાટીમાંથી સોરી કાડેલો કોપરાંનો જે ચૂરો તે.

**ખમણઢોકળાં, ન૦** કોપરાંની છીર વગેરે મસાલાવાળાં ચણાની વાટીદાળનાં ઢોકળાં.

**ખમણવું, ક્રિ૦ સ૦** ખમણીના ખીલાથી કોપરાંનું ખમણ કરવું.

**ખમણી, સ્રી૦** કોપરાંનું ખમણ કાડવાનું જે ઓજાર તે—લાકડાંને કાંગરીવાળો ગોળ ચપટો મોટો કાંટાવાળો ખીલો જડેલો હોય છે તે.

**ખમતખામણું, ક્રિ૦** ક્ષમા માગવી (જૈન).

**ખમતી આસામી, પુ૦ સ્રી૦** કોઈ બોજો—નુકસાન માથે આવી પડ્યાથી તે ખમી શકે તે આદમી; સદ્ધર માણસ.

**ખમવું, ક્રિ૦ સ૦ [સં૦ ક્ષમ ઉપરથી]** શરીર અથવા મનને જે દુઃખ થાય તે અથવા જે અણગમતું હોય તે સાંખવું. ૨ ધીરજથી સેવું; ગગળી ન જવું પણ હિંમતથી રેવું; ભોગવવું; વેઠવું. ૩ માથે વેઠવું; ડબાણમાં આવવું (નુકસાન ખમવું). ૪ મના ન કરતાં જોયાં કરવું; ખામોશથી જોવું; થાય તે થવા દેવું, (તે જેટલું કરે છે તે બધું હું ખમું છું).

**ખમા, સ્ત્રી૦ [સં૦ ક્ષમા]** સાંખી રેવું તે; સહન કરી જવું તે; ખામોશ; દરગુજર. ૨ માફી બખશવી તે. ૩ સબુરી; ધીરજ. ૪ રક્ષા; કંઈ દુઃખ ન થાઓ—બધી તરફથી ક્ષમા મળે એવા અર્થનું આશીષ વચન—'ભાઈ ને ખમા'.

**ખમાવવું, ક્રિ૦** માફી ક્ષમા માગવી. જૈનમાં પચુસણને બીજે દિવસે એક સ્ત્રી બીજી સ્ત્રીને ઘેર જઈ એક બીજાની હાથેલીઓ ભેગી કરી આ પ્રમાણે બોલે છે; બાર માસ, ચોવીસ પક્ષ, અડતાળીશ આદિતવાર, ત્રણસે ને સાઠ દિવસ બોલ્યું ચાલ્યું માફ કરજો, એમ બોલી નાના મોટાને પગે પડે છે.

**ખમાસણું,** જૈનોમાં બેસતે વર્ષે વહુ સાસુની ક્ષમા માગી જે ભેટ આપે છે તે.

**ખમાચ-ચી, પુ૦** રાતે ગાવાનો એક રાગ.

**ખમીર, ન૦ [આ૦]** તાડી વગેરે ફીણવાળા જે ખાટા પદાર્થથી ઢીલો આટો ચડીને હલકો થાય છે તે. ૨ આદત; ટેવ; સહવાસ; જેરવવાની શક્તિ. ૩ જોસ—રસો. **વિ૦** જેરવી શકે તે; અભ્યાસવાળું.

**ખમ્પાલી-ળી, સ્ત્રી૦** ખેડુતનું એક ઓજાર; પજેટી.

**ખમ્બ-મ્ભ, [સં૦ સ્તમ્ભ]** થાંભલો; ખામ્બ.

**ખમ્ભાતી, વિ૦** ખમ્ભાત શેહેરનું. ખમ્ભાતી તાળાં એટલે જલદી ન ઉઘડી શકે તેવાં જબરાં લઠ તાળાં.

—'ખમ્ભાતી તાળાં દેવાવાં'—નિર્વંશ જવો.

**ખય, ક્ષય.**

**ખર, પુ૦ [સં૦]** ગધેડો.

**ખરખડિયાં, ખડખડિયાં.**

**ખરખર, અ૦** એવો થતો અવાજ દેખાડે છે—કપ્પા, કપ્પી, ગાડી વગેરેનો. ૨ દોડ દેખડાવે છે—ખરખર આંસુ ચાલ્યાં જાય છે;—તે બોલ્યા વગર ખરખર ચાલ્યો ગયો.

**ખરખરવું,** ખખરવું. ૨ જીર્ણ થવું; ઘસાઈ જવું; ડડળી જવું.

**ખરખરી, ખખરી.**

**ખરખરો, ખખરો.** ઉદાસી; દલગીરી. ૨ શકુ; અન્દેશો.

—'ખરખરે જવું'—મરી ગયલાંને રડવા જવું.

—'ખરખરો કરવા જવું'—શોક કરવા જવું; રડવા જવું.

**ખરચ, પુ૦ [ફા૦]** કોઈ કામને સારુ નાણાંનું વપરાઈ જવું તે. ૨ કોઈ કામને અર્થે વખત, મેહેનત વગેરેનું જે ગુજરવું તે. 'તે કામમાં મેં મારી મેહેનત અને મારા વખતનો ઘણો જ ખરચ કર્યો છે'. ૩ નાણાંની મોટી રકમ વાપરવાનો જે સારો નરસો અવસર તે.—જનોઈ, લગન, અઘરણી, તેરમું, જનમગાંઠ, છ માસી, વગેરે ઉપર જમાડવા વગેરેનો જે ખરચ તે. ખરચ કરવું—વો.

—'ખરચ પાણી'—મુવાની પાછલ તેને નિમિત્તે જે વરો—ભોજન કરાવવામાં આવે છે તે; દાડો પાણી.

**ખરચખુટણ, પુ૦** વાપરવું—વાવરવું તે; ખરચ કરવો તે.

**ખરચવું, ક્રિ૦ સ૦** ખરચ કરવો.

**ખરચાઉ-ળ-ળુ, વિ૦** ખરચ કરે તે; સારો ખરચ કરનાર; કઞ્જુસ નહિ તે. એ શબ્દ, ઉડાઉને લાગતો નથી.

**ખરચી, સ્ત્રી૦** ખરચવાને સારુ જે નાણું તે; વાવરવાની રકમ. ૨ ગુજરાનને માટે અન્ન વગેરેની સામગ્રી તે. 'ભાઈ આજની ખરચી તો છે કાલની વાત કાલે'. **વિ૦** સાધારણ; હલકું.

**ખરચીખાવું, ક્રિ૦ સ૦** નાણું વાવરી નાખવું; ઉડાવી દેવું. ૨ વટાવીને ખાવું.

**ખરચીચૂનો, પુ૦** સાધારણ કામમાં વાપરવા જોગ ચૂનો. (ઘણી સફાઈનો કળીચૂનો નહિ).

**ખરચીપાણી, ન૦** ખરચવાને નાણું—ખાવાને માટે જે ભાથું તે. ૨ હક વગર કોઈની પાસેથી તેની ખુશી જોઈને જે માંગી લેવું તે. ૩ ઉડાવી જવું; ધણીને ન આપતાં બારોબાર ખાઈ જવું તે. ખરચી પાણી કીધાં—કરાવ્યાં.

—'ખરચી પાણી ખુટવાં'—પૈસાટકા ઘટી જવા.

**ખરચુજવું, ક્રિ૦ અ૦** ઝાડે ફરવા જવું.

**ખરજ, સ્ત્રી૦** ચામડીનો એક રોગ—ચામડી ઉપર પાણીવાળી ઝીણી ઝીણી ફોલ્લીઓ થઈ આવે ને ખજવાળ ઘણો થાય તે.

**ખરજ, પુ૦ [સં૦ ષડ્જ]** ગાયનમાં જે પેલો—છેક નીચો સ્વર—સૂર તે. [કરીને પગે થાય છે.

**ખરજવું, ન૦** એક જાતનો ચામડીનો રોગ—ઘણું

**ખરડ, સ્ત્રી૦** ઓસડિયાંનો રગડો ઉનો કરી શરીરના દરદવાળા ભાગ ઉપર ચોપડવો તે; લેપ. ૨ ખેતરમાંનું ઘાસ.

**ખરડવું, ક્રિ૦ સ૦** ચોપડવું; લગાડવું. ૨ ખરાબ કરવું; બગાડવું. ૩ આબરુને નુકસાન પોંચાડવું. ૪ નઠારાં કામમાં સામેલ કરવું. **(ખરડવું)** [લાગવો.

**ખરડાવું, ક્રિ૦ અ૦** બગડવું. ૨ નઠારી સઙ્ગતથી ડાઘ

**ખરડો, પુ૦** નમુના ઘુંટવાના અક્ષરોનો કાગળ. ૨ મુસદ્દો; અસલ લખાણ (જેની નકલ થાય છે તે).

**ખરતન,** ગધેડાનું બાળક.

**ખરતું કરવું-મુકવું, ક્રિ૦ સ૦** દૂર કરવું. ૨ વહી જવા દેવું.

—'ખરતા તારા દેખાડવા'—મરણતોલ કરવું; મારી નાંખવું.

**ખરપડી, સ્ત્રી૦ ખરપી** (૧ લા અર્થમાં).

**ખરપવું, ક્રિ૦ સ૦** ખણવું; બાજુએથી ધીમે ધીમે ખોદવું; સોરી કાઢવું—(ઘા મારીને નહિ).

**ખરપી, સ્ત્રી૦** ખેતર નિંદવાનું એક ઓજાર. ૨ નાનો જે ખરપો તે.

**ખરપો, પુ૦** ચામડાં ઉખેડવાનું હાથાવાળું વાંકું મોચીનું ઓજાર. ૨ દૂધ દુધપાક વગેરે હલાવવાનું તવેથા જેવું પણ જાડું લોડાં—પિત્તળનું જે ઓજાર તે.

**ખરબચડું,** ખડબચડું.

**ખરમચિયું,** ચૂડી.

**ખરવ,** ખર્વ.

**ખરવાડ, સ્ત્રી૦** ખરાવાડ.

**ખરવું, ક્રિ૦ અ૦** વળગી રહેલી વસ્તુએ તુટી જુદું પડવું (ઝાડનાં પાતરાં—ફૂલ, નિમાળા વગેરે એ). ૨ સુકાઈને પડી જવું; કરમાઈ જવું. ૩ જતું રે'વું; દૂર થવું. (તે અહીંથી ખર્યો). ૪ તનખાની પેઠે ઊંચેથી નીચે પડી જતું રે'વું. (આકાશમાંથી તારો ખર્યો). ૫ દરદથી આંગળી વગેરેનું જુદું પડી જવું.

**ખરસલુ,** એક ઝાડ. ૨ એક ઓસડ.

**ખરસવું, ખરજવું.** ૨ એક જાતનો ખાવાનો કન્દ.

**ખરસાણી, સ્ત્રી૦** જૂજ નાના પાતરાંનું ને અન્દરથી દૂધ નિકળતું એવું એક ઝાડ; એક જાતની થુવર—ઓસડમાં કામ આવે છે. [રેલા—ડાઘા તે.

**ખરાંટા, પુ૦** વાસણ ઉપર અજિઠવાડ વગેરેના જે

**ખરાંપારખાં, ન૦** સાચાં જુઠાંની તપાસ—પરીક્ષા.

**ખરાખર, અ૦** નક્કી; ખચીત; ખામુખા.

**ખરાખરી, સ્ત્રી૦** ખરાપણું દેખાડવાનો જોસ્સો. ૨ ખરાપણું; સચ્ચાઈ. ૩ બારીક વખત; આફત; અડીવેળા.

**ખરાદ, સ્ત્રી૦** જે હથિયાર—ચરકાથકી લાકડું હાથીદાંત પિત્તળ વગેરેની ચીજો ગોળ અને સફાઈવાળી ઉતરે છે તે.

**ખરાદી, પુ૦** ખરાદ—સિંઘાડા ઉપર ઘાટ ઉતારનાર—દાંતનાં રમકડાં બનાવનાર; ખાટલાના પાયા ઈસ વગેરે કરનાર.

**ખરાપણું, ન૦** સચ્ચાઈ; વાજબીપણું.

**ખરાબ, વિ૦ [આ૦]** સારાંનું ઉલટું; ભુંડું; નઠારું; નરસું. એ શબ્દ માણસ અને ચીજોની ભિતર બારની ખોડ દેખાડે છે.

—'ખરાબ (નીતિમાં) માણસ'—કામ; નાશ કરવો; પડતી હાલતમાં આણી મુકવું.

—'ખરાબ (દિખાવમાં) ચેહેરો.

—'ખરાબ (અવગુણ કરનારી) હવા.

—'ખરાબ (નુકસાન કરે તેવો) વિચાર વગેરે.

—'ખરાબ કરવું'—બગાડવું; નઠારું કરવું; અનીતિમાન કરવું. ૨ નુકસાન કરવું; દુ:ખ દેવું, ૩ પાયમાલ કરવું;

—'ખરાબીનો ખાટલો'—ઘણીજ ખરાબી.

**ખરાબખસ્તા-ખાસ્તા, વિ૦** ઘણું જ ખરાબ; છેક નઠારું. ૨ પડતી હાલતમાં આણી રાખેલું—આવી રહેલું.

**ખરાબપોર, પુ૦** સૂર્ય આકાશમાં બરોબર મધ્યે આવે તે સમય; મધ્યાહ્ન. "ખરેબપોરે બણગું ને પોપા બાઈનું રાજ." [નાશ. ૪ દુ:ખ.

**ખરાબી, સ્ત્રી૦** બિગાડ. ૨ નુકસાન; જોખમ. ૩

**ખરાબેહાલ, વિ૦** જેના હાલ ખરાબ થઈ ગયા હોય તે; માઠી દશામાં આવેલું તે.

**ખરાબો, પુ૦** પાણીથી ઢંકાયલો ખડક. ૩ ખેડવા લાયક ન હોય તેવી પથ્થરની જમીન.

—'ખરાબે પડવું'—મિથ્યા જવું; ભાંગીતૂટી હાલતમાં આવી જવું.

**ખરાવાડ, પુ૦** ગામને પાદરે જ્યાં ખળીયો હોય તે જગો.

**ખરી, અ૦** ખરું; 'હા, ખરી' (તું જે વાત કે છે તે).

**ખરી, સ્ત્રી૦ [સં૦ક્ષુર-ખુર]** ગાય ભેંસ ઘોડા ગધેડા વગેરે વાગોલ-જનારાં પશુના પગનાં આંગળાંને ઠેકાણે જે નખ જેવું હોય છે તે.

**ખરીદ, વિ૦ ધા૦ [ફા૦]** વેચાતું લિધેલું; મૂલ—કિમત આપીને લીધેલું. ખરીદ ભાવ એટલે જે ભાવે—મૂલે વેચાતું લિધેલું હોય તે ભાવ. ખરીદ કરવું—મૂલ આપીને લેવું.

**ખરીદદાર, વિ૦** ખરીદ કરનાર. ૨ કિમ્મત કરનાર; ખૂબી જાણનાર.

**ખરીદવું, ક્રિ સ૦** વસ્તુને બદલે નાણું આપી તે લેવી; સોદો કરવો.

**ખરીદી, સ્ત્રી૦** ખરીદ કરવું તે. ૨ વેચાતું લીધેલું તે. ૩ જે ભાવે ખરીદ કરેલું તે.

**ખરીફ, સ્ત્રી૦** ચોમાસામાં વવાતાં જે ધાન્યો તે.—જુવાર બાજરી ડાંગેર મકાઈ કોદરા વગેરે. એ ચોમાસાંમાં વવાય ને શિયાળામાં ઉતરે.

**ખરું, વિ૦** સાચું; જૂઠાંનું ઉલટું; જેવું જોયું સાંભળ્યું હોય તેવું. ૨ ઘણું સેકેલું. ૩ મોડે—પાકું—તૈયાર કરેલું.

—'ખરા કરવા'—મંદવાડમાંથી સાજા થવું. ૨ સલામત રે'વું.

—'ખરું કરવું'—મોઢે પાઠ તૈયાર કરવું.

—'ખરા પરસેવાનો'—ઘણી મેહેનતથી પેદા કરેલું.

—'ખરા બપોર'—સંપૂર્ણ આબાદી—બઢતી.

**ખરું, અ૦** હા; સાચું; ઠીક; વારુ.

**ખરું, ન૦** સાચું તે. ૨ તીખું લોઢું; પોલાદ. ૩ ખળી; ખળું.

**ખરે, અ૦** સાચે; હા.
**ખરેખર-રું-ખાત, અ૦** સાચે; નક્કી; ખચિત.
**ખરેટા, પુ૦** વાસણ ઉપર પડેલા સુકાઇ ચોટેલા જે અહ્ડા અથવા જાડા પ્રવાહીના જે ડાઘા તે.
**ખરેટી, સ્ત્રી૦** ચોમાસાંમાં થોડા દાડા વરસાદ બન્ધ રહ્યાથી રસ્તાપરનો કાદવ સુકાયાથી ભોંય ફાટી ખુંચે તેવી થાય તે.
**ખરેટું, ન૦** તરત વિયાયલી ગાય ભેંસનું બે ત્રણ દાડા-સુધી નિકળતું જે જાડું દૂધ તે.
**ખરેટો, પુ૦** અધરાળો.
**ખરેડો, ખરેરો.**
**ખરેરી, સ્ત્રી૦** ચીકણો પદાર્થ કે સોપારી ખાવાથી ગળામાં ડચુરો ભરાય છે તે-એથી સ્વર ખોખરો નીકળે છે.
**ખરેરો, પુ૦** બળદ—ઘોડાનું આંગ સાફ કરવાનું લોડાંનું ઓજાર; હાથિયો.
—'ખરેરો કરવો'—હાથિયો ફેરવવો.
**ખરોખર, ખરેખર.**
**ખર્વ, વિ૦ [સં૦]** દશ અબજની અથવા હજાર કરોડની સઙ્ખ્યા તે. ૨ નીચા, હલકા.
**ખલ, પુ૦ [સં૦] ખળ.**
**ખલ, પુ૦** ઓસડિયાં વગેરેનું ચૂરણ કરવા સારુ વચમાં ખાડો પાડેલો એવો જે પથરો તે.
—'ખલ કરવો'—ખલમાં મુકી ઝીણું વાટવું—ઘુંટવું.
**ખલક, સ્ત્રી૦ [આ૦]** દુનિયા; જગત; માણસ જાત; આલમ.
**ખલતો, પુ૦** સુડી સોપારી તમાકુ વગેરે રાખવાની મોટી કોથળી; વાટવો.
**ખલબત, સ્ત્રી૦ [ફા૦]** છૂપી મસહલત; ખાનગી.
**ખલમલિ જવું,** જીર્ણ થવું; ઘસાઈ જવું; ખખળી જવું.
**ખલલ, ખલેલ.**
**ખલવાં, ન૦** નાના કુમળાં વેંગણ વગેરેની મોટી ચીરીઓને, મસાલાવાળા પાણીથી ઢીલા કરેલા ચણાના લોટ સાથે તળી કાડેલી હોય તે. **ખલવું** એક વચન.
**ખલવાડ, સ્ત્રી૦ ખરાવાડ.**
**ખલાસ, અ૦ [આ૦]** પૂરું; પાર—છેડા આણેલા હોય તેવું. ૨ વાપરી—ખપાડી નાખેલું હોય તેવું. ૩ છોડવેલું; બન્ધનમાંથી મોકળું—મુક્ત કરેલું; ખલાસ કરવું—થવું.
**ખલાસી, પુ૦ [આ૦]** વાણમાં નોકરી કરનારો ખારવો.
**ખલિત, વિ૦ ધા૦ [સં૦]** સમ્ભોગથી વીર્ય બાર પડયું હોય તે વેળાની સ્થિતિનું (જન).
**ખલિતો, પુ૦ ખલતો.**
**ખલીફ, પુ૦ [આ૦]** મુસલમાનના મહમદ પેગમબરની પછી તેની ગાદી ચલાવનારામાંનો એકેક.
**ખલુ, અ૦ [સં૦]** નિશ્ચયે; નક્કી.
**ખલેચી, સ્ત્રી૦** પાન સોપારી રાખવાની કોથળી; ચમચી.
**ખલેડી-રી, સ્ત્રી૦** ખિસકોલી.
**ખલેલ, સ્ત્રી૦ [આ૦ ખલલ]** નડ; હરકત; વચમાં કંઈ આડું પડવું તે. ૨ નુકશાન; ઈજા.
**ખવડાવવું, ક્રિ૦ સ૦** એક જણે બીજાના મોડાંમાં ખાવાનું ઘાલવું. ૨ ખાય તેમ કરવું. ૩ પાલણ પોષણ કરવું. ૪ ઝેર, કેફ વગેરે કંઈ ખાવામાં આપવું. ૫ લાંચ આપવી.
**ખવળવું, ક્રિ૦ અ૦** ભોંય—બિછાનાપર પડી અહિં તહીં ગબડવું; પાસું મરડ્યા કરવું; આળોટવું.
**ખવાઈજવું, ક્રિ૦ અ૦** ઘણો જ કાટ ચડી જવો (લોડું તાંબું). ૨ ખરી જવું (ધણી). ૩ જરજર થવું (લુગડું). ૪ ભૂલમાં—અજાણે ખાવું (ખવાવું).
**ખવાડવું, ખવડાવવું.**
**ખવાબ, પુ૦** સપનું; સાણું.
**ખવાર, ખુવાર.**
**ખવાવું,** ખાઈ શકવું. **ખાઈજવું** શબ્દ જોવો.
**ખવાસ, પુ૦ [આ૦]** ચીજની અન્દરની ખાસિયત; પદાર્થનો ધર્મ. ૨ સ્વભાવ; પ્રકૃતિ; ખસલત; તબિયેત; મિજાજ. ૩ રાજા, ધરમગુરુ, શ્રીમન્ત વગેરેનો જે ખાસ—હજુરિયો ચાકર તે.
**ખવીસ-બ્વીસ, પુ૦ [આ૦]** અવગતીને પામેલો મુસલમાન; જે જીવ પિશાચ—ભૂત થયો હોય તે (મુસલમાનમાં). ૨ આકૃતિથી ને જોસ્સાથી બિહામણો દેખાતો પુરુષ; રાખસ. 'માથાવનાનો ખબ્વીસ'.
**ખશ, પુ૦** હિન્દુસ્તાનની ઉત્તરે રેનારી એક જાત.
**ખશિઆણું, વિ૦** વાંક, મેણાં, અપમાન વગેરેથી એકાએક શરમાઈ ગયલું હોય તેવું; ઝઙ્ખવાઈ ગયલું; માનભઙ્ગ થયલું; ફીકું પડી ગયલું.
**ખષ્ટ, વિ૦** ખીસીઆણો.
**ખષ્ટપડવું, ક્રિ૦ અ૦** ખશિયાણું પડવું.
**ખસ, સ્ત્રી૦ [સં૦]** ખરજ; ખુજળી; ધવડો. ૨ સુગન્ધી વાળો. એના પંખા તથા ટટ્ટીઓ થાય છે.
**ખસખસ, સ્ત્રી૦** જેમાંથી અફીણ એકઠું કરવામાં આવે છે તે રોપો—છોડવો. ૨ એ ઝાડનાં દિંડવાંમાંથી જે ઝીણાં ધોળાં બીયાં નિકળે છે તે.
**ખસખસિયા, વિ૦** ખસખસ જેટલું ઝીણું હોય તે.
**ખસબો, ખુશબો.**
**ખસમ, પુ૦ [આ૦]** ધણી; પિયુ; ખાવન્દ; ભરથાર.

**ખસર, સ્ત્રી૦** સુતાર કાપવા વેરવાને જે દોરીને ગેરુમાં બોળી અથવા સફેતો લગાડી લાકડાંપર ઊંચકીને નિશાણી કરે છે તે. ૨ તે નિશાણી. 'ખસર માર' એમ કે છે.

**ખસરપસર, વિ૦ ઘસરપસર.** જોડા ટુટી ગયા હોય ત્યારે પગમાં બરોબર ન રેતાં ભોંયપર ઘસડાય છે તે.

**ખસરવું, ક્રિ૦ સ૦** ખેતરમાં વાવેતર કર્યા પછી દન્તાળીવડે જમીન સરખી કરી કયારા કરવા તે.

**ખસરિયું, ન૦** લાકડામાં આંકા પાડવાનું સુતારનું હથિયાર.

**ખસલત, સ્ત્રી૦ [આ૦]** ટેવ; આદત. ૨ ખાસિયત.

**ખસલું ન૦** ઘાસનું પાન.

**ખસવું, ક્રિ૦ અ૦** સરકતાં—અડ્ડ ઘસેડતાં આઘે જવું. ૨ એક ઠેકાણેથી બીજે ઠેકાણે—દૂર—આઘે જવું. ૩ ફાંદામાંથી નિકળવું.

—'ખસતુ કરવું'—દૂર કરવું; કાડી મેલવું; જતું કરવું. ૨ અળખામણું કરવું.

**ખસિયાણું, ખશિયાણું.** ખસિયાણું પડવું.

**ખસી, ખાંસી** (બળદ ઘોડાને કરવી).

**ખસુસન, અ૦** વિશેષે કરીને; જરૂર; મુખ્યત્વે. ૨ ખચીત; નક્કી; ખામુખા.

**ખસેડવું, ક્રિ૦ સ૦** દૂર કરવું; ખસતું કરવું.

**ખસોટી, સ્ત્રી૦** ધોતિયાંની કેડ—કમ્મર આગળની બાજુએ દાબડી પૈસા વગેરે મુકવા—રાખવા સારુ કરેલી ખોલ તે; ઓટી.

**ખસોટે, અ૦** ખસોટીમાં. ૨ કેડે; કમ્મરે. 'દાબડી ખસોટે ખોસ.'

**ખળ, ૧૦ [સં૦ ખલ]** દોઢ્ઢો; લુચ્ચો; હરામી; ઠગ; કપટી; છળભેદ કરનાર.

**ખળકવું, ક્રિ૦ અ૦** થોડું અપળાવાથી શબ્દ થાય તે બતાવે છે. 'હાથે કઙ્કણ ને ચૂડી ખળકે રે'.

**ખળકે,** ખણખણે. 'કઙ્કણ કરચૂડી ખળકે,' નળા૦

**ખળકો, પુ૦** ખળળ એવો અવાજ કરીને દોડી આવી અટકેલો પાણીનો જે રેલો—પ્રવાહ તે.

**ખળખળ-ળાટ, અ૦** અટકયા વગર વેતું હોય તેમ (પાણી). ૨ અગ્નિ ઉપર મુકેલું પાણી ગરમ થવાથી જે અવાજ થાય છે તે. 'પાણી ખળખળે છે.'

**ખળખળવું, ક્રિ૦ અ૦** ઘણું ઉકળવું; ખખળવું. ૨ ધડપણથી છેક ઘસાઈ જવું. (ખળખળી જવું).

**ખળભળ, સ્ત્રી૦** ગરબડ; ગોંધાટ. ૨ ધાક—ભોથી જે ગભરાવું—જીવનું ઊંચું થવું તે.

**ખળભળવું, ક્રિ૦ અ૦** દુ:ખથી પાસું મરડ્યાં કરવું. ૨ જીવને ગભરામણ થવી.

**ખળભળાટ, ખળભળ.**

**ખળાવાડ. સ્ત્રી૦ ખરાવાડ.**



**ખળી, [સં૦ ખલીની] ખળું.**

**ખળું, ન૦** ખેતરમાં—વાડામાં—ગામને પાદરે કણુસામાંથી અનાજ ઝુડવાની અક્કેકા ધણીની જે જગો તે. ૨ જ્યાં જથાબન્ધ ખળીયો હોય છે તે.

**ખાં, પુ૦ [ફ્રા૦ ખાન]** મુસલમાન ગૃહસ્થોને અને અમીરોને બોલાવવાનો ખિતાબ; સરદાર; શાહજાદો—'ખાં સાહેબ.' ૨ ખૂબી પિછાનનાર; રસજ્ઞ; સમજુક; કદર બુજનાર. 'એ ભાઈ સાહેબ તો કવિતા—ગાયનના ખાં છે.'

**ખાંખણ, ન૦** ચોળવાનું એક ઓસડિયું.

**ખાંખત, સ્ત્રી૦** ચાનક; ધ્યાન. ૨ છીત; અણખત. ૩ ચૂક ખોળ્યાં કરવાની ટેવ.

**ખાંખાંખોળાં, ન૦** ખુણેખોતરે અહીંતહીં આમ તેમ ખોળવું—શોધવું તે.

**ખાંગડ, પુ૦ ખાંગડો.** ૨ ઈંટ નળિયાં વગેરેના જે બાઝી ગયલા કીટા તે.

**ખાંગડી, સ્ત્રી૦** નાનો ખાંગડો.

**ખાંગડો, પુ૦** દરિયા કાંઠે જે સીપ શઙ્ખલા કોડી વગેરે જીવડાંનાં ઘર હોય છે તેમાંની એકેકી જાત. ૨ છોકરીયો રમવાને માટે, નળિયાંનાં ઠીકરાંને ઘસી ગોળ કરી પોળિયાં જેવડો જે આકાર બનાવે છે તે; કુકો.

**ખાંગું, ન૦ ખાનું.**

**ખાંગુ, વિ૦** ભેદુ; મળતિયો; અન્દરની વાતનો જાણીતો 'ચોરનો ખાંગુ.'

**ખાંચ, સ્ત્રી૦** સાંકડ; ગુંચવણ. ૨ ખોટ; તોટો; નુકસાન. ૩ બરાબર સફાઈ નહિ પણ જરા તરા રયલી જે ખોલ—ઊંચુંનીચું વળેલું તે. ૪ હિસાબનો તાળો બરાબર ન મળવો પણ થોડી વધઘટ હોવી તે.

**ખાંચખુંચ, સ્ત્રી૦ ખાંચ.**

**ખાંચખુંચવાળું, વિ૦** ગુંચવણવાળું. ૨ વાંકું; ઊંચું નીચું

**ખાંચડ, સ્ત્રી૦** ટેકરીની બાજુએ જે ભાંય—ગલી તે; ખીણ.

**ખાંચવું, ક્રિ૦ સ૦** ખેંચી રાખવું; પાછું હઠાવવું.

**ખાંચાખુંચી, પુ૦-સ્ત્રી૦** ખુણા ખોચરા; ગલીકુંચી.

**ખાંચો, પુ૦** સાંકડો રસ્તો; રસ્તાનો ફાંટો. ૨ ખુણો; શેરી; વાસ. ૩ કોઈ વસ્તુનો વાંકો થયલો—આડો ગયલો જે ભાગ તે. ૪ અટકાવ; બન્ધી 'સગાંમાં મોત થયું છે તેથી જમવા જવાનો ખાંચો છે.' ૫ વાંધો; હરકત.

**ખાંજણ, સ્ત્રી૦** જ્યાં દરિયાનું પાણી આવી થોડુંક મચી રેતું હોય તે મેદાન.

**ખાંજરું, ન૦** ખુણો ખોચરો. સહજ નજરે ન પડે એવી ખુણાની અંધારી જગ્યા. ૨ બેદરકારીથી રેવા દેવું. ૩ જારગૃહ. તે.

**ખાંડ, સ્ત્રી૦ [સં૦ ખણ્ડ]** સેરડીના રસને ઉકાળીને તેમાં ચૂના વગેરેથી મેલ કાડી નાખીને ગાળતાં રેતી

જેવા આકારમાં જે પદાર્થ પડે છે તે—એ મીંડો હોય છે. જેવી જેવી જેની સફાઈ તે તે પ્રમાણે તેને તેવાં ઠામમાં ઘાલે છે અને તેવાં તેનાં નામ આપે છે. સુરખાની, કોથળીની, વગેરે. ૨ તરવાર, પાળી, ચાકુ, સુડી વગેરેના પાનાપર જે ખાડો પડેલો હોય તે.

—'તેના મોમાં તો ખાંડ જ ભરી છે' એટલે તે મોયેથી મીઠું મીઠું જ બોલે છે.

—'જા જા ખાંડ ખા' એટલે તું કેહે છે તેમ નથી.

**ખાંડણિયું, ન૦** ખાંડણિયો. ખાંડણિયું છૂટું હોય છે અને ખાંડણિયો જમીનમાં દાટેલો હોય છે.

**ખાંડણિયો, પુ૦** ભાત પૈંઆ વગેરે ખાંડવા સારુ ભોંયમાં દાટેલો જે ખાડાવાળો પથરો અથવા ખાડાવાળું લાકડું હોય છે તે.

—'ખાંડણિયામાં ઘાલીને ખાંડવું'—કોઈ ન જાણે એમ સંતાપવું; તાબામાં લઈને દુઃખ દેવું; કનડવું.

—'ખાંડણિયામાં માથું'—ભયંકર સ્થિતિમાં રેવું.

—'ખાંડણિયામાં માથુ મુકીને સુવું'—સાવધ ન રહે તો જોખમમાં આવી પડાય એવી સ્થિતિમાં રેવું.

—'ખાંડણિયામાં માથુ ને ધબકારે બીવું' એ કેતી છે.

**ખાંડણી, સ્રી૦** લોડાં પિત્તળ અથવા લાકડાં પથ્થરના જે ઠામમાં ઉપરનાં દસ્તો સાંબેલું મુસળું વગેરેના ઘાથી વસ્તુ કુટાય છે—ખણ્ડાય છે-છુંદાય છે તે; ખાણણી.

**ખાંડવું, ક્રિ૦ સ૦ [સં૦ ખણ્ડન]** વસ્તુ જુદા જુદા ભાગમાં થઈ જઈ ઝીણી બને તેવું કરવાને ઉપરથી દસ્તા વગેરેના ઘા મારવા; સાંબેલું કે પરાઈથી કુટવું.

**ખાંડિયું, ન૦** જે પશુનું શિંગડું ખાંડું હોય તે. ૨ એકાદ ભેંસ—પાડું (ઘરમાં હોય ત્યારે કેવાય છે કે એક ખાંડિયું છે).

**ખાંડી, સ્રી૦** એક જાતનું વજન—તોલ. સુરતમાં ૨૦ મણની અને મુમ્બાઈમાં ૨૮ મણની એક ખાંડી કેવાય છે. ૩, લાકડાં વગેરે જીનસોનું વજન એ તોલથી થાય છે.

**ખાંડીબન્ધ, અ૦** જેમાં ઘણીક ખાંડી હોય તેવા જથામાં. ૨ ખાંડી ખાંડીને હિસાબે. ૩ જથાબન્ધ; એકદમ; પુષ્કળ; ઘણું જ.

**ખાંડું, વિ૦** ખાંડ પડેલું; વચમાં ખાડો પડયો હોય તેવું.

**ખાંડું, ન૦** બે ધારની સીધી તરવાર.

**ખાંડું, ન૦** તરવાર; સમશેર; અસિ. ૨ ગરાસીઆઓમાં વરની તરફથી કન્યાને પરણવા જતાં વરનાં સગાં વાલાંઓ વરના નામની એક તરવાર લઇ કન્યાને ઘેર જાય છે તે. ૧વિ૦ ટુટક; ઓછું; કમ. "ગાયનું એક શિંગડું ખાંડું થયું."

ખાંણ, ખાણ.

**ખાંણું, ન૦** મુએલાં સગાંનો શોક પાળવો તે.

**ખાંત, ખન્ત.** ૨ હોંસ; ઉમક્કૂ.

**ખાંધ, સ્રી૦ [સં૦ સ્કન્ધ]** ડોકની આજુબાજુનો જે ભાગ તે; ખભાનું હાડકું અને ડોકી એ બેની વચમાંનો ભાગ. ૨ બળદ વગેરેની ગરદન; મોંડાનો પાછલો ભાગ. ૩ મદદ.

—'ખાંધ આવવી'—પાડા—બળદને ગાડીએ જોડ્યાથી તેની ખાંધપરની ચામડી ઘસાઈ ઘસાઈને પાકી જવી.

—'ખાંધ દેવી' (મુડદાંને).

**ખાંધિયો, પુ૦** મડદું ઉંચકનાર; ખાંધે ઉંચકીને લઇ જનાર. (પારસીઓનો નસેસાલાર). ૨ ખુશામતિયો; હાજિયો—હા જી હા કરનાર. ૩ મદદ કરનારો; સાથી.

**ખાંધું, ન૦** કરજનું નાણું થોડી થોડી મુદતને અન્તરે જે કકડે કકડે આપ્યાં કરવું તે; અક્રેકી મુદત; અક્રેકો વાયદો; હફતો. 'તેણે પોતાના દેવાનાં ચાર ખાંધાં કર્યાં છે.' (જમીનની વસુલ ભરવાની મુદતને કિસ્ત કે છે.)

**ખાંપણ, સ્રી૦** ખોટ; કસર; ખામી; એબ; દોષ. ૨ મુડદાં ઉપર ઓરાડવાનું લુગડું; કફન.

**ખાંપવું, ક્રિ૦ સ૦** થોડું થોડું ખોદવું.

**ખાંબ-ભ, પુ૦** થાંબ—ભલો; સ્તમ્ભ.

**ખાંભી, સ્રી૦** કમોતથી મરી ગયલાં માણસની પાછળ તેને બાળવાની—દાટવાની જગોએ જે પથરો ચોતરો વગેરે તેની યાદગારીને સારુ ઊભો કરેલો હોય તે. ૨ બે પાસ થોડી થોડી કોરેલી એવી લાકડાંની જે જાડી ચીપોમાં ફરેકાળનાં પાટિયાં બેસાડવામાં આવે છે તે. ૩ મસાણમાં ચિતા ખડકતાં જે લોખણ્ડના ઉભા થાંભલા દાટે છે તે.

**ખાંભું, ન૦** ખાતર પૂંજો નાખવાનો જે મોટો ખાડો તે.

**ખાંમું, ન૦** ખામણું. ૨ ઢળતી જગા. ૩ સ્રિયોના ચણિયાના ઘુંટણ આગળથી ફાટેલા ભાગને દેવાના ઠીંગડાનો કટકો.

**ખાંસવું, ક્રિ૦ અ૦** ઉધરસ ખાવી.

**ખાંસી, સ્રી૦** ઉધરસ; ઠોંસો. ૨ વાછરડા—પાડા—ઘોડાના વૃષણ કાપવા તે.—'ખાંસી કરવી.'

**ખાઈ, સ્રી૦** કોટની પડખે ખોદેલી જે ખાડી તે; ચર. ૨ ગામનું પાણી જે વાટે બાર કાડેલું હોય તે ઊંડી વાટ.

**ખાઈ, સ્રી૦** ખાવાની ચીજ. 'આઈ વાલી કે ખાઈ?'

—'ખાઈપીને મણ્ડવું'—કોઈ પણ કામપર મણ્ડ્યા રેવું; કાલજી રાખવી; કોઇની ભુલ—દોષ શોધ્યા કરવા.

—'ખાઈ બગાડવું' ખાનારો જબરો પણ કામ કરવે અશક્ત થવું તે. 'ખાઇને ખોસ કરવું.'—નિમકહરામ થવું.

—'ખાઈને ખોદવું'—ઉપકારને બદલે અપકાર કરવો; નિમકહરામી કરવી; નગુણા થવું.

—'ખાઈને ઝખ મારવી'—ખાધા પછી એઠવાડ વગેરે કાડવો તે. ૨ કોઈ સારું કામ કીધા પછી પાછળથી તેની કોઈ પીડા નડે તે.

**ખાઈ જવું,** ક્રિ૦ સ૦ ખાવું. ૨ કોઈનું કંઈ લઈને તે પાછું ન આપવું. ૩ મારવું; સપડાવવવું; બિવડાવવું.—'બિહે છે શેણે, તે તને નથી ખાઈ જવાનો'.

**ખાઈ જોવું,** ક્રિ૦ સ૦ ખાઈને પરીક્ષા—તપાસ કરવી.

**ખાઈ પી લેવું,** ક્રિ૦ સ૦ ભોગવવું; ઉપભોગ કરવો; સંસારમાં ખાવા પીવા વગેરેની મોજ મઝા મારી લેવી.

**ખાઉ,** વિ૦ એ, શબ્દની પછવાડે **ખાનાર- સહન કરનાર** એવા અર્થમાં લાગે છે—લાંચખાઉ, મારખાઉ, ખાસડાંખાઉ વગેરે.

**ખાઉકડ,** વિ૦ જેને ગમે તે, ગમે તે વારે વારે ખાવાની ટેવ હોય તે. ૨ ભુખ્યા થયલા ને કંઈ પુછવા જતાં ગુસ્સે થઈ જવાબ દે તે. 'ખાઉકડ શેનો કરે છે.'

**ખાઉધર,** વિ૦ ખાતાં ધરાય જ નહિ તે; અકરાંતિયું. ૨ ખાઉકડ.

**ખાઉપાત્ર,** વિ૦ જેને ખવડાવવાની—આપવાની દાનત નહિ પણ ખાવાની—લેવાની દાનત હોય તે.

**ખાએશ,** સ્ત્રી૦ [ફા૦] ઈચ્છા; મરજી; ચાહેના.

**ખાક,** સ્ત્રી૦ [ફા૦] રાખ; ધૂળ. ૨ બાળીને રાખ કરેલી એવું જે રસાયન તે; મારેલી ધાતુ.

**ખાકટી-ખઠી,** સ્ત્રી૦ આંબાના મરવા.

**ખાકસાર,** વિ૦ [ફા૦] આજ્ઞાંકિત; નમનતાઈ ભરેલું. ૨ નીચું; હલકું.

**ખાખ,** સ્ત્રી૦ [ફા૦] વસ્તુ બળી ગયા પછી જે શેષ રે છે તે; રાખ. ૨ માટી; ધૂળ. ૩ મારેલી ધાતુ.

**ખાખર,** પુ૦ એક જાતનું ઝાડ.—એનાં પાંતરાંનાં પતરાવળી દડિયા થાય છે ને એનાં ફૂલને કેસુડાનાં ફૂલ કરીને કે છે. (ધોળો ખાખર, કિમિયો કરવાના કામમાં આવે છે એમ કેવાય છે).

—'ખાખરની ખીલાડી'—ઉંચા સુખ—કામનો બીન અનુભવી. ૨ એક જ જાતનું સુખ અનુભવ્યું હોય તેવું (જન).

**ખાખરી,** સ્ત્રી૦ નાનો ખાખરો (ખાવાનો). ૨ તમ્બાકુનાં સુકાઈ ગયલાં કુમળાં પાતરાં.

**ખાખરો,** પુ૦ ઉપસીને સારી પેઠે સેકાયલી રોટલી. ૨ ખાખર (ઝાડ).

**ખાખસૂસ,** અ૦ ખામુખા; ખચીત; જરૂર.

**ખાખાવીખી,** વિ૦ હેરાન હેરાન; દુ:ખી દુ:ખી. ૨ જેનું સર્વસ ધૂળ મળી ગયું હોય તેવું.

**ખાખી,** વિ૦ જેણે ખાખ—રાખ ચોળી હોય તે; જોગી; બાવો. ૨ જેની પાસે કંઈ જ ધન—માલ ન હોય તે.

—'ખાખીબાવો'—પૈસોટકો ઉડાવી દીધો હોય તેવો. ૨ ક્રોધી.

**ખાખાબઝાલા-ળી.** વિ૦ પાસે કંઈ ન હોય ને છકી થઈ ફરે તે. ૨ ફક્કડ; દાંડ.

**ખાજ,** ન૦ [સં૦ ખાદ્ય] ખાવાની જે વસ્તુ તે; ભક્ષ.

**ખાજલી,** સ્ત્રી૦ ખાટલાની ઇસો પાસે જે કાણાં કાણાં હોય છે તે. ૨ ખાવાની એક વસ્તુ. ૩ સેવો વણતી વખતે સેવોના તાંતણા રેવા માટે કોઈ વાસણ ઉપર લૂગડું બાંધી કરે છે તે. ૪ **છાજલી**

**ખાજલી,** સ્ત્રી૦ નાનું ખાજું.

**ખાજલું,** ન૦ ખાજું.

**ખાજું,** ન૦ પરસુદીનો તથા ચોખાનો લોટ એમાં પુષ્કળ ઘી ઘાલી તળીને બનાવેલું એક જાતનું પકવાન.

**ખાટ,** સ્ત્રી૦ હિંચકે બાંધવાનો પાયાવાળો—વનાનો જે નાનો ખાટલો તે; છપરખાટ. ૨ લાભ; ફાયદો.

**ખાટકી,** વિ૦ જનાવરોને કાપીને તેના માંસને વેચે તે; કસાઈ. ૨ નિર્દય; ઘાતકી; હિંસક; ક્રૂર.

**ખાટકીવાડો,** પુ૦ જ્યાં કસાઈ રેતા હોય અથવા જનાવરોને કાપતા હોય તે મોલ્લો.

**ખાટખટુંમડું,** ન૦ એક જાતનાં પાંદડાં—એ સ્વાદે ઘણાં ખાટાં હોય છે. ૨ એક જાતનાં બોર જેવાં ફળ જે સ્વાદે ખટમધુરાં હોય છે.

**ખાટલી,** સ્ત્રી૦ મરી ગયલાં માણસને મસાણ લઈ જવા સારુ જે બે લાંબા વાંસ ઉપર કામડીઓ બાંધી લઈ સુવાડે છે તે; ઠાઠડી; કરકટી. ૨ નાનો ખાટલો. ૩ માચી.

—'હુત્ત તારી ખાટલી જાય'—એટલે તું મરી જાય.

**ખાટલો,** પુ૦ [સં૦ ખટ્વા] ચાર પાયાવાળું ઊંચું સુવાનું જેને વચગાળે પાટી—પઘાસીની દોરી ભરેલી હોય તે; ઢોલિયો.

—ખાટલો ભરવો—ખેંચવો—તાણવો.

—'ખાટલે પડવું—ખાટલો ભોગવવો'—એટલે મન્દવાડ આવવો—ભોગવવો. 'તેણે છ મહિનાનો ખાટલો ભોગવ્યો.'

—'ખઇનો ખાટલો'—પુરું થતાં ઘણો કાળ લાગે ને ઘણી માથાફોડ પડે તેવું કામ. ૨ ઘણી માથાફોડ કરાવે તેવું માણસ.

—'ખાટલે મોટી ખોડ કે ચોથો પાયોજ નહિ'

—એક દુર્ગુણ એવો કે બધા સદ્દગુણને ઢાંકે.

—'ખાટલો આવવો—હોવો' (સુવાવડ—મંદવાડનો)

**ખાટવું,** ક્રિ૦ સ૦ ફાયદો મેળવવો; કમાવું.

**ખાટું,** વિ૦ આમલી, દહીં વગેરેના સવાદનું. (છ રસ—સવાદમાંનો એક). ૨ બગડી ગયલું. ૩ નુકશાન પામેલું

—'તેનું મન ખાટું થઈ ગયું.' કચવાયલું;—નારાજ —દલગીર થઇ ગયું.

—'ખાટુંખારું ચાખવું'—તડકો છાંયો જોવો; સુખદુઃખનો અનુભવ લેવો.

—'ખાટુંમોળું થઈ જવું'—ઉપયોગમાં ન લઈ શકાય એવી સ્થિતિમાં આવવું ( ખાધાનો પદાર્થ ). ક્રોધે ભરાવું. 'આટલા બધા ખાટા મોળા કોનાપર થાઓ છો?' (સત્યભામા ના૦).

**ખાટુંબડચ-સ, વિ૦** અતીસ ખાટું.

**ખાટુંવડું, સ્ત્રી૦** છોકરો પરણ્યાની જે નાત જમાડવી તે. ૨ પરણવાના મુકરર કરેલા દિવસનો આગલો દાડો.

**ખાટોડી, સ્ત્રી૦** એક જાતની ખાટી ભાજી.

**ખાડ, સ્ત્રી૦** ખાડી; ખાઈ; ખાડો.

**ખાડી, સ્ત્રી૦** નદીના જેટલા ભાગમાં ભરતી આવે તેટલો તે ભાગ. ૨ દરિયાનો ભાગ સાંકડો થઈને જમીન તરફ ગયો હોય તે. ૩ ગામનું પાણી બ્હાર કાઢવા સારુ જે ઉણ્ડો ને લામ્બો ખોદેલો ખાડો તે.

**ખાડુ, ન૦** ભેંસનું ટોળું.

**ખાડો, પુ૦** નક્કર વસ્તુને ખોદેથી—કાતરેથી જે ઉણ્ડાણ થાય તે.—'જમીનમાં ખાડો ખોદ'. ૨ નુકસાની; ખોટ.

—'ખાડામાં ઉતારવું—નાખવું'—નુકશાન કરવું; નુકશાનીમાં આણવું.

—'ખાડો પડવો'—મોટું નુકશાન જવું; ધન્ધામાં મોટી ખોટ આવવી.

**ખાણ, સ્ત્રી૦ [સં૦ ખાનિ—ખનિ]** જમીનની અન્દર ખોદેલો ખાડો જેમાંથી ધાતુ ખોદી કાઢવામાં આવે છે તે. ૨ અનાજ ભરી રાખવાને જમીનમાં ખોદેલો જે ખાડો તે. ૩ જ્યાંથી—જેની પાસથી પુષ્કળ દ્રવ્ય—સુખ મળ્યાં કરે તેવું ઠેકાણું—કામ—માણસ. ૪ જે ચાર જાતમાં પ્રાણીમાત્રની વેંચણ કરવામાં આવી છે તેમાંની એકેક—સ્વેદજ, અણ્ડજ, ઉદ્ભિજ્જ ને જરાયુજ. ૫ બાફેલું અનાજ જે ઢોરને ખવડાવવામાં આવે છે તે.

**ખાણિયું, ન૦ ખાંડણિયું.**

**ખાણું, ન૦** જમણ; ભોજન. ૨ કોઈ મોટાંને જમવા તેડવું તે. ૩ ખાંણું; મુઆંનો શોક.

—'ખાણું ખરાબ થવું'—મોટું નુકશાન થવું; ધન્ધો રોજગાર બન્ધ થવો. ૨ ખાવેપીવે હેરાન થવું.

**ખાણણાં, ન૦** છોકરીઓ હિંચકે બેસી એક પછી એક સામસામાં બોલ જે રાગમાં ગાય છે તે. બોલ પણ ખાણણાં કેવાય. "વીરા વરણાગિયા ઓસીસેરે કેળાં, હાંકમ દરબારનાં તેડાં રે, મારા વીરને. વીરા વરણાગિયા ઓસીસે રે સૂડી, એ વરણાગી રુડી રે, આપણાં કૂળની."

**ખાણણી, સ્ત્રી૦ ખાંડણી.**

**ખાતમુરત, ન૦ [સં૦ ખાતમુહૂર્ત]** ઘર, હવેલી વગેરેનો પાયો નાખવાનું જે રૂડું મુહૂર્ત તે.

**ખાતર, ન૦** ઘાસ છાણ વગેરે કોઈ ગયલો કચરો. ૨ પાક સારો કરવા સારુ ખેતરમાં ઘાસ છાણ વગેરેનો જે કોઈ ગયલો કચરો નાખવામાં આવે છે તે.—કેટલાંક ઝાડ—છોડને કોયલાં માછલાંનું, કેટલાંકને ખોળનું એમ ખાતર માફક આવે છે. ૩ ઘરમાં પેસવા સારુ ચોરલોક ભીતમાં જે બાકોરું પાડે તે—'ખાતર પાડવું' કેવાય છે.

**ખાતર, સ્ત્રી૦ [ આ૦ ]** આગતાસ્વાગતા; સરભરા. 'પરોણાની ખાતર કરવી જ જોઈયે.' ૨ શરમ; દરકાર—'શું કરું મારે તેની ખાતર રાખવી પડે છે.' ૩ તરફદારી; પક્ષ. 'તું તેની ખાતર કરે છે એ ઠીક નહિ.'

**ખાતર, અ૦** વાસ્તે; કાજે; માટે.

**ખાતરજમા, સ્ત્રી૦** નક્કી કરી આપવું તે; સાબેતી સાથે મનનું સમાધાન કરવું તે; ખાતરી; પતીજ. 'ખાતરજમા કરવી—કરી આપવી.'

**ખાતરણી, સ્ત્રી૦** છાણાંની ભરેલી ગાડી—હજાર છાણાંની.

**ખાતરદારી, સ્ત્રી૦** તરફદારી; પક્ષ. ૨ શરમ; દરકાર.

**ખાતરનીશાં, સ્ત્રી૦ ખાતરજમા.**

**ખાતરપુંજો, પુ૦** ઘાસ છાણ ને વાસીદાંનો કચરો.

**ખાતરવું, ક્રિ૦ સ૦** ગાળ દેવી.—'તે સહુની માબેનને ખાતર તો આવે છે.' ૨ ખાતર નાખવું.

**ખાતરી, સ્ત્રી૦** ખાતરજમા; સાબેતી; નિશ્ચય. ૨ વિશ્વાસ પતીજ; ઈતબાર. ૩ વણકરની એક જાત.

**ખાતરિયું, ન૦** ચોર લોકોનું ખાતર પાડવાનું કોશન આકારનું હથિયાર; ગણેશિયું.

**ખાતાંપીતાં,** ગુજરાન કરતાં છતાં. 'તેને ખાતાંપીતાં વરસદાડે સો રૂપિયા પડ્યા રેછે—બચે છે.'

**ખાતાંપોતાં, ન૦** હિસાબકિતાબ. ૨ લેણદેણની ચોપડીયો.

**ખાતાંબન્ધી, સ્ત્રી૦** અક્કેક ખેડુતે સરકારને આટલું આટલું ભરણું ભરવું એવું જે નામ પાડી આપેલું તે. ૨ ખાતાં પાડી આપવાં તે.

**ખાતાબાકી, સ્ત્રી૦** ખાતાંમાં જમે ઉધાર બાદ કરતાં જે બાકી રઈ હોય તે.

**ખાતાવહી, સ્ત્રી૦** રોજમેળમાં જમેઉધાર થયલી રકમો; તેરીખ અને મેળનાં પાનાં જે ચોપડીમાં ખાતાંવાર ટાંકી જમે ઉધાર કર્યામાં આવે છે તે.

**ખાતાવાર, અ૦** અક્કેકનું ખાતું બતાવ્યું હોય તેમ.

**ખાતું, ન૦** ખાતાવહીમાં અક્કેક શખસનો જુદો જુદો પાડેલો જે જમે ઉધાર—હિસાબ તે. ૨ લેણદેણનો હિસાબ. ૩ પ્રકરણ; કામ; વિષય. ૪ કામકાજની વેંચણ.—સરકારી ખાતું, વેપારી ખાતું વગેરે.

**ખાતેદાર, પુ૦** જમાબન્દીમાં જેનું ખાતું હોય તે ખેડું.

**ખાતોપીતો, વિ૦** સારી પેઠે ગુજરાન કરી શકતો હોય તે; છેક કફ્લાળ હાલતમાં નહિ તેમ પૈસાદાર પણ નહિ તે.
**ખાદી, સ્ત્રી૦** એક જાતનું ઘણું જ જાડું સુતરાઉ કપડું; ઉતરતી જાતની દોટી.
**ખાધ, સ્ત્રી૦** ખોટ; તોટો; નુકસાન. ૨ ખોરાક; ખાવાનું. ૩ ખોડ; ખાંપણ—હીરા મોતી વગેરેમાં હોય તે.
**ખાન, પુ૦ [ફા૦]** મુસલમાનમાં શાહજાદા અમીર મોટા ગૃહસ્થ વગેરેને એ ઉપનામ હોય છે.
**ખાનગી, વિ૦ [ફા૦]** છૂપું; જાહેર—પ્રગટ નહિ તેવું; મનમાં—ગુપ્ત—રાખવા જોગ.
**ખાનદાન, ન૦ [ફા૦]** વંશ; કુળ; ઓલાદ; કુટુમ્બ. **વિ૦** કુળવાન; ઊંચા—સારા ઘરનું.
**ખાનપાન, ન૦** ખાવું પીવું તે; ખાવા પીવાની તજવીજ—સામગ્રી. 'તેનું ખાનપાન સારું છે.'
**ખાનું, ન૦ [ફા૦]** ઘર; જગા; ઠેકાણું.—(શબ્દની પછવાડે મુકવામાં આવે છે.)—બન્દીખાનું, દારુખાનું, છાપખાનું, મોદીખાનું, દિવાનખાનું, વગેરે. ૨ પેટીની બાજુએ અથવા વચ્ચે જે જુદા જુદા ભાગ કર્યા હોય તેમાંનો એકેક. ૩ કબાટમાં મેલવા મુકવાને કરેલા જે ભાગો તેમાંનો એકેક—કોઈ જુદા પડતા હોય ને કોઈ જડેલા જ હોય, ૪ કોથળી, ચમચી વગેરેમાં કપડાંના પડદાઓથી કરેલા જે ભાગ તેમાંનો એકેક. કોઠો; ઘર. ૫ જુદી જુદી બાબત લખવાને કાગળપર સાહીથી આંકા કરી જુદા જુદા ભાગ કર્યા હોય તેમાંનો એકેક. ૬ ભોજન; ખાવાનું; જમણ.
—'**ખાનેઆબાદ**' એટલે ખાવેપીવે સુખી.
—'**ખાનું ખરાબ થાય**'—ખાવે પીવે હેરાન થાય.
**ખાપ, પુ૦-સ્ત્રી૦** મોડું જોવાનો કાચ; આરસી; દરપણ.
**ખાપણ, ન૦** મુડદાને ઓરાડવાનું કપડું; **ખાંપણ.**
**ખાપરિયું, ન૦** દુખતી આંખમાં જે જસતનું ભરણ ભરવામાં આવે છે તે.
**ખાપરી, સ્ત્રી૦** નાકમાં મળનો જે પોપડો બાઝે છે તે; ગૂંગો.
**ખાપરો, વિ૦** ખળ; લુચ્ચો; કાળાંધોળાં—ઉંધાં ચત્તાં કરનાર; કોઇથી ગાંજ્યો ન જાય એવો માણસ.
**ખાપરોકોડિયો, પુ૦** એક બીજાની સાંસણીથી નઠારું કામ કરનારામાંનો જે એકેક તે. ૨ ઘડીમાં લડે ને ઘડીમાં એક થાય એવા જે બે તેમાંનો એકેક જણ. ૩ સરખે સરખા હરીફોમાંનો એકેક.
**ખાપવું, ક્રિ૦ સ૦** થોડું થોડું ખોદવું.
**ખાબડું, ન૦** નાનું ખાબોચિયું.
**ખાબોચિયું, ન૦** પાણીથી ભરેલો નાનો ખાડો.
**ખામ, પુ૦** સ્તમ્ભ; થાંભલો; ૨ ખભો.
**ખામણું, ન૦** પાણિયારાપર અથવા ખાળની કોર ઉપર ગોળી—પાણીનું વાસણ મુકવા સારુ ચાર પાસ કોરણુવાળો જે ખાડો રાખેલો હોય તે. ૨ ઝાડની આગળ પછવાડે જે છાછરો કયારો તે.
**ખામસ, ખામોશ.**
**ખામી, સ્ત્રી૦ [ફા૦]** ખોડ; કસર; અપૂર્ણતા.—'પડવાથી ખામી આવી'. ૨ કાચી સમજ; મૂર્ખાઈ. ૩ તફ્રી; અછત.—'શાકમાં ગોળની ખામી છે'. ૪ એબ. 'એવા ન થતાં એના ઘરને ખામી આવી.'
**ખામુખા, અ૦ [ફા૦]** નક્કી; ખરેખર; ખચિત.
**ખામોશ-શી, સ્ત્રી૦ [ફા૦]** ખમી જવું તે; સાંખી રેવું તે; ક્ષમા. ૨ ધીરજ; સબુરી. ૩ ગુસ્સો દબાવી રાખવો તે. 'હું ખામોશ ખાઈ ગયો.'
**ખાયકી, સ્ત્રી૦** પેદાશ; મળતર. ૨ કોઈના માલમાંથી અથવા વેપારમાંથી જે છાની રીતે ખાવું તે.
**ખાયો, પુ૦** અણ્ડ; વૃષણ; બારદાન. ૨ લિફ્ગ.
**ખાર, પુ૦ [સં૦ ક્ષાર]** મીઠું—લૂણ; એની જાત—ખાસિયતની જે વસ્તુ તે—પાપડખાર, ટફ્રણખાર, નવસાર ઇ૦ ખાર શરદીથી પિગળે છે—ઓસડમાં કામ આવે છે. કેટલાક ખાર, ધાતુને જલદી ગાળે છે. કેટલીક વનસ્પતિની રાખ પણ ખાર કેવાય છે. ૨ જે જમીનમાં મીઠા સિવાય બીજું કંઈજ ન થાય તે; ખારી જમીન. ૩ વેર; અદાવત; કીનો; દ્વેષ. ૪ અરીસ્યા; અદેખાઈ. 'ખાર રાખવો'.
**ખારપાટ, પુ૦** ખારવાળી- મીઠું—પાકતું હોય તે જમીન.
**ખારપાટિયું, સ્ત્રી૦** આખો દાડો મનમાં બળ્યાં કર્યાથી શરીરે નબળી પડી ગયલી જે સ્ત્રી તે. **ન૦** જે કામ હાથમાં લીધું હોય તેપર મંડ્યા રેનાર.
**ખારવાન, ખારવું.**
**ખારવું, ન૦** તળાઇ ગોદડાંને સારુ જે જાડું રફ્ગેલું કપડું તે.
**ખારવો, પુ૦** વાણ ખેડનારો; ખલાસી (પછી ગમે તે જાતનો). ૨ છાપરાં ચાળનારો. ૩ એક જાતનો ગોળ.
**ખારાટ-સ, સ્ત્રી૦** વસ્તુમાં જે ખારાપણું તે; થોડુંક ખારું તે.
**ખારાજ, વિ૦** દરિયાનાં પાણી આવવાથી ખેડાણ ન થાય તેવી ખારવાળી (જમીન).
—'**ખારાજ કરવું**,'—રદ્દ કરવું, ઉપયોગમાં ન લેવું.
**ખારિયાં, ન૦** ચિભડાં કાળિફ્ગડાં વગેરેને મીઠામાં આથી સૂકાવેલાં તે. **ખારિયું** એક વચન. ૨ ભુખેમરવું તે; ભુખ્યાં રેવું પડવું તે. 'આજ તો તારાં ખારિયાં થયાં.'
**ખારિલું, વિ૦** ખાર—વેર રાખનારું; ઝેરીલું.

**ખારી, સ્ત્રી૦** એક માપ—એક દાણો તે સોળ દ્રોણની બરાબર. ૨ લોટ જેવું હલકા પ્રકારનું મીઠું—નદી કે દરિયાના ભાઠાની ખારી માટીમાંથી કાઢેલું ૩ ખારા સવાદવાળી વસ્તુ.

**ખારું, વિ૦** ખારો સવાદ હોય તેવું. 'ખારું ખારું ઊસ'—ઘણું જ ખારું. ૨ અદેખું; ઝેરીલું.

**ખારેક, સ્ત્રી૦** એક સૂકો મેવો; સૂકું ખજુર.

**ખારેકપાક, પુ૦** ખારેકને ખાંડી તેમાં બદામ વગેરે મસાલો તથા ઘી નાખી જે પદાર્થ બનાવવામાં આવે છે ત.

**ખારેકી બોર, ન૦** ખારેક જેવાં મોટાં બોર.

**ખારો, પુ૦** સજ્જીખારો; પાપડખાર.

**ખારોડ, વિ૦** ખારવાળી.

**ખાલ, સ્ત્રી૦** ચામડી; ત્વચા. ૨ છાલ; છોલ. ૩ પૂઠ; કેડો. 'હવે મારો ખાલ છોડની'.

**ખાલપો, પુ૦** જનાવરોની ખાલને સાફ કરી કામમાં આણવા જોગ તૈયાર કરી આપનારો. ૨ જુના જોડાને શીવનાર—ઠીંગડાં મારનાર. ૩ એક જાત.

**ખાલવવું, ક્રિ૦ સ૦** ખાલી કરવું; ઠાલવવું.

**ખાલસા, પુ૦ [આ૦]** સરકારની જ પાસેથી લઈને ખેડવા રાખેલી જે જમીન તે; જે જમીન—ગામની પેદાશ વસુલનો લેનાર માલેક સરકાર છે તે. ૨ સરકારી. ૩ બીજા રાજ્ય—દેશને જીતી લઈ પોતાના રાજ્ય—દેશ સાથ જોડી દેવું. 'ખાલસા કરવું.'

**ખાલી, સ્ત્રી૦** શરીરનું એકાદું અઙ્ગ ડબાણમાં આવેથી (ત્યાં લોહીનું ફરવું બન્ધ થયેથી) તેનું થોડીવાર જે બેર મારી જવું—ખેંચાઈ જવું તે; ઝઝણી. 'ખાલી આવી' એમ કેવાય છે.

**ખાલી, વિ૦ [આ૦]** ઠાલું; જ્યાં કંઈજ ન હોય તેવું (ઠેકાણું.) ૨ ભરેલું ન હોય તેવું. ૩ નકામું; અમસ્તું; વ્યર્થ; વગર મતલબનું. ૪ માત્ર; એક જ.—બીજા તો કોઇ નથી બોલતા, ખાલી એક તે બરબડ કરે છે'. ૫ પૈસા વગરનું; જેની પાસે કંઈ ન હોય તે (માણસ).

—'ખાલી હાથે જવું'—સારું—પુણ્યનું કામ કીધા વિના મરી જવું તે.

**ખાલીપડવું, ક્રિ૦ અ૦** કોઈ ન વાપરે તેવું થવું; ન વપરાવું. ૨ કોઈ દરજ્જાપરથી તેના અધિકારીનું બીજે ઠેકાણે જવું થયેથી તે દરજ્જે બીજાના આવતાં સુધી અધિકારી વગરનો રેવા. ૩ શરીરે નબળું થઈ જવું.

**ખાલીપીલી, અ૦** વગર કારણે; વ્યર્થ; અમથું.

**ખાલું, ન૦** જોડાનું ઉપલું ચામડું. ૨ વણતરના કાંઠલામાં ભેરવી રાખવાનો નેતર—બરુનો કકડો. ૩ અનાજના ઢગ ઉપર પરાળ—તાડછાં વગેરેનું જે ઢાંકણ તે—'ખાલાં વાળ્યાં' કેવાય છે. ૪ કયારો.

**ખાલું, વિ૦** ભરેલું નહિ તે.

**ખાલેશ, વિ૦ [આ૦]** સાફ; ખુલ્લું; નિર્મળ; કૂડકપટ વગરનું. 'ખાલેશ દીલ'.

**ખાવન્દ, ખાવિન્દ.**

**ખાવરું, વિ૦** જે તે ખાયાં જ કરે તે; ખાવા ઉપર વિશેષ લલુતા હોય તે.

**ખાવાનું, ન૦** ખાવાની કંઇ ચીજ; ખાઉ. ૨ ખોરાક; ખાનપાન.

**ખાવિન્દ, પુ૦ [આ૦]** ધણી; શેઠ; સરદાર; હાકેમ; ઇશ્વિર. ૨ ધણી; પિયુ; વર; ભરતાર.

**ખાવું, ન૦** કાચુંકોરું ખાવાનું; ટીમણ—લાડુ મેવો વગેરે.

**ખાવું, ક્રિ૦ સ૦ [સં૦ ખાદ્. ખાદ્—ખાવું]** અન્ન—ફળ—માંસ મોડામાં મુકી દાંતથી ચાવી ગળી જવું. ૨ રાંધેલું જમવું; ભોજન કરવું.

—હક વગર છૂપી રીતે કોઈની પાસેથી; લેવું. 'લાંચ ખાવી.'

—સોંપેલા માલ—નાણાંની ચોરી કરવી; ઉચાપત કરવી. 'શેઠ—સરકારનાં નાણાં ખાધાં—ખાઈ ગયાનું તેને માથે તોહોમત છે.'

—વગર હકે પોતાના ઉપભોગમાં લેવું. 'તે તેને ખાવા બેઠો છે—તે તેનું સર્વસ ખાઈ જાય છે'.

—વાપરવું; ભોગવવું. 'બાપદાદાનું રળેલું છે તે બેઠો બેઠો ખાય છે—ખાયાં કરે છે.'

—ખરચ કરાવવો; કામમાં લેવા.—'તે હવેલીએ ૧૦૦૦૦ રૂપિઆ ખાધા;' 'તે મુકરદમો હજારો રૂપિઆ ખાઈ ગયો.'

—ખમવું—તાબે થવું—વેઠવું.—'તે માર ખાય છે.'—'તેણે ટાઢ તડકો બહુ ખાધો છે.'

—ખુલ્લી હવા ફેફસામાં લેવી.—'તે હવા ખાવા ગયો છે.'

—મોડેથી સુકન બોલવા.—'કસમ ખાવા.'

—ઓસડકામમાં લેવું.—'તે દવા ખાય છે.'

—ચિડિયાં કરવાં; બિવડાવવું.—'તે મને ખાવા ધાય છે.'

—નિરાંત ધરવી.—'દમ સાસ—થાક ખાવો.

—ફરવું; આવવું.—'ફેરા ખાવા,'—છીંક ખાવી.'

—ખાવા લેવા.—છોકરીના પાંચ હજાર ખાવા લીધા. શિરસ્તા કરતાં વધારે રૂપિયા લેવા (કન્યા પરણાવવાને).

—ખુલ્લુ મૂકવું.—'તડકો ખાવો.'

—જીંદગીના ફેરફાર જોવા.—'ટાઢ તડકો બહુ [ખાધો છે'.

—'ખાનાર પીનારને ઇશ્વિર આપનાર,' 'ખાધેપીધે દિવાળી' એ કેવતો છે.

**ખાવો, પુ૦** સીમ—ખેતરમાં ઘણાં ઉણ્ડાં ગયલાં મૂળનું એક જાતનું ઘાસ. 'ખાવા ખોદી કાઢવો.'

**ખાસ, વિ૦ [આ૦]** પોતીકુંજ; પોતાનુંજ. ૨ વિશેષ; અગતનું; ખસુસ કરીને; જરૂર. 'હતી આવ્યાની આશ, ખાસ દીપોત્સવી પરે રે.' ૩ મઝનું; સારું.

**ખાસગત-ગી,** વિ૦ [આ૦] પોતીકુંજ. ૨ ખાનગી; જરૂરનું; વિશેષ.
**ખાસડકુટ્ટો-ખોરો,** વિ૦ ખાસડાં—ઠપકા ખાયાં કરે તે (પુરુષ).
**ખાસડાંબાજી,** સ્ત્રી૦ મશ્કરી અથવા ગુસ્સામાં એક બીજાપર જે ખાસડાં મારવાં તે. ૨ હોળીમાં એક બીજાપર ખાસડાં ફેંકવાં તે.
**ખાસડાંખાઉ,** પુ૦ ઠપકાથી ન શરમાય એવો; નીચ; હલકો.
**ખાસડાખોર,** વિ૦ ખાસડકુટ્ટો.
**ખાસડિયાંકેળાં,** ન૦ એક જાતનાં લામ્બાં કેળાં.
**ખાસડું,** ન૦ ઘસાઈ ગયલો પગે પેરવાનો જોડો.
—'ખાસડાં મારવાં'—ઠપકો દેવો; ધમકાવવું.
—'ખાસડારાત'—હું કંઈ જાણુતો નથી કે જાણુવાની દરકાર નથી તે બતાવે છે. 'કયા ખાસડારાતને કે છે.'
—'ખાસડાને તોલ'—હલકું; માલ વગરનું; નીચ; પાજી.
—'ખાસડે મારી'—બેદરકારી બતાવતાં બોલાય છે. 'ગઈ તો ખાસડે મારી ગઈ.'
**ખાસદાર,** પુ૦ સાથે રેનારો. (ચાકર, સિપાઈ વગેરે).
**ખાસદોસ્ત,** પુ૦ ઘણોજ વાલો દોસ્ત; છાની વાત જાણુનારો દોસ્ત.
**ખાસબરદાર,** પુ૦ સરદારના હથિયારો ઊંચકનારો સિપાઈ વગેરે.
**ખાસાનુંબીડું,** ન૦ મન્દિરમાં ઠાકોરજીને જ સારુ અથવા મહારાજને જ સારુ બનાવેલું જે બીડું તે. ૨ ચોખ્ખું બીડું.
**ખાસિયત,** સ્ત્રી૦ [આ૦] પદાર્થનો ગુણુ—ધર્મ; જનનો સ્વભાવ; પ્રકૃતિ. ૨ ટેવ; આદત.
**ખાસું,** વિ૦ [આ૦] મઝેનું; સારું; સુન્દર; સ્વચ્છ; રુડું.
**ખાસું,** અ૦ વા:વા:; સારું. ૨ ઠીક કીધું; સાબાશ! ભલે!
**ખાળ,** પુ૦ નાવા બેસવાની-પિશાબ કરવાની-પાણી ઢોળવાની જે ચોકડી તે.
—'ખાળે જવું'—પિશાબ કરવા જવું—( એ શબ્દ બૈરાં વાપરે છે).
—'ખાળે બેસવું' (પિશાબ કરવા, ઝાડે ફરવા, માદાં માણુસે).
**ખાળકુંડી,** સ્ત્રી૦ ખાળની પાસે પાણી ભરાઈ રેવાનો જે ખાડો અથવા કુંડું દાટેલું હોય તે.
**ખાળકુવો,** પુ૦ સન્ધાસનો ઉણ્ડો કુવો. ૨ ગન્દુ પાણી જવાનો ઉણ્ડો ખાડો—કુવો.
**ખાળવું,** ક્રિ૦ સ૦ અટકાવવું; રોકવું; વચમાંથી બન્ધ પાડવું; થોભાવવું.
**ખાળો,** પુ૦ અટકાવ; રોકાણુ; હરકત. ૨ ખોટી થવું—રેવું—તે; વિલમ્બ; વાર. ૩ બન્દર ( ગોઘાનો ખાળો).
**ખિચખિચ-ચાણુ,** અ૦ ખિચાખિચ.
**ખિચગાલ્લું,** ન૦ માલ ભરવાનું મોટું ગાડું; ખટારો.
**ખિચડી,** સ્ત્રી૦ એકઠા મેળવેલા જે દાળ ચોખા તે (પછી રાંધેલા કે કાચા).
**ખિચડો,** પુ૦ આખા મગ ચોખા વગેરે ઘણાં અનાજ એકઠાં મેળવીને રાંધેલો એવો જે પદાર્થ તે. ૨ ભેળસેળ કરી નાખેલા પદાર્થોનો જે એકઠો જથ્થે તે; શેળભેળ.
**ખિચાખિચ-ચોખિચ,** અ૦ છેકજ પાસ પાસે આવી ગયલું હોય તેમ; લગોલગ; અડાઅડ.
**ખિજગાલ્લું,** ખિચગાલ્લું.
**ખિજડો,** પુ૦ એક ઝાડ; સમડો.
**ખિજમત,** સ્ત્રી૦ [ફા૦] તાબેદારીથી સરભરા કરવી તે; ચાકરી; સેવા. [લોણ્ડો.
**ખિજમતદાર,** પુ૦ ચાકર; સેવક; ખવાસ. ૨ ગુલામ;
**ખિજવવું,** ક્રિ૦ સ૦ ગુસ્સે કરવું; ચિડવવું; સતાવવું; પજવવું.
**ખિજવું,** ક્રિ૦ અ૦ ચિડવું; કોપવું; ચરભડવું; ઠપકો આપવો; ધમકાવવું.
**ખિજવાવું,** ચિડાવું; ક્રોધે ભરાવું.
**ખિટલિયાળું,** વિ૦ આંકડીવાળું; વાંકડિયું. 'ખિટલિયાળા કેશ.' [વાટ—ગલી તે.
**ખિણ્ડ,** સ્ત્રી૦ બે ટેકરિયોની વચમાંની જે સાંકડી
**ખિતાબ,** પુ૦ [આ૦] માન—પદવી—કુળ—આબરુ દરજ્જો ખાનદાન દેખડાવનારું સરકારથી મળેલું જે ઉપનામ તે; અલકાબ.
**ખિદમત,** ખિજમત.
**ખિન્ન,** વિ૦ ધા૦ [સં૦] દુ:ખી થયલું; ક્ષ્જા પામેલું; દુ:ખી; આશાભઙ્ગ; શોક વગેરે કારણુથી પીડિત. ૨ થાકેલું.
**ખિન્નતા,** સ્ત્રી૦ ખિન્ન થવું તે.
**ખિમણું,** ન૦ નાકની નથ—વાળીના ચાંપામાં ઘાલેલો હિરો.
**ખિરાજ-ખીરા,** સ્ત્રી૦ કાકડી.
**ખિરોદક,** ન૦ બૈરાંને પેરવાનું એક જાતનું ભાતવાળું રેશમી લુગડું.
**ખિલકોડી,** ખિસકોલી.
**ખિલડો,** પુ૦ વાંસની ભુંગળીમાં ઘાલેલો ખેરના લાકડાનો ખીલો જે ઘણ્ટીના નીચલા પડની વચ્ચે હોય છે તે.
**ખિલત,** પુ૦ [આ૦] માનનો પોશાક; સરપાવ.
**ખિલમાકડી,** ખિલડો અને માકડી (ઘણ્ટીનાં.)

**ખિલવવું, ક્રિ૦ સ૦** ખિલે તેમ કરવું. ૨ ચડાવવું; બકાવવું; ઉસકેરવું.

**ખિલવું, ક્રિ૦ અ૦** ઉઘડવું; ફુલવું; મોટું થવું. (ફુલની કળી વગેરેનું.) ૨ શોભવું; રૂપે સુંદર દેખાવું; દીપવું. ૩ ખુશીમાં આવવું; ખુશી—રઙ્ગમાં આવી વાતો કરવી ગાવું બજાવવું વગેરે. ૪ કોઈના કૈવા શિખવવા ઉપરથી જોસ્સામાં આવી ઉસકેરાઈ કોઈના ઉપર ઉતરી પડી મેણાં મારવાં ગાળો દેવી વગેરે; ફાટવું.

**ખિલાડી, વિ૦** રમત—ખેલ કરનાર. ૨ બીજાને રમાડી—ખુશ કરી પોતાની મતલબ સાધી લેનાર. ૩ ચતુર; કિસબી; કળાકુશળ.

**ખિલાપાટી, સ્રી૦** લુહાર—ઘડિયાળીનું પેચ પાડવાનું ઓજાર.

**ખિલાવવું, ખિલવવું.**

**ખિલિખટકો-ખટ,** અડ; હરકત; નડતર. [ળાંનાં.)

**ખિલિપસિયારાં,** ખીલી અને પસિયારાં, (કલ્લાં સાંક-

**ખિલોડી, ખિસકોલી.**

**ખિલોણું, ન૦ [હિં૦]** રમકડું.

**ખિલ્લો, પુ૦** મશકરીમાં અથવા કોઈને ચિડવતી વેળા મુઠ્ઠી વાળી અઙ્ગુઠો દેખાડવો તે; ઠૈયું.

**ખિસકોલી, સ્રી૦** ચાર પગનું, લામ્બું, શરીરે લામ્બા બાલવાળું અને ગુચ્છાદાર પુચ્છડીવાળું નોળિયાના આકારનું જનાવર.—ઝાડપર દોડે છે; ખલેડી—રી.

**ખિસમિસ, સ્રી૦ [ફા૦]** સારી પેઠે પાકી જાય ત્યાં સુધી માંડવાપર રેવા દીધેલી અને પછી તડકાથી—ભઠ્ઠીની મારફતે સુકવેલી દરાખ તે.

**ખિસર, સ્રી૦** સઙ્ક્રાન્ત; ઉતરાણ.

**ખિસવું, ખસવું.**

**ખિસાકાતરુ, પુ૦** માલમ ન પડે તેમ ખીસાં કાતરી માંયની વસ્તુ લઈ જનાર; ચોર.

**ખિસાખરચ, પુ૦** દિલને પસન્દ કરતી ચીજ ખરીદ કરવા સારુ ખીસામાં રાખેલું જે જૂજ નાણું તે. ૨ માબાપ—વાલી—ઉપરી તરફથી સાધારણ વપરાસ માટે મહિને મહિને આપવામાં આવતું નાણું તે.

**ખીખી, અ૦** દાંત કાઢીને હસે તેને 'ખીખી હસે છે શું?' એમ કેવાય છે. [લોટ તે.

**ખીચી, સ્રી૦** પાણીયે બાંધીને બાફેલો જે જુવારનો

**ખીજ, સ્રી૦** ચીડ; રીસ; ગુસ્સો. ૨ જેથી કોઈને ચીડ ચડે તેવો તેની મશકરીમાં વારે વારે વપરાતો જે શબ્દ તે.

**ખીટી, સ્રી૦** પાઘડી લુગડાં વગેરે ભેરવવા સારૂ ભીતમાં ચણેલા ફરેકાળમાં જડેલો લાકડાનો જે કકડો—લોઢાનો જે આંકડો તે.

—'ખીટીએ પોતિયું'—જોખમ—ઉચાટ વગરનાં ધન્ધો—નોકરી—સ્થિતિ તે; નિરાંત; ચિન્તા વગરની હાલત.

—'ખીટીએ મૂકવું'—વિસરી જવું. ૨ દૂર રાખવું; ઠેકાણે મૂકવું.

**ખીટો, પુ૦** ભોંયની અન્દર દાટેલો લાકડાનો કકડો. ૨ ભાગી ગયલી ડાળીનો ઝાડ સાથે વળગી રયલો જે ભાગ તે; ખુંટો.

**ખીણ, ખિણ્ડ.**

**ખીણ, ક્ષીણ.**

**ખીમો, પુ૦ [આ૦]** છુંદેલું—કચુમર કરેલું માંસ—ગોશ.—'ખીમો કરવો'—માંસનો છુંદો કરવો; ઘણો માર મારવો.

**ખીર, સ્રી૦ [સં૦ ક્ષીર** ઉપરથી **]** પાણીમાં ચોખા બાફી તેમાં થોડું દૂધ તથા ખાંડ નાખી બનાવેલો જે પદાર્થ તે. ૨ ઉકળતાં દૂધમાં ચોખા નાખી એ બફાયા પછી ખાંડ નાખી બનાવેલો જે પદાર્થ તે; દુધપાક.

**ખીરું, ન૦** (પૂડા જલેબી ભજિયાં કરવાને) મસાલો નાખી પાણીથી ઢીલો કરી ચોળી તૈયાર કરેલો જે આટો તે. ૨ કોઈ પણ જાડો રગડો (કાદવનું ખીરું.) ૩ સુવાવડું દૂધ; ભેંસ ગાય વગેરે વિયાય ત્યારે જે બે ત્રણ દિવસ સુધી દૂધ નીકળે છે તે. એ ઘણું ચીકણું હોય છે. ૪ ચણા મગ મઠ વગેરેના લોટમાં મરચું મીઠું નાંખી પાણીથી કરેલો જાડો દૂઓ.

**ખીલ, પુ૦** જુવાનીમાં આવતાં કેટલાંક સ્રી પુરુષોનાં મોડાંપર થતી જે ફોલ્લી તે. ૨ આંખ દુખવા આવ્યાથી આંખના પાળાની અન્દર જે ચિપડા—મસા બન્ધાય તે. ૩ ધણ્ટીના હેઠલા પડમાં વચ્ચોવચ જે ખીલી હોય છે તે. (ખિલમાકડી.)

**ખીલારખું વિ૦** એકને એક ખીલે બન્ધાઈ રે તેવું (ઢોર).

**ખીલવું, ક્રિ૦ અ૦** પ્રફુલ્લિત થવું; ફૂલવું; ૨ રંગમાં આવવું; લેહેરમાં આવવું; ૩ પ્રકાશમાં આવવું; સુશોભિત થવું; રૂપદાર બનવું. ૪ સાંધવું (ગોદડું); ચાદરને બખિયા મારવા—ખાદીનાં બે પાટને બખિયા મારી—સાંધીને ચાદર બનાવવી; ગોદડાને ટાંકા મારવા.

**ખીલી, સ્રી૦** બે વસ્તુ જોડાઈ રે—એક બીજાથી છુટી ન પડે તેને સારુ વચમાં મુકેલી લાકડાં—ધાતુની સળી. ૨ જમીનમાં ઠોકેલો જે ખીલો તે.

**ખીલીખટકો, પુ૦** હરકત; નડતર; વિઘ્ન; આડ.

**ખીલી ઠોકવી, ક્રિ૦ સ૦** જમીન—ભીતમાં ખીલી દાટવી. ૨ પાયો નાખવો. ૩ મુકામ કરવો. ૪ અડચણ આણી થતું કામ અટકાવવું.

**ખીલો**, પુ૦ [ સં૦ કીલ ] ઉપર ચપટું માથું હોય અને નીચે અણી હોય તેવી ધાતુ—લાકડાંની સળી.
—'ખીલાના જોરે કુદવું'—કોઇની કુમક—સહાયથી બીજાની દરકાર ન કરવી; સ્વતંત્રપણે માલવું.

**ખીસી**, સ્ત્રી૦ બાજરી, જુવાર, ચોખા વગેરેનો બાફેલો લોટ; ખીમી.

**ખીસું**, ન૦ [ફા૦] અંગ્રરખા, ડગલા, બદન વગેરેને જે કોથળી ટાંકેલી હોય તે; ગજવું; ગુંઝું.
—'ખીસામાં ઘાલવું'—તુચ્છ ગણવું.
—'ખીસાકાતરુ'—ચોર.
—'ખીસાં તર કરવાં,'—કોઇનું કામ કરી આપી પૈસે ટકે તાજા થવું; લાંચ ખાઇને પુષ્કળ પૈસા મેળવવા.
—'ખીસું ભરવું'—અપ્રમાણિકપણે પૈસા લેવા; વગર હકે પારકું નાણું ઉપયોગમાં લેવું; લાંચ લેવી.

**ખુંખારો**, ખંખારો.

**ખુંચવું**, ક્રિ૦ અ૦ અણીદાર—કાંકરી જેવી ચીજ ચામડીમાં—આંખમાં લાગેથી—પડેથી દુ:ખ થયાં કરવું. ૨ એકાદી વાત દિલમાં ખટકયાં કરવી ( ખુંચ્યાં કરવું).

**ખુંચાવવું-વી લેવું-ચી લેવું**, ક્રિ૦ સ૦ કોઇની ચીજ તેની પાસેથી ખેંચીને લઈ લેવી; ઝુટાવી લેવું; કોઇના કબજામાંથી પોતાની પાસે તાણી લેવું. ૨ હરણ કરી લેવું.

**ખુંટડી**, સ્ત્રી૦ પગનું ઠેસણુ.

**ખુંટડો**, ખુંટો.

**ખુંટવું**, ક્રિ૦ સ૦ ભાંય સાથે વળગેલી ચારને થોડે થોડે ઉખેડી કાડવી. ૨ નિમાળાને ચિપિયેવતી એક પછી એક એમ ઉખેડી નાખવા.

**ખુંટિયું-યો**, બળતા લાકડાનો નાનો કકડો.

**ખુંટી**, સ્ત્રી૦ લુગડાં મુકવાની ખીટી; ઘોડી. ૨ કપાળની ઉપલી બાજુયે બન્ને પાસ માથાના નિમાળાને ટુંપાવી કડાવેલો જે અક્રેકો ખુણો તે. ૩ અંગ્રરખાની કળી. ૪ લાકડાની મેખ. [લાકડું તે; ઠુંઠું.

**ખુંટું**, ન૦ કાપી નાખેલા ઝાડનું થોડું જમીનમાં રયલું જે

**ખુંટો**, પુ૦ ભાંયની અન્દર દાટેલી ખીલી; મેખ. ૨ ઝાડની ભાંગેલી ડાળીનો થોડો ભાગ જે ઝાડ સાથે વળગી રયલો હોય તે. ૩ ઝાડ મરી ગયાથી અથવા ભાંગી પડ્યાથી ભાંયપર રયલો થડનો જે થોડો ભાગ તે. ૪ બન્દરમાં નાંગરતાં વાણોના ધણી પાસેથી સરકારથી જે કર લેવામાં આવે છે તે.
—'ખુંટો ઘાલવો,'—પગ પેસાડવો—દાખલ થવું; ૨ પાયો નાંખવો.
—'ખુંટો ઠોકવો'—એકને એક ઠેકાણે લામ્બા વખત સુધી રેવું. ૨ નિશ્ચય કરવો.



—'ખુંટો ઢીલો થવો'—અશક્ત થવું; નરમ પડવું. જોર કમી થવું.

**ખુંદવું**, ક્રિ૦ સ૦ પગ ઉંચકી ઉંચકીને ડાબવું; પગે છુંદીને નરમ કરવું. ૨ ગાતાં ને તાળી વગાડતાં કુદતાં કુદતાં ફરવું (ગૈરાં, માડ ખુંદે છે).

**ખુંદાળવું**, ખાઈપીને મઝો મારવી.

**ખુંદ્યાં ખમવાં**, દીધેલાં દુ:ખ ખમવાં. 'જેમ ખુંદી ખમું છું રે, નચાવી નાચું છું' (દયા).

**ખુંપડો**, પુ૦ અનાજ, રૂ વગેરેની ગાંસડી બાંધ્યા પછી ગાંઠની આજુબાજુ જે ઉઘાડાં પડખાં રહે છે તે.

**ખુંપરો**, પુ૦ ઝાડ—છોડ કાપી લીધાથી અથવા ભાંગી પડ્યાથી તેના થડનો જે થોડો ભાગ રયો હોય તે. ૨ ડાળી કાપ્યાથી અથવા ભાંગી ગયાથી તેનો ઝાડને વળગી રયલો જે ભાગ તે. ૩ બેસતાં ઉઠતાં ચાલતાં એકાદા ખીલા વગેરેથી એકાએક લુગડામાં જે કાણું અને ચીરો પડે તે—'ખુંપરો આવ્યો' એમ કેવાય છે.

**ખુઆર**, ખુવાર.

**ખુજલી-ળી**, સ્ત્રી૦ ખરજ; ખસ. ૨ ધવડાટ; ખંજવાળ.

**ખુટકો**, પુ૦ ખુટવું—ઘટી પડવું તે; ખૂટ; કમી.

**ખુટડો**, પુ૦ બળતા લાકડામાંથી જુદો પડેલો ધગધગતો કકડો.

**ખુટવું**, ક્રિ૦ અ૦ ઓછું થવું—હોવું; ઘટી પડવું. ૨ ટાંચ—ચેમ પડવી. ૨ કંઈજ ન હોવું; સમુળગું થઈ ચુકવું; ખપી જવું. 'ખાવાનું ખુટી ગયું.' ૩ તકરારમાં બોલવાનું ન સુઝવું; હારવું. ૪ ફુટવું; દગલબાજી કરવી; ભેદ કેવો.

**ખુટાડવું**, ક્રિ૦ સ૦ ખુટે—ઘટે તેમ કરવું.

**ખુટેલ**, પુ૦ જેણે દેવાળું કાડયું હોય તે. ૨ ફુટેલો.

**ખુડદો**, પુ૦ [ફા૦] રૂપાનાણાના બદલામાં જે ઘણા તાંબાના પૈસા મળે તે.—ખુડદો વટાવવો—કરાવવો.
—'ખુડદા કરવા'—વેચી નાખવું; વેચીને નાણું કરવું. ૨ ઉડાવી દેવું.

**ખુડી**, અ૦ બાળકને ઉધરસ આવતી હોય તે વખત તેની મા બેન વગેરે તેને વાંસે હાથ ફેરવતાં એ શબ્દ બોલે છે.—ખુડી, ખુડીખુડી અથવા ખુડી રાંડ.

**ખુણ**, સ્ત્રી૦ [મ૦] નિશાની; ચિહ્ન.

**ખુણ**, સ્ત્રી૦ ખુણો.
—'ખુણેખાચરે—ખોતરે'—ખુણામાં.

**ખુણિયાળું**, વિ૦ ખુણાવાળું.

**ખુણો**, પુ૦ [સં૦ કોણ] જયાં બે દિશા—બાજુ—લીટી મળતી હોય તે જગા અથવા તે બેની વચમાંની જગા. [ કાટખુણો, < પોળો ખુણો, < સાંકડો ખુણો.

—'ખુણામાં નાખવું'—ગુણુ પ્રકાશ ન થાય એવી જગોએ મુકવું; બેદરકારીથી નાખી મુકવું.

—'ખુણે પડી રેવું'—ગુણુ પ્રકાશ ન થાય એવી સ્થિતિમાં રેવું.

—'ખુણે હોવું'—ધણીના મરણથી સ્ત્રીએ ઘરમાં રહી શોક પાળવો.

—'ખુણો પાળવો'—સ્ત્રીએ ધણીના મરણના શોકમાં ઘરમાં રેવું. [હતા.' ખુદનું—પોતાનું.

**ખુદ, સ૦ [ફા૦]** પોતે; જાતે.—'સાહેબ ખુદ આવ્યા

**ખુદખાસ્તા,** દેસાઇઓને સરકારી ચાકરી બદલ મળેલી જમીન તે.

**ખુદા, પુ૦ [ફા૦]** દુનિયાનો માલિક; ખોદા. **ખુદાતાલા.**

**ખુદાઈ, વિ૦** ખુદાનું બનાવેલું; ખુદા સમ્બન્ધી. ૨ પાક.

**ખુદાકરેને,** ખુદાની મરજી થયેથી; ઇશ્વિરી સત્તાથી.

**ખુદાપરસ્ત, વિ૦** એક ખુદાને પૂજનાર—માનનાર.

**ખુદાવન્દ, પુ૦ [ફા૦]** મોટો માલિક—સાહેબ. મોટા દરજ્જાવાળાને અરજ કરતાં વપરાય છે—જેમ સાહેબ, શેઠ, મેહેરબાન, તેમ ખુદાવન્દ.

**ખુનકરવું,** જીવથી મારી નાખવું; શસ્ત્રથી જીવ લેવો.

**ખુનકી, સ્ત્રી૦ [ફા૦]** લેર; ઊંઘ—કેફની.

**ખુનરેજી, સ્ત્રી૦ [ફા૦]** કાપાકાપી; કતલ; જીવની હાણુ થાય તેવી મારામારી.

**ખુનસ-જસ, ન૦** ખુન કરે તેવો ગુસ્સો; ઝેર.

**ખુનામરકી, ખુનરેજી.**

**ખુની, વિ૦ [ફા૦]** ખૂન કરનાર; હત્યારો. ૨ ખુનના જોસ્સાથી ભરેલું; ઘાતકી.

**ખુપવવું, ક્રિ૦ સ૦** ઠરાવવું.

**ખુબસુરત, વિ૦ [ફા૦]** સારા સીના—ચેહેરાવાળું; દેખાવડું; રૂપાળું; ફુટડું; સુન્દર; રળિયામણું.

**ખુબસુરતી, સ્ત્રી૦ [ ફા૦ ]** સારો સીનો—ચેહેરો; સુરૂપ; ફુટડાંપણું. ૨ શોભા; સુન્દરતા; સૌન્દર્ય.

**ખુબી, સ્ત્રી૦ [ફા૦]** પદાર્થની અન્દરનો સારો ગુણ. ૨ રસ; મઝો; લેહેજત. ૩ વખાણવા લાયક ચતુરાઈ. ૪ નેકી; ભલાઈ; સદ્‌ગુણ ( ખુબી ને ખોડ).

**ખુબીદાર, વિ૦ [ફા૦]** ખુબીવાળું.

**ખુમચો, પુ૦ [ફા૦]** છત્તી—ઢળતી કોરણની મોટી થાળી. ૨ એ થાળીમાં ભરેલાં મેવા મિઠાઈ વગેરેની જે ભેટ કરવામાં આવે તે.

**ખુમારી, સ્ત્રી૦ [આ૦]** કેફ કરેથી આંખમાં જે લેહેર આવે તે. ૨ એકાદા જોસ્સાનું આંખમાં જે તેજ રમતું દેખાય તે.

**ખુમાશ, પુ૦ [આ૦]** ગંજીફાનાં પાનામાં આઠ જાતના રંગ હોય છે તેમાંનો એક.

**ખુર, [સં૦ ખુર] ખરી.** [ માવાનો દાઝેલો ભુકો.

**ખુરચન, ન૦** કાચું કોરું જે ખાવાનું તે; ચવેણું. ૨

**ખુરદો, ખુડદો.**

**ખુરબાન, કુરબાન.**

**ખુરશેદ, પુ૦ [ફા૦]** સૂરજ; આફ્તાબ.

**ખુરસી, સ્ત્રી૦ [ફા૦]** ચાર પાયાવાળી અઢીંગીને બેસવાની નેતરની ભરેલી માચી—બે હાથા હોય અથવા ન હોય.

**ખુરસીનામું,** વંશાવળી.

**ખુરસું,** (સોનીનું). **બોરસું.**

**ખુલતું, વિ૦ ધા૦** બાર પડતું; સારું દેખાતું; શોભતું; બહાર આપતું. ૨ ઉઘડતું; ખિલતું.

**ખુલવું, ક્રિ૦ અ૦** શોભવું; સારું દેખાવું; બહાર આપવો; રંગ દીપવો. ૨ ઉઘડવું; ખિલવું ( ફૂલ). ૩ આકાશમાંથી વાદળાં વરસાદનું જતું રેવું; ઉઘડવું ( આજ વરસાદ ખુલ્યો છે—ઉઘડી ગયો છે).

**ખુલાસો, પુ૦ [આ૦]** ખુલ્લું—મોકળું—ઉઘાડું કરી બતાવવું તે; ભેદ જણાવવો તે; સમજણ; ટીકા. ૨ સાર; ભાવાર્થ; નીતિ; શિખામણ. ૩ બન્ધી—ગુંચવણમાંથી બાર નિકળવું—છૂટું થવું તે; નિકાલ; રસ્તો. ૪ મોકળાસ.

**ખુલું-લ્લું વિ૦** ઉઘાડું; બન્ધ ન હોય તેવું. ( બારણું વગેરે). ૨ છૂપું ન હોય તેવું; જાહેર; પડદો ન હોય તેવું (કામ-ભાષણ). ૩ મળ—પ્રપઞ્ચ—કપટ વનાનું; સાફ (દિલ, મન). ૪ સ્પષ્ટ; સાફ સમજાય ને સમ્ભળાય તેવું (અવાજ). ૫ વાદળ વરસાદ ન હોય તેવું; સાફ (આકાશ). ૬ નાગું; ઢાંકેલું ન હોય તેવું; ઉઘાડું (શરીર). ૭ ભૂંડું; અસભ્ય (ગાળના બોલ).

**ખુવાબ, પુ૦ [ફા૦]** સ્વપ્ન; સાણું.

**ખુવાર, વિ૦ [ફા૦]** દુઃખી દુઃખી; હેરાન હેરાન; બેજાર.

**ખુશકી, સ્ત્રી૦ [ફા૦]** જમીનનો રસ્તો (પાણીનો નહિ) 'તે ખુશકીયે જાય છે, વાણમાં નહિ.'

**ખુશખબર, સ્ત્રી૦** ખૂશ કરે તેવી ખબર; શુભ વર્તમાન.

**ખુશનુમા, વિ૦ [ ફા૦ ]** ખૂશ લાગે તેવું; આનન્દ પમાડે તેવું. ૨ ખુબસુરત; સુન્દર; રઙ્ગીલું.

**ખુશબખતી, સ્ત્રી૦ [ફા૦]** ખુશીનો—થવાનો વખત. ૨ ખુશીની ખબર સાંભળી સામી ખુશી બતાવવી તે. ૩ ખુશ ખબર સાંભળી બક્ષીસ આપવી તે.

**ખુશબો, સ્ત્રી૦ [ફા૦]** સુગન્ધિ; સારો વાસ.

**ખુશબોઈ, સ્ત્રી૦** ખુશબો. ૨ ખુશબો આપતી ચીજ.

**ખુશબોદાર, વિ૦** ખુશબોવાળું; સુવાસિત.

**ખુશમિજાજી, વિ૦** રઙ્ગીલું; આનન્દી; લેહેરી; મોજિલું.

**ખુશહાલ, વિ૦ [ફા૦]** સુખી હાલતમાં હોય તે; સુખી—તનદુરસ્ત, આરોગ્ય; ખુશી; આનન્દમાં હોય તે.

**ખુશહાલી, સ્ત્રી૦ [ફા૦]** સુખી હાલત—તનદુરસ્તી; ખુશી.

**ખુશામત, સ્ત્રી૦ [ફા૦]** મતલબને સારુ હદથી જાદે તારીફ કરવી તે; કાલાવાલા; હાજી હા.

**ખુશામતિયું, વિ૦** ખુશામત કરે તે (માણસ.) ૨ ખુશામતવાળું—નું (કામ.)

**ખુશાલ, ખુશહાલ.**

**ખુશાલી, ખુશહાલી.**

**ખુશી, સ્ત્રી૦ [ફા૦]** મરજી; ઇચ્છા; ભાવના; રુચિ. ૨ આનન્દ; હર્ષ; સન્તોષ. **વિ૦ ખૂશ.** તનદુરસ્ત; સુખરૂપ; આનન્દમાં હોય તેવી હાલતવાળું. 'ખુશી કરવું—થવું.'

**ખુસરો, વિ૦** જેને મૂછ ન હોય તે પુરુષ.

**ખુસામત, ખુશામત.**

**ખુસિયો, પુ૦** વૃષણ; પેળિયો; ખાયો; અણ્ડ.

**ખૂચ, ખોંચ** (૩-૪ **અર્થમાં**); યુક્તિ; ૨ છૂપો ભેદ; મર્મ; બારીકીથી ખોળી કાડવું તે.

**ખૂંટ, સ્ત્રી૦** જમીન—ખેતરની સીમા દેખડાવવાને નિશાની દાખલ દાટેલો જે પથ્થર તે.

**ખૂંટ, વિ૦** પૂરેપૂરું; બરાબર. 'એ ધોતિયું બાર હાથ ખૂંટ લામ્બું છે.'

**ખૂંધ સ્ત્રી૦** વાંસાનો બાર ઉપસી આવેલો ભાગ.

**ખૂંધું, વિ૦** જેને ખૂંધ નિકળી હોય તે (માણસ).

**ખૂંપ, પુ૦** પરણવા જતી વેળા વરની પાઘડીયે જરકોશનાં પતરાં, હીરામોતી વગેરેથી સણગારેલો અર્દ્ધચન્દ્રાકાર જે કાગળ બાંધવામાં આવે છે તે. એ ફુલના હારના જથ્થાથી અથવા હિરા મોતીથી બનાવવામાં આવે છે. 'માથે ધરેલ સુર સુમન ખૂંપવાળા, જોજો કુમારવર ઘોડાલએ ચડેલા.' (મૃ.)

**ખૂટ, સ્ત્રી૦** કમી; કસર; ખોટ.

**ખૂન, ન૦ [ફા૦]** કોઇને જીવથી મારી નાખવાનો જે જોસ્સો તે. ૨ જીવથી મારી નાખવું તે; હત્યા; ઘાત. ૩ મારી નાખ્યાનો જે ગુન્હો તે. ૪ વેર લેવાની તરસ; ઝેર. ૫ લોહી. [ ઘણું.

**ખૂબ, વિ૦ [ફા૦]** સુન્દર; સરસ. ૨ પુષ્કળ; અતિશે; —'ખૂબ કીધી'—એટલે ઠીક—સારું કીધું.

**ખૂશ, વિ૦ [ફા૦]** રાજી; હરખાયલું; આનન્દી; સન્તુષ્ટ. ૨ ક્ષેમ; સુખી.

**ખેંચ, સ્ત્રી૦** આગ્રહ; તાણ. 'તેણે બહુ ખેંચ કરી ત્યારે રયો.' ૨ ખેંચવું—તાણવું તે.

**ખેંચતાણ, સ્ત્રી૦** ખેંચાખેંચ. ૨ આગ્રહ; કાલાવાલા.

**ખેંચવું. ક્રિ૦ સ૦** જોર કરીને પોતાની તરફ આણવું; તાણવું (દોરડાં, સાંકળથી, હાથ પકડીને). ૨ ઢીલું—ઝુલતું—નરમ હોય તેને સખત—મક્કમ—તંગ કરવું.

**ખેંચાખેંચ-ચી, સ્ત્રી૦** તાણાતાણ; સામસામું ખેંચવું તે; ઘણાજણે ઘણી બાજુથી ખેંચવું તે. ૨ તાણ, ભીડ, તંગી—(નાણાની).

**ખે, પુ૦ [સંક્ષય]** નાશ; પાયમાલી; ક્ષીણ થઈ જવું તે. ૨ એક જાતનો રોગ—ક્ષયરોગ.

**ખેચર, ન૦ [સં૦]** આકાશમાં ફરનાર પ્રાણી; પક્ષી. **પુ૦** દેવતાના ગણ વર્ગ જન.

**ખેચરી, સ્ત્રી૦** સમડી (પક્ષી). ૨ એક જાતની યોગમુદ્રા; જોગીયોનું એક રીતનું આસન.

**ખેટક, પુ૦** શિકારી.

**ખેટલી, સ્ત્રી૦** ગુંથેલા ચોટલા વચ્ચે જે ખાલી લીટી તે;

**ખેટે, અ૦** છેટે; દૂર. [સેંથો—થી.

**ખેડ, સ્ત્રી૦** ખેતરને ખોદી, ચાસી, હળી, કળપી, સાફ કરવાની જે ક્રિયા તે. ૨ ખેડવું તે. ૩ પડતર જમીન—'ઊજડ ખેડે વાગે ઢોલ.' ૪ કાંટાવાળો એક રોપો.

**ખેડતર, ન૦** ખેતી થાય—ખેડાય તેવી જમીન (પડતર નહિ).

**ખેડવું, ક્રિ૦ સ૦** જમીન—ખેતરમાં વાવણીથી પાક ઉપજાવવા સારુ તેને હળવતે ચાસી ખોદી પોચી કરવી. ૨ ખેતીનો ધન્ધો કરવો. ૩ દરિયામાં વાણ ચલાવવાનો ધન્ધો કરવો;—'વાણ ખેડવું,' 'દરિયો ખેડવો.' ૪ મેહેનત—મહાવરાથી એકાદું મોટું કામ કરવું; વેપાર ચલાવવો; ઘોડે બેસી પંથ કાપવો.

**ખેડાણ, ન૦** ખેડાતી એવી જે જમીન તે. ૨ ખેડાવું તે.

**ખેડું-ડુ ન૦** ગામડું. ૨ એક શસ્ત્ર; ખાંડું.

**ખેડુ-ડુત, પુ૦** ખેડનારો; જમીન ખેડનારો. કણબી કોળી ને કેટલાક રજપુત બ્રાહ્મણ ખેડવાનો ધન્ધો કરે છે.

**ખેડો, પુ૦ ખેળો.** [ખેટા પેટમેં.'

**ખેત, ન૦ [સં૦ ક્ષેત્ર. મ૦શેત] ખેતર.** 'ખલી ખેતમેં,

**ખેતર, ન૦ [સં૦ ક્ષેત્ર]** અનાજ વાવવાને ખેડી સાફ કરેલો જમીનનો જે કકડો તે. ૨ જે ધન્ધો—ઉદ્યોગથી રળવું—કમાવું તે. ૩ સપાટ જમીનનો એકાદો કકડો. 'તાપીની તીરે ખેતર ખેડ્યાં રન્નાદે, વાવી છે ચોળમજીઠ રન્નાદે.'

**ખેતરપાળ, પુ૦** ખેતરનું સંરક્ષણ કરનારો દેવ.—ગામને પાદરે જે દેવ તે; ગ્રામ દેવતા.

**ખેતરવું, ક્રિ૦ સ૦** છેતરવું; ઠગવું; વાવું; ફસાવવું. **ન૦** એકેકા ખેતર જેટલું જે અંતર તે. 'તે જગા બે ખેતરવા દૂર છે.'

**ખેતરાં, ન૦** નાનાં નાનાં ખેતર.

**ખેતરાઈ, સ્ત્રી૦** ઘણાં ખેતર એક બીજાની સાથે લગતાં હોય તે બધી જમીન.

**ખેતરાઉ, વિ૦** ખેતર સમ્બન્ધી.

**ખેતી, સ્ત્રી૦** [સં૦ કૃષિ] ખેડવાનું કામ. ૨ વેપાર—'ખેતી કરો હર નામની.'

**ખેતીવાડી, સ્ત્રી૦** અનાજનાં ખેતર અને ફળોની વાડી. ૨ જમીન ખેડવાનો ધન્ધો.

**ખેદ, પુ૦** [સં૦] વાહલી વસ્તુના વિજોગથી અથવા અણગમતી વસ્તુ મળી આવેથી મનમાં જે દુઃખ થાય તે; શોક; દલગીરી; પસ્તાવો. 'ખેદ કરવો—પામવો.'

**ખેદયુક્ત, વિ૦** [સં૦] ખેદવાળું; દુઃખથી ભરેલું.

**ખેદાનમેદાન,** ભાગી તૂટી જવું તે; ધૂળધાણી. ૨ પાયમાલ થઈ જવું તે.

**ખેધો, પુ૦** હઠ; મમત; જીદ. "ખેંગાર તું ખેધો મ કર" (રાસમાળા). ૨ કેડો, પૂઠ. "તે મારો ખેધો છોડતો નથી;" "તે મારે ખેધે પડયો છે."

**ખેન, ન૦** નડતર; આડ; કણ્ટાળો આવે—માથું ફોડાવે તે ( માણસ—કામ ).

—'ખેનનો ખાટલો'—અડચણ આણનાર; મુશ્કેલીમાં લાવનાર; પજવનાર.

**ખેનખાટલો, પુ૦** મોટું ખેન.

**ખેપ, સ્ત્રી૦** કોઈ દૂરની જગોએ જઇને પાછું આવવું તે.—દરેક આવજાવ તે.—પછી પગે ઘોડે વાહણે કોઈ પણ રીતે. (કાસદની ખેપ—કાસદનું જવું અથવા તેને આપવાનું નાણું). ૨ લામ્બી મુસાફરી; સફર. ૩ મોસમે મોસમ વેપારની ચીજોનું એક દેશથી બીજે દેશ આવવું જવું તે. ૩ એકેક વારી—વારો; વખત. 'ભાઈ ખેપ હાર્યા પણ જનમ તો નથી હાર્યા' એવી કેવત છે. ૪ આક્ષેપ; પછવાડે લાગવું તે; મેહેનત; અભ્યાસ; ચાનક; ખન્ત. 'ખેપ કરવી.'

**ખેપન, ન૦** [સં૦ ક્ષેપણ] કાઢવું તે.

**ખેપિયો, પુ૦** એક જગોપરથી બીજી જગોપર ઝડપથી સન્દેશો લઈ જનારો; દૂત; કાસદ.

**ખેપી, વિ૦** આક્ષેપી; ખેપ—ચાનક—ખન્તવાળું.

**ખેમ,** ક્ષેમ.

**ખેમકુશળ,** ક્ષેમકુશળ.

**ખેમખુશાલી, સ્ત્રી૦** સુખી હાલત; આરોગ્ય; તનદુરસ્તી.

**ખેર, ન૦** એક જાતનું ઝાડ. એનાં લાકડાં બાળવાના તથા પેટી પાટલા વગેરે કરવાના કામમાં આવે છે.

**ખેર, અ૦** [આ૦] કંઈ ચિન્તા નહિ; હશે; હોય. **સ્ત્રી૦** પીડા; બલા. 'ખેર ગઈ' કેવાય છે.

**ખેરખાહ, વિ૦** [આ૦ ફા૦] ભલું ચાહાનાર; સમ્ભાળ લેનાર; દોષ સામું ન જોતાં રુડું ઇચ્છનાર. ૨ કુશળ.

**ખેરખાહી, સ્ત્રી૦** ખેરખાહપણું; સજ્જનતા.

**ખેરખેર,** જ્યાં ત્યાં પડેલું; વેરણખેરણ. 'વાસીદું વાળ્યા વગર બધે કચરો પુંજો ખેરખેર થઈ રહ્યો હશે.'

**ખેરણ,** ખરી—છુટું પડેલું; વેરણખેરણ.

**ખેરવવું, ક્રિ૦ સ૦** તજવીજથી દૂર કરવું—કાઢી મુકવું. ૨ માથું ફોડાવવું; કણ્ટાળો આપવો; પજવવું.

**ખેરસલ્લા, સ્ત્રી૦** [આ૦] સમાધાન; સુખરૂપતા.—કંઈ કજિયો ફિતુર નથી પણ બધું સ્વસ્થ—સુલેહવાળું હોય તેવી હાલત.

—'ખેરસલ્લા કરવા'—વાવરી નાંખવું; ઉડાવી દેવું. 'ખાનાપીના ખેરસલ્લા' એ કેતી છે.

**ખેરસાલ, પુ૦** ખેરનાં લાકડાંમાંથી નિકળતો એક ભુકો.—ઓસડ દાખલ કામમાં આવે છે.

**ખેરાત, સ્ત્રી૦** [આ૦] ગરીબને આપી જે ધરમ કરવો તે; ભીખ; દાન.

**ખેરાતી, વિ૦** ખેરાતને માટે જુદું કાઢેલું.

**ખેરિયત, સ્ત્રી૦** [ આ૦ ફા૦ ] સુખરૂપ તે; ક્ષેમ. ૨ સમાધાન; સ્વસ્થતા; સુલેહ.

**ખેરી, અ૦** મેંદો (અખામાં). ૨ દાંત ઉપર પીળો ચોક.

**ખેરીજ, વિ૦** [આ૦] વધારાનું; અન્દર આવી ગયલું ન હોય તે. અ૦ વગર; વિના; સિવાય.

**ખેરો, પુ૦** પોંખ પાડવાનો જે ડાંડિયો તે. ૨ આંબે ટાંગેલી વાકની દોરીની ગુંથણવાળી જે ઝોળીમાં કેરી પાડવામાં આવે છે તે. ૩ અડાયાં છાણાંનો ભુકો; ગોર; ગોબર. ૪ કરચ; ભુકો. 'ધડતાં ખેરો પાડતા ના.'

**ખેલ, પુ૦** [સં૦] રમત; ગમત; ક્રીડા. ૨ તમાશો; નાટક; ભવાઈ. ૩ પ્રપઞ્ચ. 'એણે નવા નવા ખેલ કરવા માંડ્યા છે.'

**ખેલવું, ક્રિ૦ અ૦** રમવું; ક્રીડા કરવી; ગમત કરવી.

**ખેલાડી, વિ૦** ખિલાડી.

**ખેવ, અ૦** તતખેવ.

**ખેવના સ્ત્રી૦** કાળજી; ચાનક; ખન્ત. ૨ સમ્ભાળ.

**ખેસ, પુ૦** ખાંધે નાખવાની સારી પિછોડી; દુપટ્ટો; અઙ્ગવસ્ત્ર.

—'ખેસ ખંખેરવો'—જોખમમાંથી છુટા થવું.

—'ખેસે વળગવું'—આશ્રયે રેવું. ૨ ન છુટે એવે કોઈ લપરે લાગવું.

**ખેહ, પુ૦** ક્ષય.

**ખેહ, સ્ત્રી૦** રજ; ધુળ.

**ખેળ, સ્ત્રી૦** ઘઉંનું સત્વ; ઘઉંના લોટની લાઈ જે તાણા વાણાને પાવામાં આવે છે તે; આર.

**ખેળવું,** ખેલવું.

**ખેળો, પુ૦** નાટક—ભવાઈમાં વેશ લેનારો જે પુરુષ તે; ભવાયો; ભાંડ. ભવાયા જેવી દેખાતી સ્ત્રી. (તિરસ્કારમાં—મશકરીમાં). 'હળવે હળવે પુંખ મોટા ખેળા રે, સાઢી વરને વાગે છે.' સ્ત્રી ગીત.

**ખે, સ્રી૦** ખઈ; ક્ષય રોગ.
**ખોંખારવું, ખઙ્ખારવું.**
**ખોંખારો, પુ૦** ખોંખારવાથી જે અવાજ થાય તે.
**ખોંચ, સ્રી૦** ફાડ; ચીરો; કાણું; છાછર ખાડો. ૨ કમી-પણું; કસર (મુલ્ હિસાબમાં). ૩ ખાંચો. ૪ ગુંચવણ.
**ખોંચાવી-ચીલેવું, ક્રિ૦ સ૦** ખેંચી લેવું; ઝુંટાવી લેવું; જબરદસ્તીથી લઈ લેવું.
**ખો, સ્રી૦ [ફા૦]** ટેવ; આદત.
**ખો, સ્રી૦** ગુફા; બખોલ; કોતર; ખાડો.
**ખોઈ, સ્રી૦** છોકરાંને સુવાડવાને થોડિયે બાંધેલો કપડાંનો જે કકડો તે; ઝોળી; ખોયું.
**ખોખરાટ, પુ૦** ખોખરો અવાજ.
**ખોખરું, વિ૦** તડ પડવાથી જાડો ને પોલો અવાજ નિકળે તેવું (વાસણ). ખોખરો—બેઠેલો ને પોલો (અવાજ).
—'ખોખરું કરવું'—થોડો ઘણો માર મારવો.
—'ખોખરું નાળિયેર'—લાભ વગરનું કામ—વિચાર—તે.
**ખોખલી, સ્રી૦** ઘણી બુઢ્ઢી થયલી શિયાળની માદા.
**ખોખલો, પુ૦ [મ૦]** ઉધરસ; ખાંસી; ઠાંસો.
**ખોખારવું, ખઙ્ખારવું.**
**ખોખું, ન૦** નાણું પોચ્યું એવી સહીવાળો હુંડીનો જે કાગળ કોલીદાર પોતાના હિસાબના દાખલાને માટે પોતાની પાસે રાખે છે તે; નાણાં આપી ચુકયા એટલે હુંડી ટળીને તે ખોખું થાય છે. ૨ આકારને માટે જે સાદો પોલો ઘાટ તે; નમુનો; બીબું; સાંચો. ૩ જીવ વગરનું ટાઢ તડકે સુકાઈ ગયલું માંસ વગરનું જે શરીર—ખોળિયું તે. ૪ તત્ત્વ—માલ વગરનું તે. ૫ મંદવાડને લીધે લોહી માંસ સૂકાઈ ગયલું હોય તેવું શરીર. ૬ કપડાંને લાહીથી એવું વળગાડેલું કે પેચ છુટી ન જાય એવી માથાની જે હલકી પાઘડી તે. ૭ રસકસ જતો રયા પછીનો બાકી રયલો જે ભાગ તે. ૮ પૈસે ટકે પાયમાલ થઈ ગયો હોય તે. 'એની પાસે પૈ પણ કયાં છે, એ તો ખાલી ખોખું છે.'
**ખોગીર ન૦ [ફા૦]** ઘોડાની ઉપર મુકવાનું ગાદલું.
**ખોજ, પુ૦ [હિં૦]** શોધખોળ.
**ખોજવું, ક્રિ૦ સ૦** શોધવું; ખોળવું.
**ખોજામણુ,** ચાળા પાડવા તે.
**ખોજો, પુ૦ [ફા૦]** પુરુષમાં પણ ન ગણાય ને સ્રીમાં પણ ન ગણાય તે; જેને અણ્ડ ન હોય અથવા જેના અણ્ડ કાપી નાખ્યા હોય તે પુરુષ. ૨ મર્દાઈ—પુરુષાર્થ ન હોય તે પુરુષ; હિજડો. ૩ હિન્દુમાંથી વટલીને મુસલમાન થયલા એવાની એક જાતમાંનો એક.
**ખોટ, પુ૦** માટીનું મોટું રઢિયું—ઠેબું.
**ખોટ, સ્રી૦** ચૂક; ભૂલ.—'તેને ૧૦ ખોટ પડી છે.' ૨ નુકસાન; તોટો. 'તેને ૧૦૦ રૂપિયા ખોટ ગઈ.' ૩ કમીપણું; અપૂર્ણતા; પૂરું થવામાં જેટલું વિશેષ જોઈતું હોય તેટલું તે; અછત. 'ગુજરાતીમાં દેશાભિમાન સમ્બન્ધી ગ્રન્થોની બહુ ખોટ છે;' 'બજારમાં શું ખોટ પડી છે કે તે નહિ મળે.'
**ખોટાઈ, સ્રી૦** આળસાઈ. ૨ મેહેનત ન કરવા સારુ બાનાં કાઢવાની જે તબિયત તે.
**ખોટારવો, પુ૦** છાણાં બળી ગયા પછી રયલો જે રાખનો ગોટો તે.
**ખોટારું, ન૦** જુઠાપણું. ૨ જુઠું; તરકટ; બનાવટ.
**ખોટી, સ્રી૦** કોઈ ને સારુ વાટ—રાહ જોઈ રેવું તે; ઢીલ; વાર; વિલમ્બ.
—'ખોટી કરવું'—વાટ જોવડાવવી; ખાળવું.
—'ખોટી થવું'—વાટ જોવી.
—'ખોટી રેવું'—ખોટી થવું; અટકી બેસવું.
**ખોટું, વિ૦** ખરાંનું ઉલટું; સાચું નહિ તે; જાઠું. (તે ખોટું બોલે છે). ૨ ભૂલ—ચૂકવાળું. (હિસાબ ખોટો છે). ૩ ભેગવાળું; શુદ્ધ નહિ તે; હિણું; મિશ્રિત થયલું. (રૂપિયો ખોટો છે). ૪ બેવચની; બેવફા. (આખરે તે માશુક ખોટી નિકળી). ૫ આળસુ; મેહેનત કરવી ન ગમે તેવું અથવા મેહેનત કરવાને બાનાં કાઢે તે (હાડકાંનો ખોટો).
**ખોટો,** ખુંટો. ૨ બળિયાની ખોડ આવે તે.
**ખોડ, સ્રી૦** નઠારી ટેવ—આદત. ૨ જેવું જોઇયે તેવું થવામાં જે ઓછું હોવું તે અથવા ઓછાપણું દેખડાવનારું જે ચિહ્ન તે; કસર; ખામી; એબ. (તેને પગે આંખે ખોડ છે). ઘોડા, બળદ, ભેંસ, વગેરે જનાવરોને કેટલીક ખોડ હોય છે તે ઉપરથી તેનાં જુદાં જુદાં નામ પાડેલાં હોય છે. ૩ ડાઘ; કલઙ્ક; બટ્ટો; નામોશી.
—'ખોડ કાઢવી'—ખામી બતાવવી. ૨ નિન્દા—બદગોઈ કરવી.
—'ખોડ ભાંગવી'—નઠારી ટેવ—આદત મુકાવવી—દૂર કરાવવી—માર મારવા.
**ખોડ, ન૦** લાકડું.
**ખોડખાંપણ, સ્રી૦** શરીર સમ્બન્ધી ખામી; એબ. ૨ ભૂલચૂક.
**ખોડકાવું, ક્રિ૦ અ૦** ખોડાતું ચાલવું; લઙ્ગડાવું.
**ખોડાવું, ક્રિ૦ અ૦** ખોડું ચાલવું; લઙ્ગડાવું; અટકતું ચાલવું.
**ખોડિયારું, ન૦** ખેતરની વાડમાંથી જવા આવવા જ્યાં છીંડું રાખેલું હોય ત્યાં બે પાંખાંવાળું દાટેલું જે લાકડું તે. ૨ એ દાટેલા લાકડા સાથે જે છીંડું તે.

**ખોડિયું,** વિ૦ ખોડવાળું; અપક્રૂ.
**ખોડું,** વિ૦ ખોડવાળું; અપક્રૂ. ૨ દરદ વગેરે કારણથી પગે ચાલતાં લથડતું હોય તેવું; લક્રૂડું.
**ખોડો,** પુ૦ શરીરપર અને ઘણું કરીને માથાપર ફોલ્લીયો થાય છે અને પછી ખજવાળથી છોડાં ઉખડી આવે છે તે રોગ.
—'ખોડો કાડી નાખવો'—જડમૂળથી નાશ કરવો.
—'ખોડો નીકળી જવો'—નાશ થવો; સંહાર થવો.
**ખોણિયું,** ન૦ બળતા લાકડાનો નાનો કટકો; ખોયણું.
**ખોતરવું,** ક્રિ૦ સ૦ કોઈ પણ વસ્તુને ધીમે ધીમે ઉપર ઉપરથી ખોદવી; વસ્તુની માયની ચીજ થોડે થોડે બાર કાડવી. (કાન દાંત ખોતરવા).
**ખોતરું,** ન૦ બાનું; મસ; નિમિત્ત.
**ખોદકામ,** ન૦ ચાંચવા પાવડા નરાજ વગેરેથી ખોદવાનું જે કામ તે. ૨ સલાટનું કામ; કોતરકામ.
**ખોદણી,** સ્રી૦ નિન્દા કર્યાં કરવી તે; ભૂલ કાડ્યાં કરવી તે. 'તે તેની ખોદણી કર્યાં કરે છે.' ૨ અનાજ નિન્દવાનું એક જાતનું હથિયાર.
**ખોદવું,** ક્રિ૦ સ૦ ચાંચવા પાવડા નરાજ વગેરેથી ભોંય ઉખેડવી; ખાડો કરવો. 'ખોદે ઉંદર ને ભોગવે ભોરીંગ,' 'ખોદે તે પડે.' ૨ કોતરવું; નકસી પાડવી (સલાટે). ૩ નિન્દવું. ૪ કોઈનું ખોટું કરવું.
**ખોદા,** ખુદા.
**ખોદાણ,** ન૦ પાણીના જોરથી ખોદાઈ ગયલી જમીન.
**ખોદાવન્દ,** ખુદાવન્દ.
**ખોદાવવું,** ક્રિ૦ સ૦ પ્ર૦ કોઈ ખોદે તેમ કરવું.
**ખોધું,** વિ૦ મૂર્ખ માણસ.
**ખોપડું,** ન૦ ઝુપડું.
**ખોપરી,** સ્રી૦ જે હાડકાંથી માથાનો બારનો ઉપલો કમાનદાર ભાગ થયો છે ને જેમાં ભેજું—મગજ હોય છે તે.
**ખોપરું,** કોપરું, ટોપરું.
**ખોબલો-ભલો,** પુ૦ ખોબો.
**ખોબો-ભો,** પુ૦ આંગળાં સુદ્ધાં બે હથેલીને સાથે રાખ્યાથી જે ખાડો થાય તે; પોશ. 'અરધો ખોબો' એટલે ઉણ્ડી રાખેલી એક હાથની જે હથેલી તે.
**ખોભ,** ક્ષોભ.
**ખોભણ-ભાણ,** સ્રી૦ ખો; ગુફા; પોલ; ભેખરાડ; ડુંગરની આજુબાજુનો જે ઉણ્ડો ખાડો તે.
**ખોય,** કોતર, પુ૦ ખાંપણ. "કૂળમાં લાગે ખોય."
**ખોયણ,** ન૦ દિવાનું ઉંબાડિયું; ખોયણું.
**ખોયું,** ખોઈ; ઝોળી.
**ખોરડું,** ન૦ નાનું સરખું ઘર; ઝુંપડું. ૨ ઘર; ખોડ્ડું.
**ખોરણું,** ન૦ મશાલ. ૨ બળતું લાકડું—કરાંઠું. 'ખોરણું કરવું,' એટલે સળગાવી મુકવું; બાળી મુકવું.
**ખોરવું,** ક્રિ૦ સ૦ વસ્તુ જલદી બળી જાય તેને સારુ તેના ભાગોને એક બીજાથી જુદા—છુટા પાડવા.'ખોરી બાળવું.' ૨ હલાવી ખસેડવું; ઉપર તળે કરવું. 'ચુલો ખોરતો નહિ;' 'રાખોડી ખોરી જો તેમાં દેવતા હશે.' ૩ ખફેરીને બળતામાં ધકેલવું.
**ખોરસું,** ન૦ ત્રણ પગની ઘોડી (તાણિયાની).
**ખોરાક,** પુ૦ [ફા૦] ખાવાનો પદાર્થ; ખાજ; રોજનું ખાવાનું. અનાજ, માંસ વગેરે.
**ખોરાકી,** સ્રી૦ ગુજરાનને માટે જે ખોરાક તે. ૨ રોજના ખોરાકને સારુ જે નાણું તે; વરસ સુધી પોષણને માટે આપવાની રકમ.
**ખોરાકીપોશાકી,** સ્રી૦ [ફા૦] ખાવાનું ને પેરવાનું; અન્ન વસ્ત્ર. ૨ ખોરાક અને પોશાકની જે તજવીજ તે; અન્ન વસ્ત્ર પુરાં પાડવાં તે; જીવાઈ.
**ખોરાસ,** સ્રી૦ ખોરાપણું.
**ખોરું,** વિ૦ સૂકું સવાદ વગરનું અને ગન્ધાતું.
**ખોલ,** સ્રી૦ કપડાં—વાસણનું બરોબર કોઈ ચીજ સાથે બેસતું ન આવવું પણ ઢીલું—ઉઘાડું—ઝુલતું રેવું તે. ૨ કપડાંનું—ધાતુનું ઢાંકણ. [નાની ગધેડી.
**ખોલકી,** સ્રી૦ ૧ મહિનાથી તે ૧।। મહિના સુધીની
**ખોલવું,** ક્રિ૦ સ૦ ઉઘાડવું; ઢાંકણ—પડદો ખસેડી દેવો.
**ખોલી,** સ્રી૦ પિત્તળ રૂપાં વગેરે ધાતુનું પોલું જે ઢાંકણ તે—જેને છતરીના હાથામાં લાકડીને છેડે વગેરેમાં બેસાડવામાં આવે છે તે. [મ૦] નાની ઓરડી.
**ખોલું,** વિ૦ બેસતું ન આવેલું; ઢીલું. ૨ ઉઘાડું.
**ખોવણ,** સ્રી૦ અક્ષોહિણી. "કેમ શંકે સોરઠ ધણી, ખોવણ દળ ખેંગાર."
**ખોવું,** ક્રિ૦ સ૦ માલમ ન પડે તેવી રીતે કોઈ ચીજને, પોતાની પાસેથી ગમે ત્યાં જતી રેતી કરવી; ગુમાવવું ૨ (વેપારમાં) ખોટ—નુકસાન—તોટો આવવો. ૩ નકામું—ફોકટ—મિથ્યા જાય તેમ કરવું; ગુમાવવું. (તેણે પોતાની આખી ઉમ્મર ખોઈ પણ ઇશ્વરભજન ન કીધું). ૪ કમારગે ખરચી નાખવું (તેણે પોતાનો બધો પૈસો રણ્ડીબાજીમાં ખોયો). 'ખોવાવું,' 'ખોવાઇ જવું,' 'ખોઈ બેસવું,' 'ખોઈ આવવું.'
**ખોસવું-સી ઘાલવું,** ક્રિ૦ સ૦ જોરથી અન્દર ધકેલવું—ભોકવું; ઘોચવું.
**ખોહ,** સ્રી૦ ગુફા; કઠણ. [થવી—કરવી.
**ખોળ,** સ્રી૦ પુ૦ શોધ; તપાસ; પત્તો; તજવીજ. ખોળ
**ખોળ,** પુ૦ તલ પીલતાં જે બાકી કૂચો રે તે.—એ બળદ વગેરેને ખવાડવામાં આવે છે. 'ખોળ ને ગોળ એક ભાવ'.

**ખોળમ્બો, પુ૦ [મ૦]** વાર—વખત લાગવો તે; ઢીલ. 'કામ ખોળમ્બે નાખી મુકવું.'
**ખોળવું, ક્રિ૦ સ૦** શોધવું; તપાસવું.
**ખોળાંખઙ્ખોળાં, ન૦** ખુંણે ખોતરે છાની રીતે જોવું તે; ફાંફાં મારવાં તે.
**ખોળાધર, પુ૦** (વેપારમાં) હુંડીનાં નાણાં લેનારે, આપનારની ખાતરી થાય તેવું ઓળખીતું જે માણસ બતાવવું તે; જામીન.
**ખોળિયું, ન૦** તળાઈ વગેરેને સારુ રૂ ભરવાનો સીવીને તૈયાર કરેલો છીટ વગેરે જાડાં કપડાંનો જે કોથળો તે. ૨ જીવ વનાનું શરીર.
—'ખોળિયામાં જીવ આવવો'—નિરાંત વળવી.
—'ખોળિયામાંથી જીવ ઉડી જવો'—ગભરામણ થવી.
**ખોળો, પુ૦** પગમાં પગ ભેરવીને—પલાંઠી મારી બેઠાથી બન્ને જાંઘ ઉપરનો ઘુંટણુ લગીનો જે બધો ઉપલો ભાગ તે. ૨ એ ઉપર આવતી અઙ્ગરખાની જે ચાળ તે; એ ઉપર રાખેલું જે કપડું તે. ૩ શોધો (ખોળ ધાતુનું આજ્ઞાર્થ રૂપ).
—'ખોળો ખઙ્ખેરવો'—જોખમદારી કાઢી નાખવી.
—'ખોળે માથું મુકવું'—શરણે જવું; તાબે થવું; સંકટમાંથી બચવાને કોઇની ઓથમાં જઈ ભરાવું.
—'ખોળે મુકવું'-અધરણીરાત સ્ત્રીનો ખોળો ભરતી વખતે સાસરા તરફથી જે લુગડાં ઘરેણાં મુકવામાં આવે છે તે.
—'ખોળે લેવું'—દત્તક લેવો.
—'ખોળે સોંપવું'—વિશ્વાસપર રાખવું; સમ્ભાળ નીચે સોંપવું; ભલામણ કરવી.
—'ખોળો પાથરવો'—નમવું; આજીજી કરવી; કાલાવાલા કરવા.
—'ખોળે બેસાડવું'—કન્યાને તેનાં સાસુ સસરાના ખોળામાં બેસાડવી;—વિવાહ—ચાંલ્લા નાળયેર આપતી વેળાની એક રીત.
—'ખોળો ભરવો'—અધરણીરાતને દેવ આગળ બેસાડી સાસુએ, ચોખા નાળિયેર રૂપાનાણું એ સહુ પ્રથમ પોતાના ખોળામાં લઈ પછી તે વહુના ખોળામાં આપવું. 'આજ તેને ત્યાં ખોળો ભરે છે'.
—'ખોળો ભરાવો'—શ્રીમન્ત રેવું; દાડા રેવા.
**ખ્યાત, વિ૦ ધા૦ [સં૦]** પ્રસિદ્ધ—નામાઙ્કિત થયલું; પ્રખ્યાત; નામીચું; પઙ્કાયલું. 'ખ્યાત પ્રતાપ કાવ વંશ જ રામ રાજા'.
**ખ્યાતિ, સ્રી૦ [સં૦]** કીર્તિ; પ્રસિદ્ધિ.
**ખ્યાલ, પુ૦ [ફા૦]** વિચાર; કયાસ; દરિઆફ. ૨ તર્ક. ૩ કેડો; પૂઠ; પછવાડે લાગવું તે (તે તેનો હજુ ખ્યાલ મુકતો નથી). ૪ ગવૈયાનું એક જાતનું ગાયન.—પેલે ધ્રુવપદ પછી ખ્યાલ ને પછી ટપ્પો એમ તેઓ અનુક્રમે ગાય છે. ૫ એક તરેહની કવિતા રચના; લાવણી. (કલગી—તોરાના ખ્યાલ). 'ખ્યાલ ટપ્પા; ખ્યાલ અને ટપ્પા એ ગાયન. [તરઙ્ગી.
**ખ્યાલી, પુ૦** ખ્યાલ—લાવણી જોડનારો. ૨ તર્કબાજ'
**ખ્યાલીખુશાલી, સ્રી૦ [ફા૦]** નાચરઙ્ગ ગાનતાન ઠઠ્ઠા મશકરીથી ખૂશ રેવું તે.
**ખ્રિસ્તી, વિ૦** ઇસુખ્રિસ્ત સમ્બન્ધી (શક, ધર્મ ઈ૦).
**ખ્વાબ, પુ૦ [ફા૦]** સ્વપ્ન; સાણું.
**ખ્વાર, ખુવાર.**

---

# ગ.

**ગ, પુ૦ [સં૦]** ચૌદમો મૂળાક્ષર; ત્રિજો વ્યઞ્જનવર્ણ. ૨ ગાયનમાં મૂળ જે સાત સૂર તેમાંનો તીજો જે ગન્ધાર—ગાન્ધાર તેને બદલે મુકાતો અક્ષર—સા, રી, ગ, મ, પ, ધ, ની.
**ગ, વિ૦** જનારો, ગમન કરનારો એવો અર્થ રાખે છે અને શબ્દની પછવાડે મુકવામાં આવે છે. **ખગ**—આકાશમાં ગમન કરનારો; પક્ષી. **ઉરગ**—છાતી ઉપર—છાતી ઘસી ચાલનારો; સાપ વગેરે.
**ગઈ, સ્રી૦** ભૂત કાળમાં બનેલી—ગુજરી ગયલી જે વાત—હકીકત—બિના તે. **ગઈગુજરી** પણુ કેવાય છે. **વિ૦** ગયલું.
**ગઈ કાલ, સ્રી૦** તરતનો ગયલો જે પેલો દાડો તે.
**ગઈરાતરે-તે-ત્રે, અ૦** ગઈ એવી જે પેલીજ રાત [તે ટાણે.
**ગઉ, ગૌ.**
**ગગડવું, ગડગડવું.**
**ગગડાટ, ગડગડાટ.**
**ગગડાવવું, ગડગડાવવું.**
**ગગન, ન૦ [સં૦]** આકાશ; આસમાન. ૨ જ્યોતિષમાં—કવિતામાં શૂન્યની સંખ્યા.
**ગગરી, પુ૦** એક જાતની નાની ગાગર.
**ગગરું, વિ૦** દાણા પડતું—જાડું દળેલું (અનાજ).
**ગગરો, પુ૦** ઘડો.
**ગગળવું, ક્રિ૦ અ૦** નરમ થઈ જવું; પાણી પાણી જેવું થઈ જવું. (પ્યારથી, ધમકીથી). ૨ ઓશિયાળું—ફીકું પડી જવું. (ગગળી જવું).
**ગગો, પુ૦** છોકરો; કિકો.
**ગઙ્ગ, ગઙ્ગા.**
—'ગઙ્ગા નાહ્યા'—પાપ—નુકસાન—દુઃખમાંથી છૂટયા. 'એનો હથેવાળો મળી જાય એટલે ગઙ્ગા નાહ્યા.'

—'નાત તો ગઙ્ગાનો પ્રવાહ'—ન્યાતમાં જે કંઈ થાય તે પવિત્ર ગણાય.

'ગઙ્ગાનો પ્રવાહ'—વાગ્ધારા; સડસડાટ બોલવાની છટા.

—'ગઙ્ગા ભાગીરથી'—વિધવાને લખતાં લખાય છે.

—'ગઙ્ગા સ્વરૂપ'—ગઙ્ગાના જેવી પવિત્ર. એ વાકય વડિલ સ્ત્રીઓને માનાર્થે લખવાની રૂઢિ છે. (ઘણું કરીને વિધવાને).

**ગઙ્ગલી ધ્રાંચણ, સ્ત્રી૦** ફુવડ સ્ત્રી.

**ગઙ્ગાગોળી, સ્ત્રી૦** પાણી પીવાની જે ગોળીમાંથી ઘણા જણે તેની તે જ લોટી બોળીને પાણી પીધું હોય તે; પવિત્ર ગોળી—(મશ્કરીમાં).

**ગઙ્ગાજળ, ન૦** ગઙ્ગા નદીનું પવિત્ર પાણી. **વિ૦** ૨ પવિત્ર; કપટ વગરનું. 'ગઙ્ગા જળ સરખાં રે એ સાંભળો સાસુજી.' ૩ જે દાળમાં દાળ ઓછી ને પાણી વધારે હોય તે. ૪ દાળ ખૂટે ત્યારે અંદર પાણી રેડવામાં આવે છે તે. ૫ અપવિત્ર પ્રવાહી—ગંદું પાણી દારૂ વગેરે. (મશ્કરીમાં).

**ગઙ્ગાજળી, સ્ત્રી૦—ળુ, ન૦** પાણી ભરવાનું ઉપરથી સાંકડા મોડાનું અને નીચેથી પોળા ઘાટનું વાસણ.

**ગઙ્ગાધર, પુ૦ [સં૦]** મહાદેવ.

**ગઙ્ગેરીપાન, ન૦** એક જાતનાં ખાવાનાં પાન.

**ગઙ્ગોદક, ન૦** ગઙ્ગાનું પાણી.

**ગચકડું-કિયું, ન૦** પાણીમાં ડુબતાં માણસે ગભરાટમાં નીચે જવું ને ઉપર આવવું તે; પાણી પીધાથી ડુબતાં માણસે જે ગભરાવું તે. ૨ અજીરણ વગેરે કારણથી ખાધેલું જોરથી બાર આવવાનું કરે પણ અટકી પાછું માય જાય તે; ગચરકું.

**ગચિયું ન૦** ઈંટ ચુનો સાથે બાઝી ગયેથી બનેલું જે ઢેફું તે; છો મટોડી ઈંટ પથરા વગેરેનો સાથે બાઝી રચલો જે ગઠ્ઠો તે.

**ગચ્છ, પુ૦ [સં૦]** પ્રમાણ અને શ્રેઢીમાં કૃયલા અઙ્કોની જે સમુદાય સઙ્ખ્યા તે. ૨ વર્ગ; જથો; તડ; ટુકડી (અમુક શ્રાવક અમુક ગચ્છના છે).

**ગચ્છન્તી કરી જવું,** નાસી જવું; પોબારા ગણવા; જતું રેવું.

**ગછી, સ્ત્રી૦** ઈંટ.

**ગછે, ક્રિ૦** જાય.

**ગજ, પુ૦ [સં૦]** હાથી; હસ્તી; કરી.

**ગજ, પુ૦ [ફા૦]** લમ્બાઈ ભરવાનું માપ; ચોવીસ તસુ એટલી લમ્બાઇનો લોઢાં—લાકડાંનો જે સળિયો તે. જુદે જુદે ઠેકાણે ને જુદા જુદા ધન્ધામાં ગજની લમ્બાઈ જુદી જુદી હોય છે. સુથારી ગજ બે ફૂટની બરાબર થાય છે. ૩ બારી—બારણામાં આડો મુકવાનો જે લોડાંનો સળિયો તે. ૪ લોડાંનો લામ્બો સળિયો (હિંચકા—ચોપાળાનાં ગજ).

—'ગજગજ કુદવું'—આનન્દમાં—મસ્તીમાં આવવું. ૨ ગુસ્સાથી ઊંચા નીચા થઇ કંઈ પણ બોલવું. ૩ પતરાજી બતાવવી.

—'ગજ વાગવા'—યોગ્ય ઠેકાણે યોગ્ય રીતે શક્તિ કામે લાગવી; જોર ફાવવું. ૨ ધારેલું સિદ્ધ થવું. ૩ પગ જામવો.

**ગજકરણ, પુ૦ [સં૦ ગજકર્ણ]** હાથીનો કાન. ૨ ગણપતિ. ૩ દરાજ; દાધર. [વાળી સ્ત્રી.

—**ગજગામા, સ્ત્રી૦** હસ્તીના જેવી મન્દ લલિત ગતિ-

**ગજગામિની, સ્ત્રી૦ [સં૦]** હાથીના જેવી લેકાતી લેકાતી ચાલનારી સ્ત્રી.

**ગજછાયા, સ્ત્રી૦ [સં૦]** ૧ હાથીની છાયા. ૨ શ્રાદ્ધના દિવસની પાછલા પહોરની છાયા—એ છાયામાં બેસીને શ્રાદ્ધ કરવામાં પુણ્ય છે. ૩ ભાદરવા વદી ૧૩ ને દિવસે મઘા નક્ષત્ર હોય તો તે દિવસ; જે પર્વસંધિમાં સૂર્ય ગ્રહણ થાય તે દિવસ; ભાદરવા મહિનામાં જેટલા દિવસ હસ્ત નક્ષત્ર રે તેટલા દિવસ ગજછાયાના કેવાય છે—એમાં શ્રાદ્ધનો દિવસ આવેથી ને મહાલયશ્રાદ્ધ થયેથી મોટું પુણ્ય થાય છે.

**ગજદન્ત, પુ૦ [સં૦]** હાથી દાંત. 'ગજદન્ત સિંહલદ્વીપ મુંબઈ હેમની છે હાલમાં.' ૨ ગણપતિ.

**ગજપીપર, સ્ત્રી૦ [સં૦ ગજપિપ્પલી]** એક જાતનું ઓસડિયું.

**ગજબ, પુ૦ [આ૦]** મોટો જુલમ; કેહેર. ૨ મોટું દુ:ખ; અનર્થ; વિપત્તિ; આફત. ૩ આશ્ચર્ય; વિસ્મય; તાજુબી; ગભરાટ (અણગમતિ વસ્તુ એકાએક આવી પડ્યાથી). અજબનું ઉલટું.

**ગજર-જર, પુ૦ [હિં૦]** પોર પોરને આંતરે—ચોકી બદલાતી વખત ઘડીનો જે ટકોરો થાય તે. ૨ દિવસના ચોથા પોરની સમાપ્તિયે જે ટકોરો વાગે તે; સન્ધ્યાકાળ—સમીસાંજનો વખત; રાત્રિનો પ્રારમ્ભ.

**ગજરાજ, પુ૦** મોટો હાથી.

**ગજરું, ન૦** જે ગુંથેલાં ફુલ હાથને કાંડે ઘાલવામાં આવે છે તે. 'ગજરા કરભોરુ ધરી સ્વકરે, શરદે વહુવારુ વિલાસ કરે'. ૨ હાથની પોંચીનું મોતીનું ઘરેણું.

**ગજલ, સ્ત્રી૦ [ફા૦]** એક જાતની ફારસી ગાયન કવિતા. એમાં પાંચથી વધારે બેત હોય છે—એક બેત અસ્તાઈ—ટેકની અને બીજી બેત અન્તરા દાખલ. અસ્તાઈની બેતના બે મિસરા—લીટીના કાફિયા—અનુપ્રાસ મળવા જોઇયે અને પછી અન્તરાની દરેક બેતોની બીજી બીજી લીટીના કાફિયાઓ અસ્તાઈ બેતના કાફિયાને મળતા આવવા જોઇયે. જેને ફારસીમાં ગજલ કેછે તેને ઉરદુ ભાષામાં રેખતા કેછે.

**ગજલગોષ્ઠિ, સ્ત્રી૦** ઠંડા પોહોરના ગપાટા; વાતચિત; ગપ્પાં.

**ગજવક્ત્ર, ન૦ [સં૦]** હાથીનું મોં. ૨ વિ૦ હાથીના મુખવાળું. ૩ પુ૦ ગણપતિ.

**ગજવવું, ક્રિ૦ સ૦** બૂમ પાડીને કેવું; જાહેર કરવું; દાંડી પિટવી; ઢણ્ઢેરો પિટવો; ડક્કો વગાડવો. ૨ શોર-બકોર—ગોંધાટ કરવો. 'એણે તો આખો મોહલ્લો ગજાવી મુકયો.'

**ગજવું, ન૦** ખીસું; ગુંજું.

—'ગજવામાં ઘાલવું'—તુચ્છ ગણી કાડવું; દરકાર ન કરવી. ૨ હુશિયારીમાં બીજાના કરતાં વધવું; સામાને છેતરવામાં વધી જવું.

—'ગજવાનો વર'—ઘણી પેરામણી લઈ પરણનારો કુલીન ઘરનો વર.

—'ગજવું ભરવું'—લાંચ આપવી. ૨ બદદાનતથી પૈસા એકઠા કરવા. "આવ્યો આવ્યો રે સુરતી લાલ, ગજવું ભરવાને."

**ગજવેલ, સ્ત્રી૦** ખરું લોડું; પોલાદ. ૨ એક જાતના ચોખા.

**ગજશાળા, સ્ત્રી૦** હાથીખાનું.

**ગજાર, સ્ત્રી૦** જમવા બેસવાનો ખણ્ડ—ઓરડો.

**ગજાવવું, ક્રિ૦ સ૦** ગોંધાટ કરી મેલવો; ગજવવું.

**ગજિયા, વિ૦** માપમાં ગજ હોય તેવું (લુગડું).

**ગજિયાણી, સ્ત્રી૦** એક જાતનું રેશમી લુગડું.

**ગજિયું, વિ૦** માપમાં ગજ હોય તેવું.

**ગજિયો, પુ૦** લોડાનો સજિયો બારણું દેવાનો.

**ગજી, પુ૦** એક ગજ પનાવાળી રફૂદાર ગજી—એના ઘાઘરા, તળાઈઓ વિગેરે થાય છે. સ્ત્રી૦ ગજિયાણી—ગજ પનાનું રેશમી લુગડું. ૨ એક જાતનું ગજ પનાનું જાડું ખાદીનું લુગડું.

**ગજું, ન૦** શક્તિ; પોંચ; તાકાત; ગુઞ્જાસ.

**ગજેન્દ્ર, પુ૦** મોટો હાથી.

**ગજ્જર, પુ૦** સુથારનો ઉપરી—મુખ્ય. સ્ત્રી૦ પરોઢિયું—(અહ્ની—બડી ગજ્જર).

**ગઞ્જ, પુ૦ [ ફા૦ ]** ઢગલો (અનાજ, ઘાસ, લાકડાં, ગાંસડી વગેરેનો). ૨ એક જ તરેહનો જે જથો તે—એક તરેહના પાંચ—સાત વાડકા એક બિજામાં એકઠા મુકાઈ શકે તે—વાડકાનો ગઞ્જ. (હિં૦) અનાજ વેચવાની બજાર. ૨ ખજાનો.

**ગઞ્જન, વિ૦** નાશ કરનાર (ગર્વ ગંઞ્જન—ગર્વ તોડનાર). ૨ હરાવવું તે.

**ગઞ્જિયું, ન૦** ગઞ્જમાંનો એક વાડકો.

**ગઞ્જવું,** ગાંજવું.

**ગંઞ્જાર, વિ૦** મોટું; વિશાળ.



**ગઞ્જાવર, વિ૦** મોટું; વિશાળ.

**ગઞ્જી, સ્ત્રી૦** જથાબન્ધ ભરી રાખેલા ઘાસનો ઢગલો અથવા જ્યાં એવા ઘણા ઢગલાઓ હોય તે જગો.

—'ગઞ્જીમાંનો સાપ'—ઉપરથી મીઠું બોલનાર પણ અન્દરથી વેર રાખનાર.

**ગઞ્જીફરાક, પુ૦** ઊંનનું—સુતરાઊ એક જાતનું ગુંથેલું કપડું.

**ગઞ્જીફો, પુ૦ [ફા૦]** એક જાતનાં રમવાનાં પાનાં. ૨ પાને રમવાની એક રમત.—એમાં આઠ રફ્ફ હોય છે ને અકેકા રફ્ફનાં બાર બાર લેખે સહુ મળીને ૯૬ પાનાં હોય છે. એ રમત ત્રણ જણથી રમાય છે. બરાત, ખુમાશ, અશરફી, ચક્ક, સમશેર, રૂપૈયો, તાજ, ને ગુલામ. વળી દશ અવતારના ગઞ્જીફામાં ૧૨૦ પાનાં હોય છે.

**ગટ-ગટક, અ૦** એકદમ ઝડપથી પીવું—ગળી જવું તે—ગટ-ગટક કરી જવું કેવાય છે. ૨ પ્રવાહી પદાર્થ ગળે ઉતરતાં જે અવાજ થાય છે તે.

—'ગટ કરી જવું'—પચાવી પડવું; ઉચાપત કરવું; ખાઈ જવું; હરામનું ખાઈ જવું.

**ગટપટ, સ્ત્રી૦** ઘણે ધીમે કોઈ ન સાંભળે તેમ છાની વાત કરવી તે; સલાહ; મસલત. ૨ દોસ્તીમાં જે છાની વાતો થાય તે.

**ગટર, સ્ત્રી૦** કચરાવાળું પાણી જે રસ્તે જતું કર્યું હોય તે; મોરી; નીક.

**ગટરપટર, સ્ત્રી૦** ગટપટ. ૨ પોતાનું કામ કાડી લેવ સારુ કોઈને ઊંધું ચતું સમજાવવું તે.

**ગટ્ટ,** ગટ-ગટક.

**ગટ્ટું વિ૦** ઠિંગણું પણ હૃષ્ટપુષ્ટ; ગેટકી.

**ગઠ્ઠો, પુ૦** ધાતુના રસનું ખરબચડા ગોળ આકારમાં એક ઠેકાણે જે બાઝી રેવું તે. ૨ લાકડી લાકડાં વગેરેમાં જે ગાંઠો તે. ૩ જાડું લોહી (તેના શરીરમાંથી લોહીના ગઠ્ઠેગઠ્ઠા નિકળ્યા). ૪ શરીરમાં ઠેકાણે ઠેકાણે લોહી બન્ધાઈ જવાથી તે તે ઠેકાણે જે કઠણ ગાંઠો બાર નિકળેલો દેખાય તે. ૫ મોટી કડાઈ—કુડી જેમાં કલાઈ—સીસું ભરેલું હોય તે. ૬ ગચિયું. ૭ વેઢો.

**ગડગચ્ચો, પુ૦** ભેળશેળ થઈ જઈ વેરાતું પડેલું એવી હાલત; ભીડ; સફ્ડાસ. ૨ ઘણું ખાવાથી શરીર અકડાઈ જાય તે.

**ગડગડ, અ૦** એવો થતો અવાજ દેખાડે છે. ૧ આકાશમાં વિજળીથી જે થાય છે તે. ૨ તોપ ફુટવાથી જે થાય તે. ૩ એકદમ પગથીયાંપરથી ગબડી જવાથી થાય તે. ૪ ઝડપ ને જોશ બતાવે છે.

**ગડગડવું, ક્રિ૦ અ૦** પૈડાંની પેઠે ગબડતો ગબડતો અવાજ થવો.—આકાશમાં—હવામાં—દાદરાપર. ૨ (લાક્ષણિક) જ્યાં હક ન હોય ત્યાં દાખલ થઇ જવું.

**ગડગડાટ,** **પુ૦** ગડગડ થતો જે અવાજ તે. **અ૦** ઝડપ ને જોશ બતાવે છે—'તેનું કામ હવે ગડગડાટ ચાલે છે.'

**ગડગડિયું,** પાણી સૂકાઈ ગયલું નાળિયેર. —'ગડગડિયું આપવું'—બરતરફ કરવું; રજા આપવી.

**ગડગડી,** **સ્ત્રી૦** કંપી.

**ગડગુમડ,** ગુમડાં.

**ગડદાગડદી,** **સ્ત્રી૦** ભિડાભિડ. ૨ મારામારી.

**ગડદાપેચ,** **વિ૦** ગડદાના મારથી છેક નરમ—ઢીલું—નબળું થઈ ગયલું; માર ખાઈને અધમુઉં થયલું.

**ગડદી,** **સ્ત્રી૦** ભીડ; ઠઠ.

**ગડદો,** **પુ૦** વાંસાપર જોરથી મુક્કી મારવી તે; મુક્કી; મુક્કીનો માર.

**ગડબડ,** **સ્ત્રી૦** ગભરાટવાળી જે હાલત તે; અવ્યવસ્થા (મનની અથવા બારની વસ્તુઓની). ૨ ગભરાટથી થયલો જે બગાડ તે; ધાલમેલ; ઉથલપાથલ; ભૂલ; ગુંચવણ; લોચો; અન્ધેર. ૩ તોફાન; દંગો; ફિતુર. ૪ માથાફોડ; ખટપટ. ૫ ગોંધાટ; કલબલ.

**ગડબડગોટો,** **પુ૦** ગડબડ કરી ભેળસેળ—ધાલમેલ—ઉંધુચતું કરી મુકેલું તે.

**ગડબડવું,** ગબડી પડવું.

**ગડબડાટ,** ગડબડ.

**ગડબડિયું,** **ન૦** ગબડી પડવું તે. **વિ૦** ઠરીને નહિ પણ ઉતાવળથી ગમે તેવું કરનાર; ધાલમેલિયું (કામ–માણસ).

**ગડબડિયો,** **પુ૦** ગડબડ કરનાર; ખટપટી. ૨ વગર કારણે હા હો—દોડા દોડી કરનાર.

**ગડબવું,** **ક્રિ૦ સ૦** ઉપરથી ડાબ્યાં કરી અન્દરની વસ્તુને સખત બેસાડવી (બન્દુકમાં દારુ ગડબવો). ૨ મારીને અધમુઉં કરવું—'ગડબી નાખવું.'

**ગડમથલ,** **સ્ત્રી૦** ધાલમેલ; ઉથલપાથલ; ફેરફાર. ૨ ખટપટ.

**ગડવું,** **ક્રિ૦ અ૦** અન્દર પેસવું—હોવું; જવું. 'ક્યાં ગડ્યાતા?' ૨ ગડગડવું.

**ગડાકુ,** **પુ૦** હુક્કાની ચલમમાં બાળવા સારુ ગોળ ભેળી ચોળી બનાવેલો જે તમ્બાકુ તે.

**ગડી,** **સ્ત્રી૦** ઘરડમાં જે ખાડા હોય તે. ૨ ભજિયાંની કણી. **પુ૦ [મ૦]** ઘર ધન્ધો કરનારો દખણી ચાકર;

**ગડુચો,** એક ઓસડિયું. [બાદી.

**ગડુડવું,** ગડગડવું.

**ગઢ,** **પુ૦** પાડપર બાંધેલો કિલ્લો. (એવા કિલ્લાની તળેટી ઉપર જે શેહેર—ગામ તેના નામની પછવાડે એ શબ્દ જોડાય છે—જુનાગઢ, પ્રતાપગઢ ઇ૦). ૨ કોટ.

**ગઢવી,** **પુ૦** ચારણ. ૨ ગઢનું રક્ષણ કરનાર.

**ગઢવું,** **ન૦** દાણા ભરવાનું માટીનું ગોળ ઠામ. **ક્રિ૦** ઘડવું.

**ગઢાણ,** **ન૦** જ્યાં ઘાસ થતું હોય તે જમીન; બીડ.

**ગઢી,** **વિ૦** ગઢનું રેનાર. ૨ નાનો કિલ્લો ૩ ઘડી.

**ગઢેરો,** **વિ૦** મોટેરો; મુખ્ય.

**ગણ,** **પુ૦ [સં૦]** ટોળું; જથ્થો; સમુદાય. ૨ જાત; વર્ગ. ૩ દેવના નિકટ સેવકોનો જે વર્ગ તે; દૂત.—(શિવના ગણ). ૪ ૨૭ હાથી, ૨૭ રથ, ૮૧ ઘોડા અને ૧૩૫ પાયદળ એટલું લશ્કર તે. ૫ તારાઓના ઝુમખામાંનો એકેકો (સત્તાવીસ નક્ષત્ર). ૬ (છન્દ શાસ્ત્રમાં) લઘુ ગુરુના નિયમથી ત્રણ ત્રણ અક્ષરનું જે માપ તે—ગણ આઠ છે: **ભ, જ, સ, ય, ર, ત, મ, ન.** વળી ચાર માત્રાનું જે માપ તે—એ પાંચ છે; **ભ, જ, સ, મ, ન.** (આર્યા ગીતિમાં.) ૭ પરણાવતાં પેલાં છોકરી છોકરાના રાશિગ્રહ જોઈ મેળવવામાં આવે છે તે સમ્બન્ધમાં ગ્રહની જે જાતિ તે.—**દેવગણ, રાક્ષસગણ ને મનુષ્યગણ,** એમ ત્રણ હોય છે. (એકના દેવ ગણ હોય ને બીજાના રાક્ષસ ગણ હોય તો પરણ્યા પછી એક બીજાને બને નહિ; એકના રાક્ષસ ગણ ને બીજાના મનુષ્ય ગણ એમ હોય તો રાક્ષસવાળો બીજાને ખાઈ જાય એટલે એ બીજું મરી જાય ઇ૦). ૮ (અઙ્કગણિતમાં) સઙ્ખ્યા. ૯ ગણેશનો અપભ્રંશ.—ગણની સખી એટલે ગણેશનું મઙ્ગલાચરણ. ૧૦ **[સં૦ ગુણ]** લાભ; સારું. 'તેનાથી મને ગણ થાય છે.'

**ગણક,** **પુ૦** જોશી. ૨ હિસાબ ગણનાર.

**ગણકારવું,** **ક્રિ૦ સ૦** માનવું; માન આપવું; અદબ—દરકાર રાખવી; લેખવવું; પત કરવું.

**ગણગણ,** **અ૦** માખી—મધમાખ વગેરેની પાંખથી થતો શબ્દ દેખાડે છે. [તેવું (બોલવું).

**ગણગણતું,** **વિ૦** જેમાં આનાકાની—હા ના હોય

**ગણગણવું,** **ક્રિ૦ અ૦** માખી—ભમરાની પાંખનો અવાજ થવો. ૨ નાકમાંથી બોલવું. ૩ મનમાં બડબડવું. ૪ આનાકાની કરવી.

**ગણગણાટ,** **પુ૦** ગણગણ એવો જે અવાજ તે. ૨ નારાજ થયા પછી બબડવું તે.

**ગણગેટી,** **સ્ત્રી૦** એક જાતનું ઝાડ.

**ગણતર,** **ન૦** ગણવું તે.

**ગણતરી,** **સ્ત્રી૦** ગણવું તે. ૨ ગણવાની રીત તે. ૩ આસરે અથવા નક્કી ગણેલી—હિસાબથી કાડેલી સઙ્ખ્યા. (તેની ગણતરી આટલી થાય છે). ૪ લેખું; દરકાર; વિસાત; તમા; હિસાબ. (એટલા રૂપિયા તે શી ગણ-

તરીમાં ? એની તે કંઈ માણુસમાં ગણુતરી છે ?)
**ગણુતરીનું,** સંખ્યામાં ઘણું થોડું.
**ગણુતી, ગણુતરી.** [તેમાંનો એકેક.
**ગણુદેવતા, સ્ત્રી૦** આદિત્ય રુદ્ર વસુ ઈત્યાદિ જે દેવતા
**ગણુધર, પુ૦** મહાવીરનું વિશેષણ. ૨ કોઈ વર્ગનો અધ્યક્ષ.
**ગણુના, સ્ત્રી૦ [સં૦]** ગણુતરી. ૨ માન; પ્રતિષ્ઠા.
**ગણુનાથ, પુ૦** ગણુપતિ. ૨ મહાદેવ.
**ગણુનાયક, પુ૦** ગણુપતિ.
**ગણુનીય, વિ૦ [સં૦]** ગણુવા જોગ.
**ગણુપતિ, પુ૦** ગણુનો—ટોળાનો ઉપરિ—શંકર સુત; એ નામનો દેવ.
**ગણુવું, ક્રિ૦ સ૦** એક બે ત્રણુ એમ સઙ્ખ્યા કેવી—માંડવી. ૨ અમુક રીતે સઙ્ખ્યા બોલવી—માંડવી; હિસાબ કરવો. ૩ દરકાર કરવી; લેખવવું. —'એને કશા લેખામાં ન ગણુ.' ૪ માન આપવું; માનવું; ગણાવું —ખપવું; મનાવું (લોકમાં).
**ગણિઅલ,** (ગુણિયું) ગુણવાળું; ગુણી. [પાતર.
**ગણિકા, સ્ત્રી૦ [સં૦]** ગુણકા; વેશ્યા; કઞ્ચની; રામજની;
**ગણિત, ન૦ [સં]** સઙ્ખ્યા કઈ—માંડવા સમ્બન્ધી જે શાસ્ત્ર તે. ૨ સઙ્ખ્યા કેવા—માંડવાના જુદા જુદા જે પ્રકાર તે; હિસાબ. એ અઙ્કગણિત પણુ વળી બીજગણિત કેવાય છે. તેમાં થોડી સઙ્ખ્યા અને થોડાં અક્ષર ચિહ્નો (સઙ્ખ્યાને બદલે) હોય છે. ૩ ગણેલું તે.
**ગણિત પ્રમાણ, ન૦** ચાર સઙ્ખ્યાનું જે પ્રમાણ તે—એમાં ૧ લી ને ૨ જીની બાદબાકી ૩ જી ને ૪ થીની બાદબાકીની બરોબર છે.
**ગણિત શ્રેઢી, સ્ત્રી૦** જેમાં બબ્બે સઙ્ખ્યાની બાદબાકી તેની તે જ આવ્યાં કરે તેવી સઙ્ખ્યાઓની જે હાર તે.
**ગણેશ, પુ૦** ગણુપતિ.
—'ગણેશ માંડવા'—આરમ્ભ કરવો; પેલ કરવી.
—'ગણેશ બેસવા'—કોઈ સારા કામનો આરમ્ભ થવો.
**ગણેશિયાં, ન૦** ગણુપતિનાં ગીત.
**ગણેશિયો, પુ૦** ઘર ભાંગવા—તોડવાનું એક હથિયાર.
**ગણોત, ન૦** વાપરવાના બદલામાં નાણું—ભાડું લેઈને પોતાની જમીન મુદત બાંધી બીજાને ખેડવા આપવી તે. ૨ એવી આપેલી જે જમીન તે. ૩ એમ આવતું જે નાણું તે. ૪ એ સમ્બન્ધી જે લેખ—પટો તે; ગણોતનામું—પટો.
**ગણોતિયો, પુ૦** ગણોતે રાખી ખેડનારો.
**ગણ્ઠાવું, ક્રિ૦ અ૦** સાથે ગુંથાઈ રેવું. ૨ કઠણ—મજબૂત થવું.
**ગણ્ઠિયો પુ૦** ખિસાકાતરુ; ચોર.
**ગણ્ઠી છોડો, પુ૦** ચોર; ગાંઠ છોડી ચોરી કરનાર.
**ગણ્ઠીઓ, પુ૦** ચોર; ગણ્ઠીછોડો.
**ગણ્ઠો, પુ૦** કોટે પેરવાનો સુને ગાંઠેલો તે—ઘરેણું. ૨ આઠ ફૂટ લમ્બાઇનું માપ.
**ગણ્ઠોડો, પુ૦** પગે પેરવાનું રૂપાનું ઘરેણું—એમાં જાડા જાડા આંકડા એક બિજા સાથે જબ્બર ગાંઠેલા હોય છે. ૨ હાથે ઘાલવાનાં સુનાનાં સાંકળાંમાંનું એક. ૩ ગાંઠો—'પિપળીમુળના ગણ્ઠોડા.' ૪ એક જાતની મીઠાઈ.
**ગણ્ડક, વિ૦** ગાંડું. ૨ જ્યોતિર્વિદ્યાનો એક ભાગ.
**ગણ્ડમાળ, સ્ત્રી૦** ગળે ગાંઠ બન્ધાઈ હોય તેવો એક રોગ; કણ્ઠમાળ.
**ગણ્ડવો, પુ૦** ગાંડો. ૨ ભડવો. ૩ સ્ત્રીનો તાબેદાર. ૪ બૈરાંઓમાં બેસનાર.
**ગણ્ડસ્થળ, ન૦** હાથીના માથાંનો કાનની પાસેનો ઉપલો ભાગ.
**ગણ્ડિયો-ણ્ડુ, પુ૦** ગાંડો. ૨ મૂર્ખ; બેવકુફ; અક્કલ વગરનો; કાલોઘેલો.
**ગણ્ડુડી, વિ૦** ગાંડી; ઘેલી.
**ગણ્ડેરી, સ્ત્રી૦** સેરડીને છોલીને મોડામાં માય તેવા કરી મુકેલા જે કકડા તે. ૨ લાકડાના ગોળ લામ્બા કટકા.
**ગણ્ણી સ્ત્રી૦** ઝીણાં કાંણાંવાળો વાડકો જેથી ઘી વગેરે ગાળવામાં આવે છે તે; 'ઘી ગણ્ણી.' ૨ એક પ્રવાહીને સાંકડાં મોના વાસણમાં રેડવા—ગાળવા સારુ કાચ ધાતુનું ઊંધા શઙ્કુ આકારનું જે વાસણ તે. ૩ એક જાતની ઔષધિ.
**ગણ્ણું, ન૦** પાણી ગાળવાનું જે કપડું તે.
**ગત, સ્ત્રી [સં૦ ગતિ]** સ્થિતિ; અવસ્થા; હાલત. ૨ જુગતી; કળા; ચતુરાઈ. (એની ગત ન્યારી છે). ૩ શક્તિ; બળ. (શરીરમાં હવે ગત નથી). ૪ નરઘાં મૃદઙ્ગ સતાર વગેરે વગાડવા સમ્બન્ધી નિયમિત કરેલી જે રીતિયો તેમાંની એકેકી; ચાલ. (ગત વગાડવી). ૫ જાતિનો વિશેષ બાર પડતો જે સ્વભાવ—ગુણ તે.—(વાણિયા ગત, પારસી ગત, સુરતી ગત વગેરે), ૬ મુઆ પછી સારી સ્થિતિ તે; સદ્ગતિ. (ગતે જવું—સદ્ગતિ પામવી).
—'ગતે ઘાલવું'—શ્રાદ્ધ કરી સદ્ગતિયે પોચાડવું. ૨ કામે લગાડવું; ઠેકાણે કરવું.
**ગત, વિ૦ ધા૦ [સં૦]** ગયલું **ગતાગત [ગત, આગત]**—ગયલું આવેલું; ગયું આવ્યું.
—'ગત થવું'—મરી જવું. ૨ જતું રેવું.

**ગતપ્રાણ,** ક્રિ૦ મરી જવું.
**ગતાગત,** સ્ત્રી૦ કવિતાની એક જાત.
**ગતાગમ,** સ્ત્રી૦ સમજણ. 'એને કશી વાતની ગતાગમ નથી.'
**ગતાનુગતિ,** વિ૦ એકે કરેલું તે જ પ્રમાણે બીજાઓ કરે તે.
**ગતિ,** સ્ત્રી૦ [સં૦] હાલત; અવસ્થા. ૨ શક્તિ; બળ. ૩ પ્હોચ; બુદ્ધિ; સમજ. ૪ ચાલ; ગમન; વેગ—પવનગતિ, અશ્વગતિ, ગ્રહગતિ વગેરે. ૫ જીવની મુઆં પછીની જે હાલત તે; મુક્તિ. ૬ સૂર્યાદિ ગ્રહ રાત અને દિવસ રાશિ ચક્રની કળા ઓળઙ્ગી જાય તે. ૭ આશ્રય; શરણસ્થાન. [હોવું તે.
**ગતિભઙ્ગ,** વિ૦ શક્તિહીણુ; કામ કરવાને કૌવત ન
**ગતિમાન્,** વિ૦ [સં૦] ગતિવાળું; ગતિમાં હોય તેવું.
**ગતિયું,** વિ૦ ગતે ગયલું; મુવા પછી ભૂત વગેરે યોનિને ન પામેલું પણ સદ્ગતિને પામેલું. ૨ ગતવાળું; જુગતીથી સ્વારથ—મતલબ કાડી લેનારું.
**ગતિહીણુ,** વિ૦ શક્તિ વગરનું.
**ગતેગતુ,** ન૦ જેટલું વાપર્યું—ગયું હોય એટલું પાછું આવે તે; ઘરની મુંડી.
**ગદ,** ન૦ ગુપ્ત મર્મની વાત; છાનું કેવાનું તે. ૨ પુ૦ ચોપદાર. (ગદિન્—છડીદાર ઉપરથી). ૩ રોગ.
**ગદગદ,** અ૦ શોક ભય પ્રીતિને લીધે ગળામાંથી જે અચકાતો અચકાતો ગગળતો શબ્દ નિકળે તે દેખાડે છે; અસ્પષ્ટ ભાષણ.
**ગદગદિત,** વિ૦ ધા૦ ગદગદ—ગળગળો સ્વર નિકળતો હોય તેવું. [લાડુ વગેરે).
**ગદગદું,** વિ૦ અન્દરથી કાચું અને પોચું (ઈદડાં,
**ગદડવું,** ક્રિ૦ સ૦ ચોળી નાખવું; છુંદવું; કચરવું.
**ગદબદિયાં,** ન૦ ઘણાં નાણાંનું ઉછળવું તે; પુષ્કળ પૈસા.—'તેની પાસે આજ કાલ ખૂબ ગદબદિયાં થયાં છે' (એ શબ્દ એક વચનમાં વપરાતો જ નથી).
**ગદવાર્તા,** સ્ત્રી૦ દાંડી પીટનારે કહેલી વાર્તા; લોકોના મુખથી કહેવાતી વાર્તા. જનવાર્તા (ગદ્—બોલવું).
**ગદા,** સ્ત્રી૦ [સં૦] એક જાતનું લોડાંનું આયુધ—હાથયાર. એને માથે નાળિયેરના જેવો ગોળો અને એ ગોળાને કમરખના જેવા કાંગરા હોય છે (ભીમની ગદા). ૨ જવાળામુખી પર્વતમાંથી પથરાઓ ઉડે તેમાંનો એકેક; શીળા.
**ગદાઘાત,** પુ૦ ગદાનો ઘા.
**ગદાઈ,** વિ૦ ગોલા ઘાંચી મોચી હજામ દુબળા વગેરે જે લોકો તે.
**ગદિયાણી,** સ્ત્રી૦ પીળાં ફુલનો એક છોડવો. ૨ એક જાતની કાંસકાનો છોડ.
**ગદાધર,** પુ૦ ગદાનો ધરનાર—વિષ્ણુ; કૃષ્ણ.
**ગદિયાણો,** પુ૦ સોનું રૂપું તોળવાનું એક વજન; અડધો તોલો; સોળ વાલ.
**ગદેલું,** ન૦ એક જણ સુવે તેટલી નાની જે તળાઈ તે; ગોદડી. ૨ એક જણ બેસે તેટલી જે ગાદી તે.
**ગદ્ગદ,** અ૦ [સં૦] ગદગદ એ શબ્દ જોવો.
**ગદ્ય,** ન૦ [સં૦] કવિતાના નિયમ વગરનું જે સાદું લખાણ તે. [બન્ને હોય તેવું (લખાણ).
**ગદ્યપદ્યાત્મક,** વિ૦ જેમાં ગદ્ય અને પદ્ય (કવિતા)
**ગધેડી,** સ્ત્રી૦ ગધેડાની માદા. 'ગધેડીના—ગધેડીના જણેલા.' (એ શબ્દ ગાળ છે તોપણ સાધારણ ઠપકે, આપતાં એ શબ્દ કેટલાક લોક વાપરે છે).
**ગધેડું,** ન૦ ગધેડો અથવા ગધેડી.
**ગધેડો,** પુ૦ [સં૦ ગર્દભ] લામ્બા કાનનું, ટુંકા પુંછડાનું અને રાખોડીના રઙ્ગનું એક ચોપગું જનાવર; ખર. એ પોતાની પીઠપર ઘણો જ ભાર લઈને ઘણો ધીમે ચાલે છે; એનું પગલું સરતું નથી. એ ઘણો માર ખાય છે તોપણ તે પોતાની હઠ ને સુસ્તી મુકતો નથી. ૨ સુસ્ત હઠીલો ને અક્કલ વનાનો પુરુષ—છોકરો. મૂરખ માણસને લગાડવામાં આવે છે.
—'ગધેડા ઉપર અમ્બાડી,'—સારી વસ્તુનો નઠારી જગે ઉપયોગ કરવો.
—'ગધેડાનું મો કુતરે ચાટયું',—એકેક કરતાં વધારે નઠારાને માટે વપરાય છે.
—'ગધેડા બનવું'—મૂર્ખ બનવું.
—'ગદ્ધા વૈતરું'—ગધેડાની પેઠે વગર સમજે માત્ર ઘણું કામ કર્યા કરવું તે. [નહિ.
—'ગધેડાનું પૂછડું પકડવું'—લીધેલી હઠ છોડવી
—'ગધેડાનો પાછલો પગ'—સમજ વિના ગમે તેમ ખોટું ડાપણ બતાવી બોલનાર; દોઢ ડાહ્યા, મૂરખ, બેવકુફને વિષે બોલતાં વપરાય છે.
—'ગધેડે ગવાવું'—ઘણી છત હોવાથી ઘણે સસ્તે ભાવે વેચાવું. ૨ ફજેત થવું; બેઆબરુ થવી.
—'ગધેડે ચડવું'—બેઆબરુ થવું; ફજેત થવું; વગોવાવું.
**ગધેવાન,** ગધેડાં હાંકનાર.
**ગધો—દ્ધો,** ગધેડો. (તુચ્છકારમાં).
**ગનિમત,** સ્ત્રી૦ [ફા૦] ઈશ્વરી કૃપા; સારું ભાગ્ય; લાવો; ખુશી; પુષ્કળ; ઘણું ઘણું.
**ગનીમ,** પુ૦ [આ૦] મોગલ; મુસલમાન.
**ગન્દકી,** સ્ત્રી૦ નઠારી ગન્ધ; બદબો. ૨ ખરાબ વાસ આવે તેવી કાદવ—ઉકરડાની જગો.

**ગન્દવાડ, પુ૦** ગન્દકી. ૨ અજીઠું ધાન વેરાયલું પડ્યું હોય તે જગો. ૩ સાફ—સ્વચ્છ ન હોવું તે; અહીં તહીં પડેલો જે કચરો તે.

**ગન્દું, વિ૦** ગન્દકીવાળું. ૨ મેલું; ગોબરું.

**ગન્ધ, સ્ત્રી૦ [સં૦]** વાસ; બો; સોરમ. એ શબ્દ સારા અને નરસા બન્ને વાસને માટે છે. તોપણ નઠારા વાસને જેમ ઘણી વાર લગાડવામાં આવે છે, તેમ સારા વાસને લગાડવામાં આવતો નથી. વળી એ શબ્દની આદિમાં **સુ** અને **દુર** મુક્યાથી સુગન્ધ—સારો વાસ અને દુર્ગન્ધ—નઠારો વાસ એવા શબ્દાર્થ થાય છે. **ન૦** ચન્દન. ૨ ટીલું; ચાંલ્લો.

**ગન્ધક, પુ૦ [સં૦]** પીળા રઙ્ગની, ઝટ ભાંગી જાય તેવી ને પાણીમાં પિગળે નહિ પણ ગરમી લગાડ્યાથી રસ થઈ જાય તેવી એક ધાતુ. એ બળે છે ત્યારે આસમાની રઙ્ગનું ભડકું થાય છે અને ગુંગળાવી નાખે એવો વાસ નિકળે છે. ૨ જેમાં ગન્ધકની મેળવણી હોય તેવું ઓસડ; રસાયન.

**ગન્ધઘાણ, સ્ત્રી૦** નઠારા વાસનું ચોપાસ ફેલાવું તે.

**ગન્ધપુષ્પ, ન૦ [સં૦]** ચન્દન અને ફુલ.

**ગન્ધરપ, પુ૦ [સં૦ ગન્ધર્વ]** ગવૈયાનો ધન્ધો કરનારી એક જાત—એને જનોઈ હોય છે.

**ગન્ધર્વ પુ૦ [સં૦]** સ્વર્ગનો ગવૈયો. ૨ સારો ગવૈયો. ૩ ગવૈયાની એક જાત; ગન્ધરપ.

**ગન્ધર્વનગર, ન૦ [સં૦]** ગન્ધર્વનું નગર. ૨ ઘડીમાં દેખાય ને ઘડીમાં જતું રે, વળી ગમે ત્યાં દેખાય એવું જે માયાવી નગર તે. ૩ જાડી પાતળી હવાને લીધે સૂર્યનાં કિરણો મરડાયાથી હવામાં કેટલોક ફેરફાર થાય છે ને એ ફેરફારથી પૃથ્વીપરનાં શેહેરો વાડીઓ વગેરે ઊંચે હવામાં દેખાય છે તે.

**ગન્ધર્વવિવાહ, પુ૦ [સં૦]** વર કન્યા પરસ્પર સ્નેહથી એક બીજાનાં ધણીધણિયાણી થઈ રેવાની પરસ્પર કબુલાતે એક બીજાની સાથે પરણી ઘર માંડે તે; ગાન્ધર્વવિવાહ.

**ગન્ધર્વવેદ, પુ૦ [સં૦]** ગાયન શાસ્ત્ર; ગાવા બજાવવાનો હુન્નર.

**ગન્ધસાર, પુ૦ [સં૦]** ચન્દન. ૨ કોઈ પણ સુગન્ધિવાળો લેપ. ૩ ખુશબોદાર ચીજ.—અરક અત્તર વગેરે.

**ગન્ધાતું-યલું, વિ૦** નઠારો વાસ આપતું; બદબોદાર. ૨ કોઈ ગયલું. ૩ ચીડિયા સ્વભાવનું (જન).

**ગન્ધાર, પુ૦ [સં૦]** ગાયનના સાત સૂરમાંનો ચડતો ત્રીજો. સા રી ગ મ પ ધ ની. ગાન્ધાર.

**ગન્ધાવું, ક્રિ૦ અ૦** નઠારો વાસ આવવો; બદબો નિકળવી. ૨ કોઈ ગયલું થવું. ૩ મનમાંનું મનમાં બળીને ચીડવું—ગાળ દેવી.

**ગન્ધાષ્ટક, ન૦** ચન્દન, કપૂર, કેશર, વાળો, નાગરમોથ, ગોરોચન, દેવદાર, ફૂલ—એ આઠ સુવાસિત પદાર્થનો જથો તે.

**ગપ, સ્ત્રી૦ [હિં૦]** જુઠી ઉડતી—પાયાવનાની લોકમાં ચાલતી વાત—ખબર. ૨ જુઠાણું; વાતના ખોટા તડાકા.

**ગપ-ગપગપ, અ૦** ધીમે ધીમે કાંણામાં ઘાલતાં ને પછી તેમાંથી કાઢતાં જે ધ્વનિ તે દેખાડે છે.

**ગપસપ, ગપ.**

**ગપાંસ, સ્ત્રી૦** મોટી ગપ. ૨ વખત ગુજારવા અથવા મનરઞ્જન કરવા જે ગપ ચલાવવી, કાણીયો કેવી તે. ગપાંસ મારવી—હોકવી—હાંકવી—ચલાવવી.

**ગપાગપ, અ૦** એક પછી એક; વગર અટકાવે; ઉપરાઉપરી. (તેને ગપાગપ મુક્કા પડવા માંડ્યા).

**ગપાગપી, સ્ત્રી૦** એક બીજાને ઉપરાઉપરી મુક્કીનો માર પડવો તે.

**ગપાષ્ટક, ન૦** જુઠા તડાકા; ગપ.

—'ગપાષ્ટક ગોળો'—એક કાનેથી બીજે કાને ત્યાંથી ત્રીજે કાને એમ સપાટાબન્ધ પસરી જતી વાત. 'ગપાષ્ટક ગોળો ને ભેંસનો ડોળો' એ કેતી છે.

**ગપોલિયું, ન૦** ધીમે ધીમે કાંણામાં ઘાલવું તે.

**ગપ્પાં, ગપ.**

**ગપ્પાંગોષ્ટી, સ્ત્રી૦** જુઠી જુઠી વાતો—કિસ્સાઓ—કાણીઓના દાખલાઓ આપીને વાતચિત ચલાવ્યાં કરવી તે.

**ગપ્પી-ગપ્પીદાસ, વિ૦** જુઠા તડાકા મારનાર; ગપ ચલાવનાર.

**ગપ્પું, ગપ.**

**ગફલત, સ્ત્રી૦ [આ૦]** બેપરવાઈ, વિસ્મૃતિ, આળસ વગેરે કારણથી કામમાં બરાબર ધ્યાન ન અપાય તે. ૨ ભૂલ; ચૂક; સુરત ભૂલ. 'ગફલત કરવી—ખાવી.'

**ગફલતી, વિ૦** ગફલત કરે—થઈ જાય તેવું.

**ગફા, ગુફા.**

**ગફુલ,** જાડો.

**ગબ-ગબગબ, ગપ-ગપગપ.** (ભાર પડતી ધ્વનિ).

**ગબગબ, સ્ત્રી૦** કોઈ કંઈ વાતચિત કરતું હોય ત્યાં વચમાં જે બોલવું તે.

**ગબડગણ્ડ, વિ૦** સાન નહિ પણ કાન હોય તેવું; સાંભળેલું તરત ખરું માને અને પછી ઘેલાની પેઠે સાહસ કામ કરે તે. 'અન્ધેરી નગરી ગબડગણ્ડ રાજા, ટકે શેર ભાજી ટકે શેર ખાજાં.'

**ગબડવું, ક્રિ૦ અ૦** ઊંચેથી પૈડાંની ગતિમાં નીચે પડવું. ૨ ભોંયપર ચક્રગતિમાં શરીરનું પાસું ફેરવ્યાં કરવું. ૩ પેટમાં અમળાવું—ચુંથાવું—વા દોડવો. ૪ એકદમ ઝાડાની હાજત થવી.

**ગબડસબડ,** ગરબડસરબડ.

**ગબડી, સ્ત્રી૦** એકદમ—વગર અટકાવે—જલદીથી દોડી જવું તે. 'ગબડી મારવી.' ૨ નાશી જવું; છટકી જવું; દોડી જવું. ૩ જેનો પાયો જ ન હોય તેવી વાત લમ્બાવીને કેવી.—'હીરાભાઇએ વાતમાં ને વાતમાં ખૂબ ગબડી મારી.'

**ગબરુ, વિ૦** માંસથી ભરેલું અને દેખાવડું. 'ગબરુ ગાલે પડતા કૂપ'. ૨ ભરેલું (પૈસા વગેરેથી). **પુ૦** માંસથી ભરેલો ગોરો ને ફુટડો જુવાન.

**ગબલ,** ગુલાબ અથવા ગુલાબદાસ—રાય—શકુર એ નામનો અપભ્રંશ.

**ગબાગબ,** ગપાગપ.

**ગબાગબી, સ્ત્રી૦** મુક્કામુક્કી.

**ગબાર, સ્ત્રી૦** ખાડો. ૨ કપરોટવાળો જે ખાડો તે.

**ગબી, સ્ત્રી૦** લખોટીએ રમવાનો ખાડો; અગલ; બદી.

**ગબોગબ, અ૦** ઉપરાઉપરી મુક્કીનો માર પડે તે.

**ગબ્બ, અ૦** જોરથી; ધબ્બ લઇને.

**ગબ્બર, વિ૦** ભરેલું. ૨ પૈસાથી ભરપૂર.

**ગભરાટ, પુ૦** અકળામણ; મનમાં જે ગુંચવણ હોય તે. ૨ દુઃખ.

**ગભરાવું, ક્રિ૦ અ૦** રસ્તો ન સુઝે તેવી હાલતમાં આવવું; ગુચવાવું; બાવરાં થવું; અકળાવું. ૨ દુઃખી થવું.

**ગભા, પુ૦** ઘેંને આજારે ગળામાંથી જે બળખા પડે તે.

**ગભાણ, સ્ત્રી૦** ઢોરના ખીલા આગળ આડું લાકડું મુકી જ્યાં ચાર નાખવામાં આવે છે તે જગા. **ન૦** ગામને પાદરે જે સફેત જમીન તે.

**ગભીર, વિ૦ [સં૦] ગમ્ભીર.** ૨ ઉંડું; વિશાળ. 'ગભીર નાભીની.'

**ગમ, સ્ત્રી૦** બાજુ; પાસું; તરફ. ૨ મનનું વલણ; પસન્દ પડવું તે. ૩ ભાન; સૂજ; સમજણ.—'તેને કશાંમાં ગમ પડતી નથી.' ૪ સાંખી રેવું તે; ખામોશ. 'તે ગમ ખાઈ ગયો.' ૫ ધીરજ રાખવી; સબુરી રાખવી. **પુ૦ [આ૦]** શોક; દલગીરી; હાય; અફસોસ. **અ૦** તરફ; ભણી.—'તેણી ગમ જા.'

**ગમગીન, વિ૦** દલગીર; શોકાતુર; ઉદાસ; દુઃખી.

**ગમણાગમણી, સ્ત્રી૦ [સં૦]** ઉઠાકૂરી-તરી; કુચ કરવી.

**ગમત, સ્ત્રી૦** ખુશીમાં વખત કાડવો તે; રમુઝ. ૨ રમત; ખેલ.

**ગમતિયાળ-તી, વિ૦** ગમત—ખુશી કરે તેવું; રમુઝી; આનન્દ પમાડે તેવું.

**ગમતું, વિ૦** પસન્દ પડતું; ગમે તેવું; ભાવતું; મનને ચેહેન—ખુશી પમાડે તેવું.

**ગમન, ન૦ [સં]** જવું—ચાલવું તે; ચાલ; ગતિ. ૨ સ્ત્રીની પાસે જવું; સ્ત્રીપુરુષનો સઙ્ગ થવો—ઓસઙ્ગ.

**ગમનાગમન, ન૦** જવું આવવું તે.

**ગમવું, ક્રિ૦ અ૦** પસન્દ પડવું; ભાવવું; ખૂશ કરતું હોવું; માફક આવવું. ૨ ચેહેન પડવું; મનમાનવું; ગોઠવું.

**ગમા, પુ૦** આય; શક્તિ. **અ૦** તરફ. ચોગમાં-ચારે તરફ.

**ગમાણ, ગભાણ.**

**ગમાર વિ૦** અવિવેકી; અસભ્ય; જઙ્ગલી. ૨ ગામડિયું; રોચું; બેવકુફ.

**ગમાવવું, ગુમાવવું.**

**ગમી, સ્ત્રી૦** દલગીરી; શોક. **અ૦** તરફ; ભણી. ૨ જનાર.

**ગમેટી—ઠી,** ભિલ્લના ગામનો પટેલ.

**ગમે તે,** પસન્દ પડે તે; ચાહે તે.

**ગમે તેમ, અ૦** કોઈ પણ રીતે; જેમ થાય તેમ ઇચ્છા પ્રમાણે; મરજી મુજબ.

**ગમ્ભીર, વિ૦ [સં૦]** કંઇક ભય ને ઘણું આશ્ચર્ય ઉપજાવે તેવું મોટું-વિશાળ-ઊંચું—ઉણ્ડું; મહત્વવાળું; પ્રૌઢ. (દેખાવ—નાદ, સમુદ્ર, પર્વત, આકાશાદિ—યુદ્ધાદિ). ૨ પુક્ત; ઠરેલ; ભારેખમ. (માણસ—વિચાર). ૩ ધીર; સહનશીલ (સ્વભાવ). ગામ્ભીર્ય (ગમ્ભીરતા, ગમ્ભીરાઈ).—ગમ્ભીરપણું.

**ગમ્ય, વિ૦ [સં]** જવાય—પોંચાય—જણાય—જાણ થઈ શકે તેવું. ઇન્દ્રિયગમ્ય—ઇન્દ્રીયોથી સમજાય તેવું. વિચાર—શાસ્ત્ર—તર્ક—ગુરુગમ્ય, એવા જોડાયલા શબ્દો હોય છે.

**ગયણ, ન૦** ગગન, આકાશ.

**ગયવર, પુ૦** હાથી.

**ગયું, જવું-જાવું** એ શબ્દનો ભૂતકાળ.

**ગર, પુ૦** કેટલાંક ફળની અન્દરનો વચગાળાનો જે પોચો—રસ ભર્યો ભાગ તે;—અન્દરનો માવો.—જમરુખ વગેરેનો. કેટલાંક ફળમાં એ પોચા ભાગ બીયાં સાથે હોય છે. કાકડી ચિભડું કોળું વગેરેમાં. સીંગની અન્દરનો જે ભાગ તે—ગરમાળો, સેકટાની સીંગ વગેરેનો. ૨ ઝાડના લાકડાંની વચમાંના જે પોચા ભાગને આધારે તે ઝાડને ખોરાકી મળે છે તે. ૩ મનનો ભેદ; મર્મ; દીલનો ભરમ; છાની વાત.—'તેનાં મનનો ગર મેં જાણ્યો.' ૪ બરુ, કિવલ વગેરેમાં જે પોચો તાંતરો હોય છે તે. ૫ ઝેરી અધાર; ગલ.

**ગર,** એ શબ્દની પછવાડે મુકાઇને કરનારો એવો અર્થ રાખે છે.—સોદાગર, ખુરસીગર, કારીગર વગેરે.

**ગરક, વિ૦ [આ૦]** ડુબી ગયલું; ડુબેલું; જતું રયલું ૨ લીન થયલું; લગન લાગી રઈ હોય તેવું.

**ગરકવું, ક્રિ૦ અ૦** કાદવ વગેરેની અન્દર પેસી જવું. ૨ ડુબી જવું. ૩ લીન થઈ જવું.

**ગરકાવ, વિ૦** ભરપૂર; ભરેલું.-ઘરેણાં ફુલ વગેરેથી.- ૨ લીન થઈ ગયલું.

**ગરગડી, ઘરેડી.**

**ગરચવું, ક્રિ૦ સ૦** અકરાંતિયાની પેઠે ખા ખા કર્યા કરવું; ઈચ્યાં કરવું.

**ગરજ, સ્ત્રી૦ [આ૦]** કોઈ કામ કરવામાં જે વસ્તુની જરુરિયાત હોય તે વસ્તુ મેળવવાની જે ઘણી ઇચ્છા રાખવી-હોવી તે; આવશ્યકતા; ખપ; અગત; દરકાર. ૨ અડીવેળા; જરૂરનો વખત, તફ્ગી. ૩ પોતીકી મતલબ; સ્વાર્થ. ૪ બોલવું. ૫ મોરનો ટૌકાર.

—'ગરજ સારવી.—તફ્ગી મટાડવી; મતલબ પાર પાડવી. કેવત—'ગરજવાનને અક્કલ ન હોય'. 'ગરજે ગધેડાને બાપ કેવો પડે.'

**ગરજણ, સ્ત્રી૦** એક જાતનું પક્ષી.—ગીધની માદા.

**ગરજના, [સં૦] ગર્જના.**

**ગરજવન્ત-વાન, ગરજાઉ.**

**ગરજવું, ક્રિ૦ અ૦** આકાશમાં ગડગડાટ થવો; ગાજવું. ૨ સિંહ વગેરે જનાવરોએ મોટે અવાજે બરાડવું.

**ગરજાઉ-જી-જુ, વિ૦** જેને ગરજ હોય તે. ૨ આપમતલબી; સ્વાર્થી.

**ગરજી, ગરજુ.** 'ગરજી ને દરદી બરાબર.'

**ગરડગપ, અ૦** ઝટ દઇને અચાનક જતું રયલું—ડુબીગયલું—ખોવાઈ ગયલું હોય તેમ. 'ગરડગપ ગયા પોંહોંતાના પરમાણા કોઇએ ન મોકલ્યા.'

**ગરઢ, ઘરડ.**

**ગરઢું, ઘરડું.**

**ગરણીજી, સ્ત્રી૦** જૈન મતની આરજા—સાધુડી.

**ગરણું, ગણણું.**

**ગરથ, પુ૦** નાણું; પુંજી; માયો; પૈસો. 'ગરથ તે ગાંઠે, વિદ્યા તે પાઠે, અસ્ત્રી તે સાથે ને દાન તે હાથે.'

**ગરદ, વિ૦ [ફ્રા૦]** ખિચોખિચ—સાંકડે આવી ગયલું. ૨ ખૂબ મચેલું; મસ્ત બનેલું. ૩ ધૂળ.

**ગરદન, સ્ત્રી૦ [ફા૦]** ગળાનો જે પાછલો ભાગ તે; બોચી; ડોકી.

—'ગરદન મારવું'–જીવ લેવો; મારી નાખવું; ઢોચકું ડોકું—ઉડાવી દેવું. ૨ ઘણું જ નુકસાન કરવું.

—'ગરદન નમવી'–આબરુ જવી; નીચા પડવું; ૨ ખોટ આવવી; નુકશાન થવું. ૩ પડતી દશા આવવી; નબળું પડવું. ૪ દેવાળું કાડવું. ૫ મરી જતાં ગરદન નમવી તે.—ગરદન નાખી દેવી'–મરી જવું.

**ગરદી, સ્ત્રી૦** ભીડ; ઠઠ; ભિડાભિડ; ખિચોખચ હોવું તે (લોકની).

**ગરદો, પુ૦** તમ્બાકુનાં પાતરાંનો વપરાતાં રયલો જે સુકો ભુકો તે.

**ગરનાળ, સ્ત્રી૦** છરાના ગોળા વગેરે ભરવાની ખાણણી જેવી જે તોપ તે.

**ગરનાળું, ન૦** તળાવ અથવા કુણ્ડમાં પાણી આવવા જવાને માટે તળાવ અથવા કુણ્ડમાં કરેલો જે મારગ તે. ૨ પાણી જવાનો ઈંટ ચુનાથી બાંધેલો સાંકડો મારગ.

**ગરબડ, ગડબડ.**

**ગરબડગોટો, પુ૦** ગરબડ કરી સેળભેળ કરવું; ઊંધુંચતુ કરવું; બગાડી નાંખવું. ૨ બોલવામાં આચકા ખાવા; ન સમજાય તેવું બોલવું. ૩ હિસાબમાં લોચા વાળવા. ૪ કજ્ઞાથી ઉલટું કરવું.

**ગરબડવું, ગબડવું.**

**ગરબડસરબડ, સ્ત્રી૦** ઊંધુંચતું; ફેરફાર; સેળભેળ; ગડબડગોટો.

**ગરબડાટ, ગડબડાટ.**

**ગરબી, સ્ત્રી૦** સ્ત્રિયોમાં ગવાતી એક જાતની દેશી કવિતા.

**ગરબો, પુ૦** મોટી જે ગરબી તે. ગરબામાં ઘણું કરીને વારે વારે ટેક ગાવામાં નથી આવતી. ૨ ગરબી—ગરબા ગાતાં તાળીયો વગાડતાં દીવા—માડવીની આસપાસ ફરવું—કુદતાં ફરવું તે. 'ગરબો ખુંદવો'—રમવો એમ 'કેવાય છે. ૩ એવા પ્રસફ્નને સારુ જે માટલીમાં કાણાં પાડીને અન્દર દીવો મુકેલો હોય તે. ૪ દેવી—માતાના નવ રાત્રમાં ઘર—દેવળમાં કાણાં કાણાંવાળા ઠીકરાંના વાસણમાં દીવો મુકવામાં આવે છે તે વાસણ—ઘડો.

**ગરભ, પુ૦ [ સં૦ ગર્ભ ]** સ્ત્રી પુરુષ—નર માદાના સમ્ભોગથી પુરુષ—નરનું જે વીર્ય, સ્ત્રી—માદાના ઉદરમાં જઈ ઠરી વધી સર્વ અવયવો સાથે સચેતન થાય છે તે. એ જ્યાંસુધી માના ઉદરમાં છે ત્યાંસુધી તે ગરભ કેવાય છે. ૨ કેળ વગેરેની અન્દરનો કુમળો જે ભાગ તે. 'કેળના ગરભ જેવો છોકરો.' ૩ માંછલીઓમાં તેનાં ઝીણાં ઝીણાં ઈંડાઓનો સમૂહ જે લામ્બા આકારમાં હોય છે તે. ૪ ક્ષેત્રફળ; ખેતર—જમીનનો જે વિસ્તાર તે. ૫ મધ્ય; વચ્ચોવચ્ચ.

—'ગરભ રેવો'—ગરભવાળી હાલત; હમેલ; દાડા.

—'તેને ગરભ છે'–એટલે તે ગરભવાળી હાલતમાં છે.

—'ગરભ પડવો'—રોગને લીધે અથવા આસડથી ગરભ ગળવો; અધુરે જવું; કસુવાવડ થવી.

—'ગરભ પાડવો'–બલાત્કારે ગરમ ઔષધિ વગેરેથી ગરભનું લોહી કરી નાખવું—એને ગરભપાત કરવો પણ કેછે.

—'ગરભ છૂટી જવો'—ગરભપાત થવો.

**ગરભછાંટ,** સ્ત્રી૦ એક જાતનો દારુ સાથે ફોડવાનો ગોળો-એ પોલો હોય છે. એમાં પેલે તો દારુ ભરે છે અને તેનાં કાણાંમાં એક લાકડાંની નળીથી (જેમાં ખીલા પથરા છરા અને સળગી ઉઠે તેવા પદાર્થો હોય છે) ગડબે છે. એ ગોળો જ્યાં પડે છે ત્યાં ઘણા જોરમાં ફાટે છે અને મોટું નુકસાન કરે છે. ૨ એવો ગોળો ઉરાડવાની ખાપણી ઘાટની જે તોપ તે.

**ગરભસૂતર,** વિ૦ [ સં૦ ગર્ભસૂત્ર ] તાણામાં રેશમ ને વાણામાં સુતર આવ્યું હોય તેવું (કપડું).

**ગરમ,** વિ૦ [ સં૦ ઘર્મ અથવા ફા૦ ] ઊનું; ઉષ્ણ; તપેલું. (થણ્ડાંનું ઉલટું). ૨ જોસ્સામાં આવેલું; ગુસ્સામાં આવી ગયલું; ગરમ થવું; ક્રોધે ભરાવું. ૩ આતુર; જલદ; તીખું.

**ગરમમસાલો,** પુ૦ તજ લવઙ્ગ વગેરેની મેળવણીનો જે મસાલો રસોઇના પદાર્થમાં નાખવામાં આવે છે તે.

**ગરમાગરમ-મી,** વિ૦ ઊનું ઊનું; તરત ઊનું કરેલું. ૨ જોસ ભરેલું; ગુસ્સા ભરેલું. ગરમાગરમી તકરાર-વાતચિત—જોસભરી અથવા ગુસ્સા ભરેલી તકરાર-વાતચિત.

**ગરમાળો,** પુ૦ એક જાતની શિંગ. એ ઓસડ દાખલ વપરાય છે.

**ગરમી,** સ્ત્રી૦ [ ફા૦ ] ગરમ—ઊના પદાર્થને અડકયાથી જે કંઈ આપણને લાગે છે તે; અથવા તે પદાર્થમાંથી જે કંઈ આપણા શરીરમાં દોડી આવી લાગે છે તે. કારણ કાર્ય બન્નેને એ શબ્દ લાગે છે; સૂરજ—અગ્નિથી થતી જે અસર તે. ઘણું કરીને ગરમીથી પદાર્થનું કદ વધે છે અને એથી બાફ અને પાણી થાય છે. ગરમી, ઝાડ જનાવરને ઘણી જરૂરની છે. ૨ સૂર્ય અગ્નિ વગેરેથી જે ગરમ હવા થાય છે તે; તાપ; ઘામ. ૩ તાવ વગેરેથી શરીરમાં જે ઊનાસ આવે તે. ૪ તોર; જોસ્સો. ૫ ટાંકી પરમિયાનો જે રોગ તે.

**ગરમું,** ન૦ બશેર ત્રણ શેરનાં તપેલાં જેવડો પડઘી વનાનો કાંસાનો મોટો વાડકો.

**ગરમેલ,** સ્ત્રી૦ રુવાંટીવાળો એક જાતનો નાનો છોડ. એનાં મૂળનું તથા એની ઉપરના ભાગનું અથાણું કરવામાં આવે છે.

**ગરવ,** ગર્વ.

**ગરવું,** વિ૦ [ સં૦ ગુરુ ] મોટું; વિશાળ. 'ગુજરાત દેશ ગરવો ઘણો'. ૨ શ્રેષ્ટ; ભારે; આબરૂદાર; માન આપવા લાયક.

**ગરવું,** ક્રિ૦ અ૦ ખરી પડવું; ખરવું; પડવું. ૨ મગરૂબ. ૩ અન્દર પેસવું.

**ગરળ,** પુ૦ વિષ; ઝેર. ૨ સર્પનું વિષ; ગલ.

**ગળગળું,** વિ૦ રડવા જેવી સ્થિતિમાં.

**ગરાડ,** વિ૦ મોટું. પુ૦ ખાડો.

**ગરાડી,** વિ૦ ઘણો જ વ્યસની; વ્યસનમાંનો વ્યસનમાં જ મચ્યો રેનાર (ભાંગ અફીણ ગાંજા વગેરેનો ગરાડી.)

**ગરાડો,** પુ૦ ઘર—ઇમારતની ભીતનો પાયો નાંખવા સારુ જે લામ્બો ને લામ્બો ખાડો ખોદવામાં આવે છે તે.

**ગરાણું,** ન૦ રાવ; ફરિયાદ. 'તમો દાડી ગરાણાં લાવતી.'

**ગરાસ,** પુ૦ [ સં૦ ગ્રાસ ] ગામનું રક્ષણ કરવાના બદલામાં અથવા વંશપરમ્પરાથી જમીનની માલેકી હોય તે લઈ લઈ તેના બદલામાં સરકાર તરફથી જે રોકડ હક કરી આપ્યો હોય તે. ૨ ગરાસિયાના ગામોમાં લુટફાટ ન કરે અથવા ન થવા દે તેને સારુ ગામવાળાઓએ રાજાની મઞ્જુરિયતથી જે જમીન લુટફાટ કરનારાને હંમેશને માટે આપી દીધી હોય તે.

—'ગરાસ જવો'-મોટું-ભારે-ઘણું નુકસાન થવું.

**ગરાસિયો,** પુ૦ રાજવંશી ભાયાત રજપુતોને હિસ્સે આવેલી જે જમીનો તે જમીનોની ઉપજ ખાનારા ને બીજાં ગામના લોક પાસથી કર લેનારા, વળી થોડો ઘણો એ ઉપર અમલ ચલાવનાર જે રજપુત તેમાંનો એકેકો.

**ગરિયો,** પુ૦ ભમરડો.

**ગરીબ,** વિ૦ [આ૦] નિર્ધન; પૈસા વગરનું. ૨ કઙ્ગાલ; દળદરી; બાપડું; દુઃખી. ૩ ભલું; સાલસ; સહનશીલ; થણ્ડા મિજાજનું.

**ગરીબ ગરબાં-ગુરબાં,** ન૦ ગરીબ—કઙ્ગાલ એવાં માણસો. ૨ ભિખારુઓ.

**ગરીબડું,** વિ૦ ગરીબ; રાંક.

**ગરીબપરવર,** વિ૦ [આ૦ ફા૦] ગરીબની પરવરશી કરનાર—સમ્ભાળ લેનાર. ૨ પોતાનાથી ઊંચેના દરજ્જાવાળાઓને એ વિશેષણ જોડવામાં આવે છે. અરજીઓમાં 'ગરીબપરવર સલામત' એમ લખાય છે.

**ગરીબાઈ,** ગરીબી.

**ગરીબી,** સ્ત્રી૦ નિર્ધનપણું. ૨ કઙ્ગાલિયત; દળદર. ૩ ભલાઈ; સાલસાઈ.

**ગરુ,** પુ૦ ગુરુ.

**ગરુડ,** પુ૦ [સં૦] ફાડીખાનાર એક મોટો પક્ષી. એ બધાં પક્ષીઓમાં જોરાવર છે માટે એ રાજા કેવાય છે. ૨ વિષ્ણુનું વાહન.

**ગરુડગામી-ધ્વજ-ડારૂઢ,** વિષ્ણુ.

**ગરુડો,** પુ૦ ઢેડા-ભઙ્ગિયાનો ગોર; ગરોડો

**ગરુડવ્યૂહ,** એક જાતની સૈન્ય રચના.

**ગરૂર,** વિ૦ મગરૂર; અહઙ્કારી; મિજાજી.

**ગરુરી**, સ્ત્રી૦ [આ૦] ગર્વ; અહઙ્કાર; મગરૂરી; પતરાજ; ગુમાન.
**ગરો**, પુ૦ ગરુડો.
**ગરોડો**, પુ૦ ગરુડો. ૨ કણ્ઠી વગરનો—જેની કોટમાં કણ્ઠી ન હોય તે. ૩ ગુરુ વગરનો; નગરો.
**ગરોદર**, વિ૦ દાડાવાળી; બે જીવવાળી; હમેલવાળી.
**ગરોળી**, ઘિલોડી.
**ગર્જન**, [સં૦] ગરજવું તે. 'નિશામુખે ગર્જન સંભળાય.'
**ગર્જના**, સ્ત્રી૦ વરસાદનું ગાજવું તે. ૨ સિંહ વાઘનું તડુકવું તે. ૩ મોટો અવાજ; ક્રોધ ભર્યો અવાજ.
**ગર્ત**, પુ૦ ખાડો.
**ગર્દભ**, પુ૦ [સં૦] ગધેડો.
**ગર્ધપ-ર્ધવ**, [ગર્દભ] ગધેડો.
**ગર્ભ**, [સં૦] ગરભ. ૨ ઘરની અન્દરનો ઓરડો; અંતર્ગૃહ. ૩ દેવમન્દિરની અન્દરનો ઓરડો જ્યાં પ્રતિમા રાખવામાં આવે છે તે; ગાભાર. ૪ ચોમાસામાં વરસાદરૂપે વરસનારી આઠ માસ સુધી આકાશમાં એકઠી થયેલી પૃથ્વી ઉપરની વરાળ. પ્રાચીન જ્યોતિષીઓએ અવલોકન કરીને શિયાળામાં અને ઉનાળામાં ઠણ્ડી અને તાપથી ઊંચે ચઢતી વરાળને 'વર્ષાગર્ભ' ગણી તે ક્યારે ક્યારે ચાતુર્માસમાં વરસશે તે અનુમાનેલું છે. શિયાળુ માવઠાં અને ચૈત્રી વાદળાં થાય તો "વર્ષાગર્ભ - ગળી જાય" એમ કહેવાય છે. "ચૈત્રે દશ નક્ષત્ર જો, વાદળ વિજળી હોય; ભડલિ તો એમ જ ભણે કે ગર્ભ ગળ્યા સઉ કોય." શિયાળામાં વર્ષાગર્ભ બંધાય છે, ઉનાળામાં પરિપકવ થાય છે અને ચોમાસામાં વરસાદરૂપે વરસે છે. માસ, યોગ ઈત્યાદિને અનુસરી જે ગર્ભ ગળી ગયો હોય તે વરસતો નથી એમ મનાય છે.
**ગર્ભકોશ**, પુ૦ ગર્ભાશય; ઉદરના જે ભાગમાં ગર્ભ રે છે તે; ગર્ભશય્યા.
**ગર્ભગ્રહણ**, ન૦ સ્ત્રીએ પુરુષનું બીજ ગ્રહણ કરી ગરભ ધારણ કરવો તે.
**ગર્ભધારણ**, ગરભ રેવા તે.
**ગર્ભનાડી**, સ્ત્રી૦ ગરભનો નાળ; નાભીનાળ (વૈદક).
**ગર્ભપરિસ્રવ**, પુ૦ ગરભના ઉપર જે પાતળી ચામડી હોય છે તે; ગરભની ખોળ.
**ગર્ભપાત**, ગરભ પાડવો તે.
**ગર્ભયાતના**, સ્ત્રી૦ [સં૦] ગરભને જે દુઃખ સહન કરવું પડે તે.
**ગર્ભવતી-વન્તી**, સ્ત્રી૦ [સં૦] દાડાવાળી સ્ત્રી.
**ગર્ભવાસ**, પુ૦ [સં૦] ઉદરમાં ગર્ભ થવો ને ઉછરવો તે.
**ગર્ભવાસી**, વિ૦ ગર્ભમાં અથવા ગર્ભરૂપે ઉદરમાં વાસ કરનાર.

**ગર્ભસ્રાવ**, પુ૦ [સં૦] ગરભનું ગળવું તે.
**ગર્ભશ્રીમન્ત**, વિ૦ [સં૦] જન્મથકી શ્રીમન્ત તે; શ્રીમન્તને ઘેર જન્મેલો તે.
**ગર્ભસ્થાન**, ન૦ [સં૦] જ્યાં ગરભ બન્ધાય છે ને મોટો થાય છે તે ઠેકાણું; કમળ; કૂખની અન્દરનો ભાગ.
**ગર્ભાઙ્ક**, ન૦ નાટકમાં અઙ્કનો પેટા ભાગ; પ્રવેશ.
**ગર્ભાધાન**, ન૦ [સં૦] ગરભ રેવો ને ઉછરવો તે. ૨ કમળ શુદ્ધ રે અને ગરભ જલદીથી વધે એ હેતુથી દાડાવાળી સ્ત્રીને (ઘણું કરીને પાંચમે મહિને) જે ધર્મસંસ્કાર કરવામાં આવે છે તે.
**ગર્ભાશય**, પુ૦ સ્ત્રીના શરીરના જે ભાગમાં ગર્ભ રે છે તે જગ્યા; ગર્ભશય્યા.
**ગર્ભિણી**, [સં૦] ગર્ભવતી (પશુ કે મનુષ્ય ગમે તેની સ્થિતિ બતાવે છે).
**ગાભત**, વિ૦ ધા૦ [સં૦] જેમાં કંઈ બીજી વસ્તુ રઈ હોય તેવું. ૨ જેની અન્દર કોઈ અર્થ—ભાવ રયો હોય તે.
**ગર્ભાગાર**, ન૦ ઘરનો વચલો ભાગ—ઓરડો. ૨ જનાનખાનું; રણવાસ; અન્તઃપુર. ૩ દેવલનો મધ્યનો મૂર્ત્તિ પધરાવેલો ખણ્ડ; ગાભાર. ૪ ગર્ભાશય. ૫ જે ઓરડામાં બાળક જન્મે તે ઓરડો; સૂતિકાગૃહ.
**ગર્વ**, પુ૦ [સં૦] અભિમાન; અહઙ્કાર; મગરૂબી; ગુમાન; પતરાજી; માન.
**ગર્વિષ્ઠ-ર્વી**, વિ૦ [સં૦] અહઙ્કારી; મગરૂર; અભિમાની.
**ગલ**, પુ૦ માછલાં પકડવાનો આંકડો. ૨ કુવામાં પડી ખોવાયલી ચીજ કાઢવાને લોડાંના આંકડાઓનો જે જથો તે; બિલાડી. ૩ સાપ, ઘિલોડી વગેરેની ઝેરી અધાર. ૪. લાંચ; લાંચમાં જે કંઈ આપેલું—બતાવેલું તે. 'ગલ આપવો'—લાલચ દેખાડવી; લાંચ આપવી. ૫ ફુલનો છોડ; ગુલબાસ.
**ગલકી**, સ્ત્રી૦ એક જાતનો વેલો—એના ફળનું—ગલકાંનું શાક તથા ભજીયાં થાય છે.
**ગલકું**, ન૦ ગલકીનું ફળ.
**ગલગલિયાં**, ન૦ ગિલિગિલી; ગિલિપચી.
**ગલગોટો**, એક જાતના ફુલનો છોડવો અથવા તેનું ફુલ.
**ગલત**, વિ૦ [આ૦] પાયાવનાનું; ઠામ ઠેકાણાં વગરનું; ખોટું; જુઠું. ૨ [સં૦ ગલિત] બાજુપર કાઢી નાખેલું; નકામું જાણી ફેંકી દીધેલું; રદ કરેલું.
**ગલથુથી**, ગલહુતી. [નિસ્તેજપણું.
**ગલાનિ**, સ્ત્રી૦ [સં૦ ગ્લાનિ] દીનતા; ખેદ; થાક;
**ગલપટો**, પુ૦ ગળે રાખવાનો ઊન વગેરેનો જે પટો તે.
**ગલબા**, પુ૦ ફટાકા.

**ગલહુતી, સ્ત્રી૦** ગોળ થી પાણીની સાથે મેળવી તેમાં પુમડું બોળી જન્મેલાં બચ્ચાંને તે ધાવતાં શીખે ત્યાં સુધી તેનાં મોઢાંમાં ધીમે ધીમે ટીપાં મુકવામાં આવે છે તે.

**ગલાલ, ન૦** હોળીમાં જે રાતો ભુકો એક બીજાપર ઉરાડવામાં અને મોઢાંપર ચોપડવામાં આવે છે તે.—કેટલાક કન્દના લોટને પતકુના લાકડાંના ઉકાળામાં રફી સુકવી ચાળેથી ગલાલ બને છે.

**ગલાસ, ન૦ [અ૦]** બિલોરી કાચનો પ્યાલો.

**ગલિયાં,** ઉપાડો, કાંટાનો હમલો.

**ગલી, સ્ત્રી૦** ધોરી રસ્તાપરથી આડી ને સાંકડી નિકળતી જે વાટ તે. ૨ સાંકડી શેરી—પોળ.

**ગલીકુંચી, સ્ત્રી૦** આડા અવળા ને સાંકડા જે રસ્તા તે.

**ગલીચ, વિ૦ [આ૦]** ગન્દુ; મેલું; કચરાવાળું; ગન્ધાતું.

**ગલીચી, સ્ત્રી૦** ગંદકી; ગંદવાડ. ૨ ગંધાતો કચરો.

**ગલીચો, ગાલીચો.**

**ગલીગલી, ગલીપચી.**

**ગલીપચી, સ્ત્રી૦ ગિલીપચી.** બગલ ગળુ હથેલી પગનાં તળિયાં વગેરે શરીરના અવયવોપર હલકે હાથે ખજવાળવાથી જે સુંવાળું સુંવાળું લાગે છે તે. નાના છોકરાને રમાડવા તથા હસાવવા સારુ હથેલીમાં અંગુઠાની આંગળી ફેરવી આ પ્રમાણે બોલે છેઃ—"ચાંદા પોળી, ઘીમાં બોળી, સૌ છોકરાંને કટકો પોળી,—ને આખી પોળી, લે રે મોઢા લણુકીયા, ઢીકા ખાધા ધણુકીયા"—એમ કહી વાંસામાં ધીમેથી ગડદો મારે છે ને પછી દરેક આંગળી પકડી "આ કોની ગાય"—એના બાપા—મા વગેરેની ગાય એમ બોલી છેલ્લો અગુંઠો પકડી બોલે છે કે, 'ભુવાજીનો પાડો,' પછી 'ગલીનું ઘર કયાં છે, કયાં છે,' એમ બોલતાં બોલતાં બગલના કુમળા ભાગમાં આંગળીઓ ફેરવી છોકરાંને હસાવે રમાડે છે અને ગલીપચી થવાથી બાળક હસે છે.

**ગલુડિયું,** કુરકુરિયું.

**ગલેફ, પુ૦ [ફા૦]** કપડાંનું ઢાંકણ—ની ખોલ. (ખુરસી, કોચ, ગાદી, તકિયા વગેરેનો ગલેફ.)

**ગલેરી, સ્ત્રી૦** એક તરેહનાં ભજિયાં.

**ગલેફું, ન૦** ગળાની કોથળી.

**ગલેલી, સ્ત્રી૦** તાડનાં ફળની અન્દરનો કુમળો ખાવામાં આવતો જે ભાગ તે.

**ગલોફું, ન૦** ગાલની માંયનો ભાગ.

**ગલોલ, સ્ત્રી૦** ખેડુત લોકો કામઠીથી જે ગોળી ફેંક છે તે. એ ગોળી સીસાંની અથવા કાદવની હોય છે.

**ગલ્લ, પુ૦ [સં૦]** ગાલ. ૨ ગિલ્લો, ઘણા જણ મળી એકાદા પારકાની નિન્દા કરે તે ગલ્લ કુટાય છે એમ કેવાય છે. ૩ ગળાનો નરડો.

**ગલ્લાંતલ્લાં, ગાંગાંતલ્લાં.**

**ગલ્લો, પુ૦ [ફા૦]** પૈસા—નાણું રાખવાનું ઠામ; ખજાનો. ૨ દુકાનદાર જે પેટીના ઢાંકણામાંના બાકામાંથી પૈસા—નાણું અન્દર નાખે છે તે.

**ગવન, ન૦ [સં૦ ગમનં]** જવું તે; ગતિ; ચાલ. ૨ **[અ૦]** સુતરઉ બારીક છાપેલું લુગડું—સ્ત્રિયોને પેરવાનું.

**ગવરનર, પુ૦ [અ૦]** રાજા-રાણીની વતીનો તેના પરમુલકી સંસ્થાનમાં રાજકારભાર ચલાવનારો અમલદાર. ૨ ઇલાકાનો વડો અમલદાર.

**ગવરનર જનરલ, પુ૦ [અ૦]** મુખ્ય ગવરનર (દેશનો વડો અમલદાર).

**ગવાડવું, ક્રિ૦ સ૦** કોઈ ગાય તેમ કરવું.

**ગવાનક,** ગોગ્રાસ; જમતાં પેલાં ગાયને માટે કાડવામાં આવતું અનાજ.

**ગવાનિક—નેક, ન૦ [સં૦ ગવાહ્નિક]** જમતાં પેલાં ગાયને માટે જૂદું કાડેલું જે રાંધેલું અન્ન તે. ૨ એકઠાં કરી નાખેલાં ભાત દાળ શાક વગેરે તે.

**ગવાર, સ્ત્રી૦ પુ૦** એક જાતનો છોડ અથવા એને જે સીંગ થાય છે તે; ગુવાર. ૨ એ છોડનાં બીયાં એ ઢોરને ખવાડવામાં આવે છે.

**ગવાવું, ક્રિ૦ અ૦** ચરચાવું; ફજેત થવું; બેઆબરુ થવું; ગામમાં નઠારી વાત ચાલે તેવું થવું. 'તે તો આજ કાલ ગામમાં ખૂબ ગવાય છે.'

**ગવાળો, પુ૦** શેળભેળ થઈ ગયલો સામાન. ૨ ગુણના આકારનો, સ્ત્રીનાં કપડાં વગેરે સામાન રાખવાનો જે લુગડાંનો કોથળો તે; બચકો. 'ઘેલીનો ગવાળો' એ કેવત.

**ગવૈયો, પુ૦** ગાયન કરનારો; ગાનારો.

**ગવ્ય વિ૦ [સં૦]** ગાયમાંથી જે ઉત્પન્ન થયલું તે (દહીં દૂધ ઘી ઈ૦).

**ગસત,** વ્યર્થ; ફોકટ.

**ગસેડવું, ઘસડવું.**

**ગહન, વિ૦ [સં૦]** જવા—પોંચવા—સમજવાને અઘરું. ૨ છુપી—ઊણ્ડી ગતિ.

—'ગહન ગતિ'—ઊણ્ડી પોંચ; અથાક બુદ્ધિ; સમજવી ઘણી અઘરી એવી કળા—જુગતિ (ઇશ્વરની).

—'ગહનસંસાર'—મુશ્કેલ; ઘણી મહેનતે પહોંચાય તેવો સંસાર.

**ગહું, ઘઉં.**

**ગહુંલો, ઘઉંલો.**

**ગહ્વર, ન૦ [સં૦]** પાડની અન્દર જે બખોલ—ખાડો તે; ગુફા. **વિ૦** ઊણ્ડું.

**ગળ, ગલ.**

**ગળકો,** પુ૦ ચાખેલી મીઠી વસ્તુનો મોડામાં રહી ગયલો સ્વાદ અથવા તેને પાછો તાજો કરવાની જે ખન્ત તે. ૨ રુચિ; ભાવ; સ્વાદ.

**ગળગળવું,** ક્રિ૦ અ૦ ગળગળું થવું; ગગળી જવું.

**ગળગળું,** વિ૦ ચિકણા પ્રવાહીથી નિગળતું (ગળગળતો કનસાર). ૨ પાણી પાણી જેવું; હૈયું પિગળી ગયું હોય તેવું; નરમ. ૩ દીન; ગરીબ. (તે ગળગળો થઇ ગયો). ૪ છાતી ભરાઈ આવેથી નિકળે તે (ગળગળો સ્વર). રડતો.

**ગળગોટિયો-ટડો,** વિ૦ ગોળ; ગોળ આકાર.

**ગળચકું,** ગચકડું.

**ગળચટું,** વિ૦ જરાક ગળ્યું—મીઠું હોય તેવું.

**ગળચવો,** પુ૦ પુરુષને ગળે ઘાલવાનું સોનાંના તારનું ગુંથેલું બેસતું જે ઘરેણું તે; હોરો. (એ જાડો ને અક્કડ હોય છે.)

**ગળચિયું,** ન૦ ડુબતાં પેટમાં પાણી જવું તે. ૨ ડુબતાં માણસનું ઉપર નીચે આવવું જવું તે. ૩ બોચીમાંથી પકડી ધક્કો મારવો તે.

**ગળચી,** સ્ત્રી૦ ગળાંનો પાછલો ભાગ; ડોકી; ગરદન.

**ગળણી,** ગણણી.

**ગળતફોડ,** પુ૦ [સં૦ ગલકુષ્ઠ] એક જાતનો રોગ—શરીરની ચામડી ફદફદીને સફેત થઈ જાય તે.

**ગળતી,** સ્ત્રી૦ જેમાંથી ટીપે ટીપે પાણી ગળ્યાં—પડ્યાં કરે તે ઘડો (મહાદેવના ઉપર ટાંગી રાખેલો હોય છે).

**ગળથુથી,** ગલહુતી.

**ગળધાઈ,** સ્ત્રી૦ અજીરણને લીધે અરકાડથી અથવા એમને એમ ગળાંમાં જે બળતરા થાય તે; ગદ્ધાઈ.

**ગળપટો,** પુ૦ ગળે બાંધવાનો પટો.

**ગળપણ,** ન૦ ગળ્યો સ્વાદ આપે તેવું કંઈ (ગોળ ખાંડ વગેરે). ૨ ગળ્યો સ્વાદ.

**ગળફો,** પુ૦ દમ વગેરેના આજારથી ઉધરસ ખાતાં મોડાંમાંથી જે જાડો ચિકણો પદાર્થ બલાત્કારે બાર નિકળે તે; બળખો.

**ગળમાણું-વાણું,** ન૦ ઘઉંના લોટને સેકીને તેમાં ગોળ—ખાંડનું પાણી અથવા દૂધ રેડી ખૂબ ઉકાળ્યાથી જે ખાવાનો પદાર્થ બને છે તે.

**ગળવું,** ક્રિ૦ અ૦ વાસણ—ઠામમાંના પ્રવાહી પદાર્થનું કાંણાંમાંથી ધીમે ધીમે બાર નિકળી આવવું; છાપરાંપરના વરસાદના પાણીનું કાંણાં વાટે ઘરમાં આવવું; ચૂવું. (વાસણ, છાપરું ગળે છે). ૨ ફળનું પાકવાની તૈયારીપર આવવું—પાકીને મિઠાસવાળું થવું.—(આંબા હવે ગળવા માંડ્યા છે.) ૩ સાકર મીઠું વગેરે પદાર્થોનું હવા પાણી લાગ્યાથી પાણી રૂપ થઈ જવું; ઓગળી જવું. ૪ પુરું બફાઇને એક રસ થવું. (આજની દાળ પુરી ગળી નથી.) ૫ ધાતુનું અગ્નિથી રસ રૂપ થવું. (હજુ સોનું ગળ્યું નથી.) ૬ શુદ્ધ થવું; મળરહિત થવું. ૭ રસકસ જતો રેવો;—ગળાઈ તવાઈ જવું. ૮ દૂર જવું રેવું; ખરવું; નાશ થવો. (તેના શત્રુ સરવે ગળ્યા.)

**ગળવું,** ક્રિ૦ સ૦ કોઈ પણ વસ્તુને ગળાંની વાટે એકદમ પેટમાં ઉતારી દેવી. ૨ કપડાં—કાગળની અથવા કાંણાંવાળાં વાસણની મારફતે પ્રવાહી પદાર્થને બીજા વાસણમાં શુદ્ધ કરી આણવું; ગાળવું. (ગોળીમાં પાણી ગળ—ગાળ).

**ગળહુતી,** ગલહુતી.

**ગળાવું,** ક્રિ૦ અ૦ નક્કર ધાતુનું અગ્નિથી રસરૂપ થવું. ૨ સુકાઇને નિર્માલ્ય થઈ જવું. (તે શરીરે બહુ ગળાયો.) ૩ ગાળ્યું હોય—ગાળી શકાયું હોય તેવું થવું.

**ગળિયારો,** પુ૦ ગળીથી કપડાં સુતર વગેરે રંગનારો.

**ગળિયેર,** વિ૦ ગળી વાળું. ૨ ગળીના રંગનું; નીલું.

**ગળિયો,** પુ૦ કાંટાનો જથો—ઉપાડો. ૨ કાદવ—કચરાનો પિણ્ડો. (કુંભારે ચાકપર ગળિયો ચડાવ્યો.) વિ૦ ગાડીએ જોડી ચલાવતાં બેસી જાય તેવો—(બળદ).

**ગળી,** સ્ત્રી૦ એક જાતનો છોડ અથવા એનાં પાંદડાંનો રસ. એમાંથી ઘેરો આસમાની રંગ પેદા થાય છે. ગળીના છોડવાનાં પાતરાંને અને ડાંખળીઓને પેલે તો પાણીમાં ડુબાડી રાખે છે—જાં સુધી તેની અન્દરનો કુમળો ગર બાર આવે છે ત્યાંસુધી અને પછી તે જાડાં પાણીને હલાવ્યાંજ કરે છે એટલે રંગ બન્ધાઇને ગાંગડા આકારે થઈ જાય છે. ૨ અવાજ; કણ્ઠ; હલક; ગળું. (તે ગાનારની ગળી સારી છે.)

—'ગળી ખાવી'—નાખવી,—અફીણ વગેરેના સટ્ટામાં તેજી મન્દી ઉપર અમુક રકમ લેવાની અમુક રીતની સરત મારવી.

—'ગળી જવું'—ગળે ઉતારી દેવું. ૨ ખામોશ ખાઈ જવી; સાંખી રેવું. (તેનાં વચન તે ગળી ગયો).

**ગળીવેડમી,** સ્ત્રી૦ પૂરણપોળી.

**ગળું,** ન૦ [સં૦ ગલ] બે ખભાની વચમાંનો ભાગ જેની ઉપર મોડું છે અને જેની અન્દર મ્હાંયથી હવા જવાની અને ખોરાક ઉતરવાની નળિયો છે તે; કણ્ઠ; ડોટ. ૨ ગળાંમાંથી નિકળતો સાદ—અવાજ.

—'ગળાં કાપુ'—વિશ્વાસઘાત કરનાર; ફાંસિયો; મારીને લૂંટી લેનાર. ૨ ઠગ. ૩ ઉંધું અવળું સમજાવી કોઇનું કંઈ લઈ લેનાર; વિશ્વાસ ઉપર જે રહ્યો હોય તેને દગો દેનાર.

—'ગળામાં જીભ ઘાલવી'—બહુ બોલતાં બંધ રેવું.

—'ગળામાં જોતરું આવવું'—નવાને જન્જાળના કામમાં પેલવેલું જોડવું—નાખવું; પીડા વળગાડવી. ૨ પોતાના કામમાં નડે એવું કોઈ બીજાનું કામ માથે આવવું.

—'ગળામાં ટાંટિયા'—જીવ સટોસટની સ્થિતિમાં આવી પડવું; ઘણું જોખમમાં આવવું.

—'ગળા લગી'—ઘણું; પુષ્કળ. ૨ સંપૂર્ણ; પૂરે-પૂરું—'મને તારો ગળા લગી ભરોસો છે.'

—'ગળું કરવું'—રડવાથી ઊંચેથી પડવાથી કે ગરમીથી બાળકના ગળાનો કાકડો આડો ખસી ગયો હોય તેને તર્જની આંગળીથી સીધો કરે છે તે.

—'ગળું પડવું'—ઘણું રડવાથી, ઊંચેથી પડવાથી અથવા ગરમીથી બાળક છોકરાંનાં ગળાંમાંનો કાકડો—ગળાંની બારીનો પડદો લુલો થઈ આડો ખસી જવો—જેથી બચ્ચાંથી રડાતું નથી તે.

—'ગળું બેસવું'—અવાજ જાડો ખોખરો થવો. (રડવા-મોટે બોલવાથી).

—'ગળું રેંસવું'—ગળાં કાપુના અર્થમાં વપરાય છે. ૨ ગરદન મારવું. ૩ વિશ્વાસ આપી નુકસાનમાં લાવવું.

—'ગળે આવવું'—ધર્મ, ફરજ, ચિન્તા, હરકત વગર કારણે પીડા ભોગવવી તે. [સમજવું.

—'ગળે ઉતરવું'—મનમાં વાત ઠસવી; બરાબર

—'ગળેગળુ મળી જવું'—તરશને લીધે ગળું સુકાઈ જવું.

—'ગળે ઘાલવું'—કોઈ બીજાને સોંપવું; જવાબ-દારી કોઈ બીજાને માથે નાંખવી. ૨ હાથે કરી ગળામાં શસ્ત્ર મારવું. ૩ પોતાને હાથે વેરવું.

—'ગળે છરી મૂકવી'—ઘણું જ નુકશાન કરવું; પાયમાલ કરવું; વિશ્વાસઘાત કરવો.

—'ગળે ઝલાવું'—આફત કે સકુડાસમાં આવી પડવું. ૨ ગરમીથી ગળામાં બલતરાં થવી.

—'ગળે નાખવું'—પોતાની જવાબદારી—જોખમ કોઇને માથે નાખવી.

—'ગળે પડવું'—તોહોમત મુકવું; આળ ચડાવવું. ૨ કોઈ કામ કરાવી લેવાને કાલાવાલાથી—બાનાથી જોર જુલમ—બળાત્કાર કરવો. ૩ બથાવી પડવું; પારકું તે પોતાનું છે એમ દાવો કરવો. 'અરીણ ને અબળા છે સરખી, ગળે પડ્યાં નવ છુટે રે.' (દયારામ).

—'ગળે પાણી પડવા ન દેવું'—અતીશય દુઃખ દેવું; નિરાંત વાળી બેસવા ન દેવું.

—'ગળે ફાંસી'—જીવના જોખમમાં આવી પડવું; ફસાવું; સપડાવું.

—'ગળે બાંધવું'—કબુલત આપવી. ૨ વ્યસન રાખવું. ૩ કોઈ ન વારસનું પાલણ પોષણ કે દેખ-રેખ રાખવાનો હવાલો લેવો.

—'ગળે હાથ નાખવો'—(પ્રેમના આવેશમાં) ભેટવું; આલિંગન કરવું.

—'ગળે હાથ મુકવો'—સોગન ખાવા.

**ગળુંબન્ધ,** પુ૦ ગળામાં પેરવાનો એક દાગીનો.

**ગળેપડુ,** પુ૦ પારકું પોતાનું કહી દાવો કરનાર; બથાવી પડનાર; ૨ આળ ચડાવનાર. 'ગળેપડુ ગોકલદાસ.'

**ગળો,** સ્ત્રી૦ એક જાતની ઔષધિ.

**ગળ્યું,** વિ૦ સાકેર ગોળ ખાંડ મધ વગેરેના સ્વાદ જેવું મીઠું. ૨ પાકીને તૈયાર થયલું; મિઠાસવાળું. (કેરી ગળી છે ખાટી નથી.)

**ગાંગડી,** સ્ત્રી૦ નાનો ગાંગડો.

**ગાંગડુ,** વિ૦ ન બફાય—ચડે તેવું (કઠોળના દાણા).

**ગાંગડો,** પુ૦ હરેક નક્કર—સુકાયલી વસ્તુનો ગોળ નાનો કકડો. (સાકેર-ગોળનો ગાંગડો).

**ગાંગાંતલ્લાં,** ન૦ જરા વારમાં હા ને જરા વારમાં ના કેવી તે; બોલતાં ગુંચવાઈ જવું તે; અસ્પષ્ટ—ગગ-ણુતો જવાબ. આનાકાની; બાનાં.

**ગાંગો,** પુ૦ તેલ દિવેલ વગેરે સામાન, ટોપલામાં ઘાલી, તે માથે મુકી વેચનારો. (ઘણું કરીને ઘાંચી). 'કયાં રાજા ભોજ ને કયાં ગાંગો તેલી,' એ કેવત.

**ગાંજવું,** ક્રિ૦ સ૦ છેતરવું; ઠગવું. ૨ ઉપર હાથ મારી જવો; હરાવવું. 'કાલિ ચૌદશનો આંજ્યો ને કોઇનો ન જાય ગાંજ્યો,' એવી કેતી છે.

**ગાંજાખોર,** પુ૦ ગાંજો ફુંકનારો.

**ગાંજો,** પુ૦ એક જાતનો ભાંગના જેવો છોડ અથવા તેની જે કળી તે. એ ખિલતી નથી ને એની અન્દર બિયાં પણ કોઈ કોઈજ હોય છે.

**ગાંઠ,** સ્ત્રી૦ [સં૦ ગ્રન્થિ] દોરી, કસ, રુમાલ વગે-રેનું એક છેડેથી ચકરડું વાળી તેમાં તે છેડો મુકી ખેંચેથી જે જાડું બન્ધન થાય તે. ૨ ઝાડને જ્યાંથી ડાળાં ફુટે તે ઠેકાણું. ૩ લાકડાંના મૂળનો-ભમરા-વાળો એકાદો ભાગ તે. ૪ મનમાં જે આડું આવી જવું તે; અણ્ટસ; આંટી; દુશ્મનાઈ બન્ધાઈ રેવી તે; વેર; કીનો. ૫ પોતાની જાત-સોડ; પોતાનો કબજો. (ગરથ તે ગાંઠે). ગાંઠનું-પોતીકું-જાતનું. ૬ સમ્પ; એકો. (તે એની એક ગાંઠ છે.) શરીરમાં રોગ વગે-રેથી લોહીનું એક ઠેકાણે બન્ધાઈ જઈ ગોળી થઈ રેવી તે. (પેટમાં ગાંઠ, ઝાંઘે ગાંઠ.)

—'ગાંઠનું ગોપીચંદન'—પોતાનો જ ખર્ચ કરી કોઇનું કામ કરવું (કરવું, ખોવું, ઘસવું એમ વપરાય છે).

—'ગાંઠ પડવી'—હૈયામાં આંટી રાખવી; અદાવત–કીનો–વેર રાખવું. ૨ ઐક્ય થવું; સ્નેહ બંધાવો. (તે બેની ગાંઠ એક છે).

—'ગાંઠ બાંધવી-વાળવી'–એટલે અણ્ટસ રાખવો. ૨ સ્મરણ રાખવું.

—'ગાંઠ મારવી'—પતઙ્ગ—(કનકવા)ની નીચે કે ઉપર તે વધારે લોટતો હોય તો ઓછો લોટે તે માટે ગાંઠ બાંધવી.

—'ગાંઠે કરવું'—પૈસાનો સંગ્રહ કરવો.

**ગાંઠડી, ગાંસડી.** [ ગણ્ઠાવું તે.

**ગાઠણ,** નo જ્યાં બે તાર સાથે જોડાયલા હોય તે;

**ગાંઠવું,** ક્રિo સo દોરી દોરડાં ધાતુના તાર વગેરેને એક બીજા સાથે ગાંઠ વાળી સાંધવા; એક બીજા સાથે ગણ્ઠાઈ રે તેમ કરવું; ગુંથવું. ૨ તાબે રહીને હુકમ માનવો; બદવું; પત કરવું; લેખવવું.

**ગાંઠિયો,** પુo સુકવેલી આખી હળદનો લામ્બો કકડો. ૨ ચણાના લોટની તળાઇને બનેલી એક લામ્બી ખાવાની વસ્તુ. ૩ લુચ્ચો.

**ગાંઠી લેવું,** છિનાવી લેવું.

**ગાંઠો,** પુo ગાંઠ (૨ જા ને ૩ જા અર્થમાં). ૨ ચીજનો કઠ્ઠણ ભાગ—વાંસ, સેરડીનો.

**ગાંડ,** સ્રીo [સંo ગુદા] શરીરની પાછળના જે દ્વારમાંથી મળ—નરક—અધાર બ્હાર નિકળે છે તે; અપદ્વાર. ૨ ચપટું તળિયું (આ દદિયાને ગાંડ નથી). 'ગાંડપર હાથ ને જગન્નાથ,' એમ કેવાય છે.

—'ગાંડ આંગળી કરવી,' એટલે છેડ્યાં કરવું; અડકયાં કરવું; મશ્કરી કર્યાં કરવી; ચિડવવું.

—'ગાંડ ચાલવી' એટલે ઝાડો લાગવો; ઘણીવાર ઝાડે ફરવું.

—'ગાંડપર હાથ મુકવો,' એટલે બેફિકરાં—નચિન્ત—બેદરકાર રેવું.

—'ગાંડમાં ભરાવું', એટલે ખુશામત કરવી; પાછળ પાછળ ભટકયાં કરવું; ખુશામતથી વાલાં થવું.

**ગાંડગમચ્યાં,** નo મરડાટ; ચામુદગી; આનાકાની.

**ગાંડાઈ,** સ્રીo ગાંડાપણું; ઘેલાઈ.

**ગાંડિયું,** વિo ગાંડું ઘેલું. 'મારાં ડાયલાંરે ગાંડિયાં કયમરે વેઠાય.'

**ગાંડિવપાણી,** પુo અર્જુન.ગાંડિવ ધનુષ્યહાથમાં છે એવો.

**ગાંડું,** વિo બુદ્ધિમાં બગાડ થયો હોય તેવું; ભેજું ખસેલું; ડાગળી ચસકેલી—પાંસળી ખસેલી હોય તેવું; ચળેલું; ચળી ગયલું; ઘેલુ; દિવાનું; સાડીત્રણ-પાંસળી. 'ગાંડા આગળ ગાંડ ધરી તો કુવાડીનો ધા'. ૨ બેવકુફી ભરેલું; ગેરફાયદો થાય તેવું (કામ). 'ગાંડી ગુજરાત આગે લાત પીછે બાત.'

—'ગાંડુ ઘેલુ થવું'—હર્ષ અથવા પ્રેમના આવેશમાં ચકિત થઈ જવું.

**ગાંડુ,** પુo ઘેલો બેવકુફ પુરુષ.

**ગાંડોતુર,** પુo ઘણો જ ગાંડો; છેક જ ઉડેલ; વાયેલ.

**ગાંદરું,** નo ગામના ઝાંપા આગળની અથવા એથી થોડીક દૂરની જે જગા તે; જ્યાં ઢોર ઉભાં રેતાં હોય તે.

**ગાંદરો,** પુo ગાંદરું.

**ગાંધી,** પુo કરિયાણું—વસાણા—ઓસડિયાં વેચનારો.

**ગાંધીવટું,** નo ગાંધીનો જે ધન્ધો તે. ૨ થોડું થોડું પણ બધીયે જાતનું ગ્નાન હોવું તે.

**ગાન્ધાર, ગન્ધાર.**

**ગાયજો,** પુo હજામ; વાળન્દ.

**ગાંસડી,** સ્રીo અનાજ વગેરે એકાદાં કપડાંમાં બાંધેલું હોય તે. ૨ લુગડાંને એકઠાં સાથે બાંધી રાખેલાં હોય તે. ૩ રૂનો કેટલોક જથ્થો એકઠો કરી જાડાં તાપડાં કન્તાન વગેરેથી મજબુત બાંધી રાખેલો તે. ૪ વૃષણ. (તેની ગાંસડી વધી છે.) ૫ દલ્લો; પૂંજી. (તેને તો તેનો બાપ ગાંસડી મુકી ગયો છે).

**ગાંસડીપોટલી.**

**ગાંસડો,** પુo મોટી ગાંસડી. લુગડાંલત્તાં—સામાનનો ગાંસડો.

**ગા,** ક્રિo સo વખાણ કર. (ગાવુંનો આગ્નાર્થ).

**ગાઉ,** પુo અન્તર—છેટું—લમ્બાઇનું એક માપ; કોસ; દોડ અથવા પોણા બે મૈલ.

**ગાગર-ગાગેર,** સ્રીo [સંo ગર્ગરી] સાંકડાં મોડાંનું માટી તાંબા પિત્તળ વગેરેનું પાણી ભરવાનું જે ગોળ વાસણ તે.

—'ગાગર જેવું પેટ'—કોઇની ગમે તેવી ગુપ્ત વાત છાની રાખવી. ૨ ગમે તેવા કોઇના શબ્દ સહન કરી જવા.

**ગાગેરડી,** સ્રીo નાની ગાગર.

**ગાજ,** પુo [અo] નેટની જાતનું ઝીણું સુતરાઉ કપડું.

**ગાજ,** નo સ્રીo બોરિયાનું નાકું. ૨ ગાજવું તે; ગર્જના. 'ગાજ વિજ થઇને વરસાદ આવ્યો.' 'ગાજણ મેહ વરસે નહિ.'

**ગાજર,** પુo એક જાતનો છોડ તથા તેનો કાંદો. 'ગાજરની પાપી વાગી ત્યાંસુધી વાગી ને નહિ તો પછી કરડી ખાધી.'

**ગાજરિયો,** પુo એક ઉભો ને એક આડો એવો ત્રિસુળ આકારનો જે કપાળે ટીલો તે. 'વેવાઇને ગાજરિયો કાડો.'

**ગાજવીજ,** ગગડાટ અને વિજળી.

**ગાજવું**, ક્રિ૦ અ૦ ગરજના કરવી; આકાશમાં ગડગડ અવાજ થવો. ૨ મોટી બુમ પાડવી; તડુકવું. —(વાઘસિંહે). ૩ મોટું નામ કરવું. [વૈયો સ્વાર.
**ગાજીમરદ**, પુ૦ બાહાદુર લડવૈયો; પેહેલવાન; લડ-
**ગાઠું**, વિ૦ ઘસાયલું; નબળું પડી ગયલું. ૨ હારેલું. ૩ ડાયલું; નકામા ડાપણના બોલ બોલનાર. ૪ જૂઠી પંચાત કરનાર. વિ૦ ગરીબ, છેતરાયાથી દીન થયેલું. 'તે તો રાજા થઇને બેઠો, હું રહી ગાઠી.' (ભા૦) 'માહારે હાથેથી શેના નાઠો, હલ્યા ગરુવો થઇને શું ગાઠ્યો.' (પ્રે).
**ગાઠો**, વિ૦ વસાયલો.
**ગાડદી**, પુ૦ [ અ૦ ] કિલ્લા, કોટ વગેરેની રખેવાળી કરનારો લશકરી સિપાઇ.
**ગાડર**, ન૦ ઘેટાં; મેઢાં.
**ગાડરી**, પુ૦ ગારુડી.
**ગાડરિયો પ્રવાહ**, પુ૦ ગાડરની પેઠે એકે કર્યું તેમ બીજાએ કરવું એવી જે રીત તે—એવો જે ન્યાય તે. વિચાર કર્યા વિના એકની પાછળ બીજાએ ઘસડાવું.
**ગાડરું**, ન૦ ઘેટું; મેઢું.
**ગાડવું**, ક્રિ૦ સ૦ દાટવું; જમીનની અન્દર ખાડો કરીને મુકવું.
**ગાડવો-ઢવો**, ઘાડવો.
**ગાડિયું**, ન૦ જે ચાર પૈડાંની નાની ગાડી ઉપર તોપ ખેંચવામાં આવે છે તે.
**ગાડી**, સ્રી૦ જેમાં બેસીને દૂર જવાય છે તે વાહન. ગાડીએ બળદ ને ઘોડા જોડાય છે. ગાડીને બે અથવા ચાર પૈડાં હોય છે. રેકડો, દમણી, ચારઠ, બગી, સગરામ, ફાઇટન, બ્રોમ વગેરે જાતની ગાડીયો હોય છે. ગાડી—ગાડાંનો હાંકનાર તે ગાડીવાન. 'ગાડીતળે કુતરું ચાલે તે જાણે હું જ ભાર તાણું છઊં.'
**ગાડીત**, પુ૦ ગાડીવાળો—વાન.
**ગાડું**, ન૦ માલ ભરવાની જે મોટી બળદની ગાડી તે.
—'ગાડાના પૈડા જેવો'—મહત્ત્વ બતાવવાને એ વિશેષણ રૂપિયાને લગાડાય છે.
—'ગાડું ગબડાવવું'—કામ ન અટકવા દેતાં ધીમે ધીમે અડચણ દૂર કરી તે આગળ ચલાવવું.
—'ગાડું ચાલવા દેવું'—કામને આગળ ને આગળ વધવા દેવું. ૨ થોભવું-અટકવું નહિ.
—'ગાડે ગાડાં આબરુ'—ફિસિયારીખોર ને લુચ્ચાને માટે બોલતાં વપરાય છે; જેની આબરુ કંઇ ન હોય તેને માટે બોલતાં વપરાય છે.
—'ગાડે જોડાવું'—પીડામાં પડવું; નવા મેહેનતના ને કષ્ટાળો આવે તેવા કામમાં પડવું. ૨ દેખાદેખી કરવું તે (નઠારા કામમાં).
**ગાઢ**, વિ૦ [સં૦] ભર; ભારી; ઘોર; ઘણી જ (ઊંઘ). ૨ ઘોર; ઘણુંજ (અન્ધારું). ૩ અતિશય; છેક જ; જરા પણ પડદો ખુલેલો નહિ તેવું (અજ્ઞાન).
—'ગાઢ આલિંગન'—અતિશય હેતથી ભેટવું તે; જોરથી—બે શરીર વચ્ચે અંતર ન રહે એવી રીતે ભેટવું તે.
**ગાઢું**, વિ૦ ઘાડું.
**ગાણું**, ગાયન.
**ગાતડી**, સ્રી૦ ઓઢણું ઓડી—વિંટાળી છાતીપર ગાંઠ વાળવો તે (સ્રીયે); ઘાટડી.
**ગાત્ર**, ન૦ [ સં૦ ] શરીરના સાંધા—સ્નાયુ (તેનાં ગાત્ર શિથિલ થઈ ગયાં છે).
**ગાથા**, સ્રી૦ [ સં૦ ] એક તરેહની કવિતા. ૨ કવિતામાં અથવા સાદી ઇબારતમાં લખેલી જે કાણી.—વારતા તે.
**ગાદલી**, શેરડીની પેરાઈ.
**ગાદલું**, ન૦ એક જણાથી બેસાય તેવું અન્દર રૂ કાથો ભરેલું ચામડાનું અથવા કપડાનું જે નાનું બેસવાનું તે. ૨ ગોદડું.
**ગાદી**, સ્રી૦ ઊંચી બેઠક; દળદાર બિછાનું. ૨ આસન; પાટ; તખ્ત; સિંહાસન.
—'ગાદીએ બેસવું'—નવા રાજાની આણ ફરવી; નવો અમલ ચાલુ થવો; નવા રાજાનો રાજ્યાભિષેક થવો.
**ગાન-નું, ગાયન.** પુ૦ નાદ; શબ્દ; સ્વર.
**ગાફેલ**, વિ૦ [ અ૦ ] ગફલત કરનાર; અસાવધ; બે ખબર.
**ગાબડી**, સ્રી૦ ભીત પાટિયાં વગેરેમાં પડેલું જે કાણું તે. ૨ તે કાણું જેથી પુરાયું હોય તે. ૩ સિક્કા ઉપરનું પતરું ઉખડી ગયેથી જે આછો ખાડો પડી રહ્યો હોય તે (ગાબડીદાર રૂપિયો). ૪ એકાએક ગેરહાજર થઈ રેહેવું તે અથવા બાનું કાડીને જતું રેવું તે (તે ગાબડી મારી ગયો).
**ગાબડું**, ન૦ (ગાબડી ૧ લા ૨ જા ને ૪ થા અર્થમાં). 'વાણનું ગાબડું નિકળી ગયું છે તે પાછું મારો' એમાં (૧ લો ને ૨ જો અર્થ આવી જાય છે). ૨ ખોટ; નુકસાન, ખાડો.—'તેનું એ-કરજ સમ્બન્ધી ગાબડું પુરાવું મુશ્કેલ છે.'
**ગાભ, ગરભ.** (ગાભ એ શબ્દ ઘણું કરીને પશુની માદાને જ લગાડવામાં આવે છે).
**ગાભણી**, સ્રી૦ ગાભ—ગરભવાળી (પશુની માદા).
**ગાભરું**, વિ૦ અકળાયલું; ગૂંચવાયલું; ચિત્ત સ્વસ્થ નહિ તેવું.
—'ગાભરાં-રું પડવું'—એટલે બાવરાં થવું.
**ગાભલું**, ન૦ પિંજેલા રૂનો જે ગોટો તે. ૨ વાદળ જેવું તે.

**ગાભાચુંથા,** પુ૦ ફાટેલાં તુટેલાં કપડાંના કકડા; ફાટાતુટા કાગળ વગેરે તે.

**ગાભો,** પુ૦ પાઘડીની અન્દર લુગડાંનો જે લાબ્બો ફાટોતુટો અથવા આખો કકડો વિંટાળવામાં આવે છે તે. ૨ પાઘડીમાં જે ગાભાચુંથા ડાબી ઘાલવામાં આવે છે તે. ૩ પોલાં કલ્લાં હાંસડી વગેરે ઘરેણાંની અન્દર તાંબા પિત્તળની જે સળી મુકવામાં આવે છે તે. ૪ લાકડાં—ઝાડની અન્દરનો જે પોચો ભાગ તે; ગર. ૫ મનમાં કંઈ શક રેવો તે.

—'ગાભા કાઢી નાખવા'—માર મારી કે ઘણું કામ કરાવી શરીર નરમ કરી નાખવું.

—'ગાભો બાંધવો'—વગર બોલાવે જવું.

**ગામ,** ન૦ [સં૦ ગ્રામ] જ્યાં કેટલાંક ઘરો અને થોડી ઘણી વસ્તી હોય તે ઠેકાણું. ગામડું, ગામ, કસબો, શેહેર, પરગણું, પ્રાન્ત, દેશ, એમ ચડતો અનુક્રમ છે. 'ગામમાં પેસવાના સાંસા ને પટેલને ઘેર ઊંનાં પાણી,' 'ગામ વચ્ચે રહીને પોતાનું ઘર ન બળાય,' 'ગામ ગયું સુતું જાગે,' 'ગામ ગયું સો તુત જાગે' એ કેવતો.

—'ગામનું પાપ'—ઘણાને દુઃખ દેનારું માણસ.

—'ગામનો ઉભાર'—(ઉપરના જ અર્થમાં).

—'ગામ માથે કરવું'—કંઈ ખોવાયું હોય તેને માટે ઘણી શોધખોળ કરવી.

—'ગામે ગામનાં પાણી પીવાં'—મુસાફરી કરી હોશિયાર બનવું; ગામે ગામ ફરી ઘણો અનુભવ મેળવવો.

**ગામગુંદરે,** ગામની ભાગોળે.

**ગામઠી,** વિ૦ ગામડાં સમ્બન્ધી. ૨ સ્વદેશ સમ્બન્ધી; જ્યાં જન્મ—ઉત્પત્તિ હોય તે ઠેકાણાં સમ્બન્ધી; દેશી.

—'ગામઠી નિશાળ'—સરકારની મદદથી નહિ પણ લોકના જ આસરાથી ચાલતી અને નામું તથા હિસાબ એટલું જ શિખવવામાં આવતું હોય તે; જે નિશાળમાં જુની રીત પ્રમાણે આંક, ગણિત, વેપારી નામું શિખવવામાં આવે છે તે.

—'ગામઠી તાળું' વગેરે'—એટલે આ દેશની કારીગરીનું. (ગામઠી ને વિલાતી.)

**ગામડિયું,** વિ૦ ગામડામાં ચાલેલી રીત પ્રમાણે હોય તેવું; શેહેરી—સુધરેલું નહિ તેવું; જઙ્ગલી.

**ગામડિયો,** પુ૦ ગામડાનો જે રેનાર તે. ૨ શેહેરી લોકની રીત ભાત ન જાણનારો; જઙ્ગલી.

**ગામડું,** ન૦ નાનું ગામ. 'ગામડે ભેંસ ને ઘેર ઝડકા.

**ગામવખો** પુ૦ ગામથી જુદાં પડવું તે; ગામ—દેશનો જે વિયોગ તે.

**ગામેતી,** પુ૦ પોતાના બળ—હકુમત—સત્તાથી ગામની વસ્તીને પોતાના દાવમાં રાખી સરકારી દરબારી કામમાં તથા ગામ સંબંધીના બીજા કામમાં આગેવાન થઇ પડેલો માણસ.

**ગામોટ,** પુ૦ ગામડાંના લોકને શુભાશુભ કર્મ કરાવનારો બ્રાહ્મણ.

**ગામોટું,** ન૦ ગામમાં વસનારા લોકોના ગોર થઈ ગામ, લોક સમ્બન્ધી જે કામકાજ કરવાં ને શુભાશુભ કર્મ કરાવવાં તે. ૨ ગામોટનો જે ધન્ધો તે.

**ગામોતર** પુ૦ ગામનો બારવટિયો.

**ગામ્ભીર્ય,** ન૦ [સં૦] ગમ્ભીરપણું.

**ગાય,** સ્ત્રી૦ [સં૦ ગો, ગૌ] એક જાતનાં વાગોળનારાં ચોપગાં પશુની માદા. ગાય ને ગોધો—બળદ એમ કેવાય છે. ગાય દૂધ આપે છે; ગાયનાં છાણ મૂતર આપણામાં પવિત્ર ગણાય છે. "ગાયે ગળ્યું રતન," "ગાયને દોહીને ગદ્ધાને પાવું," "ગાય વાળે તે ગોવાળ;" એ કેવતો.

—'ગાયના ભાઈ જેવો'—મૂર્ખ; સમજાવ્યું ન સમજે તેને માટે વપરાય છે.

—'તે બચારો ગાય જેવો ગરીબ છે.'—સાલસ-ગરીબ સ્વભાવ વિષે બોલતાં ગાયનો દાખલો આપવામાં આવે છે.

**ગાયક,** પુ૦ ગાનારો; ગવૈયો.

**ગાયકા,** સ્ત્રી૦ ગાનારી સ્ત્રી.

**ગાયત્રી,** સ્ત્રી૦ [સં૦] વેદમાંનો એક મન્ત્ર—એ મન્ત્રોપદેશથી બ્રાહ્મણ ક્ષત્રી ને વૈશ્યને નવો સંસ્કાર—જન્મ થયો ગણાય છે; જનોઈ દેવાયા પછી એ ત્રણ જાત એ મન્ત્રનો નિત્ય જપ કરવાને યોગ્ય થાય છે; એ મન્ત્ર એ ત્રણે જાતનું દૈવત છે. એ મન્ત્રને શક્તિ—દેવીરૂપે કલ્પી એની સ્તુતિ કરવામાં આવે છે. ૨ ચોવીશ અક્ષરનો એક છન્દ. એ છન્દનાં કોઈ વૃત્તમાં છછ્ છના ચાર ને કોઇમાં આઠ આઠ અક્ષરનાં ત્રણ ચરણ હોય છે—મન્ત્ર આ છે—ॐ तत्सवितुर्वरेण्यं । भर्गोदेवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् ।

**ગાયન,** ન૦ [સં૦ ગૈ—ગાવું] ગાવું તે. ૨ ગાયલું તે; ગીત. ૩ ગાવાની વિદ્યા—કળા.

**ગાર,** સ્ત્રી૦ પાણી રેડી ઢીલું (લીંપવા જેવું) કરેલું માટી સાથે ભેળેલું જે છાણ તે. વિ૦ ગાર જેવું. ૨ ઘણું જ થણ્ડું. 'થણ્ડુંગાર' કેવાય છે. ૩ ખાડો.

**ગાર,** પુ૦ [ફા૦] એ પ્રત્યય, કરનાર એવો અર્થ રાખે છે.—મદદગાર, ખિદમતગાર, જુલમગાર વગેરે.

**ગારવો,** પુ૦ ગર્વ. 'શામળ કેહે મૂરખ કરે ગન્દી દેહનો ગારવો.'

**ગારદી, પુ૦ [અ૦] ગાડદી;** સાથે રેનાર—હજુરિયો સિપાઈ અથવા પાયદલની ટુકડી.

**ગારિયું, ન૦** ગાર. ૨ રાંધેલું અન્ન રોટલી વગેરે ઉપર ઢાંકવાનું ટોપલાના આકારનું, કાદવ—માટીનું વગર પકવેલું જે ભારે ઠામ તે.

**ગારુડી, પુ૦ [સં૦ ગારુડક]** સાપને પકડી જાણુનારો; સાપને પકડી તેની તથા બીજી હાથચાલાકીની તથા ઘણીક કસરતની રમત કરનારો; બાજીગર. ૨ મેલી વિદ્યા—ધન્તર મન્તર જાણુનારો.

**ગારો, પુ૦ ગાર;** માટી સાથે ભેળેલું છાણુ. ૨ પલાળી કોસણેલું મટોડું; કોલ; કોવડાવેલો ચુનો.

**ગાર્હપત્ય, સં૦** ગૃહસ્થાશ્રમીને પોતાના વંશપરમ્પરાથી મળેલો અગ્નિ—જે અગ્નિથી યજ્ઞ યાગાદિક ક્રિયા કરવામાં આવે છે તે.

**ગાલ, સ્ત્રી૦** તે જ વખતે સાથે જમવા બેઠેલી જે પઙ્ક્ત તે; ઘાલ. 'હું તો બીજી ગાલે આવીશ.'

**ગાલ, પુ૦ [સં૦ ગલ્લ]** ચેહેરાની બાજુનો આંખથી નીચેનો ભાગ તે.

—'ગાલપર ગાલ ચઢવા'—હૃષ્ટપુષ્ટ થવું; શરીરે માતેલા બનવું.

—'ગાલમાં હસવું'—મન્દ મન્દ હસવું; હાસ્યથી ગમ્ભીર ચહેરો રાખી મનમાં હસવું તે.

**ગાલમસૂરિયું, ન૦** સૂતાં ગાલ નીચે રાખવાનું નાનું ગોળ ઓસીકું. 'મખમલનાં ગાલ મસૂરિયાં રે.'

**ગાલી, સ્ત્રી૦** બે ડુઙ્ગરોની વચમાંની જે જગા તે; ખિણ્ડ.

**ગાલીચો, પુ૦ [ફા૦]** પાથરવાનું ઉનનું બિછાનું; ઉનની સેતરઞ્જી.

**ગાલ્લી, સ્ત્રી૦** ગાડી. ૨ તીસ મણનું એક માપ. (તેણે સાત ગાલ્લી ઘઉં ભર્યા.)

**ગાલ્લું, ન૦** મોટું ગાડું; ખિજગાલ્લું.

**ગાલ્લો, પુ૦** મોટા પાટલાના આકારની, નીચે ચાર પૈડાંવાળી, છોકરાંને રમવાની જે ગાડી તે.

**ગાવડી, સ્ત્રી૦** ગાય.

**ગાવદી, વિ૦** ગોજું; ફૂઅડ; ગન્દુ. ૨ જઙ્ગલી; અણુ-[સમજુક; મૂર્ખ.

**ગાવું, ક્રિ૦ સ૦** કાનને સારું—મીઠું લાગે તેવો અવાજ કાઢવો; રાગ કાઢવો; અલાપવું. ૨ કવિતા બોલવી. ૩ કવિતામાં કોઇનાં વખાણુ કરવાં. ૪ ઉપકાર વગેરે કર્યું હોય તે કહી બતાવવું. 'તે કંઈ કરશે તે વારેવારે ગાયા જ કરશે.'

**ગાળ, સ્ત્રી૦ [સં૦ ગાલિ]** રીસ ચડે તેવું ભુંડું ભાષણુ; મમ્મો ચચ્ચો; માબેન વગેરેને ખાતરવી તે. ગાળ ખાવી—દેવી—ચોપડવી. ૨ કુવામાંનો કચરો. ૩ સીસું, ત્રાંબું ગાળતાં નિકળેલો મેલ.

**ગાળવું, ક્રિ૦ સ૦** કુવા વગેરેમાં બન્ધ થઈ ગયલાં ઝરણુને પાછાં ચાલતાં કરવા સારુ તેમાંથી કચરો કાઢવો. ૨ સોનું રૂપું વગેરે ધાતુને અગ્નિથી રસ રૂપ કરવી. ૩ જીવ જન્ત કચરો વગેરે દૂર કરવા સારુ કપડાંની મારફતે એક વાસણુમાંથી બીજાં વાસણુમાં પાણી વગેરેને રેડવું. ૪ કાણુંવાળા વાડકા વગેરેની મારફતે ઘી વગેરે શુદ્ધ કરવું. ૫ ફૂલનાં પોળિયાંમાં અફીણુ ભિજવી તેનો રસ કાઢી તેને (કસુમ્બો બનાવવા સારુ) બનાતના કકડામાં રેડવો. ૬ ફિકર—ચન્તા વગેરેથી શરીર અશક્ત—પાતળું કરી નાંખવું. (ફિકરમાં ને ફિકરમાં તેની દેહ ગળાઈ ગઇ છે.) ૭ વખત કાઢવો—ગુજારવો. (તેણે તેની પાછળ ચાર કલાક ગાળ્યા. 'તે શું કરવા પોતાનો વખત ગાળી નાંખે છે?'). કેવત—'એ કંઈ સેજ માને તેવો નથી, સાત ગણે ગાળીને પીયે તેવો છે'.

**ગાળિયું, ન૦** છાશને કપડાંની ઝોળીમાં રેડ્યા પછી માંયથી બધું પાણી નિકળી જઈ રયલો જે દંઈ જેવો પદાર્થ તે. ૨ કામ કરતાં વચમાંથી જતું રેવું તે (ગાળિયું કાઢી નાંખવું). ૩ વાછરડાં પાડાં વગેરેના ડોકમાં ઘાલવાનો દોરડાંનો ગાળો તે.

**ગાળું, ન૦** વચમાંનો વખત.

**ગાળો, પુ૦** બૈરાંઓને પેરવાનું એક જાતનું રેશમી અથવા સુતરાઉ કપડું. ૨ બત્તી દિવેટ કરવાને લાયકનું પિજેલું જે રૂ તે. ૩ દલાલને જે ભાવે રૂ વગેરે ખરીદ કરવાનું કહ્યું હોય તે ભાવ કરતાં દલાલ જો ઓછે ભાવે ખરીદી કરી શકે તો લેનારનો કહેલો ભાવ બન્ને ઠેકાણે મણ્ડાવી ભાવમાં જેટલો ફેર હોય તેટલાનો જે નફો વચમાં પોતે દલાલ લઈ ખાઈ જાય તે; ફેર; વટાવ. ૪ આખા ઘરના લામ્બાને લામ્બા જે ભાગો તેમાંનો એકેકો. (ઘરનો વચલો ગાળો). ૫ વચમાંનો અન્તર—(બે સ્થળ—સમયનો); મોહોસમ; રત—(કેરી—લગન ગાળો). ૬ ફાંસો (દોરડાંનો ગાળો). ૭ સાફ કરેલા રેશમની આંટી. 'કામી નરને બાંધવા, હીરતણા યમ ગાળા.' (ભા૦)

**ગિગલાવું, ક્રિ૦ અ૦** ગભરાવું.

**ગિગોડા,** જઙ્ગોડા; કુતરાને બાઝેલાં જીવડાં.

**ગિચોગીચ, વિ૦** સઙ્કડાઈ ગયલું; છેક પાસ પાસે આવી રયલું; ભિડાઈ ગયલું.

**ગિદ્દડ, વિ૦** આળસુ; સુસ્ત; પડી રેનાર (ઘણું ખાધાથી).

**ગિદ્દો પુ૦** ઘા (એકના ફરતા ભમરડા ઉપર બીજાએ પોતાનો ભમરડો મારવો તે). ૨ જોરથી હડસેલો—ધક્કો મારવો તે.

**ગિની, સ્ત્રી૦ [અં૦]** ઇંગ્લંડ દેશનો ચલણી સુનાનો શિક્કો (૧૦। રૂપિયાનો).

**ગિબત,** સ્ત્રી૦ [આ૦] આળ; તોહોમત; નિન્દા; ગિલ્લો. ૨ ચાડી.

**ગિબવું,** ક્રિ૦ સ૦ મુક્કીથી માર મારવો; ધિબોવવું.

**ગિબોગીબ,** અ૦ ઉપરા ઉપરી મુક્કી પડ્યાં કરે તેમ.

**ગિબ્બો,** પુ૦ મુક્કાનો જે માર તે.

**ગિરજા,** સ્ત્રી૦ [સં૦] પાર્વતી; શિવની સ્ત્રી.

**ગિરદ,** સ્ત્રી૦ [ફા૦] ધૂળ; રજ. ૨ હવામાં ધૂળની જે કણો ઉડે તે.

**ગિરદી,** સ્ત્રી૦ ગરદી.

**ગિરદો,** પુ૦ પછવાડેથી રચલો અથવા તળે એઠેલો જે કચરો તે.

**ગિરનારા,** પુ૦ બ્રાહ્મણની એક જાત. (ગિરનાર પર્વતની તળેટીમાં પ્રથમ એ બ્રાહ્મણો રચલા તે ઉપરથી).

**ગિરફતાર,** વિ૦ [ફા૦] સપડાઈ—ગુંથાઈ ગયલું; ડૂબી—મચી રચલું; લિન થયલું.

**ગિરફતારી,** સ્ત્રી૦ ગિરફતાર એવી જે હાલત તે.

**ગિરવી,** વિ૦ ઘરેણે આપેલું—લિધેલું હોય તેવું.

**ગિરા,** સ્ત્રી૦ [સં૦] વાણી; વાચા; ભાષા; વાક્સરસ્વતિ.

**ગિરિ,** પુ૦ [સં૦] પાડ; ડુઙ્ગર; પર્વત. ૨ સાધુ વેરાગી ગોસાંઈના જે દશ આશ્રમ છે તેમાંનો એક. એ આશ્રમના સાધુના નામને છેડે પણ એ પ્રત્યય લગાડાય છેઃ પર્વતગિરિ, નારાયણગિરિ વગેરે.

**ગિરિકન્દર,** સ્ત્રી૦ પર્વતની ગુફા—ખો—કોતર.

**ગિરિરાજ,** હિમાલય પર્વત. ૨ વૃન્દાવનમાં આવેલા એક ડુઙ્ગરનું નામ-એ ડુઙ્ગરને શ્રીકૃષ્ણે ટચળી અઙ્ગુળીપર લીધો હતો.

**ગિરિસુતા,** સ્ત્રી૦ પાર્વતીનું નામ.

**ગિરીશ,** પુ૦ મહાદેવ. ૨ હિમાલય પર્વત.

**ગિરેબાજ,** ન૦ એક જાતનું ગુલાંટ ખાનાર ખબુતર.

**ગિરેબાન,** પુ૦ [ફા૦] પોશાકનો જેટલો જે ભાગ ડોક-ગરદનને ઢાંકતો હોય તેટલો તે.

**ગિરોખત,** ન૦ ઘરેણે મુકયાનું જે લખત તે.

**ગિલતાન,** સ્ત્રી૦ પુ૦ મોભ વગેરેને ત્રિસુળ આકારનો જે ટેકો તે.

**ગિલિ,** સ્ત્રી૦ શરીરની કુમળી ચામડી ઉપર થોડે જોરે પણ ઉતાવળી આંગળીયો ફેરવ્યાં કરેથી જે ચળવળાટ થાય તે. ૨ વેંત અથવા વેંતથી ઓછો એવો લાકડીનો કકડો જેને દણ્ડાની મારફતે દૂર ફેંકવામાં આવે છે તે.

**ગિલિગિલિ-પચી,** ગિલિ. (૧ લા અર્થમાં).

**ગિલ્લી,** સ્ત્રી૦ ગિલિ (૨ જા અર્થમાં). ૨ કંઈ પણ દરદને લીધે તેની પાસે લામ્બો ગિલિ જેવો જે કઠણ સોજો ભરાઈ આવે તે; વેળ.

**ગિલ્લો,** પુ૦ [ફા૦] કોઇને વિષે આબરુ જાય તેવી ખોટી બૂમ ઉરાડવી—ઉડવી તે; આળ; તોહમત; જુઠી ફરિયાદ ઉઠાવવી—ઉઠવી તે; ગીબત; નિન્દા. 'તેના ગિલ્લા ગણાય છે.' 'તેણે તેના ગિલ્લા ઉડાવ્યા.' ગિલ્લા ગણવા—કરવા પણ કેવાય છે.



**ગિસોડાં,** ન૦ તુરિયાં.

**ગિસ્ત,** લુંટારાઓની પાછળ સિપાઈઓ પકડવા જાય તે.

**ગીગો,** પુ૦ છોકરો; કીકો.

**ગીગી,** સ્ત્રી૦ છોકરી; કીકી.

**ગીચ,** વિ૦ પાસે પાસે સઙ્કડાઇને આવેલું—ભરાયલું હોય તેવું. ૨ બીડવાળું.

**ગીત,** ન૦ [સં૦] રાગમાં ગવાય તેવાં પદનો સમૂહ. ૨ બૈરાંઓ જે ગરબી, ધોળ વગેરે ગાય છે તે. ૩ લગન વગેરેમાં ગરબી વગરનાં જે ગાય છે તે.
—'ગીત ગાયા કરવું'—ઉપકાર કર્યો હોય તે વારંવાર કહી બતાવવો. ૨ પોતાનાં વખાણ વારે વારે કર્યા કરવાં. ૩ એકની એક વાત વારે વારે કેયા કરવી.

**ગીતા,** સ્ત્રી૦ [સં૦] જેમાં જ્ઞાનબોધ હોય તેવું સમ્વાદરૂપ પવિત્ર શ્લોક-કવિતાનું પુસ્તક.—ભગવદ્ગીતા, શિવગીતા, અષ્ટાવક્રગીતા, અર્જુનગીતા, ઇ૦. ૨ ભગવદ્ગીતા.

**ગીતિ,** સ્ત્રી૦ [સં૦] આર્યા છન્દનો એક ભેદ.—એમાં પૂર્વાર્ધ ને ઉત્તરાર્ધ એવાં બેજ ચરણો હોય છે ને અક્કેકામાં ૧૨, ૧૮; ૧૨, ૧૮ એમ માત્રા હોય છે.

**ગીદ,** ગીધ.

**ગીધ,** ન૦ [સં૦ ગૃધ્ર] કાડી ખાનારાં, ધરાય નહિ તેવાં મોટાં પક્ષીયોની એક જાત—એઓને મોટી ને જબરી ચાંચ, ચપટાં નસકોરાં, પીછાં વગરનું માથું અને ગરદનની નીચે લામ્બાં પીછાંનો કાંઠલો હોય છે.

**ગીર,** (ગિરિ ઉપરથી) ગોસાંઇની એક જાત. એનો અપભ્રંશ ગર.

**ગીર,** [ફા૦] ફારસી ભાષાનો એક પ્રત્યય છે—એ શબ્દની પછવાડે મુકયાથી ધરી લેનાર, રાખનાર, જોનાર એવો અર્થ રાખે છે.—દસ્તગીર—હાથ ઝાલી રાખનાર; તમાસગીર—તમાસો જોનાર; દલગીર—જેનું દીલ શોક વગેરે કારણથી સઙ્કોડાઈ ગયલું હોય તે, વગેરે.

**ગીરણી;** સ્ત્રી૦ [મ૦] કાપડ સુતર વગેરેનું સઞ્ચાથી ચાલતું કારખાનું.

**ગીરો-રૌ,** વિ૦ ગીરવી.

**ગીરોનું,** વિ૦ પોતીકું; પોતાનું; ગાંઠનું; પોતાની જાતનું.

**ગીર્વાણ,** વિ૦ [સં૦] દેવ સમ્બન્ધી; ઇશ્વરી. ૨ સંસ્કૃત (ભાષા).

**ગુઆગરી,** પોલાં કલાં.

**ગુંગણું** વિ૦ નાકમાંથી બોલતું; જેનું બોલવું સાફ સ્પષ્ટ નહિ પણ નાકની મારફતે ઊંઊં કરતું હોય તેવું.

**ગુંગળાવું,** ક્રિ૦ અ૦ હવા બન્ધ થયેથી શ્વાસ ન લેવાય તેવી હાલતમાં હોવું. ૨ અકળાવું; ગભરાવું.
**ગુંગું,** ન૦ નાકનો ગુંગો.
**ગુંગું,** વિ૦ ગુંગણું. ૨ મૂગું.
**ગુંગો,** પુ૦ નાકના મળનો બન્ધાઈ ગયલો પોપડો. ૨ ઓબંડો. ૩ ગુંગણો; નાકમાંથી બોલનારો.
**ગુંચવણ,** ગુચવણ.
**ગુંછળી,** સ્ત્રી૦ દોરીની આડી અવળી આંટી.
**ગુંછળું,** ન૦ ગોળ આકારમાં વળેલું હોવું તે (સાપ, દોરડી વગેરેનું).
**ગુંતાવું,** ક્રિ૦ અ૦ હર કોઈ કામ કાજમાં રોકાવું.
**ગુંથવું,** ક્રિ૦ સ૦ [સં૦ ગ્રન્થન] એક દોરા—તારને બીજા સાથે, બીજાને ત્રીજા સાથે એમ જુક્તીથી મેળવી એક જાડો દોરો—તાર કરવો. ૨ એક દોરા—તાંતરાંને બીજાની સાથે બીજાને ત્રીજાની સાથે એમ વળ દેતાં જઈ જાળી કરવી.
**ગુંથાવું,** ક્રિ૦ અ૦ કોઈએ ગુંથેલું હોય તેવું થવું.—"દોરી—સેર—જાળી ગુંથાઈ છે." ૨ ગુચવણમાં આવી પડવું; રોકાવું.
**ગુંદર,** પુ૦ ઝાડની છાલમાં થઈને બાર નિકળી આવતો અને પછી જાડો થઈ બન્ધાતો એવો જે ચીકણો રસ તે.
**ગુંદરપાક,** પુ૦ ગુંદરની સાથે મસાલો મેળવી તૈયાર કરેલો જે પુષ્ટિપાક તે.
**ગુંદવું,** ક્રિ૦ સ૦ મુઠ્ઠી મુઠ્ઠીએ ડાબી નરમ કરવું; કેળવવું. (આટાની કણેક ગુંદવી.) ૨ મારવું; ઠોકવું; નરમઘેંસ કરવું.
**ગુંદી,** સ્ત્રી૦ એક જાતનું ઝાડ.
—'ગુંદીપાક'—મુઠ્ઠીએ મુઠ્ઠીએ મારી નરમ ઘેંસ કરવું.
**ગુંદું,** ન૦ ગુંદીના ઝાડનું જે ફળ તે—અથાણાં કરવાના કામમાં આવે છે.
**ગુ,** ગૂ.
**ગુખાડી,** સ્ત્રી૦ જ્યાં નરક હોય અથવા જ્યાંથી નરક—ગન્દું પાણી જતું હોય તે ઠેકાણું.
**ગુગળ,** પુ૦ [સં૦ ગુગ્ગુલ] સુગન્ધ આપતો એક જાતનો ગુંદર.
**ગુગળી,** પુ૦ ગુજરાતી બ્રાહ્મણમાં એક જાત છે.—ઘણું કરીને એ મન્દીરમાં પુજારી હોય છે. ૨ જેને હાથેથી છુટે નહિ અને જે પૈ પૈને માટે ઝેર ખાય તેવો પુરુષ તે; બખીલ; કન્જુસ. ૩ મેલો, ગન્દો.
**ગુઞ,** ગુંગણું.
**ગુચપુચ-છ,** સ્ત્રી૦ છાની વાત; ધીમે સાદે વાત કરવી તે.
**ગુચપુચ,** અ૦ છાનાંમાનાં; છુપી રીતે; ગુપ્ત હોય તેમ.
**ગુચવણ,** સ્ત્રી૦ એક ચીજ—વિચારનું બહુ ચીજ—વિચાર સાથે ભેળસેળ થઈ રેવું તે; આંટી; પેચ; ગરબડ. ૨ ઉકેલ—ખુલાસો ન માલમ પડે તેવું જે કંઈ તે.
**ગુચવાડો,** પુ૦ ગુચવણ.
**ગુચવાવું,** ક્રિ૦ અ૦ ગુચવણમાં આવવું; ભેળસેળ થઈ જવું. ૨ સપડાઈ જવું; ગુંથાઈ જવું. ૩ ગભરાવું.
**ગુચ્છ,** પુ૦ [સં૦] ગુચ્છો (ફૂલ, કિનારી વગેરેનો). ૨ બત્રીશ સેરનો હાર. ૩ મોતીનો હાર. ૪ મોરનાં પીછાંનો જથો.
**ગુચ્છેદાર,** વિ૦ ગુચ્છાવાળું.
**ગુચ્છો,** પુ૦ [સં૦ ગુચ્છ] ઝાડના મોર અથવા તેનાં માજરનો જે સમુદાય—જથ્થો તે; છેક જ પાસ પાસે ઉગીને ભેળો દેખાતો જે મોર તે. ૨ નિમાળા—વાળનો બાર નિકળતો—શોભતો જે વળેલો જથ્થો તે. ૩ છેક જ પાસ પાસે ઉગીને ખિલેલી ફુલની કળીયો.
**ગુછળું,** ન૦ ગુંછળું.
**ગુજરવું,** ક્રિ૦ અ૦ જવું; વઈ જવું; ક્ષય થવો; વટવું (કાળ—વખત ગુજરવો). ૨ નાશ પામવું; મરી જવું; જીવ જવો (તે ગુજર્યો—ગુજરી ગયો). ૩ બનવું; વિતવું; આવી પડવું.—(જોગ, બનાવ, આફત). ૪ ક્ષમા—માફ—થવું. 'ગુનો નહિ એ ગુજરે' (સામળ).
**ગુજલડી,** સ્ત્રી૦ ગુજરીની પેરનારી;—'જોતીતી ગુજલડીરે.' ૨ ગુજ્જર વાણિયણ. ૩ ગુજરાતણ.
**ગુજરાતી,** વિ૦ [સં૦ ગુર્જર:—ગુજરાત દેશ] ગુજરાત સમ્બન્ધી; ગુજરાતમાં રેનાર (માણસ). ૨ ગુજરાતમાં બોલાતી (ભાષા). ૩ ગુજરાતમાં રેનાર લોક સમ્બન્ધી (રીતભાત).
**ગુજરાન,** ન૦ [ફા૦] જીન્દગીનો નિભાવ—ટકાવ થવો તે; નિર્વાહ; ગુજારો. ૨ જેથી જિવાય—જીન્દગી સલામત રે તેવી ખોરાકી પોશાકીની જે તજવીજ તે.
**ગુજરી,** સ્ત્રી૦ સ્ત્રીને હાથે પેરવાનું એક પ્રકારનું ઘરેણું. ૨ શેહેર—કસબામાં સાંજ સવાર ભરાતો જે બજાર તે. ૩ ગુજરાત દેશની સ્ત્રી. "પીડી કરે સહુ પદમની, ગુજરી સહુ ગોરી ગાય—સીતાજીનો સોહેળો".
**ગુજરી જવું,** ભૂતકાળનો વિચાર રાખતાં ગુજરવું એ શબ્દનો અર્થ સમજવો; મરી જવું.
**ગુજારવું,** ક્રિ૦ સ૦ [ફા૦] કામદાર—ઉપરીની આગળ દેખાડવું—કાડવું (અરજ ગુજારવી). ૨ કાડવું; નિર્ગમન કરવું. (તેણે પોતાની જીન્દગી ભણવામાં જ ગુજારી.) (તે પોતાનો વખત સારી રીતે ગુજારે છે).
**ગુજારો,** પુ૦ [ફા૦] ગુજરાન.
**ગુજ્જર,** પુ૦ એક જાતનો ગુંદર. ૨ બાવળની એક જાત. વિ૦ સુથાર—વાણિયાની એક ન્યાત.
**ગુઞ,** સ્ત્રી૦ ગુઞ્જા. ૨ છાની વાત. અ૦ ભમરા—ભમરડાથી થતો જે શબ્દ તે.

**ગુઞ્જા, સ્ત્રી૦ [સં૦] ચણોઠી.** ૨ ઠાકોરજીને પેરાવવાની માળા. ૩ એક વજન. એ એક ગ્રેનના ૨ ૧/૮ ભાગ જેટલું હોય છે.

**ગુઞ્જાર, અ૦** ભ્રમર, ભીંગારા, મધમાખ વગેરેની પાંખોથી થતો શબ્દ (ભ્રમર ગુઞ્જાર કરે છે).

**ગુઞ્જારવ, પુ૦ [સં૦]** ગુઞ્જાર.

**ગુઞ્જાયશ-સ, સ્ત્રી૦ [ફા૦]** ગજું; શક્તિ.

**ગુટકો, પુ૦** આડાં લખેલાં છુટાં છુટાં નાનાં પાનાંઓને એકઠાં રાખી બાંધેલું જે પુસ્તક તે (ગીતાનો ચણ્ડીપાઠનો પઞ્ચરત્નનો ગુટકો). (મોટાં પાનાં હોય તો ગુટકો ન કેવાય.)

**ગુટિકા, સ્ત્રી૦ [સં૦]** નાની ગોળી (વૈદો ઓસડમાં આપે છે તેવી). [કર્મનો પુત્ર.

**ગુડ, પુ૦ [સં૦]** ગોળ (ગુડધાના). ૨ વિધવાનો જાર

**ગુડકી, સ્ત્રી૦** નાની સુરવાલ.

**ગુડવું, ક્રિ૦ સ૦** કાપવું; વાડવું.

**ગુડો, પુ૦** મરી ગયા પછી મરનારને રોવા જવું તે.

**ગોડ, ન૦** શરીર ઉપર રસ વિકારથી થતી જે ગાંઠ તે; ગુમડું. કઠણ હોય ત્યાં સુધી ગોડ અને પાકવા માંડે અથવા પાકે તારે ગુમડું કેવાય.

**ગુણ, પુ૦ [સં૦]** હરકોઈ ચીજની કુદરતી અથવા તેમાં આણેલી અથવા કલ્પેલી જે ખાસિએત તે; ધર્મ.—"સોમલનો ગુણ એવો છે કે તે ખાધાથી માણસ મરી જાય છે;" "તાંબાના વાસણમાં ઘણી વાર ખટાસ રાખવાથી તેમાં ઝેરના જેવો ગુણ આવે છે;" "અમરતનો ગુણ એવો કેવાય છે કે તે છાંટ્યાથી મુએલું પાછું સજીવન થાય છે અને તે પીધાથી કોઈ દાડો મરણ થતું નથી." ૨ માણસ જાતમાં જે લક્ષણો, શક્તિ, કાબેલિઅત, ડાપણ, આચરણ વગેરે હોય છે તે.—સારાં ને નરસાં બન્નેને લાગે છે.—"આ ભાઈના ગુણ સારા છે પણ પેલી બાઈના ગુણ સારા નથી." ૩ સારાં લક્ષણ, આચરણ; મોટી કાબેલિઅત—શક્તિ; વિદ્યા—અનુભવના યશ ઇ૦ (એમ સારા જ અર્થમાં વપરાય છે). ૪ ફાયદો; લાભ. "આ ધન્ધામાં તમને ઝાઝો ગુણ નહિ થાય." ૫ તબિયત ઉપર સારી અસર; પ્રકૃતિને અનુકૂળ આવવું. "પાઠશાળામાં ભણેલા વૈદના ઓસડથી ઘણા જણને ગુણ થાય છે." ૬ અસર કર—માપક આવે—ફાયદો કરે તેવી હરકોઈ ચીજની ખાસિએત; દમ. ૭ માણસની પ્રકૃતિ ત્રણ પ્રકારની છે તેમાંની એકીક—સત્વ, રજ ને તમ અથવા સાત્વિકગુણ, રજોગુણ ને તમોગુણ. ૮ નિરાકાર ઇશ્વરનામાં ઉત્પત્તિ, સંરક્ષણ ને નાશ કરનારી શક્તિ છે, તેમાંની અથવા રજ, તમ ને સત્વ એમાંની જે એકેક તે.—ને એ ઉપરથી ત્રિગુણાત્મક એ શબ્દ છે. એ ગુણોની જારે ઇશ્વરને વિશે કલ્પના નથી હોતી તારે તેને **ગુણાતીત** કે છે. ૯ દોરી. ૧૦ ધનુશ—કામઠાંની સાથની જે ચીપવડે તીર ફેંકવામાં આવે છે તે. ૧૧ ગણેલું; ગુણીને વધારેલું એવો અર્થ રાખે છે; આવૃત્તિ.—દ્વિગુણ; શતગુણ; અષ્ટગુણ. ૧૨ (ભૂમિતિમાં) કૌંસની—દોરી; જ્યા. ૧૩ રૂપ, રસ, ગન્ધાદિ ચોવીસમાંનો એકક. ૧૪ ત્રણની સંજ્ઞા. ૧૫ રાજકાજમાં યુક્તિ પ્રયુક્તિ—તદબીર વાપરવી તે. (એ છ છે:-સન્ધિ, વિગ્રહ, યાન, આસન, સઙ્ગ્રહ અને દ્વૈધીભાવ).

—ગુણઆગળો—સારા ગુણથી (સ્વભાવ—યશ—જ્ઞાનથી) બાર પડેલો તે; પ્રખ્યાત; નામાઙ્કિત.[ ૨ નાશી જવું.

—'ગુણા ભરી જવા'—સઘળો સામન ઉપાડી જવું.

**ગુણ, સ્ત્રી૦** ગૂણ.

**ગુણક, વિ૦** જેથી ગુણવું તે.

**ગુણકા, ગુણિકા.**

**ગુણકાઙ્ક, પુ૦** જે આંકડાવડે ગુણવું હોય તે.

**ગુણકારી, વિ૦** ગુણ કરનાર—ફાયદો કરનાર. ૨ ઓસડ વગેરેથી સારી અસર થાય—ફેર પડે તેવું. ૩ ઉપકાર કરનાર.

**ગુણગાન, ન૦** વખાણ—સ્તુતિ.

**ગુણગ્રાહક, પુ૦** પારકાના ગુણની યોગ્યતા જાણનાર.

**ગુણગુણ, અ૦** એવો થતો અવાજ.

**ગુણજ્ઞ, વિ૦** ગુણને જાણનાર.

**ગુણધર,** ગન્ધર્વ.

**ગુણપાટ, સ્ત્રી૦** તાટ.

**ગુણપાડ, પુ૦** સપાડું; આભાર; ઉપકાર.

**ગુણવન્ત-વાન, વિ૦ [સં૦]** સારાં લક્ષણવાળું; જેણે વિદ્યા—અનુભવ—યશ પ્રાપ્ત કર્યા હોય તે.

**ગુણવાચક, ન૦** ગુણ બતાવનાર. ૨ વ્યાકરણમાં નામ—વિશેષ્યનો સારો ખોટો અથવા તેના વૈચિત્ર્ય વિશેષ સમ્બન્ધી ગુણ—ધર્મ બતાવનાર વિશેષણ નામનો શબ્દ.

**ગુણવું, ક્રિ૦ સ૦** એક સઙ્ખ્યાને, બીજી કોઈ સઙ્ખ્યામાં જેટલી વાર એક આવેલા હોય તેટલી વધારવી. જેમકે ૧૪ ને ૧૧ એ ગુણવા હોય તો ૧૧ વાર ૧૪ માંડી સરવાળો કરવો.

**ગુણસમ્પન્ન, સ્ત્રી૦ [સં૦]** ઘણા સારા ગુણવાળો.

**ગુણસાગર,** સર્વ ગુણથી ભરેલો; સર્વ ગુણસમ્પન્ન.

**ગુણવિશેષણ, ન૦ [સં૦]** જે શબ્દ, પદાર્થના ગુણ દોષ દેખાડે તે (વ્યાકરણમાં; **રાતો** ઘોડો, ડાઈ છોકરી, **મૂરખ** બૈરી ઇ૦).

**ગુણસુ, વિ૦** ઘણું જાડું ને ઠીગણું.

**ગુણાકાર, પુ૦ [સં૦]** એક સઙ્ખ્યાને બીજી સઙ્ખ્યાએ ગુણવાથી જે રકમ ઉપજે તે. ૨ એક સઙ્-

ખ્યાને બીજીએ ગુણવાની—ટુંકી રીતે સરવાળો કરવાની જે રીત તે.

**ગુણાતીત, વિ૦ [સં૦ ગુણ–અતીત]** રજ, સત્વ ને તમ એ ત્રણે ગુણોની કલ્પના રહિત ધ્યાયેલો જે નિરાકાર ઇશ્વર તે.

**ગુણાનુરાગ, પુ૦ [સં૦]** પારકાના સારા ગુણો ઉપર પ્રીતિ.

**ગુણાનુવાદ, પુ૦ [સં૦]** ગુણનું કીર્તન.

**ગુણિયો, પુ૦** તાંબાનો ઘડો.

**ગુણી, વિ૦** સારા ગુણવાળો—ળી; સદ્‌ગુણી; સદાચારી. ૨ કાબેલિયત—શક્તિ ધરાવનાર; વિદ્વાન.

**ગુણી, પુ૦** ભૂત પ્રેત પિશાચ વગેરે મેલું—આડું કાડનારો—ઉતારનારો; ભુવો.

**ગુણિકા, સ્ત્રી૦** નાચ કરનારી સ્ત્રી; રામજણી (એમાંની કેટલીકો વેશ્યાનો ધન્ધો પણ કરે છે). (નાચ–ગાયનનો ભેદ જાણનાર—સમજદાર ને તે પ્રમાણે કામ કરનાર તે ગુણિકા; કેવળ ઇશ્વિર ભજન કરનાર ને ભજન જ ગાનાર તે રામજણી).

**ગુણીજન, પુ૦** ચતુર—ભણેલો—જ્ઞાની—રસિક—સદ્‌ગુણી પુરુષ.

**ગુણોત્તર, ન૦** એક જાતની બે સઙ્ખ્યાને પરસ્પર ભાગ્યાથી જે ભાગાકાર સઙ્ખ્યા આવે તે. (ભૂમિતિપ્રમાણ—શ્રેઢીમાં).

**ગુણ્ડલ,** ગમે તેમ આડા અવળા આંટા લઈ ગોળ વિંટાળેલું તે (કપડું).

**ગુણ્ઠો,** એક સાંકળ, સોળ આના (માપમાં).

**ગુણ્ણું, ન૦** ઘણું તેલ પિધેલું એવા લુવાના છેક પાતળા પાપડ વણતાં તુટી ગયલા જે તેલ ભર્યા કકડા કાચા ને કાચા (સેકયા કીધા વગર) ઐરાં છોકરાં ખાય છે તે. ૨ પાપડના લુવા.

**ગુણ્યાઙ્ક, પુ૦ [સં૦]** જે આંકડાને બીજા કોઈ સાથે ગુણીને વધારવો હોય તે.

**ગુતાવું, ગુંતાવું.**

**ગુત્તો,** એક હથ્થો ઇજારો (દારુ તાડીનો).

**ગુદરવું,** મુકવું—છોડી દેવું. 'તે તેને ગુદરનાર નથી.'

**ગુદસ્ત, ન૦ [ફા૦]** ગયું વરસ—સાલ. ગુદસ્તે—ગયે સાલ; પોર.

**ગુદા, સ્ત્રી૦ [સં૦ ગુદ]** અપાનદ્વાર; ગાંડ. [વાવે તે.

**ગુધલી,** ખેતરમાં ઘણી પાસપાસે કડબ માટે જે જાર

**ગુનાહ, પુ૦ [ફા૦]** તકસીર; વાંક; અપરાધ; અન્યાય. ૨ પાપ. [૨ પાપી.

**ગુહનેગાર, વિ૦ [ફા૦]** અપરાધી; તકસીર કરનાર.

**ગુહનેગારી, સ્ત્રી૦** તકસીર; ગુનાહ. ૨ સજા; દણ્ડ.

**ગુનો, ગુનાહ.**

**ગુપચુપ, અ૦** છાનાંમાંના; કોઈ ન જાણે તેમ.

**ગુપત, ગુપ્ત.**

**ગુપતી, ગુપ્તી.**

**ગુપ્ત, વિ૦ [સં૦]** છાનું; કોઈ ન જોય—જાણે તેવું; સન્તાડેલું. ગુપ્તદાન—ધન ઇ૦. ૨ વૈશ્યના નામ પાછળ લગાડાતો શબ્દ. ચન્દ્રગુપ્ત, સમુદ્રગુપ્ત વગેરે. —'ગુપ્તગઙ્ગા'—જેના મનનો પાર ન પમાય એવી [સ્ત્રી કે પુરુષ.

**ગુપ્તચર, પુ૦** જાસુસ; દૂત.

**ગુપ્તી સ્ત્રી૦ [સં૦]** લાકડીની ખોલીમાં ધારવાળી લામ્બી લોડાંની જે ચીપ—છુરી તે; બારથી લાકડી દેખાય પણ અન્દર હથિયાર હોય તે. ૨ હોડીનું નીચલું તુટક. ૩ છુપી રીતે ધર્મ—પન્થ—સમ્પ્રદાયથી ઉલટા ધર્મને માનનાર (જે હિન્દુઓ આગાખાનને માને છે તેઓને એ નામે ઓળખવામાં આવે છે). ૪ વાણમાં કાણું પડી ન માલમ પડે તેવી રીતે પાણી આવે છે તે જગ્યા.

**ગુફતેગુ, સ્ત્રી૦ [ફા૦]** છાનીછપની વાત; એકાન્ત. ૨ વાતચીત.

**ગુફા, સ્ત્રી૦ [સં૦ ગુહા]** પાડમાં જે પોલાણ હોય તે.

**ગુમજ, પુ૦ [ફા૦]** કળશના આકારની કમાનદાર બાંધણી તે; ઘુમટ.

**ગુમડું, ન૦** લોહીના બગાડને લીધે ચામડી ઉપર જે કઠણ અને મોડાંવાળો ફૂલ્લો થઈ આવી પાકવા માંડે છે તે; ગોડ.

—'ગુમડે ઘસી ચોપડવાનો'–જે જન જરૂરને પ્રસઙ્ગે કામમાં ન આવતું હોય તેને માટે વપરાય છે; નકામું.

**ગુમાન, ન૦ [ફા૦]** અહઙ્કાર; ગર્વ. ૨ તોર; પતરાજ; ફાંકો. ૩ મોટાઈ.

**ગુમાની, વિ૦** અહઙ્કારી; ગર્વિષ્ટ. ૨ તોરી; ફાંકો રાખનાર.

**ગુમાર, વિ૦ [ફા૦]** જઙ્ગલી; ઉદ્ધત; અણસમજુ; સભ્યતા—અદબ વનાનું. ૨ ફુવડ; મલીન; સુસ્ત.

**ગુમાવવું, ક્રિ૦ સ૦** ખોવું; પાસેથી જતું રે તેમ કરવું (પૈસો, જોર વગેરે). ૨ નકામું કાડવું; વ્યર્થ જવા દેવું (વખત).

**ગુમાસ્તગીરી, સ્ત્રી૦** ગુમાસ્તાનું જે કામ તે; મેહેતાગીરી.

**ગુમાસ્તો, પુ૦ [ફા૦]** સાહુકાર—નાણાવટી—વેપારીને ત્યાં જે લખનાર નોકર તે; મેહેતો. ૨ શેઠની વતીનો પરગામ—મુલક જે આડતિયો—મુનીમ તે. ૩ સોદો લઈ આવનાર તથા હિસાબ રાખનાર અથવા હરકોઈ લખવાનું કામ કરનારો નોકર.

**ગુમ્ફિત, વિ૦ ધા૦ [સં૦]** માળાના આકારમાં ગુંથેલું.

**ગુરજ, ન૦ [ફા૦]** શસ્ત્ર વિશેષ. એ લોડાનું, પકડવાની જગેથી પાતળું ને માથેથી ગોળ હોય છે.

**ગુરદો પુ૦** લોહીમાંથી મૂત્રનું ઝેર છુટું પાડનારા બે પિણ્ડ; ('એ પેટની ડાબી જમણી બાજુએ આવેલા છે') મૂત્રપિણ્ડ.

**ગુરુ, પુ૦ [સં૦]** વિદ્યા—વેદશાસ્ત્ર વગેરે ભણાવનારો; શિક્ષક; મેહેતાજી. ૨ ધર્મનીતિનો ઉપદેશ કરનારો. ૩ નવો ધર્મ સ્થાપનારો; નવો પન્થ ચલાવનારો. ૪ જજમાનને ત્યાં ગોરપણું કરતો આવેલો જે બ્રાહ્મણ તે; પુરોહિત. ૫ કોઈ પણ વિશેષ બોધ આપનારો અથવા દીક્ષા દેનારો. ૬ એ નામનો ગ્રહ. એને ચાર ચન્દ્ર અથવા ઉપગ્રહ છે. ૭ (કવિતામાં) બે માત્રાનો અક્ષર.—દીર્ઘ, અનુસ્વારવાળો, વિસર્ગવાળો, જોડાક્ષરની પ્રથમનો–હ્રસ્વ, અને (કામ પડેથી) ચરણની અન્તનો–હ્રસ્વ એટલાંને ગુરુની સંજ્ઞા છે. ૮ ઇન્દ્રાદિ દેવતાઓનો માનીતો પણ્ડિત, જેમ દાનવનો શુક્ર તેમ દેવતાઓનો ગુરુ—બૃહસ્પતિ. ૯ વડીલ—કુટમ્બમાં જે પૂજ્ય પુરુષ તે. ૧૦ ગાયત્રી મન્ત્રનો ઉપદેશ આપનાર. ૧૧ સમ્પ્રદાયવાળાઓ કાનમાં મંત્ર મૂકી કણ્ઠી પેરાવે છે તે. ૧૨ રવિથી ચોથો વાર. **વિ૦** મોટું; શ્રેષ્ઠ; ઉત્તમ (કદમાં). ૨ ભારે (વજનમાં). ૩ અઘરું; મેહેનતથી પ્રાપ્ત થાય તેવું.

—'ગુરુઆદેશ'—નાથ પન્થના બાવાઓ—કાનફાટાઓ—એક બીજાને મળતાં બોલે છે. ૨ કોઇએ બીજાને ભમ્ભેરવો (તે માટે બોલાય છે).

—'ગુરુગમ'—ગુરુનો સઙ્ગ; સહવાસ.

—'ગુરુગમ્ય'—ગુરુપાસથી સમજણ લીધાવના આવડે નહિ તેવું—(શ્લોક, ગ્રન્થ ઈત્યાદિ).

—'ગુરુજન'—કોઈ પૂજ્ય પવિત્ર પુરુષ. ૨ કુટુમ્બનો વડો.

—'ગુરુતલ્પગ'—ગુરુની સ્ત્રી સાથે સઙ્ગ કરનારો.

—'ગુરુમન્ત્ર' મુકવો—ઉશ્કેરવું; ચેતાવવું; સાવધ કરવું; ભમ્ભેરવું.

—'ગુરુ મળવો'—એટલે પોતાથી ગુણ વિદ્યામાં ચઢિયાતો. કોઇને છેતરી જનારો—ઠગને પણ ઠગનારો—હોશિયારને પણ ફસાવનારો, એ અર્થમાં વપરાય છે.

**ગુરુત્વ, ન૦ [સં૦]** વજન; ભાર; બોજ.

**ગુરુત્વમધ્યબિન્દુ, ન૦ [સં૦]** હરકોઈ ભારનું વચલું બિન્દુ—જ્યાં સઘળો ભાર ઝિલાઈ રેતો હોય તે.

**ગુરુત્વાકર્ષણ, ન૦ [સં૦]** સઘળા પદાર્થ—વજન—ભારનું પૃથ્વી જે મોટો ભાર છે તેનાં મધ્ય બિન્દુ તરફ જે ખેંચાવું તે; નાનાં વજનનું મોટાં વજનનાં મધ્ય તરફ ખેંચાવું તે.

**ગુરુદક્ષિણા,** ગુરુને ત્યાં ભણી રયા પછી, ગુરુને શિષ્ય–દક્ષિણા–પૈસા–ઇચ્છેલી વસ્તુ આપે છે તે.

**ગુરુબન્ધુ-ભાઈ, પુ૦ [સં૦]** એક જ ગુરુના જે શિષ્ય તેમાંનો એકેકો—પરસ્પર સમ્બન્ધમાં.

**ગુરુમાન, ન૦ [સં૦]** પ્રિયનું પ્રિયા ઉપર અથવા પ્રિયાનું પ્રિય ઉપર લાડમાં રિસાવું થાય તે માન અને એ ઘણી વાર રે અને એમાં વાંકાં વેણ વધારે નિકળે ત્યારે તે ગુરુમાન કેવાય (કાવ્ય શાસ્ત્રમાં). ગુરુમાન, મધ્યમાન અને લઘુમાન. **વિ૦** મોટું.

**ગુરુવાર, પુ૦ [સં૦]** સાત વારમાંનો એક; બૃહસ્પતવાર.

**ગુર્જર, પુ૦ [સં૦]** ગુજરાત દેશ—પ્રાન્ત.

**ગુર્જરી, સ્ત્રી૦** એક રાગણી.

**ગુર્જરગિરા, સ્ત્રી૦** ગુજરાતી ભાષા.

**ગુલ, ન૦ [ફા૦]** ફૂલ; પુષ્પ. **પુ૦-સ્ત્રી૦** દીવાને મોગરો; બત્તીની ઉપરનો બળેલો ભાગ.

—'ગુલ કરવું'—ઘેર કરવું; વડું કરવું; હોલવી નાખવું.

**ગુલકન્દ, પુ૦ [ફા૦]** ગુલાબના ફૂલને સાકરમાં ઘણા દાડા સુધી રાખી મુકી તૈયાર કરેલો જે પદાર્થ તે.

**ગુલછડી, સ્ત્રી૦ [ફા૦]** એક જાતનું ફૂલ.

**ગુલજાર-ઝાર, પુ૦ [ફા૦]** ફુલવાડી; બાગ; ગુલસ્તાન.

**ગુલતરાશ, સ્ત્રી૦ [ફા૦]** દીવાનો મોગરો કાતરનારી કાતર.

**ગુલતાન, વિ૦ [ફા૦]** લીન—મસ્ત થયલું; રસમગ્ન.

**ગુલદસ્ત, પુ૦ [ફા૦]** ફૂલનો તોરો; ગોટો.

**ગુલદાન, ન૦ [ફા૦]** ફૂલ મુકવાનું શોભીતું કુંડું.

**ગુલદાવરી, સ્ત્રી૦** એક જાતના ફૂલનો રોપો—છોડ.

**ગુલબાન,** ગપ્પ. ૨ કલબલાટ; ધુમરાન; ગરબડ.

**ગુલબાસ, ન૦ [ફા૦]** એક જાતનું ફૂલ ને છોડ.

**ગુલમોહોર, સ્ત્રી૦ [ફા૦]** એક જાતનું ફૂલ.

**ગુલસ્તાન, સ્ત્રી૦ [ફા૦]** ફુલવાડી; બાગ; ચમન.

**ગુલ્મ,** સેનાનો એક ભાગ—ટુકડી. જેમાં નવ હાથી, નવ રથ, સત્તાવીશ ઘોડા ને પીસતાલીસ પાયદળ હોય છે તે. ૨ પેટની ડાબી બાજુએ થતો એક રોગ. ૩ તલ્લી-પર સોજો આવવો તે; પ્લીહા. ૪ ગોળો. વાતગુલ્મ, પિત્ત ગુલ્મ વગેરે.

**ગુલ્લર, ન૦** ઉમરડો અથવા તેનું ફળ. એનું અનન્ત બ્રહ્માંડરૂપે દ્દષ્ટાંત આપવામાં આવે છે.

**ગુલાંટ, સ્ત્રી૦** જમીન સાથે માંથું ટેકી ટાંટિયા ઊંચા કરી ફેરવી ને પાછું ઝટ ઉભું થઈ જવું તે; ગોઠિમડું; ઉલટું ફરી પડવું તે. 'ગુલાંટ ખાવી'—મારવી.' હર કોઈ વાતને ફેરવી નાખવી (સઙ્કેતમાં). 'તે વાતમાં તેણે ખૂબ ગુલાંટ મારી.'

**ગુલાબ, પુ૦ [ફા૦]** એક છોડવો અથવા એનું ફૂલ. ખોટા ને ખરા એમ બે જાતના ગુલાબ કેવાય છે. ફૂલના અર્થમાં નપુંસક લિઙ્ગે વિશેષ વપરાય છે. ગુલાબજળ, ગુલાબનું અત્તર ઈ૦ શબ્દો છે.

—'ગુલાબી ઉંઘ'—મીઠી—સેજસાજ ઉંઘ.

**ગુલાબદાન-ની, સ્ત્રી૦ [ફા૦]** ગુલાબનું પાણી ભરી રાખવાની અને લોકના કપડાંપર છાંટવાની જે સીસી અથવા રૂપા સુનાની ઝારી તે—એના મોડાપર ઝીણાં ઝીણાં કાણાં હોય છે.

**ગુલાબી, વિ૦** ગુલાબના જેવા રઙ્ગનું—એ રઙ્ગ બે જાતનો હોય છે. ઘેરો ગુલાબી ને ફુલ—ખુલતો ગુલાબી.

**ગુલામ, પુ૦ [અ૦]** જે ચાકર પોતાની ઇચ્છા પરમાણે કંઈજ કામ કરી શકતો નથી ને ધણીનો જુલમ વેઠે છે તે; જે પોતાની હલકી તાબેદારીમાંથી છૂટો થઈ શકતો નથી તે; સઘળી રીતે તાબેદાર. ૨ અધમ—નીચ પુરુષ; વેશ્યાપુત્ર. એ શબ્દ વિશેષણરૂપે પણ વપરાય છે.

**ગુલામગીરી, સ્ત્રી૦** દાસપણું; ગુલામની જે હાલત તે. ૨ છેક જ હલકી તાબેદારી; ખુશામત.

**ગુલામડો-બચ્ચો, પુ૦** ગુલામ (૨ જા અર્થમાં).

**ગુલામી, ગુલામગીરી.**

**ગુલાલ, ગલાલ.**

**ગુલાલો, ગુલ્લાલો.**

**ગુલી, સ્ત્રી૦** જીવડાનું, સપેત અથવા કાબરું નાનું ઘર. —'ગુલીગાય'—એ ઘરમાં રેતું જીવડું.

**ગુલ્લાલો, પુ૦** માહા ફાગણમાં થતું એક જાતનું નાજુક શોભીતું ફૂલ.

**ગુવાર, સ્ત્રી૦** એક જાતનું શાખ. ગુવાર સીંગ—ફળી (ગવાર). ૨ એનો છોડ. ૩ એના દાણા.

**ગુસ્સો, પુ૦ [અ૦]** કોઇથી કંઈ દુઃખ થયું તો તેની સામાં થવાનો અથવા વેર લેવાનો દિલમાં જે જોસ્સો—ઉભરો થઈ આવે તે; ક્રોધ; રીસ; ચીડ.

**ગુહક, પુ૦** ભિલ્લની એક જાત. એ જાત નાની નદીમાં હોડી ચલાવવાનું કામ કરે છે.

**ગુહા, સ્ત્રી૦ [સં૦]** પાડનું પોલાણ; ગુફા. ૨ ઝાડની બખોલ.

**ગુહ્ય, ન૦ [સં૦]** શરીરની છુપી ઇન્દ્રી. ૨ છાની રાખવા જોગ વાત—મતલબ. ૩ અપ્રગટ અર્થ; ગૂઢ (મન્ત્ર તન્ત્ર આદિ); રહસ્ય; મર્મ; ભેદ. **વિ૦** છૂપું; ગુપ્ત.

**ગૂંચ-છ, સ્ત્રી૦** આંટી પડીને જે ગાંઠ બન્ધાઈ ગઈ હોય તે. ૨ કોઈ કામમાં સમજણ નહિ પડતી હોય તે; (હિસાબની ગૂંચ).

**ગૂ, ન૦ (સં૦ ગુવતિ—મળ કાડવો)** મનુષ્યનું અઘેલું તે; વિષ્ટા. એ શબ્દ પશુ પક્ષીના નરકને લગાડવામાં આવતો નથી.

**ગૂજું, ગજવું.**

**ગૂઢ, વિ૦ [સં૦]** છૂપું; સન્તાઈ રયલું. ૨ અઘરું; કઠણ; ન સમજાય તેવું; ઉણ્ડું.

**ગૂણ, સ્ત્રી૦** અનાજ, સામાન વગેરે ભરવાનો તાટનો જે કોથળો તે; ઊંટ ઘોડાં ગધેડાં ઉપર માલ ભરવાનાં બે પાસ ઝુલતાં જે નાંખવામાં આવે છે તે.

**ગૂસેણું, ન૦** ગૂ કાડી નાંખવાનું ભાંગેલું ઠીકરું.

**ગૃધ્ર, પુ૦** ગીધ પક્ષી.

**ગૃહ, ન૦ [સં૦] ઘર** (માણસને રેવાનું).

**ગૃહપ્રવેશ,** (ઘર પ્રવેશ) શાસ્ત્રમાં કહ્યું હોય તે પ્રમાણે શુભ મુહૂર્ત ચોઘડીયે નવા ઘરમાં દાખલ થવું તે.

**ગૃહસ્થ, પુ૦ [સં૦]** ઘર સંસાર માંડીને રયલો પુરુષ. ૨ સારાં કુળનો પ્રતિષ્ઠીત પુરુષ. ૩ બ્રાહ્મણની ન્યાતમાં જે વર્ગ, કોઇનું આપેલું દાન લેતો નથી તે. (ભિક્ષુક ને ગૃહસ્થ એવા બે વર્ગ હોય છે).

**ગૃહસ્થાઈ, સ્ત્રી૦** ગૃહસ્થપણું; સુઘડ રીતભાત.

**ગૃહસ્થાશ્રમ, પુ૦ [સં૦]** ચાર આશ્રમમાંનો બીજો.

**ગૃહસ્થી, વિ૦** બૈરી છોકરાંવાળો; સંસારી.

**ગૃહ્ય,** ઘર સમ્બન્ધી.

**ગૃહિણી, સ્ત્રી૦ [સં૦]** ગૃહસ્થની સ્ત્રી; ધર્મશાસ્ત્રથી પરણેલી ઘર ચલાવનાર સ્ત્રી.

**ગેંડો, પુ૦ [હિ૦]** પગે ખરી હોય પણ ગાયની પેઠે વાગોળે નહિ તેવું, જાડી ચામડીનું અને નાક ઉપર એકજ સિઙ્ગડું હોય તેવું એક પશુ. એનાં ચામડાંની ઢાલ બને છે.

**ગેંણાં-ણિયાં, ન૦** નાના બળદ; વાછરડા. **ગેંણું** (એક વચનમાં).

**ગેંદ, સ્ત્રી૦ [હિ૦]** દડી—(ફૂલ—રેશમની).

**ગેડાં, ન૦** તાડછાં.

**ગેડી, સ્ત્રી૦** એક પાસેથી વાંકી વાળેલી લોડાની—વાંસની હાથમાં ઝાલવાની લાકડી. ૨ દડો ફેંકવાની એક પાસ ગાંઠો હોય તેવી લાકડી.

**ગેણી-ની, સ્ત્રી૦ [અ૦]** સુનાંનો એક તરેહનો સિક્કો—(સવા દશ રૂપિયા).

**ગેડો, ગેંડો.**

**ગેદળ, ન૦** હાથીનું ટોળું. "પામ્યો પામ્યો રાજસિંહાસન આહીં, હેદળ ગેદળ પેદળ પાલખી" (મીરાં).

**ગેબ, વિ૦ [અ૦]** ન દેખાય તેવું; અણછતું; ગુપ્ત. ગેબ થઈ જવું—અલોપ થવું; ન દેખાવું; બીજાની નજર આગળથી એકાએક જતું રેવું.

**ગેબી, વિ૦ [અ૦]** ન દેખાય તેવું; છૂપું. ગેબી અવાજ એટલે કાં ને કોણ કરે છે એ ન સમજાય તેવો છુપે ઠેકાણેથી નિકળતો અવાજ. ૨ અકસ્માત.

**ગેબર, ન૦ [સં૦ ઘૃતવર]** પરસુદીના લોટને સારી પેઠે કેળવી તેનો પાતળો રગડો જોખીની ઘડીના આકારનાં વાસણમાં ઘીમાં તળી કાડી એ જે ખોખું થાય તેને પછી ખાંડની ચાસણી સારી પેઠે પાયેથી જે પકવાન તૈયાર થાય તે.

**ગેર, [ફા૦]** ઉપસર્ગ, નહિ, નિષેધ, અભાવ એવા અર્થમાં વપરાય છે. ગેરવાજબી, ગેરહાજર, ગેરશિરસ્તે વગેરે.
**ગેરઆબરુ, સ્ત્રી૦** નહિ જે આબરુ તે; અપમાન.
**ગેરત, સ્ત્રી૦** આબરુ રાખવાની સમજ—કાળજી; લાજ; શરમ. [સાન; બગાડ.
**ગેરફાયદો, પુ૦** ફાયદો નહિ તે; ખોટ; તોટો; નુક-
**ગેરબન્દોબસ્ત, પુ૦** અન્ધેર કારભાર; ધાલમેલ; અવ્યવસ્થા.
**ગેરમરજી, સ્ત્રી૦ [ફા૦]** નાખુશી; અપ્રસન્નતા. ૨ ઇતરાજી; ગેરમેહેરબાની.
**ગેરમેહેરબાની, સ્ત્રી૦** અકૃપા; ઇતરાજી.
**ગેરરસ્તે, અ૦** આડે—ખરાબ રસ્તે; અઘટિત રીતે; બેકાયદે.
**ગેરવલે-લ્લે, અ૦** ઠેરવેલે—મુકરર—ચોકસ ઠેકાણે નહિ પણ ગમે ત્યાં, આડું અવળું મુકાયું—ગયું હોય તેમ; ખોવાયલું હોય તેમ. 'કાગળ ગેરવલ્લે પડ્યો છે.'
**ગેરવાજબી, વિ૦** અઘટતું; બે ઇનસાફ; અયોગ્ય.
**ગેરવાટે, અ૦** આડે રસ્તે; ખરાબ—અનીતિને મારગે.
**ગેરવો, પુ૦** ઘઉંના ખેતરમાં ઉત્પન્ન થતો એક રોગ.
**ગેરશિરસ્તે, અ૦** કાયદા—ધારા—રૂઢિ—રસમ—ચાલતી રીતથી ઉલટી રીતે અથવા તેમાં ફેરફાર કરીને; બેકાયદે; આડે રસ્તે. [ગાફેલ.
**ગેરહાજર, વિ૦** હાજર ન હોય તે. ૨ અસાવધ;
**ગેરહાજરી, સ્ત્રી૦** હાજર ન થવું—હોવું—રેવું તે.
**ગેરિયત,** ગેરત.
**ગેરુ, ન૦** ઘઉંને લાગતો એક રોગ; ગેરવો.
**ગેરુ, પુ૦ [સં૦ ગૈરિક]** એક જાતની લાલ મટોડી. સફેતીને સારુ જેમ ચાક કામમાં આવે છે તેમ જાંખા રતાસને સારુ ગેરુ કામમાં આવે છે. ૨ એક જાતનો વનસ્પતિ રોગ. ઘઉંને એ રોગ થાય છે ત્યારે ઘઉં તપખીર છાંટી હોય તેવા થઈ જાય છે.
**ગેરો,** ગરેલો ભૂકો. 'ઘડતાં તે ગેરો પડ્યો.'
**ગેલ, સ્ત્રી૦** લાડવું તે; લાડ; રમત (કુતરો ગેલ કરે છે). ૨ રમત; ખેલ.
**ગેવર,** ગહ્વર.
**ગેલાં,** મારગ.
**ગેહ, ઘર. ન૦** ધામ.
**ગોંઝું, વિ૦** ચુંથાયલું; ગન્દું; પુએડાઇવાળું.
**ગોંજો, પુ૦** ગન્દું કરી મેલનારો; પુએડ. ૨ હજામ.
**ગોંદરું, ન૦** ગામના ઝાંપાની નજીકની જગા; જ્યાં ઢોર ચરે છે તે ઠેકાણું; પાદર.
**ગોંદરો, પુ૦** ગોંદરું; ધરમ ખાતાનું ગૌચરણ.
**ગોંદો, પુ૦** એકઠા કરેલા જમવાના પદાર્થ તે. 'ગોંદો ઘાલવો'—દાળભાત વગેરે એકઠું કરવું.
**ગોંધવું, ક્રિ૦ સ૦** કોઈ પણ પ્રાણીનો જીવ રુંધાય તેમ કરવું; કબજ કરવું; કેદ કરવું. 'ચોરને કોટડીમાં ગોંધ.' ૨ સાંકડમાં—મુસીબતમાં—કબજામાં આણી રાખવું. ૩ એક ઠેકાણેથી—એક કામમાંથી બીજે ઠેકાણે—કામે ન જવાય તેમ કરવું.
**ગોંયજો, પુ૦** હજામ.
**ગો, સ્ત્રી૦ [સં૦]** ગૌ; ગાય.—એ અર્થમાં શબ્દની પૂર્વે જોડાય છે.—ગોકુલ, ગોમુખ, ગોકર્ણ, ગોમય, ગોપુચ્છ ઇત્યાદિ. ૨ ઇન્દ્રી—ગોચર, અગોચર. ૩ પૃથ્વી. ૪ સ્વર્ગ. ૫ કિરણ. ૬ સૂર્ય. ૭ સરસ્વતી. ૮ પૃથ્વી.
**ગોકર્ણ, ન૦ [સં૦]** ગાયના કાન જેવાં જે કાળાં—કાળાં કાળાં ધોળાં ફુલ થાય છે તે (એને કુતરાના કાન કે છે અને એ ચોમાસામાં ઉગે છે).
**ગોકળગાય, સ્ત્રી૦** પેટ ઘસતું ચોમાસાનું એક જીવડું—એને બે સિંઙડાં હોય છે અને અકેકાં સિંઙડાંને છેડે સિંઙડાંમાં રચેલી અકેકી આંખ હોય છે, જેને તે પોતાની મરજી મુજબ ટુંકી કરી અન્દર લે લેછે; પરમેશ્વરની ગાય.
**ગોકળઆઠમ, સ્ત્રી૦** શ્રાવણ વદ ૮ વલ્લભી વૈષ્ણવોએ માનેલી તે.
**ગોકુળ, ન૦**—ગો—ગાય+કુળ—ટોળું (ગાયનું ટોળું). દશ સહસ્ર ગાયોનું ટોળું (જૈન). ૩ કૃષ્ણના જન્મનું ગામ (એ ઉત્તર હિન્દુસ્તાનના વ્રજમાં જમના નદીના કિનારાપર આવેલું છે).
—'ગોકુળપુરી'- જે સ્થાનમાં પૈસો ટકો ચાકર નફર સ્ત્રી પુત્રનું સમ્પૂર્ણ સુખ હોય છે તે.
—'ગોકળી ધુમવી'—શ્રાવણ વદિ અષ્ટમીએ કોળી વગેરે હલકા લોકો રમે છે તે.
—'ગોકુળીયો રોગ'—વિરહાગ્નિથી થતી પીડા.
**ગોખ, પુ૦** હવેલી—ઘરની આગલા માળની રવેસ ઉપરની બાર નિકળતી કટેરાવાળી જગા. ૨ ગોખલો.
**ગોખર, પુ૦** ગાયમાં ઉછરેલો ગધેડો.
**ગોખરુ, પુ૦ [સં૦ ગોક્ષુર]** ગાયની ખરી જેવો એક જાતનો કાંટાવાળો છોડ. એ ઓસડમાં ધાતુપુષ્ટિને માટે વપરાય છે. ૨ ચપડેલા તારને ત્રણખુણી કરી બાંધેલો તે. ૩ એક તરેહની રીત.
**ગોખલી, સ્ત્રી૦** નાનો ગોખલો.
**ગોખલો, પુ૦** હરકોઈ ચીજ મુકવાને અથવા બેસવાને અથવા દેવ વગેરેને બેસાડવાને દિવાલ—ભીતમાં જે પોલાણ રાખેલું હોય તે; બારણા વગરનું નાનું તાકું.
**ગોખવું, ક્રિ૦ સ૦ [સં૦ ઘોષ]** સ્મરણ રાખવા સારુ તેના તેજ શબ્દ ઘણીવાર ભણ્યાં કરવા; મોંડે—પાડે કરવું. ૨ મારવું.

—'ગોખા નાખવું'—ચીડ—ગુસ્સામાં બાળકે બીજા બાળકને મારવું.
**ગોખો, પુ૦** પક્ષીનું ઘર—માળો; ગોઠો.
**ગોગ્રાસ,** ગવાનેક.
**ગોચન્દન, ન૦** એક જાતનું સુગન્ધિ લાકડું.
**ગોચર, વિ૦ [સં૦]** ઇન્દ્રી થકી પોચી વળાય તેવું.
**ગોચર, ન૦** ગાય ઢોરને ચરવાને માટે જમિનનો જે કિત્તો તે; ગૌચર.
**ગોચરી, સ્રી૦** જૈન મતના સાધુની ભિક્ષાવૃત્તિ.
**ગોચલુ, ન૦** વામાટામા; આનાકાની, સંશયવાળું.
—'ગોચલા ગણવા'—નિશ્ચયપર આવી કોઈ પણ બાબતનો ખુલાસો ન કરવો.
**ગોજાદરો,** ધર્મખાતાનું ગૌચરણ. [કંઈ તે.
**ગોજારું, ન૦** ગોંજું કરેલું—ચૂંથી નાખેલું એવું જે
**ગોજું, ગોંજું.**
**ગોઝારું, ઘોઝારું,** [(નળાખ્યાન).
**ગોઝારો, પુ૦** ગાયને હણનારો—મારી નાખનારો. "દેહ હવે હું પરહરૂં, ગોઝારો જીવી શું કરૂં."
**ગોટ, પુ૦** ઘુંટડો; એક વખતે એકજ દમે જેટલું જે પીવામાં આવે તેટલું તે. ૨ ગોટો (ધુમાડાનો).
**ગોટપીટ, ન૦** ભાગુંટુટું અર્થ વગરનું અંગ્રેજી.
**ગોટપોટ, અ૦** એક બીજાને વળગીને—ટુંટિયાં વાળીને—મોડું ઢાંકીને (સુવું).
**ગોટલી, સ્રી૦** મોટાં ફળની અન્દર જે લાંબો કઠણ ભાગ હોય તે (કેરી—ફણસ વગેરેની).
**ગોટલો, પુ૦** મોટી ગોટલી. ૨ માંસનો સખત થયેલો લોચો—'પગે ગોટલો ચડ્યો છે.'
**ગોટાવું, ક્રિ૦ અ૦** ગુચાવું; ગુચ્છળાં વળવાં. ૨ ગુંગળાવું; ધુમાડા ભરાવા. [ઓતાનું.
**ગોટિયું, ન૦** પાઘડીની અન્દર ઘાલવાનો કકડો;
**ગોટિલો, પુ૦** રુ પિંજવાનું લાકડાનું ગોળ ઓજાર—એને બે છેડે ગોળ માથાં હોય છે. ૨ નક્કર ગોળો; દંડા (ભૂમિતિમાં).
**ગોટી, સ્રી૦** કિનારી, કસબ બણ્યા પછી શેષ રચલાંની જે ગોળી વાળેલી તે. ૨ નાની સરખી ગાંઠ. 'શું ગળે ગોટી નિકળી છે કે ખાતાં અટકે છે?' ૨ અફીણની ગોટી—ગોળી.
—'ગોટી ઘાલ્યો'—એ શબ્દ બાળકને લાડમાં ધમકાવતાં બોલાય છે. [ચક્કાં કરે તે.
**ગોટેગોટ, અ૦** એક ઉપર એક એમ ધુમાડાના ગોટા
**ગોટો, પુ૦** સળી સાથે સુતર—દોરાથી બાંધી લીધેલાં ફૂલનો જે જથો તે; તોરો; કલગી (સુંઘવાને). ૨ એ ગોટા જેવી આકૃતિનું ઝીણીઝીણી પાંખડીવાળું એક જાતનું પીળું અથવા રાતું ફૂલ; ગલગોટો. ૩ જે અક્કેકા ભર જોશમાં ધુમાડાનું ઉપરાઉપરી ઊંચું ચડવું થાય તે. ૪ નાળિયેરમાંનું કોપરું બન્ધાઇને જે દડા જેવું થઈ રહ્યું હોય તે. ૫ 'ઊંધું ચત્તું કરી નાખવું તે—'તેણે તે કામમાં ગોટો વાળ્યો છે.' ૬ બોલવામાં લથડવું તે—'તેણે હવે ગોટા વાળવા માંડ્યા.' ૭ ગુંચવણ; ભૂલ. 'તેણે એવો તો ગોટો ઘાલ્યો છે કે હજી પાર આવતો નથી.'
—'ગોટો ઘાલવો'—પૈસા—પદાર્થ લઈ નાશી જવું. ૨ લડાઈ સળગાવવી; કુસમ્પ કરાવવો. ૩ ખુલાસો ન મળે તેમ કોઈ કામ ગુંચવી નાંખવું.
**ગોટોપોટો, ગોળોપિંડાળો.**
**ગોઠ, સ્રી૦ [સં૦ ગોષ્ઠી]** છાની—ગુપ્ત વાત; એકાન્તમાં વાતચિત કરવી તે. ખુલ્લા દીલથી ધીમે ધીમે છૂપી વાતો કરવી તે. "મૃદુ મૃદુ રસભીની ગોઠમાં ગાંડી ઘેલી." ૨ ઓચ્છવ; ખુશાલીમાં સાથે જમવું, ગાણું સુણવું વગેરે તે. વાણિયા ભાટિયાના મહારાજો પોતાને જન્મ દિવસે અથવા વિવાહપ્રસઙ્ગે ગોઠ કરે છે. ૩ કેટલીક ન્યાતોમાં લગન થયા પછી ચોથે દાડે કન્યાને માંડવે વરની તરફના જાનૈયાને તેડી તેઓની પ્રાર્થના કરવામાં આવે છે કે આજે અહીં ભોજન કરજો અને એ પ્રસઙ્ગે જે ધાણી ચણા વટાણા ખજુર વગેરેનું ટિમણું કરાવવામાં આવે છે તે. ૪ તડ; રેતીના મેદાનમાં જ્યાં પાણી ને થોડાંક ઝાડ હોય છે તે જગ્યા.
**ગોઠડી, સ્રી૦** ગોઠ (૧ લા અર્થમાં).
**ગોઠણી, સ્રી૦** હાંલ્લાંની ઉતરડ જે બેસણી ઉપર ગોઠવેલી હોય તે. ૨ ગોઠવણ. ૩ ભાંજગડ.
**ગોઠતું, વિ૦** માફક—અનુકુળ આવતું. ૨ ગમતું, પસન્દ પડતું.
**ગોઠવણ—ણી, સ્રી૦** ગોઠવવાની જે તજવીજ—રીત તે; રચના; વ્યવસ્થા. ૨ તજવીજ; જુક્તિ; તાલમેલ; બન્દોબસ્ત.
**ગોઠવવું, ક્રિ૦ સ૦** વસ્તુઓને એક ઉપર એક અથવા એકની સાથે એક એમ કોઈ પણ રીતે—કાયદાસર મુકવી. ૨ કોઈ હાલતી વસ્તુ ન હાલે તેમ કરવા સારુ તેની તળે નળિયું લાકડું વગેરે મુકીને ટેકો આપવો. 'ટેબલનો પાયો હાલે છે માટે તેને ઠીક ગોઠવ.' ૩ જુગતી શોધી કાડવી; તજવીજ કરવી. ૪ બન્ધ બેસતું કરવું; તાળો—હિસાબ મળે તેમ કરી મેલવું. ૫ કોઈ પણ બાબતની વ્યવસ્થા—ઘટતી રચના કરવી.
**ગોઠવું, ક્રિ૦ અ૦** અનુકુળ—માફક આવવું. ૨ ચેહેન પડવું; ગમવું; કરાર વળવો.

**ગોઠાઈ, સ્ત્રી૦** અનાદર; નગુરાઈ; લોંઠાઈ. 'ભાલણપ્રભુ રઘુનાથ ન કીજે મળતા સુ ગોઠાઈ.'
**ગોઠિમડું, ન૦** માથું નીચું રાખી પગને ઊંચા કરી ફરી જવું તે; ગુલાંટ. 'ગોઠીમડું ખાવું.' ૨ ગોઠિમડીનું ફળ.
**ગોઠિયેણુ, સ્ત્રી૦** સૈયપણી; બેનપણી.
**ગોઠિયો, પુ૦** સાથે રમનારો ફરનારો; દોસ્ત; સોબતી; સાથી. ગોઠ—અન્તરની વાતચિત સાંભળનારો—કેનારો.
**ગોઠી, પુ૦** જૈનના દેરાંના પુજારી—નોકર.
**ગોઠીલ, પુ૦** ભાઈબન્ધ; મિત્ર; ગોઠિયો.
**ગોઠો, પુ૦ [સં૦ ગોષ્ઠ]** જ્યાં ગાય ઢોર બન્ધાતાં હોય તે જગો—છાપરી—ઝુપડું; કોડ. ૨ જમ્પ; નિરાંત. ૩ પક્ષીનો માળો. 'સુગરીનો ગોઠો.'
**ગોડ, ન૦** શરીર ઉપર રસ વિકારથી થતી જે ગાંઠ તે; ગુમડું. કઠણ હોય ત્યાં સુધી ગોડ અને પાકવા માંડે અથવા પાકે તારે ગુમડું કેવાય.
**ગોડગુમડ, ન૦** ગોડ અને ગુમડાં.
**ગોડવું, ક્રિ૦ સ૦** તમ્બાકુ વેગણ મરચાં વગેરે છોડવાઓની આસપાસની જમીન થોડી થોડી ખોતરી—ખોદી પોચી પાડવી. ૨ ખોદવું.
**ગોડસારઙ્ગ, પુ૦** સારઙ્ગ રાગનો એક ભેદ.
**ગોડાઉન, ન૦ [અ૦]** માલ ભરી રાખવાની વખાર.
**ગોડી, સ્ત્રી૦** પાછલે પોરે ૪ાા-૫ વાગ્યે ગાવાનો એક રાગ.
**ગોડી, સ્ત્રી૦ [મ૦]** મિઠાસ; મધુરતા.
**ગોડીઊ,** સુતર.
**ગોડે, અ૦** પેઠે; માફક, તેમ; મિસાલે.
**ગોણણી, સ્ત્રી૦** જે સોવાસણ બ્રાહ્મણીને મુએલાંને નામે જમવા તેડેલી હોય તે. ૨ વ્રત નિમિત જમનારી કોઈ પણ સોવાસણ સ્ત્રી—કોઈ પણ નાતની પણ નાતરું ન કર્યું હોય તે.
—'ગોણણી વાળવી'—સોવાસણને જમાડવી.
**ગોત, ન૦** ગોત્ર; કુળ.
**ગોતર, ન૦** સીંગ કસણાં કણ્ટી વગેરેમાંથી અનાજ કાડી લીધા પછી રયલો જે ભૂકો તે; મઠ, મગ વગેરે કઠોળની પાંદડી.
**ગોતરજ, ગોતરેજ.**
**ગોતરી, વિ૦** એકજ—તેજ ગોત્રનું જે કોઈ તે; કુટુમ્બી (પુરુષ અથવા સ્ત્રી).
**ગોતરેજ, સ્ત્રી૦** કુળદેવી.—લગનમાં એને કેટલોક કર આપવો પડે છે. ૨ રન્નાદેવ.
**ગોતવું, ક્રિ૦ સ૦** ખોળવું; શોધવું; ઢુંઢવું.
**ગોતું, ન૦** કોવાણ; કાદવવાળી જમીનમાં ઉગેલું ઘાસ. ૨ ગુવાર ઢુંઢસાં વગેરે જે કંઈ ઢોરને સારુ બાફેલું હોય તે. ૩ છેકજ ટાઢું સવાદ વનાનું તે. 'ધાન ટાઢું ગોતું થઈ ગયું છે'.



**ગોત્ર, ન૦ [સં૦]** વંશનો મૂળ પુરુષ જે ઋષિ તે; એથી જે મણ્ડાણુ તે.—'નર્મદાશંકરનું ગોત્ર ઔક્ષણસ્ છે. ૨ ગોત્રમાં ઉત્પન્ન થયેલો જે મનુષ્ય સમુદાય તે.—'તેનું ગોત્ર મોટું છે'—ઘણું વધ્યું છે.
**ગોત્રજ, વિ૦ [સં૦]** એકજ—તેજ ગોત્રમાં ઉત્પન્ન થયલું (માણસ); ગોતરી.—પણ, બાપ, બાપનો બાપ, તેનો બાપ, ભાઈ, કાકા, ભતરીજો એ પાસેનાં સગાંઓ જે શ્રાદ્ધમાં વળતાં નથી તેઓને ગોત્રજ અથવા ગોતરી નથી કેતા. ગોતરી શ્રાદ્ધમાં ખપે છે, પણ કન્યા આપવે લેવે ખપતા નથી.
**ગોત્રબન્ધુ, પુ૦ [સં૦]** પરસ્પર સૂતક પાળવાનો સમ્બન્ધી ન છતાં એક ગોત્રમાં ઉત્પન્ન થયલો—થયલા તેમાંનો એકેક.
**ગોત્રી, ગોત્રજ.**
**ગોથ, સ્ત્રી૦** કનકવાનું ઊંધે માથે જે નીચું વળી જવું—સુઈ જવું તે. 'ગોથ ખાવી-મારવી.'
**ગોથ, વિ૦** ચારની સઙ્ખ્યાનો સઙ્કેત છે—વેપારી ને દલાલોમાં.
**ગોથણો, પુ૦** ડેલાંને છેડે ઘાલેલો ખીલો તે—જેની સાથે ધુંસરી નાડવામાં આવે છે.
**ગોથપડી, વિ૦** ચૌદની સઙ્ખ્યાનો સઙ્કેત.
**ગોથું, ન૦** અથડાવું તે; ફાંફાં મારવાં તે. ગોથાં મારવાં—ખાવાં. ૨ છેતરાવું—ભૂલ કરવી તે. 'તેણે તે કામમાં જબરું ગોથું ખાધું'. ૩ ઊંધે માથે પડી રેવું તે. 'ગોથું મારીને સુઈ જા.' ૪ પશુના માથાનો હડસેલો—ધક્કો. 'ગાયે ગોથું માર્યું.'
**ગોદ, સ્ત્રી૦ [હિં૦]** ખોળો.
**ગોદડિયું, ન૦** સૈયડની એક જાત.
**ગોદડી, સ્ત્રી૦** નાનું અને પાતળું ગોદડું.
**ગોદડું, ન૦** પાથરવા ઓડવાનું, કપડાંનાં ખોળિયામાં રુ ભરેલું એવું તે.
**ગોદરું,** ગોબરું.
**ગોદી, સ્ત્રી૦** કામ પડે ત્યારે ખાડીનું પાણી અન્દર આવે એવી તજવીજનું વાણો બાંધવા-સમારવાનું જે ઠેકાણું તે. ૨ સમુદ્ર અથવા નદી કીનારે માલ ઉતારવા ભરવા, અને ઉતારુને ચડવા ઉતરવાની તળાવના આકારે બાંધી લીધેલી જગ્યા. વાણ વગેરેને જવા આવવા માટે તેમાં એક દરવાજો બાંધવામાં આવે છે.
**ગોદો, પુ૦** જોરમાં મુક્કો મારવો તે; ધોકો. ૨ બળદને જોરથી પરોણો મારવો તે. ૩ વગર અણીની કોઇ વસ્તુનું અચાનક વાગવું તે. 'મને લાકડીનો ગોદો વાગ્યો.' ૪ નુકસાન થવું. 'મને ફોકટમાં સો રૂપિયાનો ગોદો લાગ્યો.'
**ગોદોહન, ન૦** ગાયને દૂધ કાઢવા—દોહવાનો વખત.

**ગોધણ, ન૦** ગાયનું ચરવા જતું ટોળું; ગાયનું ધુવારું-ગોવારું.

**ગોધમ, [ ગોધુમ ]** ઘઉં.

**ગોધલી-ધાલગન, ગોધુલગન.**

**ગોધું, ન૦** નાનો બળદિયો; વાછરડો.

**ગોધુલગન, ન૦ [ગોધૂલ લગ્ન]** સૂર્ય અસ્ત થવાની પેલાની અડધી ઘડી ને અસ્ત થયા પછીની અડધી ઘડી મળીને એક ઘડીના કાળમાં જે લગન કરવાં તે; સમીસાંજનાં જે લગન તે.

**ગોધુમ-ધૂમ, પુ૦ [સં૦]** ઘઉં.

**ગોધે આવવું, ક્રિ૦ અ૦** ગાયે સવાણે આવવું.

**ગોધો, પુ૦** ગાયની જાતમાં જે નરપશુ તે; સાંડ; આખલો. નાના વાછરડાને—ગોધાને ખાંસી કરે છે ત્યારે તે ગાડીએ જોડવાને અને ભાર વેવાને લાયક થાય છે. ખાંસી—ખસી કરેલા ગોધાને બળદ કેછે. ગોધો ઘણો મસ્તાન હોય છે ને એ ઉપરથી—જેને ભણવા રળવાની કાળજી નથી અને જે હરામનું ખાઈ મસ્ત રેછે તે નફ્ફરો ગોધો—સાંડ કેવાય છે.

**ગોપ, પુ૦ [સં૦]** રક્ષણ કરનાર. ૨ ગુપ્ત રાખવું; છાનું રાખવું. ૩ ગોવાળિયો. ૪ પુરુષની કોટે ઘાલવાનું સુનાનું એક ઘરેણું; દોરો.

**ગોપતિ, પુ૦ [સં૦]** ગાયોનો ધણી—માલીક. ૨ બળદ. ૩ સેનાનો નાયક.

**ગોપદ, ન૦ [સં૦]** ગાયનું પગલું.

**ગોપન, ન૦ [સં૦]** સંરક્ષણ. ૨ ગુપ્ત રાખવું તે.

**ગોપવું, ક્રિ૦ સ૦** ગુપ્ત કરવું; છુપાવવું. 'પાવક ભસ્મે ઢાંકિયો, તેમ ગોપવીયું તેજજી.'

**ગોપહાર, પુ૦** સ્ત્રીના કોટનું એક ઘરેણું.

**ગોપાલ, પુ૦ [સં૦]** ગાય ઢોર પાળનારો; ગોવાળિયો. ૨ શ્રીકૃષ્ણનું નામ છે. ૩ રાજા.

**ગોપી, સ્રી૦** ગોવાળિયાની સ્ત્રી. એ શબ્દ ખાસ કરીને ગોકુળ વૃન્દાવનની સ્ત્રિયોને લાગુ પાડવામાં આવે છે. ૨ દૂધ દહીં વેચનારી સ્ત્રી. 'ગોરસવાળી ગોપિકા.'

**ગોપીચન્દન ન૦ [સં૦]** દ્વારકામાં ગોમતી નદીની પીળાસ પડતી સફેત અને ચિકણી જે મટોડી તે. એને પાણી સાથે ઘસીને વેરાગીઓ ટીલાં કરે છે.

**ગોપુર, ન૦** દેવડી; રાજ્યમેલના આગલા દરવાજાપરની મેડી-છજુ. 'નાચે નંદન ગોપુરે મુદિત થૈ વારાંગનાઓ.'

**ગોપ્ય, વિ૦ [સં૦]** ગુપ્ત રાખવા જોગ (મન્ત્ર, વિચાર ઈ૦).

**ગોફણ-ફેણ, સ્રી૦** વચમાં ગાળો ને બે પાસ છેડા એવી સુતર—સણ—ચામડાની ગુંથેલી જે દોરી તે. એ ગાળામાં કાદવનો સુકો ગોળો ઘાલીને તે ખૂબ ફેરવી એક છેડો તાકીને મુકી દીધાથી તે ગોળો પક્ષીઓને આબાદ લાગે છે.

—'ગોફણિયાલાડુ'—ગોફણમાંના ગોળા જેવા નાના નાના થોડા ઘીના ગબડતા લાડુ.

**ગોફણી-ણો, સ્રી૦** સ્ત્રિયોને અમ્બોડે લટકતું રાખવાનું સુનાં—રૂપાનું ઘુઘરીવાળું ઘરેણું. ૨ કેટલીક વૈશ્ય—વાણિયાની નાતોમાં વિવાહ કરતી વખતે કન્યાને પૈસા ઘરેણાં આપવાની રીત કરવામાં આવે છે તે.

**ગોફણો, પુ૦** તુક્કાની ઉપર જડેલો લાકડાંનો એક અવયવ; ગોથણો.

**ગોબર, ન૦-પુ૦** અડાયાં—છાણાંનો ભૂકો, 'ઘીયે ગોબર મીઠું.'

**ગોબરી, સ્રી૦** ગન્દી.

**ગોબરું, ન૦** છેક ઝીણા પણ ખિચોખિચ એવા સૈયડ.

**ગોબરું, વિ૦** ગન્દું.

**ગોબરો, પુ૦** હોળની દાંડીના આગલા ભાગ તરફ એટલે જ્યાં ઝુંસરી નાડવામાં આવે છે ત્યાં જે બે ત્રણ લાકડાંની ખીલી હોય તે. [ખાડો પડવો.

**ગોબા-ભાવું, ક્રિ૦ અ૦** ગોભો પડ્યો હોય તેવું થવું;

**ગોબો-ભો, પુ૦** ધાતુનું વાસણ અથવા ઘરેણું જોરમાં અફળાયાથી તે ઉપર જે આછો ખાડો પડે તે.

**ગોમ, સ્રી૦** ઘોડાના આગલા બે પગ નીચે-તફ્ફ તળે ભમરી દબાય તે ખોડ. 'ગોમ તજાવે ભોમ'.

**ગોમટો, પુ૦** ઝીણો પાકો દોરો.

**ગોમણ્ડલ, ન૦ [સં૦]** પૃથ્વીનો ગોળો. ૨ ગાયોનું ટોળું.

**ગોમય, ન૦ [સં૦]** ગાયનું છાણ. ૨ ગાયથી ભરપૂર.

**ગોમાયુ, પુ૦ [સં૦]** શિઆળ; કોલું. 'સિંહ કેરા ભક્ષમાં ગોમાયુનો નહિ લાગ.' (ભા.).

**ગોમાંસ, ન૦ [સં૦]** ગાય—બળદનું માંસ.

**ગોમુખ, ન૦** ગાયનું મુખ. ૨ એ આકારનું એક વાદ્ય. ૩ પાણી નિકલવાની એ આકારની જગા. 'ત્ર્યંબકમાંથી ગોદાવરી ગોમુખમાંથી વે છે.'

**ગોમૂત્ર, ન૦ [સં૦]** ગાયનું મૂતર.

**ગોમૂત્રિકા, સ્રી૦ [સં૦]** બળદના મુતરવાથી જમીન ઉપર જે આકાર થાય છે તે આકારમાં રચેલી જે કવિતા તે; એક પ્રકારનું ચિત્રકાવ્ય.

**ગોમેદ, પુ૦ [સં૦]** પીળારફ્નો હીરો; પોખરાજ.

**ગોમેધ, પુ૦ [સં૦]** ગાયનો યજ્ઞમાં જે ભોગ આપવો તે.

**ગોર, પુ૦ [સં૦ ગુરુ]** લગન અઘરણીનાં કર્મ અને મુઆંની ક્રિયા કરાવનારો બ્રાહ્મણ. ૨ શૂદ્રને કર્મ ક્રિયા કરાવનારો અને રોજ સીધાં પઞ્ચલાગ લેનારો વંશ પરમ્પરાનો ઘરનો જે બ્રાહ્મણ તે; કુળગોર. ૩ જાત્રા—તીર્થ—ક્ષેત્રમાં જે બ્રાહ્મણ ક્રિયા કરાવતો હોય તે. ૪ ગોરજી. 'ગોર પરણાવી આપે પણ કંઈ ઘર ન

ચલાવી આપે;' 'વર મરો કે કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો ' એ કેહવતો. ૫ હુક્કો (રજવાડામાં).

**ગોર, સ્ત્રી૦** [**ગૌરી**] પાર્વતી માતાનું એક વરત—છોકરીયો કરે છે.

**ગોરખઆમલી, સ્ત્રી૦** એક જાતનું ઝાડ.

**ગોરજ, વિ૦ [સં૦]** સમીસાંજના મુહૂર્તવાળું (લગન). ૨ ગાયના ચાલવાથી ઉડતી ઝીણી ધૂળ.

**ગોરજી, પુ૦ [સં૦]** જૈન—શ્રાવક લોકને ધર્મબોધ કરનારો.

**ગોરડું, વિ૦** ગોરું.

**ગોરડી, સ્ત્રી૦** ગોરી સ્ત્રી. ૨ સ્ત્રી.

**ગોયણી, સ્ત્રી૦** સૌભાગ્યવતી સ્ત્રી; ગોરણી.

**ગોરણી, સ્ત્રી૦** ગોવાળણી.

**ગોરપદું, પુ૦** જજમાનને કર્મ ક્રિયા કરાવવાનો જે ધન્ધો તે; ગોરનું જે કામ તે.

**ગોરમટી, સ્ત્રી૦** પીળી મટોડી. [૨ ધુમરાવું.

**ગોરમ્ભાવું, ક્રિ૦ અ૦** રસ્તો ન નિકળે—કામમાં સુઝ ન પડે તેવી હાલતમાં—સાંકડમાં આવી પડવું.

**ગોરમ્ભો, પુ૦** નિકાલ ન થાય ને ખોટી રેવું તે; ગુંચાડો; ગુચવાડો. "મોટે રે પ્રભાતે મારે દ્વારે શીદ ઉભા, જાઓ શો ગોરમ્ભો ઢાલોરે." (દયારામ).

—'ગોરમ્ભો ઘાલવો'—કામમાં સુઝ ન પડે એવી ગુચવણ કરી મુકવી. ૨ વરસાદનું ચડી આવવું. ૩ (લાક્ષણિક) ધુધવાતું મોઢું રાખવું—કરવું.

**ગોરવ, પુ૦** કન્યાવાળા, વેવાઇને તથા તેઓની તરફનાંને લગનને બીજે ત્રિજે દાડે જમાડે તે.

**ગોરસ, ન૦ [સં૦]** ગાયના દૂધનું દહીં. "મીઠાં ગોરસ લો ગોરસ લો". ૨ જે હાંડલામાં દૂધ આખરવામાં આવતું હોય તે; દહીંનું માટલું. ૩ ઇન્દ્રિયનો રસ.

**ગોરસિયું-સું, ન૦ ગોરસ.** (૨ જા અર્થમાં.)

**ગોરાટ-ડુ, વિ૦** પીળીથી માંડીને તે ભૂરી લગીની કંઈ એક રેતીવાળી (જમીન). એમાં પથ્થર બિલકુલ નહિ, એ પાણી ચૂસી લેછે, ઉનાળામાં ચિરાડા પડતા નથી, ચોમાસામાં ઘણી કાદવવાળી થતી નથી. એમાં બાજરી કોદરા બાવટો જુવાર કપાસ મઠ તુવેર તલ વગેરે થાય છે.

**ગોરાડુ, પુ૦** એક જાતનો કન્દ.

**ગોરાણી, સ્ત્રી૦** ગોરની સ્ત્રી.

**ગોરાદે, સ્ત્રી૦** ગૌર દેહવાળી સ્ત્રી. "ગોરાદે તારા ગુણ કેમ વિસરે" (ક. દ. ડા.).

**ગોરાસ, સ્ત્રી૦** ગોરાપણું; સફેતાઈ.

**ગોરી, સ્ત્રી૦** સ્ત્રી; ત્રિયા; ગૌરી. લાડસમ્બોધનમાં ગોરાદે વપરાય છે. ૨ ગોરા શરીરવાળી.

**ગોરું, વિ૦ [સં૦ ગૌર]** કાળું—પીળું—રાતું—લીલું વગેરે રઙ્ગદાર નહિ પણ ચન્દ્રના પ્રકાશ જેવું; ધોળું; સફેત. ૨ સાફ; સ્વચ્છ. ૩ સુન્દર; ખુબસુરત.

**ગોરુચન્દન, ન૦ [સં૦ ગોરોચના]** ગાયના મૂતરમાંથી બનાવેલો અથવા ગાયનાં ઓકયાંમાંથી બાર નિકળેલો ચળકતો પીળા રઙ્ગનો એક સુગન્ધીદાર પદાર્થ. એ ચન્દન, ટીલાં કરવાનાં, રઙ્ગવાનાં અને ઓસડનાં કામમાં આવે છે. આપણા લોક કેછે કે તે ગાયનાં મસ્તકમાં પેદા થાય છે.

**ગોલ, પુ૦ [સં૦] ગોળ.** ભૂગોલ, ખગોલ, ચન્દ્રગોલ, સૂર્યગોલ ઈ૦.

**ગોલક, પુ૦ [સં૦]** લોઢાં—લાકડાંનો જે ગોલ—તે. ૨ કન્યા—વિધવાને જારકર્મથી પેદા થયલા છોકરા તે ગોલક જાતિ કેવાય છે. ૩ ગલ્લો; ખજાનો.

**ગોલન્દાજ, પુ૦ [ફા૦]** તોપ ભરી રઙ્ગક મુકી ફોડનાર જે માણસ તે.

**ગોલાં, ન૦** રાજાઓનાં જનાનામાં નોકરી કરનારાં માણસ (બાપ વૈશ્ય અને મા બ્રાહ્મણી એ બેથી પેદા થયલાં). ૨ રજવાડાની વડારણ—ઉતરતી જાતની દાસીને ઉતરતી જાતના મરદની સોબતથી ઉત્પન્ન થયેલો છોકરો.

—'ગોલાં રાણો' રૂપ ગુણ વગરના મૂર્ખના સમ્બન્ધમાં વપરાય છે.

**ગોલાર્ધ, પુ૦ [સં૦]** ગોલનો જે અર્ધ તે; અડધો ગોળ.

**ગોલી, સ્ત્રી૦** ગોલાની સ્ત્રી. ૨ દાસી; ખવાસણ.

**ગોલો, પુ૦** રાજાઓના જનાનામાં ચાકરી કરનારો મરદ. ૨ ભાત ડાંગર ખાંડીને ચોખા કરવાનો—અનાજ સમારવાનો ધન્ધો કરનારી એક જાત.

'ગોલો બેસવો'—ગોલાએ ઘેર આવી કામ કરવું.

**ગોવધ, પુ૦ [સં૦]** ગાયને કાપી—મારી નાખવી તે.

**ગોવર્ધન, ન૦** વૃન્દાવનની નજીકનો એક ડુઙ્ગર. આ ડુઙ્ગરને શ્રીકૃષ્ણે એક આંગળી ઉપર ઉંચકી ગોપ ગોપીનું મેઘવૃષ્ટિથી રક્ષણ કીધું હતું.

**ગોવાંદરું, ન૦** ગોંદરું; પાદર.

**ગોવારુ, ન૦** ગાય—ઢોરનું ટોળું.

**ગોવાળ, [સં૦ ગોપાલ]** ગાય ઢોર ચરાવનારો.

**ગોવાળિયો, પુ૦** ગોવાળ; ગાય ઢોર ચરાવનારો.

**ગોવ્રજ,** ગાયોને રાખવાની જગા.

**ગોશ, ન૦ [ફા૦ ગોશ્ત]** માંસ.

**ગોષ, પુ૦ [સં૦ ઘોષ]** ભરવાડવાડો.

**ગોષ્ઠ, ન૦** વાત. ૨ વાડો.

**ગોષ્પદ,** ગાયનું પગલું. [ફા૦] જનાવર.

**ગોષ્ઠી, સ્ત્રી૦ [સં૦]** વાતચીત; સમ્ભાષણ; ગોઠ.

**ગોસ, ગોશ;** માંસ.

**ગોસ,** અ૦ જમણીતરફ (વાણુ—હોડીના સુકાનનું લાકડું ફેરવતી વખત).

**ગોસાંઇ, પુ૦** [**ગોસ્વામી**] ચોટલી બોડાવી ભગવાં વસ્ત્ર ધારણ કરી વેરાગી થયલો હોય તે; બાવો; જોગી; જટાધારી. ૨ વલ્લભાચાર્યના વંશનો પુરુષ; મહારાજ.

**ગોસ્વામી પુ૦ [સં૦]** ગાયોનો માલીક. ૨ પૃથ્વીપતિ; રાજા. ૩ એક જાતના ધાર્મિક ભીખારીઓ. ૪ એ શબ્દ એક પદવી તરીકે વાપરવામાં આવે છે. જેમ 'રૂપ ગોસ્વામી,' બોપદેવ ગોસ્વામી'.

**ગોહ, સ્રી૦** ગુફા.

**ગોહાવું, ક્રિ૦ અ૦** મુઝાવું; ગુંગળાવું.

**ગોહોર પુ૦ [આ૦]** ઉણ્ડો વિચાર; દરિયાપ્ત. ગોહોર કરવો—કરવું.

**ગોહોર, સ્રી૦ [ફા૦]** જે ખાડામાં મડદાંને દાટવામાં આવે તે.

**ગોળ, પુ૦ [સં૦ ગોલ]** સપાટી ઉપર જે આકૃતિનાં મધ્યબિન્દુથકી તે હદલીટી—પરીઘ સુધી સઘળેથી સરખાં અન્તર હોય તે. ૨ એ આકારનો અથવા જેનો પૃષ્ઠભાગ કાપેથી એવા આકાર પેદા થાય તેવો જે નક્કર પદાર્થ તે—ભૂગોળ, ખગોળ ઈ૦. **વિ૦** ચક્રાકાર; વર્તુળાકાર; લીંબુ—નારંગી—દડાના આકારનું.

**ગોળ, પુ૦** [ગુડ] સેરડીનો રસ સારીપઠે ઉકાળી ધાડો કઠણ કરેલો પદાર્થ. 'ગોળ ઘાલે તેવું ગળ્યું થાય'; 'ગોળે મરે તેને વીખે ન મારિયે' એ કેવતો.

—'ગોળ ખાધા સાથે કામ'—આડી અવળી વાતને બાજુએ મુકી પોતાનું કામ કાડી લેવું તે.

—'ગોળના પાણીએ નાવું'—છેતરાઈ જવું; ભૂલ થાપ ખાવી; ભૂલમાં પડવું. 'આવ્યા એવા જાઓ અને ગોળને પાણીને નાઓ'.

—'ગોળનું ગાડું'—કોઈ મોટો લાભ. 'ગોળનું ગાડું દાળે રે, કર્મકુટ કેતી કહું' (ધીરો).

—'ગોળમટોળ'—કંઈ નહિ; શૂન્ય. 'તેણે પરીક્ષામાં ગોળમટોળ મેળવ્યું હતું.'

**ગોળકેરી, સ્રી૦** ગોળની ચાસણીમાં કેરીના બાફેલા કકડા નાખેથી જે મિઠાઈ બને તે.

**ગોળગોળ, વિ૦** મતલબ ન સમજાય તેવું અડધુંપડધું અહિનું તહીંનું—ગરબડિયું (બોલવું). ૨ લલચાવવાને મીઠું મીઠું લાગે તેવું (બોલવું). ૩ પિગળેલું. ૪ ગોળ જેવું નરમ.

**ગોળધાણા, પુ૦** ગોળ અને ધાણા. સારી ખબરની વધામણીમાં—સારાં કામના આરમ્ભમાં ખુશબખતી દાખલ ગોળધાણા વેંચવામાં આવેછે—કે સહુના મોડાં ગળ્યાં થાય.

**ગોળપાપડી, સ્રી૦** ગોળઘીની ચાસણીમાં શેકેલો લોટ નાખ્યાથી જે મિઠાઈ બને તે.

**ગોળવા-ળા, પુ૦** ગોળ કરેલા—'માટીના—આમ્બલીના ગોળવા.' ગોફણ ગલોલે ફેંકવાના નવટાંક—પાસેરના માટીને પલાળી બનાવેલા ગોળવા—ળા. ગલોલ ગોફણના ગોળા.

**ગોળાકાર, પુ૦** ગોળ આકાર. **વિ૦** ગોળ આકારનું.

**ગોળાર્ધ, પુ૦** અડધો ગોળ.

**ગોળાયન્ત્ર,** ખગોળ વિદ્યા જાણવાનું એક જાતનું યન્ત્ર.

**ગોળિયાકેરી, સ્રી૦** કેરીની, છુટી ન પડી જાય તેવી ચાર ફાડ કરી તેમાં ગોળ રાઈ અને મસાલો ભરીને બનાવેલું જે અથાણું તે.

**ગોળિયો, પુ૦** ગોળ વપરાઈ ગયા પછી ખાલી પડેલું જે ગોળનું માટલું તે.

**ગોળી, સ્રી૦** [ગોળ આકારની નાની વસ્તુ] બન્દુક પિસ્તોલમાં ગડબી મારવાની સીસાની જે થાય છે તે. ૨ મીઠું પાણી ભરી રાખવાનું ઠિકરાંનું ઠામ. ૩ ઠિકરાંનાં જે ઠામમાં દહીં વલોવી માખણ કાડવામાં આવે છે તે. ૪ વૈદ જે ઝીણા ગોળ આકારમાં ગળી જવાનું ઓસડ આપે છે તે. ૫ વૃષણ; ખાયો. ૬ ધક્કો; નુકસાન—'તેને ઘેર ગોળી બેઠી' એટલે તેને આદમી અથવા પૈસા તરફથી મોટું નુકસાન થયું.

—'ગોળી વાગવી'—નુકસાન થવું.

—'ગોળીનું પાણી સુકાવું'—માણસ પૈસા તરફનું નુકસાન થવું.—કેતી.—'કંકાસથી ગોળીનું પાણી પણ સુકાય.'

**ગોળો, પુ૦** તોપમાં ગડબી મારવાનો સીસાનો તે. ૨ પાણી—અનાજ ભરી રાખવાનું મોટું ઠિકરાનું ઠામ. ૩ પેટમાં પવનનું આમ તેમ દોડવું તે; પેટમાં કરમનું ભેગું થઈ જવું તે. ૪ પૃથ્વીનો કૃત્રિમગોલ (નિશાળમાં છોકરાઓને પૃથ્વીનો આકાર વગેરે શિખવવાને હોય છે તે). ૫ ગપ; જુઠો તડાકો—'ગોળો ગબડાવવો.' ૬ બોલીને અથવા કરીને ઊંધુચતું કરી મેલવું તે—'તેણે આવીને ગોળો વાળ્યો.' ૭ ગોળ આકારની કોઈ પણ ચીજ—ગોફણનો ગોળો.

**ગોળોપિંડાળો, પુ૦** ઊંધું ચતું—સથરવથર કરી મેલેલું તે; અગડમબગડમ.

**ગૌ, સ્રી૦ [સં૦]** ગાય.

**ગૌચર, ન૦** ગામને સિમાડે ઢોરને ચરવા સારુ જે પડતર જમીન તે; જે જમીન ખેડવા ન દેતાં ઘણા વરસથી પડતર રાખી ઢોર ચારવા દેવામાં આવે છે તે.

**ગૌડ, વિ૦** બઙ્ગાલાના મધ્યમાં એક પ્રાન્ત છે તે અથવા તે સમ્બન્ધી. ગૌડ બ્રાહ્મણ પાંચ જાતના કેવાય છે. સારસ્વત, કાન્યકુબ્જ, ગૌડ, ઉત્કલ અને મૈથિલા.

**ગૌડી,** ગૌડવાસીની સ્ત્રી. 'ગૌડી પૂછે ગૌડિયા, કોણ ભલેરો દેશ; સમ્પત હોય તો ઘર ભલાં, નહિ તો ભલો પ્રદેશ.' ૨ શેરડીના ગોળમાંથી કાઢવામાં આવતો એક જાતનો દારુ; રમ. ૩ ભાષાની રીતિ અથવા વૃત્તિ; શબ્દમાં ઝાઝો આડમ્બર હોય તેવી ગદ્ય-પદ્ય લખવાની રીતિ.

**ગૌડસારઙ્ગ, પુ૦** સારઙ્ગ રાગનો એક ભેદ.

**ગૌડિયો, પુ૦** ગારુડી. 'ગૌડિયાને વશ વરતે કાષ્ઠની યમ પુતળી' (ભા૦).

**ગૌણ, વિ૦ [સં૦]** મુખ્ય—પ્રધાન નહિ તે; પ્રાધાન્ય ન હોય તેવું; મુખ્ય નહિ પણ ઉતરતું. ગૌણપક્ષ—મુખ્ય નહિ પણ ન ચાલતાં લેવો પડતો એવો પક્ષ.

**ગૌતરાટ-ત્રાટ, ન૦ [સં ગોત્રિરાત્ર]** ત્રણ રાત પાળવાનું ગાયનું વ્રત તે.

**ગૌદાન, ન૦ [સં૦]** ગાયનું દાન.

**ગૌમુખ, ન૦[સં]** ગાયનું મોઢું.

**ગૌમુખી, સ્ત્રી૦** ગાયના મોંડાંના આકારની ઊનની કોથળી જેમાં જમણો હાથ ઘાલી માળાના મણકા ફેરવવામાં આવે છે તે.

**ગૌમુખો વાઘ, પુ૦** અન્દરથી વાઘ જેવો નિર્દય—સંતાન પણ બ્હારથી ગાય જેવો ગરીબ દેખાતો પુરુષ અથવા દેખાતી સ્ત્રી.

**ગૌમૂત્ર, ન૦ [સં૦]** ગાયનું મૂતર.

**ગૌર, વિ૦ [સં૦]** ગોરું.

**ગૌરવ, ન૦ [સં૦]** ભારબોજ; મોટાઈ; પ્રતિષ્ટા; આબરુ. ૨ વજન; ભાર. ૩ જેમાં ઘણો અર્થ સમાયલો હોય તે (કાવ્ય).

**ગૌરવર્ણ, વિ૦** સફેત—ઉજળો રઙ્ગ હોય તે.

**ગૌરી, સ્ત્રી૦ [સં૦]** પાર્વતીનું નામ છે. ૨ આઠ વરસની કુંવારી છોકરી—કન્યા.

**ગૌરીસુત, પુ૦ [સં૦]** પાર્વતીનો પુત્ર; ગણપતિ.

**ગૌશાળા, સ્ત્રી૦ [સં૦]** ગાય ઢોરને બાંધવાની જગા.

**ગ્યાસ, પુ૦ [અ૦ ગૅસ]** સ્થિતિસ્થાપક ગુણ રાખતો વાયુરૂપ પદાર્થ.

**ગ્રન્થ, પુ૦ [સં૦]** એક બીજા સાથે સમ્બન્ધ હોય તેવાં વાક્યોનો જે સમુદાય તે; પુસ્તક. ૨ પુસ્તકનો એક ભાગ. ૩ બતરીસ અક્ષરની એક ગણતરી.—ભાગવતમાં ૧૮૦૦૦ ગ્રન્થ છે એટલે ૧૮૦૦૦ અનુષ્ટુપ શ્લોક અથવા ૧૮૦૦૦x૩૨ એટલા અક્ષરો છે.

**ગ્રન્થકર્ત્તા-કાર, પુ૦ [સં૦]** ગ્રન્થ કરનાર—બનાવનાર. પછી તે ગ્રન્થ નવો હોય અથવા જુનામાંથી સાર કાઢી તૈયાર કરેલો હોય.

**ગ્રન્થિ, સ્ત્રી૦** ગાંઠો; ગાંઠ. ૨ સાંધો. ૩ રોગની ગાંઠ.

**ગ્રસવું-ગ્રાસવું, ક્રિ૦ અ૦** ભક્ષ કરી જવું.

**ગ્રસ્ત, વિ૦ ધા૦ [સં૦]** ખાધેલું—ગળેલું હોય તેવું; સપડાયલું. વ્યાધિગ્રસ્ત એટલે રોગથી સપડાયલું. ૨ ઘેરાયલું. ગ્રસ્તોદય એટલે સૂર્ય અથવા ચન્દ્રનું ગ્રહણ લાગ્યા પછી ઉદય થવું તે.

**ગ્રહ, પુ૦ [સં૦]** રવિ, ચન્દ્ર, મઙ્ગળ, બુદ્ધ, ગુરુ, શુક્ર, શનિ, રાહુ ને કેતૂ એ નવમાંનો અક્કેકો; આકાશમાં સૂર્યની આસપાસ ફરતા તારા જેવા પણ વધારે ને સ્થિર ચળકતા દેખાતા જે ગોળ તેમાંનો એક. ગ્રહો, સૂર્યની આસપાસ ફરે છે અને ઉપગ્રહો—ચન્દ્રો, ગ્રહની આસપાસ ફરે છે. ૩ ગ્રહથી માણસની હાલત ઉપર થતી જે અસર તે.

—'ગ્રહ કહણ થવા'—ધારેલું કામ પાર ન પડવું; નસીબ ઉલટું થવું તે.

—'ગ્રહ ગામ જવા'—દાડો—નસીબ સારું ન હોવું. ૨ અક્કલ ઠેકાણે ન હોવી.

—'ગ્રહ ઘરેણે મુકવા'—અક્કલ ગુમાવવી.

—'ગ્રહ વાંકા હોવા'—દાડો નબળો હોવો; નસીબ બરાબર ન હોવું; વેપાર ધન્ધામાં ખોટજ જયા કરવી; ધારેલું કામ પાર ન પડવું.

**ગ્રહણ, ન૦ [સં૦]** લેવું તે; સ્વીકાર; અઙ્ગીકાર. ધરવું—પકડવું—ઘેરવું તે. ૩ રાહુ, સૂર્ય—ચન્દ્રનો પ્રકાશ બન્ધ કરે છે તે; પૃથ્વીની છાયા સૂર્ય ચન્દ્રપર પડવાથી બિમ્બનો જેટલો ભાગ પ્રકાશ આપતો બન્ધ પડે છે તે. 'ગ્રહણ વેળા સાપ પકડવો.' ૪ સમજવું તે; ધ્યાનમાં લેવું તે.

**ગ્રહણી, સ્ત્રી૦ [સં૦]** મરડો; આમ; અતિસાર; ઝાડાની વાટે લોહી પડવું તે.

**ગ્રહદશા, સ્ત્રી૦ [સં૦]** ગ્રહથી પ્રાણીની જે સ્થિતિ થવી તે.

**ગ્રહ ગતિ,** ગ્રહની ચાલ.

**ગ્રહભાવ, પુ૦ [સં૦]** ગ્રહથી થતી અસર; ગ્રહનું ફળ.

**ગ્રહમણ્ડલ,** ગ્રહોનો સમુદાય—જથો.

**ગ્રહશાન્તિ, સ્ત્રી૦** ગ્રહોને શાન્ત કરવા જે વિધિ—ક્રિયા કરવામાં આવે છે તે. એ ક્રિયા લગન વખતે વર અને કન્યા તરફથી કરવામાં આવે છે.

**ગ્રહવું, ક્રિ૦ સ૦** ઝાલવું; ધરવું.

**ગ્રામ, ન૦ [સં૦]** ગામ; ગામડું. ૨ ગાયનમાં સૂર સમ્બન્ધી એક માપ છે; સપ્ત સ્વરમાં જે ત્રણ મુખ્ય અવધિ—છેડા તેમાંનો એકેક. સા રી ગ મ પ ધ ની સા. ૪ સમૂહ; જથો. ગુણગ્રામ; પુણ્યગ્રામ ઇ૦

[માણસ; ગામનું પાપ.

**ગ્રામકણ્ટક, પુ૦ [સં૦]** ગામના લોકને દુઃખ દેતો

**ગ્રામ દેવતા,** ખેતરપાળ.

**ગ્રામ્ય, વિ૦ [સં૦]** ગામ સમ્બન્ધી; ગામમાં જન્મેલું. ૨ જઙ્ગલી; સુધરેલું નહિ તે.

**ગ્રાસ, પુ૦ [સં૦]** જેટલો ખોરાક એક સપાટે મોડામાં ઘાલી શકાય તેટલો તે; કોળિયો. ૨ ગ્રહણ-ધરણથી સૂર્ય—ચન્દ્ર બિમ્બનો જેટલો ભાગ ઘેરાયલો હોય તે.

**ગ્રામસિંહ પુ૦ [સં૦]** કુતરો.

**ગ્રાહ, પુ૦ [સં૦]** મગર.

**ગ્રાહક-હી, વિ૦ [સં૦]** લેનાર; ગ્રહણ કરનાર; ઘરાક; ખરીદ કરનાર. ૨ કદર જાણનાર; રસ સમજનાર. ગુણ ગ્રાહક, રસ ગ્રાહક, ઈત્યાદિ.

**ગ્રાહ્ય, વિ૦ [સં૦]** ગ્રહણ કરવાને યોગ્ય. [ભાગ.

**ગ્રીવ-વા, સ્ત્રી૦ [સં૦]** ગરદન; ગળાંનો પાછલો

**ગ્રીષ્મ, પુ૦ [સં૦]** વૃષભ અને મિથુન એ બે રાશિમાં સૂર્ય હોય ત્યાં સુધીનો જે સમય તે; જેઠ ને આષાડ. પણ આપણા પ્રાન્તમાં મોટી વૃષ્ટિ આષાડમાં થાય છે માટે તથા બીજી રતમાં પણ ફેર પડે છે માટે ખરેખરો ગ્રીષ્મ તો વૈશાખ અને જેઠ જાણવો. ઉનાળાના ચાર મહિના તેમાં પેલા બે તે વસન્તઋતુના અને પાછલા બે તે ગ્રીષ્મઋતુના. મે ને જૂન.

**ગ્રૃહગિરિ, પુ૦** અમ્બાડીવાળા હાથી. (ગૃહ—અમ્બાડી. ગિરિ—હાથી).

**ગ્રૃવું (ગ્રેહવું), ક્રિ૦ સ૦** લેવું; ગ્રહણ કરવું.

**ગ્લાનિ, સ્ત્રી૦ [સં૦]** દુઃખ, રોગ, મેહેનત, શોક, લાજ વગેરે કારણથી મોડાની કાન્તિ ઘટવી તે; નિસ્તેજપણું; ફિકાસ; ચેહેરો ઉતરીજવો તે; નાખુશી; મેહેરબાની નહિ તે.

**ગ્વાલ, પુ૦ [હિં૦]** ગોવાળિયો.

---

## ઘ

**ઘ, પુ૦ [સં૦]** પન્દરમો મૂળાક્ષર; ચોથો વ્યઞ્જન વર્ણ; ગનો મહાપ્રાણ—ગને ચાંપીને કંઈક હ ભેળી ઉચ્ચાર કરેથી ઘ થાય છે.

**ઘઉં, પુ૦ [સં૦ ગોધૂમ]** શિયાળામાં પાકતું એક અનાજ—એ આસો કારતકમાં વવાય છે અને ફાગણમાં તૈયાર થાય છે—એના લોટની રોટલી-રોટલા અને નાના પ્રકારના ભોજનના પદાર્થો બને છે. એની ઘણી જાત છે; કાઠા, પોટા, વણજારુ, હાંસિયા વગેરે.

**ઘઉંલો, પુ૦** સરૈયા તથા ગાંધીને ત્યાં મળતી એક જાતની સુગન્ધી. કપુરકાચલી ને ઘઉંલા એ બેને સુકેડ સાથે ઘસીને બ્રાહ્મણોને કપાળે આરચા કરે છે.—સુગન્ધીને માટે શરીરે પણ લેપ કરવામાં આવે છે. ૨ ઘાસમાં ઉગતો એક જાતનો છોડવો. ૩ એક જાતનો ઘઉંના રઙ્ગનો સાપ.

**ઘઉંવરણું, વિ૦** ઘઉંના રઙ્ગ જેવું; શામળું નહિ તેમ ગોરું નહિ તે.

**ઘખવું, ક્રિ૦ સ૦** ઠપકો દેવો; ભઠવું.

**ઘચરકો, પુ૦** અજીરણથી જે ખાટો ઓટકાર આવે તે.

**ઘચુમડો, પુ૦** ઘણાંકનું ખિચોખિચ મળી રે'વું તે.

**ઘટ, પુ૦ [સં૦]** ઘડો; દોરિયો; (ધાતુનું અથવા માટોડીનું વાસણ). ૨ (ઇશ્વિરે) ઘડેલો કોઈ પણ ઘાટ—સ્થાવર જઙ્ગમ નક્કર પ્રવાહી વાયુરૂપ કોઈ પણ. 'ઘટઘટમાં વ્યાપી રહ્યો'. ૩ હૃદય; અન્તઃકરણ. ૪ પાણી ભરીને પૂજેલો અથવા પૂજા કરવાના સાધનમાં લિધેલો જે ઘડો તે; કુમ્ભ. નવરાત્રિમાં—નવા ઘરમાં ઘટસ્થાપન કરેછે. **સ્ત્રી૦** ઓછું—કમી હોવું તે; ખૂટ; કસર.

**ઘટ, વિ૦** પાસ પાસે દોરા હોય તેવું; જાડું (લુગડું. સાડીનું પોત ઘટ છે). ૨ જાડું; ધાડું; છેક નરમ—પાણી જેવું પાતળું નહિ તેવું (જે કંઈ તે).

**ઘટકો, પુ૦** સૂજીને પાકતાં દરદમાં કાંટા ભોકાતા હોય તેવું જે કંઈ રઈ રઈને થઈ આવ્યાં કરે છે તે.—'કાનમાં ઘટકા ભરે છે'.

**ઘટતું, વિ૦ [સં૦ ઘટિત]** લાયક; જોઈયે તેટલું ને તેવું; યોગ્ય; માફક—અનુકૂળ આવતું. ૨ ઓછું—કમી થતું; ખુટતું.

**ઘટના, સ્ત્રી૦ [સં૦]** એકઠું મેળવવું—જોડાવું તે. ૨ બનાવટ; કારીગરી. ૩ બનાવ બનવો તે.

**ઘટમાન, વિ૦ [સં૦]** ક્રિયા ચાલતી હોય તેવું. ૨ બને તેવું; જેનો સમ્ભવ હોય તેવું. ૩ યોગ્ય; ઘટતું. ૪ ઓછું; કમી; ખુટતું.

**ઘટમાળ, સ્ત્રી૦** ઠિકરાંના ઘડા અથવા ઢોચકાંની કુવામાં ચક્રની માફક ગોળ ફરતી જે હાર તે; રેંટ.

**ઘટવું, ક્રિ૦ અ૦** યોગ્ય—લાયક થવું—હોવું. 'ઈનસાફદારને લાંચ લેવી ઘટતી નથી'. ૨ ઓછું પડવું; કમી થવું; ખૂટ પડવી.—'હિસાબમાં ૭ રૂપિયા ઘટે છે'.

**ઘટસ્થાપન, ન૦** નવરાત્રિના પ્રારમ્ભમાં દેવીને પ્રસન્ન થવા જે કળશની સ્થાપના કરવામાં આવે છે તે.

**ઘટસ્ફોટ, પુ૦ [સં૦]** મડદાંને બાળીને ચિતા છાંટ્યા પછી છેલ્લીવારે તે ઠેકાણે મોડું ફેરવી તોડી ફોડી નાખવી તે. ૨ ફરીથી નજ કરવો એવા નિશ્ચયથી સમ્બન્ધને છેલ્લો તોડી નાખવો તે.

**ઘટા, સ્ત્રી૦ [સં૦]** વાદળાંઓનું છેક પાસે પાસે આવી ઝુમી રે'વું તે; વરસાદ ચડી આવ્યાથી જે કાળો રમણીય દેખાવ થાય છે તે; ઘટાટોપ. ૨ ઝાડને ઘણાં ડાળાં પાતરાં ખિચોખિચ આવી રયેથી તેનો જે મોટો ભરાવ તે. ૩ ઘણાં ઝાડનો જે સમુદાય તે.

**ઘટાગુમ—ઘુમ ન૦** ઘણી ઘટાવાળું; ઘનઘોર.

**ઘટાટોપ, પુ૦** કોઈ પણ વસ્તુ ઉપરનું આચ્છાદન.

૨ વરસાદનું ચડી આવવું ને તેથી જે રમણીય દેખાવ થઈ રે છે તે.

**ઘટાડવું, ક્રિ૦ સ૦** ઓછું—કમી કરવું. ૨ ઉતારી—તોડી પાડવું (માન).

**ઘટાડો, પુ૦** ઓછું—થોડું હોવું તે; ખૂટ; કસર; કમતી.

**ઘટારત, વિ૦** યોગ્ય; ઘટતું; લાયક.

**ઘટિકા, સ્ત્રી૦ [સં૦]** ૬૦ પળ અથવા ૨૪ મિનિટનો જે કાળ તે; ઘડી.

**ઘટિ-ઘટિકા યન્ત્ર, ન૦** ઘડી-૨૪ મિનિટ-૬૦ પળ માપવાનો પાણીમાં મુકવા જેવો ઝીણા કાણાંવાળો વાડકો.

**ઘટિત, વિ૦ [સં૦]** યોગ્ય; લાયક; જેવું બનવું જોઈયે તેવું.

**ઘટ્ટ, વિ૦** ઘટ; જાડું (પોતમાં).

**ઘડ,** ગઢ.

**ઘડતર, ન૦** જે કંઈ ઘડેલું તે. ૨ ઘડવાની જે રીત તે.

**ઘડપણ, ન૦** બુઢાપણ; વૃદ્ધાવસ્થા; જરા.

**ઘડમાંચી, સ્ત્રી૦** પાણીના ગોળા મુકવાની માચી.

**ઘડવી, સ્ત્રી૦** ૨૦—૨૫ બેડાંની જે ટાંકલી તે. **પુ૦** ચારણ. ૨ ગઢ-નાના કિલ્લાને સાચવનાર.

**ઘડવું, ક્રિ૦ સ૦** કાપી ઠોકી મેળવી વગેરે ક્રિયા કરીને કોઈ પણ આકારમાં ઉતારવું; ઘાટ બનાવવો. ૨ બનાવવું; ઉત્પન્ન—પેદા કરવું.—'ઈશ્વરે નાના પ્રકારના ઘાટ ઘડ્યા છે.' ૩ લખાણ કરવું; મુસદ્દો—ખરડો તૈયાર કરવો. 'તેણે ઝડપથી અરજીનો ખરડો ઘડ્યો—ઘડી કાડ્યો'. ૪ કાપણી વગેરેથી ખેતર મોકળું થયા પછી ખેડુતે કળાપી નામનું હથિયાર ફેરવી મુળિયાં કચરો વગેરેને ખણી કાડવાં.

**ઘડાઈ-મણ-ણી, સ્ત્રી૦** ઘડવાની મેહેનત; મજુરી.

—'ઘડાઈ ઘડાઈને ઠેકાણે આવવું;' અનુભવી બનવું; ઠોકર ખાઈ ખાઈ સુધરવું; ઘણા ધન્ધા રોજગાર કરી, તેમાં નુકસાન વેઠી ચોકસ સારે ધન્ધે પડવું.

**ઘડાવું, ક્રિ૦ અ૦** કોઈયે ઘડેલું હોય તેવું થવું; બનવું.—'આ વાંક સારો ઘડાયો છે'. ૨ ઠોકર ખાઈ ખાઈને ઠેકાણે આવવું; સમરવું; અનુભવી બનવું; પુક્ત થવું. 'ભાઈ ઘડાઈ ઘડાઈને હવે ઠેકાણે આવ્યા છે'.

**ઘડિયાલ-ળ, સ્ત્રી૦ ન૦** જેથી બરાબર વખત માલમ પડે તેવો એક યન્ત્ર.—એ ઘણી જાતનાં હોય છે. એમાં તખતીપર ૧ થી તે ૧૨ અક્ક તથા બે કાંટા હોય છે. નાનો કલ્લાક અને મોટો મિનિટ બતાવે છે—મોટો કાંટો બધી તખતી ફરી રેછે ત્યારે નાનો કાંટો બારમાનું એક ઘર ચાલી થયલો કલ્લાક બતાવે છે. કેટલાંકને એક દાડાની અને કેટલાંકને આઠ દાડાની કુંચી હોય છે. ૨ ઘડી (૨ જા અર્થમાં); ઝાલર.

**ઘડિયાલી-ળી, પુ૦** ઘડિયાલ લાવનારો અથવા તેને દુરસ્ત કરનારો.

**ઘડિયું, ન૦** નાળિયેરી—ખજુરીની તાડી કાડવાસારુ તેને કોતરી છેદ નીચે તાડી ઝમી ભરાઈ રે તેને સારુ લામ્બી ડોકના જે ઊંચા દોચકાં—ઘાડવાં લટકાવી રાખવામાં આવે છે તેમાંનું એકેક.

**ઘડિયાં પડિયાં,** ડોસાં ડગરાં (બહુવચનાંત નપુંસક).

**ઘડી, સ્ત્રી૦ [સં૦ ઘટિકા]** રાત દાડાનો જે ૬૦ મો ભાગ તે; ૬૦ પળ; ૨૪ મિનિટ.—રા ઘડીનો કલાક. ૨ ધાતુની જે જાડી તખતી ઉપર ઘડીના ટકોરા વાગે તે; મન્દિરમાં ઉથાપન આરતી વખત ધાતુના ચન્દા ઉપર ટંકોરા મારવામાં આવે છે તે; ઝાલર. ૩ તળે પડઘીમાં ઝીણું છિદ્ર—કાણું હોય તેવો પાણીમાં તરતો મુંકેલો જે વાડકો બરાબર ૧ ઘડિયે પૂરો ભરાઈ ડુબી જાય તે (જોષીની). ૪ જે કડું તડકામાં રાખ્યાથી પોતાના ઓળાપરથી વખત બતાવે તે. ૫ લુગડાંના એક ભાગને બીજા ઉપર, બીજાને ત્રીજા ઉપર એમ વાળી મુકવાં તે અથવા કપડાંની એવી જે હાલત તે. ધોતિયાંની, શાલની, અક્કુરખાની ઘડી કરવી—વાળવી. ૬ ગઢી; નાનો કિલ્લો.

—'ઘડીઓ ગણવી'—આતુરતાથી રાહ જોવી. ૨ મરવાની તૈયારીપર હોવું.

—'ઘડીઓ ગણાવવી'—અંતકાલ નજીક આવવો.

—'ઘડીના છઠ્ઠા ભાગમાં'—જોતજોતામાં; થોડી વારમાં.

**ઘડીએક-ક, અ૦** આસરે ૧ ઘડી જેટલો વખત બતાવે છે.

**ઘડીઘડી, અ૦** વારે વારે; ઘણી વખત.

**ઘડી નાખવું,** માર મારવો. (બાળકને ધમકાવતાં) 'તું મને ઘણી પજવી તો ઘડી નાખીશ.'

**ઘડીબન્ધ, વિ૦** ઘડીના આકારમાં હોય તેવું; ઘડીવાળું.

**ઘડીભર, અ૦** એક ઘડી સુધી.

**ઘડુ, ઘડુલો.** ૨ કોઠી. ૩ ઘણ્ટ. [ગાજવું.

**ઘડુડવું,** ઘડૂડૂ એવો અવાજ થવો (સમુદ્રમાં); ગર્જવું;

**ઘડુડાટ, અ૦** એવો થતો અવાજ.

**ઘડુલી, સ્ત્રી૦** છેક નાનો ઘડો.

**ઘડુલો, પુ૦** નાનો ઘડો.

**ઘડો, પુ૦ [ઘટ]** પડઘીવાળું મોટાં પેટનું અને સાંકડાં (ઘણું નહિ) મોડાનું પાણી ભરવાનું જે વાસણ તે (ધાતુનું અથવા માટીનું). માટીના ઘડાને બરાબર પડઘી હોતી નથી. 'પાપનો ઘડો ફુટ્યો' એટલે છુપું રયલું પાપ જાહેર થયું. 'અધુરો ઘડો છલકાય' એટલે જેમ અધુરો ઘડો છલકાય તેમ થોડું ભણેલા બહુ અભિમાન રાખે. 'ઘડો ભરાવો' એટલે

શિક્ષા મળવાનો સમય નજીક આવવો અથવા મરી જવાની અણીએ પોચવું.

**ઘડો લાડવો,** ગોટોપિંડાળો. ૨ મારી નાંખવું.
—'ઘડો લાડવો કરવો'—મોટી નુકસાનીમાં લાવી નાંખવું. ૨ જે તે એક નિશ્ચય ઉપર આવવું.

**ઘડડું, ઘરડું.** [ થોડો તે.

**ઘણ, પુ૦ [સં૦ ઘન]** લુહારનો ઘણોજ મોટો જે અ-

**ઘણઘણ-ણણ, અ૦** ગાડી, ઘણ્ટડી વગેરેનો અવાજ દેખાડે છે. [ તે સમજાવવું તે.

**ઘણાંવાનાં, ન૦** ઘણી ઘણી ચીજો. ૨ ઘણી ઘણી રી-

**ઘણાઘણી, સ્ત્રી૦** ઘણો સ્નેહ—વેવાર.

**ઘણિયું, ન૦** કોટનું એક ઘરેણું.

**ઘણું, વિ૦** માપ—વજનનું ઝાઝું પરિણામ બતાવે છે; બહુ. 'મારે ઘણું કામ છે', 'લાડુમાં ઘી ઘણું છે' વગેરે (થોડાંનું ઉલટું). એનું બહુવચન ઘણાં ને એ શબ્દ મોટી સઙ્ખ્યા પણ દેખાડે છે. ઘણાં માણસ, ઘણા ઘોડા, ઘણી સ્ત્રી. 'તેને ત્યાં ઘણું માણસ ભેગું થયું હતું' એ વાકયમાં ઘણાં માણસનો સમૂહ હતો એમ અર્થ લેવો.
—'ઘણું કરવું',—બહુ રીતે—વારેવાર સમજાવવું.
—'ઘણું હોવું'—ઘણું માંદુ પડવું, 'હાલમાં તેને ઘણું છે, માટે જોવા જાઉં છું.' [ રાખેછે.

**ઘણુંક, વિ૦** ઘણું એ શબ્દથી જરાક ઓછો અર્થ

**ઘણુંકરીને, અ૦** મુખ્યત્વે કરીને; વિશેષે કરીને; ખસૂસ; જરૂર. 'તમે અધ્યક્ષ છો એટલે તમારે તો ઘણુંકરીને નિબન્ધને અન્તે ભાષણ કરવુંજ જોઇશે.' ૨ પૂરેપૂરી નહિ પણ થોડીક ખરી એવી ખાતરીનો અર્થ રાખે છે; એસી વસા. 'ઘણુંકરીને મારાથી પરમ દાડે તમારે ત્યાં અવાશે'. ૩ ઘણાંઓને લગાડતાં તો: સાધારણ રીતે જોતાં. 'ઘણું કરીને આજકાલ હિન્દુઓમાં શૌર્ય ને સાચો સ્નેહ એ જોવામાં આવતાં નથી'. ૪ ઘણીકવાર--વખત.

**ઘણુંખરું, અ૦ ઘણુંકરીને** (૪ થા અર્થમાં). 'તે મારે ત્યાં ઘણુંખરું આવે છે'. ૨ એકાદા જથામાંનો વિશેષ ભાગ બતાવે છે. [ઝાઝું.

**ઘણુંજ, અ૦** અતીસેં; વધારે; બહુજ; જોઈયે તેથી

**ઘણેરું, વિ૦** (કવિતામાં) ઘણું; બહુ; અતિશય.

**ઘણ્ટ, પુ૦** દેવ દેરાંમાં ઊંચે લટકતો મિશ્ર ધાતુનો જે ઘાટ વગાડવામાં આવે છે તે.—એ અન્દરથી ખુલ્લો હોય છે ને તેની આજુબાજુએ ઠોકવાને ધાતુની એક નાની લગડી હોય છે જેને જીભ કેછે અને મથાળે ઉપરથી એક કડી હોય છે કે જેમાં ઘાલેલાં દોરડાં અથવા સાંકળવતે તે ઊંચે લટકાયલો રેછે.
—'ઘણ્ટ વાગવો'—પૈસેટકે ખાલી થઈ જવું.

**ઘણ્ટડી, સ્ત્રી૦** ઘણોજ નાનો ઘણ્ટ—દેવપૂજનમાં હોય છે તે; બળદની ડોકે અને કાવડે જે બાંધે છે તે. ઘણ્ટડી—ઘણ્ટા નાની ને ઘણ્ટ મોટો;
—'ઘણ્ટડી વગાડો' એટલે ભીખારીઓ ઘણ્ટડી વગાડી ભીખ માંગે છે તેમ ભીખ માંગો.

**ઘણ્ટરવાળ, ન૦** એક જાતનું શિકારી વાજું.

**ઘણ્ટા, સ્ત્રી૦ [સં] ઘણ્ટડી.** "કાષ્ટ ઘણ્ટા વિટમ્બણા." ૨ કંઈજ નહિ એવો અર્થ રાખે છે. 'વેલો આવીશ તો ઠીક છે નહિ તો પછવાડેથી ખાજે ઘણ્ટા'.

**ઘણ્ટિયો, પુ૦** થાળાં સાથે જડેલી નહિ પણ છુટી નીચે મુકવાની દાળ વગેરે ભરડવાની ઘણ્ટી.

**ઘણ્ટી, સ્ત્રી૦** અનાજ દળવાનો પથ્થરનાં બે પડવાળો જે યન્ત્ર તે. ૨ કોઈ પણ ફરતો યન્ત્ર; ચક્રી. ઘણ્ટી ઘણી જાતની હોય છે. કેવત—'ઘરનાં છોકરાં ઘણ્ટી ચાટે ને ઉપાધ્યાને આટો'.

**ઘણ્ટીચોર, પુ૦** માંયનો માંય ને બારનો બાર એવો ચોર.

**ઘણ્ટીટકુરો,** પક્ષી વિશેષ. ૨ ઘણ્ટી ટાંકનારો.
—'ઘણ્ટીટકુરો કરવો'--કોઇને વારેવારે ટોકટોક કર્યા કરવું તે.

**ઘન, પુ૦ [સં૦]** વર્ષાદ; મેઘ. ૨ કોઈ એક સઙ્ખ્યાને તેની જ સાથે બેવાર ગુણ્યાથી જે નવી સઙ્ખ્યા આવે તે.—જેમકે ૪ એ સઙ્ખ્યાનો વર્ગ ૧૬, પણ **ઘન** તો ૪×૪×૪=૬૪ થાય છે (અઙ્ક ગણિતમાં). ૩ છ સરખી—બરાબર ચોરસ બાજુઓનો (જેમાં પાછા છ ખુણા આવેલા જ હોય તેવો) જે કોઈ સરખો નક્કર પદાર્થ તે (ભૂમિતીમાં). ૪ લુહારનો મોટો અથોડો. **ન૦** વાદળું. ૫ લોઢાની ગદા.

**ઘન, વિ૦ [સં૦]** ભરેલું; નક્કર; જાડું.

**ઘનઘોર, વિ૦ [સં૦]** વાંદળાંનો જમાવ થયેથી—વરસાદ ચડી આવેથી અન્ધકાર થઈ રયો હોય તેવું; અન્ધરાયલું.

**ઘનચક્કર, વિ૦** વાયેલ; વળવળતું; ચસ્કેલ; ઉડેલ.

**ઘનફલ-ળ, ન૦** જેમ સપાટી ઉપરની આકૃતિની માંયના વિસ્તારને ક્ષેત્રફળ કેછે તેમ ઘન—નક્કર પદાર્થમાં જેટલું હોય તેટલાંને ઘનફળ કેછે; લમ્બાઈ પોળાઈ ગુણ્યાથી ક્ષેત્રફળ નિકળે ને લમ્બાઈ પોળાઈ ને ઊંચાઈ અથવા ઊણ્ડાઈ ગુણ્યાથી ઘનફળ નિકળે.

**ઘનમૂલ—ળ, ન૦** ઘનનું મૂળ;—૨૭ નું ઘનમૂળ ૩ છે—કેમકે ૩ નો ઘન ૩×૩×૩=૨૭ થાય છે.

**ઘનસાગર, પુ૦** કપુર. ૨ પાણી. ૩ પારો.

**ઘનશ્યામ, વિ૦ [સં૦]** પાણી ભર્યાં કાળાં વાદળાંના રઙ્ગ જેવું. ૨ એવા રઙ્ગ ઇશ્વર—પરમાત્માનો કલ્પેલો છે તે પ્રભુ—ઇશ્વર.

**ઘભરાટ-ભરાટ, પુ૦** ગભરાટ.
**ઘભરાવું-ભરાવું,** ગભરાવું.
**ઘભાણ, ગભાણ.**
**ઘમ, ઘઉં.** ૨ ઘઉંની જમીન.
**ઘમઘમ, અ૦** એવો થતો અવાજ દેખાડે છે. ઘુઘરાવાળી ગાડી વગેરેનો.
**ઘમઘોર, ઘનઘોર.**
**ઘમડીચકડો, સ્ત્રી૦** છોકરાંઓની એક રમત—બે હાથ લાંબા કરીને ફેર ફરવા—ચકર ભમર ફરવું તે.
**ઘમણ્ડ, ન૦** ગર્વ; અહંકાર.
**ઘમરઘમર ફરવું, ક્રિ૦ અ૦** ફેર ખાવા; ફુદડી ફરવી.
**ઘમસાણ, ન૦** ઊંધું ચતું—ભેળસેળ કરી મેલી કામને બિગાડી નાખવું તે; ધુળધાણી કરી મુકવું તે. ઘમસાણ વાળવું. ૨ કાપાકાપી; કતલ; નાશ. ૩ જુદ્ધ. ૪ ગોંધાટ.
**ઘમાઘમ, સ્ત્રી૦** દોડાદોડ; ધાલમેલ.
**ઘમાઘમ, અ૦** ઉપરા ઉપરી મુક્કાનો માર મારવો તે.
**ઘર, ન૦ [સં૦ ગૃહ]** માણસ પોતાને રેવાને માટે જે મકાન બાંધે તે—ઝુપડું; હવેલી; બઙ્ગલો; મેહેલ. ૨ ઘરનાં માણસ; કુટુમ્બ; સંસાર. ૩ કુળ; ખાનદાન.—'વર જાતે સારો છે, ઘર સારું છે પછી જેમ મરજી'. ૪ જમીનમાં ખોદેલા જે ખાડા—દર—કોતરમાં જનાવરો રેછે તે. ૫ નવ ગ્રહમાંનો અમુક ગ્રહ, જે અમુક રાશિ સાથે સમ્બન્ધ ધરાવતો હોય તે તે ગ્રહનું ઘર કેવાય. એક ગ્રહ પોતાની અસલ રાશિમાંથી બીજી રાશિમાં જાય ત્યારે તે પોતાનું ઘર મુકી બીજા ગ્રહનાં ઘરમાં ગયો કેવાય. ૬ દિલની હાલત. 'તે ઉદાસીના ઘરમાં છે'. ૭ સ્થાન; ઠેકાણું.—સોકટી—સેતરઞ્જના મોહોરાંનાં ઘર. ૮ શરીરમાં જે મૂળ કારણે—ઉત્પત્તિ સ્થાનમાં રોગ થયો હોય તે—'તેને પિત્તના ઘરનું દરદ છે'. ૯ જે હાલતમાં રોગી માણસ હોય તે—'તે હમણાં વાયુને ઘેર ગયો છે'. ૧૦ રાગની જાત.—'તે ઘણાં ખરાં રાગનાં ઘર ઓળખી શકે છે'. ૧૧ શક્તિ; બળ. 'તે પોતાનું ઘર જોઈને પગલાં ભરે છે'. ૧૨ બચાવ; નિકળી જવાનું બારું. 'તે પોતાનું ઘર રાખી વાત કરે છે'. ૧૩ વાજીંત્રમાંથી જુદા જુદા રાગ નિકળે તેનાં કાંણાં—ઠેકાણાંમાંનું એકેક. ૧૪ હરકોઈ ચીજ મુકવાને સારુ અન્દરથી પોલી એવી જે વસ્તુ તે.—ચશ્મા—ચાકુ વગેરેનું ઘર.

—'ઘર આકૂણું કરવું'—કોઈની આવવાની વાટ અધીરાઈથી જોયા કરવી; ઘણી ઇન્તેજારી રાખી ઘરમાં જવું ને બારણે આવવું તે; આતુરતાથી રાહ જોવી. 'હું તો તુ જ પાખે ઘર આકૂણું કરતી હતી રે.' (દયારામ).



—'ઘર ઉખડી જવું—નાખવું'—વંશમાં કોઈ ન રેવું. ૨ પાયમાલ કરવું.

—'ઘર ઉઘડવું'—વંશવેલો વધવો; પુત્ર પ્રાપ્તિ થવી. ૨ લાભ—ફાયદો થવો.

—'ઘર ઉપાડી લેવું'—સંસાર વેવાર ચલાવવો. સાસરાના ઘરનું સઘળું કામ નવી વહુએ કરવામાં હોશિયાર થવું.

—'ઘર કરવું'—રોગે શરીરમાં હમ્મેશનો જમાવ કરવો. ૨ દુર્ગુણે વાસ કરવો. ૩ જાથુકનો પ્રવેશ કરવો. 'તેં તો ઘટઘટમાં ઘર કીધું, વાલમ વરણાગિયારે.' (દયારામ). ૪ નાતરે જવું.

—'ઘર કુકડો'—ઘરમાં ભરાઈ બેસી બાર—દુનિયામાં શું થાય છે તેથી કેવળ જ અજાણ.

—'ઘર ઘાલવું'—દાખલ થવું; પ્રવેશ કરવો; ઘુસવું. 'રોગે ઘર ઘાલ્યું.' ૨ ઘરની ખરાબી કરવી; નુકસાન કરવું.

—'ઘર ચલાવવું'—સંસાર ચલાવવો.

—'ઘર જોડવું'—બીજા કુટુંબ સાથે સગાઇથી વેવારમાં વધારો કરવો.

—'ઘર તરતું રાખવું'—ઘરનો મોભ્ભો જાળવવો.

—'ઘર ધોવું'—બાપદાદાની માલમતા ઉડાવી દઈ ભીખારી થઈ જવું.

—'ઘર ફાડવું'—ખાતર પાડવું; ચોરી કરવી.

—'ઘર ફુટવું'—ઘરમાં કુસમ્પ થવો. ૨ ઘરની ગુપ્ત વાત બાર પાડવી. કેતી—'ઘર ફુટે ઘર જાય'.

—'ઘર ફોડવું'-ઘરનાં એકાદાં માણસને લાલચ વગેરેથી પોતાનું કરી લઈ બીજાઓનું જોર તોડવું. ૨ મતલબ પાર પાડવાને શત્રુના ઘરમાં કફ્ફાસ ઘાલવો. ૩ કુસમ્પ કરાવી નબળું કરવું.

—'ઘર બગડવું—વણઠવું'—ઘરની ખરાબી થવી; આબરુ જવી. ૨ કુટુમ્બનાં માણસો નીતિભ્રષ્ટ થવાં.

—'ઘર બેસવું'-ઘરની પડતી આવવી; ૨ વંશની સમાપ્તિ થવી. નસન્તાન જવું; કુળનું નિકન્દન થવું; વંશનો નાશ થવો. ૩ કમનસીબથી ઘરની પડતી આવવી.—'તું તો લાડકવાયા કુંવર, કયાં બેસાડયું મારું ઘર' (પ્રેમાનન્દ).

—'ઘર ભરવું'—બીજાને નુકશાન કરી પૈસે ટકે સુખી થવું. ૨ જેનાપર હક નથી તેવો માલમતા-પૈસો ટકો લાવી પોતાના ઘરને શણગારવું. ૩ લાંચ લેવી

—'ઘર ભાંગવું'-કુટુમ્બમાં કુસમ્પ કરાવી ઘરની ખરાબી કરાવી. ૨ માણસના મરી જવાથી ઘરની ખરાબી થઈ જવી. ૩ જેનાથી ઘરનો વેવાર ચાલતો હોય તેવાં આદમીનું મરણ થવું.

—'ઘર માથે કરવું'—આખા ઘરમાં ખોવાયલી વસ્તુની શોધ કરવી.

—'ઘર માંડવું'-પરણીને સંસાર ચાલતો કરવો.

—'ઘર મારવું'—ઘરમાંથી ચોરી—લુટ કરી લઈ જવું. ૨ ઘરની ખરાબી કરવી. ૩ પરાયી સ્ત્રી સાથે નઠારો સમ્બન્ધ રાખવો.

—'ઘર લાગવું'—એકનો એક કાજગરો દીકરો મરણ પામે છે ત્યારે તેની મા રોતાં રોતાં મારું ઘર લાગી ગયું, એમ રડે છે તે.

—'ઘર વસાવવું'—નવું ઘર લેવું અથવા નવોસવો સંસાર માંડવાને ઘરમાં સરસામાન આણવો.

—'ઘર વાળો'-ઘરનો ધણી. ૨ વર.

—'ઘરને ઉમરે'—પોતાના ગામમાં કે દેશમાં જ; ઘણું નજીકમાં.

—'ઘરને ખુણે'—છાની રીતે; ઘણાંનાં દેખતાં નહિ તે.

—'ઘરનું'—ઘરમાં રેનારું; ઘરમાંનું; પોતીકું; પારકું—પરાયું નહિ તે.—'દેવજી તો ઘરનો છે એ જાણશે તેની ચિન્તા નથી'; 'અનાજ લાકડાં ઘરનાં હતાં ને બીજું બધું તેનું હતું.' ૨ ઘર—સંસાર સમ્બન્ધી.

—'ઘરનું નાક'—જેના વડે ઘરની આબરુ જળવાઈ રહે તે.

—'ઘરનો થમ્ભ'—જેને આધારે ઘર ચાલતું હોય તે.

—'ઘરનો દીવો'—જેના વડે ઘરની આબરુ રેતી હોય તે.

—'ઘરમાં પૂછી જોવું' ઘરના કોઈ માણસને અથવા બોલનારની સ્ત્રીને પૂછવું તે.

—'ઘરમાં રન્ધાવું'—લાભ થવો; કામ પાર પાડવું. કેવતોઃ—"ઘર જાણે પડોસી ને કુળ જાણે વેવાઈ," "ઘરનાં છોકરાં ઘણ્ટી ચાટે ને ઉપાધ્યાને આંટા," "ઘર બાળીને તીરથ કોણ કરે," "ઘરની ફુટે શત્રૂ ખાવે," "ઘરમાં ભૂત ભૂસકા મારે ને હનૂમાનજી હડિયો કાડે." "નહિ ઘરનો ને નહિ બારનો"–ઠામ ઠેકાણાં વગરના, એ વાકય રખડતા આદમીને લગાડવામાં આવે છે અથવા જેણે ઘર તરફનો ને બારનો બન્ને તરફના લાભ ખોયા હોય તેને પણ લગાડવામાં આવે છે. "પાણી પીને ઘર પુછે" એટલે આગળથી વગર વિચારે કામ કરે ને પછી પસ્તાય. "ઘેર ઘેર માટીના ચૂલા" એટલે કેટલીક નરસી રીતભાતમાં—ચાલ ચલણમાં સઘળા લોક સરખા હોય છે અથવા ઘણા ખરા લોક ભૂલમાં હોય છે. "ઘરનું ઘઢ્ઢોળિયું થઈ જવું" એટલે સારી આબરુના ઘરની લોકમાં વાતો થવી; પૈસે ટકે પાયમાલ થવું.

—'ઘરમાં હાંલ્લે હાંલ્લાં લડે'—ખાવા પીવાના વાંધા પડવા; ઘરમાં કાંઈ પણ માલમતા નહિ હોવી.

—'કાણું ઘર'—ઘરની છૂપી વાત ઘરના માણસે બાર કરવી—પાડવી.

—'તે ઘરનો સુખી છે' એટલે ખાવે પીવે હેરાન નથી—સારી હાલતમાં છે.

—'નીચું ઘર' એટલે હલકું કુળ.

—'રોગે શરીરમાં ઘર કીધું—ઘર ઘાલ્યું'-રોગ આવવો અથવા રોગે તબિએત બગાડવી.

**ઘરખટલો,** પુ૦ ઘરનો ખટલો; સંસાર ભાર.

**ઘરખરચ,** પુ૦ ઘર ચલાવવા સમ્બન્ધી જે ખરચ તે—(ન્યાતવરા, વરઘોડા, ધર્મદાન, મોજ મઝા વગેરેનો નહિ).

**ઘરઘરાઉ,** પોતાની તરફથી—જાતથી—પદરથી (એ શબ્દ ગીરો લેતા આપતા ખતમાં લખવામાં આવે છે).

**ઘરગતુ–થાઉ,** વિ૦ બજારમાંથી નહિ પણ આડોશી-પાડોશી સગાંસ્નેહી પાસથી મળેલું—ખરીદ કરેલું.

**ઘરગોટી–ઘોટી,** સ્ત્રી૦ જમતી વખત પેરી બેસવાનું રેશમી કપડું.

**ઘરચોળું,** ન૦ સ્ત્રિયોને પેરવાનું એક પ્રકારનું રેશમી કપડું

**ઘરજમાઈ,** પુ૦ વહુના બાપને ઘેર—સાસરાંના જ ઘરમાં સંસાર માંડી રયલો જે જમાઈ તે.

—'માથે પડવું. ૨ ઘરમાં સજ્યા કરવું. ૩ કોઈ માલ પદાર્થ ઘરમાં પડી રે અને તેનો કાંઈ બદલો ન મળે તે અર્થમાં એ વાકય વપરાય છે.

**ઘરડ,** સ્ત્રી૦ ગાડાં ગાડી જે રસ્તે જાય આવે તે રસ્તે પડેલી જે ઊણ્ડી વાટ તે; ચીલો. ૨ અવાય જવાય તેવો રસ્તો—મારગ.

—'ઘરડ પડવી'—નવો મારગ ઉઘડવો—નિકળવો.

—'ઘરડમાં પડવું'—હાર પડવું;ચાલતું થવું; શરુ થવું.

**ઘરડવું,** ક્રિ૦ સ૦ ખેતરમાંના જુના પાકનાં મૂળિયાં કાડવાનું કામ તે.

**ઘરડું,** વિ૦ ઘણી વયને લીધે કેશ ધોળા થયા હોય ને અશક્તિ આવી હોય તેવું; વૃદ્ધ. ૨ જૂનું. 'ઘરડું પાન' એટલે અશક્ત શરીરવાળું; ઘણું ઘરડું.

**ઘરણ,** ન૦ [ ગ્રહણ ] પૃથ્વીની છાયાથી સૂર્ય—ચન્દ્રનો પ્રકાશ ઝાંખો થવો તે. ૨ ઝાંખું થવું—લજવાવું તે.

—'ઘરણ ઘેલું' એટલે સાડા ત્રણ પાયા; મૂર્ખ; ન સમજે તેવું; નકામી માથાઝીક કરનારું; ૨ વેમીલું.

—'ઘરણ લગાડવું' એટલે કોઈ બે જણને જુઠું સાચું સમજાવી લડાવવા.

—'ઘરણ લાગવું' એટલે એક બીજા વચ્ચે ખટપટ —તકરાર થવી. ૨ કામગરા માણસને માથાકુટિયાનો પ્રસઙ્ગ પડવો.

—'ઘરણુ વળગવું' એટલે એક બીજા વચ્ચે ખટપટ—અણબનાવ થવો. ૨ માથાકુટિયા—નવરા માણસે કામ કાઢી લેવાને કોઈની પાછળ લાગી તેનો સમય રોકી કષ્ટાળો આપવો.

—'ઘરણુ વેળા સાપ કાઢવો' એટલે કામને વખતે નહિ ધારેલી અડચણુ આણવી.

**ઘરણી, સ્ત્રી૦ [ સં૦ ગૃહણી ]** ઘર ધણિયાણી. ૨ ધણિયાણી.

**ઘરધણી, પુ૦** ઘરનો માલિક; ઘર ચલાવનારો મુખ્ય પુરુષ.

**ઘરધન્ધો, પુ૦** ઘરમાંનું કામકાજ—ઘણુંકરીને બૈરાંઓને કરવાનું.

**ઘરનાળું, ગરનાળું.**

**ઘરબાર, ન૦** ઘર તથા આંગણું. ૨ માલ મિલકત; દોલત. 'તેનાં ઘરબાર વેચવા દાડો આવ્યો' ૩ કુળ; ખાનદાન,

**ઘરબારી, પુ૦** સંસારી; ઘરકુટુમ્બવાળો; ગૃહસ્થ. ૨ સઘળ વૈશ્યોને સાથે જમાડવા તે; માજનનું જમણુ (મુમ્બઈમાં).

**ઘરમેળે, અ૦** માંગોમાંય—પોતપોતીકામાં સમજીને ( કજીયો માંડી વાળવો—સરકારમાં ન જતાં ). ૨ દોસ્તીની રાહે; ઘરનો—પોતીકો જાણીને.—'આ હું તો તને ઘરમેળે કઉં છઉં, પછી જેમ નજરમાં આવે તેમ કરજે'. ૩ ખાનગી; ઘરમાં ( બાર નહિ ). 'એ વાત ઘરમેળે કરવાની છે, ખબરદાર, બાર ન જાય'.

**ઘરવટ, સ્ત્રી૦** એક ઘરને બીજાં ઘરસાથે એક કુટુમ્બનાં હોય તેવો જે સ્નેહ ભરેલો પરિચય તે; ઘણાં ઓળખાણનો વેવાર. ૨ પોતીકાવટ; સ્નેહભાવ.

**ઘરવાખરો, પુ૦** જે જે વસ્તુઓથી ઘર મણ્ડાઈ ચાલતું હોય તે; રાચરચીલું તે.

**ઘરસંસાર, પુ૦** ઘર ને તેમાં રેતું કુટુમ્બ. ૨ સંસાર વેવાર.

**ઘરસંસારી, પુ૦** પરણી ઘર માંડી સંસાર ચલાવનારો પુરુષ.

**ઘરસાન્તેક, સ્ત્રી૦ ન૦ ગ્રહશાન્તિ.**

**ઘરસૂત્ર, ન૦ [ સં૦ ગ્રહસૂત્ર ]** કુટુમ્બ કબીલાવાળું ઘર; ઘર સંસાર. "મરણ પામ્યાં રે પત્ની ને પુત્ર, મેહેતાનું ભાંગ્યું ઘર સૂત્ર" ( મોસાળું ).

**ઘરાઉ, વિ૦** ખાનગી; ઘરનું.

**ઘરાક, ન૦ [ સં૦ ગ્રાહક ]** માલ ખરીદ કરનાર; લેનાર. ૨ રોજનો ખરીદ કરનાર. ૩ ખૂબી પિછાનનાર; ગુણ—રસ સમજનાર. 'ગુણ ગ્રાહક વિક્રમ ભોજ ગયા, કવિતાતણી કિમ્મત જે કરતા' (દલપત).

**ઘરાકી, સ્ત્રી૦** ઘણાં ઘરાકસાથે જે વેવાર હોવો તે. 'પેલા રેશમવાળાને ઘરાકી સારી છે'.

**ઘરાણિયા, વિ૦** ઘરેણે—ગીરો મુકેલી ( જમીન ).—કરજે લીધેલા રૂપિયાનું વ્યાજ નહિ અને ખેતરનો વજો નહિ એવે કરારે.

**ઘરાર, અ૦** સાતફેરા; અલબત.

**ઘરુણી, સ્ત્રી૦** ગૃહિણી; પત્ની. ૨ નારી; સ્ત્રી.

**ઘરે, ગ્રહ.**

**ઘરેડ, ઘરડ.**

**ઘરેડી, સ્ત્રી૦** નાનો કપ્પો. ૨ ઘરડ ઘરડ એમ બોલતો શ્વાસ ( મરતી વખતનો ).

**ઘરેડો, પુ૦ ઘરેડી** ( ૨ જા અર્થમાં ).

**ઘરેણાઉખત, ગીરોખત.**

**ઘરેણું, ન૦** શરીરને શોભાવવાને સારુ સોનાં મોતી હીરા વગેરેના જે ઘાટ તે; દાગીના; અલઙ્કાર; આભૂષણ-એ શબ્દ એકવચન અને અનેકવચન બન્નેમાં વપરાયછે. ૨ શોભા; ભૂષણ; સણગાર.

**ઘરેણે, વિ૦** ગીરો મુકેલું હોય તેવું; ગિરવી (ઘર, જમીન, દાગીનો વગેરે ): રૂપિયા લઈ માલ મુકવો અથવા માલ લઈ રૂપિયા આપવા અને થોડુંક વ્યાજ આપવું—લેવું એવી રીતના વેવારવાળું. ઘરેણે મુકવું—લેવું.

**ઘરોડ, સ્ત્રી૦ ઘરેડ.**

**ઘરોબો, પુ૦ ઘરવટ.**

**ઘરોળી-લોડી, ઘિલોડી.**

**ઘર્ઘર, પુ૦** ઘોઘરો શબ્દ. ૨ હાસ્ય વિનોદ.

**ઘર્મ, પુ૦ [ સં૦ ]** ઘામ; બાફ; ગરમી.

**ઘર્ષણ, પુ૦ [ સં૦ ]** ઘસવું તે.

**ઘલાઈજવું-વું, ક્રિ૦ અ૦** ઘણી નુકસાનીમાં આવી પડવું. ફસવું; ખરાબે હાલ થવું—ઘણું કરીને નાણાની વાતથી.

**ઘલોડું, ઘિલોડું.**

**ઘવડવું, ક્રિ૦ સ૦** નખેવતી ચામડી ઊપર ઘસવું. ૨ વેઠવું.

**ઘવાવું,** ઘાયલ થવું.

**ઘસઘસાટ, વિ૦** ઘોર ચાલી રઈ હોય તેમ ઊંઘવું; નચિન્તાઈથી ઉંઘવું.

**ઘસડવું, ક્રિ૦ સ૦** જમીન અડકેલી રયાં કરે એવી રીતે કોઈ પણ નિર્જીવ અથવા સજીવ પદાર્થને સારી પઠે ખેંચવો—તાણવો. ૨ પકડીને લઈ જવું.

**ઘસરકો, પુ૦** નખે કરીને જોરમાં જે લીટો—છેકો પડેલો તે. ૨ એક વસ્તુને બીજી ઉપર જોરમાં ઘસવી તે.

**ઘસવું, ક્રિ૦ સ૦ [ સં૦ ઘર્ષણ ]** એક વસ્તુને બીજી ઉપર—સાથે જોરમાં અહીં તહીં ખેંચ્યા કરવી.—'ઓરસિયાપર સુકેડ ઘસ'. સરાણ ઉપર ચાકુ અસ્તરા વગેરે ઘસવાં. વાસણને ઘસવાં—ઘસીઘસીને માંજવાં.

—'ઘસીને ગુમડે ચોપડવાનો'—જરૂરને કામ પ્રસઙ્ગે પણ કંઈ ન કરે તેવો.

—'ઘસી પીવું'—દરકાર ન રાખવી; ગણકારવું નહિ તે.

**ઘસારો, પુ૦** ઘસાયાથી થયલી જે નિશાણી તે. ૨ ઘસાયાથી પડેલો જે કરચો તે. ૩ વરસ દોડ વરસનાં નાનાં

છોકરાંઓ આજારી પડેથી જે હરડે સુંઠ સગ્ગળ વગેરેની મેળવણીની દવા પાયછે તે. ૪ નુકસાન; તોટો.

**ધસાવું, ક્રિ૦ અ૦** કોઇએ ઘસ્યું હોય તેવું થવું. ૨ ઘસેથી ઓછું થઈ જવું—'સુકેડ ઘસાય છે પણ ઓરસિયો ઘસાતો નથી'. ૩ શરીરે અશક્ત થઈ જવું. ૪ પૈસાની ભીડમાં આવવું; નાણાંની તઙ્ગીમાં આવવું. 'હાલમાં પ્રેમચન્દભાઈ પૈસે ટકે ઘસાઈ ગયા છે; ૫ ખરચ કરવો; મદદ કરવી. 'તે તેની પાછળ પાંચ પૈસા ઘસાઈ છૂટે છે'.

**ઘસિયો, પુ૦** બાજરી ઘઉં વગેરેનો દુધથી કરમોડી સેકેલો જે લોટ તે.

**ઘસોટિયો, પુ૦** ઘઉંના સેકેલા લોટને ખૂબ ઘસી ઘીણીને નરમ કરી તેમાં ખાંડ નાખી તૈયાર કરેલો તે. ઘસોટિયો લાડુ.

**ઘાંચ, સ્રી૦** ખાંચ ( જૂની કવિતામાં ). ૨ ગાડાના ચીલામાં ઊણ્ડો ખાડો પડેલો હોય તે.

**ઘાંચણ, ઘાંચેણ.**

**ઘાંચી, પુ૦** તલ દિવેલી વગેરેને ઘાણીમાં પીલી તેલ કાડનારો. ૨ તેલ દિવેલ વેચનારો; તેલી.

—'ઘાંચી ખૂટવો'—દીવામાં તેલનું પૂરું થવું-આવી રેવું.

—'ઘાંચીની ઘાણી જેવું'—ઘણું મેલું—ચીકટાયલું—ડાઘાડુઘીવાળું.

—'ઘાંચીની ઘાણીએ જોડાવું'—જઞ્જાળમાં ફસી પડવું; પીડામાં આવી પડવું; સંસારના કામકાજમાં જોડાવું-રગડાવું.

—'ઘાંચીનો બળદ'—એક જ રીતે ઘણું કામ કર્યા કરે તે; સંસારના કામકાજમાં ગુંચવાઈ ગયલો મનુષ્ય.

**ઘાંચેણ, સ્રી૦** ઘાંચીની બૈરી. ૨ ઘણાં મેલા ને ડાઘાડુઘીવાળાં લુગડાં પેરનારી સ્રી (મર્મમાં).

**ઘાંચો, પુ૦** વાંસફોડો.

**ઘાંટી, સ્રી૦** જુવાની આવ્યાથી ગળાંના ઉપલા ભાગમાં જે નાનું સરખું હાડકું બાર પડતું દેખાય તે; હાડ્ડી, ૨ એવે સમે અવાજનું બદલાવું થાય છે તે. ઘાંટી ફૂટતાં પેલાં અવાજ કેળવાઈ શકેછે પણ ફૂટયા પછી તે ઘણું કરીને તેવો ને તેવો જ રેછે.

—'ઘાંટી ફૂટવી'—જુવાની આવવી.

**ઘાંટો, પુ૦** ગળાંમાંથી નિકળતો અવાજ; સાદ.

—'ઘાંટો ઉઘડવો—ખુલવો'—મોટો ને સારો અવાજ થવો. ૨ બરાડો; મોટો સાદ.

—'ઘાંટો બેસવો'—અવાજ જાડો થવો.

**ઘાંધી, ગાંધી.**

**ઘા, પુ૦ [હિં૦]** ઊંચેથી જોરમાં પડી અથડાવું તે; પ્રહાર. 'હથોડાનો ઘા'. ૨ જખમ; ઝટકો. ૩ ચોવીશ તાનો જથો; દસ્તો ( કાગળનો ). ઘા મારવો—કરવો —લાગવો—પડવો—થવો—ખમવો. મોટું નુકસાન કરવું. ૨ દુઃખ લાગે તેવો પણ બંધબેસ્તો બોલ બોલવો. ૩ તન દઇને કામ કરવું તે. 'એનાથી ઘા મારીને કામ થતું નથી'.

—'ઘા લાગવો'—છાતીમાં જબરી અસર થવી. ૨ વાલાનાં મરણથી ઘણું દુઃખ થવું.

**ઘાએલ, ઘાયલ.**

**ઘાઘરી, સ્રી૦** નાનો ઘાઘરો (નાની બાળકીઓને પેરવાની). ૨ મકરસઙ્ક્રાન્તિને પર્વે પાંચ સાત વરસની છોકરીઓને જે ઠીંકરાને વાસણે નવડાવે છે તે.

**ઘાઘરો, પુ૦** સ્રિયોને કેડથી તે પગ સુધી પેરવાનું ઘેરવાળું સિવેલું લુગડું (એને કમ્મરેથી બે આંગળ જેટલું બેવડું વાળી ચિણ ભરેલી હોય છે ને તેમાં દોરો પરોવે છે, જે દોરાવડે કમ્મરે ઘાઘરો રે છે); ચણિયો.

**ઘાટ, પુ૦** સ્રિયોને પેરવાનું એક જાતનું રેશમી કપડું; ગાળો; કલગેર. ૨ જે આકારમાં ઘડાયું—બનેલું હોય તે; આકૃતિ; ઘાટ. ૩ શિકલ; સુરત; ચેહેરો; સીનો. ૪ નદીને તીરે નાવા ધોવા ને પાણી ભરવાને બાંધેલી જે ઢળતી—પગથિયાંવાળી જગો તે; ઓવારો; આરો. ૫ બે દેશની વચમાં જે લામ્બો પડેલો પાડ તે. ૬ સહ્યાદ્રિ પર્વતની પૂર્વ તરફનો જે દેશ તે. ૭ પાડઉપર ચડવા ઉતરવાનો જે રસ્તો તે. ૮ જે જુક્તિ—તજવીજે—પ્રકારે એકાદું કામ પાર પાડવું હોય તે અથવા તે કામ. 'એ ઘાટ તમે કોહોછો તેમ નહિ પણ આમ તો ઉતરશે ખરો'.

—'ઘાટ ઘડવો'—નક્કર વસ્તુને હરકોઈ આકાર આપવો. ૨ જુગતી—તજવીજ—કરવી—કરી મુકવી; મનસુબો કરી રાખવો. 'રાજા કહે ઘડે સો ઘાટ, ઉઘાડ બાર જવા દે વાટ' (નંદબત્રિશી). ૩ ઘણું જ નુકસાન કરવું. ૪ મારી નાખવું. 'પછિ અંગદ ખીજ્યો અંગમાં, પ્રથમ ઘાટ એનો ઘડું' (અંગદવિષ્ટિ).

—'ઘાટ ઘાલવું'—ઠેકાણે પાડવું; ઉપયોગમાં લેવું; ચોકસ રીતે પૂર્ણ કરવું. 'અમો બેસી રહ્યા છું તમ માટ, અહીં આવો તો ઘાલીએ ઘાટ' ( પ્રેમાનન્દ ).

**ઘાટડી, સ્રી૦** સિન્દુરિયા—રાતા રઙ્ગનું ચુંદડીની ભાતવાળું ચાર પાંચ હાથનું જે રેશમી લુગડું તે. માતાની —કન્યાને મોડ ઉપર ઓરાડવાની ઘાટડી. ૨ સોવાસણ સ્રીના મુડદાં ઉપર જે રાતું રેશમી લુગડું ઓરાડવામાં આવે છે તે.

**ઘાટપોત, ન૦** એક જાતનું રેશમી કપડું.

**ઘાટી, વિ૦** ઘાટ—પાડ સમ્બન્ધી.—ઘાટી ઘી—ઘોડાં વગેરે. **પુ૦** ઘાટના રેનાર શૂદ્રની એક જાતિ.—એ

દક્ષણી ચાકરો પાણી ભરવા વાસણ માજવાં વગેરેનું ઘરકામ કરે છે. સ્ત્રી૦ મુશ્કેલી; આફત.

**ઘાટીલું,** વિ૦ દેખાવડું; રૂપાળું; ખુબસુરત.

**ઘાડલું,** ન૦ જેમાં ગોળ ભરી વેચવામાં આવે છે તે માટીનું ઠામ.

**ઘાડવો,** પુ૦ ઘી—તેલ ભરવાનું માટીનું ઠામ.

**ઘાડાસ,** સ્ત્રી૦ ઘાડાપણું; ઘણું જાડું.

**ઘાડું,** વિ૦ છેક નરમ—પાણી જેવું ન હોય તેવું; લચકા—માવા જેવું. ઢીલી દાળ એટલે નરમ પાણી જેવી દાળ અને ઘાડી દાળ એટલે લચકો દાળ. ૨ જાડું. ૩ દુઃખ સહીસહીને કઠણ છાતીનું થયલું— થઇ ર્‌યલું

**ઘાણ,** પુ૦ બહુ અનાજ શાક વગેરેને એકદમ—એકસપાટે તૈયાર ન બની શકે માટે તેના ભાગ પાડી અક્કેકાને જુદો જુદો તૈયાર કરવો તે.—'ચાર ઘાણે ભજિયાં તળી કાડજે.' ભજિયાંનો ઘાણ, લાડુનો ઘાણ વગેરે. ૧ લો ઘાણ, ૨ જો ઘાણ વગેરે. ૨ ધુળધાણી; ખરાબી; બગાડ; સથરવથર; ભાંગી કચરી ભેળસેળ કરી મુકવું તે--'તેણે ઘાણ વાળી મુકયો છે.' ૩ ઘાણીમાં પિલાયાથી જે હાલત થાય તે હાલતમાં આણી મુકવું તે; કચરી--છુંદી નાખવું તે; સંહાર; ડાટ. 'દુષ્ટે તેનો ઘાણ કાડી નાખ્યો.' ઘાણ વાળવો—નુકસાન કરવું. ૪ લુહારનો મોટો અથોડો.

—'ઘાણ ઘાલવો'—ખરાબી કરવી. ૨ ભેળસેળ કરી બગાડી નાખવું.

—'ઘાણ નીકલી જવો'—સંહાર થવો; ઘણી ખરાબ સ્થિતિમાં આવી પડવું; સંકડામણમાં આવવું; મોટી નુકસાનીમાં આવવું; કચડાઈ—છુંદાઈ જવું.

—'ઘાણ પેસવો'—શરીરમાં રોગે જાથુકનો જમાવ કરવો.

**ઘાણી,** સ્ત્રી૦ જે યન્ત્ર—સાંચાવડે ઘાંચી—તેલી તેલ કાડેછે તે.

—'ઘાણીમાં ઘાલી પીલવું'—ઘણું દુઃખ દેવું; રીબાવવું; કમજોર કરવું.

**ઘાત,** પુ૦-સ્ત્રી૦[સં૦] મારી નાખવું—ઠાર કરવું તે; હત્યા; ખૂન.--આત્મઘાત; પ્રાણઘાત ઈ૦ ઘાત કર્યો—કરી. ૨ અકાળમૃત્યુ--જળઘાત, શસ્ત્રઘાત ઈ૦. ૩ પુ૦ ઝટકો; ઘા; ક્ષત. ૪ પ્રહાર; ફટકો; ઝપાટો; ઠોકવું તે. આઘાત, પ્રત્યાઘાત ઈ૦ ૫ એકાદિ સઙ્ખ્યાને પોતાની જ સાથે (પછી ગમે તેટલી વાર) ગુણીને વધારવી તે. જેમ કે ૪ એ સઙ્ખ્યાનો દ્વિઘાત—વર્ગ ૧૬ છે, ત્રિઘાત--ઘન ૬૪ છે, ચતુર્ઘાત ૨૫૬ છે ઈ૦.

—'ઘાત જવી'—મરતાં મરતાં બચીજવું. 'તેને ચાર ઘાત ગઈ છે.'

**ઘાતક-કી,** વિ૦ [સં૦] ઘાત કરનાર; ખુની; પાયમાલી—ખરાબી કરનાર. ૨ નિર્દય; દુષ્ટ; ક્રૂર.

**ઘાતચન્દ્ર,** પુ૦ [સં૦] હાનિ—નુકસાન કરે તેવો જેટલામો ચન્દ્ર જે રાશિને હોય તે રાશિને તેટલામો જે ચન્દ્ર તે ઘાતચન્દ્ર કેવાય.

**ઘાતવું,** ક્રિ૦ સ૦ ઘાલવું (જૂનાં પુસ્તકોમાં).

**ઘાબરું-ભરું,** ગાભરું.

**ઘાભ,** ગાભ.

**ઘાભલી,** સ્ત્રી૦ સોનીએ તાર વિંટાળવાની.

**ઘામ,** પુ૦ [સં૦ ઘર્મ] પરસેવો; શ્વેદ. ૨ ઉબારો: ગરમી; બાફ. ૩ તડકો.

**ઘામચ-છ-ટ,** ન૦ તડ--કાંણાંમાંથી વાણનાં પેટાં—ભણ્ડારમાં જે થોડું થોડું પાણી ભરાય તે.

**ઘામોટ,** પુ૦ ગામડામાં લોકને સરાવવા પૂજા કરાવવા વગેરેનું કામ કરનારો; ગામગોર.

**ઘામોટું,** ન૦ ઘામોટનો જે ધન્ધો તે; ગોરપદું.

**ઘાય,** ઘાવ.

**ઘાયડમલ,** વિ૦ બાહાદુર; શૂર; પેહેલવાન.

**ઘાયલ-યેલ,** વિ૦ [હિં૦] જેને ઘા લાગ્યો હોય તે; દરદી; જખમી; દુઃખી.

**ઘાયાબુડ્યા,** વિ૦ શસ્ત્રથી ઘાયેલ થયલા અથવા પાણીમાં ડુબી ગયલા. ભાદરવા વદ ચૌદસે ઘાયાબૂડ્યાનાં સરાધ થાય છે.

**ઘાયો,** પુ૦ ચોવીસ કાગળ--તાવનો જે જથો તે; કવાયર; દસ્તો. ૨ ઘાયલ થયલો અથવા ઘાયલ થઇને મરી ગયલો. ૩ હૈયું ભેદાય—દીલપર અસર થાય તેવો જે ટુંકો લેખ તે; સઙ્કેતનું લખાણ. "ક્યાં ક્યારે ને કેમ, પ્રીત બન્ધાયે પ્હેલી; ક્યાં ક્યારે ને કેમ, પ્રીત નીભેછે સ્હેલી; ક્યાં ક્યારે ને કેમ, પ્રીત તુટેછે વ્હેલી; ક્યાં ક્યારે ને કેમ, પ્રીત ડાહી ને ઘેલી; હૂં ઊંચ સરોવર કમળની, ખિલવા માંડુંછું હવે; ઓ ચતુર ભ્રમર વરજે મને, સુખ મારું તું આ ભવે"—(ચાંદબાની વાત). "ક્યાં ચંદન મળિયાગરી, ક્યાં સાહેર ક્યાં નીર; જયમ જયમ પડે વિપત્તડી, ત્યમ ત્યમ સહે શરીર" (મડાપચ્ચીસી).

**ઘારણ,** ન૦ કંઈ જ ભાન—જંખના—સ્વપ્ન નહિ તેવી જે ઊંઘ તે; ઘોરનિદ્રા.

**ઘારણો,** પુ૦ ઘારણ નાખનાર; માયાવી. 'રાજરૂપ મહા ભારી ગણે મોટો ઘારણો' (વલ્લભ).

**ઘારી,** સ્ત્રી૦ કોપરાં ખાંડનું અથવા કોપરાં ખાંડ ને દુધના માવાનું અથવા દાળ ગોળનું તૈયાર કરેલું પૂરણ કણેકમાં વણીને તળી કાડેલી જે જાડી પૂરી તે. ૨ અડદની—મગની દાળનું જે વડું તે. ૩ ચોટલીની ચારે બાજુએ ફરતા રખાવેલા જે થોડા

થોડા કેશ તે; ઘેર. ૪ પાણીમાં છરતી ઠીકરી મારવાથી જે ચકરડાં થાય તેમાંનું એકેક. ૫ ચણાના લોટની રોટલી કરી સુકવી તળેલી તે; નાના થાપડા.

**ધાલ, સ્ત્રી૦** જુદી જુદી વખતે જમવા બેઠેલી પઙ્ક્ત તેમાની એકેક પઙ્ક્તિ; ગાલ. ૨ ધીરધારમાં નુકસાન જાય તે.

**ધાલણદાસ, પુ૦** લોકનાં નાણાં ધાલી બેસનારો; દેવાળિયો.

**ધાલમેલ, સ્ત્રી૦** વસ્તુ—હિસાબ—કામકાજમાં જે ગરબડ સરબડ તે. ૨ ખટપટ. ૩ ઉતાવળ.

**ધાલમેલિયો**—ગરબડિયો. ૨ ખટપટિયો. ૩ ઉતાવળિયો.

**ધાલવું, ક્રિ૦ સ૦** અન્દર—માંય મુકવું; પેસાડવું. ૨ ઉપર મુકવું—રાખવું—વળગાડવું. 'તે પોતાના શરીર ઉપર ૨૦—૨૫ હજારનો ડાગીનો ધાલેછે'. ૩ ( લાક્ષણિક અર્થમાં ) અન્દર પેસવું—માથું મારવું.—'તેણે તે કામમાં જબરું માથું ધાલ્યુંછે'. ૪ કોઇના નાણાં ખાઇ જવાં—લઈ ને પાછાં ન આપવાં—છુપાવવાં. 'તે દલાલ લોકનાં નાણાં ધાલીને નાસી ગયો'.

**ધાવ, પુ૦ [ હિં૦ ]** શસ્ત્ર—હથિયારનું કોઈ વસ્તુ ઉપર લાગવું—પડવું—ઘસાવું તે. ૨ શસ્ત્ર જોરમાં લાગ્યાથી જે ઊંડો કાપ—ખાડો પડવો તે; જખમ.

**ધાશિયો, પુ૦** ઘોડા ઉપર સામાન નાખ્યાપછી છેલ્લી વારે જે બનાત—બુત્રસ નાખવામાં આવેછે તે.

—'**ધાશિયો** ગુદાલવો'—કોઈ ઠેકાણેથી ઉપડી જવું; ઉચાળા ભરવા.

**ધાસ, ન૦ [ સં૦ ]** પોતીકી મેળે ઉગી નિકળતા એક જાતના છોડવા—જેને ગાય ઢોર ખાયછે; ખડ. એ લીલું ને કુમળું હોયછે ત્યારે ચાર કેવાયછે. ૨ જે પરચુરણ છોડવા માણસના કામમાં નથી આવતા, પણ ગાય ઢોરના ચારા દાખલ કામ આવે છે તે. ૩ **ધસારો;** નુકસાન.

—'**ધાસ** કાપવું'—જ્યારે પોતાનું બોલવું કોઈ માણસ સાંભળતો કે લેખવતો ન હોય ત્યારે આ પ્રયોગ વપરાય છે. 'તારે મન તો હું ધાસ કાપું છું'.

**ધાસ ધરેણીયું, ન૦** ગીરો લીધેલી મિલકતના બ્યાજને બદલે ભોગવટો લેવો તે.

**ધાસદાણો, પુ૦** ખણ્ડણી; મરેઠાઓ લૂટફાટ કરવા ગુજરાતમાં જતા ત્યારે ફરીથી લૂટફાટ ન કરવાની સરતે—રૈયત—રાજા પાસેથી પોતાના ઘોડાની ખોરાકી ને ખર્ચને નામે જે ખણ્ડણી લેતા તે.

**ધાસિયો,** ધાશિયો.

**ઘિઘવાવું,** ગગલી જવું.

**ઘિમેલ, સ્ત્રી૦** કીડીના આકારનો પણ જરા મોટો ને રતાસ પડતો કીડો.

**ઘિયાળ, વિ૦** જેના દૂધમાંથી ઘણું ઘી નિકળતું હોય તેવી ( ગાય—ભેંસ ).

**ઘિલોડી, સ્ત્રી૦** સરડા જેવું પણ ચપટું ને અડૈયાંની રાખના રઙ્ગ જેવું એક પ્રાણી. ૨ ઘિલોડાંનો વેલો.

**ઘિલોડું, ન૦** ઘિલોડીના વેલાનું ફળ. એનું શાક થાયછે.

**ઘિસલુ, ન૦** આસરે ત્રણ ચાર હાથ લામ્બું એક છેડે બે પાંખાંવાળું બળદ પળોટવાનું હથિયાર. ૨ છોકરાંને રમવાનું હાથ બે હાથનું હોયછે તે રમકડું.

—'**ઘિસલે** ધાલવું'—અઘરા—મુશ્કેલ—સાંસારિક કામમાં દાખલ કરાવવું તે.

**ઘિસવું, ક્રિ૦ સ૦** મુક્કીનો માર મારવો.

**ઘિસોડું,** ગિસોડું.

**ઘિસ્સો, પુ૦** માજા—દોરીનો—માજા—દોરીપર ધસારે પડે તે.

**ઘી, ન૦ [ સં૦ ઘૃત ]** માખણ તાવેથી જે ચિકણો પ્રવાહી નિકળેછે તે. એ રસોઇના અને યજ્ઞના કામમાં આવે છે.

—'**ઘી** કેળાં કરવાં'—કોઈ કામમાં ન ધારેલો લાભ થવો—પૈસા ટકાની પ્રાપ્તિ થવી.

**ઘીયો, પુ૦** ઘી વેચનારો.

**ઘીસ, સ્ત્રી૦** તપાસને માટે સિપાઇઓ સાથે ફરવું તે; રોન. ૨ હોળીનો વરઘોડો—મોલ્લા મોલ્લાના લોક પોત પોતાનાં નિશાણો અને તાસાં ઢોલ સાથે એકઠો વરઘોડો કાઢે છે તે. એમાં છેલ્લે એક વરરાજા ગધેડાપર બેઠેલો હોયછે અને એને સાવરણી વગેરેથી ચમ્મર થાય છે અને પછાડી સાજનિયા વરને ભંડાં ગીત ગાય છે.'

—'**ઘીસ** ખાવી'—હાથમાં લીધેલા—ધારેલા કામમાં ભૂલ થવી; ધાર્યું કામ ન થવું. ૨ માર ખાવો. 'ઠીક ઘીસ ખાધી.'

**ઘીસો, પુ૦** ધસરકો.

**ઘુંગટ—ઘટ, ઘુમટો.**

**ઘુંગટી, સ્ત્રી૦** માથે ઓઢાય તેવી સિવેલી કામળી.

**ઘુંજવું, ક્રિ૦ અ૦** ફરતાં અવાજ કરવો—ભમરડાએ.

**ઘુંટડો, પુ૦** એક જ વખત એક જ દમે જેટલું જે પીવામાં આવે તેટલું તે; ગોટ. ઘુંટડો ભરવો.

—'**ઘુંટડો** પી જવો'—કડવો—વાંકો—મર્મનો બોલ સહન કરવો તે.

**ઘુંટણ, ન૦** પગનો નળો અને જાંઘ એ બેની વચમાંનો જે સાંધો તે; ઢીંચણ.

**ઘુંટણિયાં, ન૦** બાળક છોકરાં ઘુંટણ ધસતાં અહીં તહીં જા આવ કરે તે. ઘુંટણિયાં ભરવાં—તાણવાં—ખેંચવાં.

**ઘુંટવું, ક્રિ૦ સ૦** વસ્તુને ઝીણી કરવાસારુ તે ઉપર કુતકું—પરાઈ—પથરો વગેરે ચાંપીચાંપીને ચાર પાસ સરકતો ફેરવવો.—ઘુંટવામાં ઘણું કરીને કુંડી ને કુતકું હોય છે. 'તપખીર ઘુંટવી'. ૨ કોઈ વસ્તુને સાફ ઉજળી

ચળકતી કરવાસારુ તેઉપર બીજી કોઈ ચળકતી વસ્તુ ઘસવી.—'પાટી ઉપર કોડો અથવા કાચ ઘંટ'. ૩ લખી આપેલા ખરડા ઉપર વારે વારે લખ્યા કરવું; અક્ષર ઠરાવવા; દસ્કત વાળવા. 'દોપીસ્તાં ઘુંટ્યાથી દસ્કત સારા થાયછે'. ખાંડવા—કૂટવામાં ઉપર ઉપરનું જોર, વાટવામાં આડું જોર ને ઘુંટવામાં ફરતું જોર વિશેષ હોય છે.

**ઘુંટી, સ્ત્રી૦** પગની પાટલી અને પગના નળાને જોડનાર સાંધાની આજુબાજુએ બાર નિકળેલી જે હાડકી તે

**ઘુંટો, પુ૦** તપખીર કાગળ વગેરે ઘુંટવાનું ઓજાર.

**ઘુએડ,** ઘુવડ.

**ઘુઘરમાળ, સ્ત્રી૦** ઘુઘરાની માળા (બળદની કોટે) (ઘેરિયા કમ્મરે બાંધે છે તે).

**ઘુઘરી, સ્ત્રી૦** સોનાં રૂપાં વગેરે ધાતુના પતરાંનો પોલો ગોળ ખણખણતો અથવા ઠાસો જે નાનો આકાર તે. ૨ રેશમની પાટી ઊપર ઘુઘરી જડેલી હોય તે ઘરેણું—સ્ત્રીના હાથનું, (એ મોતીનું તથા સોનાનું હોય છે. મોતીનું રેશમની પાટીપર જડેલ ફેર; પરોવેલું હોય છે, સોનાનું જડતલ ને તારથી ગુંથેલું સાચું હોય છે). ૩ બાફેલી જુવાર વગેરે—ઘણું કરીને ઢોરને ખવાડવામાં આવે છે.

—'ઘુઘરી લટકવી' એ પ્રયોગ ફાટેલાં લુગડાંની ચીંદરડી લટકતી હોય ત્યારે વ્યંગમ વપરાય છે.

**ઘુઘરો, પુ૦** ધાતુનું—લાકડાંનું—તરસાડાંનું—નાળિયેરીનાં પાતરાં વગેરેનું પોલા ગોળ આકારનું અને માંય કાંકરા વગેરેથી ખખડે તેવું રમકડું. ૨ મોટી ઘુઘરી. ૩ ઘુઘરીયોનો ઝુમખો. ૪ ઘુઘરાના આકારનો ખાવાનો પદાર્થ—માવાનો ઘુઘરો. ૫ દાળ કરવા સારુ પલાળેલા ચણા. ૬ છોને વાસ્તે પકાવેલા આખા કાંકરા—મરડિયા. ૭ એક જાતના વેળાનાં નાનાં ખખડતાં સૂકાં ફળ; શણના પોપટા.

—'ઘુઘરા બાંધી રેવું'—આતુરતાથી કંઈ કામ કરવા—લડવા—જવા આવવાને તૈયાર થઈ રેવું.

—'ઘુઘરો બનવું'—કોઇને આધીન થઈ જવું—પરવશ થઈ જવું. ૨ લેરમાં આવી ઘેલાં કાઢવાં. 'શેઠ તો આજે ઘુઘરો બન્યા છે'.

**ઘુઘવાટ, પુ૦** જોરમાં વેતાં પાણીનો અથવા દરિયાનો અવાજ.

**ઘુઘુ, અ૦** એવો થતો અવાજ દેખાડેછે. 'દરિયો ઘુઘુ કરેછે'.

**ઘુઘુવાવું, ક્રિ૦ સ૦** જોરથી ફુંકી વજાડવું. 'વિશેષ વેણુ ઘુઘુવાવી'.

**ઘુઢારથ, [ સં૦ ]** ગૂઢાર્થ.

**ઘુનો,** ગુનાહ.

**ઘુમજ-ટ,** ગુમજ.

**ઘુમટી, સ્ત્રી૦** તાડના પાતરાંના અથવા ખાખરના પાતરાંની બનાવેલી સુપડાં આકારની પણ એક ખુણાની વાંસો ઢકાય તેવી લામ્બી જે વસ્તુ તે. ગામડાંનાં ગરીબ ગરબાં છતરીને ઠેકાણે ઘુમટી વાપરે છે; વાંસની ચીપની બનાવેલી છતરી, જેના અન્દર ઘાટના બ્રાહ્મણો ટાટાં ઉપર બેસેછે તે. ૨ તાબુતની ઉપર જે ગોળ આકાર હોય છે તે.

**ઘુમટો, પુ૦** ઘુંગટ—ઘટ; લાજ અદબ દેખાડવા સારુ માથાપરનો છેડો બાર ખેંચી મોડાંને ઢાંકવું તે. ઘુમટો ખેંચવો—તાણવો.

**ઘુમણી, સ્ત્રી૦** બાળક છોકરાંને ઘોડિયાં—પારણામાં સુવાડીને ગાતાં દોરી ખેંચી હિચકા નાખવા તે. 'હાલો ને વાલો, ભાઈને ઘુમણીએ ઘાલે' (સ્ત્રી સંભાષણ). ઘુમણી ઘાલવી કેવાય છે.

**ઘુમરડી, સ્ત્રી૦** ફેર ખાવા તે. ૨ ભમરડો—ચકર.

**ઘુમરાવું, ક્રિ૦ અ૦** મોઢું ચડવું; ઘેરાવું; દેખાવું. ૨ વરસાદનું ચડી આવવું; અન્ધરાવું; વાદળનું (આકાશનું).

**ઘુમવું, ક્રિ૦ અ૦** ચાર પાસ ફેલાઈ ઝીણો ઘેરો કરવો.—'અવાજ ઘુમી રહ્યોછે'. ૨ કોઈ કામ કરતાં તેમાં એવું દીલ લગાડવું કે બીજી વાતનું ભાન ન રે; મસ્ત બની રેવું; મચવું. ૩ ગામમાં મોટો કારભાર કરવો; માલવું.

**ઘુરકવું, ક્રિ૦ સ૦** પોપચાં ન મિચાય તેવી રીતે ગુસ્સામાં કોઈની સામાં જોયાં કરવું; તાકીને ડોળા કાડવા.

**ઘુવડ, ન૦ [ સં૦ ઉલુક ]** રાતેજ દેખે (દિવસે નહિ) તેવું એક પક્ષી.

**ઘુસવું, ક્રિ૦ અ૦ [ હિ૦ ]** જોરથી—જોર જુલમથી—વગર નોતરે અન્દર પેસવું—જવું.

**ઘુસિયું, ન૦** ઊંદર કોળ પકડવાની પેટી—નું પાંજરું; ઊંદરવાઈ—કોળવાઈ.

**ઘુસ્સો, પુ૦** ગુસ્સો; ક્રોધ. ૨ મુક્કો.

**ઘૂંટ, પુ૦** ઘુંટડો; ગોટ. ૨ ઘાંટો; કણ્ઠ. 'ઘડીયે ઘૂંટ ભરાય છે' એટલે જે ઘડી જાયછે તેમાં શ્વાસ ભરાઈ જઈ કણ્ઠ મળી જશે—જે ઘડી જાય છે તે અગતની છે ને જો ગઈ તો કામ ધુળ મળવાનું.

**ઘૂડ,** ઘુવડ.

**ઘૂમ, અ૦** ગરક—ડુબી ગયલો (તર્કમાં). ૨ બેભાન; આંધળો ભીત (કેફથી).

**ઘૂસ, પુ૦** મોટો ઊંદર. ૨ કોળ.

**ઘૃત, [ સં૦ ]** ઘી.

**ઘૃણા, સ્ત્રી૦** અધીરાઈ. "વલ્લભ હે વલભા વલભાવર, સે ન મળે તજી અન્યત ઘૃણા" (વલ્લભ).

**ઘેંઘટ, વિ૦** ઘેરાઈ ગયલું—ઊંઘમાં, કેફમાં. **સ્ત્રી૦** આકાશ છવાઈ રેવું તે—વરસાદની ઘેંઘટ.

**ઘેંઘાયલી-લું,** ઘેનવા[illegible] ...નાવરી ( આંખ ).

**ઘેંસ, સ્ત્રી૦** છાસમાં જુવારનો જાડો લોટ મીઠું મસાલો નાખી ઉકાળી [illegible] રાબડું—તબડકિયું બનાવવામાં આવેછે તે. ચણા-કાંગ-બણ્ટીની પણ બનેછે. કેવત;-'ઘેંસ ખાય તે ઘોઘર થાય'—એટલે કોવતવાળો જાડો થાય. 'આવડે નહિ ઘેંસ ને રાંધવા પેસ'—એટલે ઘેંસ સરખી બનાવતાં આવડે નહિ ને વળી મોટી [illegible]સાઈ કરવાનો ફાંફાં રાખવો—સેલું કામ થાય નહિ ને મોટાં કામમાં હાથ ઘાલવો.

**ઘેટું, ન૦** એક જાતનું ચોપગું જાનવર. એ જાત ગરીબડી ને બીકણ હોયછે-એનું માંસ ખાવામાં અને એનું ઊન ગરમ કપડાં દાખલ કામમાં આવેછે; મેંઢું; ગાડરું.

—'ઘેટાનું ટોળું'—વગર સમજે એકની પાછળ બીજાં કામ [illegible]રે જાય એવી ટોળી.

**ઘેન, ન૦** '[illegible]વું—મીચાઈ જવું તે; ખુમારી; ઊંઘ. ભાંગનું

**ઘેબર-ર** [illegible].૦ [ ધૃતવર ] ગેભર.

**ઘેબરિયે[illegible],** [illegible]વિ૦ ગેભરના જેવો મીઠો. "આવરે વરસાદ, ઘેબરિયો પરસાદ, ઊની ઊની રોટલી ને કારેલાનું શાક".

**ઘેર, પુ૦** ગોળ ફરતી હદ; પરીઘ. ૨ જામો અઙ્ગરખો ઘાઘરો વગેરેનો છેક નીચલો ચારેપાસ ફરતો અથવા ગોળ એવો જે ભાગ તે. ૩ ચોટલીની આસપાસ જે નાના બાલ રખાવવામાં આવે છે તે; ધારી. **સ્ત્રી૦** ગોળ ચક્રમાં ફરવું તે. ૨ ઘેરિયાનું ટોળું.

—'**ઘેર**' એ શબ્દ ઘરમાં અથવા ઘરતરફ એવા અર્થમાં વપરાય છે.—'મારે ઘેર આવજો'; 'ઘરઘેર માટીના ચુલા'; 'વેલો ઘેર જજે'; 'તમે ઘેર હશો કે વાડીયે?'

—'ઘેર ઉઠી જવું'—અછત થવી—ભીડ પડવી. (ઘણું કરી એ પ્રયોગ અનાજના વેપારમાં સંબંધમાં ઉત્તર ગુજરાતમાં વપરાય છે.)

—'ઘેર કરવો'--ઓળવી નાખવો; ગુમ કરવો (દીવો).

—'ઘેર ગયો' એ શબ્દ કંટાળો, બેદરકારી અને તિરસ્કાર દર્શાવતાં વપરાય છે. 'ઘેર ગયો ન આવ્યો તો'.

—'**ઘેર** ગોળી બેસવી',—આદમી અથવા પૈસાનું નુકસાન થવું.

—'ઘેર જવું'—ઓલવાઈ જવું;બુજાઈ જવું (દીવો).

—'ઘેર બેઠાં ગઙ્ગા આવી,'—એ કેવત અચાનક—ન ધારેલો લાભ થતાં વપરાય છે.

—'ઘેર બેઠી'—ન ધારેલું નુકશાન થવું (પૈસાનું).

—'ઘેર મુકવું'—દુર રાખવું; લેખવવું નહિ. 'તેણે આબરુ તો ઘેર મુકી છે!'

**ઘેરદાર, વિ૦** ફરતા ઘેરવાળું ( કપડું ).

**ઘેરબેઠાં, અ૦** કામ કીધાવગર; બાર ગયા વગર.—'હવે તેને ઘેરબેઠાં પેનશન ખાયાં કરવાનું છે'. ૨ ઘરમાં કામ કરતાં—'તેને ઘેર બેઠાં ૨૦૦—૩૦૦ મળે છે ત્યારે તે શું કરવા તાબેદારીની નોકરી કરે?'

**ઘેરબેસવું, ક્રિ૦ સ૦** ચાકરી થકી બરતરફ થવું; રજા મળવી.

**ઘેરવું, ક્રિ૦ સ૦** ચારેપાસથી કબજ કરવું; બાર ન નિકળાય તેવી રીતે સાંકડમાં આણી મુકવું; રસ્તો રોકી લેવો; કેદ કરવું. ૨ સામું આવતું હોય તેને અટકાવવું.

**ઘેરાવ-વો, પુ૦** પરીઘ; ઘેર. ૨ ગોળ આકાર. ૩ જેમાં જેટલું ઘેરાયું હોય તેટલું તે.

**ઘેરાવું, ક્રિ૦ અ૦** સાંકડમાં આવવું. ૨ ચારપાસ હદ આવી રહી હોય તેવું હોવું.

**ઘેરિયો, પુ૦** નવરાતરમાં જે કોળી દુબળા વગેરે નીચ લોક હારેહાંને ટેકે ગોળચક્ર—ઘેરમાં ફરતાં ગાયછે તેમાંનો એકેક.

**ઘેરું, વિ૦** સારીપઠે ભરેલું દેખાતું; પાકું.—'આ કપડું ઘેરું રઙ્ગેલું છે'. ઘેરો અથવા પાકો રઙ્ગ અને એનું ઉલટું કાચો—ખુલતો આછો રઙ્ગ. ૨ ચકચૂર; ખુમારીવાળી ( આંખ, કેફ વગેરે ).

**ઘેરેઘેર, અ૦** સઘળે ઘેર; દરેક ઘરમાં; બધાને ઘેર.

**ઘેરો, પુ૦** ફોજે કિલ્લાને ચારે પાસથી ઘેરી લેવો તે; ચારપાસ ફરતાં વિટળાઈ વળવું તે; ઘેરાવ; ઘેરાનો. 'ઘેરો ઘાલવો.'

**ઘેલચન્દ્ર, ન૦** જેની ઘેલછા ચન્દ્રની પેઠે સુદ વદમાં વધતી ઓછી થતી હોય તેને પેટે જે જન્મેલું તે.—એ શબ્દ અભણ લોક વાપરેછે.

**ઘેલછા, સ્ત્રી૦** થોડુંક ઘેલાપણું; થોડી અથવા વખતે વખતે થોડી થઈ આવતી જે ઘેલાઈ તે.

**ઘેલડી, સ્ત્રી૦** ઘેલી ( લાડ—પ્યારમાં ). 'કેજે ઘેલા કહેશ ઘેલડી, ઓ કામિની'.

**ઘેલસફરું, વિ૦** ઢઙ્ગ વગરનું. 'ચલ તું તો જયારે ત્યારે બધું ઘેલસફરું કામ કરી મુકે છે'.

**ઘેલાંકાડવાં, ક્રિ૦ સ૦** લાડમાં ઘેલાઈ કરવી; ઘેલાં બની લાડવું. ૨ જુઠું ઘેલું બનવું. ૩ મશ્કરી ઠઠ્ઠા કરવા.

**ઘેલાઈ, સ્ત્રી૦** ઘેલીહાલત; ગાંડપણ.

**ઘેલું, વિ૦** ગાંડું; દિવાનું; સાડીત્રણ પાંસળી; ઢઙ્ગવગરનું.

**ઘેસુ, સ્ત્રી૦** રજ; ધુળ. 'ઘેસુ ભર્યા ઘનસ્યામજી'.

**ઘોંકવું, ક્રિ૦ સ૦** હાથની કોણી મારવી. ૨ મુક્કીનો માર મારવો. ૩ મારવું; જોખવું.

**ઘોંકો, પુ૦** કોણીનો માર. ૨ મુક્કો; ગોદો.

**ઘોંગાટ-ઘાટ પુ૦** કળકળાણ; બૂમ; શોર; ભેગો થયલો મોટો અવાજ.

**ઘોંચવું, ક્રિ૦ સ૦** ઝીણું હથિયાર અન્દર પેસાડવું; ભોકવું.

**ઘોંચાડવું, ક્રિ૦ સ૦** પરોણી કટાર વગેરે ઘોંચવી. ૨ મરજી નહિ છતાં સુવાડવું (છોકરાંને). 'ફીકાને ઘોંચાડ કે કામ કરવા દે'. ૨ કન્યા બલાત્કારે આપવી. 'જમનાને લેતુંતું કોણ, એનો બાપ ઘોંચી ગયો ત્યારે શું કરિયે?'

**ઘોંટવું, ક્રિ૦ અ૦** કંઈજ ભાન ન રે તેવું ઊંઘવું—સુવું.

**ઘોંટાડવું,** નાનાં છોકરાંને કઠાવટીએ ઊંઘાડવું. 'ફીલાને જેમ તેમ કરતાં ઘોંટાડ્યો છે'.

**ઘો, સ્ત્રી૦** સરડાના જેવું પણ ચપટું એક પ્રાણી. એને ભિગડાં અને ચાર પગ હોય છે. એ ઘણું ઝેરી અને એનો અવાજ બિહામણો હોય છે. એ રાતે શિકાર સારુ નિકળેછે. એની બે જાત પ્રસિદ્ધ છે—ચન્દનઘો ને પાટલાઘો.

**ઘોકવું, ધોંકવું.** ૨ મુક્કીનો માર મારવો.

**ઘોકો, ધોંકો.**

**ઘોગર-ઘર, પુ૦** બાળક છોકરાંઓને બીક આપવાને કલ્પેલો એક બિહામણો જાડો પુરુષ; બાહુક; બાવો. ગુજરાતમાં બૈરાંઓ પોતાનાં રડતાં બાળકને ધાસ્તીથી સુવાડી દેતી વખત હાલરડામાં ઘોઘરનું ગીત ગાય છે તે નીચે પ્રમાણે. એ ગીતની મતલબ જો કે બાળક સમજતું નથી તોપણ તે ગીતના લેંકાતા રાગથી અને ઝોળી પારણાના પવનથી બાળક મીઠી લેરમાં ઊંઘી જાય છે. "સુઓ સુઓ બાવા ઘોઘર આવ્યા, ઢાંકણિયે ઢંકાતારે આવ્યા, ચારણી જેવડી દાળ લાવ્યા, વાંસ જેવડા ચોખા લાવ્યા, વાદળ જેવડા રોટલા લાવ્યા, ધણટી જેવડા પાપડ લાવ્યા, પૈસાનું ઘી લેતા આવ્યા, ચાંદાની માને ફીડિયો ધાવે, બેરો કે જે બચબચ બોલે, આંધળો કે જે જોવા જઇએ, લઙ્ઙો કે જે દોડતા જઇએ, નાગો કે જે નારે ભાઈ લુટાઇયે, પાડો દૂજે ને ભેંસ વલોવે, મીનીબાઈ બેઠાં માખણ તાવે, આવો રે મીનીબાઈ આવું છઉંરે, મારા ફીકાભાઈનાં પાથરણાં પાથરું છું રે, ઉંચાં ઘરની નીચી બારી, છોકરાં પરણ્યાં ને મા કુંવારી ( મીંદળ ), જુઓરે લોકો વાત વિચારી—હાલો હાલો."

**ઘોગર-ઘરરાણો, પુ૦** ઘોગરમાં જે રાણો—મોટો તે. નવરાત્રીમાં જે મોટું બિહામણું જાડું પુતળું કરીને તેની આગળ છોકરાઓ રમે છે તે—એ માતાનો ઘાંચી કેવાય છે.

**ઘોઘરો, ન૦** ગળાનો હૈડિયો.

**ઘોઘલો, ન૦** ગળું.

**ઘોઘારી, વિ૦** ઘોઘા બન્દરનું—સમ્બન્ધી.

**ઘોઘો,** જેને કંઈજ લખતાં ભણતાં આવડતું ન હોય તે; મૂરખો. ૨ ઘોઘાનો. ૩ ડિંડિભ જાતના સર્પોનો રાજા. કાઠિયાવાડમાં નવરાત્રિમાં છોકરાઓ તે નાગરાજને નિમિત્તે ભિક્ષા માગતી વખતે નિચેનું ગીત ગાય છે. "ઘોઘો રાણો રક્ષા કરે, રક્ષે રક્ષે દીવા બળે, આપોરે ભાઈ આપો, જીવે તમારો બાપો," વગેરે.

**ઘોઘારાણો, ઘોગર—ઘરરાણો.**

**ઘોચવું, ઘોંચવું.** ૨ અન્દર ઘાલવું. 'ઘોંચી ઘાલવું'—વગર ઇન્સાફે કેદમાં મોકલવું.

**ઘોજારું, વિ૦** જે જળાશયમાં માણસ પડીને મરી ગયું હોય તે; અપવિત્ર.

**ઘોટ, પુ૦** ઘુંટડો. [સં૦ ઘોટક] ઘોડો. "પછાડી પછાડી પાદ ઘર ઘર ઘોટ કરે" (વલ્લભ).

**ઘોટધરું પુ૦** ઘોડાને પકડનાર. "ચખ બે ભમવી શર એકથી તાડત કાર્મુક સારથી ઘોટધરું" (વલ્લભ).

**ઘોડગાંઠ, ઘોડાગાંઠ.**

**ઘોડદોડ, સ્ત્રી૦** ઘોડાઓની દોડાદોડ—સરત. ૨ જ્યાં ઘોડાઓની સરત થતી હોય તે ઠેકાણું. [થાય તે.

**ઘોડમહાત, સ્ત્રી૦** સેતરંજમાં ઘોડીથી બાદશાહ મહાત

**ઘોડમુખું, ન૦** ઘોડાના જેવું છે મોઢું જેનું તે.

**ઘોડલી, ઘોડી** (લાડમાં બોલતાં). 'અનિરુદ્ધની ઘોડલી'.

**ઘોડવેલ, સ્ત્રી૦** જે વેલ—ગાડી સાથે ઘોડા જોડાતા હોય તે; ઘોડાગાડી.

**ઘોડસ્વાર, ઘોડેસ્વાર.**

**ઘોડાખીલો, પુ૦** સોનીનું ચિતરવાનું એક રાચ.

**ઘોડાગાંઠ, સ્ત્રી૦** એક ગાંઠ વાળી પછી વળ દઈ બીજી ગાંઠ વાળવી તે. ૨ સેતરંજની રમતમાં બન્ને ઘોડિયોએ એકેકના જોરમાં રેવું તે.

**ઘોડાગાડી, સ્ત્રી૦** ઘોડા જોડેલા—જોડાતા હોય તેવી ગાડી.

**ઘોડાઘોડા,** નાના છોકરાંને રમવાની રમત; લાકડી ઘોડો.

**ઘોડાર, સ્ત્રી૦** ઘોડા બાંધવાની જે જગો તે; એ ખુલ્લી હોય અથવા છાપરીવાળી હોય; તબેલો.

**ઘોડાવછ-જ, સ્ત્રી૦** એક જાતનું સુગન્ધીદાર મુળિયું.

**ઘોડાવાળો, પુ૦** ઘોડાની ચાકરી કરનારો—હાંકનારો; ચરવાદાર; રાવત.

**ઘોડિયું, ન૦** સાંમસાંમા બબ્બે પાયા અને ઉપરથી એક ઇસ આવેલી એવો લાકડાંનો બનાવેલો બાળક છોકરાંને સુવાડવાનાં કામમાં આવતો જે ઘાટ તે—એની સાથે લુગડાંના કકડાના ચાર છેડા બાંધી લઈ વચમાંથી ઝુલતું રાખે છે ને એમાં બાળકને સુવાડવામાં આવે છે. એ ઝોળી બાંધી હોય કે ન બાંધી હોય તોપણ લાકડાનું ઘોડિયું કેવાય. ૨ તાડછાંનો દાંડો. —'ઘોડિયામાંથી ઝડપાવું' એટલે નાની ઉમ્મરમાં વિવાહ થવા તે (ધનવાન્-કુળવાનના છોકરાના).

**ઘોડી, સ્ત્રી૦** ઘોડાની માદા. ૨ જેને ટેકે—આધારે તમ્બુરા સારઙ્ગીના તાર ઊંચા રયા હોય છે તે લાક-

ડાંનો અથવા દાંતનો કકડો; ખીટી. ૩ ઊંચી બેસણી —જેના ઉપર પખવાજ મુકવામાં આવે છે તે. ૪ ઉપર ચઢી મસાલચી ઊંચે; હાંડીમાં દીવા કરે છે તે. ૫ નિશાળમાં હિસાબ કરી બતાવવાનું પાટિયું જેને આધારે ગોઠવાય છે તે; નકસા ટાંગવાનું ચોકઠું. ૬ લેહેર; ખુમારી. ૭ છોકરાના હાથ બાંધી તે ઉપર પાટીયો ખડકવી તે. ૮ ટેકો મુકી ચાલવાની લાકડી. ૯ લુગડાં મુકવાની ખીટી. ૧૦ સેતરંજની રમતમાંનું એક મોરું જે અઢી ઘર ચાલતું કેવાય છે તે. ૧૧ એક ચિતરવાનું રાચ. 'ઘોડીપર ચડ્યો છે' એટલે પૂર નિશામાં છે.—'લીલી ઘોડી' એટલે ભાંગની ખુમારી; 'કાલી ઘોડી' એટલે અફીણની ખુમારી. 'ઘોડી કુદાવવી,' એટલે ખોડઙ્ગાતાં-લઙ્ગડાતાં ચાલવું.

**ઘોડું, ન૦** નાનો ને દુબળો ઘોડો અથવા નાની ને દુબળી ઘોડી. ૨ ઘોડી ઘોડાઓ. ૩ ઘોડેસ્વાર. 'ગાએક-વાડ મુંબઈ આવ્યો તારે પોતાની સાથે ઘણું ઘોડું લાવ્યો હતો'.

**ઘોડેસ્વાર, પુ૦** ઘોડા ઉપર સ્વારી કરનારો. ૨ ઘોડે બેસનારો, પોલીસનો અથવા લસ્કરી સિપાઈ. ૩ એવા સિપાઈઓનું જે લસ્કર તે. ઘોડેસ્વારનું ઉલટું પાયદળ.

**ઘોડો, પુ૦ [સં૦ ઘોટક]** શોભીતું ચોપગું એક પશુ. એની ખરી ચિરાયલી હોતી નથી; એને ગરદનપર બાળ—યાળ હોય છે. એની પીઠ ઉપર અસવારી થાય છે. એ બગી ચારેકે જોડાય છે. ૨ નદી દરિયામાં જે મોજું આવે છે તે (મહીનો ઘોડો). ૩ ખીલી—તમ્બુની ખુંટી. ૪ ખેતર—સીમાડાની હદ બતાવવા જે પથ્થર દાટવામાં આવે છે તે; ખૂટ; બાણ. ૫ ત્રણ (સોકટાંની રમતમાં). 'ઘોડે ઘાલ્યું ઘેર ન જાય'. 'બે ઘોડા' એટલે 'છ.'

—'ઘોડા જેવો મરદ'—જોસ્સામાં આવીને ટટાર થયલો. 'મને હવે કંઈ રોગ નથી, ઘોડા જેવો છઉં'.

—'ઘોડાની ચાલ'—ઝડપી—ઉતાવળી ચાલ.

—'ઘોડાપર ઘોડા વધવા'—વ્યાજ ઉપરાઉપરીવધવું.

—'ઘોડે ચડીને આવવું'—ઘણી ઉતાવળમાં આ-વવું; કોઈ કામ કરવા—કરાવવાની બેહદ ઉતાવળ કરવી. 'ઘોડે ચડી આવ્યો હોય તો બાંધી રાખ,' અર્થાત ધીરજ પકડ, ઉતાવળ ન કર.

—'ઘોડા ગંથવો'—ગુપ્ત ગોઠવણ—મસલત કરવી.

—'ઘોડા ચડાવવો—પાડવો'—(બંદુકનો). ૨ ત્રાજ-વાની લાકડીપર પલ્લાની દોરી ચડાવવી, જેથી વત્તું લેવાય અને ઓછું અપાય તેવી જુગતી તે.

—'ઘોડો જોરપર હોવો'—જોસ્સામાં હોવું; કામ કાજ કરવામાં તત્પર રેવું.

—'ઘોડો ફેંકવો—મારી મૂકવો'—ઘોડાને પૂર-પાટ—ઘણી ઝડપથી દોડાવવો.

—'ઘોડો બાંધવો'—ધીરજ પકડવી—ધરવી.

**ઘોડોઘોડો,** નાના છોકરાઓની એક રમત. એમાં એક છોકરો બીજા છોકરાના ખભાપર ધોતિયા-પટ-કાને લગામ પેરે ઘાલી દોડાવે છે.

**ઘોઢલો-લ્યો, પુ૦** બળદિયો; સાંઢ.

**ઘોણ, પુ૦** લુહારનો મોટો અથોડો.

**ઘોણિયું, ન૦** બાચું; ઠેકો.

**ઘોતું, ન૦** ગાય ભેંસાદિ ઢોરને દૂધ દોતી વેળા જે ખાવાનું મૂકવામાં આવે છે તે; ખાણ. "વાળી લાવું ઘેર ને ઘોતું માંડ્યું ગળ્યું, લીલું નીરું છું, પણ તે ન સુંઘે" (દયો).

**ઘોબો,** ગોબો.

**ઘોર, સ્ત્રી૦** ઊંઘમાં નાકની વાટે જોશથી શ્વાસ ચાલે તે અથવા એથી જે અવાજ નિકળે તે; નસકોરાં બોલાવવાં તે. **૨ [ફા૦]** મુડદાંને દાટવાનો ખાડો. પુ૦ તમ્બુ-રામાં પિત્તળના તારથી જે જાડો—ખરજનો સ્વર નિકળે છે તે. **૨ [આ૦]** દરિયાફત; કયાસ.

**ઘોર, વિ૦ [સં૦]** બિહામણું; ભયઙ્કર. ૨ કમકમાટ ભરેલું; ક્રૂર; અધમ. **ન૦** ટોળું (ઢોરનું).

**ઘોર-અન્ધારી, વિ૦** બિહામણી કાળી અન્ધારી (રાત). "ચાર દાડાનું ચાંદરણું ને ઘોર અન્ધારી રાત".

**ઘોરણ,** ઊંઘમાં નાકનો જે અવાજ થાય તે.

**ઘોરતર,** ઘણું ભયઙ્કર.

**ઘોરમ્ભાવું, ક્રિ૦ અ૦** ગોરમ્ભાવું. ૨ ઘોર—બિહામણું; કાળું થવું.

**ઘોરવું, ક્રિ૦ અ૦** ઊંઘતાં નાકમાંથી જાડો અવાજ [ કાઢ્યાં કરવો.

**ઘોલાં,** ઘીલોડાં.

**ઘોલિયો-લૈયો, પુ૦** વગર નોતરે જમવા જનાર.

**ઘોલ્લો, પુ૦** વગર નોતરે—તેડે આવી બેશે તે (ઘણું કરીને જમવા સારુ). ૨ ખાંસી કરેલો વાછરડો. ૩ (દીવાળીનો) એક પક્ષી.

**ઘોષ, પુ૦ [સં૦]** સારીપડે ગોખવું તે; પાડે-મોડે કરવું તે. ૨ આહીરનું ઝુપડું. ૩ સ્વર; શબ્દ; અવાજ. ૪ ઘોડાને બાંધવાનું ઠેકાણું; તબેલો. 'દીઠી ઘોડાની ઘોષ'. ૫ મેઘનાદ; ગડગડાટ.

**ઘોળ, પુ૦** ગભરાટ; આમ કરવું કે તેમ કરવું એ કંઈ સુઝે નહિ તે. ૨ વાદવિવાદ. ૩ અન્ધેર. 'ઘોળ પડવો —ઘાલવો' એમ કેવાય છે. ૪ સમુદાય.

**ઘોળવું, ક્રિ૦ સ૦** ચોળીચોળીને નરમ કરવું. કેરી વગે-રેને ઘોળવી. ૨ એકનો એક વિચાર કર્યા કરવો; કોઈ વાતપર વિચાર કરવો.

—'ઘોળી પી જવું'—કોઈના કેવાની દરકાર ન કરવી; લેખવવું નહિ તે.

**ઘોળવું, ન૦** ભાંગેલું દહીં; ગોરસમાંનું તરવાળું દહીં.
**ઘોળાઘોળ, સ્ત્રી૦** આમ તેમ વિચાર કર્યા કરવો તે; સઙ્કલ્પ વિકલ્પ; કરું ન કરું એવી જે ચિત્તની વૃત્તિ તે; વાંમાંટાંમાં.
**ઘોળાયાં કરવું, ક્રિ૦ અ૦** ઘોળાઘોળમાં રે'વું; ગુંચવાયા કરવું. 'તે વાત મારા મનમાં ચાર દહાડા સુધી ઘોળાયાં કીધી'. ૨ ખોટી થવું; વિલમ્બ કરવો.
**ઘોળાવું, ઘોળાયાં કરવું.** ૨ ચોળાઇને નરમ થવું.
**ઘોળ્યું, અ૦** હશે; છોને; ઓછું; રયું.
**ઘ્ન, પુ૦ [સં૦]** નાશ કરનારો. જેમકે કૃતઘ્ન એટલે કીધેલા ઉપકારને બદલે અપકાર કરનારો. વાતઘ્ન,—વા કાડનાર; પિત્તઘ્ન; કફઘ્ન; દોષઘ્ન; પાપઘ્ન.
**ઘ્રાણ, ન૦ [સં૦]** નાક. ૨ ગન્ધ.
**ઘ્રાણેન્દ્રિય, સ્ત્રી૦ [સં૦]** સુંઘવાની ઇન્દ્રી; નાક.

---

## ઙ

**ઙ, [સં]** સોળમો મૂળાક્ષર; પાંચમો વ્યઞ્જનવર્ણ. એથી શરુ થતો કોઈ જ શબ્દ નથી. એ, ઙ્, ઞ્, ણ્, ન્, મ્ એ પાંચ ચમ્પાતા અનુસ્વારોમાંનો પે'લો છે—અઙ્ક; અઙ્ગ, ઇઙ્ગ્લણ્ડ, કઙ્કાલ, ગઙ્ગા, પઙ્કજ, નઙ્ગ આદિ લઈ.

---

## ચ

**ચ, પુ૦ [સં૦]** સત્તરમો મૂળાક્ષર; છઠ્ઠો વ્યઞ્જન વર્ણ.
**ચઇતર, ચૈત્ર.**
**ચઉટું, ચૌટું.**
**ચઉદ, ચૌદ.**
**ચક, પુ૦** વાંસની પાતળી સળિયોનો બનાવેલો જે પડદો બારણે ને બારિયે ટાંગવામાં આવે છે તે. ૨ એક રમત; ચકભિલોડિયા; ખોભિલ્લું. ૩ એ રમતમાંનો દાન—દાવ આપનારા છોકરાઓમાંનો વચ્ચે બેઠેલો છોકરો. 'ઉટ્ટ ભિલ્લુ ચક'. **અ૦ છક.** અજબ થવું; દઙ્ગ થઈ જવું.
**ચકચક, અ૦** ચળકતું હોય તેમ.
**ચકચકતું, વિ૦** ભભકમાં ઉજળાં કિરણ નિકળતાં હોય તેવું; ચળકતું; ઝળઝળતું.
**ચકચકવું, ક્રિ૦ અ૦** એક પછી એક એમ તરતના તરત ઉજળાં કિરણ નિકળતાં હોય તેવું થવું—હોવું; ઉજળો પ્રકાશ પડવો.
**ચકચકાટ, પુ૦** ઉજળો પ્રકાશ; સ્વચ્છ કાન્તિ; ચકચકાટ.
**ચકચકિત, વિ૦** ચકચકતું. ૨ સાફ; સ્વચ્છ. ૩ સુન્દર દેખાતું.
**ચકચાર-ળ, સ્ત્રી૦** પુછપાછ કરવાની જે ટેવ તે; ખોળ કરવાની ખન્ત. ૨ તપાસ; તજવીજ.
**ચકચૂંથ, સ્ત્રી૦** ખાંચખૂચ; માથાકૂટ; ચામોદી.
**ચકચૂર, વિ૦** ગરક થયલું; ગુંતાએલું. ૨ ખૂબ કેફ કીધેલો હોય તેવું. ૩ રસમાં બુડેલું; લીન થએલું; મસ્ત; મગ્ન. ૪ ખાવા માટે ખાઉં ખાઉં કરી રહેલું. 'જ્ઞાની વેરાગી જોગી જતિરે, ચાવી કર્યા ચકચૂર' (દયારામ).
**ચકડોલ-ળ, પુ૦** પારણા આકારનો જે હિંચકો તે. મેળામાં ઘણા ચકડોળ જોવામાં આવે છે. એ હિંચકાથી છેક ઊંચાં ને છેક નીચાં જવાય છે ને ફેર ઘણા આવે છે. ૨ ઘણો કેફ કીધાથી જે હાલત થાય છે તે.—હાથ પગ ડોકી ધ્રુજે છે અને અઙ્ગ હલકું હલકું હવામાં ઉડતું લાગે છે. ૩ આસપાસની વસ્તુ ફરતી દેખાય તેવી મનની હાલત; ફેર; ચક્કર.
—'ચકડોળે ચડવું'—નિશ્ચયપર ન આવવું; ઘોંટાળામાં પડવું. ૨ મર્યાદા બાર જવું. ૩ બેભાન—ભ્રમિત થવું. ૪ કામ પાર ન પડવું—નવી નવી અડચણો ઉભી થવાથી. 'મારૂં કામ બે માસથી ચકડોળે ચડ્યું છે'.
**ચકડી, ચકરડી.**
—ચકડી મારવી'—ઝટ જઈ પાછું આવવું.
**ચકરડું, ચકરડું.** ૨ (લાક્ષણિક) રૂપિયો.
**ચકતી, સ્ત્રી૦** ગોળ પણ ચપટી એવી જે કોઈ પણ નાની ચીજ તે. 'દીવાના ગલાસમાંથી ઊંદર ચકતી તાણી લઈ ગયા'.
**ચકતું, ન૦** દેફું; ચપટું ગોળપડ.
**ચકદવું, ક્રિ૦ સ૦** કચરી નાખવું; છુંદો કાડવો; ચાંપવું.
**ચકન્દું, વિ૦** ચાલાક; તીક્ષ્ણ નજરવાળું; જલદી સમજી જાય તેવું; હોશીઆર; બુદ્ધિશાળી. [વાનો સકન્દો.
**ચકન્દો, પુ૦** રુ કાંતવા—પીંજવા તથા ગાંસડી બાંધ-
**ચકભિલુડિયાં,** છોકરાઓની એક રમત; ખોભિલ્લું.
**ચકમક, પુ૦** એક જાતનો પથ્થર. એ, કાચ કરવાના કામમાં આવે છે ને એની સાથે લોડું ઠોકવાથી દેવતાના તનખા પડે છે. ૨ ચકમકની પથરી તથા તીખું લોડું. ચકમકનો પથરો, વાંકાચુંકા આકારનો પીળાસ પડતો અથવા આસમાની રઙ્ગનો ભાસ મારતો ધોળો હોય છે.—'ચકમક ઝરવો'—'તે એને ચકમક ઝરી' એટલે તે બે વચ્ચે અણબનાવ—ટણ્ટો થયો. એ શબ્દ **સ્ત્રી૦** ને **ન૦** માં પણ વપરાય છે.
**ચકમણ્ડળ, ન૦** ચક્કર ચક્કર ઉંચું ફરવું તે. ૨ અતિ ખટપટથી વધી ગયલી જે અવ્યવસ્થા તે. "ચકમણ્ડળ પર ચડ્યું રાજ તે ચકરી ખાઈ પડશે નિર્વાણ;" 'મારામારી તોફાન ફિતુર એટલું વધી ગયું છે કે મોટું ચકમણ્ડળ થઈ રહ્યું છે' એમ પણ બોલાય છે. ૩ મજાક—મશ્કરી કરવાને બેઠેલી જે ટોળી તે. ૪ ભાણામાં ખાવાના પદાર્થને ગમે તેમ ભેળસેળ કરી નાંખવા તે.

**ચકમો,** બનાત.

**ચકર-ર-ભમર,** અ૦ ચક્રની પેઠે ફરતું હોય તેમ.

**ચકરડી,** સ્ત્રી૦ એક રમકડું. કાગળની ચકરડી પવનથી ફરે છે, દાંત—લાકડાંની એક વાર ફેરવ્યાથી ઘણીવાર ફર્યાં કરે છે. ૨ ગોળ આકારમાં ચકર ચકર ફરવું તે. ૩ માથું ફરવું તે; અન્ધારાં આવવાં તે. **ચકરડી, ભમરડી**—લોલખાવા, ફુદડી ફરવી, ચકડોળ વગેરે તે. 'ચકરડી ભમરડી રમવી, રમાડવી', જૂઠું સાચું સમજાવીને છેતરવો.

**ચકરડું,** ન૦ વચમાં કંઈ નહિ પણ ગોળ વસ્તુથી હદ બનેલી તે—પૈડાંની છુટી પડેલી ગોળ વાટ. ૨ બપડું. ૩ ગોળ આકાર—કુંડાળું. 'પાણીમાં પથ્થર નાખેથી ચકરડાં થાય છે'.

**ચકરદા,** વિ૦ હૃષ્ટપુષ્ટ—જાડો (પુરુષ).

**ચકરાવો,** પુ૦ ફેરાવો; લામ્બો રસ્તો. ૨ પરીધ; ઘેર. ૩ કોઠાયુદ્ધ; ચક્રવ્યૂહ.

**ચકરી,** સ્ત્રી૦ ચકરડી (૨ જા ને ૩ જા અર્થમાં) ચકરી મારી આવવી; ચકરી આવી એમ કેવાય છે. ૨ દક્ષણી પાઘડીમાં ઉપરાઉપરી પાટા ચડાવેથી જે ગોળ આકાર થાય છે તે. 'મને મોટી ચકરી ગમતી નથી માટે ડોળમાં લામ્બી પાઘડી સમાવજે'. 'ચકરીદાર'—ગોળ દક્ષણી પાઘડી.

**ચકલી,** સ્ત્રી૦ ચકલો એ પક્ષીની માદા; ચલ્લી.

**ચકલું,** ન૦ ચકલો અથવા ચકલી. ૨ નાનું ઉડતું પંખેરું. ૩ ફળિયું; સેરી; ચકલો.

—'ચકલું પણ નથી' એટલે કોઈ પણ માણસ નહોતું.

—'ચકલાં ચુંથવાં'—નજીવી બાબતમાં માંથુ ઘાલવું ૨ ગરીબોને પજવવા.

**ચકલેદાર,** પુ૦ મોહલ્લા—ચકલાની સમ્ભાળ રાખનારો સરકારી સિપાઈ.

**ચકલો,** પુ૦ [ફા૦] જ્યાંથી ચાર રસ્તા ફુટતા હોય તે નાકું. ૨ મોહ્લો. ૩ જીવડાં ને બિયાં—દાણા ખાનારાં પતાસાંના પડાના આકારની ચાંચવાળાં નાનાં પક્ષીયોમાં જે નર પક્ષી તે; ચલ્લો.

—'ચકલે મુકવું' એટલે લોકને જણાવવું; ખુલ્લું કરી દેવું; ઊઘાડું પાડવું.

**ચકવાચકવી,** [સં૦ચક્રવાક] પાણીમાંથી શિકાર શોધતાં એક જાતનાં પક્ષીયો—ઘણું કરીને આકારમાં હંસ બતક જેવાં પણ ખબુતરથી નાનાં હોય છે. એ પક્ષીયો વિષે એમ કેવાય છે કે નર માદા દિવસે સાથે રેછે પણ સાંજથી તે આખી રાત એક બીજાથી જુદાં—એક આ પાર ને બીજું પેલે પાર. 'ચકવાચકવી ચતુર નર, નિતપત રહત ઉદાસ; ખર ઘુવડ અરુ અબુઝ નર, સદા મગન પ્રથિરાજ. ૨ જુદાઈથી રીબાતાં આશકમાશુક.

**ચકવે,** [ચક્રે] 'તેણે એક ચકવે રાજ કીધું' એટલે તેણે સઘળાં રાજ્યોને તાબે કરી લઈ પોતે એકલાએ જ પોતાનું મોટું રાજ કીધું.

**ચકાસું,** ન૦ ચામડીપર જે ગોળ ચાઠું પડે છે તે.

**ચકાર,** પુ૦ ચ એ અક્ષર. મોડાંમાંથી નિકળતો કોઈ પણ એકાદો અક્ષર (પણ); જરાએ.

**ચકિત,** વિ૦ ધા૦ છક્ક—અજબ થયલું; આશ્ચર્ય પામેલું; એકાએક ગભરાયલું (ભયથી).

**ચકી,** સ્ત્રી૦ ઘણ્ટી; ફરતી ચકી; ચક્કી.

**ચકોતરું-રો,** ન૦ પુ૦ [ફા૦] એક જાતનું મોટાં લીમ્બુ જેવું ફળ.

**ચકોર,** પુ૦ [સં૦] એક જાતનું પક્ષી—ઘણું કરીને કુકડાની જાતને મળતું પણ નાનું—એને વિષે કેહેવાય છે કે તે ચન્દ્રકીરણ પીને જીવે છે. એ બહુ ચઞ્ચળ છે. વિ૦ ચઞ્ચળ; ચાલાક; ચપળ; હોશિયાર (માણસ).

**ચકોરો,** ચકોર.

**ચક્કર,** ન૦ [સં૦ ચક્ર] લામ્બું ગોળ ફરવાનું તે; ફેરાવો; આંટો. 'તે એક ચક્કર મારી આવ્યો, હવે તું જા'. ૨ પરીઘ; ફેર; ઘેર. ૩ પૈડું અથવા પૈડાંના આકારની અને પૈડાંની પઠે ગોળ ફરતી કોઈ પણ ચીજ. ૪ માથું ફરવું તે; તમ્મર; અન્ધારી; ચકરી; જીવ ડોળાવો તે. 'તેને વાણમાં ઘણાં ચક્કર આવે છે'. ૫ લોડાંનું ગોળ હથિયાર.

—'ચક્કર ફરવું' એટલે વિચાર બદલવો—લાવો; ઉથલપાથલ થવી; રૂપાન્તર થવું. ૨ ફાવવું; સેહેલું થવું.

**ચક્કી,** સ્ત્રી૦ ગોળ આકારમાં ફરતી ચપટી ગોળ વસ્તુ; ઘણ્ટી; ફરતી ચાકી.

**ચક્કુ,** ન૦ ચકતું; ઢેઢનો ચાક બાઝવો તે. ૨ વિલાયતી છરી.

**ચક્ર,** ન૦ [સં૦] પૈડું અથવા પૈડાંના આકારની અને પૈડાંની પઠે ગોળ ફરતી કોઈ પણ ચીજ; ચાક. ૨ દરિયાઈ જીવડાનું ઘર; શંખલાં કોડાંની એક જાત—એ વિષ્ણુના ચાર આયુધમાંનું એક છે અને વિષ્ણુ—શાલિગ્રામની સાથે રોજ પુજાય છે. ૩ ગોળ ચપટું ધારવાળું લોડાનું હથિયાર જે ગોફણની પેઠે ફેરવીને ફેંકવામાં આવતું, જેથી માણસ કપાઈ જતાં.—અસલનાં વખતમાં લડાઈમાં ઘણું વપરાતું. ૪ આંગળી અઙ્ગુઠાને છેડે ચક્ર આકારનું રેખાઓનું જે નાનું ગુચ્છળું તે. જે માણસને એવાં ચક્ર હોય છે તે ભાગ્યશાળી કેવાય છે (જ્યોતિષ—સામુદ્રિક). ૫ એક સમુદ્રથકી તે બીજા સમુદ્ર સુધી લામ્બો પોળો ગયલો જે પ્રદેશ તે; ઘણું

મોટું રાજ્ય; મોટો દેશ. ૬ ચક્ર—ગોળ આકારમાં રચેલું સૈન્ય; ચકરાવો; ચક્રવ્યૂહ. ૭ શરીરમાં છ ચક્ર કલ્પેલાં છે તેમાંનું એકેક—ખટચક્ર શબ્દ જોવો. ૮ ચક્ર અથવા ગોળ આકારમાં ગ્રહાદિકનો જે માર્ગ તે—રાશિચક્ર; સંવત્સર ચક્ર; કાળચક્ર; આદિ લઈ.

**ચક્રદણ્ડ, પુ૦** એક જાતની તાલિમખાનાની કસરત.

**ચક્રધર, પુ૦ [સં૦]** ચક્ર ધરનાર પુરુષ—વિષ્ણુ. ૨ કૃષ્ણ. ૩ કુંભાર.

**ચક્રપાણિ, પુ૦ [સં૦]** ચક્ર છે હાથમાં જેના એવો જે દેવ તે; વિષ્ણુ.

**ચક્રવર્તી, પુ૦ [સં૦]** ઘણી મોટી પૃથ્વીનો રાજા; ચક્ર—ઘણાં મોટાં રાજનો ચલાવનારો; સાર્વભૌમ રાજા; શૈનશાહ; નાનાં નાનાં ઘણાંએક રાજ્યોને જીતી લઈ ચક્રાકારમાં એકઠાં કરી એક ચક્રે રાજ કરનારો.

**ચક્રવાક, પુ૦ [સં૦] ચકવો.**

**ચક્રવાકી, સ્ત્રી૦ ચકવી.**

**ચક્રવાત, પુ૦ [સં૦]** વંટોળિયો.

**ચક્રવૃદ્ધિ, વિ૦ [સં૦]** મુદ્દલ ને વ્યાજ એ બેને એકઠાં મેળવી નવું મુદ્દલ ગણી વ્યાજ કાડવું એવી રીતનું (વ્યાજ). વ્યાજ બે રીતનાં: સાદું—સૂડ વ્યાજ અને ચક્રવૃદ્ધિ—વ્યાજનું વ્યાજ.

**ચક્રવ્યૂહ, પુ૦ [સં૦]** ચક્રના આકારમાં ગોઠવેલી સૈન્ય રચના; કોઠા જુધ; ચકરાવો.

**ચક્રાકાર, વિ૦ [સં૦]** ચક્રના જેવા આકારનું.

**ચક્રાઙ્કિત, વિ૦** ચક્રના જેવી છાપ મરાવેલું માણસ; (ચક્ર એ વિષ્ણુનું ચિહ્ન છે). ૨ કપાળમાં ગોળ તપાવેલો લોઢાનો ડામ દીધેલું માણસ. ૩ શિક્ષા પામેલો.

**ચક્રી, પુ૦** વિષ્ણુ. ૨ ચક્રવાક. ૩ કુંભાર. ૪ ઘણા નાના રાજાપર રાજ કરનારો રાજા.

**ચક્ષુ, ન૦ [સં૦]** આંખ; નયન; નેન. **ચક્ષુર્ભિઃસત્યમ્** એમ વેવારમાં બોલાય છે તેનો અર્થ આ કે આંખે જે દીઠું—નજરે જે જોયું તેજ સાચું. [પ્રીતિ. —'ચક્ષૂરાગ'—નજરથી—દૃષ્ટિથી ઉત્પન્ન થયલી —'ચક્ષૂ વિષય'—આંખથી દેખાતા જે પદાર્થ તે.

**ચખ, ચક્ષુ** (જુની કવિતામાં). [કડાવવો.

**ચખાડવું, ક્રિ૦ સ૦** કોઈને ચાખવા આપી સ્વાદ

**ચખાર, પુ૦** ચાડિયો; ચુગલીખોર. ચોરચખાર કેવાય છે. "પ્રજા સુએ ઉઘાડે બાર, ન કરે ચેરી ચોરચખાર" (નળાખ્યાન).

**ચગદવું, ક્રિ૦ સ૦** છુંદવું; ચાંપવું; ચકદવું. ૨ નુકસાનીમાં ઉતારવું. 'શેરના વેપારે–રમાં મને ચગદી નાંખ્યો'. ૩ હેરાન કરવું; દુઃખ દેવું. 'તે મને વારેવારે ચગદ ચગદ કર્યા કરે છે'.

**ચગદાવું, ક્રિ૦ અ૦** ડબાવું; છુંદાવું—'સમ્ભાળજે મારો પગ ન ચગદાય'. ૨ સકુડાસથી ભચડાવું. 'જરા ચગદાઇને બેસો'.

**ચગવું, ક્રિ૦ અ૦** કનકવાએ આકાશમાં ઉડવું.

**ચગળવું, ક્રિ૦ સ૦** ન ખવાતું હોય તોપણુ ડાબી ડાબીને બલાત્કારે ખાવું. ૨ ધીમે ધીમે મોડામાં ચાવ્યાં કરવું; મોડામાં રમાડ્યાં કરવું.

**ચગાવવું, ક્રિ૦ સ૦** કનકવા—પતઙ્ગને હવામાં ઉરાડવો. ૨ છકાવવું; બેકાવવું.

**ચગીજવું, ક્રિ૦ અ૦** સઙ્કેતમાં સમજી જવું.

**ચઙ્ગું, વિ૦** ચઞ્ચળ; ચાલાક; જલદીથી સમજી જાય તેવું.

**ચઙ્ગું, ન૦** નદીમાં રેલ આવ્યાથી કિનારાપર અથવા કિનારાપરનાં ખેતરમાં ઠરી રયલો જે કાદવ તે; ઘસડાઈ આવીને ઠરી રયલી મટોડી.—એથી પાક સારો થાય છે.

**ચઙ્ગ, વિ૦ [સં૦]** સ્વચ્છ; શુદ્ધ; પવિત્ર. 'બ્રહ્મના ધ્યાનમાં રે, બનૂં ચઙ્ગી ને રઙ્ગી હું'. ૨ આનન્દી. રઙ્ગી ભઙ્ગી ચઙ્ગી.

**ચઙ્ગ, પુ૦ [ફા૦]** મોરચઙ્ગ; મોડેથી વગાડવાનું એક વાજું. ૨ તાળ વગાડવાની પિત્તળની ચકતિયો. ૩ કનકવા—પતઙ્ગનું પુછડું; કાગળનો પતઙ્ગ. ૪ ગઞ્જીફાના આઠ રઙ્ગમાંનો એક (ઘણ્ટડી આકારનો). **અ૦** દૈયાં; ઘણ્ટ; ઘણ્ટા ( કંઈ નહિ એમ બતાવવાને અઙ્ગુઠો ઉભો કરી બતાવે છે તે ).

**ચઙ્ગા, વિ૦ [હિં૦] ચઙ્ગ.** 'મન ચઙ્ગા તો કથરોટમેં ગંગા'; "સજ થાઓ કરી મન ચઙ્ગા". ૨ શ્રેષ્ઠ; મોટો. "ચઙ્ગા માડૂ ઘર રહે, તીનુ અવગુણ હોય; કપડા ફાટે રણ વધે, નામ ન જાણે કોય". [તનખો.

**ચઙ્ગારી, સ્ત્રી૦** સળગેલી વસ્તુનો ઝીણો ભાગ; ચિણગારી;

**ચઙ્ગી, અઙ્ગીણી;** ચઙ્ગી ભઙ્ગી. ૨ આનન્દી; ખુશ મીજાજી. ૩ કાછડીછૂટો; છીનાળવો. [ઢાંકવું તે.

**ચઙ્ગોટી, સ્ત્રી૦** સોડ; સુતી વખત મોડાંપર લુગડું

**ચચુકો, ચિચુડો.**

**ચચણવું, ક્રિ૦ અ૦** ચણચણવું. ચામડી ઉપર તીક્ષ્ણ—બળતાં જેવું દુઃખ લાગવું.—'સોરાયલી ચામડીપર મીઠાનું પાણી પડેથી તે ચચણે છે.' ૨ બળવા માંડવું; ચોંટવું.—'શાક ચચણે છે'. ૩ ફીકર થવી; ગભરાટ થવો; મુંઝાવું. 'જીવ ચચણ ચચણ થયા કરે છે.'

**ચચરવું, ક્રિ૦ અ૦** ચચણવું (૧ લા અર્થમાં). ચચરવું એનાં કરતાં ચચણવામાં વધારે સખત લાગણીનો અર્થ રયો છે.

**ચચુકો–ડો, ચિચુડો.** [સામટા.

**ચચ્ચાર, વિ૦** ચાર ચાર વસ્તુનો જે થોક તે; ચાર

**ચચ્ચો મમ્મો, પુ૦** મા બેન સમાણી ગાળો દેવી તે.

**ચઞ્ચ, [સં૦] ચાંચ.**

**ચઞ્ચવાળવું, ક્રિ૦ સ૦** શરીરપર હલકો હાથ ફેરવવો

તે; બાળકને નખ વગેરે ન વગાડતાં હલકા હાથે જે ખજવાળવું તે. ૨ એ આંગળાં અને અઙ્ગુઠાની વચમાં પૈસાને ફેરવ ફેરવ કરવો તે. ૩ ધીમે ધીમે ખાવું; ખાતાં નકામી વાર લગાડવી.

**ચઞ્ચળ,** [સં૦ ચઞ્ચલ] સ્થાન—વિચાર—કર્મમાં ફરતું; ડગમગતું; ખસી—ઢળી જાય તેવું. ૨ હોશિયાર; થોડામાં ઘણું સમજી જાય તે; તીક્ષ્ણ બુદ્ધિનું. ૩ ચાલાક; ચપળ; ગરમ લોહીનું.

**ચઞ્ચળા,** સ્ત્રી૦ [સં૦ ચઞ્ચલા] વિજળી. ૨ લક્ષ્મી. ૩ એકવૃત્ત (કવિતામાં).

**ચઞ્ચળાઈ,** સ્ત્રી૦ ચઞ્ચળપણું; ચાલાકી; હોશિયારી.

**ચઞ્ચુ-ઞ્ચૂ,** સ્ત્રી૦ [સં૦] ચાંચ. 'ચઞ્ચુ પ્રહાર.'

**ચટ,** પુ૦ [સં૦] શ્રાદ્ધમાં જોઈયે તો બ્રાહ્મણ, પણ તેને અભાવે, એકઠી કરી ગાંઠ વાળેલી એવી દર્ભની સળિયો જે પિતૃ બ્રાહ્મણના પ્રતિનિધિ રૂપે પૂજાય છે તે. સ્ત્રી૦ ખન્ત; કાળજી. વિ૦ જિદ્દ; હઠ; બોસ. ક્રિ૦ સ૦ એકદમ ખાઈ જવું. "બહુચરા માત મહાકાળ-રૂપે થયાં, દુષ્ટનું સૈન તે ચટ કીધું" (હરિરામ). અ૦ ઝટ લઈને; જેમ બને તેમ તાકીદે.

**ચટક,** પુ૦ [સં૦] એક પક્ષી; ચકલો. ૨ ચટકા મારવા તે.

**ચટક,** વિ૦ દીપતું; બાર પડીને શોભે તેવા રઙ્ગનું—રાતું. 'અટક મટક ને રાતું ચટક, સાઈ ટાંટિયો ને ઘાલ્યું સટક' એ ઓખાણું જોડાને માટે છે. ૨ ખન્ત.

—'ચટક ચાંદની'—નખરાં—હાવભાવથી મોહ ઉપજાવે એવી ખુબસુરત સ્ત્રી (એ પ્રયોગ હલકા દરજ્જાની સ્ત્રિને માટે વપરાય છે).

**ચટકદાર,** વિ૦ ભભકદાર; મોહ ઉપજાવનાર. ૨ મન પર છાપ પાડે એવું (લખાણ; ભાષણ).

**ચટકન્તું,** વિ૦ ભભકવાળું. "ચાખડિયો પેરીરે, પધારો ચટકન્તા" (પ્રેમાનન્દ સ્વામી).

**ચટકમટક,** વિ૦ ભભકદાર; ચઞ્ચળ. ૨ છમક છમક ચાલતી (સ્ત્રી). "ચટકમટકતી ચાલે રમ્ભા".

**ચટકવું,** ક્રિ૦ અ૦ દઙ્ખ લાગવો.; દઙ્ખથી દુઃખ થવું.—'મને કંઈ ચટક્યાં કરે છે'. ૨ ખુલવું; દીપવું,—ચન્દનીનું. ચન્દની ચટકી—છટકી.

**ચટકી,** રતુમ્બડું; ઝબઝબતું રતાશ મારતું. ૨ દિલમાં અસર કરનારું. "એના ચિતમાં ચટકી લાગી રે, આ શું રે કીધું" (રાજે).

**ચટકો,** પુ૦ દંશ; દઙ્ખ—'મચ્છરે ચટકો ભર્યો—માર્યો'. ૨ કોઈના મેણાથી દુઃખ લાગવું તે; રીસ. 'તેને તારા કયાનો ચટકો લાગ્યો'. ૩ કડી (ફજેતા જેવી). 'રઙ્ગનાં તે ચટકા હોય કાંઈ કુંડા ન હોય'. ચટકો ભરવો-મારવો; એટલે કોઈને ગુસ્સાથી કડવો શબ્દ કેવો.

**ચટચટ,** ઝટપટ; ઝટાઝટ.

**ચટણી,** સ્ત્રી૦ મરચાં, આદું, કોથમીર, મીઠું વગેરે ભેગાં વાટી બનાવેલો જે ખાટો તીખો ચાટી ખાવાનો પદાર્થ તે. ૨ નહિ જેવો તુચ્છ પદાર્થ—'મારું બોલવું તે શું ચટણીમાં કાઢી નાંખે છે? શું કંઈ જ લેખવવા જેવું નથી?'

—'ચટણી કરવી' એટલે ઉડાવી દેવું; ખરચી ખાવું. ૨ સંહાર કરવો; ઘાણ કાઢવો. 'પ્રતાપે મોગલ સેનાની ચટણી કરી નાંખી'.

—'ચટણી પેઠે ઉડી જવું' એટલે થોડીવારમાં વપરાઈ જવું. 'ચટણી ખાઉ', —દક્ષિણી (તિરસ્કારમાં).

**ચટણું,** ન૦ મીઠો પદાર્થ ચાટી જનારું બાળક.

**ચટણો,** પુ૦ દક્ષિણમાં રહેનારો મરાઠો. ૨ લાંચિયો.

**ચટપટ-ટી,** સ્ત્રી૦ કાળજી; ખન્ત, ૨ તાલાવેલી; ગભરાટ; ઉતાવળ. ૩ અકળામણ; સન્તાપ.

**ચટાઈ,** સ્ત્રી૦ [ફા૦] સાદડી.

**ચટાકો,** ચટણી રાયતાં પાપડ વગેરે પદાર્થો. 'ચટણી ચટાકો'. ૨ સારું સારું ખાવાનું રસિયું. 'જીવકોરને ખાવાનો ઘણો ચટાકો છે'.

**ચટાચટ,** અ૦ જલદીથી; ઝટઝટ.

**ચટાડવું,** ક્રિ૦ સ૦ કોઈ ચાટે તેમ કરવું.

**ચટાપટા,** પુ૦ રઙ્ગના આડા અવળા લીસોટા.

**ચટાપટી,** ચટપટ-ટી.

**ચટયો,** પુ૦ જિદ્દી; મમતી; હઠીલો.

**ચટુડું,** વિ૦ ચાટુડું.

**ચડ-ચડ,** અ૦ ઝટ; જોતાં જોતાંમાં; જલદીથી.

**ચડચડવું,** ક્રિ૦ અ૦ વાંસ આદિ ફાટવાથી જે અવાજ થાય તે.

**ચડઉતર,** સ્ત્રી૦ ચડવું ને ઉતરવું તે. ૨ ભાવનું વધઘટ થવું તે.

**ચડણ,** સ્ત્રી૦ ઊંચે ચડવું પડે તેવો માર્ગ.

**ચડતી,** સ્ત્રી૦ નઠારીમાંથી સારી હાલતમાં આવવું—હોવું તે; આબાદાની; ઉત્કર્ષ; વૃદ્ધિ. ૨ જય; ફતેહ. વિ૦ ચડતી દશા—કળા—કમાન.

**ચડતું,** વિ૦ વધારે સારું—કિમ્મતનું—સુખનું—પદવિનું. ૨ વધતું; વધતું થતું.

—'ચડતા દાડા'—આબાદીનો વખત (એનું ઉલટું પડતા—નબળા દાડા). **ચડતી દોલત, ચડતી પાયરી** ઈ૦. ૨ સ્ત્રીને ગર્ભ રહેવો-હોવો તે.

—'ચડતી ભાંજણી'—(ગણિતમાં) હલકી કિમ્મતના નામની રકમને ભારે કિમ્મતનાં નામની રકમમાં આણવી તે—પૈના રુપિયા કરવા તે ચડતી ને રુપિયાની પૈ કરવી તે ઉતરતી ભાંજણી.

—'ચડતી શ્રેઢી'—સરખી બાદબાકીની (સરખા ઉત્તરની) અથવા સરખા ભાગાકારની (સરખા ગુણોત્તરની) વધતી સઙ્ખ્યાઓ સમ્બન્ધી હિસાબ ગણ-

વાની રીત. ૨, ૪, ૬, ૮, અથવા ૩, ૯, ૨૭, ૮૧, ૨૪૩ એવી જે શ્રેઢી તે.

—'ચડતું વ્યાજ'—ચક્રવૃદ્ધિ વ્યાજ.

**ચડપચડપ,** અ૦ જલદીથી; ઝટઝટ.

**ચડપવું,** ક્રિ૦ સ૦ ઝડપવું; ઝટ લઈ લેવું.

**ચડભડવું,** ક્રિ૦ અ૦ ગુસ્સે થવું; રીસમાં જોસથી બોલવું. ૨ લડી પડવું; બોલચાલ થવી.

**ચડભડાટ,** પુ૦ ગુસ્સામાં એક બીજા સામે બોલવું થવું તે; બોલચાલ.

**ચડવું,** ક્રિ૦ અ૦ [સં૦ ચટન] નીચેથી ઉપર જવું. માળપર—અગાસીપર—ઘોડાપર—ઝાડપર—ટેકરીપર ચડવું (ઉતરવાનું ઉલટું). ૨ ધીમે ધીમે આકાશમાં ઊંચે આવતું જણાવું.—ચન્દ્ર સૂર્ય તારા વગેરેનું. ૩ વધારે વાંકું વળવું; કામઠીના ઉપલા આંકામાં પણછ ઘાલેથી કામઠીયે તણાઇને જોરમાં વાંકું વળી રેવું—(ઇન્દ્રનું ધનુષ્ય ચડચું—આકાશમાં મચ્છ તણાયો). ૪ સૂરમાં વધારે ઊંચું થવું—જવું.—સારઙ્ગી, નરઘાં વગેરેનું. ૫ ભાવ વધવો; કિમ્મત જાસ્તી થવી—'સુતરનો ભાવ ચડ્યો.' ૬ વધારે માંગણી કરવી; એકના કરતાં બીજાએ વધારે આપવાનું કબૂલવું—'લીલામમાં ચડવું.' ૭ પૈસા—પદવીમાં વધવું. ૮ સારી હાલતમાં આવવું; ઉત્કર્ષ થવો. ૯ મમત મદ વગેરેમાં વધવું. ૧૦ ભાંગ અફીણ દારુ વગેરેનો જોસ વધવો; માથું ફરવું.—'ભાંગ ચડી છે'. ૧૧ ફુલાઈ—છકી—બેકી—ફાટી જવું.—'તું સેજસેજ વાતમાં એટલો બધો શેનો ચડી જાય છે?' ૧૨ બેસવું—માફક આવવું.—'જોડો પગે ચડતો નથી'. ૧૩ જોઈયે તેના કરતાં વધારે મુદત થવી.—'પગાર ઉપર વીસ દાડા ચડ્યા છે'. ૧૪ બૈરાંએ મોડું અળગું બેસવું.—'જમનાને આ વખત અળગું બેસવું ચડચું છે માટે ખરચની તૈયારી રાખજો'. ૧૫ દરદનું વધવું.—'તેને સોજા ચડવા માંડ્યા છે'. ૧૬ છારી—ધૂળ—ફૂગ વગેરે વળગવી.—'કાટ ચડવો;' 'લીલ ચડવી.' ૧૭ પૂજા માન્ય થવી; સ્વીકાર થવો; પસન્દ આવવું.—'વિષ્ણુને તુળસી ને મહાદેવને બીલી ચડે છે'. ૧૮ થર બન્ધાવો; ઉપર પથરાવું.—'તેનાપર ઢોળ—રઙ્ગ ચડ્યો છે'. ૧૯ બફાઇને તૈયાર થવું. ૨૦ હલ્લો કરવાને તૈયાર થવું; તૈયાર થઈ કૂચ કરવી.—'સો કામઠી ચડી છે'; 'લશ્કર ચડચું છે'. ૨૧ ફૂલવું; ઊંચું આવવું; ખાટું થવું (ખીરું). ૨૨ મળવું; જડવું; પ્રાપ્ત થવું.—"મનુષ્ય જન્મરૂપી રે, ખોયો મણી હાથે ચહડયો" (ધીરો). ૨૩ પ્રસંગમાં આવવું.—"જોબનને હાથે ચહડશોરે" (ધીરો). 'ચડી આવવું'—ગુસ્સામાં આવી ધસારો કરવો.—'લશ્કર ચડી આવ્યું'. કેવત—"ચડે તે પડે ને ભણે તે ભૂલે".

—'ચડતો પાસો'—આબાદી થવી; ભાગ્યનું ખુલવું.

—'ચડી બેસવું'—બેમર્યાદ થઈ ધુરકવું; શિરજોરી કરવી; આજ્ઞા ન પાળવી.

—'ચડી વાગવું'—બીજાની કુમકથી કોઈને સતાવવું.

**ચડવો,** પુ૦ ઠિકરાનું નાનું ઠામ—એમાં પાણી ભરી લોક ઝાડે ફરવા જાય છે—મુસલમાન એણે વતી પાણી પિયે છે. [કેરી પદાર્થ.

**ચડસ, ચરસ.** ૨ મમત; હઠ; ખાસ. ૩ એક જાતનો

**ચડસાચડસી,** સ્ત્રી૦ સરસાસરસી; દેખાદેખી.

**ચડસીલું-લો,** પુ૦ મમતીલો; હઠીલો; જે વાત મનમાં લીધી હોય તે ન છોડનારો.

**ચડસું,** પુ૦ કુવા તળાવમાંથી પાણી ઉપર ચઢાવવાનો યન્ત્ર. ૨ ચોપાલી.

**ચડાઈ,** સ્ત્રી૦ લડાઇની સ્વારી; હુમલો. ૨ તૈયારી.

**ચડાઉ,** વિ૦ જરા જરામાં ફુલાઈ જાય તે. ૨ થોડીવારમાં ઉસકેરાઈ જાય તે.

**ચડાચડી,** સ્ત્રી૦ સરસાઈ; હોંસાતોંસી.

**ચડાવ,** પુ૦ ઊંચું ચડવાનું હોય તેવી જગો. ૨ ઉઠાવણી; સ્વારી. ૩ ચડતી; ઉપાડ.

**ચડાવણહાર,** પુ૦ ચડાવનાર; ગોઠવનાર. "મ પડ મારા આધાર, ચોસલા કોણ ચડાવશે; ગયા ચડાવણહાર, જીવતા જાતર આવશે' (રાસમાળા).

**ચડાવવું,** ક્રિ૦ સ૦ કોઈ ચડે તેમ કરવું; એકના ઉપર બીજું મુકવું. ૨ અતીસેં ખાવું પીવું.—'તેણે આજ ખૂબ લાડુ ચડાવ્યા છે'; 'તેણે ગઈ કાલે ભાંગના બે લોટા ચડાવ્યા હતા'. ૩ ઉસકેરવું. ૪ ઘેલું બનાવવું; ફુલાવવું. ૫ પણછ ઉંચી કરી ધનુષ તૈયાર કરવું. ૬ વધારે છૂટ આપવી; માથે ચડાવવું.—'તેના મા બાપે તેને ઘણો ચડાવી મુક્યો છે.' ૭ કબૂલ કરવું; સ્વીકારવું.—'તમારું બોલ્યું મેં ખુશીથી માથે ચડાવ્યું'. ૮ વાણ ઉપર માલ લઈ જવો. ૯ દેવ માન્ય કરે તેવી વસ્તુ અર્પણ કરવી; માથે મુકવું.—'દેવને હજુ ચન્દન ફૂલ તો ચડાવ્યાં નથી, થાળી પિરસીને ટાઢું કાં કરી નાખે છે.' ૧૦ ભોગ આપવો. 'તેને શું માતા માદેવને ચડાવવો છે?'

**ચડાવો, ચડાવ.** ૨ ગાડીનો એક અવયવ. ૩ વૃદ્ધિ; ચઢતી. ૪ ઉસકેરવાપણું. ૫ વધારો.—'અનાજના ભાવમાં ખુબ ચડાવો થયો છે'. ૬ મેળો.—'હરદ્વારનો ચડાવ'.

**ચડિયાતું,** વિ૦ વધારે સરસ—ચડતું થતું.

**ચડીચોટ,** વિ૦ એકદમ; જુસ્સાભેર. "એને લીધો તે ચડીચોટરે, અમ્બિકા આનન્દી" (રણછોડ).

**ચડેડાટ,** વિ૦ અવાજ કરતું. "એવું કહેતામાં કલજુગ નાઠો, ચડેડાટ ટોડલો ફાટયો" (નળાખ્યાન).

**ચડી,** સ્ત્રી૦ તક્કિયો. ૨ ચકલી.

**ચ઼ડેલ, ચ઼ડાઉ.**
**ચઢભડવું, ચડભડવું.**
**ચઢવું, ચ઼ડવું. ચઢતું—ચ઼ડતું, ચઢાઈ—ચ઼ડાઈ ઈ૦.** ૨ રમતમાં એક છોકરાએ બીજા છોકરાને અડકવા—પકડવાને દોડવું.
**ચઢાઉ, વિ૦** જમીનને માફક આવે એવું ( પાણી ). ૨ ચ઼ડવા બેસવા લાયક. ૩ ઉંચાણમાં છે તે. ૪ સરસ; ઉત્તમ. ૫ ફુલણજી; પતરાજીખોર.
**ચ઼ણ,** કબૂતર—ચકલા ચકલી ઈ૦ પક્ષિને દાણા નાંખવામાં આવે છે તે. "ચણ મૂકે માંઈ ફળ કામના, મોણ્યા પશુ પડે દામ ચામના" (અખો).
**ચણગી, ચિઙ્કારી.**
**ચણચણ, અ૦** એવો થતો અવાજ દેખાડે છે.
**ચણચણવું, ચચણવું.**
**ચણચણાટ, પુ૦** ચચણવું તે. [તે; બનાવટ.
**ચણતર, ન૦** ચણવાની રીત; ચણવાનું કામ. ૨ ચણેલું
**ચણવું, ક્રિ૦ સ૦** ઇંટ પથરા વગેરેને એકપર એક એ઼ ચૂનાના કોલની મદદે મુકતાં જઈ ભીત દિવાલ તૈયાર કરવી; કડીઆનું કામ કરવું. ૨ નવું ઉઠાવવું (કામ).
**ચણા, પુ૦ [સં૦ ચણક]** કઠોળની જાતનું અનાજ. બીજા કઠોળ કરતાં ચણા ઘણા વપરાય છે. 'ચણાના ઝાડપરથી કુદી પડ્યો'-ચણાનું ઝાડ નાનું હોય છે તે ઉપરથી, સેજ કામને અઘરું કેવું, જુજ મેનત છતે મોટું પરાક્રમ કીધું સમજવું એવો અર્થ રાખે છે. 'વેચીને ચણા કરવા' એટલે વેચી વટાવીને ખાઈ પી ઉડાવી દેવું. 'વેચીને ચણા કરે એવો'—ઠગવા—કપટ કરવામાં હુશિયાર. 'ચણામમરા'—કંઈક ખાવાનું; તુચ્છ. 'ચણા ચવરાવવા'—ઠગવું;—કણ્ટાળો આપવો. ચણો એકવચન ને ચણા બહુવચન.
**ચણાખાર, પુ૦** ચણાના છોડ ઉપરના ઝાકળના પાણીમાંથી બનાવેલો ખાર; પ્રવાહી.
**ચણાદાળ, સ્ત્રી૦** ચણાની દાળ.
**ચણાપણી, સ્ત્રી૦** ચણાનો છોડવો. ૨ ચણાના છોડની બાંધેલી જુડી. 'ચણાપણી કંઈ ઝાડમાં લેખું'.
**ચણાપાપડી, સ્ત્રી૦** ચણાની દાળને ગોળ અથવા ખાંડની ચાસણીમાં મેળવી બનાવેલાં જે ચાકાં તે; એક જાતની મીઠાઈ.
**ચણારો,** ચારો (પક્ષીનાં બચ્ચાંનો).
**ચણિઆરું, ન૦** જે ખાડામાં બારણાં—દરવાજાના ખુણાનો અણિઆરો ભાગ ફરતો રે છે તે.
—ચણિઆરાં ઠેકાણે રાખવાં'—નજર સીધી—ચોખ્ખી રાખવી.
—'ચણિઆરાં નચાવવાં'—સ્ત્રિયે ઇસારત કરવી.
**ચણિયાપાટ, પુ૦** ચણિયાના કપડાંના તાકા.
**ચણિયો, પુ૦** છોકરીઓને પેરવાનું તથા બાયડીયોને લુગડાંની અન્દર પેરવાનું વસ્ત્ર.
**ચણોટી-ઠી, સ્ત્રી૦** એક જાતના વેલાનું રાતું બીયું—ફળ; ગુઞ્જા. ધોળી, પીળી, કાળી ચણોઠી પણ હોય છે. ૨ માસાનો આઠમો અથવા વાલનો અડધો ભાગ; ૨ા ગ્રેન.
**ચણ્ડ, વિ૦ [સં૦]** ઘણું જ ગુસ્સામાં આવી ગયલું? ક્રોધાયમાન. ૨ ઝાઉસ; તુન્દ મિજાજી; ગરમ. ૩ ભયઙ્કર. **પુ૦** જૈન મતનો એક દેવતા. ૨ એક રાક્ષસ (ચણ્ડમુણ્ડ).
**ચણ્ડાળ, પુ૦ [સં૦ ચણ્ડાલ]** મા બામણી ને બાપ શૂદ્ર એ બેથી પેદા થયેલી એકાદિ નિચી જાતનો પુરુષ. ૨ ઘેડો; ભઙ્ગીયો. **વિ૦** નિર્દય—ઘાતકી—દુષ્ટ—નીચ—પાપી (માણસ).
**ચણ્ડાળચોકડી, સ્ત્રી૦** ચણ્ડાળ—હરામખોર—લુચ્ચા—લફઙ્ગા—કાળાં કામ કરનારા પુરુષોની ટોળી. ૨ લોકની ચરચા કરનારી મિત્રમણ્ડળી.
**ચણ્ડાળણી, સ્ત્રી૦** ચણ્ડાળની સ્ત્રી. ૨ ઘાતકી કામ કરનારી સ્ત્રી; પાપણી.
**ચણ્ડી, સ્ત્રી૦** ઘડી ઘડીમાં ગુસ્સે થનારી સ્ત્રી; કર્કશા. ૨ મહિષાસુર દૈત્યનો નાશ કરનારી દેવી.
**ચણ્ડુલ, પુ૦** અરીણમાંથી તૈયાર કરેલો ઢાલો રસ—એને દીવાની ઉપર રાખી નળીની મારફતે એનો ધુમાડો ખેંચાય છે. ચણ્ડુલ પીનારાને પીતાં પીતાં લાળ ઘણી ગળે છે અને પછી તે ઘેનમાં બેભાન પડી રે છે.
**ચણ્ડોલ-ળ, પુ૦** એક જાતનો પક્ષી—એ કાળા રઙ્ગનો ચલ્લા જેવડો અને મીઠા શબ્દ કરનારો હોય છે.
**ચતરઙ્ગ, પુ૦** એક જાતનું વાજું. ૨ એક જાતનું ગીત.
**ચતરાઈ, ચતુરાઈ.**
**ચતું, વિ૦** વાંસો નીચે અને છાતી ઉપર હોય તેવું; પીઠપર પડેલું. 'ચતાં સુઇને છાતીપર હાથ રાખ્યાથી નહારાં સ્વપ્ન આવે છે માટે તેમ ન સુઇશ, કરોઠે સૂજે' (ચતાંનું ઉલટું ઊંધું). ૨ પાધરું; સવળું; ફાયદો થાય તેવું. 'આજ કાલ તેનો પાસો ચતોજ—સવળોજ પડે છે,' એટલે જે જુગતી કરે છે તેમાં તે ફાવી જાય છે.
**ચતુંપાટ, વિ૦** ચતું પાટલા જેવું. 'તે ઊંધાખરો ચતોપાટ પડીને ઘોરે છે'.
**ચતુર, વિ૦ [સં૦]** ચાર.
**ચતુર, વિ૦ [સં૦ ચત્—માગવું; પુછવું]** સેજમાં સમજી—જાણી જાય તે; કુશળ; હોશિયાર; આવડતવાળું. ૨ રસિક; ખુબી પિછાનનાર. ૩ શાણું; ડાહ્યું; ૪ પક્કું; લુચ્ચાઈ પારખનારું.
**ચતુરઙ્ગ, વિ૦ [સં૦]** ચાર અઙ્ગ—બાજુ—બળ—રઙ્ગ

હોય તેવું (સેન). હાથી ઉપર બેસીને લડનાર, ઘોડેસ્વાર, રથમાં બેસીને લડનાર અને પાયદલ.

**ચતુરઙ્ગી, વિ૦** ચાર અઙ્ગ—રઙ્ગવાળી (સેના).

**ચતુર શિરોમણિ,** ઘણો હુશિયાર. ૨ ડાહ્યા માણસોમાં ચડતો. ૩ મૂર્ખો (વ્યંગમાં).

**ચતુરસીમા, સ્ત્રી૦ [સં૦ ચતુસ્સીમા]** પૂરવ પશ્ચિમ ઉત્તર દખ્ખણ એ ચારે દિશાએ જે ચાર સીમા તે; ચારે બાજુની હદ.

**ચતુરસુજાન, વિ૦ [ચતુર ને સૂજ્ઞ]** ચતુર અને ઘણી ઘણી વાતથી જાણીતું; ભણેલું ગણેલું હોય તે; ચતુર અને સમજુક.

**ચતુરા, સ્ત્રી૦ [સં૦]** ચતુર સ્ત્રી.

**ચતુરાઈ, સ્ત્રી૦ [ ચાતુર્ય ]** કાબેલિયત; હોશિયારી. ૨ જુગતી શોધવાની—રસ સમજવાની શક્તિ. ૩ પક્કાઈ; ખન્ધાઈ. [તે; બ્રહ્મા.

**ચતુરાનન, પુ૦ [સં૦ ચતુર્-આનન]** ચાર મોડાંના

**ચતુર્ગુણ, વિ૦** ચોગણું.

**ચતુર્ઘાત, પુ૦** એકાદિ સઙ્ખ્યાને ત્રણ વાર પોતાની સાથે ગુણ્યાથી જે નવી ચોથી સઙ્ખ્યા પેદા થાય તે અથવા તે દેખાડનારો અઙ્ક.—૨ એ સઙ્ખ્યાનો ચતુર્ઘાત ૨×૨×૨×૨=૧૬ છે.

**ચતુર્થ, વિ૦ [સં૦]** ચોથો.

**ચતુર્થાંશ, પુ૦ [સં૦]** ચોથો ભાગ—હિસ્સો; એકના સરખા ચાર ભાગમાંનો અકેકો; ા; પા. [ સંન્યાસી.

**ચતુર્થાશ્રમ, પુ૦** ચોથો આશ્રમ-સંન્યાસ;**-આશ્રમી,**

**ચતુર્થી, સ્ત્રી૦ [સં૦]** સુદ અથવા વદ પખવાડિયાંનો ૪ થો દાડો; ચોથ. ૨ ચોથી વિભક્તિ.

**ચતુર્થીકર્મ, પુ૦** લગ્નની ચોથી રાત્રીએ જે ક્રિયા કરવામાં આવે છે તે.

**ચતુર્દળ, વિ૦** ચાર પાંદડાં—પાંખડીવાળું.

**ચતુર્દશ, વિ૦ [સં૦]** ચાર ને દશ; ચૌદ.

**ચતુર્દશી, [સં૦] ચૌદસ.**

**ચતુર્ધા, અ૦ [સં૦]** ચાર પ્રકારે—રીતે.

**ચતુર્ભુજ, વિ૦** જેને ચાર ભુજ—હાથ હોય તે. (વિષ્ણુ, સરસ્વતી ઈ૦). ૨ ચાર બાજુ—મોડાં હોય તેવું. ૩ જેના હાથ પીઠ તરફ બાંધેલા હોય તે. **ચતુર્ભુજ સ્વરૂપ** પણ કેવાય છે.

—'ચતુર્ભુજ બનવું'—સ્તબ્ધ થઈ રેવું; ચકિત થવું. ૨ કેદ કરી હાથે દોરી બાંધી લઈ જાય તેમ થવું તે.

**ચતુર્વિધ, વિ૦ [સં૦]** ચાર પ્રકાર—રીત.

**ચતુષ્કોણ, પુ૦ [સં૦]** ચાર ખુણાની આકૃતિ.

**ચતુષ્ટય, ન૦ [સં૦]** ચારનો સમુદાય. અંતઃકરણ—આશ્રમ—સાધન ચતુષ્ટય—નિત્યાનિત્ય વસ્તુનો વિવેક; લૌકિક પારલૌકિક ભોગમાં વૈરાગ્ય; શમદમાદિ ષટ્ સમ્પતિ ને મુમુક્ષુપણું.

**ચતુષ્પદ, ન૦ [સં૦]** ચાર પગનું પશુ. ૨ ચાર ચરણનું વૃત્ત (કવિતામાં). ૩ અગિયાર કરણમાંનું એક (જ્યોતિષ). ૪ ચાર અવયવવાળું.

**ચતુષ્પાદ, વિ૦** ચાર અઙ્ગવાળું. ૨ વાદીનું પ્રશ્ન, પ્રતિવાદીનું ઉત્તર, તેપર પુનઃ પ્રશ્ન અને છેલ્લો નિર્ણય એ ચાર અઙ્ગયુક્ત જે વેવાર તે (ન્યાયમાં). ૩ ગાંડું. ચસકેલ. ૪ તોફાની.

**ચત્તુ, ચતું.**

**ચત્રુભુજ, ચતુર્ભુજ.**

**ચનિક, વિ૦** ક્ષણિક.

**ચન્ત, પુ૦ [સં૦ ચિન્ત્ય]** સ્વામી; પ્રીતમ (વિરહિણી જેની ચન્તા કરતી હોય તે પુરુષ). ૨. ચિત્ત; મન. "ચન્ત ચળે જોએ તેતણું, મિથ્યા કાર્ય હોય અખા ઘણું." ૩ ચિન્તા.

**ચન્તની, સ્ત્રી૦** સ્ત્રી—ચિત્રિણી.

**ચન્તા, ચિન્તા.**

**ચન્તામણી, ચિન્તામણિ.**

**ચન્દ, ચન્દ્ર.** ૨ શ્રાવકના નામને છેડે હોય છે—કરમચન્દ નવલચન્દ વગેરે. ૩ અબરખ, પિત્તળ, મીના, સુનારૂપાં વગેરેનો ચળકતો જે ચાંલ્લો બૈરાંઓ કપાળે ચોડે છે તે.

**ચન્દ, વિ૦ [ફા૦]** થોડું; જુજ. "જોબન ચન્દ રોજદા ચટકા" (મનોહરસ્વામી). ૨ થોડી વારનું; ઝટ જતું રે તેવું.

**ચન્દન, ન૦ [સં૦]** સુકેડનું ઝાડ. ૨ એ ઝાડનું સુગન્ધીવાળું લાકડું. ૩ એ લાકડાંને પાણી સાથે ઓરસિયાપર ઘસેથી ઢીલો પદાર્થ થાય છે તે.—'દેવને નવડાવીને ચન્દન ફુલ ચડાવ'. ૪ એ ચન્દનથી કપાળે જે ઉભું અથવા આડું ચિહ્ન કરવામાં આવે છે તે; ટીલું; તિલક. ૫ કોઈ પણ સુગન્ધીવાળો લેપ.—પછી સુંકડ મળિયાગરુ ગમે તે.

**ચન્દનગિરિ, પુ૦** મલય પર્વત; જેના ઉપર ચન્દન વૃક્ષ ઉગે છે તે પર્વત.

**ચન્દનઘો, સ્ત્રી૦** સરડા જેવી પણ મોડું પાતળું ને ઉછળીને કરડે છે તે. ખાખરના ઝાડ ઉપર હોય છે. ઘોની બે જાત છે તેમાંની એક (બીજીને પાટલાઘો કેછે).

**ચન્દનચૂડી, સ્ત્રી૦** સહુથી અગાડી પેરવાની ચૂડી જેની સુનાની ચીપ ઉપર વેલ વગેરે નકસી ચિતરી હોય છે તે.

**ચન્દનહાર, પુ૦** એક જાતનું કોટે ઘાલવાનું સુનાનું ઘરેણું. કણ્ઠીની સેર એક સરખી સાદી હોય છે ને ચન્દનહારની સેર અનુક્રમમાં નાની મોટી તથા અકેકી સેરમાં ટપકીઓ હોય છે.

**ચન્દની,** સ્ત્રી૦ ચન્દ્રમાનું પસરેલું જે અજવાળું તે; ચાંદની; ચાંદરણું; ચની. ૨ ઘરમાં છાજને લગતું બીલકુલ સફેત અથવા માંડવા ઊપર સફેત અથવા સફેત ને વચમાં સુનેરી તારા હોય તેવું કપડું બાંધવામાં આવે છે તે.

**ચન્દરવો,** પુ૦ ઘરમાં ઠાકોરમન્દિરની ઉપર અથવા માંડવા ઉપર બાંધેલું જે જાડું કપડું તે. ચન્દની સફેત જ હોય અને ચન્દરવો ગમે તે રઙ્ગનો સાદો અથવા ઘણા રઙ્ગનો પટાદાર હોય છે.

- 'ચન્દરવો બાંધવો'—કોઈ બાબત જાહેરમાં મૂકવી; પ્રખ્યાતિ કરવી (નઠારી બાબતમાં); ફજેત કરવું.

**ચન્દરસ—રૂસ, ચન્દ્રુસ.**

**ચન્દા,** સ્ત્રી૦ ચન્દ્ર (પણ સ્ત્રી લિઙ્ગે વાપરવો હોય તો). 'પ્રેમચન્દાની બલીહારીરે'. ૨ ચન્દની; ચાંદરણું. ૩ ચન્દ્રના જેવી કાન્તિવાળી સ્ત્રી. ચન્દા, ચન્દાગવરી, ચન્દાલખમી એવાં સ્ત્રિયોનાં નામ હોય છે.

**ચન્દાવું,** ક્રિ અ૦ બાફને લીધે કેરી વગેરે ફ્લાદિ-પર કોવાણનો ચાંલ્લો-ડાઘ પડવો.

**ચન્દાવો,** પાયરી; દરજ્જો સુદ બીજના ચન્દ્રની રેખા જેટલું અન્તર. 'તે તો ચાર ચંદાવા ચડે એવો છે.'

**ચન્દી,** સ્ત્રી૦ ઘોડા બળદ વગેરેને જે સુકો દાણો રોજ ખવાડવામાં આવે છે તે. ચન્દી આપવી—ચડાવવી.

—'ચન્દી ચડવી'—ખાઈ પીને અલમસ્ત બનવું. 'આજ કાલ એને ખૂબ ચન્દી ચડી—ચડે છે.'

**ચન્દેરી,** સ્ત્રી૦ એ નામનું સિન્ધિયાના રાજમાં એક શેહેર છે તે અથવા ત્યાંનાં બનેલાં પ્રખ્યાત જે પાઘડી દુપટ્ટા વગેરે તે.

**ચન્દ્ર,** પુ૦ [સં૦ ચદ્-દીપવું; આનન્દ ઉપજાવવો] નવ ગ્રહમાંનો એક. ૨ (અઙ્ગ્રેજી મતે) ઉપગ્રહ; ગ્રહની ચારેમેર ફરનારો નાનો ગ્રહ. ગ્રહો સૂર્યની પ્રદક્ષિણા કરે છે અને ચન્દ્રો, ગ્રહોની પ્રદક્ષિણા કરે છે. પૃથ્વિ એ ગ્રહને જે આપણે જોઇએ છૈયે, તેને એક જ ચન્દ્ર છે.—એ ૨૯ દાડે પૃથ્વિની પ્રદક્ષિણા કરી રે છે. બૃહસ્પતિ—ગુરુ એ ગ્રહને ચાર અને શનિને સાત ચન્દ્ર છે. ૩ બૈરાંને કપાળે નાના ચન્દ્રના આકારનું જે છુંદણું હોય છે તે. ૪ ચાંદલો; ચાંલ્લો. ૫ એક એ સઙ્ખ્યાની સંજ્ઞા (કવિતા—જ્યોતિષમાં).

**ચન્દ્રક,** પુ૦ [સં૦] ચાંલ્લો; ચાંદલો.

**ચન્દ્રકળા,** સ્ત્રી૦ [સં૦] ચન્દ્રગોળ—બિમ્બનો જે સોળમો ભાગ તે; દરરોજ ચન્દ્રની જેટલી વધ અથવા ઘટ થાય તેટલી તે. ૨ સ્ત્રિયોને પેરવાનું એક જાતનું કાળું સુતરાઉ રેશમની કે સુતરની કોરવાળું કપડું. ૩ એક જાતનો ગેભરના જેવો જાળીદાર ખાવાનો પદાર્થ-એ ગોસાઈના મારાજો ઠાકોરજીને પ્રસાદમાં ધરાવે છે.

**ચન્દ્રકાન્ત,** પુ૦ [સં૦] એક જાતનો પથરો.—એમ કેવાય છે કે તે, ચન્દ્રનાં કિરણો ઠીજી—ઠરી—બન્ધાઈ ગયેથી બને છે અને તેને ચન્દ્રપ્રકાશમાં આણેથી તેમાંથી પાણી ઝરે છે. ચન્દ્રકાન્તનાં ટાડાં ચશ્માં બને છે.

**ચન્દ્રગ્રહણ,** ન૦ [સં૦] ચન્દ્રનું ગ્રહણ. જ્યારે પૃથ્વી, ફરતી ફરતી સૂર્ય ચન્દ્રની વચમાં આવી જાય છે અને સૂર્યનો પ્રકાશ ચન્દ્રપર પડતો બન્ધ કરે છે ત્યારે ચન્દ્રગ્રહણ થયું કેવાય છે.

**ચન્દ્રચૂડ-ડામણિ,** પુ૦ માહદેવ; શઙ્કર; શિવ.

**ચન્દ્રજ્યોતિ,** સ્ત્રી૦ ચન્દની. ૨ એક જાતની આતશબાજી; બપોરિયું; કોડિયું.

**ચન્દ્રપ્રભા, ચન્દ્રજ્યોતિ.**

**ચન્દ્રબિમ્બ,** ન૦ ચન્દ્રના પ્રકાશનો ગોળ આકાર—વર્તુલ.

**ચન્દ્રમણિ, ચન્દ્રકાન્ત.**

**ચન્દ્રમણ્ડળ,** ન૦ ચન્દ્ર અને તેની આસપાસના તારાઓ.

**ચન્દ્રમા,** પુ૦ [સં૦] ચન્દ્ર; ચાંદો; ચાંદ.

**ચન્દ્રમુખી,** વિ૦ [સં૦] ચન્દ્રના જેવું છે ગોળ ગોરું મોડું જેનું તે (સ્ત્રી).

**ચન્દ્રમૌલિ,** પુ૦ [સં૦ ચન્દ્ર-મૌલિ—જટાનો અમ્બોડો] શિવ.

**ચન્દ્રરેખા-લેખા,** સુદ બીજના ચન્દ્રની જે વાંકી ઝીણી લીટી તે.

**ચન્દ્રવદના—ની,** સ્ત્રી૦ [સં૦] ચન્દ્રના સરખું છે વદન જેનું તે (સ્ત્રી).

**ચન્દ્રવો,** પુ૦ ચન્દરવો.

**ચન્દ્રશાળા,** પુ૦ અગાશી.

**ચન્દ્રશેખર,** [સં૦] શિવ.

**ચન્દ્રાવળા,** પુ૦ ગુજરાતી કવિતાની એક રીત—કાઠિયાવાડ અને કચ્છમાં પ્રસિદ્ધ છે.

**ચન્દ્રાવળી,** સ્ત્રી૦ એક જાતનું ગીત. ૨ રાધાની સખી.

**ચન્દ્રિકા,** સ્ત્રી૦ [સં૦] ચાંદરણું; ચાંદની.

**ચન્દ્રુસ,** પુ૦ એક જાતના ઝાડનો ગુંદર—એ કઠણ, ચળકતો, લિમ્બુના રઙ્ગનો અને સુગન્ધી વનાનો હોય છે. એ પાણીમાં પિગળતો નથી પણ તેલમાં ઉકળ્યાથી પિગળે છે—ચન્દ્રુસ તેલમાં રન્ધાયો કેવાય છે. એ વાણને ચોપડવાનાં અને ઓસડના કામમાં આવે છે.

**ચન્દ્રોદય,** પુ૦ [સં૦] ચન્દ્રનું ઉગવું તે.

**ચપ,** અ૦ મુંગું—છાનું રે, ન બોલ એવી જે ધમકી તે. ૨ કોઈની સામા જોઇને અઙ્ગુઠાની પાસની આંગળી નાકે અરકાડ્યાં કરેથી સાંમો ઘણી સઙ્કેતથી સમજી જાય કે મને બોલવાની ના કે છે તે સંજ્ઞા.

**ચપકાવવું,** ક્રિ સ૦ મીણ વગેરેને ઊનું કરી અરકાડવું; દઝાડવું. ૨ શાક દાળ વગેરેમાં ઊની કડછી ડાબવી; વઘાર કરવો. ૩ આપવું. 'એને જરાક ચપકાવ કે રડતો રે

**ચપકો, પુ૦** મીણ વગેરેને ઊનું કરતાં જઈ ચામડીપર મુકયાં કરેથી અકેકી વાર ઝપટમાં જે ઊનું લાગે તે; ડામ; ચપકાનું દુઃખ લાગતાં જ છે પછી નથી ને ડામનું દુઃખ લાગતાંએ ઘણું ને પછી પણ ઘણું છે.

**ચપચપ, અ.** ૨ ઝડપથી (ખાઈ જવું). ૩ અવાજ બતાવે છે. "ચપચપ ચુએ ને ટપટપ ટપકે".

**ચપચપવું, ક્રિ૦ અ૦** ચિકાસ આવી તાર નિકળવા—'ચાસણિ ચપચપવી'.

**ચપચપું, વિ૦** ચિકણું ને ભીનું.—'ભોંય ચપચપી છે'.

**ચપટ, ચપ્પટ.**

**ચપટાવું, ક્રિ૦ અ૦** ડબાવું. ૨ નુકસાનમાં આવવું.

**ચપટી, સ્ત્રી૦** અઙ્ગુઠો અને તેની પાસેની આંગળી એ એના ઉપલા ભાગને સાથે મેળવી દેવા તે.—'તપખીરની ચપટી ભર' એટલે તે બે ભાગની અન્દર તપખીર ડબાવ. ૨ એ બે ભાગની અન્દર માય તેટલો જે ભુકો તે; જરાક; થોડુંક; લગાર; સેજ—'ચપટી ધૂળ'. ૩ અઙ્ગુઠાનું અને વચલી આંગળીનું એમ બે અગ્ર જોરમાં સાથે મેળવ્યાથી જે અવાજ થાય તે.—'ચપટી વગાડવી'. ૪ જેટલી વારમાં એ અવાજ થઈ જાય તેટલો વખત; આંખના પોપચાંનું એકાદું હિલવું થાય તેટલો વખત; પા પળ; પલક. 'અરે ચપટીમાં જઈ આવ્યો જાણ, મને વળી વાર કેટલી ?'

—'ચપટીમાં આવવું'—નુકસાન થાય એવી સાંકડમાં ફસાવું.

—'ચપટીમાં ઉડાવવું'—ન ગણકારવું; ન લેખવવું; તુચ્છ ગણવું; મશ્કરી કરવી.

—'ચપટીમાં લેવું'—ફસાવવું; સપડાવવું.

**ચપટું, વિ૦** ગોળ—લામ્બું—અણિવાળું નહિ પણ બેઠેલું—દબાયલું—ચમ્પાયલું, પોળું લામ્બું દેખાતું. 'પૃથ્વીનો આકાર ચપટો—બેઠેલો સપાટ નથી પણ ગોળ છે'. 'ચીના લોકનાં નાક ચપટાં-ચીબાં હોય છે'.

**ચપડવું, ક્રિ૦ સ૦** સુનાં રૂપાં વગેરેના તારને એરણ ઉપર ટીપી ચપટો કરવો.

**ચપડાવવું, ક્રિ૦ સ૦** સપાટાબન્ધ ખાઈ જવું. ૨ ચોરી જવું. ૩ ચપડે તેમ કરવું.

**ચપડિયો, પુ૦** બાલ્લું ચપડનારો.

**ચપડી, સ્ત્રી૦** એક જાતનું મીણ.

**ચપણું, ન૦** બટેરું; સકોરું; રામપાતર; કાદલો; મોટું કોડિયું.

**ચપરાસ, સ્ત્રી૦** વડાઈ; પતરાજ. ૨ [હિં૦] સિપાઈના પટાની પિત્તળ રૂપાંની જે તખતી તે; પિત્તળ રૂપાનું જે પત્રું તે.

**ચપરાસી, સ્ત્રી૦** બડાઈ; પતરાજ. **પુ૦** [હિં૦] પટાવાળો; સિપાઈ; જાસુસ; હલકારુ.

**ચપસવું, ક્રિ૦ સ૦** ડાબવું.

**ચપળ, વિ૦** [સં૦ ચપલ] સુસ્ત નહિ તેવું; ચાલાક; ચઞ્ચળ; ઉદ્યોગી.

**ચપળતા, સ્ત્રી૦** ચપળપણું; ચાલાકી; ચઞ્ચળતા.

**ચપળાં, ન૦** આંખ મિચામણાં; આંખનાં ફરુખડાં.

**ચપળા, સ્ત્રી૦** [સં૦ ચપલા] વીજ; વિજળી; વિદ્યુત્; દામિની. ૨ ચપળ સ્ત્રી.

**ચપળાઈ, ચપળતા.**

**ચપાચપ, અ૦** મુગાં મુગાં પણ ઝટઝટ. ૨ ઝડપથી ૩ અવાજ ન થતો હોય તેવી સ્થિતિ દેખાડે છે.

**ચપાટવું-ટી જવું, ક્રિ૦ સ૦** સપાટાબન્ધ ખાઈ જવું.

**ચપાટી, સ્ત્રી૦ [ હિં૦ ]** ચાર પડવાળી રોટલી; જાડી રોટલી; ભાખરી.

**ચપેટ-ટી, સ્ત્રી૦** ઝપાટો; પઞ્જો; ફાંસો. ૨ ધક્કો; નુકસાન; આફત; ડબાણ. ૩ ભૂત પિશાચ વગેરેનો કબજો.

**ચપ્પ, ચપ.**

**ચપ્પટ, અ૦** જમીનપર ગાંડ ગોઠવી ખુલાસેથી બેઠેલું હોય તેમ (અદુકડું નહિ). 'ચપ્પટ બેસવું'. ૨ ડબાઈ ગયું હોય તેમ—'ચપ્પટ થઈ ગયો'. ૩ ગુસ્સા નરમ પડી જવો. ૪ નુકસાન—ખોટમાં આવી પડવું. "કોઈ કપટ કારમું કરતાં, શત્રુ સાહવા માટ; ચપટ તેનું ચપટી મધ્યે, થઈ ગયું વેહતા વાટ" ( માન્ધાતાખ્યાન ).

—'ચપ્પટ વળી જવું'—મોટું નુકસાન થવું; નસન્તાન જવું; ઘરબાર ઉખડી જવાં.

**ચપ્પુ, ન૦** કલમ ઘડવાની ઘણી ધારવાળી છરી; ચકુ; કલમતરાશ.

**ચબરખી, સ્ત્રી૦** ચીઠી; કાગળનો કકડો.

**ચબરાક, વિ૦** ચઞ્ચળ; ચપળ; હોશિયાર.

**ચબાં,** કંઈ પણ બોલવું તે. 'ચોરે એટલો માર ખાધો પણ ચબાં સરખું કર્યું નહિ'.

**ચબુતરો, પુ૦** પોલિસના સિપાઇયો રેતા હોય તે સરકારી જગો; ચાવડી; ગેટ; ચોકી. ૨ ઉંચી બેસવાની જગા. ૩ ફોજદારી કચેરી. ૪ પક્ષીઓને દાણા નાખવાની જગા; પરબડી.

—'ચબુતરે ચડવું'—લોકોમાં ચર્ચાપાત્ર થવું. 'આજકાલ તે ચબુતરે ચડી રહ્યો છે'.

**ચબોલા, પુ૦** સામસામાં જે સવાલ જવાબ—ઘાવ —વચન કેવાં તે. ૨ મેણાં; કોઈનાં છિદ્ર કહી બતાવતાં તે.

**ચભડવું, ક્રિ૦ અ૦** ચિડવું; ખિજવું; ગુસ્સે થવું; ક્રોધમાં વચન કેવાં. 'હમણાં વેર જઈશ મા, તે ખૂબ ચભડેલો છે'. ૨ સાધારણ બોલાચાલી—થોડી તકરાર થવી.

**ચભડાટ, પુ૦** કઙ્કાસ; લડાઈ; બોલચાલ. 'ઘરમાં ઘણો ચભડાટ ચાલે છે'.

**ચમક, સ્ત્રી૦** રઈ રઈને થોડુંથોડું ચળકવું તે; ચળકાટ. ૨ એકાએક ધ્રુજારી થવી, સાંધા ખેંચાવા, દાંત પિસાઈ જવા, મોડે ફીણ આવવાં, વારેવારે ચોંકી ઉઠવું વગેરે

ચિહ્નોનો જે આજાર તે. ૩ એકાએક ચોંકી—ગભરાઇને ઉઠ્યાં કરવું તે. ૪ ચમકપથ્થરની લોઢું ખેંચવાની જે શક્તિ તે.

—'**ચમક**વિજળી'—ઝડપથી ચાલનારી—નેણ-નચાવનારી—મોહ ઉપજાવનારી સ્ત્રી.

**ચમકપથ્થર,** પુ૦ એક જાતનું મટોડી સાથે ભળી ગયલું લોઢું અથવા એવોજ કોઈ પથ્થર જેનામાં શુદ્ધ લોઢાંને પોતાની તરફ ખેંચવાની શક્તિ છે તે; લોહ-ચુમ્બક. શુદ્ધ લોઢું પણ ઘણીવાર ચમકપથ્થર સાથે વળગી રહેથી એના જેવી શક્તિ ધરાવતું થાય છે.

**ચમકવું,** ક્રિ૦ અ૦ ચોંકવું.—'તે બિહામણા સપનાથી ચમકી ઉઠ્યો'. ૨ એકદમ ઝડપથી પ્રકાશ બતાવવો. 'વિજળી ચમકે છે'.

**ચમકળી,** સ્ત્રી૦ સ્ત્રિયોની કોટનું સુનાનું ઘરેણું.

**ચમકાટ, ચમકારો.**

**ચમકારો,** પુ૦ ઉતાવળો—દેખાઇને જતો રે એવો પ્રકાશ; ઝબકારો. 'વિજળીના ચમકારા થાય છે'. ૨ ચમચમ થતો અવાજ.

**ચમકાવવું** ક્રિ૦ સ૦ બિવડાવવું; ધમકાવવું; મારવું; શિક્ષા કરવી; ચમકે તેમ કરવું.

**ચમચક,** પુ૦ ન૦ કનકવાની નીચે બે પાંખડીવાળો જે કાગળ ચોડવામાં આવે છે તે.

**ચમચમ,** અ૦ માર ખાધાથી—દાઝ્યાથી ચામડીમાં જે દુ:ખ થાય છે તે બતાવે છે. "સોટી વાગે ચમચમ ને વિદ્યા આવે ધમધમ". ૨ જોડાનો અવાજ બતાવે છે.

**ચમચમવું,** ક્રિ૦ અ૦ બળતરા થવી.

**ચમચમાટ,** પુ૦ ચમચમવું તે.

**ચમચી,** સ્ત્રી૦ કાથો સોપારી એલચી તમાકુ ઘાલી રાખવાની ખાનાંવાળી જે કોથળી તે. ૨ નાનો જે ચમચો તે.

**ચમચો,** પુ૦ ધાતુનો અથવા કાચનો એક ઘાટ જેને બદામી આકારનું ચાડું અને લામ્બી દાંડી હોય છે. 'ચાહ દૂધ પિવાનો ચમચો'.

**ચમટી,** સ્ત્રી૦ ચમટો (૧ લા અર્થમાં) 'ચમટી તોડવી'. ૨ થોડીક ચામડી બે પાસના દબાણની વચમાં આવી જવી તે.—'ચમટી આવી છે, ઊભો રે આવું છું'.

**ચમટો,** પુ૦ અઙ્ગુઠો અને તેની પાસેની આંગળી એ બે વતે ચામડી ખેંચી અમળાવવી તે. 'ચમટો તોડજો'. ૨ વેરાગી લોકો લામ્બો કડીવાળો જે ચિપિયો રાખે છે તે. ૩ જે ઓજારવતે હજામ ચેહેરાના નિમાળા ટુંપે છે તે; ટુંપિયો.

**ચમડપોસ, ચમરપોસ.**

**ચમડી,** સ્ત્રી૦ ચામડી. 'ચમડી તૂટે પણ દમડી ન છૂટે' એમ બખીલ વિષે કેવાય છે.

**ચમત્કાર,** પુ૦ [સં૦] આશ્ચર્ય; નવાઈ; અચરતી. ૨ આશ્ચર્ય—નવાઈ લાગે તેવો પ્રસઙ્ગ—દેખાવ—વિચાર; ન સમજાય તેવું; અજબ જેવું જે કંઈ તે; અદ્ભુત બનાવ.

**ચમત્કારિક-રી,** વિ૦ [સં૦] આશ્ચર્ય—અજબ પમાડે તેવું; આનન્દ ઉપજાવે તેવું; નવાઇનું.

**ચમન,** ન૦ [ફા૦] બાગ; બગીચો; વાડી. ૨ મઝો; મોજ શોખ; ખુશાલી; રઙ્ગરાગ; આનન્દ.

**ચમર, ચમ્મર.**

**ચમરખુ,** ન૦ રેંટિયાની તરાક-ત્રાક જેમાં ભેરવવામાં આવે છે તે.

**ચમરપોસ,** પુ૦ ઘોડાના સામાનપર નાંખવાનો ચામડાનો કકડો. ૨ ચામડાનું ઢાંકણ. ૩ પાણી ભરવાની ચામડાની કોથળી; મશક.

**ચમરી,** સ્ત્રી૦ મકે ભાત ઘઉં વગેરેના છોડ ઉપર અને ઘાસ ઉપર ફૂમતી જેવું જે હિલ્યાં કરે છે તે. ૨ ફુલ—રેશમનો બનાવેલો ઘાટ જે હિંડોળા ઉપર લટકતો હોય છે તે. ૩ અમ્બોડે ઘાલવાની નાડાચમરી. ૪ મચ્છર વગેરે ઉરાડવાની ઘોડાના વાળની.

**ચમાર,** પુ૦ જનાવરોની ખાલને સાફ કરી કામમાં આવે તેમ ચામડાં તૈયાર કરનારો; ખાલપો.

**ચમી,** સ્ત્રી૦ [સં૦ ચમૂ] સૈન્ય; લશ્કર.

**ચમૂ,** સ્ત્રી૦ [સં૦] સૈન્ય; લશ્કર. ૨ જે સૈન્ય વિભાગમાં ૧૨૯ રથ, ૧૨૯ હાથી, ૨૧૮૭ ઘોડેસ્વાર અને ૩૬૮૫ પાયદળ હોય તે.

**ચમેલી, ચમ્પેલી.**

**ચમ્પક,** [સં૦] **ચમ્પો.**

**ચમ્પત થવું,** નાસી જવું; મોં ન બતાવાય એવી રીતે છૂપાઈ જવું; ભરાઈ બેસવું.

**ચમ્પલ,** ન૦ એક જાતનો જોડો. એને માત્ર તળી અને અઙ્ગુઠા આંગળાં ભેરવવાનાં નાકાં હોય છે.

**ચમ્પાવરણું,** વિ૦ ચમ્પાના ફુલના રઙ્ગ જેવું.

**ચમ્પાવવું,** ક્રિ૦ સ૦ ડબાવવું; ચમ્પી કરાવવી. માથું પગ શરીર ચમ્પાવવું.

**ચમ્પાવું,** ક્રિ૦ અ૦ ડબાવું.

—'ડબાવું ચમ્પાવું'—ભૂલે ચૂકે કંઈ નઠારું કામ કરવું—થઈ જવું તે. ૨ કોઈ જોખમમાંથી છૂટવાને નુકસાન વેઠી લેવું તે. 'ડબાયા ચમ્પાયા પાંચ રૂપિયા આપી છૂટવા'.

**ચમ્પી,** સ્ત્રી૦ પગ અથવા આખા શરીરને હાથથી ચમ્પાવવું તે; પગચમ્પી.

—'**ચમ્પી** કરવી—કરાવવી'. ૨ માર મારવો.-મરાવવો. 'બહુ તોફાન કરવાથી તેના મેતાજીએ તેની સારી પેઠે ચમ્પી કીધી'.

**ચમ્પૂ, ન૦ [સં૦]** લામ્બાં લામ્બાં પ્રૌઢ ગદ્ય ભાષણ અને વચમાં વચમાં પદ્ય ભાષણ એવી જે ગ્રન્થ રચના તે. નૃસિંહ ચમ્પૂ, ભારતચમ્પૂ ઈ૦

**ચમ્પેલી, સ્ત્રી૦** એક જાતના સુગન્ધિવાળાં ધોળાં ફૂલ અથવા તેનો વેલો.

**ચમ્પો, પુ૦ [સં૦ ચમ્પક]** એક જાતનું ઘણી ખુશબો આપતું પીળું ફૂલ અથવા તેનો છોડ.

**ચમ્બુ, પુ૦** ઊંચી ને સાંકડી ડોકનું, ફૂલેલાં પેટનું અને પડઘીવાળું તાંબા પિત્તળનું જે વાસણ તે. એ અન્દરથી તો કોઈ દાડો સજાય નહિ. ૨ માટીનો કૂજ.

**ચમ્બુડી, સ્ત્રી૦** છેક નાનો ચમ્બુ.

**ચમ્બેલી, ચમ્પેલી.**

**ચમ્મર, ન૦ [સં૦ ચામર]** મોરપીછનું અથવા હમામનાં રાતાં ધોળાં કુમળાં પીછનું જે રાજા વરરાજા ઉપર ધરી રાખવામાં અથવા ફેરવ્યા કરવામાં આવે છે તે; ગાયના પુછડાંના વાળનું જે દેવતા-ગુરુ ઉપર ફેરવવામાં આવે છે તે. ૨ હાંજા; ગાત્ર. 'વાઘને જોતાં જ મારાં ચમ્મર છૂટી ગયાં'.

**ચમ્મરબન્ધ, પુ૦** જેને માથે ચમ્મર ધરાતો હોય તે; શૂરવીર; રાજા.

**ચર, સ્ત્રી૦** કિલ્લાની આસપાસ ખોદેલી જે ખાઈ તે—પછી પાણી ભર્યું રેતું હોય અથવા કામ પડે ત્યારે નદી દરિયાનું પાણી તેમાં આવી શકતું હોય તે. **ન૦** (જ્યોતિષ) પન્દર ઘડી કરતાં ઓછો વધતો દિનાર્દ્ધ થવાનું કારણ. મધ્યરેખા થકી જે યામ્યોત્તર અન્તર તે અથવા તેથી ઉત્પન્ન થતું જે ફળ તે. ૨ ચરવાનું તે—ગૌચર. **પુ૦** હોમ નિમિત્ત રાંધેલું જે અન્ન તે. બ્રાહ્મણોમાં લગનને બીજે દિવસે વર કન્યાને વેદીમાં રાંધી અપાતા ચોખા—એ ચોખા વર વહુ એક બીજાને જમાડે છે. ૨ ગુપ્ત બાતમીદાર; છૂપી ખબર લાવનાર; દૂત.

**ચર, વિ૦ [સં૦]** જતું; ફરતું; ગમન કરનાર; ફરનાર; ચરનાર. જલચર, ભૂચર, ખેચર, વનચર, નિશાચર, ગોચર ઈ૦. ૨ મેષ કર્ક તુલા ને મકર એ ચાર રાશિમાંની એકેકી. ૩ સ્વાતી, શ્રવણ, ધનિષ્ઠા, શતતારકા એ ચાર નક્ષત્રમાંનું એકેકું.

**ચરક, સ્ત્રી૦** પક્ષીની અઘાર.

**ચરકણ,** જે બાળકને પાણી જેવો ને ઘણો થોડો ઝાડો થાય છે તે. ૨ બીકણ.

**ચરકલો, ચલ્લો.**

**ચરકવું, ક્રિ૦ અ૦** જરાક અવાજ સાથે પાણીપોચો રકૂદાર જરાક મળ કાડવો; એ શબ્દ ઘણું કરીને ધાવણાં બચ્ચાંઓને અને પશુઓને લગાડવામાં આવે છે. ૨ ગોકળ આઠેમના ઓચ્છવમાં મન્દિરમાં સેવકો ઉપર દહીં હળદ નાખવામાં આવે છે તે 'ઠાકોરજી ચરકયા' એમ કેવાય છે. ૩ બીવું [ચરકાં છે'.

**ચરકું, વિ૦** ગીકાણું અને બગડેલા સ્વાદનું. 'વેગણ

**ચરખી, સ્ત્રી૦** નાનો ચરખો. ૨ પવનચક્રી. ૩ નાની હાથે દળવાની ઘંટી.

**ચરખીડો,** રેંટીઓ; ચરખો. "શું સાહેલી ચરખીડો તારો રે રણઝુણી બોલે".

**ચરખો, પુ૦ [ફા૦ ચરખ]** કપાસમાંથી કપાસિયા જુદા પાડી નખું રુ કાડવાનો ચાકવાળો સાંચો; એક જાતનો રેંટિયો; રુમાંથી સુતર કાડવાનો, સુતરનાં કપડાં બનાવવાનો મોટા ચાકવાળો સાંચો. ૨ ખરાદીનું ચાક; ખરાદ. ૩ ચકડોળ.

**ચરચર,** ચચરવું તે; બળતરા બળવી તે.

**ચરચવું, ક્રિ૦ સ૦** ચોપડવું. 'ઠાકોરજીને ચંદન ચરચ્યું છે'. ૨ વાદ વિવાદ કરવો-ટીકા-ચર્ચા કરવી. ૩ નકામી કુથલી કરવી.

**ચરચા, સ્ત્રી૦ [સં૦ ચર્ચા]** સારી પેઠે વાત ચાલવી—ચુંથાવી તે.—'આજકાલ ગામમાં એજ ચરચા ચાલે છે'. ૨ એક બીજા સાથે સામસામી તકરાર ચાલવી—સમ્ભાષણો થવાં તે; વાદ.—'તે બે વર્તમાનપત્રવાળાઓમાં પુનર્વિવાહ સમ્બન્ધી મોટી ચરચા ચાલે છે'. ૩ સામસામા મન્ત્ર ભણવા—કવિતા વાંચવી—ભાષણો કરવાં તે—(વાદને માટે નહિ).

**ચરચાપતરી, વિ૦** ચરચા પત્તર લખનાર.

**ચરચાપત્તર, ન૦ [ચર્ચાપત્ર]** કોઈ વાત ઉપર તકરાર—ચરચા ચલાવવા સારુ વર્તમાનપત્રમાં લખેલો જે કાગળ-વિષય તે.

**ચરચાવવું, ક્રિ૦ સ૦** ચરચા ચલાવવી.

**ચરચાવું, ક્રિ૦ અ૦** લોકોમાં નઠારી વાત ચાલે તેવી હાલતમાં આવવું; ગવાવું. ૨ ચરચા થવી.—'પુનર્વિવાહ પ્રકરણ આજ કાલ સારું ચરચાયું છે'. [બતાવે છે.

**ચરડ, અ૦** લુગડું ચામડી વગેરે ફાટવાનો અવાજ

**ચરડકો, પુ૦** દુઃખ ઉપજાવે એવી વાત સાંભળવાથી મનમાં જે લાગણી એકદમ થઈ આવે છે તે. ૨ લુગડાંને પડેલો ચીરો.

**ચરણ, ન૦ [સં૦]** પ્રાણિયોને ચાલવાને સાધનભૂત જે અવયવ તે; પગ. ૨ (કવિતામાં) શ્લોકનો ચોથો ભાગ. ૩ કવિતાની કડીનો કોઈ પણ ભાગ; તુક; પદ. 'દોહરાને બે ને છપ્પાને છ ચરણ છે'. [રેવું.

—'ચરણ ધરીને બેસવું'—આસરે—શરણે જઈ

—'ચરણરજ—ની રજ'—તાબેદાર; સેવક.

—'ચરણ સેવવાં'—ચરણની પૂજા કરવી. ૨ તાબેદાર થઈ રેવું.

—'ચરણે લાગવું'—પગે પડવું—સાષ્ટાંગ નમન કરવું.

**ચરણજીવ-વી,** [સં૦] ચિરંજીવ-વી.

**ચરણસ્પર્શ,** પગે અડકવું તે. ૨ પૂજવા લાયક મનુષ્યના પગનું પૂજન કરવું તે.

**ચરણસેવા, સ્ત્રી૦** ગુરુ—ઇષ્ટ દેવતા—મહાપુરુષનાં લુગડાં કે કાગળપર કંકુનાં પગલાં પાડી તેનું નિત્ય પૂજન કરવું તે. ૨ ગુરુ-માતપિતા-પતિ વગેરેના રોજ પગ ચાંપવા તે. ૩ નોકરે શેઠની પગચંપી કરવી તે. ૪ પાદુકાપૂજન. ૫ એક પ્રકારની ભક્તિ.

**ચરણા,** ચણિયા.

**ચરણામૃત, ન૦ [સં૦]** ચરણનું અમૃત—ગુરુ માતા પિતા દેવના પગ ધોયલું પાણી.

**ચરણારવિન્દ, ન૦ [સં૦]** ચરણ એજ જે કમળફૂલ.

**ચરણો, પુ૦** ધાઘરો; ચણિયો.

**ચરણોદક, ન૦ [સં૦]** પગ ધોયલું પાણી.

**ચરન્દું, ન૦ [ફા૦]** ચોપગું જાનવર. ચરન્દાં—પશુ; પરન્દાં—પક્ષી.

**ચરબી, સ્ત્રી૦ [ફા૦ અથવા સં૦ ચર્મિકા]** જનાવરોની ચામડીની નીચે માંસની ઉપરના છિદ્રવાળા પાતળા પડદામાં ઠિજેલી તેલ જેવી જે ચિકણી વસ્તુ તે; ચિકાસ. ૨ મદ; પતરાજ; ચામોદી (લાક્ષણિક અર્થમાં). 'આજ કાલ તેની ખૂબ ચરબી વધી છે'.

—'ચરબીદાર'—ચરબીવાળું-થી ભરેલું. ૨ પૈસે ટકે ભરેલું—સુખી.

**ચરભડવું, ક્રિ૦ અ૦** ચભડવું, વઢી પડવું; બોલાચાલી કરવી.

**ચરમ, પુ૦** પેટમાં થતા કરમીઆ; કૃમિ. **વિ૦** છેલ્લું; આખરનું.

**ચરરર, અ૦** કપડું કાગજ જોરમાં ફાડતી વખતે જે અવાજ થાય છે તે. ૨ પ્રેમ શોક ભય વગેરેના જોસ્સાથી એકદમ પેટમાં જે ચિચરવટો—ચિન્તા—ગભરાટ પેદા થાય છે તે.

**ચરવડો, પુ૦ ચડવો.**

**ચરવાદાર, પુ૦** ઘોડાની ચાકરી કરનારો; ઘોડાવાળો; રાવત.

**ચરવી, સ્ત્રી૦** નાનો ચરુ.

**ચરવું, ક્રિ૦ અ૦** ઘાસ ચાર છોડવા વગેરે ખાવું.—(પશુએ). ૨ દાણા ખાવા—(પક્ષીયે). જે પશુ પક્ષી બીજાં પ્રાણિયોનો શિકાર કરે છે તેને એ શબ્દ લાગતો નથી. તોપણુ ગુજરાન કરવું—પેદા કરવું.—રળવું એ સાધારણ અર્થમાં માણસ પશુ પક્ષી સર્વને લાગે છે. 'ફરે તે ચરે' એમ કેવાય છે.

**ચરસ, પુ૦** ભાંગના વર્ગના એક જાતના છોડવાના ફૂલના સેવાળને ઓસ સાથે એકઠો કરી તેમાં બીજી વસ્તુઓ મેળવી બનાવેલી જે કેફી વસ્તુ તે. એને ગાંજાનો અર્ક પણ કે છે. ૨ રુચિ—ભાવ સાથે ખાવા પીવા ઓઢવા વગેરેની ખન્ત—બાર પડતો જોસ્સો; તે; લલુતા.

**ચરસાચરસી, સ્ત્રી૦** એક બીજાથી વધારે સરસ થવાનો જોસ્સો; સરસાઈ; હોંસાતોંસી; સ્પર્ધા.

**ચરાઈ, સ્ત્રી૦** ઢોર ચારવાની જે મેનત મજુરી તે.

**ચરાગ, પુ૦ [ફા૦]** દીવો; બત્તી.

**ચરાચર, વિ૦ [સં૦]** જઙ્ગમ સ્થાવર; ઉઠાવીને બીજે ઠેકાણે લઈ જવાય અને ન લઈ જવાય—(તેવા પદાર્થો). (ચર ને અચર). ૨ જડ અને ચેતન—સજીવ અને નિર્જીવ જે પદાર્થમાત્ર તે.

**ચરાણ, ન૦** ઢોરને ચરવાની જમીન.

**ચરામણી, ચરાઈ.**

**ચરાવવું, ક્રિ૦ સ૦** ઢોરને ચરતાં કરવાં. 'ગોવાળિયો ગાય ઢોર ચરાવે છે'.

**ચરાળું, વિ૦** ચરનાર; દાણા વીણી ખાનાર (પક્ષી). "જો રોતી રે પ્રિયા તું નિકર નયનથી અશ્રુ એરે ચરાળા" (રોપદર્શિકા).

**ચરિત, [સં૦] ચરિત્ર.**

**ચરિતાર્થ, ન૦** આજીવિકા; ભરણપોષણનું સાધન.

**ચરિત્ર, ન૦ [સં૦]** વખાણવા—લખી રાખવા જોગ જે ગુણ કર્મ તે; યશવર્ણન; જન્મચરિત્ર. ૨ પાખણ્ડ; કાવાદાવા; પેચ; ફરેબ. સ્ત્રીચરિત્ર. ૩ આચરણ; વર્ત્તન. ૪ સ્વભાવ; મૂળ પ્રકૃતિ.

**ચરિત્રનિરુપણ, ન૦** જન્મ ચરિત્ર.

**ચરુ, પુ૦ [સં૦]** રાંધેલા ચોખા દૂધ ઘી સાથે અગ્નિમાં હોમવામાં આવે છે તે.—દેવ અથવા પિતૃ પ્રીત્યર્થ. ૨ તાંબા પિત્તળનાં મોટાં પોળાં મોડાંનાં ને ગળે કડાંવાળાં જે રાંધવાનાં—પાણી ભરી રાખવાનાં વાસણો તે એકેક.

—'ચરુ ચડાવવો'—ઘણા માણસોને જમાડવાની રસોઈ કરવી; મોટો વરો કરવો.

**ચરુ કરવું, ચણું કરવું.**

**ચરુડો, પુ૦** ચડવો; માટીનો કળશો.

**ચરેડાટ, ચડેડાટ.**

**ચરોતરુ, વિ૦** ગુજરાતમાં ચરોતર જીલ્લો છે તે સમ્બન્ધી—ઘી વગેરે.

**ચર્ચા, [સં૦] ચરચા.**

**ચર્ચિત, વિ૦ [સં૦]** ચન્દન, મોગરેલ વગેરે શરીરે લગાડેલું હોય તેવું.

**ચર્મ, ન૦ [સં૦]** ચામડી; છાલ. ૨ ઉપયોગમાં આવે તેવું તૈયાર કરેલું ચામડું.

**ચર્મપત્ર,** ચામડાંને ઘસી છોલી સાફ કરી ઉપર લખાય તેવો બનાવેલો જે કાગળ તે (એ લાંબો કાળ ટકે છે).

**ચર્મચક્ષુ,** ન૦ આંખ. (કેવળ દુનિયાંદારીજ જોઈ શકે તેવી). (ચર્મચક્ષુ અને જ્ઞાનચક્ષુ).

**ચર્યા,** સ્ત્રી૦ [સં૦] રીતભાત; ચાલ ચલણ; વર્તણૂક. ૨ દેખાવ; રૂપ; શિકલ. ૩ બાર પડતું ચિહ્ન, જે ઉપરથી અન્દરનો ભાવ દેખાય તે. ૪ નિત્યનું કામ; નિત્યકર્મ.

**ચર્વણ,** ન૦ ચાવવું તે. ૨ બોલવું તે.

**ચર્વિત,** વિ૦ ચાવેલું; ખાધેલું. ૨ બોલેલું. —'ચર્વિત ચર્વણ'—તેનું તેજ—એક વખત બોલેલું ફરી બોલવું—ચાવેલું ફરી ચાવવું તે.

**ચલ,** વિ૦ ચઞ્ચળ: અસ્થિર. ૨ જ્યોતિષનાં આઠ ચોઘડિયાંમાંનું એક; શ્રવણ, ધનિષ્ઠા, શતતારકા ને સ્વાતી નક્ષત્રમાંનું કોઈ પણ એક.

**ચલક,** ચળક.

**ચલચલ,** અ૦ જાજા; દૂર થા; ખસ. ૨ જલદી આવ; વેલો થા; ઝટ કર.

**ચલણ,** ન૦ [સં૦ ચલન] ચાલવું તે. ૨ રીતભાત; વર્તન. "સમજુને કોઈનાં ચલણ ના દેખવાં, આતમા ઓળખી આપ ખોવું" (ભોજો). ૩ હુકમ—કેવું—અમલમાં આવે તેવો ભાર બોજ; વગ; જોર; સત્તા.—'તે કામમાં મારું ચલણ નથી'; 'તે બાઝન્દી બૈરી આગળ તે બાપડાનું કંઈ ચલણ નથી'. ૪ સિક્કા—કાગળનું વેવારમાં વપરાવું તે.—'કચ્છમાં કોરીનું ચલણ છે'; 'મુંબાઈમાં કુમ્પની રૂપિયાંનું અને નોટનું ચલણ છે'.

**ચલણી,** વિ૦ વર્તમાન કાળમાં જેનું ચલણ હોય તેવો—ચાલતો—ચાલુ સિક્કો. ૨ છેક નરસો નહિ પણ ચાલે—ખપમાં જાય;તેવો—વટાવનો (રૂપિયો).

**ચલન,** ન૦ ચાલવું તે; હાલવું—કાંપવું તે.

**ચલમ,** સ્ત્રી૦ હુક્કાની ઉપર માટીના જે ઠામમાં તમ્બાકુ બળે છે તે. ગાંજાની ચલમની દાંડી વધારે લામ્બી હોય છે.

**ચલાઉ,** કામચલાઉ.

**ચલાખો,** પુ૦ જેના ચારે છેડા સરખા હોય તેવું કપડું; ચાદર; ચોફાળ.

**ચલાણી,** સ્ત્રી૦ કાચ—માટી—ધાતુ—લાકડાં વગેરેની પડઘીવાળી નાની વાડકી; પ્યાલી.

**ચલાણું,** ન૦ કાચનો પડઘીવાળો પ્યાલો.

**ચલામણી,** સ્ત્રી૦ ચળાઈ. ૨ લગ્નની પેરામણી.

**ચલાવવું,** ક્રિ૦ સ૦ કોઈ ચાલે તેમ કરવું.—'છોકરાંને હાથ સાઇને ચલાવ'. ૨ જોઇતી વસ્તુ હાજર ન હોય તો તેને સારુ અટકી ન બેસતાં તે વગર કામ શરુ કરવું—જારી રાખવું.—'હજી લગી પ્રમુખ આવ્યા નહિ માટે હવે તેના વના ચલાવો'. ૩ વેવારમાં આણવું; અમલમાં લાવવું. 'તેણે નવો કાયદો ચલાવ્યો'; 'પેલા સખારામ સોનીએ નવી—બનાવટની નોટ ચલાવી'. ૪ યન્ત્ર વગેરેને ગતિમાં મુકવું—ફરે તેમ કરવું. ૫ બન્દુક—તોપ ફોડવી. ૬ એકની વતીનું કામ બીજાએ કરવું.—'નૌનમનું કામ નથુ ચલાવે છે'. ૭ હાથ ઉપાડવો, તમાચો મારવો, ગાળ દેવી વગેરે અર્થમાં. 'મોઢું ચલાવવું' એટલે ગાળ દેવી.

**ચલિત,** વિ૦ ધા૦ [સં૦] હાલેલું; ચાલેલું; એક ઠેકાણેથી બીજે ઠેકાણે ગયલું. ૨ વિચાર બદલ્યો હોય તેવું. ૩ નિશ્ચય વગરનું; ઘડી ઘડી વિચાર બદલનારું. 'સુરતનો કલેક્ટર ચલિત ચિતનો છે'.

**ચલિતકુણ્ડળી,** સ્ત્રી૦ જન્મોત્રીમાં જે કુંડળીમાંથી ગ્રહ ચળ્યો કે નહિ એ માલમ પડે છે તે.

**ચલિયું,** ચલ્લું.

**ચલુક પક્ષી,** ન૦ ચલ્લું.

**ચલો,** અ૦ ચાલો; ઝટ કરો; વેલા થાઓ; બાજુએ ખસો. "સૌ ચલો જિતવા જઙ્ગ, બ્યુગલો વાગે".

**ચલ્લી,** ચકલી.

**ચલ્લું,** ન૦ ચકલી અથવા ચકલો. ૨ કોઈ પણ નાનું પક્ષેરુ. ૩ [ફા૦] ચાંગળું.

**ચલ્લુ,** વિ૦ ચાલુ; ચાલતું; જારી.

**ચલ્લુક,** વિ૦ નીચ; હલકું; અયોગ્ય. "ધૃતરાષ્ટ્રે મોકલ્યો ઉલ્લુક, તે તો બોલ્યો વાણી ચલ્લુક" (હરિદાસ).

**ચલ્લો,** પુ૦ ચકલો; ચલ્લીનો નર.

**ચવ,** પુ૦ મોતીનું એક તોલ છે.—જેમ મોતી જોખવાનાં અકીકના બનાવેલાં વજન—કાટલાં ટાંક, રતિ વગેરે હોય છે તેમ ચવ કંઈ વજન—કાટલું નથી પણ એ માત્ર ગણતરીમાં આવે છે. ૧૩।। ટકાની ૧ રતી ને ૨૪ રતીનો ૧ ટાંક એ હિસાબે મોતીના દાણાનું જેટલું વજન (ટાંક રતી આનામાં) હોય તેના ટકા કરવા ને જે ટકા આવે તેને દાણાની સઙ્ખ્યાએ (એક હોય તો એકે, ચાર હોય તો ચારે, સો હોય તો સોએ) ભાગ આપવો ને એમ ભાગ આપતાં જે રકમ આવે તે, કયલા—આપેલા દાણાના ચવ થયા કેવાય છે. મોતીની કિમ્મત ચવને હિસાબે થાય છે. દર ચવે આટલા રુપિયા તો આટલા ચવના કેટલા રુપિયા એમ. ૨ હોંસ; રામ; સકાર. ૩ આવડત; ગમ. ૪ સાનસોગત; ઢઙ્ગ.

**ચવડાવવું,** ક્રિ૦ સ૦ ચાવે તેમ—ચાવતું કરવું; ખવરાવવું (એ શબ્દ તિરસ્કારમાં વપરાય છે). ૨ લાંચ આપવી.

**ચવડ—ડું,** વિ૦ ઝટ કકડો ન થાય ને દાંતે ચાવતાં અઘરું પડે તેવું. 'રોટલી ચવડ થઈ છે'. ૨ દાંતે વળગી રે તેવું—ગોળપાપડી.

**ચવડું,** ન૦ હોળનો ભોંયમાં પેસતો જે દાંતો તે.

**ચવલિયું,** વિ૦ જેની આંખની પાંપણના વાળ ધોળા હોય તે.

**ચવલો,** પુ૦ ગોરજીની લાકડીની સાથે બાંધેલી સાવરણી; ઓઘો; ગુચ્છો; રજોહરણો (જૈન). ૨ શેલડીમાં થતો એક જાતનો રોગ.

**ચવવું, ક્રિ૦ સ૦** બોલવું; કેવું.—'ચોટીબન્ધ નભુ ચવે.' ૨ મરી જવું (જૈન).

**ચવળવું, ક્રિ૦ અ૦** ઠરી ઠામ ન રેવું; વલવલ કરવી; કામ કરવાને આતુર થવું. 'એના હાથ ઘણા ચવળે છે'—એટલે હાથ ઉપડે છે અથવા ઉપડવાની તૈયારીમાં છે. (મારવા—કામ—બગાડ કરવામાં).

**ચવળાટ,** પુ૦ ચવળવું તે.

**ચવાવું, ક્રિ૦ અ૦** લોકમાં નિન્દા થવી; ગવાવું; વગોવાવું.

**ચવીટિયા, ન૦** એક જાતનું ગાડું—હાલાર અને સોરઠમાં વપરાય છે તે.

**ચવેણું, ન૦ [સં૦ ચર્વણ]** કાચું કોરું સેકેલું ખાવાનું તે—ધાણી ચણા પૌંઆ મમરા સેવ વગેરે.

**ચવૈયા,** પુ૦ મોઢાને બેડોળ આકાર કરીને કોઇને ચિડવવું—ખિજવવું તે; ચાળા પાડવા તે.

**ચવો,** પુ૦ પગને તળિયે જે ફોલ્લો થાય તે.

**ચવ્વડ, ચવડ—ચવડું.**

**ચશ્મ, સ્ત્રી૦ [ફા૦]** આંખ; નેન.

**ચશ્માં, ન૦ [ફા૦]** જે કાચવડે આંખે વધારે દેખાય અથવા વધારે સારું દેખાય તે; ઉપનેત્ર. 'ઘડપણમાં ચશ્માં લેવાં પડે છે.' 'ટુંકી નજરનાં પણ ચશ્માં હોય છે.'
—'ચશ્માં આવવાં'—થોડું દેખાવું; આંખે ઝાંખ મારવી.
—'ચશ્માં ઠેકાણે રેવાં'—મિજાજ—ગુસ્સો ઠેકાણે રેવો.
—'ચશ્માં ફરી જવાં'—ગુસ્સે થવું; ક્રોધ કરવો. ૨ અલંકાર કરવો.
—'ચશ્માં બેસતાં આવવાં'—ચશ્માં આંખને લાગુ પડવાં.
—'ચશ્મે દબ'—ચશ્માં વગર જેને કંઈ ન સુઝે—કામ અટકી પડે તે. ૨ થોડું દેખતો.

**ચશ્મેસુલાખ, વિ૦** જેની એક આંખમાં ખોડ હોય તે; જેને ફુલાંવાળી આંખ હોય તે; કાણું.

**ચસક, સ્ત્રી૦** વાયુથી શરીરમાં સ્નાયુ—નસોનું એકાએક ખેંચાવું થઈ આવવું તે અથવા વારે વારે એવું દુ:ખ થયાં કરે તે રોગ; શૂળ.

**ચસકવું, ક્રિ૦ અ૦** ખસવું; હાલવું.—'ગમે તે કરો, હું અહીંથી ચસકવાનો નથી'. ૨ ચસવું. ૩ ડાગળી—પાંસળી ખસવી. 'ડાગળી ચસકી' એમ કેવાય છે.

**ચસકાવું, ક્રિ૦ અ૦** પગ મોચાવો; પગ આડો ખસી ગયાથી તેમાં ખોડ આવવી. ૨ ખોડાવું; લંગડું ચાલવું.

**ચસકો, પુ૦** રઈ રઈને જોસમાં દુ:ખ થઈ આવવું તે—(કાનમાં). ૨ પગ વગેરે મોચાવો તે. ૩ ગુમડું પાકતી વેળા જે દુ:ખ થાય તે—ગટકો. ૪ ચાળો; નખરાંબાજી. 'તે બૈરીને તેનો ધણી ઘણીએ મારે છે તોપણ તેનો છિનાળ ચસકો જતો નથી'. ૫ પતરાજ; બરો; મગરુબી. ૬ કોઈ વાતનો ઉપભોગ કરવા સારુ હૈયાના ઉમળકાથી જે ખન્ત રાખવી તે; ચરસ; વાડિયો.

**ચસચસાટ, અ૦** ખૂબ મક્કમ; ચસી ન જાય તેવું.

**ચસમપોશી, વિ૦ [ફા૦] ( ચસમ—આંખ, પોશ—**બન્ધ કરવું ) અખાડા કરવા; અજાણપણું બતાવવું. ૨ મોટા માણસના પગની રજ આંખે ચડાવવી.

**ચસમું, ન૦** ચશ્માં. ચસમું, એકવચન અને અનેકવચન બન્નેમાં વપરાય છે.

**ચસવું-સી જવું, ક્રિ૦ અ૦** ડબાઇને બેસી જવું (પુળા કડબ વગેરેનું). ૨ મરવા પડવું; મરી જવું; ધબી જવું. ૩ એકાએક ખોટ—નુકસાન—તોટામાં-પડતી હાલતમાં આવી પડવું; ડુબવું. ૪ ખસવું; છૂટું પડવું; દૂર થવું.

**ચસાવવું, ક્રિ૦ સ૦** ખસેડવું; ખસવા દેવું.

**ચહુવા,** ચારે દિશાએ; સઘળી બાજુએ; ચોમેર.

**ચળ, ચળ.**

**ચળક,** પુ૦ ચપડેલા તારપર જે ચળકાટ તે; ટીકી; ટપકી.

**ચળકચળક, અ૦** ઉપરા ઉપરી ચળક્યાં કરે તેમ.

**ચળકતું, વિ૦** ચળકે તેવું; ઝળકતું; તેજ મારતું.

**ચળકવું, ક્રિ૦ અ૦** થોડીવાર પણ ટકે તેવો પણ ઘણું કરીને ઉજળો પ્રકાશ આપવો. ચકચકવામાં રઈ રઈને પ્રકાશ પડે, એક કીરણ જાય ને બીજો આવે ને ચળકવામાં ઠરતો કીરણ પડે; ઝળકવું; તેજ મારવું; દીપવું; ઓપવું; શોભવું.

**ચળકાટ, પુ૦** ચળકવું તે; ઝળકાટ; ચકચકાટ; રોશની.

**ચળકારો, પુ૦** ઝડપથી ચળકેલું તે; ઉતાવળો પ્રકાશ; તેજ.

**ચળકી, સ્ત્રી૦ ચળકાટ.**

**ચળકીબન્ધ, વિ૦** તરતના પાડેલા નવાજ ટંકશાળમાંથી આણેલા.—(રુપિયા, સિક્કા.)

**ચળણ, ચલણ.**

**ચળણી, ચલણી.**

**ચળવચળ, સ્ત્રી૦** વારમ્વાર હાલ્યા કરવું તે. ૨ **ચળવળ.**

**ચળવણી, સ્ત્રી૦** ઉથલ પાથલ કરવું તે; ફેરફાર—અહીં તહીં કરવું તે.

**ચળવળ, સ્ત્રી૦** ઝમ્પ—નિરાંત નહિ એવી જે ગભરાટની હાલત તે; ચટપટી; વલવલ; બેચેહેની; જીવનું તલપાપડ થવું તે. ૨ જાગૃતિ; ચાલતું—થતું કામ.

**ચળવળવું, ક્રિ૦ અ૦** કંઈ કરવાને માટે આતુરતામાં હાલવું.—'તેના હાથ ને તેની જીભ ઘણી ચળવળે છે.' 'તે માંદો બચારો અહીંથી તહીં ચળવળે છે'.

**ચળવળાટ,** પુ૦ ચળવળ.

**ચળવું,** ક્રિ૦ અ૦ એક ઠેકાણેથી બીજે ઠેકાણે ખસવું—ગ્રહ વગેરેનું. ૨ વિચારમાં ફરવું; ડગવું. ૩ વચનથી ફરવું. ૪ પાતિવ્રતથી ભ્રષ્ટ થવું; શીયળનો ભઙ્ગ કરવો. ૫ અક્કલ ખસવી; ડાગળી ચસકવી. ૬ ધર્મભ્રષ્ટ થવું. ૭ આડે રસ્તે—હદની પેલીપાસ ઉતરી પડવું; બગડવું; અનીતિમાન્ થવું; વણ્ઠી—વહી જવું.

**ચળાંઠ,** પુ૦ બેવકૂફ; ચસકેલ. ૨ નીતિ રહિત. ૩ ઉદ્ધત.

**ચળાઈ,** સ્ત્રી૦ છાપરું—લોટ ચાળવાની મજૂરી. ૨ ચળામણ.

**ચળાચળ,** વિ૦ ચળ ને અચળ; જઙ્ગમ ને સ્થાવર.

**ચળામણ,** ન૦ લોટ ચાળતાં પાછળ રે તે; થુલું. ૨ ચળાઈ.

**ચળામણી,** સ્ત્રી૦ લોટ—છાપરાં ચાળવાની મજૂરી.

**ચળાવવું,** ક્રિ૦ સ૦ ચળે તેમ કરવું—(વિચારમાં—નીતિમાં—ધર્મમાં); ડગાવવું; વિચાર ફેરવાવવો; આડે રસ્તે ઉતારી પાડવું. ૨ ચાળે તેમ કરવું. આટો ચળાવવો; છાપરું ચળાવવું વગેરે.

**ચળાળ,** વિ૦ જોઇએ તેથી વધારે ઊંચું રેવું—હોવું તે. 'હળની અણી ચળાળ છે'. એનું ઉલટું શેલું.

**ચળિત,** ચલિત.

**ચળુંકરવું-દેવું,** ક્રિ૦ સ૦ ખાઇને મોડું ધોવું.

—'ચળું પાણી'—એઠું મોડું ધોવાનું પાણી.

**ચળેલ,** વિ૦ જેનું મન સ્થિર નહિ તે; વિચારમાં ફરતું; ઉડેલ તબિયતનું. ૨ આડે રસ્તે ગયલું; વણ્ઠેલ. ૩ ગાંડું; ઘેલું; ડાગળી ખસેલું. ૪ એક ઠેકાણેથી બીજે ઠેકાણે ખસેલું—ગ્રહ વગેરે.

**ચળેલું,** ચળેલ.

**ચાંઈ,** સ્ત્રી૦ કપાળે અથવા બે ભવાંની વચમાં ઘણોજ નાનો જે ચાંલ્લો તે—ઘણું કરીને છોકરાંઓ બોલે છે. વિ૦ ખસિયાણું—ફીકું પડી જવું તે; શરમ લાગવી તે. 'મેં તેને ચાંઈ કરી નાખ્યો'.

**ચાંગળું,** ન૦ હાથનાં ચાર આંગળાં સાથે રાખી વાળીને બનાવેલો જે આછો ખાડો તે અથવા તેમાં માય તેટલું જે પાણી વગેરે તે. વિ૦ થોડુંક; જરાક; લગાર.

**ચાંચ,** સ્ત્રી૦ [સં૦ ચઞ્ચુ] પક્ષીઓને, મોડાંપર સીધું અથવા વાંકું અને અણિયાળું નાનાં સિગડાં જેવું જે હોય છે તે. પક્ષીઓ ચાંચવતે પોતાનો ખોરાક ધરે છે અને પછી મોડામાં ઉતારે છે; શત્રુથકી પોતાનું રક્ષણ પણ કરે છે. ૨ પક્ષીઓની ચાંચ જેવો હર કોઈ વસ્તુનો બાર પડતો જે અણીદાર ભાગ તે.—માથાની પાઘડીની ચાંચ, પગના જોડાની ચાંચ વગેરે.

—'ચાંચમાં લેવું—ઘાલવું'—કચડી નાખવાની તૈયારી કરવી; નુકસાન કરવાનો ઠરાવ કરવો. ૨ નિશ્ચય કરવો (નુકસાન કરવામાં). "નહિ તો ગઢ લંક લૂંટ્યો, જાનો આપ કાલ ખૂટ્યો; રુઠ્યો જબ રામ નામ, કાલ લિયો ચાંચમેં" (અઙ્ગદવિષ્ટિ).

**ચાંચલ્ય,** ન૦ ચઞ્ચળતા; ચપળતા.

**ચાંચડ-ણ,** પુ૦ દુર્ગન્ધીથી પેદા થતો એક જાતનો ઘણો ઝીણો ઉડતો જન્તુ. એને બે આંખ, છ પગ ને એક ડઙ્ખ હોય છે. એ ઘણી ઝડપથી ઉડી જાય છે અને હાથમાં આવતો નથી. એ મચ્છરની પેઠે ગુંગું કરતો નથી. 'ચાંચણ માકણ જૂ ને જતી, એ માર્યાનું પાપજ નથી'.

—'ચાંચડની પેઠે ચોળી નાંખવું'—ઘણીજ સેલાઇથી મારી નાખવું—હરાવવું.

**ચાંચવો,** પુ૦ ખોદવાના કામમાં આવતું ચાંચના આકારનું લામ્બા સીધા હાથાવાળું જે વાંકું જાડાં લોડાંનું અણિદાર હથિયાર તે. બે તરફ લોડાંનાં પાંખાં હોય છે તે પણ. ૨ ચાંચિયો.

**ચાંચિયો,** પુ૦ દરિયામાં ચાલતા વાણને ધરી—પકડી લુંટી લેનારો; દરિયાઈ લુટારો—ચોર. ૨ ગુજરાતની પશ્ચિમ તરફ અને કચ્છમાં વસનાર કેટલાક લોક લામ્બી ચાંચની છાપરાં ઘાટની પાઘડીયો પેરે છે તે; છાપરિયો.

**ચાંચૂં,** ન૦ ચાં કે ચૂં અથવા કોઈ પણ એકાદો અક્ષર. 'ખબરદાર, ચાં કે ચૂં બોલ્યો તો તારી વાત છે'.

**ચાંદ,** પુ૦ ચન્દ્ર; ચાંદો.

**ચાંદણું,** ચાંદરણું.

**ચાંદની,** સ્ત્રી૦ ચન્દની. ૨ અજવાળી રાત.

**ચાંદબીજ,** સ્ત્રી૦ જે સુદ બીજે નવો ચાંદ દેખાય છે તે.

**ચાંદરડાં,** તારાઓ.

**ચાંદરણી,** વિ૦ ચાંદની.

**ચાંદરણું,** ન૦ ચન્દ્રનો પ્રકાશ; ચન્દ્રથી પૃથ્વીપર પડતું જે અજવાળું તે.

**ચાંદરાત,** સ્ત્રી૦ અમાસ પછી જે સુદ બીજે—જે રાતે નવો ચાંદ ઉગે છે તે; ચાંદબીજ. મુસલમાન લોક જે દાડે ચાંદ દેખાય છે તેને બીજે દાડેથી નવો મહિનો ગણે છે. [ (ભેંસ—પાડો).

**ચાંદરું,** વિ૦ જેના કપાળમાં ધોળો ડાઘ હોય તે

**ચાંદલિયો,** પુ૦ ચાંદો; ચન્દ્ર. "ચાંદલિયો ચૂંટીરે મા મારા હાથમાં આપો" (નરસીં મેતો). ૨ ચાંદલો. ૩ સારામાં સારું; સર્વોત્તમ.

—'ચાંદલિયે ચોંટવું'—પાલવે પડવું; કોઇના આશ્રયે હંમેશ રેવું. "તું મારે ચાંદલિયે ચોંટ્યો, સારા મુરતમાં સામળીઓ" (નરસીં મેતો).

—'ચાંદલિયો ચૂંટવો'—મોટો શ્રીમંત માણસ—વર (વક્રોક્તિમાં). 'એમને ચાંદલિયો ચૂંટવો છે તેથી કન્યાને મોટું બૈરું કીધું છે'.

**ચાંદલો,** પુ૦ સ્ત્રિયોને કપાળે જે જડાવ ઘરેણું મુકવામાં આવે છે તે; ટીકો. ૨ કપાળ વચ્ચે જે કંકુ, ચન્દન લગાડવામાં આવે છે તે. ૩ સ્ત્રિયોને કપાળે અબરખ પિત્તળ વગેરેનો રકૂંદાર જે ચોડેલો જોવામાં આવે છે તે (ચન્દ્રના આકારની કોઈ પણ વસ્તુ). ૪ કપાળે ચાંદલો કરીને જે ભેટ—બક્ષીસ આપવી તે—લુગડાં, રોકડ નાણું વગેરે—લગન જનોઈ અધરણી વગેરે શુભ કારજમાં.

—'ચાંદલો કરવો' એનો અર્થ આ પણ છે કે નકામું આપી દેવું. ૨ વિવાહ કરવો.

**ચાંદવું,** વિ૦ ભોથલું; ઘેલું; ભોળું. ૨ ગાંડું. ૩ પ્રપઞ્ચી.

**ચાંદાથાળી,** સ્ત્રી૦ નાની થાળી (છોકરાંની).

**ચાંદી,** સ્ત્રી૦ જેના શિક્કા ન પાડેલા—ઘાટ ન ઘડેલા એવું લગડી—પતરાં—ગઠ્ઠા આકારમાં જે રૂપું તે. ૨ શુદ્ધ રૂપું. ૩ શુદ્ધ રૂપાં જેવી દેખાતી સફેત જે વસ્તુ—ખાખ તે.

—'ચાંદી કરવી'—સફેત ખાખ—રાખ કરી નાખવી. ૨ સમૂળો નાશ કરવો. ૩ હોઈયાં કરવું; ખાઈ જવું.

**ચાંદી,** સ્ત્રી૦ દરદથી ચામડી જતી રઈને માંસ દેખાય તેવું જે નાનું સરખું ગોળ ચાઠું તે. ૨ એવી રીતનું જે દરદ ઇન્દ્રીપર—કેટેકાણે થાય છે તે. 'ચાંદી થવી—પડવી' એમ કેવાય છે.

**ચાંદું,** ન૦ દરદથી ચામડી જતી રઈને માંસ દેખાય તેવું નાનું અથવા મોટું જે ગોળ ચાઠું તે—પાકતું પાકેલું કે રૂઝાતું.

—'ચાંદાં શોધવાં—ખોળવાં'—કોઈની વર્તણુકમાં ખામી કાડવી—શોધવી; છિદ્ર શોધવું તે.

**ચાંદુડિયાં,** ન૦ ચાળા; ઢોંગ, નખરાં.

**ચાંદો,** પુ૦ ચન્દ્ર; ચાંદ. ૨ ઘોડા બળદ ગાય ભેંસ વગેરેને કપાળે જે ચન્દ્રાકાર લાઞ્છન હોય છે તે. ૩ છિદ્ર; એબ. "કાક તણા કટમની હોય તે જનના ચાંદા જુએ" (છોટમ).

**ચાંદ્રણી,** સ્ત્રી૦ ચાંદની.

**ચાંપ,** સ્ત્રી૦ બન્દુક પિસ્તોલ વગેરેનો જે ભાગ દાબ્યાથી આગ પેદા થઈ તે ફુટે છે તે. ૨ કમાન; જે જુગતીથી વસ્તુ દબાય ને પાછી ઉંચકાય તે. ૩ દાબે તેવો સઞ્ચો; કળ. ૪ દાબ; અંકુશ; અટકાવ; લગામ; ધાક; સત્તા. ૫ સાન કરવી; ચેતવવું તે; ઉસકેરણી. ૬ લાગ; ચોટ. ૭ ઝાડની ડાળને વાંકી વાળી ભોંયમાં દાટવી તે. 'ચાંપ ઘાલવી' કેવાય છે. ૮ કમાનવાળો ચીમટો; દુઃખ દેવાનું હથિયાર.

—'ચાંપ કરવી—દેવી'—કોઇને ઉસકેરવું. ૨ દબાવવું, ધમકી આપવી.

—'ચાંપ ચડાવવી'—બંદુકનો ઘોડો ચડાવવો.

—'ચાંપ પાડવી'—બંદુકનો ઘોડો પાડવો; બંદુક ફોડવી.

—'ચાંપ રાખવી'—કાળજી રાખવી; તપાસ રાખવી. ૨ કામ કરવાની તૈયારી કરવી. ૩ ઉતાવળ કરવી. ૪ દબાણ રાખવું; ઠોક રાખવી.

**ચાંપણ-ણી,** સ્ત્રી૦ ચાંપવું—દાબવું તે; દાબ. ૨ ઉસકેરણી; પીઠે રઇને મદદ કરવી તે. 'તેને પછવાડેથી ચાંપણી થાય છે'. ૩ ઉપકાર—વગ—પૈસાથી કોઇને શરમમાં નાંખવું તે.

**ચાંપણિયું,** ન૦ રાંપના લોઢિયાની ઉપરનો ગજ ફેડ ગજનો લાકડાનો જે દાંડો તે.

**ચાંપણું,** ન૦ કાપડ વણવાનું એક હથિયાર—સકઞ્જો; દાબવાના કામમાં આવે છે તે.

**ચાંપતી,** વિ૦ આકરી; સખત; તાકીદની. 'ચાંપતી ઉઘરાણી'.

**ચાંપતું,** વિ૦ સખત; તાકીદનું; જુસ્સાદાર; ઉતાવળનું; એકદમ થતું. 'ચાંપતા ઉપાયો'.

**ચાંપલસિયું, ચાંપલું.**

**ચાંપલાવેડા,** પુ૦ ઘણી ચાપાચીપી; સફાઈ. ૨ પોતાની હોશિયારી બતાવવાને વગર અર્થનું વચ્ચે વચ્ચે બોલ્યા કરવું તે. 'બેસ બેસ, જાણ્યું તારું ડાપણ, નકામા ચાંપલાવેડા ન કર'.

**ચાંપલું,** વિ૦ ઘણી ચાપાચીપ કરનાર; ચાંપલાવેડા કરનાર. ૨ જેના પગનાં તળિયાં સપાટ—જમીનને અડતાં હોય એવું માણસ.

**ચાંપવું,** ક્રિ૦ સ૦ ધીમે ધીમે ઊંફ વળે—પ્રેમ જાગે તેવી રીતે દાબવું—(શરીર); પગ દાબવા—પળોટવા. ૨ સારી પઠે જોરથી દાબવું.—એથી, જે દાબી હોય તે વસ્તુનો ભેંચો નિકળી જાય છે અથવા તે વસ્તુ છેક નાની થઈ જાય છે. ૩ લાંચ—રુસવત આપવી; શરમમાં નાખવું. ૪ સાનમાં કેવું; ચેતવવું; ઉસકેરવું. ૫ ખુણામાં દાબી ઘાલવું. ૬ ડામ દેવો.—'ધગધગતો ચાંપવો' એમ કેવાય છે. ૭ ખન્તથી આકરી ઉઘરાણી કરવી તે. ૮ ચાંપી જોવું; તપાસવું; દાબીને જોવું; કઈ જોવું. 'ચોખા ચાંપી જોવા'—'પેલાને આગળથી ચાંપી જોજે, આપણા વિચાર તરફ વળે તેવું લાગે તો પછી એ વાત કેજે, બાકી પેલેથીજ બધું ભભડી આવીશ નહિ'. ૯ જલદીથી જાય—દોડે તેને સારુ બળદ ઘોડાને સારી પેઠે હાંકવા—દાબીને ચલાવવા. 'ચાંપી મૂકવું—મારવું' બોલાય છે. ૧૦ જલદી

નાશી જવું. ૧૧ આપવું. 'એને મૂઠી ચણા મમરા ચાંપ, એટલે રડતો છાનો રહે.' ૧૨ કેવું; ઠપકો દેવો. 'જયારે એ બોલ ચાંપ્યા ત્યારે જરા નરમ પડ્યો'.

**ચાંપું, ન૦** ફણસ ફળમાંનો ગોટલીવાળો જે ગર તે. એ કાચું એમનું એમ અથવા કાચું ઘી સાથે અથવા સાંતળીને ખાવામાં આવે છે. ૨ એક જાતનો છોડ અથવા તેનું ફૂલ—**ચંપો.** ૩ નાકની વિટલી—વાળી—નથમાંના જે ચાંપાકાર સોનામાં વચ્ચે હીરો ને તેની આસપાસ મોતીયો વળગાડવામાં આવેલાં હોય છે તે. ૪ માથે ચાક ઉપર ઘાલવાનું સોના રૂપાનું ચાંપા આકારનું જે ઘરેણું તે.

**ચાંલ્લાવેવાર, પુ૦** પગરણે એક બીજાને ત્યાં ચાંલ્લો કરી જમવાનો જે વેવાર તે. ૨ શુભ પ્રસઙ્ગે ફક્ત ચાંલ્લો કરનારાને જ જમાડવાનો વેવાર તે. ૩ ફક્ત જમવા ખાવા ને ચાંલ્લો કરવાનો જે સમ્બન્ધ તે—બીજો કંઈ સમ્બન્ધ નહિ. ૪ એકલો ચાંલ્લો કરવાનો જ સમ્બન્ધ તે.

—**'ચાંલ્લો થવો'** એટલે નુકસાન થવું, દણ્ડ થવો. 'એને કચેરીમાં ૧૦૦ રૂ. નો ચાંલ્લો થયો'. ૨ સગાઈ થવી; વિવાહ થવો. 'ત્રીકમલાલના છોકરના ચાંલ્લા થયા'.

**ચાંલ્લો, પુ૦ ચાંદલો.**

**ચા, સ્રી૦ [ફા૦]** એ નામના છોડવાનાં ઝીણાં સુકવેલાં પાતરાં. ચા ઘણું કરીને બે જાતની હોય છે, કાળી ને લીલી—એ છોડ અસલથી ચીન જપાનમાં જ અને થોડુંક થયું દક્ષિણ અમેરિકા ને હિન્દુસ્તાનમાં ઉગે છે. ૨ એ પાતરાં, ગરમ પાણીમાં નાખેથી પલળીને તે તળે બેસે છે પણ તેનો કસ પાણીમાં આવે છે અને એ કાવો સુસ્ત તબીયતને ચાલાક કરે છે—વાને હઠાવે છે—અજીરણ પચાવે છે તે. ૩ ઇચ્છા; મરજી. **પુ૦** હેત; સ્નેહ; પ્યાર.

—**'ચા પીવી'** એટલે ઘડીયાળ બન્ધ થઈ જવું; બગડી જવું; ખોટો વખત બતાવવો. ૨ કોઇએ કહેલી હકીકત ખોટી છે એમ ગણી તે તરફ તિરસ્કાર બતાવવો. 'જા જા ચા પી, એ ગપ કયાંથી લાવ્યો ?'

**ચાઉસ, પુ૦ [આ૦]** લશ્કરમાં ડમકા નિશાણ વગેરેની ટુકડીનો જે મુખી તે. ૨ રાખેલા સિપાઇઓનો જમાદાર.

**ચાક, પુ૦** એક જાતની સફેદ નરમ માટી—ખડી; સફેતો. **ન૦** ચક્ર; પૈડું; ચક્કર. ૨ કુંભારનું વાસણો ઉતારવાનું ચક્કર. "શું ઘડો કે ઘેડ ઉતરશે, ચાક ઉપર હજુ પેંડો છે" (સામળ). **સ્રી૦** સ્રિના અમ્બોડાનું સુના રૂપાનું ઘરેણું—ચાક બોરિયાં કેવાય છે. 'ચાક ઘાલવી'.

—**'ચાક ચડાવવું'**—ફજેત કરવું. ૨ ચક્રની પેઠે ગોળ ફેરવવું; ડોલાવવું. "જગત ભય પામે બાણની હાકે, બાણે પૃથ્વી ચ્હડાવી ચાકે" (પ્રેમાનન્દ).

—**'ચાક થવું'**—જાગૃત—સુસ્તી ઉડી ગઈ હોય તેવું થવું. 'તબિયત ચાક થઈ'. [ ફરવું.

—**'ચાક લેવો'**—અણી ઉપર ગોળ ચક્કર ચક્કર

—**'ચાક-કે ચડવું'**—લોકમાં વાત ચાલવી; ગવાવું; ફજેત થવું; વગોવાવું. ૨ ફરવું; તળે ઉપર થવું; ૩ મનનું અસ્થિર હોવું; ચગડોળે ચડવું. ૪ ભમવું; ડોલવું. બેભાન થવું.

**ચાકટ—ણુ, ચાકળ.**

**ચાકર, પુ૦ [ફા૦]** કોઇના હુકમમાં રઈ તેનું કામ કરનારો જે માણસ તે: મેનતના બદલાને માટે તાબે રઈ શેઠનું ફરમાવેલું કામ બજાવનારો; પગાર આપી કામ કરવા રાખેલું માણસ. શેઠ—સેવા કરાવનાર અને ચાકર—સેવા કરનાર. જુદાં જુદાં કામપરથી જુદી જુદી પાયરીના ચાકરો હોય છે. ૨ ખરી ભક્તિથી આજ્ઞામાં રઈ સેવા કરનારો; સેવક; ભક્ત. ૩ ગુલામ; જાત વેચીને તાબે રઈ જીવતાં સુધી સખતી વેઠીને કામ કર્યાં કરનારો. ચાકર શબ્દ ઊંચા ધન્ધાને પણ લાગે છે ને નીચાને પણ લાગે છે. 'ચાકરને ઘેર ચૂકર ને તેને ઘેર પેચખાના'.

—**'ચાકર નફર'**—ઊંચા નીચા દરજાના ઘણાક ચાકર.

**ચાકરડી, સ્રી૦** ઘરનું કામકાજ કરનારી બૈરી; દાસી.

**ચાકરિયાત, પુ૦** ચાકરી કરનારો; દાસ. **વિ૦** ચાકરી કરવાના બદલામાં મળેલું; **ચાકરિયું** (સરકાર—રજવાડામાં ચાકરીના બદલામાં જમીન વગેરે જે પસાયતું મળેલું તે).

**ચાકરિયું, ન૦** ગામની ચાકરીને પેટે સરકારે જે જમીન—ખેતર આપેલું હોય તે.

**ચાકરી, સ્રી૦ [ફા૦]** ચાકરનું જે કામ તે; સેવા; ખિજમતદારી. ૨ ચાકરની જે હાલત તે; દાસત્વ. ૩ ચાકરીના બદલામાં જે પગાર નાણું તે. ૪ માવજત; બરદાસ્ત; સારવાર (માંદા માણસની). ૫ ફરજ; ધર્મ; કર્તવ્ય; દેણુ. ૬ મેનત; ઉદ્યોગ; ધંધો; 'ચાકરી કરે તે ભાખરી પામે;' 'ચાકરી સબસે આકરી;' 'ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, કનિષ્ઠ ચાકરી ને નિદાન ભીખ.'

**ચાકલો, પુ૦** કાંચળી ઉપર રેશમ—કસબની મુકેલી એક તરેહ.

**ચાકળ-ળેણ, સ્રી૦** એક જાતનો સાપ. એને બે મોંડાં કેવાય છે.

—**'બે મોંડાંની ચાકળ'**—હમણાં કંઈ બોલે અને ઘડી પછી કંઈ બોલે તે.

**ચાકળી, સ્રી૦** ગાગેરના આકારની નાની ઘડુલી. એ ઉપર શુભ કારજમાં રન્યાદેવની ટોપલી મુકવામાં આવે છે. ૨ ચુને ધોળેલી ચાર ઘડુલી—કન્યાના ઘરનાં લગનને દાડે વરને નવાડવાને લઇ જાય છે તે. ૩ ગરગડી.

**ચાકળો, પુ૦** જે ગોળ લાકડાંપર રોટલી—રોટલા—પોળી—પુરી વણવામાં આવે છે તે; આખળિયો. ૨ કુવા વાવ વગેરેના મોભ સાથે જડેલાં જે આડાં ગોળ પાટિયાંને આધારે કોસ ખેંચવામાં આવે છે તે; મોટી ધરેડી. ૩ ચામડાંની ગોળ ગાદી; સાંગામાચીપર નાખવાની ઉન ભરેલી ગાદી. ૪ બાજઠ કરતાં સેજ ઊંચી લાકડાની ગોળા બાજઠ જેવી બેઠક.

**ચાકી, સ્ત્રી૦** પિત્તળ લોડાં વગેરેનો અથવા ચામડાનો ગોળ આકારનો ચપટો કકડો (ગાડીના પૈડાં વગેરેની ચાકી). ૨ ખાડામાં કપડાંનો કકડો પાથરી ઉપરથી રેડી ઠારેલો જે ગોળ તે. 'ચાકીનો ગોળ'. ૩ તમ્બાકુની જુડીયોનો સિંચેલો જે ઢગ તે.

**ચાકુ, ન૦** ચોખણ્ડો નાનો પાતળો કકડો તે—(ગોળપાપડી વગેરેનું). ૨ ચકતું.—(દહીં વગેરેનું). ૩ ખજુરનું વાઢિયું. ૪ ગચિયું; ઢેફું.

**ચાકુ, પુ૦ સ્ત્રી૦** કલમ—પેન—પેન્સિલ ઘડવાનું લોડાંનું ઓજાર; ચપ્પુ; છરી.

**ચાખ, સ્ત્રી૦** આંખ; નેત્ર. "ભાખવી હા જવ દાખવી ના નવ, રાખવી રુકતિ ચાખ ચશાંએ" (વલ્લભ).

**ચાખડી, સ્ત્રી૦** પાવડી.

**ચાખણું, ન૦** ચાખવું તે.

**ચાખવું, ક્રિ૦ સ૦ [સં૦ ચષ્—ખાવું]** જીભની મારફતે જાણવું; કોઈ ચીજને જીભ ઉપર લગાડતાં જે લાગણી થાય તે સમજવી; સવાદ લેવો—તપાસવો. ખાટો—ખારો—કડવો—કટાણો—તીખો—મીઠો—મોળો—હરમો વગેરે સવાદ જાણવા. ૨ થોડુંક—જરા ખાવું. ૩ સુખ વગેરેનો થોડો ઘણો અનુભવ કરી લેવો. ૪ લેહેજત લેવી; રસ સમજવો.

**ચાખળિયો-ળો, પુ૦** ચાકળો; આખળિયો.

**ચાગલો, પુ૦** માનીતો; લાડકવાયો.

**ચાચર, પુ૦ [સં૦ ચત્વર]** મણ્ડપની બાર જે ખુલ્લો ચોક તે. ૨ ચકલો.

**ચાચરિયાં, ન૦** ચકલાની દેવીના ગણો.—લગનને ચોથે આઠમે દાડે ચકલાની રક્ષણ કરનારી દેવીનું પૂજન કરી તેને બલીદાન આપવામાં આવે છે ને પછી તેના ગણોને પુજવામાં આવે છે. એ ગણોને બદલે ચાર દિશાએ ચાર સમ્પુટ કોડિયાં વગેરે મુકવામાં આવે છે અને પછી અક્કેકની પાછળ પાણીની ધાર કરી અક્કેકને પુછવામાં આવે છે કે 'ચાચરિયાં ચાચરિયાં તમે કોની વરતે (કોની વાત કેવાને સારુ) આવ્યા', તારે પાસે ઉભો રેનાર કોઈ માણુસ (ગણનો પ્રતિનિધિ) બોલી ઉઠે છે કે 'ફલાણાને સારુ' (એમાં પરણનારના કોઈ સગાનું નામ હોય છે). 'તે ફલાણાએ શું કીધું?' જવાબ—'ન્યાત તો સારી જમાડી પણ ઘર પ્રમાણે દક્ષણા તો ન આપી, હસો રે ભાઈ હા હા' (એમ ચાર સવાલ જવાબ થાય છે). ચાચરિયાંમાં ઘણું કરીને—મશ્કરી—હસવાનું હોય છે. કેટલાક આમ બોલે છે. 'ચાચરિયાં રે ચૂં ને ફલાણાએ ઘી પીરસતાં કોસર કીધી એ શું? હસો રે ભાઈ હાં'.

**ચાચા-ચો, પુ૦** બાપનો ભાઈ; કાકો.

**ચાટ, વિ૦** ખસીયાણું. 'ચાટ પડવું'. ૨ કૂતરા વગેરેને ખાવાનું નાખવાનો ખાડાવાળો પત્થર. 'કુતરાની ચાટ.'
—'**ચાટ** પાડવું'—ખસીયાણું પાડવું; શરમાવી નાખવું.

**ચાટકો, ચટકો.**

**ચાટણિયું, વિ૦** ઘણું લાંચિયું. ૨ ઘડિયે ઘડિયે ખાખા [કરે તેવું છોકરું.

**ચાટણું, ન૦** નાનાં બચ્ચાંને જે ચટાડવાનું તે.—ઘીમાં, સાકર એળચી બદામ ભેળી ચટાડવામાં આવે છે તે.

**ચાટલું, ન૦** મોઢું જોવાની ખાપ; આરસી; દરપણ. ૨ સ્ત્રિનું ઘરેણું. ૩ મોઢું. (તિરસ્કારમાં).

**ચાટલો, પુ૦** રુપિયો (કણ્ટાળાથી બોલતાં). ૨ મોડાનો ચેહેરો (તિરસ્કારમાં).

**ચાટવું, ક્રિ૦ સ૦** ઢીલા—ઘાડા પદાર્થને આંગળીએ કરી જીભપર મુકવો અથવા જીભથી લેવો; જીભે રસકસ મોમાં લેવો. મધ ચાટવું; મલાઈ ચાટવી વગેરે.

**ચાટવો, પુ૦** લાકડાંનો કડછો.

**ચાટુ, વિ૦** સુંદર; મધુર; સ્પષ્ટ ભાષણ. ૨ મિથ્યા સ્તુતિ. ૩ અતિ રમણિય.—**કાર,** મિથ્યા સ્તુતિ કરનાર; ખુશામતિયો.

**ચાટુડી, સ્ત્રી૦** બધી બાબતમાં મોઢું ઘાલી ડાપણ ડોળનારી અને લામ્બી લામ્બી વાત કરનારી; **ચિપાસિયેણ.** ૨ ખાવાની ઘણી લાલચુ. (સ્ત્રી).

**ચાટુડું, વિ૦** લાલચું; ચિબાવલું.

**ચાટુડો, પુ૦** ખાવાનો ઘણો લાલચુ (પુરુષ). ૨ ખુશામતિયો. ૩ દોડડાયો; ચિપાસિયો; ચિબાવલો.

**ચાઠું, ન૦** ઘા—દરદ—ગુમડું રુઝાયા પછી તે ઠેકાણે—ચામડી ઉપર જે ગોળ અથવા લામ્બી પસરેલી જે નિશાણી પડી રઈ હોય તે—'તેને શીતળાથી બધે શરીરે ચાઠાંચાઠાં પડી રયાં છે.' ૨ મારથી—ડબાણથી જે સળો—ડાઘ પડ્યા હોય તે; ચામઠું.

**ચાડ, સ્ત્રી૦** ખન્ત; ચાનક; ચિવટ.

**ચાડિએણ, સ્ત્રી૦** ચાડી—ચુગલી કરનારી સ્ત્રી.

**ચાડિયું, વિ૦** ચાડી ખાનારું; એકની વાત બીજાને કેનારુ.

**ચાડિયો, પુ૦** જેને ચાડી—રાવ ખાવાની, નિન્દા—બદગોઈ કરવાની—આળ ચડાવવાની ટેવ હોય તે; ચુગલીખોર. ૨ ભુંડે કર્મે પ્રખ્યાત થયલા પુરુષના

નામનું—ગામના પાપનું, એકાદું ઘણુંજ ખરાબ ચેહેરાનું પુતળું કરેલું હોય અથવા કાઠી દાટી તે ઉપર ખાસડું ભેરવેલું હોય અથવા ઝાડે વાડે ઝાડુ—ખાસડું ભેરવેલું હોય તે. ૩ ખેતરમાં પક્ષીઓ નુકસાન ન કરે તેને સારુ એક ઉભી લાકડીને બીજી નાની લાકડી ઊંચેથી આડી બાંધી લઈ એ આડીના બે ભાગને ચિથરાં વિંટાળી ઉભીને માથે ચૂનાથી રંગેલું અથવા એમનું એમ માટલું મુકેલું હોય અથવા ચિથરાં વીંટાળી જાડું ડોચકું કર્યું હોય તે—(પક્ષીઓને બિવડાવવાને). કેટલેક ઠેકાણે મુએલો કાગડો અથવા એવું બીજું કોઈ પક્ષી લટકાવી રાખવામાં આવે છે. ૪ છેકજ સુકલકડી હાડકાં ચામડાં દેખાતાં હોય અને આંખમાં કુવા પડી ગયલા હોય એવો જે વિચિત્ર બીક લાગે તેવો પુરુષ.

**ચાડી, સ્ત્રી૦** કારણસર અથવા વગર કારણે કોઈએકનું ભૂંડું બીજા ઘણાઓની આગળ બોલવું તે અથવા બોલવાની જે ટેવ તે; કીનાથી એકની છાની વાત બીજાને ત્યાં બીજાને ત્યાંથી ત્રિજાને ત્યાં એમ ચલાવવી તે; એકને વિષે ઘણીએક નઠારી વાત ઉરાડવી તે; ચુગલી; નિન્દા; બદગોઈ; ગીબત; નાલાસી. ૨ ગોફણના બે અછોડાની વચમાં ગોળો મુકવાને સારુ આસરે આંગળ ત્રણેકનું સુતરનું ગુંથેલું છાછરા ખાડાવાળું જે હોય છે તે.

—'ચાડી ખાવી—કરવી'—કોઇની નાલાસ—બદગોઈ કરવી. ૨ એકની છાની વાત તેને નુકસાન કરવાને બીજાને કેવી. ચાડીચુગલી પણ બોલાય છે.

—'ચાડીખોર'—ચાડી કરનાર.

**ચાડું, ન૦** ગોફણની ચાડી. ૨ વચમાં ખાડાવાળું દીવાનું માથું, જે ઉપર કોડિયું મુકવામાં આવે છે તે; દિવાની અડધી પોણીએક લમ્બાઈ ઉપર દિવાનું કોડિયું મુકવાને જરા બાર આડું કાડેલું જે ઠામ તે. ૩ કદરૂપું—બદસુરત મોઢું; નઠારો ચેહેરો; ડાચું.

**ચાણાક્ય, પુ૦ [સં૦]** એ નામનો પુરુષ. **વિ૦** કપટ કળામાં કુશળ—બાહોશ—હોશિયાર. ૨ ચતુર. **ન૦** જુદા જુદા ગ્રન્થોમાંથી નીતિરૂપ દૃષ્ટાન્તો એકઠાં કરી રચેલો જે ગ્રન્થ તે.

—'ચાણાક્ય નીતિ'—કપટ નીતિ.

**ચાણ્ડાલ, [સં૦] ચણ્ડાળ.**

**ચાણણી, ચારણી.**

**ચાણણો, ચારણો.**

**ચાતક, પુ૦ [સં૦]** એક જાતનો પક્ષી. એને વિષે કેવાય છે કે એ, વરસાદનાં પડતાં પાણી સિવાય બીજું કંઈ પીતો નથી; ચોમાસાના સ્વાતિ નક્ષત્રના વરસાદના પાણી વગર એની તરસ જાતી નથી—ને એટલા માટે એ ઘણું કરીને હમ્મેશનો તરસ્યો કેવાય છે. કેટલાક કેછે કે એને ગળે કાણું છે માટે પાણી પીવાતું નથી, માત્ર ઉપરથી વરસાદનું પાણી પડે તેજ તેના પેટમાં જાય છે. આતુર માણસને એ પક્ષીની ઉપમા આપવામાં આવે છે, તેમાં વિરહિણીની આતુરતાને ચાતકની આતુરતા સાથે સરખાવી છે; બપૈયો; પપૈયો.

**ચાતરવું, ક્રિ૦ સ૦** ફેરવવું; ચળાવવું; ખસેડવું. ૨ જુદું પાડવું. ૩ ભાગ કરવા. ૪ ડગલું ભરવું. "ચાખે તો ડગ કેમ ચાતરે, એવો માયારૂપ રસાળરે" (ભોજો ભગત).

**ચાતરી, તરાગ.**

**ચાતુર, ચતુર.**

**ચાતુરમાસ, પુ૦ [ સં૦ ચાતુર્માસ્ય ]** વરસાદના ચાર મહિનાનો જે કાળ તે; ચોમાસું. આશાડ, શ્રાવણ, ભાદરવો ને આશો અથવા આશાડ સુદ ૧૦ થી તે કારતક સુદ ૧૦ સુધીનો કાળ. વર્ષા ને શરદ એ બે ઋતુઓ.

**ચાતુરી, ચતુરાઈ.**

**ચાતુર્ય, ન૦ [ સં૦ ] ચતુરાઈ.**

**ચાતુર્વર્ણ, ન૦** બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણનો જે સમુદાય તે.

**ચાતુર્વર્ણ્ય, ન૦** બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર એ ચાર વર્ણ. ૨ એ ચાર વર્ણ સંબંધીનું જે તે; એ વર્ણોનો ધર્મ.

**ચાતુર્વિધ, પુ૦** ચાર વેદ જે ભણેલો છે તે; ચાર વેદ [જાણનાર.

**ચાતુર્વેદી, પુ૦** ચાર વેદ જાણનારો. ૨ બ્રાહ્મણોમાં એ અટક છે.

**ચાદર, સ્ત્રી૦ [ફા૦]** બિછાનાંપર પાથરવાનું ધોયલું જાડું સફેત કપડું. ૨ મુડદાં ઉપર ઓઢાડવાનું કપડું. ૩ સ્થિર ને પથરાયલું દેખાતું પાણી. ૪ ફૂલ ગુંથીને બનાવેલું જે મોટું ચાદર જેવું તે (ફૂલની ચાદર).

—'ચાદર ઓઢવી'—દેવાળું કાઢવું—ફૂંકવું. 'જો હુંડી પાછી ફરશે તો દેવાળું કેવાશેરે, સેવક ચાદર ઓઢી બેસે, તીર્થવાસી થવાશેરે' (પ્રેમાનન્દ).

—'ચાદર ઓરાડવી'—શબને બાંધે નાખ્યા પછી તેના શરીરપર લુગડું ઓરાડવું તે. એ લુગડું ઓરાડ્યા પછી મોડું જોવાતું નથી. ૨ દેવાળું કઢાવવું.

—'ચાદરમાં લપેટી મારવું'—મીઠી વાણીમાં મેણાં મારવાં; મર્મમાં સખત શબ્દો કહેવા. ૨ ગુપ્ત માર મારવો. ૩ ગુપ્ત રીતે નુકસાન કરવું—કરવાની જુગતી રચવી.

**ચાદરપાટ, પુ૦** ચાદર કરવા લાયક કપડાંનો તાકો. એ ઘણોખરો ૬૦ કે ૭૨ તસુ પનાનો હોય છે.

**ચાદરું, ન૦** પાથરવાનું કપડું; પાથરણું.
**ચાદાની, સ્ત્રી૦** ચા ઉકાળવાનું વાસણ.
**ચાનક, સ્ત્રી૦** કાળજી; શિક્ષા; ખન્ત. [ભાખરી.
**ચાનકી, સ્ત્રી૦** સેકેલી નાની પણ જાડી રોટલી;
**ચાનકું, ન૦ ચાનકી.**
**ચાન્દ્રમાસ, પુ૦** સુદ પડવાથી તે અમાસ સુધીનો જે કાળ તે (ચાન્દ્રમાસ અને સૌરમાસ).
**ચાન્દ્રાયણ, ન૦ [સં૦]** ચન્દ્રની વધ ઘટ પ્રમાણે દરરોજ ખાવામાં એકેકો કોળિયો સુદમાં વધારવો ને વદમાં ઘટાડવો એવું જે વરત તે; એક રીતનું પ્રાયશ્ચિત્ત. ચાન્દ્રાયણ વ્રત પાંચ પ્રકારનું છે તેમાં સહુથી દોયલું આ છે કે મહિના લગી અપવાસ કરવો ને તરસ લાગે ત્યારે ગાયનું મૂતર પીવું.
**ચાપ, ન૦ [સં૦]** ધનુષ્ય; કામઠું.
**ચાપકો-બો, પુ૦ [ફા૦] ચાબુક.**
**ચાપટિયું, ન૦** એક જાતનો પીળાશ પડતા રઙ્ગનો ચપટો હીરો; પોખરાજ.
**ચાપાચિપ, સ્ત્રી૦** ચાંપી ચીપી બરોબર જુગતીસર રાખવાની જે ટેવ તે; ટાપટીપ. ૨ વાર લગાડવાની જે ટેવ તે. ૩ માથાફોડ; ચિકણાઈ; દોડડાયાપણું. ૪ એક વાતને વારમ્વાર ચોળ્યા—બોલ્યા કરવી તે.
**ચાપાચિપિયું, વિ૦** ચીપી ચીપીને બોલનાર; એકની એક વાત લમ્બાવ્યાં કરે તે; દોડડાયું. ૨ લુગડાં—ઘરેણાં પેરવામાં સફાઈ રાખવાને વિલમ્બ કરવો તે—કરનાર.
**ચાપડો, પુ૦** હર કોઈ વસ્તુને બરોબર ટકાવી રાખનારો તેને બારથી—ઉપરથી બેસતો આવતો લોઢાં અથવા પિત્તળનો બે ચાર આંગળ પોળાઇનો જે પાટો તે. ૨ ઘઉંની કણેકના બે લુવા ચપટાવી એકેક બાજુએ તેલ દઈ અટામણમાં બોળી એને ડાબીને એક કીધેલો જે લુવો તે.
**ચાપલ્ય, ન૦** ચઞ્ચળપણું; ચપળતા.
**ચાપલુસી, સ્ત્રી૦** ખુશામત; ગાંડગુલામી; તાબેદારી.
**ચાપુ, પુ૦** ચાકુ; ચપ્પુ; છરી. ૨ **ન૦** ચાંગળું. ૩ **વિ૦** જરાક, સેજ.
—**'ચાપુ ચણા'**—એ પ્રયોગ બાળકને મારીને પછી ખાવાનું આપવું તે સમ્બન્ધમાં બોલાય છે. 'ધબ ધોકો ને ચાપુ ચણા'. ૨ કંઈ નુકસાન કરીને પાછું સારું લગાડવું એ અર્થમાં પણ આ પ્રયોગ વપરાય છે.
**ચાબક-ખ, સ્ત્રી૦ [ફા૦ ચાબુક]** ઘોડાને મારવાની લાકડી સાથે ગુંથેલી લામ્બી દોરી. ૨ કોરડો; સાટકો. ૩ ચાનક લાગે તેવી શિખામણ. 'ચાબખા મારવા'. ૪ ઉત્તેજન આપનાર વસ્તુ.—'ભાંગ ઉપર ગાંજાની ચાબક.'
**ચાબખો, પુ૦ ચાબક.** ભોજા ભગતના ચાબખા એટલે તેનાં દોક આપતાં શિખામણનાં પદ.
**ચાબુકસ્વાર, પુ૦** નવા ઘોડાને ફેરવનારો—શિખવનારો; ઉપર સવારી કરવાને અને તરેહ તરેહવાર ચાલ ચાલવાને ઘોડો લાયક થાય તેવું કરી આપનારો.
**ચામ, ન૦ [સં૦ ચર્મ]** (કવિતામાં વપરાય છે) ચામડી; ચામડું. "મંદવાડથી રહ્યાં હાડ ચામ માત્ર ને આહિયાવત્ હૂં દીસતોરે." ૨ સ્ત્રી વિષય. 'મેલ્યા પશુ પડે દામચામના." **ચામરસ**—રતિરસ. આમરસ ને ચામરસ.
**ચામખેડો, પુ૦** મુંવેલાં જનાવરના શરીરપરથી ચામડી ઉખેડી કાઢનાર. ૨ લીલા—આળાં ચામડાંને કામમાં લાવવા જોગ કરનાર. [કાળું નાનું પક્ષી.
**ચામચિમડિયું, ન૦** વાગળાંની જાતનું રાતે દેખતું
**ચામચોરી, સ્ત્રી૦** વ્યભિચાર; છિનાળું.
**ચામજૂ, સ્ત્રી૦** શરીરની ચામડીને ખૂબ ચોંટી રેતી જૂ.—'તે મને ચામજૂની પઠે વળગ્યો છે' એટલે એવો તો વળગ્યો છે કે ઘણી તજવીજ કરું છું તોપણ તે મારી પાસેથી જતો નથી—મારો કેડો મુકતો નથી.
—**'ચામજુની માફક ચોંટી રેવું—બેસવું'**—કોઈ જગ્યા—પદવી—હોદ્દા ઉપર લાંબા વખત સુધી પડી રેવું.
**ચામઠી, સ્ત્રી૦** ખોડ ખાંપણ કાઢનારી સ્ત્રી; ચિબાવલી.
**ચામઠું, ન૦ ચાઠું;** ચામડીપર માર પડ્યાથી તેપર જે નિશાની રેછે તે—ડબાયાથી—ઘસાયાથી. ૨ ખરબચડો થયલો ચામડીપરનો જે ભાગ તે. 'અઙ્ગે ઉઠ્યાં ચામઠાં'. ૩ **ચિબાવલું.**
**ચામડી, સ્ત્રી૦** માણસના શરીરનું માંસ હાડકાંને ઢાંકતું જે પાતળું કુમળું ઢાંકણ તે; ત્વચા; સ્પર્શેન્દ્રિય. ૨ ચામડું; ખાલ. ૩ ઝાડ—છોડ—ફળની ઉપલી જે કુમળી છાલ તે. ચામડી પાતળી ને ચામડું જાડું ને બરછટ હોય છે. ચામડું શબ્દ ઘણું કરીને પશુ અને મોટાં પક્ષીયોને લગાડવામાં આવે છે. ચામડી માણસને અને નાના પક્ષી અને જીવજન્તુને લગાડવામાં આવે છે. [આવશે.
—**'ચામડી આવશે'**—ઘા રુઝાએથી નવી ચામડી
—**'ચામડી ચૂંથવી'**—કોઈની નઠારી વિસારે પડેલી વાતને પાછી તાજી કરવી. ૨ નિન્દા કરવી; વગોણું કરવું; ફજેતી કરવી. ૩ ફટકાનો માર મારવો. ૪ કોઈ સ્ત્રીની ઇજત લેવી. ૫ ડાકટરે મડદું ચીરીને તપાસવું.
—**'ચામડી જશે'**—રોગથી જુની ચામડી જશે. ૨ શિક્ષા થશે.
—**'ચામડી તોડવી'**—ઘણી ઘણી રીતે હેરાન કરવું—પજવવું. ૨ ઘણો માર મારવો. [કરનારો; ખાલપો.
**ચામડિયો, પુ૦** ચામડાં સાફ કરવાનો તથા વેચવાનો ધન્ધો
**ચામડું, ન૦ [સં૦ ચર્મ]** પશુ પક્ષીયોનું ઉપલું ઢાંકણ, જે તેના માંસ હાડને ઢાંકે છે તે. ૨ સાફ કરીને કામમાં આણેલી ખાલ અથવા તેનો કોઈ ભાગ—કકડો.

—'ચામડાં ચુંથવાં'—મરી ગયલાં માણુસની નિન્દા કરવી તે. ૨ વ્યભિચાર કરવો.

—'ચામડાની જીભ'-એ પ્રયોગ બોલવા જોગ કે ન બોલવા જોગ બોલનારને માટે વપરાય છે. 'ચામડાની જીભ, જેમ વાળે તેમ વળે'.

—'ચામડાની નોટ વટાવવી'—પૈસા લઇને દીકરીનો વિવાહ કરવો; કન્યાવિક્રય કરવો.

—'ચામડાનું તાળું'—ઘરનું વૃદ્ધ માણુસ કે જે ઘર સાચવે છે તે.

—'ચામડાનું વાણ—ઝાઝ ચલાવવું'—પૈસા લેવાની ખાતર વ્યભિચાર કરવો-કરાવવો.

—'ચામડું તોડી નાંખવું'—ઘણો માર મારવો.

—'ચામડું ફાટી જવું'—હદ કરતાં વધારે ખરચ થવો. 'એ બકૂડીની મજુરી આપતાં તો તારું ચામડું ફાટી જશે'.

**ચામર, ન૦ [સં૦] ચમ્મર;** ચમરી. ૨ (કવિતામાં) એક વૃત્ત. ૩ હથેળીમાંની એક જાતની રેખા.

**ચામરસ, પુ૦** સ્ત્રી સંયોગનું સુખ. 'આમરસ રામરસ ને ચામરસ'.

**ચામાચેણુ, સ્ત્રી૦** ઊંદરની જાતનું પણ લામ્બા મોડાનું ટુંકા પુછડીનું કાળાં ભુરાં રુંવાટાંવાળું ચીં ચીં કરતું પ્રાણી; છછુન્દર; ચેણુ.

**ચામુણ્ડા, સ્ત્રી૦** દુર્ગાદેવી.

**ચામોદિયાં, ન૦ ચામોદી.** ચાળાચસકા; પતરાજી. (એ બહુ વચનમાં જ વપરાય છે).

**ચામોદી, સ્ત્રી૦** હરેક વાતને લામ્બી કરવાની જે ટેવ તે. ૨ પતરાજ; ફૂલાસ. ૩ બડાઈ; મોટાઈ. ૪ નખરાં; ચાળા; ચિબાવલાપણું.

**ચાયણી, ચારણી.**

**ચાયના, સ્ત્રી૦** પ્રીતિ; વાલ. ૨ ઇચ્છા; ખુશી.

**ચાર, વિ૦ [સં૦ ચતુર]** સઙ્ખ્યા બતાવે છે—એ શબ્દ ઘણી સઙ્ખ્યા બતાવવાને પણ બોલાય છે.—'મેં તને એક વાર નહિ પણ ચાર વાર કહ્યું'—એટલે ઘણીવાર કહ્યું. એ શબ્દ થોડી ઘણી પણ એક એથી વધારે એ અર્થમાં પણ વપરાય છે.—'તેને ચાર વાત સમજાવીને કેશો તો તે માનશે.'—ખરેખરી ચાર નહિ. 'તે ચાર પૈસે સુખી છે' એટલે તેની પાસ થોડી ઘણી દોલત છે—છેક ભિખારી નથી. 'ઘરમાં ચાર હાંલ્લાં હતાં તે પણ તે મુઓ લઈ ગયો'—થોડાં ઘણાં હાંલ્લાં. 'તે ચાર અક્ષર ભણ્યો છે'—થોડું ઘણું ભણ્યો છે. 'હવે શું ચાર હાથ કરું?'—ચાર હાથની મદદ કરી ઉતાવળ કરું? ચારમાં—'ચાર લોકમાં બોલવું તે વિચારીને બોલવું.' ચાર એટલે થોડું; 'ચાર દાડાનું ચાંદરણું ને ઘોર અન્ધારી રાત'.

—'ચાર આંખ થવી'—ક્રોધ થવો. ૨ ઈર્ષ્યા થવી. ૩ બે જણુની આંખેઆંખ ભેગી થવી—સ્નેહ થવો.

—'ચાર આંખ રાખવી'—બહુજ સાવધગીરીથી રેવું; સઘળી બાબતથી જાણીતા રેવું. 'ચોરનારની ચાર ને જોનારની બે' એટલે ચોરનાર—નરતું કામ કરનાર ઘણું બારીકીથી તપાસીને જોય છે.

—'ચાર આંખો કરવી'—ગુસ્સે થવું; તપી જવું; ક્રોધ કરવો—થવો. ૨ હેત આવવું; સ્નેહ-પ્રેમ બતાવવો.

—'ચાર કાનની વાત'—ફક્ત બે જણુ જાણતા હોય એવી ગુપ્ત—થોડાંક જાણે એવી વાત.

—'ચારખાણ'—અણ્ડજ, ઉદ્ભિજ્જ, સ્વેદજ, જરાયુજ.

—'ચારખૂંટ'—ચાર છેડા—ખુણા—દિશા.

—'ચાર ચોખા નાખવા'—નાતરું કરવું—કરાવવું; ૨ ગરીબ—અશક્ત માબાપ કે વાલીવારસે છોકરા કે છોકરીને થોડા ખરચમાં પરણાવી દેવું. આજ અર્થમાં 'ચાર ફેરા ફેરવવા' પણ બોલાય છે.

—'ચારપદાર્થ'—ધર્મ, અર્થ, કામ ને મોક્ષ.

—'ચાર ધામ'—ભરતખંડની ચાર દિશાએ આવેલાં તીર્થો. પૂર્વમાં જગન્નાથ, દક્ષિણમાં રામેશ્વર, પશ્ચિમમાં દ્વારકા ને ઉત્તરમાં બદરીકેદાર.

—'ચાર દાણા'—થોડીક અક્કલ. 'એનામાં ચાર દાણાએ નથી' એટલે જરા પણ અક્કલ નથી. ૨ થોડુંક; જરાક.

—'ચાર દાણા નાખવા'—છોકરા છોકરીઓના વિવાહ કરવા તે (પારસીઓમાં).

—'ચાર માણુસમાં માગ મૂકાવે એવું'—પ્રતિષ્ઠિત; આબરુદાર; માન પામેલું માણુસ.

—'ચાર માણુસમાં માગ મૂકાવવો'—ઘણા વિદ્વાનોની સભામાં જય મેળવવો. ૨ દુસ્મનોની વચ્ચે થઇને બાદુરીથી જવું.

—'ચાર લોકમાં ગણાવું'—સારા માણુસોમાં આબરુ પાત્ર થવું.

—'ચાર હાથ થવા'—પરણવું.

—'ચારે ચાંદે'—ચાર દિવસ કે ચૌદ દિવસ; કોઈ પણ દિવસે; પ્રસંગ આવે ત્યારે.

—'ચારે હાથ'—પૂર્ણ મેરબાની;

—'ચારે હાથ હેઠા પડવા'—આશ્રય જતો રહેવાથી નિરાશ થવું; આશા ભગ્ન થવું; મદદગાર નબળો પડવો. "ભગત ભોજલરે એણીપેરે બોલીયા, અંતે ભોંયે ચારે પડિયા હાથજો" (ભોજો ભગત).

**ચાર, પુ૦ [સં૦ ચર—જવું]** જાસુસ: ભેદુ; શત્રુની છાવણીમાં જઈને તે શું કરે છે, તેનું સેન કેટલું

છે, તેનું જોર કેટલું છે, તે શી શી વાત કરે છે વગેરેનો છુપી રીતે ભેદ લઈ આવી કેનારો. ૨ દૂત; સન્દેશો લઈ આવનાર; એપિયો; કાસદ.

**ચાર, સ્ત્રી૦** લીલું કૂમળું ઘાસ. વરસાદ પડવાથી જે ઝીણા ઝીણા છોડ ઉગી નિકળે છે તે.

**ચારખાની, સ્ત્રી૦** એક જાતનું સુતરાઉ કપડું.

**ચારચક્ષુ, ચારનેત્ર.**

**ચારજામો, પુ૦** સવારીના ઘોડાપર ચાર ફૂમતાંવાળું જે નાખવામાં આવે છે તે—એથી કાઠડાની જરૂર પડતી નથી. [ઘાટી ખુલ્લી ગાડી.

**ચારટ-ઠ, સ્ત્રી૦** ચાર પૈડાંનો રથ; ચાર પૈડાંની બગી-

**ચારણ, પુ૦ [સં૦]** રાજાના આશ્રિત વર્ગમાંની એક જાત.—એનો પેશો રાજાનાં વખાણ કરવાં, રાજાની આગળ નાચવું ગાવું ખેલ કરવા વગેરેનો છે. ઘણા-ખરા ચારણો ઢોર પાળે છે. ૨ બન્દીજન.

**ચારણી, સ્ત્રી૦ [સં૦ ચાલની]** ચાળવાનો નાનાં નાનાં કાણાંવાળો ધાતુ—વાંસનો જે ગોળ ઘાટ તે. લોટ-ચારણીથી આટો ને થુલું જુદું પડે છે, આંકચાર-ણીથી બારીક મેંદો નિકળે છે ને રવો જુદો પડે છે, ડાળચારણીથી ચણા વટાણા વગેરે કઠોળની દાળ ચળાય છે ને આખા ડોળ જુદા પડે છે—"ચારણીનો ગુણ કરવો તાજ, સુપડા ગુણ ગ્રહેવાનું કાજ"—"ચારણી થોથાં રાખીને, કાઢી નાંખે સાર; સુપડું સાર જ સંઘરે, કાઢે માંઇથી છાર." ચારણી તો ઉપર ગુલું—થોથાં રાખે અને સુપડું તો છાલાં ઉરાડે ને સાર—માલ રાખે. ૨ ઢોરની ચરામણી. ૩ ચારણ લોકની (ભાષા). ૪ ચારણની સ્ત્રી.

**ચારણો, પુ૦** ઘઉં ચોખા વગેરે ચાળવાનું વાંસનું અથવા લાકડાના કાંઠાને સુતળી ભરેલી એવું મોટાં કાણાંવાળું ઠામ; મોટી ચારણી.

**ચારનેત્ર, વિ૦** છુપા દૂત વગેરેથી બાતમી જાણી લેનાર. બધી તરફ બારીક નજર રાખનાર; ચતુર.

**ચારપાઈ, સ્ત્રી૦** ચાર પાયાવાળું. ૨ વળીયોનો બના-વેલો નાનો ખાટલો. ૩ પાણીનાં માટલાં વગેરે મૂકવા ચાર પાયાવાળું બનાવેલું સાધન. ૪ તરત જન્મેલાં છોકરાંને દશ દાડા સુધી સુવાડી મુકવાની નાની માંચી.

**ચારવાલી, સ્ત્રી૦** ચાર વાલ જેટલું એક તોલ.

**ચારવું, ક્રિ૦ સ૦** ઢોરને ચારવા લઈ જઈ તેઓ ચરે તેમ કરવું; ચરાવવું. ૨ મુડદું બાળી રહ્યા પછી ઘી રેડવું તે.

**ચારશેં-સેં, વિ૦** સઙ્ખ્યા બતાવે છે—ચાર સો; ૪૦૦. **ચારશો-સો.**

**ચારસો, પુ૦** ચોખુણ બરાબર એવું જે સફેત અથવા રઙ્ગદાર ગનડું કપડું તે. એ બિછાના દાખલ અથવા બિછાનાપર પાથરવાના અથવા છાજ સાથે ચન્દની દાખલ બાંધવાના કામમાં આવે છે.

**ચારી, સ્ત્રી૦** ખાડો ખોદેલી ચિતા; ચેહ. "ચાર ગજની ચારી ખોદાવો રે, તે મધ્યે અગની ધિકાવો રે" (ગોવિન્દ).

**ચારુ, વિ૦ [સં૦]** સુન્દર; શોભીતું; રળિયામણું. **ન૦** બળદને વાંસા ઉપર આર મારવાથી જે ચાઠું પડે છે તે.

**ચારુલોચના, સ્ત્રી૦** સુન્દર નેત્રવાળી (સ્ત્રી).

**ચારુતર, વિ૦** ઘણું જ સુન્દર. **પુ૦ ન૦** મધ્ય ગુજરાતનો પ્રદેશ; ચરોતર.

**ચારેક, વિ૦** આસરે ચાર; ચારમાં થોડુંક ઓછું કે થોડુંક વધારે.

**ચારેગમ-મગ, અ૦** ચોતરફ; ચોમેર; ચારપાસ ફરતું.

**ચારેવેળા, સ્ત્રી૦** સવાર બપોર સાંજ અને મધરાત એ ચાર સન્ધિકાળ તે. ૨ ચાર વખત.

**ચારો, પુ૦** વરતવા—રેવાની રીત. એ શબ્દ પ્રત્યયરૂપે વપરાય છે. 'તે બે મિત્રોમાં ભાઈચારો છે'. **[હિં૦]** પશુ પક્ષી જીવ જન્તુનું જે ખાવાનું તે; જે વસ્તુ ખાઈને જીવે છે તે; ઘાસ, પાતરાં, અનાજ, કીડા વગેરે ચારો કેવાય, પણ ઘણું કરીને ચારો શબ્દ ઘાસ પાંદડાંને લગાડવામાં આવે છે. ૨ ઉપાય; ચલણ. 'તે કામમાં મારો ચારો નથી'.

**ચારોળી, સ્ત્રી૦** એક જાતના ઝાડનું બી; એક મસાલો. ચારોળી ગોળ ચપટી ને રાતી હોય છે. રાતી છાલ ઉખડેથી માંય સફેત મીજ દેખાય છે. 'ચારોળીના લાડુ'—દૂધના માવામાં ખાંડ અને સારી પેઠે ચારોળી નાખી બનાવેલા જે નાના નાના લાડુ તે.

**ચાર્વસ્તિ, અ૦ [સં૦ ચારુ+અસ્તિ]** વારુ; ઠીક; સારું.

**ચાર્વાક, પુ૦** દેહાત્મવાદી બૌદ્ધ. ૨ નાસ્તિક. ૩ એ નામનો એક વિદ્વાન જેણે નાસ્તિક મત ચલાવ્યો હતો તે.

**ચાલ, સ્ત્રી૦** ચાલવું તે. માણસની ચાલ, જનાવરની ચાલ વગેરે. ૨ ચાલવાની કુદરતી અથવા શિખવેલી રીત—'અમુક સ્વારે ઘોડાને ઘણીએક ચાલ શિખવી છે'; 'તે બૈરીની ચાલ હાથણી જેવી છે'. ૩ એક બીજા સાથે નીતિ સમ્બન્ધી વેવાર રાખવાની રીત—'તેની ચાલ સારી નથી, હવે ફરીથી જોઇને કામ પાડીશું'. ૪ **પુ૦ સ્ત્રી૦** પરમ્પરાથી ચાલતી આવેલી કુટુમ્બ—જાત—કોમની જે રીતભાત તે; રુઢી; રસમ; શિરસ્તો; રિવાજ. ૫ ટેવ; આદત. ૬ ધારો; કાયદો. **સ્ત્રી૦,** જેમાં પાસે પાસે નાની નાની ઓરડીયો હોય (ઘણાં માણસો ભાડુત દાખલ વાસ કરી શકે) તેવી લામ્બી ઇમારત; ચાલી. ૮ જ્યાંથી સહુને જવા આવવાનો મારગ હોય તે જગા.

**ચાલક, પુ૦** ચલાવનાર; નિયમમાં રાખનાર. "જે માયા ચક્ર ચાલક નિત્ય" (ગિરધર).

**ચાલચલગત-ણુ, સ્ત્રી૦** એક બીજા સાથે વેવારમાં વરતવાની જે રીત તે; વર્તણૂક; રીતભાત.

**ચાલણગાડી, સ્ત્રી૦** નાના બાળકને તેના હાથ મુકાવી ચાલતાં શિખાડવાની જે ગાડી તે; પાંગળાગાડી. એને ત્રણ પૈડાં ને ઉપરથી ઝાલવાનો આડો દાંડો હોય છે.

**ચાલતાંલગી-સુધી, અ૦** જેટલે લગી નિભાવી—ચલાવી શકાશે ત્યાં સુધી; બનશે તેટલું; બનશે તો.

**ચાલતું, વિ૦** શરુ થયા પછી ચાલ્યાં કરતું હોય તેવું; જારી રેવું.—ચાલતું કામ, ચાલતો મુકદ્દમો, ચાલતો સાંચો વગેરે. ૨ હમણાંનું; વર્તમાન કાળનું. ૩ કામ કરે તેવું તીક્ષ્ણ—'ચાલતી છરી' વગેરે.

—'**ચાલતી ગાડીએ ચડી બેસવું**'—મોટા માણસની પક્ષ કરવી; ઘણાના મતમાં ભળી જવું.

—'**ચાલતી પકડવી**'—જવું રેવું. ૨ કોઈ પક્ષમાંથી ખસી જવું.

—'**ચાલતી સેર**'—ચાલુ આવક.

—'**ચાલતું કરવું—થવું**'—જારી કરવું—થવું.

—'**ચાલતું ગાડું**'—વેપાર ધન્ધો ચાલુ હાલતમાં હોવો તે.

—'**ચાલતું ચલણ**'—કંઈ પણ કરવાની પોતાના હાથમાં સ્વતંત્ર સત્તા હોય તે (અધિકાર—પૈસાની). 'ચાલતા ચલણમાં જે ભલીભલાઈ કીધી હશે તે જ યાદગાર રેશે'. ૨ શરીરની સ્વસ્થતા; આરોગ્ય. 'ચાલતા ચલણમાં જે ધર્મ કર્મ કીધાં હશે તે જ સાથે આવશે' (એમાં શરીરની સ્વસ્થતા અને દ્રવ્ય સ્થિતિ બન્નેનો ભાવ સમાયલો છે). [સ્થિતિ.

—'**ચાલતો વખત**'—સત્તા ને આબાદી ભરેલી

**ચાલવું, ક્રિ૦ અ૦ [સં૦ ચલન]** પગો ઉપાડી ઉપાડીને એક જગેથી બીજી જગોએ જવું—માણસ જનાવર વગેરેએ; પગને ગતિમાં મુકવા; હિંડવું. ૨ વર્તમાન કાળમાં કામ થયાં કરવું.—'હાલમાં શેશનનું કામ ચાલે છે'. ૩ જેવું જોઇએ તેવું તો નહિ, તેમ કામ અટકી પણ ન પડે તેવી હાલતમાં હોવું.—'હમણાં તો એક કારકુનથી કામ ચાલશે, પણ આગળ નહિ ચાલે'. ૪ ઝડપ અને સફાઈથી કામ કરે તેવું હોવું.—'તેની કલમ ઠીક ચાલે છે;' 'તેની છરી ખૂબ ચાલે છે'. ૫ હદથી જ્યાદે બબડવું—ઉપાડવું—મારવું.—'તેનું મોઢું ઘણું ચાલે છે'; 'તેના હાથ બહુ ચાલે છે.' ૬ નિભવું; ટકવું; પોંચવું.—'એક ધોતી જોડો મારે છ મહિના ચાલે છે.' ૭ ઝપટથી જતું રેવું; વટી—વહી—વીતી—ગુજરી જવું.—'વરસનાં વરસ ચાલ્યાં જાય છે પણ તારો કંઈ શુક્રરવાર વળતો નથી'. ૮ વેવારમાં વપરાવું.—'મુંબઈમાં નોટ ચાલે છે, ભરુચી રૂપિયા ચાલતા નથી'. ૯ વેવારમાં માન્ય—કબૂલ થાય તેવું હોવું.—'આતમારામ ભુખણની સાખ હિન્દુસ્તાનના ઘણાક ભાગમાં ચાલતી'. ૧૦ અમલમાં આવવું.—'લોક જખ મારીને બેસી રયાં ને કમાઇ ઉપરનો કર સડાસડ ચાલવા લાગ્યો'. ૧૧ યન્ત્ર વગેરેમાં ગતિ થવી ને જારી રેવી.—'ઘડિયાલ ચાલે છે, બન્ધ નથી'. ૧૨ સત્તા હોવી.—'તે કામમાં મારું કંઈ ચાલતું નથી'. ૧૩ વરતવું; નીતિ સમ્બન્ધી વેવાર રાખવો.—'તે મારા કયા પ્રમાણે ચાલશે તો ઠીક છે, નહિ તો ખાસડાં ખાશે'. ૧૪ વારે વારે કંઈ ખાયા કરવું.—'આખો દાડો એનું મોઢું ચાલે છે, પછી તે માંદી નહિ પડે?' ૧૫ કોઈ કામનો પરસ્પર વિચાર કરવો.—'મસલત ચાલે છે.' ૧૬ બીજે ગામ પત્ર વેવારથી વિચાર ચલાવવો.—'ધારા સભા સુધારવાને વૈસરાય ને હિન્દુસ્તાનના પ્રધાન વચ્ચે સન્દેશા ચાલે છે'. ૧૭ ઉપયોગ થવો. 'ગુજરાતી નિશાળોમાં હોપ વાંચનમાળા ચાલે છે'. ૧૮ પ્રમાણ ગણાવું તે.—'મુંબઇની કોર્ટોમાં મિતાક્ષરા ને બંગાળામાં મયૂખ ચાલે છે'. ૧૯ જોરથી દમ લેવો.—'નાક ઘણાં જોરથી ચાલે છે'.

**ચાલાક, વિ૦** ચઞ્ચળ; ચપળ; હોશિયાર.

**ચાલાકી, સ્ત્રી૦** ચઞ્ચળાઈ; ચપળતા; હોશિયારી.

**ચાલી, સ્ત્રી૦ ચાલ** (૭—૮ મા અર્થમાં).

**ચાલુ, વિ૦ ચાલતું** (૧—૨ અર્થમાં).

**ચાલો, અ૦** ચાલવા માંડો. ૨ હવે આપણે ચાલતા થઈએ એવા અર્થમાં વપરાય છે.

**ચાલ્યું, અ૦** જરૂર નથી એવા અર્થમાં વપરાય છે.—'હશે, તે આવ્યો નહિ તો ચાલ્યું; કામ કંઈ અટકવાનું નથી'.

**ચાવડી, સ્ત્રી૦** પોલીસના સિપાઇયોને રેવાનું ઠેકાણું; ચબુતરો; થાણું; ગેટ. ૨ ચાવડા રજપૂતની સ્ત્રી.

**ચાવડું, વિ૦** કાલું કાલું બોલવું તે. "વ્યંતરશું વ્યંગ કરી, છૈયા બોલે ચાવડું" (વલ્લભ).

**ચાવડો, પુ૦** એ જાતનો રજપૂત.

**ચાવણિયાં, ન૦** દાઢ; જડબાં.

**ચાવણું, ન૦** કંઈ પણ કાચું કોરું ખાવાનું.

**ચાવર, ન૦** અનાજ વાવવાનું—ઓરવાનું મુખ્ય સાધન; ઓજાર; ફડકો.

**ચાવરો, પુ૦** માકણ; માકડ.

**ચાવલ-ળ, [હિં૦] ચોખા.**

**ચાવવું, ક્રિ૦ સ૦ [સં૦ ચર્વણ. ચર્વ** એ ધાતુ] મોઢામાં નાખી બે દાઢ તળે ઘાલી જીભ અમળાવતાં દાંતવડે ચૂરો કરવો. ૨ કથવું; કેવું.—'ચવ્યું ન ચાવે અખો અજાણ'.

—'**ચાવી ખાવું–નાખવું**'–નિન્દા કરી હલકું પાડવું.

—'ચાવી ચાવીને બોલવું'—એકની એક વાત વારમ્વાર કેવી; ચીપી ચીપીને બોલવું.

—'ચાવીને કૂચો કરવો'—સારી રીતે સમજીને અભ્યાસ કરવો. ૨ રસકસ ચૂસી લેવો; અનુભવ કરી લેજત મેળવવી. "ચાવીને કૂચો કર્યો તેં સંસાર સુખ, હવાં એમાં નથી મઝારે મઝો".

**ચાવળું, વિ૦** દોડડાયું; ચાંપલું.

**ચાવી, સ્રી૦** કુંચી.

**ચાવું, ક્રિ૦ સ૦** પ્રીતિ રાખવી; પ્રેમથી મલાવવું. ૨ ઇચ્છવું; પસન્દ કરવું; પ્યારથી ઉમેદ બાંધવી.

**ચાશ,** ખાધ; ખોટ; નુકસાન. [જવું.

'ચાશ પડવી'—ખોટ—ખાધ આવવી; નુકસાન

**ચાષ, પુ૦ [સં૦]** એક જાતનો પક્ષી.

**ચાસ, પુ૦** ખેતરમાં કળપી હળ વગેરેથી જમીનની અન્દર પડેલા જે લીટા તે. ૨ અનાજના છોડની જે હાર તે. 'ચાસ મરવો'—હારબન્ધ છોડવાઓનું મરી જવું. ૩ એક પક્ષી.

**ચાસણિયું, ન૦** જમીનમાંથી મોટા કાંકરા મૂળિયાં અને નીદાણ સાફ કરવાનું ખેતીનું ઓજાર; ચાસ પાડવાનું ઓજાર.

**ચાસણી, સ્રી૦** ચાસવું તે. ૨ ખાંડને ચૂલે મુકી તેમાં પાણી નાખી ઉકાળી મેલ તરી આવે તે કાડી લઈ માંયથી તાર નિકળે તેવી ખાંડની જે હાલત તે. ૩ કસોટી; કસ; તપાસ. 'ચાસણી કાડવી'.

**ચાસન, ચાહન.** [ઉન્ડું હળ ફેરવવું.

**ચાસવું, ક્રિ૦ સ૦** વાવ્યા પેલાં ખેતરમાં સારી પેઠે

**ચાહક, પુ૦** આશક; પ્રેમ—માયા રાખનાર.

**ચાહણ—હેણ,** ચારઠ.

**ચાહન, અ૦** જાહેર; પ્રકટપણે.

**ચાહ—હે, ચા.**

**ચાહાવું, ચાવું.**

**ચાહેના, ચાયના.** [પોળો ભાગ તે.

**ચાળ, સ્રી૦** અઙ્ગરખાનો છાતી નીચેનો જે બધો

**ચાળણ, ન૦** આટો વગેરે ચાળ્યાથી જે થુલું કસ્તર વગેરે જુદું નિકળી પડે છે તે.

**ચાળણી, ચારણી.**

**ચાળવચુળવ, પુ૦** ફેરફાર; ઉથલ પાથલ. 'વારેવારે ચાળવચુળવ કરવાથી કામ બગડે છે'.

**ચાળવણી, સ્રી૦** ચાળવવું તે. 'રૂપિયાની ચાળવણી'.

**ચાળવવું, ક્રિ૦ સ૦** ફેરબદલ કરવું; અવાર નવાર કરવું. 'પાનાં ચાળવવાં'. ૨ પાસાને હાથમાં જુગતીસર ગોઠવવા કે જેથી ધારેલો દાવ પડે. ૩ જુગતી વાપરવી—ચલાવવી. "જુગારી ચતુરાઈ ચાળવે, તેમાં ઉંડી વાટ" (સામળ).

**ચાળવું, ક્રિ૦ સ૦** ચારણીની મારફતે અનાજ વગેરેને ચોખ્ખું કરવું. ૨ નળિયાં વગેરેને ઉખેળી પાછાં ગોઠવવાં કે વરસાદનું પાણી ઘરમાં ન ચુએ.—'છાપરું ચાળવું'.

**ચાળા, પુ૦** મશ્કરીમાં કોઈની જે નકલ કરવી તે. ચાળા પાડવા—નકલ કરી મજાખ કરવી—કોઈ કરે કે કહે તેમ કરી—કહી ખીજવવું. ૨ શરીરના અવયવને જુદી જુદી રીતે દેખાડવા; નખરાં કરવાં. ૩ હા ના કેતાં લાડવું. ચાળા કરવા—પાડવા કેવાય છે (એક વચન ચાળો છે પણ અનેક વચનમાં વિશેષે વપરાય છે).

**ચાળાચસકા, પુ૦** કોઈના જેવું ડોળ બતાવવું અથવા દેખાવમાં લટકો રાખવો અથવા તેવું જ મરડાટમાં લાડવું—રિસાવું તે; નખરાં.

**ચાળી, સ્રી૦** બકરી.

**ચાળી, ચાળીસ.** [છે—૪૦.

**ચાળીસ, વિ૦** ચાર વખત દશ એટલી સઙ્ખ્યા બતાવે

**ચાળીસમું, ન૦** (સ્રીએ) જણ્યા પછી જે ચાળીસમો દાડો આવે તે.

—'ચાળિસમું નાવું'—ચાળિસમે દાડે સુવાવડ નિમિત્તનું છેલ્લું નાઈ શુદ્ધ થવું.

**ચાળો, પુ૦** આંખનો ડોળો ફેરવવાની છટા. "આ શો આંખલડીનો ચાળો રે" (દયારામ). ૨ બોલવા ચાલવા વગેરેની જે ખાસ રીત—ધપ તે; લટકો. ૩ ચિહ્ન; તરેહ; ડોળ.—'તેનો મોડાનો ચાળો ફર્યો, હવે તેને ભાંયે લેવાની તૈયારીમાં રેજો'. ૪ ઘરનું છાપરું ચાળનારો.

**ચિંચવાવવું, ક્રિ૦ સ૦** દેખાડી, આપવાની મરજી બતાવી, સામાંનું મન કરાવી પછી તેને થોડી ઘણી વાર સુધી ટટળાવવું; દેખીને લેવા સારુ બળ્યાં કરે તેવું કરવું (બાળકને)

**ચિંચવાવું, ક્રિ૦ અ૦** ચિચવાયલું થવું; ટટળવું.

**ચિંદરડી—ડું, સ્રી૦ ન૦** કપડાનો ફાટેલો ચીરો.

**ચિંધડી—ડી—રડી, સ્રી૦** ફાટાં તુટાં કપડાંનો છેક નાનો જે કકડો તે.

**ચિંધવું, ક્રિ૦ સ૦** કેવું; સોંપવું; ફરમાવવું. ૨ દેખાડવું; બતાવવું. ૩ જાણવું; સમજવું; ઓળખવું. "મૂઢ બ્રહ્મભજન નવ કીધું, કોદી નીતિનું કામ નવ ચિંધ્યુંરે" (નર્મ). "ઘણે દિને જાશે એતો ચિંધ્યોરે" (બાપુ.)

**ચિકટ, સ્રી૦** તેલ ચરબી ગુંદર વગેરેનો ચોંટી વળગી રેવાનો જે ગુણ તે; ચોંટી—વળગી રે તેવી ચીજ.

**ચિકટાવું, ક્રિ૦ અ૦** ચિકટવાળું થવું.—'અબોટિયું સાડી વગેરે તેલથી ચિકટાયાં છે'.

**ચિકટો, પુ૦** જાણે ચિકટથી ધટ થયું હોયની તેવું દેખાતું સણનું જાડું ટકાઉ કપડું—એને ગરીબ બ્રાહ્મણ વાણિયા, અબોટિયાંને ઠેકાણે વાપરે છે. [જા ને ૩ અર્થમાં).

**ચિકણાઈ, સ્રી૦** ચિકણાપણું (ચિકણું એ શબ્દના ૨

**ચિકણાસ, સ્ત્રી૦** ચિકણાપણું (ચિકણું એ શબ્દના ત્રણે અર્થના સમ્બન્ધમાં).

**ચિકણી સોપારી, સ્ત્રી૦** પાકવા ઉપર આવેલી જે સોપારીને તોડી લઈ દૂધમાં ઉકાળી છાંયડામાં (તડકામાં નહિ) સુકવી તૈયાર કરેલી તે.

**ચિકણું, વિ૦ [સં૦ ચિક્કણ]** તેલ ચરબી ગુંદર વગેરેનો ચોંટી—વળગી રેવાનો જે ગુણ તે જેમાં હોય તે. 'કાલે જે ગુંદર આવ્યો છે તે ચિકણો નથી'. 'આ ખેતરની ભોંય ચિકણી છે'. ૨ હરેક વાત—કામ કરતાં જે ઘણી વાર લગાડે ને ઘણા વિચાર કરે તે; ચાપાચીપિયું. ૩ જેને હાથેથી નાણું છુટે નહિ તે; બખીલ. ૪ ટીપતાં—ઘડતાં ભાંગે નહિ તેવું. ૫ ટકાઉ. ૬ ચિકણા પદાર્થથી ચિકટાયલું.

—'ચિકણો વાર'—શનિવાર.

**ચિકન, ન૦** એક જાતનું ભરત કે જે હરેક રેશમી કપડાંપર સોયમાં આંટો મારીને ભરવામાં આવે છે; રેશમી સુતરાઉ તથા ઊન વગેરેનાં કપડાં ઉપર સોયવતે રેશમ અથવા દોરાથી જે ઝાડ ફુલ વેલ બુટ્ટા વગેરેની તરેહ—ભાત પાડવામાં આવે છે તે.—સુરતી ચિકન, ચિનાઈ ચિકન વગેરે. ૨ એક જાતનું કાકડી જેવું ફળ.—'ચિકન કાકડી'.

**ચિકલવટ, પુ૦** ભીંત અને પીઢ વચેનું લાકડું.

**ચિકસા, સ્ત્રી૦ ચિકિત્સા.** ૨ ખોડખામી શોધ્યાં કરવાની અને પછી તે સમ્બન્ધી નિન્દા કરવાની જે ટેવ તે અથવા એમ કરવું તે. 'ચિકસાખોર'—ચિકસા કરનાર.

**ચિકાર, અ૦** છલ્લાછલ; ભરપૂર; પૂરું ભરાઈ ગયલું.

**ચિકારવ, પુ૦** બૂમ; અવાજ. ૨ હાથીની બૂમ.

**ચિકાસ, સ્ત્રી૦** તેલ ચરબી ગુંદરનો ચોંટી—વળગી રેવાનો જે ગુણ તે. [હકીમ; તબીબ; ડાકટર.

**ચિકિત્સક, પુ૦ [સં૦]** ચિકિત્સા કરનારો. ૨ વૈદ્ય;

**ચિકિત્સનીય, વિ૦ [સં૦]** ચિકિત્સા કરવા જોગ; જેની પરીક્ષા થઈ શકતી હોય તેવું.

**ચિકિત્સા, સ્ત્રી૦ [સં૦]** રોગની પરીક્ષા—પારખ—સમજ. ૨ હરેક વસ્તુ—માણસના ગુણદોષની પરીક્ષા કરવા સારુ તરેહ તરેહવાર રીતે કલ્પના કરવાની જે મનશક્ત તે. ૩ ખોડ જોવાની ટેવ.

**ચિકોર, પુ૦ [સં૦ ચિકુર]** બીજાને નુકસાન—પીડા થાય તેની દરકાર રાખ્યા વગર વર્ત્તનાર માણસ; ચપળ; સાહસિક. "નવભીત નવળ ચિકોરે, અંગોઅંગે કુચેષ્ટિત મોરે" (પ્રેમાનન્દ). ૨ મોટો અવાજ—બૂમ. ૩ માથાના વાળ—કેશ.

**ચિકોરવું,** મોટેથી કેવું; રાગ તાણીને બોલવું; જઙ્ગલમાં ગોવાળિયા રાગડા કાઢીને બોલે છે તે.

**ચિખલ-ખખલ, પુ૦** જમીનમાં પાણી મચી રયાથી જે ચિકણો ગારો થાય છે તે; કાદવ.

**ચિક્કટ, વિ૦** હરેક વાતમાં ચિકણું હોય તે. ૨ મિણ્ઢું.

**ચિક્કા સુવું, ક્રિ૦ અ૦** જાગતાં છતાં ઊંઘમાં છે એમ જણાવવું.

**ચિક્કું, વિ૦ ચિક્કટ.** ૨ કઞ્જુસ. ૩ મંદવાડથી કાયર.

**ચિક્કોટી, ચક્કોટી.**

**ચિચરવટી, સ્ત્રી૦** જમીન વગેરેનો ઘણો સાંકડો ને લામ્બો જે ભાગ—કકડો તે. ૨ અતિ થણ્ડી અથવા અતિ ગરમ દવા પિધાથી ગળાંથી તે પેટ સુધી જોસમાં જે અસર થવી તે; શેરડો. ૩ પ્રીતિનો જોસ્સો; બીક વગેરે કારણથી પેટમાં જે ઊનું ઊનું થઈ આવે તે.

**ચિચરવટો, પુ૦ ચિચરવટી.**

**ચિચરકો, પુ૦** રેંટિયો કાંતતી વેળાએ જે અવાજ નીકળે છે તે. ૨ ચિચવો. ૩ પ્રવાહી પદાર્થને યન્ત્રથી ઉરાડવો તે. ૪ ઘણું પાણી માય તેવી મોટી પીચકારી (ગોસાંઈજીના મન્દિરોમાં જેનાથી રઙ્ગ ઉરાડે છે).

**ચિચવાડો, પુ૦** બુમાટો; હોકારો; ચીસ.

**ચિચવો, પુ૦** ઊભું લાકડું દાટી તેની ઉપર આડું લાકડું મુકી એને બે છેડે સીકાં બાંધી એમાં છોકરાઓને બેસાડી ફેરવવામાં આવે છે તે.

**ચિચાડી, સ્ત્રી૦** બૂમ; કિકિયારી. [પીલવાનો યન્ત્ર.

**ચિચુડો-ચોડો, પુ૦** આમલી ફળનો ઠળિયો. ૨ સેલડી

**ચિટણીસ, પુ૦ [મ૦]** સરકાર સભા વગેરેની તરફ ચિઠ્ઠી સવાલ જવાબ વગેરેનું કામ કરનારો કારભારી; અવલ કારકુન; શિરસ્તેદાર.

**ચિઠ્ઠી, સ્ત્રી૦** થોડી મતલબનો લખવાના અથવા લખેલા કાગળનો જે કકડો તે; નાનો કાગળ; છબરકી. ૨ કરજે—ધરેણે લીધા આપ્યા બાબતનો લખી આપેલો લીધેલો જે દસ્તાવેજ તે. ૩ સોરતીમાં અથવા ઘરમાલ વગેરે વેંચી લેતી વખત અથવા ફલાણો માણસ ફલાણું કામ માથે લે એવું નક્કી કરવામાં કાગળના જે નાના કકડાપર નમ્બર નામ નિશાની કરવામાં આવે છે તે.—'ચિઠ્ઠી કાડવી—મુકવી' એમ બોલાય છે. ૪ સીસી પડીકાં વગેરેને, માંય શું છે તે જણાવવાને ઉપર ચોંટાડેલો છેક નાનો કાગળનો જે કકડો તે; ટિકિટ. ૫ તેડું; નોતરું. ૬ હુકમ.—'ઈશ્વિરના ઘરની ચિઠ્ઠી કોઈથી પાછી ફેરવાતી નથી'. ૭ મોકાણની ખબર; અશુભપત્ર. ૮ આગગાડી—આગબોટમાં મુસાફરી કરતી વેળા ભાડાના પૈસા ભર્યાં બદલ કાગળનો કકડો લખેલો કે છાપેલો આપવામાં આવે છે તે. ૯ નાટક જોવાની મફત અથવા પૈસા ખરચેલી. ૧૦ બજારમાં

દુકાન દીઠ ભીખ ઉઘરાવવા લખી આપેલી. ૧૧ સદાવ્રત—જમણ મળવાની રજાની લખી આપેલી કાપલી. ૧૨ કામ કરવા—વસ્તુ—મકાન વાપરવા દેવાની પરવાનગીનો લખી આપેલો કાગળ.

—'ચિઠ્ઠી દોરો'—કામણ ટુમણ માટે કાગળમાં મન્ત્ર લખીને જે દોરો બાંધવામાં આવે છે તે.

—'ચિઠ્ઠી ફાટી જવી'—છોકરી મરી જવી તે. (જે જ્ઞાતિમાં કન્યા વિક્રય થતો હોય તેમાં અથવા વરને ઘણી પેરામણી આપવી પડે છે તેમાં છોકરી મરી જતાં બોલતી વખત વપરાય છે).

—'ચિઠ્ઠીનો ચાકર'—ફક્ત કહેલું કામ જ કરનારો; ચિઠ્ઠી લાવી કે આપી જનારો.

**ચિઠ્ઠીચપાટી, ચિઠ્ઠીપતરી.**

**ચિઠ્ઠીપતરી, સ્ત્રી૦** ચિઠ્ઠી—સન્દેશા પત્તરનો વેવાર.

**ચિડવવું, ક્રિ૦ સ૦** ગુસ્સે કરવું; ખિજવવું.

**ચિડવું, ક્રિ૦ સ૦** ગુસ્સે થવું; રીસ કરવી.

**ચિડિયાસેર, કિડિયાસેર.**

**ચિડિયું, કિડિયું.** ૨ ચકલું (પક્ષી).

**ચિડિયું, વિ૦** સેજ સેજમાં ગુસ્સો લાગે—રીસ ચડે તેવું.

**ચિઢ્ઢી, સ્ત્રી૦** બૈરાંને પેરવાનું કાળું અથવા રાતું સુતરાઉ કપડું. ૨ લગન અઘરણીમાં વરવાળાઓની તરફથી કન્યા—વહુને ચાંલ્લા થયલા હોય તેનું જે અડધો-અડધ વરવાળાઓને છોકરીને પિહેરથી પેરામણી દાખલ પાછું મળે છે તે.

**ચિઢાણી, વિ૦** ધૂળ ચિકટ દુર્ગન્ધિવાળું.—'માથું ચિઢાણી થયું છે.' તેલની બરણી, ફલેનાં વાસણ, અથાણું એને પણ ચિઢાણી શબ્દ લગાડવામાં આવે છે.

**ચિણગારી, ચિનગારી.**

**ચિણવું, ક્રિ૦ સ૦** ચિપવું; કલ્લી કરવી—(પાઘડી). ૨ કરચલી કરવી—(અઙ્ગરખાની બાંય).

**ચિત્, ન૦ [સં૦]** સમજ; જ્ઞાન. ૨ જ્ઞાનરૂપે ઈશ્વર. ૩ (પ્રત્યયરૂપે) હર કંઈ એવો હદ વગરનો અર્થ રાખે છે—કદાચિત્, કસ્યચિત્, કુતશ્ચિત્ ઇ૦

**ચિત, ચિત્ત.**

**ચિતડું, ચિત્ત** (કવિતામાં વપરાય છે).

**ચિતણિયો-નિયો, પુ૦** સોનાં રૂપાંના દાગીના ઉપર બારિક સુન્દર વેલ બુટ્ટીનું ખોદીને ચિત્ર કાઢનાર.

**ચિતભરમ, ચિત્તભ્રમ.**

**ચિતરવું, ક્રિ૦ સ૦** કાગળ—કપડાંપર સાંઈ રઙ્ગ કલમ વગેરેથી લખી, પથરા—માટીપર ઘટતાં હથિયારથી કોતરી—ખોદી, ધાતુના ઘાટપર ઘટતાં હથિયારથી ઠોકી—દાબી, આકાર નકશી વગેરે પાડવું; ચિત્ર કરવું. ૨ શિખાઉએ હાથ વાળવાને લખ્યાં કરવું. ૩ લખવું. ૪ દેવું—કરજ કરવું.—'તું ઘેર ઘેર ચિતરી વળ્યો છે તે હવે કોણ ધીરવાનું છે?'

**ચિતરાવું, ક્રિ૦ અ૦** ચિત્રેલું થવું; ચિતર્યું હોય તેવું હોવું.—'હજી તે વાંકનું મોઢું બરોબર ચિતરાયું નથી'. ૨ વિચિત્ર આકારમાં દેખાવું—બનવું.—'કાલે રાતે તે ભાંગ પીધાથી ખૂબ ચિતરાયો હતો'. ૩ ખરાબ રીતે લોકોમાં જાણીતા થવું; ચર્ચાપાત્ર થવું.—'એનું નામ તો આખા ગામમાં ચિતરાયું છે'.

**ચિતરો, પુ૦ [સં૦ ચિત્રક]** વાઘની એક જાત છે—એનાં રુઆંનો રઙ્ગ પીળો હોય છે અને એને અક્રેકી બાજુએ નાના મોટા મળીને દશેક જાતના કાળા કાળા પટા—લિસોટા હોય છે; ચિત્તો. ૨ એક જાતની વનસ્પતિ—ઓસડીયું.

**ચિતવની, સ્ત્રી૦ ચિન્તન.**

**ચિતવવું, ક્રિ૦ સ૦** વન્દવું; માન આપવું. 'ભાણું ચિતવ્યા વના ચાલે નહિ'. ૨ ચિન્તન—સ્મરણ કરવું.

**ચિતવું, ક્રિ૦ સ૦** ધારવું; કલ્પવું.

**ચિતળ, સ્ત્રી૦** એક જાતનો ચટાપટાવાળો સાપ. ૨ (બ૦) સ્ત્રિયોને હાથે પેરવાની કાચની બઙ્ગડી.

**ચિતળી, સ્ત્રી૦** ત્રાસ ભય વગેરે કારણથી જે ધ્રુજારી છુટવી તે; કમ્પારી; કણકણો. ૨ ત્રાસ; કણ્ટાળો.

**ચિતા, સ્ત્રી૦ [સં૦]** જે ગોઠવેલાં લાકડાંપર મુડદાં મુકી બાળવામાં આવે છે તે; ચેહ.

**ચિતાગ્નિ, પુ૦** ચિતામાંનો અગ્નિ.

**ચિતાર, ન૦** ચિત્ર; તસવીર. ૨ વર્ણન; હેવાલ; ખ્યાલ. 'ચિતાર આપવો'.

**ચિતારો, પુ૦** ચિતરનારો; ચિત્ર પાડનારો.

**ચિતાવિયાં,** કાપા; લિસોટા.

**ચિતાળ, સ્ત્રી૦** લાકડાની ફાડ.

**ચિત્કાર, પુ૦** ઝીણા રાગે ચીસ પાડવી તે. ૨ કોલાહલ. ૩ હાથીનો અવાજ.

**ચિત્ત, ન૦ [સં૦ ચિત્-વિચારવું]** વિચાર કરવાની શક્તિ; મન; અન્તઃકરણ. ૨ સઙ્કલ્પ ઉપર જે લક્ષ તે. ચિત્ત આપવું—ઘાલવું—લગાડવું.

—'એક ચિત્ત થવું'—એક જ વસ્તુપર ચિત્ત લગાડવું તે. ૨ એક વિચાર—મતના થવું તે. ૩ ઊંઘ આવવાની સ્થિતિમાં આવવું. [ યાદ લાવવું.

—'ચિત્તમાં લેવું'—ખબર લેવી; સમ્ભાળ લેવી;

**ચિત્તચોર, પુ૦** માલમ ન પડે તેવી રીતે ચિત્તને હરણ કરનારો; વશીકરણ કરનારો; દિલને ખેંચનારો. ૨ આશક; પ્યારો.

**ચિત્તજ્ઞ, વિ૦** સામાનું—પારકાનું મન સમજી જનાર.

**ચિત્તનાશ, પુ૦** અંતઃકરણનો જે લય થવો તે.

**ચિત્તભ્રમ, વિ૦ [સં૦]** ચિત્તનું ભમવું તે; એક ઉપર વિચાર ન થતાં અહીંથી તહીં, તહીંથી પેલી ગમ એમ વિચારમાં ભટકવું તે. **ન૦** એક રોગ; ઉન્માદ; ગાંડાપણું.

**ચિત્તવિક્ષેપ, પુ૦** મનનું ભ્રમિત થવું તે; ચિત્તની અસ્થિરતા ૨ અસત્ય પદાર્થમાં સત્યપણાનો આરોપ કરવો—ખોટી વસ્તુને ખરી તરીકે જોવી તે; અધ્યારોપ.

**ચિત્તવૃત્તિ, સ્રી૦ [સં૦]** ચિત્તની વૃત્તિ—હાલત. ૨ મન; ધ્યાન.

**ચિત્તવેધ, વિ૦ [સં૦]** ચિત્તને વિંધનાર; દિલને ખેંચનાર.

**ચિત્તસમાધાન, ન૦ [સં૦]** ચિત્તનું સમાધાન; સ્વસ્થતા; મનનું સન્તોષ પામવું તે. [ સુન્દર.

**ચિત્તહર, વિ૦** ચિત્તને હરણ કરનાર; પ્રેમ લગાડનાર;

**ચિત્તાભોગ, પુ૦** સુખ દુઃખની લાગણી તરફ મનનું ચોંટવું તે. ૨ કોઈ પણ પદાર્થ ઉપર ઘણીજ આસક્તિ તે. ૩ ચિત્તની સ્થિરતા.

**ચિત્તો, ચિતરો** (૧ લા અર્થમાં).

**ચિત્ર, ન૦ [સં૦]** સપાટી ઉપર લીટી અને છાયા એ બેથી પાડી બતાવેલો સાદો અથવા રઙ્ગ પુરેલો જે આકાર તે; તસબીર. ૨ માટી પથરા કપડાં વગેરેનો બનાવેલો માણસ પશુ વગેરેનો જે આકાર તે; પુતળું; પુતળી; ઢિંગલાં; બાવલાં. ૩ જે જેવું હોય તેને તેવું રૂપ રઙ્ગમાં બરાબર બતાવવું તે. ૪ એકજ ઠેકાણે તરેહ તરેહના રઙ્ગોનું દેખાવું તે. ૫ અજાએબ જેવી—આશ્ચર્ય ઉપજાવે તેવી કોઈ પણ ચીજ. ૬ આશ્ચર્ય; અજાએબ. **'ચિત્રવત્'** એટલે હાલે ચાલે નહિ બોલે નહિ તેવું; તટસ્થ. 'ચિત્ર કાડવું—પાડવું'. **વિ૦** અજાએબ જેવું; અદ્ભુત.

**ચિત્રક, પુ૦** ચિતારો.

**ચિત્રકળા, સ્રી૦** ચિત્ર વિદ્યા; ચિત્રકાડવાનો હુન્નર.

**ચિત્રકાર, પુ૦ [સં૦]** ચિતારો; ચિત્ર કાડનારો.

**ચિત્રકાવ્ય, ન૦-સ્રી૦ [સં૦]** ચિત્રમાં વણાતી કવિતા; ચિત્રના વચગાળામાં લખેલી જે કવિતા તે.—નાગબન્ધ, ગણપતિબન્ધ, કેતકીબન્ધ ઈ૦. ૨ જેમાં શબ્દની કે અર્થની કંઈ ચમત્કૃતિ—ખૂબી હોય તેવી કવિતા.

**ચિત્રકૂટ, પુ૦** એક પર્વતનું નામ.

**ચિત્રગુપ્ત, પુ૦** પુણ્ય પાપનો હિસાબ લખનાર એક દેવ. ૨ યમરાજા. ૩ યમરાજાનો મેતો (લોકમાં).

**ચિત્રપટ, પુ૦** જેના ઉપર ચિત્ર કાઢ્યું—કાઢવાનું હોય તે લુગડું.

**ચિત્રફલક, ન૦** ચિત્ર કાડવાનું પાટિયું.

**ચિત્રલેખક, પુ૦** ચિતારો.

**ચિત્રલેખની, સ્રી૦** ચિત્ર કાડવાની પીંછી; કલમ.

**ચિત્રલેખા, સ્રી૦** છબી; તસબીર; ૨ ચિત્ર કાડનારી સ્રી. ૩ ઓખાની સખી.

**ચિત્રવિચિત્ર, વિ૦ [સં૦]** તરેહ તરેહવાર રઙ્ગ હોય તેવું; સુન્દર. ૨ તરેહવાર; જુદી જુદી જાતનું. ૩ ઢઙ્ગ ધડા વગરનું.

**ચિત્રશાળા, સ્રી૦** જ્યાં ચિત્રકળા શીખવવામાં આવતી હોય તે મકાન. [ (જ્યોતિષ).

**ચિત્રા, સ્રી૦ [સં૦]** સત્તાવીસમાંનું ચૌદમું નક્ષત્ર

**ચિત્રામણ, ન૦** નઠારું ચિત્ર; આડી અવળી ગમેતેમ લીટીઓ દોરીને બનાવેલો જે સાદો અથવા રઙ્ગેલો આકાર તે. ૨ ઘણુંજ સુન્દર ચિત્ર.

**ચિત્રિણી, સ્રી૦ [સં૦]** લક્ષણવન્તી સ્રિયોની ચાર જાત કહી છે તેમાંની એક.—શરીરે સુકુમાર—નાજુક, લામ્બી (શોભતી)—ઠિંગણી નહિ, જાડી નહિ ને છેક પાતળી પણ નહિ, ચપળ નેન, પાતળી કમ્મર, ભરેલાં સ્તન, કાળા બાલ, મોરના જેવી વાણી, માંથુ ગોળ શઙ્ખ જેવું, નાના પ્રકારના વિલાસ વૈભવ કરવા વિષે રુચિ ખરી પણ રતિ વિષે ઝાઝી રુચિ નહિ તે.

**ચિત્રો, ચિતરો; ચિત્તો.** ૨ એક જાતની વનસ્પતિ—ઓસડિયું.

**ચિત્સ્વરૂપ, વિ૦** જ્ઞાન સ્વરૂપ; બ્રહ્મરૂપ.

**ચિત્શક્તિ, સ્રી૦** માનસિક બળ; બુદ્ધિશક્તિ. ૨ બ્રહ્મસત્તા; માયા.

**ચિથડું, ચિથરું.**

**ચિથરિયો, ચિથરેહાલ.**

—'ચિથરિયો મામો'—જઙ્ગલમાં ઝાડના રક્ષણને માટે તેના ઉપર જે ફાટાંતૂટાં લુગડાં પેરાવવા—વિંટાળવામાં આવે છે તે—લોકોને વેમાવવા—બિવડાવા.

**ચિથરી, સ્રી૦** ચિથરાંમાંથી પડેલી જે છેકજ નાની કકડી તે.

**ચિથરું, ન૦** ફાટી તુટી ગયલાં કપડાંનો જે છેક નાનો કકડો તે. ૨ ઘણીજ હલકી કિમ્મતનું કપડું.

—**'ચિથરાં વિણવાં—વિણતાં રેવું'.**—રસ્તામાં પડેલાં ચિથરાં ઉંચકીને તેને કામમાં લેવાં પડે તેવી હાલતમાં આવી પડવું; ઘેર ઘેર ભીખ માંગવાનો દાડો આવવો.

**ચિથરેહાલ, વિ૦** ફાટાં કપડાં—ચિથરાં પેરવાં પડતાં હોય તેવી હાલતમાં આવેલું; કઙ્ગાલ; છેક ગરીબ; મુફલસ; ખરાબખસ્ત; ભિખારી.

**ચિદ્ઘન, વિ૦ [સં૦]** જ્ઞાનથી ભરેલું; જ્ઞાને કરી ઘન—ભરેલું હોય તે—બ્રહ્મ.

**ચિદ્રૂપ, વિ૦ [સં૦]** જ્ઞાન રૂપ હોય તેવું; કેવળ બ્રહ્મ. ૨ ડાહ્યું; સમજણું. ૩ ચતુર; બુદ્ધિમાન. ૪ સારા અંતઃકરણવાળું; ઉદાર બુદ્ધિનું.

**ચિદ્વિલાસ,** વિ૦ જ્ઞાનમાંજ વિલાસ છે જેનો તેવું. ૨ જ્ઞાનનો વિલાસ. ૩ બ્રહ્મવિલાસ; ઈશ્વરની લીલા.

**ચિદાત્મા,** પુ૦ શુદ્ધ ચૈતન્ય; સચ્ચિત્ અંશ; શુદ્ધાત્મા.

**ચિદાનન્દ,** વિ૦ [ સં૦ ] જ્ઞાન અને આનન્દ એજ રૂપ છે જેનું તે—(બ્રહ્મ). પુ૦ જગદીશ્વર.

**ચિદાભાસ,** પુ૦ જીવ; સંસારને વળગી રહેલો જીવાત્મા.

**ચિન,** સ્ત્રી૦ ન૦ [સં૦ ચિહ્ન] ઓળખાણ; પિછાન; જ્ઞાન. "આપ કર્ત્તાકી ચિન ના પાવે, અન્ય દેવને નમતો" (નિરાંત).

**ચિનગારી-ગી,** સ્ત્રી૦ તનખો; અગ્નિમાંથી ઉડેલી કરચ. —'ચિનગારી મુકવી'—ચૂલો—દેવતા સળગાવવો. ૨ કંઈ બાળી મુકવું. ૩ સાચી જૂઠી વાત કહીને બે જણને લડાવી મારવા તે.

**ચિનવું,** ક્રિ૦ અ૦ ઓળખવું. "જ્યાંલગી આતમા તત્વ ચિન્યો નહિ, ત્યાં લગી સાધના સર્વ જૂઠી"(નરસીં મેતો).

**ચિનાઈ-નૈ,** વિ૦ ચીનમાં બનેલું—જે કંઈ તે; ચીનદેશનું. ૨ તકલદી.

**ચિન્તન,** ન૦ [સં૦] વિચારવું—ધારવું—ધ્યાન ધરવું તે; મનન કરવું તે. ૨ સ્મરણ કરવુ—સંભારવું.

**ચિન્તનીય,** વિ૦ [સં૦] વિચારવા—ધારવા જોગ.

**ચિન્તવન,** ચિન્તન.

**ચિન્તવું,** ક્રિ૦ અ૦ વિચારવું. ૨ સ્મરણ કરવું;—સંભારવું.

**ચિન્તા,** સ્ત્રી૦ [સં૦] મનનો ગભરાટ; કાળજી; ફિકર; ચિત્તની અસ્વસ્થતા; બેચેહેની; ધાસ્તી. ૨ વિચાર; ધ્યાન. 'કંઈ ચિન્તા નહિ' એ પ્રયોગ, જરુરનું નથી માટે કર્યા વગર ચાલશે, એ અર્થમાં વપરાય છે.

**ચિન્તાગ્નિ,** પુ૦ ચિન્તારૂપી અગ્નિ; ચિન્તાની બળતરા; ઘણી ચિન્તા.

**ચિન્તાતુર,** વિ૦ [સં૦] ચિન્તાથી ગભરાઈ ગયલું; ફિકરમન્દ; ઘણી ચિન્તાવાળું.

**ચિન્તામણિ,** પુ૦ સ્વર્ગનો મણિ.—એને વિષે કેવાય છે કે જેની પાસે એ મણિ હોય તેને જે જોઇયે તે એ મણિમાંથી મળી આવે છે. ૨ ઈષ્ટદેવ. ૩ મહાદેવ.

**ચિન્તાર્ણવ,** પુ૦ [સં૦] ઘણી જ ચિન્તા; ચિન્તાનો દરિયો.

**ચિન્તિત,** વિ૦ ધા૦ [સં૦] ધારેલું; વિચારેલું; મનન કરેલું.

**ચિન્ત્ય,** ચિન્તનીય.

**ચિન્મય-માત્ર,** વિ૦ [સં૦] શુદ્ધ—કેવળ જ્ઞાન જ એવું—(બ્રહ્મ). ૨ જ્ઞાનથી ભરેલું.

**ચિપટી,** ચપટી.

**ચિપડો-ડું,** પુ૦-ન૦ દુઃખવા આવેલી આંખમાં ચોખાના તરિયા આકારનો નાનો ચિકણો જે મળ નિકળે છે તે; પીયો.

**ચિપવું,** ક્રિ૦ સ૦ પાઘડી, ધોતિયાં વગેરેને સફાઇથી કલ્લી—પાટલી કરવી તે. ૨ હરેક વાતને ચોળી ચોળીને લામ્બી કરવી. ૩ ધાર્યા પાસા પાડવાને નાખતાં પેલાં જુગતીથી ગોઠવવા. ૪ ગન્જીફા વગેરેનાં પાનાંને તળે ઉપર કરવાં તે.

—'ચિપીચિપીને બોલવું'—શબ્દો ગોઠવી ગોઠવીને—વિચારી વિચારીને—ચાવી ચાવીને બોલવું તે.

**ચિપાસિયું,** વિ૦ હરેક વાતને ચોળી ચોળીને લામ્બી કરનાર; હરેક વાત વિષે વારે વારે પુછનાર. ૨ કન્જુસ; કૃપણ. ૩ કોઇને કંઈ વસ્તુ આપવાની હોય તે બહુ ઓછી ઓછી આપનાર (જન).

**ચિપિયો,** પુ૦ લોડાંનું ઓજાર—અગ્નિમાં મુકેલું લેવાનાં, જીવજન્ત પકડવાનાં કામમાં આવે છે—એક તરેહનો ચિપિયો વાળ ટુપવાનાં કામમાં આવે છે. ૨ જીવજન્તુના આગલા પન્જા.

**ચિબડી,** સ્ત્રી૦ એક જાતનું—કાબર ચિત્રા રન્ગવાળું, રાત્રે ઉડતું ઘુવડની જાતનું પક્ષી. ચોર લોકો એના શુકન જુએ છે, એને રાત્રે જ સૂઝે છે, એ બોલે છે ત્યારે કોલાહલ કરી મૂકે છે.

**ચિબાવલું,** વિ૦ દોઢ ડાયું; વચમાં ઉઠી લામ્બું લામ્બું ટાયલું કરનાર. ૨ છોકરવાદિયું; બાળક બુદ્ધિનું. ૩ હલકું; તુચ્છ; પાજી. ૪ ખરાબ; નુકસાન—મસ્તી કરનાર.

**ચિબુક,** સ્ત્રી૦ હડપચીની વચમાંનો છાછરો ખાડો.

**ચિભડી,** સ્ત્રી૦ એક જાતનો વેલો.

**ચિભડું,** ન૦ ચિભડીને આવતું જે ફળ તે; એક જાતનું શાક. એનું અથાણું થાય છે તેને ખારિયાં કેછે. ૨ કોઠિમડું.

**ચિમટી,** ચમટી.

**ચિમટો,** ચમટો.

**ચિમડ,** સ્ત્રી૦ આંખમાં ભરવાનું એક જાતનું ગાંધીના ઘરનું ઓસડ. એની સફેત મીંચો વાટીને આંખમાં ભરવામાં આવે છે.

**ચિમડવું,** ચિમડાવવું.

**ચિમડાવવું,** ક્રિ૦ સ૦ વળ દેવો; અમળાવવું. 'કાન ચિમડાવવા'.

**ચિમડાવું,** ચિમળાવું.

**ચિમડી,** સ્ત્રી૦ જુવાર બાજરીના ખેતરમાં જ્યાંના ત્યાં રઈ ગયલા જે કુમળા છોડવા તે.

**ચિમળાવું,** ક્રિ૦ અ૦ મનમાં સકોચ પામ્યાં કરવો; બળ્યાં કરવું. ૨ કરમાવું; નિર્માલ્ય—નિસ્તેજ થવું—'ફૂલ ચિમળાઈ ગયાં છે'. ૩ ખાધા પીધા વગર મનમાં બળ્યા કરવું તે—'ફોકટમાં શેનો ચિમળાયા કરે છે, ભુખ લાગી હોય તો ખા'.

**ચિમાવું,** ક્રિ૦ અ૦ કોઇને ખાતાં જોઈ પોતાને ન

મળવાથી મનમાં બળવું. ૨ કોઈ ન જાણે તેમ તાકીને જોવું. ૩ સન્તાઈ જવું; દબાઇને બેસી રેવું.

**ચિમેદ, સ્ત્રી૦** ગાંધીના ઘરનું એક વસાણું; **ચિમડ.**

**ચિમોટી, સ્ત્રી૦** ગળચી; ડોકી; બોચી; ગરદન.

**ચિમોડી, સ્ત્રી૦** એક જાતના વેલાનાં બીયાં.

**ચિમની, સ્ત્રી૦ [અ૦]** ધુમાડિયું. ૨ ઘાસતેલના દીવા ઉપર કાચની લામ્બી ગોળ ભુંગળી મુકવામાં આવે છે તે. એ નીચેથી ફુલેલી—પોળી ને ઉપરથી સાંકડી હોય છે. ૩ ભીંતે લગાવવાનો—લટકાવવાનો—બેઠકવાળો કાચની ભુંગળીવાળો ઘાસતેલનો દીવો.

**ચિમ્મડ, વિ૦** તાણ્યું તુટે નહિ તેવું. ૨ તસકા માર ખાય તોપણ જેને લાગે નહિ તે; નફ્ફટ. ૩ કન્જુસ; બખીલ. ૪ કોઇને કંઈ કામ માટે વળગ્યું હોય તે-છૂટે નહિ તેવું.

**ચિર, અ૦ [સં૦ ચિરમ્]** હમ્મેશ; નિત્ય રે તેમ.

**ચિરકાળ,** લામ્બો વખત; ઘણા વખત સુધી.

**ચિરન્જીવ-વી, પુ૦ [સં૦]** પુત્ર; દિકરો; બેટો. ૨ (પોતાનાથી નાનાને આશીર્વાદ લખતી વેળા પણ એ શબ્દ વપરાય છે). **વિ૦** ઘણું જીવનાર; લામ્બા આવરદાવાળું; બહુ કાળ—હમેશ જીવ્યાં કરે તે.

**ચિરણજીવી, ચિરન્જીવી.**

**ચિરાગ, ચરાગ.**

**ચિરડા,** ગરાસીઆઓના હકમાંથી કેટલુંક મજમુદાર વગેરેને કાડી આપેલું તે.

**ચિરાડો, પુ૦** ચીરો; ફાડ-(ફરામાંનો).

**ચિરાયુ, વિ૦ [સં૦]** લામ્બા આવરદાવાળું; ઘણા કાળ જીવતું.

**ચિરોડી, પુ૦** એક જાતનો પથ્થર.

**ચિલખત, ન૦** બખતર; કવચ.

**ચિવટ, સ્ત્રી૦** કાળજી.

**ચિવ્વડ, ચિમ્મડ.**

**ચિષ્ટાં, ન૦** રેસા; નાળિયેર ઉપરના તાંતણા.

**ચિષ્ટું, વિ૦** સુકાઇને ચિવ્વડ થઈ ગયલું. 'કેરી ખારિયાં ચિષ્ટાં થઈ ગયાં છે'.

**ચિહ્ન, ન૦** ઓળખાઈ આવે તેને સારુ કરેલી—થયલી—રેયલી જે નિશાની તે. 'ચાકે—સાઇયે વતી કંઈ ચિહ્ન કર'; 'છત્ર ચામર દણ્ડ એ ચિહ્નો ઉપરથી રાજા ઓળખાઈ આવે છે'; 'મોટું કપાળ એ ભાગ્યશાળીનું ચિહ્ન છે'. ૨ જે ઉપરથી ગુણાદિક જણાઈ પડે તે; લક્ષણ.—'આ છોકરો આગળ જતાં કુળને દિપાવશે એવાં ચિહ્ન દેખાય છે'; 'દક્ષિણ વાયુ છુટ્યો એટલે વરસાદનાં ચિહ્ન થવા માંડ્યાં સમજવાં'; 'સનેપાતના ચાળા એ મરવાનાં ચિહ્ન'. ૩ ગુમડાં વગેરેથી પડી રેયલો જે ડાઘ તે.

**ચિહ્નિત, વિ૦ ધા૦[સં૦]** ચિહ્ન—નિશાનીવાળું; અઙ્કિત.

**ચીંઉં, ન૦** સિતાફળનો ઠળિયો.

**ચીંચીં, અ૦** એવો થતો અવાજ—ચકલી વગેરેનું બોલવું.

**ચીક, પુ૦** ફળ-ડાંખળી વગેરેમાંથી નિકળતું જે ચીકણું પાણી—દૂધ તે. 'કેરીનો ચીક'.

**ચીચી, સ્ત્રી૦** નાની છોકરી; કીકી; ગીગી. [ભાગ.

**ચીચું, ન૦** શેરડીના સાંઠાની ટોચ તરફનો પોચો ને કુમળો

**ચીચો, પુ૦** ઘણોજ કઠ્ઠણ અને કાળો જે પથ્થર તે. ૨ કાકો.

**ચીજ, સ્ત્રી૦ [ફા૦]** કોઈ પણ બનેલો—બનાવેલો ઘાટ તે; વસ્તુ સામાનમાંનું કંઈ પણ. એ શબ્દ ઘણુંખરું નિર્જીવને લગાડવામાં આવે છે. ૨ જેમાં અર્થ રચ્યો હોય તેવું ગાયન. ૩ હર કંઈ—કામ—બાબત—હુન્નર વગેરે.

**ચીજવસ્ત, સ્ત્રી૦** સામાન; સામાનમાંનું કંઈ પણ તે.

**ચીંઠું, ન૦** મલમ ચોપડેલું લુગડું.

**ચીડાં, ચીરડાં.**

**ચીડ-ઢ, સ્ત્રી૦ [હિં૦]** ગુસ્સો લાગવો તે. ૨ સેજ સેજમાં તપી જવાની—ગુસ્સો લગાડવાની ટેવ તે. ૩ બળતરા; કણ્ટાળો.

**ચીણ, સ્ત્રી૦** સ્ત્રીની કોટનું એક જાતનું ઘરેણું. ૨ ચણિયો—ઘાઘરો સીવતાં નેફાની નીચે જાડા દોરાથી કપડાની કરચલિયો પાડી જે વાંકા જાડા ટાંકા ભરવામાં આવે છે તે.

**ચીણીબોર, ચીનીબોર.**

**ચીણો, પુ૦** એક જાતનું અનાજ. એના તાંદળા કાડી છાસમાં રાંધીને ખવાય છે.—'ચીણાની ઘેંસ'.

**ચીત, વિ૦** કુસ્તીમાં હારીને ચતું પડી ગયલું હોય તે. ૨ **ચિત્ત** (જુની કવિતામાં) "પરણીને મેહલી ગયો, વળતી ના લીધી ચીત" (નરસીં મેતો).

**ચીન,** એ નામનો દેશ.

—'**ચીનનો સાહુકાર**'—ઠગ; કપટી; લુચ્ચો. ૨ લઇને પાછું ન આપતાં અનેક પ્રકારનો ડોળ બતાવે તે.

—'**ચીની**'—તકલદી; 'ચીની માલ'. ૨ ચીનની બનાવટનું—સાકર, પ્યાલા રકાબી વગેરે. 'ચીન ને પેસા લીયા છીન' એ કેવત છે.

**ચીનકબાલા, પુ૦** એક જાતની રેચક ઔષધિ.—ચણ્ડક કરવાના કામમાં આવે છે.

**ચીનીકામ, ન૦** કાચ-મટોડીના ઘાટ (ચીનમાં બનેલા).

**ચીનીખાનું, ન૦** ચિનાઈ સામાન ભરેલો હોય તેવું ઠેકાણું.—ઘણું કરીને હાંડી તખતા મુકી રાખેલા હોય તે જગો. [બોર.

**ચીનીબોર, ન૦** નાનાં નાનાં રાતાં વટાણા જેવડાં

**ચીપ, સ્ત્રી૦** લાકડાં—વાંસ—ધાતુ—કપડાંનો લામ્બો પણ જરા પોળો પાતળો કકડો.

**ચીપવું, ચિપવું.**

**ચીપા સુતું-સોનું, ન૦** ઊંચા ટચનું—ઘણું સારું સુતું.

**ચીબું, વિ૦** જેનું નાક બેસી ગયલું—ચપટું હોય તે (માણસ).

**ચીર, ન૦ [સં૦]** બૈરાંને પેરવાનું સારું રેશમી લુગડું—ચીર પટોળાં. ૨ **સ્ત્રી૦** ચીરી; કકડી.—કેરી વગેરેની. ૨ ફાડ; તડ; ચીરો (ફરામાં પડેલી તે).

**ચીરડાં, ન૦** ગરાસિયાઓએ પટેલ વગેરેને વેંચી આપેલી જમીનના જે કકડા તે.

**ચીરવું, ક્રિ૦ સ૦** ફાડવું.—લાકડાં લુગડાં વગેરે ફાડીને કકડા કરવા; કાપવું. ચીરી નાંખવું—ફાડી-કાપી નાંખવું. ૨ કોઇને મૂસ્કેલીમાં લાવીને—સાચું જૂઠું સમજાવી—ધૂતીને પૈસા કઢાવી લેવા તે.

—'ચીરીને મીઠું ભરવું'—ખૂબ મારવું.

**ચીરાઈ, સ્ત્રી૦** ચીરવાની જે મેનત મજુરી તે.

**ચીરિયું, ન૦** ચીરી; કકડો; ફાડ. 'વેગણ કારેલાંનાં ચીરિયાં.'

**ચીરી, સ્ત્રી૦** કકડો; ફાડ—કેરી વગેરેની.

**ચીરો, પુ૦** લુગડાં પથ્થર જમીન વગેરેનો જે મોટો કકડો તે. ફાડ; તડ—ફરા—લુગડાંમાં પડેલી તે. ૩ લુગડાંનો પટકો. ૪ લગ્નમાં વરરાજાની રાતા અસ્તરવાળી લપ્પાની પાઘડી. ૫ ઘાટ; કિનારો. ૬ છેડો; પાર.

**ચીલ, સ્ત્રી૦** એક જાતનો છોડ—ઘઉં અથવા જવના ખેતરમાં થાય છે. એની ભાજી થાય છે.

**ચીલો, પુ૦** બે ખેતરની વચમાં—જમીનપર પડેલો ગાડાં ચાલવાનો જે રસ્તો તે; ધરડ. ૨ ધરડમાં જે ખાડા પડેલા હોય તે. ૩ ગાડામાં બેઠાથી જે આચકા આવવા તે. ૪ (લાક્ષણિક) નવો પાડેલો રસ્તો.

—'ચીલે પડવું'—રીતસર કામ ચાલતું થવું; ઠેકાણે પડવું (ધન્ધામાં).

**ચીવટ, સ્ત્રી૦** કાળજી; ખન્ત; ચાનક.

**ચીવર, ન૦** વસ્ત્ર. ૨ બૌધ સાધુઓને પેરવાનું વસ્ત્ર.

**ચીસ, સ્ત્રી૦** તાણીને—ગળું ઘસી તીણી બુમ પાડવી તે.

**ચીસું, વિ૦** ચોળી ચોળી—વિચારી વિચારીને કામ કરનાર—દાન આપનાર. ૨ કઞ્જુસ; બખીલ.

**ચુંકું,** નાકનો કાંટો.

**ચુંખડું, ચુંખળું.** [આંખ.

**ચુંખળું-ચળું, વિ૦** ઝીણી ને ડોળા સાફ ન હોય તેવી આંખનું (માણસ). 'ચુંખળી આંખ'—ઝીણી

**ચુંગી, ચુઙ્ગી.**

**ચુંચિયાં, ન૦** સ્ત્રીનાં થાન; એ ઉપરની ડીટી.

**ચુંટવું, ક્રિ૦ સ૦** ફૂલ શિંગ વગેરે કુમળી વસ્તુને તેનાં ઝાડ થકી જુદી પાડવી; તોડવું. ૨ નસ—વાળ ઉતારી કકડા કરવા; સમારવું.—'ગોવાર ચોળી પાપડી ભાજી ચુંટવી'. ૩ વીણવું; પસન્દ કરી લેવું. 'ચોપડીમાંથી સારાં સારાં વાક્યો ચુંટી કાઢ'. ૪ મુખત્યાર—પ્રતિનિધીની પસન્દગી કરવી. 'ધારા સભાના સભાસદ ચુંટવાનો હિન્દી પ્રજાને હક્ક મળ્યો છે'. ૫ ચીમટા દેવા; ચુંટી—ચોંટી ખણવી—ભરવી. 'વિણવું—ચુંટવું' એટલે અનાજ વગેરેમાંથી કાંકરા કચરો કાઢી સાફ કરવું.

**ચુંટણી, સ્ત્રી૦** ચુંટવાનું કામ તે; ઝાડ ઉપરથી ફળ પાન વગેરે તોડવાં તે. ૨ અમુક સરતો-નિયમોથી મળેલા હકવાળા લોકો-સભાસદો—સંસ્થાઓ તરફથી, રાજ—ધારાસભા—જોખમદારીથી વહીવટ કરનારા મણ્ડળોમાં મુખત્યાર-પ્રતિનિધિ-મોકલવાને પસન્દ કરવાનું કામ તે.

**ચુંથવું, ક્રિ૦ સ૦** એકાદી વસ્તુમાં વારે વારે હાથ ઘાલી તેને બગાડી નાખવી; ફેંદવું. ૨ દ્વેશભાવથી એકાદાં માણસની પૂઠે લાગવું. ૩ સારી પઠે તપાસ કરવા સારુ વસ્તુ-કામમાં ઉથલપાથલ કરી મુકવી.

**ચુંથાચુંથ, સ્ત્રી૦** આમથી તેમ ચુંથ્યાં કરવું તે.

**ચુંથાડો, પુ૦** ચુંથાઈ ગયલું હોય તે. ૨ દુઃખ (પેટને).

**ચુંથાણ, ન૦ ચુંથાડો.**

**ચુંથારો, ચુંથાડો.**

**ચુંથાવું, ક્રિ૦ અ૦** ચુંથી નાંખે તેવી હાલતમાં આવવું—આવી ખમવું. ૨ પેટમાં દુઃખ થવું. ૩ જીવ બળવો; અકળામણ થવી.

**ચુંથો, પુ૦** ગાભો. ૨ લુગડાંના ફાટા તુટા કકડા.

**ચુંદડી, સ્ત્રી૦** જેવી ભાત—છાંટ પાડવી હોય તેવી કપડાંમાં કરચલીઓ કરી એને દોરાથી બાંધી લઈ કસુમ્બાથી રઙ્ગેલું એવું સ્ત્રિયોને પેરવાનું જે લુગડું તે. એમાં બાંધેલી જગા રઙ્ગવાની રે છે તેથી પેલી રઙ્ગિત ભાત ઘણી ખુલે છે—ચુંદડી ભાતની પાઘડી પણ હોય છે. ૨ ભાત.—ચુંદડી પાડવી એમ કેવાય છે. ૩ ભાતવાળું રેશમી લુગડું; ઘાટડી (માતાને પેરાવવાની).

**ચુંધળું, વિ૦** પચપચી—ચુંખળી આંખનું; ચુંખળું.

**ચુંધી, સ્ત્રી૦** ખણખોદ; આપાચીપ.

**ચુઓ, ચુવો** (૪ થા અર્થમાં).

**ચુક, ચૂક.**

**ચુકતેહિસાબે, અ૦** હિસાબ—જમેઉધાર—ખાતું બરોબર પૂરું કરી બન્ધ કર્યું હોય તેમ.

**ચુકવવું, ક્રિ૦ સ૦** ભુલવવું. ૨ નાણાં અદા કરવાં; લેણ દેણ પતાવી દેવું; હિસાબ કરી આપી દેવું—ચુકવી આપવું. ૩ ફેસલો કરવો; તોડ કાઢવો; નિવેડો આણવો.

**ચુકવું, ક્રિ૦ અ૦** વિચાર—હિસાબમાં ચૂક—ગફલત કરવી; ભુલવું. ૨ હિસાબ—ખાતું પુરું થઈ બન્ધ

થવું; નાણાંની આપ લે કરી લઈ ખાતું માંડી વાળવું. ૩ ઇનસાફ થવો; કજીયો છણાયા પછી તેનું શેવટ આવવું.—'તમે ગમે તેમ ધારો પણ તે કજીયો તો ગઈ કાલનો ફરિયાદીની તરફનો ચુકયો છે'. ૪ કામ-ધન્ધા—ચાકરીમાં કસર કરવી.—'હું મારી ચાકરીનો વખત કદી ચુકતો નથી'. ૫ ધારેલાં નિશાણથી આઘું પાછું જવું.—'બન્દુકની ગોળી ચુકી'. ૬ સન્ધિ—તક ખોવી.—'અણિ ચુકયો સો વરસ જીવે'. ૭ આડું ખસી જવું.—'વિચારમાં ચાલતાં પગથી ચુકયોજ હતો, પણ ભાગ્યેગ કે બચી ગયો'.

**ચુકાદો, પુ૦** નિકાલ; નિવેડો; શેવટ. ૨ હુકમનામું ફેસલો; ન્યાય; ઇનસાફ.

**ચુકાવવું, ચુકવવું.**

**ચુકો, પુ૦** એક જાતની ભાજી. એ સ્વાદે ખાટી હોય છે

**ચુગઠી, સ્ત્રી૦ ચપટી.** ૨ પગફુલ; છવીટિયાં.

**ચુગણી, સ્ત્રી૦** પક્ષીઓનો ચારો. "ચુગણી રચ્યા પછી ચચ્ચુ રચી, જડ જીવ નથી વિશ્વાસ" (દયારામ).

**ચુગલ-ખોર, વિ૦** ચાડી ખાનાર.

**ચુગલી, સ્ત્રી૦ ચાડી** (૧ લા અર્થમાં); રાવ. [ચુગે છે'.

**ચુગવું, ક્રિ૦ સ૦** ચાંચ મારીને ખાવું.—'પક્ષીયો

**ચુંગી, સ્ત્રી૦** ભરવાડ કોળી દુબળા વગેરેનું તમ્બાકુ ફુંકવાનું બનાવેલું માટીનું તે; ચુંખિયું. (હિં૦) શેર સુધરાઈ ખાતા તરફથી જગાત લેવામાં આવે તે જગા. 'ચુંગીઘર' એટલે જગાત લેવાની જગા.

**ચુચ્ચુની,** એક જાતની ઘણી જ સફેત ખાંડ.

**ચુટકી, સ્ત્રી૦ ચપટી.** ૨ થોડુંક; લવ.

**ચુટકો, પુ૦ [હિં૦]** થોડામાં ઘણો મર્મ બતાવ્યો હોય તેવું અસર કરતું ટુંકું ભાષણ. ૨ જાદુ; ધન્તર મન્તર સમ્બન્ધી જે ટુંકું ભાષણ તે; ટુચકો. ૩ થોડુંક; લવ; લેહજો.—'રજ્જુના ચુટકા, કુંડાં ન હોય'.

**ચુડગર, પુ૦** ચૂડા ચૂડી વેરનારો—ઉતારનારો—બનાવનારો.

**ચુડલો, ચૂડો.** [હોય તેવું.

**ચુડાઉતાર, વિ૦** ચૂડાચૂડીની પઠે એકથી એક નાનું

**ચુડેલ, સ્ત્રી૦** એક જાતનું ઘણુંજ બિહામણું ભૂત; ભૂતયોની. કેવાય છે કે સુવાવડમાં અથવા અડકાયલી હાલતમાં મરી ગયલી સ્ત્રી ચુડેલ થાય છે.

**ચુડો, ચૂડો.**

**ચુડો,** ઘાણીમાં પાણી રાખવાની જગો.

**ચુણવું, ચિણવું.** [કરચલીયો તે.

**ચુણી, સ્ત્રી૦** અંગરખા—જામાની બાંયની જે ચુણેલી

**ચુનચુની, ચુચ્ચુની.**

**ચુનવું, ક્રિ૦ સ૦** વીણવું.

**ચુનારો, પુ૦** ચુનો પકવનાર. [લાબી દાબડી.

**ચુનાળવો, પુ૦** પાન ઉપર ચોપડવાનો ચૂનો ઘાલવાની

**ચુનાળાં, વિ૦** ચૂનો દિધેલાં; ધોળેલાં. ૨ ચૂનાનાં પકવેલાં.

**ચુની, સ્ત્રી૦** હિરાકણી; માણક નીલમ પોખરાજ સફેદ હિરા વગેરેની કરચ.

**ચુનો, ચૂનો.**

**ચુપ, ચૂપ.**

**ચુપકી, સ્ત્રી૦** કંઈજ અવાજ કાડવો નહિ તેવી રીત—હાલત.

**ચુપચાપ, અ૦** છાનામાંનાં; કંઈ જ અવાજ ન કાડતાં.

**ચુપવું, ક્રિ૦ અ૦** ઘોંચાવું; ખોસાવું, ભોકાવું. 'સોય ચુપી તેથી લોહી નિકળે છે'. [સ્થિર; શાન્ત.

**ચુપાચુપ, અ૦** કોઈ કંઈ બોલતું ન હોય તેમ. ૨

**ચુમવું, ક્રિ૦ સ૦** બોકી લેવી; ચુમ્બન કરવું; બચ્ચી કરવી.
—'ચુમઈ રેવું'—ભૂખ, નુકસાન વગેરે સહન કરી બેસી રેવું.
—'ચુમીને'—હારીને; જખ મારીને; ગરજાઉ થઇને.

**ચુમા, પુ૦ ચુમી.**

**ચુમી, સ્ત્રી૦** બોકી; બચ્ચી; ચુમ્બન.

**ચુમોતેર, ચુમ્મોતેર.**

**ચુમ્બક, પુ૦ [સં૦] ચમકપથ્થર.** ૨ કન્જુસ; બખીલ; કૃપણ. ૩ રાંડબાજ; છિનાળવો.

**ચુમ્બન, ન૦ [સં૦]** ચમ્બુડી જેવું મોઢું કરીને તેને ગાલ ઉપર અથવા નીચલા ઓઠપર લગાડવું (હેત—વાલ બતાવવાની નિશાની); બોકી; બચ્ચી.

**ચુમ્માળાં, ન૦** ચશ્માં આવવાં તે; ઘડપણને લીધે આંખે થોડું દેખાતું તે.

**ચુમ્માળી-શ—સ, વિ૦** ચાળીસ ને ચાર; ૪૪.

**ચુમ્માળું, ન૦** ચુમ્માળીસ શેરનો એક મણ ગણાય તેવું તોલ.

**ચુમ્માળો, પુ૦** મોટો ને જાડો જે કામળો તે; ધાબળો.

**ચુમ્મી, સ્ત્રી૦ ચુમી.**

**ચુમ્મોતેર, વિ૦** સિત્તેર ને ચાર; ૭૪.

**ચુરમું, ન૦** ભોજનનો એક પદાર્થ; છુટો લાડુ ને ઉપરથી ઘી રેડવામાં આવે છે તે.

**ચુરવું, ક્રિ૦ સ૦** ભચરડી નાખવું; ભૂકો કરવો.

**ચુરાડો. પુ૦** ઇંટાડીનો ભૂકો અથવા તેની ઝીણી ઝીણી કકડીયો; ચૂરો.

**ચુલડા-લી, સ્ત્રી૦** નાની ચૂલ, મટોડીની અથવા તાંબાં પિત્તળની (છોકરીયોને રમવાને)

**ચુલાવેરો, પુ૦** ચુલા દીઠ જે કર લેવામાં આવે તે.

**ચુલાસગડી, સ્ત્રી૦** તળિયાં વાળો ચૂલો—એ સગડીની પઠે જયાં ત્યાં ઉંચકી મુકાય છે.

**ચૂલાચન્દ**, સાળો (મજાકમાં કે પછી ધિક્કારમાં).

**ચૂલો**, ચૂલો.

**ચુવું, ક્રિ૦ અ૦** તડવાળાં વાસણમાંથી--છાપરામાંથી પાણી ટપકવું; ગળવું; ઝરપવું.

**ચુવો, પુ૦** નાળિયેરની કાચલી બાળી તેમાંથી તેલ કાઢી તેમાં બીજી ખુશબો મેળવેથી જે પદાર્થ બને છે તે. ૨ તેલ ધુપેલની અન્દરનો મેલ; કુહો. ૩ જ્યાંથી ગળે—ટપકે તે ઠેકાણું. ૪ ઊંદર.

**ચુસવું, ક્રિ૦ સ૦** દાંતે ધરી ઓઠવડે એકાદી વસ્તુમાંથી રસ ખેંચી લેવો. સેરડી—કેરી ચુસવી.

—**'ચુસી લેવું'**—લોહી ન રે તેમ કરવું; તાવી નાખવું; અશક્ત કરવું. 'ડાકેણે તેને ચુસી લીધો'. ૨ પૈસે ટકે નીચોવી લેવું.

—**'લોહી ચુસવું'**—કોઇને બહુ દુઃખ દેવું—સતાવવું; ખરાબખસ્ત કરી નાખવું; પજવ પજવ કરવું.

**ચુસ્ત, વિ૦** એકાદાં મતને હઠથી વળગી રયલું હોય તે.

**ચું-ચૂંચું, અ૦** એવો થતો અવાજ દેખાડે છે (ઊંદર વગેરેનો).

**ચૂંક, સ્ત્રી૦** તાંબા પિત્તળનો પણ ઘણું કરીને લોડાંનો જે છેક નાનો ખીલો તે--ખીલી—'ચૂંક મારવી'. ૨ એ ઝીણો ખીલો ખુંચેથી જેવું દુઃખ થાય છે તેવું પેટમાં જે દુઃખ થવું તે; સૂળ. 'ચૂંક આવવી—નાખવી'. ૩ નાકનો કાંટો.

—**'ચૂંક આવવી—થવી'**—કામ ન કરવાની મરજી દેખાડવી; કણ્ટાળો આવવો.

—**'ચૂંક મટવી—મટાડવી'**—વાંધો હોય તે દૂર થવો—કરવો.

**ચૂં કે ચાં**, કંઈ પણ બોલવું તે. 'મુસલમાની રાજ્યમાં તો ચું કે ચાં બોલાતું નહિ' (નર્મદ).

**ચૂંચી, સ્ત્રી૦ [સં૦ ચુંચિ]** સ્ત્રીની ધાઈ. ૨ થાનની ડીટી.

**ચૂંટીખાવું, ક્રિ૦ સ૦** કરડવું. 'મચ્છર ચાંચણ ચુંટી ખાય છે.' ૨ ઘણા જણે એકદમ એકના ઉપર ડપકો દેવા મણ્ડી પડવું; ઢુંપી નાખવું.

**ચૂક, સ્ત્રી૦** ભૂલ; ખોટ; ગણવામાં—વિચાર કરવામાં જે કસર પડવી—ગફલત થવી તે.

**ચૂકર, પુ૦** હલકામાં હલકો ચાકર; ચાકરનો ચાકર. 'ચાકરને ઘેર ચૂકર ને તેને ઘેર પેજખાનાં'.

**ચૂડ, સ્ત્રી૦** ચૂડાના આકારનું સુનાં--રૂપાનું ઘરેણું (રાંડીરાંડ હાથે પેરે છે). ૨ એક તરેહની મોતીની ચૂડી (છોકરાંઓને સારુ). ૩ આંટી ભેરવીને સખ્પટ વળગી રેવું તે. 'સાપે ચૂડ ભેરવી'.

**ચૂડાકર્મ, ન૦ [સં૦]** સોળ સંસ્કારમાંનો એક. ચૂડા—ચોટલી રખાવવા સારુ જે મુંડણ કરાવવાનું કર્મ તે.

**ચૂડામણિ, પુ૦ [સં૦]** મુગટમાં જડેલો જે મણિ—હીરો તે. ૨ સહુથી ઉત્તમ એવો જે પુરુષ અથવા એવી જે વસ્તુ તે. ૩ માથામાં ઘાલવાનું એક ઘરેણું; ચાક.

**ચૂડી, સ્ત્રી૦** સ્ત્રિયોને હાથે પેરવાનો સુનાંની ચીપથી મડેલો અથવા સાદો લાકડાં—કચકડાં—દાંતનો જે અક્કેકો ઘાટ તે.

**ચૂડીકરમ, ન૦** વર મરી ગયા પછી તેની વિધવા સ્ત્રિયે ચૂડી ફોડી નાખવી તે. ૨ રાંધવા સમ્બન્ધી બૈરાંનું બધું કામ પુરુષે કરવું તે.

—**'ચૂડી પેરવી'**—પુરુષાર્થ ગુમાવવો; સ્ત્રિયોની માફક નિર્બળ થઈ જવું. "ખાંડવ વન જેણે દહન કીધું, કૃષ્ણ સરખો સાથ; તે અર્જુન વ્યંડળ થયો, કંઈ ચૂડી પેરી હાથ" (પ્રેમાનન્દ).

**ચૂડો, પુ૦** ચડા ઉતરી પાંચ—સાત ચૂડીયોનો જે જથો તે; થર (લાકડાં—કચકડાં—હાથીદાંતનો હોય છે). ૨ સરખાં ને પોળી ચીપનાં બે ત્રણ બલૈયાંનો જથો (લાકડાં—હાથી દાંતનો હોય છે). ચૂડો, સોવાસણને જ હોય છે. ચૂડો પેરવો; (સોવાસણે); ચૂડો ઉતારવો—ફોડવો—ભાંગવો (વિધવાએ).

**ચૂત, પુ૦ [સં૦]** આંબાનું ઝાડ; આંબો. ૨ **[સં૦ ચ્યુતિ]** સ્ત્રિની ગુહ્યેન્દ્રી; યોનિ

**ચૂનો, પુ૦** ચાક, કેટલાક પથ્થર અને છીપ બાળેથી જે સફેત વસ્તુ પેદા થાય તે. એને પલાળીને દિવાલે લગાડેથી સફેતી નીકળે છે. એ પાન ઉપર ચોપડવામાં આવે છે; કળીચૂનો. ૨ કાંકરી, કાંકરા, મરડિયાને પકવેથી જે થાય તે; છો—છો. સાગુ તથા કોલ જેનો બને છે તે.

**ચૂપ, વિ૦** અવાજ ન સમ્ભળાતો હોય તેવું; કોઈ કંઈ બોલતું ન હોય તેવું; શાન્ત. **અ૦** બોલ નહિ—છાનું રે—મુંગું રે એવી ધમકી—સૂચના બતાવે છે.

**ચૂરણ, ન૦ [સં૦ ચૂર્ણ]** હરકોઈ ઔષધિનો જે ભુકો તે. ૨ હરકોઈ વસ્તુનો ભુકો; ધૂળ.

**ચેરાગ, ચરાગ.** પ્રકાશ; તેજ. ૨ દીવો.

**ચૂરો, પુ૦** ભુકો; છુંદો; ખણ્ડાઈ દળાઇને ઝીણી થઈ ગયલી વસ્તુ.

**ચૂર્ણ, ન૦ [સં૦]** ભુકો; લોટ. ૨ ચૂનો.

**ચૂર્ણિકા, સ્ત્રી૦ [સં૦]** જે ગદ્યમાં કવિતાની મતલબ સારી પેઠે સમજાવી હોય તે. ૨ કવિતાની મતલબ ટુંકામાં સાદી ભાષામાં જણાવી હોય તે.

**ચૂલ, સ્ત્રી૦ ચૂલો.**

**ચૂલા સગડી, સ્ત્રી૦ ચૂલાસગડી.** ૨ હમેશાં કલેશ કરનારી સ્ત્રી. ૩ જેનાથી આત્માને હમેશાં

ક્લેશ થાય—ગભરાવું પડે તે માણસ—વસ્તુ. 'એ તો મરી ગઈ, પણ મારે ગળે ચૂલાસગડી બાંધતી ગઈ.'

**ચૂલેતરો,** પુ૦ એક જાતનું પક્ષી. ૨ કેરી કાપવાનું એક જાતનું હથિયાર. ૩ અથાણાની કેરી કાપવા કેરી મુકવા ખાડાવાળું પાટીયું કે લુગડાની ઉઢણી મુકે છે તે.

**ચૂલો, પુ૦ [સં૦ ચુલ્લી]** મટોડીનો એક ઘાટ જેમાં દેવતા સળગાવવામાં આવે છે ને જેની ઉપર મુકેલાં વાસણમાં રન્ધાય છે. ચૂલો ઘણું કરીને રસોડામાં એક ઠેકાણે થાપી રાખવામાં આવે છે. લોઢાંના ચૂલા પણ થાય છે. કેટલાક ચૂલા હોલા વનાના, કેટલાક એક ને કેટલાક બે હોલા સાથે હોય છે.

—'ચૂલાપર ચડી બેસવું'—(ખાવાને માટે હદથી જાદે ઉતાવળ કરવામાં આવે ને રસોઇને તૈયાર થતાં વાર હોય ત્યારે રાંધનાર બોલે છે, 'શું ચૂલાપર ચડી બેસું?' એનો અર્થ એ કે ઉતાવળે રસોઈ નહિ થાય).

—'ચૂલામાં ઘાલવું—નાખવું'—ચૂલામાં ઘાલીને બાળી મુકવું. (કોઇનો તિરસ્કાર બતાવતાં બોલાય છે—'ચૂલામાં ઘાલ—નાંખ').

—'ચૂલામાંથી નિકળી હોલામાં પડવું'—સ્થળફેર પણ બળતરા—પીડા ન મટવી.

—'ચૂલામાં પગ—ટાંટિયા ઘાલવા'—(આ પ્રયોગ બાળવાનાં લાકડાં નહોય ત્યારે રીસમાં બોલાય છે).

—'ચૂલામાં પડવું'—અગ્નિમાં પડીને બળી જવું. ૨ કાળું કરીને જતા રહેવું. "ચતુરાઈ ચૂલે પડી, હરી ભજવાની આ ઘડી" (દયારામ).

—'ચૂલામાં પેસવું'—રાંધવા બેસવું.

—'ચૂલામાં બિલાડાં—ઉંદરડા આલોટવા'—(રસોઈ કરવા ચૂલો સળગાવ્યોજ ન હોય ત્યારે એમ કહેવામાં આવે છે).

—'ચૂલા મોનું'—બળિયેલ; ધુંધવાતું; (ઘડી ઘડી રડ્યા કરનાર બાળકને ગાળ દેતાં બોલે છે.) અદેખું.

—'ચૂલો સળગાવવો'—લડાઈ કરાવવી. ૨ ચિન્તા ઉત્પન્ન કરાવવી.

—'ઘેર ઘેર માટીના ચૂલા'—(જે નરસી ચાલ ઘણેખરે ઠેકાણે જોવામાં આવતી હોય તે વિષે બોલતાં વપરાય છે).

**ચેંકવો, ચિંચવો.**

**ચૂસણિયું, ન૦** નાના બાળકને ચૂસવાનું રમકડું.

**ચેંગટ, વિ૦** ધીમું; વાર લગાડનારું; ચિકણું; કણ્ટાળો આણે તેવું (માણસ કામ વગેરે).

**ચેંચીં, સ્ત્રી૦** પતરાજ; ફુલાસ; અભિમાન.

**ચેંચું, ન૦** કંઈ પણ બોલવું તે; ચૂં કે ચાં.

**ચેંચેં, સ્ત્રી૦** બકબક; લવારી; પતરાજીનું બોલવું.

**ચેંચેંપેંચે,** બડબડાટ.

**ચેંડુ-ડું-ડુ, પુ૦** રમવાનો દડો. ૨ હાથી દાંતનો મજો લખોટો.

**ચેંડુલ, ચણ્ડુલ. ૨ ચણ્ડાલ.**

**ચેક, પુ૦ [અં૦]** પેઢી—શરાફ ઉપર નાણાં આપવાનો જે હુકમ તે. ૨ એક જાતનું કપડું.

**ચેચી, સ્ત્રી૦** દાસી. ૨ ચેલી.

**ચેટ, પુ૦ [સં૦]** દાસ; ચાકર.

**ચેટક, ન૦** વળગેલું મેલું; ભૂત. ૨ અરે; કાળજી ચાનક. પુ૦ દાસ (સાહત્યમાં).

**ચેટી, સ્ત્રી૦** દાસી (સાહિત્યમાં).

**ચેડવવું, ક્રિ૦ સ૦** બાફવું; ચડે તેમ કરવું.

**ચેડાં, ન૦** ગાંડાં; ઘેલાઈ.

**ચેડા, પુ૦** થવાની વાતનું આગળથી માલમ પડવું તે. 'મને એ વાતના ચેડા આગળથી પોચ્યા હતા'.

**ચેણ, સ્ત્રી૦** ઉંદરના જેવું પણ લામ્બું ને લામ્બાં મોડાંનું એક પ્રાણી; છછુન્દર. ૨ એક જાતનું અનાજ.

**ચેતન, ન૦ [સં૦]** પ્રાણ; જીવ. વિ૦ ચેતનાવાળું.

**ચેતના, સ્ત્રી૦ [સં૦]** પ્રાણ; જીવ. ૨ સમજશક્તિ; મન; લાગણી.

**ચેતરડ, વિ૦** દાધારણું; છરાયું; ઘેલું; ઢઙ્ગ વનાનું.

**ચેતવણી, સ્ત્રી૦** ઇસારો; ખબર; ઉસકેરણી.

**ચેતવવું, ક્રિ૦ સ૦** ચેતે તેમ કરવું—સળગાવવું; પેટવવું. ૨ જણાવવું; ઇસારો કરવો. ૩ ઉસકેરવું.

**ચેતવું, ક્રિ૦ અ૦ [સં૦ ચ્યુત્]** સળગવું; પેટવું. 'દેવતા ચેતતો નથી'. ૨ ઇસારતમાં સમજી જવું; જાણી જવું. ૩ ઉસકેરાવું; સાવધ થવું.

**ચેતા, પુ૦** ખબર. 'તેને એ વાતના ચેતા ક્યારના પોંચી ગયા છે'.

**ચેતાવવું, ચેતવવું.**

**ચેન, સ્ત્રી૦** ફિકર રોગ ખટલું એ ત્રણ નથી એવી જે નિરાંતની હાલત તે; કળ; આરામ; આસાએશ; કરાર. ૨ સુખ; આનન્દ. ૩ મોજમઝા; સેહેલ. ૪ લક્ષણ; ચિહ્ન.

**ચેનકાં, ન૦** ચાળા; બાનાં; ચિહ્ન. [ભોગવવું તે.

**ચેનબાજી, સ્ત્રી૦** મોજશોખ; રઙ્ગરાગ; નિરાંતથી સુખ

**ચેપ, પુ૦** અડકવાથી એક રોગ બીજાનામાં આવવો તે. ૨ દરદની અન્દરનું પાણી પરુ અથવા લોહી. ૩ સઙ્ગતિદોષ; સોબતનો ડાઘ. ૪ પીડા; હરકત; અડચણ. ચેપ કાડવો—મટાડવો—પતાવવો એટલે નિકાલ—ળ કરવો. ૨ દૂર કરવું.

**ચેપવું, ક્રિ૦ સ૦** ડાબવું; નિચોવવું. ૨ ખોસવું; ઘોંચવું.

**ચેપી, વિ૦** ચેપ લાગે તેવો (રોગ).

**ચેરમચેર-રા,** છેકાછેક; ઘણું ચેરી નાખવું તે. ૨ કોઇ દસ્તાવેજમાં છેકછાક કરવી તે.

**ચેરટ,** લખેલી લીટી; ઓળ.

**ચેરવું, ક્રિ૦ સ૦** લખીને ઉપરથી લીટા ખેંચવા; રદ કરવું; છેકવું. ૨ જાહેર કરવું; બોલવું. "રૂડી ભૂંડી વાત સાંભળી હોય, કોઈ આગળ નવ ચેરીએ."

**ચેરાચેર, ચેરમચેર.**

**ચેરાદાર,** ખુબસુરત.

**ચેરી, સ્ત્રી૦ [હિં૦]** ચેલી; દાસી.

**ચેરીમેરી, સ્ત્રી૦** હક દાખલ નહિ પણ આપનારની ખુશીથી લિધેલા પૈસા તે,—પાન સોપારી નિમિત્તના; બક્ષીસ.

**ચેલકી, સ્ત્રી૦** નાની છોકરી. ૨ ચેલી; શિષ્યાણી.

**ચેલકો, પુ૦** નાનો છોકરો. ૨ ચેલો; શિષ્ય.

**ચેલિયું, ન૦** ત્રાજવાનું પલ્લું—ધાતુ ચામડાનું.

**ચેલી, સ્ત્રી૦** ઓરત સાગિર્દ; શિષ્યાણી; શિખનારી—ધર્મબોધ લેનારી સ્ત્રી.

**ચેલો, પુ૦** મર્દ સાગિર્દ; શિષ્ય; શિખનાર—ધર્મબોધ લેનારો પુરુષ.—ગુરુ ને ચેલો.

—'**ચેલો મુણ્ડવો**'—શિષ્ય બનાવવો. ૨ પોતાના ગુણદોષ બીજાને આપવા. ૨ પોતાના જેવો બીજાને કરવો (નઠારા ગુણમાં).

**ચેવટ, સ્ત્રી૦** ખન્ત; ચાનક.

**ચેવલી, વિ૦** ચેવલ નામનું કોંકણમાં ગામ છે તે સમ્બન્ધી; ખાવાનાં પાન. એ પાન ઘણાં સરસ કેવાય છે.

**ચેવવું, ક્રિ૦ સ૦** મીણના ચપકા દેવા; મીણનાં ટપકાં પાડી સેકવું; રુ બાળીને તેનાથી સેકવું.

**ચેષ્ટા, સ્ત્રી૦ [સં૦]** કોઈ ખિજવાય તેવા તેના ચાળા પાડવા તે; મશ્કરી મજાક ઠઠ્ઠા કરવા તે. ૨ નિન્દા કરવી—અપમાન કરવું તે.

**ચેષ્ટાખોર, વિ૦ [સં૦ ચેષ્ટક]** ચેષ્ટા કરનાર; ચાળા—ખીજ પાડનાર. [સ્ત્રી.

**ચેષ્ટાળી, સ્ત્રી૦** વડાઈ; પક્ષાત. ૨ મજાક. ૩ ચેષ્ટા કરનારી

**ચેહ, સ્ત્રી૦** ચિતા; મુડદું બળતું હોય તે આગ.

**ચેહેન, ચેન.**

**ચેહેબચો, પુ૦** પાણીનું ખાબોચિયું; નાનું તલાવડું. "પોતાનાં વસ્ત્ર દાસીને પહેરાવી, બેઠી ચેહેબચામાં આવી" (પ્રેમાનન્દ).

**ચેહેરવું, ચેરવું.**

**ચેહેરો, પુ૦ [ફા૦]** મ્હોડાંનો દેખાવ; શિકલ, સુરત. ચેહેરો કડાવવો એટલે દાઢીની અને કપાળના ઉપલા ભાગથી હજામત કરાવવી (માથાંની નહિ). ચેહેરો પડાવવો એટલે તસવીર—છબી ઉતરાવવી. ૨ ડોળ; ઘાટ; આકાર. ૩ પસારો; વધી જવું તે—(વાતનો ચેહેરો થયો).

**ચેળ, સ્ત્રી૦** ખજવાળવાની લાગણી થયાં કરવી તે. ૨ આતુરતા; મનની ઉત્કંઠા.

**ચૈડકો, પુ૦** ફિકર; કાળજી; ફાળ. ૨ હૃદયની બળતરા. ૩ લુગડું વગેરે ફાડતાં એવો થતો અવાજ.

**ચૈડવો, ચડવો.**

**ચૈતન, ચેતન.**

**ચૈતન્ય, ન૦ [સં૦]** જે શક્તિથી જ્ઞાન થાય છે ને કર્મ કરાય છે તે; પ્રાણ; જીવ. ૨ જ્ઞાન. ૩ સર્વ પ્રાણનું મૂળ; બ્રહ્મ. (જડ ને ચૈતન્ય). **પુ૦** વૈષ્ણવ ધર્મ સ્થાપન કરનાર એક આચાર્ય.

**ચૈતન્યઘન, પુ૦** પરમાત્મા. **વિ૦** જ્ઞાનથી ભરપુર.

**ચૈતર, ચૈત્ર.**

**ચૈત્ય, ન૦** યજ્ઞ સ્થાન. ૨ જૈન દેવાલય. ૩ બુદ્ધની મૂર્તિ. ૪ ગામના સીમાડા ઉપર જે પથ્થર દાટવામાં આવે છે તે. ૫ સ્મરણ સ્તંભ; પાળિયો. ૬ સમાધિ.

**ચૈત્ર, પુ૦ [સં૦]** શાલિવાહન શકનો પેલો મહિનો; વિક્રમ સંવત વરસનો છઠ્ઠો મહિનો.

**ચૈત્રી, સ્ત્રી૦** ચૈતર સુદ પુનમ.

**ચાં, અ૦** ક્યાં.

**ચોંક, સ્ત્રી૦** બીક—દલગીરીથી અઙ્ગનું એકાએક જોશમાં જે ઉંચકાવું થાય તે.

**ચોંકવું-કી ઉઠવું, ક્રિ૦ અ૦** બીકથી—માઠી ખબરથી એકાએક જોશમાં ઉઠવું—અઙ્ગ હલાવવું; આચકો ખાવો; ઉભું રેવું; ભડકવું; બીવું.

**ચોંકાવવું,** ચોંકાવવું; ભયભીત કરવું; બીવડાવવું. ૨ વિસ્મય પમાડવું.

**ચોંચલું, વિ૦** ઉછાંછળું; તોફાની. ૨ ચુંબળું.

**ચોંટ, સ્ત્રી૦** કાચો ને ચિકણો પદાર્થ ખાધાથી તે અઝમ ન થતાં પેટમાં જે દુખ કર્યાં કરે તે ચોંટ રેવી કેવાય છે.

**ચોંટવું, ક્રિ૦ અ૦** ચિકણી વસ્તુએ કાંઈ બીજી સાથે વળગી રેવું—'પગે કાદવ ચોંટ્યો'; વચમાં ચિકાસ આવવી; બે વસ્તુએ સાથે જોડાઈ રેવું. 'ગુંદર કરતાં લાહીથી કાગળ પાટી ઉપર સારો ચોંટશે;' વળગવું; લાગવું.—'એ હવે તારે નસીબે ચોંટ્યું છે.'

**ચોંટાડવું, ક્રિ૦ સ૦** ચોંટે તેમ કરવું. ૨ વળગાડવું.

**ચોંટિયાં, ન૦** પોચે પોચે હાથે ઉપરાઉપરી ચોંટીઓ દેવી તે. ૨ **ચોંટિયોલાડુ.**

**ચોંટિયોલાડુ, પુ૦** મુઠિયાંનો છુટો લાડુ. ૨ વાળીને પડઘી પાડેલો લાડુ.

**ચોંટી, સ્ત્રી૦** અઙ્ગુઠો અને તેની પાસેની આંગળી એ બેથી કોઈની ચામડી ખેંચવી તે; ચાંટળી.

**ચોંપ, સ્ત્રી૦** ઢોલ વગાડવાની સળી. ૨ ખન્ત; ચાનક. ૩ ઉતાવળ; જલદી.

**ચો, સ્ત્રી૦** રામ; હોંસ; ચવ.

**ચોક, પુ૦** સાથિયા; કળોટી—રેતી—ચૂના—રઙ્ગથી જે ચિત્રામણ કાડવામાં આવે તે.—'ચોક પૂરવા' એમ કેવાય છે. ૨ છોબન્ધ—પ્રસબન્ધીની મોટી ને ઉપરથી ખુલ્લી એવી ટાંકાં કુવાને લગતી જે જગો તે. ઘણું કરીને ચોરસ અથવા કાટખુણા-વાળી લામ્બી હોય છે. ૩ જે ખુલ્લા મેદાનમાં બજાર ભરાતો હોય તે જગો; ગુજરી.—'ચોક બજાર'. ૪ ચાર એ સઙ્ખ્યાએ ગુણેથી—એવો અર્થ રાખે છે—જેમકે ત્રણ ચોક—ત્રણને ચારે ગુણ્યાથી બાર થાય છે. ૫ લાવણીની જાતની કવિતામાં ટેક ફરી વળતો એવો તેનો જે અક્કેકો કકડો તે—લાવણીને ઘણું કરીને ચાર ચોક હોય છે પણ કેટલીકને આઠ પણ હોય છે.—૧ કડી અસ્તાઈ—ટેકની, ૨—૩ અન્તરાની, ૨—૩—૪ ઝુલની અને એક છેલ્લી વાળવાની અને પાછી એક ટેકની એટલું મળીને એક ચોક થાય છે. ૬ વાડા—આંગણામાં થાપી લીપી તૈયાર કરેલી જે જાગા તે. ૭ વીસ આંકમાંના બીજા આંક—અકેકાંનો ચોથો પાડો.—'એક ચોક ચાર'. **વિ૦** સ્થિર; ચોક્કસ. "પુત્રી પિતાંબરતણી, એહીતી ગુણ ગોખ; દૃષ્ટિ ગઈ ત્યાં માહરી, ચિત્ત નથી રહેતું ચોક" (સામળ).

—'બારથી ચોક પુર્યાં કરવા'—માત્ર બારથી સારું સારું બોલ્યાં કરવું.

**ચોક્ખું, ચોખ્ખું.**

**ચોકઠું, ન૦** ચારપાસ (બે બાજુએ ને નીચે ઉપર) ઠોકી બેસાડેલો બારણાને લગતો સુથારનો ઘડેલો જે ચોખુણ ઘાટ તે. ૨ સ્લેટ અથવા કાચની ચારેપાસ ઠોકી બેસાડેલો જે ઘાટ તે. ચોકઠું બેસાડવું—જડવું એમ કેવાય છે.

—'ચોકઠું બેસાડવું'—તાલમેલથી—જુગતીથી કામ પાર પાડવું; દલીલ દાખલાથી વાદ ખરો કરી બતાવવો; વાત બન્ધ બેસાડી દેવી.

**ચોકડિયું ન૦** વિધવાને પેરવાનું એક જાતનું ચોકડી ચોકડીવાળું લુગડું.

**ચોકડી, સ્ત્રી૦** પાળવાળો ખાળ; નાનો ઢાંકેલો અથવા ઉઘાડો ચોક. ૨ ચારનો જે સમુદાય તે—'ચાર જુગની એક ચોકડી'. ૩ એક લીટાપર બીજો લીટો કરેથી ચાર ખુણા પડે તેવી નિશાની; + ×. ૪ એવી કપ-ડાંપર કાડેલી જે ભાત તે. ૫ શરીરપર કડવાથી દાંત પડી રેવા તે.—'તે તેને કડ્યો તે ચોકડી પડી રહી'.

—'ચોકડી મુકવી' એટલે રદ કરવું; છેકી બાદ કરવું.

—'ચણ્ડાલ ચોકડી' એટલે નઠારાં કામ કર-નારી ટોળી.

**ચોકડું, ન૦** કાને ઘાલવાનું ઘરેણું.—સુનાના તારમાં મોતીના—સુનાના દાણા હોય છે તે (સ્ત્રિયો—છોકરાં ઘાલે છે). સુનાની એવડી કડીનો વાળો; કુણ્ડળ (પુરુષ ઘાલે છે). ૨ ગાડાં ઉપર ચાર પાસ ફરતું ખાટલાને આકારે માલ ભરવાનું જે કરેલું તે. ૩ ઘોડાના મોમાં આપવાનું જે લોડાંનું તે—એ લગામ સાથે જોડાયલું જ રે છે. ૪ રેશમના ભરતની એક તરેહ. ૫ ચાર ચીજનો જથો.

**ચોકવટી, સ્ત્રી૦** ચૌટું; બજાર. "ચોકવટી ને પહેલવાન, નવા મહેલ છે શોભાવાન" (વીરજી).

**ચોકવું, ચૌંકવું.** ૨ લામ્બું પોળું માપવું—ભરવું. 'તેને ત્યાં માંડવ ચોકવો છે.'

**ચોકસ-ક્કસ, વિ૦** નક્કી; ખાતરીનું. ૨ સાવધ; હોશિ-યારીથી વર્તનાર. ૩ ફલાણું એવો અર્થ રાખે છે.

**ચોકસાઈ-સી, સ્ત્રી૦** બારીક તપાસ; ખોળ; તજ-વીજ. ૨ ખબરદારી; સમ્ભાળ; હોશિયારી.

**ચોકસી, પુ૦** સુનાં રૂપાનો કસ—ટચ કાડનારો; હીણી ને ચોખ્ખી ધાતુની પરીક્ષા કરનારો. ૨ સોનાં રૂપાંના દાગીના ખરીદવા વેચવાનો ધન્ધો કરનારો.

**ચોકિયાત, સ્ત્રી૦** ચોકીપર રઈ માલનું દાણ લેવું તે; મકતો. ૨ ચોકી કરનારો; પેરેગીર.

**ચોકિયું, ન૦** ગાડી—કોસ—રેંટે બોજો ઘણો થવાથી અને તે બે બળદથી ન ખેંચાયાથી બીજા બે, ચાર, છ, અથવા આઠ બળદો વધારીને નિસરણી જેવું જે લાકડું વધારેલા બળદોની ડોકમાં ઘાલવામાં આવે છે તે. કોસ તો ચોકિયાંથી જ ચાલે છે, તેમ ઘીસલે બળદ પળોટતાં પણ ચોકિયું કામે લગાડવામાં આવે છે.

**ચોકી, સ્ત્રી૦** સમ્ભાળ; રખેવાળી; તપાસ રાખવી તે; પોરો કરવો તે. ૨ જ્યાં સરકારી સિપાઈયો રેતા હોય તે ઠેકાણું; ચબુતરો; દેવડી. ૩ જ્યાં સરકારના અથવા મકતેદારના માણસો માલ ઉપર દાણ જગાત લે તે. ૪ જ્યાંથી સઘળે પોચી વળાય ને તપાસ રખાય તેવું વચમાં આવેલું ઠેકાણું. ૫ બાળકની કોટમાં પેરવાનું ચતુર્કોણ આકૃતિનું ઘરેણું ૬ પાટલો; બાજઠ. "ચોકી ઢાળી છે ચોકમાં રે, કંઈ આપ્યાં ઉનાં નીર" (મીઠો).

—'ચોકીબન્ધ'—ચોકીના આકારમાં લખેલી [કવિતા.

—'ચોકીદાર—વાળો'—ચોકી—તપાસ રાખનારો.

**ચોકો, પુ૦** રસોઈ કરવાને સારુ છાણ મટોડીથી અબોટ કરેલું એવો જે જમીનનો પવિત્ર કરેલો ભાગ તે; રાંધવાની જગો. ૨ છાણ મટોડીથી રાંધ-વાની જગો પવિત્ર કરવી તે; મરનારને ભોંય નાખ-વાને જગ્યા લિંપવી તે; અબોટ. 'ચોકો કરવો' એમ કેવાય છે.

—'ચોકો વાળવો' એટલે ગમે તેમ આડું અવળું બતાવીને કામ બન્ધ પાડી નાખવું.

**ચોખ, સ્રી૦** ચોખ્ખાઈ; સ્વચ્છતા. **વિ૦** (ચોખું) ચોખ્ખું. [**પુ૦** એવો આકાર.

**ચોખણ્ડ, વિ૦** ચારે ખૂંટે સરખું હોય તેવું; ચોરસ.

**ચોખણ્ડું, વિ૦** સરખા ચાર ખુણાવાળું; ચોરસ.

**ચોખવટ,** ચોખ્ખાઈ. ૨ ચોખ્ખું રેવાની ઇચ્છા.

**ચોખળિયાત,** બ્રાહ્મણ વાણિયા વગેરે ઉંચી જાતનું. ૨ ચોખ્ખું.

**ચોખા, પુ૦** ડાંગર—ભાતમાંથી નિકળતું જે ધાન્ય તે.

—'ચોખા પૂર'—એક ચોખા જેટલું.

—'ચોખા ચડાવવા—મુકવા'—ખુશામત કરવી; નોતરું—તેડું કરવું.

—'ચોખાભાર'—એક ચોખા જેટલું વજનમાં.

—'ચોખા નાખવા'—નાતરું કરવું.

—'ચોખા વેરવા'—લાલચ આપી ધણાને પોતાને વશ કરવા. ૨ કંઈ જૂઠી ફાયદાની વાત કહીને લડાવી મારવા—ફસાવવા.

—'ચોખો'—ચોખાનો એક દાણો.

**ચોખાની, સ્રી૦** એક જાતનું કપડું.

**ચોખાળવું-ચોખ્ખાળવું, ક્રિ૦ સ૦** ધોવું; સાફ—ચોખ્ખું કરવું. "કાન ચોખાળી સાંભળ્ય' 'હું તને ચોખ્ખાળીને ના કહું છું.'

**ચોખૂંટ,** ચારે ખૂંટ—બાજુ—સીમા.

**ચોખુણ, વિ૦** ચાર ખુણાવાળી (આકૃતિ).

**ચોખ્ખાઈ, સ્રી૦** સ્વચ્છતા; સુઘડતા. ૨ પવિત્રપણું; ધર્મ પ્રમાણે રાખેલી સ્વચ્છતા. ૩ વેવારમાં જે પ્રમાણિકપણું તે; સાચવટ; દયાનતદારી.

**ચોખ્ખું, વિ૦** ચોખ્ખાઈવાળું. ૨ શુદ્ધ; ભેળ વનાનું સારું—(સોનું). ૩ પ્રમાણિક; લાંચ ન લેનાર. 'મામલતદાર જાતે ચોખ્ખો છે'. ૪ ચોરી ન કરનાર. 'આ ચાકર હાથનો ઘણો ચોખ્ખો છે'. ૫ સાચું; સાચેસાચું; સ્પષ્ટ—ખરેખરું કહી દેનાર. 'એ માણસ ચોખ્ખે ચોખ્ખું કહી દેનારો છે'.

**ચોગટ, સ્રી૦** લગ્નની વેદીની આસપાસ દોરા વીંટવામાં આવે છે તે.

**ચોગડો, પુ૦** ચારનો આંકડો; ૪. [વીસ થાય.

**ચોગણું, વિ૦** ચારે ગુણીને વધારેલું. પાંચના ચોગણા

**ચોગમ—તરફ—મેર, અ૦** ચારે બાજુએ—તરફ.

**ચોગર્દમ, અ૦** ચારે બાજુએ ફરતું આવી રયલું હોય તેમ; ચારે તરફથી.

**ચોગાન, ન૦** [ફા૦] મોટું મેદાન.—કુદરતી અથવા બન્ધાવેલું; ખુલ્લી જગો. ૨ અમીર હાકોર વગેરેની સત્તા ભૂમિ.

**ચોગાનિયો, પુ૦** મેદાનમાં છુટો મુકી દીધેલો. 'ચોગાનિયો પાડો'.

**ચોઘડિયું, ન૦** ચાર ઘડી જેટલું જે કાળમાન તે. ૨ ચાર ચાર ઘડિયે મોટાં દેવસ્થાનમાં, રાજમન્દિરમાં અથવા લગ્ન પ્રસઙ્ગે માંડવામાં જે વાદ્ય વગાડવામાં આવે છે તે; ટકોરખાનું. ૩ જે અમુક ચોઘડિયાંમાં અમુક ગ્રહ સારું નરસું ફળ આપે તે (જ્યોતિષ).

**ચોજાવો, પુ૦** ગરમ મસાલો.

**ચોટ, સ્રી૦** લપટ; ઝપટ; પટક; લાગ. ૨ પેચ; ફાંદો; ૩ મૂઠ; એક જાતનું જાદુ; મારણ અથવા ઉચ્ચાટન. ૪ બન્દુક તીર વગેરેથી મારવા ધારેલું નિશાન. ૫ સફાઈની તજવીજ—રીત (માપવાની કાપવાની બાહાદુરી બતલાવવાની વગેરેની). ૬ નુકસાન; ટોટો. ૭ ઘાવ; જખમ. 'લડાલડીમાં તેને સજ્જડ ચોટ લાગી'.

**ચોટલી, સ્રી૦** માથા ઉપર વચ્ચોવચ રાખી વધારેલા જે વાળ તે. ચોટલીની આસપાસ હજામત થાય છે.

—'ચોટલી મન્તરવી'—જૂઠું સાચું આડું અવળું સમજાવીને છેતરવું; ઠગવું. ૨ વશ કરવું.

—'ચોટલી હાથમાં આવવી'—છુપું કામ—મતલબ જાણી જવી—કોઈ કબજામાં આવવું.

—'ચોટલી હાથમાં રાખવી—હોવી'—ગુપ્ત વાત—કામ હાથમાં હોવું.

**ચોટલો, પુ૦** બધે માથે વધેલા જે વાળ તે. સ્રીને ચોટલો ને પુરુષને ચોટલી હોય છે. 'ચોટલા ગુંથવા—વાળવા' એમ પ્રયોગ થાય છે. "ચાર મળે ચોટલા ત્યાં વળે ઓટલા' એટલે જ્યાં ચાર બૈરાં મળે એટલે એક બીજાનાં છાંનાં છિદ્ર કાડી અન્તે લડી ઉઠે.

**ચોટવું, ક્રિ૦ સ૦** તાકીને નિશાન મારવું.

**ચોટાવું, ક્રિ૦ અ૦** નુકસાનમાં આવી પડવું.

**ચોટી, પુ૦** નિશાન મારનારો. ૨ **સ્રી૦** [**હિં૦**] **ચોટલી.**

**ચોટ્ટાઈ, સ્રી૦** ચોટ્ટાપણું.

**ચોટ્ટું, વિ૦** બારયકી શાહુકારી બતાવી અન્દરથી ચોરનું કામ કરનાર; ઠગ; સોદું; લુચ્ચું; અપ્રમાણિક; દગલબાજ. ૨ લુચ્ચાઈ-સોદાઈ-ઠગાઈવાળું (કામ).

**ચોડ, સ્રી૦ ચોડો. ન૦** ભાંગી તૂટીને ઉપરા ઉપરી પડવું તે. 'ઘરોનું ચોડ વાળ્યું'.

**ચોડવવું, ક્રિ૦ સ૦** સેકવું; પકવવું.—'રોટલા ચોડવ'.

**ચોડવું, ક્રિ૦ સ૦** ચોટી—વળગી રે તેમ કરવું.—ચાંલ્લો—કાગળ ચોડવો. (ચોડેલું ઉખડી જાય અથવા ઉખેડી લેવાને ચોંટાડેલું મુશકેલીથી જુદું પડે). ૨ મારવું.—'તેણે તેના વાંસાપર ચાર સોટી ચોડી'. ૩ ઉપરથી જડવું—બેસાડવું—ચોંટાડવું.

**ચોડાણ, ન૦** પોળાણ.

**ચોડી,** **વિ૦** ચોવડી. ૨ પોળી.
**ચોડું,** **વિ૦** પોળું. ૨ ચોવડું.
**ચોડો,** **પુ૦** વસ્તુને એક ઉપર એક એમ મુકી કરી રાખેલો જે જથો તે.
**ચોણુો, ચોરણો.**
**ચોતરફ—મેર,** **અ૦** ચારે બાજુએ.
**ચોતરી-સ,** **વિ૦** તીસ ને ચાર; ૩૪.
**ચોતરો,** **પુ૦** ચોખણ્ડો મોટો ઓટલો. ૨ ચાવડી; ચબુતરો. ૩ ગામડાંના લોકોને બેસવાની જાહેર જગો.
**ચોતારી,** કપડાંની એક જાત છે.
**ચોતારું** **ન૦** એક જાતનું ચાર તારવાળું વાદ્ય; તમ્બૂરો.
**ચોતારો,** **પુ૦** એક જાતનું કપડું. ૨ ચાર તારવાળું; **ચોતારું.**
**ચોતાલ-ળ,** **વિ૦** ચાર તાલવાળું (ગાણું); ધ્રુવપદનું ગાણું ઘણું કરીને ચોતાલ હોય છે.
**ચોતાલું-ળું,** **વિ૦** **ચોતાલ.**
**ચોથ,** **સ્રી૦** મહિનાની સુદ અથવા વદનો ચોથો દા઼ડો; ચતુર્થી. ૨ વદ ચોથે કરવાનું જે વ્રત તે. ૩ ચોથો હિસ્સો; ચોથાઈ.—દેશની વસૂલની ચોથ—ચોથાઈ. **ન૦** હાથ—પગનાં કલ્લાંમાં બે કકડા હોય તેમાંનો જે નાનો તે. એ ઘણું કરીને આખાં કલ્લાંનો તીજો ભાગ થાય છે.
**ચોથાઈ,** **સ્રી૦** ચોથો હિસ્સો—ભાગ.
**ચોથિયું,** **ન૦** બાળક છોકરાંનાં મરણ પછી ચોથે દા઼ડે તેની પાછળ જે ક્રિયા કરવામાં આવે છે તે. ૨ ચોથો ભાગ.—'ચોથિયું રોટલો'.
**ચોથિયોતાવ,** **પુ૦** ચોથે ચોથે દા઼ડે જે તાવ આવતો હોય તે.
**ચોથું,** **વિ૦** ચાર સઙ્ખ્યાનો ક્રમ બતાવે છે, એક પછી એક એમ ચાર વસ્તુ હોય તો છેલ્લી પાછળના ક્રમે ચોથી કેવાય.
—**'ચોથા પાયા વગરનું'**—ઢઙ્ગધડા—અક્કલ વગરનું; અડધું ગાંડું; **અણસમજું.**
**ચોદવું,** **ક્રિ૦ સ૦** પુરુષે સ્ત્રી સાથે સઙ્ગ કરવો.
**ચોદાચોદી,** **સ્રી૦** અરસપરસ ચોદવું તે.
**ચોદુ,** **વિ૦** ચોદીને કાઢેલું તે.
**ચોધરી,** **પુ૦** ગાડીવાનમાં જે મુખ્ય તે; કોઇને ઘેર ૧૦-૧૨ ગાડીવાન હોય તો તેમાંનો જે નાયક તે; બગી ચારઠ હાંકનારો. ૨ ગામમાં ચાકરીને બદલે જે પસાયતું ખાતો હોય તે. ૩ ડુઙ્ગરપર—વગડામાં રેનારાની એક જાત.
**ચોધરો,** **પુ૦** ગામનો પટેલ—પોલીસ પટેલ. ૨ સુરત જીલ્લામાં વસતી એક જાતમાંનો કોઈ એક.
**ચોધાર, ચોધારું.**
**ચોધારું,** **વિ૦** ચાર ધારવાળું.
**ચોધારે,** **અ૦** સારી પઠે; એકી વારે છોડી દઇને; પોકેપોક મુકીને.—'બાપે કંઈ ધમકાવ્યો હશે તેથી તે ચોધારે આંસુએ રડતો હતો'.
**ચોપ,** **સ્રી૦** **ચોંપ.** ૨ **ચોબ.**
**ચોપગું,** **ન૦** ચાર પગનું એવું જાનવર; પશુ.
**ચોપચીની,** **સ્રી૦** એક જાતનું ઓસડિયું; ચીનીકબાલા.
**ચોપટ,** **પુ૦** સોકટાંની રમત. લુગડાંના એક ચોખણ્ડ કકડાને ચાર બાજુએ ચાર સરખા લામ્બા પાટ સીવી લીધા હોય તે સોકટાં માંડવાનો દાવ; બાજી.
**ચોપડ,** **ન૦** ઘી તેલ ઇત્યાદિ ચિકણો પ્રવાહી પદાર્થ.
**ચોપડ,** **વિ૦** ચાર પડવાળું.
**ચોપડવું,** **ક્રિ૦ સ૦** એક નક્કર વસ્તુના ઉપર બીજી ચિકણી અથવા નરમ વસ્તુ લગાડવી. રોટલીપર ઘી ચોપડવું, ગુમડાંપર મલમ ચોપડવો, ચન્દન ચોપડવું, સૂંઠ ચોપડવી. ૨ ગાળ દેવી.
**ચોપડાં,** **ન૦** જેને બેથી વધારે પડ હોય તેવી સેકેલી—તળેલી જાડી રોટલી.
**ચોપડી,** **સ્રી૦** બાજુપરથી સીવી અથવા સીવી જાડે કાગળે કપડે અથવા ચામડે બાંધી એકઠાં રાખેલાં એવાં લખેલાં અથવા છાપેલાં—કોરાં પાનાઓનો જે જથો તે. **વિ૦** ચાર પડવાળી (રોટલી).
**ચોપડું,** **વિ૦** ચાર પડવાળું. **ન૦** **ચોપડાંનું** એકવચન.
**ચોપડો,** **પુ૦** લામ્બી મોટી ચોપડી. ૨ કુવા ખોદતાં માંયથી નિકળતો માટીનો કાળો ચિકટવાળો જણાતો જે થર તે.
**ચોપદાર,** **પુ૦** [ **ચોબદાર** ] અધિકારીની આગળ ચોબ—દણ્ડ લઈ ચાલનારો; છડીદાર.
**ચોપન,** **વિ૦** પચાસ ને ચાર; ૫૪.
**ચોપવું,** **ક્રિ૦ સ૦** ઘોંચવું; ખોસવું. ૨ રોપવું.
**ચોપાઈ,** **સ્રી૦** ચાર ચરણવાળું જે વૃત્ત તે (કવિતામાં). અક્કેકામાં પન્દર પન્દર માત્રા હોય છે.
**ચોપાનિયું,** **ન૦** ચારથી ઓછાં નહિ, પછી ગમે તેટલાં હોય એવો પાનાંઓનો જે જથો તે; થોડાં પાનાની—એને કપડાં—ચામડાંનું પુઠું હોતું નથી. ચોપાનિયું નિયમિત વખતે પ્રગટ થયાં કરે છે.
**ચોપાયા,** **પુ૦** એક રીતનું માત્રાવૃત્ત (કવિતામાં).
**ચોપાયો,** **પુ૦** એક જાતનું લામ્બું ગાડું, જેમાં ગાદી પાથરેલી હોય છે અને ઉપર છત્રી હોય છે.
**ચોપાસ,** **અ૦** ચારે પાસ.
**ચોપાળી,** **સ્રી૦** ભાતના કયારડામાં દૂરથી પાણી આણવા સારુ જ્યાં પાણી હોય ત્યાં ત્રણ કાકીનો ઝુમખો ઉભો કરી તેની નીચે પાણીને બન્ધિયાર રાખતાં એવાં ત્રણ બાજુએ ત્રણ કોરવાળાં લાક-

ડાંના જે પાટિયાંની મારફતે પાણી આણવામાં આવે છે તે; એક જાતની પરનાળ. ચોપાળી તાણવી—ખેંચવી એમ કેવાય છે.

**ચોપાળો, પુ૦** સુવા બેસવાનો હિંડોળો—હિંચકો.

**ચોફાળ, સ્ત્રી૦** ચાર ફાળવાળી પિછોડી, બેવડી ઓડાય છે તે.

**ચોફૂલી, સ્ત્રી૦** ચાર પાંખડીવાળું (ફૂલ) "ચોફૂલી રવિ ફૂલતી, તક્રમાં ત્રિકટુ ઘાલ" (અમૃત સાગર).

**ચોફેર, અ૦** ચારે બાજુએ.

**ચોબ, સ્ત્રી૦ [ફા૦]** લાકડી; સોટો; દણ્ડ. ૨ સળી. ૩ તમ્બુનો વાંસ. ૪ ડન્કાનો અવાજ.

**ચોબદાર, ચોપદાર.**

**ચોબિયો, પુ૦** સમૂહ; જથો. "ઘણું શોભે છે નંદલાલો રે, જાણે રંગનો ચોબિયો" (નરભો).

**ચોબો, પુ૦** નગારાં અથવા ઢોલપર મારવાનો નેતરનો સળિયો અથવા લાકડાંનો ચોબ. ૨ એ સળિયો—દાંડિયો પડવાથી તે નગારાં ઢોલપર જે લીસોટો—આછો સળ—ખાડો પડી રેછે તે. ૩ બ્રિજવાસી બ્રાહ્મણ. ૪ ડામ; ચપંકો. "શીલ સંતોષના ચોબા વિના, જનમ ને મરણનો રોગ વાધે" (ભોજો).

**ચોભવું, ક્રિ૦ અ૦** શરમાવું.

**ચોભાવવું, ક્રિ૦ સ૦** શરમાવવું.

**ચોભીલું, વિ૦** ખશિયાણું; શરમિન્દુ.

**ચોમાસું, ન૦** જે ચાર મહિનામાં વરસાદ હોય તે (આશાડ શ્રાવણ ભાદરવો ને આસો); ચાતુર્માસ; વર્ષાકાળ.

**ચોમુખ-ખું, વિ૦** ચાર મોડાંવાળું.

**ચોમેર, અ૦** ચારે તરફ; સઘળી બાજુએ.

**ચોયણો, ચોરણો.**

**ચોર, પુ૦ [સં૦ ચુર—ચોરવું]** જે માણસ જાણીજોઈને વગર હકે છુપી રીતે બીજાની મિલકત હરી લે તે. ચોર છુપી રીતે લઈ લે છે ને લુટારો ઉઘાડી રીતે જબરદસ્તીથી લઈ લે છે. ૨ જે માણસ પારકાની વિદ્યા—કીસબ કોઈ ન જાણે તેમ શિખી લે છે તે અથવા જે બીજાને શિખવતો નથી તે. ૩ જે માણસ પારકાને ફોસલાવી તેનું દીલ પોતા તરફ ખેંચી લે તે.—**ચિત્તચોર.** ૪ લુટારો. **વિ૦** ગુપ્ત; છુપું; કોઈને ન જણાય—દીસે તેવું; કરામતથી સન્તાડેલું—ચોર વખારો, ચોર આગળી (બારણું દેવાની).

—'**ચોરનારને** ચાર આંખ'—ચોરનાર ઘણીક સમ્ભાળથી ચાર પાસ નજર રાખી કામ કરે છે.

—'**ચોરની** મા કોઠીમાં પેસીને રુએ' અથવા 'ચોરની માનું કોઠીમાં મોં'—ચોરની માથી પોતાના છોકરાનું ઉપરાણું ન લેવાય; નઠારા કામમાં કંઈ છક્કડ ખાધી હોય—નુકસાન થયું હોય તે બીજાને ન કેવાય.

—'**ચોરનું** રળ્યું સીંકે ન ચડે'—માણસ ગમે તેટલી ચોરી કરે પણ એ પાપને લીધે તેનું ઊંચું ન આવે.

—'**ચોરને** માથે સિંગડાં ન હોય'—ચોર પોતાના કર્મથી ઓળખાઈ આવે છે.

—'**ચોરનો** ખાંધુ'—ચોરનો સાથી—ભેદુ.

—'**ચોરનો** ભાઈ ઘણ્ટી ચોર'—ઘણ્ટી પણ ચોરે તેવો. કોઈ કેશે કે ફલાણો તો ચોર ખરો પણ પેલો તો સારો છે, તારે તેના જવાબમાં બીજો કેશે કે ભાઈ બોલો માં 'ચોરનો ભાઈ ઘણ્ટી ચોર'.—ચોરથી પણ ચડતો.

—'**ચોર** પેસવો'—શરીરમાં રોગે પ્રવેશ કરવો.

—'**કાળો** ચોર'—કાળું—નઠારું કર્મ કરનારો.

—'**કિસબ** ચોર'—પોતાનો કિસબ બીજાને પુરેપુરો ન બતાવનાર અથવા છુપી રીતે બીજા પાસથી શીખી લેનાર.

—'**ચાકરી** ચોર'—ચાકરીમાં કસર કરનાર.

—'**છ** ચોર'—કામ ક્રોધ લોભ મોહ મદ ને મત્સર એ છ ચોર કેવાય છે કેમકે એ આપણને ભુલાવામાં નાખી બેકાવી નાખે છે.

—'**જાણીતો** ચોર ઘર ઘાલે'—જાણીતું માણસ—ઘરનું ભેદુ મોટી ચોરી કરી શકે.

—'**પરમેશ્વરના** ચોર થવું'—પરમેશ્વરને ત્યાં પાપી—અપરાધી ઠરવું.

**ચોરઆમલી-ળી, સ્ત્રી૦** એક જાતનું ઝાડ. એનાં ફળ તે ચોર આમળાં.

**ચોરખણ્ડ, પુ૦** પેટીમાં કરામતથી કરેલો ખણ્ડ કે જે બીજાં મથે તોપણ ઉઘડે નહિ.

**ચોરખાનું, ન૦ ચોરખણ્ડ.** ૨ ચોરને ભરાઈ રેવાની જગો.

**ચોરખીસું, ચોરગજવું.**

**ચોરગજવું, ન૦** કોઈને માલમ ન પડે તેવી જગોએ અસ્તરખાનું જે ગજવું તે.

**ચોરગલી, સ્ત્રી૦** છુપી ગલી; ચોરને ભરાઈ રેવાની ગલી.

**ચોરગાંઠ, સ્ત્રી૦** કરામતથી વાળેલી ગાંઠ, જે જાણીતા સિવાય બીજા કોઇથી છુટે નહિ.

**ચોરટું, વિ૦ ચોટ્ટું.** [રથી પોળો એવો લેંઘો.

**ચોરણો, પુ૦** પગ આગળથી બેસતો આવતો ને ઉપ-

**ચોરદાનત, સ્ત્રી૦** જેનું લીધું હોય તેનું ન આપવાની ઇચ્છા; હરામનજર; માગતું-દેવું ન આપવાની ઇચ્છા.

**ચોરનજર, સ્ત્રી૦** ચોરી કરવાની જ નજર.

**ચોર બાતમી, સ્ત્રી૦** ગુપ્ત ખબર; જાસુસની મારફતે મેળવેલી ખબર.

**ચોર લક્ષણ, ન૦** ચોરનાં લક્ષણ.

**ચોરવાટ, સ્ત્રી૦** છુપી વાટ.

**ચોરવાડો, પુ૦** ચોરોને રેવાની જગ્યા.

**ચોરવિદ્યા, સ્ત્રી૦** ચોરી કરવાની વિદ્યા.

**ચોરવું, ક્રિ૦ સ૦** વગર હકે કોઇનું છૂપી રીતે લઈ લેવું; હરવું; હરણ કરવું; ખાતર પાડવું; ચોરી રાખવું—લેવું.

**ચોરસ, પુ૦ [સં૦ ચતુરસ્ત્ર]** જેની ચારે બાજુ સરખી અને જેના ચારે ખુણા—કાટખુણા જેવી જે આકૃતિ તે. વિ૦ એવી આકૃતિવાળું. ૨ લમ્બાઈ પોળાઇને ગુણ્યાથી જે સઙ્ખ્યા આવે તે દેખાડનારો શબ્દ. પાંચ ફુટ લામ્બું ને ત્રણ ફુટ પોળું તો તે ૧૫ ચોરસ ફુટ કેવાય.

**ચોરસી, સ્ત્રી૦** પત્થર—ઈંટનો ચોરસ કડકો; લાદી. ૨ સ્ત્રીની કોટનું એક જાતનું ઘરેણું—હલકી વર્ણના લોકો પેરે છે તે.

**ચોરસું, ન૦** ચોરસ—ચોખુણ કકડો; ચાકું; ચોસલું.

**ચોરાચોર, સ્ત્રી૦** ઘણા જણાએ ઘણી ઘણી રીતે ચોરી લઈ જવું તે.

**ચોરાણું, વિ૦** નેવું ને ચાર; ૯૪.

**ચોરાવવું,** કોઈ ચોરે તેમ કરવું; ચોરવાનું ઉત્તેજન આપવું.—'તેણે તેની પાસે પેલાની ૨૫ રૂપિયાની નોટ ચોરાવી.'

**ચોરાવું, ક્રિ૦ અ૦** ચોરીમાં જવું; જવું રેવું.—'તેના ૧૦૦ દાગીનામાંથી ૧૦ ચોરાયા'. ૨ છેતરાવું; ભુલાવો ખાવો; ગફલત થવી.—'જોતા જોતામાં મારી આંખ ચોરાઈ'.

**ચોરાસી, ચોર્યાસી.** "લખ ચોરાસી કેરું લગડું, માથે માગી લીધું રે" (દિવાનંદ).

—'ચોરાસીના ફેરામાં પડવું'—તૈયાર થવા આવેલું કોઈ કામ બગડી જવાથી ફરીથી તે કરવું પડે તે.

—'ચોરાસી બન્દરનો વાવટો'—અનેક દેશોનાં વાણ જ્યાં વેપાર માટે આવતાં હોય ને ઘણો વેપાર ચાલતા હોય એવું મોટું બન્દર—શેર.

**ચોરિયા, પુ૦** ગરમીથી અને પછી ઘસાવાથી ગળામાંની નસો ઉપસી આવે છે તે અથવા તેથી જે દુઃખ થાય છે તે. એ શબ્દ અનેક વચનમાં જ વપરાય છે. ૨ **ચોરિયો** એ શબ્દનું એક વચન.

**ચોરિયુંવાણ, ન૦** ચોરી કરનારું લુટનારું વાણ.

—'ચોરિયાં વાણ ચલાવવાં'—કોઇને ખબર ન પડે એવી રીતે (ઘણું ખરું ખરાબ રસ્તે) પૈસો પેદા કરી પોતાનું ગુજરાન કરવું. ૨ કોઈ ન જાણે એમ કોઈ સ્ત્રી સાથે આડો સમ્બન્ધ રાખવો. ૩ છાનું છાનું કોઈ કામ કરવું.

**ચોરિયો, પુ૦** દરિયામાં ચાલતાં વાણને લુટી લેનારો; દરિઆઈ ચોર.



**ચોરી, સ્ત્રી૦ [સં૦ ચૌરી]** ચોરવું તે; ચોરનો ધન્ધો. ૨ ચાર ખુણે માટી અથવા ધાતુનાં વાસણો મેલી નાડું ફરતું વિંટાળી ઘોલકી જેવી જે જગામાં અગ્નિસાન્નિધ્ધ વર કન્યાને પરણાવવામાં આવે છે તે; વર કન્યા પરણવા બેસે છે તે મણ્ડપ.

**ચોરીચપાટી, સ્ત્રી૦** છુપી રીતે અથવા જબરદસ્તીથી હરી લેવું તે; ચોરવું ને છિનાવવું તે.

**ચોરો, પુ૦** ગામમાં સહુને બેસવાની જે જગો તે. ૨ ચબુતરો. ૩ ઘરમાં જે મોટો ઓટલો તે. ૪ પટેલ તલાટી વગેરેને સરકારી કામને માટે બેસવાની જગો.

**ચોર્યાસી, વિ૦** એંસી અને ચાર; ૮૪. ચોર્યાસી આસન—ચોર્યાસી રીતનાં યોગાભ્યાસ સમ્બન્ધી અથવા સ્ત્રીવિલાસ સમ્બન્ધી આસન. **સ્ત્રી૦** ચોર્યાસી લાખ યોનિ—અવતાર. ચોર્યાસીનો ફેરો કેવાય છે. ૨ ચોર્યાસી ન્યાતના બ્રાહ્મણોને જમાડવા તે.

**ચોલક, ન૦** ગોરજીનું સફેત વસ્ત્ર.

**ચોલાઈ, સ્ત્રી૦** રાતાં મુળિયાંની એક જાતની ભાજી.

**ચોવટ, સ્ત્રી૦** પંચાત. ૨ ચૌટું. ૩ આંગણું; ઘરનો ચોક. "ત્યાં રંગમંડપ મનોહર, ચંદરવા ચોવટ જેહ" (હરિદાસ).

**ચોવટિયો, પુ૦** પંચાતિયો; પંચાત કરનાર; લવાદ.

**ચોવટું, ચૌટું** (જ્યાં ચારે વાટના લોક મળતા હોય તે).

**ચોવડું, વિ૦** કપડાં વગેરેને બેવડું કરી ફરી બેવડું કર્યું હોય તેવું; ચાર પડવાળું.

**ચોવાટે, અ૦** બારેવાટ; ખુલ્લું—મેદાનમાં; ગમે ત્યાં.

**ચોવાડ, વિ૦** ચારે તરફ વાડવાળું (ખેતર). "ખેતર ભલું ચોવાડ અને ભામની ભલી કોબાડ" (કેવત).

**ચોવાડો, પુ૦** જ્યાં ઢોર એકઠાં ચરતાં હોય તે ઠેકાણું.

**ચોવીસ, વિ૦** વીસ ને ચાર; ૨૪.

**ચોવીસી, ન૦** ચોવીસ ગામના જથાવાળું પરગણું.

**ચોળું, ક્રિ૦ સ૦** કપડામાં અથવા કાદવમાં ઘોચવું.

**ચોશવું, ચુસવું.**

**ચોસઠ, વિ૦** સાઠ ને ચાર; ૬૪.

**ચોસર, સ્ત્રી૦ ચોસેર.**

**ચોસલું, ન૦** ચાકું; બન્ધાયલો—થિજેલો કકડો ૨ [ચોરસ ઢેફું.

**ચોસેટ-ઠ, ચોસટ.**

**ચોસેર,** ચાર સેર. 'ચોસેરો હાર'.

**ચોષ્ય, પુ૦** ચૂસવાનો પદાર્થ.

**ચોળ,** એ શબ્દ, **રાતું** એ શબ્દને લગાડવામાં આવે છે ને ઘણું જ ભભક મારતું એવો અર્થ થાય છે. 'રાતું ચોળ—ચટ્ટક'. **સ્ત્રી૦** મજીઠ. 'ચોળમજીઠ' કેવાય છે.

**ચોળમચોળા, સ્ત્રી૦ ચોળાચોળ.**

**ચોળવચોળ, સ્ત્રી૦** મનની ચોળાચોળ; સઙ્કલ્પ વિકલ્પ.

**ચોળવું, ક્રિ૦ સ૦** હાથેવતી સારીપેઠે ઘસવું; મસળવું. 'શરીર ચોળીને નાજે', 'લુગડું ચોળીને ધોજે', 'માથું ચોળ', 'છાસમાં વેસણ ચોળ' વગેરે. ૨ ચુંથવું; લમ્બાવ્યાં કરવું.—'ત્યારનો એકની એક વાત શું ચોળ્યાં કરે છે'. 'ચોળી ચોળીને ચાંદું કરવું'.

—'ચોળી નાખવું'—પીખી નાખવું. 'તે તેને ચાંચણની પેઠે ચોળી નાખે તેવો છે'.

—'ચોળાયલો રૂપિયો'—ઘસાઈ ગયલો—વટાવનો.

—'ચોળીને ચિકણું કરવું'—કોઈ વાતને વારે વારે કહ્યા કરવી. ૨ ગુપ્ત રાખવા લાયક કોઈ વાતને દોઢ ડાપણ વાપરીને પોતાની મેળે ઉઘાડી પાડી દેવી. ૩ સેહેલું કામ અઘરું—ગુંચવણ ભરેલું કરી નાખવું.

**ચોળા, પુ૦** એક જાતનું ધાન્ય—કઠોળ. એ ચોળીમાંથી થાય છે.

**ચોળાચોળ, સ્ત્રી૦** હરેક વાત ચોળ્યાં કરવી તે.

**ચોળાફળી, સ્ત્રી૦** ચોળાના ઝાડની શિંગ; ચોળી.

**ચોળી, સ્ત્રી૦** ચોળાફળી. ૨ પછવાડે નહિ પણ આગળ કસ—બોરિયાં હોય તેવું કાંચળીની પેઠે પેરવાનું સીવલું વસ્ત્ર. જુવાન સ્ત્રિયો કાંચળી ને ચોળી બન્ને પેરે છે પણ ઘરડીઓ અને દુખિયારી જુવાન વિધવાઓ ચોળી જ પેરે છે.

**ચોળીખણ્ડ, પુ૦** ચોળી કરવા જેટલો વણતરનાં મોળિયાં—ડિયાં વાળો રેજો.

**ચોળુ,**—દોડડાયું.

**ચોળો, પુ૦** અંગરખાનો કમર પટીની ઉપરનો ભાગ—ફાટી ગયલો નવો ચડાવેલો તે. ૨ ચોખા તથા દૂધ ચોળી બાળકને પાય છે તે. ૩ દેહ; શરીર. ૪ મનની ભ્રમિત સ્થિતિ. ૫ દુઃખ—મુંઝવણવાળી સ્થિતિ.

**ચૌટું, ન૦** બજાર; સોદો વેચવા લેવાનું જાહેર ઠેકાણું.

**ચૌદ, વિ૦** દશ ને ચાર; ૧૪.

—'ચૌદ ચોકડી'—સત્ય ત્રેતા દ્વાપર ને કલિ એ ચાર યુગની એક ચોકડી એવી ચૌદ.

—'ચૌદ બ્રહ્માણ્ડ-લોક-ભુવન'—સાત સ્વર્ગ લોક ને સાત પાતાળ લોક.

—'ચૌદ બ્રહ્માણ્ડ એક થવાં'—ઘણો ગજબ થવો; કેર થઈ જવો. ૨ ઘણી મેનત પડવી. 'એનું મન, મનાવતાં તો ચૌદ બ્રહ્માણ્ડ એક થયાં.'

—'ચૌદમું રતન'—માર.

—'ચૌદ રત્ન'—સમુદ્રમથનમાંથી નીકળેલાં.

—'ચૌદ વિદ્યા'—ચાર વેદ, ચાર ઉપવેદ ને છ શાસ્ત્ર અથવા ચાર વેદ, છ વેદાઙ્ગ, પુરાણ, મીમાંસા, ન્યાય ને ધર્મશાસ્ત્ર.

**ચૌદસ, સ્ત્રી૦** દર પખવાડિયાંની ચૌદમી તિથિ.

**ચૌદેક, વિ૦** આસરે ચૌદ એવો અર્થ રાખે છે.

**ચૌરિકા, સ્ત્રી૦** ચોરી.

**ચૌવટું, ચૌટું.**

**ચ્યુત, વિ૦ ધા૦ [સં૦]** પડેલું; ભ્રષ્ટ થયલું; નાશ પામેલું. પદચ્યુત—પદવીથી ભ્રષ્ટ થયલું. અચ્યુત—પડે જ નહિ—નાશ ન પામે તે—ઈશ્વર.

---

# છ.

**છ, પુ૦ [સં૦]** અરાડમો મૂળાક્ષર, સાતમો વ્યઞ્જન વર્ણ; ચનો મહાપ્રાણ—ચને ચાંપીને કંઈક હ ભેળી ઉચ્ચાર કરેથી છ થાય છે.

**છ, વિ૦ [સં૦ ષટ્—ડ્]** પાંચ ને એક; ૬. **ક્રિ૦** છે. 'શું કરછ?'—શું કરે છે?

—'છ પાંચ કરી જવા'—નાશી જવું; સટકી જવું; અગિયારા ગણવા.

**છ, અ૦** તિરસ્કાર બતાવતાં બોલાય છે; ધૂટ્; ધિક્કાર એ ભાવમાં.

**છઉં, ક્રિ૦** હો ધાતુનું પ્રથમ પુરુષ એકવચનમાં તથા વર્તમાન કાળમાં સ્વાર્થરૂપ.—'હું છઉં'.

**છક, અ૦** આશ્ચર્યથી સ્તબ્ધ થયલું હોય તેમ; તટસ્થ છક થવું—ઈ જવું. **સ્ત્રી૦** ગરુરી.

**છકછકાટ, અ૦** ઉતાવળે; ઝપાટાબન્ધ; જોસભેર. 'છકછકાટ દોડવું.'

**છકછુંદું, વિ૦** ભેળસેળ કરી ચુંથી નાખેલું. 'ધાન છકછુંદું કરી નાખ્યું છે'.

**છકડી, સ્ત્રી૦** છ કાગળોનો જે જથો તે; પા ધાયો; પા દસ્તો.

—'નવડી છકડી રમવી—રમાડવી'—કોઇને ભૂલ થાપ ખવડાવી દેવી; ભૂલ થાપ ખવડાવીને ઠગી—છેતરી લેવું (પાસાની રમતમાં નવના છ ને છના નવ દાણા કરી નાખવા—ચાલવા તેપરથી).

**છકડું, ન૦** છનો જથો.

**છકડો, પુ૦** ગાડાના આકારની છત્રીવાળી એક જાતની લામ્બી ગાડી. ૨ છકડું.

**છકવું, ક્રિ૦ અ૦** પ્રથમ ખુશીમાં આવી જઇને પછી મદ અભિમાનથી હદથી જ્યાદે અઘટિત બોલવું—કામ કરવું વગેરે; ફાટી જવું; બેફી જવું; વઈ જવું.

**છકિયું, ન૦** છ બળદ જોડેલા હોય તેવું ગાડું.

**છકેલ, વિ૦** છટેલ.

**છક્કડ, સ્ત્રી૦** માથાપર અથવા ગાલપર હાથ ઉપાડી મારવો તે; ઢોલ; લપડાક. 'ઢોલ છક્કડ' એમ બોલાય છે. ૨ (લાક્ષણિક) માર ખાવો તે; ઠગાવું તે. ૩ નુકસાનમાં આવી પડવું તે. 'છક્કડ ખાવી' એમ કેવાય છે.

**છક્કલ, સ્ત્રી૦** સોકટાં રમવાની એક રીત.

**છક્કો, પુ૦** રમવાના પાનામાં એક જ જાતનાં છ ચિહ્નોનો જે જથો તે. ૨ સોકટાંના એક પાસામાં છ દાણાનો જે જથો તે.

—'છક્કા છૂટી જવા'—હિમ્મત હારી જવી; થાકી જવું; ઘણી મેનતથી શિથિલ થઈ જવું.

**છક્કોપંજો, પુ૦** (લાક્ષણિક) દગોફટકો; ફરેબ; કાવોદાવો; ભુલથાપ આપવી તે; છળભેદ. 'તેને છક્કાપંજા રમતાં ઠીક આવડે છે.'

**છગડગ, સ્ત્રી૦** દગદગો; મનનું અનિશ્ચિતપણું.

**છગડો, પુ૦** છનો જે આંક તે; ૬.

**છગલ—ળ, પુ૦** બકરો.

**છગ્ગું, પુ૦** વીસ આંકમાંના બીજા આંક—એકાનો છઠ્ઠો પાડો. 'એકછગ્ગું છ યો.'

**છચોક—છોક, અ૦** ઉઘાડું; ખુલ્લી રીતે; છતું પડીને; સહુ દેખતાં; જાહેર.

**છચોર, પુ૦** લુચ્ચો; સોદો; ઠગ. ૨ મનુષ્યમાં જે છ જાતના વિકાર છે તે.-કામ, ક્રોધ, લોભ, મોહ, મદ ને મત્સર એ છ ચોર કેવાય છે.

**છછુંદર—છુન્દર, સ્ત્રી૦** ચેણ. ૨ એક જાતની આતશબાજી.

**છછોરી, સ્ત્રી૦** છોકરવાદી.

**છછોરું, વિ૦** છોકરવાદિયું. "છત્રપતિ છછોરા ન થઇયે, પરપત્ની શું તલખાં" (પ્રેમાનન્દ).

**છજાવટી, સ્ત્રી૦** છજાની આગળ જે આડી લામ્બી સાંકડી તરેહવાળી કે સાદી પટી જડવામાં આવે છે તે.

**છજું, ન૦** ઘરની બારિયોની આગળ રવેસથી બાર પડતાં જે પાટિયાં જડેલાં હોય તે.

**છઞ્છણવું, ક્રિ૦ અ૦** ચિડવું; બબડ્યા કરવું; લડ્યાં કરવું.

**છઞ્છન, ન૦** ઘુઘરીઓનો એવો થતો અવાજ.

**છઞ્છેડવું, ક્રિ૦ અ૦** અડકી—ગોદો મારી—ખસેડી અટકચાળું કરવું અથવા એમ કરી ખિજવવું તે. 'સાપને છઞ્છેડીશ નહિ.' ૨ તરછોડી નાખવું; તુચ્છકાર કરવો. 'તેણે તેને છઞ્છેડી નાખ્યો.'

**છટ, અ૦** તુચ્છકાર—નામઞ્જુરિયત દેખાડનારો શબ્દ.

**છટકવું-કી જવું, ક્રિ૦ અ૦** ફાંસા—પેચ—લપટમાંથી ઝપ લઈ નિકળી જવું; સરી જવું; ખસી જવું. ૨ બરોબર ન લાગતાં દુર નિકળી જવું; નિશાન ચુકવું.

**છટકાવવું, ક્રિ૦ સ૦** ખસેડી નાખવું; ચુકાવવું. ૨ નસાડવું.

**છટકિયું, ન૦** ઊનાળાના દિવસમાં ઠણ્ડકને વાસ્તે જે ભીનો કકડો રાખવામાં આવે છે તે. ૨ સટકિયું. ૩ ફાંસો; પાશ; પશુ પક્ષી વગેરે પકડવાનો ફંદો. ૪ ઉંદર પકડવાનું પાંજરું.

**છટકું, છટકિયું.** (૩ જા ને ૪ થા અર્થમાં)

**છટા, સ્ત્રી૦** ચાલાકી—સફાઇથી બોલવા લખવા વગેરે કામ કરવાની રીત; ઢપ; તરેહ. ૨ તેજ; કાન્તિ; શોભા.

**છટાદાર, વિ૦** છટાવાળું.

**છટેલ, વિ૦** વિવેક વિચાર વના મદ—અભિમાને મનસ્વી ભાષણ—કર્મ કરે તે; ફાટેલ; છાકી ગયલું.

**છઠ, સ્ત્રી૦** [સં૦ ષષ્ઠી] પખવાડિયાંનો છઠ્ઠો દિવસ.

**છઠ્ઠી, સ્ત્રી૦** છોકરું જન્મ્યા પછીનો જે છઠ્ઠો દાડો તે. ૨ એ દાડે ભીતે કંકુએવતી પુતળાંવાળું ઘર ચિતરી એ જે પુતળાં તેને વિધાત્રી માની તેની આગળ કાગળ ખડિયો કલમ વગેરે મુકી પૂજન કરે છે તે; અર્થાત્ કે તે છોકરાંનું ભવિષ્ય પેલી વિધાત્રા લખી જાય છે.

—'છઠ્ઠીના લેખ'—વિધાતાએ નિર્માણ કરેલું પ્રારબ્ધ. 'છઠ્ઠીના લેખ મટવાના નથી.'

—'છઠ્ઠીનું ધાવણ'—બચપણમાં ધાવેલું દૂધ. 'તે એટલું ઓકયો કે છઠ્ઠીનું ધાવણ કાઢયું.'

—'છઠ્ઠીનો ઉખડેલો'—કોઇ પણ કામ કરવામાં નિડર; લફ્ફો; તોફાની; લુચ્ચો.

**છઠ્ઠું, વિ૦** અનુક્રમ રાખતાં છની સઙ્ખ્યા જયાં આવતી હોય તે દેખાડે છે. 'વર્ગમાં ૧૦ બેઠા છે તેમાંથી છઠ્ઠાને મોકલજે'.

—'છઠ્ઠે ખૂણે નાખવું'—ખુણે ખોચરે—અજાણી—ઝટ યાદ ન આવે તેવી જગામાં નાખી મૂકવું.

**છડ, પુ૦** ભાલાનો દાંડો; બરછી. ૨ બરુનો રોપો; લામ્બું ને કઠણ એવું જે ઘાસ તે. બરુનો ભાલો—છડ કેવાય છે.

**છડકવું, ક્રિ૦ સ૦** પાણી છિટવું.

**છડવું, ક્રિ૦ સ૦** ડાંગેર અને કેટલાંએક કઠોળ એને ભરડી ઝાટકી છોતરાં ઊરાડી ખાંડવું. ૨ મારવું. 'આજ એની માએ એને ખૂબ છડ્યો છે.'

**છડઈજવું, ક્રિ૦ અ૦** માર ખાવો; કચડાઈ જવું. ૨ નુકસાનીમાં આવી પડવું.

**છડાણ, ન૦** છડતાં નિકળેલો કચરો; કુસકી.

**છડામણ, ન૦** છડવાની મજુરી.

**છડિયાત, છડું.**

**છડી, સ્ત્રી૦** સોટી; નેતર; ઝાડની લામ્બી ને સીધી ડાળી. ૨ લોઢાંની સાંકળો એક કડીમાં ભેરવેલી હોય તે. કેટલાક લોક એ સાંકળોને વાંસાપર મારે છે. ૩ એક જાતનું ફૂલ; ગુલછડી. ૪ લાકડી; દણ્ડ.—છડીદાર. **વિ૦** છોકરાં છૈયાં વગરની સ્ત્રી.—છડીછાંટ એટલે છોકરાં ન થયાં હોય—થઇને મરી ગયાં હોય તે અથવા સાથે—જોડે ન લાવી હોય તે અથવા જે લામ્બી ટટાર ને ચાલાકીવાળી હોય તે—સ્ત્રી (પછી છોકરાંવાળી હોય તોપણ).

—'છડી પોકારવી'—રાજા—મોટા અમલદાર કે ગુરુ પાસેનો છડીદાર જે સલામતી બોલે તે.

**છડીદાર, પુ૦** અધિકારીની આગળ છડી રાખી તેહેનાતમાં રેનારો અને નેકી પોકારનારો જે સેવક તે; ચોપદાર.

**છડીસ્વારી, સ્ત્રી૦** સાથે કુટુમ્બ—માણસો—રસાલો ન હોય તેવી હાલત.

**છડું, વિ૦** એકલું; સાથ વગરનું. જેને બૈરી છોકરાં ન હોય તે છડો ને જે સ્ત્રીને છોકરાં ન હોય તે છડી.

**છડો, પુ૦** મોતીની પાંચ સાત સેરનું કાંટે બેસતું ઘરેણું. ૨ છોકરાંને કાંડે પેરવાનું પોંચીના જેવું મોતીનું ઘરેણું. ૩ થોડીક જગોપર લામ્બા સેરડામાં જે આછો છણ્ટકાવ કરવો તે. 'પાણીનો છડો દેવો—નાખવો.' 'કફ્નના છડા દેવા' એટલે સુકન કરવાને કફ્નમાં પાણી રેડી તેને છાંટવું. ૪ હળનાં તુક્ડાંની ઉપર જડેલો હોય તે (લાકડાંનો) કટકો.

**છણકછણક, અ૦** એવો થતો અવાજ દેખાડે છે. ૨ કણ્ટાળાથી કે રીસમાં ભાંગ ફોડ—મારફાડ—છણકા કરતાં કરતાં કામ કરવાનો અર્થ દેખાડે છે.

**છણકપાટું, ન૦** કામ કરતાં વારે વારે રિસાઈ બેસવું તે. ૨ ગાય દોતાં દોતાં પાટુ મારીને ખસી જાય તે.

**છણકભણક, છણછણાટ.**

**છણકવું, ક્રિ૦ સ૦** છણકો કરવો; તરછોડવું. ૨ કસારને માટે ભરડેલા ઘઉંમાંથી આટો થૂંલું અને કસાર એ ત્રણને સુપડાંથી જુદાં પાડવાં.

**છણકો, પુ૦** ગરમ તેલ—ઘીમાં પાણીનો છાંટો પડવો તે અથવા પડેથી જે અવાજ થાય તે. ૨ તુચ્છ કરવું—તરછોડી નાખવું તે. ૩ મિજાસથી બોલવું તે. 'છણકો કરીને ચાલી ગઈ.'

**છણછણ, અ૦** એવો અવાજ દેખાડે છે.

**છણછણતું, વિ૦** એવો અવાજ કરતું હોય તેવું; ગરમ. ૨ તિરસ્કાર કરતું. ૩ નાચણવેડા કરતું; છણકો કરતું.

**છણછણાટ, પુ૦** એવો થતો અવાજ. ૨ ઠપકો આપવો તે. ૩ ગુસ્સામાં બબડવું તે; પત ન કરવું તે. ૪ લાડમાં બેદરકારી બતાવવી તે.

**છણણ, અ૦** એવો અવાજ દેખાડે છે.

**છણવું, ક્રિ૦ સ૦** કોઈ ઢીલા પદાર્થને કપડાંમાં નાખી ચોળી ગાળી કાડવો.—શીખણ્ડ—કેરીનો રસ છણવો. ૨ શુદ્ધ સત્વ કાડવું; ગાળી ગાળીને શુદ્ધ સાર—રસ કાડવો. ૩ ખરાં ખોટાંનો ઇનસાફ કરવો. ૪ છોલવું; ઘસવું. 'લૂગડું ગુમડું—બળિયા છણ્યા કરે છે.' ૫ વધારે વાત કરવી. "ઝાઝું છણતાં તો નિન્દા ભાસે રે" (દયારામ).

**છણાવું, ક્રિ૦ અ૦** ચામડી ઘસાવી; છોલાવું. ૨ કસોટીમાં આવવું. ૨ ગળાવું. ૩ સત્વ નીકળવું; સત્ય બહાર આવવું. ૪ ન્યાય, ઇનસાફ થવો.

**છણ્ટકાવ, પુ૦** છાંટારૂપે જમીનપર પાણી પડે તેમ કરવું; છાંટવું તે અથવા પાણી પડેલું હોય તે.

**છણ્ટકોરવું, છાંટવું.**

**છણ્ટાવ, છણ્ટકાવ.**

**છણ્ટાવું, ક્રિ૦ અ૦** છણ્ટાયલી હાલતમાં આવવું; ઉપરથી પાણી પડયું હોય તેવું થવું. જમીન છણ્ટાઈ, આગ છણ્ટાઈ વગેરે વગેરે. ૨ ગાય ભેંસનું સુવાવું; સુવાણે આવવું; વેતરે આવવું.

**છણ્ડવું, ક્રિ૦ સ૦** છાંડવું; તજવું; ત્યાગ કરવો.

**છણ્ડામણ, ન૦** જમતાં રહેલું તે.

**છણ્ડાવું, ક્રિ૦ અ૦** મુકાવું; ત્યાગ થવો. ૨ ખાતાં—જમતાં બાકી રેવું—વધવું.

**છત, સ્ત્રી૦** (વસ્તુના પાકની) છે એવી જે હાલત તે; પેદાશ—ઉપજ હોવી તે. ૨ પુષ્કળપણું; વધારો. ૩ છાયલું—ઉપરથી પાથરેલું તે—છાજ; ચન્દરવો. વિ૦ હોશિયાર; જાણિતો. ૪ દોલત; પુંજી; પૈસા. 'છત છાની ન રે.'

**છતરાયું, વિ૦** ઉઘાડું; ખુલ્લું.

**છતરી, સ્ત્રી૦** તડકા વરસાદથી બચવાનો કામળ—તાસતો—મોમજામો—કપડું વગેરેનું બનાવેલું દાંડીવાળું જે માથે ઓડવાનું તે; છત્ર. ૨ પલન્ગની ઉપરના દાંડા જેનાપર મચ્છરદાની નાખવામાં આવે છે તે. ૩ ગાડીની ઉપરનું ઢાંકણ.

**છતરીસ, વિ૦** તીસ ને છ એટલી સઙ્ખ્યા દેખાડે છે; ૩૬.

**છતવન્ત, પુ૦** પૈસાવાળો; શ્રીમન્ત; ધનાઢ્ય. "ઘેર મળ્યા છે નર નરપતિ, છેલ છતવન્તા છતરપતિ" (સામળ).

**છતાં-તી-તું-તે, કૃ૦** એમ—પાસે છે—તોપણ એવો અર્થ રાખે છે; ચાલતી ક્રિયાના સમ્બન્ધમાં બીજું કંઈ વિશેષ—વિરુદ્ધ બોલવું થાય તે દેખાડે છે. 'તેની પાસે પુષ્કળ પૈસા છતાં તે દળદરીનો દળદરી છે',—'છતી આંખે દેખાતું નથી,'—'છતું ઘરેણું ને પેરાય નહિ,'—'છતું ઘરેણું છે ને પેરતી નથી,'—'છતે ધણીએ રણ્ડાપો',—'છતે હુતે ભિખારી છે.'

**છતાળું, વિ૦** છતવાળું. "જોઈ રહ્યા, રોઈ રહ્યા, છતાળા છંછેડિયા" (વલ્લભ).

**છતું, વિ૦** ઉઘાડું; ખુલ્લું; જાહેર. છતો, છતી, છતું. **અ૦** સવળું; સીધું. 'છતું સૂવું.'

**છત્તર, ન૦ છતરી.** ૨ કાગછત્તર; કુતરાની ટોપી—એ છોડવા, ખાતરવાળી—ઉકરડાની—ભીની જગોમાં ઘણું કરીને ચોમાસામાં થાય છે—એની ઘણી જાત છે. કેટલાક ખવાય તેવા ને કેટલાક ઝેરી હોય છે.

**છત્ર, ન૦ [સં૦] છતરી.** ૨ માથે જે વડીલ—મોટું તે. પુત્રને પિતા છત્ર છે. ૩ ઓથ—આસરો આપ-

નાર. **છત્ર-ચામર-સિંહાસન**—રાજ્યચિહ્ન. **છત્રબન્ધ**—છત્ર ચિતરી તેમાં રચેલી કવિતા.

**છત્રધર, પુ૦ છત્રપતિ.** ૨ રાજાને માથે છત્ર ધરનાર-પકડનાર નોકર.

**છત્રપ, પુ૦ સત્રપ;** પ્રાન્તનો અધિકારી-સૂબો.

**છત્રપતિ, પુ૦ [સં૦]** રાજા. ૨ છત્રના અધિકારી મણ્ડલિક રાજા. ૩ રાજ્યમાં છત્ર ધરાતું હોય તે અધિકારી.

**છત્રભઙ્ગ, પુ૦** છત્ર ભાગી જવું તે.

—'**છત્રભઙ્ગ થવું**'—રાજ્ય નાશ પામવું; રાજાનું મરણ પામવું. ૨ સ્ત્રીએ વિધવા થવું. ૩ માથે વડીલ હોય તેનું મરણ થવું.

**છત્રી, છતરી.** ૨ **છતરીસ.** ૩ **ક્ષત્રી.**

**છત્રીસ, વિ૦** તીસ ને છ; ૩૬.

**છદ્મ, ન૦** ગુપ્ત; છાનું. ૨ ઢોંગ; કપટ.

**છદ્મલિંગ-ગી, વિ૦** વેષાન્તર કરેલું; વેષ બદલ્યો હોય એવું.

**છનછન, [સં૦ છનચ્છન]** એવો થતો અવાજ; વાસણ ઘુઘરી વગેરેનો અવાજ થવો તે; નદી તળાવ વગેરેના પાણી ઉપર વરસાદનાં પાણીનાં ટીપાં પડવાથી જે અવાજ થાય તે.

**છનાછની, સ્ત્રી૦** પૈસાની રેલછેલ; ખૂબ પૈસા હોય તે.

**છન્દ, પુ૦ [સં૦]** અક્ષર અથવા માત્રાના નિયમથી થયલી જે કવિતા તે (રાગ—ઢાળની નહિ)—અક્ષર છન્દ ને માત્રા છન્દ એમ કેવાય છે. ૨ ગણ ઉપરથી કવિતા રચનાની જે જાત તે. અનુષ્ટુપ્, ત્રિષ્ટુપ્, જગતિ, શકવરિ, અષ્ટિ, ધૃતિ, દણ્ડક, આર્યા ઇ૦. ગુજરાતીમાં છન્દ ને વૃત્ત સરખા ગણાય છે, પણ તે ખોટું છે—ભુજંગી, તોટક વગેરે છન્દ નથી, પણ વૃત્ત છે. ૩ કવિતા; પદ્ય (ગદ્ય નહિ). ૪ કવિતાની કડીની સઙ્ખ્યા; શ્લોક.—'તે કવિતના માત્ર આઠ જ છન્દ રાખ્યા છે'. ૫ શોખ; લત; નાદ; પછવાડે લાગુ રેવું તે.—'તેને કવિતા કરવાનો ઘણો છન્દ છે.' ૬ દુર્વ્યસન; નઠારી વાતનો શોખ રાખવો તે.—'તેને દારુનો ને રાંડબાજીનો એવા બે છન્દ લાગેલા છે'. ૭ એક જાતનું હાથે બઙ્ગડીની વચમાં ઘાલવાનું સ્ત્રીનું ઘુઘરીવાળું ઘરેણું. ૮ જોશ; ઉમઙ્ગ—શૂરભેર હોવું તે. 'છન્દે મોરલી વાજે;' 'વેવણ મારી છન્દે નાચે.'

**છન્દશાસ્ત્ર, ન૦ [સં૦]** વેદનાં છ અઙ્ગ કેવાય છે, તેમાનું એક; કવિતા કરવાની રીતિ બતાવનારું શાસ્ત્ર.

**છન્દી, વિ૦** જેને જે વાતની લત લાગેલી હોય તે તેનું છન્દી કેવાય; નાદે પડેલું; શોખી. ૨ દુર્વ્યસની; ફાટેલ.

**છન્નું—નવે, વિ૦** નેવું ને છ; ૯૬.

**છપગું, વિ૦** છ પગવાળું (પ્રાણી).—ભમરો માકડી વગેરે.

**છપડી, સ્ત્રી૦** છપડવાળી. ૨ લુચ્ચાઈ; ઊંધાંચતાં કરવાં—લુચ્ચાઈ દોંગાઈ કરવી તે.

**છપતરું, ન૦** ઘસાઈ ઘસાઈને છેક પાતળું થઈ ગયલું છીબું. ૨ **વિ૦** છાછરું; ઉંડું નહિ તેવું (વાસણ).

**છપય, પુ૦** એક જાતની છ ચરણની માત્રા કવિતા; છપ્પો.

**છપર,** છાપરું.

**છપરખાટ, પુ૦** પાયાવાળો અથવા વનાનો પાટી ભરેલો ખાટલા જેવો જે હિંચકો તે.

**છપરપગુ, વિ૦** જેનાં પગનાં તળિયાં ચપટાં હોય તે (માણસ). એ કમનસીબ ગણાય છે.

**છપરપલઙ્ગ, પુ૦** છતરીવાળો પલઙ્ગ.

**છપવું, ક્રિ૦ અ૦** છૂપાઈ જવું.

**છપાઈ, સ્ત્રી૦** છાપ; છાપણી. ૨ છપામણી.

**છપામણી, સ્ત્રી૦** છાપવાની મેનત. ૨ સોનું રૂપું આદિ ધાતુની કસોટી કરવા આપવાના પૈસા; ૩ પુસ્તક છપાવતાં થયલો ખરચ.

**છપાયું, ન૦** છપગવાળું.

**છપાવવું, ક્રિ૦ સ૦** કોઈ છાપે તેમ કરવું.

**છપ્પન, વિ૦** પચાસ ને છ; ૫૬. ૨ ઘણી સઙ્ખ્યાને માટે પણ એ શબ્દ છે.—'એ વાત તું કંઈ છપ્પન વખત મારી આગળ બોલી ગયો છે'. કેવત છે:—'નહિ ત્રણમાં નહિ તેરમાં ને નહિ છપ્પનના મેળમાં' એટલે કશીએ ગણતરીમાં નહિ—અધવચ લટકતું એવો અર્થ થાય છે.

—'**છપ્પન કોટી**'—છપ્પન કરોડ (યાદવ).

—'**છપ્પનની છિનાળી—કાઢવી**'—સ્નેહમાં જે છાનાંછપનાં કામો કર્યાં હોય તે કારણ કે વગર કારણે ઉઘાડાં પાડી ફજેત કરવું.

—'**છપ્પનપર ભુંગળ વાગવી**'—પુષ્કળ પૈસો થવો. (છપ્પન કરોડ છપ્પન લાખ છપ્પન હજાર છપ્પન સેં ને છપ્પન રુપિયા એક જ સિક્કાના જેના ઘરમાં હોય તેને ત્યાં એ રુપિયા મુકવાની જગ્યાએથી કંઈ ગેબી નાદ નીકળે છે એમ કેવાય છે.)

—'**છપ્પન ભોગ**—અણકૂટનો ઓચ્છવ; પકવાનાદિક ઘણા ઘણા પદાર્થોનો જે ભોગ ઠાકોરજીને ધરાવવામાં આવે છે તે.

—'**છપ્પનમે ખૂણે નાખવું**'—કોઈ એવી જગ્યાએ મુકવું કે ફરી યાદ ન આવે ને ઝટ જડે નહિ.

—'**છપ્પનમે પાને**'—દરકાર વગરની સ્થિતિમાં—જ્યાં કોઈ સમ્ભાળ ન લે તે જગાએ.

—'**છપ્પન વખારી**'—જેને ઘણે ઘણે ઠેકાણે નજર રાખવી પડતી હોય તે. 'છપ્પન વખારી ને

ભારો કુંચી' કેવાય છે. ૨ જેને કંઈ કામ ધન્ધો ન હોય તે (વ્યંગમાં).

**છપ્પય,** છપય.

**છપ્પરખાટ-પલંગ,** છપરખાટ-પલંગ એ શબ્દ જોવા.

**છપ્પરબન્દ-ન્ધ,** પુ૦ નમી ગયલાં ઘરને ઉંચકી આણુ-નારો; કિસબી મજુર. ૨ છાપરાં સડનારો.

**છપ્પો,** છપય.

**છપ્પોસાત,** વિ૦ એકમાં છ દાણા ને બીજામાં પો—એક દાણો હોય એવા જે સાત તે. સોકટાંના બે પાસાના દાવમાં બે રીતના સાત હોય છે—છપ્પો સાત ને ચાર ત્રણ સાત.

**છબ,** [હિં૦] છબી.

**છબકવું,** ક્રિ૦ અ૦ છુપાવું; સંતાઈ જવું. "હબકયા છબકયા લબકયા નિરખી" (વલ્લભ).

**છબછબ-છબકછબક,** અ૦ પાણીમાં હાથ અફાળેથી જે અવાજ થાય તે.

**છબછબિયાં,** વિ૦ નદી તળાવમાં થોડું પાણી હોય તે.

**છબછબું,** વિ૦ તળાવ નદી વગેરેમાં તળીયું ભીંજાઈ રહે એટલું થોડું પાણી.

**છબછબાવવું,** ક્રિ૦ સ૦ લૂગડું પાણીમાં ભીંજવીને ધીમે ધીમે બે હાથે નીચે બેસીને અફાળવું તે. ૨ કહોળ વગેરેને થોડા પાણીમાં પલાળવું તે.

**છબતરું,** વિ૦ છાછરું. ૨ ગન્દું; ગોબું; ચુંથાયલું.

**છબરકી,** સ્ત્રી૦ એક કોરા કાગળના બે—ત્રણ-ચાર કરેલા કકડામાંનો અક્કેકો. ૨ ડાકમાં લખવાનો પાતળો કાગળ.

**છબલિકા,** સ્ત્રી૦ કરતાળ.

—'છબલિકા વગાડવી'—ભીખ માગવી તે.

**છબવું,** ક્રિ૦ અ૦ ડરવું; પોંચવું; લાગવું; અડકવું. "જો ઉપજે તો ભલો વેરાગ, બીજાં કૃત્યનો ન છબે પાગ;" "માયાના ગુણ જ્યાં નવ છબે, તેને અખા તે કોણ આલંબે." ૨ છુપાવું.

**છબી,** સ્ત્રી૦ [સં૦ છવિ] માણસની ચિતરેલી આકૃતિ, સાદી અથવા રઙ્ગેલી—હાથથી, યન્ત્રછાપથી. ૨ માણસના રૂપ ગુણનું મનમાં પડતું ચિત્ર; તસવીર. છબી લેવી—પાડવી—ઉતારવી.

**છબીદાર,** વિ૦ સુન્દર; ખુબસુરત.

**છબીલું,** વિ૦ સારી છબી—સુરતવાળું; ખુબસુરત; ફુટડું; રૂપાળું; દેખાવડું; ચિતરવા લાયક.

**છબીલો,** પુ૦ દેખાવડો; ફાંકડો; ફક્કડ; રઙ્ગીલો. 'છેલ છબીલો'.

**છમ,** અ૦ એવો થતો અવાજ. ધુઘરીનો, વધારનો.

**છમકછમક,** અ૦ ચાલતાં ઘુઘરીથી જે અવાજ થાય તે.

**છમકલડું,** (જુના કાવ્યમાં) છમકલું. "એની મશે આ પાલવ તાણ્યો ને છમકલડાં સાહાવો રે' (નરસીંહ મેતો).

**છમકલું,** ન૦ અટકચાળું. 'આગનું છમકલું' એટલે નાની—ઘણું થોડું નુકસાન કરનાર આગ.

**છમકારવું,** ક્રિ૦ સ૦ ઠિકરીને તપાવી લાલચોળ કરી તેને થણ્ડાં પાણીમાં બોળી દેવી. 'મરી—આદું ફુદનો છમકારીને પી.' ૨ વધારવું; વધાર દેવો.—'ભાજી છમકારો'. [છમકારવાથી થયલો.

**છમકારો,** પુ૦ એવો થતો અવાજ. ધુઘરાનો અથવા

**છમછમ,** અ૦ એવો થતો અવાજ—ઘુઘરીનો. ૨ ઝમઝમ.

**છમછમતું,** અ૦ છમછમ કરતું.

**છમછમિયાં,** ન૦ ઝાંઝ; કીર્તનિયાં; કાંસિયા. (બ. વ. માં વપરાય છે.)

**છમછરી,** સ્ત્રી૦ સંવત્સરી; મરણ તિથિ. ૨ પચુસણનો છેલ્લો દહાડો (જૈન).

**છમાસી,** ન૦ મરણ તિથિ પછી છઠ્ઠે બેસતે મહિને જે સરાધ—બ્રાહ્મણ જમાડવા વગેરેની જે ક્રિયા કરવામાં આવે તે.

**છર,** પુ૦ બેફાને ઘણું બોલવાનો જે જોસ્સો તે; તાન; મસ્તી; લાડથી આવેલી ઘેલછા. ૨ મદ; તોર; દિવાનાપણું. ૩ વાડિયો; લલુતાપણું. ૪ એવો થતો અવાજ—હથિયારથી કપાતાં થતો, છરર. અવાજ ૫ અસ્ત્રો. સ્ત્રી૦ બરુની સોટી.

—'છર ફેરવવો'—આબરુ—કીર્તિનો નાશ કરવો—થવો.

**છરતું,** વિ૦ જરા તરા અડકીને આડું ઉતરી ગયલું. 'છરતું વાગ્યું'. ૨ આડું કતરાતું ફેંકેલું હોય તેવું (ઠિકરાંની કાતડી વગેરે).

**છરવડું,** પુ૦ તોફાની; મસ્તીખોર; અડધું ગાંડું.

**છરા,** પુ૦ નાની નાની સીસાની ગોળિયો—બન્દુક પિસ્તોલને સારુ; પારો. ૨ ખીલા, પથરા, જુના પૈસા વગેરેનો બન્દુકમાંથી જે મારો કરવો તે.

**છરાયલું,-યું,** વિ૦ છર આવતો—આવેલો હોય તેવું; સેજ સેજમાં બેફી જાય તેવું; ગાંડું; સાડીત્રણ પાંસળી.

**છરિકા-છુરિકા,** સ્ત્રી૦ છરી.

**છરી,** સ્ત્રી૦ શાક સમારવાનું ઓજાર; પાળી. ૩ હૈયા-મેલ; કીનો; વેરબુદ્ધિ; ઝેર.-'એના મનમાં જ છરી છે, તે સીધી વાત શાની કરે?'

**છરેલ,** છરાયલું.

**છરો,** પુ૦ મોટી પાળી; મોટી છરી. ૨ એક શસ્ત્ર; સીધો જમિયો. ૩ ચાંલ્લાવગરનું દાતરડાના આકારનું મોરનું પીછું.

**છલકવું,** છલકાવું.

**છલકાવું,** ક્રિ૦ અ૦ હાલ્યાથી પ્રવાહી પદાર્થે પોતાના

ઠામમાં આમ તેમ ઊંચું આવવું અથવા તેમાંથી બાર ઉછળી પડવું. 'અધુરો ઘડો ઘણો છલકાય'. ૨ ઉભરાઈ જવું.—'તળાવ છલકાઈ ગયું'. ૨ ફુલાસ મારવી; મિથ્યા ગર્વ કરવો.

**છલકું, સ્ત્રી૦** એક પગને ટેકી બીજે પગ ઉપાડી એક જગેથી બીજી જગેએ પડવું તે; ઠેકડો; કુદકો; ફલકું. કુદકો, નીચેથી ઉપર અથવા ઉપરથી નીચે હોય પણ છલકું તો તેજ અથવા વચમાં ખાડાવાળી સપાટી ઉપર જ હોય.

**છલર, સ્ત્રી૦** ધ્રો; દરોઈ; દરો; દુર્વા.

**છલાછલ, વિ૦** છેક મથાળા સુધી—ઉપર આવી રયલું; ભરપૂર. એ શબ્દ પ્રવાહી તથા નક્કર બન્ને પદાર્થને લાગે છે.

**છલાવું, છકલકાવું.**

**છલી, સ્ત્રી૦** ચામડીનો એક રોગ.

**છલો, છલ્લો** "વનિતા ન પામે વીંટી છલ્લો." (સામળ).

**છલ્લાછલ, છલાછલ.**

**છલ્લી, સ્ત્રી૦** સ્ત્રીના હાથની ઘુઘરિયોવાળી વીંટી. ૨ સ્ત્રીના કાનના વે વધારવા દાંતની નાની ચૂડી ઘાલવામાં આવે છે તે. ૩ ટોપલી—જેમાં પૂજાનું સાહિત્ય ભરે છે તે.

**છલૈયું, ન૦** બલૈયું; લાકડાની ચૂડી.

**છલ્લો, પુ૦** ડાબા હાથની આંગળિયે ઘાલવાની રુપાની અથવા સુનાની ઝીણી ઘુઘરીવાળી જે વીંટી તે. ૨ લોઢાંની વીંટી (છલ્લો ને મીંઢળ) ઘુઘરીવાળું. ૩ મુસલમાન પીરની એક ઠેકાણે કબ્બર હોય તેવી બીજે ઠેકાણે કબ્બર કરીને ત્યાં તેની જે પૂજા કરવામાં આવે છે તે કબર. એમાં મડદું દાટેલું હોતું નથી, ફક્ત ખાલી કબરજ ચણેલી હોય છે.

—'છલ્લો ભરવો'—ટોપલીમાં વડાં બાકળા વગેરે ભરીને દેવીને બળીદાન આપવું તે.

**છવાવું, ક્રિ૦ અ૦** ઉપરથી ઢંકાવું.

**છવિટિયાં, ન૦** સ્ત્રીને પગની આંગળિયે ઘાલવાનું રુપાનું ઘુઘરીવાળું ઘરેણું. **છવિટિયું** એકવચન.

**છવી, [ સં૦ છવિ ] સ્ત્રી૦** શોભા; સૌંદર્ય; કાન્તિ; તેજ; રંગ.

**છવ્વીસ, વિ૦** વીસ ને છ; ૨૬.

**છસેં—સો, વિ૦** ૬ વખત ૧૦૦; ૬૦૦.

**છળ, પુ૦ [ સં૦ છલ ]** છેતરવું તે; ઠગાઈ; કપટ; દગો.—છળભેદ કેવાય છે ૨ નિત્યનો નહિ પણ નવો વેશ; ખોટો લેબાસ. ૩ બાનું; મિષ.

**છળકારી, સુ૦** છળ કરનારો. "તે ન વિચારી અવિચારીનો, નાહો આવ્યો છળકારી". ૨ મદમાતી સ્ત્રી. "છળકારીના ઢોલા હાલો વેલા, ચાલો મારા રાજ".

**છળકો, પુ૦** પાણીની છોળ.

**છળના, સ્ત્રી૦** છળ; ઉપદ્રવ; પીડા.

**છળપ્રપંચ, પુ૦** છળકપટ; કાવત્રું.

**છળભેદ, છળપ્રપંચ.**

**છળવું, ક્રિ૦ સ૦** ઠગવું; કપટ કરી છેતરવું; દગો દેવો.

**છળવું, ક્રિ૦ અ૦** બીવું, ચમકવું. 'છૈયોમારો છળશે.'

**છળો, પુ૦** રગડો—(ભાંગી નાખેલાં દહીં વગેરેનો).

**છાં, ક્રિ૦** હો ધાતુનું વર્તમાન સ્વાર્થરુપમાં દ્વિતીય પુરુષનું એકવચન. તું છાં અથવા છે.

**છાંછળમાછળ,** ઉપર ઉપરની; ઉપલકિયા; છાલકી. "છાંછળમાછળની નહિ વાત, એ તો કરવી વાત [અઘાત."

**છાંછવું, છાંછિયું.**

**છાંછિયું, ન૦** ઘુરકીયું; ઘુરકીને બોલવું તે; મોં ચડાવીને ગુસ્સામાં જવાબ આપવો તે.

**છાંછું, ન૦** ધન્તર મન્તર.

**છાંટ, સ્ત્રી૦** ઝીણા ઝીણા છાંટા (વરસાદ વગેરેના). ૨ કપડાપર રંગના જે ઝીણા ઝીણા છાંટા નાખેલા તે; ભાત; ટપકું; બિન્દુ. ૩ ઝડપ; ઉતાવળ.—'તે લખવામાં છાંટ સારી રાખેછે'. ૪ ગપ; ખોટી વાત ચલાવવી તે.—'તે બહુ છાંટ મારે છે' ૫ ગુણપાટની ભરેલી કોથળી.

—'છાંટ નાખવી'—અભડાયલાને શુદ્ધ કરવું.

**છાંટણાં, ન૦** કપડાંપર ઝીણી ઝીણી રંગદાર ભાત પડેલી હોય તે. ૨ કંકુ—કેસરથી આછું છાંટવું તે.

**છાંટવું, ક્રિ૦ સ૦** અગ્નિ ઉપર પાણી રેડવું; હોલવવું. ૨ જમીનપર થોડે થોડે છાંટા પાડીને રેડવું 'રંગ છાંટ તો'. ૩ ભુકો ઊરાડવો—ફૂંકવો.—'ખેતરમાં અનાજ છાંટવું'—ભભરાવવું.—'ગલાલ છાંટવું—ઉરાડવું. ૪ આછો આછો રંગ નાખવો'. ૫ ઉપરઉપરથી કાપી નાંખવું.—'ખરસાણીનું ઝાડ ઘણું ઊંચું વધી ગયું છે માટે તેને છાંટી નાખ'. ૬ લાંચ આપવી.—'તેને થોડા એક રુપિયા છાંટી આવ કે કાલે તારી તરફનો ફેસલો થાય'. ૭ ગપ મારવી; જુઠા તડાકા મારવા; હાંકવું.—છાંટણદાસ.

**છાંટિયું, ન૦** સ્ત્રીના ગળામાં પેરવાનું સોનાનું એક જાતનું ઘરેણું. એ ત્રણ—છ ઘુઘરિયોની સેર અને વચ્ચે એ ત્રણ મણકાવાળું હોય છે.

**છાંટી, સ્ત્રી૦** પાણી વગેરેનું જે નાનું ટીપું તે. ૨ વરસાદની ઝીણી ઝીણી ધાર અથવા ઝીણું ઝીણું ટીપું.

**છાંટી નાખવું,** તરવારથી કાપી નાખવું. ૨ દેવતા હોલવી નાખવો.

**છાંટુ, પુ૦** ગપમારુ; ખોટી ખોટી વાત ચલાવનારો.

**છાંટો, પુ૦** પાણી અને એવા બીજા પ્રવાહીનું ટીપું; વરસાદનું બુન્દ—ટીપું. છાંટો આવવો—ઉડવો એમ

બોલાય છે. ૨ ડાઘ; કુસંકૃતિનો દોષ; બદનામી; નુકસાન. 'તેના છાંટા મને લાગ્યા'.

—'છ—ચાર છાંટા નાખવાં'—ધર્મ સમ્બન્ધી કોઈ ક્રિયા કરી લેવી. ૨ વરસી વાળવી.

**છાંટોપાણી, ન૦** ચાર જણે બેશીને ખુશમાં દારુ પીવો તે; રંઝુપાણી.

**છાંડણ, ન૦** છાંડવું તે. ૨ છાંડેલું તે.

**છાંડવું, ક્રિ૦ સ૦** તજવું; છોડવું; મુકી દેવું; બાતલ કરવું. 'આજ કાલ તેણે તેની સકૃત છાંડી છે'. ૨ છેડા ફાડી આપવો; તલાક—ફારગતી આપવી; દૂર કરવું.—'તેણે પોતાની બૈરીને છાંડી છે'. ૩ જમતાં ભાણામાં વધે—પડી રે તેમ કરવું. 'તારે તો ન છાંડ વાનો નીમ હતો ને આજે તેં આટલું બધું કેમ છાંડયું? ૪ વિવાહ ફોક—રદ કરવો.—'કન્યા છાંડવી.'

**છાંડેલું—ડયું, ન૦** ખાતાં વધેલું તે. ૨ ત્યાગ કરેલું; છોડી દીધેલું 'છાંડેલી બૈરી'.

**છાંડયું, ન૦** છાંડેલું—ભાણામાં વધેલું તે.

**છાંણ, છાણ.**

**છાંણાં, છાણાં.**

**છાંદવું, ક્રિ૦ અ૦** જાડું લિપવું; થેપવું.

**છાંદો, પુ૦** જાડું લિપણ—ગારો. 'છાંદો દેવો—મારવો'. ૨ જમવાનું એકઠું કરેલું તે. 'છાંદો ઘાલવો'—જમતાં ભાત દાળ શાક વગેરેને એકઠું—ગવાનેક કરીને ખાવું. ૩ પૈસા. 'આજકાલ તે છાંદાવાળો ગણાય છે'.

**છાંનું, છાનું.**

**છાંય, છાયા.**

**છાંયડી, સ્રી૦** નાનો ઓળો પડતો હોય તેવી વસ્તુની છાયા (ખજુરીની છાંયડી)

—'ફરતાં ફરતી છાંયડી'એટલે સારો વખત ને નબળો—માંઠો વખત; સારી માઠી સ્થિતિ.

**છાંયડો—યો, છાયો.**

**છાંઈ, છાયા.**

**છાએલ, છાયેલ.**

**છાક, સ્રી૦** દારુ પીધા પછી મોઢું વાસ મારે તે.—'છાક મારવી'. ૨ નીશા—કેફની અન્દર ગમે તેમ ફાટયું ફાટયું બોલવું—લવવું તે. ૩ મિજાજ; હેંકાર; પતરાજ. ૪ ગામડાના પીઠામાં દારુ તાડી પીધા પછી ઉપરથી જે સવે લેવી તે.

—'છાકે ચડવું' —દારુ પીને છાક મારવી; શરીરનું ભાન ન રેવું; મસ્ત બનવું. ૨ છાકી જવું.

**છાકટ, છાકટું.**

**છાકટું, વિ૦** ઘણો દારુ પીને ઘેલું બનેલું; છાક મારતું; પીધેલ; મસ્ત. છાકટો, છાકટી, છાકટું.

**છાકવું—કી જવું, ક્રિ૦ અ૦** છલકાવું; ફુલાઈ જવું; પતરાજ મારવી. ૨ બેફી—વણ્ઠી—વૃઈ જવું.

**છાકોટો, છાક.**

**છાકયું, વિ૦** છકી ગયેલું, બેફી ગયલું; વૃઈ ગયલું. "તેને તમે છાકયો કેતા બોલરે" (બાપુ).

**છાગળ, સ્રી૦** મુસાફરીમાં સાથે પાણી ભરી રાખવાનું ચામડાનું જે ઠામ તે; નાની મશક. **પુ૦ બકરો.**

**છાગળિયાં—યું, ન૦ છાગળ.** ૨ શક્તિ કરતાં વધારે ખરચ કરવો—ઉડાવવું તે.

**છાછરું—રું, વિ૦** જરાક ઉણ્ડું ને ઘણું પોળું હોય તેવું ચપટું પોળું. ઢાંકણા, ત્રાંસળાં છાછરાં ને રકાબી છાછરી હોય છે. ૨ આછું; થોડું.

**છાજ, સ્રી૦** ઓરડાની ઉપર પાટિયાં જડેલાં હોય તે. ૨ ગામડાંનાં ઝુપડાં ઉપર સુંથાડિયાં—(જાડું ને લામ્બું ઘાસ) ચીપા (કડબના ચિરેલા સાંઠા) નાખેલા હોય તે. ૩ એક જાતનું પોળું ને કકરું ઘાસ.

**છાજલી, સ્રી૦** નાનું છજું. ૨ છજાંની ઉપર નાની અગાસી; ગોખ. ૩ સામાન મુકવાને ભીંત સાથે જડેલું પાટિયું. ૪ ઘાસ.

**છાજવું, ક્રિ૦ સ૦** ઘટાટોપ આવી રેવું; છાઈ રેવું; છાવું; ઢાંકવું; છાયા કરવી. ૨ લાયક હોવું—થવું; ઘટવું; અનુકુળ આવવું. ૩ શોભવું; બિરાજવું; સારું દેખાવું. ૪ ઘણીવાર સુધી રેવું—ચાલ્યાં કરવું; ટકવું; નિભવું.

**છાજિયું, ન૦** બૈરાંઓએ હાથ ઉંચકી ઉંચકીને છાતી-પર કુટયાં કરવું તે. એનું અનેકવચન **છાજિયાં.** છાજિયાં લેવાં—કોઈના મરણમાં બૈરાંઓએ કુટવું. ૨ (લાક્ષણિક) ધિક્કાર—ચીડનો શબ્દ—બૈરાંઓ વાપરે છે. 'અરે તારાં છાજિયાં લઉં રે મુઆ, કેમ મારો જીવ લેવા બેઠો છે?'

**છાજું, ન૦** વણ્ડીના ઉપર છાયલું તે. [શિલા.

**છાટ,** ટાંકાની ઉપરનો છાઈ દીધેલો ભાગ. ૨ પત્થરની

**છાટકવું, ક્રિ૦ સ૦** આમ તેમ ફેંકવું; ઝાટકવું.

**છાંટિલું, વિ૦** હોંશિયાર; ચાલાક; વગર ભૂલે ગુંચવાયા વગર ઘણી જ ચપળતાથી કામ કરનાર. (માણસ)

**છાણ, ન૦** ગાય ભેંસનો મળ. 'છાણ કરવું'—ગાય ભેંસે પોદળો મુકવો. ૨ હાંસ; શૌર્ય; રામ; દમ.—'એની ગાંડમાં છાણ કયાં છે'? 'છાણ પુંજવું'—ઢોરના પડેલા જુદા જુદા પોદળા એકઠા કરવા. 'છાણ પુંજો'—છાણ અને બીજો કચરો. 'છાણના દેવ ને ખાસડાંની પૂજા', 'છાણના દેવ ને વાલ—કપાસિયાની આંખ' એ કેવત.

—'છાણમાં તલવાર મારવી'—ખોટું ડોલ બતાવવું અને કરવું કંઈ નહિ.

—'છાણે વીંછી ચડાવવો'—ગુસ્સે થયેલા માણસને ઉસકેરી આપવો.

**છાણદેવું,** ચોકો કરવો. ૨ કામડા—વાંસની ભીત—ટટ્ટી લીપવી.

**છાણવું, છણવું.**

**છાણાં, ન૦** છાણના લોંદાને ચપટા અથવા ગોળ આકાર આપી ભીત—જમીન—છાપરાંપર સુકવેલા તે. 'છાણાં થાપવાં' કેવાય છે અને એનો લાક્ષણિક અર્થ આ કે, ચડી—બેફી જઈને દુઃખ દેવું—પત ન કરવું—ન ગણકારવું. 'તમે તેને બહુ લાડ લડાવો છો પણ જો જો પાછળથી તે તમારે માથે છાણાં થાપશે'. 'છાણાવાળી'—છાણાં વેચનારી. **છાણું** એ એકવચન.

**છાણિયું, ન૦** ગામડાના લોક કાદવ ને છાણ એકઠાં કરી, તેનું ટોપલા જેવું જે બનાવે છે તે; ગારિયું.—એ ઢાંકવાનાજ કામમાં આવે છે. ઢુમો.

**છાતરક, સ્ત્રી૦** ઘોડાની દોડ; મોટો કુદકો; ફાળ.

**છાતરાં, છોતરાં.**

**છાતી, સ્ત્રી૦** ખભા તથા ગળું એની નીચેનો અને પેટની ઉપરનો કંઈક બાર પડતો શરીરનો જે ભાગ તે. ૨ સ્ત્રીની છાતી; કુચ; સ્તન; થાન. ૩ પશુ પક્ષીના શરીરનો તે ભાગ, જે ગરદનની નીચે અને બે આગલા પગની વચમાં હોય છે તે. ૪ (લાક્ષણિક) અન્તઃકરણ; હૈડું; હૃદય; કાળજું—જ્યાં સઘળા જોસ્સાઓનું અને પછી દુઃખ સુખનું લાગવું થાય છે તે. 'કુમળી જાતી દાઝે, કુમળી છાતી કયમે કરી સાંખે'. ૫ ભય ન રાખતાં એકદમ બાર પડવાની હિમ્મત; સાહસ; ધૈર્ય.—'વેપારમાં છાતીનું કામ છે.' 'સરકારની સામે થવાની તેની જ છાતી ચાલે.'

—'છાતી ઉભરાવી'—શોક—આનન્દથી રડવું આવવું.

—'છાતી ઊંચી આવવી—ઠરવી—તર થવી—હરખાવું; સન્તોષ થવો.

—'છાતીએ ડાઘ લાગવો'—કોઇની ખરાબ ચાલચલગતથી મનમાં દુઃખની અસર રહી જવી—તેથી વેર લેવાનો જુસ્સો રેવો.

—'છાતીએ ધરવું'—વાલમાં છાતી સરસું ચાંપવું—છાતી સાથે ભેટાડવું—ડાબવું—વળગાડવું.

—'છાતી ફાડીને ચાલવું'—મરદ છઊં એમ બતાવવું; ભભકામાં—મિજાજમાં ચાલવું.

—'છાતી કુટવી'—ઘણા શોકને લીધે છાતીને હાથેવતી ઠોકવી.

—'છાતી ચલાવવી'—હિમ્મત બિડવી. [વળવી.

—'છાતી ટાઢી થવી'—ઇચ્છા પૂર્ણ થવી; નિરાંત

—'છાતી ઠલવાવી'—ઘણો શોક થવાથી મોટે સાદે રડવું તે. ૨ સુખદુઃખની વાત મનમાં હોય તે બીજાને કહી દેવી. ('છાતી ખાલી કરવી' પણ કેવાય છે).

—'છાતી ઠોકવી—ઠોકીને કેવું'—ખાતરીથી—હિમ્મતથી—ભરોંસાથી કેવું; નિડરપણે—શક્કા વગર કેવું. ૨ ઉસકેરવું; ઉત્તેજન આપવું. ૩ સાબાશી આપવી; વાઃવા બોલવી; ધન્ય ધન્ય કેવું.

—'છાતી તોડ—વી'—શરીરને નુકસાન પોંચે તેવી ઘણીજ સખત મેહેનત કરવી;—છાતી તુટી જાય તેવું; સખત, 'તેણે તે કામમાં છાતી તોડી નાખી છે;' 'તે છાતીતોડ કામ કરે છે.'

—'છાતીની મુક્કી'—સ્વપરાક્રમ; જાત મેહેનત; ખરી લાગણી. 'છાતીની મુક્કી વિના કામ ન થાય'.

—'છાતીનું'—હિમ્મતનું—વાળું.

—'છાતીનો આધો'—હિમ્મતવાન; સાહસિક; જાતની દરકાર ન કરતાં જોખમ ખેડનાર; આઘું પાછું—નફો નુકસાન ન જોતાં એકદમ કૂદી પડનાર.

—'છાતીનો ઘા'—પુત્ર વગેરે વાલામાં વાલા માણસના મરણથી જે દુઃખ થવું તે. નફા ટોટા—લાભ હાનિમાં પોતાનો સ્વાર્થ હોય ત્યારે જેવા કાળજી દઈ કામ કરે તે. 'છાતીના ઘા વગર કામ ન થાય'.

—'છાતીપર પથ્થર મુકવો'—દલગીરીના જોસ્સાને દબાવવો.

—'છાતીપર બેસવું'—કુસ્તીમાં હરાવવું; ચીત કરવું. ૨ ઉપરીપણું રાખી હાથના માણસો પાસથી બરાબર કામ લેવું. ૩ ચાંપીને ઉઘરાણી કરવી. ૪ ત્રાગું કરવું. ૫ સન્તાપવું; પજવવું; દુઃખ દેવું.

—'છાતીપર બેસીને લોહી પીવું'—ઘણું સન્તાપવું.

—'છાતીપર હાથ નાખવો'—સ્ત્રીની છાતીપર (સ્તન પકડવાં).

—'છાતીપર હાથ મુકવો—મુકાવવો' અથવા 'છાતીએ હાથ દેવો'—ધીરજ આપવી.

—'છાતીપર—સરસું—સાથે—રાખવું'—અધીરાઈથી કોઇને ન ધીરવું; પ્રેમથી પાસેનું પાસે રાખવું.

—'છાતી પાકવી'—કફ પાકી જવો.

—'છાતી પિગળવી'—દીલમાં લાગવું; હૈયામાં—દીલમાં અસર થવી (દયા પ્રેમ વગેરે જોસ્સાથી).

—'છાતીપૂર—ભર'—છાતીલગી આવે—પોંચે તેટલું ઉંડું (પાણી ખાડા કપડું વગેરે).

—'છાતીફાટ'—ખૂબ છાતી ફાટી જાય એટલું.

—'છાતી ફાટી જવી'—એકદમ અણચિન્તાં ગભરાટમાં—આપ્તમાં આવી પડવું. ૨ નુકસાન થાય તેવા હરખમાં આવવું. ૩ છક્ક—દક્ક થઈ જવું.

—'છાતી ફુટવી'—સ્ત્રીને જોબન આવવું.

—'છાતી ફૂલવી'—આનન્દ પામવાથી—હરખથી ફૂલાઈ જવું.

—'છાતી બળવી'—અદેખાઈ કરવી. ૨ દુઃખ થવું; દયા આવવી; દિલમાં દાઝ આવવી. ૩ છાતીમાં બળતરા થવી (રોગથી).

—'છાતી બેસવી—ભાગવી'—દલગીરી—નુકસાનમાં ડુબાઈ જવું; હિમ્મત હારી જવી; ટાંટિયા નરમ થઈ જવા. ૨ ભયથી ગભરાવું; ચિન્તાથી અકળાવું. 'સિપાઇને જોતાં જ મારી છાતી બેસી ગઈ.' એકને એક છોકરો મરી જતાં તેની છાતીજ ભાગી ગઈ.'

—'છાતી ભરાઈ આવવી'—ડૂમો ચડી આવવો; પ્રેમથી અથવા મનમાં ઓછું લાગવાથી જે કંઈ લાગણી થઈ આવવી તે.

—'છાતીભેર'—સીધું ઉભું રેવું—હિમ્મતથી. ૨ સીધા ઢોળાવનું ચડણ.

—'છાતીમાં ડાઘ લાગવો'—દીલમાં ખૂબ દુઃખ લાગવું.—'પ્યારીની બેવફાઈથી આશકને છાતીમાં ડાઘ લાગ્યો.' ૨ દીલમાં વેર લેવાનો જુસ્સો રેવો.—'તે બચારાને તેના મિત્રે ગરદન માર્યો તેથી તેની છાતીમાં જબરો ડાઘ રયો છે.'

—'છાતી રાખવી'—હિમ્મત રાખવી. [શૂરવીર.

—'છાતીવાળું'—હિમ્મતવાન; બાદુર; ધીટ; નિડર;

—'છાતી હાથ ન રેવી'—મન વશ ન રેવું; લાગણી થઈ આવવી; ઉસકેરાઈ આવવું.

—'કઠ્ઠણ—ધાડી છાતીનું અને પોચી—ઢીલી છાતીનું'—હિમ્મતવાન; જેના દિલમાં સારી પેઠે લાગે નહિ તેવું તથા લાગે તો ખમી શકે તેવું અને તરત લાગે તેવું—દયાળુ—ગભરાઈ જાય તેવું—રડી દે તેવું—(માણસ).

—'ટાઢી છાતી'—સન્તોષ; તૃપ્તિ; નિરાંત; સુખચેન.

**છાત્ર,** શિષ્ય; વિદ્યાર્થી.

**છાત્ર વૃત્તિ, સ્ત્રી૦** શિષ્યવૃત્તિ; માધુકરી માગી લાવી—ઘેરઘેરથી થોડું થોડું ખાવાનું લઈ આવી ગુરુ ઘેર રહી ભણવા માટે નિર્વાહ કરવો તે.

**છાનાંછપનાં, ન૦** મર્મવાર્તા; ગુહ્યની વાત. ૨ છુપાં કામ; સંતલસ; કાવતરાં.

**છાનાછાની, અ૦** ગુપ્તપણે; છુપીરીતે. ૨ છાની વાત; ગુફતેગુ. **છાનીછપની.** [ચુપચુપ; સન્તાઈને.

**છાનામાનાં, અ૦** કોઈ જાણે નહિ તેમ; છુપીરીતે; ગુ-

**છાનું, વિ૦** કોઈ ન જાણે તેવું; ગુપ્ત; ઢાંક્યું; ખાનગી. ૨ ચૂપ; મૂગું; બોલતું બન્ધ (રે).

**છાપ, સ્ત્રી૦** વસ્તુ ડબાયાથી તેનાપર જે ચિહ્ન—નિશાની—આકાર—અક્ષર પડે તે.—'ધાતુ સિક્કાપરની છાપ', 'મીણ લાખ ઉપરની છાપ,' 'સરકારી કાગળોપરની છાપ' વગેરે; સિક્કો; મોહોર. ૨ જે બીબાંથી છાપ મારવામાં આવે તે. ૩ કોઈ વસ્તુ વારેવારે જોયાં કરેથી તેની જે આકૃતિ—તસવીર—પ્રતિબિમ્બ મનમાં રે તે. ૪ કવિતામાં સમાપ્તિ કરતી વખત તેનો બનાવનાર પોતાનું જે નામ અથવા પોતાની જે નિશાની રાખે છે તે; અભોગ. એ ચારે અર્થમાં છાપ મારવી કેવાય છે. ૫ કોઈ પણ માણસ વિષે લોકમાં જે નરસ બોલાવું તે.—'તેની આખા ગામમાં છિનાળવાની છાપ પડી ગઈ છે.' ૬ યન્ત્રમાં ડબાઈને કોરા કાગળપર પાછું ઉઠેલું એવું જે લખાણ તે. ૭ યન્ત્રમાં ડબાઈને અક્ષરોનું પાછું ઉઠવું તે; અથવા પાછું ઉઠવાની જે સફાઈ તે. ૮ ચારમાં જઈ મર્મનું બોલી સહુને નીચું જોવડાવવું તે; ઝાંખા પાડવા તે. 'તેણે તેને છાપી નાખ્યો'. ૯ ડંકો કરી આવવો; ચારમાં જઈ યશ મેળવવો તે.—એ પાછલા બન્ને અર્થમાં 'છાપ મારી આવવી—બેસાડવી,' એવા પ્રયોગો થાય છે. ૧૦ રાજાની મોહોર; સિક્કો; હુકમ. ૧૧ ધાતુના બીબાં તપાવીને તેથી જે ડામ દેવામાં આવે છે તે.—'દ્વારકાંની છાપ.'

—'છાપ ખાવી'—કનકવો—પતઙ્ગ ચગાવતાં એકદમ નીચે બેસી જાય તે. ૨ ઊંચા અધિકારપરથી એકદમ પદભ્રષ્ટ થવું તે.

**છાપખાનું, ન૦** જ્યાં પુસ્તકો છપાતાં હોય તે ઠેકાણું; છાપવાનું કારખાનું.

**છાપગર,** છાપનાર.

**છાપણી, સ્ત્રી૦** છાપવું તે; છાપવાની રીત—સફાઈ.

**છાપત, છાપ** (૫ માં અર્થમાં).

**છાપનાર—રો, પુ૦** જે માણસ છાપતો હોય તે. ૨ છાપખાનાંનો કારભારી—માનેજર.

**છાપરી, સ્ત્રી૦** નાનું છાપરું.

**છાપરું, ન૦** ટાડ તડકા વરસાદથી બચાવ કરનારો એક બે અથવા વધારે બાજુપરથી ઢળતો એવો ઘરનો જે ઉપલો ભાગ તે—સાકટા ઉપર કામડાં અથવા પકવાસા નાખી તે ઊપર નળિયાં નાખવામાં આવે છે. ઉપર આવળી તરસાડાં નાખેલાં હોય એવાં પણ છાપરાં હોય છે. ૨ આચ્છાદન; ઢાંકણુ. ૩ નાનું ઘર; ઝુપડું. 'છાપરું સડવું' કેવાય છે.

—'છાપરે ચડવું'—મોટા થઈ બેસવું; ફૂલાઈ જવું; મોંઘા થવું; માન માગવું; મગરુર થવું; બેફી જવું.

—'છાપરે ચડાવવું'—ખૂબ વખાણ કરી ફૂલાવવું.

—'છાપરું વધવું'—માથાના વાળ—હજામત ઘણી વધવી તે.

**છાપવું, ક્રિ૦ સ૦** છુટાં પાનારૂપે અથવા ચોપડીના આકારમાં રાખવાનો કોઈ પણ હાથનો લેખ, યન્ત્રના ડાબથી કાગળપર આણવો. શીલા તથા

યન્ત્રથી અને બીબાં તથા યન્ત્રથી છપાય છે. ૨ લાકડાંના કોતરેલા કકડાઓમાં રઙ્ગ ભરી કપડાંપર મુકી ઉપરથી ઠોકી કપડાંપર તરેહ પાડવી. ૩ રુપૈયા—સિક્કાપર છાપ મારવી. ૪ કાગળપર છાપ મારવી. ૫ ન્યુસપેપરની મારફતે ખુલ્લું—જાહેર કરવું. ૬ મર્મ ઉઘાડું કરી ફજેતી કરવી. ૭ છાપી નાખવું.

**છાપું, ન૦** છપાયલું તે; ન્યુસપેપર; વર્તમાન પત્ર. ૨ ચામાચેણુ. ૩ છાપ પડેલી તે; ગણના; લોકમાં બન્ધાયલું મત. 'શામસુન્દરનું છાપું'.

—'છાપું મારવું'—નિશાની કરી મુકરર કરવું.

**છાપેલું,** છાપ લાગેલું.

—'છાપેલું કાટલું'—લોકમાં ચર્ચાયલું માણસ; પ્રખ્યાત માણસ. ( યોગ્યતા વગર જેને પદવી—ખિતાબ—અધિકાર મળ્યો હોય તેને માટે મર્મમાં બોલતાં પણ વપરાય છે ).

**છાપો, પુ૦** છાપ; છપાવું તે. ૨ ઘણાં માણસે એકઠાં થઈ એકદમ કોઈનાપર ધસી પડવું તે; હુમલો.—'લશ્કરે છાપો માર્યો.' ૩ ધાતુનાં બીબાંને ચન્દન કઙ્કુ લગાડી તેનાથી કપાળે ગાલે જે ચિહ્ન કરવાં તે. ૪ લાગો; વેરો. ૫ વર્તમાનપત્ર (કચ્છી ).

**છાબ, સ્ત્રી૦** ફરતી ઊંચી બાજુવાળી તથા નીચે પડઘીવાળી અથવા વગર પડઘીની વાંસની ચીપની જે છાબ્ડરી ટોપલી તે અથવા ધાતુની જે તાસક તે. નાની છાબ ફુલ મેવો પાન સોપારી ભરવાનાં કામમાં આવે છે અને મોટી છાબ જે વાંસની ચીપની જ હોય છે તે પકવાન અને મોસાળાંની રીતમાં અથવા એવાંજ બીજાં કામમાં—ચાંલ્લો કરવાનાં, લુગડાં ભરવાનાં કામમાં આવે છે. "છાબ લઈ ચાલે મામી પનોતી, મોસાળથી મોકલ્યું રે મોસાળું" (સ્ત્રી ગીત).

**છાબડી, સ્ત્રી૦** પડઘી વગરની વાંસની ચીપની જે છાબ તે. ૨ ચામડાનું છાબ્ડરું તાજવાનું પલ્લું.

—'છાબડી કળપવી'—ભાદરવા સુદ ૮ મે છાબડીમાં કેટલીક ચીજો મૂકી મરનારને નિમિત્તે બ્રાહ્મણને આપવી તે. ૨ ગાળ દેવી; નિન્દા કરવી; લડવું.

**છાબડું, ન૦** છાબડી. "છાબડે સૂરજ ઢાંકો ન રે."

**છાયલ,** છાયેલ.

**છાયા, સ્ત્રી૦ [સં૦]** પ્રકાશ—રોશનીના કિરણોને અટકાવ થયેથી અટકાવ—બન્ધ કરનારી વસ્તુના આકાર જેવું જે અન્ધારું પડે તે; ઓળો; પડછાયો; પ્રતિબિમ્બ. ૨ પ્રકાશ—રોશનીને અટકાવી નીચે અન્ધારું કરવા સારુ અટકાવ કરનારી વસ્તુનું વચમાં આવી—ઝુમી રેવું તે.—'વડની છાયા.' ૪ નુર; તેજ; અંશ; કાન્તિ.—'પામર પૂત ઔર બાપકી છાયા.' ૫ સુખથી રેવાને માબાપ યજમાન વગેરેનો જે આસરો તે. ૬ હરકોઈ વસ્તુનું અર્થ—રૂપ—જ્ઞાન ન હોવાથી આસપાસના સમ્બન્ધથી અથવા કલ્પનાથી અર્થ—રૂપ—જ્ઞાનનો જે કંઈએક ભાસ થવો તે. 'આ શ્લોકનો અર્થ તો મારાથી સમજાતો નથી પણ એમાં રાજનીતિની છાયા દેખાય છે;' 'આ રાગમાં કંઈએક કાનડાની છાયા જણાય છે.' ૭ ચિત્રમાં જે ઝીણી ઝીણી આછી કાળી લીટીઓ તે; ભભકમાં બાર પડતો નહિ પણ ઝાંખો દેખાતો જેટલો જે ભાગ તેટલો તે. ૮ ભૂત પિશાચ વગેરેનો પડછાયો. ૯ સમાન્તર; સરખાપણું. ૧૦ સૂર્યની સ્ત્રીનું નામ. ૧૧ સેહ; દાબ; તેજ. 'તે મારી છાયામાં દબાઈ જ ગયો.'

**છાયાનટ, પુ૦** એક જાતનો રાગ.

**છાયાપથ, પુ૦ [સં૦]** આકાશ.

**છાયાપુરુષ, પુ૦ [સં૦]** તડકામાં અથવા ચાંદરણામાં ઊભા રઈને પોતાની છાયાતરફ ઘણીવાર જેયાં કર્યાપછી એકાએક—એકદમ આકાશમાં જેતાં ઊંચે જે પુરુષ દેખાય તે.

**છાયામિત્ર, પુ૦ [સં૦]** છત્રી; છત્ર. ૨ સૂર્ય.

**છાયાયન્ત્ર, પુ૦ [સં૦]** છાયાવડે કાળ માપવાનું યન્ત્ર. એક ગોળ ચકતી ઉપર આંકડા માંડેલા હોય છે, અને વચ્ચે એક ખીલો હોય છે, તે ખીલાની છાયા સૂર્યના તડકાથી આંકડા ઉપર પડે છે એટલે કેટલા કલાક થયા તે જણાય છે.

**છાયેલ, ન૦** છાપીને રઙ્ગ ચડાવેલો એવું સ્ત્રિયોને પેરવાનું સુતરઉ કપડું. એ જાતનાં લુગડાં ઘરમાં ઘણાં વપરાય છે; સાલ્લો; સાદલો.

**છાર, સ્ત્રી૦** ફૂગ. ૨ ધૂળ. ૩ રાખોડી. ૪ છારી.

—'છાર વાળવી'—ચિતા ઠણ્ડી પાડીને શબના ફૂલ—હાડકાં નદી વગેરેમાં પધરાવવા લઈ જવામાં આવે તે.

**છારવું—રી વાળવું, ક્રિ૦ સ૦** માંડી—ભૂસી વાળવું; ઢાંકી નાંખવું; ઢાંકપીછોડો કરવો.

**છારિયું, ન૦** વાસણ માંજવાનો કૂચડો.

**છારી, સ્ત્રી૦** આંખના ડોળાપર જે ચિકણું ઝીણું પડ બન્ધાય તે. ૨ કોળાં, પાતરાં વગેરેપર જે ઝીણી ઝીણી રુવાંટી તે.

**છારું, ન૦** ભીત કરામાંથી ઈંટ ચુનાનો જે સુકો ભૂકો પડે તે. ૨ નળિયાં ઈંટ વગેરેનો ભૂકો. ૩ ધૂળ કાંકરીવાળું મટોડું. ૪ બકરું; ખોકડું.

**છારોડિયા, વિ૦** વાસી (ઓટકાર).

**છારોડિયાં, ન૦** કણબી વગેરે ઉતરતી વરણના લોક પીળું લુગડું ઢાંકી માટીના ઘડા મરણ પામેલા પછાડી તેરમાને દિવસે ચકલા વચ્ચ મૂકે છે તે.

**છાલ, સ્રી૦** જેમ પ્રાણીને ચામડી તેમ ઝાડ ફળ વગેરેને આખુંનું આખું કાડવા ધારિયે તો નિકળી આવતું તથા કંઇંક ચિકાસવાળું જે ઢાંકણ તે. છેક સુકાઈ ગયલી છાલને છોડાં કેછે—અન્દરની છાલને અન્તરછાલ કરીને કેછે. લીંબુની છાલ વગેરે. **પુ૦ કેડો;** પુઠ; **છેડો;** 'છાલ છોડવો.' [ પડવું તે; છોળ.

**છાલક, સ્રી૦** જોરમાં પાણીનું ઉરાડવું—ગિંચું થઈ

**છાલકબાજી, સ્રી૦** એક બીજાની સામે જોરથી પાણી ઉરાડી ગભરાવવાની જે રમત તે.

**છાલકું, વિ૦ છાછરું.** લાક્ષણિક રીતે ઘણો વપરાય છે.—જેના પેટમાં રે નહિ તે; બીજાને કઈ દે તે. ૨ થોડી પુંજી છતે મોટું ડોળ રાખનાર. ૩ સેજ સેજમાં સાંમું ઉતરી પડે તે; બેઅદબ. ૪ હલકું; પાજી.

**છાલકું, ન૦** ગધેડાંની ઉપર કચરો અનાજ વગેરે ભરવાનો પોળા મોડાનો જે ખુલ્લો કોથળો તે. ૨ ચાર મણનો અડસટો. 'બે ત્રણ છાલકાં અનાજ પાકશે' વગેરે. **વિ૦** છલકઈ જાય તેવું.

**છાલાં, ન૦** છોતરાં; ફોતરાં—ભાતનાં છાલાં.

—**'છાલાં કુટવાં'**—જેમાંથી કંઈ તત્ત્વ ન નીકળે એવી મેહેનત—વાત કરવી તે; મિથ્યા મેહેનત.

**છાલિયાં, ન૦** પિત્તળનાં પતરાંના વાટકા જેવાં પાતળાં થાય છે તે. ૨ ચૂડો (તિરસ્કારમાં). **છાલીનું** અનેકવચન.

**છાલી, સ્રી૦** ચૂડી. 'આ લે તારી છાલી ને હું તો મારે ચાલી'.

**છાલું, ન૦** ભાત—ડાંગેર વગેરેનું છોડું—છોતરું. ૨ ઘંટીમાંથી લોટ વાળવાનું નાળિયેરનું છુંદેલું છોડું,

**છાવણ, ન૦** જેથી છાવું તે.—તાડછાં, ચીપા, છાજ, સુંથાડિયાં વગેરે.

**છાવણી, સ્રી૦** થોડા દિવસ—મહિના રેવા સારુ લશ્કરી લોક તાડછાં સુંથાડિયાં વગેરેથી છાયલાં જે મકાનો બાંધે છે તે અથવા તમ્બુઓ તાણે છે તે. ૨ થોડી મુદત કાડવા સારુ લશ્કરે જે ઠેકાણે મુકામ કર્યો હોય તે. ૩ થોડી મુદત કાડવા સારુ એકાદા મુકામ-સર પડેલું જે લશ્કર તે; લશ્કરનો પડાવ. ૪ સાધુનો પડાવ. 'સાધુની છાવણી' કેવાય છે.

**છાવર, ન૦** ઢાંકણુ. "હુંભાવનો છાવર કરીને રે, શ્રી ગીરીવરધરવર તમો વરજો રે" (દયારામ).

**છાવરવું, ક્રિ૦ સ૦** વાંક—ગુન્હો ઢાંકવો; માણીની રાહે 'હશે' એમ કઈ ઉડાવી દેવું.—'તે તેનું બધું છાવરી વાળે છે.' ૨ કુમક—તરફદારી કરવી; પસ્તું કરવું; ઉપરાણું લેવું.

**છાવું. ક્રિ૦ સ૦** વરસાદનું પાણી ન આવે તેને સારુ તાડછાં, ચીપાં, સુંથાડિયાં નાખી ઢાંકવું.—વણડી છાવી, ઘાસનું કુંદવું—છાવું, છાપરું છાવું વગેરે.

**છાશ-સ, સ્રી૦** દહીંમાં પાણી રેડી વલોવેથી જે ખાટો પ્રવાહી બને તે. વલોવતાં છાસની ઉપર જે ચિકણી તર તરે તે માખણ. છાસની કડી થાય છે.

—**'છાશ પીવી'**—સવારમાં શિરામણી કરવી.

—**'છાશ પીવા ટાણું'**—સવાર.

—**'છાશ પી છાશ'** એટલે તારી વાતમાં કંઈ તત્ત્વ—માલ—ખરાપણું નથી.

—**'છાશ બાકળી'**—કોઇ વસ્તુ—કામ બગડી—ચુંથઈ જઈ નકામું માલ વગરનું થઈ જવું તે.

—**'છાશમાં પાણી રેડવું—ઉમેરવું'**—થોડી ખરી વાતમાં ઘણી ખોટી વાત ઉમેરીને કેવું; અતિશયોક્તિ કરવી.

—**'ગન્ધાતી—ખાટી—છાશ ઉકરડે ઢોળવી'** એટલે મોટી થયલી કન્યાને લાયક વર ન મળે તોપણ ગમે ત્યાં પરણાવી દેવી; કોઈ પણ કામ અયુક્ત સ્થળે યોજવું તે.

**છાસટ, છાસેટ.**

**છાસટિયો, પુ૦** જેઠ માસમાં પાણી પાઈ ઉગાડેલી જુવાર. ૨ એક જાતના ઉંચા કુળનો રજપૂત; રજપૂતની એક જાત. એ રજપૂતની ન્યાતનો પટેલ ગણાય છે.

**છાસી, છયાસી.**

**છાસેટ, વિ૦** સાઠ ને છ; ૬૬.

**છાળ, સ્રી૦** છોળ; બોડા.

**છિંકણી, સ્રી૦** તપખીર.

**છિંકવું, ક્રિ૦ અ૦** છીંક ખાવી; નાકમાંથી અવાજ સાથે વાયુ નિકળવો.

**છિંડી, સ્રી૦** નાનું છીંડું; નવેળી. ૨ ઓરડાની પછા-ડીનો નેવાં પડવાનો ભાગ.

**છિઃ, અ૦** ધિક્કાર—તુચ્છકારના અર્થની સૂચના કરે છે; છટ. ૨ ખરાબ—તુચ્છ—હલકી ચીજ છે એમ બાળક છોકરાંઓને સમજાવવા સારું એ શબ્દ વપ-રાય છે. ૩ છીંક ખાતી વખતે નાકમાંથી જે અવાજ નિકળે છે તે.

**છિકણી, છિંકણી.**

**છિકારડું, ન૦** સરડા જેવું એક પ્રાણી, એના ફૂંકવાથી પશુ પક્ષી મનુષ્ય—પ્રાણીને ઝેર ચડી જાય છે. ૨ નાનું હરણ.

**છિકારવું ન૦** એક જાતનું હરણ (વારમ્વાર છિકયા કરતું હોવાથી એ નામે ઓળખાય છે). ૨ એક જાતની રમત.

**છિછલ્લું ન૦** તોછડું; બેઅદબ; બે સમજ; વિવેક વગ-રનું; છોકરવાદિયું; નાદાનીનું; ઊછાંછળું; મસ્તીખોર. (કામ માણસ બન્નેને લાગે છે).

**છિટકોરવું, ક્રિ૦ સ૦** પાણી સીપવું; ઝારીથી પાણી છાંટવું.

**છિટછિટ,** છટ; છટછટ.
**છિણવું, છિનવું.** ૨ છણવું—(ઘસી-વાટીને ગાળવું તે. ભાંગ શિખણ્ડ, વગેરે.)
**છિતરી, સ્ત્રી૦** બે ઘર વચ્ચે (બાજુની તરફ)ની સાંકડી ગલી.
**છિતવું, ક્રિ૦ અ૦** તરતાં વ્હાણનું તળિયું થોડાં પાણીને લીધે જમીન સાથે લાગી રેવું; લાધવું. છિતિજવું.
**છિદડી, સ્ત્રી૦** બૈરાંઓને ઘરમાં પેરવાનું એક જાતનું સુતરાઉ કપડું.
**છિદવું,** છેદવું.
**છિદ્ર, ન૦ [સં૦]** કાણું; નાકું; સુરાખ; વેહ.—છિદ્ર પાડવું કેવાય છે. ૨ ભૂલ; ખોડ; ખાપણ; દોષ; મર્મ.—છિદ્ર શોધવાં—કાડવાં એમ કેવાય છે.
**છિદ્રદર્શી, પુ૦** ફક્ત દોષજ જોનાર; એકલા દોષજ જોયા કરે તે; છિદ્રો શોધી કાડનાર. ૨ દરેક વાતમાં શકા કાડનાર.
**છિનકી, સ્ત્રી૦** રીસાળ છોકરી.
**છિનવવું—નાવવું, ક્રિ૦ સ૦** જોર કરીને કોઇના કબજામાંથી લઈ લેવું; ઝુંટવી લેવું; ખુંચવી લેવું. છિનવી—નાવી લેવું.
**છિનવું, ક્રિ૦ સ૦** પાળીથી છોલી કકડા કરવા—મોળવું; સમારવું; શાક કન્દમૂળના. ૨ છીનીવતી છીર કરવી—ખમણવું.
**છિનાળ, સ્ત્રી૦** પોતાના પરિણયત પતિનીજ સાથે સુવું એ સ્ત્રિયોનો જે ધર્મ તે મુકીને પરપુરુષ સાથે સુનારી જે સ્ત્રી તે; વ્યભિચારિણી; જારિણી; કુલટા. 'છિનાળ ચસકા'—ચાળા. 'છિનાળનું'—છિનાળના પેટનું (જન્મેલું).
**છિનાળવાડો, પુ૦** વેશ્યાવાડો; વેશ્યાની જગ્યા.
**છિનાળવું, વિ૦** છિનાળું કરનાર (માણુસ). [ચારી.
**છિનાળવો, વિ૦** છિનાળું—જાર કર્મ કરનારો; વ્યભિ-
**છીનાળવેડા,** છિનાળના જેવા ચાળા; છિનાળના જેવી ચાલ—વર્તણુક.
**છિનાળી, છિનાળું.**
**છિનાળું, ન૦** પુરુષે પરસ્ત્રી સાથે અથવા સ્ત્રિયે પરપુરુષ સાથે સુઇને સમ્બન્ધ કરવો તે; જારકર્મ; વ્યભિચાર. ૨ એ જે દોષ—ગુન્હો—પાપ તે.
**છિન્ન, વિ૦ ધા૦ [સં૦]** કાપેલું; જુદું પાડેલું; છેદેલું. ૨ મર્મનાં—દુષ્ટ—કઠણ વચનથી હૃદયમાં ઘા પડ્યો હોય—લાગણી—દુઃખ થયું હોય એવું.
**છિન્નભિન્ન, વિ૦ ધા૦** કપાઇને જુદા જુદા કકડા થઈ ગયલા તે; કપાઈ ગયલું; ભાગી ગયલું. ૨ કોઈ કામ વિખરાઈ જવું—ગુંચવાઈ જવું તે.
**છિપકળી, સ્ત્રી૦** એક જાતનો સાપ.
**છિપણું, ન૦** રામપાતર; મોટું કોડિયું.
**છિપર, સ્ત્રી૦** મોટા પથ્થરની પાટ જે ઉપર લુગડાં ધોવાય છે તે.
**છિપરું, વિ૦** ગોબરું; ગન્દું; ચુંથાયલું.
**છિપવું, ક્રિ૦ સ૦** સિપવું (ઝાડને પાણી). ૨ મટવું; તૃપ્તિ થવી. 'તરસ છીપી.' **ક્રિ૦ અ૦ છિતવું.**
**છિપાવવું, ક્રિ૦ સ૦** વ્હાણને શોભાવવું; લક્કૂર કરવું.
**છિયે, ક્રિ૦** પ્રથમ પુરુષ અનેકવચનમાં હો ધાતુનું સ્વાર્થ વર્તમાન રૂપ.—હમે—આપણે છિયે—છૈયે.
**છિલટું, ન૦** છોડું; છોતરું; ચામડી.
**છિલર, ન૦** તુટેલું તળાવ.
**છિલવું, ક્રિ૦ સ૦** છોડાં કાડવાં.
**છિરકવું, ક્રિ૦ સ૦** છાંટવું; છાંટી નવાડવું. 'યુવતીએ જદુપતીને જળે છિરકિયા' (રત્નેશ્વર).
**છીંક, સ્ત્રી૦** નાકમાં સળવળ સળવળ થઇને અવાજ સાથે એકદમ જોરમાં નાકમાંથી જે વાયુ નિકળે તે. તપખીર વગેરે સુંઘ્યાથી, સૂરજ સામું જોયાથી, નાકમાં દોરો ઘાલ્યાથી છીંક આવે છે. 'છીંક ખાતાં દણ્ડે તેવો છે.'

—'છીંકતાં છીંડું પડવું'—ખરા કારણ વિના ખોટું લગાડવું; સેજ વાતમાં રીસાઈ બેસવું; લડી પડવું.

—'છીંકતાં દણ્ડવું'—વાત વાતમાં ઠપકો આપવો-સજા કરવી, ડગલે ડગલે ભૂલ કાડવી તે.
**છીંટ, છીટ.**
**છીંટ બોરવી,** સ્ત્રિયોનું એક જાતનું પેરવાનું વસ્ત્ર—લુગડું.
**છીંડું, છીડું.** [ગન્ધાતી ચીજ. ૨ નરક; ગૂ.
**છી—છીછી, સ્ત્રી૦** હાથમાં લેવી ન ગમે તેવી ગન્દી—
**છીછી, અ૦** છટ; છિ.
**છીટ, સ્ત્રી૦** તરેહ તરેહ રઙ્ગીન ભાતનું છાપેલું સુતરાઉ કપડું. **અ૦** તિરસ્કાર કરતી વેળા બોલાય છે.
**છીટી, સ્ત્રી૦** આખા છાપેલી નાની પોતડી.
**છીટું, ન૦** બાનું; મસ; દલીલ. ૨ બારી; રસ્તો.—'બોલવામાં છીટું રાખે છે.' ૩ છિદ્ર; મર્મ; દોષ.—'છીટાં શોધવાં' એમ બોલાય છે.
**છીડી, સ્ત્રી૦** પાછલે બારણે જે ખુલ્લી જમીન તે.
**છીડું, ન૦ [સં૦ છિન્ન ઉપરથી]** વાડ—વાડીમાંથી જવા આવવાને રાખેલું જે બાકું—ઘાંડું તે. ૨ ઝાંપો. ૩ છિદ્ર; દોષ; બાનાં.—'તેણે હવે તેનાં છીડાં શોધવા માંડ્યાં.'
**છીણી, છીની.**
**છીત, સ્ત્રી૦** ચટ; કાચ્છાબો; ન જ ગમે તેવી હઠવાળી તબિયત. ૨ અતીશે ખતરો—વેમ.
**છીદરૂં, છાછરૂં.**

**છીની, સ્ત્રી૦** ખમણુ—છીર કરવાનું ઓજાર. કોપરું ખમણવાને જે હોય છે તેમાં એક પાટિયાને છેડે કાંગરીવાળો ખીલો હોય છે અને કાકડી વગેરે છિણવાને જે હોય છે તે ચીને લોડાની ઉપસેલાં આકાંની હોય છે. ૨ ધાતુ કે લાકડું ફાડવાની તથા કાપવાની લોડાની મેખ; ધાણુ મારીને કામ થાય છે તે મેખ.

**છીપ, સ્ત્રી૦** દરિયાઈ જન્તુનું ઘર; જે કઠણ ઢાંકણની અન્દર માછલી રેછે તે અથવા તેની અડધી ફાડ; મોતીની માછલીનાં કોટલાંની ફાડ.

**છીપો, પુ૦** કપડાં રંગનારો—રંગી કુટી ચકચકતાં કરનારો—છાપનારો. એનું અનેકવચન છીપા.

**છીપોલી, છીપ.**

**છીબું, ન૦** પાતેલીપર ઢાંકવાનું ધાતુનું છાછરું ઢાંકણું.

**છું, ક્રિ૦** પ્રથમ પુરુષ એકવચનમાં હો ધાતુનું સ્વાર્થ વર્તમાનરૂપ. હું છું.—દ્વિતીય પુરુષ એકવચનમાં પણ કેટલાક વાપરે છે.—'તું કોણ છું?'

**છુંછુંદર, છછુંદર.**

**છુંછાં, ન૦** કપડાંની રુવાંટી. ૨ વણ્યા વગરનાં કપડાંનાં સૂતરના કટકા. ૩ ધન્તરમન્તર; જાદૂ વિધા. [મોં; ડાચું.

**છુંછું, ન૦** કદરૂપું મોઢું; પશુનું ભુંગળી જેવું લામ્બું

**છુંદણી, સ્ત્રી૦** છુંદવું તે; છુંદવાની ઢબ.

**છુંદણું, ન૦** બાયડીના થાનનું દુધ અથવા તાંદળજાની ભાજીનો રસ તથા કાજળ ભેગાં કરીને તેનું ચામડીપર ટપકું કરી તે ટપકાને સોયની અણીએ ટોંચ્યા કરી અને પછી લોહી નિકળે ત્યારે તેનાપર હળધર ને મેંશ ડાબેથી જે ડાઘ પડે છે તે; ત્રાજુડું. છુંદણાં છુંદવાં—છુંદાવવાં. છુંદણાં ઘણું કરીને ગાલે, નાકે, ઓઠની નીચે હડપચીએ, ભમ્મરે ને હાથે હોય છે. કેટલીક બૈરીયો તો કાંચળીના આકારનાં છુંદણાં છુંદાવે છે.

**છુંદવું, ક્રિ૦ સ૦** પગતળે—ગાડીતળે ડાબવું; કચરવું. ૨ ખૂબ મારવું. ૩ કુટી—ખાંડી લોચા—છુંદા જેવું કરવું. ૪ દબાવ્યા કરવું.

**છુંદો, પુ૦** છુંદેથી જે હાલત થાય તે; કચૂમર; ખીમો.

**છુ:, અ૦** ફૂંક મારેથી—ઉરાડવાથી જે અવાજ થાય તે બતાવે છે (જાદુ—ધન્તરમન્તરની ક્રિયા કરતી વખત). ૨ કણ્ટાળાથી બોલવામાં આવે છે. ૩ કૂતરાને ઉસકેરતી વખત બોલવામાં આવે છે.

**છુટ, છૂટ.**

**છુટક, અ૦** જથાબન્ધ નહિ પણ કકડે કકડે; જેમ જેમ ખપ જાગે તેમ તેમ; પરચૂરણ; અફેકું.

**છુટક, વિ૦** જાદું જાદું; સ્ફુટ; પરચૂરણ; અનેક સાહિત્ય હોય તેવું.

**છુટકબારી, સ્ત્રી૦** કોઈ વાત—અડચણમાંથી છૂટા થવાનો રસ્તો—જુગતી તે.

**છુટકબારો, પુ૦** અડચણમાંથી નિકળીને બાર આવવું તે; છુટકો; છુટકારો; નિકાલ. ૨ સ્ત્રી કે પ્રાણીમાદાને પ્રસવ થવો તે.

**છુટકારો, છુટકો.**

**છુટકો, પુ૦** કોઈ પણ બન્ધન—ફાંસા—પાપમાંથી બાર નિકળી આવવું તે; મુક્તિ. ૨ કરજ—કજિયાથી મોકળું થવું—છૂટું પડવું તે.

**છુટવું, ક્રિ૦ અ૦** કોઈ પણ બન્ધનથી દૂર—મોકળું થવું. ૨ કરજવાળી—ચુકાવી દઈ તે વાતની ફિકરથી દૂર રેવું. ૩ કેદ—કેદખાનામાંથી બાર આવવું. ૪ ગાંઠરૂપે એકઠા થઈ ગયલા દોરા વગેરેના વાળોનું જાદું પડવું.—'ગાંઠ છૂટી;' 'કરમનું ગુંછળું છૂટું પડી ગયું', વગેરે. ૫ મળેલા સાંધા—ભાગોએ જાદું પડવું. ૬ કાંણાં—છિદ્રમાંથી બાર ઝરપી આવવું.—'પરસેવો—જોભો છુટવો.' ૭ એકાએક ધુમ્જરી થઈ આવવી.—'કણકણા છુટવા.' ૮ એક ઠેકાણેથી એકાએક વાસ—ગન્ધ—પવન નિકળી આવી પસરવો. ૯ ધાતુનું, ઇન્દ્રિવાટે જોરમાં બાર નિકળવું; સ્ખલિત થવું; વીર્ય પડવું. ૧૦ ગાંડમાંથી વા નિકળવો—પાદવું અથવા મળ નિકળવો.—'વા છુટ્યો;' 'ઝાડો છુટી ગયો;' 'ગાંડ છુટી ગઈ'. ૧૧ ઘોડા બળદ વગેરેએ એકદમ જોરમાં કબજો તોડી દોડી—નાશી જવું. ૧૨ દીલના જોસ્સા—મનના વિકારોનું એકદમ ઉભરાઈ આવવું. 'તેને તે વાતથી ઘણો ગુસ્સો છુટ્યો હતો.' ૧૩ રોગ—દુ:ખ—અડચણમાંથી નિકળી આવવું. ૧૪ પાપરૂપી ફાંસામાંથી બાર પડી ઈશ્વરની અને ઇશ્વરને પ્રિય એવાં જે નીતિનાં કામ તેની લતમાં રેવું. ૧૫ બન્દુક તોપ કામઠી વગેરેમાંથી ગોળો ગોળી તીર વગેરેનું જોરમાં બાર ઉડી જવું; ફૂટવું.—'આતસબાજી છુટે છે.' ૧૬ નિશાળમાં એકઠા થયલા શિખનારનું એકમેકથી જાદું પડવું—રજા મળી હોય તેવું થવું. 'નિશાળ છુટી—પાંચ વાગા હશે;' 'તે આજ નિશાળેથી વેલો છુટ્યો છે.' ૧૭ ગભરાવું; બી જવું.—'વાત સાંભળતાંજ પોતીયું છૂટી ગયું. ૧૮ ખરચાવું. 'ચમડી તૂટે પણ દમડી ન છૂટે.' 'છુટાં થવું.' બન્ધનમાંથી. **છુટી જવું—સજા—કેદમાંથી.** 'છૂટી પડવું'—નકામું—વ્યર્થ જવું—ના કેવી. ૨ બંધન ઢીલું થવું. કરારમાંથી—સરતમાંથી મુક્ત થવું. 'કરી છૂટવું'—મરજી હોય કે ન હોય તોપણ કબૂલું કામ કરવું. 'ગ્રહણ છૂટવું.'—ગ્રહણનું મુક્ત થવું.

**છુટાછેડા, પુ૦** સ્ત્રીને પ્રસવ થવો તે; સ્ત્રિયે અથવા સ્ત્રીજાત પ્રાણીયે પોતાના ગર્ભરૂપ પ્રાણીને બાર

કાઢી તે બારથી છૂટાં થવું તે. ૨ પરિણિત સ્ત્રી પુરુષે એક બીજાથી જુદું રઈ પોતપોતાની મરજી મુજબ ચાલવા સારુ પોતાનું માંડેલું ઘર ભાંગી નાખી એક બીજાથી જૂદું પડવું તે; ફારગતી; તલાક. ૩ ⁎કષ્ટદાળાના કામમાંથી હાથ કાઢી નાખવો તે. 'છુટાછેડા થવા.'

**છુટાપણું, ન૦** કોઇનો પણ અંકુશ—બન્ધન—અટકાવ નહોય તેવી હાલત; છૂટ હોય તેવી હાલત; સ્વતન્ત્રતા.

**છુટી—ટ્ટી, સ્ત્રી૦** કામ—બન્ધનથી છુટું પડવું તે. ૨ રજા; કામ કરતાં વચમાં થોડીએક મુદત સુધી બન્ધ રેવું તે અથવા એ જે થોડી મુદત થાક ઉતારવાની મળે તે. ૩ નવરાસ; ફુરસદ; અવકાશ; પરવાર.

**છુટું—ટ્ટું, વિ૦** બન્ધન—કેદમાં ન હોય તે.—'તે ચાકરી—કેદથી હાલ છૂટો છે.' ૨ સાંધામાંથી જૂદું પડી ગયું હોય તેવું.—'ટેબલનું પાટિયું પાયાથી છૂટું પડી ગયું છે.' ૩ ઝુલતું; લટકતું; મોકળું; પસરતું. 'છોકરા, તારો ખેસ ખભાપર છૂટો રાખ;—હાથપર ન લે.' ૪ વચમાં વચમાં અન્તર હોય તેવું; સકુંડાયલું ન હોય તેવું; છેક પાસે પાસે નહિ તેવું.—'છોકરાઓ છૂટા છૂટા બેસજો.' ૫ જૂદું થઇને એકલું રયલું—પડેલું હોય તેવું.—'આખો તાવ શું કરવા ફાડ છે, એક છૂટો કાગળ—કકડો પડયો હોય તે આપ'. 'મારી પાસે છૂટો અડધો નથી આખો રુપિયો છે'. ૬ કરજ—પાપથી મોકળું—મુક્ત થયલું. ૭ સખી; ઉદાર; ખરચાળ.—'તે હાથનો છૂટો છે'. ૮ સેજ સેજ વાતમાં હદથી બાર જઈ બોલનાર; ગાળ દેવાની—મર્મ ઉઘાડવાની—મારવાની ટેવ હોય તેવું.—'તે મોડાંની છૂટી છે'; 'તે હાથનો છૂટો છે.'

—છૂટું મેલવું—બન્ધનથી દૂર રાખવું. ૨ એકલું રેવા દઈ પોતાની નજરમાં આવે તેમ કરવા દેવું; વઈ—વણી જવા દેવું.

—'છૂટે છેડે'—ખેસના બન્ને છેડા છૂટા મૂકેલા હોય એવી રીતે. "કોઈ છૂટેછેડે જુએ છેલરે, માગે બળિયા તે દેવની બેલરે" (માંધાતાખ્યાન).

—'છૂટે દોપટ્ટે'—છડા—એકલા હોય તેવી રીતે. "બાપુ કહે સત નામને ભજી લો, જેને છૂટે દોપટ્ટેથી ફરવું રે."

—'છૂટે મોડે'—શરમ કે અદબ રાખ્યા વગર.

—'છૂટી ચાલે'—અટકાવ વગર.

**છૂટું છવાયું, વિ૦** કોઈક કોઈક; ઘણે અન્તરે અન્તરે.

**છુપછુપામણ, સ્ત્રી૦** એક જાતની રમત; એણુગેણુ દીવા ગેણુની રમત; સન્તાવું ને શોધી કાઢવું તે.

**છુપવું, ક્રિ૦ અ૦** સન્તાઈ જવું; બેમાલમ—ગુપ્ત—છાનું ભરાઈ રેવું.

**છુપાવવું, ક્રિ૦ સ૦** સન્તાડવું; બે માલમ—ગુપ્ત—છાનું રાખવું.

**છુપું, છૂપું.**

**છુમકો, પુ૦** નાચતાં ઘુઘરી ઘુઘરાનો થતો અવાજ.

**છુમછુમ, અ૦** એવો થતો અવાજ—ઘુઘરીનો.

**છુમન્તર, ન૦** છેલ્લી વારે સિદ્ધ થાઓ એ અર્થમાં છુઃ કઈને ભણેલો જે મન્તર તે; જાદુમન્તર.

—'છુમન્તર કરવું'—કોઈ વસ્તુ ઉડાવી—ચોરી જવી—ઓળવવી તે. ૨ કોઇને ભોળવીને ઠગી લેવું તે.

**છુરિકા, સ્ત્રી૦ છરી.**

**છુરી, છૂરી.**

**છુવાવું-ઈજવું, ક્રિ૦ અ૦** અડકાયાથી અપવિત્ર થવું; અભડાવું.

**છુવું, છૂવું, છોવું.**

**છૂંદો, છુંદો.**

**છૂટ, સ્ત્રી૦** બન્ધી—અટકાવ—ડાબ—તાબા—કબ્જાથી દૂર હોવું—રેવું તે; બીજાને દુઃખ ન થાય ને પોતાની ઇચ્છા પ્રમાણે વર્તાય તેવી જે સ્થિતિ તે; સ્વતન્ત્રતા. ૨ સત્તા; હક. ૩ રજા; પરવાનગી.—'તેને તે કામ કરવાની છૂટ છે.' ૪ ઘટાડો; ઓછું.—'બીલ તો સો રુપિયા વાજબી હતું પણ તેણે દશ રુપિયા છૂટ મુકી.' ૫ શરમ—અદબ રાખ્યા વગર; ખુલા દીલથી 'છૂટથી વાત કરવી'. ૬ સ્ત્રીની મશ્કરી કરવી.

**છૂટું, છુટું—ટ્ટું.**

**છૂપું, વિ૦** બે માલમ; ગુપ્ત; છાનું. ૨ સન્તાઇ રયલું.

**છૂરિકા, સ્ત્રી૦ છરી.**

**છૂરી, છરી.**

**છૂવું, છોવું.**

**છેતાળીસ, વિ૦** ચાળીસ ને છ; ૪૬.

**છે, ક્રિ૦** તૃતીય પુરુષ એકવચન અનેકવચનમાં અને દ્વિતીય પુરુષ એકવચનમાં હો ધાતુનું સ્વાર્થ વર્તમાનરૂપ. 'તે છે,' 'તેઓ છે;' 'તું છે.'

**છેછે, છીછી.** ૨ નહિ નહિ; એમ નહિ.

**છેક, અ૦** છેડાલગી ગયલું હોય તેમ; ત્યાંસુધી;—સીમા—અન્ત—છેડો બતાવે છે. ૨ તદન; તમામ; બીલકુલ; પૂરું. ૩ ઘણું જ; પુષ્કળ. ૪ હદથી જ્યાદે; નુકસાન કરે તેટલું વધી—વઈ ગયલું હોય તેમ.

**છેકણી, સ્ત્રી૦** જેથી લખેલું છેકાય—રદ થાય તે ઓજાર.

**છેકવું, ક્રિ૦ સ૦** રદ છે એમ જણાવવાને અક્ષર—દસ્કત—વાક્ય ઉપર લીટો ખેંચવો; છેકો મારવો; ચેરવું; ભુસવું. ૨ રદ કરવું.

**છેકાછેક, અ૦** છેડા—કોર—નાકા સુધી; ઠેઠ; છળાછળ. ૨ જ્યાં ત્યાં છેકા પાડેલા હોય તેવું.

**છેકો, પુ૦** છેકવું તે; છેકેલું છે એમ બતાવનારું ચિહ્ન; લીટો; ડાઘ. ૨ રદ કરવું તે.

**છેટી, છીટી.**

**છેટું, ન૦** બે જગાની વચમાંનું અન્તર; ટપ્પો; પલ્લો; ગાળો; વેગળાઈ. બે ગામ વચ્ચે છેટું. 'અહીંથી તે ગામ સુધી ચાર ગાઉનું છેટું છે.' એ શબ્દ વખતને પણ લાગે છે પણ તેમ થોડો વપરાય છે. ૨ સાંસા; અસમ્ભવ; છૂટા—દૂર—જૂદા હોવું તે. "સત્યભામાનું મોઢું તમે જુઓ એ વાતનાં તો છેટાંજ સમજવાં" (રોશદર્શિકા).

**છેટે, અ૦** દૂર; આઘે; લામ્બે; વચમાં ઘણો અન્તર હોય તેટલે. **છેટે બેસવું,** ઋતુ આવવો; અભડાવું; અળગું બેસવું.

**છેડ—ડણી, સ્ત્રી૦** છેડવું તે. ૨ ખીજ; અટકચાળું. ૩ વચમાં હાથ ઘાલવો તે. ૪ અડકી ખરાબ કરવું. 'છેડ—છેડણી કરવી'. છેડાપડવું—છેડણી થયાના સબબથી દૂરવું દૂર રેવું. ૫ ખેડુતનું એક ઓજાર; લામ્બી ને ચપટી લાકડાની જે પાટલી તુઝાની વચ્ચે ખોસેલી હોય છે તે.

**છેડતી, સ્ત્રી૦** છીડાં; દોષ; છિદ્ર. 'છેડતી શોધવી.'

**છેડલો, પુ૦** છેડો (કવિતામાં).

**છેડવું, ક્રિ૦ સ૦** અડકવું. ૨ વગર આવડતે—અખત્યારે અડકી ખરાબ કરવું; વચમાં હાથ ઘાલવો. ૩ કોઇની કેડે પડી તે ખિજાય તેમ કરવું; ચિડવવું.

—'છેડી જોવું' એટલે થોડુંક અડકી—પુછી સામાનું મન જોવું.

—'છેડ્યાં કરવું' એટલે અટકચાળું કરી ખીજવ્યા કરવું.

**છેડાગાંઠણ,** પરણતી વખત વરકન્યાના વસ્ત્રના છેડા ગાંઠવામાં આવે છે તે. ૨ વરવહુના છેડા બાંધવા માટેનો નણન્દનો કર—રીત.

**છેડાછેડી, સ્ત્રી૦** લગ્ન ક્રિયામાં પાનેતરનો અક્કેકો છેડો વર વહુના હાથમાં ઝલાવી રાખવો તે. ૨ વરના જામા—વસ્ત્ર સાથે વહુની ઘાટડીની ગાંઠ બાંધવામાં આવે છે તે.

**છેડો, પુ૦** હર કોઈ વસ્તુ—વાત—બનાવનું પૂરું થવું તે અથવા તેને સમ્પૂર્ણ કરતો જે છેલ્લો ભાગ તે; સમાપ્તિ; અન્ત; આખર; છેવટ; પાર; છેહ. ૨ હદ; સીમા. ૩ મોત; મૃત્યુ; નાશ. ૪ ટોચ; શિખર. ૫ છેલ્લો ઠરાવ; નિકાલ. ૬ નિદાન; પરિણામ; ફળ. ૭ લુગડાંનો પલો; પાલવ.

—'છેડે ગાંઠ વાળવી'—યાદ રાખી મુકવું; કાળજી રાખવી.

—'છેડે બાંધવું—લેવું'—ગ્રહણ કરવું; એકઠું કરીને લઈ લેવું. ૨ પાછું લઈ લેવું. "માનવું હોય તો માનજે, નહિ તો છેડે બાંધીશ ઉચાર" (ધીરો). ૩ બ્યસન—કુછન્દે વળગવું તે.

—'છેડાછોડી નાંખવા'—આશા મૂકી દેવી; હિમ્મત હારવી. ૨ સમ્બન્ધ તોડી નાખવો; મુક્ત થવું; છૂટા થવું.

—'છેડો છોડવવો'—કામ—દેણુ પતાવીને દૂર કરવું; ફરીથી નામ ન લે તેવું કરવું. ૨ નિકાલ કરવો.

—'છેડો છૂટો—છૂટકો કરવો'—તલાક આપવી; ફારગતી આપવી. ૨ કોઇની સાથે વેવાર સમ્બન્ધ બન્ધ કરવો—તોડી નાંખવો.

—'છેડો ઝાલવો'—આશ્રય કરવો. ૨ પરણવું. 'છેડો ઝાલ્યો છે તે કયાં જાય?'

—'છેડો પકડવો'—પછાડી લાગવું; આગ્રહ કરી—જબરજસ્તીથી માગવું.

—'છેડો પાથરવો'—કાલાવાલા—આજીજી—પ્રાર્થના કરવી. ગરીબાઈ—નરમાશથી બોલવું (ખોળો પાથરવો પણ કેવાય છે).

—'છેડો ફાડવો—ફાડી આપવો'—સ્ત્રી પુરુષે રાજી ખુશીથી લગનનો સમ્બન્ધ રદ થયાની ફારગતી આપવી—તલાક આપવો.

—'છેડો વાળવો'—સ્ત્રિયે વિલાપ કરી—રાગ કાઢીને રડવું તે. સ્ત્રિયે લાજ કાઢવી (વ્યંગમાં).

—'છેડો લેવો'—પાછળ લાગવું; પજવ્યા કરવું. ૨ વાત—કામ પૂરુ કરવાને મણ્ડવું—મણ્ડયા રેવું.

**છેંટલો, પુ૦** જેસલો; બે તરફ અણીદાર ફાંકાંવાળું કાંટાના ભારા ઉપાડવાનું બાવળના લાકડાનું ખેડુતનું એક ઓજાર.

**છેણી, સ્ત્રી૦** ફરસી; વિંધણું.

**છેતરપિણ્ડી, સ્ત્રી૦** છેતરવું તે; ઠગવું તે.

**છેતરવું—રીજવું, ક્રિ૦ સ૦** આડું અવળું સમજાવવું; ભુલાવામાં નાખવું; ગફલત થાય તેમ કરવું; છળવું. ૨ ચોરવું; ઠગવું; ફસાવવું.

**છેતરામણ, ન૦** જેમાંથી છેતરાઇયે તેવું જે કંઈ તે.

**છેતરાવું, ક્રિ૦ અ૦** કોઈ છેતરતું હોય—કોઇયે છેતર્યું હોય તેવી હાલતમાં આવવું.

**છેતાલીશ—સ,** ચાલીસ ને છ; ૪૬.

**છેદ, પુ૦** કાણું; નાકું; છિદ્ર. ૨ કાપ; ચીરો; ઘા. ૩ ભાજક; જે સઙ્ખ્યાયે ભાગવું હોય તે; એક આખી વસ્તુના અમુક ભાગ કરવા એવું દેખાડનારો અપૂર્ણાંકમાં અંશની નીચે લીટી દોરીને લખેલો જે આંકડો તે. $\frac{3}{4}$ એ અપૂર્ણાંકમાં ૩ એ અંશ અને ૪ એ છેદ.—એક આખી વસ્તુના ૪ ભાગ કરી તેમાંથી ૩ લેવાના.

**છેદક, વિ૦ [સં૦]** છેદનાર; કાપનાર. ૨ ભાજક; છેદરૂપે રેનાર.

**છેદન, ન૦ [સં૦]** છેદવું—કાપવું તે. છેદની રેષા—લીટી એટલે જે લીટી બીજીને છેદતી—કાપતી હોય તે.—ભૂમિતિમાં.

**છેદનબિન્દુ, ન૦** જ્યાં બે અથવા વધારે લીટીયો એક બીજીને કાપતી—મળતી હોય તે બિન્દુ.

**છેદનભેદન, ન૦** ભાંગી તોડી નાંખવું; નાશ કરી નાંખવો.

**છેદવું, ક્રિ૦ સ૦** [સં૦ છિદ્—કાપવું] કાપવું; ચિરવું; ભાગ—કકડા કરવા. ૨ કાણું—નાકું—છિદ્ર પાડવું. ૩ એક બીજાને કાપવું—મળવું. 'તે બે લીટી એક બીજાને છેદે છે.' ૪ છેદ રૂપે રહીને ભાગવું. ૫ નિકન્દન કરવું; નાશ કરવો; ઉખેડી નાખવું. 'તેણે કુળ છેદી નાંખ્યું.' ૬ અટકાવવું. 'મારો મઝ્જો—લખોટો છેદીશ નહિ.'

**છેબાં,** છિદ્ર.

**છેર, સ્ત્રી૦** નરમ ઝાડો; પાણી જેવું અધાણ; ચરકેલું તે. સહુ પ્રાણીને લાગે છે પણ પક્ષીની અધારને તે વધારે લગાડવામાં આવે છે. [નો રોગ.

**છેરણટો, પુ૦** અધામણ; પાતળો ઝાડો થવો તે. ઢોર-

**છેરવું, ક્રિ૦ અ૦** પાતળો ઝાડો થવો; પાણી જેવું અધવું; ચરકવું.

**છેરાટો—રો, છેરણટો.**

**છેલ, પુ૦** જે પુરુષને લુગડાં ઘરેણાંથી પોતાની જાત શોભાવવાનું ઘણું કોડ હોય છે તે અથવા જે શણગારાઇને ફરતો હોય તે; અકડબાજ; ફાંકડો; ઇશકી ટટ્ટુ; વરણાગિયો. એ શબ્દ વિશેષણ દાખલ પણ વપરાયછે.

**છેલકડી, સ્ત્રી૦** બાખવાળી; કાનના ઉપરના વિન્ધમાં લટકતી રહે તેવી ત્રણ મોતી કિંવા બે મોતી ને એક લાલ -લીલમવાળી વાળી; કોકરવું.

**છેલછબીલું, વિ૦** શણગારથી છબી જોવા લાયક થઈ હોય તેવું; દેખાવડું; ફટડું; શોભીતું; રૂપાળું. છેલછબીલો ને છેલછબીલી. [ ગિયેણ.

**છેલડી, સ્ત્રી૦** વરણાગી—નખરાં કરનારી સ્ત્રી; વરણા-

**છેલડો,** છેલ ( કવિતામાં ).

**છેલપડી, સ્ત્રી૦** વેપારીયોમાં ૧૬ એ સઙ્ખ્યાનો સઙ્કેત છે.

**છેલબટાઉ, પુ૦** છેલ અને બટાઉ—લુચ્ચાઈ સોદાઈ કરી જાણનારો ફાંકડો—ફક્કડ માટીડો; છેલ—ખુબસુરત અને શરીરે ભરેલો એવો જુવાન; શોખી જીવડો.

**છેલવેલું,** છેલ્લું; છેવટનું.

**છેલાઈ, સ્ત્રી૦** છેલપણું; છેલ થવાની રીત—છેલની જે હાલત તે; દેખાવડાપણું; વરણાગી; ઇશકી.

**છેલાણી—ની, વિ૦** છેલ. એ શબ્દ સ્ત્રી પુરુષ બન્નેને લાગે છે. 'છેલાણી જીવડો' એમ કેવાય છે.

**છેલી, વિ૦** છેલ. "મન દેવ છે મસ્તાની અને વળી છેલી" (બાપુ). ૨ **છેલાઈ.**

**છેલી—લ્લીવારે, અ૦** આખરે; અન્તે.

**છેલું, છેલ્લું.**

**છેલ્લું, વિ૦** છેક સહુની પછવાડેનું; છેડાનું; છેવટનું; અન્તનું.

—'છેલ્લા-લ્લે કયારે પાણી'—ગર્ભિણીને પ્રસવનો નજીકનો વખત. ૨ મોતનો નજીકનો વખત.

—'છેલ્લા દાડા'—ગર્ભવતી સ્ત્રીને પ્રસૂતિનો સમય—નજીક આવ્યો હોય તે; ગર્ભ રહ્યા પછી નવમો દશમો મહિનો.

—'છેલ્લી ઊંઘ'—મરણ; મોત.

—'છેલ્લી ઘડી'—મરવાની અણી.

—'છેલ્લી સનદ'—મનુષ્ય દેહ

—'છેલ્લી સલામ'—ફરીથી મળવાની આશા ન હોય ત્યારે કે ઘણે લામ્બે વખતે મળવાની આશા હોય તે વખતે બોલાય છે.

—'છેલ્લું ઘર'—આગલું સાસરું ( નાતરીઆ લોકમાં બોલાય છે). ૨ સ્મશાન.

—'છેલ્લું સાધન'—ચોરાશી લાખ યોનિમાં મનુષ્ય દેહ ( મોક્ષ મેળવવાનું સાધન છે તેથી).

—'છેલ્લે પગથિયે'—હલકી સ્થિતિમાં.

—'છેલ્લે પાટલે બેસવું—જવું.'—વાત કરતાં કોઈ બોલ ઉપરથી રીસાઇને સમ્બન્ધ તોડી નાંખે—ન કરવાનું કરી નાંખે તેમ કરવું—બોલવું; હદ—મર્યાદા ઓળઙ્ગી જવી.

—'છેલ્લો અક્ષર'—ઇશ્વરનું નામ. ૨ છેવટનું કેવાનું; ઉપદેશ; સારભૂત વચન; છેલ્લું કેણુ. ( ધમકી આપવાના અર્થમાં). [ (જન).

—'છેલ્લો પરોણો'—મોતની અણી ઉપર આવેલું

—'છેલ્લો શ્વાસ'—મરણ સમયનો શ્વાસ—દમ.

**છેલ્લે—સરવાળે, અ૦** છેક સહુની પછવાડેથી; આખરે નિદાને; છેવટે; સરવાળે; છેલ્લી વારે—વખતે.

**છેવટ, સ્ત્રી૦** આખર; છેડો; અન્ત; શેવટ.

**છેવાડું—ડું, વિ૦** છેલ્લું. 'છેવાડો-છેલ્લો આવજે.'

**છેવાવું, ક્રિ૦ અ૦** છેલ્લું આવી પોચવું. ૨ છેલ્લું આવેથી શરમાવું—જઙ્ખવાવું.

**છેહ, પુ૦** દગો; વિશ્વાસઘાત. ૨ છોડી દેવું—રઝળતું મુકવું—ત્યાગ કરવો તે. ૩ અન્ત; છેડો.

**છૈઆં—યાં, ન૦** છોકરાં; છોકરા છોકરી; સન્તાન. 'છૈયાં છોકરાં' કેવાય છે.

**છૈએ—યે, છિયે.**

**છૈઓ—યો,** છોકરો. (પોતાનો અથવા પારકો).

**છો, ક્રિ૦ અ૦** દ્વિતીય પુરુષનું અનેકવચનમાં વર્તમાન સ્વાર્થ રૂપ. 'તમે છો.' [સારા.

—'છો ભલા તો છિયે ભલા'—તમે સારા તો અમે

—'છો રહ્યું'—પડી રહેવા દે એ અર્થમાં.

**છો,** સ્ત્રી૦ મડીઆ કાંકરાને ભઠ્ઠીમાં પકાવેથી ચૂના જેવો પણ ઝાંખો સફેત પદાર્થ બને છે તે. છો, કરા ચણવાના કામમાં આવે છે; ચૂનો. 'છો કરવી' —કોલ કરવો. ૨ છોલાણું કરવું.

**છો—છોને,** અ૦ જે હાલતમાં હોય તે હાલતમાં હોવા દેવું, એવો અર્થ રાખે છે.—'છોને રડે, મારું શું જવાનું છે?' 'છો કરતો—છોને કરતો; કરે છે તેને કરવા દે.' એમાં કરનારની મરજી મુજબ થાય છે; કોઈ રીતનો અટકાવ નહિ. 'છોને કરતો, મર-મરને કરતો' એમ બોલાય છે.

**છોઈ,** સ્ત્રી૦ પતરાવળી કરવાની સળી. ૨ છો.

**છોકરમત,** સ્ત્રી૦ બાળક જેવી અક્કલ—બુદ્ધિથી કામ કરવું તે; સમજ—પુખ્ત વિચાર વગરનું.

**છોકરવાદ,** વિ૦ બાળક છોકરાંના જેવાં આચરણ હોય તે; નાદાન; થોડી અક્કલનું; છાંછળું; અવિવેકી.

**છોકરવાદી,** સ્ત્રી૦ બચ્ચાં જેવું આચરણ; નાદાની; તોછડાઈ. ( પુખ્તપણાનું ઉલટું તે છોકરવાદી. )

**છોકરી,** સ્ત્રી૦ સ્ત્રી જાત બાળક; બાળકી; (બાર વરસની ઉમર લગીની). ૨ દાસી; ચાકરડી. ૩ કન્યા; પુત્રી; દીકરી.

**છોકરું,** ન૦ બાળક; છોકરો અથવા છોકરી; બેટો અથવા બેટી. એ શબ્દ માણુસ જાતને જ લગાડવામાં આવે છે.

**છોકરો,** પુ૦ પુરૂષ જાત બાળક—જન્મથકી તે ૧૬—૨૦ વરસ લગીનાને એ શબ્દ લાગે છે. ૨ પુખ્ત નહિ પણ કાચા—ફરી જાય તેવા વિચારનો નાદાન જુવાન.

**છોગલું,** છોગું.

**છોગલો,** પુ૦ લૂગડાનો કકડો; રુમાલ.

**છોગાં,** છોગું—એનું અનેકવચન.

**છોગાળો,** પુ૦ પાઘડીમાં છોગાં રાખનારો; છેલછબીલો; લાડકવાયો છોકરો. "સામું જો નંદના છોગાળા" (દયો).

**છોગું,** ન૦ ફૂલનો લટકતો નાનો ગુચ્છો. ૨ ફુદતો—ઉડતો રાખેલો પાઘડી—ફેંટાનો કસબી તોરો-છેડો.
—'જરા ઉઘાડે છોગે'—જાહેર રીતે—ખુલ્લી રીતે.

**છોછ,** સ્ત્રી૦ ચોખ્ખાઇને લીધે અડકવા—સમ્બન્ધી દીલનું જે પાછું હઠવું—સંકોચ પામવું તે; શંકા; વેમ.

**છોછત,** સ્ત્રી૦ છોછ. ૨ ખણખોદ.

**છોછું,** વિ૦ ભરાવ—બાર પડતું ન હોય તેવું; બાર પડતી શોભામાં જે થોડીક કસર હોય તેવું; આછું.

**છોજ,** છોછ. [ચામડાંનો પટો.

**છોટું,** વિ૦ [હિં૦] નાનું, છોટો; છોટું. ૨ પેંગડાં રેવાને

**છોડ,** પુ૦ નાનું ઝાડ—અનાજના છોડ કેવાય છે. જે ઝાડ મથોડાંથી ઊંચું વધેલું હોય તે છોડ ન કેવાય; રોપો. ૨ ન૦ ગર્ભનું વધવું બન્ધ થઈ તેનું સુકા છોડરૂપ—છોડાંરૂપ થઈ જવું તે.

**છોડબાંધ,** સ્ત્રી૦ વારે વારે છોડવું ને બાંધવું તે.

**છોડવવું,** ક્રિ૦ સ૦ છોડે તેમ કરવું; છૂટે તેમ કરવું.

**છોડવું-ઢીલવું-ઢીલુકવું,** ક્રિ૦ સ૦ વળગેલું હોય તેને છૂટું કરવું. ૨ અડચણ—કબજા—કેદમાં હોય ત્યાંથી છૂટું કરવું. ૩ હાથમાંથી મૂકી દેવું. ૪ પાસેથી દૂર કરવું. ૫ (છોડવું) સંસારના પાશથકી મુકાવવું—મુક્ત કરવું. ૬ ફોડવું; બાર કરવો.

**છોડવો,** છોડ.

**છોડાવવું,** છોડવવું.

**છોડિયાં,** ન૦ લાકડાં ચિરતાં—ઘડતાં જે છોડાં પડે તે. છોડિયું એકવચન. વળી આમ પણ બોલાય છે કે 'તે છોડીયા જેવું છે' એટલે છેક પાતળું.
—'છોડાં પાડવાં—ફાડવાં' એટલે ઠપકો દેવો.

**છોડી,** સ્ત્રી૦ છોકરી.

**છોડું,** ન૦ ઝાડની સુકી છાલનો જે કકડો તે. ૨ લાકડાં ચિરતાં જે નાના પાતળા કકડાઓ જુદા પડે તેમાંનો એકેક. ૩ સુથારો લાકડાં ઘડે છે તારે જે પાતળા કકડા જુદા પડે છે તેમાંનો એકેક. ૪ ફળની ઉપરનું કોટલું અથવા તેની ઉપરની છાલ; છોલ.

**છોત,** છોછ.

**છોતરું,** છોડું.

**છોતેર—તેર,** વિ૦ સિત્તેર ને ૬—૭૬.

**છોબન્ધ,** સ્ત્રી૦ છો અને ઈંટ અથવા પથરાથી બાંધેલું જે કામ તે; છોવાળું—છોબન્ધ કામ ને મટોડી કામ એમ કેવાય છે.—ચોક, અગાસી, ભીંત વગેરે છોબન્ધનાં હોય છે.

**છોભવું,** ક્રિ૦ અ૦ જક્કવાવું; ખિસિયાણા પડવું.

**છોયલું,** વિ૦ છોલાણું કરેલું.

**છોર,** પુ૦ અસ્ત્રો.

**છોરવું,** ક્રિ૦ સ૦ અણીદાર હથિયારથી—કોદાળીથી સોરવું, ઉઝરડવું, ખોદવું.

**છોરિયું,** ન૦ કોદાળી.

**છોરી,** છોકરી.

**છોરો,** છોકરો.

**છોરું,** ન૦ બચ્ચું; બાળક; નાનું છોકરું.

**છોલ,** સ્ત્રી૦ ફળની ઉપરનો જે કઠણ ભાગ તે. કેરી કેળાંની છોલ. ૨ છેક જ પાતળું ને બારીક જે છોડું તે. ૩ ઉપરની ચામડી.

**છોલવું,** ક્રિ૦ સ૦ છોલ કાડવી. ૨ ઘસવું. ૩ ઉપરનાં છોડાં કાડવાં. 'વાલ છોલવા—ફોલવા.' ૪ વિરુદ્ધ બોલવું.

**છોલાં,** છાલાં.

**છોલાટવું, ક્રિ૦ સ૦** સખ્ત શબ્દોમાં કોઇને ઠપકો આપવો; પોતાના મનનો ઉભરો સમે એવી રીતે કોઇને ખીજવું.
**છોલાણું, ન૦** કોલ દીધા પછી સહેલો દઈ ઘસેલું તે.
**છોલાવું, ક્રિ૦ અ૦** છોલેલું થવું. ૨ સોરાવું; ચામડી ઉખડવી.
**છોવરાવવું, ક્રિ૦ સ૦** છો દેવડાવવી; ચૂનો કરાવવો; છોલાણું કરાવવું.
**છોવાવું, ક્રિ૦ અ૦** અડકાયાથી અપવિત્ર થવું; અભડાવું; છોવાઈ જવું.
**છોવું, ક્રિ૦ સ૦** અડકીને અપવિત્ર કરવું; અભડાવવું. ૨ છોલાણું કરવું.
**છોળ, સ્ત્રી૦** પાણીની મોટી છાલક. ૨ **પુ૦** હોડો; મોજો; તરફ. ૩ પુષ્કળપણું.
**છોળવું, ક્રિ૦ સ૦** બાળકે દૂધની ઉલટી કરવી.
**છોં, છઉં.**

## જ.

**જ, પુ૦ [સં૦]** ઓગણીસમો મૂળાક્ષર; આઠમું વ્યજન વર્ણ. **જન્મેલું** તે એવો **અર્થ** રાખે છે—વંશજ, અજ, જલજ, અણ્ડજ ઈ૦. વળી એ શબ્દ ગુજરાતીમાં યના અપભ્રંશરૂપે વપરાય છે.—યમુના—જમના, યાચક—જાચક, અદ્ય—આજ, યક્ષ—જક્ષ, યજુર્વેદ—જજુરવેદ ઈ૦. **અ૦** નિશ્ચય—નકીનો અર્થ બતાવે છે.—'તમે આવજો જ, તું ત્યાં જજે જ,' 'તમે કરજો જ,' 'તેની પાસેથી લેશો નહિ જ.' ૨ પોતે; એકલો; માત્ર.—'તમે જ આવો,' 'તે મારી જ ચોપડી છે.' ૩ તે જ એવો અર્થ રાખે છે.—'ચાકર તે ચાકર જ.' ૪ પુષ્કળ; અતિશય.'તેને ત્યાં બહુ જ પૈસો છે.' ૫ કામમાં ન આવે એવો અર્થ રાખે છે.—'તે જોડો મારે પગે ઘણો જ મોટો પડે છે.' ૬ ખુટતી માત્રા પૂરવાને વપરાય છે (કવિતામાં).
**જઈ,** જદી; જ્યારે.
**જઈ—ઇં,**—'જા'નું ભૂત કૃદન્ત. ૨ પૈસો. ૩ જ્યાં.
**જઈફ, વિ૦** ઘરડું. ૨ નબળું.
**જક, સ્ત્રી૦** જીદ; હઠ; બૉસ. ૨ તકરાર; ભાંજગડ.
**જકડબન્ધ,** તાણીને બાંધવું તે.
**જકડવું—ડીલેવું, ક્રિ૦ સ૦** ખેંચીને ટાઈટ—તક્કુ—મક્કમ કસીને બાંધવું. જકડવું—ટાઈટ બન્ધાઈ રેવું.
**જકર, સ્ત્રી૦** જીદ; હઠ; ખેંચતાણ.
**જકાત, સ્ત્રી૦ [આ૦]** દેશાવરથી આવતા ને દેશાવર જતા માલ ઉપર સરકાર જે હકસાઈ લે તે; મેહેસુલ; દાણ. જતાંપર જે હકસાઇ તે નિકાસ જકાતને આવતાંપર જે હકસાઈ તે આયાત જકાત. જમીન—ઘર—કમાઈ—ઉપર સરકાર જે હકસાઇ લે તને છાપો—વેરો—કર કે છે. **જકાતદાર**—જકાત ઉઘરાવનાર. ૨ કામદાર.
**જકિયો—કી, વિ૦** હઠ—બૉસ કરનારો; હઠીલો; તકરારી; માથાકૂટિયો.
**જક્કી, જકી.**
**જક્ષ, પુ૦ [સં૦ યક્ષ]** ગણુદેવ; કુબેર. ૨ વિચિત્ર પ્રચણ્ડ પુરુષ. **જક્ષણી**—જક્ષની સ્ત્રી. વિચિત્ર ભયંકર દેખાવની બીયામણી સ્ત્રી; પિશાચણી.
**જખ, સ્ત્રી૦ [સં૦ ઝષ]** માછલું. **જખ મારવી—** ખોટું તો કીધું ખરું—પસ્તાઉં છું, હવે માફ માગું છું એવો અર્થ રાખે છે. 'જખમારી ને ગૂ ખાધું' એમ કેવાય છે.—'ખાઇને જખમારવી'—ખાધા પછી એઠવાડો કાડવો. ૨ જક; હઠ; જીદ.
**જખમ, ન૦ [ફા૦]** ધાર, ઘસરકો, ફટકો વગેરેથી ચામડી તથા માંસમાં જે કાપ—ચીરો પડે તે; ઘાવ. ૨ (લાક્ષણિક). ધોકો; બદનામી; બટ્ટો.—'તેની આબરુને મોટું જખમ લાગ્યું.' ૩ દિલમાં ન ખમાય તેવું લાગવું તે; મન દુખાવું તે.—'એકના એક જુવાનજોધ છોકરાના મરણથી અથવા માશુકની બેવફાઇથી તેને મોટું જખમ લાગ્યું છે.' ૪ નુકસાની; એકદમ ટોટામાં આવી પડવું તે.—'તેને શેરના સટ્ટાથી મોટું જખમ લાગ્યું છે.' જખમ કરવું—લાગવું—રુઝવું.
**જખમાયલું, વિ૦ ધા૦** જખમી થયલું; ઘાયલ.
**જખમી, વિ૦ [ફા૦]** જેને જખમ લાગ્યું હોય તે—(માણસ, દીલ વગેરે); ઘાયલ.
**જખ્ખડ, વિ૦** કઠ્ઠણ ને મજબૂત શરીરનો તેમ થોડી અક્કલનો; જડસો.
**જગ, જગત.** ૨ જગા (કવિતામાં).
**જગકર્ત્તા, પુ૦ [જગતકર્ત્તા]** પરમેશ્વર.
**જગજીવન, ન૦ [જગજીવન]** જગતનું જીવન અથવા જગતનું જે જીવન તે; ઇશ્વર.
**જગણ, પુ૦ [સં૦]** (કવિતામાં) આઠ ગણમાંનો એક—વચમાં ગુરુ ને આસપાસ લઘુ. ગણેશ, શિયાળ, શિકાર, વગેરે.
**જગત, ન૦ [સં૦]** ઈશ્વરે જે સર્વ્વ ઉત્પન્ન કર્યું છે તે; વિશ્વ; બ્રહ્માણ્ડ. ૨ પૃથ્વી; મૃત્યુ લોક; સંસાર. ૩ લોક; જનસમૂહ; પ્રજા.
—'જગતની ગાળ'—અપજશ; બદનામી; કલંક.
—'જગતનો વા વાવો'—દુનિયાંનો અનુભવ મેળવવો—જગત્—લોકના છળ પ્રપંચથી જાણીતા થવું.
**જગતજનેતા, સ્ત્રી૦** જગતને ઉત્પન્ન કરનારી ઇશ્વિર શક્તિ; જગદમ્બા.
**જગતજામ, પું૦** ઈશ્વર; અંતર્યામી; સર્વવ્યાપક. "આશા કેરી તો દોરી તોડી, દોરી જોડી જગતજામ" (નિરાંત).

**જગતપ્રસિદ્ધ, વિ૦ [સં૦]** જગતમાં પ્રસિદ્ધ તે; દુનિયાં—લોકમાં જાહેર.

**જગતભવાડો, પુ૦** કલઙ્ક, બદનામી; અપજશ. "એક દિવસમાં સૌ સુખ સાંત્યું, જગતભવાડો કીધો" (દયો).

**જગતી, સ્ત્રી૦** પૃથ્વી. ૨ જગત્; દુનિયાં. ૩ પિંગળને એક છન્દ-વિભાગ.

**જગતીસુર, પુ૦** બ્રાહ્મણ.

**જગત્રય, ન૦ [સં૦]** ત્રણ જગત—સ્વર્ગ, પૃથ્વી ને પાતાળ; ત્રિભુવન; ત્રણલોક.

**જગત્કર્ત્તા, પુ૦** ઇશ્વર. ૨ બ્રહ્મા.

**જગત્પતિ, પુ૦** ઇશ્વર. ૨ રાજા.

**જગત્પ્રાણ,** વાયુ.

**જગત્સાક્ષી,** સૂર્ય.

**જગત્સ્રષ્ટા,** ઇશ્વર. ૨ બ્રહ્મા.

**જગદમ્બા—મ્બિકા, સ્ત્રી૦ [સં૦]** જગતની મા; ઇશ્વરની માયારૂપ શક્તિ તે. ૨ પાર્વતી.

**જગદાધાર, પુ૦** જગતનો આધાર—ઇશ્વર.

**જગદાત્મક,** જગતને આત્મ સ્વરૂપ માની વર્તનારો.

**જગદાત્મા, પુ૦ [સં૦]** જગતનો આત્મા; ઇશ્વર.

**જગદાભાસ, પુ૦** દૃષ્ટિસૃષ્ટિ; દેખાવરૂપે જ સૃષ્ટિ. (વેદાન્તમાં.)

**જગદીશ-શ્વર, પુ૦ [સં૦]** જગતનો ધણી; ઇશ્વર.

**જગદુદ્ધાર, પુ૦ [ સં૦ ]** જગતનો ઉદ્ધાર; તારણ; મુક્તિ. ૨ મુક્તિ આપનારો; તારનારો.

**જગદ્ગુરુ, પુ૦** પ્રાણીયોના મનને જ્ઞાનથી પ્રકાશિત કરનારો; જગતનું કલ્યાણ કરનારો ગુરુ.

**જગદ્વન્દ્ય, વિ૦** જગતમાં—સહુએ પૂજવા જોગ.

**જગન, પુ૦ [સં૦ યજ્ઞ]** પાપથકી છુટવાને—ઇશ્વરને કોપ સમાવવાને—તેની કૃપાપ્રસાદી મેળવવાને બકરો ઘોડો ઇ૦ અગ્નિમાં હોમવો તે; પશુનો ભોગ આપવાનો હોમ.

**જગનભડાકો, પુ૦** મોટું જબરું કામ (લાક્ષણિક).

**જગન્નાથ, પુ૦ [સં૦]** વિષ્ણુનો નવમો બુદ્ધાવતાર; જગતનો સ્વામી—પાલક. ૨ હિન્દુસ્તાનની ચારે દિશાએ ચાર મોટાં ધામ—જાત્રાનાં ઠેકાણાં છે તેમાંનું એક, જે પૂર્વ તરફ ઓરીસા પ્રાન્તમાં છે તે. 'હમે તે શું જગન્નાથરાયજી હોઇશું કે?' એટલે તારા હાથ ચાલશે તારે મારા નહિ ચાલે કે?

—'જગન્નાથજીનો પ્રસાદ'—જેમાં કોઈ જાતનો વટાળ માનવામાં ન આવે એવી વસ્તુ.

**જગન્નાથી, સ્ત્રી૦** એક જાતનું સુતરાઉ કપડું.—એના વીસ વીસ વારના તાકા હોય છે. એનાં અઙ્ગરખાં, ધોતિયાં, સાળુ, પાઘડી વગેરે બને છે. ૨ હાંડલી (જગન્નાથની હાંડલી ઉપરથી).

**જગન્નિન્દ્ય, વિ૦** જગતમાં—સહુએ નિન્દવા જોગ.

**જગન્નિયન્તા, પુ૦ [ સં૦ ]** જગતની વ્યવસ્થા રાખનારો; સહુને જે જોઇયે તે પુરું પાડનારો.

**જગન્નિવાસ, પુ૦ [સં૦]** જગતમાં રેવું છે જેનું તે. (વ્યાપી રેવું અને આધાર થઈ ધરી રાખી રેવું). અથવા જગતનો નિવાસ છે જેમાં (જગત જેવડે ચાલ્યું—નિભ્યું જાય છે) તે ઇશ્વર.

**જગન્મિત્ર, પુ૦ [ સં૦ ]** જગત્—સહુનો મિત્ર.

**જગપતિ, પુ૦ [ સં૦ જગત્પતિ ]** પરમેશ્વર.

**જગબી,** કોઈ દિવસ ખેડાયલું ન હોય પણ ઘાસનું રખાણ હોય તે ખેતર; બીડ.

**જગા—ગ્યા, સ્ત્રી૦** ઠેકાણું; ઠામ; સ્થાન; સ્થળ. ૨ એકાદું કામ; ચાકરી; પદવી. ૩ કારણ; પ્રયોજન; બારું; રસ્તો. 'હવે તેને વધારે બોલવાની જગા રઈ નથી.' ઊભું રેવાની જગા એટલે આસરો; આધાર. જગાપર ને જગાપર એટલે તેજ ઠેકાણે. જગે જગે એટલે ઠેકાણે ઠેકાણે. જગે—જગાપર—જગોપર એટલે બદલે; વતી; બદલી દાખલ.

**જગાડવું, ક્રિ૦ સ૦** જાગે તેમ કરવું; ઉંઘમાંથી ઉઠાડવું. ૨ ચેતવવું; જાણ કરવી.

**જગાત, જકાત,**

**જગાવવું, ક્રિ૦ સ૦** હોકારા પાડી ચક્ચળ—જાગૃત—ધામધૂમવાળું—ગાજતું કરવું. 'તે ધણી ધણિયાણીયે મોલ્લો જગાવ્યો—જગાવી મુકયો.' ૨ ઊભું કરવું; મચાવવું; ઉસકેરી જમાવડો કરી સામે થવું.—'બણ્ડ જગાવવું.'

**જગો, જગા.**

**જગ્ત, જગત** (કવિતામાં).

**જગ્તમાત, સ્ત્રી૦** પાર્વતી.

**જઘન, ન૦** જાંઘ.

**જઘાત, સ્ત્રી૦** મરી ગયલાં બાળક છોકરાંનાં તથા કુંવારા પુરુષનાં શરાધ નિમિત્તે ઠેરવેલો ભાદરવા વદ તેરસનો જે દિવસ તે. **જઘાતિયો** એટલે કુંવારો પુરુષ. (જઘન્યજ વા જગધું-એ ઉપરથી).

**જઙ્ખના, સ્ત્રી૦** ઝાંખું જોવું તે; કંઈ કંઈ યાદ આવવું-વિચાર થવો તે; સ્વપ્નના જેવો ભાસ. ૨ કલ્પના. ૩ સ્વપ્નુ; સાણું. ૪ ધ્યાન. ૫ કાળજી; ખન્ત.

**જઙ્ખવાઈજવું—વું, ક્રિ૦ અ૦** અતિ પ્રકાશથી અથવા પ્રકાશમાંથી અન્ધારામાં જતાં આંખોની જોવાની શક્તિમાં કમીપણું થવું તે. ૨ ચેહેરો ફીકો પડવો; નૂર ઉતરવું; ઝાંખું પડવું; લજવાવું; શરમ લાવવી. જઙ્ખવાણું પડવું પણ કેવાય છે.

**જઙ્ખવું, ક્રિ૦ સ૦** જઙ્ખના રાખવી.

**જઙ્ગ, સ્ત્રી૦ [ ફા૦ ]** મોટી લડાઈ; યુદ્ધ; રણસઙ્ગ્રામ.

**જઙ્ગડિયા, પુ૦** એક ઠેકાણેથી બીજે ઠેકાણે તિજોરી સાચવી લઈ જનારા લશ્કરી સિપાઇયો.

**જઙ્ગમ, વિ૦ [ સં ]** એક જગેથી બીજી જગોએ ખસેડાય—લઈ જવાય—જઈ શકે તેવી (વસ્તુ). એનું ઉલટું સ્થાવર. સ્થાવર મિલકત ને જઙ્ગમ મિલકત. **પુ૦** એક પન્થના જોગી.—એ શિવલિઙ્ગને પુજે છે અને બ્રાહ્મણોને ધિક્કારે છે.

**જઙ્ગલ, ન૦ [સં૦]** માણસનો વાસ અને ખેતી ન હોય તેવું મોટું મેદાન, પછી પાડ ઝાડીવાળું અથવા એમનું એમ ઉજડ—ખુલ્લું હોય; વેરાણ; રાન; વન; અરણ્ય; વગડો. **જઙ્ગલજવું,** ઝાડે ફરવા—દીશાએ જવું. (ગામડાના લોક પાદરે વગડામાં ઝાડે ફરવા જાય છે તે ઉપરથી.)

**જઙ્ગલી, વિ૦** જઙ્ગલ સમ્બન્ધી—જઙ્ગલી ઝાડ; જઙ્ગલી કુતરો વગેરે; જઙ્ગલી માણસ વગેરે. ૨ જેને કંઈજ સમજ ન હોય તે; અસમજ; મૂરખ; શેહેરની રીતભાતથી અણવાકેફ હોય તે. ૩ વગર ખેડે એમનું એમ ઉગી નિકળેલું—ઝાડ ઘાસ છોડવો વગેરે.

**જઙ્ગલીજટ, પુ૦** દુનિયાંદારીમાં—વિવેકમાં કંઈજ સમજે નહિ તે; જડસો; ગામડિયો; રેંચો; ગાવદી.

**જઙ્ગલો, પુ૦** એક રાગ (ગાયનમાં).

**જઙ્ગાલ, પુ૦** તાંબાને ખટાસ લાગ્યાથી જે ખારરૂપ ઘણો લીલો ને જરા ભૂરો એવો જે પદાર્થ બને છે તે. તાંબાપરનો કાટ—લીલો રઙ્ગ બનાવવાના કામમાં આવે છે—શુદ્ધ કરેલો જઙ્ગાલ ઓસડમાં પણ કામ આવે છે.

**જઙ્ગી, વિ૦ [ ફા૦ ]** લડાઇમાં ઘુમનાર; બહાદુર. લડાઈ સમ્બન્ધી મોટું—જબરું. 'જઙ્ગી વાણુ.' ૨ મોટું. 'જઙ્ગી કામ: જઙ્ગી ઘર.' **સ્ત્રી૦** નાની બારી; કોટની સરીલમાં પાડેલું બાકોરું.

**જઙ્ઘ, જાંઘ.**

**જંઙ્ગુડિયાં, ન૦** રાજદ્વાર, દેવસ્થાન અથવા એવાજ કોઈ મોટા સ્થાન આગળ કે અમુક પ્રસંગે ચોઘડિયાં બદલવાનો વખત દેખાડવાનો ઢોલ ને ડ્રમકા વગાડવા બેસનારા માણસો.

**જઙ્ઘા, સ્ત્રી૦ [સં૦] જાંઘ.**

**જઙ્ઘાસ્ફોટન, ન૦** જાઙ્ઘ થાબડવી તે.

**જજમાન, પુ૦ [સં૦ યજમાન]** યજ્ઞ—હોમ, અનુષ્ઠાન આદિ કર્મનું ફળ પામનારો; જેને માટે એ કર્મો થતાં હોય તે. જજમાન કર્મ કરાવે છે ને ગોર તેને માટે—તેની વતી કરે છે. ૨ જે ધણીના ઉપર જીવાઇનો આધાર રેતો હોય તે; આશ્રય આપનારો.

**જજમાનવરતી, સ્ત્રી૦ [ યજમાનવૃત્તિ ]** પરમ્પરાથી બન્ધાતા આવેલા જજમાનો ઉપર જીવાઇનો જે આધાર હોવો તે; જજમાનોનું ગોરપદું કરવાનો જે ધન્ધો તે.

**જજમાનિયા, પુ૦** જેઓને જજમાનો હોય તે—જે બ્રાહ્મણો, વાણિયાઓનું ગોરપદું કરતા હોય તે જજમાનિયા.

**જજિયો, પુ૦** શિર ગણતીનો કર; માથા દીઠ લેવાનો જે વેરો તે.

**જઞ્જાર, સ્ત્રી૦** ખાણણીના આકારની નાની તોપ.

**જઞ્જાળ, પુ૦** ઘર સંસાર-ધન્ધા રોજગાર સમ્બન્ધી જે ગુંચવાડો—ખટપટ—લફરું તે; ઉપાધિ.

**જઞ્જાળી, વિ૦** જેને જઞ્જાળ હોય તે (માણસ). ૨ સંસારમાં ઘણો બન્ધાઈ ગયલો હોય તે. "જઞ્જાળી જીવડા મુક્તિની જુક્તિ ન જાણે."

**જઞ્જીર, ન૦ સ્ત્રી૦ [ફા૦]** સાંકળ; ઝાંઝરિયાં; બેડી. 'જોર કસીને તોડવાં જનાનિનાં જંજીર'. ૨ ઘડિયાલની અન્દરની કમાન.

**જઞ્જીરો, પુ૦ [ફા૦]** પાણીમાં બાંધેલો જે કિલ્લો તે. ૨ ટાપુ; બેટ. ૩ પૈડાંવાળી નાની તોપ; જમ્બુરો. ૪ હનુમાનની સાધનાનો મન્ત્ર અથવા યન્ત્ર-જન્તર.

**જટ—લ, વિ૦** સમજે નહિ ને હઠ કરે તે; હઠીલું; અનાડી; માથું ફોડાવે તે—માણસ. **જઙ્ગલીજટ.**

**જટા, સ્ત્રી૦ [સં૦]** માથા ઉપર ગુંથેલી લામ્બી લટોને ચૂડી ઉતાર જે ઉભો આકાર તે; લામ્બો ચોટલો. શિવને માથે અને શિવના ભક્ત જોગીયોને માથે જટા હોય છે. 'કોઈ લાવે હાથે ઝાલી કોઈ લાવે કેડે ઘાલી, જટામાં ઘાલીને કોઈ નથી લાવ્યું નારી' ( નરસહીં ). 'આજકાલનો જોગી ને ઘૂંટણ લગી જટા'. ૩ વડના ઝાડનાં લામ્બાં લટકતાં મુળિયાં. ૪ વેદના મન્ત્ર ભણવાનો એક પ્રકાર.—પ્રથમ સાદી રીતે મન્ત્ર ભણવો—પછી તેનાં પદ ને ક્રમ કરવાં; પછી તેની જટા કરવી અને પછી ઘન કરવો, એમ અનુક્રમ છે. **જટાપાઠી**—પદ, ક્રમ ને જટા એટલે લગી જેને વેદનો પાઠ હોય તે.

**જટાજૂટ, પુ૦ [સં૦]** જટાનો બનાવેલો જે મુગટરૂપ આકાર તે.

**જટાધર—ધારી, પુ૦** જેને માથે જટાભાર હોય તે તપસ્વી. ૨ શિવ. ૩ વડવૃક્ષ.

**જટામાસી, સ્ત્રી૦ [જટામાંસી]** એક જાતની ઔષધિ.

**જટિયાં, ન૦** ટુંકા ને બડછટ વાળ—અમ્બોડો વાળ્યા વિનાના છૂટા.

**જટિલ, વિ૦ [સં૦]** જટાવાળો; જટાધારી. 'જટિલ જોગી.'

**જઠરાગ્નિ, પુ૦ [સં૦]** પેટમાંની જે ગરમીથી ખાધેલું પચી જાય તે; પાચન કરનારી શક્તિ.

**જડ, વિ૦ [સં૦]** ભાર—વજનવાળું; નક્કર; ભારી. ૨ હાલે ચાલે નહિ તેવું; જીવ ચૈતન વગરનું. ૩ પચે નહિ તેવું (ખાવાનો પદાર્થ—ખોરાક). ૪ સુસ્ત; આળસુ; ધીમું; ઠરડું. ૫ ઠોઠ; કમઅક્કલ; અજ્ઞાન; બૂંધી.—જડ બુદ્ધિનું માણસ. ૬ ઉદાસી; ગમગીન; દુઃખ—શોખ ગુસ્સાથી ઘુમરાયલું.

**જડ, સ્ત્રી૦** મૂળ; મૂળિયું; મૂળ ચોંટેલાં હોય તેવો છોડવાનો ભાગ. ૨ ખીલી; મેખ; જેથી બે સાંધા જોડાઈ જાય તે. ૩ સમ્રુદ્ધ; પુષ્કળ પૈસો એકઠો થવો તે.—'તેની પાસે હવે સારીપઠે જડ બાઝી છે'. ૪ જડતા. 'હૃદયતણી જડ મોડ.' 'જડજવી'—પૂરેપૂરો નાશ થવો.

**જડજ, પુ૦ [અ૦]** ઇનસાફ ચુકવનારો; ન્યાયાધીશ.

**જડતર, ન૦** મળતર; પ્રાપ્તિ. ૨ (ઘરેણાં) જડવા—બેસાડવા—મડવાની રીત.

**જડતા, સ્ત્રી૦** જડપણું. ૨ અજ્ઞાનતા; ઠોઠપણું.

**જડતું, કૃ૦** બેસતું આવવું. 'જુઠું ને જડતું.'

**જડત્વ, ન૦ [સં]** જડતા. ૨ પદાર્થના પાંચ સામાન્ય ધર્મ કહ્યા છે તેમાંનો એક.—**નિર્ભેદ્યતા, પરિમેયતા, આકાર, વિભાજ્યત્વ** અને જડત્વ. હોય તે સ્થિતિ ન બદલવાનો પદાર્થમાત્રનો જે સ્વભાવ તે.—સ્થિર—ઠરી હાલતમાં તો એ જ હાલતમાં અને ગતિની હાલતમાં તો એ જ હાલતમાં રેવું તે.

**જડત્વાકર્ષણ, ગુરુત્વાકર્ષણ.**

**જડબું, ન૦** મોડાના તળે ઉપરનાં બે હાડકાં જેમાં દાંતો હોય છે તે; ડાચું.

**જડબેસુલાખ, [અ૦]** મક્કમ; બન્ધબેસતું; સજ્જડ. ૨ તાબડતોબ.

**જડભરત, પુ૦** ઝાઝું બોલે ચાલે નહિ, બેઠો ત્યાં બેઠોજ એવો જડ ને તેમ થોડી બુદ્ધિનો જે પુરુષ તે. (એ નામનો એક જ્ઞાની હતો તેની વૃત્તિ ઉપરથી.)

**જડમૂળ, ન૦** રોપાનું મુળિયું જ્યાં પ્રથમ બાઝ્યું હોય તે અથવા એ ઠેકાણે બાઝેલું જે મુળિયું તે. જડ-**મૂળથી—માંથી** એટલે જડમૂળ હોય તે ઠેકાણેથી; મૂળ—આરમ્ભથી માંડીને તે બધુંજ; તળિયાઝાટક. 'તેણે તેને જડમૂળથી ઉખેડી નાંખ્યો.'

**જડવું, ક્રિ૦ સ૦** ઠોકીને બેસાડવું—જોડી દેવું.—'બારણા સાથે નરમાદા જડવાં.' ખાનાંમાં ઘાલી માંય કંઈ વસ્તુ મૂકી આસપાસની કોર ડાબી દેવી; બેસાડવું. 'વાડીમાં નક્કૂ જડવું.' **ક્રિ૦ અ૦** પ્રાપ્ત થવું; મળવું; હાથ લાગવું.—'ખોવાઈ ગયલી જડી.' 'તે ચાકરી શોધે છે પણ જડતી નથી.' ૨ લગાડવું; સાંધવું.

**જડસુ, વિ૦** જડ (૨, ૩, ૪, ૫, અર્થમાં). 'જડસુ માણસ.'

**જડામણ—ણી, સ્ત્રી૦** જડવાની મેહેનતના બદલામાં જે આપવું તે.

**જડામૂળ,** મૂળમાંથી નાશ થવો તે.

**જડાવ, વિ૦** સુનાંની ખોલમાં હીરા પાના માણેક મોતી વગેરે જડેલાં—બેસાડેલાં હોય તેવાં. જડાવ અથવા જડાવનાં ઘરેણાં.

**જડાવવું, ક્રિ૦** જડવાનું જે કામ કરાવવું તે.

**જડિયાં, ન૦** કુમળાં મૂળિયાં. ચાર, ભાજી વગેરેના મૂળનાં જડિયાં.

**જડિયો, પુ૦** હીરા માણક વગેરેને સુનાની ખોલમાં બેસાડનારો—જડનારો; પચ્ચીગર. જડિયો સાધારણ કામ કરે છે ને પચ્ચીગર ઝીણું સફાઇનું—ઊંચું અઘરું કામ કરે છે.

**જડી, સ્ત્રી૦** છોડ, વેલો, ઝાડ વગેરેનાં મૂળિયાં. (ડાંખળી—છોડિયું—છાલ તેપણ). ૨ ઔષધિ.

**જડીબુટ્ટી, સ્ત્રી૦** ઔષધિના મુળિયાં, વેલા, ઝાડ, છોડ વિગેરે. 'જડીબુટ્ટી સુંઘાડવી;' ઉંધું ચત્તું, આડું અવળું સમજાવી—ભોળવી પોતાના મત—વિચારનું કરવું. ૨ ચમત્કારિક રીતે જ્ઞાન આપવું.

**જણ, પુ૦—સ્ત્રી૦—ન૦ [સં૦ જન]** શખસ; આસામી; માણસ. એ શબ્દની પેલાં એક બે સો એવાં વિશેષણો જોડાય છે. એક જણ—જણો આવ્યો હતો, ત્રણ જણ—જણીયો આવી હતી, એક જણ—જણું આવ્યું તો હતું, પણ કોણ હતું તેની મને સુરત નથી. ચાર જણ—જણાં (સ્ત્રીપુરુષ મળીને) હતાં. જણદીઠ એટલે અકેકા જણને જોઇને અથવા અકેક જણને. જણ શબ્દ મનુષ્યને વિષે જ પ્રવર્ત્તે છે.

**જણઝણાટ, ઝણઝણાટ.**

**જણતર, ન૦** જણેલું તે; બચ્ચું; છોકરું. ૨ જણવાની રીત.

**જણતી, સ્ત્રી૦ [સં૦ જનની]** જન્મ આપનારી; મા.

**જણવવું, જણાવવું.**

**જણવું, ક્રિ૦ સ૦** સ્ત્રીયે પોતાના પેટમાંના છોકરાનો જન્મ આપવો; પ્રસવવું. એ શબ્દ મનુષ્ય સ્ત્રીને જ લાગે છે.—પશુઓને સારુ વિયાવું—વ્યાવું એ શબ્દ છે. ૨ (લાક્ષણિક) બાર કાડવું; પેદા કરવું; જન્મ આપવો. 'જણનારીમાં જોર નહિ તો સોય્યાણી શું કરે.'

**જણસ, જનસ.**

**જણાવવું, ક્રિ૦ સ૦** જાણ કરવી; જાણીતું કરવું; ખબર આપવી; કેવું. ૨ ઇસારત કરવી; ચેતવવું; સુચવવું ૩ સ્ત્રી સેહેલથી જણે તેવું કરવું; **જણના-**રીને જણતાં મદદ કરવી (સોય્યાણી—દાઇએ).

**જણાવું, ક્રિ૦ અ૦** જાણ પડવી; માલમ પડવું; ખબર—થવી; સમજવામાં આવવું.—'તારા બધા ફેલ હવે મને સારીપેઠે જણાયા.' ૨ જાંખું દેખાવું; ભાસવું; લાગવું; કલ્પના ઉઠવી; કંઈ કંઈ માલમ પડવું.—'આજના વરસાદનાં ચિહ્ન ઉપરથી જણાય છે કે તે પાછલા પોરનો ઉઘડી જશે.'

**જણ્ડો, જુણ્ડો.**

**જત, અ૦ [સં૦ યત્]** જેને લખવું હોય અને જે કંઈ લખવું હોય તે એનો સમ્બન્ધ દેખાડનાર શબ્દ; જે. ૨ કારણ કે; આથી જાણવું કે.

**જતડું, જતરડું.**

**જતન, ન૦ [સં૦ યત્ન]** પાળવા—રાખવા—સાચવવા વગેરેમાં જે તજવીજ રાખવી તે; સમ્ભાળ લેવી તે. "જતન કરજો જાતનાંરે."

**જતરડું, ન૦** સુનાં રૂપાં વગેરેના તારને કાણાં કાણાંવાળા જે ઓજારવડે ખેંચી લામ્બો કરવામાં—વધારવામાં આવે છે તે. જતરડી, જતરડો પણ કેવાય છે. 'જતરડામાં આવવું'—ફસાવું; મોટી સફ્ડામણમાં આવવું; ભારે નુકસાનીમાં આવી પડે તેવી સ્થિતિમાં જવું—મુકાવું.

**જતવાડ,** કપાસની એક જાત. (વઢવાણ વીરમગામ વચ્ચે થાય છે).

**જતી, પુ૦ [સં૦ યતિ-તી]** જૈન માર્ગનો—શ્રાવક લોકોનો ત્યાગી ધર્મોપદેશક—સાધુ; ગોરજી. **સ્ત્રી૦** કવિતા વાંચતાં વચ્ચે વચ્ચે અટકાવાનું—દમ લેવાનું ઠેકાણું; વિરામ; વિશ્રામ. મતિ જતી, યથામતિ (જુના ગ્રંથમાં). ૨ એક અથવા ઘણાંનો જોખમ એકને માથે આવે તે. (એકામતિ—એકાજતી એમ દસ્તાવેજોમાં વાપરવામાં આવે છે.) 'વાટચું ઔષધ ને મુઓ જતી' એવી કેતી છે.

**જથરપથર, અ૦** ઠિકઠાક નહિ પણ જેમ તેમ; કહીંનું કહીં.

**જથવું,** ખાવું; ખાઈ જવું.

**જથા, અ૦ [સં૦ યથા]** જેમ; જે રીતે—પ્રમાણે. 'જથા રાજા તથા પ્રજા'.

**જથાબન્ધ, અ૦** એકેક વસ્તુ જૂદી જૂદી નહિ પણ થોડી ઘણી એકઠી કરીને; જથામાં; થોકબન્ધ.

**જથારથ, વિ૦ [સં૦ યથાર્થ]** વાજબી; ઘટતું; બરાબર.

**જથો—થ્થો, પુ૦** એકઠું હોવું તે; ઢગ; સમુદાય; સમૂહ; થોક; ગઞ્જ. ૨ જાત પ્રમાણે જોઇને કરેલા વર્ગોમાંનો એકેકો; સટ. ૩ વિચાર—રીતભાતમાં એકસરખાં એવાં માણસોનો જે સમુદાય તે; ટોળું; મણ્ડળ; વર્ગ; પક્ષ.

**જદપી—દ્યપિ, અ૦ [સં૦ યદ્યપિ]** જોકે; અગરજો.

**જદા, અ૦ [સં૦ યદા]** જ્યારે.

**જગવું,** પ્રકાશવું.

**જન, પુ૦ ન૦ [સં૦]** એકેકો મનુષ્ય—માણસ અથવા સર્વ મનુષ્ય; માણસ જાત; માનવી; આદમી; નર. સ્વજન—પોતીકું માણસ; સજ્જન—સારું સુઘડ સદ્ગુણી માણસ; મનુષ્યજન—માણસ જાત. ૨ લોક; દુનિયાં. ૩ સપ્ત લોક કેવાય છે તેમાંનો પાંચમો.

**જનક, વિ૦ [સં૦]** પેદા—ઉત્પન્ન કરનાર; ઉપજાવનાર. હાસ્યજનક, પ્રીતિજનક, મૃત્યુજનક, કલ્યાણજનક. **પુ૦** બાપ; પતિ. ૨ વિદેહ નગરીનો રાજા—સીતાનો પિતા.

**જનકજા, સ્ત્રી૦** જનક રાજાની પુત્રી; સીતા; જાનકી.

**જનકથા, સ્ત્રી૦** જન—લોકમાં પરમ્પરાથી ચાલતી આવેલી દન્તકથા અથવા નવી ચાલતી વાત.

**જનચર્ચા, સ્ત્રી૦** લોકમાં ચાલતી વાત—ખરી કે ખોટી.

**જનન, ન૦ [સં૦]** જનમવું તે; જનમ થવો તે. જનન મરણ—જનમવું ને મરવું તે.

**જનની, સ્ત્રી૦ [સં૦]** મા; માતા; જનમ આપનારી જણતી.

**જનપદ, ન૦** દેશ; ગામડું ૨. લોકનો જથો.

**જનપદધર્મ, પુ૦ [સં૦]** દેશાચાર; દેશરૂઢિ.

**જનપ્રવાહ, પુ૦** સામાન્ય રૂઢિ—ચાલ—રીત. ૨ લોકોનું ટોળું; સમુદાય.

**જનમ, પુ૦ [સં૦ જન્મ]** જનમવું—અવતરવું તે. ૨ ઉત્પત્તિ; ઉદય. ૩ જનમથકી માંડીને તે મરતાં લગીનો જે કાળ તે; જનમારો; જીન્દગી; ભવ. જનમ થવો—લેવો એટલે અવતરવું. જનમ આપવો.—(માએ છોકરાંને). ૨ નવું પેદા કરવું—બ્હાર કાઢવું (ફલાણાએ ફલાણા ગ્રન્થને જનમ આપ્યો). જનમમાં—આખી જિન્દગીમાં. જનમતું—જનમ થયો ત્યારનું.—જનમનો જુઠો—રોગી—અભાગિયો વગેરે. જનમનું પાનું પડયું એટલે મતાં સુધીનું. જનમની રોટલી—પેદાશ એટલે મરતાં લગી મળ્યાં કરે તેવી—તેટલી. 'તેણે પોતાના જનમનું સાર્થક કીધું' એટલે જનમ લીધાનું—જિવતરનું—જનમ સફળ કર્યો. 'નવો જનમ આવવો' એટલે મરતાં બચવું; ઘાત જવી; મરવાની તૈયારીપર આવ્યા છતાં પાછું સારું થઈ ઉઠવું. પેલે—આવતે જનમ એટલે મુવા પછી હરકોઈ જાતમાં જે જનમ લેવાનો તેમાં. પુનર્જન્મ—વારે વારે જનમ લયાં કરવો તે; ચોર્‌યાસીનો ફેરો; ફરી ફરી જે જનમ મરણ થયાં કરે તે. 'જનમ આપે જનેતા પણ કરમ ન આપે કોય' એટલે મા તો જનમ આપીને ખસતી રે પણ તેનાથી કંઈ છોકરાંને નસીબ અપાતું નથી.

**જનપ્રિય,** લોકને પ્રિય (પુરુષ અથવા તેનો એકાદ ગુણ). ૨ પ્રાણી માત્ર ઉપર દયા રાખનાર.

**જનમત, ન૦** લોકમાં કોઈને વિષે બન્ધાયલું મત. ૨ ધર્મ—રાજ્ય સમ્બન્ધી લોકોનું જે મત તે.

**જનમવું,** ક્રિ૦ અ૦ છોકરાંએ માના પેટમાંથી બાર આવવું; અવતરવું; પેદા થવું. ૨ પ્રગટ—ઉદે થવું; નવું જાહેરમાં આવવું.

**જનમગાંઠ,** સ્ત્રી૦ વર્ષે વર્ષે આવતો જે જન્મદિવસ તે; વરસગાંઠ: શાલગિરી.

**જનમારો,** પુ૦ જનમથી તે મરણલગીનો જે કાળ તે; બધી જિન્દગી; આખો ભવ.

**જનમોતરી—ત્રી,** સ્ત્રી૦ જે તિથિ વાર ઘડિ નક્ષત્રમાં જનમ થયો હોય તે ઉપરથી સાધી માંડલા જે ગ્રહો, તે ગ્રહોના યોગથી આખા જનમારામાં જે લાભ હાનિ—સ્થિતિ થવાની તે બતાવનારું કાગળનું ઓળિયું. ૨ આગળથી જાણીને લખી કહી રાખેલી જે વાત તે.

**જનરીત,** સ્ત્રી૦ લોકમાં ચાલતી જે રીત—રૂઢિ તે.

**જનલોક,** પુ૦ [સં૦] સપ્તલોકમાંનો પાંચમો; એક સ્વર્ગ.

**જનવાર્ત્તા,** સ્ત્રી૦ [સં૦] લોકમાં ચાલતી જુની વારતા.

**જનસ,** સ્ત્રી૦ [આ૦] ચીજ; વસ્તુ; હરકોઈ ખપમાં આવતો પદાર્થ. ૨ સામાન; માલ; સોદો. ૩ ડાગીનો; ઘરેણું; જવાહિર; સોનું રૂપું. ૪ જમેમાંથી ઉધાર બાદ કરતાં જે બાકી રયલું તે—માલ અથવા રોકડ; શિલક. જનસબાકી કેવાયછે. ૫ અરીણ (રાજપુતોમાં બોલાય છે).

**જનસપડી,** સ્ત્રી૦ વેપારિયોમાં ૧૯ની સઙ્ખ્યાનો સઙ્કેત છે.

**જનસાઉ—સુ,** વિ૦ સાનમાં જનસ રાખીને આપેલા લિખેલા (રૂપિયા).

**જનાકારી,** સ્ત્રી૦ [ફા૦] છિનાળું; જારકર્મ.

**જનાજો,** પુ૦ [ફા૦] મુસલમાન લોકોના મૈયતને જેમાં સુવાડી ઉંચકીને દફ્ન કરવા—ડાટવા લઈ જાય તે. એ ખાટલીઘાટો ઉપરથી ગોળ છત્રીવાળો હોય છે.

**જનાદી,** પુ૦ ત્રાંબાનો સિક્કો; પૈસો. ૨ માથાદીઠ. ન્યાતિ ભોજન વખતે દરેક માણસને જે એક એક પૈસો આપવામાં આવે છે તે વખતે બોલાય છે.

**જનાનખાનું,** ન૦ [ફા૦] મોટા ઘરનો જે અલાયદો ભાગ બૈરાંઓને બેસવા ઉઠવા રેવાને માટે રાખ્યો હોય તે; રણવાસ.

**જનાની,** વિ૦ બૈરાંના જેવી રીતભાત—તબિયત રાખતું હોય તે. ૨ કાયર; હિમ્મત વગરનું; સ્ત્રીના (પુરુષના નહિ) ગુણ ધરાવતું. (એનું ઉલટું મરદાની.)

**જનાનો,** પુ૦ [ફા૦] જનાનખાનામાં—ઓઝલમાં રેતાં જે બૈરાં તે; રણવાસ; જનાનખાનું.

**જનાબ,** સ્ત્રી૦ [આ૦] ઊંચા દરજ્જાવાળાને કોઈ વાત જાહેર કરતી વેળા અદબમાં બોલતાં એ શબ્દ વપરાયછે.—જનાબમાં—ખિજમત—સેવા—હજૂરમાં.

**જનાવર,** ન૦ [ફા૦ જાનવર] માણસ સિવાયે બીજું જે હર કોઈ પ્રાણી તે; પશુ, પક્ષી, જીવજન્ત. તોપણ પશુ પક્ષીને એ શબ્દ વધારે લગાડવામાં આવે છે ને તેમાં પણ પશુ ઢોરને વિષે બોલતાં ઘણોજ વપરાય છે.

**જનિત,** વિ૦ ધા૦ [સં૦] જનમેલું; ઉત્પન્ન—પેદા થયલું. 'ક્રોધ જનિત સન્તાપ'—ગુસ્સાથી પેદા થયલો સન્તાપ. 'સમ્પતિ જનિત ગર્વ'. ઇ૦

**જનુન,** સ્ત્રી૦ ગાંડોજોસ્સો; જોશવાળી હઠ; આવેશ. ૨ ધરમ સમ્બન્ધી વાતમાં વગર વિચારે ઘેલા થઈ જોસ્સો બાર કાડવો તે.

**જનુની,** વિ૦ જેને જનુન હોય તે (માણસ).

**જનુની—નેતા,** [સ્ત્રી૦ જનની] જણુતી; મા.

**જનોઈ,** ન૦—સ્ત્રી૦ બ્રાહ્મણ ક્ષત્રી ને વૈશ્ય એ ત્રણ જાતિના પુરુષના ડાબા ખભા ઉપર રાખેલો અને જમણાની નીચે લટકતો આવી રહેલો ત્રણ તારનો એક એવો જે સુતરનો તાંતરો—તાંતણો તે. એવા ઘણામાં ઘણા પાંચ તાંતણા પેરવામાં આવે છે. ૨ દ્વિજપણું પામવાનો સંસ્કાર કરવો. 'જનોઈ દેવું' એટલે જનોઈ પેરાવવાનો સંસ્કાર કરવો. 'જનોઈ દીઠ'—અક્કેકું જનોઈ—અક્કેકો જનોઈવાળો બ્રાહ્મણ જોઈ જોઇને; જેને જનોઈ હોય તેનેજ બીજાને નહિ.—દક્ષણા, નોતરું વગેરે.

**જન્ત,** જન્તુ.

**જન્ત્ર,** ન૦ યન્ત્ર. ૨ વાજીન્ત્ર.

**જન્ત્રી,** પુ૦ જન્ત્ર વગાડનાર. ૨ હીસાબનો કોઠો.

**જન્તર,** પુ૦ [યન્ત્ર] જે ધાતુની તખતીપર—કાગળપર ખાનાં—અક્ષર—આંકડા—મૂર્ત્તિ વગેરે પાડયું હોય અને જેની યન્ત્ર ભણીને પૂજા—સાધના થતી હોય તે. જન્તર મન્તર કેવાય છે.

**જન્તરડું,** જતરડું.

**જન્તુ,** પુ૦ હલકી જાતનો પ્રાણી; ક્ષુદ્ર જીવ; જીવડાં.—પછી છાતી ઘસતો અથવા ઉડતો.

**જન્દો,** ફકીર. ૨ પોંચેલો; પાકો ખન્ધો—માણસ.

**જન્મ,** પુ૦ [સં૦] **જનમ,** એ શબ્દ જોવો.

**જન્મકુણ્ડલી,** સ્ત્રી૦ [સં૦] જે લગ્ન—સમે જન્મ થયો હોય તે લગ્ન—સમેના ગ્રહ જોવા સારુ જે બાર રાશિનું ચક્ર લખી રાખે છે તે.

**જન્મચરિત્ર,** ન૦ [સં૦] જિન્દગીનો એહેવાલ; જનમથી તે મરણલગી જે જે કામો કીધાં હોય તેનું વર્ણન.

**જન્મદિવસ,** પુ૦ જે દિવસે જનમ થયો હોય તે તિથિ—તારીખ.

**જન્મદેશ,** પુ૦ [સં૦] જે દેશમાં જન્મ થયો હોય તે દેશ.

**જન્મનામ,** ન૦ [સં૦] જન્મ નક્ષત્રના સમ્બન્ધ ઉપરથી રાખેલું—પડેલું જે નામ તે. [એ શબ્દ જોવો.

**જન્મપત્રિકા—ત્રી,** સ્ત્રી૦ [સં૦] **જનમોતરી—ત્રી**

**જન્મપ્રભૃતિ,** અ૦ [સં૦] જનમથકી માંડીને.

**જન્મભાષા,** સ્રી૦ [સં૦] જનમથકી જે ભાષા બોલવા માંડી હોય તે; માતૃભાષા.

**જન્મભૂમિ,** સ્રી૦ [સં૦] જે દેશ—શેહેર—ગામ—ઘરમાં જનમ થયો હોય તે.

**જન્મસ્વભાવ,** પુ૦ [સં૦] જનમથી જે સ્વભાવ તે.

**જન્માક્ષર,** પુ૦ જન્મસમયે ટુંકામાં માંડેલા જે ગ્રહ તે અથવા એ ગ્રહોને દેખાડનારું જે ટિપ્પણ તે.

**જન્માન્તર,** ન૦ [સં૦] બીજો જે જનમ તે. મુઆ પછી બીજો જનમ લેવો તે અથવા જનમતાં પેલાં કોઈ બીજો જનમ લીધેલો તે.

**જન્માન્ધ,** વિ૦ [સં૦] જનમથકીજ આંધળું તે (પ્રાણી).

**જન્માષ્ટમી,** સ્રી૦ [સં૦] શ્રાવણ વદ આઠેમ; કૃષ્ણનો જન્મદિવસ.

**જન્મોજન્મ,** અ૦ [ સં૦ ] એક પછી બીજો, બીજા પછી ત્રીજો, એમ જે જન્મ—અવતાર લેવા પડે છે તે બધામાં; ભવોભવ.

**જન્ય,** વિ૦ કૃ૦ [ સં૦ જન્-ય ] ઉત્પન્ન થએલું. કર્મજન્ય એટલે કર્મથી ઉત્પન્ન થએલું; પુરુષજન્ય એટલે પુરુષથી ઉત્પન્ન થએલું; ધર્મજન્ય, જ્ઞાનજન્ય સુખ વગેરે.

**જપ,** પુ૦ [સં૦] (ઇશ્વરનું) નામ, મન્ત્ર ઈ૦નો મનમાં—મુખથી વારે વારે જે ઉચ્ચાર કરવો તે અથવા સ્તોત્રાદિકને વારે વારે ભણી જવું તે. **જપમાળા**—જપ કરવાની માળા. 'જપમાળાનાં નાકાં ગયાં' (અખો). જપતપ—જપ ને તપ. **જપિયો**—જપ કરનારો. '**જપ** કરવો'—કોઇના કલ્યાણ માટે ઇશ્વરનો અથવા જપ કરાવનારાના ઇષ્ટ દેવનો મન્ત્ર જપવો તે. ૨ કોઇ વસ્તુની પ્રાપ્તિ માટે વારમ્વાર કેવું તે.—'**બેઠા** બેઠા **જપ** કરવો;' આળસુ બેસી રેવું. ૨ એક વસ્તુનો વારમ્વાર વિચાર કર્યા કરવો તે. ૩ આતુરતાથી રાહ જોયા કરવી.

**જપત,** વિ૦ [આ૦ જપ્ત] માલીકની સત્તા ઉઠાડી સરકારે પોતાના કબજામાં રાખેલું હોય તેવું—માલ મિલકત વગેરે. 'જપત કરવું'—સરકારે પોતાની સત્તામાં રાખવું—થોડી વારસુધી અથવા હમ્મેશને માટે.

**જપતી,** સ્રી૦ જપત—કબજ કરવું તે; ટાંચ; કલમબન્ધી. 'જપતી બેસવી—બેસાડવી—આવવી—આણવી—કરવી—ઉઠાડવી.' 'દેણદારના ઘર ઉપર જપતી આવી છે.'

**જપવું,** ક્રિ૦ સ૦ જપ કરવો; વારેવારે નામ લયાં કરવું; સ્મરણ કર્યાં કરવું; ધ્યાન ધરવું. '**માળા** જપવી'—એટલે માળા ફેરવતાં નામ લયાં કરવું. ૨ વાટ જોયાં કરવી. ૩ (લાક્ષણિક) સંસાર વેવારથી દૂર થઈ એકાન્તમાં નિવૃત્તિમાં બેસવું. [ઉપર જફા.

**જફા,** સ્રી૦ [ફા૦] જુલમ; સખ્તી; જબરદસ્તી. 'વફા

**જબર,** વિ૦ [આ૦] જોરાવર; બળવાન—પ્રાણી. ૨ ઘણું; મોટું.—વરસાદ. ૩ મોટું; ભારી; અઘરું; મુશકેલ.—કામ. ૪ ઘણું જ દુઃખ દે તેવું; રિબાવે તેવું.—રોગ, પીડા વગેરે. ૫ ફારસી લિપિમાં 'આ' ઉચ્ચારને માટે અક્ષર ઉપર નિશાની કરવામાં આવે છે તે.

**જબરદસ્ત** વિ૦ જોરાવર; વધારે બળ—વગ ધરાવનાર. ૨ જુલમગાર; સખ્તી—ગેરઇન્સાફી કરનાર.

**જબરદસ્તી,** સ્રી૦ અતીસે જોર—બળ—મેહેનત—જોસ્સો. ૨ જુલમ; સખ્તી; ગેરઇનસાફીથી વાપરેલું જોર.

**જબરી,** જબરદસ્તી.

**જબરું,** જબર.

**જબલગ,** [હિં૦] જ્યાં સુધી. "જબલગ ઘટમેં પ્રાન."

**જબાં—જબાન,** સ્રી૦ [ફા૦] જીભ. ૨ બોલી; ભાષા.

**જબાની,** સ્રી૦ સોગન લઈ મોડેથી બોલીને આપેલી સાક્ષી; એકરાર; સોગન લઇને જે કંઈ કહેલું—લખાવેલું તે.

**જબાપ—બ,** જવાબ.

**જબે—હ** કરવું, ક્રિ૦ સ૦ જીવથી મારી નાખવું; ઠાર મારવું—કરવું. (ઘણું કરીને ભોગ આપવાસારુ જનાવરોને.)

**જબ્બર,** જબર. [ઝબકવું.

**જભકવું—ઝીઉઠવું,** ક્રિ૦ અ૦ બીક લાગેથી ચમકવું;

**જભકોળવું,** ઝબકોળવું.

**જભો,** જલ્ભો.

**જલ્ભો,** પુ૦ ઢીલો લામ્બો ઝુલતો પાતળો રેશમી પોશાક—પાદરી, વકીલ, ઇનસાફદાર, અમીર, બાદશાહ વગેરે અધિકારિયો પેરે છે.

**જમ,** પુ૦ [યમ] મરણ થયા પછી જીવનો ન્યાય કરી સ્વર્ગે અથવા નરકે મોકલનારો દેવ. ૨ એ દેવના જે બિહામણા સેવક—દૂત જે જીવને જમની દરબારમાં લઈ જાય છે તે. મરતા માણસને જમ બિવડાવે છે અને પાપીને મારતા મારતા લઈ જાય છે, એમ કેવાય છે. ૩ મોત; કાળ. ૪ બિહામણો વિકરાળ નિર્દય પુરુષ. 'જમ જેવો' એટલે મજબુત; વેરીલો; વળગે તે છુટે નહિ તેવો; 'જમદૂત' એટલે દયા રહિત; હઠીલું. 'જેની જમદૂત જેવો વળગેલો છે તે છૂટતો જ નથી.' 'જમનું તેડું સારું પણ સરકારનું ખોટું;' 'જમ ને જમાઈ સરખા,' 'જમને તેડું ન જોઇએ' એવી કેતીઓ છે.

**જમ,** જેમ. (કવિતામાં).

**જમકિંકર,** જમના ચાકર; જમદૂત.

**જમડો,** પુ૦ જમ. (૨ જા, ૩ જા, ૪ થા અર્થમાં).

**જમણ**, ન૦ [સં૦ જમન] જમવાનાં સુન્દર પદાર્થો. ૨ જમાડવું તે. ૩ દાડા. 'દશ જમણ થયાં પણ હજી ગામથી નથી આવ્યાં.'

**જમણવાર**, સ્ત્રી૦ ઘણા લોકને સાથે બેસાડી જમાડવા તે; ન્યાત; વરો.

**જમણું**, વિ૦ પૂર્વ દિશા સામું મોઢું કરી ઉભા રેઈયે તો દક્ષિણ દિશા તરફનો અને ઉત્તર દિશા સામું ઉભા રેઈયે તો પૂર્વ દિશા તરફની આપણા શરીરની જે બાજુ તે દેખાડે છે—સમ્બન્ધી; ડાબાનું ઉલટું. 'જમણો હાથ' એટલે લોકને ઘણું કરીને જે હાથે કામ કરવું વધારે ફાવે છે તે. ૨ સાહે—મદદ કરનાર. 'જમણી બાજુ' એટલે જમણા હાથ તરફની.

**જમરુખડી–બી**, સ્ત્રી૦ જે ઝાડે જમરુખ આવતાં હોય તે.

**જમરુખ**, ન૦ એક જાતનું ફળ; પેર; જામફળ. [ખદ્યોત.'

**જમલું**, વિ૦ જોડ; જોડનું; સરખું. 'ઉદ્યમ આદિત્ય જમલું

**જમલો**, પુ૦ જુમ્મલો; એકઠું—બધું મળીને. 'જમલો છે જો જો જગદીશ, તું પડછંદો ને તે ઈશ' (અખો).

**જમવું**, ક્રિ૦ સ૦ રાંધેલું ખાવું; ભોજન કરવું—(ફળ ખાવાં તે જમવામાં ન આવે—જમવામાં તો અન્ન માંસના પદાર્થો આવે). ૨ પૈસા કમાવા.—'આજ કાલ તે બે હાથે જમે છે.' ૩ લાંચ લેવી. 'તે, ફરિયાદી ને દાહી બન્ને પાસથી ખૂબ જમે છે.' ક્રિ૦ અ૦ જામવું.

**જમા**, સ્ત્રી૦ [આ૦] ઉત્પન્ન; આવક; પેદાશ; વસુલ નફો. ૨ આવકનું ભરણું જેમાં એકઠું થતું હોય તે ભણ્ડાર; ખજાનો; તિજોરી.—'દેશની જમા—જમે ભરાઈ'. ૩ લેણુ દેણુ—આવક જાવકના હિસાબ—ખાતામાં જે બાજુએ આવેલું નાણું લખાતું હોય તે બાજુ અથવા એ જે આવેલી રકમ તે. ૪ સરવાળો; બેરીજ. 'જમા—જમે કરવું' એટલે આવકને હિસાબ—ખાતામાં જમાબાજુ તરફ લખવી. ૨ એકઠું કરવું. 'જમા ખરચ'—આવક ને ખરચ.

**જમાઈ**, પુ૦ [સં૦ જામાતા] દિકરીનો વર.

**જમાડવું**, ક્રિ૦ સ૦ જમે તેમ કરવું; જમણ આપવું; ખવડાવવું. ૨ પૈસા પેદા કરાવી આપવા.

**જમાત**, સ્ત્રી૦ [આ૦] જથો; સમુદાય; સમવાય. ૨ એક પઙ્ક્તે બેસીને જમવા જમાડવાનો વેવાર હોય તેવો વર્ગ; ન્યાત.

**જમાદાર**, પુ૦ [ફા૦] થોડા ઘણા સિપાઈયોનો ઉપરી, પછી પોલીસખાતામાં કે લશ્કરીખાતામાં. ૨ મુખી; સરદાર.

**જમાદારી**, સ્ત્રી૦ જમાદારનું જે કામ તે.

**જમાન, જામીન**. 'જમાની' એટલે જામીનગીરી.

**જમાનો**, પુ૦ [ફા૦] લામ્બો વખત; જુગ; ઘણો કાળ. ૨ ચાલતો સમો.

**જમાબન્દી–ધી**, સ્ત્રી૦ સરકારે દરેક ખેડુ—આસામી પાસથી વરસે વરસે દર વીઘે આટલું લેવું એ જે મુકરર કરવું તે. ૨ દરેક ગામને માથે ઠરાવેલો જે આંકડો તે પ્રમાણે વસુલ ભરાયું છે કે નહિ તથા ખરચ કેટલો થયો છે તે સમ્બન્ધી જે હિસાબ તપાસવો તે.

**જમાલગોટો**, પુ૦ કાટલાં—ગોટામાં રયલું એક જાતનું ફળ; નિપાળો. એ, જુલાબ—રેચ આણે છે.—'જમાલગોટાનો જુલાબ આપવો' એટલે બહુ ડરાવવું—ધમકાવવું—દમ ભીડાવવો—ગભરાવવું—મારવું.

**જમાવ**, પુ૦ એકઠું—એક જથે થવું—થયલું તે; ભીડ; ટોળું.—લોકનો જમાવ. ૨ એકઠું—એક ઠેકાણે હોય તે; સઙ્ગ્રહ; ઢગ.—વસ્તુઓનો. ૩ એક બીજા સાથે મળવું—મળતું રેવું તે અથવા મળીને રઙ્ગ ઉપજાવવો તે. ૪ જમાવટ. (રંગ, સ્વર, સ્વભાવનું એક રૂપ.)

**જમાવવું**, ક્રિ૦ સ૦ એકઠું—ભેગું તૈયાર કરવું. ૨ સામગ્રી એકઠી મેળવી મઝા પડે તેમ કરવું. ૩ દહીં કરવા સારુ દૂધમાં ખટાસ નાખવી અથવા ખટાસથી દૂધનું દહીં કરવું; અધરકવું; આખરવું. ૪ પૈસા ભેગા કરવા. ૫ કામ ધન્ધો વધારી દેવો.

**જમાવસૂલ**, સ્ત્રી૦ [આ૦] દેશ—ગામોની ઉપજમાંથી જે રકમ સરકારમાં ભરાતી હોય તે.

**જમાવો, જમાવ.**

**જમિયો, જમૈયો.**

**જમીજવું**, ક્રિ૦ સ૦ ખાવું; વેલું વેલું ખાઈ લેવું. ૨ લાંચ—રુસવત વગેરેથી નાણું ખાઈ જવું. ૩ દૂધમાં ખટાસ પડવાથી તે બન્ધાઈ જવું; દહીં થવું. ૪ એક બીજા સાથે મળી જવું—મળી જઈ રઙ્ગ ઉપજાવવો. ૫ માફક—અનુકૂળ આવવું; ચોકઠું બેસી જવું; બન્ધ બેસતું આવવું. ૬ ફાયદો મેળવી જવું.

**જમીદાર, જમીનદાર.**

**જમીદારી, જમીનદારી.**

**જમીન**, સ્ત્રી૦ [ફા૦] પૃથ્વીના ગોળાપરનો પાણીનો ભાગ બાદ કરતાં બાકી રયલો જે નક્કર ભાગ તે—જમીન ને પાણી એમ કેવાય છે. ૨ પઞ્ચતત્ત્વમાંનું એક; પૃથ્વી. ૩ પૃથ્વી—નક્કર પૃથ્વીનો હરકોઈ થોડો ઘણો જે ખુલ્લો ભાગ તે—પછી તે ખેતર, રસ્તા, ભાંય એમ કોઈ પણ રૂપે હોય. જમીન, ભીની—પોચી, રેતાળ, સુકી, ખેતીવાડી સમ્બન્ધી;—ગોરાટ, કાળી, ગભાણ;—વળી કયારડાની, ખરાબાની, ગૌચરની, જરાયત—કોરાટ—આકાશિયા, કુવેતર—બાગાએત, એ પ્રમાણે હોય છે. 'જમીન કરવી' એટલે મિલકતમાં જમીન રાખવી. ૨ જમીન—ભાંય દુરસ્ત કરાવવી; થાપ દેવડાવવી; જમીનમાં ગાબડાં પડ્યાં હોય તે દુરસ્ત

ફરાવવાં. 'જમીન છોડવી' એટલે પોતાનું વતન છોડવું; ૩ મીન—હદ મુકવી. 'જમીન છોડવવી' એટલે ગીરો હોય તેમાંથી. 'જમીન આપવી' એટલે જમીનની આપણી કરવી. ૨ જમીનપર ઠોકર ખાઇને પડી જવું. 'જમીન ને આસમાન એક થશે'—પ્રલય—ગજબ થશે.

**જમીનદાર,** પુ૦ [ફા૦] જમીનની પેદાશ ઉપર જેનું ગુજરાન ચાલતું હોય તે ધણી; જેની મોટી મિલકત જમીન—ખેતરરૂપે હોય તે ગૃહસ્થ. પછી તે જમીન ઇજારે લીધેલી, જાગીર—ઈનામમાં મળેલી, ગરાસમાં મળેલી અથવા જમાબન્દી પ્રમાણે વસૂલ ભરાતી હોય તેવી હોય. કેટલાક જમીનદારોને ગામના લોકો ઉપર દિવાની ફોજદારી ચલાવવાની સત્તા હોય છે.

**જમીનદારી,** સ્ત્રી૦ [ફા૦] જમીનદારની જે સ્થિતિ તે.

**જમીનદોસ્ત,** વિ૦ ભાંગી તોડી—બાળી ભોંય બરોબર કરી નાખેલું; ફનાફાતિયાં કરેલું; મૂળમાંથી ઉખેડી નાખેલું.

**જમે, જમા. જમેઉધાર,** વિ૦ જમા ને ઉધાર. આવેલું—જમાબાજુએ લખાયલું હોય તે અને ગયલું (પછી ખરચખાતે અથવા ઉછીનું—વ્યાજે આપેલું—) જમાની સામેની બાજુએ લખાયલું હોય તે. ૨ એ રીતે હિસાબ રાખવો તે અથવા આવક જાવકનો હિસાબ રાખવાની જે રીત તે. આપણી સામે મુકેલા કાગળપર આપણા જમણા હાથ તરફની જે બાજુ તે ઉધારપાસું અને ડાબા હાથ તરફની જે બાજુ તેને જમા—જમેપાસું કે છે.—ને એ દેખડાવવાને, રકમ લખવી શરૂ કર્યાની પેલાં આવી નિશાની કરી રાખવામાં આવે છે: જ જમે ઊ ઉધાર

**જમેબન્ધી, જમાબન્ધી.**

**જમૈયો,** પુ૦ [આ૦] એક તરેહનું હથિયાર; વાંકો છરો.

**જમ્પ, ઝમ્પ.**

**જમ્પતા,** સ્ત્રી૦ નિરાંત; વિશ્રામ.

**જમ્પલાવવું, ઝમ્પલાવવું.**

**જમ્પવું, ઝમ્પવું.**

**જમ્પાપાત, ઝમ્પાપાત.**

**જમ્બા જવું—તેડવું,** જમવા જવું—તેડવું.

**જમ્બીર,** પુ૦ એ નામનો છોડ; એક જાતનાં લીંબુ.

**જમ્બુક** પુ૦ [સં૦] શિયાળ; કોલું.

**જમ્બુરો,** પુ૦ [ફા૦] એક જાતની નાની તોપ. ૨ બાજીગર રમત વખતે જે છોકરો, શિખવ્યા પ્રમાણે બોલ તેવો રાખે છે તે. એ બાજીગરની રમતના સઘળા ભેદ જાણે છે. "બાજીગરની બાજી તે તો જમ્બુરો સહુ જાણે જોને"(પ્રીતમ).

**જમ્બૂર—રો** પુ૦ ખીલા કાઢવાનું એક ઓજાર.

**જમ્મર,** મોટું સંકટ; કમનસિબ. "કુટનારી કહે તે જમ્મર થયો" [બાપુ].

**જય,** પુ૦ [સં૦] જીત; ફતેહ; એકે બીજાને હસવી—નરમ પાડી—નીચું પાડી પોતે ઉપરવાડિયું થવું તે. લશ્કરમાં—વાદમાં જય મેળવવો; વિજય. એ શબ્દ, અવતારી—પ્રતાપી—પરાક્રમી પુરુષોના નામની પૂર્વે જોડવામાં આવે છે.—'જય' અથવા 'જય જય રામચન્દ્ર' એટલે જેણે મોટા મોટા જય મેળવ્યા છે એવા રામચન્દ્ર. ૨ જીત થઈ હોય તેવી સ્થિતિ; કલ્યાણ.—'તારો જય થજો.' ૩ 'જય જયકાર'—જયાનન્દનો શબ્દ,—જીતનો પોકાર.

**જયકામી,** જીતની ઇચ્છાવાળો.

**જયન્તી,** સ્ત્રી૦ જે જે દિવસે અવતારી પુરુષોએ મોટા જય મેળવ્યા હોય તે તે દિવસ. ૨ અવતારી પુરુષોની જન્મ તિથિ. ૩ પતાકા; ઝુંડો; ધજા.

**જયશ્રી,** સ્ત્રી૦ વિજય; ફતેહ.

**જયાનન્દ,** પુ૦ [સં૦] જયથી ઉપજેલો જે આનન્દ તે.

**જયી,** વિ૦ [સં૦] જય મેળવનાર; ફતેહમન્દ.

**જય્ય,** વિ૦ [સં૦] જીતાય તેવું.

**જર,** પુ૦ [સં૦] રેશમ સાથે ભેળી વણેલા સુનારૂપાના છેક જ પાતળા તાર તે; કસબ. ૨ એવું જે વણતર તે. ૩ એવા વણતરનો, પાઘડીનો જે છેડો તે; પદર; તોરો. ૪ પૈસો; નાણું; દોલત; સોનું.—પછી રોકડ કે દાગીના. 'જર ચાહે સો કર,' 'જર દેખી મુનિવર ચળે,' 'જર જોરુ ને જમીન એ કજિયાનાં મૂળ છે.'

**જરકસી,** વિ૦ સુતરઉ અથવા રેશમી કપડાંપર જરનતાર સાથે વણાયલું; જરકસબના બુટ્ટા વેલ વગેરે પાડેલાં હોય તેવું.—જરકસી જામો—ટોપી વગેરે.

**જરકોસ,** પુ૦ તાંબા પિત્તળના ભેગવાળા—ખોટા જરની બનાવટ.—જરકોસના જોડા, પિત્તળનાં પતરાં વગેરે.

**જરજર—રિયું,** વિ૦ જીર્ણ; છેકજ ઘરડું થઈ ગયલું; ખખળી ગયલું. ૨ કાકાપુરી; ઘસાઈ ઘસાઇને તુટી—ખરી—નિકળી પડે તેવું થયલું; છેક જ જુનું; કાણા કાણાવાળું.

**જરજરિયાન,** ન૦ રોકડ ધન અને ઘરેણાં.

**જરજોખમ,** ન૦ જર અને બીજું જોખમ. ૨ સંભાળવી પડે એવી વસ્તુ (લાક્ષણિક).

**જરઠ,** વિ૦ ઘરડું; "એવું જરઠરૂપ જોઈ કલિવરનું, બોલ્યો વૃકોદર વાણી" [ગીરધર].

**જરતોસ્તી,** વિ૦ જરતોસ્ત; પેગમ્બરના બતાવેલા ધરમને માનનારા.—પારસી લોક.

**જરદ,** વિ૦ [ફા૦] પીળું. "લાલ લાલ તમ્બુ, વાંકી જરદ કિનારી."

**જરદી,** કસુમ્બાના રઙ્ગને ધોવાથી નીકળેલું પાણી.

**જરદો,** પુ૦ [ફા૦] ખાવાનો પીળાસ પડતો તમ્બાકુ.

**જરદોજ,** પુ૦ [ફા૦] રૂપા—સુનાંના તારથી ભરતકામ કરનારો.

**જરદોસ,** કીનખાબ; કસબ વગેરે તે.

**જરબ,** પુ૦ [ફા૦] ભય; ધાક; દેહેશત (મોટપણુ—સત્તાથી બતાવવામાં આવે તે).

**જરવું,** ક્રિ૦ અ૦ પચવું; અઝમ થવું (ખોરાક).

**જરા,** સ્ત્રી૦ [સં૦] ઘડપણ; બુઢાપો; વૃદ્ધાવસ્થા. ૨ સાપની કાંચળી.

**જરા,** અ૦ થોડું; લગાર; કંઈએક. ૨ થોડીવાર; જરાવાર.—'જરા ઉભો રેની.'—**જરાએ-કે,** લગાર પણ; થોડુંએ. ૨ થોડીવાર પણ. જરાક—જરાએક.—થોડું; લગાર.

**જરાદી,** પુ૦ ચાંદીના તાર ઉપર સોનું ચડાવનાર મુસલમાન કારીગર. [ગર્ભકોશ.

**જરાયુ,** ન૦ જે ચામડીમાં ગર્ભ રે છે તે; ઓર;

**જરાયુજ,** વિ૦ [સં૦ જરાયુ—ઓર] ઓરનો પડદો ફાડી નિકળે તે અથવા જેના નિકળ્યા પછી ઓર પડે તે—પ્રાણી, મનુષ્ય, પશુ.

**જરાયેત,** વિ૦ વરસાદના પાણીથી જેમાં પાક થાય છે ને જેને કુવા વગેરેના પાણીની મદદ નથી તેવી (જમીન); કોરાટ; આકાશિયા. જરાયત ને બાગાયત—કુવેતર.

**જરિયાન,** ન૦ સુનાં રૂપાંના તથા જડાવ ઘરેણાં.

**જરી—નું,** વિ૦ કસબથી ભરેલું તે—જરીકામ.

**જરી,** અ૦ જરા.

**જરીપટકો,** પુ૦ પેશવાના સૈન્યનો જરીનો વાવટો. ૨ એક મોટી પદવીના લશ્કરી સરદારને કમ્મરે બાંધવાનો જરીનો પટકો (પેશવાઇમાં).

**જરીપુરાનાં,** ન૦ જુનાં—ફાટાં તુટાં જરી કામનાં કપડાં તે.—કિનખાબ, કિનારી વગેરે.

**જરીફ,** સ્ત્રી૦ [અ૦] જમીનની માપણી. જરીફ—ખર્ડો; જમીનની માપણીની નોંધપોથી.

**જરૂખો,** ઝરૂખો.

**જરૂર,** સ્ત્રી૦ [અ૦] કર્યાવના ન જ ચાલે ને ચલાવ્યું તો નુકસાન થાય એવી કામની જે હાલત તે; ઘણીજ અગત; ગરજ. અ૦ ગમે તેમ કરીને; ખચીત; નક્કી; ખાસુખા. [જોઇયે તેવો વખત.

**જરૂરિયાત,** સ્ત્રી૦ જરુરનું કામ. ૨ ગફલત ન કરવી

**જર્જર,** જરજર.

**જર્રો,** પુ૦ જખમને ટાંકા મારનારો.

**જલ,** જળ; ઉદક; પાણી. ૨ ગાયનો ગર્ભકોશ. ૩ ઝલ.

**જલજ,** ન૦ [સં૦] કમળ. ૨ શઙ્ખ. ૩ વાદળું; મેઘ.

**જલજા,** લક્ષ્મી.

**જલદ,** પુ૦ [સં૦] ઘેરાએલું વાદળું; મેઘ.

**જલદ,** વિ૦ [ફા૦] ઉતાવળું; ઝટપટથી—ઝટઝટ કામ કરનારું; ચાલાક; દોડવાળું. ૨ તીખું; આકરા મિજાજનું; ચડી જાય તેવું. ૩ તરત ને તરત અસર કરનારું. 'આ દારુ જલદ છે.'

**જલદી,** સ્ત્રી૦ [ફા૦] ઉતાવળ; ઝપટ; તાકીદ. અ૦ ઝપટથી; ત્વરાથી.

**જલદી,** વિ૦ [સં૦ જલધિ] પન્દરની સઙ્ખ્યા.

**જલધર,** પુ૦ [સં૦] મેઘ; વર્ષાદ. જલધરમાળા—મેઘ—પઙ્ક્તિ. ૨ છન્દ વિશેષ.

**જલધિ,** વિ૦ [સં૦] અબજ અથવા સો કરોડને એક લાખે ગુણવાથી જે સઙ્ખ્યા આવે તે.

**જલધિ,** પુ૦ [સં૦] સમુદ્ર; દરિયો. ૨ જ્યોતિષમાં ચાર સઙ્ખ્યાની સંજ્ઞા.

**જલન,** [જ્વલન] બળતું.

**જલનિધિ,** પુ૦ સમુદ્ર.

**જલપતિ,** પુ૦ વરુણ; સમુદ્રમાં મોટો; મહાસાગર.

**જલેબી,** સ્ત્રી૦ ચાર મોટાં પકવાન કેવાય છે તેમાંનું એક—ખાજાં, ઘેબર, લાડુ (કળીના) ને જલેબી. પરસુદીના લોટમાં ઘીનું માણ દઈ માંહે દહીંનો અસર નાખી બાંધી મુકવો ને ત્રીજે દાડે તેને એક છેદવાળા લોટામાં ભરી ઘીભર્યા તાવડામાં ચકરડાં રૂપે પાડવી અને પછી દોડ તારી ચાસણી પાવી.

**જલ્પ,** પુ૦ શબ્દ; સ્વર; બોલવું. "સામું જોઇ અલ્પ, કાંઇ એક જલ્પ." [પ્રેમાનન્દ]. ૨ વાદનો એક પ્રકાર. 'વાદ, જલ્પ ને વિતણ્ડા.'

**જલ્પવું,** ક્રિ૦ સ૦ બોલવું. "જાુઠી વાત ન જલ્પીએ." ૨ કલકલ કરવું [પક્ષીઓએ].

**જલ્લદ,** જલદ.

**જલોદર,** ન૦ [જળન્દર] પેટમાં થતો એક જાતનો રોગ, એથી પેટ મોટું દડા જેવું થઈ આવે છે.

**જવ,** પુ૦ [સં૦ યવ] એક જાતનું ધાન્ય. એના લોટના રોટલા થાય છે. એ પવિત્ર ગણાય છે ને હોમ, તર્પણ, શ્રાદ્ધાદિક કર્મોમાં વપરાય છે.—એ ઓસડમાં કામ આવે છે. એના ઘણી જાતના દારૂ થાય છે. ૨ એક જવની લમ્બાઈ જેટલું જે માપ તે;—છ રાઇના દાણા જેટલું; ઇઞ્ચિનો તીજો હિસ્સો.

**જવ,** અ૦ [હિં૦] જયારે—(કવિતામાં).

**જવઈ,** જવૈ.

**જવખાર,** પુ૦ જવના છોડવાની—કડાના ફુલના ઝાડના લાકડાંની રાખને ગાળવાથી જે ખાર પેદા થાય તે. કડાના ફુલના ઝાડની જે સીંગ—બી તે—ઇન્દ્રજવ.

**જવન,** [યવન] વેદધર્મથી ઉલટા ચાલનાર. ૨ ખાટકી.

**જવનિકાંતર્ગત,** કૃ૦ વિ૦ જવનિકા—પડદો; પડદામાં રહીને (બોલવું, વાજીત્ર વગાડવું વગેરે—નાટકમાં).

**જવરઅવર,** જવાર અવાર.

**જવલગી,** જયાંલગી.

**જવલાં,** ભાગ્યે; ગણ્યાં ગાંઠયાં. ૨ કોઇક.

**જવલે—લ્લે,** અ૦ કોઇક વખત; કદાચ; ક્વચિત.

**જવલો,** સ્ત્રીની ડોકનું ઘરેણું. [વીરલો.
**જવલો—લ્લો,** કોઇએકજ; ઘણામાં જે એકાદો તે;
**જવવું, ક્રિ૦ અ૦** રોગ—વિકારથી ખરી ન પડતાં ફુલનું ઉગી—ખીલી રેવું અને ફળનું ફળી રેવું તે. 'કાકડીને વેલે કાકડી જવતી નથી.' ૨ માંયથી જીવ પેદા થવો. 'માખીયે આસન મુકયું હોય તે જવે છે.' 'અધાર જવે છે'—માંયથી જીવ પેદા થાય છે.
**જવાં—જવામર્દ, પુ૦** જુવાન મરદ; હિમ્મત ને બળવાળો પુરુષ; બાહાદુર.
**જવાં—જવામર્દી,** બાહાદુરી; પરાક્રમ.
**જવાન, જુવાન.**
**જવાનપઠ્ઠો, પુ૦** જુવાન, શરીરે ભરેલો—કદાવર અને છાતીવાળો માટીડો તે.
**જવાની, જુવાની.**
**જવાબ, પુ૦ [ફા૦]** કોઇયે કંઈ પુછ્યું—કયું હોય તેને તે બાબત જે કેવું—જણાવવું તે; ઉત્તર. સવાલ ને જવાબ. ૨ આડતિયાના ઉપર લખેલા જે કાગળથી નાણાં મળે—ભરાય તે. હુંડીમાં મુદત ભરી હોય છે ને તે હુંડી કરાવનારને આપવામાં આવે છે ને જવાબ બારોબાર લખાય છે. 'જવાબ આપવા જવું' એટલે મરી જવું; ઈશ્વરને ત્યાં જવું. 'જવાબ દેવો' એટલે સામો ઉત્તર દેવો; ટક્કર ઝીલવી; સામે થવું. 'જવાબ દે એવું'—અડીભીડીએ ખપમાં આવે એવું માણસ, પદાર્થ વગેરે.
**જવાબદાર, વિ૦ [ફા૦]** જવાબ દેનાર; જેને માથે જવાબ દેવાનું જોખમ હોય તે.
**જવાબદારી, સ્ત્રી૦ [ફા૦]** સવાલનો જવાબ વાળવાનું, દેણ—ફરજ અદા કરવાનું, ભરોસાનું કામ બજાવવાનું માથે લીધેલું હોય તે; જોખમ; જુમ્મો. 'કેટલાક વિદ્વાનો ઈશ્વરનું અસ્તિત્વ માને છે, પણ જીવની જવાબદારી માનતા નથી.'
**જવાબી, વિ૦** જવાબ લખ્યો હોય તેવી (હુંડી). ૨ પુછેલા સવાલના તરતના તરત જવાબ દઈ શકે તે; 'હાજરજવાબી.'
**જવાર અવાર, સ્ત્રી૦** ઘણીકવાર જવું આવવું તે. 'તેની તેને ત્યાં જવારઅવાર છે'—તેનું તેને ત્યાં ઘણું જવું આવવું થાય છે.
**જવારા, પુ૦** નવરાતરમાં માતાના—કુમ્ભના—કળશના ચોરા—ઓટલીપર છાંટેલા અનાજના જે છોડવા ઉગી નિકળે છે તે. ટોપલીમાં માટી ભરી તે ઉપર ભાત ઘઉં નાખેથી પણ જવારા ઉગી નિકળે છે; **જુવારા.**
**જવાસા—સો, પુ૦** ચૈતર વૈશાખમાં કાળી જમીનમાં અથવા નદીયોને કાંઠે રેતીમાં થતા કાંટાવાળા એક જાતના છોડવા. એ ચોમાસામાં સુકાઈ જાય છે.
**જવાહીર—હેર, ન૦ [આ૦]** હીરા માણેક વગેરે—જડાવ દાગીના, મોતી એવી બધી ચીજો તે.
**જવાળી, સ્ત્રી૦** જવના જેવા સુનાના દાણાની જે માળા તે.
**જવી,** વેગવાન્.
**જવું, ક્રિ૦ અ૦ [સં૦ યાન]** પગે ચાલીને—વાહને ચડીને એક જગેથી બીજી જગેએ પોંચાય તેમ કરવું અથવા તેવું કરવાનો ઉદ્યોગ કરવો. 'તેનો આજ ત્રણ વાગે આગબોટમાં બેસીને સુરત જવાનો વિચાર છે.' (જવાનું ઉલટું આવવું. એક ઠેકાણેથી જવું એટલે જયાં જઈ પોંચવું ત્યાં આવવું કેવાય). ૨ પાસેથી જવું—ખસતું થઈ રેવું; ખોવાવું; નાશ થવો.—'કાલે મારી પાંચ ચોપડીમાંની એક ગઈ;' 'આબરુ ગઈ.' ૩ ગુજરવું; વટવું.—'બોલવું હોય તો બોલી દે, મારે વખત થઈ જશે.' ૪ અન્દર પેસી રેવું; સમાવું; માવું. —'પૂરીમાં ઓછામાં ઓછું પાંચ શેર ઘી જશે.' ૫ આડે રસ્તે ઉતરી પડવું; ખરાબ થવું.—'તારો છોકરો હાથથી જશે—વહી જશે.'—'તે બૈરી હવે છેક ગઈ છે;'—'તે કવિ હવે અભિમાનને ઘેર ગયો છે.' ૬ વાત બનવી; અઘટિત કામ થવું (ઘણું કરીને નજરચૂકથી).—'મારાથી બોલાઈ તો ગયું, હવે જે થનાર હોય તે થાઓ.' ૭ બાદ થવું.—'સવાપાંચમાંથી અડી જશે તારે પોણાત્રણ રેશે.' ૮ ગુણુ—શક્તિ ખોવી.—અક્કલ જવું.—'તે ઓસડનો ગુણ જતો રહ્યો છે;'—'મન્દવાડથી તે ઘણો નબળો થઈ ગયો છે;'—'તેનો હાથ મોચાઈ ગયો છે.' ૯ એકપરથી બીજાંપર બેસવું—કોઈની પછવાડે જવું.—'હવે તેનું દીલ પૈસા તરફ ગયું છે;'—'તેની નજર જમવાપર ગઈ છે.' ૧૦ વચન તોડાવું—મુકાવું.—'શું મારું પણ જશે?' ૧૧ ગુલ થવું; ન દેખાવું.—'દીવો ગયો.' ૧૨ સ્ત્રી સાથે સોબત કરવી.—'જયાંસુધી ઓસડ ખાવું ત્યાંસુધી બૈરી પાસ જવું નહિ.' ૧૩ નઠારા છન્દથી ઘરબાર છોડી દેવાં. —'પેલી વાણિયેણ મુસલમાન સાથે નિકળી ગઈ છે.' ૧૪ **ક્રિયાનું જારી રાખવું** બતાવે છે. 'ઓસડ લયે જજે; જેમ જેમ જોઈશે તેમ તેમ હું તને ખરચવાને આપતો જઈશ.' ૧૫ **આઈ** પ્રત્યયવાળા ધાતુઓ સાથે જોડાય છે.—'તે કેરી દૂર લઈ જા, નહિ તો સઘળી મારાથી ખવાઈ જશે.' ૧૬ **નક્કી કરવું, બજાવવું** એ અર્થમાં આજ્ઞારૂપે વપરાય છે.—'રૂપિયા લઈ ગયાને ઘણા દાડા થયા છે માટે હવે તે પાછા આપી જા.' **જવાનું**—નુકસાન થવાનું. 'તારે ગમે તે કરની—હું તો કેવાનો ધણી, બાકી મારું શું જવાનું છે?' 'મારે થોડી જ દરકાર છે.' **ગયું તે ગયું,**—'ગઈ ગુજરી તે પાછી બનતી નથી.' **જવા બેસવું**—જવાની

તૈયારી થવી—જતું રેવું. 'તેનું હવે સરવસ જવા બેઠું છે.' જવું જ્યારે સહાયકારી ક્રિયા બતાવે છે ત્યારે તેમાં ઉતાવળનો અર્થ રહ્યો હોય છે. 'જતું કરવું'—જાય તેમ કરવું—દીસતું રે તેમ કરવું. 'જતું રેવું'—પાસેથી ચાલી જવું. ૨ ખાવાવું. **જતું**—જનાર. **જતું મૂકવું**—છોડી દેવું. 'હાથ આવેલા ચોરને જતો મૂકશો નહિ.' **જઈ ચડવું**—અકસ્માતનો અર્થ બતાવે છે. **જઈ પડવું**—બુદ્ધિપૂર્વક જવાનો અર્થ બતાવે છે. **જઈ બેસવું**—ભૂલથી જવું એવો અર્થ બતાવે છે. **જઈ રેવું**—એક સ્થળમાંથી નિવાસ બદલવો. 'જતાના જાનૈયા ને વળતાના માંડવિયા;' 'આવ્યું સમાય પણ ગયું ન સમાય'. (આ ધાતુ અનિયમિત છે.)

**જવેર, જવાહીર;** ઝવેર; રત્ન.

**જવેરાત,** ન૦ જવાહીર; જડાવ દાગીના.

**જવેરી,** ઝવેરી.

**જવૈ,** સ્રી૦ એક જાતનો છોડ—એનાં બરૂ, સરિયા—ભાલા થાય છે.

**જશ,** પુ૦ [યશ] મોટું—અઘરું કામ કરેથી લોકમાં જે કીર્તિ આબરુ મળે છે તે; વખાણ. ૨ લોકમાં તારીફ થાય તેવી રીતે કોઈ કામ પાર પાડવું—કામનું શેવટ આવવું તે. 'તેના કરમમાં જશ છે.'

**જશન,**—પારસીઓનો એક તેહેવાર.

**જસત,** ન૦ કલૈ અને સીસું એ બે મુખ્ય અને બીજી કેટલીક હલકી ધાતુની બનેલી જે મિશ્ર ધાતુ તે. જેમાં સીસાનો ભાગ ઘણો હોય તે હલકું જસત કેવાય.

**જસતા,** ડાઘા.

**જસ્તી,**—હલકું રૂપું—ભેગવાળું.

**જસાં,** જેવાં. 'પગ આંગળાં વળ્યાં ચમ્પાકળી જસાં રે લોલ'. (કવિતામાં). **જસું**—જેવું.

**જહાં,** જે ઠેકાણે; જ્યાંહ.

**જહાંગીર,** પુ૦ [ફા૦] દુનિયાનો જીતનાર.

**જહાંગીરી,** વિ૦ જુલ્મી રાજનીતિ; કુલ મુખત્યારીની, નિરંકુશ રાજસત્તા.

**જહાંપન્હા,** વિ૦ [ફા૦] દુનિયાનું સંરક્ષણ કરનાર; એ ખિતાબ રાજા અમીરને બોલાવતી—લખતી વેળા વપરાય છે.

**જહાજ,** પુ૦ દરિયામાં સફર કરનારું મોટું વાણ, એનાપર આગલા વખતમાં તોપો પણ ગોઠવવામાં આવતી હતી ખરી.

**જહાન,** સ્રી૦ [ફા૦] દુનિયાં.—'આ જહાન ને પેલી જહાન.'

**જહાન્નમ,** ન૦ [આ૦] નરકકુણ્ડ; દોજખ.

**જહીં,** અ૦ જે ઠેકાણે; જ્યાં.

**જહુ,** ધૂળ.

**જળ,** ન૦ [સં૦ જલ] પાણી; ઉદક; નીર. 'જળ જંપ્યું;' શાંતિનો સમય; રાત્રીના સર્વ ઉંઘી જાય તે સમય. 'જળ મૂકવું—લેવું,' ન કરવા—ન બોલવાની પ્રતિજ્ઞા લેવી તે.

**જળકીડો,** પુ૦ પાણીથી થતો અથવા પાણીમાં રે તે જીવડો.

**જળકુંડું,** ન૦ ચન્દ્ર અથવા સૂર્યના બિમ્બની ચાર પાસ ફરતું જે કુંડાળું થાય છે તે. ચન્દ્રની આસપાસ ઉજળું કુંડળું વાદળાંમાંથી પાણી ટપકવાથી અને તેમાં કિરણો પડ્યાથી થાય છે.

**જળકુકડી,** સ્રી૦ પાણીમાંનાં જીવડાં ખાઇને જીવતું એક પક્ષી; એક જળચર પક્ષી.

**જળક્રીડા,** સ્રી૦ પાણીમાં ક્રીડા—રમત કરવી તે. નાના પ્રકારે તરવું—નાવું—હોડી ચલાવવાની સરત બકવી વગેરે.

**જળચક્કી,** સ્રી૦ પાણીના જોરથી ફરતી ચક્કી—ઘરટી.

**જળચર,** ન૦ [ જલચર ] પાણીમાં રેનારું પ્રાણી.

**જળજન્તુ,** પુ૦ પાણીમાંના જીવજન્ત.

**જળજળ,** [જુવો ઝળઝળિયા]. "જળજળાં લોચન જુવે અરુંપરું, માથે બાંધ્યું ફાટું ચીથરું." [છોડવો.

**જળજાંબુવો,** પુ૦ નદીના કિનારાપર થતો એક જાતનો

**જળઝળિયું,** ન૦ આંખમાં પાણી ભરાઈ—ઝરી આવવું તે; આંસુ પડવાની તૈયારી થવી તે. ૨ દિનાન્ત; ઝળઝળું.

**જળતરઙ્ગ,** પુ૦ [જલતરઙ્ગ] પાણીનો તરઙ્ગ—ધોડો—મોજો; પાણીની લેહેર. ૨ કાચના પ્યાલાઓમાં પાણી ભરીને બે ધાતુની સળિયે પ્યાલા વગાડી તેમાંથી રાગ કાડવો તે. એ પ્યાલા એમનાએમ અથવા કોઇના ગાણાની સાથે સૂર તાલમાં વગાડવામાં આવે છે.

**જળદાહ,** પુ૦ મુડદાંને પાણીમાં નાખી દઈ તેમાંના જીવોથી તે ખવાઈ જાય તેવું કરવું તે.

**જળન્દર,** ન૦ [જલોદર] પાણી ભરાયાથી પેટ મોટું થયું હોય તે રોગ.

**જળપર્યટન,** ન૦ સમુદ્રની મુસાફરી.

**જળપાત્ર,** ન૦ પાણી પીવાનું વાસણ; લોટો.

**જળપાન,** ન૦ પાણી પાવું તે.

**જળમય,** વિ૦ પાણીથી વિટલાયલું; પાણી ફરી વળ્યું હોય તેવું.

**જળમાણસ,** ન૦ પાણીમાં રેતું વેંતિયું માણસ. પાતાળમાં વેંતવેંત જેટલાં પણ બાકી શુદ્ધ માણસના આકારનાં પ્રાણીઓ વસે છે એવું લોકો માને છે. (કલ્પના). કે છે કે ઘણીવાર કુવા વાવ ખોદતાં એવાં પ્રાણીઓ નિકળેલાં અને પછી થોડીવાર જીવેલાં માલમ પડેલાં છે.

**જળયન્ત્ર,** ન૦ રેંટ; પાણી કાડવાનો સાંચો.

**જળયાત્રા,** સ્રી૦ સમુદ્રની મુસાફરી. ૨ ડુબી મરવું. (લાક્ષણિક).

**જળયાન,** ન૦ વાણ; હોડી; નૌકા વગેરે નદી કે સમુદ્રમાં ફરનારાં વાહન.

**જળમાર્ગ,** પું૦ પાણીનો રસ્તો; વાહાણમાં બેસી જવાય એવો જે દરીયાનો રસ્તો તે; તરી. (એનું ઉલટું પગ રસ્તો અથવા ખુશકી).

**જળવાસો,** જવાસો.

**જળવું,** ક્રિ૦ અ૦ [સં૦ જ્વલનિ] બળવું એ શબ્દ બળવાના પર્યાય દાખલ સાધારણ વેવારમાં વપરાતો નથી—ધિક્કારમાં જ્યાં 'બળો તે' એમ વપરાય છે, ત્યાં 'જળો તે' એમ વપરાય છે ખરું. બળ્યું જળ્યું એટલે બળેલું ને ઝળાઈ ગયલું.

**જળશાઈ,** વિ૦ પાણીમાં ડુબાડેલું હોય તેવું. 'સંન્યાસીને જળશાઈ કર્યા.' ૨ સ્ત્રી૦ પાણીમાંની સીવાળ.

**જળષ,** ન૦ મરડો થવાથી ઝાડામાં જે ધોળો ચીકણો પદાર્થ નીકળે છે તે.

**જળસમાધિ,** સ્ત્રી૦ સંન્યાસીઓને ગઙ્ગા જમનાના સઙ્ગમ આગળ મરણ પછી જળમાં પધરાવે છે તે. ૨ પાણીમાં ડુબી મરવું તે (વ્યંગ).

**જળહળવું,** ક્રિ૦ પ્રકાશવું. ઘણું તેજસ્વી; પ્રકાશનો પ્રવાહ વેતો જણાય તેવું. "જળહળ જ્યોત ઉદ્યોત." (વલ્લભ)

**જળાધારી,** સ્ત્રી૦ પથ્થર—ધાતુ વગેરેનો ઘાટ જેમાં શિવલિઙ્ગ બેસાડવામાં આવે છે તે. 'જળાધારી વિનાનું લિઙ્ગ હોય જ નહિ.'

**જળાપો,** પું૦ બળાપો; દુઃખ. ૨ અદેખાઈ; અરીસ્યા.

**જળાભાસ,** પું૦ પાણી છે એવું ખોટું દેખાવું તે. ૨ મૃગજળ.

**જળાશય,** પું૦ [સં૦ જલાશય] જ્યાં પાણી હોય તે ઠેકાણું—કુવો, વાવ, તળાવ, સરોવર, કુણ્ડ, નદી, સાગર. (પણ નાનાં નાનાં જળના સ્થાનો માટે ખાસ વપરાય છે.)

**જળો,** સ્ત્રી૦ [જલુકા] એક જાતનો કાદવ—કળમાં રેતો જીવડો. નઠારું લોહી ચુસાડી લેવા સારુ વૈદ એ જન્તુને દરદ ઉપર મુકે છે. એ શબ્દ અનેકવચનમાં જ વપરાય છે. જળો મુકવી—મુકાવવી કેવાય છે. ૨ એક જાતના વેલા.

**જળોયું,** ન૦ ગુમડું મટી ગયા પછી જે ચાઠું રે છે તે. ૨ બે પીઢપર પાટિયાં જડે છે તેની તડ પુરવા સારુ લાકડાનું જે ખપાટિયું (ચીપ) જડવામાં આવે છે તે; પાટિયાંના—લોડાંના ભાગેલા ભાગને લોડાંની પાટીના જે કકડાથી જડી લેવે તે.

**જાંખવું—ખીલેવું,** જાંખાં દર્શન કરવાં; થોડુંઘણું જોઈ લેવું. [જર કરી લેવી તે.

**જાંખી,** સ્ત્રી૦ જાંખાં દર્શન કરવાં તે; થોડીઘણી ન-

**જાંખું,** વિ૦ બરોબર—સાફ—ખુલ્લું ન દેખાતું હોય તેવું.—'મારી આંખે જાંખું દેખાય છે;' 'પાઘડીનો રઙ્ગ જાંખો પડી ગયો.' ૨ હાર—શરમથી ફીકું પડી ગયું હોય તેવું; ઉતરી ગયલા મોડાંનું.—'સભામાં વાદ કરતાં તે બચારો જાંખો પડી ગયો.'

**જાંગ,** જાંઘ.

**જાંગડ,** વિ૦ મૂલ આપેલું—લિધેલું નહિ—સોદો કરેલો નહિ, પણ જોવા—રાખવા આપેલું હોય તેવું.—જાંગડ-માલ પાછો અપાય લેવાય. કિમ્મત નક્કી કરી રાખેલો તે જાંગડ—મુદત પછી વેચાણ સહી થાય. ૨ બહુ મોટો અવાજ કરવો. "જાંગડ જાંગડ દુંદુભિ વાગે."

**જાંગલો,** પું૦ ગોરી ચામડીનો ટોપીવાળો. ૨ જંગલી.

**જાંગી,** પું૦ મોટો ઢોલ.

**જાંઘ,** સ્ત્રી૦ [સં૦ જઙ્ઘા] કમ્મરનું હાડું અને પગનો નળો એ બેની વચમાંનો—પેડુની નીચેનો અને ઘુંટણની ઉપરનો જે જાડો માંસવાળો ભાગ તે. 'જાંઘનાં થોળાં'—જાંઘના થાપા એટલે જાંઘની ઉપરનો માંસવાળો જાડો ચપટો ભાગ. 'જાંઘ ઉઘાડી કરવી—ઉઘાડવી' એટલે પોતાનું (અથવા પોતાના મિત્ર સગાદિનું) કલઙ્ક,—દોષ,—નબળી વાત—ગુહ્ય છિદ્ર પોતે જ કેવું તે.

**જાંઘિયો,** પું૦ જાંઘ ને ગાંડ ઢંકાય તેટલું અને તઙ્ગ બેસતું આવતું એવું સીવેલું વસ્ત્ર તે; તઙ્ગિયો.

**જાંબુ,** ન૦ [સં૦ જમ્બુ] કાળું પણ માંયથી લાલ સુરખી મારતું એક જાતનું ફળ. 'જાંબુઓ રઙ્ગ.'

**જાંબુડી,** સ્ત્રી૦ બાળક છોકરાનું હાથમાં ઝાલી રાખવાનું હાંથીદાંત—લાકડાનું રમકડું; ધાવણી. એ મુઠ્ઠી જેટલું અથવા જરા વધારે લાંબુ ને બે છેડેથી ગોળ નાના દડા જેવું હોય છે. ૨ જાંબુફળ આવતાં હોય તે ઝાડ.

**જાંબુડો,** પું૦ જાંબુડી (૨ જા અર્થમાં). 'જાંબૂડે જઈશ મા બીજલ જાંબૂડે જઈશ મા; જાંબૂડે જાય તો જાંબુ ખાઇશ મા ભરવાડિયા'.

**જામ્બૂનદવતી,** વિ૦ સોનાના જેવી.

**જાં,** અ૦ જે ઠેકાણે; જે જગોએ.

**જાંલગી—સુધી,** અ૦ જગા—વખતની હદ બતાવે છે. 'જાંલગી ચલાય તેટલું ચાલજે;' 'જાંસુધી પાંચ વાગે તાંસુધી તાંથી તું જરા આઘો ખસીશ નહિ.'

**જા આવ,** સ્ત્રી૦ જવું ને આવવું તે.

**જાઈ,** સ્ત્રી૦ [સં૦ જાતિ:—તી] એક જાતના ખુશબો-દાર ફૂલની વેલ—અથવા તેનું ફૂલ. એનેજ મળતી એક બીજી જાત છે તે જુઇ કેવાય છે. ૨ જાયી; દિકરી છોકરી. 'માડી જાઈ.' "આહિરડામાં ઉછરી ગોપ તણી તું જાઈ."

**જાકડો,** છાણની સાવરણી.

**જાકવું,** નોંધવું; સોંપવું; જાકી જાકીને કેવું.

**જાગ,** [યાગ] જગન. ૨ માતા; રન્નાદે.

**જાગતું,** વિ૦ ઊંઘમાં ન હોય તેવું. ૨ હોશિયાર; ખબર-દાર; સાવધ. ૩ તરત પારખું બતાવી દે તેવું; હજુરા હજુર. 'જાગતી દેવી, જાગતો ફરમાન' ૪૦

**જાગતું—જોત—ધ,** વિ૦ તરત પારખું બતાવે તેવું.—દેવ, દેવી. ૨ તરત ફળ આપે—ગુણ કરે તેવું.—કામ, મન્ત્ર, ઓસડ. ૩ ઊંઘતું ન હોય તે. ૪ હોશિયાર; સાવધ.

**જાગમવું,** ખોવું.

**જાગરણ,** ન૦ જાગવું તે. ૨ અગિયારસ, જન્માષ્ટમી, શિવરાત્રિ વગેરે પુણ્યતિથિયે ભૂખ્યાં રઈ આખી રાત જાગતાં પ્રભુભજન કરવું તે.

**જાગરુત,** વિ૦ [જાગૃત] જાગવું; ઊંઘતું ન હોય તે. ૨ સાવધ; હોશિયાર.

**જાગરુતી,** સ્રી૦ [જાગૃતિ] જાગતાપણું. ૨ સાવધપણું. ૩ હોશિયારી.

**જાગવું,** ક્રિ૦ અ૦ ન ઊંઘવું; ન સુવું. ૨ ઊંઘમાંથી—ઊંઘી ઉઠવું. ૩ હોશિયાર—સાવધ થવું—રેવું. ૪ ધ્યાનવન્તુ—પોતાનાં કામપર તત્પર થવું. ૫ અજ્ઞાન ટાળી જ્ઞાન પામવું. ૬ જૂનું તે પાછું તાજું થવું—'સુઈ ગયલી વાત પાછી જાગી છે.' 'જાગતો દાડો' એટલે આબાદીનો સમય.

**જાગીર,** સ્રી૦ [ફા૦] લશ્કર રાખવાના અને એવા બીજા કોઈ ખરચ કરવાના બદલામાં સરદાર વગેરેને સરકાર જે જમીન—ગામો આપે છે તે. ૨ દેવપૂજાનો ખરચ ચાલ્યો જાય તેને અર્થે જે ગામ વગેરે આપવામાં આવે છે તે; વર્ષાસન; ઇનામ. જાગીર—કોઈ પણ રીતનાં થતાં કામને બદલે છે ને ઇનામ તો થયલા કામને બદલે છે. જાગીરની પેદાશમાંથી કેટલોક ખરચ કરવાની સરકાર ફરજ પાડે છે ને ઇનામમાંથી ખરચ કરવાને સરકાર ફરજ પાડી શકતી નથી.

**જાગીરદાર,** પુ૦ જેને જાગીર હોય—મળી હોય તે ધણી.

**જાગૃત,** વિ૦ [સં૦] **જાગરુત.**

**જાગૃતિ, જાગરુતી.**

**જાગ્રદવસ્થા,** સ્રી૦ [સં૦] જાગતી હાલત; સર્વ વસ્તુનું જ્ઞાન—ભાન થતું હોય તે અવસ્થા.

**જાચ,** દુઃખ; પીડા; ત્રાસ.

**જાચક,** વિ૦ [યાચક] માગનાર; ભીખ માંગનાર; ભિક્ષુક.

**જાચના,** સ્રી૦ [યાચના] માગવું તે; ભીખ માગવી તે; ભિક્ષુકી.

**જાચવું,** ક્રિ૦ સ૦ માંગવું; ભિખવું; ભીખ માંગવી.

**જાચાવેડા,** પુ૦ જાચાપણું.

**જાચીક, જાચક.**

**જાચું,** વિ૦ સામાને ચીડ ચડે-કણ્ટાળો આવે તેવી રીતે કરગરી કાલાવાલા કરી અને એમ કરતાં આડું અવળું સમજાવી કામ કાડી લેનાર; ધારયું પાર પાડે તારેજ ખ્યાલ—કેડો મુકે, બાકી ત્યાંસુધી પગે હાથે લાગે તે. જાચો, જાચી, જાચું (માણસને લાગે છે). જાચું વેળાએ કામને પણ લાગે છે.

**જાચોર,** ન૦ કાંકરી અને ખનીજ પદાર્થવાળી જમીન.

**જાજમ,** સ્રી૦ નીચે-ભોંયપર પાથરી બેસવાનું લામ્બું પોળું જાડું રઙ્ગીત પટાદાર કપડું; સેતરઞ્જી.

**જાજરમાન,** વિ૦ [જાજ્વલ્યમાન—પ્રકાશતું—પ્રતાપી] જાગતું; પરતાવાળું; તરત પારખું દેનારું.—(દેવ, દેવી વગેરે). ૨ આકરા મિજાજનું; કરડું; ગફલતમાં ન રેતાં ગફલત કરનારને ધમકાવી નાખે તે (માણસ). ૩ પરાક્રમી; પ્રતાપી. ૪ ભભકા—દબદબાથી ભરેલું. ૫ મહાભારત જેવું વધી ગયલું (કામ).

**જાજરિયું,** ઘઉંનો પોંખ ને ખાંડ એનું બને છે.

**જાજરું,** વિ૦ બચારું; પામર. "જાજરો જીવ જુગત શું કરે, પ્રકૃતિ પાપિણી પૂઠે ફરે" (અખો).

**જાજરું—રૂ,** ન૦ તાજખાનું; પાયખાનું; સણ્ડાસ; સન્ધાસ.

**જાજુલમાન,** [જાજ્વલ્યમાન] **જાજરમાન.** "તે કરે સોમવલ્લીનાં પાન, તેજેશ્વરી ઋષિ જાજુલમાન" (પ્રેમાનન્દ).

**જાજુળી,** વિ૦ **જાજ્વલ્યમાન; પ્રકાશિત.**

**જાટ,** પુ૦ રજપુતની એક જાત. સ્રી૦ બકરાના વાળ.

**જાડ, જાડાપણું.**

**જાડાઈ,** સ્રી૦ જાડાપણું.

**જાડું,** વિ૦ [જડ-જાડ્ય ઉપરથી] અઙ્ગ ભરેલું; લોહી માંસવાળું; ફુલેલું-પછી મજબુત કે પોચું (માણસ). ૨ દળવાળું; માંય ભરેલું—સઙ્ગીન—ભારે હોય તેવું; (લાકડું). ૩ ઘટ; ભરેલા ફુમાસનું; (કપડું). ૪ કઠ્ઠણ થઈ ગયલું; (ઝાડનું છોડું, ફળની છાલ વગેરે). ૫ પ્રવાહી પણ ઘણી ચિકાસવાળું (દૂધ શિખણ્ડ વગેરે). ૬ ખોખરું; ભરેલું; (બોલવું. જાડો અવાજ). ૭ (લાક્ષણિક) જલદીથી સમજે નહિ—શિખે નહિ તે; સમજશક્તિની કળી બિડાયલી રઈ હોય તેવું; (જાડી બુદ્ધિ).

**જાણ,** સ્રી૦ [જ્ઞાન] જાણવું તે. ૨ ખબર; માહિતી. 'જાણપિછાન'—માહિતી; ઓળખાણ. વિ૦ જ્ઞાની; માહિતગાર.

**જાણણહાર—રો,** જાણનારો.

**જાણપુરુષ,** ઘણું ઘણું જાણનારો; સમજુ; ચતુર.

**જાણભેદુ,** પુ૦ અન્દરથી જાણતો પણ બારથી છુપાવનારો; ગુપ્ત—છાની વાતને જાણનારો.

**જાણવામાં—ણ્યામાં—ણ્યામેળે,** અ૦ જેટલી જાણ છે તે ઉપરથી—તે પરમાણે—તેને સુમારે.

**જાણવું,** ક્રિ૦ સ૦ [સં૦ જ્ઞા-જાણવું] જોઈ—સાંભળી—સુંઘી—સવાદ લઈ—અડકીને હરકોઈ ચીજ વિષે તે શું છે—તે કેવી છે—તેની શી ખાસિયત છે વગેરે સમજવું; જ્ઞાન પામવું. ૨ ઘણા દાડાને લીધે વિસરી ગયલું પાછું સમ્ભારવું; પિછાનવું. ૩ કબૂલ કરવું; વિસરી ન જવું; માનવું. 'ઉપકાર જાણવો.'

કોણ જાણે તેણે શું કાળું કીધું હશે એટલે કહેનારો તો નથી જાણતો. વળી કોણ જાણે એટલે કોને જાણવાની દરકાર છે? હશે. ગમે તેમ હોની.

**જાણીજોઈ-બુજી-સમજી**, અ૦ ખાતરી થયા છતાં, પૂરું જ્ઞાન છતાં; ઇરાદાથી; નક્કી વિચાર કરીને.

**જાણીતું**, વિ૦ જાણવાળું. ૨ વિદ્યા હુનર શિખેલું. ૩ હોંશિયાર; કાબેલ. કહેવતઃ-જાણીતો ચોર ઘર ઘાલે; જાણીતો કોળકો કોડીનો.

**જાણે—ણેકે**, અ૦ આમ હોયની શું, આમ ધારિયે કે, સમજ્યો કે, એવો અર્થ રાખે છે. એ ઉત્પ્રેક્ષા દેખાડનારો શબ્દ છે—જાણે કે પૂનેમનો ચન્દ્ર જ પ્રકાશી રહ્યો હોયની શું તેવી તે સ્ત્રી પોતે શોભીને ઘરને શોભાવે છે. જાણે તે કામ કાલે કરવું હોય તો ન ચાલે?

**જાણે(-ણ્યે) અજાણે(-ણ્યે)**૦ અ૦ ભૂલચૂકમાં. બરાબર સમજ્યા વગર.

**જાત**, સ્ત્રી૦ [જાત] દેશ ધર્મ ઉપરથી લોકના જે જુદાજુદા વર્ગ બન્ધાયલા તેમાંનો એકેક. બંગાલી, ગુજરાતી, એ, પ્રાંત દેશ ઉપરથી લોકની જાત; હિન્દુ, મુસલમાન, ક્રિશ્ચિયન એ ધર્મ ઉપરથી જાત; સુથાર, લુહાર, મોચી એ કર્મ ઉપરથી જાત. ગુણ કર્મ ઉપરથીઃ-બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર. ૨ રૂપ રઙ્ગ ખાસિયત ઉપરથી વસ્તુઓના જે જુદા જુદા જથા બન્ધાયલા તેમાંનો એકેક અથવા એ એકેકના પાછા નાના નાના વર્ગો કરેલા તેમાંનો પાછો એકેક. ૩ જન્મ સ્વભાવ, અસલ ખાસિયત. ૪ તુકમ; બીજ: બાપની જાત.-વળી તું તારી જાતપર ગયો? ૫ શરીર; તન; બદન. ૬ પોતાનું શરીર; પોતે-આપણે નઠારા તો આપણી જાતને ભારે પડીશું તેમાં તેઓના બાપનું શું જાય છે? આપણી જાતને-આપણને-પોતાને. જાતે-પોતે (તમે જાતે આવજો). જાતે ને જીવે-એકલું; એક પોતે જ (કુટુમ્બમાં બીજું કોઇ નથી). જાતે-જાતનું, તે જાતે બ્રાહ્મણ છે. 'જાત વના ભાત ન પડે.' જાત ચોરવી-શરીરને જરા પણ શ્રમ ન થાય એવી રીતે કામ કરવું; આળસુ બેસી રહેવું. જાતેજાત જુદી કરવી-પદાર્થો જુદા પાડવા. જાત વેચીને પુરું કરવું-ગમે તે જોખમે પોતાનું દેવું પતાવવું. જાત કજાત જોવી-માબાપ કેવા કુળ સ્વભાવના છે તે તપાસવું. જાત તોડવી-ખૂબ મહેનત કરવી. જાત બોળવી-પોતાનો વર્ણાશ્રમ ધર્મ બગાડવો. જાતનું અડધું—નબળી શરીર પ્રકૃતિ.

કહેવતઃ જાત (ગુણ સ્વભાવ) જણાય પણ મન ન જણાય. જાત તે જાત ને કજાત તે કજાત. જાત (સ્વભાવ) જોઇએ વસીને ને સોનું જોઇએ કસીને. જાત (વર્ણ) જાતને ખાય. જાત (ગુણ સ્વભાવ) ઉપર ભાત (સંસ્કાર) પડે, કાંબલી ઉપર બીજું ન પડે. રંગવાના કાપડથી જાત સારી લીસી હોય તો તે ઉપર છાપ પડે, પણ કાંબલી કાલી ખરબચડી તેથી તેના ઉપર બીજું ન છપાય-તે ઉપરથી લક્ષણા કે માણસ સ્વભાવે સારો હોય તો તેના ઉપર સારા સંસ્કાર પડે; નઠારા સ્વભાવના માણસ ઉપર સંસ્કાર ન પડે. જાત જાતના દ્વેષી, જાત જાતનું ખોદે. વિપત્તિમાં જાતની કસોટી થાય. એ છીપનું મોતી તે જાતવાન.

"જાત જાતનો વેરી, તે જાત જાતને ખાય;
ભાટ બ્રાહ્મણને કૂતરો, દેખ દેખ ઘુરકાય."
"પંડયો પાડો ને કૂતરો, ત્રણે જાતના દ્વેષી;
નાગર, કાગડ ને કુકડો, એ ત્રણે જાતનાં હોંશી."
"જોઇ વોહરીએ જાત, જાતે જોખો લાગે નહિ;
પડી પટોળે ભાત, ફાટે પણ ફીટે નહિ."
"જાતે જાફર અને હાડે કાફર."

**જાત**, વિ૦ ધા૦ [સં.] ઉત્પન્ન-પેદા થયલું. જલજાત (કમળ), જાતપક્ષ (પક્ષી) ને જાતદર્પ (મનુષ્ય) ઇ૦

**જાતક**, પુ૦ [ સં૦ ] નવું જન્મેલું બાળક; જોતીષનો એક ગ્રન્થ; યાચક.

**જાતકમાઈ**, સ્ત્રી૦ પોતાની મહેનતથી ધન વગેરેનો જે સંગ્રહ કરવો તે.

**જાતકર્મ**, ન૦ [સં.] સોળ સંસ્કારમાંનો એક-તરતના જન્મેલા બચ્ચાંને તેની નાળ વધેરવાની અગાઉ સુનાને ચમચેવતી ઘી આપવું તે.

**જાતકાયદો**, પુ૦ પોતપોતાના સમાજનો નિયમ.

**જાતજમાત**, સ્ત્રી૦ [અ૦] નાતજાત; અમુક વર્ણના લોકો; પંથ.

**જાતબુદ્ધિ**, સ્ત્રી૦ જન્મથી જ અક્કલવાળો; હોંશિયાર, કાબેલ.

**જાતભાઈ**, પુ૦ તેજ જાતનો જે પુરુષ તે; નાતીલો.

**જાતમુચરકો**, પુ૦ પોતાના જામીન આપવા તે.

**જાતરા**, જાત્રા.

**જાતરૂપ**, વિ૦ [સં.] સુંદર, ચલકતું. ન૦ સોનું.

**જાતવન્ત**, જાતવાન.

**જાતવાન**, વિ૦ ઊંચાં વીર્ય-બીજનુ (ઘોડો). ૨ સારા કુળનું; કુલીન; મોટાં ખાનદાનનું; આબરૂદાર-(માણસ). ૩ સરસ; રૂડા ગુણ ધરાવતું; ઊંચી કિસમનું.

**જાતવેદસ્**, પુ૦ [સં૦] અગ્નિ.

**જાતિ**, સ્ત્રી૦ [ સં. ] વર્ણ; વર્ગ; જ્ઞાતિ; જથો; કોમ જમાત. ૨ કુળ; વંશ. ૩ સરખો આંકડો (ગણિતમાં). જાત શબ્દ જોવો.

**જાતિધર્મ**, પુ૦ પોતાનો વર્ણ કે આશ્રમ કે ન્યાતનો જે ધર્મ હોય તે.

**જાતિભેદ**, પુ૦ આપણે એક જાતના નહિ પણ જુદી જુદી જાતના છીએ એવો જે ભેદ-અંતર રાખવો તે.

**જાતિભ્રષ્ટ**, વિ૦ જાતના આચારથી ભ્રષ્ટ થયલું. પતિત. જાતબાહર તે. **જાતિભ્રંશ.**

**જાતિમીમાંસા**, સ્ત્રી૦ વર્ણ, કુળ, જ્ઞાતિ કે આશ્રમ ધર્મ સંબંધી ગવેષણા તે.

**જાતિલક્ષણ**, ન૦ બ્રાહ્મણ વગેરેનાં જે ચિહ્નો હોય તે.

**જાતિવાચક**, વિ૦ [સં.] કોઈ જાતને લગતું; વર્ગીય.

**જાતિવેર**, ન૦ સ્વાભાવિક ઉત્પન્ન થયેલી દુશ્મનાઈ; કુદરતી વેર.

**જાતિવેપાર, વ્યવહાર-વહેવાર**, પુ૦ જાત જાતનો જે જુદો જુદો વેપાર તે, એક જાતે બીજી જાત જોડે ખાવા પીવાનો વહેવાર રાખવો તે.

**જાતસ્મરણ**, ના૦ ન૦ [સં૦] પૂર્વ જન્મનું જ્ઞાન. જાતિ સ્મરણપણું.

**જાતિસ્વભાવ**, પુ૦ [સં૦] જાતનો સ્વભાવ, ૨ જન્મનો જે સ્વભાવ તે, ૩ ખાસ ગુણ.

**જાતીય**, વિ૦ [સં.] જાત સમ્બન્ધી. જાતીલું. સ્વજાતીય-પોતાની જાતનું અને વિજાતીય-જુદી જાતનું.

**જાતે**, અ૦ પોતે; ન્યાતે; સ્વભાવે.

**જાત્યન્ધ**, વિ૦ [સં.] જન્મથી આંધળું હોય તે. જન્માંધ.

**જાત્યભિમાન**, ન૦ [સં.] પોતપોતાની જાતનું જે અભિમાન તે.

**જાત્રા**, સ્ત્રી૦ [સં. યાત્રા] સ્નાન પૂજા ધર્મદાન કરવાને માટે પવિત્ર સ્થળોએ જવું—જઈ ફરવું તે; પવિત્ર તીર્થ—ક્ષેત્રમાં જઇ ક્ષૌર, તીર્થસ્નાન, દેવદર્શન, બ્રાહ્મણ ભોજન વગેરે જે કર્મ કરવાં તે; જે જે દેવતાનો જે જે નિયમિત દિવસ હોય તે તે દિવસે તે તે સ્થાને ભક્તજનોએ દર્શન કરવાને જવું તે. ૨ એવે દાહડે દેવ મહાપુરુષ નિમિત્ત જે મોટો સમારમ્ભ થાય છે તે. ૩ એવે દાહડે જે મોટો મેળો ભરાય તે.

**જાત્રાળુ**, વિ૦ જાત્રા કરવા જનાર.

**જાથુ-ક**, અ૦ હમ્મેશ રહે-ચાલ્યાં કરે તેમ. જાથુકનું-હમ્મેશનું ચાલ્યાં-તોભ્યાં કરે તેવું.

**જાદ**, સ્ત્રી૦ [ફા૦] યાદ, ખબર, સ્મરણ.

**જાદણી-રણી**, સ્ત્રી૦ વરની જાનમાં વરની તરફથી ગયલી જે સ્ત્રી તે.

**જાદરીઉં-યું**, ન૦ ઘઉંનો પોંખ ખાંડી, ગોળ, ઘી નાંખી કરેલો પદાર્થ; લાપસી.

**જાદરનું કાપડું**, ન૦ કન્યાને પરણાવતાં જે ધોળું રેશમી કાપડું પહેરાવવામાં આવે છે તે.

**જાદવાસ્થળી**, સ્ત્રી૦ [સં.] (યાદવો-જાદવોની પરસ્પર લઢાઈ થયેલા તે ઉપરથી) લઢાઈ; વઢવાડ; મારામારી; સ્નેહી વર્ગમાં માંહોમાંહે લઢાઈ થઈ નાશ થવો તે; જાદવી

**જાદા**, અ૦ આ૦] વધારે, ખૂબ, પુષ્કળ.

**જાદી**, સ્ત્રી૦ [ફા૦] દિકરી; બેટી. શાહજાદી. દોલતજાદી.

**જાદુ-દૂ**, ન૦ [ફા૦] મરી ગયલા જીવોની (ભૂત પિતૃ વગેરેની) પાસે અથવા દેવ દેવીઓની પાસે માણસનાં કામ અથવા અજાએબ જેવાં મોટાં કામો કરાવવાની જે વિદ્યા તે; મંત્રયોગ; વિરમન્ત્ર; મેલી વિદ્યા-સાધના; મોહિની; મૂઠ; ચેટક; મારણ જારણ; યન્તરમન્તર; છૂમંતર ઇલમ; નજરબન્ધી; ટુચકો; ટોણો. ૨ સાધારણ બુદ્ધિના લોકથી ન સમજાય-અચરજ લાગે તેવી કૃતિયો; કારણ-જુકતી ન માલમ પડે તેવા અજાએબ જેવા પ્રયોગો-ખેલો; ગારુડી વિદ્યા. ૩ કપટ. જાદુકપટ.

**જાદુઈ**, વિ૦ [ફા૦] ચમત્કારિક; જાદુએ ઉત્પન્ન કરેલું.

**જાદુખોર—રો-ગર**, પુ૦ જાદુમન્ત્ર જાણનારો. ૨ અજાએબ ચાલાકી-કસરત-ખેલ કરનારો. બાજીગર.

**જાદુગરું-ગારું**, વિ૦ [ફા૦] જાદુઇ અસર કરે એવું.

**જાદુગિરી**, સ્ત્રી૦ જાદુગરનું જે કામ તે.

**જાદુટોણાં**, ન૦ જાદુ અને ટોણાં એટલે સેજસાજ હલકા કામને સારૂ થોડી મેહનતે સધાયલા ભૂત-પિશાચના મન્તરો ભણી જન્તરો કાહડી તન્તરો કરી ટુંકા ટુંકા પ્રયોગ કરવા તે. જાદુનો ચમત્કાર.

**જાદુમન્તર**, પુ૦ જાદુ સમ્બન્ધી મન્ત્ર.

**જાદે**, અ૦ [આ૦] વધારે.

**જાદો**, પુ૦ દિકરો; બેટો. શાહજાદો. ઉમરાવ-અમીર-[જાદો.

**જાન**, પુ૦ [ફા૦] જીવ; આત્મા; પ્રાણ. ૨ આશકમાશુકમાં ઘણોજ પ્યારો, ઘણીજ પ્યારી એ અર્થમાં વપરાય છે. જાન; જાનજિગર. ૩ માલ; દમ; પાણી; રસ; જીવ. જાનપર કરવું એટલે જાન-જીવ જોખમાય તેવું છતાં પણ કરવું. જાનથી મારવું—જાનથી બેજાન કરવું—જાન લેવો એટલે ઘાયલ નહિ પણ પૂરેપૂરૂં મારી નાખવું. જાન આપવો—કોઈને માટે કોઇએ પોતાનો જાન આપવો. ૨ કુરબાન-ફિદા ફિદા થઇ જવું; ઘણું જ મેહેરબાન થવું. ૩ જાન પિછાણ-ઓળખાણ.

**જાન**, સ્ત્રી૦ એક ગામથી બીજે ગામ પરણવા જનારા વરની સાથે જનારા જે સગાંવાહલાંઓ તે અથવા તેઓએ વરની સાથે જવું તે. વરાત અથવા બરાત. કહેવતઃ "જાન, જાગરણ ને જાત્રા, એ ત્રણે સરખાં" "જાન નાની ને માગે ઘણું" "જાનમાં કોઇ જાણે નહિ, ને હું વરની ફોઇ; ગાડે કોઇ બેસવા ન દે, દોડી દોડી મોઇ."

**જાન,** ન૦ [ફ઼ા૦ જઆન-જિયાન] નુકશાન; ટોટો; નાશ; હાનિ. કહેવત: નાદાનકી દોસ્તી ઓર જીવકા જાન.

**જાનમ,** ન૦ [ફ઼ા૦ જહન્નમ] નરક; દોજખ; દુર્ગતિ.

**જાનમાલ,** પુ૦ જાન-જીવ અને માલ.

**જાનરડી,** સ્ત્રી૦ જાદરણી જૂઓ.

**જાનવર,** ન૦ [ફ઼ા૦] જનાવર. ઢોર; પશુ.

**જાનવરી,** વિ૦ [ફ઼ા૦] જંગલી.

**જાનાં,** સ્ત્રી૦ [ફ઼ા૦] માશુક; પ્રિયા; પ્યારી.

**જાની,** વિ૦ [ફ઼ા૦] પોતાના જાન જેવું પ્યારૂં; ઘણુંજ વાહલું; પરમપ્રિય. જાનીદોસ્ત-જિવલગ મિત્ર. ૨ એક એ નામની અટક છે.

**જાનીવાસો,** પુ૦ જાનનો ઉતારો. કહેવત: જાનીવાસો કાણો થયો-છાની વાત બહાર પડવી તે. પોતાના સાથીઓમાં ફાટફુટ થવી તે.

**જાનોજિગર,** પુ૦ [ફ઼ા૦]. અતિશય વાલો.

**જાનુ,** પુ૦ [સં૦] ઘુંટણ; ઘુંટણથી તે પગની પાટલીની ઘુંટી સુધીના હાડકા ઉપરનો માંસનો પિંડ તે.

**જાનૈયા,** પુ૦ વરની જાનમાં જનારા. જાનૈયો એ એકવચન.

**જાનૈડી,** સ્ત્રી૦ જાદરણી, જાનરડી. ૨ જે ગાય કે ભેંસનું દુધ વલોવવામાં આવતું નથી તે. (જ્યારે કોઈ ગાય કે ભેંસ ગાભણી થતી નથી તે વિયાય તો તેને જાનૈડી રાખવાની બાધા રાખે છે.)

**જાનેવારી,** પુ૦ અંગ્રેજી પહેલો મહિનો.

**જાનોતર,** પુ૦ જાન; વરાત. "જાનોતર ગઈ દ્વારકા, એક રહ્યો છે સૌભદ્રરાય." પ્રેમાનંદ.

**જાપ,** પુ૦ [સં૦] જપ. કહેવત: જાપ જપ્યા ને ગાંડામાં ખપ્યા.

**જાપક-જાપી,** પુ૦ જપ કરનારો.

**જાપતો,** પુ૦ સખતીવાળી સાવચેતી; ખન્તવાળી નીધા; સમ્ભાળ; ચોકસી; તકેદારી.

**જાફ્ત,** સ્ત્રી૦ [અ૦ જિયાફ્ત] ઉજાણી.

**જાફરમાની,** વિ૦ [ફ઼ા૦] કેસરના રઙ્ગનું-જેવું. કેસરીઉં.

**જાફરાન,** ન૦ [ફ઼ા૦] કેસર. ગદ્ધો શું જાણે જાફરાનની વાત.

**જાફરાબાદી,** વિ૦ જાફરાબાદ શેહેરનું-ઘી વગેરે.

**જાફાટ,** ન૦ [ફ઼ા૦] બેદરકારીપણું.

**જાબજા,** અ૦ [ફ઼ા૦] સ્થળે સ્થળે; ઠેકાણે.

**જામ,** પુ૦ [ફ઼ા૦] જામનગરના રાજાનો ઇલ્કાબ.

**જામ,** પુ૦ [સં૦ યામ] રાતદહાડાનો આઠમો ભાગ.

**જામ,** ન૦ [ફ઼ા૦] પડઘીવાળું નાનું ધાતુનું ગોળ ચપટું વાસણ; પ્યાલું; પ્યાલો; કટોરો.

**જામગરી-ગીરી,** સ્ત્રી૦ [ફ઼ા૦] સણ-કાથા-સુતરનો બનાવેલો જે કાકડો બન્દૂક તોપ સળગાવવાના કામમાં આવે છે તે. ૨ ફટાકા વગેરેમાં જે લટકતો દોરો દેખાય છે તે, જેમાં સળગાવવાનો દારૂ ભરેલો હોય છે તે.

**જામણ,** ન૦ જામવું-બન્ધાવું તે. ૨ અધકણ; મેળવણ.

**જામદાની,** સ્ત્રી૦ [ફ઼ા૦] અન્દર ભાત વણેલી હોય તેવું એક જાતનું સુતરાઉ કપડું-એના અઙ્ગરખા બદન થાય છે.

**જામદાર,** પુ૦ [ફ઼ા૦] જામદારખાનાની સમ્ભાળ રાખનારો; કીલીદાર; તિજોરીનો દારોગો; પાવાનું કામ કરનાર નોકર.

**જામદારખાનું,** ન૦ [ફ઼ા૦] જવાહીર ઘરેણાં વસ્ત્ર ઇત્યાદિ પદાર્થો રાખવાનો ઓરડો-નું ઠેકાણું. ૨ સરકારી તિજોરી; રાજભણ્ડાર.

**જામની,** સ્ત્રી૦ [સં. યામિની] રાત; રેન; રજની.

**જામફળ, જમરૂખ.** જાંબુ.

**જામફળી,** સ્ત્રી૦ જામફળનું ઝાડ.

**જામવું,** ક્રિ૦ અ૦ વિખરાયલું-જૂદું જૂદું હોય તે એકઠું થઇ રહેવું-છાવણીમાં લશકર બહુ જામ્યું છે. ૨ સામગ્રી-સાધન એકઠાં મળેથી ખૂબ મચવું. હવે જુદ્ધ જામ્યું, કજીયો જામ્યો છે; રઙ્ગ-ગાણું જામ્યું. ૩ દૂધ બન્ધાઇ જવું; અખરાવું. ૪ વધી-વિસ્તરી-ફેલાઇ બાહર આપવો. આજ કાલ તેનું કામ (ધંધો) બહુ જામ્યું છે. ૫ ઠરવું; તળિયે બેસવું.

**જામાતા-તૃ-ત્ર,** પુ૦ [સં.] જમાઇ.

**જામિની,** જામની; રાત.

**જામીન,** પુ૦ [આ૦] કોરટને કામ પડે ત્યારે કેદીને હાજર કરૂં, તે ન કરૂં તો સરકારનો ગુન્હેગાર થાઉં, એવી ખાતરી કરી આપનારો. એથી કેદી થોડી અથવા ઘણી મુદત સુધી છૂટો રહે છે. જામીન લેવો; જામીન માંગવો; જામીન આપવો; જામીન થવું. હાજર જામીન. ૨ દેણદાર નહિ આપે તો હું આપીશ એવી રીતની ખાતરી-કબૂલાત આપનારો. માલ જામીન. ૩ હવેથી ફલાણો ગુન્હા નહિ કરે ને કરે તો હું ગુન્હેગાર થાઉં એવી ખાતરી કરનારો. ફેલ જામીન. ૪ બાંહ્યધર, જવાબદાર. ૫ જામીનખત-જે કાગળ ઉપર જામીનની બાબત લખાય છે તે. કહેવત: જામીન થઇને ગાંઠનું ખોવું.

**જામીનગીરી,** સ્ત્રી૦ જામીન થવું તે; ખાતરી આપવી તે.

**જામેશરાબ,** પુ૦ [ફ઼ા૦] દારૂ પીવાનો પ્યાલો.

**જામો,** પુ૦ [ફ઼ા૦] મોટા ઘેરવાળો અને ઘણો જ નીચો એવો એક જાતનો પોહળો અઙ્ગરખો. મોટા

મોટા આબરૂદાર શેઠ શાહુકાર અને સરકારી ઓદ્દેદારો જામા પેહેરતા અને લગનમાં શાહજનમાં હજી કેટલાક પેહેરે છે.

**જામ્બુક,** ન૦ એક જાતનું ભૂત.

**જામ્બુનદ,** ના૦ [સં૦] એક જાતનું સોનું.

**જાયકો,** પુ૦ [ફા૦] સ્વાદ; લ્હેજત.

**જાયદાદ,** સ્રી૦ [ફા૦] પુંજી, પેદાશ, જાગીર.

**જાયાનશીન,** પુ૦ [ફા૦] હકદાર, ગાદીએ બેસનાર. "અમારા જાયનિશીનો સાથે તમોએ ઇમાનથી તથા ખરેખર પ્રજાધર્મ પ્રમાણે ચાલવું." ગુ. પાંચમી ચોપડી.

**જાયપત્રી,** સ્રી૦ [જાતીપત્ર] પીળા રઙ્ગનો મસાલો. એ જાયફળને વળગેલી હોય છે; જાવન્તરી.

**જાયફળ,** ન૦ જરા લામ્બા એવા ગોળ આકારનું ફળ; તેજાના-મસાલા દાખલ કામમાં આવે છે;-એ ઘણી સારી સુગન્ધ ને ઘણો સારો સવાદ આપે છે. જાયફળનું વેષ્ટન-ઢાંકણુ તે જાવન્તરી.

**જાયા,** સ્રી૦ સ્રી; વહુ; ધણીઆણી.

**જાયું,** વિ૦ જન્મેલું, ઉત્પન્ન થયેલું;

"જાયા તે જાવાના, રાજા હો કે રંક;
વૃદ્ધ, બાલ, જુવાન પણુ, ઝડપે જમ નિશંક."

"જો જાયા હો ક્ષત્રાણી કૂખે, ધરો ક્ષત્રી ગુણ દીલ ખરો."—પાણીપત.

કહેવતઃ જાયા ત્યારે નાહ્યા, જઇશું ત્યારે નાહીશું;
દાસ દારકો એમ કહે, હાથપગ ધોઇને ખાઇશું.

**જાયી,** સ્રી૦ દિકરી; બેટી.

**જાયો,** પુ૦ દિકરો; બેટો.

**જાર,** સ્રી૦ જુવાર. જાર બાજરી થવી-માનમરતબો ઓછો થવો; બેઆબરૂ થવું.

**જાર,** પુ૦ જે પરપુરૂષ સાથે સ્રી પ્રીતિ બાંધીને છિનાળું કરતી હોય તે; યાર; આશક; ઉપપતિ.

**જારકર્મ,** ન૦ સ્રીએ પરપુરુષ સાથે અને પુરુષે પરસ્રી સાથે પ્રીત કરી છિનાળું કરવું તે; એક પત્નીવ્રત અથવા એક પતિવ્રત ભઙ્ગ કરવું તે. ૨ વ્યભિચારમાં જે પ્રેમ થયો હોય તે.

**જારકર્મી,** વિ૦ વ્યભિચારી.

**જારજ,** વિ૦ જારકર્મથી પેદા થયેલું.

**જારણ,** ન૦ [સં૦] માણુસ નામર્દું—ગાંડું—રોગી થઇ જાય તેવું જાદુ-તેવો મન્ત્ર પ્રયોગ. ૨ વશીકરણ; વશ થઇ જાય તેવું જાદુ-જારણમારણ કહેવાય છે.

**જારત, જયારત, જિયારત,** સ્રી૦ [અ૦] મુસલમાનોમાં મરણ પછી ત્રીજે દિવસે લોકો ભેગા થાય છે તે; તે દિવસે મરનાર પાછળ જમણુ કરે છે તે.

**જારિણી,** સ્રી૦ [સં૦] જારકર્મ કરનારી સ્રી. વ્યભિચારિણી.

**જારી,** સ્રી૦ જાર; જારકર્મ; છિનાળું. વિ૦ જારકર્મ સમ્બન્ધી.

**જારી વિજારી,** વિ૦ છિનાળું કરવું અને તે છુપાવવાની યુક્તિ. જારકર્મ કરવું અને સતીપણું બતાવવું તે.

**જારી,** અ૦ ચાલુ; ચાલતું; શરૂ; ગતિમાન. જારી થવું; કરવું—(કામ). ફરી શરૂ કરવું. ૨ ચાલ્યાં નીભ્યા કરે-વધ્યાં કરે તેમ; બન્ધ ન પડે તેમ, જારી રાખવું. જારી વિજારી.

**જારૂં,** ન૦ જારકર્મ; છિનાળું.

**જારૂ,** અ૦ જારી.

**જારે,** અ૦ જે વખતે—કાળે—સમયે-વેળાએ. જ્યારે.

**જારેતારે,** અ૦ કોઇપણ વખતે; વારેવારે; ગમેતારે; ઘણું ખરૂં; હંમેશ. જ્યારે ત્યારે.

**જાલ-ળ,** સ્રી૦ [સં૦] માછલાં પકડવાની જાળ. ૨ તેની તે જ અથવા જુદી જુદી ઘણીક ચીજો એક બીજા સાથે ગુંચવાઈ ગયલી હોય તે. કેશજાલ-ગુંથેલો ચોટલો. વર્ણજાલ—મૂળાક્ષરો. વૃક્ષજાલ—ઝાડી. ધૂમજાલ-ધુમાડાના ગોટા. (લાક્ષણિક) કર્મજાલ ભવજાલ, મોહજાલ આદિ લઈ. ૩ જંગલ. "જાલે જાલે સિંહ ન હોય"

**જાલ-(લિ)મ,** વિ૦ [અ૦] જુલમગાર; નિર્દય. ૨ સહન ન થાય તેવું; અસહ્ય (દુઃખ, ઓસડ, પ્રીતિનો જેસ્સો વગેરે).

**જાલમજોર,** વિ૦ [અ૦] જુલમ કરવામાં પુરો.

**જાલમી, જાલમ.** ક્રૂરતા.

**જાલિંદર,** પુ૦ સાધુઓની એક જાત.

**જાવ આવ,** સ્રી૦ જવા આવવાનો વહિવટ તે; પગરવ. ૨ જવું ને આવવું તે.

**જાવક,** વિ૦ બાહર જતું; બાહર મોકલવાનું-રવાના કરવાનું (કાગળ હુકમ વગેરે).

**જાવક,** સ્રી૦ બાહર મોકલેલું—લવું તે. માલ કાગળની આવક જાવક. ૨ ખરચ; ઉધારેલું તે—નાણાની જાવક.

**જાવક,** પુ૦ લાલ રંગ. "રાજા સોળ ઓપીતો અંગ, જાવક રાગ રૂડેરા રંગ"—સામળ.

**જાવકબારનીશી,** સ્રી૦ બાહર મોકલવાના કાગળોની નોંધ જે ચોપડીમાં રાખવામાં આવે છે તે.

**જાવત,** [અ૦] [યાવત] જ્યાં સુધી.

**જાવજીવ,** અ૦ જીંદગી સુધી.

**જાવડભાવડ,** અ૦ જેવો તેવો; થોડું થોડું; "ઓણુ સાલ તો વરસાદ જાવડભાવડ થયો છે."

**જાવત,** અ૦ [સં૦] જ્યાં સુધી.

**જાવતચંદ્રદિવાકરૌ** અ૦ [સં૦] જ્યાં સુધી ચંદ્ર સૂર્ય તપે ત્યાં સુધી; હંમેશને માટે (દસ્તાવેજમાં લખાય છે.)

**જાવન્તરી,-ન્ત્રી,** સ્ત્રી૦-જાયપત્રી.

**જાવરી,** સ્ત્રી૦ દાલ અને ચોખાનું પાણી, વૈદ્યો તાવ ઉપર ખાવા માટે કહે છે તે.

**જાવરું,** વિ૦ જીર્ણ; ઝાઝી મુદત સુધી ટકે નહિ એવું. "કુંભ કાચો કાયા જાવરી, જોઇને કરજો જતન" –કબીર. ૨ ઘસાઈ ગયેલું. ૩ નાજુક. "ધારી ધારી જ જાવરી, વિરહથી વ્હાલી જીવે કયેમ"–ગીતગોવિંદ.

**જાવું,** અ૦ જવું.

**જાવું,** ક્રિ૦ જન્મવું. [કાયમ.

**જાવેદાન,** અ૦ [ફા૦] હમ્મેશ; નિરન્તર; સદૈવ; સર્વકાળ

**જાવેદાની,** સ્ત્રી૦ [ફા૦] હમ્મેશગી; સર્વકાળ. ૨ અનાદ્યન્ત; છેડો નહિં તે.

**જાશક,** અ૦ પુષ્કળ. તૃપ્ત થઈ રહેવું તે; ઘણું. 'મૃગતૃષ્ણાનાં જળરે જાશક ભર્યાં; એવો જાણ સકળ સંસાર. ગોવિંદગાને.'–પ્રીતમદાસ.

**જાશકિયાં,** ન૦ જાહકિયાં.

**જાસુદી-સી,** સ્ત્રી૦ [અ૦] કાસદ-હલકારા–દૂતનું જે કામ તે.

**જાસવેણુ,** જાસ્વનદ.

**જાસુન્દ,** જાસ્વન્દ.

**જાસૂજ-દ-સ,** પુ૦ [અ૦] સન્દેશા લઇ જનારો લાવનારો; કાસદ; ખેપિયો; દૂત. ૨ શત્રુની છાવણીમાંનો—હરકોઈ માણસનો છૂપો ભેદ લાવી આપનારો; ચાર; બાતમીદાર; ગુપ્ત દૂત.

**જાસૂસી-જાસુસી,** સ્ત્રી૦ [અ૦] છુપી બાતમીઓ લેવાનું કામ.

**જાસ્ત-સ્તી,** વિ૦ જોઇયે તેના કરતાં વધારે; ઘણુંજ; અતિશય, સ્ત્રી૦ સખતી; જુલમ. જાસ્તી ગુજારવી.

**જાસ્વન્દ,** ન૦ એક જાતનું ફુલ.

**જાહેર,** વિ૦ [અ૦] લોકને જાણીતું એવું; ખુલ્લું; ઉઘાડું; પ્રગટ; છાપેલું; છતું. જાહેર થવું—કરવું.

**જાહેરખબર,** સ્ત્રી૦ એવી ખબર કે તે સહુના જાણ્યામાં આવે. ૨ એવો લખેલો કાગળ કે જેથી સહુને રોશન થાય. ૩ વર્તમાનપત્ર–છાપું–છપાતી કેટલીક ખબરો.

**જાહેરદારી,** સ્ત્રી૦ [અ૦] જાહેર દેખાવ કરવો તે ભપકો, દંભ.

**જાહેરનામું,** ન૦ સરકાર તરફથી નિકળેલી એવી જુદા કાગળપર અથવા ન્યુસપેપરમાં છપાયલી જાહેરખબર; ચેતવણી. જાહેરનામું કાઢવું.

**જાહેરાત,** અ૦ જાહેરમાં; ઉઘાડે છોક; ખુલ્લી રીતે સહુના દેખતાં. સ્ત્રી૦ જાહેર ખબર.

**જાહેલ,** વિ૦ ઝટ—તપી ગરમ થઈ જાય—ચિડાઈ જાય તેવું; આકળું; ક્રોધી; ઉગ્ર.

**જાહો,** ન૦ [ફા૦] ભપકો; જાંસો; ઠપકો.

**જાહોજલાલી,** સ્ત્રી૦ [ફા૦] મોટાઈ–અધિકાર–પૈસો –વિદ્યા ગુણ એ સન્ધાનું ફેલાઈ–ગાજી–શોભી રહેવું તે; દબદબો; તેજ.

**જાળ,** સ્ત્રી૦ [સં૦ જાલ] માછલાં પક્ષી વગેરે પકડવાનો સુતળી અથવા દોરીનો ગુંથેલો એક ઘાટ– એમાં વચમાં વચમાં બાકાં હોય છે. ૨ વચમાં વચમાં ઝીણાં કાંણાં એવું વણતર તે; જાળી. ૩ (લાક્ષણિક) ગુંચવણ; જેમાંથી ઝટ રસ્તો ન સુઝે તેવી અડચણ; ફાંદો. ૪ ફસી જવાય–કેદ થવાય–નાશ પમાય તેવો બનાવ–પ્રસઙ્ગ. ૫ જથ્થો જૂઓ જાલ.

**જાળક,** ન૦ રક્ષણ કરનાર. "તારક, હારક, જાળક તેમાં, બની આવે બેસાબેસ"–બાપુ.

**જાળવણી,** સ્ત્રી૦ જાળવવું તે; સમ્ભાળ.

**જાળવવું,** ક્રિ૦ સ૦ નાશ ન થાય તેને સારૂ–તેવી રીતે સમ્ભાળી રાખવું; સાચવવું.

**જાળવાળિયું,** ન૦ જાળિયું૦ ૨ જેમાંથી અઙ્ગ દેખાય તેવું ઝીણું કપડું.

**જાળાં,** ન૦ ઘરના ખુણા વગેરે રોજ સાફ નહિ થતા સ્થાનોમાં કરોળીયા પોતાના તંતુઓથી માળા બાંધે છે તે.

**જાળાં ઝાંખરાં,** ન૦ કરોળીઆનાં ઘણાં જાળાં બંધાયાને કાંટાની વાડ જેવું ઘરના ખુણામાં દેખાય છે તે.

**જાળિયું,** ન૦ છાપરામાં અથવા ભીતમાં અજવાળાંને માટે રાખેલું જે બાકું તે; તિરકસ; ધુમાડિયું; બલાડિયું; મગરિયું. ૨ છોડવો.

**જાળિયો,** પુ૦ કોટનું એક ઘરેણું.

**જાળી,** સ્ત્રી૦ ઝીણાં ઝીણાં કાંણાંવાળી જે ગુંથણ તે. ૨ ઊભા અથવા ઊભા ને આડા સળીયાથી બાકાં રહેલાં એવી જે બારી તે—લાકડાંની—લોઢાંની. ૩ બાકાં પડેલાં એવી જે ધાતુની તખતી તે–ખાળ– મોરીની જાળી. ૪ પારમાં તથા ઉભાં ખેતરમાં ફરતા બળદો ખાઇ ન શકે તેને સારૂ તેઓને મોંઢે ઘાલી રાખેલી વાખ કાથાની મોટાં કાંણાંવાળી જે ગુંથેલી કોથળી તે. ૫ ભમરડાને વિટાળી ફેરવવાની જે દોરી તે. ૬ છેટે છેટે આડાં અવળાં ગુંથેલાં ફુલોથી જે આકાર થાય તે અથવા તે ફુલ. ૭ ખેસ–દુપટ્ટા–ધોતિયાંને છેડે વણી ગુંથેલા જે દોરા તે. ૮ જેરીમાં ગોઠલી થાય છે તે; છીણ.

**જાળીદાર,** વિ૦ જાળીવાળું.

**જાળું,** ન૦ પેટમાંથી કાઢેલા ઝીણા દોરા-તાંતણા-તારવડે કરોળિયો માખી મચ્છર વગેરેના શિકાર પકડવાને જાળ જેવું જે ઘર બાંધે છે તે. બાવું-એ જાળાંની વચમાં છૂપો ભરાઈ રહે છે. ૨ આંખના ડોળા ઉપર જે છારી બન્ધાવી તે. ૩ કજીયા કંકાસથી પછી કોઇને કંઇ કામકાજ કરવું ન સુઝે તેવું જે આચરણ કરવું તે-તેવી જે પાથરેલી જાળ (કલ્પિત) તે. ૪ તેને બોલાવીશ નહિ તે તો કટ્ટાસનું જાળું છે—રીસનું જાળું છે. ૫ ખજુરી તાડનાં નવાં પાતરાંપરનું જે પડ તે. ૬ છોડ—નાના ઝાડની ડાળિયોનું ગુંથાઈ રહેવું તે.

**જાફિશાની-જાન્ફીસાની,** સ્ત્રી૦ [ફા૦] પોતાનો પ્રાણ આપવો તે; કુરબાન થવું. [કે ગુલામ.

**જાનિસાર,** વિ૦ [ફા૦] જીવ-પ્રાણ આપે એવો મિત્ર

**જિગોડું,** ન૦ ઘેટાં બકરાં કુતરાં ગાય બળદિયા વિગેરેની ચામડીપર વાદળી રઝુંતું પાંખત્રનાનું જે જીવડું વળગી રહે છે તે; જિંગોડી-ડો; ગિગોડું.

**જિંડવું,** ન૦ રોપ—છોડવાની ડાળિયોના, માથા જેવા જે ગોળ ભાગમાં બીયાં હોય છે તે; જેમાં બી હોય તેવું છોડાંવાળું જે ફળ તે; ડિંડવું—ધન્તુરા કપાસ અફીણ વગેરેનાં જિંડવાં.

**જિકર—કૂકર,** સ્ત્રી૦ [આ૦] હઠ—ખોંસ—ચીઢથી કહેવું તે. મમત. ૨ ઘણું જ કરગરવું તે; હઠ-આગ્રહથી માંગવું-ફરિયાદ કરવી તે. ૩ ભાંજગડ; રકઝક; તકરાર; વાદ. પુ૦ (જિગર) તકરારની બાબત; મજકુર. ૨ જીવ; અંગત; દમ.

**જિગર,** ન૦ [ફા૦] કલેજું; કાળજું. ૨ હૈયું; દીલ.

**જિગરપારા,** પુ૦ [ફા૦] કાલજાનો કટકો; પ્રાણ સરખો.

**જિજ્ઞાસા,** સ્ત્રી૦ [સં૦] જાણવાની ઇચ્છા; શોધકબુદ્ધિ; પુછપાછ.

**જિજ્ઞાસુ,** વિ૦ [સં૦] જાણવાની ઇચ્છા કરનાર; શોધક; પૃચ્છક; પુછપાછિયું.

**જિણકો-કી,** નાનું બાળક કે બાળકી.

**જિત,** વિ૦ ધા૦ [સં૦] જિતેલું-જિતાયું હોય તેવું; જિતકામ-જિત્યો છે કામ જેણે, જિતક્રોધ-જિતાયો છે ક્રોધ જેનાથી વગેરે. એ શબ્દ, શબ્દની પછવાડે જોડાયાથી ઉલટો અર્થ કરે છે.-કામજિત-કામે જેને જીત્યો હોય તે, સ્ત્રીજિત-સ્ત્રીએ જેને જીત્યો હોય તે-સ્ત્રીને વશ હોય તે.

**જિત,** સ્ત્રી૦ [સં૦] જય; ફતેહ.

**જિતવું,** ક્રિ૦ [સં૦] હરાવવું; ફતેહ મેળવવી. ૨ લડાઇ જુગાર-સરતમાં મેળવવું-રળવું-કમાવું. ૩ પોતે કોઇને વશ ન થતાં સામાંને વશ રાખવું-ઉંઘ આળસ કામ ક્રોધ વગેરેને, ૪ તેજ હરી લેવું-"હે પ્રિયે તારે મુખચન્દ્રે તો માણેકઠારીના ચન્દ્રને જિત્યો છે." ક્રિ૦ અ૦ ફાવવું; પાર પડવું.

**જિતેંદ્રિય,** વિ૦ [સં૦] જીતી છે ઇન્દ્રિયો જેણે તે.

**જિદ, જીદ.** ના૦ [ફા૦] હઠિલાઇ.

**જિદ્દી,** વિ૦ જીદ કરનાર; તકરારી; હઠીલું.

**જિન,** પુ૦ [અ૦] ભૂત, દેખાય નહિ એવા પ્રાણી.

**જિન,** વિ૦ વિજયી. ના૦ બુદ્ધ અથવા જૈન સાધુ, જિતેન્દ્ર—મોટા સાધુ.

**જિનસ, જિન્નસ, જનસ.**

**જિન્નત,** ન૦ નરક, દોજખ.

**જિન્નતનશીન,** વિ૦ દોજખમાં ગયેલો, પાપી.

**જિન્દગાની-ગી,** સ્ત્રી૦ [ફા૦] જનમથકી તે મરતાં લગીનો જે વખત તે. જીવનકાળ.

**જિભડી-લડી,** સ્ત્રી૦ જીભ. 'જીભલડીરે તુને હરિગુણ ગાતાં આવડું આળસ ક્યાંથીરે'-(નરસિંહ મહેતો).

**જિમ,** અ૦ જેમ.

**જિયાફત,** સ્ત્રી૦ [ ફા૦ ] ઉજાણી; મેજબાની; ચાર ભાઇબન્ધ દોસ્તદારોએ એકઠાં મળી ખુશીથી સાથે સારૂં સારૂં જમવું તે. [(જીવો વર'

**જિયાવર,** પુ૦ વરરાજા: 'જિયાવરની ઘોડલી.)

**જિરવવું,** ક્રિ૦ સ૦ પચવવું; અઝમ કરવું; જેરવવું.

**જિરાકેરી,** સ્ત્રી૦ જીરૂં ઘાણા ભરેલી કેરી-અથાણાની.

**જિરાફ,** ન૦ [અ૦] એક જાતનું પશુ—આફ્રિકાના જંગલમાં થાય છે. એની ડોક ઉંટના જેવી લાંબી હોય છે અને શરીરે ચટાપટા હોય છે.

**જિરાયત, જરાયત.** વિ૦

**જિરાસાળ,** ન૦ એક જાતનું ભાત (ડાંગર.)

**જિરિયા,** વિ૦ જીરાંનો સવાદ-વાસ આવે તેવી (કેરી).

**જિલ્દ, જિલ્દ,** સ્ત્રી૦ [ અ૦ ] ચામડાનું વગેરે પુંઠું ચઢાવે છે તે.

**જિલ્લો,** પુ૦ [આ૦] રાજના બન્દોબસ્તને સારૂ દેશના પાડેલા-કલ્પેલા જે ભાગો તેમાંનો એકેક. ૨ ઇનસાફ ચુકવવાને સારૂ સોંપી આપેલા પ્રાંતોમાંનો એકેક-સુરત જિલ્લો, અમદાબાદ જિલ્લો વગેરે. ૩ રાજધાનીનાં મુખ્ય શેહેર સિવાયનો પણ તેના તાબામાં રહેલો જેટલો બીજો પ્રદેશ-મુલખ તે. મુમ્બઈ શેહેર ન ગણતાં બાકીનો એના તાબાનો ગુજરાત, દક્ષિણ, ખાનદેશ વગેરેનો જે સઘળો મુલખ તે. ૪ પોલીસને વેચી આપેલા, શેહેર-ગામના જે ભાગો તેમાંનો એકેક. ૫ બે અથવા વધારે રાગ મળીને થયેલો એવો જે મિશ્ર-સઙ્કર રાગ તે.

**જિલાયત**, વિ૦ [અ૦] જિલ્લામાં જમીન હોય તે.
**જિવડું**, ન૦ ઉડતું અથવા છાતી ઘસતું એક નાનું પ્રાણી.
**જિવડો**, પુ૦ જિવડું. ૨ જીવ (લાડ-તુચ્છકારમાં.)
**જિવત**, ન૦ જિવતર.
**જિવતર**, ન૦ જિન્દગી; જનમારો; ભવ.
**જિવતદાન**, ન૦ મરણ-ઘાતથી કોઇનો પ્રાણ ઉગારવો તે.
**જિવતું**, વિ૦ જીવ હોય તેવું (મુએલાંનું ઉલટું.) ૨ નિકળ્યાં જ કરે-ખૂટે નહિ તેવું (પાણી તળાવ વગેરે) ૩ ઉગતું; કુમળું; જીર્ણ ન થયું તેવું (જિવતો નખ). જિવતું મૂઉં—જીવીને કર્મ કરવાં ને સુખ ભોગવવાં એ જેને પ્રાપ્ત નથી તે મુવા સરખું જ. ૪ જિવતો કોયલો-બળતો કોયલો. ૫ જીવતો જાગતો-મુએલો નહિ તે. ૬ જિવતી ડાકેણ-ખરાબ સ્વભાવની સ્ત્રી. ૭ જિવતી માખ ગળ્યા જેવું-જે ઉલટી કરાવે તેવું; પારકું ધન ઓળવ્યું હોય અને તે કાઢવું પડે તે. કહેવતઃ જિવતાની ખોડ મુએ જાય-જન્મની ખોડ ન જાય તે. જિવતો નર ભદ્ર પામે-જિવતો માણુસ સુખ પામે.
**જિવનગાળો**, પુ૦ જેણે કરીને જિન્દગીમાં ખાવા પીવાની અડચણ ન પડે-ગુજરાન ચાલ્યાં કરે તેટલો થોડોક જે સંગ્રહ તે-(પૈસાનો)
**જિવાઈ**, સ્ત્રી૦ જિવનગાળો, ૨ જેથી ખાવા પીવાનું મળ્યાં કરે તે; રોટલા ખરચ.
**જિવાડવું**, ક્રિ૦ સ૦ પ્રાણ ઉગારવો—બચાવવો. ૨ સજીવ-જીવતું કરવું.
**જિવાડણહાર**, પુ૦ ઉગારનાર.
**જિવારી**, સ્ત્રી૦ જેને સાહી લગાડેલી હોય તે વગાડવાનું; તબલું.
**જિવાળ**, વિ૦ જીવાળ.
**જિવેજાન**, જીવેજાન,
**જિહાદ, જેહાદ**, પુ૦ [અ૦] મુસલમાનોની બીજા ધર્મીઓની સાથે જે લડાઈ થાય છે તે.
**જિંદગાની**, સ્ત્રી૦ [ફા૦] જીવનકાળ, જન્મારો.
**જિંદગી**, સ્ત્રી૦ [ફા૦] આયુષ્ય, ઉમર.
**જિંદાન**, ન૦ [ફા૦] બંદીખાનું.
**જિષ્ણુ**, વિ૦ [સં૦] વિષ્ણુનું એક નામ; સદાજ વિજયી.
**જિહાન, જહાન**, ના૦ [ફા૦] દુનિયાં. "રાજ્ય કેરો અધિકાર મળ્યો હોય, જેને તાબે હોય સર્વ જિહાન."-ધીરો.
**જિહ્વા**, સ્ત્રી૦ [સં૦] જીભ.
**જિહ્વાગ્રે**, અ૦ [સં૦] જીભની ટોચપર; મ્હોડે; પાઠે; તૈયાર રાખેલું કે તરત ભણી દેખાડાવાય તેમ.
**જી**, અ૦ સાહેબ,-શેઠ વગેરેને માનથી બોલાવવાના અર્થમાં બોલાય છે. જી અથવા શેઠજી, સાહેબજી. ૨ વિશેષ નામની સાથે પણ જોડાય છે-બાપુજી, બાળાજી, ખરશેદજી વગેરે. ૩ હા કબૂલ છે; તાબે છઉં. એ અર્થમાં પણ વપરાય છે. અરે તું એ કામ કરીશ કે ? જી. એટલે હા કરીશ. ૪ અદબથી જવાબ દેતાં કે સાંભળ્યું-કરૂં છઉં એ અર્થમાં વપરાય છે-બાપુ ? તો કે જી. ૫ સાસરિયાંની સગાઇ બતાવે છે-કાકીજી મામીજી વગેરે.
**જી**, સ્ત્રી૦ મા; જેને પેટે અવતાર લીધો હોય તે સ્ત્રી.
**જીઓ**, અ૦ [હિ૦] ઘણું જીવો ને રૂડાં કામ કરો એ અર્થમાં વપરાય છે. ૨ સાબાસ, વાહવા, એ અર્થમાં પણ વપરાય છે.
**જીક, જક**. સ્ત્રી૦ ઝીક; પથ્થર ઉપર ધોતી વખતે કપડાં પછાડવાં તે. ૨. ઘો.
**જીક; જીકર**, ના૦ [ફા૦] હઠીલાઇ; તકરારનું જાુઓ જિકર.
**જીકાર**, પુ૦ તાબેદારી. ૨ જી-એ શબ્દ.
**જીજી**, સ્ત્રી૦ જી; મા; માતા; માતુશ્રી.
**જીજીબા-બેન બહેન**, સ્ત્રી૦ નણુન્દ; વરની બહેન.
**જીજીમા**, સ્ત્રી૦ વડિયાઈ; બાપની અથવા માની મા.
**જીજો**, પુ૦ માનો બાપ (આજો) અથવા બાપનો બાપ (દાદો).
**જીટું**, ના૦ ન૦ ઝાડ; ઝાંખરૂં "તેમાં હતું નીર ભરાણું. જીટું જીટતાં તે ઝપટાણું"-દયારામ.
**જીડવું, જિંડવું**. ન૦ સાથે જન્મેલાં છોકરાં તે જીડવાં; જોડ.
**જીણ**, સ્ત્રી૦ કેરીની અન્દરની ગોટલીપરનું રૂવાંટીવાળું જે જાડું કઠણ છોડું-પડ બાઝેલું હોય તે.
**જીત**, સ્ત્રી૦ [સં૦ જિત] જીતવું તે; જય; ફતેહ. હાર ને જીત. "જીતી બાજી હારવી." "જીતનાં વધામણાં.'
**જીતવું**, જિતવું.
**જીદ**, સ્ત્રી૦ જક; તકરાર; હઠ; આગ્રહ.
**જીદ્દી**, વિ૦ [અ૦] મમતી, આગ્રહી, હઠીલું.
**જીન**, ન૦ ઘોડાની પીઠપર બેસવા સારૂ બનાવેલી ચામડાની એક તરેહની ગાદી-ફક્ત પોતાને જ સામાન વગર બેસવાની.
**જીન**, પુ૦ મરીને ભૂત થયલો મુસલમાન.
**જીનો**, પુ૦ નીસરણી. "બીજે જીને કાઢયો બહાર, ગયો ઘેર નિશ્ચય નિર્ધાર."-શામળ.
**જીન્નત**, ના૦ [અ૦] મુસલમાનોનું સ્વર્ગ.

**જીભ, સ્ત્રી૦** [જિહ્વા] પ્રાણી માત્ર પોતાનાં મોંઢામાંના માંસના લોચારૂપ જે અવયવવડે ખાય છે, પિયે છે, ચાટે છે તે. મનુષ્ય પ્રાણી તો એ વડે બોલી પણ શકે છે. ૨ જીભની પેઠે લટકતી ધાતુની જે લગડી તે. (ઘણ્ટની જીભ–લાળી). ૩ કેટલાંક ગાય વગેરે ઢોરની ગરદનપર જીભની પેઠે લટકતી જે જાડી ચામડી તે. ૪ બોલવું; ભાષણ; વાચા. ૫ જીભ.

રૂઢિપ્રયોગ–તે બચારીને જીભ નથી એટલે તે મુંગી છે–બીલકુલ બોલી શકતી નથી અથવા તેને ઘણું બોલતાં આવડતું નથી. તેની જીભ ઘણી લામ્બી છે એટલે તે ઘણું ન બોલવાનું બોલ્યાં કરે છે. તેની જીભ સખણી રહેતી નથી એટલે ગમે તે–ન બોલવાનું બોલે છે અથવા બોલ્યાં જ કરે છે. તેની જીભ ઘણી છૂટી છે–તેને ગાળો દેવાની ટેવ છે. 'જીભને કંઈ હાડકું નથી હોતું' એટલે જેમ વાળિયે તેમ વળે તેવી છે. આમ પણ બોલાય ને તેમ પણ બોલાય; સારૂં પણ બોલાય ને નરસું પણ બોલાય. જીભ હલાવવી એટલે સેહેજ–જરા બોલવું. ૨ ભલામણ કરવી. **જીભ ઉપડવી**–બોલવા માંડવું. જીભ આડી વાળવી–ટેકો આપવાને બદલે વચ્ચે અડચણ આવી પડે એવું વાંકું બોલવું; અજુકતું બોલવું; વિરૂદ્ધ બોલવું. "પરોણા ભલું થતું હોય કોઇનું, તેમાં તમે આડી વાળો જીભરે"–(બાપુ ગાયકવાડ–કવિ). **જીભ કડવી** છે–મીઠી છે–જીભ કડવું અથવા મીઠું બોલનારી છે. "કડવી જીભે કોઇ, પાય વળી પાણી નહિ." (કાવ્ય કૌસ્તુભ.) **જીભ કઢાવવી**—થકવવું; હરાવવું; હેરાન કરવું; આશ્ચર્ય ઉપજાવવું. જીભ કાપવાના સમાચાર—ઘણાજ માઠા–કહેતાં જીભ ઉપડે નહિ એવા દુઃખદાયક સમાચાર. **જીભ ઘસી જવી**–એકની એક વાત કહેતાં કંટાળી, થાકી જવું તે. **જીભ ઘાલવી–ટુંકી કરવી**–બોલતાં બંધ થવું; ગમ ખાઇ જવી; મર્યાદાસર બોલવું. **જીભ ટુંકી થવી–ખેંચાઈ જવી**–બોલતાં અચકાવું; બોલા શકાય નહિ તેવું થવું; મરતાં મરતાં જીવના આભિમાનિક દેવતાનું ચાલ્યા જવું; મરણ પાસે છે તેની એક નિશાની; **જીભ તો વાઢ્યા જેવી દેખાય** છે–જેમ વાઢી નાંખનાર શસ્ત્ર ખરાબ તેમ જીભ પણ તલ્વાર જેવી, માર્મિક શબ્દ બોલીને હૃદયને કાપનારી છે, માટે તે પણ ખરાબ છે. અઘટિત શબ્દો કહેવા, ગાળો દેવી, ૨ જો અર્થ. જીભ કાપી નાંખવા યોગ્ય છે; કારણ કે તે અપશબ્દ બોલે છે. **જીભ દોડવી–દોડાવવી**–અમર્યાદપણે બહુ બોલ્યાં કરવું. **જીભ બંધ કરવી.** બોલતા અ-ટકવું–અટકાવવું (સત્તાથી); ચૂપ રહેવું. **જીભ લગામમાં રાખવી**–મર્યાદામાં બોલવું; જીભ વશ રાખવી–અંકુશમાં રાખવી. **જીભ ટુંકી છે**–જે મિત-ભાષિ હોય છે તે માટે વપરાય છે. **જીભ ટુંકી કરવી**–બોલતા બંધ થવું; મિતભાષિ થવું. **જીભે કાંટા પડવા**–ગરમીના કારણથી અથવા તરસને લીધે જીભ લુખ્ખી પડવી; અઘટતું બોલનારને ઠપકો આપતી વખતે કહેવાય કે, તારી જીભે કાંટા કાં ન પડ્યા. **જીભે લોચા વળવા**–સમજી નહિ શકાય એવા ઉચ્ચાર કરવાં; બોલવામાં લથડીયાં ખાવાં; ચોખ્ખો જવાબ ન આપવો; અસ્પષ્ટ બોલવું. ગલ્લાં તલ્લાં કરવાં. **જીભ વળવી**–વગર અર્થનું વારે વારે બોલવું. કોઇની સામે બોલવું. **જીભ વાળવી–વળવી**–શુદ્ધોચ્ચાર કરવા–બોલતાં જીભ અચકાતી હોય તો તે ટેવ સુધારવી. **જીભને સખણી રાખવી**–મર્યાદાસર બોલવું. **જીભના કકડા કરવા**–સ્પષ્ટ શુદ્ધ ઉચ્ચાર કરવા માટે; જીભને કસવી. **જીભના કટકે કટકા કરવા–જીભનો કુચો કરવો**–શિખામણના શબ્દો વારંવાર કહેવા; થાકી કંટાળો આવે ત્યાં સુધી સમજાવવું–કહેવું. **જીભને ટેરવે**–તત્કાળ બોલી જવાય એવું મોંઢે તૈયાર. **જીભનો છુટો**–અમર્યાદ બોલનારો; બહુ બોલનારો. **જીભમાં ગોળ અને જીભમાં ઝેર**–જીભે જ સારૂં બોલાય છે અને જીભે જ નરસું બોલાય છે. **જીભે ચઢવું**–ગોખવું; પાઠ કરવો; જીંહાગ્રે થવું. **જીભે સરસ્વતી વસે છે**–જે ભણે તે બધું યાદ રહે છે. જે બોલે તે સાચું પડે; સહેલાઇથી શીખી શકે એવો. વ્યંગમાં ગાળો દેવી. **જીભનો કરડો**–સામાને ન ગમે એવું સખત બોલનારો. **જીભ કરડી મરવું**–આપઘાત કરવો. **મોંમાં જીભ ઘાલવી**–શાંત થવું; મુંગા થવું. ૨ સભ્યતાથી બોલવું.—(કહેવત) **ઉપાડી જીભને લગાડી તાળવે**–બોલવું સહેલું પણ કરવું મુશ્કેલ.

"**જીભને** વારજે, નીકર જીભ દાંત પડાવશે."

"**જીભને** દાંતની ભલામણ દેજો." જો જીભવડે કોઇને અણઘટતું બોલીએ તો તે ગુસ્સે થઈ આપણા મોંઢામાં મારે અને તેથી દાંત તુટી જાય, માટે પ્રમાણસર બોલવું.

"જીભ કરે આળપંપાળ, ને ખાસડાં ખાય શીર કપાળ." એટલે જીભવડે ગમે તેમ બોલીએ તો કોઇ માથે ખાસડાં મારે. "કોઇની જીભ ચાલે, તો કોઇનો હાથ ચાલે" એટલે કોઇ ગાળ દે તો કોઇ સામો માર મારે.

**જીભા જોળી–જોડી, સ્ત્રી૦** તકરાર; લવારી; આડી તેડી વાત.

**જીભાળું, વિ૦** અસભ્ય; ખરાબ.

**જીભિયા રસ**, ના૦ પું૦ કજીયા કરવામાં આનંદ.

**જીભી**, સ્રી૦ જીભના જેવા આકારનો વાહણના મોંઢાનો જે આગળ પડતો ભાગ તે અથવા એ ઠેકાણે જે નાનો સઢ હોય છે તે. આ દેશી વાહણોમાં આગળ પાછળ બે નાના ને વચમાં એક મોટો એવા ત્રણ સઢ હોય છે તે જીભી, સઢને કલમી કહેવાય છે. ૨. ઉલ; દાતણ કરતી વખતે જીભ ઉપરથી જે મેલ ઉતારે છે તે વસ્તુ.

**જીરણ**, વિ૦ [સં૦ જીર્ણ] છેકજ જૂનું થઈ જઈ ખવાઇ ગયલું. (વસ્ત્ર, લાકડું, કાગળ વગેરે).

**જીરવવું**, (સ. ક્રિ.) જેરવવું પચવવું; હજમ કરવું, (૨) સાંખવું; વેઠવું.

**જીરાકેરી**, સ્રી૦ જીરા સાથે આથેલી કેરી.

**જીરાસાળ**, સ્રી૦ જૂનો થયેલો ભાત, એક જાતની ડાંગર. (સં૦ જીર્ણસાલી ઉપરથી).

**જીરાળું**, ન૦ (જીરૂં અને લૂણ) એક જાતનો જીરૂં, મીઠું, મરચાં, હીંગ, સિંધવ, સંચળ, હળદર, વિકલ્પે મરી વગેરે નાંખીને બનાવેલો રસોઇનો મસાલો.

**જીરિયા કેરી**, સ્રી૦ જીરા જેવી વાસવાળી કેરી.

**જીરૂં**, ન૦ [સં૦ જીરક] રસોઇનો મસાલો; એક જાતના દાણા-બિયાં.

**જીર્ણ**, વિ૦ [સં૦] ખખળી-ઘસાઇ ગયલું; જરજર થયલું. ૨ જૂનું; ફાટું તુટું. ૩ મરી ગયલું. ૪. જીર્ણો, માલમ ન પડે એવો તાવ જીર્ણ જ્વર કહેવાય છે.

**જીર્ણોદ્ધાર**, પું૦ મરામત, સમરામણી; પડેલાં ઘર કે દેવળ, કે ધર્માદા સમાનની મરામત કરી પાછાં નવા જેવાં કરવાં તે.

**જીલકાદ**, પું૦ [આ૦] મુસલમાની ૧૧ મો માહનો.

**જીલબ્બે**, અ૦ [આ૦] હાજરા હજુર. નમ્રતાથી કહેવું તે.

**જીલહજ**, પું૦ [અ૦] મુસલમાની ૧૨ મો ચાંદ્રમાસ. એ મહિનામાં મક્કામાં હજ્જ થાય છે.

**જીવ**, પું૦ [સં૦] જે ચૈતન-શક્તિવડે પદાર્થ પોતાની મેળે મોટો થાય છે, હાલવા ચાલવા બોલવા વગેરેનાં કર્મો કરે છે તે; શરીર અને તેમાંનું ચૈતન જે હાલતમાં એકઠાં કામ કરતાં રહે છે તે; જે શક્તિવડે હું છઉં-કામ કરૂં છું એવી સમજ રહે છે તે; પ્રાણ. ૨ જ્ઞાનથી જોતાં શરીર થકી જૂદું પણ તેમાં મળી ગયલું દેખાતું ઇશ્વરના અંશરૂપ માનેલું જે ચૈતન તે-એ અર્થમાં જીવ જીવાત્મા કહેવાય છે. એ જીવ-જીવાત્મા સત્કર્મે અને કેટલાંક બીજા સાધનથી શિવ- પરમાત્મા થાય છે એટલે જેનો અંશ હતો તેમાં અભેદ થઇ જાય છે. ૩ જીવ-ચૈતનવાળો જે પદાર્થ તે; પ્રાણી.-મનુષ્ય, પશુ, પક્ષી, તિર્યક અને બીજાઓ. (ઉદ્ભિજ્જને પણ કેટલાક લોક એમાં ગણે છે અને એટલા માટે પદાર્થ એવી સામાન્ય વ્યાખ્યા રાખી છે) ૪ જેથી એ જીવો પ્રાણી જીવે છે તે આધાર; જીવન; ગુજરાન; જિવન-ગાળો. ૫ જીવજન્તુઃ ઉકે નાનાં પ્રાણી; કીડા પતઙ્ગિયાં વગેરે. ૬ ઉપયોગમાં આવે-લાભ કરે તેવો, વસ્તુમાં તેનો જે અંશ-ગુણ રહ્યો હોય તે; રસ; દમ; શક્તિ; તેજ—શેરના ધંધામાં હવે ઝાઝો જીવ રહ્યો નથી, આ વાત તું કહે છે ખરો પણ એમાં કંઇ જીવ દેખાતો નથી; તેનામાં હવે જીવ નથી કે તારી સામાં થાય. ૭ ધ્યાન; લક્ષ; ઇચ્છાથી પાછળ લાગવું તે,—આટલા દાહડા તો તેં સુસ્તી રાખી પણ હવે તારે જીવ લગાડીને કામ પાર પાડી આપવું જોઇયે. ૮ પૈસો; પુંજી; દોલત,—આજકાલ તેની પાસે સારો જીવ થયો છે; તે ઘણો જીવવાળો છે. ૯ જીવના સરખું વાહલું માણસ. ઓ મારા જીવ, તું શું કરવા ગભરાય છે? ૧૦ ઇચ્છા; મરજી; ચાહેના; મન; નજર,—હવે મારો જીવ તે ખાવાપર દોડે છે

જીવ અડધો અડધો થઇ જવો એટલે ઘણી ખુશીથી અથવા ઘણી દિલગીરીથી જીવ બાવરો થવો. જીવ આપવો એટલે સારી પઠે કામ બજાવવું. ૨ દુઃખ જુલમથી આપઘાત કરવા તૈયાર થવું. એકજીવ થવું, જીવ તોડવો—તોડી નાખવો—કાઢવો એટલે ઘણીજ મેહેનત કરવી, ૨ તલપવું; આતુર રહેવું. ૩ ઘણુંજ ચાહવું. જીવ ટઙ્ગાઇ રહેવો એટલે આતુર રહેવું, જીવ ઉડી જવો એટલે એકાએક ગભરા—બાવરાં થવું; ફાળ પડવી. જીવ દઇ લગાડી કરવું અથવા જીવ રાખવો એટલે એકચિત્તે—ધ્યાને કરવું; જીવ ખાઇ જવો એટલે સતાવ્યાં—ચિડવ્યાં કરવું; કણ્ટાળો આપવો. જીવ લઇ નાસવું. એટલે ઘણીજ દોડથી-જલદીથી નાસવું. જીવ ઠેકાણે ન રહેવો—ઠરી ઠામ ન બેસવો એટલે ચિત્તનું ભમી જવું; ગભરાવું; બાવરાં બનવું. જીવ ઠરવો—ઠેકાણે પડવો એટલે નિરાંત થવી; ગભરામણ દૂર થવી; જીવ ઠરવો એટલે આત્માને સન્તોષ થવો. જીવ ઉપર કરવું એટલે જીવ જોખમાય તેની દરકાર ન રાખતાં કામ કરવું. જીવ માનતો નથી-કહ્યું કરતો નથી એટલે વિચાર થતો નથી-ખુશી થતો નથી. જીવ બેસવો-ઠરી ઠામ બેસવો એટલે નિરાંત થવી. જીવ મોટો કરવો એટલે સખાવત કરવાનો ભરસો વધારવો; ઉદાર થવું. જીવ ચલાવવો એટલે હિમ્મત કરવી. જીવ ચાલવો એટલે હિમ્મત થવી. જીવ ફરવો-

બગડવો એટલે શરીરે અસુખ થવું; તબિયત બગડવી. જીવ જોવો–ઇલેવો એટલે પાણી જોવું; પરીક્ષા કરવી; કસી લેવું. જીવથી મારવું એટલે કંઇ પણ જીવવાની આશા ન રહે તેવું મારવું. જીવ થવો એટલે પૂંજી થવી; પૈસો એકઠો થવો. જીવ ઉચો થવો એટલે ધ્યાન જતું રહેવું; દીલ ન લાગવું. જીવ પર બેસવું એટલે આધાર આસરો રાખવો. ૨ હઠથી માંગવું. જીવથી જવું એટલે મરવું; પોતે પોતાનું જ મરણ માંગી લઇ મરવું. જીવ લાગવો એટલે ધ્યાન લાગવું. ૨ પ્રીત લાગવી. જીવથી બચવું એટલે મરવાથી ઉગરવું. જીવ લેવો એટલે મારી નાખવું. ૨ દુઃખ દયાં કરવું; સતાવવું; ચિડવવું. જીવ જતો રહેવો–નિકળી જવો એટલે મરણ થવું. ૨ ઘણું દુઃખ થવું. ૩ આતુરતાથી, મરણ થશે એવી હાલતમાં આવવું. જીવ ટુંકો થવો એટલે કસરિયું થવું–તેનો આગળ તો અમીરી જીવ હતો પણ આજકાલ ટુંકો થયો છે. જીવ ખાટો થવો એટલે દિલગીરી થવી. જીવ બળવો–બળ્યાં કરવો–જીવમાં બળાપો થવો એટલે ચિન્તા થવી; દિલગીરી થવી. ૨ અદેખું થવું. જીવ બાળવો એટલે ચિન્તા–દિલગીરી કરવી. ૨ અદેખાઇ કરવી. જીવના સમ એટલે પોતાનો વાલો જે જીવ તેના સમ; ૨ જાતના સમ. વાલાના સમ. જીવ પર આવેલી બિલાડી હરડીએ બાઝે એટલે જીવ જોખમમાં આવેલો હોય તો કોઇ પણ પ્રાણી સામો થાય. જીવે મારો ભાઇ, તો ઠાર ઠાર ભોજાઇ. જીવતી માંખ ન ગળાય એટલે કોઇ વસ્તુ પ્રત્યક્ષ ઓળવી હોય તો તે જરૂર પકડાયા વિના ન રહે.

જીવ શબ્દ ઘણા પર્યાય અર્થમાં વપરાય છે. જીવ એટલે (૧) પરમાત્માનો દૈવી અંશઃ તે અલ્પજ્ઞ છે જ્યારે પરમાત્મા સર્વજ્ઞ છે. (૨) આત્મા; (૩) મન; (૪) પ્રાણ; (૫) બુદ્ધિ, જેમકે એનો જીવ ઠેકાણે નથી એટલે એની અક્કલ ઠેકાણે નથી. (૬) ચિત્ત; (૭) અંતઃકરણ, વેદાંતમાં એક જીવને ૩ પ્રકારનો માન્યો છે. (૧) પારમાર્થિક જીવ–સાક્ષી (કૂટસ્થ) ચેતન. (૨) વ્યાવહારિક જીવ–સાભાસ અંતઃકરણરૂપ જીવ. (૩) પ્રાતિભાસિક જીવ—સાભાસ અંતઃકરણરૂપ વ્યાવહારિક જીવમાં સ્વપ્ન વિષે અધ્યસ્ત જીવ. (૩. ક) વિશ્વ—જાગ્રત વિષે સ્થૂલ દેહનો અભિમાની જીવ. (૩. ખ) તૈજસ–સ્વપ્ન વિષે સ્થૂલ દેહનું અભિમાન છોડીને સૂક્ષ્મ અને કારણ એવા બે દેહનો અભિમાની જીવ. (૩. ગ) સુષુપ્તિ અવસ્થામાં સ્થૂલ તથા સૂક્ષ્મ દેહનું અભિમાન છોડીને એક કારણ દેહનો અભિમાની જીવ.

કહેવતઃ જીવે તેને જોખ એટલે દેહમાં જીવ છે ત્યાં સુધી જોખમ છે; જીવશે ત્યાં સુધી આશા છે. જીવવું થોડું ને મમતા (જંજાળ) ઘણી એટલે જીવવાનો સમય ટુંકો અને ઉપાધિ ઘણી હોરવી. જીવવું જગતને વાહલું છે. એટલે દરેક પ્રાણધારીને હંમેશા જીવતા રહેવાની આશા છે. જીવશે તે જોશે એટલે જે જીવતો રહેશે તે સારાં માઠાં ફળ ભોગવશે.

**જીવડું,** ન૦ નાનો કીડો.

**જીવડો,** પું૦ જીવ; આત્મા. (૨) કીડો.

**જીવતોજાગતો,** અ૦ જીવતાં સુધી; હયાતિ સુધી.

**જીવતોડ,** વિ૦ ઘણો શ્રમ કરાવે તેવું.

**જીવદયા,** સ્રી૦ જીવો–પ્રાણીઓ ઉપર દયા.

**જીવદશા,** સ્રી૦ જીવની અજ્ઞાન દશા; જીવની આ જગતમાં જે દશા હોય તે.

**જીવદાહ,** વિ૦ યોગ્ય; લાયક; (૨) ઉમદા. (૩) મજબુત.

**જીવદેહ,** પું૦ જીવવાળો દેહ; સ્થૂલ શરીર.

**જીવધારી,** વિ૦ જીવ ધારણ કરનારૂં; જીવવાળું (૨) પું૦ પ્રાણી.

**જીવજન્ત,** જીવજન્તુ.

**જીવજન્તુ,** પું૦ છેકજ નાનો પ્રાણી–પછી ઉડતો કે છાતી ઘસતો; ક્ષુદ્રજન્તુ; જિવડું; કીડો.

**જીવજાન,** વિ૦ જીંદગી જેટલું વાહલું; કીંમતી.

**જીવણજી,** પું૦ ધણી; માલીક.

**જીવતચરા,** સ્રી૦ મુવા પછી નહિ પણ જીવતાં પોતાને નામે વરો કરવો તે. જીવત ક્રિયા પણ કહે છે.

**જીવતર,** ન૦ જીંદગી; જન્મારો; ભવ; ૨ મનખો; અવતાર.

**જીવતદાન,** જિવતદાન.

**જીવતું,** જિવતું.

**જીવદાર,** વિ૦ લાયક; યોગ્ય. ૨ ઉમદા, ૩ મજબુત.

**જીવન,** ન૦ [સં૦] જીવ–પ્રાણ રાખી રહેવું તે, જિવવું તે. ૨ જે સાધને–તજવીજે–ઉદ્યોગે–ખોરાકે જિવતું રહેવાય તે; આજીવિકા; ગુજરાન; ગુજારો; નિર્વાહ. ૩ જે વસ્તુવડે બીજી વસ્તુ ટકી રહે છે તે; દીવાનું જીવન તેલ, અગ્નિનું જીવન લાકડું. સન્તનું જીવન હરિભજન ઇ. ૪ પાણી–ઉદક. ૫ એક જાતની આંબળાની દવા (ચ્યવનપ્રાશાવલેહ)નું નામ.

**જીવનકથા,** સ્રી૦ જિંદગીનું વૃત્તાંત; જીવનચરિત્ર.

**જીવનકલહ,** પું૦ જીવન ટકાવવા માટે કરવામાં આવતો પરિશ્રમ; જીવનસંગ્રામ.

**જીવનકાર્ય,** ન૦ જિંદગીનું મુખ્ય કાર્ય.

**જીવનગાળો,** જિવનગાળો.

**જીવનચરિત્ર**, ન૦ જિંદગીનું વૃત્તાંત.

**જીવનદોરી**, ના૦ સ્ત્રી૦ આશા; જીવનનો હેતુ.

**જીવનમંત્ર**, ન૦ જિંદગીનો મુખ્ય મંત્ર.

**જીવનરસાયન**, ન૦ પ્રાણીઓના શરીરની ધાતુઓનું રસાયનશાસ્ત્ર.

**જીવનશક્તિ**, સ્ત્રી૦ જીવનની મૂળ શક્તિ.

**જીવનશાસ્ત્ર**, ન૦ જેથી જીવ દેહમાં ટકી રહે તે સમજાવનારૂં શાસ્ત્ર.

**જીવનસાફલ્ય-સફળતા**, ન૦ સ્ત્રી૦ જેથી જીવવું સાર્થક થાય તે.

**જીવનસિદ્ધાંત**, પું૦ જીવનમંત્ર; જીવન ગાળવાનો સિદ્ધાંત.

**જીવનસૂત્ર**, ન૦ જુઓ જીવનદોરી.

**જીવનસ્મૃતિ**, સ્ત્રી૦ જિંદગીની સ્મરણરૂપે લખાયલી કથા; જીવનચરિત્ર.

**જીવન્મુક્ત**, વિ૦ [સં૦] મુવા પછી નહી પણ જીવતાંજ બ્રહ્મજ્ઞાન-સ્વસ્વરૂપનું જ્ઞાન થઇ જન્મમરણથી, ત્રિવિધિ તાપથી મુકાયલો-છુટેલો એવો પ્રાણી. જીવનમુક્તિ એટલે પરબ્રહ્મનું જ્ઞાન થતાં મોક્ષની દશા ભોગવવી તે. મોક્ષ; જન્મમરણનો ફેરો ટળવો તે.

**જીવનોપાય**, પું૦ ગુજરાનનું સાધન.

**જીવન્ત**, વિ૦ [સં૦] જિવતું.

**જીવબળ**, ન૦ જીવવાની શક્તિ; પ્રાણ.

**જીવરૂં**, વિ૦ (કા.) ચાલાક; ચપલ; હોંશિયાર.

**જીવલગ**, વિ૦ જીવની સાથે લાગેલું, જેમ શરીરને જીવ એકઠાં છે તેવું; ઘણું જ વાહલું; પ્રાણપ્રિય.

**જીવલેણ**, વિ૦ મરણ નિપજાવે એવું.

**જીવલોક**, પું૦ જીવો-પ્રાણીનો લોક; મૃત્યુલોક.

**જીવવિદ્યા**, સ્ત્રી૦ જેમાં જીવની ઉત્પત્તિ સમજાવવામાં આવી છે તે શાસ્ત્ર.

**જીવવું**, ક્રિ૦ અ૦ સજીવ-જીવવાળું હોવું-રહેવું; મરણ ન થવું; હયાત રહેવું. ૨ નાશ ન પામતાં ટકવું મરણથી ઉગરવું; બચવું.

**જીવશેષ**, વિ૦ માત્ર જીવ બાકી રહ્યો હોય તેવું; (૨) પું૦ ભૂતકાળના પ્રાણી કે વનસ્પતિનો પૃથ્વીના પડમાંથી મળી આવતો અવશેષ.

**જીવસટોસટ**, વિ૦ જીવ જોખમાય તેવું.

**જીવહત્યા**, સ્ત્રી૦ જીવની હત્યા.

**જીવા**, સ્ત્રી૦ ધનુષ્યની દોરી.

**જીવાઈ**, જિવાઈ.

**જીવાજીવ**, ના૦ પું૦ જીવતો જીવ; પ્રાણનો પ્રાણ; અત્યંત પ્રિય.

**જીવાણુ**, પું૦ અણુ જેવડો જીવ; સૂક્ષ્મ જંતુ.

**જીવાત**, પું૦ નાના નાના જે જીવો તે. અનાજ વગેરેમાં હોય છે તે.

**જીવાતખાનું**, ન૦ પાંજરાપોળમાં અનાજ વગેરેમાં પડેલાં જીવડાંના રક્ષણ માટે રાખેલું સ્થાન.

**જીવાત્મા**, પું૦ [સં૦] જીવ (૨ જા અર્થમાં).

**જીવારો**, ના૦ પું૦ જીવિકા, જીવાઇ, જીવનદોરી, જીવનગાળો. વેતન, પગાર, આજીવિકા, તનખો.

**જીવાળ**, વિ૦ સજીવ હોય તે, જીવતું. ૨ કૌવત-પાણી-દમ-તેજવાળું.

**જીવિકા**, સ્ત્રી૦ [સં૦] જીવન; ગુજરાનની તજવીજો, ઉદ્યોગ, મિલકત, જીવારો.

**જીવિત**, વિ૦ ધા૦ [સં૦] જીવતું કરેલું.

**જીવી**, વિ૦ [સં૦] જીવે તે-તેવો, જીવનાર, ચિરન્જીવી એટલે ઘણા કાળ જીવનારો. ૨ ગુજરાનને માટે આધાર રાખનાર. (સમાસને અંતે) જીવનારૂં; નભનારૂં; દા. ત. **શ્રમજીવી**, પોતાની મહેનત ઉપર જીવનારો પ્રાણી; મજુર; કામદાર. **શ્રીજીવી**, પોતાની મિલકત ઉપર ગુજરાન કરનારો; શ્રીમંત; પૈસાદાર.

**જીવી**, સ્ત્રી૦ મુંજ, ભીંડી કે સુતરની દોરીવતી ખાટલો ભરતાં જે બે સેરો વારા ફરતી બુડાડે અને તારે છે તે. એ ચીરામાં નહિ પણ બે સાથેની સાથે જોડકું રહે છે. ૨ સ્ત્રીનું નામ.

**જીવેજાન**, વિ૦ જીવના જેવું વાહલું, જીવની સાથે લાગેલું, જીવલગ, પ્રાણપ્રિય.

**જીસમ**, ન૦ [આ૦] શરીર, બદન.

**જીસાહેબ**, અ૦ [આ૦] માન સાથે જવાબ આપવો તે.

**જીંડવું**, ન૦ છોડનો કોટલાવાળો બીજકોષ.

**જુઆળ**, જુઆલ.

**જુંફણ**, ઝુંફણ.

**જુંફવું**, ઝુંફવું.

**જુંસરૂં**, ઝુંસરૂં.

**જુંહલવું**, ક્રિ૦ અ૦ વાચ્યાર્થ હલમાં જોડાવું. તે ઉપરથી લક્ષ્યાર્થ કે વરાતમાં ઘોડે બેસીને જવું (વરરાજાની મશ્કરી કરતી વખતે વપરાય છે) "એવું જાણ્યા છતાં, જુંહલતાં શે હશે?" (પ્રેમાનંદ.)

**જુ**, જૂ.

**જુઆખાનું**, જુવાખાનું.

**જુઆખોર**, જુવાખોર.

**જુઆર**, જુવાર.

**જુઆળ**, જુવાલ, પું૦ ભરતી, વીળ, પાણી ચહડવું તે.

**જુઈ**, સ્ત્રી૦ [સં૦ યુતિકા] એક જાતનાં સુગંધીદાર ફૂલ અથવા તેનો છોડ. "ગુલ્લાલામેં રાધા પ્યારી જાઇ જુઇમેં કનૈયા બિરાજે."

**જુઓ, જુવો.**

**જુક્ત(ગત),** વિ૦ યુક્ત; જોડેલું; (૨) યોગ્ય અનુકૂળ.

**જુક્તી-ક્તિ,** સ્ત્રી૦ [યુક્તિ] કરામત, કળા, તદબીર, તજવીજ, ગોઠવણ, હિકમત. ૨ ઉપાય, ઇલાજ.

**જુખામ,** ન૦ [ફા૦] સળેખમ, શરદીની બીમારી, જેમાં નાકમાંથી પાણી ટપકે છે તે.

**જુગ,** પું૦ [સં૦ યુગ] લામ્બો કાળ. ૨ કૃત, ત્રેતા, દ્વાપર ને કલિ એ ચારે જુગ કહેવાય છે. ૩ એ ચારે મળીને એક તે. ૪ જોડું, જોડ, બે. ૫ સોકટાંની રમતમાં સાથે મેળવેલી જે બે સોકટી તે.

**જુગજુગ,** અ૦ [યુગાનુયુગ] ઘણાએક જુગોમાં ઘણા લામ્બા કાળ સુધી.

**જુગટું, જુગાર.**

**જુગત-તી જુકતી,** વિ૦ [યુક્ત] એકઠું, સાથે-જોડે હોય તેવું. ૨ ઘટતું, માફક અનુકૂળ.

"દેહ તારી નથી, એને જુગતે કરી,
રાખતાં નવ રહે, નિશ્ચે જાય." (નરસિંહ).

**જુગતમ્બા, જગદમ્બા.**

**જુગદીશ, જગદીશ.**

**જુગમ,** ન૦ [યુગ્મ] જોડી; જોડ; સાથે જે બે તે.

"જુગમ રવિ-સુતરૂપ આગળ જાય નાખી વાટ."
(પ્રેમાનંદ)

**જુગલ,** ન૦ સ્ત્રી૦ [યુગલ] સાથે-જોડાયલાં એવાં જે બે તે. ૨ જોડી; જોડ; જોડું. જુગલ સ્વરૂપ દર્શન-સ્ત્રી પુરૂષ એકમેકને વળગેલાં હોય તેવું અથવા સજોડે-સાથે હોય તેવું દર્શન.

**જુગલ કિશોર,** પું૦ કિશોર વયના બે, કિશોર કિશોરી (રાધાકૃષ્ણ માટે વપરાય છે.)

**જુગાર,** પું૦ [સં૦ દ્યુતકાર ઉપરથી] પૈસા રૂપિઆ માલ જનસ વગેરેને, પાસે મુકી, ફલાણો પાસો પડે તો તે લઇ લેવું ને ન પડે તો આપી દેવું-એવી સરતની રમત રમવી તે. નાણું હારવા જિતવાની સરત બકી હરકોઇ જે રમત રમવી તે; દ્યુત જુગટું; જુવું. ૨ ખરી મેહેનત કરી ફળ ન મેળવતાં-ખરેખરા માલનો સોદો ન કરતાં નસીબ ઉપર આધાર રાખી ઉપલક ઉપલક આપવા લેવાનો જે ધન્ધો કરવો તે; સટ્ટો. જુગારખાનું-જુગાર રમવાનું ઠેકાણું.

**જુગારી,** વિ૦ જુગાર રમનાર; જુગારના જેવો ધન્ધો કરનાર: 'હાર્યો જુગારી બમણું રમે.'

'જુગારી હાથે વાંકડું, વાનર કોટે હાર;
ઘેલી માથે બેડલું, તે છાજે કેટલીવાર?'

**જુગુપ્સા,** સ્ત્રી૦ નિંદા; (૨) ચીતરી; સખત અણગમો.

**જુગુપ્સિત,** વિ૦ નિંદિત; (૨) ચીતરી ચડે એવું.

**જુગોજુગ,** અ૦ જુગજુગમાં; ભવોભવ; હમ્મેશ જાવેદાન.

**જુગ્તિ, જુક્તી.**

**જુગ્મ, જુગમ.**

**જુઝાઇ,** સ્ત્રી૦ જુઝાપણું.

**જુઝું,** વિ૦ [ફા૦] જબરૂં; લઠ. ૨ ચાલાક; ચતુર.

**જુજવી,** વિ૦ [આ૦] જુજ એ શબ્દ જેવા.

**જુજવું,** વિ૦ જૂદું જૂદું; નોખું નોખું, ન્યારૂં ન્યારૂં.

"પડયો સ્વજનથી જુજવો, ત્યારે સુરતીને દુઃખ થાય."
(કાલિદાસ.)

**જુઝવું, ઝુઝવું.**

**જુઠણ,** વિ૦ ભાણામાં ખાતાં વધેલું તે; છાંડયું; છણ્ડામણ; એંટેલું તે.

**જુઠણ,** પું૦ ભવાઇમાં જૂઠું જુગતું ભાંડ બોલનારો; તરકડિયો.

**જુઠાણું,** ન૦ જૂઠું એવું જે કંઇ તે-(બોલવું-લખવું વગેરે) ડગાઇ; મિથ્યાપણું; ખોટું દેખાવું તે.

**જુઠુ-ઠૂં ઠું, જૂઠું.**

**જુઠાબોલું,** પું૦ જુઠું બોલનાર; અસત્ય ભાષા.

**જુઠી, જૂઠી.**

**જુત,** વિ૦ [યુત] જોડાયલું; સાથે-જોડે હોય તેવું.

**જુતીખોર,** વિ૦ ખાસડાં ખાઉ-ખોર.

**જુથ, જુથડું, જૂથ.**

**જુદું, જૂદું.**

**જુધ્ધ-દ્ધ,-ન૦** [યુદ્ધ] લડાઇ; સંગ્રામ, ૨ વઢવાડ; મારામારી.

**જૂનવટ,** સ્ત્રી૦ જૂનાપણું.

**જૂનવાણી,** વિ૦ જૂનું. (૨) જૂનાં રીતારવાજ, જૂની કવિતા ઇ૦.

**જુનું, જૂનું.**

**જુનુંખખ,** વિ૦ ઘણું જ જૂનું; ઘસાઇ ગયલું.

**જુનુંપાનું-પુરાનું,** વિ૦ જૂનું; વપરાયલું; ઘસાયલું; ફાટુંતુટું.

**જુનોપાપી,** પું૦ ઘણા દહાડાના વહિવટવાળો-અનુભવી-ડાહ્યો સમજુક-ખુણાખોચરાની વાત જાણનારો પુરૂષ; ઘણા જણનાં પાપ-કાવતરાં જાણનારો.

**જુબાં-બાન,** સ્ત્રી૦ જબાં બોલી, ભાષા.

**જુબાની, જબાની.**

**જુમખુ, ઝુમખું.**

**જુમ્મા, જુમા,** સ્ત્રી૦ [આ૦] શુક્રવાર.

**જુમલે-લ્લે,** અ૦ સઘળી સંખ્યા એકઠી કરેલી હોય તેમ; એકઠી કરીને; બધી મળીને; એકન્દર; કુલે.

**જુમલો-લ્લો**, પુંo [આo] સહુ મળીને જે સંખ્યા થયલી તે; સરવાળો; એકંદર આંકડો—જથો; બેરીજ; મેળવણી.

**જુમામસ્જિદ**, સ્ત્રીo [આo] મુસલમાનો શુક્રવારની નમાજ જે મોટી મસ્જિદમાં પઢતા હોય એવી શેહેર કે કસ્બાની મસ્જિદ.

**જુમેરાત**, સ્ત્રીo [આo] ગુરૂવાર; બૃહસ્પતિવાર. [હિન્દુઓ સૂર્યોદયથી, અંગ્રેજો મધ્ય રાત્રિથી ને મુસલમાનો સૂર્યાસ્તથી દાહડો બદલે છે. તેથી ગુરૂવારને દિવસે સૂર્યાસ્ત પછી શુક્રવાર બેઠો ગણે છે. માટે એ રાતને જુમેરાત એટલે શુક્રવારની રાત કહે છે.]

**જુમ્મેદાર**, વિo [આo] જોખમવાળો; જવાબદાર.

**જુમ્મેદારી**, સ્ત્રીo [આo] જવાબદારી.

**જુમ્મો**, પુંo [આo] સોંપણ ખોવાય-બગડે તો તે બાબદનો જવાબ દેવાનું જે જોખમ તે; જવાબદારી; આપેલો વિશ્વાસ પાળવાનો જે માથે ભારબોજ તે.

**જુરત-રિયત**, સ્ત્રીo [આo] છાતી; હિમ્મત; શૌર્ય બહાદુરી. ૨ જોર; ગજું; રામ; હોસ.

**જુલમ**, પુo [આo] જબરદસ્તી; સખ્તી; ન સહ્યાય તેવું દુઃખ દેવું તે; બળાત્કાર; જોરાવરી; બરજોરી બેદાદ; ગેરઇનસાફ; અન્યાય; અધર્મ.

**જુલમગાર**, વિo જુલમ કરનાર.

**જુલમાત-ટ**, સ્ત્રીo જુલમગારપણું.

**જુલમી**, વિo જુલમ કરનાર. ૨ જેમાં જુલમ હોય તેવું

**જુલાબ-પ**, પુંo [ફ઼ાo] જેથી ઝાડા થાય તેવું ઓસડ. રેચ. વિરેચન. ૨ એ ઓસડથી જે ઝાડા થાય તે જુલાબ આપવો-ગભરાવવું.

**જુલૂમ**, જુલમ.

**જુલ્ફ઼-ફ઼ાં**, નo [ફ઼ાo] લમણાપર લટકતી આંકડાદાર આવી રહેલી બાલની ભરાવ લટ તે.

**જુવટું**, જુગટું.

**જુવતી-ન્તી**, સ્ત્રીo [સંo યુવતિ] જુવાન સ્ત્રી.

**જુવા**, પુંo ગલીચ જગોમાં પાકતા દઊં દેતા એક જાતના જીવડા. ૨ જુગાર.

**જુવાખાનું**, નo જ્યાં જૂવું-જુગાર રમાતો હોય તે ઠેકાણું. ૨ જ્યાં જૂવા હોય તે ઠેકાણું.

**જુવાખોર**, વિo જૂવું રમનાર; જુગારી.

**જુવાન**, પુંo[ફ઼ાo અથવા સંo યુવા.] **જવાન.** કહેવતઃ જુવાન (અથવા નવો) જોશી અને ઘરડો (અથવા જુનો) વૈદ હોય તો સારા-કારણ કે નવા જોશીનું ગણિતાદિ જ્ઞાન સારાં હોય અને જુના વૈદનું અનુભવ જ્ઞાન સારૂં હોય. "જુવાન વહુ ને બુઢ્ઢો લાડો, એનો રોજ ઉઠીને ભવાડો" એટલે કજોડું સુખી ન હોય.

**જુવાનજોધ**, નાo પુંo મજબુત બાંધાનો જુવાન માણસ.

**જુવાની**, સ્ત્રીo [યૌવન] જોબન; તરૂણાવસ્થા; યુવાવસ્થા. કહેવતઃ જુવાની અને દીવાની બે બરાબર એટલે જુવાનીનો જુસ્સો મર્યાદિત ન હોવાથી કોઇ કાર્યમાં અફળ નીવડે ત્યારે તે કાર્ય દીવાના માણસના કાર્ય સાથે સરખાવાય છે. "જુવાનીનું રળ્યું ને રાતનું દળ્યું" એ વખત આવે ખપમાં આવે.

**જુવાબ**, જવાબ.

**જુવાર**, સ્ત્રીo ચોમાસામાં થાતું એક ધાન્ય-એ કણસલામાંથી નિકળે છે.

**જુવાળ**, પુંo ભરતી; ઝાર.

**જુવારા**, જવારા.

**જુવું**, જૂવું.

**જુસતિસ, જસ્ટીસ** સ્ત્રીo [અંo] ઇનસાફ, ન્યાય.

**જુસરી**, સ્ત્રીo ગાડીનો તે ભાગ જે બળદોની ખાંધપર મુકવામાં આવે છે. (ઝુંસરી.)

**જુસ્તેજુ**, સ્ત્રીo [ફ઼ાo] શોધખોળ.

**જુસ્સો**, પુંo [અo] દિલમાં લાગ્યાથી જે ઉશ્કેરાયલી હાલત થાય તે. મનનો ઉભરો, લાગણી, મનોવિકાર, દયાનો-પ્રીતિનો-ક્રોધનો-બહાદુરીનો વગેરેનો જુસ્સો.

**જુહાર**, પુંo એક બીજાના મેળાપની વખતે પ્રણામ, નમસ્કાર, આશીર્વાદ, જે ગોપાળ, સલામ વગેરે કરવામાં આવે છે તેવા અર્થમાં વપરાય છે. એ શબ્દ શેઠ સાહુકાર તથા રજવાડાના લોકમાં વપરાય છે.

**જુંગાઇ**, સ્ત્રીo મજબૂતી; (૨) ચાલાકી; ચતુરાઇ.

**જુંગું**, વિo જબરૂં.

**જુહાર પટોળાં**, નo બેસતે વરસે સારાં લુગડાં પહેરી કરીને સગાં વાલાંઓની પરસ્પર ભેટ લેવી તે. ૨ એ દહાડે જમાઇ સાસરે જમવા જાય છે અને ત્યાં સહુ માણસો સાથે ખુશીમાં જમે છે ને આતશબાજી ફોડે છે તે રીત.

**જૂ**, સ્ત્રીo [સંo યૂકા] સાફ ન રાખેલા નિમાળામાં અથવા ઘણા દાહાડાનાં વગર ધોયલાં લુગડામાં જે ઝીણા જીવ થાય છે તે. એનાં ઇંડાં તે લીખ કહેવાય, એ કાળી અથવા ધોળી હોય છે. ચામડીને વળગી રહેનારી મોળી જૂ તે ચામજૂ કહેવાય છે.

**જૂઇ**, જુઇ.

**જૂજ**, પુંo કોથળાના થોકડા બાંધી એકઠાં સીવેલાં તે.

**જૂજ**, વિo થોડું, જરા, સેજ. ૨ હલકું, વિસાત વગરનું.

**જૂટ**, પુંo (વાળનો) ઝૂડો, સમૂહ.

**જૂઠ**, ન૦ જૂઠાણું.

**જૂઠણ**, ન૦ એઠું; છંડાયલું. (૨) પું૦ રંગલો; વિદૂષક; (ભવાઇમાં).

**જૂઠું**, વિ૦ સાચું નહિ તે, ખોટું, જૂઠું પાડવું એટલે ખરૂં છતે ખોટું છે એમ કહેવડાવવું, રૂઢિ, મારો હાથ જૂઠો પડ્યો છે એટલે મારો હાથ લકવા અથવા કોઇ રોગથી સત્વ વગરનો, ક્રિયા કરવામાં શક્તિ વગરનો થઇ ગયો છે. કહેવતઃ-જૂઠાની માને જૂઠો પરણે એટલે સરખે સરખા ખરાબ સ્વભાવના માણસને મેળ બેસે. જૂઠાનું આવરદા ચાર ઘડીનું એટલે જૂઠો વહેવાર લાંબો સમય ટકતો નથી. જૂઠું બોલવું ને જખમારવી એ બે બરાબર એટલે જૂઠું બોલવું એ પાપ કરવા બરાબર છે. જૂઠો સાચાને વટલાવે, જૂઠાને ક્યાં પકડીએ? એટલે જૂઠાણું કેટલીકવાર સાચા કરતાં પણ ફાવી જાય છે. જૂઠો લુતરો ને બજારનો કુતરો બરાબર.

**જૂઠું**, અજીઠું૦ 'દયાના પ્રીતમ વાહલા, મનમાં વિચારો, જૂઠું ખાય તે મીઠાની આશરે.' (દયારામ).

**જૂડી**, સ્ત્રી૦ જાડી નરમ ને લાંબી એવી લીલોતરીને એકઠી બાંધેલી તે; પાતરાં-મોગરી-ડાભાની જૂડી. ૨ જોડેલું તે. (હહેચીની જુડી.)

**જૂડો**, પું૦ હોળ્યા વિનાનો ચોટલો દોરેવતી બાંધેલો તે.

**જૂતી**, સ્ત્રી૦ જોડા; પેંજાર; પગરખું. જૂતી મારવી-ખાવી વગેરે. રૂઢિઃ જૂતું મારવું એટલે જોડા-પગરખાંથી મારવું. તે ઉપરથી લક્ષ્યાર્થ નિરસ્કાર કરવોઃ બેદરકાર,રહેવું. જૂતે મારી જવું એટલે ધંધામાં કે બીજા કશામાં ખોટ આવી હોય તો પણ દરકાર કરવી નહિ. જૂતું ખાવું-પડવું એટલે બે આબરૂ થવું. એ તો મારા પગની જૂતી બરાબર છે એટલે હું એના તરફ તિરસ્કારની નજરે જોઉં છું. એની જૂતિ બરાબર કોણ છે? એટલે એનાં પગરખાં બનાવનાર મોચી જેટલી પણ કોઇની કીંમત નથી તે એના જેવું તો કોણ બરાબરીમાં થાય? એને ઘેર કોણ જૂતી ભાગ્ જાય! એટલે એને ઘેર જવાની મને જરા પણ દરકાર નથી. (તિરસ્કારમાં) જુતિયા ખાઇ પણ મખમલકી એટલે વાંક પડ્યો ખરો પણ લાભ થયો.

**જૂથ**, ન૦ [સં૦ યૂથ], ટોળું (પશુ-પક્ષીનું). ૨ જથો; સમુદાય.

**જૂદાઇ, જુદાઇ**, સ્ત્રી૦ જૂદું પડવું-હોવું તે; વછુટવું તે. ૨ વિયોગ. ૩ ભેદ; અન્તર; પડદો-મારે ને તેને કંઇ જુદાઇ નથી. જુદાગીરી; જુદાઇપણું.

**જૂદું**, વિ૦ એકઠું-ભેળું-સાથે ન હોય તેવું છૂટું; વેગળું; નોખું. કહેવતઃ જૂદે જૂદે મોંઢે જૂદી જૂદી વાત એટલે દરેક માણસનો જૂદો જૂદો અભિપ્રાય હોય છે.

**જૂન**, પું૦ [અં૦] અંગ્રેજી વરસનો છઠ્ઠો મહિનો.

**જૂનું**, વિ૦ [જીર્ણ] નવું નહિ તે. ૨ અસલનું; ઘણા કાળનું. ૩ થઇ ગયલું; જાણ્યામાં આવેલું. ૪ ઘસાઇ ગયલું; કહેવતઃ જૂની આંખે નવાં કૌતુક એટલે વૃદ્ધ માણસના પુરાણા વિચાર અને જુવાનિયાઓના નવા વિચાર. જૂનાં ઝાડનાં ઉંડાં મૂળ એટલે જે માણસ ઘરડો અને અનુભવી હોય તેની અક્કલ પણ સારી હોય.

**જૂમ**, સ્ત્રી૦ કેફ કિંવાથી-કામમાં મચી રહ્યાથી જે ઉસકેરાયલી હાલત હોવી તે; ઝુમ; જોમ.

**જૂવું**, ન૦ જુગાર.

**જૂલસો**, પું૦ બળદ પળોટવાનું બે પાંખાંનું લાકડું ધિસલું. ૨ જળસો (ફા.) ખેલ, નાટક.

**જે**, સ૦ એ સર્વનામ વસ્તુને દેખાડી પછી તેનો બીજા સાથે થતો સંબંધ બતાવે છે.-જેની સાથે તે આવે છે. અ૦ એ શબ્દ, બે વાક્યના બે ભાગને અથવા બે અર્થને જોડે છે. તમે જાણો છો તેનું કારણ એ છે જે પરમદાહડે સભા મળી હતી, તેમાંનો ઠરાવ તમને કોઇ કારભારીયે કહ્યો હશે. જે, કેના અર્થમાં અવ્યયરૂપે હોય છે ત્યારે પછવાડે તે આવે નહિ.

**જે**, પું૦-સ્ત્રી૦ જય.

**જે કાંઈ**, સ૦ ના૦ એ સર્વનામ કોઇ પણ વસ્તુ દર્શક છે. જે કાંઇ કામ, ધંધો વગેરે.

**જે કોઈ**, સ૦ ના૦ એ સર્વનામ પ્રાણીદર્શક છે. જેમ કે જે કોઇ માણસ, જનાવર.

**જે ગમ, જે તરફ, જે પાસ, જે મેર**, અ૦ જેણી ગમના અર્થમાં.

**જે ગોપાળ**, પું૦ એક બીજાને મળતી વખત એ શબ્દ બોલાય છે.-વૈષ્ણવ વાણિયાઓમાં. વ્યંગમાં. જે નારાયણ એટલે પડી ભાંગવું; ધ્વાય નમઃ જે હરિ. ની આરતી એટલે હરિની આરતી કર્યાની પેઠે કૃતાર્થ થવું; નિરાંત થવી; પરવારવું.

**જેજે**, સ૦ બેવડાતો સંબંધ દર્શક સર્વનામ.

**જેજેકાર**, જયજયકાર.

**જેજેવન્તી**, સ્ત્રી૦ એક રાગણીનું નામ છે.

**જેટલું**, વિ૦ સમ્બન્ધી અર્થ માપ-વજન દેખાડે છે. 'જેટલો ગોળ ઘાલશો તેટલું ગળ્યું થશે.' "જેટલું પેટનાને લાગે, તેટલું પરાયાને ન લાગે" એટલે જેટલી લાગણી સ્વજનને હોય તેટલી પારકાને ન હોય. જેટલું સાથે તેટલું આવે છે. ૨ સંખ્યા પણ બતાવે છે.-વર્ગમાં જેટલા (છોકરા) હોય તેટલાને મોકલજે.

**જેટલે,** અ૦ જેટલાંના અર્થમાં અંતર-છેટું બતાવે છે. 'પાણી જેટલે ઉંચેથી આવતું હોય તેટલે ઉંચે પાછું ચઢાવવાનું કરિયે તો ચઢી શકે.' ૨ જે સમયે; જેવારે; કર્મ થતું હોય તે વખતે. 'મહિપતિ આવે છે જેટલે, સભા સકળ બોલી તેટલે.' (શામળ) ૧ લા અર્થમાં જેટલેલગી-સુધી એમ પણ બોલાય છે.

**જેઠ,** પું૦ [સં૦ જ્યેષ્ઠ] સ્ત્રી-વહુના ધણીનો જે મોટો ભાઇ તે. સંવત વરસનો આઠમો મહિનો.

**જેઠાણી,** સ્ત્રી૦ જેઠની-વરના મોટા ભાઇની જે વહુ તે.

**જેઠી,** જેઠ મહિનાની પૂનેમ.

**જેઠીપુત્ર,** પું૦ વડો છોકરો.

**જેઠીમધ,** ન૦ [સં૦ મધુયષ્ટિકા] એક જાતના ઝાડનું ગળચટું ડાંખળું-છોડું. એ ઓસડમાં કામ આવે છે.

**જેઠીમધનો સીરો,** પું૦ ગાંધીને ત્યાં મળતું એક ઓસડિયું. એથી જુલાબ થાય છે.

**જેઠીમલ,** પું૦ સહુથી વડો મલ; પંજાબીમલ.

**જેઠાણું,** ન૦ પરણ્યા પછી કન્યાવાળાએ વરવાળાને જમવા તેડવાની એક રીત; નાનો ગોરવ.

**જેણીગમ,** અ૦ જે તરફ-ભણી-બાજુ-દિશાએ.

**જેતા,** પું૦ જીત મેળવનારા વિજેતા.

**જેતૂન,** ન૦ એ જાતનું તેલી બી. "ઓલીવે."

**જેતે,** ગમે તે; હર કંઈ.

**જેબ,** સ્ત્રી૦ શોભા; સુંદરતા.

**જે પ્રમાણે,** અ૦ જે રીતે-પ્રકારે.

**જેમ,** અ૦ જે રીતે-પ્રકારે.

**જેમકે,** અ૦ આ રીતે-પ્રકારે કે; દાખલો કે.

**જેમતેમ,** અ૦ ગમે તે-હરકોઈ રીતે.

**જેમતું તેમ,** અ૦ જેમ અસલ હતું તેમ જ; તે જ હાલતમાં; ફેરફાર ન હોય તેવું.

**જેર,** ઝેર.

**જેર,** વિ૦ [ફા૦] વશ-તાબે થયલું; હારી થાકી ગયલું; નબળું-કમજોર થયલું.

**જેરકડી,** સ્ત્રી૦ તાબામાં રાખવા સારૂ જે કડી તે-ઘોડાનાં મોડામાં હોય છે.

**જેરદસ્ત,** વિ૦ [ફા૦] કમજોર; નબળું; જેર થયલ છે હાથ જેના તે. એનું ઉલટું જબરદસ્ત.

**જેરબંદ,** પું૦ [ફા૦] ઘોડાના મોડાંપર નખ્યાં અથવ ઉપર બનાત સીવી લીધેલી એવાં ચામડાંનો જે પટે હોય છે તેની સાથે, જેનો એક છેડો ભેરવેલો અને જેનો બીજો છેડો પેટની નીચે તફ્રુ સાથે બાંધેલો એવો આગલા પગોની વચમાંનો ચામડાં-બનાત-ને જે પટો તે. ૨ ચામડાંની લાબી પાટી-ચાબક જેરબન્દનો માર.

**જેરવવું,** ક્રિ૦ સ૦ પચાવવું; હજમ કરવું. ૨ સહન કરવું; ખમવું; વેઠવું.

**જેરો,** પું૦ ગરેલો ભૂકો; (૨) જરદો, તમાકુનો.

**જેલ,** સ્ત્રી૦ [અ૦] બન્દીખાનું; કેદખાનું.

**જેવડું,** વિ૦ સમ્બન્ધી અર્થમાં માપ-પ્રમાણ બતાવે છે.-તે છોકરી છે તો સત્તર વરસની પણ ૩૦ વરસની તેની મા છે તેના જેવડી દેખાય છે.-એ શબ્દ ઊંચાઈ મોટાઇને વિષે ઘણો પ્રવર્તે છે. જેટલું, માપ તથા વજન તથા સંખ્યા બતાવે છે પણ જેવડું, માત્ર માપનેજ.

**જેવર,** ન૦ સુનાં રૂપાં હીરા મોતી વગેરેનાં ઘરેણાં; દાગીના.

**જેવરી,** સ્ત્રી૦ દોરી.

**જેવારે-વખતે-વેળા,** અ૦ સમ્બન્ધી અર્થમાં કાળ-સમો બતાવે છે; જ્યારે.

**જેવારો,** પું૦ જયનો વારો-વખત.

**જેવું,** વિ૦ સમ્બન્ધી અર્થમાં રૂપ ગુણ જાત વગેરે બતાવે છે; માફક; પેઠે. અ૦ જેમ, જેવું કે-જેમ કે જેવું તેવું-કોઈ પણ-ગમે તે રીત-જાત-રૂપ-ગુણનું, અ૦ બેદરકારીથી કોઇ પણ રીતે કરી મુકેલું હોય તે બતાવે છે; ગમે તેવું.

**જેવે,** અ૦ જે વરે-ચાલતું કર્મ બતાવે છે.

**જેષ્ટ,** જેષ્ઠ.

**જેષ્ટા,** જયેષ્ઠા.

**જેષ્ટિકા,** સ્ત્રી૦ [યષ્ટિકા] લાકડી.

**જેસલી,** સ્ત્રી૦ ખેતરમાં ચાસ પાડવાનું ઓજાર.

**જેંસલો,** પું૦ પૈડાં વગરનું બળદ પલોટવાનું વાહન. (૨) ઝાંખરાં, ઈંધણાં વગેરે સેલથી ઊંચકી લાવવાનું હલકું ઓજાર; સળકું.

**જેહ,** સ૦ જે (કવિતામાં).

**જેહાદ,** સ્ત્રી૦ ધર્મને ખાતર કરેલી લડાઈ.

**જેહુ,** ના. ગ્રામ્ય શબ્દ-ધૂળ.

**જેહેર,** ઝેર.

**જૈ,** પું૦ એક પૈસો.

**જૈન,** પું૦ એ નામનો વેદ ધર્મથી ઉલટો એક ધર્મ; બુદ્ધ ધર્મનો એક ભેદ; શ્રાવકનો ધર્મ. વિ૦ એ ધર્મનું-સમ્બન્ધી.

**જો,** અ૦ કુણી છું તે પરમાણે તું જોય-ધારે-વિચારે-કબૂલ કરે તો આ પરમાણે કરું-થાય એવા સંશય રૂપ સમ્બન્ધી અર્થમાં એ શબ્દ વપરાય છે; સરત બજાવે છે. જો તું કાલે બરાબર દશ વાગતે મારે ઘેર આવીશ તો હું તારી સાથે આવીશ. જોની સાથે તોનો સમ્બન્ધ છેજ. એ ઉભયાન્વયી અવ્યય કેવાય છે. ૨ જોવું એ અર્થમાં.-જો તેણે કેવું નામ મેળવ્યું! ૩ (કવિતામાં).

**જોઇતું**, વિ૦ જેટલાંનો ખપ–નું કામ–ની જરૂર હોય તેટલું. જોઇતી વસ્તુ મગાવી લેજો; જોઇતું–કરતું–જોઈએ તે, ૨ ઘટતું; લાયક–તમારે તે કામ કરવું જોઇતું નોતું.

**જોઈયે**, ક્રિ૦ વાપર–ખપ–જરૂરના અર્થમાં વપરાય છે. તારે શું જોઇયે છે? એટલે તારે શી વસ્તુનો ખપ છે! એ શબ્દ જોવું ઉપરથી હશે–જરૂરને લીધે જેને અને જેને માટે ચાર પાસ જોવું–ખોળવું પડે તે. ૨ જરૂર–ન જ ચાલે ને ઘટિત છે તેવા અર્થમાં સહાયકારી પ્રમાણે ક્રિયાપદની સાથે જોડાય છે–મામાને ઘેર લગન એટલે તારે તો ત્યાં જવું જ જોઇયે, ૩ જોઈ લઇયે; જાણિયે; જોઇશું. જોઇયે હવે શું થાય છે તે પછી વાત. જોઈયે ત્યારે–ખપ હોય ત્યારે. ૨ જોઇશું–વિચારીશું ત્યારે. જોઇયે તો ખપ હોય તો. ૨ જોઇશું પછી.

**જોઇશે**, ખપ–જરૂર–કામ પડશે.

**જો કે**, અ૦ અગર જો (વિરોધી શરત બતાવે છે.)

**જોખસ**, અ૦ ઘરાર; અલબત; બેધડક.

**જોખ**, ન૦ જેણેવતી જોખવું તે; કાટલાં; વજન. ૨ તોલ, સ્ત્રી૦ જોરાનું; મઝા. "જીવે તેને જોખ" (સામળ).

**જોખ**, પું૦ જોખમ, "શ્યામા તું સમજે નહીં જારવિદ્યાના જોખ." સ્ત્રી૦ રંગ મચવો તે, "જડડિયાં બોલે જોખમ."

**જોખમ**, ન૦ [હિં૦] ભવિષ્યમાં થવાનું જે નુકસાન તે અથવા તેની ધાસ્તી. ૨ નુકસાન; ધોકો; ખરાબી. વાણને જોખમ લાગ્યું છે. ૩ નુકસાનની ધાસ્તીમાં હોય તેવી વસ્તુ ઘરેણું નાણું વગેરે. તેની પાસે જોખમ છે માટે તપાસ રાખજે. ૪ વેપારમાં છાતી ચલાવવી તે. ૫ જુમો; જવાબદારી–માથેથી જોખમ ઉતારવું. જોખમમાં નાખવું–નુકસાની અથવા નુકસાન પોંચે તેવા કામમાં નાખવું. જોખમ ભરેલું–વાળું એ વિશેષણ.

**જોખમદાર**, પું૦ જેને શિર જોખમ હોય તે; જેને નુકસાન ભરી આપવાનું હોય તે; જવાબદાર.

**જોખમાપ**, ન૦ જોખ એટલે જોખવું–વજન કરવું–તોળવું તે અને માપ એટલે ભરીને માપવું તે.

**જોખમાવું**, ક્રિ૦ અ૦ જોખમમાં આવવું; નુકસાન હોવું–થવું–લાગવું; ખરાબી થવી.

**જોખવું**, ક્રિ૦ સ૦ તોળવું; વજન કરવું; કેટલો ભાર છે તે ત્રાજવે ઘાલી નક્કી કરવું. ૨ ખૂબ મારવું–ઠોકવું. (કોઈ માણસને).

**જોગ**, પું૦ [સં૦ યોગ] મેલાપ; સન્જોગ; સમ્બન્ધ; સઙ્ગતિ, તે મોટો પાપી હતો પણ સન્તસાધુના જોગથી આજ મોટો ધરમી થઈ બેઠો છે. ૨ બનાવ; જોગવાઈ; ઇત્તિફાક; અણધાર્યો પણ અનુકૂળ સમો; એકાએક આવેલો યોગ્ય પ્રસઙ્ગ, દૈવજોગ, નાણાં મળવાનો જોગ વગેરે. ૩ ઉપાય; સાધન; દ્વાર; મારફતે, જ્ઞાનના જોગથી. ૪ પ્રાણવાયુનું રૂન્ધન કરી અન્તઃકરણની એકાગ્રતા કરવી અને પછી જીવાત્માનું ને પરમાત્માનું એકપણું કરવું તે–કરવાનું જે શાસ્ત્ર તે–જોગ સાધન, જોગ માર્ગ, જોગાભ્યાસ, જોગાસન ઈ૦. ૫ સંસારથી વિરક્ત–ત્યાગી થવું તે; વિરાગ ધારણ કરવો તે. ૬ (જ્યોતિષમાં) સૂર્યચન્દ્રના રેખાંશ ગણવા સારૂ સૂર્યમાર્ગ–ક્રાન્તિવૃત્તનો (૩૬૦, અંશનો) ૨૭ મો જે ભાગ તે–એનાં જૂદાં જૂદાં નામ છે. નર્મકથાકોષ જોવું. ૭ માફક–અનુકૂળ આવવું તે; મેળ; મેલાપ.

**જોગ**, વિ૦ [યોગ્ય] ઘટતું; લાયક–માણસ. ૨ ઘટારત; લાયક; માફક; દુરસ્ત,–કામ. ૩ એ નામ–ક્રિયાની પછવાડે મુકવામાં આવે છે ત્યારે માફકપણું–ઘટારતપણું–ગુન્જાસનો અર્થ રાખે છે; પરણ્યાજોગ, ખાધાજોગ, કામજોગ, માનજોગ વગેરે.

**જોગ**, અ૦ પ્રતિ–પ્રત્યે–ને એ અર્થમાં વપરાય છે, શેઠજી જોગ એટલે શેઠ પ્રત્યે (લખવાનું કે); ફલાણાજોગ–ફલાણાને. કેટલાક જોગનો અર્થ યોગ્ય એવો કરે છે. નામજોગ એટલે જેનું નામ હોય તેનેજ અને શાહજોગ એટલે ગમે તે શખશને પણ (ચોર નહિ) શાહને જોઇને (આપવું)–એ શબ્દો હુંડીમાં વપરાય છે. તેના જોગનો કાગળ એટલે તેનાં નામનો.

**જોગટી**, સ્ત્રી૦ છૂટાં બાબરાંવાળી બિહામણા વેશની–ભુરકી નાખનારી સ્ત્રી; જોગણ (તુચ્છકારમાં).

**જોગટો**, પું૦ જોગી (તુચ્છકારમાં); વેશથી બિહામણો ને ગુણથી ભુરકી નાખનારો પુરૂષ.

**જોગણ**, સ્ત્રી૦ જે સ્ત્રી સંસાર છોડીને ભગવાં પેરી ઈશ્વર ભજનમાં રેતે. ૨ વેરાગણ; જોગી–બાવાની બૈરી.

**જોગણી**, સ્ત્રી૦ ઈશ્વરશક્તિનાં કલ્પેલાં સ્ત્રી જાતિવાચક રૂપોમાંનું એક; દેવી; માતા–એ ૬૪ કેવાય છે. એમાંની ઘણીખરી વિકરાળ ને ભયઙ્કર છે.

**જોગનિદ્રા, માયા**, સ્ત્રી૦ [યોગનિદ્રા] સૃષ્ટિનો પ્રલય નાશ અને પાછી થવાની નવી સૃષ્ટિની ઉત્પત્તિ એ બેની વચમાંનો જે કાળ તે; એ દરમિયાનમાં બ્રહ્માની જે મોટી નિદ્રા તે.

**જોગવટો**, પું૦ જોગીપણું; જોગીની સ્થિતિ.

**જોગવવું**, ક્રિ૦ સ૦ મેળવી–ગોઠવી દેવું; જોગ–મેલાપ કરવો.

**જોગવાઇ**, સ્ત્રી૦ અનુકૂળ આવે તેવો જે ચોક્કસ વખત તે; ટાંકણું, સન્ધિ, અવસર, તક.

**જોગાણુ,** ન૦ ઘોડા બળદને ખવડાવવાનું અનાજ, ચન્દી.

**જોગાનજોગ,** અ૦ બનવાકાળ હોવાથી; જોગ આવી મળવાથી.

**જોગાભ્યાસ,** પું૦ જોગ સાધવાનો અભ્યાસ, પ્રાણુ-વાયુનું રૂન્ધન કરવાનો અને નાના પ્રકારનાં આસન માંડવાનો અને એમ કરી બ્રહ્મના ચિન્તનમાં રેવાનો અભ્યાસ.

**જોગિયો,** પું૦ એક જાતનો રાગ.

**જોગી,** પું૦ [સં. યોગી] જોગ સાધનથી સમાધિ ચડાવી બ્રહ્મનું ચિન્તન કરવામાં નિરન્તર કાળ ગુજારનારો; તપસ્વી. ૨ મહાદેવની ભક્તિ કરનારા ભગવાં પેરનારા વેરાગી-ઘણી જાતના હોય છે. ૩ વિરાગી; ત્યાગી; જેણે સંસાર વિષય ઉપરથી ભાવ ઉઠાડ્યો હોય તે. જોગી ને ભોગી એ બે ઉલટા શબ્દો છે. ૪ એક જાતની રાગણી; જોગી અસાવરી. કેવત: 'આજ કાલનો જોગી ને ગાંડલગી જટા' એ કેવત નાની વય છતાં અભિમાનથી ઘરડા બોલ બોલનારને લાગુ પડે છે.

**જોગી અસાવરી,** સ્રી૦ એક જાતની રાગણી.

**જોગું,** વિ૦ લાયકનું-મારા જોગું કામ મને આપજો.

**જોગેણુ,** જોગણ.

**જોજન,** પું૦ [યોજન] ચાર કોશ-ગાઉ જેટલું જે અન્તર-લામ્બું માપ તે.

**જોટલાં-વાં,** ન૦ સ્રિયોને પગને અઙ્ગુઠે તથા તેની જોડેની આંગળિયે પેરવાના રૂપાના બબ્બે કરડા તે; વેડ.

**જોટો,** પું૦ સરખે સરખી બે વસ્તુનું સાથે પાસ પાસ એકઠું હોવું-રેવું તે. એ શબ્દ વસ્રનેજ લગાડતાં ઘણો વપરાય છે-ધોતી જોટો, મુગટા જોટો, જનોઇ જોટો, શાલ જોટો વગેરે. કેટલાક બીજી વસ્તુને તથા માણુસને પણ લગાડે છે પણ તે થોડા જ. જોડા શબ્દ બધાંનેજ લાગે છે. જોટો તે જોડો પણ જોડો તે જોટો નહિ.

**જોડ,** સ્રી૦ બે જણુ-વસ્તુનું સરખે સરખું હોવું તે. ૨ સરખી જે બે વસ્તુઓ તે. જોડ ને કજોડ. ૩ સમોવડિયું; બરોબરિયું; સરખું ઉતરનારૂં. ૪ સાથે અવતરેલાં જે બે છોકરાં તે. ૫ તમ્બુરાના ચાર તારમાંના વચમાંના જે બે તે. ૬ મેળાપ; જોડણી. "મનને જોડ માયાની ઘણી" (અખો).

**જોડ અક્ષર,** પું૦ બે અથવા વધારે અક્ષરો સાથે જોડાઇને થયલો જે એક ભારે અક્ષર તે. જોડાક્ષર.

**જોડકણું-ણાં,** ન૦ લગનમાં વેવાણુની તરફનાં બૈરાંઓ સામસામાં વખાણુના અને કોઇ વાર મેણુાના જે નવા બોલો જોડી ગીતરૂપે ગાય છે તે, જોડ્યા બોલ.

**જોડકું,** ન૦ એક જાતનાં જે કંઈ બે સાથે કુદરતથી વળગેલાં હોય તે. કેળાં પાપડી વગેરેનું જોડકું, ૨ ઉપરા ઉપરી મુકી સાંધીને બેનું એક કરેલું તે, પાંદડાંનું જોડકું.

**જોડણી,** સ્રી૦ જોડવાની, ગોઠવવાની, મેળવવાની જે રીત તે. ૨ જોડેલું તે. એ શબ્દ, વ્યાકરણુમાં ધાતુને રૂપો આપવાં તેને અને જૂદા જૂદા અક્ષરોને સાથે મુકી શબ્દ બનાવવા તેને લગાડવામાં આવે છે. ધાતુ રૂપની જોડણી, શબ્દની જોડણી વગેરે.

**જોડલાં,** વિ૦ બાર (વેપારીઓનો એક સંકેત.)

**જોડવું,** ક્રિ૦ સ૦ બે અથવા વધારે વસ્તુ, કકડાને એકઠા મેળવી દેવા, ગોઠવવું, સાંધવું, ભેગું કરવું. ૨ જાનવરની પાસ ખેંચાવવા સારૂ તેઓને ગાડી સાથે આગળ વળગાડવાં. ૩ નાણું, માન એકઠું કરવું, સઞ્ચય કરવો; તેણે ખૂબ પૈસો જોડ્યો છે, પાપ-પુણ્ય જોડવું. ૪ નવો સમ્બન્ધ કરવો, સ્નેહ બાંધવો, પ્રીત જોડવી. ૫ કોઇનીપર આળ ચડાવવા સારૂ બાનું શોધવું. ૬ અક્ષરોને સાથે મેળવી શબ્દ કરવો. ૭ બે અથવા વધારે વાક્યો એક બીજાના સમ્બન્ધમાં આવે તેમ ગોઠવવાં. ૮ નવી કલ્પનાથી વાત, ફોયદા વગેરે બનાવવું, બનાવટ કરવી. ૯ કવિતા રચવી. ૧૦ ગાંઠનું કાઢી પૂરૂં કરવું, ભરી આપવું. હાથ જોડવા એટલે બે હથેળીઓને મેળવવી, નમસ્કાર કરવા; નમન કરવું, કોઈ કણ્ટાળો આપતો હોય તેને બન્ધ કરવા સારૂ તેને કરગરીને કેહેતાં 'ભાઈ હવે હું તને હાથ જોડું છું, માફ કર' એમ બોલવામાં આવે છે, જોડી કાડેલું. વિ૦ બનાવટનું; કલ્પિત.

**જોડા,** પું૦ પગે પેરવાના ચામડાંના બનાવેલા જે સરખા બે ઘાટ તે; પગરખાં. જોડો એકવચન.

**જોડાક્ષર,** પું૦ [યુક્તાક્ષર] જોડ અક્ષર.

**જોડાજોડ,** અ૦ પાસપાસે; સાથેસાથે; જોડાયલા હોય તેમ.

**જોડિયો,** પું૦ કોઇપણુ કામ કરવામાં જે પોતાનો સરખો સાથી તે; બરાબરીયો, ભણુવામાં, ગાવામાં, વગેરેમાં.

**જોડી,** સ્રી૦ જોડ, ૨ નાના છોકરાંને પગે પેરવાનો નાનો જોડો. ૩ ગાડીયે જોડેલા જે સરખા બે ઘોડા-બળદ તે.

**જોડું,** ન૦ લગ્નસમ્બન્ધી મળેલાં જે સ્રી પુરૂષો તે; વર-વહુનું જોડું.-જે સમયે એ સ્રીપુરૂષો સાથે દેખાતાં હોય ત્યારે સજોડું કેવાય છે.-સજોડે જમવા આવ્યાં છે. ૨ રૂપગુણકર્મ-ધન્ધામાં સરખે સરખાં એવાં જે બે મનુષ્યો તે. ૩ એકજ વખતે અવતરેલા બે જીવો. ૪(પશુપક્ષીયોમાં) નરમાદા, એ શબ્દ પ્રાણીયોને વિશેષ લાગે છે-વસ્તુને થોડા લાગે છે, જોડે બન્નેને લાગે છે.

**જોડે,** અ૦ જોડીને; જોડાથી. ૨ સાથે-જોડે તેડતો આવજે. ૩ પાસે-તેની જોડે બેસ.

**જોડો,** પું૦ પગે પેરવાના જોડા અથવા એમાંનો એક. જોડા ફાડવા એટલે ફોકટ ફેરા મારવા; ધક્કા ખાવા 'ભાઇના જોડા ભાઇના પગમાં' એટલે એકના જોડા બીજાના પગમાં અથવા એકને કંઇ ને બીજાને કંઇ એમ સમજવું અથવા ગરબડ-ગુંચવણ કરી મુકવી.

**જોડો,** [+] જોરો.

**જોડ્યાબોલ,** જોડકલાં.

**જોણું,** પું૦ જોવું તે. મો જોણું કરવું. ૨ જોવાનું-હસવાનું તે. 'જોણું જગતને થાય.' 'જોણું, શેણું ને વગોણું એ ત્રણે ભેળાં હોય.'

**જોત,** સ્ત્રી૦ [સં૦ જ્યોતિ] બળતી વાટ; સળગેલો કાકડો, દીવાની જોત. ૨ પ્રકાશ; રોશની; કિરણોનો સમૂહ. ૩ ચળકાટ; તેજ; કાન્તિ.

**જોતર,** ન૦ [યોત્રુ] જે પાટો બળદને ગળે આવી રઇ ને જાંસરી સાથે બન્ને પાસથી બન્ધાયલા હોય છે તે.-એ, કાથા ગુંથેલા સુતર અથવા ચામડાંનું હોય છે.

**જોતરવું,** ક્રિ૦ સ૦ જૂંસરીયે જોતરનો એકેકો છેડો બાંધવો; બળદ જોડવા. ૨ (લાક્ષણિક) કોઇ ને કોઇ નવાં કામમાં-જઞ્જાળમાં પેલવેલું નાખવું.

**જોતરાવું,** ક્રિ૦ અ૦ જોતરેલી હાલતમાં આવવું.

**જોતરૂં,** જોતર.

**જોતાંજોતાંમાં,** અ૦ આંખ ઉઘડે ને દેવાય તેટલામાં; પળમાં; સેજમાં.

**જોતિષ,** જ્યોતિષ.

**જોતી,** સ્ત્રી૦ જોત.

**જોતું,** જોઇતું. જોતુંકરતું-જોઇતુ કરતું.

**જોધ,** [જોદ્ધો] જુવાન જોધ-જોદ્ધા સરખો.

**જોદ્ધો-દ્ધો,** પું૦ [યોદ્ધા] યુદ્ધ-લડાઇમાં ઘુમનારો; રણશૂર; લડવૈયો.

**જોની,** સ્ત્રી૦ [યોનિ] અવતાર.-મનુષજોની, ભૂતજોની ઇ૦. ૨ સ્ત્રીની છાની ઇન્દ્રિ.

**જોબન,** ન૦ [યૌવન] પ્રાણીને ત્રણ અવસ્થા કેવાય છે તેમાંની વચલી.—બાલ્યાવસ્થા, યુવાવસ્થા ને વૃદ્ધાવસ્થા; જુવાની; તારૂણ્ય. પુરૂષને ૧૬ વરસ પછી અને સ્ત્રીને ૧૩ વરસે જોબન આવવા માંડે છે. ૨ જોબનનો જે બાર તે; જોબનનું ખીલવું-શોભવું તે. ભરજોબન એટલે જે સમયે પ્રાણીના શરીરના અવયવોનું પૂરી રીતે બાર ખિલી નિકળવું અને મનનું-બુદ્ધિનું પુક્તપણું થાય છે તે સમયની જે સ્થિતિ તે. જોબન આવવું-જવું. જોબન શબ્દ માણસનેજ લાગે છે ને જુવાની, માણસ તથા બિજાં પ્રાણીને પણ લાગે.

**જોબનવન્તી,** સ્ત્રી૦ નવું આવેલું એવી અથવા ભર જોબનમાં હોય એવી સ્ત્રી.

**જોબના,** સ્ત્રી૦ જોબનવન્તી; જુવાન સ્ત્રી.

**જોબનિયું,** જોબન.

**જોભાવું-ઇજવું,** ક્રિ૦ અ૦ જોભો આવવો.

**જોભો,** પું૦ એકદમ બધે શરીરે પરસેવો થઇ આવવો તે-જોભો છુટવો.

**જોમ,** પું૦ સ્ત્રી૦ ન૦-શરીર-મનની ઉશ્કેરાઇ રયલી હાલત; આવેશીબળ; જોરસો પણ કંઈ ઠરેલો.

**જોમી,** વિ૦ જોમવાળું.

**જોર,** ન૦ [ફા૦] શરીર સમ્બન્ધી જે શક્તિ તે; બળ; કૌવત; સામર્થ્ય. ૨ બુદ્ધિની શક્તિ પોંચ. ૩ એકાદું કાર્ય નિપજે તેવી પદાર્થમાં જે શક્તિ હોય છે તે; વાયુનું, અગ્નિનું, નાણાનું વગેરેનું જોર. ૪ દરિયાનું સારી પઠે ઉછળવું તે. ૫ શરીરને મજબુત કરવા સારૂ લાબ્યા થઇને દણ્ડ ફાડવા, મગદળિયાં ફેરવવાં વગેરે જે કસરત કરવી તે જોર કરવું-ફાડવું. ૬ ભાર; વજન. જમણી ખાંધપર જોર વધારે આવે છે. ૭ ટકી રેવાની-સહન કરવાની-સામે થવાની જે શક્તિ તે. ૮ ધસારો; દોડ; જોસ્સાનું આગળ વધવું તે. ૯ જુલમ; ગેર ઇનસાફ; જબરદસ્તી. ૧૦ રોગ-જોસ્સા વગેરેનું વધવું તે. ૧૧ વગ; વસીલો; સિફારસ; તરફદારી. જોર મારવું-ચલાવવું એમ પ્રયોગ થાય છે.

**જોરકસ,** વિ૦ (૫ મા અર્થમાં) જેણે તાલીમ બેસેલી કસરત કરેલી હોય તે; વાળેલાં અંગનું; જોરવાળું.

**જોરજબરી,** સ્ત્રી૦ જોર (૯ મા અર્થમાં), જબરદસ્તી, જુલમ.

**જોરતલબી,** સ્ત્રી૦ ખંડણી.

**જોરજોર,** અ૦ જોરથી-માં.

**જોરવાન,** વિ૦ જોરાવર.

**જોરાવર,** વિ૦ [ફા૦] જેનામાં ઘણું જોર-બળ હોય તે, શક્તિમાન, જબરૂં, મજબૂત (કામ, માણસ). ૨ પરાક્રમી, પ્રતાપી. ૩ ગુણકારી. ૪ જુલમગાર.

**જોરાવરી,** સ્ત્રી૦ જુલમ, જબરદસ્તી, ઘણી સખ્તી, બળાત્કાર, જોરાવરી.

**જોરૂ,** સ્ત્રી૦ [હિં૦] પરણિયત બૈરી, સ્ત્રી.

**જોરો,** પું૦ સત્તા, હુકમ, ચલણ. ૨ જુલમ, સખ્તી.

**જોવડાવવું,** ક્રિ૦ સ૦ કોઇ બીજો જોય તેમ કરવું. ગ્રહ જોવડાવવા.

**જોવાજેવું,** વિ૦ જોવાનું મન થાય તેવું, નવાઇનું, અજાયબ જેવું. (ખરાબી-નુકસાનીના અર્થમાં પણ વાંકામાં એ શબ્દ વપરાય છે.)

**જોવું,** ક્રિ૦ સ૦ આંખની ઇન્દ્રિયથી કોઈ વસ્તુના બહારના રૂપરંગ આકાર જોવા. ૨ કોઇ પણ ઇન્દ્રિ થકી કોઇ પણ વિષયનું જ્ઞાન પામવું, જાણવું. ૩ દિલમાં દરિઆફ્ત કરવો, વિચારવું, તે વિશે જરા જોજે. ૪ તપાસવું, શોધવું, તે મુકરદમો કોણ જોય છે? ૫ ધ્યાન આપવું, બરાબર જો. ૬ અન્દરનું જાણી લેવું, મન જોવું, ઓસડની ખાસિયત જોવી વગેરે. ૭ અનુભવ અજમાએશ કાઢવો, પ્રયોગ કરીને જાણી લેવું. એ અર્થમાં જોવું જ્યારે ક્રિયાની પછવાડે આવે છે ત્યારે વપરાય છે. ખાઇ-કરી-બેસી જોવું. **જોયેઇતો** એટલે વિચાર ઉપર વાત, વિચાર કર્યા બાદ. **જોતાં**-વિચારતાં, **જોઇલેવું** એટલે તપાસવું. **આંખે-નજરે જોવું** એટલે ખચિત-ખરેખરૂં-સારી પઠે.

**જોશ,** પું૦ [ફા૦] ઉકળવું તે, ગરમીથી પ્રવાહીના પરમાણુઓનું ઘણી જ ઝડપથી ઊંચું નીચું થવું તે. ૨ ઉકળેલી-ગરમ થયલી હાલત; ઉભરો. તે દવાના ઉકાળાને ત્રણ જોશ આપજે-ત્રણ વાર ઉભરા આવે તેવું કરજે. ૩ જોસ્સો.

**જોશ-જોષ,** પું૦ [જ્યોતિષ] ગ્રહ, ગ્રહફળ, મુહૂર્ત વગેરે વગેરે જોવાં તે; ભવિષ્ય-નસીબ જોવું તે. જોષ જોવાડવા.

**જોશી-જોષી,** પું૦ [જ્યોતિષ] જોષ-ભવિષ્યનો જોનારો-કેનારો; ટીપણું, જનમાક્ષર, જનમોતરી, વરરૂફળ વગેરે જોનારો. "જોશી, ડોશી ને વટેમારગુ એ ત્રણે ફોગટિયા." ૨ જ્યોતિષ જાણનારો, ખગોળવેત્તા.

**જોસ,** [ફા૦] જોશ.

**જોસતાન-દાન,** ન૦ ચોપડી, કાગળ, સ્લેટ, વગેરે રાખવાની કોથળી જે નિશાળે જતા છોકરાઓ રાખે છે તે.

**જોસ્સો,** પું૦ ઉસકેરાયલી લાગણી; પ્રસઙ્ગપરત્વે મનની જે ઉભરાતી-ઉછળતી હાલત થાય તે; મનોવિકાર -ભાવ. દયા-ક્રોધ-પ્રેમનો જોસ્સો. જોસ્સો થવો-બહાર પડવો. ૨ જોમ.

**જોહાર,** જુહાર.

**જોહુકમ,** પું૦ જુલમ; દોર. (૨) અ૦ હુકમ પ્રમાણે.

**જોળ,** સ્ત્રી૦ સાથે અવતરેલાં જે બે છોકરાં-બાળક તે; જોડ.

---

## જ્ઞ

**જ્ઞ,** પું૦ [સં૦] જ્ ને ઞ્ મળીને એ અક્ષર થયો છે, પણ વેવારમાં એનો ઉચ્ચાર દ્ ન્ ને ય જેવો કરવામાં આવે છે. વિ૦ જાણનાર. શાસ્ત્રજ્ઞ, સર્વજ્ઞ આદિ લઈ.

**જ્ઞાતિ,** સ્ત્રી૦ [સં૦] સમજશક્તિ; બુદ્ધિ. ૨ બુદ્ધિથી પદાર્થ જાણવામાં આવવો તે.

**જ્ઞાત,** વિ૦ ધા૦ [સં૦] સમજેલું; જાણેલું; જ્ઞાન પ્રાપ્ત થયલું તેવું.

**જ્ઞાત,** જ્ઞાતિ.

**જ્ઞાતયૌવનામુગ્ધા,** સ્ત્રી૦ [સં૦] (કાવ્યશાસ્ત્રમાં) નવું જોબન આવે છે-આવ્યું છે એમ જાણવા માંડ્યું છે-જાણેલું છે જેણે તે સ્ત્રી.

**જ્ઞાતવ્ય,** વિ૦ [સં૦] સમજાય-જ્ઞાન પામી શકાય તેવું; જાણવા જોગ.

**જ્ઞાતા,** વિ૦ [સં૦ જ્ઞા-જાણવું] જાણનાર; સમજનાર. ૨ જેને સારી પઠે જ્ઞાન હોય તે-બુદ્ધિમાન્ ને ડાહ્યું (માણસ).

**જ્ઞાતિ,** સ્ત્રી૦ [સં૦] જાત. ૨ ન્યાત.

**જ્ઞાન,** ન૦ [સં૦] જાણવું તે; હર કોઈ વાતની જાણ-માહિતી; હર કોઈ વિદ્યા કળા વિષે બુદ્ધિથી જે સમજ પડેલી તે. ૨ ધર્મ સમ્બન્ધી-જીવાત્મા પરમાત્મા સમ્બન્ધી જે સમજણ-જાણ તે. તત્વશાસ્ત્રના અભ્યાસથી અને ધ્યાનમનનથી સંસાર-માયા અને ઈશ્વર અને નીતિ સુખ દુઃખ મુક્તિ આદિ લઇ વિષયોની જે જે જાણ તે તે. ૩ જે બુદ્ધિયે હર કોઇ વસ્તુની જાણ થાય તે; જ્ઞાનશક્તિ; સમજશક્તિ; વિચારશક્તિ. ૪ સમજશક્તિ-બુદ્ધિથી આપણાં મનમાં જે છાપ પડે તે; મનમાં જે મૂર્તિ-ચિત્ર પડે તે.

**જ્ઞાનકળા,** સ્ત્રી૦ જેમ ચન્દ્રની તેમ જ્ઞાન-બુદ્ધિની જે કળા તે; બુદ્ધિપ્રકાશ; સમજશક્તિનું ખિલવું તે.

**જ્ઞાનકાણ્ડ,** પું૦ [સં૦] વેદના ત્રણ કાણ્ડ છે તેમાંનો એક-કર્મકાણ્ડ, ઉપાસનાકાણ્ડ અને જ્ઞાનકાણ્ડ. જ્ઞાનકાણ્ડમાં જ્ઞાન શબ્દના ૨ જા અર્થમાં કહ્યા પ્રમાણે વિષયોની સમજણ આપેલી છે-જ્ઞાનથી જ ઈશ્વરપ્રાપ્તિ છે એમ કહેલું છે.

**જ્ઞાનકોશ(-ષ),** પું૦ બધી જાતના જ્ઞાનના માહિતીના સંગ્રહરૂપ મોટો ગ્રંથ.

**જ્ઞાનઘન,** વિ૦ [સં૦] જ્ઞાનથી ભરપુર-ભરેલું.

**જ્ઞાનચક્ષુ,** વિ૦ [સં૦] જ્ઞાનથી ઉઘડી છે આંખ જેની તે. ન૦ જાણશક્તિની આંખ; શરીર ઉપરની નહિ પણ વિચારની આંખ.

**જ્ઞાનતન્તુ,** પું૦ મગજની સાથે સમ્બન્ધ રાખનારી જે રગોવડે વિષયોનું જ્ઞાન થાય છે તે.

**જ્ઞાનદર્પણ,** ન૦ [સં૦] જ્ઞાનનું દર્પણ.
**જ્ઞાનદીપક,** પું૦ [સં૦] જ્ઞાનનો દીવો.
**જ્ઞાનદૃષ્ટિ,** [સં૦] જ્ઞાનની દૃષ્ટિ.
**જ્ઞાનપરમ્પરા,** સ્ત્રી૦ [સં૦] એક ઉપરથી બીજો, બીજાપરથી ત્રીજો એમ તર્ક-વિચાર કરતાં કરતાં જે જે જ્ઞાન થાય તે તે.
**જ્ઞાનપ્રસારક,** વિ૦ [સં૦] જ્ઞાનનો પ્રસાર-ફેલાવો કરનાર.
**જ્ઞાનમાર્ગ,** પું૦ [સં૦] જ્ઞાનથી જ ઇશ્વરપ્રાપ્તિ-મોક્ષ થાય તે.
**જ્ઞાનમાલા-ળા-**સ્ત્રી૦ અનેક વિષયોનાં અનેક જે જ્ઞાન તે. ૨ એ અનેક જ્ઞાન જે પુસ્તકમાં માળારૂપે ગોઠવી બતાવ્યાં હોય તે.
**જ્ઞાનલક્ષણ,** ન૦ મેળવવાના-મેળવેલા જ્ઞાનનું લક્ષણ ચિન્હ.
**જ્ઞાનવલ્લી,** સ્ત્રી૦ [સં૦] જે વેલો ખાધાથી જ્ઞાનશક્તિ વધે તે. ૨ ભાગ. ૩ જ્ઞાનની વેલી.
**જ્ઞાનવાન્,** વિ૦ [સં૦] જેને જ્ઞાન-ડાપણ હોય તે.
**જ્ઞાનવિજ્ઞાન,** ન૦ [સં૦] ઇશ્વર સમ્બન્ધી ને પઞ્ચતત્વ સમ્બન્ધી જે જ્ઞાન તે; ઇહલૌકિક ને પરલૌકિક જ્ઞાન. ૨ સૃષ્ટિના પદાર્થોના ધર્મ સમ્બન્ધી જે સામાન્ય અને વિશેષ જ્ઞાન તે.
**જ્ઞાની,** વિ૦ ખરૂં ખોટું સમજવાની શક્તિ ધરાવનાર તે તથા તેમ સમજી વિવેક-ડાપણથી આચરણ કરનાર તે. ૨ જેને તત્વશાસ્ત્રનું જ્ઞાન હોય તે; મોક્ષ વિષય જાણનાર તથા તેનો અનુભવ કરનાર તે.
**જ્ઞાનીશ્વર,** પું૦ [સં૦] જ્ઞાનીયોમાં જે ઇશ્વર-શ્રેષ્ઠ તે.
**જ્ઞાનેન્દ્રિય,** ન૦ [સં૦] જે ઇન્દ્રિયો વડે પદાર્થનું જ્ઞાન થાય છે તે. ત્વગિન્દ્રિય (ચામડી), ચક્ષુરિન્દ્રિય (આંખ), શ્રોત્રેન્દ્રિય (કાન), રસનેન્દ્રિય (જીભ), અને ઘ્રાણેન્દ્રિય (નાક), બાજી પચ ઇન્દ્રિયો છે તે કર્મેન્દ્રિય કેવાય છે-હાથ, પગ, મોઢું, ગાંડ અને છાની ઇન્દ્રિ.
**જ્ઞાનોદય,** પું૦ જ્ઞાનનો ઉદય.
**જ્ઞાનોપદેશ,** પું૦ જ્ઞાનનો ઉપદેશ.
**જ્ઞાનોપાસના,** સ્ત્રી૦ ત્રણ પ્રકારની ઉપાસનામાંની એક-કર્મોપાસના, આત્મોપાસના અને જ્ઞાનોપાસના-વેદશાસ્ત્રના અભ્યાસથી જે જ્ઞાન-ડાપણ મેળવવું તે.
**જ્ઞાપક,** વિ૦ [સં૦] જાણ કરનારો; બોધક; શિક્ષક; જ્ઞાન આપનારો.
**જ્ઞાપન,** ન૦ [સં૦] જાણ કરવું તે; જ્ઞાન આપવું તે; શિક્ષા.
**જ્ઞેય,** વિ૦ [સં૦] જ્ઞાન પ્રાપ્ત કરવા જેવું; જાણવા જોગ; જાણી શકાય તેવું; જ્ઞાન આપવાને માટે ઠેરવેલું હોય તેવું. જે પદાર્થને જાણવો તે જ્ઞેય, જાણનાર તે જ્ઞાતા ને જાણવું તે જ્ઞાન-એ ત્રણને ત્રિપુટી કે છે.
**જ્યા,** સ્ત્રી૦ [સં૦] ધનુષ-કામઠીની પણછ-ચીપ. ૨ (ગણિતમાં) ગોળના કૌંસને જોડનારી લીટી.
**જ્યાદે,** જાદે.
**જયેષ્ઠ,** પું૦ [જ્યેષ્ઠા ઉપરથી] વિક્રમ વર્ષનો ૮ મો ને શાલિવાહન વર્ષનો ૩ જો મહિનો; મે તથા જુન. વિ૦ મોટું; વડું.
**જયેષ્ઠા,** સ્ત્રી૦ [સં૦] સત્તાવીશમાંનું અરાડમું નક્ષત્ર.
**જ્યોતિ,** સ્ત્રી૦ [સં૦] જોત.
**જ્યોતિષ,** ન૦ [સં૦] આકાશમાં જે ગ્રહાદિકો છે તે સમ્બન્ધી-તેઓનાં મહત્વ, તેઓની ગતિ, તેઓનાં અન્તર, તેઓથી થતા ચમત્કારિક ફેરફારો વગેરે સમ્બન્ધી જે વિદ્યા-જ્ઞાન-શાસ્ત્ર તે. ૨ આકાશના તેજોમય પદાર્થોનું વર્ણન. ૩ એ ગ્રહાદિકોની ગતિ ઉપરથી પ્રાણીઓની સ્થિતિ ઉપર જે અસર થતી કેવાય છે તે સમ્બન્ધી-ગ્રહોનાં શુભાશુભ ફળ સમ્બન્ધી જે વિદ્યા તે. જ્યોતિષના ત્રણ ભાગ કેવાય છે.-ગણિત, ફળ અને મુહૂર્ત.
**જ્યોતિર્ધર,** પું૦ પ્રકાશ પાડનાર; મશાળચી; દિવેટીઓ.
**જ્યોતિર્મંદ,** વિ૦ તેજસ્વી.
**જ્યોતિર્લિંગ,** ન૦ શિવનું એક દિવ્ય લિંગ.
**જ્યોતિર્વિદ,** પું૦ જોશી.
**જ્યોતિષી,** પું૦ જ્યોતિષ વિદ્યા જાણનારો; જોશી.
**જ્યોતિષ્માન્,** વિ૦ [સં૦] પ્રકાશ આપતું; કાન્તિમય ઝગઝગતું.
**જ્યોત્સ્ના,** સ્ત્રી૦ [સં૦] ચાંદરણું; ચાંદની. ૨ ચાંદની રાત.
**જ્વર,** પું૦ [સં૦] તાવ; તાપ-રોગ.
**જ્વરાંશ,** પું૦ [સં૦] તાવની ઝળકી; તાવનાં ચિન્હ.
**જ્વરાઙ્કુશ,** પું૦ [સં૦] તાવ ઉપર આપવાનું એક ઓસડ.
**જ્વલન,** ન૦ [સં૦] બળવું તે.
**જ્વલિત,** વિ૦ [સં૦] બળતું; સળગતું; સળગેલું.
**જ્વાલાગ્રાહી,** વિ૦ [સં૦] જલદીથી સળગી જાય તેવું બળી સળગી ઉઠે તેવું.
**જ્વાળા,** સ્ત્રી૦ [સં૦ જ્વાલા. જ્વલ-ભડકો થવો.] બળતું; ભડકો; ધગધગતો અગ્નિ-તથા તેનો તાપ. ૨ અતિક્રોધ.
**જ્વાળામુખી,** વિ૦ [જ્વાલામુખી] જેની અન્દરથી અગ્નિ બાર નિકળતો હોય તે જગા, પર્વત. જેના શિખરમાંથી ધુમાડા બળતા, બળેલા પદાર્થ નિકળતા હોય તે જ્વાળામુખી પર્વત.

# ઝ

**ઝ,** પુ૦ [સં૦] વીસમો મૂળાક્ષર: નવમો વ્યઞ્જન-વર્ણ; તાલુસ્થાની ચોથો વ્યઞ્જન જ નો મહાપ્રાણ—જને ચાંપીને કંઇક હ ભેળી ઉચ્ચાર કરેથી ઝ થાય છે.

**ઝકઝોળ,** વિ૦ મશગુલ. (૨) સ્ત્રી૦ રેલંછેલ (આનંદની).

**ઝકાર,** પું૦ ઝ અક્ષર અથવા ઉચ્ચાર. (૨) ઝકારાંત વિ૦ જેને છેડે ઝ અક્ષર હોય તે.

**ઝકુંબવું,** અ૦ ક્રિ૦ ઝૂકવું; લળી પડવું.

**ઝકોર,** સ્ત્રી૦ પવનમાં ફરફરવું તે; (૨) ન૦ ગાડું; ખટારો; (૩) ગાલ્લી (તારાનું ઝૂમખું); સપ્તર્ષિનું તારા મંડળ.

**ઝકોલું,** ન૦ ઝબકોલું; ડબકું. 'પ્રેમસાગરમાં કરો ઝકોલાં' (ભા)

**ઝક્કી,** સ્ત્રી૦ એક જાતનું પક્ષી; વિ૦ જક્કી, મમતી, આગ્રહી.

**ઝખ,** ન૦ [ઝષ] મચ્છ; માછલું. જખ. 'ઝખ મારવી' ન છુટકે અમુક વસ્તુ કબુલ કરવી તે.

**ઝગઝગ,** અ૦ ઉપરાઉપરી કિરણ નાખતું હોય તેમ; વધારે તેજ મારતું; પ્રકાશ આપતું. ચકચકમાં નરમાસ તથા સફેતાઇ અને ઝગઝગમાં તીવ્રતા તથા પિળાસ હોય છે.

**ઝગઝગતું,** વિ૦ ઝગઝગ કરતું.

**ઝગઝગવું,** ક્રિ૦ અ૦ ઝગઝગ થવું.

**ઝગઝગાટ,** પુ૦ ઝગઝગ થતો પ્રકાશ.

**ઝગમગ,** ઝગઝગ, ઝગમગવું એ ક્રિયાપદ.

**ઝગર,** વિ૦ ઉજડ.

**ઝગરણ,** ન૦ ઝઘડો; જોશમાં ટણ્ટો ચાલવો તે. 'એ વાત ઉપર તો ઝગરણ ઉઠશે.'

**ઝગવું,** અ૦ ક્રિ૦ ઝગમગ થવું.

**ઝગડવું-ઝઘડવું,** ક્રિ૦ અ૦ લડવું; ટણ્ટો કરવો; બોલચાલ કરવી; લડાલડી—મારામારી કરવી.

**ઝગડાખોર,** પુ૦ ટણ્ટાખોર.

**ઝગડા-ઝગડી,** ના૦ સ્ત્રી૦ મારામારી.

**ઝગડો, ઝઘડો,** પુ૦ કજિયો; ટણ્ટો; વઢવાડ; લડાઇ; રોળ; બખેડો.

**ઝજ્જર,** વિ૦ કચ્ચર. (૨) જડ.

**ઝઘારેજવું,** ક્રિ૦ અ૦ ઝગઝગ થઇ રેવું; સારી પેઠે પ્રકાશ પડયો હોય તેવું થઇ રેવું. 'અજવાળાં ઝઘારે જાય છે.'

**ઝઙ્ખ,** ઝઙ્ખના.

**ઝઝૂના,** સ્ત્રી૦ જોયલાં—સાંભળેલાં મનમાં ધોળાયલાં હર કંઇનો સ્વપ્નામાં જે ભાસ પડવો તે. ૨ મનમાં ઘુંટાયલા વિષયનું વારે વારે સ્મરણ થયાં કરવું તે; ધ્યાન.

**ઝઝૂંવાણું,** વિ૦ ખશિયાણું; શરમીન્દું, ઓશિયાળું; ભોઠું.

**ઝઝૂંવાવું,** ક્રિ૦ અ૦ ઝઝૂંવાણું પડવું; શરમથી મોઢું ઉતરી જવું.

**ઝઝૂંવું,** ક્રિ૦ સ૦ ઝઝૂંના રાખવી; વારે વારે સ્મરણ કર્યાં કરવું—જોયા કરવું; ધારેલાંને દેખ્યાં કરવું. ૨ જોવાને તલપવું.

**ઝઙ્ઘ—ઘા,** જાંઘ.

**ઝઝણાટ,** ઝણઝણાટ.

**ઝઝણી,** સ્ત્રી૦ હાથ અથવા પગ ઘણી વાર દબાણમાં રયેથી અથવા નબળાઇને લીધે તેની માંય ઝપટની કમ્પારી જેવું ને સખત લાગે તેવું જે કંઇ કંઇ થાય છે તે; ખાલી. જેટલી વાર જ્યાં ઝઝણી રે તેટલી વાર ત્યાં લોહીની ગતિ માલમ પડતી નથી. ૨ જોમ; ઝાંજ; ગુસ્સો; ક્રોધની લાગણી.

**ઝઝુમવું-માવું,** ક્રિ૦ અ૦ કોઇ પણ આધાર ઉપર ટેકી બાર લટકયાં કરવું. લચી પડવું—'કટેરા ઉપર ઝઝુમેછે તે ઠીક નહિં પડી જઈશ.' ૨ (લાક્ષણિક) તલપ્યાં કરવું; મતલબને સારું એકને એક ઠેકાણે ભમ્યાં કરવું—વિટલાઈ રેવું. (૩) ટક્કર લેવી; સામું બળપૂર્વક લડવું.

**ઝઞ્જણી-ઝણી,** સ્ત્રી૦ ઝઝણી (૧ લા અર્થમાં).

**ઝઞ્જેટો-ઝેટો,** પુ૦ એક જાતનો છોડવો; અપામાર્ગ; અઘેડો. એ, બ્રાહ્મણોને સ્નાનવિધિમાં અને યજ્ઞકર્મમાં કામ આવે છે. એનો ખાર, કપડાં ધોવાના કામમાં આવેછે.

**ઝઞ્ઝાનિલ,** પુ૦ વરસાદ અને વટોળિયાનું તોફાન. ઝંઝાવાત.

**ઝઞ્જેડવું-ઝેડવું,** ક્રિ૦ અ૦ તરછોડતું હલાવવું. ૨ તરછોડી નાખવું; ધિક્કારવું; ધમકાવી નાંખવું.

**ઝટ,** અ૦ [સં૦ ઝટિતિ] જલદીથી; ઉતાવળે; તાકીદે; વેલું. ૨ તરત; હમણાનું હમણાં. ઝટ કરીને—લઇને એમ પણ બોલાય છે.

**ઝટક,** સ્ત્રી૦ ઝડપથી પાડી નાખવું—ફેરવી પાડવું તે. કુસ્તીનો એક દાવ.

**ઝટકવું, ઝાટકવું,** ક્રિ૦ સ૦ ઝપટથી ઉરાડી—નાંખી દેવું; ઊંચકી દૂર વેરી નાખવું; ઉઠાવી ફેંકી દેવું.

**ઝટ(-ડ)કામણ,** ન૦ ઝાટકવાની ક્રિયા; (૨) ઝાટકણ; સુપડે ઝાટકવાથી પડતો કચરો.

**ઝટ(-ડ)કામણી,** સ્ત્રી૦ સુપડાથી ઝાટકવાનું મહેનતાણું.

**ઝટકો, ઝાટકો,** પુ૦ તલવાર વગેરે હથિયારને ઉગામી શરીર વગેરેને જોરમાં લગાડવું તે; કોઇ પણ વસ્તુ ઉપર હથિયારથી પડેલો—થયેલો જે ઘા તે; ચીરો; જખમ. લામ્બો કાપ—ઘા હોય તેનેજ

ઘણું કરીને ઝટકો કે છે. ઝટકો કરવો—મારવો —લાગવો. ૨ દીલને એકાએક લાગેલું જે મોટું દુઃખ તે. [છે.

**ઝટઝટ-પટ,** અ૦ ઘણી ઉતાવળથી; તાકીદે; ઝટાઝટ, ઝટોઝટ્ટ, ઝટ એપણ ઘણી ઝડપ—ઉતાવળને માટે

**ઝટાપટી,** સ્ત્રી૦ કજિયો; બોલચાલ; મારામારી. ૨ જોશમાં ચાલેલી તકરાર.

**ઝટિયાં,** ન૦ લુખાંલટિયાં. 'ઝટિયાં ચૂંટે જક્ષણી'.

**ઝટી,** સ્ત્રી૦ નાનું ઝાડવું.

**ઝડ,** સ્ત્રી૦ [હિં૦] (કવિતામાં) એક શબ્દાલઙ્કાર. સ્વર—અક્ષર તેના તેજ આવ્યાં કરે તેવી રચના. ૨ (ગાયનમાં) એક જાતનો તાલ. ૩ લેહ; લગન; એક ધ્યાન. ઝડ લાગવી કેવાયછે.

**ઝડકો,** પુ૦ કપડું ફાટી તેમાં જે લાગ્યો ચીરો પડવો—પડેલો તે. ઝડકો ભરવો એટલે ફાટેલું કપડું સાંધી લેવું; બે ભાગ મેળવી દેવા.

**ઝડઝમક,** સ્ત્રી૦ (કવિતામાં) ઝડ અને ઝમક. (વૃત્યનુપ્રાસ શ્રુત્યનુપ્રાસ બન્ને જેમાં મળેલા હોય તે.)

**ઝડતી,** સ્ત્રી૦ બારીક તપાસ; (૨) ટાંચ; જપ્તી; (૩) પોલીસની તપાસ.

**ઝડપ,** સ્ત્રી૦ વેગ; ઉતાવળ; જલદી; તાકીદ. ૨ દોડ. ૩ ચાલાકી. ૪ ઉતાવળ અને જોરથી ઝુટવી—પકડી—લઈ લેવું તે; અડફટ; સપાટો; ઝપટ.

**ઝડપવું-પી લેવું,** ક્રિ૦ સ૦ એકદમ ઝડપથી પકડી—ધરી—ઝીલી લેવું. ૨ ઝડપથી ઉઠાવી લેવું.—બીડું ઝડપવું. [મારવી તે.

**ઝડપાઝડપી,** સ્ત્રી૦ ઘણાજણે એકજ વખતે ઝડપ

**ઝડાકો,** પુ૦ એકદમ જોશમાં ચાલેલી તકરાર. ૨ વેણુનો માર મારવો તે; સપાટો. ઝપાટો.

**ઝડાફો,** પુ૦ ભડકો.

**ઝડી,** સ્ત્રી૦ વચમાં વચમાં રહી ન જાય તેવો વરસાદ; ઉપરા ઉપરી ઝાપટાં આવ્યાં કરે તે. (૨) રમઝટ.

**ઝડીયું;** ન૦ વરસાદનું ઝાપટું.

**ઝડીનાખવું, ઝરડી નાખવું.**

**ઝડ્ડું,** ન૦ ઝાંખરુ; કાંટાવાળું ડાળું. ૨ બેન; વળગણ.

**ઝડ્ડુસ,** ના૦ સખત રીતે ચીટકવું; 'ફલાણો ઝડ્ડુસની માફક વળગ્યો છે.'

**ઝણકાર-રો,** પુ૦ રણકો. ઝાંઝર વગેરેનો.

**ઝણઝણ,** અ૦ એવો થતો અવાજ દેખાડે છે. ૨ ધમાયાથી અથવા તીખું ઊનું ખાધાથી જે ગરમીની અસર પેદા થાય તે બતાવે છે. બળતરા; ચચરાટ.

**ઝણઝણવું,** ક્રિ૦ અ૦ ઝઝણી આવે તે વખત જે લાગણી થાય છે તે બતાવે છે. ૨ એવો થતો અવાજ બતાવે છે.

**ઝણઝણાટ,** પુ૦ મોટો ઝણકાર. ૨ ઝમઝમાટ.

**ઝણઝણી,** સ્ત્રી૦ ઝઝણી, ખાલી; (૨) રીસ.

**ઝણત્કાર,** પુ૦ ઝણકાર.

**ઝણણણ,** અ૦ વો થતો અવાજ દેખાડે છે.

**ઝણ્ડાઝુલણ,** ન૦ નાટકમાં એક પાઠ ભજવો તે.

**ઝણ્ડો,** પુ૦ ઝુણ્ડો. વાવટો; ધજા.

**ઝનુન,** ન૦ સ્ત્રી૦ જનુન. ગાંડો જુસ્સો. આવેશ.

**ઝનુની,** વિ૦ ઝનુનવાળું.

**ઝન્દ,** એ નામની ભાષા જેમાં પારસીયોના ધરમપુસ્તક લખાયલાં છે તે. ઝન્દાવસ્તા એ પારસી ગ્રન્થનું નામ છે.

**ઝપ,** અ૦ એકાએક; ઝટ લઇને; તરતજ. ઝપઝપ—ઝપોઝપ-ઝટઝટ.

**ઝપટ,** સ્ત્રી૦ ઉતાવળ; જલદી. ૨ ચાલાકી. ૩ દોડ. ૪ ભૂતપ્રેત જનાવર વગેરેની ઝાપટમાં આવવું તે. ૫ ભૂત જનાવર વગેરેએ ઝાપટ મારવી તે. ઝપટમાં આવવું એટલે અડફેટ—ઠેસ—આંટીમાં આવવું.

**ઝપટપંખો,** પું૦ લાબી દાંડીનો મોટો પંખો.

**ઝપટાવું,** ક્રિ૦ અ૦ કોઇની ઝાપટમાં આવવું; પકડાવું; કબ્જા—અડફેટ—આંટીમાં આવવું. ૨ ધૂળ નિકળવી; ઠપકામાં આવવું; ઠોક—મેણાં સાંભળવાં. ૩ મરજી ઊપરાંત નાણાં આપવાં પડે તેવી હાલતમાં આવવું.

**ઝપાઝપી,** સ્ત્રી૦ તલવારથી થતી કાપાકાપી; કતલ.

**ઝપાટવું,** ક્રિ૦ સ૦ ઉતાવળથી ઘણું ખાવું; સારી પઠે ખાઈ જવું. ૨ વેણુના ઠોક પાડવા અથવા માર મારવો.

**ઝપાટો,** પુ૦ ઝપટની સાથે આવી લાગતું જે જોર તે. લૂ—પવન—વરસાદ વગેરેનો ઝપાટો; સપાટો. જોરમાં માર મારવો—પડવો તે.—લાકડીનો ઝપાટો. એક ઝપાટે, ઝપાટાની સાથે એટલે વચમાં મેહેનત-જોર બન્ધ રાખ્યા વગર; એકદમ; એક તડાકે; ઝપટથી.

**ઝપેટ,** સ્ત્રી૦ ઝપાટો. ૨ ઝપાટ.

**ઝપેટવું,** ક્રિ૦ સ૦ ઝપાટવું.

**ઝપેટો,** ઝપાટો.

**ઝબ,** ઝપ.

**ઝબકવું-કી ઉઠવું,** ક્રિ૦ અ૦ ચોંકવું; એકદમ જાગી ઉઠવું. ઝબૂકવું.

**ઝબકારો,** પુ૦ રહી રહીને ઓચિન્તો ચળકાટ દેખાવો તે. દીવાનો-વિજળીનો. પ્રકાશનો ઝબુકો.

**ઝબકોળવું, ઝબોળવું.**

**ઝબકોળાં,** ન૦ પાણીમાં બુડાડવું ને પાછું કાઢવું એમ કર્યા કરવું તે.

**ઝણુકવું,** ક્રિ૦ અ૦ ચલકાટ—ઝબકારો મારવો. વિજળી ઝણુકે, ઝાલ ઝણુકે.

**ઝબે,—ઝબ્બે કરવું** સ૦ ક્રિ૦ વધેરવું; મારી નાંખવું;

**ઝબોળવું,** ક્રિ૦ સ૦ પાણીમાં બોળ્યાં કરવું; ડુબાડ્યા કરવું.

**ઝબોળિયું,** ન૦ કોઇ વસ્તુને પ્રવાહી પદાર્થમાં બોળવી તે.

**ઝભલું,** ન૦ નાના બાળકને પેરવાનું ટૂંકી બાંયનું અને જાંગને અડકતું એવું જે ઝુલતું કુદતું તે; નાનું પેરણ.

**ઝભ્ભો, જભ્ભો.** લાંબો અને ખુલતો ડગલો.

**ઝમક,** સ્ત્રી૦ [યમક] એક જાતનો શબ્દાલંકાર; તેનાતેજ શબ્દ એકજ અથવા જુદા જુદા અર્થમાં વપરાયા હોય તે; શબ્દાવૃત્તિ; લાટાનુપ્રાસ. (૨) ભભક; તેજ.

**ઝમકદાર,** વિ૦ ઝમકવાળું.

**ઝમકવું,** અ૦ ક્રિ૦ મધુર રણુકાર કરવો તે.

**ઝમકાર-રો,** પુ૦ ઝમઝમ થતો અવાજ; ઝાંઝર વગેરેનો.

**ઝમઝમ,** અ૦ ઘુઘરીનો અવાજ દેખાડે છે. ૨ તીખું તમતમું ખાધેથી મોડામાં ગરમીની જે અસર થાય તે. ૩ શરીરની ચામડીપર માર અથવા ડામ પડવાથી જે ચણુચણુ થયાં કરે તે. (૨) એક ઝરાનું પાણી. ખ્રિસ્તીઓ તેને પવિત્ર માની ધાર્મિક ક્રિયામાં વાપરે છે. જોરડન નદીનું પાણી.

**ઝમઝમાટ,** પુ૦ મરચાં મરી વગેરેથી થયલી તીખી અને વળી ઊની એવી વસ્તુ ખાધેથી જીભ ઉપર જે અસર થાય તે.

**ઝમાઝમી,** સ્ત્રી૦ સામસામાં મેણાં ઓઠાં ચાલવાં અથવા હાથ ઉછળવા તે.

**ઝમ્પ,** સ્ત્રી૦ નિરાંત; કામમાંથી પરવારી નીરાંતે બેસવું તે; નિવૃત્તિ; આરામ.

**ઝમ્પ-ક,** પુ૦ (ગાયનમાં) એક જાતનો તાલ છે. ઝમ્પો પણ કેછે. ઝપતાલ.

**ઝમ્પલાવું,** ક્રિ૦ અ૦ એકદમ યાહોમ કરીને કુદી પડવું–મણ્ડી પડવું. શાન્તિ.

**ઝમ્પવું,** ક્રિ૦ અ૦ ઝમ્પ વાળીને બેસવું; ઠરીને બેસવું; આરામ લેવો.

**ઝમ્પાવું,** ક્રિ૦ અ૦ ઝમ્પલાવું.

**ઝમ્પાપાત,** પુ૦ ઝમ્પલાવું તે; કુદકો–ભુસકો મારવો તે.

**ઝમવું,** ક્રિ૦ અ૦ માટીનાં વાસણમાંથી પાણી ઝરવું.

**ઝરખ,** ન૦ શિયાળવા જેવું એક જાતનું પશુ. જરખ.

**ઝરડકો,** પુ૦ ઉતરડો; લુગડાંમાં ઊભો ને ઊભો જે ચીરો પડેલો હોય તે. ઝરડકો ભરવો કેવાય છે.

**ઝરડીનાખવું,** ક્રિ૦ સ૦ નખવડે જોરથી ઘવડવું; ઉઝેડવું.

**ઝરડું,** ન૦ ઝાંખરું; કાંટાવાળું ઝાડ.

**ઝરણ,** ન૦ ઝરવું તે. ૨ ઝરેલું તે. ૩ જમીન પાડ પથરાની તડોમાંથી થોડું થોડું નિકળી દોડતું જે પાણી તે; ઝરો. ઝરણી.

**ઝરપવું,** ક્રિ૦ અ૦ ધીમે ધીમે ઝરવું—ઝરીને એકઠું થવું.

**ઝરમર,** અ૦ ઝીણે ઝીણે છાંટે વરસાદ આવતો હોય તે બતાવે છે. (૨) ઓતી કોટનું એક જાતનું સોનાનું ઘરેણું.

**ઝરમરિયું,** ન૦ એક જાતનું બારીક રેશમી કપડું; ગાજ.

**ઝરવું,** ક્રિ૦ અ૦ [સં૦ ક્ષૃ] ઝીણાં ઝીણાં કાણાંમાંથી કોઇ પણ પ્રવાહીનું ધીમે ધીમે બાર નિકળવું. જમીન—પાડ—ઠિકરાંની ગોળી, વગેરેમાંથી પાણી ઝરવું. ૨ પિગળીને બાર દોડવું—બરફનું ઝરવું. ૩ ઘસાઈ જવું. સ્રવવું.

**ઝરામણ,** ન૦ ઝારવું તે; ઝરેલું કે ઝારેલું પ્રવાહી.

**ઝરામણી,** સ્ત્રી૦ ઝારવાનું મહેનતાણું.

**ઝરીજવું,** ક્રિ૦ અ૦ ઝરવું. ૨ કપડું ઘસાયાથી તાર દોરા આઘા પાછા થઈ જવા. હિમરુ કસબ ઝરી ગયાં.

**ઝરુખો,** પુ૦ મેહેલ હવેલીના ઊંચામાળની બહાર પડતી બારી. ૨ બારી આગળનો ગોખ; અટારી.

**ઝરો,** પુ૦ જમીન—પાડમાંથી, ફુવારાની ધારની પઠે બાર નિકળતું પાણી. કેટલેક ઠેકાણે ઊના પાણીના ઝરા હોય છે. એ પાણીને બાંધી લેવામાં આવેછે ત્યારે તે કુણ્ડ કેવાય છે. ૨ નદીનું મૂળ; જે ઠેકાણેથી નદી વેતી થાય તે. ૩ એક જાતનો જીવડો.—એ, જે ઝાડપર હોય છે તે ઝાડના પાતરાં કરડી ખાયછે.

**ઝર્ઝરી,** સ્ત્રી૦ એક જાતનું વાજું.

**ઝર્દ,** વિ૦ પીળું; ફીકું.

**ઝલ્લક,** ન૦ કાંસી જોડ.

**ઝલ્લરી,** સ્ત્રી૦ ઝાંઝ; મંજીરા.

**ઝલ,** પુ૦ વાંદો. એક જાતનો ઉડતો જીવડો—ગીલીચ તથા અન્ધારી જગોમાં હોયછે. કેટલાક લાખિયા રઙ્ગના ને કેટલાક ધોળા હોયછે.

**ઝલાવવું,** ક્રિ૦ સ૦ કોઇ પકડે—ઝાલે—ધરે તેમ કરવું; પકડાવવું.

**ઝલ્લાવું,** ક્રિ૦ અ૦ થોડું બળવું; દાઝવું.

**ઝલ્લી,** સ્ત્રી૦ તમરું.

**ઝલે,** સ્ત્રી૦ [આ૦] ચળકાટ; તેજ; ઓપ. જહલે, જિલેહ—લ્હે. (સંસ્કૃત જ્ઞલા—પ્રકાશ; રોશની).

**ઝલેહદાર,** વિ૦ ચળકાટ આપતું; ઓપતું; તેજસ્વી.

**ઝલ્લો,** પુ૦ વિંટંબણા; મુશ્કેલી.

**ઝવેર,** ન૦ જવાહીર.

**ઝવેરખાનું,** હીરા માણેક વગેરે ઝવેરાત રાખવાનો ઓરડો. ૨ ઘણું એક ઝવેરાત તે.

**ઝવેરાત,** ન૦ હીરા, માણેક, મોતી વગેરે તથા જડાવ દાગીના તે.

**ઝવેરી,** પુ૦ ઝવેરનો વેપારી. ઝવેરનો પારખનારો.

**ઝળકવું,** ક્રિ૦ અ૦ પ્રકાશ આપવો; તેજ મારવું; ચળકવું; ઓપવું; શોભવું. ઝળક—ઝળકવું તે; ઓપ; ચળકાટ. (૨) [લા.] પોત પ્રકાશવું.

**ઝળકી,** સ્ત્રી૦ ગરમીનું થોડું થોડું બ્હાર દેખાવું તે–તાવની ઝળકી. ૨ કોઇ પણ વસ્તુનું થોડું થોડું જણાવું-માલમ પડવું તે-ટાઢની ઝળકી.

**ઝળકો,** પુ૦ ઝળકારો. 'દિવસના ઉપર તેજનો ઝળકો થયો' (ભા.)

**ઝળઝળ,** અ૦ તેજસ્વી; ચકચકિત.

**ઝળઝળાટ,** પુ૦ મોટો પ્રકાશ-ઉજાસ પડવો તે; ઝગઝગાટ; ચળકાટ.

**ઝળઝળિયાં,** ન૦ આંખમાં આંસુ ભરાઇ આવવાં તે; આંસુથી ડોળો ઘણો ચળકાટ મારે તે. આંખમાં ઝળઝળિયાં આવ્યાં એમ કેવાય છે.

**ઝળઝળિયું-ળું,** ન૦ સુરજ ઉગતાં પેલાં થતું તથા અસ્ત થયા પછી રેતું જે ઝાંખું અજવાળું તે, આંધળુંધુંધળું.

**ઝળવું,** એ શબ્દ વપરાતો નથી પણ બળ્યાંની સાથે જોડાઇને બળવું-જળવું એનો અર્થ રાખે છે અથવા ઝલ્લાવું એનો અર્થ રાખે છે. બળ્યો ઝળ્યો.

**ઝળાંઝળાં,** પુ૦ બ૦ અજવાળાં અજવાળાં; તેજતેજ.

**ઝાંખ,** સ્ત્રી૦ દૃષ્ટિ-નજર. ૨ ઝાંખું દેખાવું તે; છારી; આંખે ઝાંખ ઝાંખ વળે છે-પડે છે-મારે છે એમ કેવાય છે. ઝાંખ મારવું-ઝાંખું દેખાવું.

**ઝાંખટું,** ન૦ વરસાદનો ધુમરાટ અને હવા તે.

**ઝાંખરૂં,** ન૦ ઝાડનું કાંટાવાળું લીલુંસુકું ડાળું. પછી થોડાં થોડાં પાતરાં હોય અથવા ન હોય. એ શબ્દ ઝાંખરાં રૂપે અનેક વચનમાં બહુ વપરાય છે. 'ઊંટને મોડે ઝાંખરાં.'

**ઝાંખવું,** ક્રિ૦ સ૦ તાકી તાકીને જોવું. "ઝીણું ઝાંખ મારે" (દયારામ).

**ઝાંખી,** સ્ત્રી૦ રૂઇ રૂઇને ઉપર ઉપરથી જોવું-દર્શન કરવું તે. દર્શન. ઝાંખી કરવી-ઠાકોરજીની. ઝાંખીને જોવું-જરાએ પણ-થોડું પણ જોવું.

**ઝાંખું,** વિ૦ બરોબર-સાફ ખુલતું-ચળકતું ન દેખાતું હોય તેવું; આછું. આંખે ઝાંખું દેખાય છે, પાઘડીનો રંગ ઝાંખો પડી ગયો છે. ૨ શરમાઇ-અગ-જાઇ ગયલું; ઉતરી ગયલાં મોડાનું; વીલું. ઝાંખું પાડવું-પડવું

**ઝાંગ-ઘ,** જાંગ.

**ઝાંજ-ઝ,** સ્ત્રી૦ એક વાદ્ય. કાંસાની, બે પતરાં એક બીજાની સાથે ઠોકી વગાડવામાં આવે છે તે. કાંસી જોડો. ૨ ગુસ્સો; તામસ; ખિજવાઇ જવું તે.

**ઝાંજર-ઝર,** ન૦ સ્ત્રીઓને પગે પેરવાનું ઝીણી ઝીણી ઘુઘરીનું રૂપાનું એક ઘરેણું. ૨ સીસાની ગોળીઓ ભરેલી એવો પિત્તળનો એક ઘાટ—આમને પગે ઘાલવામાં આવે છે.

**ઝાંજરિયાં,** ન૦ ઝાંજર. ૨ બેડી; જંગ-જીર.

**ઝાંજરી,** સ્ત્રી૦ એક ઘરેણું; ઝાંજર, ૨ લાકડીમાં ભેરવી રાખેલી ડબ્બા ઘાટી પોલી ઝાંજર.—એ લાકડી ઊંચી નીચી કરેથી અવાજ કરેછે.—વરઘોડા—સવારીમાં હોયછે.

**ઝાંઝવાં,** ન૦ ખારવાળી ભોંયના મેદાનમાં તડકી વખત પાણી જેવું જે દેખાયછે તે; મૃગજળ. ૨ અન્ધારાં; ઝાંખ.—આંખે ઝાંઝવા વળેછે.

**ઝાંટ,** સ્ત્રી૦ તુચ્છ એવું જે કંઇ તે; કંઇ નહિ એવો પણ અર્થ રાખેછે. ન૦ ઝાંટું.

**ઝાંટાં,** ન૦ સ્ત્રીપુરૂષને ગુહ્યે જે વાળ ઉગેછે તે; પઞ્ચ કેશમાંના એક.

**ઝાંનમ,** ન૦ જહાન્નમ.

**ઝાંપ,** સ્ત્રી૦ ઝાંખ. ૨ કાંઠલાવાળી જાળ.

**ઝાંપડો,** પુ૦ ભક્તિયો. ૨ ભક્તિયો જે ભૂત થયો હોય તે.

**ઝાંપલી,** સ્ત્રી૦ વાડ અથવા વણ્ડીમાંથી બ્હાર નિકળવાનો નાનો રસ્તો અથવા તેનું જે બારણું—છીંડું તે.

**ઝાંપલો,** ઝાંપો.

**ઝાંપી,** સ્ત્રી૦ વાંસની પાતળી ચીપનો અથવા ખજુરીની પાતરીનો ગુંથેલો ઓસીસાંના આકારનો જે ઢાબડો તે.

**ઝાંપો,** પુ૦ ગામમાંથી અથવા ખેતરમાંથી બ્હાર નિકળવાનો મોટો જે રસ્તો તે.—શેહેરને ભાગળ અથવા દરવાજો તેમ ગામને ઝાંપો. ૨ એ જે રસ્તો તેનું, કાંટાનું અથવા વાંસનું જે બારણું તે. ઘરની પાછળ વાડાને એવું જે બારણું હોય તે પણ ઝાંપો કેવાય છે.

**ઝાંય,** સ્ત્રી૦ પ્રતિબિમ્બ; પડછાંયો.

**ઝાંસવું,** ક્રિ૦ સ૦ નારાજી થઇને કણ્ટાળાથી તરછોડીને આપવું.

**ઝાંસાચિઠ્ઠી,** સ્ત્રી૦ બ્હારવટિયો જે ચિઠ્ઠી લખીને ઝાડે બાંધી જાયછે (કે મારું સમાધાન નહિ કરો તો હું આ પ્રમાણે નુકસાન કરીશ) તે.

**ઝાંસો,** પુ૦ ગુસ્સાથી તરછોડવું તે; ગુસ્સો કરી કણ્ટાળો બતાવી બોલવું-આપવું તે. ૨ ત્રાગું.

**ઝાઇ,** પુ૦ રક્ષક, આશ્રયદાતા.

**ઝાકઝમાળ,** વિ૦ સાફ ચકચકતું; સ્વચ્છ શોભીતું.—ઘર વગેરે. ૨ પ્રકાશવાળું; ચળકતું.

**ઝાકમઝોળ,** પુ૦ મ્હાલવું તે; આનન્દ. મોજ કરવી. "છીડું ખોળતાં લાધી પોળ, હવે અખા કર ઝાકમઝોળ."

**ઝાકરિયો**, પુ૦ માટીનું નાનું પોળા મોનું ઠામ.

**ઝાકળ**, ન૦ હવાની અન્દરની ભીનાસ હવાથી જૂદી પડી પાણીરૂપે પદાર્થરૂપે ફરે તે; ઠાર; ઓશ.

**ઝાકળી**, પુ૦ ઝાકળ સમ્બન્ધી. ઝાકળી વા-જે વા વાયા પછી ઝાકળ પડે તે. [(કવિતામાં).

**ઝાજ-ઝ**, ન૦ વાણ; બતેલો; ફતેહમારી. ૨ ઝાઝું.

**ઝાઝું-ઝું**, વિ૦ વધારે; ઘણું; પુષ્કળ; બહુ.

**ઝાઝેરૂં**, વિ૦ પુષ્કળ; ઘણું; ૨ થોડુંક વધારે.

**ઝાટકવું**, ક્રિ૦ સ૦ અનાજ વગેરેને તેમાંનો કચરો અથવા તેમાં ભળેલી નકામી વસ્તુ દૂર કરવા સારૂ સુપડાં વગેરેની મારફતે સારી પેઠે ઉછાળી હલાવવું; ઝાડકવું. ૨ કપડાંમાંથી ધૂળ વગેરે કાડી નાખવા સારૂ તેને જોરથી હલાવવું; ખઙ્ખેરવું; ઝાપટવું. ૩ સારી પેઠે ઠપકો આપવો; સપડાવવું. ઝાટકી નાખવું.

**ઝાટકો**, પુ૦ ઝાટકવું-ઝાડકવું તે. પૈઆને એક ઝાટકો તો આપ. ૨ જનાવરના કડવાથી-દાઝવા-વાગવા વગેરેથી-ઠપકા મેણાં વગેરે સાંભળ્યાથી શરીરમાં અથવા મનમાં દુઃખ થઇ લાગવું તે.

**ઝાડ**, ન૦ [ હિં૦ ] જમીનમાંથી ફુટી નિકળી વધે છે તે ડાળાં પાતરાં-ફૂલ-ફળવાળો પદાર્થ. નાનું ઝાડ તે છોડ. ઝાડ ઘણી જાતનાં હોય છે; કેટલાંક ઝાડ ફુલનાં ને કેટલાંક ફળનાં હોય છે; કેટલાંક ઝાડ છાંયડો આપવાને ને કેટલાંક શોભાને સારૂ હોય છે; કેટલાંક જઙ્ગલી ઝાડનાં લાકડાં ઇમારત વાણ વગેરે બાંધવાનાં કામમાં ને કેટલાંક બાળવાનાં કામમાં આવે છે. ૨ ઝાડના આકારનું દીવાનું ઝુમ્મર. ૩ ઝાડના આકારની એક જાતની આતશબાજી. ૪ ઝાડના આકારમાં લખેલી-ચિતરેલી જે વંશાવળી તે. ઝાડ થવું-ઊભું થવું. ઘોડો ઝાડ થયો (મસ્તીમાં આવી.) 'તું ઝાડેઝાડ ફર્યો છે પણ હું તો પાંદડે પાંદડે ફર્યો છઉં' એટલે તેં ઘણું જોયું છે, પણ હું તો ખુણાખોતરા સુદ્ધાંનું તપાસી તપાસી જોઇ વળ્યો છઊં. 'કુમળું ઝાડ જેમ નમાવિયે તેમ નમે.' 'ઝાડને નામે ફળ વેચાય.' વગેરે કેવતો છે.

**ઝાડકઝુડક**, ન૦ દાણાદુણી વગેરેને ઝાડકી વીણી ખાંડી દળી સાફ કરવા તે.

**ઝાડકણ**, ન૦ અનાજ વગેરે ઝાડકયાથી નિકળેલો જે કચરો કસ્તર તે.

**ઝાડકવું**, ક્રિ૦ સ૦ ઝાટકવું. (પેલા અર્થમાં).

**ઝાડકો**, પુ૦ ઝાડકવું તે. ઝાડકો મારવો-ઝાડકવું.

**ઝાડઝુડ**, ન૦ જાળાં પાડી ઝાડુ કાડી સાફસુફ કરવું તે.

**ઝાડપાન**, ન૦ ઝાડ છોડ વેલા અને ડાળાં પાતરાં ફૂલ વગેરે; વનસ્પતિ, ઝાડપાન શબ્દમાં એ બધાંનો સમાવેશ થાય છે. ઝાડપાનની વિદ્યા—ઉદ્ભિજ વિદ્યા એટલે ઝાડની જાત, તેની ઉગવાની જગા, તેનાં જુદા જુદા ભાગની અન્દરની તથા બારની રચના, એ અક્કેકનું પરસ્પર સમ્બન્ધવાળું કામ વગેરેની જે વિદ્યા તે.

**ઝાડબીડ**, ન૦ ઝાડો અને ઘાસથી ભરેલો પ્રદેશ; જંગલ.

**ઝાડપાલો**, પુ૦ ઝાડ તથા પાલો વગેરે તે.

**ઝાડવું**, ન૦ નાનું ઝાડ. એનું અનેક વચન ઝાડવાં એટલે ઘણાંક નાનાં ઝાડ જે પાસપાસે હોય તે.

**ઝાડવું**, ક્રિ૦ સ૦ સાવરણી બુતારેવતી સાફ કરવું; વાસીદું વાળવું. ૨ ઝાપટવું; ખઙ્ખેરવું. ૩ ભૂત પિશાચ વગેરે મેલાંની પીડા દૂર કરવા સારૂ સપડાયલાં માણસ ઉપર મન્ત્ર ભણી મોરપીંછ વગેરે ફેરવવું; ઊંજણી નાખવી. ૪ ઠપકો દેવો; ધૂળ કાડવી. ૫ સામાને અસર થાય તેવી રીતે કેવું ત્યાં 'હું તે વાત ઝાડી આવ્યોછઉં તો ખરો.'

**ઝાડાવાટ**, સ્ત્રી૦ ગુદા; ગાંડ. મળ જે માર્ગે નીકળે છે તે. શરીરનો ભાગ.

**ઝાડી**, સ્ત્રી૦ નાનાં મોટાં ઝાડ વેલા એક બીજાને લગતા આવી રઇ ગુંચવાઇ ગયલાં હોય તે અથવા એવું જ્યાં હોય તે જગો.

**ઝાડુ**, ન૦ સાવરણી; બુતારો વગેરે. ૨ ધૂળ કચરો વગેરે. ઝાડુ કાડવું. ઝાડુ ખાવું—ઉમેદભેર છતાં એકદમ નાઉમેદ થઇ જવું; અગ-જાઇ જવું; હાર ખાઇ જવી; ન ફાવવું. તેણે ઝાડુ ખાધું, તે ઝાડુ ખાઇ ગયો.

**ઝાડુવાળો**-પુ૦ ઝાડુ કાઢનારો ઢેડો.

**ઝાડો**, પુ૦ ગાંડની વાટે નિકળતો મળ; વિષ્ટા. ગૂ.-ઝાડો આવવો. ૨ અઘવું તે; અઘામણ.—ઝાડો લાગવો એટલે ઘણી વાર ઝાડો થયાં કરવો. ઝાડે ફરવું—જવું—બેસવું એટલે અઘવું; વળી ઝાડે જવું—ઝાડે ફરવા જવું એટલે અઘવા જવું. ઝાડે ફરવું લાગવું—અઘામણ લાગવી. ઝાડો છુટી જવો એટલે ઝાડો બન્ધ હોય તે એકદમ થઇ જવો. ઝાડો ઝપટો—ઝાડે ઝપટે એટલે ઝાડે જવું, હાથ પગ ધોવા, દાતણ કરવું એ સવારે ઉઠીને કરવાનું જે પેલું કામ તે. ૩ ખોવાયલી—ચોરાયલી વસ્તુનો, જેનાપર શક આવે તેને ઘેર—તેના સામાનમાં—તેનાં શરીર પરના વસ્ત્રમાં બારીકીથી જે શોધ કરવો તે; ખાંતથી કરેલી ખોળ—તપાસ—ચોકસી. ઝાડો જોવો—લેવો એમ કેવાય છે. ૪ જેને મેલું વળગ્યું હોય તેના ઉપર અથવા દરદ ઉપર મન્ત્ર ભણી મોરનું પીછું કે બીજું કંઇ ફેરવવું તે. ઝાડોપીછી—ઝાડોઝપટો પણ કેવાયછે.

**ઝાતકાર**, વિ૦ ઝળઝળાટવાળું; ચકચકિત.

**ઝાપટ,** સ્ત્રી૦ ઝપટથી હાલી-ફેંકાઇ અથડાવું-લાગવું તે. લુગડાંની, કોરડાની વગેરેની ઝાપટ. ૨ ભૂત પિતૃ જોગણી વગેરેની દષ્ટિથી સપડાવું તે. ઝાપટમાં આવવું, ઝાપટ લાગવી.

**ઝાપટ-ઝુપટ,** સ્ત્રી૦ ધૂળ કાઢી સાફસુફ કરવું તે.

**ઝાપટવું,** ક્રિ૦ સ૦ લુગડાંની ઝાપટથી સાફ કરવું; ખંખેરી સાફ કરવું. ૨ કોઇને લુગડાંની-કોરડાની ઝાપટ મારવી. ૩ ઠોક મારવા; ધમકાવી નાખવું; સપડાવવું.

**ઝાપટિયો,** પું૦ મન્દિરમાં દર્શન વેળા થતી લોકની ભીડ દૂર કરવા સારૂ લોકને કપડાંથી-કોરડાથી ઝાપટ મારનારો નોકર.

**ઝાપટું,** ન૦ વરસાદનું એકદમ તુટી પડવું તે-એ થોડી વારમાં રહી જાય છે.

**ઝાબ,** સ્ત્રી, છાબ; (૨) દુધ ભરવાનું મોટું વાસણ.

**ઝાબો-(ભો),** પું૦ કુલ્લામાં તેલ ભરવાનું લાંબા મોંવાળું નાળચું.

**ઝામ,** સ્ત્રી૦ સમય; યામ.

**ઝામણ,** ન૦ મેલવણ; અધરકણ.

**ઝામર,** પું૦ માથા અને આંખમાં થતો દુઃખાવાનો રોગ; પાણી ઉતરવા કે છે. ઝામરવા પણ કે છે.

**ઝામરઝોલ-ળ,** વિ૦ ગડથેલાં ખાતું; પડું પડું થઇ રહેલું; ડામાડોલ; ધ્રુજતું; હાલતું.

**ઝામરી,** સ્ત્રી૦ હથેલીમાં થતો ફોલ્લાનો રોગ.

**ઝામવું,** ક્રિ૦ અ૦ ઇંટ-ઠિકરી તપાવી પાણી-ઓસડમાં બોળવી. ૨ ક્રિ૦ અ૦ ઝરપવું-પાણીની ગોળી ઝામે છે.

**ઝામોરો,** પું૦ કુમળી ડાળીવાળો ઝાડની ટોંચનો ભાગ.

**ઝાયલ,** વિ૦ તામસી; ચીડિયું; આકરા મીજાજનું.

**ઝાર,** પું૦ ભરતી; (૨) યૂરોપના રશિયાની રાજાની પદવી.

**ઝારવું,** ક્રિ૦ સ૦ સોજો ચડેલો હોય અથવા દુખતું હોય તે અંગને ઊંનું પાણી રેડી સેકવું; દરદવાળા ભાગને ગરમી આપવા તથા સાફ રાખવા સારૂ ગરમ પાણીથી ધોવો. ૨ બાવળ આમલી વગેરે ઝાડોને નવાં ડાળાં ફુટે તેને સારૂ તેનાં જૂનાં ડાળાં કાપી નાખવાં.

**ઝારી,** સ્ત્રી૦ નાળચાવાળું ને પડઘીવાળું પાણી પીવાનું વાસણ. તાંબાની પિત્તળની રૂપાની સુનાંની ઝારી. ૨ ગોળ ચપટાં ને કાંણાં કાંણાવાળાં ચાડાંવાળું અને લાંબા હાથાનું ભજિયાં પુરી વગેરે તળી કાઢવાનું લોઢાનું એક ઓજાર. કડછી, તવેથો તેમ ઝારી.

**ઝારૂં,** ન૦ ઝાડનું મોટું ડાળું. ૨ ટોળું-માણસ, પશુ પક્ષી વગેરેનું લારૂં.

**ઝારો,** પું૦ મોટી ઝારી (૨ જા અર્થમાં). ૨ પાણી છાંટવાનો મોટાં નાળચાંવાળો હાંડા અથવા દેગડો. ૩ તમ્બુરાનાં તુમડાં ઉપરની ઘોડીપર તારની નીચે મુકેલો જે દોરો રૂ વગેરે તે-અવાજના ઘોરને માટે. ૨ તમ્બુરાનો પિત્તળનો તાર; ખરજસુરનો તાર.

**ઝારોલો,** પું૦ મૂળ ઝારોલ ગામમાં વસ્તી એ નામની બ્રાહ્મણ-વાણિયાની જ્ઞાતિનો એક માણસ.

**ઝાલ,** સ્ત્રી૦ સ્ત્રિયોને કાને ઘાલવાનું ફુલ અકોટી જેવું એક જડાવ ઘરેણું.

**ઝાલર,** સ્ત્રી૦ ઝુલ. ૨ કિનારી; બાંધેલી કોર. ૩ મોગરીથી વગાડવાનું ઘડિયાળ, દેરામાં હોય છે તે. ૪ પું૦-ન૦ એક કઠોળ; વાલ. [ગિરેથી.

**ઝાલવું,** ક્રિ૦ સ૦ પકડવું; ધરવું.—હાથ સાંડસા વ-

**ઝાલા,** ન૦ બ૦ વ૦ મેણાં, ટોણાં.

**ઝાલા-લી,** પું૦ સ્ત્રી૦ એ નામના રજપુત પુરૂષ અને સ્ત્રી.

**ઝાવલી-ળી,** સ્ત્રી૦ નાળિયેરી ખજુરીની સુકી ડાળિયો, તાડછાં વગેરે. એ, ઝુંપડાં ઉપર છાપરાંને ઠેકાણે છાયેલાં હોયછે. ૨ નાળિયેરી વગેરેનાં પાંદડાંની ટટ્ટી.

**ઝાવસો-ઝાવસોઇ,** સ્ત્રી૦ ઘોંઘાટ; વગર સમજે ટોળાબંધ મળી પોકાર કરવો, રડવું તે. (મુસલમાનોના મહોરમ અથવા તાબુતના દિવસોમાં પેગંબર હુસેનના મૃત્યુના શોકમાં કરવામાં આવતો પોકાર, 'યા હુસેન !' નું અપભ્રંશરૂપ.) (૨) [લા.] તેવી રીતે ઝનૂનમાં કૂદવું અને બુમો પાડવી તે; તોફાન, મસ્તી, દંગો, હુલ્લડ, રમખાણ.

**ઝાવાં,** ન. બ. વ. ડુબતાં માણુસનાં તરફડીયાં; વલખાં.

**ઝાહી,** વિ૦ હિતેચ્છુ; હેતેસરી.

**ઝાળ,** સ્ત્રી૦ [જ્વાળા] અગ્નિ દીવા વગેરેની દૂરથી લાગતી ગરમી; આંચ. ઝાળ ઉડવી—લાગવી.

**ઝાળણ,** ન૦ ઝાળવું તે. ૨ જેણેવતી ઝાળેલું તે; રેણ, રાઇ વગેરે તે.

**ઝાળવું,** ક્રિ૦ સ૦ ધાતુની બે સપાટીને વચમાં રેણ મુકી ગરમ કરેલે ઓજારે જોડી નાખવી; વાસણના જુદા પડેલા ભાગને સાંધવા.

**ઝિકવું-ઝીકવું,** ક્રિ૦ સ૦ કપડાંને પથરાપર અફાળવું. ૨ કપ્ટાળાથી નીચે નાખવું. ૩ માર મારી નીચે પાડી નાખવું.

**ઝિકાવું-ઝિકાયું,** અ૦ ક્રિ૦ ઝિકવુંનું કર્મણિરૂપ.

**ઝિંટવું,** ક્રિ૦ સ૦ વળગાડવું. બોરડી બાવળ વગેરેના કાંટાને કોઇ બીજી વસ્તુ સાથે વળગાડવા.

**ઝિકાળવો,** પું૦ ઇંટ રોડાંનો ભૂકો.

**ઝિઝવો,** પું૦ એક જાતનું ઘાસ.

**ઝિઓટી,** સ્ત્રી૦ એક રાગણી, ઝિંઝોટી.

**ઝિતવું,** જિતવું.

**ઝિપવું,** સામી ફેંકાયલી વસ્તુને ઝિલી—ધરી લેવી.

**ઝિલવું,** ક્રિ૦ સ૦ ઊંચેથી પડતું—દૂરથી આવતું નીચે પડવા ન દેતાં ઝાલી—પકડી લેવું. ૨ એક જણાનું બોલવું બીજાએ ઉપાડી લઇ પોતાની તરફનું વધારે બોલી થાપન કરવું. ૩ એકે ગાયલું બીજાઓએ સાથે ફરીથી ગાવું અથવા એકનું અડધું ગાયું બીજાઓએ વચમાં ઉપાડી—ઉઠાવી લઇ પૂરું કરવું. ગરબા ઝિલવા. 'ઝિલવું'–નું પ્રેરકરૂપ; ઝિલાવું; ઝીલાવું.

**ઝિલવું,** ક્રિ૦ અ૦ પાણીમાં રમવું, જળક્રીડા કરવી. 'કાલિન્દીની માંહે ઝિલતારે.'

**ઝીંક,** સ્રી૦ ધોવાસારૂ કપડાંને પથરાપર અફાળવું તે. ઝીંક પાડવી—મારવી. પછાડ. ૨ માથાફોડ; કડાકૂટ. ૩ કણ્ટાળાથી હરકોઇ વસ્તુને નીચે નાખવી તે.

**ઝીંકો,** ઝિકાળવો.

**ઝીંઝરું** ન૦ ચણાનો પોપટા સાથેનો છોડ.

**ઝીંટ–ટું,** ન૦ લફરૂં; વળગણ; પીડા; પુંછડું. મારી પછવાડે તો બૈરીનું ઝીંટ—ટું વળગ્યું છે.

**ઝીંથરા,** ન. બ. વ. માથાના અવ્યવસ્થિત અને છુટા વાળ;

**ઝી,** ધી.

**ઝીક,** ઝીંક. ૨ ગોળ તારનું ભરત.

**ઝીકચલક,** સ્રી૦ ભરવાના કામમાં વપરાતી સોના રૂપા કે બાદલાના તાર, ટીપકી, ગુચ્છા ઇત્યાદિ. ઝીક–ટીપકી–ટીકડી–ટીકી પણ કહે છે.

**ઝીણ,** સ્રી૦ કેરીની ગોટલી ઉપર જે જાડું પડ બન્ધાયછે તે; જાળી; જીણ.

**ઝીકણ,** ન૦ પજવણી; માથાઝીક, માથું દુઃખે એવી પજવણી.

**ઝીકણું,** ન૦ ઝીકવું–પછાડવું તે; (૨) તૂણવું તે; તારે તાર મેળવી સાંધવું તે.

**ઝીણાસ,** સ્રી૦ ઝીણવટ; ઝીણાપણું; બારીકી.

**ઝીણું,** વિ૦ બારીક; અણીદાર. ૨ છેકજ પાતળું. ૩ કારીગિરીનું નાજુક (કામ).

**ઝીત,** જીત.

**ઝીપટો,** પુ૦ એક વનસ્પતિ; જેઠી મધ.

**ઝીભ,** જીભ. સ્રી૦ ઝીભ કડાવવી એટલે થકાવવું; હરાવવું. ઝીભ ખેંચાવી–ટુંકી થવી એટલે બોલતાં અચકાવું; બોલી ન શકાય તેવું થવું.

**ઝીભી,** ઝીબી. ૨ ગાય ભેંસની જીભના આકારનું એક વાજિત્ર છે. ૩ દાતણ કરતી વખતે જીભ ઉપરનો મેળ કાઢવા માટે બાવળની વાંકી વાળેલી ચીરી અથવા ધાતુની વાંકી વસ્તુ. ઊલ કે છે.

**ઝીમી,** સ્રી૦ એક જાતની કાળી સાડી.

**ઝીમેલ,** ધીમેલ.

**ઝીલ,** સ્રી૦ એક રોપો છે. એની રાખ, વાગેલાં ઉપર, ઘા ઉપર, ચાંદાં ઉપર દાબવાને કામ આવે છે; એની સોટીનું દાતણ થાય છે. કેવત: 'દાતણ કરિયે ઝીલનું તો પાપ જાય દીલનું.' ૨ સામો લણવાનું વાંસનું એક ઓજાર. ૩ તમ્બુરાનો એક તાર. ૪ કિરાં-કાચની મોટી બરણી જેમાં ઘઉં દાળ વગેરે ભરી રાખવામાં આવે છે તે. ૫ ઊંણડાં પાણીની જગો; કરાડી; ડોહ.

**ઝીલવું,** ઝિલવું, ઝિપવું-ઝાપવું.

**ઝીલું,** જીલું.

**ઝીલો,** પુ૦ મોટું લામ્બું કિરાનું ઠામ; મોટી ઝીલ–કાચની બરણી–અનાજ ભરવાની.

**ઝુંકવું,** ઝુકવું.

**ઝુંડવું–ટીલેવું,** ક્રિ૦ સ૦ ખુચાવવું; જોર કરીને કોઇની પાસથી ખેંચી લેવું.

**ઝુંપડી,** સ્રી૦ છાજથી છાયલું–છાપરીવાળું નાનું કામાકોટિયું ઘર; મરૂડી. મઢુલી.

**ઝુંપડું,** ન૦ ઝુંપડી.

**ઝુંફ,** ઝુંફણ.

**ઝુંફણ,** ન૦ ઝુંફવું તે. ઝુફણ આવવું–થવું.

**ઝુંફવું,** ક્રિ૦ અ૦ ઊંઘ-કેફ–મન્દવાડની સુરત વગેરેથી મિચાયલી આંખે ધીમે ધીમે ઊંચું નીચું ડોકું ધુણાવ્યા કરવું.

**ઝુંબેશ,** સ્રી૦ જોશપૂર્વકની લડત–દિલચાલ–ચળવળ.

**ઝુંમર,** ઝુમ્મર.

**ઝુંસરી,** સ્રી૦ ગાડી જોડતી વખત બળદ વગેરેને ખાંધે મુકવાનું ગાડીના ધોરીયા સાથે વચમાંથી બાંધેલું જે લાકડું તે; ધર.

**ઝુંસરૂં,** ન૦ મોટી ઝુંસરી.

**ઝુકણડા,** ઝોકણડા.

**ઝુકવું,** ક્રિ૦ અ૦ વાંકું વળવું; નમવું; ઝૂલી રેવું; ઝૂમવું.

**ઝુકારવું,** સ૦ ક્રિ૦ ઉંટને બેસાડવું.

**ઝુકાવવું,** સ૦ ક્રિ૦ નમાવવું; (૨) ઝંપલાવવું; યાહોમ કરીને કુદી પડવું તે.

**ઝુકાવડા,** ઝોકાવડા.

**ઝુજવું–ઝવું,** ક્રિ૦ અ૦ જુદ્ધ કરવું; લડવું. ૨ જોશથી મચ્યા રેવું.

**ઝુઝકારવું,** ક્રિ૦ સ૦ હોકારો કરી બોલાવવું; 'ઝુઝકારયો કદ્રુકુમાર' (ભા.)

**ઝુઝાર,** પુ૦ જોધ્ધો; લડવૈયો.

**ઝુઝાવવું,** હમ્ફાવવું; થકવવું.

**ઝુટવું,** ઝુંટવું.

**ઝુડવું,** ક્રિ૦ સ૦ મારવું; અફાળવું; ઝાપટવું; ટીપી નાખવું. ૨ તુવેર વગેરેના સુકાયલા છોડવાપર ડાંડિયો અફળાવો—અફાળી દાણા જુદા પાડવા. ૩ બોરડી વગેરેના ઝાડપર લાકડી મારવી—'નીચી બોરડી સહુ ઝુડે.' ૪ સતાવી સતાવીને લેવું—રૂપિયા વગેરે.

**ઝુડિયો,** પુ૦ ઝુડવાનો ડાંડિયો.

**ઝુડો,** પુ૦ બૈરાંને અંબોડે બાંધવાનો વાળનો અથવા રેશમનો જે જાડો દોરો તે; જુડો.

**ઝુણ્ડ,** ન૦ જથો; ટોળું; ઘુમચકુ. ઝાડ—જોગી—બાવાનાં ઝુણ્ડ.

**ઝુણ્ડો,** પુ૦ નિશાન; ધજા; વાવટો. ઝુણ્ડો ઉરાડવો એટલે કામમાં જસ મેળવવો; વાહવાહ થાય તેવું કરવું. ઝુણ્ડો રોપવો એટલે ફતેહ મેળવ્યાની નિશાનીમાં નિશાન ચડાવવું.

**ઝુણઝુણ,** અ૦ એવો થતો અવાજ દેખાડેછે.

**ઝુપકી,** સ્ત્રી૦ ડોલું; ઝોકું.

**ઝુપડી,** ઝુંપડી.

**ઝુફણ,** ઝુંફણ.

**ઝુમખડાં,** ન૦ તુરિયાંનાં જેવાં એક જાતનાં ફળ.

**ઝુમખડું,** ન૦ ટોળું; જથો; સમૂહ. ૨ ઝુમખો. [જથો.

**ઝુમખો,** પુ૦ એકથી વધારે ગીજોનું સાથે વળગી—જોડાઈ રેવું તે અથવા જોડાઈને લટકતું રેવું તે. દરાખનો—ઘુઘરીનો—મોતીનો ઝુમખો. ૨ ટોળું;

**ઝુમણું,** ન૦ એક ઘરેણું. ઝાંઝર-ઝુમણું. ૨. ઝુમ્મર.

**ઝુમર,** ઝુમ્મર.

**ઝુમવું-મીરેવું,** ક્રિ૦ અ૦ ટાપી રેવું; કોઈ મતલબ પાર પાડવાસારૂ ત્યાંનું ત્યાં લટકયાં—ખોટી રેવું; આતુરતાથી આસપાસ વિંટળાઈ રેવું. ૨ પડુંપડું થઈ રેવું; ટિંગાવું; ઝઝુમવું. (વરસાદ વગેરેનું).

**ઝુમ્મર,** ન૦ ઘણા દીવા સાથે ઝુમખાના આકારમાં બળે તેવી કરામતનો પિત્તળનો અથવા પિત્તળપર રૂપાનો ઢોળ ચડાવેલો એવો અથવા કાચનો ડાળીવાળાં ઝાડ જેવો જે ઘાટ તે; ઝાડ.

**ઝુરવું,** ક્રિ૦ અ૦ દુઃખ—કલ્પાંત કરવું; બળાપો—શોક—સન્તાપ કરવો; રડવું. (જુદાઈથી, નાણાંના નુકસાનથી વગેરેથી).

**ઝુરાપો,** પુ૦ ઝુરવું—રડવું તે; બળાપો; શોક. ૨ નાઉમેદી; નિસાસો; હાર—થાકથી થતી સુસ્તી. ઝુરણ.

**ઝુલ,** ઝૂલ.

**ઝુલડી,** સ્ત્રી૦ બાળકને પેરવાનું ઝભલું. [૩ હાલરડાં.

**ઝુલણાં,** ન૦ હિંચકા; હીંચ. ૨ હિંડોળો; પારણું.

**ઝુલણા-ના,** પુ૦ (કવિતામાં) એક જાતનું માત્રાવૃત્ત.

**ઝુલણિયું,** વિ૦ ઝુલતું; (૨) ન૦ એક જાતનું ઝુલતું ઘરેણું.

**ઝુલતું,** વિ૦ લટકતું. ૨ હિંચકા ખાતું. ૩ રખડતું.

**ઝુલવું,** ક્રિ૦ અ૦ હિંડોળે-પારણામાં બેસી હિંચકા ખાવા. ૨ લટકવું; આમ તેમ નીચે હાલ્યા કરવું. ૩ ડોલ્યા કરવું. ૪ કોઈ કામમાં પાછળ પડી જવું; રખડવું; લટકી જવું; પછવાડે પડવું. ઝુલી જવું—લટકી જવું; વાંકા વળી જવું.

**ઝુલા-ઉલા ખાવા,** ક્રિ૦ સ૦ હિંચકા ખાવા. ૨ પછવાડે અથડાયાં કરવું; ખોટી થયાં કરવું. ૩ નુકસાન ખમવું.

**ઝુલાવવું,** ક્રિ૦ સ૦ ઝુલે તેમ કરવું. 'ઝુલવું'નું પ્રેરકરૂપ.

**ઝુલાવનહાર,** વિ૦ ઝુલાવનારૂં; પુ૦ ઝુલાવનારો.

**ઝુલો,** પુ૦ હિંચકો. ૨ હીંચ. ૩ ડોળી. ૪ નુકસાન; ખાધ, (ઝોલો). ૩ પૂલ; નદી ઉપર અદ્ધર બાંધેલો આવવા જવાનો માર્ગ.

**ઝુલ્ફ-ફાં,** જુલ્ફ.

**ઝુસરી,** ઝુંસરી.

**ઝુસ્તી,** સ્ત્રી૦ લડાઈ; સામી તકરાર; ટણ્ટો.

**ઝૂડ,** ન૦ મોટો મગર; ગ્રાહ. (૨) ચૂડ, મજબુત પકડ; (૩) એક જાતનું ભુત-ઝોડ; વહેમનું વળગણ.

**ઝૂમ,** સ્ત્રી૦ જોમ; ઘુંઘવાતો જોરસો.

**ઝૂલ,** સ્ત્રી૦ શોભાને સારૂ રાખેલો કોઈ પણ વસ્તુનો ઝુલતો-લટકતો જે ભાગ તે. પડદા-વિજણા વગેરેને હોય છે. ૨ લાવણીમાં અન્તરો અને વલણ એ બેની વચમાંની જે નાની કડીયો તે. ૩ પશુને ઓઢાડવાનું સિવેલું લુગડું.

**ઝેંણ,** સ્ત્રી૦ કોઈ વસ્તુમાંથી ઝીણી ઝીણી ઉડતી જે રજ઼ે તે. તપખીરની, કણાની, કેરીની વગેરેની ઝેંણ. ઝેંણ ઉડવી-ખાવી.

**ઝેબેઝેબાં,** ન. બ. વ. પરસેવાના રેલા પર રેલા.

**ઝેર,** ન૦ [ફા૦] વસ્તુ—ડંખમાં રહેલા જે ગુણની અસરથી મરી જવાય કે મરવા જેવું દુઃખ થાય તે; ખાવાની વસ્તુમાં રહેલા એકાદા ગુણથી અથવા સાપ વગેરેના ડંખની મરવા જેવી જે અસર થાય તે-ઝેર દેવું—આપવું—ખાવું—ચડવું—ઉતરવું. ૨ વેર; દ્વેષ.

**ઝેરકચુરો,** પુ૦ એક જાતનું કડવું બીયું—ઓસડમાં ઘણું વપરાય છે.

**ઝેરકાજળી,** સ્ત્રી૦ પરસેવા વાટે બહાર આવતું શરીરમાંનું વિષ; (૨) મરણ વખતનો પરસેવો.

**ઝેરણી,** સ્ત્રી૦ દહીં વલોવવાની નાની-હાથરવૈ.

**ઝેરમહોરો,** પુ૦ ડંસના વિષને ચૂસી લે એવો એક પદાર્થ. નોળવેલ.

**ઝેરી,** વિ૦ ઝેરવાળું. ઝેરીલું. અડકયાથી—ખાધાથી—પીધાથી—જોયાથી—સુંઘ્યાથી ઝેર ચડે તેવું. ઝેરી ઉંદર—સાપ-કોપડું વગેરે.

**ઝેરી નાળિયેર;** ન૦ દરિયાની એક વનસ્પતિનું મોટું ફળ; જેના કોટલાનું સાધુ લોકો કમંડળ બનાવે છે તે.

**ઝેરૂં,**-ન૦ ઝાપટું. 'ઝાઝું ઝેરૂં આવ્યું.'

**ઝેલી,** સ્રી૦ હેલી ( આંસુની).

**ઝોંટવું-ટીલેવું,** ખુંચાવી લેવું.

**ઝોંસવું,** ઝાંસવું.

**ઝોક,** સ્રી૦ આંખની અન્દર એકાએક વાગવું તે. ઝોક લાગવી-ઉતરવી. ૨ વાંકું વળવું તે અથવા વાંકૂ વળી રેવું-રહેલું તે. વાંક; વલણ. ૩ સીધી લમ્બ લીટીથી આડું પડવું તે. ૪ ગામને પાદરે અથવા ગામમાં ભરવાડો બકરાઘેટાંને જે વાડામાં રાખે છે તે. ગોઠ; ગોષ્ટ. ૫ બકરાં ગાડરાંનું ટોળું. ૬ નુકસાન; બાધ. ઝોક લાગવી, ઝાપટ લાગવી.

**ઝોકણડા,** પુ૦ જમવા ઉપર એકદમ સારીપઠે પડવું તે. ૨ સારીપઠે મોજમઝા મારવી તે.

**ઝોકવું,** ક્રિ૦ સ૦ એકદમ ફેંકવું—નાખવું. (કોઇ ને કોઇ કામમાં). ક્રિ૦ અ૦ એકદમ માંય ઉતરી પડવું—ધસવું; સાહસ કરવું. ૨ ઊંઘ—કેફથી ઝોલ્લાં ખાવાં; નીચું વળવું.

**ઝોકાવડા,** પુ૦ એકદમ માંય પડવું—ધસવું તે.

**ઝોકાવવું,** ક્રિ૦ અ૦ ઝમ્પલાવી પડવું. ૨ ક્રિ૦ સ૦ સાહસ કામ કરાવવું.

**ઝોકું,** ન૦ ઊંઘ—કેફથી ડોકું નીચું વળે તે. ૨ ઊંઘ; નિદ્રા. ઝોકું ખાવું.

**ઝોકો,** પુ૦ ઝોક; ઝોલો.—તોળતાં દગાથી ન માલમ પડે તેવી રીતે દાંડીને ઝોલો ખવાડવો તે. હેલો; હડસેલો. ૨ નીચું વળવું તે.

**ઝોટડી,** સ્રી૦ પેલવેતરી ભેંસ.

**ઝોટિંગ,** પુ૦ મરી ગયલા મુસલમાનનો ભમતો જીવ. ૨ ઘરબાર અને બૈરાં છોકરાંવનાનો રખડતો લુચ્ચો ડાંડ. ૩ ફુવેડ મેલું કષ્ટાળો આપે તેવું માણસ.

**ઝોટીલેવું,** ઝોંટીલેવું.

**ઝોડ,** ન૦ ભૂત પિશાચ વગેરે; બારનું મેલું; આડું. ૨ કષ્ટાળો આપતું—કેડો ન મુકે તેવું માણસ; લફરૂં. ઝોડ વળગ્યું કેવાય છે. ઝોડ ઝપટ.

**ઝોણણી,** સ્રી૦ ચાર ખુણાની પોળાં પેટાંવાળી પણ સાંકડાં મોડાંની એવી કપડાંની જે કોથળી તે.

**ઝોણણો,** પુ૦ મોટી ઝોણણી.

**ઝોબો-ભો,** જોભો.

**ઝોરણી-ણો,** ઝોણણી—ણો.

**ઝોલવું;** અ૦ ક્રિ૦ ઝુલવું; ડોલવું; ઝોકાં ખાવાં.

**ઝોલું,** ન૦ ટોળું; સમુદાય; ઝુંડ. ૨ ડોલું; ઝોકું.

**ઝોલો-લ્લો,** પુ૦ ચોપાળા—દિંડોળાનું આમ તેમ હાલવું થાય તેમાં તેનું એકેક તરફ જે જોરમાં જવું થાય તે. ઝોલો ખાવો; ઝુલતાં થવું તે. ૨ નકામું રખડ્યાં કરવું તે; ફાંફાં માર્યાં કરવાં તે; કામનો પાર ન આવતાં વાર લાગવી તે. તે બચારો ઝોલા ખાયાં કરેછે. ૩ આમ તેમ ડોલ્યાં કરવું તે. વહાણ ઝોલા ખાય છે. (૪) પાણીએ રાંધેલા શાકમાં પાણીનો ભાગ વધારે રહે છે તેને ઝોલો કહે છે. ઝોળા-લાવાળું શાક.

**ઝોસવું,** ઝાંસવું.

**ઝોળ,** સ્રી૦ ભૂત; હરકોઇ મેલું—આડું તે; આરણકારણ; ઝોડ. ઝોળ ઝપટ એટલે ભૂત વગેરેની ચોટ.

**ઝોળવું-ળી નાખવું,** ક્રિ૦ સ૦ બાવડાં—ભુજ પકડીને સારી પઠે હલાવવું—પીખી નાખવું.

**ઝોળાવો,** પુ૦ ઉતરતી જે ભોંય તે; ઢોળાવ.

**ઝોળી,** સ્રી૦ ચારે છેડા બાંધી લઇ વચમાંથી ઝુલનો રાખેલો એવો લુગડાનો એક ઘાટ. ભીખેલું અનાજ-ધાન ભરવાની ઝોળી; બજારથી શાક લઇ આવવાની ઝોળી. રંગરેજ વગેરેની ઝોળી. છોકરાંને સુવાડવાની ઝોળી.

**ઝોળીપોળી,** સ્રી૦ છોકરાંનું નામ પાડતી વખત બૈરાં છોકરાં એકઠાં થઇ બાળકને ઝોળીમાં સુવાડી 'ઝોળી પોળી પીપળ પાન, ફોઇએ પાડ્યું ફલાણું નામ.' એમ બોલતાં જઇ ઝોળીને હલાવ્યાં કરે છે તે. ગામઠી નામકરણ સંસ્કાર.

**ઝોળો,** પુ૦ ઝોળીની પેઠે લટકી જવું-નમી નમી પડવું તે. ચન્દરવો ઝોળો ખાઇ ગયો છે. જમીનને પણ એ શબ્દ લગાડવામાં આવે છે. ૨ મોટી ઝોળી.

---

# ઞ

**ઞ,** પુ૦ [સં૦] એકત્રિસમો મૂળાક્ષર. એથી શરૂ થતો કોઇ શબ્દ નથી. એ, ચમ્પાતાં અનુસ્વારોમાંનું બીજું છે. કિઞ્ચિત, અઞ્ચળ, ઇઞ્જનેર વગેરે.

---

પ્રથમ ભાગ સમાપ્ત

# કવિ નર્મદાશંકરની સાહિત્ય–સેવા

"પ્રેમ–શૌર્ય"ની સંજ્ઞાથી અંકિત, અર્વાચીન ગદ્ય ગુજરાતી ભાષાના પ્રભાતકાળના ઉજ્જવળ માર્ગ-દર્શક શુક્રના તારા સમાન, સારામાં સારા શબ્દ કોશના પ્રથમ રચનાર, રસ અલંકાર પિંગળ નાયિકાભેદ આદિ ગ્રન્થોના પ્રથમ રચનાર, કાવ્યમાં અપૂર્વ જોશ આણી સ્વદેશાભિમાન જગાડનાર, સમાજસુધારો કરનાર અને કરાવનાર, ધાર્મિક અંધશ્રદ્ધા તોડનાર, કુદરતનું વર્ણન કરનાર, પ્રેમની લાગણી અને શૌર્યના જુસ્સા-વાળી અદ્ભુત કવિતા રચનાર, ઉત્તમ વ્યાકરણશુદ્ધ સરળ નિબંધ લખનાર, નાટકો રચી નાટકના તખ્તા ઉપર ભજવી બતાવનાર, જૂનાં કાવ્યો કેમ સંશોધવાં તેનો માર્ગ દર્શાવનાર, ગુજરાતી ભાષાનું પ્રથમ સારૂં વ્યાકરણ રચનાર, ગુજરાત અને કાઠિયાવાડ સંબંધી સર્વસંગ્રહ કરનાર, રામાયણાદિ ગ્રન્થોનાં પાત્રોની ટુંકમાં ઓળખાણ કરાવનાર, જગતનો વિચારપૂર્ણ ઇતિહાસ લખનાર અને ટીકાકાર, ગીતા ઉપર પ્રથમ સારી ગુજરાતી ટીકા લખનાર,–સારાંશ કે એક ભાષાસાહિત્યનાં જૂદાં જૂદાં મુખ્ય અંગોને એકલે હાથે પોષનાર અને ખીલવનાર, ગુજરાતી ભાષાનું નવીન કલેવર ઘડનાર સુરતના વડનગરા નાગર કવિ નર્મદાશંકર જ હતા અને છે.

કવિ નર્મદાશંકરના કુલે રચેલા ગ્રન્થો નીચે પ્રમાણે છેઃ—

(આવી * ફુલફીવાળાં પુસ્તકો વેચાતાં મળી શકે છે)

***૧ કાવ્ય–નર્મકવિતા–મોટી–સંપૂર્ણ**–એમાં કવિએ જુદે જુદે વખતે રચેલી અને છુટક છપાવેલી તમામ કવિતાનો સંગ્રહ છે. એમાં કવિએ પોતે પોતાના કાવ્યની સમજુતી આપી છે. એમાં કવિતા લગભગ સર્વ વિષય ઉપર છે. શૂરવીર પચ્ચીશી, સ્વદેશાભિમાનની કવિતાઓ, સાંસારિક દર્શનો વગેરે વાંચવા મનન કરવા જેવાં છે.

***૨ જૂનું નર્મગદ્ય**–આ ગ્રન્થમાં કવિએ જુવાન વયમાં લખેલા જુસ્સાદાર લેખોનો અપૂર્વ સંગ્રહ છે.

**૩ સરકારી નર્મગદ્ય**–આ ગ્રન્થમાં કવિએ નવા લખેલા વિષયોનો સંગ્રહ છે. રાજ્યરંગ ભાગ ૧ લો આ ગ્રન્થમાં છે.

***૪ રાજ્યરંગ ભાગ ૨ જો**–સરકારી નર્મગદ્યમાં જગતના ઇતિહાસની રૂપરેખા જેવો રાજ્યરંગ ભાગ ૧ લો સરકારી કેળવણી ખાતાએ છાપ્યો, તેના અનુ-સંધાનમાં આ બીજો ભાગ છે. અંગ્રેજી ઇતિહાસકાર મી૦ એચ. જી. વેલ્સના, તેના લખેલા "જગતના ઇતિહાસની રૂપરેખા" માટે વખાણ થાય છે, તેના જેવો જ લગભગ આ ગ્રંથ છે. તેની બીજી આવૃત્તિ ફાર્બસ ગુજરાતી સભાએ છપાવી છે. આ ગ્રંથમાં કવિએ જે દર્શનો અને મહાદર્શનો લખ્યાં છે તે ઉત્તમ છે.

***૫ નર્મકોશ**–પ્રસિદ્ધ છે. એમાં કવિએ જે પ્રસ્તાવના અને ગુજરાતી ભાષા અને સાહિત્યનો ઇતિહાસ ઇત્યાદિ લખ્યા છે તે તો હજી પણ આજે અજોડ છે.

☞ આ ગ્રંથનો સ્વર વિભાગ અને 'ક' અને 'ચ' વર્ગના શબ્દોનો એક ભાગ ગુજરાતી પ્રેસ તરફથી તૈયાર થયો છે, અને તેની સાથે પ્રસ્તાવના અને કોશ સંબંધી કવિના બીજા વિચારો, જે હજી સુધી છપાયા નથી તે પહેલી વાર છપાઇને બહાર પડ્યા છે.

**૬–નર્મકથાકોશ**–આ ગ્રંથ આજે મળતો નથી. આની અંદર રામાયણ, મહાભારત, ભાગવત, અને પુરાણોમાં જે મહાપુરૂષો વગેરે થઇ ગયા છે તેનો સંપૂર્ણ પરિચય આપવામાં આવ્યો છે. વિદ્યાર્થીઓએ ખાસ વાંચવા જેવો છે. આ ગ્રંથની બે ત્રણ આવૃત્તિઓ થઇ છે.

**૭–શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનું ભાષાંતર અને સૂક્ષ્મ ટીકા**–ઘણાઓ જાણતા પણ નથી કે કવિએ આવો ગ્રંથ રચ્યો છે. ગુજરાતી ભાષામાં જે સૌથી સારામાં સારો પહેલો કોઇનો પણ અનુવાદ ગીતાનો હોય તો તે કવિનો છે. ટીકાનો કેટલોક ભાગ તો ચમત્કારિ છે. હાલ અપ્રાપ્ય છે.

**૮–નર્મવ્યાકરણ**–આજથી સો વર્ષ પૂર્વે, એટલે કે કવિના જન્મ વખતે ગુજરાતી ભાષા શીખવા માટે કોઇ પણ સારો વ્યાકરણનો ગ્રંથ નહોતો. બ્રિટીશ રાજ્યના કેળવણીખાતા તરફથી પુસ્તકો છપાઇ બહાર પડવા લાગ્યાં ત્યારે એક મરાઠી વિદ્યાધિકારી ગંગાધરરાવ ફડકેના મરાઠી વ્યાકરણ ઉપરથી ગુજરાતી ભાષાનું નાનું–મોટું વ્યાકરણ રચીને તે શાળામાં ચલાવવામાં આવતું. આની સામે કવિ નર્મદાશંકરે સખ્ત પોકાર ઉઠાવ્યો હતો. એ માટે જૂના નર્મગદ્યમાંનો તેમનો લેખ વાંચો. તે પછી કવિએ નમુના તરીકે એક વ્યાકરણ રચ્યું હતું અને તેના બે ભાગમાં અક્ષરજ્ઞાન, સંધિ, નામ, સર્વનામ, વિશેષણ–એટલા વિષયો સંબંધી વ્યાકરણગ્રંથ રચી બહાર પાડયો હતો. પણ લોકો તરફથી કે સરકાર તરફથી ઉત્તેજનના અભાવે આગળ પ્રયત્ન કરવો પડતો મૂકયો હતો. હાલમાં અપ્રાપ્ય છે.

***૯,૧૦,૧૧,૧૨**–ગુજરાતી ભાષામાં કાવ્યસાહિત્ય શીખનારાઓ માટે સારા પિંગળની ખામી હતી. તે જ પ્રમાણે કાવ્યનાં અંગો અલંકાર, રસ–વિવેક, નાયિકા-ભેદનાં પુસ્તકો નહોતાં. દરેક ગુજરાતીને વ્રજ ભાષાના કે હિંદી ભાષાના ગ્રંથો તે માટે શીખવા પડતા. આ મુશ્કેલીનું વર્ણન કવિએ પોતાના આત્મચરિત્રરૂપ "મારી હકીકત" નામના પુસ્તકમાં જણાવ્યું છે. આટલા માટે તેમણે **(૯) પિંગળ પ્રવેશ, (૧૦) રસપ્રવેશ, (૧૧) અલંકાર પ્રવેશ, (૧૨) નાયિકાભેદ** એ નામના ચાર માર્ગદર્શક સારા નાના ગ્રંથો રચ્યા છે.

**૧૩–૧૪–ગુજરાત સર્વસંગ્રહ અને કાઠિયાવાડ સર્વસંગ્રહ**–મુંબઇની સરકારે મુંબઇ ઇલાકા સંબંધી સર્વ પ્રકારની માહિતી આપનારા અંગ્રેજી ભાષામાં ગેઝેટિયર નામના ગ્રન્થો પ્રકટ કર્યા છે. તેમાંથી ગુજરાત અને કાઠિયાવાડ સંબંધી માહિતીવાળા ગ્રન્થોનો સાર ઉપલાં બે પુસ્તકોમાં છે. આ ગ્રન્થો કવિએ જ્યારે ગોકુળદાસ તેજપાળના ધર્માર્થ ખાતાંમાં નોકરી સ્વીકારી ત્યારે તેમનું ચઢેલું દેવું ચૂકવવા માટે સહાય કરવા બીજા ઘણાઓની મદદથી તૈયાર કર્યા હતા, પણ સર્વ બાબતો કવિએ પોતાની ભાષામાં મૂકી છે. આ ગ્રન્થો અમૂલ્ય હતા. આજે તે મળતા નથી. સંક્ષેપમાં અંગ્રેજી ગેઝેટિઅરનો બધો ભાવ આ ગ્રન્થોમાં આવી જાય છે, અને તે ઉપરાંત કેટલીક હકીકત વિશેષ પણ છે.

***૧૫–શ્રીમદ્‌ભાગવતના દશમસ્કંધનો** ગુજરાતી કાવ્યમાં અનુવાદ, વડોદરાના મહાકવિ પ્રેમાનંદે અને તેના શિષ્ય સુંદર મેવાડાએ કરેલો છે, પણ તેની શુદ્ધ નકલ મળતી નહોતી. તેથી ચાર પાંચ હસ્તલિખિત પ્રતો મેળવી, સંશોધન–સારોદ્ધારના નિયમો બાંધી આ ગ્રન્થ પ્રકટ કર્યો હતો.

દશમસ્કંધ ઉપરાંત ભાગવતના બીજા સ્કંધોનો કવિતામાં અનુવાદ વલ્લભભટે કરેલો છે. તેમજ ભાગવતની અનુક્રમણિકા દયારામ કવિએ રચેલી છે. આ સર્વે સાહિત્ય છપાયલું છે. કીંમત રૂ. ૬.

**૧૬–દયારામકૃત કાવ્યસંગ્રહ**–આ સંગ્રહ કવિએ મહામહેનતે અને ખર્ચના ભોગે કરેલો છે. તેમના સમયમાં દયારામના શિષ્યોમાંથી કોઇ હાથ પ્રતો આપે નહીં, તેથી કવિએ પોતાને ખર્ચે માણસો રોકી જ્યાં જ્યાં દયારામનાં કાવ્યો, પદો, ગરબીઓ ગવાતાં ત્યાં ત્યાં મોકલી, ઉતરાવી લઇને આ કાવ્યસંગ્રહ પ્રકટ કરેલો. એની ચાર આવૃત્તિઓ થઇ ગઇ છે. નવી આવૃત્તિ છપાય છે.

***૧૭–દેશવ્યવહારવ્યવસ્થા**–આ અર્થશાસ્ત્રનો ગ્રન્થ છે. મૂળે એક અંગ્રેજી લેખક આડમ સ્મીથના "રાષ્ટ્રોની લક્ષ્મી" (વેલ્થ ઓફ્ નેશન્સ) નામના અંગ્રેજી પુસ્તકને આધારે મરાઠીમાં એક પુસ્તક રચાયલું તેનો છાયાનુવાદ આ પુસ્તકમાં છે. એમાં અર્થશાસ્ત્રની કેટલીક વાતો સાદી સરળ ભાષામાં સારી રીતે સમજાવેલી છે.

**૧૮ થી ૨૨ નાટકો**–કૃષ્ણાકુમારી, રામજાનકીદર્શન, દ્રૌપદીદર્શન, સાર શાકુન્તલ, બાલકૃષ્ણવિજય. આ પાંચ નાટકોમાંથી આજે કેવળ રામજાનકી દર્શન મળી શકે છે. રામજાનકીદર્શનમાં રામાયણનો, દ્રૌપદીદર્શનમાં મહાભારતનો, અને બાલકૃષ્ણવિજયમાં શ્રીમદ્‌ ભાગવતના દશમની વ્રજલીલાનો સમાવેશ કવિએ ખુબીથી કરેલો છે. આ નાટકો મુંબઇની રંગભૂમિ ઉપર ભજવાયલાં હતાં. તેમાં દ્રૌપદીદર્શન ઘણો વખણાયો હતો, અને બાલકૃષ્ણવિજય નાટકમાંથી રાસમંડળનો રેણુકી છંદનો ગરબો તો એક વાર લોકો મોઢે કરી નાંખી જ્યાં ત્યાં લલકારતા હતા. આ નાટકો ભજવવામાં વિદ્યમાન દક્ષિણી ગૃહસ્થ જ્ઞાનવૃદ્ધ શ્રીયુત શ્રીકૃષ્ણ ગણેશ ખાપર્ડે એમ. એલ. સી. જેઓ હાલમાં નાગપુરમાં વાનપ્રસ્થ જીવન ગુજારે છે, તેઓએ રંગભૂમિની સારી સગવડ કરી આપી હતી; અને કવિશ્રી સાથે તેમના પાછલા જીવનને સારો સાથ આપી મદદ કરી કરાવી હતી.

કૃષ્ણાકુમારી નાટકનો વિષય જાણીતો ઉદેપુર રાજ્યનો કીસ્સો છે. એની શૈલી માટે તે લોકોને પસંદ પડયો હતો. સાર શાકુન્તલ નાટક પણ જો કે સાર તરીકે કવિએ ઓળખાવ્યો છે, છતાં પણ તે કાલિદાસના નાટકનો ઉત્તમ છાયાનુવાદ છે. આ બે નાટકો ભજવાયાં નથી.

***રામજાનકી દર્શન**–કીંમત રૂ. ૦–૮–૦.

***૨૩ ધર્મવિચાર**–આ ગ્રંથમાં કવિશ્રીએ પોતાના માનીતા પત્ર "ગુજરાતી"માં ઇ. સ. ૧૮૮૦ થી તે ૧૮૮૬ સુધીમાં જે જે લેખો લખ્યા તેનો સંગ્રહ છે. આમાં વિચારવાણી મહાસાગરની માફક ગંભીર છે. સમાજ, રાજકારણ, ધર્મ વગેરે અનેક વિષયો ઉપર સુંદર વિચારો દર્શાવ્યા છે.

***૨૪ મારી હકીકત**–આમાં કવિએ પોતાના જન્મ ઇ. સ. ૧૮૩૩ થી માંડીને ૧૮૬૬ સુધીનું આત્મચરિત્ર આપેલું છે. આ ગ્રંથ "ગુજરાતી" પ્રેસ તરફથી છપાયો છે.

**નર્મદાશંકરનું ઉત્તર જન્મચરિત્ર**–એમાં મારી હકીકતમાં લખાયલી વાત પછી એટલે ૧૮૬૫ પછીથી તે ૧૮૮૬ એટલે કવિશ્રીના દેવલોક પામ્યા સુધીની હકીકત આવશે. કવિના લખેલા કેટલાક અપૂર્વ લેખોનો સંગ્રહ કરવામાં આવશે. છપાય છે.

**૨૫ નળાખ્યાન**–મહાકવિ પ્રેમાનંદવિરચિત–શાળાઓમાં ચલાવવા યોગ્ય રીતે સંશોધન કરી છપાવેલું.

**૨૬ નાગર સ્ત્રીઓમાં ગવાતાં ગીતો**–જૂનાં ગવાતાં રીતભાત અને સાંસારિક પ્રસંગનાં અનેક ગીતોનો આમાં અપૂર્વ સંગ્રહ છે. એના પછી ઘણા સંગ્રહો છપાયા છે, પણ આની ખૂબી ન્યારી છે.